મધુર વ્યાખ્યાની બા. બ્ર. પૂજ્ય શ્રી ગિરિશચંદ્રજી મ. સા.

તથા

સાગ્યોદયી બા. બ્ર. શ્રી હરિશમુનિજી મ. સા. ઠા. ૨ ના

સં. ૨૦૩૩ના શ્રી ઘાટકોપર આગ્રારોડ

સ્થા. જૈન શ્રાવક સંઘના

ચાતુર્માસના પ્રવચનો

( જ્ઞાતાધર્મકથાંગ સૂત્રનો ભગવાન મલ્લીનાથનો સુવિસ્તૃત અધિકાર )

# ગિરિધ્વનિ



: પ્રવચનકાર :

સૌરાષ્ટ્ર કેસરી બા. બ્ર. સ્વ. પૂજ્ય શ્રી પ્રાણલાલજી મ. સા. ના

શિષ્યરત્ન પરમ દાર્શનિક બા. બ્ર. પૂજ્ય

શ્રી જયંતિલાલજી મ. સા. ના સુશિષ્ય

શ્રી ગિરીશચંદ્રજી મહારાજ સાહેબ

: પ્રકાશક :

શ્રી મનસુખલાલ છગનલાલ દેસાઈ

એ-૭ મુનિસુવ્રત દર્શન, નવરોજી લેન,

ઘાટકોપર, મુંબઈ-૪૦૦ ૦૮૬.

० પુસ્તક : સિદ્ધિધ્વનિ

० પ્રકાશન તિથિ : વિ. સં. ૨૦૩૪

• પ્રત : ૪૦૦૦

० કિંમત : રૂપિયા ૮-૦૦

० પ્રવચનકાર :

મધુર વ્યાખ્યાની બા. બ્ર. પૂજ્ય શ્રી ગિરીશચંદ્રજી મહારાજ સાહેબ

●

: પ્રાપ્તિસ્થાન :

(૧) શ્રી ઘાટકોપર આગ્રારોડ વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ

ગામદેવી લેન, સંઘાણી એસ્ટેટ, આગ્રારોડ.

ઘાટકોપર, મુંબઈ-૪૦૦ ૦૮૬.

卐

: પ્રકાશક :

(૨) શ્રી મનસુખભાઈ છગનલાલ દેસાઈ

એ-૭ મુનિસુવ્રત દર્શન નવરોજી લેન,

ઘાટકોપર, મુંબઈ-૪૦૦૦૮૬.

ફોન નં. ૫૮૨૫૫૩

卐

० મુદ્રક : નિતીન જે. બદાણી

નિતીન ટ્રેડર્સ

૨૭, મણકૂપા, તિલક રોડ,

ઘાટકોપર, મુંબઈ-૪૦૦ ૦૭૭

મુદ્રણસ્થાન : પ્રવિણકુમાર એલ. સોની

મહિલા મુદ્રણ, ગોળવાડનો નાકે, શાહપુર, અમદાવાદ-૧. ફોન નં. ૨૦૧૫૯

# અનુક્રમ

| પ્રવચન નં. | વિષય | પેજ નં. |
|---|---|---|

| પ્રવચન | વિષય | પેજ નં. |
| --- | --- | --- |




—સમાપ્ત—

# "ગિરિધ્વનિના નાદે"

## (પ્રકાશકનું વિનમ્ર નિવેદન)

આ નિવેદન લખવા બેઠો છું, હાથમાં કલમ પકડું છું, અને મન ઉંડે ઉંડે આત્મપ્રદેશમાં ડુબકી મારી જાય છે અને ફરી ફરી ચકડોળે ચડે છે. બાહ્યમન આંતરમનને પૂછે છે ભાઈ! આજે તું કાંઈ બહુ ઉલ્લાસિત જણાય છે! અને આંતર-મન જવાબ આપે છે. 'જીવનનું સાચું મૂલ્ય જ્ઞાન-ઉપાસના છે જીવનનો સુકાની ધર્મ વિવેક અને જ્ઞાન વિના અંધ છે આજે આવી ઉપાસનાની તક મળી છે તેથી હું અહો ભાગી બન્યો છું. જીવનના શ્રેયના સાધનની આવી આરાધના સદાકાળ મળતી રહે તેમ પ્રભુને પ્રાર્થના કરું છું.

ગોંડલ સંપ્રદાયના પરમ શ્રધ્ધેય પરમ દાર્શનિક પૂ.શ્રી જયંતીલાલજી મ. સાહેબના સુશિષ્ય મધુર વ્યાખ્યાની પૂ.શ્રી ગિરીશચંદ્રજી મહારાજ સાહેબ તથા પ. પૂ. શ્રી હરિશમુનિજી મ. સાહેબ ઠા. ૨. સં. ૨૦૩૨ના ચાતુર્માસ અર્થે જેતપુરથી અત્રે ઘાટકોપર વેસ્ટના સંઘાણી ઉપાશ્રયે પધાર્યા. તેઓશ્રીના મંગળકારી-મધુર મનોહારી વ્યાખ્યાનો સાંભળવાની તક મલી, મન આનંદ વિભોર બન્યું માનવ જીવનની અસુંદરતા અને વિસગતતા દૂર કરી સુંદરતા સુસંગતતા અર્પતા આવા સુંદર વ્યાખ્યાન સંગ્રહ પ્રકાશિત કરવાની તક મળી છે તે બદલ અમો હર્ષ અનુભવીએ છીએ.

પૂજ્ય ગુરુદેવોના વ્યાખ્યાનો વિષે કંઈપણ લખવું કે કહેવું તે તો સૂર્યને દેખાડવા માટે દીવો પ્રગટાવવા જેવી વાત છે. કુદરતી વહેતી ઠંડી મીઠી પવનની લહેરખી આવી રહી હોય ત્યારે હાથ વીંઝણો નાખવાની જરૂર હોય ખરી! પૂ. ગુરુદેવનું એક એક પ્રવચન એક એક શબ્દ જીવનના સુંદર ભાવોને ગતિ અર્પે છે; સુચારૂ માર્ગે લાવી મૂકે છે, હૈયામાં ભવ્ય એવા એક માનવ જીવનની પ્રાપ્તિની ઝંખના જગાડે છે. તેઓશ્રીના સંયમ જીવનની એ એક સિદ્ધિ છે, કે તેઓ સરળતાપૂર્વક ભૂલેલાને સન્માર્ગે લાવી મૂકે છે. વ્યાખ્યાન સંગ્રહો અનેક છે સુંદર છે, પરંતુ 'ગિરિધ્વનિ'નો ધ્વનિ અતિમધુરો છે મનમોહક છે અજોડ છે અપરિહાર્ય છે.

આવા આ સુંદર પુસ્તકના પ્રકાશનનો સંપૂર્ણ યશ અમારા પૂજ્ય તીર્થ સ્વરૂપ માતુશ્રી મણીબહેનને ઘટે છે તેઓની ભાવના અને પ્રેરણાને અમોએ માત્ર મૂર્ત સ્વરૂપ જ આપેલ છે. તેમ કરવામાં શ્રી ઘાટકોપર આગ્રારોડ સ્થા. જૈન સંઘ સંઘાણી એસ્ટેટના મેનેજીંગ કમિટીના સભ્યોએ આપેલ આ તક અને અનુમતિ માટે અમો તેઓશ્રીનો સહૃદયતાપૂર્વક આભાર માનીએ છીએ.

'ભગવાન મલ્લીનાથનો અધિકાર'ના વિષયને પોતાની અજોડ-લાક્ષણિક જ્ઞાન-અમૃત સીંચનારી વાણીમાં આલેખાયેલ આ પુસ્તકનું વાંચન એક વખત હાથમાં લીધા પછી પુરું કર્યા વિના છોડવું ગમે નહીં તેવું રહ્યું છે, અને એ રીતે અનુપમ બન્યું છે. આથી વાંચન સહુના જીવનનું પ્રેરણા સ્થાન બનો જીવનમાં આનંદમંગળનું સિંચન કરતા વિદ્યા વારીક્ષરૂપ બની રહો તેવી મંગળ અભિલાષા સાથે-

પુસ્તક પ્રકાશન ફંડમાં લખાવેલ અન્ય દાન દાતાઓનો આભાર માનવાનું તો ભૂલાય જ કેમ! 'સહ વિર્યં કરવા વહૈ' આ સૂત્રના અમલ રૂપે આ મંગળ કાર્ય પરિપૂર્ણતા પામ્યું છે તેનો હર્ષ અનુભવીએ છીએ. ફરી સૌના આભાર સાથે

આપનો-સદાનો

મનસુખલાલ છગનલાલ દેસાઈ

# "જ્ઞાન ગંગાના ઓવારેથી"

જગતના કોઈપણ ધર્મશાસ્ત્રના ઉપદેશનો નિચોડ કાઢવામાં આવે તો એક સર્વમાન્ય હકિકત જોવા મળે કે માનવ જીવન મહાન છે બહુમૂલ્ય છે. એને પરાર્થે ધસી નાખવામાં જ જીંદગીનું સાચું શ્રેય છે. અન્યના દુઃખે દુઃખી થનારા જ પ્રભુને પ્યારા બન્યા છે. પરન્તુ બીજાના દુઃખો વિના સ્વના સુખની શૈયા શોધનારાઓનો આ જગતમાં તુટો નથી પરંતુ પ્રભુને પ્રિય એવી પ્રવૃત્તિ કરનારા તો વિરલા જ મળે.

જૈન ધર્મની એ મહાન ખુશનસીબી છે કે એનો સંત-સતીગણ અત્યંત વિદ્વાન-બહુશ્રુત, પ્રેમાળ અને કરૂણા સાગર છે. આચારધર્મની આકરી કસોટીમાંથી પાર ઉતરેલ આવા પવિત્ર મહાત્માઓના સંપર્કે અનેક ભવરોગીઓના રોગ ટળી ગયા છે, અશાંત માનવજીવોને પરમશાંતિ પ્રાપ્ત થઈ છે, અને જીવનની જંઝાળને ટુંકી પ્રભુ પ્રિત્યાર્થે જીવન વિતાવતાં થયાં છે.

શ્રી ઘાટકોપર આગ્રારોડ સ્થા. જૈન શ્રાવક સંઘ બૃહદ મુંબઈના ૨૨ સંઘોમાં નવોદિત નાનો સંઘ ગણાય છે. પરંતુ એના કાર્યકર્તાઓ કાંઈક નવું નિરાળુ કરવાની ધગશવાળા છે. શ્રી સંઘનું પ્રથમ ચાતુર્માસ ભારતભરમાં અજોડ એવા સુવિખ્યાત જ્ઞાન વારિધિ માલવ કેસરીજી શ્રી સૌભાગ્ય મલજી મહારાજ સાહેબ તથા પૂ. જીવનમુનિજી મ. સાહેબ ઠા. ૮નું કરાવ્યું. દ્વિતિય ચાતુર્માસ પણ ગો. સં.ના મહાવિદુષી પૂ. શ્રી લલીતાબાઈ મહાસતીજી તથા પ્રખર વ્યાખ્યાતા પૂ. શ્રી તરૂલતાબાઈ મ. સતીજી ( જેઓ ભારતભરમાં પ્રથમ M.A.Ph.D થનાર સાધ્વીજી છે.) ઠા. ૪ કરાવી તેમના ચાતુર્માસ દરમિયાન જ જીવમાત્રના બંધન અને મુક્તિના પાયારૂપ-કારણરૂપ 'કર્મ'ની અકાળ ગતિને સમજાવતી અજોડ ફિલોસોફીનું પુસ્તક 'કર્મગ્રંથ' ભાગ ૧ થી ૬ પ્રકટ કરવાની યોજના હાથ ધરી અને અમોને આનંદ છે કે તેમાંના ત્રણ ભાગ લગભગ પુરા થઈ ગયા છે. અને અમારે ત્યાંથી પ્રાપ્ય છે. તૃતિય ચાતુર્માસ પણ ભવ્ય અને સુંદર હોય એક ઝંખના હતી. અમારા પુરૂષાર્થમાં કચાશ નહોતી અને આયોજન પણ સાંગોપાગ સુંદર હતું. જેતપુર (સૌરાષ્ટ્ર) મુકામે બીરાજતાં મધુર વ્યાખ્યાની ગો.સં.ના પૂ. **શ્રી ગીરીશચંદ્રજી મહારાજ સાહેબ** તથા પૂ. **શ્રી હરીશમુનિજી** ઠા.૨નો સંપર્ક સાધ્યો અને શ્રી સંઘની સેવાભાવના અને ધર્મ પ્રભાવનાની અભિરુચીનો આદર કરી પૂજ્યશ્રીઓએ ચાતુર્માસની ઉદાર હૈયે મંજુરી આપી. ચાતુર્માસનો સમય નજીક આવતાં તેઓશ્રી મુંબઈ પધાર્યા. પૂ. ગુરુદેવની વ્યાખ્યાન શૈલી એવી તો મનમોહક છે કે સાંભળ્યા જ કરીએ. હૈયાને હચમચાવી મૂકે તેવા સુંદર દાખલાઓ-શાસ્ત્ર વચનોના દલીલો દ્વારા શ્રોતાઓના મનમાં રહેલાં વિકારી ભાવોને ધોઈ નાંખે છે. એવા બેનમુન અદ્વિતીય વ્યાખ્યાનોના આ સંગ્રહ ને લીપીબદ્ધ કરી પ્રકટ કરવાની તક અમોને મળી છે એ અમારૂં સદ્ભાગ્ય છે.

વર્તમાન અને ભાવિ પ્રજાને દિવાદાંડીરૂપ બને તેવા આ ધર્મગ્રંથને પ્રકાશિત કરવામાં સહાયભૂત બનનાર દાનવીર શ્રી **મનસુખલાલ છગનલાલ દેસાઈનો** જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. તેઓશ્રીના અંતરમાં રહેલી જ્ઞાન પિપાસા-માનવતા અને કરૂણાના ભાવોને લઈ શુભ કાર્ય માટે ગમે તેટલી મોટી રકમ ખર્ચતાં હોય તેઓ પાછી પાની કરતાં નથી. આ પ્રકાશનમાં પણું રૂા. ૧૧૦૦૧, જેવી માતબર રકમ શ્રી સંઘને અર્પણ કરી શ્રી સંઘના કાર્યને સરળ બનાવી દીધું છે. તે બદલ તેઓશ્રી અમારા અનેક અભિનંદનને પાત્ર છે.

આ બધાં જ વ્યાખ્યાનોને હૈયામાં સંઘરી-હાર્દને સમજી લીપીબદ્ધ કરી આપણી સમક્ષ રજુ કરનાર ભાઈશ્રી ગુણવંતભાઈ ભટ્ટનો પણ અત્યંત આભાર. તેઓ એક સુંદર લેખક તથા વિચારક હોઈ પ્રકાશનમાં અમારૂં કાર્ય પણ સવિશેષ સરળ બન્યું છે – તેઓના સહકાર બદલ ધન્યવાદ.

શ્રી નિતિનભાઈ બદાણીને તો ભૂલાય જ કેમ ! વ્યાખ્યાનના પ્રુફો તૈયાર કરાવીશ્ર મણોપાસક દ્વારકાદાસભાઈ દ્વારા સુધારાએલ પ્રુફો ને સમયસર મેળવી અનેક અડચણો વચ્ચે આટલા મોટા પુસ્તક પ્રકાશનના કાર્યમાં સહાયભૂત બન્યા છે તે બંદલ શ્રી નિતિનભાઈ બંદાણી તથા શ્રી દારકા-દાસભાઈ નો ખુબ ખુબ આભાર, અન્ય અનેક નામી-અનામી સહકાર્યકરોનો પણ આ તકે આભાર.

આ પુસ્તકના વાંચન પછી સમાજના લાખો માનવીઓમાં થોડાકના પણ જીવનમાં સુયોગ્ય પરિવર્તન થવામાં આ પુસ્તક નિમીત્ત અને પ્રેરણારૂપ બનશે તો અમારા સહુનો આ પ્રયાસ–પુરુષાર્થ સફળ થયો લેખાશે. એમ માનીએ છીએ.

અંતમાં અન્ય અનેક નાના–મોટા દાન દાતાઓ જેમના સહકાર વગર આ પ્રકાશન કાર્યને પહોંચી વળાયું ન હોત તેઓ દરેકનો શ્રી સંઘ અંતઃકરણપૂર્વક આભાર માને છે અને શ્રી સમાજ અમારી સાથે છે તેનું ગૌરવ અનુભવે છે.

પુસ્તક પ્રકાશનમાં ક્યાંય અશુદ્ધ રહી જવા પામી હોય કે ઉણપ જણાતી હોય તો સહુ ઉદાર હૈયે ક્ષમા કરશો એવી અભ્યર્થના સાથે.

આપના સંઘ સેવકો

રસીકલાલ સુખલાલ તુરખીયા
વાડીલાલ મગનલાલ ખારા
ચંદ્રકાંત શિવલાલ શાહ
( માનદ્ મંત્રીઓ ) ના વંદન,

શ્રી ઘાટકોપર આગ્રારોડ સ્થા. જૈન શ્રાવક સંઘ



## સિધ્ધિધ્વનિના સહાયક દાતાઓની યાદી (ચાલુ)

| | | |
|---|---|---|
| ૨૫૧-૦૦ | શ્રીમતી શાન્તાબેન ઝવેરચંદ મહેતા | |
| ૨૫૧-૦૦ | શ્રી | મુલચંદ જાદવજી દોશી |
| ૧૩૯-૦૦ | શ્રી | છબીલદાસ ખુશાલચંદ બદાણી |
| ૧૨૦-૦૦ | શ્રી | ચુનીલાલ સાકરચંદ ભીમાણી |
| ૧૦૧-૦૦ | શ્રી | મનસુખલાલ નાનજી ઠોસાણી |
| ૧૦૧-૦૦ | શ્રી | કીર્તીકુમાર મુળજીભાઈ શાહ |
| ૧૦૧-૦૦ | શ્રી | ધીરજલાલ મુળજીભાઈ અંબાણી |
| ૧૦૧-૦૦ | શ્રી | કાન્તીલાલ કમળશી ભામાણી |
| ૧૦૧-૦૦ | શ્રી | અમીચંદ વી. દોશી |
| ૧૦૧-૦૦ | શ્રી | ધનજીભાઈ હીરજીભાઈ ભામાણી |
| ૧૦૧-૦૦ | શ્રી | હીરાલાલ અમૃતલાલ ઝાટકીઆ |
| ૧૦૧-૦૦ | શ્રી | નવીનચન્દ્ર ગીરધરલાલ ઝાટકીઆ |
| ૧૦૧-૦૦ | શ્રી | રાઘવજી હંસરાજ છેડા |
| ૧૦૧-૦૦ | શ્રી | કિશોરભાઈ સી. મહેતા |



# !!! ઐતિહાસિક ચાતુર્માસની અપૂર્વતા !!!

શાસનની સાચી મૂડી સંતો છે. સંતોએ શ્રમણ સંસ્કૃતિની ધારાને અખંડ રીતે ચાલુ રાખી છે. **આચારે અહિંસા અને વિચારે અનેકાન્ત** જેવા મૂલ્યવાન સિદ્ધાન્ત વડે **જીવો અને જીવવાદોનો** મંત્ર સંતોએ જ લોકહૃદય સુધી પહોંચાડયો છે. આવા સંતો વિશ્વના પરમોપકારી ગણાય છે.

વિષયોની વિવિધતા ભરી મોહમયી મુંબઈ નગરીને વૈરાગ્ય અને વિતરાગ વાણીનું અમૃત પાન કરાવવા પૂજ્ય આચાર્ય ભગવંતો, પૂજ્ય મુનિમહારાજો અને પૂજ્ય મહાસતીજીઓ વર્ષોથી ઘણી સારી સંખ્યામાં બ્રહદ્ મુંબઈને આંગણે પધારી રહ્યા છે. જેનાથી આપણે સૌ ધન્ય બની રહ્યા છીએ.

અમારા શ્રીસંઘના પરમ સૌભાગ્યે સૌરાષ્ટ્ર કેસરી સ્વ. પૂજ્ય ગુરુદેવ **શ્રી પ્રાણલાલજી મ. સા.**ના શિષ્યરત્ન પરમદાર્શનિક બા. બ્ર. પૂજ્ય **શ્રી જયંતિલાલજી મ. સા.**ના સુશિષ્ય મધુર વ્યાખ્યાની બા. બ્ર. **શ્રી ગિરીશચંદ્રજી મ. સા.** તથા ભાગ્યોદયી બા. બ્ર. **શ્રી હરિશમુનિજી** ઠા. ૨ને સં. ૨૦૩૧ના જેતપુર (સૌરાષ્ટ્ર) મુકામે અમો શ્રી સંઘ એક પ્રતિનિધિ મંડળ લઈને ચાતુર્માસની વિનંતી અર્થે ગયા હતા.

અમારી અનન્ય લાગણી અને ભક્તિ ભરી ભાવનાને લક્ષ્યમાં રાખી પૂજ્ય મુનિદ્વયે અમોને ચાતુર્માસનું આશ્વાસન આપેલું હતું. શ્રી સંઘના પરમ ભાગ્યોદયે અમારી વિનંતીનો સ્વીકાર કરી પૂજ્ય મુનિરાજોએ તા. ૧૮-૧૨-૭૫ના ગોંડલથી મુંબઈ તરફનું પ્રયાણ કર્યું. અમો શ્રી સંઘના ભાઈઓ અમદાવાદ-વડોદરા-સુરત-પાલઘર વગેરે સ્થળે જઈને સંત દર્શન અને ધર્મલાભ મેળવી ઉત્સાહિત બની રહ્યા હતા. સં. ૨૦૩૨ વદ ૧૦ તા. ૨૫-૩-૭૬ ગુરુવારના સુલુન્ડની કુમારી શ્રી હંસાબેન ઘાટલીયા (**બા. બ્ર. શ્રી જયેશાબાઈ મહાસતીજી**)ની દીક્ષા નિમિત્તે ઉગ્ર વિહાર કરીને પૂજ્યવરો મુંબઈ તરફ પધારી રહ્યા હતા.

## !!! બ્રહદ્ મુંબઇમાં પદાર્પણ અને ભવ્ય સ્વાગત !!!

તા. ૭-૩-૭૬ રવિવારના બ્ર. મુંબઇના પ્રવેશ દ્વાર સમા બોરીવલીને આંગણે મુનિદ્વય પધારતાં દાનવીર ધર્મપ્રેમી સમાજ સેવક શ્રીયુત હરીલાલ જેચંદ દોશીના પ્રમુખપદે સ્વાગત સમારોહનું એક આયોજન કરવામાં આવ્યું હતું. પૂજ્ય મુનિરાજો તેમજ બા.બ્ર. વિદુષી પૂજ્ય શ્રી ગુલાબબાઈ મ. ઠા. ૫ (શાંતાક્રુઝ ચાતુર્માસના લક્ષ્યે) પધારતાં બોરીવલી શ્રી સંઘના આંગણે અને શ્રી આગ્રારોડ ઘાટકોપર શ્રીસંઘ તેમજ શાંતાક્રુઝ શ્રીસંઘના સાનિધ્યમાં બ્ર મુંબઈની ધર્મપ્રેમી વિશાળ જનતાએ સુદૂર સુધી જઈને સ્વાગત કર્યું હતું. ભગવાન મહાવીર અને જૈન ધર્મના જય ધ્વનિઓ, માતાઓના મંગળ ગીતો દ્વારા ગગન ગુંજી રહ્યું હતુ. આ હતું સંત-સતીજીઓ પ્રતિનું આદર અને સન્માન !

બંને શ્રીસંઘોના મંત્રીશ્રીઓના સ્વાગત બાદ બા. બ્ર. પૂ. વિદુષી શ્રી હીરાબાઈ મ. ઠા. ૭ બા. બ્ર. પૂ. વિદુષી શ્રી પ્રાણકુંવરબાઈ મ. ઠા. ૪ બા બ્ર. પૂ. વિદુષી શ્રી લલિતાબાઈ મ. ઠા. ૮ બા. બ્ર. પૂ. વિદુષી શ્રી લીલમબાઈ મ. ઠા. ૧૧ એ પૂજ્ય ગુરુદેવોનું તેમજ પૂજ્ય શ્રી ગુલાબબાઈ મ. ઠા. ૫નું બહુમાન પૂર્વક પરમ શ્રધ્ધાભક્તિ સાથે સ્વાગત કરી પ્રવચન ફરમાવેલ હતું.

ઘ. મુંબઈના સ્થા. જૈન સંઘોના અનેક પ્રતિનિધિઓએ પૂજ્યવરોના પદાર્પણને પોતાનું પરમ સૌભાગ્ય સમજી હાર્દિક સ્વાગત કરતાં પ્રવચનો કર્યા હતા. પ્રમુખશ્રી હ. જે. દોશીએ કહ્યું હતું કે પૂજ્યશ્રીઓના આગમનથી મુંબઈ નગરી ધન્ય બની છે અને આપણે સૌ સંત-સતીજીઓની ધર્મપ્રેરણાઓથી જીવન મંગળતાનો સંદેશ મેળવી અહોભાગી બની જશું. બા. બ્ર. પૂ શ્રી પદ્માબાઈ મ. એ સુંદર પ્રેરણાત્મક પ્રવચન ફરમાવી ગુરૂદેવના સ્વાગતમા ભળી જતાં ધન્યતા અનુભવી હતી. પૂજ્યશ્રી ગિરીશમુનિજીએ પોતાની લાક્ષણિક શૈલીથી ઘ. મુંબઈની જનતાને વિશ્વની વૈભિલી આબોહવા સામે ધર્માભિમુખ અને શાસન વત્સલ બનવાનો માર્મિક સંદેશ ફરમાવેલ હતો.

આભાર દર્શન, લાડુની પ્રભાવના, માંગલિક શ્રવણ અને જયનાદોથી સમારોહ સમાપ્ત થયો હતો.

## !!! વરસીતપ પારણા પ્રસંગે પૂજ્યશ્રીનો પ્રથમ પ્રવેશ !!!

સં. ૨૦૩૨ના વરસીતપના પારણા પ્રસંગે મુનિદ્વય અમારા ધર્મસ્થાનકે પ્રથમવાર પ્રવેશ કરતાં. શ્રી સંઘે શાનદાર સન્માન કર્યું હતું. અક્ષય તૃતિયાનો મહિમા અને વરસીતપનું મહત્વ સંબંધી પૂજ્યશ્રીના પ્રવચનો સાંભળી અમો સૌ ધન્ય બની ગયા હતા. શ્રીસંઘને આંગણે સમુહ પારણા અને વિશાળ માનવમહેરામણ એ પૂજ્યશ્રીનો અદ્ભૂત પ્રભાવ હતો.

## ચાતુર્માસ પ્રવેશ અને ધર્મઆરાધના

અમો શ્રી સંઘની હાર્દિક ભાવનાને સફળ કરવા પૂજ્ય શ્રીઓ ઘ. મુંબઈના અનેક ધર્મક્ષેત્રોને પાવન કરતાં ધર્મલાભ આપી ચાતુર્માસ કલ્પ માટે તા. ૭-૭-૭૬ બુધવારે પધારતાં.

"ગિરીશમુનિજી આવ્યા છે, નવી રોશની લાવ્યા છે."
"હરિશમુનિજી આવ્યા છે, સૌને મન સવાયા છે."

આવા ભાવભર્યા યુવકોના ગગનભેદી સૂત્રોના નારાઓ અને બહેનોના મંગળ રસભક્તિના ગીતો વડે શ્રી સંઘે ભવ્ય રીતે અપૂર્વ જનતાના સમુદાય સાથે ચાતુર્માસનો મંગળ પ્રવેશ કરાવ્યો હતો. શ્રીસંઘના પ્રમુખશ્રી તેમજ મંત્રીશ્રીઓના ભાષણ અને સ્વાગત બાદ પૂજ્યશ્રીએ ચાતુર્માસનો ધર્મસંદેશ ફરમાવ્યો હતો.

## ધર્મમંડપ અને સંયમતપ સાધનાના શ્રીગણેશ !!!

મુનિદ્વયના ચાતુર્માસ પ્રારંભે શ્રી સંઘ ને આંગણે ધર્મમંડપ બંધાયો દાન-શીલ-તપ-ભાવનાના ચૌક પુરાયા અને સયમ તપ સાધનાના શ્રીગણેશ થયા. પૂજ્યશ્રી ગિરીશચંદ્રજી મ. સા. ગૃહોચિત આદર્શધર્મના કર્તવ્યો સાથે સૂત્રગત ભગવાન મલ્લીનાથનો અધિકાર પ્રવચન સમયે સમન્વયાત્મક દૃષ્ટિથી ફરમાવતાં હતા. પૂજ્યશ્રી હરિશમુનિજી દ્રોપદીજીનો અધિકાર તેમજ બપોરના શ્રી મયણરેખાનો રાસ ફરમાવતા હતા.

પૂજ્યશ્રીના પ્રભાવક પ્રવચનોનો સંગ્રહ કરી પ્રકાશન કરવા માટે શ્રી સંઘે નિર્ણય કર્યો હતો. તે પ્રવચનોની નોધ થઈ રહી હતી. ચાતુર્માસની પ્રત્યેક આઠમ, પાખી અને પર્વના દિવસોમાં લાપમીછઠ, ઈન્દ્રિયવિજયતપ, કનકાવતીતપ, પોલાઅઠમ, ગૌતમ પડઘો, વીરભાણુંતપ, પાંચ પચક્ખાણતપ, અઠમતપ, દીપકતપ, દહીવડાતપ, લાડવાછઠ, મેવાછઠ, કષાય નિરોધતપ રાત્રિ જાગરણ વગેરે કરાવવામા આવ્યા હતા સામાયિકના સમોસરણ, સામાયિકના સોળભથા, નવરંગી સામાયિક,

સપ્ત રંગી સામાયિક, પંચદશી સામાયિક, ત્રયોદશી સામાયિક, સ્વર્ગ-વિમાની સામાયિક, લઘુ સર્વતોભદ્ર સામાયિક આદી અનેક પ્રકારે એક એક આસને વિવિધ રીતે હજારો સામાયિક વ્રતની સાધના થઈ હતી.

અખંડ શાંતિજાપ, નવલાખ નમોકકાર મંત્રના જાપ પણ બે વખત કરવામાં આવ્યા હતા. તપ, જપ અને સામાયિકાદિ સાધનાના આરાધકોનું બહુમાન પણ વિવિધ રીતે કરવામાં આવતું હતું.

!!! આજીવન બ્રહ્મચર્ય વ્રતના પચકૂખાણ !!!

૧ અ. સૌ. ભાનુબેન ચુનીલાલ વચ્છરાજ
૨ અ. સૌ. પુષ્પાબેન બેચરલાલ કેશવલાલ સંઘવી
૩ અ. સૌ. વિલાસબેન મગનલાલ મોતીચંદ ગાંઠાણી
૪ અ. સૌ. શાંતાબેન વિઠ્ઠલદાસ નરભેરામ સંઘવી
૫ અ. સૌ. કૈલાસબેન ચંપકલાલ નારણજી ગોહેલ
૬ અ. સૌ. પ્રભાબેન કેશવલાલ બીલખીયા
૭ અ. સૌ. શારદાબેન વસંતરાય જમનાદાસ મગીયા
૮ અ. સૌ. જયાબેન રેવાલાલ માણેકચંદ દોશી
૯ અ. સૌ. રંભાબેન રતનશી વેલજી દોશી
૧૦ અ. સૌ. યશોમતીબેન બાબુલાલ અમીચંદ શેઠ
૧૧ અ. સૌ જયાબેન દોલતરાય દુર્લભજી ગાંધી
૧૨ અ. સૌ. લલીતાબેન જયંતિલાલ નાથાલાલ કામદાર
૧૩ અ. સૌ. લાભુબેન ત્ર્યંબકલાલ ગાંડાલાલ મગીયા
૧૪ અ. સૌ. શાંતાબેન હીરાલાલ બેચરભાઈ મોદી
૧૫ અ. સૌ. લીલાવંતીબેન જમનાદાસ ખુશાલદાસ અજમેરા

શ્રી સંઘ તરફથી બ્રહ્મચર્ય વ્રતધારીઓનું સજોડે સન્માન કરતાં ગરમ સાલ રોકડા રૂા. અર્પણ કરી સુખડનો હાર પહેરાવી બહુમાન કરવામાં આવેલ હતું. વ્રતધારીઓ તરફથી શ્રી સંઘની સંસ્થાઓમાં સારી રકમ પણ દાનમાં આપવામાં આવેલી હતી.

!!! માસખમણ તપ વરઘોડો !!!

તા. ૮-૮-૭૬ના રાજકોટ નિવાસી તપસ્વીશ્રી વ્રજકુંવરબેન નરભેરામ ગાંધીએ ૩૧ ઉપવાસની વયોવૃધ્ધ વયે તપશ્ચર્યા કરતાં શ્રી સંઘના સાનિધ્યમાં તેમના સન્માર્થે એક વરઘોડાનું આયોજન કરવામાં આવ્યું હતું. વરઘોડો કામાલેન નિવાસી શ્રી ચંપકલાલ નારણજી ગોહેલને ત્યાંથી સવારે ૮ વાગે શરૂ કરવામાં આવ્યો હતો. મ. ગાંધીરોડ, આગરારોડ થઈને ઉપાશ્રયે પહોંચતા હજારો નરનારીઓ તપસ્વીજીના દર્શન કરી તપસ્યાની અનુમોદના કરી હતી.

!!! ગ્રન્થ અને ગ્રન્થાલયનું ઉદ્ઘાટન !!!

પૂ. ગિરીશમુનિજીએ તપ, સંયમની સૌરભ વિષે મનનીય પ્રવચન ફરમાવેલ હતું. સન્માન કયારે અને કોને હોઈ શકે તેની સુંદર સ્પષ્ટતા કહેલી હતી. શ્રી પ્રવીણચંદ્ર પી. કામદાર (ડે. મ્યુ. કમીશનર)ના પ્રમુખપદે બા. બ્ર. વિદુષી શ્રી લલિતાબાઈ મ.ના અનુવાદિત (ગુજરાતી)

*

કર્મગ્રન્થ ભા. ૧-૨નું ઉદ્‌ઘાટન જૈન સમાજના ધર્મવીર શ્રી રતિચંદ સુખલાલ શાહ દાદરવાળાએ કરેલ હતું. શ્રી છગનલાલ હીરાચંદ દેસાઈ અમરાપુરવાળા લાઇબ્રેરી હૉલનું નામ કરણ અને ઉદ્‌ઘાટન શ્રી ગુલાબરાય ડી. દડીયાના શુભ હસ્તે કરવામાં આવેલ હતું. શ્રી કામદાર, શ્રી દડોયા, શ્રી દેસાઈ તેમજ સંઘના પ્રમુખ અને મંત્રીઓએ ભાષણ કર્યા હતા. તપસ્વીજી તેમજ અતિથિઓનું સન્માન કરી હાર પહેરાવવામાં આવ્યા હતા. તપસ્વીજી તરફથી વિવિધ સંસ્થાઓમાં દાન તેમજ લાડુની પ્રભાવના કરવામાં આવેલ હતી.

## ! ! ! પર્વાધિરાજ પર્યુષણપર્વની અપૂર્વતા ! ! !

પર્વાધિરાજ પર્યુષણપર્વના સ્વાગત માટે આઠે દિવસ વહેલી સવારે સેંકડો બાલ-બાલિકાઓ ભ. મહાવીરના જયનાદો અને મંગલ સૂત્રોને બોલતા પ્રભાતફેરીમાં જતાં હતા. ધર્મપ્રેમી સજ્જનો પ્રભાતફેરીનું સ્વાગત કરી સૌને ઈનામો અને પ્રભાવનાઓ આપતા હતા. શ્રી સંઘે ઉભા કરેલા ભવ્ય મંડપમાં પ્રતિદિન સવારે તા. ૧૦ા ના સમયે પ્રથમ પૂ. હરિશમુનિજી અંતગડ સૂત્ર ફરમાવતા હતા. મધુર વ્યાખ્યાતા પૂ. શ્રી ગિરીશમુનિજીએ આઠ વિષયો ઉપર તલસ્પર્શી પ્રવચનો ફરમાવ્યા હતા. દરરોજ પતાસાની પ્રભાવના થતી હતી ચારેક હજારનો માનવ મહેરામણ પર્વનો મહામૂલો સંદેશ સાંભળી ધન્ય બની રહ્યો હતો.

## ! ! ! પર્વની તપશ્ચર્યા, સન્માનયાત્રા, પારણાં અને લ્હાણી ! ! !

| સિદ્ધિતપ | ૩૧ | ૩૦ | ૨૧ | ૧૬ | ૧૧ | ૧૦ | ૯ | ૮ | ૭ | ૬ | બ્રહ્મચર્ય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૨ | ૨ | ૧ | ૧૬ | ૧૭ | ૩ | ૩૧ | ૮૯ | ૬ | ૯ | ૧૮ |

તપસ્વીઓની સન્માનયાત્રા શ્રી બાબુભાઈ અમીચંદ શેઠ તરફથી તેમના નિવાસસ્થાને (ઈન્દ્રદીપ સો.)થી શરૂ થઈ હતી બેંડવાજા, કળશ સાથે બેનો, જૈનશાળાનો બાલ સમુદાય ૬૦ મોટરોમાં તપસ્વીઓ, હજારો ભાઈ-બહેનોના સમુદાય સાથે આગ્રારોડ, સ્ટેશન, મ. ગાંધીરોડ ઉપર ભ. મહાવીરના મંગળ સૂત્રો અને બહેનોના ગીતો સાથે પસાર થતા ઉપાશ્રયે પહોંચતા સ્વાગત કરી સૌને અ. સૌ. શ્રી સુશીલાબેન હિંમતલાલ મહેતા તરફથી સમુહ પારણા કરાવવામાં આવ્યા હતા. સિધ્ધિતપ તથા માસખમણ તપવાળાને શ્રી સંઘ તરફથી સોનાનો કરડો અને કલકત્તા-વાળા શ્રી ચુનીલાલ ફુલચંદ દોશી તરફથી સ્ટીલની કોઠી બાકીના સંઘ તપસ્વીઓને શ્રી સંઘ તરફથી સ્ટીલના તપેલા તપેલીઓ તથા અન્ય ગૃહસ્થોએ મોટા કુંડા તપેલી વગેરે આપી સન્માન કરેલ હતું.

## !!! ૭૧ ઉપવાસની અપૂર્વ તપશ્ચર્યા !!!

રાજકોટવાળા મહાતપસ્વી શ્રી તારાબેન ગુલાબચંદ મણીયાર તા. ૪-૯-૭૬ના રોજ ૬૩ ઉપવાસે ઉપાશ્રયે પધારતા શ્રી સંઘે સ્વાગત કર્યું હતું. તેઓશ્રીની તપસ્યા પૂ. મ. શ્રીના સાનિધ્યમાં સુખશાતાપૂર્વક ચાલી રહી હતી. તા. ૧૨-૯-૭૬ રવિવારે મહાતપસ્વી શ્રી તારાબેનની તપશ્ચર્યાના સન્માન અર્થે શ્રી ચીમનલાલ ચંપકભાઈ કપાસી તરફથી તેમની સન્માન યાત્રાનો વરઘોડો (સીતારામ ભુવન)થી આયોજવામાં આવ્યો હતો. શહેરમાં ફરી જૈન ભુવનમાં ભવ્ય મંડપમાં પહોંચતા ત્યાં ધર્મરત્ન શ્રી રતિચંદ સુખલાલ શાહના પ્રમુખપદે સન્માન સમારોહનું આયોજન કરવામા આવ્યું હતુ અતિથિ વિશેષ તરીકે શ્રી વાડીલાલ કપુરચંદ દલાલ સાવરકુંડલાવાળા શ્રી

હીરાભાઈ અમૃતલાલ મગીયા, જેતપુરવાળા શ્રી જગજીવન દેવજીભાઈ શેઠ હતા. બા. બ્ર. શ્રી કૌશલ્યાબાઈ મ. બા. બ્ર. વસુબાઈ મ. શ્રી ગિરીશમુનિજી વગેરેના પ્રવચનો થયા હતા. શ્રી સંઘ પ્રમુખ રસીકભાઈ શાહે તારાબેનને સોનાનો ચેઈન અને ગરમ સાલ અર્પણ કરી સુખડના હાર સાથે સન્માન કરેલ હતું. પારણું કરાવનાર અ. સૌ. જ્યોત્સનાબેન મનહરલાલ લાખાણી બોરીવલીવાળાએ તપસ્વી તારાબેનબેનને પારણાં માટે ચાંદીની થાળી, ચાંદીના બે કટોરા, ગ્લાસ, ચમચ વગેરે અર્પણ કરી સન્માન કર્યું હતું. શ્રી રવિચંદ ભાઈ, શ્રી હીરાભાઈ, શ્રી વાડીભાઈ, શ્રી રસીકભાઈ શાહ વગેરેએ શ્રી તારાબેનનું તપ-સન્માન કર્યું હતું. હજારો ભાઈ બેનોની હાજરીમાં તપસ્વીજીએ પારણું કર્યું હતું. આ ભવ્ય પ્રસંગની ઉજવણી માટે શ્રી વાડીભાઈ ખારાએ આભાર દર્શન કર્યું હતું. લાડુની પ્રભાવના સાથે સૌએ વિદાઈ લીધી હતી. તપસ્વીના પિતાશ્રી ગુલાબચંદ મનજી મણીયાર તરફથી શ્રી સંઘને રૂા ૧૦૦૧ પ્રવચન પ્રકાશન માટે રૂા. ૭૦૨ તથા રૂા. ૫૦૧ આયંબીલ ખાતે આપ્યા હતા. શ્રી જગન્નાથ હીરાચંદ જસાણી તથા શ્રી નરભેરામ દેવચંદ દેસાઈ તરફથી પર્વના સર્વે તપસ્વીઓ તેમજ ૧૮ બ્રહ્મચર્ય વ્રત ધારીઓનું સન્માન કરી ભવ્ય ભોજન સમારંભ યોજવામાં આવ્યો હતો. ૩૫૦ ઘરનો સંઘાણી એસ્ટેટ આગ્રારોડ ઘાટકોપર શ્રી સંઘમાં કુલ ૧૮૯ તપશ્ચર્યામાં નાના બાળકો-યુવકો અને વયોવૃદ્ધ મહાનુભાવોની આરાધના એ અમારી ભાવનાનું અપૂર્વ અનેરૂ દર્શન હતું.

## !!! મહાવીર નિર્વાણકલ્યાણક અને સાધના !!!

ભગવાન મહાવીર નિર્વાણકલ્યાણક નિમિત્તે એકાદશાંગી સાધના કરાવવામાં આવી હતી. જેમાં બેઠેલા સર્વેના સન્માન તેમજ પારણાં શ્રી પ્રાણલાલ હરજીવનદાસ બેતાણી તરફથી કરાવવામાં આવેલ હતા. કલ્યાણક પ્રસંગે પૂ. ગિરીશમુનિજીએ ભ. મહાવીરના જીવનકવન પર અપૂર્વ ધર્મસાધના અને નિર્વાણ સંબંધી ત્રિદીવસીય પ્રેરક મનનીય પ્રવચનો ફરમાવ્યા હતા. નૂતન વર્ષને દિવસે સામુહિક અભિનંદન સમારોહ યોજતા પૂ. ગુરુદેવે અભિનંદનની યોગ્યતાનું દર્શન કરાવી અભિનંદન સંદેશ ફરમાવેલ હતો.

**જ્ઞાનપંચમી પ્રદર્શન :** જ્ઞાનપંચમીની આરાધના પ્રસંગે ઉપવાસની આરાધના અને ઠાળીયા તપ થયા હતા. તેઓનું સન્માન શ્રી ભારતી જ્વેલર્સ તરફથી થયું હતું. જ્ઞાનપંચમીની પ્રભાવના નિમિત્તે જૈન આગમ, ગ્રન્થો, સાહિત્ય વિગેરેનું મનોહર ચિત્ત આકર્ષક ભવ્ય પ્રદર્શન યોજવામાં આવેલ હતું જેનું ઉદ્ઘાટન રૂા. ૫૦૧ની ઉછામણી લઈ શ્રી નાનાલાલ હરજીવનદાસ બેતાણીએ કરેલ હતું.

## !!! "જૈન ધાર્મિક શિક્ષણ શિબિર" !!!

તા. ૨૭-૧૦ ૭૬ થી તા. ૩-૧૧-૭૬ સુધી હાઈસ્કુલ અને કોલેજના વિદ્યાર્થી ભાઈ-બહેનો માટે એક અપૂર્વ જૈન ધાર્મિક શિક્ષણ શિબિરના વર્ગો બપોરના ૨ા થી ૪ા સુધી યોજવામાં આવ્યા હતા. ૧૩૫ની સંખ્યા એ અપૂર્વ જીજ્ઞાસા તેમજ ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક આઠેય દિવસ હોંશભેર સૌએ લાભ લીધો હતો. જૈન ધર્મના વિષયોને પ્રશ્નોત્તર સાથે તૈયાર કરવામાં આવેલ હતા. નિબંધ અને વકતૃત્વ સ્પર્ધા સાથે પ્રશ્ન પેપરનું આયોજન ઘણું રસપ્રદ હતું. ભૌતિક વાદના ઝેરીલા વાતાવરણથી પર રહી ધાર્મિક પંથે વિશેષ રસ લેતા કરવા પૂજ્ય મુનિશ્રીની આ શિબિરે અપૂર્વ સફળતા મેળવી હતી. તેઓશ્રીનો અથાગ પરિશ્રમ પરોપકારનું પુનિત

કાર્ય હતું. જૈન ધર્મના જ્ઞાનથી યુવક અને યુવતીઓ ખૂબ જ પ્રભાવિત થયા હતા. વર્ગ અને વિષયવાર ઘણાં સારા ઈનામો, પ્રભાવનાઓ ઉદારમને આપવામાં આવ્યા હતાં.

## "ચાતુર્માસ સમાપ્તિ અને વિદાઈ"

કાર્તિક પુર્ણિમા પ્રસંગે કર્મચૂરણતપની પંચાંગી આરાધના કરાવવામાં આવેલ હતી. તપસ્વીઓના બહુમાન શ્રી ભારતી જ્વેલર્સ તરફથી કરવામાં આવ્યા હતા. પૂ. ગિરીશમુનિજીએ લોકાશાહની ધર્મક્રાન્તિ ઉપર અપૂર્વ વિવેચન કર્યું હતું. મુનિદ્વયની ચાતુર્માસ ક્ષમાપના બાદ શ્રી સંઘના પ્રમુખશ્રી, માનદ્ મંત્રીઓ તથા શ્રી પ્રતાપભાઈ ગાંધીએ પૂજ્ય ગુરૂદેવના પરમ ઉપકારનું દર્શન કરાવી, અનન્ય ભાવભક્તિ સાથે ચાતુર્માસનો અપૂર્વ આનંદ અને અપૂર્વ વિવિધ સાધનાનો ખ્યાલ કરાવી પરમ ગૌરવનો અનુભવ વ્યક્ત કર્યો હતો. મુનિદ્વય તા. ૭-૧૧-૭૬ રવિવારે વિરાટ જનસમુદાય સાથે નવરોજ લેન પરમાણંદ વાડીમાં પધાર્યા હતા. માનનીય પુણ્ય સંપત્તિ વિષય ઉપરના સચોટ મનનીય પ્રવચન બાદ માંગલિક સાંભળી શ્રી પ્રવીણભાઈ દેસાઈ તથા શ્રી જયવંતભાઈ જસાણી તરફથી પતાસા અને કેળાની પ્રભાવનાઓ કરવામાં આવી હતી. પૂ. મુનિશ્રીઓનું સવારની પ્રાર્થનાથી પ્રવચન, સાધના આરાધના, તપશ્ચર્યા, જાપ, રાસ, પ્રતિક્રમણ અને રાત્રિ ધર્મ ચર્ચા જ્ઞાન ગોષ્ઠિથી ચાતુર્માસનું મઘમઘતું અને ધમધમતું વાતાવરણ આ બાલ વૃદ્ધ સૌને માટે સદા ચીરસ્મરણ રહેશે. પૂજ્ય ગુરૂદેવોને સૌરાષ્ટ્રમાંથી લાવી ધર્મ ધ્યાન, તપ ત્યાગ અને જ્ઞાન વૃદ્ધિના મહાલાભને મેળવી અમો શ્રી સંઘ પરમ આનંદ સાથે ગૌરવનો અનુભવ કરીએ છીએ ખરેખર સં. ૨૦૩૨નું ચાતુર્માસ અમારા શ્રી સંઘના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે અંકિત બની રહેશે.

## પૂજ્ય ગુરૂદેવ શ્રી ગિરીશચંદ્રજી મ. સા. ની ૨૫ મી

## દીક્ષા જયંતિ અને આરાધના તપ મહોત્સવ

શ્રી સંઘની પ્રબલ ભાવના અને અનન્ય લાગણીપૂર્વકની વિનંતીનો સ્વીકાર કરી પૂજ્ય ગુરુદેવે ૨૫મી દીક્ષા જયંતિ નિમિત્તે આરાધના તપ મહોત્સવ ઉજવવાનો અપૂર્વ લાભ અમોને સહર્ષ આપ્યો હતો. સંવત ૨૦૩૩ કારતક વદ ૦)) તા. ૨૧-૧૦-૭૮ રવિવારથી ૧૬ દિવસના આરાધના તપનું આયોજન કરવામાં આવ્યું હતુ. જેમાં બ્રહદ મુંબઈના તેમજ પુના, કટક, રાજકોટ, જામનગર, ગોંડલ, સાવરકુંડલા, કાલાવડ અને ચિત્તલ વગેરેના ૧૪૦ ભાઈબેનો બેઠા હતા. ૧૬ દિવસમા ૫ ઉપવાસ, ૪ આયંબીલ, ૩ એકાસણા અને ૪ બેઆસણાની તપશ્ચર્યા કરવામાં આવેલી હતી.

## !!! આરાધકોને આવશ્યક હતું !!!

દરરોજ બે વખત પ્રતિક્રમણ, ૯ સામાયિક, ૫૧ વંદણા, ૫૧ લોગસ્સનો કાઉસગ્ગ, ૩ કલાક મૌન, લોગસ્સની ૨૦ માળા ૨૧ નમોત્થુણં, તીર્થંકરોનો જાપ વગેરે ફરજીયાત કરવાનું હતું. સવારે પ્રભાતે પ્રાર્થનામાં સેંકડો લોકો સાથે આરાધકો લાભ લેતા હતા. જેમાં રોજ ૧૫ ઈનામો, દીક્ષા જયંતિને દિવસે ૧૧૧ ઈનામો અને અભિનંદન સમારોહના સમયે ૫૧ ઈનામો લોકો તરફથી આપવામાં આવ્યા હતા. આરાધકો માટે વિવિધ પ્રકારના ૨૦ બોલની નિયમાવલીનું પાલન પણ ફરજીયાત હતું.

## !!! ધર્મલાભનો નિત્ય અનુક્રમ !!!

દરરોજના કાર્યક્રમમાં સવારે પ્રાર્થના પૂ. શ્રી હરિશમુનિજી કરાવતા હતા. પ્રવચન સમયે પ્રથમ શ્રી હરિશમુનિજી ધર્મપ્રવચન ફરમાવતા હતા. ત્યારબાદ ૨૦ મિનિટ પૂજ્ય ગુરૂદેવ ધ્યાનના પ્રયોગ કરાવી જ્ઞાતાસૂત્રમાંથી નંદમણિયારના જીવનચરિત્ર સાથે આરાધના વિરાધનાના ભાવો ફરમાવી ધર્મલાભ આપતા હતા. તેમજ અન્ય વક્તાઓના ભાષણો પણ થતા હતા.

આ અવસરે બા. બ્ર. વિદુષી શ્રી પ્રાણકુંવરબાઈ મ. ઠા. ૫, બા. બ્ર વિદુષી શ્રી હીરાબાઇ મ. ઠા. ૭. બા. બ્ર. વિદુષી શ્રી લલિતાબાઈ મ. ઠા. ૩ તથા બા બ્ર વિદુષી શ્રી લીલમબાઈ મ. ઠા. ૧૧ પધાર્યા હતા. તેઓશ્રીના ધર્મપ્રવચનોનો પણ સારો લાભ મળતો હતો. બહેનોમાં ધર્મ આરાધના અને ધર્મ ક્રિયાઓમાં પૂજ્ય મહાસતીજીઓનો પરિશ્રમ પરમોપકારક હતો. તેઓ શ્રીઓ બપોરના રાસ, જાપ અને રાત્રે કથાવાર્તા તેમજ ભજન ગીત સજઝાયોનો લાભ બેનોમાં આપતા હતા. આરાધકોને મળવા માટે તેમના સગાવ્હાલાઓને ૪થી૫ મિલનનો સમય હતો. જાણે ધર્મમેળાનું આયોજન હોય એવું સુંદર વાતાવરણ દીસતું હતું.

## !!! ૨૫મી દીક્ષા જયંતિ-રજત મહોત્સવ !!!

તા. ૧-૧૨-૭૧ માગસર સુદ ૧૦ બુધવારના પૂ ગિરીશમુનિજીની ૨૫મી દીક્ષા જયંતિનો દિવસ હોય પ્રાર્થના સમયે પૂ. હરિશમુનિજી તેમજ પૂ. મહાસતીજીઓએ પૂ ગુરુદેવને વિવિધ પ્રકારની કળાથી યુક્ત હસ્તલેખિત અભિનંદન પત્રો અર્પણ કર્યા હતા. પ્રાર્થનાના ૧૧૧ ઈનામોની વહેંચણી પ્રાર્થના બાદ અપૂર્વ ઉત્સાહ સાથે થઈ હતી.

પ્રવચન દરમિયાન બા. બ્ર. શ્રી લલિતાબાઈ બા. બ્ર શ્રી હીરાબાઈ મ. બા. બ્ર. શ્રી લીલમબાઈ એ અભિનંદન પ્રવચનો ફરમાવી પૂ. ગુરુદેવના ગુણાનુવાદ કર્યા હતા. શ્રી સંઘના પ્રમુખશ્રી તથા મંત્રીશ્રીઓના પણ ભાવવાહી ભાષણો થયા હતા.

## !!! અભિનંદન સમારોહ અને સન્માન !!!

તા. ૫-૧૨-૭૧ રવિવારના મુંબઈના દાનવીર સમાજ સેવક શ્રી હરિલાલ જેચંદ દોશીના પ્રમુખ સ્થાને એક ભવ્ય અભિનંદન સમારોહનું આયોજન કરવામાં આવ્યું હતું. શ્રી વાડીલાલ કાનજી ભીમાણી (કલકત્તા) શ્રી કરશન લધુભાઈ નીસર (દાદર) શ્રી મનહરલાલ કલ્યાણજી લાખાણી (બોરીવલી) તથા શ્રી નાગરદાસ લીલાધર લાખાણી (મલાડ) અતિથિ વિશેષ તરીકે પધાર્યા હતા. પ્રથમ શ્રી હરિશમુનિજી, શ્રી હીરાબાઈ મ., શ્રી લલિતાબાઈ મ., શ્રી લીલમબાઈ મ., શ્રી કૌશલ્યાબાઈ મ., શ્રી અનિલાબાઈ મ. એ પૂ. ગુરુદેવના સન્માનનીય ધર્મ પ્રવચનો ફરમાવી લોકોને મંત્રમુગ્ધ કરી દીધા હતા. જૈનશાળાની બાલિકાઓએ સ્વાગત ગીત ગાઈ સમારોહનો પ્રારંભ કર્યો. સંઘના પ્રમુખ શ્રી રસીકભાઈ શાહ શ્રી કરશનભાઈ શ્રી નાગરભાઈ, શ્રી ગિજુભાઈ મહેતા, શ્રી વજુભાઈ ગાંધી, શ્રી પ્રાણભાઈ ગોડા, શ્રી ન્યાલચંદભાઈ શેઠે ભાષણો કરી મુનિશ્રીને અભિનંદન આપ્યા હતા. શ્રી વાડીભાઈ ભીમાણી ખાસ કલકત્તાથી ડેપ્યુટેશન સાથે આવ્યા હતા. તેઓશ્રીએ પૂ મુનિશ્રીની દીક્ષાયાત્રાની કસોટી તેમજ દીક્ષા પ્રસંગનો ઉજ્વળ ઈતિહાસ બતાવતાં લોકો ગદ્ગદ્ બની ગયા હતા. તેમણે મુનિદ્વયને સં. ૨૦૩૪ના ચાતુર્માસ માટે કલકત્તા સંઘ તેમજ પૂર્વ ભારત સ્થા. જૈનસંઘના પ્રમુખ તરીકે જાહેર વિનંતી કરી હતી. વિનંતીની વાત સાંભળી સૌને પ્રસન્નતા પ્રગટી રહી હતી.

## ! ! ! દાન અને જૈનશાળાઓને પ્રોત્સાહન ! ! !

શ્રી સંઘના મંત્રીશ્રી રસીકભાઈ તુરખીયાની ભાવવાહી જોરદાર અપીલને માન આપી લોકોએ રૂા. ૨૫ હજારનું દાન આપેલ હતું. આ દાનમાંથી દર વર્ષે બ. મુંબઈની સ્થા. જૈનશાળાઓની સાતે શ્રેણીમાં પ્રથમ આવતા વિદ્યાર્થી તેમજ વિદ્યાર્થીનીઓને ઈનામી સ્પર્ધા આપવામાં આવશે.

મંત્રીશ્રી ચંદ્રકાંતભાઈએ બહારથી આવેલા તાર અને સંદેશાઓનું વાચન કર્યું હતું. શ્રી હરિલાલભાઈ દોશીએ અધ્યક્ષ સ્થાનેથી ભાષણ કરતાં જૈનમુનિઓનો ત્યાગ અને શ્રી ગિરીશમુનિજીની વિશેષતાઓનું સુંદર કથન કરી અભિનંદન આપ્યા હતા. છેલ્લે ૧૨ વાગે પૂ ગુરુદેવ શ્રી ગિરીશમુનિને ચાર હજારની જનતાએ સ્વ. પર કલ્યાણક કામના અને જૈન શાસનની સેવાભક્તિ કરતા રહેવાની મંગળ ભાવના સાથેનું પ્રવચન સાંભળેલ હતું. શ્રી વાડીભાઈ મંત્રીએ આભાર દર્શન કરેલું હતું. પૂ. મહાસતીજીઓએ સમુહમાં "ઘણું જીવો ગુરુદેવ અણગારા" દીક્ષા જયંતિના વધામણાંનું ગીત ફરમાવેલ હતું. ચતુર્વિધ શ્રી સંઘે એક અવાજે ભજન ઝીલી વાતાવરણમાં ઉલ્લાસ પ્રગટાવી દીધો હતો પૂજ્ય ગુરુદેવના માંગલિક શ્રવણ બાદ વ્રત-નિયમોનો સ્વીકાર કરી સૌએ પ્રભાવના લઈ વિદાઈ લીધી હતી.

## ! ! ! સાધકોની કૃતકૃત્યતા ! ! !

આરાધકોને વિવિધ પ્રકારના સન્માન સાથે અનેક ચીજોને અર્પણ કરી બહુમાનપૂર્વક સમુહ પારણાં કરાવવામાં આવ્યા હતા. આરાધના તપ અને દીક્ષા જયતિ સમારોહનો પ્રસંગ એક અનેરા ઉત્સાહ અને ભાવપૂર્ણ ભક્તિથી ઉજવાયો હતો. આરાધકોએ ભવોભવની વિરાધનાને છોડી આરાધનાના અપૂર્વ ભાવો સમજી આરાધના ધર્મ કરતાં થકા કૃતકૃત્ય બની ગયા હતા. જીવન ધન્યતાનો અનેરો ધર્મલાભ મેળવી સૌ પોતપોતાની જાતને ભાગ્યશાળી મનાવી રહ્યા હતા. જ્ઞાન-ધ્યાન તપ અને ત્યાગ ક્રિયારૂપ ચતુર્વિધ સાધના એ સૌના માટેનું જીવન સૌભાગ્ય હતું. ખરેખર સાધકો ૧૬-૧૬ દિવસ સાધના કરી શ્રેષ્ઠ અને જ્યેષ્ઠ બની ગયા હતા.

## ! ! ! ધન્યતા અને ઉપકાર દર્શન ! ! !

શ્રી સંઘને આવો અપૂર્વ ધર્મલાભ મેળવવા બદલ પૂ ગુરુવર્યોનો પરમ ઉપકાર ગણી કોટીશઃ વંદના કરીએ છીએ. અમારો પા-પા પગલી ભરતો નવો સંઘ આવા બહુરંગી ધર્મલાભ ભર્યા ચાતુર્માસ અને અસીમ આનંદદાયી આરાધના મહોત્સવથી ધન્ય બન્યો છે. અમો આશા સેવીએ છીએ અમોને આવા અપૂર્વ પ્રસંગો મળતા રહે અને માનવજન્મ સાર્થક કરતા રહીએ એ જ અંતરની મનીષા......! ! !

શ્રી આગ્રારોડ વ. સ્થા. જૈન સંઘ ઘાટકોપર
મંત્રીઓ

卐

ગોંડલ સંપ્રદાયના પંચમ પટ્ટધર દિવ્યાત્મા

# બા. બ્ર. પૂજ્ય આચાર્યદેવ શ્રી દેવજી સ્વામીની

## જીવન ઝરમર

સમગ્ર વિશ્વનું આકર્ષણ છે. ભારતીય સંસ્કૃતિ, સંસ્કૃતિને સંજીવની આપનાર છે સંતો, જેમની શોભા છે તેમના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ. 'સ્વ' ને તારે, બીજાને પ્રેરણા અર્પે અને મુક્તિની મંઝીલ બતાવે તે સંત. સૌરાષ્ટ્રની ભુમિએ સમયે સમયે આવા સંતોની ભેટ શાસનને, સમાજને, દેશને અને વિશ્વને અર્પી પોતાનું ગૌરવ ઉજ્જવલ રાખેલ છે.

દોઢસો વર્ષ પહેલાં આવાજ એક સંતે ગોંડલ ગ્રામમાં લોહાણા જ્ઞાતિમાં શ્રી પીતાંબરભાઈ અને રત્નત્રયી માતા શ્રી ધનબાઈને ત્યાં જન્મ લઈ તેજસ્વીતા, સૌમ્યતા, ગાંભીર્યતા અને તીવ્ર પ્રજ્ઞા આદિ ગુણોને મેળવી, વિકસાવી ગોંડલ સંપ્રદાયના પંચમ પટ્ટધર પદે બિરાજીત થઈ શાસન અને સંપ્રદાયની પરંપરા જાળવી, શોભાવી, સુગઠીત કરી "જય-માણેક" જેવા યશસ્વી અને તેજસ્વી વારસદારો ઉત્તરોત્તર મેળવવા સંપ્રદાય બડભાગી બને એ રીતે સંતો સતીજીઓને પ્રેમ ઐકયતા અને ઉદારતાથી આભુષિત કરી શાસનની શાન દીપાવી. આવા સૌજન્યશીલ પ્રભાવશાળી પૂણ્યાત્મા હતા. એ બા. બ્ર. પૂજ્ય આચાર્યદેવ શ્રી દેવજી સ્વામી.

વિ. સં. ૧૮૪૫માં મહાન પ્રતાપી બા. બ્ર. આદ્ય આચાર્ય પૂજ્ય શ્રી ડુંગરસિંહજી સ્વામીએ ગોંડલ ગચ્છની સ્થાપના કરી ગોંડલને ગાદીના ગામ તરીકે પ્રસ્થાપીત કરેલ હોઈ સંતો અને સતીજીઓના પાવનકારી પગલાં અવારનવાર થતા. તેમના ચારિત્રશીલ જીવનનો અને પ્રભાવશાળી ધર્મવાણીનો અનેરો લાભ મળતો. જૈન અને જૈનેતર સૌ કોઈ પ્રભાવિત થઈ પૂજ્યભાવ ધરાવતા ત્યારે ઉપરોકત લોહાણા દંપતિ દર્શન, સેવા અને સત્સંગનો ભાવપૂર્વક લાભ લઈ રહ્યા હતા. વિ. સં. ૧૮૭૧માં જ્યારે પૂજ્યશ્રી ડુંગરસિંહજી મહારાજે ગોંડલમાં સ્થિરવાસ કર્યો ત્યારે આ ભક્તિશીલ દંપતિ મહા ઉપકારી પૂજ્યશ્રી આચાર્યદેવના દર્શનમાં એટલા બધા ભાવવિભોર થઇ ચિત્રવત્ બની જતા, સત્સંગ અને સેવામાં ઓતપ્રોત થઈ જતા, સતત રટણ એ મહા સંતની કૃપા અને અમીદૃષ્ટિનું ફલ હોય તેમ પૂજ્યશ્રીના દેહવિલય પછી સાતમે વર્ષે પ્રકૃતિના વરદાન સ્વરૂપ વિ. સં. ૧૮૮૪ના અષાડ સુદ ૯ ના સોમવારે શુભ મુહુર્તે આ દંપતિને ત્યાં એક અતિ તેજસ્વી પુત્રનો જન્મ થયો. જેનું શુભ નામ દેવજી રાખવામાં આવ્યું જે યથાર્થ હતું.

આ અરસામાં ગોંડલ ગચ્છના દ્વિતીય પટ્ટધર પ્રખર અભ્યાસી, મહા પ્રભાવક બા. બ્ર. પૂજ્ય શ્રી ભીમજી સ્વામી આચાર્યપદ શોભાવી રહ્યા હતા. તેમનું પદાર્પણ થતું રહેતું. આ ભક્તિશીલ દંપતિ તેમના બાલપુત્ર દેવજીને સાથે લઈ દર્શન સત્સંગ અને સેવાનો અવિરત લાભ પામતા. આ બાલ યોગીની ઉચ્ચ વૈરાગી બાલક્રિડાથી પૂજ્ય આચાર્યશ્રી પોતે પ્રભાવિત બની જતા. આમ આ બૌધ્ધિક બાલયોગીનો શારીરિક, વ્યવહારિક, બૌધ્ધિક અને આધ્યાત્મિક વિકાસ માતા પિતા, દેવ, ગુરુ અને ધર્મના સહયોગમાં વિકસીત થતો ગયો.

વિ. સં. ૧૮૯૯ની સાલમાં મહા ઉપકારી પ્રજ્ઞાવંત બા. બ્ર. પૂજ્ય આચાર્યશ્રી ભીમજી

સ્વામીના આજ્ઞાંકિત શિષ્યરત્ન બહુશ્રુત મુનિશ્રી નેણશી સ્વામી આદી સંતોનું ચાતુર્માસ ગોંડલ થયું. તેઓશ્રીની તપ ત્યાગથી ચમકતી વેધક વાણીનો પ્રભાવ શ્રી દેવજીભાઇ જેઓ ૧૫ વર્ષના હતા તેમને સ્પર્શી ગયો. ઝવેરી રૂપ સદ્‌ગુરૂની નજરે શાસનના હીરા રૂપે શ્રી દેવજીભાઈને પારખી લીધા. ચાતુર્માસ દરમ્યાન ભાવનાની તીવ્રતા, બુધ્ધિની સૂક્ષ્મતા અને બહુશ્રુત ગુરુદેવના આશીર્વાદના પ્રભાવે અલ્પ સમયમાં ઘણો સારો એવો સૂત્રોનો અભ્યાસ કરી પૂજ્ય ગુરુદેવ શ્રી નેણશી સ્વામી સમક્ષ પોતાના દીક્ષાના ભાવ રજુ કરી માતા પિતાને આજ્ઞા આપવા પ્રાર્થના કરી, તેજસ્વી પુત્રની આ પ્રમાણેની માંગણી પ્રથમ ક્ષણે તો આઘાતરૂપ લાગે તે તો સ્વભાવિક છે. સ્નેહના બંધનને છેદવા જરૂરી સફળ પુરુષાર્થ કરી શ્રી દેવજીભાઈ ૧૫ વર્ષની ઉંમરે વૈરાગી જાહેર થતા ગોંડલ શ્રી સંઘ પુલકિત થઈ ગયો. બા. બ્ર. પૂજ્ય આચાર્યશ્રી ભીમજી સ્વામીની અનુજ્ઞા મેળવી ચાતુર્માસ પૂર્ણ થતે ગોંડલ શ્રી સંઘે અપૂર્વ ઉત્સાહ અને ઉદાર સહયોગથી દીક્ષાનો ભવ્ય સમારોહ ઉજવ્યો. રત્નત્રયી માતાના અણમોલ રત્ન બહુશ્રુત પૂજ્ય ગુરુદેવ શ્રી નેણશી સ્વામીના શિષ્યરત્ન બની ગયા. વિ. સં. ૧૮૯૯ મહા વદ ૮ ગુરુવારનો દિન ધન્ય બન્યો.

આ તેજસ્વી મુનિવર શ્રી દેવજી સ્વામીએ જ્ઞાન દર્શન, ચારિત્ર આરાધનામાં ઓતપ્રોત થઈ ગયા. પૂજ્ય આચાર્યશ્રી અને બહુશ્રુત પૂજ્ય ગુરૂદેવના સાનિધ્યમાં શાસન વ્યવહાર અને જ્ઞાનશીલામાં પારંગત બની અલ્પ સમયમાં સંપ્રદાયમાં તેજસ્વીતાથી ચમકવા લાગ્યા.

વિ. સં. ૧૯૧૫ના બા. બ્ર. પૂજ્ય આચાર્યશ્રી ભીમજી સ્વામીએ પોરબંદરમાં સંથારો કરતા ત્યારે તે સમયે ૪૦ સાધુ, સાધ્વીજીઓની હાજરીમાં શ્રી દેવજી સ્વામીએ પૂજ્ય આચાર્યશ્રીની સેવાનો અવિરત લાભ ઉઠાવેલ પૂજ્ય આચાર્યશ્રીનો સંથારો ૪૯ દિવસ ચાલ્યો. પોષ સુદ ૫ શનિવારે પૂજ્ય આચાર્યશ્રી નો સ્વર્ગવાસ થતાં સ્વ. પૂજ્ય આચાર્યશ્રી ની આજ્ઞાનુસાર ગોંડલ ગચ્છના તૃતીય પટ્ટધર આચાર્ય તરીકે પૂજ્ય બહુશ્રુત શ્રી નેણશી સ્વામીને જાહેર કરવામાં આવ્યા ત્યારે તેમની ઉંમર ૬૬ વર્ષની હતી. તેઓશ્રી ને જે ચાર શિષ્યો હતા તેમાં શ્રી દેવજી સ્વામી સૌથી મોટા અને તેજસ્વી હતા. તેમની પ્રભાવશાળી શરીર સંપત્તિ, વિશાળ નેત્રો, ભવ્ય લલાટ, બુલંદ અવાજ, આજાન બાહુ અને નીચી ભરાવદાર કાયા આકર્ષક હતા તેમ આત્મિક સંપત્તિમાં વિનય, નમ્રતા, શાસ્ત્ર જ્ઞાન, ધ્યાન અને અવિરત ગુંજતા પ્રવચન પ્રવાહથી આદરણીય હતા. તેમની વ્યવહાર કુશળતા દક્ષતા, ધગશ અને કાર્યક્ષમતા અદ્દ્‌ભુત હતા. ગાદી ધરના પટ્ટધર સુશિષ્ય તરીકે વિખ્યાતી પામવા લાગ્યા સંપ્રદાયની સુરક્ષાનો સર્વભાર તેમને જ સુપ્રત કરેલ સાત સાત વર્ષના પોતાના આચાર્ય પદ દરમ્યાન વિનિત સુશિષ્યની કાર્યદક્ષતાથી પૂજ્ય આચાર્યશ્રીને અપાર સંતોષ થતો હતો. વિ. સં. ૧૯૨૨ના કાર્તિક સુદ પુનમના જ્યારે પૂજ્ય આચાર્યશ્રી નેણશી સ્વામીનો સ્વર્ગવાસ થયો ત્યારે ગોંડલ ગચ્છના ચતુર્થ પટ્ટધર આચાર્ય તરીકે પૂજ્ય શ્રી જેસંગજી સ્વામીને સ્થાપવામાં આવ્યા પરંતુ સંપ્રદાયનુ સર્વ સંચાલન તો પૂજ્ય આચાર્ય શ્રી જેસંગજી સ્વામીની આજ્ઞાનુસાર બા બ્ર. શ્રી દેવજી સ્વામી જ ચલાવતા. વિ. સં. ૧૯૩૫ ના અષાડ વદ ૧૦ ના રોજ પૂજ્ય આચાર્ય શ્રી જેસંગજી સ્વામી બે દિવસની ટુંકી માંદગી ભોગવી પોરબંદર મુકામે સ્વર્ગવાસી થયા.

વિ. સં. ૧૯૨૬ની સાલમાં પોતે ગોંડલ ગચ્છના પંચમ પટ્ટધર તરીકે આચાર્ય પદે બિરાજ્યા. તેઓશ્રીએ પોતાના જીવન કાળ દરમ્યાન માત્ર બેજ શિષ્યો કરેલ. યશસ્વી બા. બ્ર. શ્રી જયચંદ્રજી

મહારાજ અને મહાન યોગીરાજ પરમ તપસ્વી બા. બ્ર. શ્રી માણેકચંદ્રજી મહારાજ આ બે શિષ્યો ને કરી તેમણે શાસનને અપૂર્વ ભેટ આપી અને ત્યાર પછી જે જે શિષ્યો થયા તેમને આ બન્ને પોતાના પ્રિયપાત્ર શિષ્યના શિષ્ય તરીકે જાહેર કરતા તેમની વાણી એટલી સચોટ અને હૃદયસ્પર્શી હતી કે તેને એકવાર સાંભળનારનું પણ પરિવર્તન થઈ જતું. બા. બ્ર. પૂ. શ્રી જયચંદ્રજી મહારાજે વેરાવળ મુકામે પ્રથમ વ્યાખ્યાન શ્રવણે જ નોકરી, હોદ્દો સત્તા બધુજ છોડી દીક્ષા ગ્રહણ કરી લીધી હતી. આ વાતને સમર્થિત કરતો આવો જ એક બીજો પ્રસંગ પણ છે.

વિ. સં. ૧૯૩૬માં આચાર્ય પદથી વિભુષિત થયા તેજ વર્ષે તેઓશ્રી પોતાના સુશિષ્યો "જયમાણેક" સાથે જેતપુર પધાર્યા તેમની વ્યાખ્યાન વાણીનો પ્રભાવ માંડણભાઈ નામના એક જિજ્ઞાસુ પર એવો પડયો કે તેઓ દીક્ષા લેવા તૈયાર થઈ ગયા. ઘેર આવી તેમણે માતાપિતાને પોતાના અંતરની ઈચ્છા જણાવી, પણ મોહવશ માતાપિતાએ સ્પષ્ટ ઈન્કાર કર્યો. પુત્રને સમજાવવા અનેકવિધ પ્રલોભનો આપ્યા. શામ, દામ, દંડ, ભેદના ઉપાયો અજમાવ્યા, ડરાવવા દોરડેથી બાંધી કુવામાં ઉતાર્યા. પણ સરળતા, સહનશીલતા સાથે વૈરાગ્ય ભાવ રગે રગે પ્રસરી ગયેલ હોઈ કોઈ પ્રત્યે રાગ દ્વેષ રાખ્યા વગર કર્મ ખપાવવા પરિષહોને સત્કારવા તત્પર બન્યા આખરે માતાપિતાએ થાકીને રજા આપી, એજ વર્ષે એટલે વિ. સં. ૧૯૩૬ના ફાગણ સુદ ૨ના વેરાવળ મુકામે દીક્ષા થઈ. પૂજ્ય આચાર્ય શ્રી દેવજી સ્વામીએ તેમને પૂજ્ય શ્રી જયચંદ્રજી મહારાજના શિષ્ય તરીકે જાહેર કર્યા. જોકે તેમની સંયમ યાત્રા સાત વર્ષ જ રહી હતી. ટૂંકું આયુષ્ય ભોગવી તેઓ સ્વર્ગવાસી થયા.

પોતાના આજ્ઞાંકિત શિષ્ય બા. બ્ર. તપસ્વીજી માણેકચંદ્રજી મહારાજને વિશેષ શાસ્ત્રોના અભ્યાસ અર્થે મારવાડ જવાની સહર્ષ આજ્ઞા આપી, પોતાનું શરીર ચાલ્યું ત્યાં સુધી તેમણે ચતુર્વિધ સંઘની અપૂર્વ સેવા બજાવી. બા. બ્ર. પૂજ્ય આચાર્ય શ્રી દેવજી સ્વામીના શરીર ઉપર વૃદ્ધાવસ્થાના ચિન્હો સ્પષ્ટ દેખાવા લાગ્યા હતા. વિહાર અને ઉપદેશમાં પડતી મુશ્કેલીઓથી શારીરિક શકિતની ક્ષીણતાનું અનુમાન થઈ શકતું હતું, મનોબળ ઘણું જ મક્કમ હતું. પૂજ્ય આચાર્યશ્રીના દર્શન એટલે તીર્થ સ્થાન, જંગલમાં પણ મંગલ થઈ જાય. વિ. સં. ૧૯૪૫નું ધોરાજી ચાતુર્માસ કર્યું. સ્થિરવાસ માટે ધોરાજીની અન્ય ગામોની જેમ લાગણી માગણી આજીજી અને વિનંતી હતી એજ રીતે ગામે ગામના સંઘો ઉત્સુકતાપૂર્વક અંતિમ નિર્ણયની રાહ જોતા હતા. પરંતુ ચાલવાનું સામર્થ્ય જ્યાં સુધી શરીરમાં છે. ત્યાં સુધી સ્થિરતાનું વિચારવા પણ તેઓ તૈયાર ન હતા. આચાર્યશ્રીનું પૂણ્યબળ ઘણું જ પ્રબળ હતું. લોકોને કુદરતી રીતે તેમના પર પ્રેમ આવતો. તેમનાં સાનિધ્યને સૌ ઝંખતા છતાં લોકોના હૃદયમાં ઉભરાતી આવી લાગણીથી તેઓ કહેતા 'પુણ્યના ઉદયમાં ભળવું એજ મોહનો ઉદય છે. એનાથી સંસાર દુઃખનું કારણ છે. તેથી પુણ્યના નિમિત્તથી પ્રાપ્ત થયેલ સાનુકુળ સંયોગોમાં પણ વૈરાગ્યવૃત્તિ અને ઉપેક્ષાવૃત્તિ સેવવી એજ સુજ્ઞ વ્યકિતની સિદ્ધિ છે.

ધોરાજીની વિનંતીના અસ્વીકારબાદ તેઓશ્રી જેતપુર પધાર્યા. ત્યાં ગોંડલ શ્રી સંઘ દર્શને પધારતા તેમની વિનંતીને માન આપી ગોંડલ પધાર્યા. ગોંડલમાં જ જન્મેલા, અભ્યાસ અને દીક્ષા પણ ત્યાંજ લઈ સંયમને અને સંપ્રદાયને ઉજ્જવલ અને દેદીપ્યમાન કરી આચાર્ય પદ પામેલા. એવા ધર્મ સમ્રાટ પોતાના જ ગામમાં સંપ્રદાયના વડા મથકે પધારે ત્યારે જૈન જૈનેતરો સૌ

*

કોઈના હર્ષ અને ઉલ્લાસનું અપૂર્વ વર્ણન કઈ રીતે થઈ શકે! ચાર ચાર વર્ષની વિનંતીઓ અને હર્ષોલ્લાસની ફલશ્રુતિ રૂપ પૂજ્ય આચાર્યશ્રીએ ગોંડલમાં સ્થિરવાસનો કોઈ ખાસ પ્રસંગ વિના વિહાર ન કરવાનો નિર્ણય કર્યો. વિ. સં. ૧૯૪૬ની મહાવદ સપ્તમિ સ્થિરવાસ દરમ્યાન પણ અનિવાર્ય સંજોગોમાં જ્યારે સંત સતીજીઓ તેઓશ્રીના શુભ દર્શનની ઝંખના કરતા ત્યારે પોતાના વૃદ્ધ શરીરની પણ પરવા કર્યા વિના તેઓની ઝંખના પરિપૂર્ણ કરવા હરહંમેશ તત્પર રહેતા. ચાતુર્માસ પૂર્ણ થયે શ્રી વર્ધમાનજી સ્વામીની તબીયત ગંભીર છે અને આપના દર્શનની આતુરતાથી ભાવના સેવે છે. એવા રાજકોટથી સમાચાર મળતા પરિસ્થિતિને લક્ષમાં લઈ તુરત જ પૂજ્ય આચાર્યશ્રીએ રાજકોટ તરફ વિહાર કર્યો. જે રાત્રે તેઓ શ્રી કોઠારીયા પધાર્યા તે જ રાત્રે શ્રી વર્ધમાનજી સ્વામી સ્વર્ગવાસી થયા. તેઓશ્રીનું રાજકોટમાં પદાર્પણ થયું તે દિવસે તો શ્રી વર્ધમાનજી સ્વામીનો નિર્વાણ મહોત્સવ હતો. ઘણા જ પ્રયત્નો પછી પણ દર્શનની ભાવના ફળીભૂત ન થઈ ખરેખર કર્મોની ગતિ ગહન છે.

રાજકોટ શેષકાળની સ્પર્શના કરી પૂજ્ય આચાર્યશ્રી ગોંડલ પધાર્યા. વિ. સં. ૧૯૪૭નું ચોમાસું પૂર્ણ કર્યું. વિદ્યા સંપાદન કરી મારવાડથી આવી ગયેલા. તપસ્વી બા. બ્ર શ્રી માણેકચંદ્રજી મહારાજને તથા શ્રી જાદવજી મહારાજને સેવામાં રાખ્યા. વિ. સં. ૧૯૫૦માં જેતપુર બિરાજતા મોટા દુધીબાઈ મહાસતીની શારીરિક અસ્વસ્થતા વધી જતાં આગ્રહભરી વિનંતીઓને પ્રાધાન્ય અર્પી પોતાની નાદુરસ્ત તબીયત હોવા છતાં ધીરે ધીરે વિહાર કરી જેતપુર પધાર્યા. મહાસતીજીના અંતરના ભાવો પૂર્ણ કર્યા. દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવને અનુસરી ચાતુર્માસ પણ ત્યાં જ કર્યું. વિ. સં. ૧૯૫૧-૧૯૫૨ના ચાતુર્માસો શાંતિપૂર્વક ગોંડલમાં પસાર કર્યા. વિ. સં. ૧૯૫૩નું ચાતુર્માસ શરૂ થયું. વિજયાદશમી પછી પૂજ્ય આચાર્યશ્રીની શારીરિક અવસ્થાએ કરવટ બદલી, શ્વાસની બિમારી વધી પડી, ખોરાકની માત્રા લુપ્ત થતી ગઈ, આગમના એંધાણ રૂપ સોજાનો વ્યાધી પણ ઉપસ્થિત થતો ગયો. સેવામાં રહેલા શ્રી મોહનજી સ્વામીજી ઠાણા ૨. અવિરત ખડે પગે ઉભા રહી પૂ. આચાર્યશ્રીની સુખ શાંતિ અને સાધનામાં પોતાના સંયમ જીવનની કૃતકૃત્યતા અનુભવી પોતાના તારક ગુરુદેવના ઉપકાર રૂણથી મુક્ત થવા માટેનું આ એક જ શ્રેષ્ટ અને છેલ્લું સાધન હતું તેને અડગ રહીને ફરજ બજાવવામાં ઓતપ્રોત થઈ રહ્યા હતા.

સંપ્રદાયના આચાર્યપદની જવાબદારીનું સતત પાલન થતું રહે ક્ષેત્રોને ધર્મ સિંચન પ્રાપ્ત થતું રહે એ ન્યાયને વળગી રહી પોતાની કથળતી જતી શારીરિકતાને ગૌણ ગણીને પોતાના પ્રિયપાત્ર સુશિષ્યો બા. બ્ર. પૂ. જયચંદ્રજી મહારાજને પોરબંદર અને બા. બ્ર. પૂ. તપસ્વીજી શ્રી માણેકચંદ્રજીને વેરાવળ ચાતુર્માસ માટે મોકલ્યા હતા. પૂજ્ય આચાર્યશ્રીની તબીયતના સમાચારથ તેઓ તદ્દન અજાણ તો ન હતા પણ આખી સ્થિતિનું અતિ સ્પષ્ટ ચિત્ર પણ સામે ન હતું. તેથી ગોંડલ શ્રી સંઘે પોરબંદર શ્રી જયચંદ્રજી મહારાજને ચાતુર્માસ પૂર્ણ થયે તુરત જ પૂ. આચાર્યશ્રીની સેવામાં પહોંચી જવાના ખબર આપ્યા તો પૂ. તપસ્વીજીને કારતક વદી ૬ ને દીક્ષા ઉત્સવ નિશ્ચિતતાપૂર્વક પતાવી તુરત જ પૂ. આચાર્યશ્રીની સેવામાં ઉપસ્થિત રહેવા સંદેશો મોકલાવ્યો. તે અનુસાર પૂ. શ્રી જયચંદ્રજી મહારાજ શ્રી પુંજાજી સ્વામી નવ દીક્ષીત હોઈ તેને સાથે કાર્તિક વદ ૧ ના વિહાર કર્યો. શ્રી દેવચંદ્રજી આદી મુનિવરોને ઝડપી વિહાર કરી ગોંડલ પહોંચવા સુચના કરી પાંચ ૭ દિવસે પોતે પણ પહોંચી ગયા.

વેરાવળથી તપસ્વી શ્રી માણેકચંદ્રજી મહારાજે દીક્ષા ઉત્સવ પતાવી કારતક વદ ૯ના શ્રી ગોવીંદજી સ્વામીને નવદીક્ષીત શ્રી વીરજી મુનિને સાથે રાખી ગોંડલ પહોંચવા સૂચના કરી પોતે ઉગ્ર વિહાર કરી ૨॥ દિવસમાં ગોંડલ પહોંચવા સફળ નિર્ણય વાસ્તવિક બનાવ્યો. પૂજ્ય શ્રી જસરાજજી મહારાજ શ્રી અમરચંદજી સ્વામી આદી સંતો અને મહાસતીજીઓ માંદગીના સમાચાર સાંભળતા ગયા. તેમ ગોંડલ પહોંચતા ગયા.

આમ ચતુર્વિધ સંઘ તન, મન અને ધનથી સેવામાં સંલગ્ન બન્યો. આવેલા બધા સાધુ સાધ્વીઓ અનન્ય શ્રદ્ધાથી પૂજ્ય ગુરુદેવને શાંતિ પહોંચે તે રીતે પોતાની જાતનો યોગ્ય રીતે ભોગ તો આપી જ રહ્યા હતા. પરંતુ પૂ. તપસ્વીજી મહારાજે તો જોઈ અને કલ્પી લીધેલી આ છેલ્લી તકમાં સેવા અને શાસ્ત્ર સ્વાધ્યાયનો જે ભાર ઉપાડી રહ્યા હતા. તે સૌ માટે આશ્રય અને ગૌરવનો વિષય બન્યો હતો. ચોવીસે કલાક ખડે પગે રહેતા અને ઉભે પગે જ શાસ્ત્રનો સતત સ્વાધ્યાય કરી અધ્યાત્મ ભાવને ઉન્નત કરતા હતા. પોતાની બધી શક્તિઓ ગુરુદેવની સેવામાંજ કેન્દ્રિત કરી હતી. પરિણામે છેક સુધી શાંત સ્થિરતા ચિત્ત સમાધી અને પવિત્રતા જળવાઈ રહી.

પોતાની વધતી જતી બિમારી હવે નવા ભવ માટેનું નિમિત છે એમ જ્યારે પૂજ્યશ્રીને પોતાના મનમાં નિર્ણય થઈ ગયો ત્યારે તેઓશ્રીએ પોતાની મેળે જ ચોર્યાશી લક્ષ જીવાયોનિ સાથે ખમત ખામણા કરી શાસ્ત્રીય રીતે અનશન વ્રત સ્વીકાર્યું. આલોચના કરી સંથારો અંગીકાર કરી વિ. સં. ૧૯૫૪ માગસર સુદ ૧૩ સોમવારના રોજ સાંજના ૬ વાગ્યે સમાધિ ભાવે, સમાધિમરણે તેઓશ્રી સ્વર્ગે સિધાવ્યા.

ગચ્છનો પંચમ પટ્ટધર ગયો તેની સાથે સાથે મૈત્રી ભાવની મહાગાથા બની, અનંત અવકાશનો યાત્રી સૂર્ય પણ ચાલ્યો ગયો.

સેવામાં રહેલા બધા મુનિઓએ શિર છત્રના વિયોગથી એક અસહ્ય આંચકો અનુભવ્યો, પરંતુ, પૂજ્ય તપસ્વીજીની સ્થિતિ જ જુદી હતી. જ્યારથી તેઓશ્રી ગોંડલ પધાર્યાં હતા ત્યારથી ગુરુદેવની પથારી મૂકી ન હતી. ખાવા પીવાનો મોહ રાખ્યો ન હતો. શરીર તરફ લક્ષ આપ્યું ન હતું. અરે શાંતિથી બેસવાનું પણ મન કર્યું ન હતું. ખડે પગે સેવા અને સ્વાધ્યાયનાં આત્મ-સાધક કાર્યો ઉપાડયાં હતા. અને છેક સુધી કંટાળ્યા વગર કાળજીપૂર્વક પુરા પાડયાં હતા. આજે આ બધો ઘણા દિવસોનો ક્રમ બંધ પડયો હતો. ગુરુ તરફની અપાર મમતા અને રોજની સેવાથી સહજ રીતે ટેવાઈ ગયેલા તપસ્વીશ્રીને આજે એક ક્ષણ માટે પણ ચેન નહતું. ચતુર્વિધ સંઘને આજનો દિવસ ભયંકર લાગતો હતો. સમય અસંતોષ ઉપજાવતો હતો. બધું જાણે પ્રતિકૂળતામાં પરિણમી ગયું હોય એમ ભાસતું હતું.

આવા ચારિત્ર્યશીલ મહાઆત્માઓના ચરણાંબુજમાં આપણાં કોટી વંદન.

૧૨, દિવાન પરા
રાજકોટ.

પરિચયકાર.
જયંતિલાલ કીરચંદ મકાણી

## મધુર વ્યાખ્યાની બા. બ્ર. પૂજ્યશ્રી

# ગિરીશચંદ્રજી મહારાજસાહેબનું જીવનદર્શન

સમય સાગરનું અંતઃસ્તલ નરરત્નોથી ભરપૂર છે. સમયે સમયે તેમાંથી અનેક નરરત્નો પોતાના કોઈ ને કોઈ આદર્શને લઈને ધરતી પર આવે છે. એને પોતાના ધ્યેયપુર્ણ જીવનના ઓજસ વડે જગતને અજવાળે છે. સત્ય, પ્રેમ, અહિંસા જેવા ઉચ્ચતમ સંસ્કારોનો ખજાનો જગત સમક્ષ ધરી માનવ સમુદાયને તેનો અમૂલ્ય વારસો આપવા તેઓ પ્રબળ પુરુષાર્થ કરે છે. સમયના આવાગમનના ચક્રમાંથી ધરતીને ખોળે આવા તેજસ્વી માનવ રત્નોનો પ્રાદુર્ભાવ થાય છે. જે પોતાની અદ્વિતિય આત્મિક પ્રતિભા વડે, આર્યસંસ્કૃતિની જીવનધારાને અસ્ખલિત વહેતી રાખે છે. માનવ સમુદાય તેમને 'સંત' કહે છે. વિસંવાદ વિટંબણાઓ અને અનેક પ્રકારની મુંઝવણોથી ભરેલા આ સંસારમાં આવા પુણ્યાત્માઓની અત્યંત આવશ્યકતા છે. પ્રમાદની ઘેરી તંદ્રા માનવ જીવનને મૂર્છિત કરી રહી છે. તેમાંથી તેને જાગૃત કરી કર્તવ્યના પંથે દોરી જવા, આવા માર્ગદર્શકોની અનિવાર્ય આવશ્યકતા છે.

આ ધરતી પર આવા અનેક નરરત્નો વિદ્યમાન છે. જે પોતપોતાની આગવી પ્રતિભા વડે જગતના જીવાત્માઓને દોરવણી આપવાનો પુરુષાર્થ કરી રહ્યા છે. સૌરાષ્ટ્રની ધરતી પર જન્મેલા આવા જ એક સંત છે. **પૂજ્ય શ્રી ગિરીશચંદ્રજી મહારાજ.**

શ્રી શ્વે. સ્થાનકવાસી જૈન સંઘની યુવાન પેઢીના આ આશાસ્પદ સંત **પૂ. શ્રી ગિરીશચંદ્ર મહારાજનો** જન્મ સવત ૧૯૮૪ના ચૈત્ર વદ ૧૦ના રોજ ગોંડલ તાલુકાના ગોમટા ગામમાં થયો હતો. તેમનું નામ હતું ભૂપત, તેમના નામાવિધાન પાછળ પણ વિધિનો મહાન સંકેત હતો. પણ આ સંકેતને એ વખતે કોણ જાણતું હતું? કોણ જાણતું હતું કે ભૂપત નામને ધારણ કરનારો આ બાળક ભાવિમા પ્રેમના સામર્થ્યથી, ધર્મ રાજ્ય પ્રસારી, અનેકોના હૈયાનો સ્વામી બનવાનો છે! અનેક કંઠેથી 'મહારાજ' 'મહારાજ'ની ઘોષણા ઝીલનારો ધર્મ સામ્રાજ્યનો ભૂપત બનવાનો છે?

પિતા મણીલાલ કાનજીભાઈ શેઠના પરિવારના તેઓ પાંચમા નંબરના સૌથી નાના પુત્ર છે. તેમના મા ઝમકુબાઇ પણ અતિ ધર્મપરાયણ, સાદા અને સરળ હતાં. 'પુત્રના લક્ષણ પારણામાં' તેમ છેક બચપણથી જ તેમના ઉચ્ચતમ આંતરિક ગુણો દષ્ટિગોચર થયાં.

દુન્યવી પ્રત્યેક વિષયથી તેઓ નિરાસક્ત રહેત. અરે શાળાકીય શિક્ષણમાં પણ તેમને રસ પડતો નહિ. ગોમટામાં થોડું પ્રાથમિક શિક્ષણ પ્રાપ્ત કર્યું બાદમાં પિતાશ્રીએ ગોંડલમાં કાયમી વસવાટ કરતાં બાકીનું શિક્ષણ તેમણે ત્યાં લીધું 'કેળવણી આર્થિક ઉપાર્જનને માટે નથી, કેળવણી આત્માઓની આવશ્યકતાઓને ન સતોષી શકે તે સાચી કેળવણી નથી. તેવી કેળવણીથી કોઈ લાભ નથી' આવા આવા વિચારોએ તેમને સતાવ્યા અને એકવાર શીખવેલ વસ્તુ તુરત જ આવડી જાય તેવી તીવ્રતા હોવા છતાં, ધર્મની દુનિયા તરફ તેમનું એટલુ ખેંચાણુ હતું કે, સામાન્ય શાળાકીય શિક્ષણમાં તેમને રસ પડયો નહિ, અને એ દષ્ટિએ તેમની શાળાકીય કારકિર્દી તેજસ્વી બની શકી નહિ. હાથમાં પુસ્તક રહી જાય અને તેમનુ મન પહોંચી જાય આગમોની રહસ્યમય દુનિયામાં! ધર્મના રહસ્યોને પામવાની અદમ્ય ઝંખનાથી ઘેરાયેલા એ કિશોરને શાળાકીય અભ્યાસ

ફાવ્યો નહિ. 'શું કરું સાહેબ! મને આ દુનિયાદારીમાં રસ પડતો નથી, ભણવાનો મારો રસ કેળવાતો નથી, ભગવાન મહાવીરની અપ્રતિમ તેજસ્વીતાના પ્રકાશમાં અને આગમોની દુનિયામાં મારૂં મન ફરે છે. હું નહી ભણી શકું સાહેબ ! ..અનેક આંતરિક મંથનો સાથે તેમણે માંડ પાંચ અંગ્રેજી સુધીનો અભ્યાસ પૂર્ણ કરી, સંગ્રામસિંહજી હાઈસ્કુલને છેવટે હંમેશને માટે છોડી દીધી.

એ વખતે કોણ જાણતું હતું કે શાળાકીય અભ્યાસમાં આળસુ દેખાયેલા આ વિદ્યાર્થીના મગજના અંતરંગ ભાગમાં જ્ઞાનનો ભંડાર ભર્યો છે! ભાવિમાં પોતાના જીવનની પળેપળ તે ધર્મકરણીની સાધનામાં અને દેશનાની પ્રભાવનામાં વાપરી જિનશાસનની અમૂલ્ય સેવાઓમાં ખર્ચવાનો છે! શાળાના પાઠો બરાબર તૈયાર નહિ કરનાર આ વિદ્યાર્થી પોતાની ઉત્કૃષ્ટ પ્રજ્ઞાની તેજસ્વીતા વડે, જ્ઞાનના નિકર્ષમાંથી નિર્ઝરિત વાણીના પ્રભાવ વડે, જનસમુદાયને જીવન કેળવણીના પાઠો ભણાવી, અનેકોના જીવનનો શાંતિદાતા અને સુખદાતા બનવાનો છે! આજે જે તેવો દેખાતો નથી, તે આવતી કાલે નિશ્ચિતરૂપે છે, અને તે જેવો થવાનો છે તેવા તો કોઈ વિરલ જ થઈ શકે છે, તેવા ભાવિના નિર્માણને તે સમયે કોઈ જ જાણતું નહોતું.

અભ્યાસ છોડયા બાદ તેઓ જૈન શાળાની પ્રવૃત્તિમાં જોડાયા અને ધાર્મિક અભ્યાસ શરૂ કર્યો. છતાં તેમની મુખ્ય પ્રવૃત્તિ તો રહી સાધુ સાધ્વીઓના પુનિત સાનિધ્યમાં જવું. ધર્મના તાત્વિક મૂલ્યો ઉંડાણથી સમજવા અને ભગવાન મહાવીરના આદેશ અનુસાર જીવનને બનાવવું.

આમ વિશેષ ઉદ્દેશથી ફરતા તેઓ ગુરુદેવ પૂ. શ્રી પ્રાણલાલજી મહારાજના ગાઢ સંપર્કમાં આવ્યા તેમના માનસ પર આ મહામુનિની અદ્વિતિય પ્રતિભાની ઊંડી અસર પડી. 'સૌરાષ્ટ્ર કેસરી'ના બિરૂદને પામેલા આ મહામુનિ પૂ. શ્રી પ્રાણલાલજી મહારાજ એ સમયે પોતાના વૈરાગ્યપૂર્ણ જીવન જ્ઞાન ઉપાસના અને અપ્રતિમ પુરુષાર્થની ગોંડલ સંપ્રદાયના શાસનની પ્રવૃત્તિઓને વિવિધ સ્વરૂપે વિકસાવી હતી. યુગધર્મને ઓળખી લોકકલ્યાણના ધ્યેયને મોખરે રાખી તેમણે ધર્મ પ્રવૃત્તિઓને સાધનાની ટોચે પહોંચાડી હતી કાર્ય શક્તિ, જ્ઞાન સાધના, લોકકલ્યાણની ભાવના અને સમન્વયવાદની તેમની વિચારસરણીએ જનતાના હૃદયમાં તેમને અનેરુ સ્થાન અપાવ્યું હતું. ગોંડલ સાંપ્રદાયના આવા નર શાર્દુલસમ પૂ. શ્રી પ્રાણલાલજી મહારાજની પ્રતિભાથી તેઓ એટલા ખેંચાયા કે તેમની વાસ્તવિક વૃત્તિઓને વૈરાગ્ય જીવનની અદ્દ્ભુત પ્રેરણા સાંપડી. વિ.સં. ૧૯૯૯ની સાલથી પૂ. પ્રાણલાલજી મહારાજના ઉપદેશનો રંગ તેમનાં અંતરંગને પણ સ્પર્શી ગયો અને તેમનો વૈરાગી આત્મા જાગી ઊઠયો. તેમાંયે વેરાવળ મુકામે થયેલ પૂ. શ્રી જયંતિલાલ મહારાજની દીક્ષાએ તેમનાં મન પર ઉંડી અસર કરી. તેમનાં પગલે જતાની અદમ્ય ભાવના તેમનાં હૃદયમાં જાગી. ગુરૂચરણે પોતાની જાતને પળના પણ વિલંબ વિના સોંપી દેવા તેઓ તત્પર બની ગયા. પણ માતપિતાની આજ્ઞા મળે તેટલી તેમને રાહ જોવાની હતી. પૂ. શ્રી રતિલાલજી મહારાજનું પરમ તપસ્વી જીવન ચારિત્ર્ય તેમની આ ભાવનાને પરિતોષ કરવામાં ઉપકારક નીવડયું.

સદ્દભાવનાઓ કદી નિષ્ફળ જતી નથી અને છેવટે એક દિવસ તેમનો દીક્ષાનો ભાવપૂર્ણ થવાની અનુકૂળતાઓ સર્જાઈ ગઈ.

આખરે માતાપિતાની અનુજ્ઞા મળી.

જેમની દીક્ષાએ તેમના હૃદયમાં દીક્ષાના ભાવ ઉત્કટ બનાવ્યા હતા, કાશી બનારસમાં રહી વૈરાગ્ય ભાવે જેમની પાસે ધાર્મિક અભ્યાસ કર્યો હતો અને જેમનાં ચરણોમાં પોતાની જાતને સોંપી દેવાની તેમણે તત્પરતા સેવી હતી. તે પં. રત્ન પૂજ્ય શ્રી જયંતિલાલજી મહારાજ, પૂ. તપસ્વી અણસણી શ્રી જગજીવનજી સ્વામીના પરમ નેતૃત્વમાં, આ દિવસોમાં કલકત્તા મુકામે ચાતુર્માસ પધાર્યા હતા. પરંતુ માતાપિતાની અનુજ્ઞા મળ્યાની કલકત્તા શ્રી સંઘને જાણ થતાં જ શ્રી સંઘે કલકત્તામાં જ દીક્ષા આપવા વિનંતી કરી. અને તે અનુસાર તેમને કલકત્તામાં દીક્ષા આપવાનો નિર્ણય થયો

અને આમ વિ. સં. ૨૦૦૯ના માગશર ૧૦ને બુધવાર તા ૨૬-૧૧-૫૨ના રોજ કલકત્તા મુકામે તેમનો ભવ્ય દીક્ષા મહોત્સવ ઉજવાયો. પૂ. તપોધની જગજીવનજી મહારાજ સાહેબના પુનિત સાનિધ્યમાં, પંડિત રત્ન પૂ. શ્રી જયંતિલાલજી મહારાજ સાહેબે દીક્ષાનો પાઠ ભણાવ્યો અને 'ગિરીશમુનિ'ના શુભ નામાવિધાન સાથે જિન શાસનની સેવાઓમાં તેઓ સમર્પિત થયા, ગોંડલ ગચ્છની પરંપરામાં એક વધુ તેજસ્વી તારલો ઉમેરાયો. આમ સમાજને ચરણે એક તેજસ્વી સંતને સમર્પિત કરવાનો વિધિનો જે અફર નિર્ણય હતો તે પરિપૂર્ણ થયો.

કલકત્તામાં દીક્ષા લઈને ગુરુ પરિવાર સાથે તેઓ બંગાળ, બિહાર, ઓરિસ્સા, મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર, ગુજરાત, સૌરાષ્ટ્ર અને મુંબઈ એમ ભારતના અનેક પ્રદેશમાં વિચર્યા છે. ૨૪ વર્ષની ભર યુવાન વયમાં સંયમ ધર્મને સ્વીકારીને બા. બ્ર. પૂ. **શ્રી ગિરીશચંદ્રજી** મહારાજે આત્મકલ્યાણ અને ધર્મની પ્રભાવના માટે ઘણો ઘણો પુરુષાર્થ ખેડયો છે. તેમના સાનિધ્યમાં બા. બ્ર. પંડિત **શ્રી જગદીશચંદ્રજી** મ. તથા મનોહર વ્યા. શ્રી હરિશમુનિજી બંનેએ જીવન અર્પણ કરી ભાગવતી જૈન પ્રવજ્યા અંગીકાર કરેલી છે. ગત વર્ષે વૈરાગી **શ્રી શાંતેશમુનિજી** પણ કાલાવડમાં દીક્ષીત બની મુનિશ્રીના શિષ્ય તરીકે જાહેર થયા છે. તેઓ સૌરાષ્ટ્રમાં પૂજ્ય જગદીશ મુનિજીની સાથે વિચરી રહ્યા છે ભાગ્યોદયથી શ્રી હરિશમુનિજી આજે ૧૭ વર્ષ થયા મુનિશ્રીની અંતેવાસી બની સેવાભક્તિ કરતા જીવનને સુમંગળ બનાવી રહ્યા છે તેઓ તપ ત્યાગની સક્રિય પ્રવૃત્તિના પ્રેરક છે. શાસ્ત્રજ્ઞ શ્રી જનકરાયજી મ., પ્રવચનકાર શ્રી હસમુખમુનિજી, જ્ઞાનાભિલાષી શ્રી મનોહર મુનિજી, વિદ્યાપ્રેમી શ્રી ગજેન્દ્રમુનિજી તેમના ગુરુ પરિવારના તેજસ્વી સંતો છે તેઓ પણ જુદા જુદા ક્ષેત્રોમાં વિચરી જૈન શાસનની અપૂર્વ સેવા કરી રહ્યા છે. જૈન જૈન બને એવી તેમની આંતરિક ભાવના અને આદેશ તેમના વ્યાખ્યાનોમાં અવારનવાર પ્રગટ થતાં રહે છે.

ભારત ભૂમિના ભૂતળ પર વિચરી મુનિશ્રીએ ૨૫ ૨૫ ચાતુર્માસ કર્યા છે. જેમાં તેમણે ધર્મની અનુપમ લહાણ કરી છે તપ, ત્યાગની હેલી વર્ષાવી છે. તપશ્ચર્યાઓની અત્યુત્તમ પ્રેરણાઓ આપી છે અને સ્વ પર કલ્યાણની મહદ્ ભાવનાને મૂર્તિમંત કરી છે.

સંવત ૨૦૦૯ ઝરિયા (બિહાર), સં. ૨૦૧૦ જમશેદપુર (બિહાર) સં. ૨૦૧૧ બેરમો (બિહાર), સં. ૨૦૧૨ રાંચી (બિહાર), સં ૨૦૧૩ કલકત્તા (બંગાલ), સં. ૨૦૧૪ ઝરિયા (બિહાર). સં. ૨૦૧૫ ભજુડી (બિહાર), સ. ૨૦૧૬ આકોલા (મહારાષ્ટ્ર), સં. ૨૦૧૭ અમરાવતી (મહારાષ્ટ્ર), સં. ૨૦૧૮ ગોંડલ (સૌરાષ્ટ્ર), સં. ૨૦૧૯ જુનાગઢ (સૌરાષ્ટ્ર), સં. ૨૦૨૦ માટુંગા (મુંબઈ), સં. ૨૦૨૧ ઘાટકોપર (મુંબઈ), સં. ૨૦૨૨ આકોલા (મહારાષ્ટ્ર), સં. ૨૦૨૩ ઇંદોર (મ. પ્રદેશ),

સં. ૨૦૨૪ ગોંડલ (સૌરાષ્ટ્ર), સં. ૨૦૨૫ રાજકોટ (સૌરાષ્ટ્ર), સં ૨૦૨૬ ધારી (સૌરાષ્ટ્ર), સં. ૨૦૨૭ જેતપુર (સૌરાષ્ટ્ર), સં. ૨૦૨૮ જામનગર (સૌરાષ્ટ્ર), સં. ૨૦૨૯ જુનાગઢ (સૌરાષ્ટ્ર), સં. ૨૦૩૦ સાવરકુંડલા (સૌરાષ્ટ્ર), સં. ૨૦૩૧ જેતપુર (સૌરાષ્ટ્ર), સં. ૨૦૩૨ ઘાટકોપર આગ્રા-રોડ (મુંબઈ).

આ વાતને ચોવીસ ચોવીસ વર્ષના વહાણાં વાઈ ચૂકયાં છે.. જે હેતુને માટે આ મહાપુરુષ વીત-રાગને પંથે વિચર્યા, તે મહા હેતુને પરિપૂર્ણ કરવા, જીવનની પળેપળ તેઓ ખર્ચી રહ્યા છે, સર્વાંગની સુંદરતા જેમ તેમની બાહ્ય પ્રતિભાનું એક પાસું છે, તેમ જ્ઞાનનું ઊંડાણુ વાણીમાંથી પ્રગટતું માધુર્ય, હૃદયમાંથી ઝરતું વાત્સલ્ય અને ઉચ્ચત્તમ સાધુજીવનમાંથી નીતરતી તેજસ્વીતા તેમની આંતરિક પ્રતિભાનું બીજુ પાસુ છે. જાણે આ મહાપુરુષ પાસે સામાને પોતાના કરી લેવાની કળા છે ! તેમના ચરણોમાંથી ઉઠવાનું મન ન થાય એવી તાત્વીક મોહકતા તેમના સાનિધ્યમાં વિલસે છે ! સાંભળતા મન ધરાય નહિ એવી મધુરતા તેમની વાણીમાંથી નીતરે છે ! તેમની રીત અનોખી છે, તેમનો પ્રેમ નિરાળો છે, તેમનું માર્ગદર્શન કલ્યાણકારી છે !

દરેક વિષયમાં ઊંડાણથી અભ્યાસ કરવાની તેમને ટેવ છે. તેમના આ અભ્યાસી માનસનું દર્શન આપણને તેમનાં વ્યાખ્યાનોમાં થયા વગર રહેતું નથી.

કોઈ પણ વિષય હોય-વિદ્યાર્થીઓને કહેવાનું હોય કે શિક્ષકોને, નાગરિકોને કહેવાનું હોય કે નેતાઓને, બાળકોને કહેવાનું હોય કે વડીલોને પોતાની લાક્ષણિક શૈલીથી તેઓ નિઃસંકોચપણે દરેકને કહે છે. જીવન અને વ્યવહાર, વ્યવહાર અને નીતિ, નીતિ અને ધર્મનો સમન્વય સાધી, માનવ ઉચ્ચત્તમ જીવન કઈ રીતે જીવી શકે, તેનું સતત માર્ગદર્શન તેઓ પોતાના વ્યાખ્યાનો દ્વારા આપતા રહે છે. સમાજ જીવનમાં નૈતિક ધોરણને ઊંચે ઉઠાવવાનો તેમનો આશય છે.

બાળકો ભાવિના નાગરિકો છે. તેથી તેના સંસ્કાર ઘડતરમાં તેમને ઉંડો રસ છે. બાળકો સંસ્કાર ઘડતરને લક્ષમાં લઇને તેમણે અનેક સ્થળોએ જૈન ધાર્મિક શિબિરના વર્ગો ચલાવી ઉપકાર કરેલો છે. સાથે સાથે જુદે જુદે પ્રસંગે "જીવન પ્રાણ સંસ્કાર સંવર્ધન માળા" ની અલગ અગલ શ્રેણીઓ બહાર પાડી છે અને આપણા શાસ્ત્રના આદર્શ પાત્રોને તેમાં આલેખી બાળકોને માટે મૂકયા છે.

તેમના વિચારો મૌલિક છે. તેમની વાણી સરળ, મધુર અને સચોટ છે. દૃષ્ટાંતો દ્વારા કહેવાની વાતો એવી સુંદર અને સચોટ રીતે કહે છે કે સાંભળનારના હૃદયને તે બરાબર અસર કરી જાય. તેમના વિનોદમાં કયારેક કટાક્ષ પણ તરી આવે છે. પણ એ કટાક્ષ નથી તો માણસને હસાવ્યા વગર રહેતો કે નથી તેના હૃદય સુધી ઊતર્યા વગર રહેતો ? સાંભળનારને માટે જાણે તે આનંદ, પ્રસન્નતા અને પ્રેરણાની અમૃત કણિકા બની જાય છે ! અંતરના ઊંડાણમાંથી મંથન પામીને નીકળેલી તેમની વાણી જાણે નીતરતું નવનીત બનીને શ્રોતાઓના હૃદયને નૂતન બળ અને ઉલ્લાસથી ભરી દે છે ! ખરેખર, પૂ. ગિરીશચંદ્રજી મહારાજ, મધુર વ્યાખ્યાની છે, વ્યાખ્યાની સંત છે.

પ્રતિભા સંપન્ન વ્યક્તિત્વ, જ્ઞાન સાધના માટેની ઉત્કટ તમન્ના અને પ્રેરક વાણીના પ્રભા-વથી તેઓ જિન શાસનની ખૂબ ખૂબ શોભા વધારી રહ્યા છે. આમ શાસનની સેવા કરતા કરતા તેઓ દીક્ષા પર્યાયના ૨૫માં વર્ષમાં પ્રવેશ કરતાં તેનાં ઉપલક્ષમાં શ્રી ઘાટકોપર આગ્રારોડ

વર્ધમાન રથા. જૈન શ્રાવક સંઘને આંગણે મહોત્સવ ઉજવાયો હતો પ્રસંગની પ્રકાશતી જ્યોતને સુતેજસ્વી બનાવતાં ૧૪૦ ભાઈબહેનો પૂજ્ય ગુરુદેવ પ્રત્યેની અનુપમ ભક્તિ અને શ્રદ્ધાને સુદૃઢ બનાવી, એક મહા-માંગલિક કર્મ વિદારક, આત્મસુખદાયક આરાધના તપ મહોત્સવમાં બીરાજી જીવન કૃતકૃત્યતાથી ધન્ય બની ગયા હતા.

જે મહાહેતુને માટે આ સ્થવીર સંતે વીતરાગનો પંથ લીધો, તે પરિપૂર્ણ કરવા તેઓ આજે જીવનની પળેપળ ખર્ચી રહ્યા છે. એમનું કંઠ માધુર્ય એમની "ગર્જના" "ગુંજન" અને "ધ્વનિ"માં નીતરી રહ્યું છે. જેનો રસાસ્વાદ સમસ્ત જૈનેત્તરો વાચન, મનન, શ્રવણ અને દર્શનથી માણી રહ્યા છે. જે તેમના અહોભાગ્ય છે.

પૂજ્ય ગુરુદેવના પરિચય માટે વધારે શુ આલેખીએ ? કેટલું આલેખીએ ? અહીં તો એટલું જ કહીશું કે આપણી ધર્મધૂરાના વાહક આ પ્રતિભા સંપન્ન સંત આપણા સંપ્રદાયની આપણા સમાજની અને આપણા શાસનની શાન છે, ગૌરવ છે. તેઓ તો મહારત્ન છે. આપણા સમાજના શાનરૂપ, જ્ઞાનરૂપ, પ્રેમરૂપ આ સંતને આપણી ભાવના ભક્તિની અંતર અંજલીઓ અર્પી તેમના દીર્ધાયુને વાંચ્છીએ

**સંતોકબેન બેંગાલી**
અંધ મહિલા વિકાસ ગૃહ રાજકોટ.



શાસન પ્રભાવક રત્નત્રયારાધક મુનિશ્રી
ગિરીશચંદ્રજી મ. સા. ને અમ અંતરના
કોટીશ: અભિવંદન સાથ અભિનંદન.

(ગોંડલ ગચ્છ શ્રમણ સંઘ સંરક્ષક સમિતિ)



# સમર્પણ

**ગોંડલ સંપ્રદાયના પંચમ પટ્ટધર**

પ્રતાપી દિવ્યાત્મા

શાસનની વિરલ વિભુતિ

જેઓશ્રીએ

"જય-માણેક" જેવા યશસ્વી વારસદારોની

ઉત્તરોત્તર ભેટ આપી શાસનને જયવંતું કર્યું.

અંતઃરીક્ષ પ્રેરણાએ મારા જીવનને સમૃદ્ધ કર્યું.

**તેવા મહાઉપકારી યુગ પ્રધાન**

બા. બ્ર. પૂજ્ય આચાર્ય દેવ

**શ્રી દેવજી સ્વામીના**

ચરણ સરોજમાં

## "ગિરિ ધ્વનિ"

સહર્ષ સમર્પણ કરી કૃતાર્થતા અનુભવું છું.

**સમર્પક**

"જય-માણેક-પ્રાણ" ગુરૂ પદ રજ

**પરમ દાર્શનિક પંડિત રત્ન બા. બ્ર.**

**પૂજ્ય શ્રી જયંતિલાલજી મહારાજના શિષ્ય**

**ગિરીશ મુનિ**

સ્વ. શીવલાલ સાકરચંદ શાહ 

શ્રી સમરતબેન શીવલાલ શાહ 

જલ બાઢે જો નાંવમેં ઔર બાઢે ઘરમે દામ
દોઉ હાથ ઉલચિયે યહિ સજ્જન કા કામ

સ્વ. શ્રી શીવલાલ સાકરચંદ શાહ તથા તેમના કુટુંબીજનો ઉપરોક્ત કાવ્યાનુસાર "સાચા સજ્જનો"નું બીરૂદ મેળવી રહે છે. સુખ, સમૃદ્ધિ, સ્વાસ્થ્ય અને શાંતિ માટે જગત જ્યારે વલખા મારે છે ત્યારે કોઇ પુણ્યના પ્રબળ યોગે શ્રી શીવલાલભાઈને નાનપણથી આ બધું મળેલ. આદર્શ પ્રેમી શ્રી શીવલાલભાઈ નાનપણથી જ સંસ્કારી વિચારો અને સેવાભાવી વિચારો ધરાવતા હતા.

સમૃદ્ધિ અને સંપત્તિ વચ્ચે પણ તેમનો સ્વભાવ તો જલકમલવત સંસ્કાર પ્રેમી જ રહ્યો. તેમણે તેમજ શ્રીમતિ સમરતબેન તેમના સંતાનોમાં પણ પૂર્ણપણે સંસ્કાર સિંચન કર્યું. તેમના કુટુંબીજનોની ધર્મપ્રિયતા પણ અજોડ છે.

જીવનમા તડકા છાંયા તો આવે ને જાય પરન્તુ હસતે મુખે સહન કરવાની સહન શક્તિ ધરાવે તે જ જ્ઞાની ગણાય. આમ શ્રી શિવલાલભાઈના જીવનમાં તેમના ધર્મપત્નિ શ્રીમતિ સમરતબેને જીવનના દરેક સંયોગોમાં સાથ આપી આદર્શ ધર્મપત્નિ બની રહ્યાં. કુટુંબ વત્સલતા અને ત્યાગની ભાવના જેમની નસેનસમાં વહેતી રહી છે એવા શ્રીમતિ સમરતબેન એક આદર્શ સન્નારી છે સાધુ સાધ્વીની સેવા, પ્રાર્થના, પ્રતિક્રમણ, ચોવીહાર તો આદર્શ દંપતીના જીવનનો રોજીંદો ક્રમ બની ગયેલ હતો. શ્રીમતિ સમરતબેને આ રોજીંદો ક્રમ બની ગયેલ હતો. શ્રીમતિ સમરતબેને આ રોજીંદો કાર્યક્રમ તો ચાલુ રાખ્યો જ છે પરન્તુ તદઉપરાંત એકાસણા, બેસણા, વર્ષીતપ, છઠ્ઠ-અઠ્ઠમના વર્ષીતપ, છઠ્ઠ, અઠ્ઠમ નવકારશી, આયંબિલ વગેરે તપશ્ચર્યા કરી છે અને આવી તપશ્ચર્યા કરતા જ રહે છે.

## શ્રી સુંદરબેન ગુલાબચંદ ગોડા



દાન પુણ્યે લક્ષ્મીનો,
ઉપયોગ કરતા આવડયું.

શ્રેષ્ઠી બની ઉત્સાહથી,
જનશ્રેય કરતા આવડયું.

અંતરે નિખાલસતા સરળતા,
ધર્મ સંસ્કારો ભર્યા.

રહી સાબદા સત્કાર્યે,
સેવાકાર્ય પણ સો સો કર્યા.

## સ્વ. પિતાશ્રી છગનલાલ હીરાચંદ દેસાઈ



અમારામાં સંસ્કાર, સદાચાર અને ચારિત્રનું સિંચન કરનાર પિતાશ્રી અમો આપના ઋણી છીએ.

અમારા કુટુંબના સુકાની બની અમારા કુટુંબમાં સત્ય, નિતિ અન સદાચારનું સીંચન કરી અમોને નિષ્કામ અને નિસ્વાર્થ ભાવે યથાશકિત ધર્મકાર્ય, સત્કાર્ય કરવાની જે પ્રેરણા આપી તેથી અમો સેવાના ક્ષેત્રે, સામાજીક ક્ષેત્ર કે માનવતાના ક્ષેત્રે જે કંઈ કરી રહ્યા છીએ તે આપને જ આભારી છે.

લી આપના
સમસ્ત પરિવાર

# સ્વ. માતુશ્રી મણીબેન છગનલાલ દેસાઈ



આપનો માયાળુ અને પ્રેમાળ સ્વભાવ-સદાય હસમુખો ચહેરો કુટુંબ પ્રત્યેનું વાત્સલ્ય, સૌને મદદરૂપ થવાની ભાવના. ધર્મ પ્રત્યે અડગ શ્રદ્ધા, તપશ્ચર્યા કરવાની પ્રબળ ભાવના, સાધુ-સાધ્વીજીઓના દર્શન કરવાની ઉત્કંઠ ભાવના આ બધા સંસ્કારો અમારામા પ્રેરણા રૂપે આપે રેડયા છે તે અમો કદી પણ વીસરીશું નહીં.

તમો ભલે આજે દેહ રૂપે અમારી સનક્ષ નથી. પણ તમારી સુવાસ હજુ અમારી સાથે જ છે. તમોએ બનાવેલા રાહે આજે અમો ચાલીએ છીએ. અને સમગ્ર પરિવાર સાથે ખુબ જ સુખી છીએ.

આજે અમો જે કંઈ છીએ તે આપને જ આભારી છે.

આપનો પરિવાર

## શ્રી તારાબેન ગુલાબચંદ મણીયાર



માસ ખમણ મહાતપ મહોત્સવપૂર્વક,
ને અનેકવ્રત વિધિપૂર્વક કર્યા.

કરી સામાયિક પ્રતિક્રમણ પૌષધ ઉપવાસ,
ને આજીવન લીલોતરીને પરહર્યા.

વાળી જીવનને ઉત્કૃષ્ટ પંથે,
સંસાર સાગરને તરી રહ્યા.

શું વખાણુએ અમે તમને,
ઓ ભવ્યાત્માશ્રી તારાબેન !

સ્વ. દિવાળીબેન શીવલાલ કપાસી



જેમનામાં સ્નેહ સહિષ્ણુતા ને
સજ્જનતાનો ત્રિવેણી સંગમ છે.
દાતા, દયાળુ સ્વ દિવળીબેનને
નમસ્કાર હો.

સવિતાબેન મોહનલાલ કપાસી
રસીલાબેન અમરતલાલ કપાસી

# સ્વ. કાશીબેન શીવલાલ મહેતા



જન્મ : ૨-૮-૧૯૦૬ અવસાન : ૨૭-૧૨-૧૯૭૨

ધૂપસળી સળગે અને આખાએ વાતાવરણમાં સુગંધ ફેલાઈ જાય તેમ આપના પગલે પગલે આખાયે કુટુંબમાં દાન અને દયાની તપ અને ત્યાગની વિનય અને વિવેકની, સંપ અને સમર્પણની ખુશ્બો મ્હેકવા માંડી આપે સીંચેલા આવા સંસ્કારોથી આખુ કુટુંબ નંદનવન બની ગયું. આપના આ અણમેલ વારસાનું અમો ખુબ ખુબ જતન કરીને આપના પ્રત્યેનું ઋણ યત્કિંચત અદા કરીએ એજ અભ્યર્થના.

લી. આપનો પરિવાર

## સ્વ. અમૃતલાલ માનસંગ દોશી



સંપત્તિનો સદ્વ્યવહાર સદા
ઔદાર્યથી આપે કર્યો,
નિજ ધર્મ કાજે, દીન કાજે,
દિલ દયા ઉદધી ભર્યો.
મન મોકળું મુકી રૂડું,
ધન વાપરી જાણ્યું તમે.
છોટા નહી, મોટા કહું,
કહું દાનવીર
સાચા તમે.

## -: આણંદજીભાઇ નાનચંદ લાખાણી :-



સાવરકુંડલા તાલુકાના ભાકરવા ગામના વતની અને છેલ્લા કેટલાય વર્ષોથી સાવરકુંડલાને પોતાનું કર્મભૂમિ જેવુ વતન બનાવેલ છે, અને સાવરકુંડલાની ધાર્મિક, શૈક્ષણિક, વૈદ્યકીય કે રાજકીય પ્રવૃત્તિઓ પ્રત્યે તેઓ ખૂબજ સજાગ હોય છે. એક એક પ્રવૃત્તિ માટે પોતાનાથી બનતું બધુંજ કરી છુટે છે.

તેઓ બહુ મોટા શ્રીમંત છે એમ દાવો કરતા નથી પણ શ્રીમંતોને શોભે તેવું અને તેમની હરોળમાં ઉભા રહે તેવુ દાન આપતા કદી અચકાતા નથી.

સૌરાષ્ટ્ર દશા-સેવા સંઘ શ્રી ભોજનાલય વિ. સક્રિય રસ (Active Itrest) લે છે. તેમજ યુવાનોને શરમાવે તેવો ઉત્સાહ ધરાવતા હોવાથી શ્રી સાવરકુંડલા દશા જૈન યુવક મંડળના ટ્રસ્ટી અને પ્રમુખ છે, તેમજ શ્રી આર. વી. ગોસલીયા દશા જૈન વિદ્યાર્થી ગૃહના માનદ મંત્રી તરીકે ઘણા વર્ષોથી સેવા આપે છે, આવા મહાનુભાવોએ આપણા સમાજના 'ન્યુરેવ' સમાન છે.

ગં. સ્વ. લાભકુવરબેન શીવલાલ શેઠ



માતૃ-સ્નેહ-વાત્સલ્ય અને પ્રેમનું ઝરણું છે, કડવું પીને અમૃત વહાવનાર છે. સાનુકુળ અથવા પ્રતિકૂળ સંયોગોમાં ધૈર્ય રાખી અમારામાં જ્ઞાન, દાન ધર્મ નીતિ નિષ્કામ નિસ્વાર્થ સેવાના સંસ્કારો સિંચી, તપ અને ત્યાગના માર્ગ બતાવી અમારું જે ચરિત્ર ઘડતર કરી રહ્યા છે. તેવા આપને અમારા હાર્દિક કોટી કોટી વંદન.

લી.

આપનો પરિવાર

સ્વ. કલ્યાણજી ઠાકરશી લાખાણી



દેહવિલય: તા. ૧૪-૬-૭૨ (બોરીવલી)

"હર પળે હર કાર્યમાં ને
હર સ્થળે આવે સ્મરણ

કાળ પણ ભુંસી શકે ના
આપના મીઠાં સ્મરણ"

લી.
આપનાં કુટુંબીજનો

## શ્રી મોહનલાલ કાળીદાસ કોઠારી



સેવા સંસ્કાર અને સખાવતનો જેમનામાં સુંદર સુમેળ છે, અને તેમાં ખાસ કરીને શિક્ષણ અને સંસ્થાઓ ઉભી કરવામાં સક્રીય રસ લઇ રહ્યા છે, ઉદાર હૃદયના અત્યંત કુશળ અને સેવાભાવી છે. સરળ સ્વભાવ અને નિઃખાલસ વર્તાવ ધરાવતા. તેમની હરેક પ્રવૃત્તિમાં પાયામાં ધર્મનીજ મૂળભૂત વિચારણા રહેલી હોય છે.

અ. સૌ. શાંતાબ્હેન હીરાલાલ મોદી

(ઘાટકોપર)



દુઃખી બહેનોનાં દુઃખો
મટાડતા નિશદિન તમે,
સતત કર્તવ્યપરાયણ રહી
સાદાઇમાં રહેતા તમે.

હૈયું સુકોમળ ને સ્નેહભીનું
દયાભીનું દિલ છે તમારૂં,
દૃઢ સંકલ્પ સાથ કર્તવ્ય નિષ્ઠા
નમે તમ ગુણોને ઉર અમારું.

## સ્વર્ગસ્થ માતુશ્રી છબલબેન ખુશાલચંદ શાહ



ભગવાન મહાવીરે ચીંધેલા માર્ગે ચાલી આપે આપના જીવનકાળ દરમ્યાન આજન્મ ધર્મ અને ભક્તિ, શ્રદ્ધા અને સ્નેહ, દયા અને દાન, તપ અને ત્યાગ, વિનય અને વિવેક, સંપ અને સમર્પણની સરવાણી વહેવડાવી અમારાં સૌનાં જીવન ઘડતરમાં આપે જે સંસ્કારોનું સિંચન કર્યું છે તેનું ઋણ અમો કઇ રીતે અદા કરીએ? ધર્મપરાયણ અને ચારિત્ર્યશીલ માતા સો શિક્ષકોની ગરજ સારે છે તે વાત આપે આપના જીવન-વર્તનથી સિદ્ધ કરી બતાવી છે. આપે અઠ્ઠાઇ, નવ્હાઇ, અટ્ઠમ, છઠ, સામાયિક પ્રતિક્રમણ, ચૌવીહાર જેવાં કઠોર તપ અને આજીવન આચરી આપના જીવનને અણીશુદ્ધ બનાવી દીધું છે. આપે અમોને આપેલા આ અભૂતપૂર્વ વારસાનું આપના પૂનિત પગલે ચાલી જતન કરીશું અને આપના પ્રત્યેનુ યત્કિંચિત ઋણ અદા કર્યાનો સંતોષ માણીશુ. અમારી આબાદી આપની ધર્મનિષ્ઠાને જ આભારી છે. જીવનમાં મહાવીર પ્રભુ અને આપના નામસ્મરણથી અમો નવી શક્તિનો સંચાર કરીને સદાય આગળ વધીએ એવા આપના રૂડા આશીર્વાદ અમારી ઉપર ઉતરે એજ પ્રાર્થના સાથે

દેહવિલય : ૩૦–૫–૭૬ રાજકોટ

પુત્રવધુઓ,
સૌ. ચન્દનબેન સૌભાગ્યચંદ શાહ
સૌ. પુષ્પાબેન બિપીનચંદ્ર શાહ

અમો આપનાં,
સૌભાગ્યચંદ ખુશાલચંદ શાહ
(S.K.)
બિપીનચંદ ખુશાલચંદ શાહ
(જયહિન્દ ખરેટા હાઉસ)
મંજુલાબેન ખુશાલચંદ શાહ
(બુજુમ્બરા, કોંગો)

## શ્રીમાન અને શ્રીમતી નરભેરામ કેશવજી
(કલકત્તાવાળા)



પુણ્યના ઉદયે સંપત્તિ અને સમૃદ્ધિ મેળવી જેનો સદ્‌ઉપયોગ જનકલ્યાણના અને માનવતાના કામમાં કોઇપણ જ્ઞાતી, જાતી કે સંપ્રદાયના ભેદભાવ વગર કરે છે. તન, મન, અને ધનથી સંઘના કાર્યોમાં તેઓ પુરો સહકાર આપે છે.

## શ્રી જીવનલાલ ઓધવજી બાખડા



જીવનભાઈ બાખડા એ સ્વામીનારાયણ સંપ્રદાયનાં ચુસ્ત, અનુયાયી હોવા છતાં સ્થાનકવાસી સમાજની સાથે નીકટતાપૂર્વક સંકળાયેલા છે, અને સ્થાનકવાસી સમાજની વિવિધ પ્રવૃત્તિઓમાં દાનો ઉદાર દિલે વહેવરાવે છે.

શ્રી સૌરાષ્ટ્ર દશા સેવા સંઘ સંચાલીત ઘાટકોપરમાં ચાલતી એમ. પી. દોશી આંખની હોસ્પીટલ માટેની તેમની યશસ્વી સખાવત, બે વર્ષ પહેલા ધારી મુકામે યોજેલ નેત્ર યજ્ઞ, પોતાના માદરે વતન હાથસણીમાં ગુજરાતી શાળા, આવી માનવ સેવાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં તેમનું દાન, એ ધ્યાન ખેંચનારી પ્રવૃત્તિઓનું છે. આ ઉપરાંત સાવર કુંડલા દશા શ્રીમાળી જૈન યુવક મંડળ મુંબઈમાં તેઓ ઘણા વર્ષોથી ટ્રસ્ટી છે. તેમજ મુંબઈમાં સૌરાષ્ટ્ર દશા. સેવા સંઘ તથા ભોજનાલયની કમીટીઓમાં રહીને વર્ષોથી નિઃસ્વાર્થભાવે સેવા આપે છે. આવા વીનમ્ર દાતાઓથી સમાજ ઉજ્વળ બને છે.

## શ્રી ગુલાબરાય ડી. દડિયા



પ્રતિભાશાળી, સંનિષ્ઠ, સમાજ સેવક અને લબ્ધ ઉદ્યોગપતિ શ્રી ગુલાબદાસ દડિયા, લાયન્સ ક્લબ ઓફ ઘાટકોપરના પ્રમુખ, મૌલિક વિચારધારાને સાકાર કરવા પ્રયત્નશીલ છે.

ધંધાની પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત હોવા છતાં તેઓ શૈક્ષણિક, સાંસ્કૃતિક, સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિઓમાં પણ સારો રસ ધરાવે છે. ઘાટકોપર અને મુંબઈની કેટલી સંસ્થાઓમાં તન મન અને ધનથી સેવા આપે છે. તેઓ ઘાટકોપર જૈન સ્થાનકવાસી સંઘના માનદ ટ્રસ્ટી છે. ઘાટકોપર જૈન સોશ્યલ ગ્રુપના કાર્યવાહી સમિતિના સભ્ય છે. ઘાટકોપર ગુરુકુળ હાઈસ્કૂલના કાર્યવાહી સમિતિના પણ સભ્ય છે.

તેઓ વિનમ્ર, સરલ અને મિલનસાર સ્વભાવના છે પોતાના નામની સાર્થકતા સેવા અને કર્તવ્ય-પરાયણતાથી કરી રહ્યા છે

## સ્વ. વસંતપ્રભાબેન રવિચંદ શાહ



જન્મ : તા. ૯-૨-૧૯૧૧

દેહવિલય : તા. ૧૨-૧-૧૯૭૧

દીનજનોના દાનદાતા
અભ્યાગતોના શાંતિદાતા
દુઃખીજનોન, ધૈર્ય દાતા
ને સંતપ્તજનોના નર્મદાતા

કરી સત્કૃત્યો સૌહાર્દથી
પીડિતજનોની પીડા હરી

ધન વાપર્યું તમે વિવેકથી
સુવાસ સત્રળે દીધી ભરી.

આપના કુટુંબીજનો

## સ્વ. ધીરજલાલ ન્યાલચંદ દોમડીયા
## ( જેતપુરવાળા )



| જન્મ તારીખ : | અવસાન તારીખ : |
|---|---|
| ૨૬-૧-૧૯૪૩ | ૪-૬-૧૯૭૪ |
| ( જેતપુર ) | ( મુંબઇ ) |

જેમની અપ્રતિમ પ્રતિભા, અદ્‌ભુત કૌશલ, અનુપમ સાહસિકતા અને મિલનસાર, માયાળુ, વિનોદપ્રિય સ્વભાવની ગહરી છાપ અત્યારે પણ અન્તઃસ્થલમાં અંકિત છે, જેમની મધુર સ્મૃતિઓ સદાને માટે જાગૃત જ રહેવાની છે.

## શ્રી મોહનલાલ મોતીચંદ શાહ
## ( ચોટીલાવાળા )



સૌમ્યતા અને સજ્જનતા જેમના સ્વભાવમાં ઉતરી ગયા છે. એવી વિનમ્રતાની મૂર્તિસમા શ્રી. મોહનલાલ-મોતીચંદ શાહ આત્મપ્રશંસા અને પ્રસિદ્ધિથી હંમેશા દૂર રહેવાનો પ્રયાસ કરતા હોવા છતાં આ સંઘ પ્રત્યે અત્યંત પ્રેમભાવ ધરાવી હરેક પ્રવૃત્તિમાં સહૃદયનો સાથ આપે છે. તેમના અત્યંત સાદગીભર્યા-સંસ્કારી વર્તાવને લીધે શ્રી. સ્થા જૈન બંધુ મંડળ, આગ્રારોડ ઘાટકોપરના પ્રથમ માનદ પ્રમુખ તરીકે ચૂંટાયેલા. તેમની સેવાઓ તો ભૂલાયજ કેમ ? આ સંઘના પાયામાંજ સ્થા. જૈનબંધુ મંડળના બીજ રહ્યા છે જે વૃક્ષ રૂપે આજે ઉભુ છે. આનો યશ શ્રી. મોહનભાઈને આપતાં અમોને આનંદ થાય છે. ભવિષ્યમાં તેમનો સહકાર મળશેજ એમા શંકા નથી.

સ્વ. શ્રી નરભેરામ દેવચંદ દેસાઈ
બગસરાવાળા ઉ. વ. ૯૮



દેહવિલય તા. ૧૨-૧૨-૧૯૭૬

જુઓ ! છે નમુનેદાર શ્રદ્ધા
દેવ ગુરુ ને ધર્મ તણી,
શીખ સદા સૌ લેતા રહેજો
કરણી કરી આ ભવ તણી !

સો સો શરદ પૂરી થતાં
સાચે જ સ્વર્ગે સંચર્યા

દુર્બળ દુઃખીના દુઃખ હરવા
દાન ધર્માદા કર્યા

વસ્ત્રો દીધાં વપુ ઢાંકવા
ને અન્ન દીધાં આરોગવા

કલ્યાણ કીધું આપ સર્વનું
નર નિર્ભય નરભેરામ !

## શ્રી પોપટભાઇ ડાહ્યાભાઈ કામદાર



જામકંડોરાણાના વતની હાલ ઘાટકોપર (મુંબઇ) શ્રી પોપટભાઇ કામદારે જીવનનું ધ્યેય પ્રમાણિક અને સંતોષી જીવવાનું રાખ્યું છે. તેઓએ અર્થોપ્રાર્જનને ગૌણ ગણીને સંસ્કારી પ્રજાના ઘડતર પર વિશેષ લક્ષ આપ્યું છે. તેમના ધર્મપત્નિ અ.સૌ. સવિતાબેન પણ તેમના આ આદર્શની પૂર્તિમાં સહાયક બની રહેલ છે.

તેઓએ થોડા વર્ષો ગોંડલમાં રહી ગોંડલ પાંજરાપોળમાં પોતાની સેવા આપી હતી. પરંતુ સ્વાસ્થ્યની પ્રતિકૂળતાને કારણે તેઓ હાલ નિવૃત્ત ધર્મપરાયણ જીવન પસાર કરી રહ્યા છે.

તેમને ચાર પુત્રો અને અને એક પુત્રી છે. તેમના જ્યેષ્ઠ પુત્ર પ્રવિણભાઈ કામદાર બૃહદ મુંબઇ નગર પાલિકામાં નાયબ કમીશ્નરનો ઉચ્ચ હોદ્દો ધરાવે છે. અન્ય પુત્રો પણ જીવનમાં સારી રીતે સ્થિર થયેલ છે,

શ્રી પોપટભાઈ સાદા અને સંતોષી જીવનનું ઉજ્જવળ દષ્ટાંત પૂરું પાડી રહેલ છે.

## સ્વ. વલ્લભજી નરભેરામ ઘેલાણી
## બરવાળા (બાવીસી) હાલ માટુંગા



જન્મ : સંવત ૧૯૪૭ મરણ : સંવત ૨૦૨૬

આપે અમારામાં ધાર્મિક સંસ્કારોનું જે સિંચન કર્યું એનાથી અમારા જીવનને સન્માર્ગે લઈ જવામાં તથા સદાચાર નીતિનાં સૂપંથે વિચરવામાં અમે ઘણે અંશે સફળ બન્યાં છીએ.

આપ ધાર્મિક વૃત્તિવાળા હતા અને સાદાઇ, સરળતા અને સત્યના આગ્રહી હતા. આપ બીજાનું દુઃખ જોઇ શકતા નહીં અને તેથી બીજાનાં દુઃખમાં ભાગ લેતા હતા. નિયમિતતાનું પાલન કરતા હતાં. નાનું મોટું કામ જાતેજ કરતા હતા.

પરમ કૃપાળુ પરમાત્મા આપને પરમ શાંતિ આપે તેવી પ્રાર્થના છે.

ૐ શાંતિ ૐ શાંતિ ૐ શાંતિ

લી. ઘેલાણી પરિવાર

સ્વ. નવલબેન મણીશંકર પારેખ
(ચરખડીવાળા)



દેહવિલય :-૧૨-૩-૧૯૭૭

આપે અમારા જીવનમાં જે સુસંસ્કારનું સિંચન કર્યું છે તેનાથી અમો આજે સેવાના ક્ષેત્રે, સામાજીક ક્ષેત્રે, વ્યાપારના ક્ષેત્રે કે માનવતાના ક્ષેત્રે જે કંઈ કરી રહ્યા છીએ, તે આપની જ પ્રેરણાથી કરીએ છીએ.

લી. આપના પુત્રો,
ભુપતરાય મણીશંકર પારેખ
નટવરલાલ મણીશંકર પારેખ
જશવંતરાય મણીશંકર પારેખ

## શ્રી લાભુબેન દલીચંદ દોશી



આપ અમારામાં જ્ઞાન, દાન, ધર્મ નિતિ, નિષ્કામ, નિઃસ્વાર્થ સેવાના સંસ્કારો સિંચી તપ અને ત્યાગનો માર્ગ બતાવી અમારું જે ચારિત્ર ઘડતર કરી રહ્યા છો, તેવા આપને અમારા હાર્દિક કોટીકોટી વંદન.



## સ્વ. અમૃતલાલ મોતીચંદ દડીયા

જેમના મુખપર સદાયે પ્રસન્નતા પ્રસરી રહેતી ગરીબો પ્રત્યે જેમના દિલમાં અથાગ કરૂણા ભરી હતી પોતાના સંતાનોના સંસ્કારો પ્રત્યે જેમના પૂરી જાગૃતી હતી અને એજ જાગૃતીને કારણે આજે અમે જે છીયે ને બની શકયા આવા પરમ ઉપકારી પૂજ્ય પિતાજીને અમારા કોટિ કોટિ વંદન હો.

## સ્વ. ઉજમમા સુંદરજી દોશી



દાન કાજે ધર્મ કાજે
ગણતા અંતરે ઉજમ.
દુઃખીના દુઃખ દૂર કરવા
ગણતા હૈયે ઉજમ

સંત સતીના સન્માન કાજે
ધરતા ઉરમાં ઉજમ
દાતા દયાળુ ઓ ઉજમ માતા!
યથા નામા તથા ગુણા આપના.

આપનો પરિવાર



**સ્વ. રમેશચંદ્ર પ્રાણજીવન મહેતા**

| જન્મ | મૃત્યુ |
|---|---|
| ૧૪-૭-૧૯૪૦ | ૪-૯-૧૯૬૬ |

સ્વ. રમેશ ભાઈ બાળપણ થી જ મહત્વાકાંક્ષી હતાં ઘાટકોપર યુથ કોંગ્રેસમાં તેઓ ખજાનચી હતાં. ઉપરાંત શાળા-કોલેજની ઈતર પ્રવૃતિઓમાં પણ તેમનું નામ મોખરે રહેતુ હતુ

B.S.C. પાસ કર્યા પછી તેઓ M.S. ની ઉપાધી મેળવવા અમેરીકા ગયેલા ત્યા M.S. ની ઉપાધી મેળવી તેઓ વિશ્વની પ્રખ્યાત ઇન્ટરનેશનલ હાર્વેસ્ટર કુાં. માં જોડાયા

શિકાગોમાં વસતો કોઇ ભારતીય જન તેમનાથી અજાણ્યો ન હતો ભારતમા પડેલ કારમા દુષ્કાળ ના સમાચારથી તેમનુ હૃદય દ્રવી ઉઠયું તેમણે ત્યાં ઈન્ડીયા રીલીફ કમીટીની સ્થાપના કરી રૂા. ૧૯,૦૦૦ ઓગણીસ હજાર જેટલું ભંડોળ એકઠું કરી દેશ બાધવો માટે મોકલી આપ્યું

આમ રમેશભાઈ ટુંક સમયમા માત્ર જૈન સમાજના જ નહીં પરંતુ સમસ્ત ભારતીય સમાજની આશા બની ગયા. પરંતુ 'Man proposes god disposes" તે કહેવત અનુસાર આ આશા અલ્પજીવી નીવડી. જીનીવા લેકમાં મિત્રો સાથેના સહ પર્યટન મા આ ઉગતો સિતારો આથમી ગયો તેમના મૃત્યુથી સમાજ અકિંચન બની ગયો



ગં. સ્વ. શ્રી મણીબેન પ્રેમજીભાઈ શાહ

(બાબરાવાળા)

રાખીને દિલ સાફ નિરંતર
તમે પ્રેમથી પ્રભુભક્તિકરી
અળગી કરી આશા પરાઈ
અરિહંતની તમે એક આશાકરી
ઓધર્મપ્રેમી વાત્સલ્યમૂર્તિમા
નમ્રતા તમારી તો શી કહુ?
'વસુધૈવ કુટુંબકમ્' જીવી રહ્યાતમે
વારવાર પ્રણમીયે તમને અમે

આપનો પરિવાર

**શ્રી મોહનલાલ ત્રીભોવનદાસ કોઠારી** **સ્વ. અચરતબેન મોહનલાલ કોઠારી**

રાણપુર (ભેસાણ)





જન્મ સાં.: ૧૯૫૨ વૈશાખ
મેંદપરા (જુનાગઢ)

જન્મ સાં: ૧૯૬૦ બિલખા (સૌરાષ્ટ્ર)
સ્વર્ગવાસ:-સા ૧૯૯૮ પ્રથમ જેઠ સુદ ૩
સોમવાર તા. ૧૮-૫-૧૯૪૨, બિલખા

આપે દાન શીયળ તપ અને ત્યાગના સસ્કારોનું સીંચન કરીને અમારામાં ધર્મ પ્રત્યેની શ્રધ્ધા દ્રઢ્ઢ કરાવી છે અને જીવનમાં દરેક ક્ષેત્રે સત્ય અને નીતી નીયમથી જીવવું. આપણા હકનુંજ લેવું અને ઇશ્વરમાં શ્રધ્ધા રાખી કાર્ય કર્યેજવું એમ કરતા જે કાંઈ મળે તે માત્ર કર્મનુંજ ફળ છે તેમ માની સંતોષ પામવો આવા ઉચ્ચ અને સુંદર સંસ્કારોનું આપે જે સીંચન કર્યું છે બદલ અમે આપના અત્યંત ઋણી છીયે હાલ નિવૃતીજીવનમાં પ્રૌઢ વયે પણ પ્રવૃતીશીલ રહી નિ.સ્વાર્થભાવે યથાશકતી પ્રમાણે ગરીબો અને મુંગા પ્રણીઓ માટે તન મન અને ધનથી જે સેવા કરી રહયા છો તે અમારા માટે પ્રેરણારૂપી છે.

વ્હાલી બા અમે આપના ઉપકારનો બદલો વાળી શકીયે તેમ નથી અમો આપનાં ભવોભવનાં ઋણી છીયે. માતૃદેવો ભવ:

અ. સૌ. **હીરાબેન અમૃતલાલ બેનાણી**
અ સૌ **હંસાબેન મનસુખલાલ ઠોસાણી**

લી **મગનલાલ મો. કોઠારી**
લી. **દલસુખરાય મો. કોઠારી**
લી **હસમુખલાલ મો. કોઠારી**
લી **વિનોદરાય મો. કોઠારી**

## સ્વ. (માસ્તર) પોપટલાલ ભીમજી માવાણી
(મેંદરડાવાળા)



મહાવદ ૧૦ ને શનિવાર ૧૯૪૦
સ્વ. પોપટલાલ ભીમજી માવાણી
મેંદરડા નિવાસી રહીશ વેરાવળ
અંતરમાં ઉત્તમ અરમાનો
આવી આવી ઉભરાય
વાણી વર્તન દર્શન વચન
માવાણી શ્રેષ્ઠી પરખાય
સાચા ભ્રાતા
સાચા દાતા
દીન દુઃખીના
માચા ત્રાતા
સૌને પૂછે શાતા–

લી આપનો પરિવાર

સ્વ. અંબાબેન કપુરચંદ દલાલ
ઉં. વ. ૮૧



જન્મ સ્થળ :
જેતપુર

દેહવિલય :
તા ૭-૬-૧૯૬૯
મુંબઈ

સ્નેહ, સહિષ્ણુતા ને સજ્જનતાના
ત્રિવેણી તીર્થ સમા માત તમે !
કર્યા પરમ ઉપકાર અનંત અમ પરે
જીવ્યા બની અમ ગૃહની અંબા ખરે !

આપના પુત્રો



**શ્રી તારાચંદ વીરચંદ અદાણી**
ઉંમર વર્ષ ૮૧ ઘુઘરાળા (સૌરાષ્ટ્ર)

બાલ્યવયમાં જ અમારા માતુશ્રી વિદાય થતા, અમારા ઉછેરનો અસહ્ય બોજ સહેવા સાથે આપે અમારામાં સંસ્કાર, સદાચાર અને ચારિત્રનું સિંચન કર્યું. જ્ઞાની સંતોએ બતાવેલા દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ વૈરાગ, એવા ઉત્તમ ગુણોનું સેવન કરતા રહીયે અને એ ગુણોને અમારામા અને આપણા વિશાળ કુટુંબમા ઉત્તરોત્તર વિકસાવવાની સતત કાળજી રહે એવી ભાવના સાથે અમે આપના ગુણી આત્માને વંદન કરીએ છીએ.

વ્રજલાલ તારાચંદ અદાણી
ચંદ્રકાંત તારાચંદ અદાણી

## સ્વ. દિવાળીબેન છગનલાલ ગોડા



જેઓ ઘણા લાગણીશીલ, દયાળુ અને માયાળુ સ્વભાવના હતા. જન સેવા એજ પરમોધર્મ એ સુત્ર હેઠળ જ તેઓએ નિઃસ્વાર્થ ભાવે સેવા કરી જનતાનો પ્રેમ સંપાદન કરી જીવન ધન્ય બનાવી ગયા છે. તેમની ધર્મભાવના પણ અથાગ હતી. અમારા જીવનના દરેક કાર્યોમાં તેમનો હંમેશા અંતરનો સહયોગ સહકાર મળ્યો છે જેના પરીણામે અમારા પરિવારમા માનવતાની દાન અને સુસંસ્કારોની સુવાસ ફેલાણી. જેના પ્રભાવે ફુલ નહીં ફુલની પાંખડી ધર્મક્ષેત્રે વાપરવાની પ્રેરણા મળી રહી છે.

લી.

આપનો પરિવાર

## ૧

## ચાતુર્માસ પર્વ અને જીવન ધન્યતા

(અષાઢ સુદ ૧૫ રવિવાર તા. ૧૧-૭-૭૬)

जो देवाणमवि देवो जं देवा पंजलि नमंसंति ।
तं देवं देवमहियं, सिरसा वन्दे महावीरं ॥
अज्ञान तिमिर अन्धानां, ज्ञानांजन शलाकया ।
चक्षुरून्मिलितं येन, तस्मै श्री करंति नमः ॥
जिण वयणे अणुरत्ता, जिण वयणं जे करंति भावेणं ॥
अमला असंकिलिट्ठा, ते हुंति परित संसारी ॥

'ભગવાન મહાવીરે જીવ માત્રના કલ્યાણ માટે મંગળ પ્રેરણાઓ આપી છે. તેઓ પ્રેરણાનો અમૂલ્ય સંદેશ આપી ગયા છે. આજની પાખીનું નામ છે, ચોમાસી પાખી. જૈન ધર્મના ચાતુર્માસનું અમૂલ્ય પર્વ, પાખી પર્વ જીવનને ધન્યતાનો સંદેશ આપે છે. જીવનને સૌભાગ્યનું અને કર્તવ્યનું અનુપમ જ્ઞાન કરાવે છે.

### આવો છે પૂર્ણ પનોતો દિવસ પાખીનો

જ્ઞાનીજનો ત્રણ પ્રકારના ચોમાસા કહી ગયા છે. બાર મહિનાના કાળમાં ત્રણ ચોમાસા આવે છે.

### પ્રથમ ચોમાસુ-શીતકાલીન ચાતુર્માસ

જે દિવસોમાં ઠંડી પડે છે. માણસ માત્ર શીતલતા સહેવા દેહ-કષ્ટ રોકવા નવા નવા ઉપકરણો ધારણ કરે છે: ખાનમાં, પાનમાં અને વર્તનમાં કોઈ પરિવર્તન આવે છે. માનવ માત્રમાં વિવેકનું મૂલ્ય જળવાય તો એ પ્રથમ ચોમાસુ શીતકાલીન ચાતુર્માસ જીવનને હળવું કરે.

### બીજુ ચોમાસુ-ગ્રીષ્મકાલીન ચાતુર્માસ

આ ઋતુની પ્રકૃતિથી બચવા માણસ ગરમ પદાર્થ ત્યાગી, ઠંડા પદાર્થ-આહાર કરે છે. હળવા-આછા, મુલાયમ અને સાદા ઉપકરણો-વસ્ત્રો અંગીકાર કરે છે.

## ત્રીજું વર્ષાકાલીન ચાતુર્માસ

એક વર્ષના અંતિમ કાળનું આ ચાતુર્માસ. આ ત્રણ પ્રકારના ચાતુર્માસ એટલે એક વર્ષનો કાળ. આમાં વર્ષનો આ છેલ્લો કાળ જીવ માત્ર માટે અમૂલ્ય ભાવ પ્રેરક છે. વર્ષનું આ છેલ્લું ચાતુર્માસ ધર્મના રૂડાં સંદેશા, પ્રભાવના આરાધના કરવા જે ચાતુર્માસ આવે છે એનો પ્રારંભ અષાઢ સુદી પૂર્ણિમાથી થાય છે. અને કારતક સુદી પૂર્ણિમાએ તે પૂર્ણ થાય છે, આ મંગલકારી ચાતુર્માસના ચાર પ્રકાર છે.

(૧) **દ્રવ્ય ચાતુર્માસ :** ગામ–ધામમાં પડતા વર્ષાના પ્રભાવથી માનવ સમાજમાં એક આગવા–ભાવ–મંગલ ભાવની જાગૃતિ આવે છે: કાંઇ નવીનતા અનુભવે છે; ખેતરોમાં અનાજ વવાય છે, સરોવરો ઊભરાય છે, સાગર લહેરાય છે; સમાજમા આવતા પ્રાકૃતિક આ પરિવર્તનને દ્રવ્ય ચાતુર્માસ કહેવાય છે.

(૨) **ક્ષેત્ર ચાતુર્માસ :** જે ભૂમિમાં સંતો ૪ માસની મર્યાદા લઇ પધારે છે, એ મર્યાદાનો વાસ કે ધર્મ લાભ આપે છે તેવી ભૂમિ, ગામ, સંઘ અને ક્ષેત્રને ક્ષેત્ર ચાતુર્માસ કહેવાય છે

(૩) **કાળ ચાતુર્માસ :** ચાર મહિનાની મર્યાદા લઇ, જે ચાતુર્માસ આવે છે, રહે છે, જે પૂર્ણ થાય છે એવી સમકાલીન ઋતુ–અષાઢ સુદ પૂર્ણિમાથી કારતક સુદ પૂર્ણિમા દરમિયાન જે સમય મર્યાદાનું પાલન થાય તે કાળ ચાતુર્માસ.

(૪) **ભાવ ચાતુર્માસ :** આત્માના ઉન્નત પર્યાયો અને આત્માની સાથે સબંધ રાખનારા વિષયો અને કષાયોની મંદતા આ ચાતુર્માસમાં ફરમાવી છે, કષાયોને તીવ્ર બનાવી, વિષયોને મજબૂત બનાવી આ જીવે અજ્ઞાનતા વધારી છે અજ્ઞાનતાનું પોષણ, શ્રધ્ધાની બેદરકારી, અસત્ય આચરણ અને ભોગની અભિવૃધ્ધિ–આ ચાર ભાવોનું વિદારણ કરવા ભાવ ચાતુર્માસ આવે છે. જ્ઞાનનો સંદેશ, શ્રધ્ધાનું દર્શન અને ચારિત્ર્ય ભાવની જાગૃતિ ભાવ ચાતુર્માસ લાવે છે.

પ્રત્યેક માનવ રોજ નવીનતાની કામના સેવે છે, એને એક ને એક વાત, વિચાર, વર્તન પસંદ નથી! પોતાના જીવનમાં કાંઇ નવીનતા પૂર્ણ ભાવ જાગૃતિ આવે–નૂતન વાતાવરણ સર્જાય એવું ઇચ્છતા હોય છે! આજનું પાખીનું પર્વ સાધકમાં નવ જાગૃતિ લાવે છે. પરંતુ જેમાં આ નવજાગૃતિ નથી આવતી એ દોષિત છે. જેનામા કલેશની પ્રિયતા, ભોગવિલાસ પ્રિયતા, ખટપટ અને લમણાઝીક–આ બધા અનર્થકારી દોષો ભરેલા હોય એનામા તો પાખીના આજના મંગળ પર્વે પણ જો નવજાગૃતિ ન આવે તો જીવનમાં ક્યારેય ન આવે!

પાખી પર્વણી તો કેટલાય મંગલ-ભાવ સંદેશા અર્પે છે.

સંયમ-પુરુષાર્થનો પ્રારંભ કરી ધર્મ-પ્રકાશથી આત્માને ઉજ્જવળ બનાવી લ્યો. પર્વણીના પાણીથી મનના મેલને ધોઇ નાખો. જીવનની ભૂમિને પાખીની પર્વણીથી હરિયાળી બનાવી દયો. આ અમૂલ્ય સમય આજ મળ્યો છે, માણી લ્યો: કાલ કોણે જોઇ છે?

**ક્રોધને છોડી ક્ષમાપના અપનાવો.**
**માનને ત્યજી જીવન સરળ બનાવો.**
**માયા-કપટ છોડી ધર્મને પંથે વળો.**
**લોભ છોડી સંતોષ અને શાંતિ રાખો.**

અનંતા ભવના કષાય દૂર કરી આરાધના ભાવોમાં મનને સ્થિર કરવું એ જીવનને ઉચ્ચ ધર્મભાવમાં લઇ જવાની અમૂલ્ય તપશ્ચર્યા છે. ત્રણ ચાતુર્માસિમાં ભાવ ચાતુર્માસની ઉજવણી ન થાય તો આત્મઉન્નતિ-અને પ્રગતિ ન થાય.

## આજની પાખી મોટું અને મોંઘેરૂં પર્વ છે!

સાગરથી તો મુંબઇવાસીઓ ખૂબ પરિચિત છે: સાગરની લહેરો સાથે જીવન લહેરો અનુભવો. સાગર અનેક ગુણોથી ભર્યો છે. સાગર તો મંગલ પ્રેરણા દેનારો છે. સાગર કિનારે સાગરનું વાતાવરણ માનવને જીવનની નવચેતના, નવજાગૃતિ અને નવસ્ફૂરણા આપે છે. અંતરની ચેતનાથી માનવ સ્વભાવ અને પ્રકૃતિમાં મોટું પરિવર્તન આવે છે. વિવેકવાન સમાજમાં પૂજાય છે તો વિવેકીને સૌ ભાઇ-ભાઇ કહે છે, પણ પ્રકૃતિથી વજનદાર રહો તો? આનું એક ઉદાહરણ આપું.

એક શેઠ હતા. પ્રકૃતિએ ભારે વજનદાર. ગામમાં કોઇ સ્થળે સાધુ-સંતો ચાતુર્માસ માટે પધારે છે. શેઠ આંગણામાં ઊભા ઊભા જુએ છે: વિચાર કરે છે, કે આટલી માનવમેદની ઉમટી કાં? પૌષધશાળા માનવથી કાં ઉભરાણી છે? એટલામાં તો એક ડાહ્યા સજ્જને શેઠને જોઇ કહ્યું! પધારોને શેઠ! ડાહ્યા સજ્જનને આ સંકેતથી વજનદાર પ્રકૃતિના શેઠનું વજન ઓછું થઇ ગયું. શેઠને તો વિવેકથી સૌ બોલાવવા માંડ્યા. શેઠ સત્સંગે ઘેરાઇ ગયા. શેઠ આવકારના-વિવેકના બહુ ભૂખ્યા હતા. વિવેક, સત્સંગ અને મન: ચેતનાના આવિર્ભાવે એનામાંનું વજનદારપણું હળવું થઇ ગયું. શેઠમાં સંસ્કાર સરિતા ઉભરાણી. શેઠમાં અંતર સ્ફુરણા પ્રગટી.

## જીવન કોયડો નથી પણ સમાધાન છે.

સાધુ-સંતોની મંગલ-ભાવના અને ધર્મપ્રેરિત વાણી શેઠને સ્પર્શી ગઇ-ને શેઠની વજનદાર પ્રકૃતિ હળવી બની ગઇ. પ્રભાવના લઇ શેઠ ઘેર ગયા. ઘેરથી દુકાને ગયા.

વ્યાપાર શરૂ કર્યો. પણ બાર જ કલાકમાં શેઠમાં આવેલા પરિવર્તનને શેઠ વિવેક અને સ્નેહુથી ઉપહયા ઉપહતા નહોતા. અંદરના પરિવર્તને એમનામાં રહેલ ધર્મભાવના જાગૃત કરી દીધી. શેઠની અંદર સત્સંગ દ્વારા નવી પ્રકૃતિથી અંદરની સૂતેલી ભાવના જગાડી.

નવ સ્ફુરણા, નવા વિચારો, નવી ભાવના, નવી કામનાઓ બીજાઓ માટે ? કે આત્મા માટે ? શું કરી લઇએ ? શું આપી દઇએ ? આ બધી મંગળ ભાવનાઓ નવસ્ફુરણા વ્યાપી જાય છે. નવસ્ફુરણા અંતરને અમીર, સ્વભાવને સરળ, આત્માને આનંદી અને હૃદયને હળવું ફુલ બનાવી દે છે. કુટેવથી કેળવાયેલા હોય, કલેશ એ આદત હોય, ઝગડા વગર ચેન ન પડતું હોય, ક્રોધ અને લોભથી વિમુક્તિ મેળવી નથી એવા માણસોને પણ આવી સ્ફુરણા આવે તો એનામાંય પરિવર્તન શક્ય બની જાય ! આત્મા માટે, આવી પ્રકૃતિનો આરંભ કરી લેજો.

## ચાતુર્માસ એ અંતર-પ્રેમ પ્રગટ કરવાના દિવસો છે

રાજસ્થાનના પાટનગર જયપુરનું એક ઉદાહરણ સાંભળવા જેવું છે. જયપુરમાં એક વખત પૂ. કવિવર્ય અમરચંદજી મહારાજનું ચાતુર્માસ હતું. જનમેદની ઉમટવા લાગી. જિંદગીનો લ્હાવો જાણે લેવા માટે જનમેદની ઉભરાતી હતી. આમ મહિનો પસાર થયો. પણ એક બપોરે એક સજ્જન એક પ્રશ્ન લઇને આવ્યા. થોડીવારે બોલ્યા: મહારાજ ! હું એક પ્રશ્ન લઇને આવ્યો છું. મારે સમાધાન મેળવવું છે. મહારાજ ! અમારું સમાધાન કરો. જુનો જગડો છે. મહારાજે સમાધાન કરવાની ઇચ્છા વ્યક્ત કરી તો સજ્જને કહ્યું :

'મહારાજ, રાજમાં નોકરી કરે એના નામ અને અટક બન્નેમાં 'જી' લાગે- જ્યારે રાજનોકરિયાત વગરનાને માત્ર એક જ 'જી' લાગે. એનું અમારે શું કરવું ? નામ અને અટકમાં બે જગ્યાએ 'જી' લગાડે એવું કંઇક કરી દયો ! શબ્દોનુંય મોટું વિજ્ઞાન છે, એક શબ્દથી ગુણઅવગુણનું જુદું અર્થઘટન થતાં વાર નથી લાગતી. તમે સૌ પુત્ર-પુત્રીઓની લગ્ન-પત્રિકાઓમાં 'સુ' લગાડો છો ને ? સુપુત્ર અને સુકન્યા જેવા માનવવાચક નામો ઉમેરો છો, ને ? પણ બધી જગ્યાએ 'સુ' સારો ન લાગે !'

'સુશ્રેષ્ઠી, સુશ્રાવક, સુપુત્રમાં જેમ 'સુ' લગાડો છો. તેમ વર શબ્દ આગળ 'સુ' લગાડો તો કેવો અનર્થ થાય ! માટે જે જગ્યાએ જે શબ્દ લગાડાતો હોય ત્યાં લાગે તો જ ઠીક લાગે. આમ જયપુરના શ્રાવકો નામ અને અટકમાં બેય ઠેકાણે 'જી' લાગે તો શું ? બધે ઠેકાણે 'જી,' 'જી' સારું ન જ લાગે. પણ પેલા શ્રાવક સજ્જનને મહારાજે યોગ્ય જવાબ આપ્યો હતો. 'તમારી વાત સાચી છે કે તમારા નામ અને અટકને 'જી' લાગવો જોઇએ. પણ આ વાત તો રાજની થઇ. રાજની વાત રાજ જાણે !

પણ તમારે એક વધુ 'જી' લગાડવો હોય તો તમે અમારા ત્યાગના ઘરમાં આવી જાવ. ધર્મના-સાધુ સમુદાયના સદસ્ય બની જાવ તો 'જી' લગાડી દઈએ....'

'વાત સાધારણ છે. નિમિત્ત નાનું છે. પણ સ્વભાવ લક્ષણ બદલો તો તમને બધું સરળ લાગે. તમારામાં પરિવર્તન લાવતા શીખો.

## આજની પાખીનું પર્વ પ્રેમનો સંદેશ આપે છે.

વેરઝેર વિસારીને, આધ્યાત્મિક ભાવ જાગૃત થાય તો ચાતુર્માસ ઉજવ્યું ગણાય. ચાતુર્માસ કલ્પ આત્માની ઉન્નતિનું એક અમૂલ્ય સાધન છે. ચાતુર્માસ એટલે સંત-સતીઓના વિહારનો વિશ્રામ. સંતો તો વિહારપ્રેમી હોય છે. એક સ્થાન ભોગવવાનો એનો સ્વભાવ નથી.

'સાધુના અંતરમાં રહેલી નવજાગૃતિ, નવચેતના, નવસ્ફુર્તિ ગામડે ગામડે પ્રવર્તમાન બને, ધર્મજાગૃતિ આવે; ભાવજાગૃતિ આવે એટલે તો સાધુઓનો વિહાર ભલો. જ્ઞાનીજનોએ આઠ વિહારકાળ કહ્યા છે. એમાં ચાતુર્માસ એ સ્થિરતાનો કાળ છે. એ સમાધિભાવ રાખે તો કર્મ નિર્જરા થઇ શકે. સાધુ સાધના માટે સાધુ છે, પ્રચાર માટે નહીં. જૈન શાસનના ધર્મ-સંસ્કાર બોધ આપનાર સાધુ છે એટલે સ્થિરકાળ પછીના કાળમાં વિહાર જ કરવાનો હોય છે એટલે તો સાધુ વિહારના 'વલ્લભ' કહેવાય છે. પ્રવચન અને વ્યાખ્યાનો એ સ્વાધ્યાય ગણાય છે. બાર પ્રકારો-માંનું એ એક તપ છે.

આજની પાખી પર્વણીના પ્રસંગે પુરૂષોને ૭ પ્રકારના ઉપદેશો આપે છે. આ અર્થભેદો છે. તે સમજો.

(૧) **અતિનિદ્રા**-અતિનિદ્રા એ પુરૂષનું પતન કરે છે-જરૂર કરતાં વધારે નિદ્રા ન લેવી.

(૨) **પરદાર સેવા**-પુરૂષનો આ આદર્શ રહેવો જોઇએ. તે પરસ્ત્રી પરિત્યાગી હોવો જોઇએ. પરસ્ત્રી પ્રત્યે માતા-બહેનનો ભાવ રહેવો જોઇએ.

(૩) **વેર પ્રસવો :** લડવું-ઝગડવું કજિયાને જન્મ દે છે. આ મોટો દોષ છે.

(૪) **અનર્થતા :** કોઇને ઉતારી પાડી, નિંદા કરવી નહીં. અર્થયુકત સારી વાતમાં પ્રવૃત રહેવું.

(૫) **પાપી મિત્ર :** પાપીને મિત્ર બનાવશો નહીં, ખરાબનો સંગ કરશો નહીં. દુર્જનોનો સહુવાસ ન હોય.

(૬) સુકુ દરિદ્રતા : લોભિયાપણું, મૂંજીપણું દાખવશો નહીં.

આ બધા અર્થઘટન માત્ર વાચવા પૂરતા નથી હોતા. કેળવવા જેવા ને જીવનમાં ઉતારવા જેવા છે. આનાથી જીવનમા ચારિત્રયભાવ-જાગૃતિ આવે છે ને જીવનની ઉન્નતિ થાય છે.

ચાતુર્માસના આ પ્રારંભ દિવસે ભગવાન મહાવીરના આત્મજાગૃતિ સંદેશને યાદ કરજો, ને ધર્મભાવ ચિરંજીવ રહે એવું સુખમય, શાંતિમય અને ધર્મમય જીવન સાધશો તો અમૂલ્ય જીવન જીવી શકશો.

## ૨

## પંચમ કાળ કઠિન છે.

(અષાઢ વદ ૨ તા. ૧૩-૭-૭૬ મંગળવાર)

પતિત પાવન કલિકાળ કલ્પતરૂ શ્રી જીનશાસનમાં 'સૂત્ર આગમ' નું વિશિષ્ટ સ્થાન છે. આપણા સ્થાનકવાસી જૈન સમાજમાં મુખ્યત્વે બે અવલંબન છે. (૧) આગમ-સૂત્ર (૨) પૂ. સાધુજી અને સાધ્વીજીઓ. તેમાં પણ આગમસૂત્રનું અવલંબન તે અદ્વિતીય છે. આગમ એટલે ત્રિલોકીનાથ પ્રભુ મહાવીરે અજ્ઞાની આત્માઓના ઉદ્ધારને માટે ઉચ્ચારેલી અનુભવ વાણી! પ્રભુ મુખથી નીકળતી જ્ઞાનગંગાને ગૌતમાદિક ગણધર ભગવંતોએ ઝીલી તેને સૂત્રબધ્ધ કરીને અજ્ઞાની જીવોનાં જીવન બાગને નંદનવન તુલ્ય બનાવવા અસીમ કૃપા કરી છે!!

**अरिहंता अत्थं भासइ, गणहरा सुत्तं गुथेइ ।**

એ ઉકિત અનુસાર શ્રી ભગવંતે આગમોનાં અર્થ પ્રકાશ્યા અને ગણધર મહારાજાઓએ તેને સૂત્રરૂપે ગુંથી લીધી આ પુનિત આગમ ગ્રંથો ઉપર શ્રદ્ધા રાખી તેનું અધ્યયન કરવું જોઇએ. બહારના વ્યાવહારિક જ્ઞાન કરતાં સૂત્ર જ્ઞાનની મહત્તા સવિશેષ છે, કારણકે સૂત્રના અભ્યાસથી તિર્થંકર નામ ગોત્ર ઉપાર્જન થઇ શકે છે **"अपुव्वनाणग्गहणे सुयभत्ती पवयणे पभावणया, लप्पएहिं कारणेहि तित्थयरतं लहइ जीवो"** વળી પાંચ ભાવનામાં શ્રી દેવચંદ્રજી મહારાજે કહ્યું છે કે

**સુત્ર અભ્યાસે જિન પદ પામીએરે છઠ્ઠે અંગે શાખ**
**શ્રુતજ્ઞાની, કેવળજ્ઞાની સમો રે, પન્નવણી જે ભાખ**
**સુત્ર અભ્યાસ કરો! મુનિવર સદા રે......**

અનંત જ્ઞાની, અનંત દર્શની ભગવાન મહાવીરે જગતના જીવાત્માને દ્રવ્યોનું દર્શન જૈન આગમોમાં કરાવ્યું છે. આ વિશ્વમાં કાળનું સામ્રાજ્ય અનેક રીતે ઓળખાય છે. કાળને મુખ્ય દેવતા, યમરાજ કહે છે. કાળનું નામ સાંભળી વૃદ્ધાવસ્થાએ આવેલા માનવીઓમાં થરથરાટ વ્યાપી જાય છે.

કારણ આચારાંગ સૂત્રમાં કહ્યુ છે **नत्थि कालस्सऽणागमो** કાળ અતિથિ સમાન છે તે ક્યારે આવશે તેનો કોઇ ભરોસો નથી.

'કાળનું બીજું નામ છે 'સમયનો સમૂહ' જૈન આગમોમાં કાળની સુંદર વિવેચના છે.

**૩૨ આગમોમાં 'જ્ઞાતા ધર્મકથાંગ સૂત્ર' છઠું અંગ છે. તેના આઠમાં અધ્યયનમાં ભગવાન મલ્લિનાથનો અધિકાર છે.**

અઢી હજાર વર્ષ પૂર્વે ભગવાન મહાવીરે કહ્યુ છે. ગૌતમ સ્વામીએ ઝીલ્યું છે. તે શાસ્ત્રમાં ગૂથ્યું છે. આવા આગમનું-ગાથાનુ રહસ્ય ભાવ અર્થ સુધર્મા સ્વામીને જંબુ સ્વામી પૂછે છે. હે પ્રભુ! છઠ્ઠા અંગ એવા જ્ઞાતા ધર્મકથાંગ સૂત્રમાં ભગવાન મહાવીરે શું પ્રરૂપ્યું છે, તે ફરમાવો ? એના ઉત્તરમાં સુધર્મા સ્વામી કહે છે હે આયુષ્યમાન! સાંભળો-મેં જે સાંભળ્યું છે તે તમને કહું છું. પ્રાચીન કાળમાં મહાન આત્માઓનો યથાતથ્ય કહેવાનો પ્રયત્ન પ્રશંસ્ય હતો. આવા શ્રુતજ્ઞાનીઓની વાણીને શાસ્ત્ર કહેવાય છે.

આપણા કથનમાં ઓછું અધિક, વિપરીત તત્વ હોય છે. આ ત્રણ પ્રકારનાં દોષ હોય એને શાસ્ત્ર ન કહેવાય આવા શાસ્ત્રોકત સુંદર ભાવનાને જંબુ સ્વામીને સુધર્મા પ્રરૂપે છે. મંગળવારે મંગળમુહુર્ત **तेणं कालेणं तेण समएणं** તે કાળે ને તે સમયમાં સાધારણ આત્મા કાળ અને સમયને એક ગણી લે છે. પણ આમાં ઘણું અંતર છે. જૈન દર્શનમાં એક કાલચક્રની ગણનાં કરવામાં આવી છે આ ચક્ર બે સર્પિણીનું બનાવેલું છે. બે નાગણીને ગોળ કરીને બંન્નેને પૂછડી સાથે વાળીને મોં સાથે રાખવાથી ચક્ર બની ગયું. આ બે સર્પિણીનાં નામ છે.

(૧) અવસર્પિણી અને ઉત્સર્પિણી. એક સર્પિણી ઉપર મોઢેથી જાડી અને પૂંછડીએ પાતળી અને બીજી પૂંછડીએ ચઢતી છે. બંન્ને સર્પિણી મોંથી જાડી અને પૂંછડીથી પાતળી છે અને બંન્નેનાં મોં સામસામા અડકેલા છે. સર્પિણીનાં છ ભાગ એટલે છ આરા એક ભાગ એક આરો કહેવાય છે, સર્પિણીનાં છ ભાગ એટલે છ આરા અત્યારે જે ચાલી રહ્યો છે તે પાંચમો આરો એટલે કાળ.

'પંચમકાળ કઠીન છે.' તેમ વ્યવહારમાં બોલાય છે. પાંચમો ભાગ એટલે પાંચમો આરો હિંદુ ધર્મમાં એક કાળમાં ચાર ભાગ સત્યયુગ, કળિયુગ, દ્વાપરયુગ અને ત્રેતાયુગ. આપણે ત્યાં છ ભાગ પાડયા છે. એક કાળચક્રના બાર આરા થયા ભગવાન મલ્લિનાથનો ચોથા આરાનો સમય હતો. ચોથો આરો તો અનંત છે કયા સમયે મલ્લિનાથ થયા? સમય એટલો તો સૂક્ષ્મ છે કે એને જતાં વાર નથી લાગતી. એટલે તો વ્યવહારૂ લોકો બોલે છે કાળ કઠિન છે. પણ આ બધા કાળભેદ, સમયભેદ શાસ્રમાં કહ્યા છે. કાળ એટલો તો સૂક્ષ્મ છે કે એને જતાં વાર નથી લાગતી 'Time is money' સમય ખરાબ છે. પણ આ બધા ભેદ કાળભેદ, સમયભેદ શાસ્ત્રમાં કહ્યા છે. શાંત ચિત્તે શાસ્ત્ર સમજો તો જ્ઞાન લાધે.'

'કાળ અને સમયનો ભેદ સમજાવતું જૈન શાસ્રમાં કોષ્ટક બતાવ્યું છે. આપણા આગમો અદ્દભૂત જ્ઞાન ભાવથી ભરપૂર છે. જ્ઞાન-વિજ્ઞાનનાં તેમાં અસંખ્ય ભંડારો છે. સમય છે તે કાળનો નાનો ભાગ છે. કાળનું તે નાનામાં નાનું એકમ છે. **सुहुमो च होइ कालो** આંખની પલકમાં જ જેના અસંખ્યાતા સમય વહી જાય છે. એવા સમયની વાત આપણા શાસ્રમાં કહી છે.

અસંખ્યાત આવલિકાનો એક શ્વાસ.

અસંખ્યાત આવલિકાનો એક નિશ્વાસ. બે મળી એક પ્રાણ થાય, સાત પ્રાણનો એક સ્તોક, સાત સતોક એક લવ, ૭૭ લવનું એક અંતમુહૂર્ત થાય, ૩૦ મુહૂર્તની એક અહોરાત્રિ, ૧૫ રાત્રિનો એક પક્ષ, બે પક્ષનો એક મહિનો, બાર મહિનાનું એક વર્ષ.

જર્મની, રશિયા, અમેરિકા વિગેરે દેશો હાલના વિજ્ઞાનનું સૂક્ષ્મ દર્શન કરાવે છે. પણ આપણાં શાસ્ત્રનું વિજ્ઞાન ભગવાન મહાવીરે જે દર્શન કરાવ્યું છે તે અદ્દભૂત અને જ્ઞાનદાયક છે.

'The greatest scientiest is Lord Mahavir' ભગવાન મહાવીરે પ્રરૂપેલ શાસ્ર સમજાય તો તમારો સર્વ અહંકાર ઉતરી જાય.'

'આજકાલ ચૈતન્યે પોતાની શકિતનો વિધ્વંશ કરી દીધો છે, અને જડનો આશરો લીધો છે. પરંતુ અભ્યંતરમાં રહેલી ચેતનામાં જે શકિત છે તે જડમાં નથી અંતરની ચેતના એ ચેતન છે. સ્થિર નથી. જડ એ ચેતન વિહોણું છે. જડ સાધનો તમને ચંદ્ર, મંગળ કે શુક્રની ધરતી પર લઇ જશે. પરંતુ ત્યાં જઇને શું? પણ અભ્યંતરની નવ જાગૃતિ, નવ ચેતના, નવ સ્ફુરણા, તમને આધ્યાત્મિક પ્રદેશોમાં લઇ જશે જ્યાં શાશ્વત સુખ મળશે. આવા ઘણા ઉપદેશો શાસ્રકારોનાં છે.

કાળનું નામ કાળદેવતા, સમયનું નામ અવસર, ટાણું. કાળ જુનામાંથી નવું કરે છે. આ પ્રાકૃતિક-પરિવર્તન જીવમાત્રનો કલ્યાણકારી માર્ગ, આ માર્ગ પ્રભુએ નિર્માણ કરેલાં માર્ગ છે. એ ન ભૂલશો. એક બાળક ત્રણ મહિનાનું થયું કોણે કર્યું ? કાળે. એ બાળક ત્રણ વર્ષનું થયું, વીસ વર્ષનું થયું, પરણવા જેવડું, કંકોતરીઓ લખાય લગ્ન થાય, વ્યવહારૂ બને, પીઢ થાય ને વૃદ્ધાવસ્થાએ પહોંચે માણસ નામના એક ચેતનમય પ્રાણીમાં આ પરિવર્તન કોણે આણ્યું ? કાળે....સમયે. આ પરિવર્તન કાળ ન કરે તો ? બાળક મોટું પરિપકવ ન થાય તો ? કેવો અનર્થ સર્જાય ! માટે કાળને સમયને સમયનું કામ કરવા દયો.

કાળ ચૈતન્યમાં જ નહીં જડમાં પણ કામ કરે છે. જડતામાં પણ એ પરિવર્તન આણે છે. તમારા સંઘે આ ઉપાશ્રય બાંધ્યો ત્રણ વર્ષ વીતી ગયા. આવે છે એમાંના પરિવર્તનનો ખ્યાલ ? પહેલાં હતું એવું ને એવું લાગે છે તમને ? નથી સમજાતું લાગતું. આમ પ્રત્યેક જડ અને ચેતનમાં કાળ પરિવર્તન લાવે છે. કેટલીય વસ્તુ જીર્ણ-શીર્ણ થઈ જાય છે. કણેકણ વિખેરાઈને ધૂળમાં મળી જાય છે. આપણા દેશમાં રાજા-મહારાજાઓએ બંધાવેલા મહા મહાલયોના ખંડેરોને તમે જોયા છે ? એ પણ એક દિવસ ધૂળમાં ધૂળ થઈ જશે. આનું નિમિત હોય તો કોણ ?....કાળ ! !

સમય, અવસર કોઈનાં એક સરખા રહેતાં નથી.

"Time and Tide wait for mone,"

એક કવિએ ગાયું છે કે—

**"સમયની રે ઘંટી ફરતી જાય રોકી નવ રોકાય........**
**કોણ પીસતું કોણ પીસાતુ, કોઇથી નવ સમજાય........સમયની**
**ચડતી-પડતીનાં બે પડમાં માનવ કણ પીસાય..................."**

આ જગત છે એ ઘંટી છે. માનવ એમાં-પીસાતો કણ છે, એના બે પડ વચ્ચે જીવનની ગતિ ન મરજી, ન અરજી તો ય ફરજીયાત રહેવાની. આ જગતનો વૈભવ, વિલાસ ફૂલ શૈય્યા ૩૨ જાત-ભોજન, રંગમંડપમાં આનંદ, રાજરાણી-રાજપાટમાં આ વૈભવને ય ત્યજી સમય ફરે એટલે સર્વ છોડીને જંગલમાં ચાલ્યા જાય. આ પુણ્યની પરાકાષ્ટાએ પહોંચેલા આત્માઓ રાજસુખનો પરિત્યાગ કરી, જંગલના કંટકમય માર્ગનો અંગીકાર શું કામ કરતાં હશે ? અહીં ફરી યાદ કરો સમય-અવસર કોઈનાં એક સરખા રહેતા નથી !

સમય ફરતો જાય છે આ ચક્ર અનાદિકાળથી ફરતું આવે છે. ને હજુ કેટલોય કાળ અનંત કાળ સુધી ફરતું રહેશે. આપણા સ્થાનકવાસી સમાજમાં ૩૨ સૂત્રોને

માન્ય કરેલ છે તે આ પ્રમાણે ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૪ મૂળસૂત્ર, ૪ છેદસૂત્ર અને ૩૨ મું આવશ્યક સૂત્ર. અગીયાર અંગમાં જ્ઞાતાધર્મકથાંગ સૂત્ર છઠ્ઠું અંગ સૂત્ર છે જેમાં જંબુ સ્વામી સુધર્મા સ્વામીને પૂછે છે કે હે પૂજ્ય? ભગવાન મહાવીર સ્વામીએ છઠ્ઠા એમ એવા શ્રી જ્ઞાતાજી સૂત્રનાં આઠમા અધ્યયનમાં શું ફરમાવેલ છે? આઠમું અધ્યયન ભગવાન-મલ્લીનાથનાં અધિકારનું છે. તેને માટે શ્રી સુધર્મા સ્વામી ફરમાવે છે કે "**तेणं कालेणं तेणं समयेणं**" સમય અને કાળની મર્યાદામાં મલ્લીનાથનું કથન હવે અવસરે કહેવાશે........

## ૩

## નિવાસી છો કે પ્રવાસી?

(અષાઢ-વદ-૩ તા. ૧૪-૭-૧૯૭૬ બુધવાર)

આપણે જે જગતમાં વસીએ છીએ. એ આપણો નિવાસ છે કે પ્રવાસ? આપણી સામે આ પ્રશ્ન ઉભો જ છે. 'હે માનવ! તું આ લોકનો નિવાસી છો કે પ્રવાસી?' આવો તમને કોઇ સવાલ પૂછે તો તમે શું જવાબ આપશો? તત્કાલીન તમે કહી દેશો 'હું આ જગતનો નિવાસી છું.' પરંતુ થોડું મનન કર્યા પછી 'To harp on the same storing' એક વિષય પર વારંવાર ચિંતન-મનન કર્યા પછી મૌનભાવે કહેશો-'ના હું આ જગતનો નિવાસી નહીં પ્રવાસી છું.

આપણો આ પ્રવાસ આજનો એક ભવનો નથી 'off and on' વારંવાર ૪ ગતિ-૨૪ દંડક અને ૮૪ લાખ જીવાયોનિમાં પરિભ્રમણ કર્યું, '**न सा जाइ न सा जोणि**' એકપણ જાતિ કે યોનિ એવી નથી કે જ્યાં જન્મ ન લીધો હોય. કારણ To lie on the bed one has made કર્મનાં ફળ ભોગવવા પડે છે. શુભ-અશુભ કર્મને કારણે જીવ એક ગતિમાંથી બીજી ગતિમાં પરિભ્રમણ કરે છે. એક ગતિમાં એક ભવનો પ્રવાસ કર્યા પછી થોડો વિરામ લઇને બીજી ગતિમાં પરિભ્રમણ ચાલુ રહે છે. આમ અનંતની સંખ્યા પસાર કરતાં ભરતખંડની ભૂમિમાં આપણો વસવાટ આજે છે.

આ ભવની મુસાફરી આજની નથી, પુરાતન કાળની છે. અનંતકાળ સુધી રખડયા હવે જો નહીં સમજીએ તો પ્રવાસ ચાલતો જ રહેવાનો!

દેવાનુપ્રિયા! તમારો આ પ્રવાસ શાને માટે છે? ક્યાંથી તમે આવો છો? ક્યાં જવાનાં છો તમે?

'તમે ક્યાં ઉભા છો? એનું જ્ઞાન તમને છે? આચારાંગ સૂત્ર, અ. ૧'માં ભગવંતે કહ્યું છે. "**अहमंसि जो जायं भवइ अत्थि मे आया उववाइए जत्थि मे आया उववाइए के अहं आसी ? के व इओ चुओ इह पेच्चा भविस्सामि ?**"

હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? અહીંથી કાળ કરીને, ભવિષ્યમાં ક્યાં જવાનો છું એવું જ્ઞાન ઘણાને હોતું નથી. આ જ્ઞાન પ્રાપ્તિ જ્યાં સુધી નહીં થાય ત્યાં સુધી તમે કોઇ અરણ્યમાં રઝળતા ભૂલા પડેલા છો એ સમજી લેજો. આ બધું જાણવું હોય તો આ ભવ પૂરતુ ધર્મજ્ઞાનનું ભાથું તો ભરી જ લ્યો! તમારે આ બધું જાણવું છે? તો પ્રથમ ધર્મને સમજો ધર્મજ્ઞાન વિનાનું જીવન પાણી વિનાનાં તળાવ જેવું છે.

'Life without Religion is like pond without water'

અહીં પેલા બેખબર મુસાફરની વાત જાણી લ્યો e g. એક મુસાફર એક માર્ગમાં ઉભો હતો. એને કોઇકે પૂછયું: 'દેવાનુપ્રિય! આપ ક્યાંથી પધારો છો?' મુસાફરે જવાબ આપ્યો: 'મને કંઇ જ ખબર નથી!' ફરી એને પ્રશ્ન પૂછાયો: 'ક્યાં જઇ રહ્યા છો?' એણે કહ્યું: 'એની પણ મને ખબર નથી!' ફરી પ્રશ્ન થયો: 'તમે ક્યાં ઉભા છો એની તો તમને ખબર હશે ને'?....'ના એની પણ મને જાણ નથી.' પેલા મુસાફરે કહ્યું.

આ મુસાફર જેવા અજ્ઞાની જીવોની પરિસ્થિતિ હોય છે! તમારી તો આવી પરિસ્થિતિ નથી ને? જો એવું હોય તો, આ ભવ એળે જાય. એ પૂર્વે તમે તમારી જાતને સંભાળી લ્યો! તમારે અનંત ભવના જ પ્રવાસી રહેવું છે કે સિદ્ધાલયમાં જવું છે? તમે અત્યારે મનુષ્યલોકમાં ઉભા છો. જૈન ધર્મમાં આવું એક પરમ ધામ છે સિદ્ધાલય. જૈન ધર્મના અનુરાગી બનો. જ્ઞાન કેળવી મુક્ત બનો તો તમે સિદ્ધાલયમાં પહોંચી જશો. સિદ્ધાલયનાં વાસી નિત્ય નિવાસી છે. સદાને માટે પ્રવાસી નથી રહેતા.

ગીતામાં અર્જુન–શ્રીકૃષ્ણ વચ્ચે ચર્ચા થાય છે ત્યારે, અર્જુન શ્રીકૃષ્ણને પૂછે છે:– પ્રભુ! 'ધામ ક્યાં છે એ બતાવો?' શ્રીકૃષ્ણ જવાબ આપે છે:–

"न तद्‌भासते सूर्यो न शशांको न पावकः ।
यद् गत्वा न निवर्तते तद् धाम परमं मम् ॥

"મારૂં ધામ તે છે કે જ્યાં સૂર્યને જોઇ શકાતો નથી. ચંદ્ર કે અગ્નિનો પ્રકાશ પણ પ્રવેશી શકતો નથી. ત્યાં ગયા પછી પાછા આવવાનો કોઇ અવકાશ જ રહેતો નથી. ત્યાં મારૂં ધામ છે, "**सीव, मयल मणंत मक्खय मव्वावाह मपुणरावित्ति सिद्धिगई**" સિદ્ધગતિ કેવી છે? શીવરૂપ, અચલ, અનંત અક્ષય, અવ્યાબાધ સુખરૂપ છે જ્યાં ગયા પછી ફરી પાછું આવવાનું નથી તેવી સિદ્ધગતિ છે. ઉત, અ. ૨૩ ગા. ૮૧ જ્ઞાની ભગવંત

સિદ્ધક્ષેત્રનું વર્ણન કરતાં ફરમાવે છે. **अत्थि एगं धुवं लोगग्गम्मि दुरारुहं, जत्थ नत्थि जरामच्चू, वाहिणो वेयणा तहा ॥** એક ધ્રુવ-શાશ્વત સ્થાન છે કે જ્યાં આધિ-વ્યાધિ-ઉપાધિ-જન્મ-જરા-મૃત્યુ નથી. એવું અક્ષયધામ છે. નિવાસ તો એવો હોવો જોઇએ જ્યાં ગયા પછી પાછું આવવું ન પડે! આજનું વર્તમાન પત્ર વાંચો! અહીંથી દૂર દેશ જોહાનિસબર્ગમાં ગોરાઓએ થોડા વેપારીઓને પોતાની દુકાનો-જ્યાં એમનો નિવાસ હતો. છોડવાનો હુકમ કર્યો હતો. પરંતુ એ માનવીઓ સમય સત્તાનાં સંકેતને ન સમજ્યા એટલે ત્યાંના સત્તાવાળાઓએ તેના પર કૂતરાઓ છોડયા શું આ માનવીઓનો ત્યાં કાયમી નિવાસ હતો? નહોતો! અરે! વિદેશની ક્યાં વાત કરો છો? આપણા દેશમાં પણ પ્રાંત-પ્રાંત વચ્ચે વિખવાદ ક્યાં નથી? અહીં આપણે ઠરીઠામ થયા છીએ આવું કહીને તમે તમારી જાતને છેતરી રહ્યા છો. આપણે નર્કાગારમાં, તિર્યંચલોક, સ્વર્ગલોક, મનુષ્યલોકમાં આવ્યા પછી પણ આજે અહીં ઠરીઠામ થયા છીએ? ના, નથી થયા. નિવાસ કરવો હોય તો નિત્યનો નિવાસ કરો-જે સ્થાને ગયા પછી બીજો નિવાસ શોધવાનો ન હોય ઉત. અ. ૩૬ ગાથા ૬૪ માં ભગવંતે ફરમાવ્યુ છે કે—

**तत्थ सिध्धा महाभागा, लोगग्गम्मि चइट्ठिया,**
**भवपवंचओ मुक्का, पसद्धि वरगइं गया ॥"**

ગામ, પ્રદેશ, દેશ-વિદેશમાં જવું આવવું એનું નામ પ્રવાસ. તમે કહો છો કે અમે નિવાસી છીએ પણ વસ્તુત: તમે નિવાસી નહીં પ્રવાસી છો.

એક ભવની અપેક્ષાએ એક જ ક્ષેત્રમાં રહેવું તેનું વ્યવહારૂ નામ પ્રવાસ!!! કોઇ પણ ગતિમાં ન રહેવું ફરી અવતાર રૂપે કોઇ જગત કે કાળમાં ન આવવું-જવું તેનું નામ નિત્ય-નિવાસ છે. છદ્મસ્થ જીવનનાં નિવાસનો કોઇ ભરોસો નથી. માણસ ચાલતા બે તરફ દૃષ્ટિ કરે છે. ઊંચે-નીચે, આકાશ અને ધરતી પર. આકાશ અનંત દેખાય છે. ધરતી પર અંત આવીને સમુદ્ર દેખાય. સમુદ્ર અને આકાશનું જ્યાં મિલન થાય છે તેનું નામ ક્ષિતિજ કહેવાય છે. આકાશમાં પ્રવાસ કરતાં સૂર્ય-ચંદ્ર, દિવાકર અને નિશાકર કહેવાય છે. આકાશમાં સૂર્ય-ચંદ્ર નિત્યના પ્રવાસી છે. એનો પ્રવાસ ક્યારથી? ક્યાં સુધીનો? અનાદિ અને અનંતકાળ સુધીનો એ પ્રવાસી છે. ધરતીનો છેડો ગોતવા જાવ તો માઇલોનાં માઇલો સુધીનો વિસ્તાર સાગરનો પથરાયેલો છે. સાગર પણ નિત્ય અનાદિકાળનો નિવાસી છે! આનું નામ અનંતકાળ નિવાસ. આપણી જેમ એનો નિત્ય પ્રવાસ નથી. આપણે જ્યાં વસીએ છીએ એ જગ્યા કઇ છે? એક ભવ માટેની એ જગ્યા છે. સ્થાનના આપણે ચિરંજીવ પ્રવાસી કે નિવાસી નથી. હવે શાસ્ત્રકાર ફરમાવે છે કે ભગવાન મલ્લિનાથ કઇ ભૂમિમાં હતા? ક્યાં એમનો નિવાસ હતો? ક્યાં એ જન્મ્યા હતા? ભગવાન મલ્લિનાથ જંબુદ્વીપનાં નિવાસી હતા. જંબુદ્વીપ આ

લોકનો સૌથી પ્રથમ કક્ષાનો દ્વીપ છે. ચારે બાજુ પાણી વચ્ચે જંબુદ્વીપ. જંબુદ્વીપનું નામ જંબુ વૃક્ષ પરથી પડ્યું છે. પુરાણોમાં પણ જંબુદ્વીપનું વર્ણન કરવામાં આવ્યું છે. તેને ફરતાં અસંખ્યાતા દ્વીપો અને અસંખ્યાતા સમુદ્રો છે. આવા અસંખ્યાતા દ્વીપો અને સમુદ્રો વચ્ચેનાં જંબુદ્વીપમાં ભગવાન મલ્લિનાથ થયા. એ જંબુદ્વીપ એક લાખ જોજન લાંબો પહોળો છે. વર્તમાન જગત તો ઘણું નાનું છે. જંબુદ્વીપમાં ત્રણ કર્મભૂમિના ક્ષેત્રો છે. અને છ અકર્મભૂમિનાં ક્ષેત્રો છે અનેક નદીઓ અને પહાડો છે. આ દ્વીપનાં મધ્યભાગમાં એક મેરુગિરિ પર્વત છે. જેને શાસ્ત્રકારોએ મંદારગિરિ કહ્યો છે. આ જંબુદ્વીપમાં કર્મભૂમિ અને અકર્મભૂમિ શું છે? અસિ–મસિ અને કૃષિરૂપ કર્મ કરીને જે જીવે છે, જીવનની ગતિ કરે છે તેને કર્મભૂમિ કહેવાય છે. એવી કર્મભૂમિને શાસ્ત્રમાં ત્રણ ખંડોમાં વહેંચી છે. ભરતખંડ, ઇરવતખંડ અને મહાવિદેહખંડ આ ખંડના પ્રવાસીઓ કર્મ–પુરૂષાર્થ વ્યવહાર–વ્યવસાય કરી જીવનને ગતિમય રાખે છે. પરંતુ અકર્મભૂમિમાં કર્મો કરવા પડતા નથી છતાં અબજો અસંખ્ય વર્ષ સુધી કલ્પવૃક્ષનાં આધારે જીવે છે. શાસ્ત્રકારો સમાધાન કરે છે. આ બધા મનુષ્યો જીવો જુગલિયા જીવો છે. બે જીવ જોડે જન્મે, જોડે જીવે ને જોડે મૃત્યુ પામે એ જુગલિયા જીવો સાથે જન્મવું! સાથે મૃત્યુને વરવું પણ સાથે જીવવું કઇ રીતે? જુગલિયા જીવોનાં જીવન માટે દસ પ્રકારનાં વૃક્ષો હોય છે જે દસ કલ્પવૃક્ષો એ કાળનાં જીવોની આવશ્યકતા પરિપૂર્ણ કરે છે. દસ કલ્પવૃક્ષોના નામ–

**मतंगाय. भिंगा, तुडीयंगा, दीव, जोइ, चितगा , चितरसा, मणवेगा, गिहगारा, अनियगणाउ.**

૧ **મતંગ વૃક્ષ** ફળો આપે છે. ૨ **ભિંગા વૃક્ષ** પાત્ર આપે છે. ૩ **તુડિયંગા વૃક્ષ** વાજીંત્ર જેવા નાદ આપે છે ૪ **દીવ વૃક્ષ** દીપક જેમ પ્રકાશ આપે છે. ૫ **જોઈ વૃક્ષ**–રાત્રે જ્યોતિ આપે છે. સૂર્યસમ. ૬ **ચિતગા વૃક્ષ**–ફુલના આભૂષણ આપે છે. **ચિત્તરસા વૃક્ષ**–મનોજ્ઞ ભોજન રસ આપે છે. ૮ **મણવેગા વૃક્ષ**–સુવર્ણ સરીખા આભૂષણ આપે છે. ૯ **ગિહંગારા વૃક્ષ**–૪૨ માળનાં મંડપ વૃક્ષ ઘર જેવા હોય છે. ૧૦ **અણિયગા વૃક્ષ**–બારીક ઉત્તમોત્તમ વસ્ત્ર આપે છે. આ દસ વૃક્ષો પોતાની પાસે રહેલી વસ્તુઓ માણસોને આપે છે. જે વૃક્ષ પાસે જે વસ્તુ હોય તે આપે. કોઇ વૃક્ષ ફળ આપે, રસ આપે. વૃક્ષોમાંથી રસ નીતરે છે. મનુષ્યો એ રસ ઝીલે છે. પ્રકાશ આપે, રાત્રે જ્યોતિ આપે, મકાન મંડપ અને વસ્ત્રો પણ તેમાંથી મળે છે. પાંદડાઓના છેદમાંથી હવાના સૂસવાટાઓથી વિચિત્ર સૂરો નીકળે છે? આ સૂરો સાંભળવા ગમે એવા સંગીત પ્રધાન સૂરો છ. આ પવિત્ર ક્ષેત્રો છે. એટલે જ ત્યાં આવાં વૃક્ષો છે. અહીં જીવનની સર્વ આવશ્યતા વૃક્ષો જ પૂરી પાડે છે. એટલે એને કલ્પવૃક્ષો કહેવાય છે. વર્તમાન વિશ્વમાં જેટલા ખંડો દેખાય છે તેમાંના સઘળા એ ભરતખંડમાં આવી જાય

છે. ભરતખંડ જંબુદ્વીપની દક્ષિણ દિશામાં રહેલું છે. ઉતરમાં ઇરવતખંડ છે. વચ્ચે મેરુ પર્વત છે. પૂર્વ-પશ્ચિમમાં મહાવિદેહ ખંડ, મહાવિદેહ ખંડમાં ચોથા આરાના તીર્થંકર ભગવાનો, કેવળી ભગવંતો, સાધુ-ભગવંતો મહાજ્ઞાનીઓ બિરાજે છે. ત્યાં જીવાત્માઓ સર્વ કર્મોનો અંત લાવી સિદ્ધક્ષેત્રનો પરમપુરૂષાર્થ કરતા પણ હોય છે. જે ચોથા આરામાં તીર્થંકર ભગવંતો, કેવળી ભગવંતો બિરાજે છે એ મોક્ષ સાધનાની ભૂમિ છે. આમાં મલ્લિનાથ ભગવાન કયા ખંડમાં કયા આરામાં થયા એ કથન સૂત્રમાં ફરમાવે છે.

એક જીવન એક ગતિમાંથી બીજી ગતિમાં જાય છે તે એનો પ્રવાસ ગણાય છે. આ ભવનો પ્રવાસ ટ્રેન જેવો છે, ભવની ગતિ એવી છે જેમ ટ્રેન મોટા સ્ટેશનો આવતા રોકાય-ફરી ચાલે, ફરી રોકાય, ફરી પાછા ફરે! આ જીવનગાડીની મુસાફરી લાંબી છે.

એટલે તો દેવાનુપ્રિયા! હું તમને કહું છું કે આ ભવની ગતિમાંથી મોક્ષગતિ પ્રાંત પ્રયાણ કરો. એક કવિએ ગાયું છે.

'અમે પ્રવાસી રે મોક્ષ નગરના....'

મોક્ષ મેળવવા શું કરવું? એ સર્વજ્ઞએ બતાવેલું અમે કરીએ છીએ. ધર્મ-જ્ઞાનીઓ કહે છે ભગવાન મહાવીરે પ્રરૂપેલાં શાસ્ત્રો અધિકાર ફરમાવે છે. એ સાંભળો અને આ ભવ પૂરતા પ્રવાસી એવા દેવાનુપ્રિય-આત્માઓ જીવનમાં ઉતારો...

## ૪

## ભારતની પ્રાચીનતા

(અષાઢ વદ ૪ ગુરૂવાર તા. ૧૫-૭-૧૯૭૬)

શાસ્ત્રો સાગર છે. શાસ્ત્રો નિધિ છે.

આ શાસ્ત્રોમાં અનેક પ્રકારના તત્વો, સત્વો, કલ્યાણમાર્ગો, આત્મબોધન અને આ જીવને ફરી પ્રવાસ ન કરવો પડે એવા આદેશ અને સંસ્કારના આલેખનો આપ્યા છે.

આપણે કોઇપણ વ્યક્તિ વિષે વાત કરવી હોય તો, એનુ નામ ઠામ અને કુળમાં ઊંડા ઉતરવું પડે. અને એનો પરિચય મેળવવો પડે. એમના જીવન વિષે કંઇક સમજવું પડે. આ વાત તો થઇ વ્યવહારૂ મનુષ્યની. પણ આપણે તો ભગવાન

મલ્લિનાથનો અધિકાર સાંભળવો છે. ભગવાન મલ્લિનાથ ક્યાં વિચર્યા? કઇ ભૂમિમાં? કંઇ નગરીમાં વિચર્યા? કોને ઘેર થયા? શું કરી ગયા? આ બધી જિજ્ઞાંસ આપણને થાય છે. આ બધી જિજ્ઞાસાનું સમાધાન તેનું નામ જિનવાણી. આ જિજ્ઞાસા પ્રકટ થાય છે તેમાં આપણી પૂર્ણ શ્રદ્ધા છે. ભગવાન મલ્લિનાથનું જીવન દર્શન કરવાની આપણી અભિલાષા છે.

ઓગણીસમાં જિનરાજ ભગવાન મલ્લિનાથ ક્યાં પ્રગટ થયા? કઇ ભૂમિમાં એમનું પ્રાગટય થયું? આવી જિજ્ઞાસાનું સમાધાન ભગવાન મહાવીર કરી ગયા છે. શાસ્ત્રોમાં જે વાણી છે એ પ્રભુની વાણી છે. જે વાણી ભગવાન પ્રરૂપી ગયા છે એ વાણીનું નામ છે, જિનવાણી. ભગવાન મહાવીરની વાણી અર્ધમાગધી ભાષામાં છે. શાસ્ત્રોની ભાષા પ્રાકૃત છે, તિર્થંકર ભગવંતો પ્રરૂપે છે એ અર્ધમાગધી ભાષા મગધ-દેશની ભાષા છે. મગધની ભાષા સાથે બીજી ભાષા મિશ્રિત થઇ. આ ભાષા પ્રાકૃત ભાષા છે, તે કાળમાં તે કાળના લોકોમાં આ ભાષા બોલાતી હતી. પંડિતો અને બુદ્ધિવાનોની ભાષા સંસ્કૃત હતી જે ભાષાનો પ્રયોગ જૈન શાસ્ત્રોમાં થયો નથી.

ભગવાન મહાવીર સંસ્કારી–સંસ્કૃત ભાષાના પ્રખર જ્ઞાની અને જાણકાર હતા. પ્રભુ તો સર્વજ્ઞ હતા, છતાં એ કાળે માગધી ભાષાનો જ વ્યવહાર કરતા. જગતના જે જીવો પાસે વધુ નિકટતા કેળવવી હોય, એને સાચી ને સાદી ભાષામાં પ્રરૂપણા કરવી હોય તો એ દેશ, એ કાળ અને સમયની ભાષા જ બોલાવી જોઇએ. ભગવાન મહાવીર વાણીના ક્રાંતિકાર હતા એટલે જ તેઓ અર્ધમાગધી ભાષામાં ઉપદેશ દેતા હતા. અમે ભગવાન મહાવીરની વાણી તમારી સમક્ષ અત્યારે ગુજરાતીમાં બોલીએ છીએ. એ જ ગુજરાતી ભાષા રાજસ્થાનમાં બોલીએ તો? ન ચાલે. એ પ્રાંતમાં જે લોકો ભાષા બોલતા હોય એ ભાષામાં જ અમારે ભગવાન મહાવીરની વાણીની પ્રરૂપણા કરવી જોઇએ.

આપણે અહીં છઠું અંગ જ્ઞાતાધર્મ કથા સૂત્રના ૮ માં અધ્યયનમાંનો મલ્લિ-ભગવતીનો અધિકાર શરૂ કરવા માટે તેનો મૂળપાઠ જોઇએ.

**एवं खलु जंबू ! तेणंकालेणं इहेव जबूदीवे दीवे महाविदेहे वासे मंदरस्य पव्वयस्य पच्चत्थिमेणं निसढस्स वासहर पव्वयस्स उत्तरेणं सीतोयाह महानइए दाहिणेणं सुहावस्स बक्खार पव्वयस्स पच्चत्थिमेणं पच्चत्थिम लवण समुदस्स पुरत्थिणं एत्थणं सलिलावइ नामं विजए पन्नते** ".॥ તે કાળ અને તે સમયમાં જંબુદ્વીપના મહાવિદેહ નામે ક્ષેત્રમાં જ્યાં મંદારગિરિ મેરૂ પર્વતની પશ્ચિમ દિશામાં વર્ષધર નિષધની ઉત્તરમાં સિતોદા મહાનદીની દક્ષિણમાં સુખોત્પાદક પર્વતની પશ્ચિમમાં અને પશ્ચિમ લવણસમુદ્રની પૂર્વે સલિલાવતી નામની વિજય પ્રરૂપી છે. જેની સાથે ભગવાન મલ્લિનાથનો સંબંધ છે.

જે સ્થાન-સ્થળ માટે અનેક ઠેકાણા કહી દેવા પડે છે. સલિલાવતી નામની વિજય છે, ત્યાં અનેક પર્વતો છે. તળેટી છે. નદીઓ છે. ભગવાન મલ્લિનાથ જે વિજયમાં થયા છે એને શાસ્ત્રકારોએ ઉપદેશેલી સલિલાવતીની ભૂમિ એક હજાર જોજન ઉંડી છે. આજુબાજુના ક્ષેત્રો ઉંચા છે.

જંબુદ્વીપમાં મેરૂ પર્વતની પૂર્વે અને પશ્ચિમે મહાવિદેહ ક્ષેત્રમાં ૩૨ વિજય છે. વિજય એટલે ખંડ.- ૩૨ ખંડ છે. જેના અવાતર પ્રત્યેકમાં છ-છ ખંડ છે. સલિલાવતી વિજય મોટી છે. એ વિજયમાં ભગવાન મલ્લિનાથના જીવનો સંબંધ ક્યાં છે એ પણ આપણે સમજવું પડશે. તો જાણી લ્યો કે, ભગવાન મલ્લિનાથના જીવનો સંબંધ, સલિલાવતી વિજયમાં આવેલી વીતશોકા નગરી જે જંબુદ્વીપમાં આવેલ મહાવિદેહ ક્ષેત્રની સલિલાવતી વિજયની રાજધાની છે. વીતશોકા રાજધાની નામમાં મોટું રહસ્ય છે જ્યાં શોકને વિદાય અપાયો છે. શોક કરવો પડે એવો કોઇ અવસર આવતો નથી, ત્યાંના નિવાસીઓ શોક કરતા નથી આવી છે પવિત્ર ભૂમિ જેનું નામ છે વીતશોકા.

આપણે આ નગરની વિશિષ્ટતા જોઇ. પણ આજે નગરની વ્યાખ્યા જ જુદી છે. જ્યાં વધુમાં વધુ કર ભરવામાં આવે એવા સ્થળને નગર કહેવામાં આવે છે. કિંતુ આચાર્ય ભગવંતોએ નગરની વ્યાખ્યા શાસ્ત્રોમાં જુદી જ કરી છે. "**नकरः इति नगर**" જ્યાં કોઇપણ પ્રકારનો કર નથી લેવાતો એનું નામ નગર.

પ્રાચીનકાળ અને વર્તમાન કાળ દરમ્યાનના રીતરિવાજ અને શાસ્ત્રમાં કેટલું અંતર? પ્રાચીન કાળમાં હ્યુ એન શાંગ ચીનનો એક યાત્રી ભારતમાં આવ્યો હતો. તેણે ભારતમાં પરિભ્રમણ કર્યું. ભારતદેશના રીતરિવાજો જોયા, સંત-સાધુઓને મળ્યો, વ્યવહાર જોયા, શાસ્ત્રો જોયા, ભારતની યાત્રા પૂર્ણ કરીને ચીનમાં ગયો. એણે પોતાની નોંધપોથીમાં લખ્યું છે, ભારતમાં ઘરને દરવાજા નથી, જ્યાં દરવાજા છે ત્યાં પણ તાળા દેવાતા નથી, આવો ભારતીય સંસ્કૃતિની સાથે પરિચય આપ્યો છે. આવું હતું પ્રાચીન કાળમાં આપણું ભારત. આજે છે એવું? નથી. પ્રાચીન કાળમાં વીતશોકા રાજધાની પણ આવું જ હતું. વૈભવશાળી નગરી મોટા મોટા મહાલયો, અટાલિકાઓ, પ્રાસાદો, ભુવનો, એવી એ વૈભવશાળી રાજધાની વીતશોકા, જ્યાં ભગવાન મલ્લિનાથનો વાસ હતો. ત્યાંના લોકો નિર્ભય જીવન જીવતા હતા. સુખેથી જીવન ગુજારતા હતા.

આજના કાળમાં માણસોને છે ક્યાંય સુખ? રાતે ઉંઘ નથી, દિવસે ચેન નથી, જાણે જીવન સાવ છિન્ન ભિન્ન જેવું લાગે છે. બેઠા હો ઉપાશ્રયમાં પણ મન ક્યાં હોય છે? પ્રાચીન કાળની જનતા સ્વચક્ર-પરચક્રથી નિર્ભય હતી. જ્યાં ભગવાન મલ્લિનાથનો સંબંધ છે તે વીતશોકા નગરી સમૃદ્ધિથી છલોછલ હતી. ધન-ધાન્યથી ઉભરાતી હતી.

આ સમયે એમો દેદરાણી યાદ આવે છે. એક જ ભડવીર, કાળ જેવા દુકાળને એ પહોંચી વળ્યો હતો. ઘરના ભોંયરામાં ખાંડીઓ ભરીને અનાજ ભર્યું હતું, દુકાળમાં એણે હજારો પ્રાણ બચાવ્યા હતા. જ્યારે આજે દેશમાંની એ સમૃદ્ધિ ક્યાં છે ? આજે કેટલાય અભાગી માણસોને બે ટંક ખાવા પણ મળતું નથી.

આપણા દેશમાં મુસ્લિમો અને અંગ્રેજો વગેરે વિદેશીઓએ સમૃદ્ધિઓ લૂંટી લીધી છે. વિશ્વમાં આજે ભારત દેશની ગણના થાય છે. તે તેની પ્રાચીન સંસ્કૃતિ, નીતિ અને રીતિથી, ભારતનાં ચોકમા ત્યાગ અને વૈરાગ્યના બે સ્થંભ ઉભા છે. જેનાથી જગતભરમાં આપણા દેશનું આકર્ષણ છે. ત્યાગ પ્રધાન સંસ્કૃતિનું વિશ્વને હજુ પણ પડકારતું ભારત એક વિસ્મય છે!!

શાસ્ત્રકારોએ વીતશોકા નગરનું વર્ણન કર્યું છે. નગરની સમૃદ્ધિમાં વૃદ્ધિ કરે એવા બાગ-બગીચાઓ, વાવડીઓ, કૂવાઓ દુકાનો આદિ અનેક રમણીય સ્થાનો હતાં. અનેક મુસાફરો આવી કમાણી કરી જતા અને કમાણી આપી જતા. આવી અનેક ગુણવિધથી પૂર્ણ વીતશોકા નગરી હતી. ધર્મ-સ્થળો અને મહાલયો સ્વચ્છતા અને સુંદરતાના આકર્ષણ કેન્દ્રો હતા.

**" तत्थणं सलिलावती विजए वीयसोका नामं रायहाणी पण्णता। नवजोयण विच्छिण्णो जाव पच्चकखं देवलोग भूया ।**

આ વીતશોકા નગરી ૯ જોજન લાંબી અને ૧૨ જોજન પહોળી વિસ્તાર વાળી હતી. ખરેખર દેવલોક જેવી અલકાપુરી સમી દીસતી હતી. આવી વીતશોકા રાજધાનીનું વાણી દર્શન અવસરે કરાવશું.....

## ૫

# મનને મુક્ત કરો

(અષાઢ વદ ૫ શુક્રવાર તા. ૧૬-૭-૭૬)

જિનેશ્વર ભગવંતે શાસ્ત્રોનું કથન કરી જિનવાણીથી શાસ્ત્રભાવે પ્રરૂપણા ન કરી હોત તો આપણું જ્ઞાન અધુરૂં રહેત. આપણી શંકા કુશંકાનું સમાધાન શાસ્ત્રોએ કર્યું છે. જિનવાણીનો મહીમા મોટો છે જિનવાણીમાં આધ્યાત્મિક બળ છે શાસ્ત્રોએ કહેલું આઠમું અધ્યયન જેમાં મલ્લિનાથનો અધિકાર છે.

સલિલાવતી વિજયની વીતશોકા રાજધાનીમાં ઉત્તર અને પૂર્વ દિશાના મધ્યમાં ઇન્દ્રકુંભ નામનું ઉદ્યાન હતું. આપણે ત્યાં વિવિધ શુશોભિત કુંભો હોય છે એમાં કળા

ચિત્રો આંકેલા હોય છે. કુંભકળા આકર્ષક અને જોવા જેવી ગમે તેવી હોય છે. અષ્ટ માંગલિકોમાં પણ એક કુંભ સુંદર આકૃતિવાળો હોય છે. અમૃત ભરેલો કુંભ માનવીઓના વિષને વમી જાય છે. આ ઉદ્યાન પણ ઇન્દ્રકુંભ જેવું છે. કુભમાં સાત્વિકતા છે, સ્વચ્છતા છે. પવનની લહેરીઓથી વૃક્ષોની લતિકાઓ ડોલે છે.

આત્મા માટે દર્શનીય અને પ્રદર્શનીય લાગે એવું આંખનેય ઠારે અને મનને શાંતિ મળે એવું જોવું ગમે એવું, આ આકર્ષક ઉદ્યાન છે. વૃક્ષે વૃક્ષ શાખાઓ અને પ્રશાખાઓ પરસ્પરના કોઇ અગમ્ય ભાવથી ગુંથાય ગઇ છે. માણસને વિરામ લેવાનું મન થાય એવો સુંદર મંડપ જાણે લાગે. વૃક્ષો ફળથી, ફુલથી, રસથી, બીજથી, ભરેલા છે. ઋતુ ઋતુએ મીઠા મધુરાં ખટમીઠાં ફળો આપે એવા આ ઘેઘુર અને ઊંચા વૃક્ષોથી ઘેરાયેલું ઉદ્યાન શુશોભિત છે.

દૂરદૂરથી આવતાં પક્ષીઓનો મધુર કલરવ આ ઉદ્યાનમા સંભળાય છે. વૃક્ષોની ડાળીએ ડાળીથી આ કલશોર ગગનમાં વિચરતો હોય એવો લાગણીઓને સુખસાતા સ્પર્શે એવો કલશોર સાંભળવો ગમે એવો છે. ઘણી વખત સુંદર સ્થળ સાથે માણુસ વ્યવહાર કરે છે. કોઇ અલૌકિક લાગણીઓથી બંધાઇ પણ જાય છે. દેશમાંથી લોકો મુંબઇ જોવા રળિયામણા શહેરમાં આવે. વાલકેશ્વર કે આજુબાજુના વિસ્તારની સુંદર સ્વચ્છ ગગનચુંબી ઇમારતો જોઇને તેમાં એકાદ દરિયા કિનારેની ઇમારતમાં બાલ્કનીમાં ઊભા ઊભા સમુદ્ર દર્શન થતું હોય મંદમંદ પવન આવતો હોય એવી જગ્યાએ રહેવાનું મન થાય કે નહિ ?

જ્યાં સુંદરતા છે, આંખને આકર્ષે છે એવા સ્થાનમાં આત્માને રહેવાની રૂચી થાય એ સ્વભાવિક છે. મનની પ્રસન્નતા વ્યવહારલક્ષી ગણાય છે, પણ સુંદરતામાં મન વિહાર કરે ત્યારે મનનો શાશ્વત ભાવ હોય તો જીવનની ધન્યતા અનુભવાય છે.

ભગવાન મલ્લીનાથનો અધિકાર ચાલે છે એ સલિલાવતી વિજય વીતશોકા રાજધાનીમાંના આ ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં જાતજાતના વૃક્ષો છે એ વૃક્ષોમાં શાખા પ્રશાખા છે. જાતજાતના ફુલો છે. લતાઓ હિલોળા લે છે. આ ઇન્દ્રકુંભ ઉદ્યાનનું વર્ણન આગમ-કારોએ આગમમાં ખૂબ કર્યું છે. ઉદ્યાનનું આજે છે એના કરતાં પ્રાચિન કાળમાં વધુ મહત્વ હતું.

થાકયા પાકયા મુસાફરોને બળબળતા ઉનાળામાં વૃક્ષોની છાયા મળે છે ત્યારે એ અંતરથી કેટલા ખૂશી થાય ? પ્રાચીનકાળમાં તો વાવ-કુવા બંધાવવાનું જેટલું મહત્વ હતું તેટલું મહત્વ ગામ-ગોંદરે વૃક્ષો વાવવાનું હતું. જ્યાં આવા સુંદર ઉદ્યાનો હોય ત્યાં તિર્થંકરો અરિહંતો સાધુ-સંતો ગામેગામ વિહાર કરતા કરતા પધારે છે. લોકોને સાધુ-સંતો પધાર્યા છે એની જાણ થતાં ઉદ્યાનમાં દર્શન માટે ઉમટે છે. સાધુ-સંતો

એકઠા થયેલા શ્રાવકોને ઉપદેશ આપે છે.

ઉદ્યાન હોય ત્યાં ઘોંઘાટ ન હોય આવા સંપૂર્ણ શાંતીમય વાતાવરણમાં જ્યાં ફુલ ખીલ્યા હોય, મંદ મંદ પવન વહેતો હોય, પ્રકૃતિ સોળે કળાએ ખીલી ઊઠી હોય એવા મુકત નિર્ભય વાતાવરણમાં તમે કદી સાધુ-સંતોને સાંભળ્યા નહી હોય ? સાધુ-સંતો આ સમયે પ્રભુનો સંદેશ આપે છે શ્રાવકો ઝીલે છે. જેની પાસે જે સાત્વિક શકિત વિદ્યા અને બોધ હોય તેનો ઉપયોગ બીજાને આપવાથી જગત પર મહાન ઉપકાર થાય છે. પરંતુ મળેલી શકિત-વિદ્યાનો ઉપયોગ ન કરે તો એનો નાશ થાય છે.

પુરૂષાર્થ કરીને મેળવેલી સંપત્તિનો સંગ્રહ કરે જ રાખો તો શું થાય ? માયાને સંગ્રહો નહી. માયાની માયા મુકો. સંગ્રહનું કામ ખરેખર ધિકકારને પાત્ર છે. માયા મિત્રતાનો નાશ કરે છે. પેટ પુરતું જ ધન કમાવવું એવો સર્વ જ્ઞાનીજનોનો ઉપદેશ છે. પરંતુ વધુ કમાયા તો સંગ્રહવાથી તમારૂં મન એ માયા સાથે જ સંગ્રહાઇ જશે તમે ભલે ઉપાશ્રયમાં બેઠા હો પરંતુ મન કયાં હશે ?

પેલા સંગ્રહી રાખેલી માયા પાસેજ ફરતું હશે (ઉત્ત અ. ૨૩ ગાથા ૫૫) માં કેશી સ્વામી ગૌતમ સ્વામીને પુછે છે કે-

अयं साहसिओ भीमो, दुट्ठस्सो परिधावई ।
जंसि गोयम आरूढो, कहं तेण न हीरसि ॥

તેના ઉતરમાં. ગૌતમ સ્વામી ફરમાવે છે કે

पधावन्तं निगिण्हामि, सुयरस्सी समाहियं ।
न मे गच्छइ उम्मग्गं, मग्गं च पडिवज्जई ॥

ધનવાન પણું કેળવવું એ આસાન વાત નથી પરંતુ ધનવાનપણું જાળવવું એ એથીય વધુ મુશ્કેલ છે. એક વખત ગૌરવ વધારવા કે મોટાઇ દાખવવા કોઇકે ધનવાનપણું કેળવ્યું પણ પછી ? ધનનો સાચો સારો ઉપયોગ થવા ટાણે હાથ ખિસ્સામાં ન જાય તો ? જે કુવામાંથી પાણીનો ઉપયોગ નથી થતો એ કુવાનું પાણી બગડી જાય છે દુર્ગંધ મારે છે. માયાનું પણ એવુ જ છે માયાનો સંગ્રહ કરી રાખશો તો એ માયાની દુર્ગંધથી તમારૂં મન બગડતાં બહુ વાર નહી લાગે. માયા મિત્રતાનો નાશ કરે છે.

माया मित्ताणी नासेइ, लोहो सव्व विणासणो ॥

માયા બગડે એટલે મન બગડે એટલે જીવનનું અધઃપતન થાય. એ પૂર્વે ચેતી જેમ ધન પરોપકારે વધે છે એને વધારી જાણો. દેશ શાસન સંઘ સાધર્મિક જરૂરિયાત આ બધે ધન હોય તો એવી રીતે આપો કે બીજા હાથને ખબર ન પડે. સ્વયં ગૌરવ વધારવા કે સમાજમા વાહ વાહ બોલાવવા કરેલા દાનથી બે ઘડી આબરૂ વધાર્યાનો આનંદ ભલે તમે લઇ લેતા હો પરંતુ એથી આત્મભાવે કરાતા દાનનું માહાત્મય

જળવાતું નથી આપીને તમે જ રાજી થાવ તેમાં કંઇ ન વળે પણ બીજા રાજી થાય તેમ આપો દેનારો આપના જેટલો ઉદાર થાય અને લેનારો મર્યાદામાં લેનારો રહે તો બન્ને ભાવતું-મહત્વ સચવાય છે. જે આપે છે તે ગુણવાન છે ને છે, છતાં આપતો નથી તે દોષિત ગણાય છે.

દર વર્ષે વાદળાઓ વરસે છે, સુકા તળાવો ભરાય છે, આવી ગયેલા કુવાઓ છલકાય છે, ખેતરોમાં અનાજ ઉગાડાય છે, મોલ માંડે છે લહેરાવા, ખેડુત વાવણી કરે છે. અનાજના કોથળા ભરીને વેચવા બજારમાં જાવ છો. તમે એનું મુલ્ય આંકી પૈસા લ્યો છો આ બધું કોના થકી થયું? વરસાદ વરસ્યો તોને? વાદળાઓએ કોઇ દિવસ તમને આવીને કહ્યુ છે કે, મેં તમારા ખેતરોમાં આટલા ગેલન પાણી ઠાલવ્યું એના આટલા પૈસાનું બીલ આપો? તમારૂ તળાવ ખાલી હતું એમાં આટલુ પાણી આપ્યું. તમારા કુવા ખાલી હતાં. એમાં આટલા હજાર ગેલન પાણી આપ્યું એના પૈસા આપો?

તમારી પાસે કોઇ દિવસ પાણી સાથે આવું બિલ આવ્યું છે? નથી આવ્યું. તો પછી તમે આ બધું તેમના પરોપકારથી મેળવો છો સંગ્રહો છો છતાં આપના મનને માયામાંથી કાં મુકત કરતાં નથી. થોડા દિવસ પહેલાં વરસાદ નહોતો કેવા બધા અકળાઇ ઉઠયા હતાં? ને હવે મેઘ મન મુકીને વરસે છે. ત્યારે કેવા (૨) થઇ ગયા છો? આમ બીજાના પરોપકારે તમે પણ વરસી જાણો. વરસવું અને એય પરોપકારે એ અવસર તો ભાગ્યમાં હોય તો જ મળે. મળ્યું છે. સંગ્રહેલું છે. તેનો સદઉપયોગ કરી જાણો પણ વરસવાની વાત આવે છે ત્યારે એક કવિએ કહ્યુ છે એ યાદ. આવી ગયું.

**સરૂવર તરૂવર સંતજન, ચોથા વરસે મેહ**
**પરોપકારને કારણે ધારી અપની દેહ**

સરોવર વૃક્ષો સંતો અને મેઘ હંમેશા પરોપકારે વરસતા હોય છે. બળબળતાં તાપમાં તમે કોઇ વૃક્ષ નીચે જઇને ઉભા રહેશો તો શું એ વૃક્ષ તમારી પાસે પૈસા માંગશે? ના પોતે તાપ સહન કરશે ને તમને છાયો દેશે. આમ સંતો વિહાર કરશે, ગામેગામ જશે, ઉપદેશ આપશે તે પણ તમારા પાસેથી કોઇ અપેક્ષા થોડી રાખશે? આપણા આગમોના શાસ્ત્રોમાં તો પરોપકારની વાતો ઘણી લખાઇ છે. અહીં આપણે વિશ્વમાં સૌથી રળિયામણા એવા વીતશોકા નગરમાં આવેલા ઇન્દ્રકુંભ ઉપવનની વાત કરી છે.

આવા ઇન્દ્રકુંભ જેવા ઉદ્યાન જયા છે ત્યાંની રળીયામણી વીતશોકા જેવી રાજધાની છે. જેનો સંબંધ ભગવાન મલ્લિનાથના અધિકારમાં છે. આ વાત હવે અવસરે કહેશું.

卐

## ૬

# અધ્યાત્મ અને ભૌતિકશાસન

(અષાઢ વદ ૬ શનિવાર તા. ૧૭-૭-૧૯૭૬)

અનંત જ્ઞાની અને અનંત દર્શની જિનેશ્વર ભગવાને શાસક અને શાસનના ભાવો દર્શાવ્યા છે. આપણા જિન શાસનમાં ચોવીસમાં તીર્થંકર ભગવાન મહાવીરનું શાસન છે. આ જગતમાં બે પ્રકારના શાસન છે. અધ્યાત્મ શાસન અને ભૌતિક શાસન. અધ્યાત્મ શાસન સાથે ધર્મને સંબંધ છે. ભૌતિક શાસનમાં કર્મ ધન અને ધાન્ય સાથે સંબંધ છે.

ભગવાન મહાવીરનું શાસન ભગવાન મોક્ષમાં ગયા પછી, ૨૧ હજાર વર્ષનું છે. શાસન કાળ હજુ અઢી હજાર વર્ષનો ગયો છે. ગત તીર્થંકરનું જ્યાં સુધી બીજા તીર્થંકર ન થાય ત્યાં સુધી શાસન પ્રવર્તમાન રહે છે. આજે જિનશાસન પર ભગવાન મહાવીરનું રાજ છે. કારણ કે ભગવાન મહાવીર છેલ્લા તીર્થંકર છે.

એક રાજાનું દેહાવસાન થાય; પરંતુ જ્યાં સુધી એના પછીના રાજાનો રાજ્યાભિષેક ન થાય ત્યાં સુધી તો ગત રાજાનું જ શાસન કહેવાય ને?

ભગવાન મહાવીર આ ચોવીસીના જિનશાસન અધ્યાત્મ જગતના ચરમ શાસનાધિકારી છે. મોક્ષ અને અનંતા સુખોના એ દાતા છે. જૈન ધર્મના નેતા અને ગુરુવર્ય ભગવાન મહાવીર છે. ભગવાનની વાણીનો સ્વીકાર કરવો, વાણીને આપણા અંતરમાં ઉતારવી. એ વાણી અને સિદ્ધાંતોનું પાલન કરવું જોઇએ કારણ કે શાસનના અધિપતિ-અધિષ્ઠાતા ભગવાન મહાવીર છે.

પ્રભુ મહાવીર આપણા આધ્યાત્મિક પરમ સુખ માટે મંગળ ભાવ અને મંગળ ધર્મ પીરસી ગયા છે. આપણા કર્તવ્ય માર્ગો, શ્રેષ્ઠ આત્મા માટે નિર્માણ કરી ગયા છે. આમ આ બધી વાત થઇ તે આધ્યાત્મિક શાસનની વાત કરી છે.

બીજું શાસન ભૌતિક શાસન છે. એને ધર્મ સાથે કોઇ સંબંધ નથી. થોડા વર્ષો પૂર્વે દેશ સ્વાતંત્ર્ય યુગમાં આવ્યો તે પૂર્વે આપણા દેશમાં અનેક રાજાઓ હતા. રાજા રાજ કરતા પરંતુ એ રાજાઓની વાત તો હવે ભૂલાતી જાય છે. રાજાઓ ગયા અને પ્રધાનો આવ્યા. રાજાઓ પ્રજાના સ્વામીઓ હતા. માવતર જેવા રાજાઓ, પ્રજાપાલન કરતા પરંતુ આજના પ્રધાનોના પૂણ્ય મોટા હોય એમ લાગતું નથી. જાણે થોડા વરસોમાં કાળે બહુ મોટી કરવટ બદલી નાખી છે.

પ્રધાનો એ વંશપરંપરાના શાસકો નથી. એક વખત એને એના શાસન સ્થાનેથી

ઊઠવું પડે છે! પ્રજા પાસે મત માગવા જવું પડે છે, ચૂંટણી જંગ ખેલવો પડે છે. ચૂંટણી જંગ એ શાસન મેળવવાનો પ્રમાણિક માર્ગ છે. પણ આજે એ પ્રામાણિકતા રહી હોય એમ લાગતું નથી માણસ એક વખત સત્તા ભોગવ્યા પછી, એ સત્તા સ્થાનેથી ઉઠયા પછી ત્યાં ફરી આવવા માટે કાવાદાવા કરે છે.

સાચો શાસક કોને કહેવાય?

જનતા અને શાસક વચ્ચેના સંબંધોમાં આત્મીયતા હોય તો દેશની પ્રગતિ વધે. અહીં એક પ્રશ્ન પૂછી લેવાનું મન થાય છે, કે સાચો શાસક કોણ? તો એનો જવાબ એક ચાઇનીઝ વિદ્વાને કહ્યો છે એ ટાંકીએ: "સાચો શાસક કોણ હોઇ શકે?....સાચો શાસક એ છે, જે તન અને ધન ઉપર રાજ ન કરે પણ પ્રજાના મન ઉપર રાજ કરે તે."

તન અને ધન ઉપર માલિકી રાખવાથી મોટા નથી થવાતું. કદાચ શાસક થવાય પણ એ સાચો શાસક નહીં. પરંતુ કોઇ પણ વ્યકિત, બીજાના મન પર રાજ કરે અને વ્યકિતના અંતરમાં ભાવને કેળવી દયે એ એની મહાનતા ગણાય.

સત્તાની સાઠમારી બધે જ હોય છે. અરે તમારા ઘરમાં પણ છે. પરંતુ હવે બધી જગ્યાએ પરિવર્તન આવી ગયુ છે ને? પહેલાં સાસુ કહે તેમ વહુવારૂઓ કરે. સાસુ દાગીના આપે તો પહેરે, સાસુ બહાર જવાનું કહે ત્યારે જ ઉંબરા બહાર પગ મૂકાય, સાસુ કપડા આપે એ પહેરાય પણ આજે સમય બદલાઇ ગયો છે. સાસુને કપડાં વહુ આપે વહુ કહે ત્યારે 'બા' બહાર જાય!

કેટલું મોટું પરિવર્તન આવી ગયું છે આ સમયમાં? આ સમય કયાં લઇ જશે આજના સમાજને? પરંતુ જે માણસ સમય ઓળખી જાય છે, એને સમયનું પરિવર્તન બહુ સ્પર્શતુ નથી.

આગળના રાજાઓ સન્માનના અધિકારી હતા. એ જયાં આવતાં ત્યાં એના પર ફુલની વર્ષા થતી. રાજા ઇશ્વરની જેમ પૂજાતા રાજા પ્રજાના મન પર રાજ કરતા. જ્યારે રાજા પ્રજાને પોતાના સંતાનોની જેમ સાચવતા આવ્યા હતાં આવા હતા. રાજા પ્રજા. એક કહેવત છે-યથા રાજા તથા પ્રજા.

એક સજ્જન વ્યકિતએ રાજાઓની ત્રણ કક્ષા વર્ણવી છે:

**ત્રણ કક્ષાના રાજાઓ:**

શ્રેષ્ઠ રાજા કોને કહેવાય?

જેને જનતા જાણે, 'આ અમારો રાજા છે.' આવો ભાવ પ્રજામાં ઉગે એ શ્રેષ્ઠ રાજા. રાજા પ્રત્યે અપાર ભાવ અને સન્માન હોય. પ્રજાના અંતરમાં એનો વાસ હોય. રાજા જાણે પ્રજાના હ્રદયમાં જીવી રહ્યો હોય, એની આજ્ઞાનો આદર થાય, કર્તવ્ય ભાવ

હોય ધર્મભાવ હોય રાજા પ્રત્યે.

બીજી કક્ષાનો રાજા મધ્યમ કક્ષાનો રાજા.

જનતા માત્ર નામથી જાણે કે આ અમારો રાજા. જોઇને ય રાજી થાય પરંતુ અંતરમાં એના માટે કોઇ આદર ભાવ ન હોય!

ત્રીજી કક્ષાના રાજા કનિષ્ઠ રાજા.

આ રાજાને જોઇને જ જનતા ડરી જાય. થરથરી જાય. ડરના માર્યા ખાનગી રીતે ચોરી કરે, કોઇ પણ પ્રકારનું રાજા પ્રત્યે માન-સન્માન ન હોય. અંતરમાં રાજા પ્રત્યે ધિક્કાર વરસતો હોય! આ રાજા પણ હલકો અને રાજ્ય પણ હલકું ગણાય.

શાસકની સાચી વ્યાખ્યા તો એક જ છે કે: "પ્રજાના મન પર રાજ કરે" તે સાચો શાસક. જનતાને વાત્સલ્ય ભાવે રાખે, જનતાના સુખ-દુઃખ જુએ, આધિ વ્યાધિ અને ઉપાધિ સમજે એ રાજા. મોટો કોને કહેવાય? શરીરે કે લંબાઇમાં મોટો નહીં પણ મોટો તો એને કહેવાય જે દિલથી મોટો હોય! મરદ તો ભલો મૂછાળો, અંતરમાં ભાવનો ઉછાળો, મોટો માણસ આને કહેવાય.

આજે ન જાણે કેમ માણસ વધુને વધુ કાયર જેવો બનવા માંડયો છે. માણસમાં થઇ રહેલું આ ભાવ-પરિવર્તન માણસને ક્યાં ખેંચી જશે?

દયા અનુકંપા કે ધર્મભાવ એ કોઇ દેશ કે પ્રાંતમાં જ થોડો હોય છે? જગતના માનવ માત્રમાં આ સદ્‌ગુણો હોય છે. પણ મોટા મનના માણસો નાના એવા જીવનીય ચિંતા કરે ત્યારે જ એ મોટો કહેવાયને?

અમેરિકાના માજી પ્રમુખ અબ્રાહિમ લિંકન એક વખત પોતાની કારમાં જઇ રહ્યા હતા. એકાએક એની નજર એક પાણી-કીચડથી ભરેલા ખાડામાં ડુબી રહેલા સુવર પર ગઇ. તરત જ ગાડી અટકાવી પોને એ ખાડા પાસે ગયા અને જીવવા માટે તરફડિયાં મારતા સુવરને બચાવી લીધું એક નાના પ્રાણી જેવા સુવરના દર્દનો સૂર, અમેરિકા જેવા મહાન દેશના મહાન પ્રમુખે સાંભળ્યો એ એની મોટાઇ હતી.

મનને મોટું ન બનાવો ત્યાં સુધી મોટા ન થવાય.

જાગતાઓ! બે ખબરને જગાડો. તરનારાઓ! ડુબતાને બચાવો. પરોપકારી જીવો એ કહેવાય છે જે બીજાના દુઃખમાં અભિમાન કર્યા વગર સહાયરૂપ થાય.

પરંતુ આજે તો કાંઇક જુદી જ પરિસ્થિતિ છે. ભર બજારમાં એક લંગડો પડી ગયો છે, એની આજુબાજુથી કેટલાય ચાલ્યા જાય છે પણ કોઇ ઉભો કરે છે?

આજના માણસો સાંભળવા છતાં બેરાં છે. દેખવાં છતાં આંધળાં છે. ચાલવાં છતાં પાંગળા-લૂલા છે. મનુષ્યની શક્તિનો ઉપયોગ ત્યારે થયો ગણાય જ્યારે બીજી

શકિતવાળાને કામ લાગે.

ભગવાન મહાવીર પ્રભુ કેમ કહેવાયા એનો તો વિચાર કરો? પોતે આવું આદર્શ અને ઉચ્ચ આધ્યાત્મિક જીવન જીવી ગયા એટલું જ નહીં પરંતુ અન્યને જીવવાના સંદેશ આપી ગયા એટલે જ એ ભગવાન તીર્થંકર થયાને?

એક વખત એક ગામમાં એક મુસાફર આવ્યો. તો એ ગામવાસીઓએ એ મુસાફરને, પોતાના ગામમાંના પશુ અને માનવીઓને પરેશાન કરતા વાઘથી બચાવવા વિનંતી કરી. મુસાફરે એ ગામવાસીઓને એક ઉપાય બતાવતો હોય તેમ કહ્યું! 'ભલા ગામવાસીઓ, તમારે એ વિકરાળ વાઘના ત્રાસથી બચવું હોય તો તમે આ ગામ ખાલી કરીને, બાજુના ગામમાં જઇને વસો.' પેલા મુસાફરને એક વૃધ્ધ ગામવાસીએ કહ્યું: 'ભાઇ પડખેના ગામમાં જવું મોટું જોખમ છે. અહીં અમારાં ગામને તો એક વાઘનો જ ત્રાસ છે, પણ તે ગામના માણસો જ બધા વાઘ જેવા છે! ત્યાં અમારી જાતનીય સલામતી કયાં રહે?'

તમારી કિંમત તમે આંકો એમાં શું? પણ જ્યારે બીજાઓ તમારા કર્તવ્યની સુવાસથી પ્રસન્ન થાય અને તમારા વખાણ કરે ત્યારે જ તમારી માનવતા મહેકી ઉઠી કહેવાય! એક ગામનો માણસ, બીજા ગામ માટે કેવી વાત કરે છે એ સાંભળીને? તમે જ્યાં રહેતા હો, ત્યાં કોઇ અજાણ્યો આવીને તમારા પડોશીને, તમારે વિષે પૂછે તો? તો તમારૂં કેવું જીવન દર્શન થાય એ તમારા વ્યવહાર, કર્તવ્ય, નિષ્ઠા અને નીતિ ઉપરની વાત રહે છે.

આપણે અહીં જ્ઞાતા સૂત્રના ૮ માં અધ્યયનમાં ભગવાન મલ્લિનાથનો અધિકાર ચલાવીએ છીએ. 'અધિકાર' એટલે શું? અધિકાર એટલે વિવેચન ભગવાન મલ્લિનાથનું જીવન દર્શન.

'त्तयणं वीयसोगाए रायहाणीए वले नामं राया ।'

સલિલાવતીવિજય, વીતશોકા રાજધાની, ઇંદ્રકુંભ જેવું ઉદ્યાન આ સર્વ મહાવિદેહ ક્ષેત્રમાં આવેલા છે. આ બધાનો સ્વામી કોણ! શાસન કરનારો કોણ?

આગમકારો આગમોમાં કહે છે કે બલ નામના રાજવીની એ રાજધાની હતી. બલ રાજા જેટલા તનથી અને ધનથી બળવાન હતા એથી વિશેષ મનથી પણ બળવાન હતા. મોટા અને ઉદાર જીવના હતા. જનતા જનાર્દન હતા. આ રાજધાનીમાં રિધ્ધિ સિધ્ધિ અને સમૃધ્ધિ હતા. ત્યાં કોઇ બીમાર નથી. દુઃખી નથી આવી વીતશોકા નગરના રાજા તે બલ.

આ બલ રાજા કેવા હતા. એનો અંતઃપુર કેવો હતો. રાણીઓ કેટલી હતી એ સર્વ વાતો અવસરે........

# ૭

# યૌવન અને વૃદ્ધત્વનો સુમેળ

(અષાઢ વદ ૭ તા. ૧૮-૭-૧૯૭૬ રવિવાર)

અનંતજ્ઞાની, અનંતદર્શની વીતરાગ પરમાત્માએ જગતનું સ્વરૂપ બતાવતાં કહ્યું છે કે જીવ અને પુદ્‌ગળ, જડ અને ચેતન આ બે તત્ત્વોના સંયોગથી આખું જગત ખડું થાય છે. એટલે આ તત્ત્વોનું સ્વરૂપ જેણે જાણી લીધું તેણે છએ દ્રવ્ય અને આખા વિશ્વનું સ્વરૂપ જાણી લીધું. આજનો આપણો વિષય આ જ વસ્તુસ્થિતિના અનુસંધાનમાં છે અને તે છે આદર્શ સમાજની રચના એટલે કે નવા અને જૂના વિચારના માનવીઓનો સુમેળ કેમ થાય અને તેના પરિણામે આખા વિશ્વમાં શાંતિ કેવી રીતે સ્થપાય.

યુવાનવર્ગ અને વૃદ્ધ સમુદાય એ બન્ને અડધા અડધા સમાજના અંગ છે. બન્નેના સુમેળથી અને એકરૂપ થવાથી જ સમાજ એક આદર્શ અને શક્તિશાળી સંસ્થા બને છે. વૃદ્ધ અનુભવી છે. યુવાનમાં તરવરાટ છે. અનુભવ વગરનો તરવરાટ ઉન્માર્ગે લઇ જાય. અને તરવરાટ વગરનો અનુભવ પંગુ છે. એક પ્રસિદ્ધ કથા છેઃ

એક વખત જંગલમાં આગ લાગી. જંગલમાં એક આંધળો અને એક લંગડો માણસ હતો. આંધળો જોઇ નહોતો શકતો તે દોડી શકતો હતો પરંતુ જ્યારે આજુ-બાજુ બધે આગ હતી ત્યારે જોયા વગર દોડવું ભયજનક હતું. લંગડો ચાલી નહોતો શકતો પરંતુ જોઇ શકતો હતો. તેઓએ સમયને ઓળખી પરસ્પર સમજણ બતાવી આંધળાએ લંગડાને પોતાની પીઠ પર બેસવા દીધો, જેથી તે રસ્તો બતાવી શકે અને લંગડો માર્ગદર્શન આપવા તૈયાર થયો, જેથી આધળો તેના માટે દોડવાનું કબૂલ કરે. તેમના આવા સમજણપૂર્વકના સુયોજનથી તેઓ જંગલની અને આગની બહાર નીકળી ગયા અને સુરક્ષિત સ્થળે પહોંચી સુખી થયા.

યુવાની અંધ સમાન કહી છે કારણ કે તેને અનુભવની દૃષ્ટિ નથી વૃદ્ધત્વ પંગુ-સમાન છે કારણ કે અનુભવની દૃષ્ટિ તો છે પણ ચાલવાની શક્તિ નથી એટલે જો બન્નેનો સંયોગ અને સુમેળ થાય તો સમાજ, ધર્મ અને દેશ અને દુનિયાના બધા સંઘર્ષો, કલેશો અને દુઃખો નામશેષ બની જાય અને સર્વત્ર શાંતિ અને આનંદનું સામ્રાજ્ય સ્થપાય.

વૃદ્ધત્વ એ યૌવનનો વિકાસ છે, અને યૌવન એ વૃદ્ધત્વનું પૂર્વરૂપ છે. માત્ર સમયનું થોડું અન્તર છે. બન્ને શરીરના ધર્મો છે. સિક્કાની બે બાજુની જેમ બન્ને

એકજ શરીરની બે અવસ્થાઓ છે. યુવકો અને વૃદ્ધો સમાજની બે આંખો અને બે પાંખો જેવા છે. પરંતુ વર્તમાનમાં, સમાજ અને વિશ્વમાં એક ઘણો મોટો સંઘર્ષ ચાલી રહ્યો છે, અને તે નવી પેઢી અને જુની પેઢી વચ્ચેનો છે. વૃદ્ધો જુના જમાનાની વાતો કરે છે અને જુવાનો નવા જમાનાની વાતો આગળ ધરે છે. બન્ને એક બીજાની ભાષા ભાવ સમજતા નથી તેથી મતભેદ અને તેમાંથી મનભેદ અને પછી અજ્ઞાન અને અહંતાના આવેગથી સંઘર્ષની ચિનગારી વિરાટ સ્વરૂપ ધારણ કરે છે.

પરસ્પરની એક તરફી વિચાર ધારાથી એકજ ઘરના પિતા પુત્ર વેગળાં થાય, ઘરની રિદ્ધિ-સિદ્ધિનો પ્રકાશ ઝાંખો થાય, આ બધી બાબતોનું સમાધાન જ્ઞાનીઓએ સ્યાદ્વાદ શૈલીથી કર્યું છે. દરેક બાબતમાં એકપક્ષી નિર્ણય લેતાં પહેલાં બીજા પક્ષની વાતો શાંતિથી સાંભળવા ઉદાર બનવું જોઇએ. વાતની ગંભીરતા સમજવી જોઇએ. ક્યારેક વૃદ્ધોની વાતો સાચી હોય છે તો ક્યારેક જુવાનોની વાતો પણ સાચી હોય છે. બન્નેનો સમન્વય કરવાની કળા, આવડત એજ ધર્મ સમજ્યાનું પરિણામ છે.

કોઇપણ માણસ યુવાન અવસ્થામાંથી પસાર થયા પછી વૃદ્ધ બને છે ને ? પોતે શું અનુભવ્યું છે, પોતે પણ એક વખત જે વિચારો, સિદ્ધાંતો અને પરિસ્થિતિમાંથી પસાર થયા હોય છે. એ પરિસ્થિતિ. પોતાની વૃદ્ધાવસ્થામાં, પોતાના સંતાનો દ્વારા સર્જાય ત્યારે એની સાથે ટકરાવા કરતાં એના મનનું સમાધાન થાય એ રીતે વર્તવું જોઇએ.

જે જુવાનીમાં બન્યું હોય છે, એ ઘડપણમાં બનતું નથી. નાની ઉંમરમાં વિચારો હંમેશા ક્ષણિક અને ઉતાવળીયા હોય છે. જ્યારે વૃદ્ધોના વિચારો ઠરેલ અને સમાધાન-કારક હોય છે. જો પરસ્પરને માટે આટલી સમજણ ન હોય તો ત્યાં મતભેદ પડે ને ?

વૃદ્ધાવસ્થા જીવનના ચેતનને હણી નાખે છે. જો જુવાનીમાં જિનેશ્વરની ભક્તિ નહીં થાય. ધર્મધ્યાન નહીં થાય તો ક્યારે થશે ? જુવાન અવસ્થા એ ચેતના-ચંચળતાનો હણહણતો ઘોડો છે. ઘોડાને કાબૂમાં ન રાખો તો, એની લગામ બરાબર ન પકડો તો, ચાંચલ્યનો ઘોડો તમને કઇ દિશાએ લઇ જશે એની જુવાનોને પોતાને ખબર નહીં પડે !

યુવાની એ ચંચળતા છે. યુવાનીની ચંચળતાને મોકળી ન મુકો. તમારે જે દિશાએ નહીં જવું હોય એ જ દિશાએ તમને એ ચંચળતા દોરી જશે. પણ ચેતન રૂપી ઘોડાની લગામ તમારા હાથમાં સાબૂત હશે તો તમે તમારી મરજી પ્રમાણેની દિશા પકડી શકશો.

## ખુદાકી યાદ જવાની મેં ગાફિલો ! કરલો !

જવાની રૂપી હણહણતું યૌવન મળ્યું છે, તો તું ભગવાનને ભજી લે. તમે આ સમયે આ ભાવ નહીં સ્વીકારો તો ક્યારે સ્વીકારશો ?

શ્રેષ્ઠ સમય તમારા હાથમાંથી છીનવાય જાય પછી એ સમય ફરી નહીં આવે. ફરી એ કામ નહીં થઇ શકે. સંસારની માયા-મોહની કોઠીમાં એકવાર પુરાઇ જશો તો, આવી રૂપાળી જિંદગી મોહ-માયાની કોઠીમાં જ ગુંગળાઇ જશે.

શ્રેષ્ઠ શક્તિ, શ્રેષ્ઠ સમય અને આ અવસર જે જુવાનીમાં છે એને ભોગવી લ્યો. ઘડપણની રાહ જોઇને ધર્મ ધ્યાન કરવાની મુરાદ રાખશો તો મનમાં જ રહી જશે.

"મિટેગા દીન ભી ઔર આબરૂ ભી જાયેગી
તુમ્હારે નામસે દુનિયા કો શર્મ આયેગી."

દીન એટલે ધર્મ ધર્મ ચાલ્યો જશે, પ્રતિષ્ઠા ચાલી જશે તો પછી જીવનમાં રહેશે શું ? કાંઇ નહીં.

જુવાનીમાં સારા કામો થઇ શકે, સમયને સમજી શકે તો આબરૂ અવિચળ રહેશે. આબરૂ ગઇ તો દુનિયા શરમથી જોશે.

વ્યવહાર ગયો, ધર્મ ગયો, કુટુંબની પ્રતિષ્ઠા ગઇ પછી તમારા જીવનમાં રહ્યુ શું ?

એ એક શેઠની વાત બહુ સમજવા જેવી છે.

શેઠ પ્રતિષ્ઠાએ મોટા છે, આબરૂની ધજા હેમખેમ ફરકે છે. એ શેઠને ત્યાં દિકરો આવ્યો. શેઠાણી અને શેઠ હરખાયા પણ શેઠે જેટલો હરખ કરવો જોઇએ એટલો જ કર્યો. શેઠાણીના હરખની મર્યાદા ન રહી ત્યારે શેઠે શેઠાણીને ટપારીને કહ્યુ.

"શેઠાણી, હરખમાં તમે આંધળા થઇને, દિકરાને લાડકોડ ન કરો. દિકરો તો તમારો જ છે બીજા કોઇનો નહીં થઇ જાય."

પણ શેઠાણીએ શેઠની વાતને ગણુકારી નહીં. દિકરાને એવા તો લાડકોડમાં ઉછેરવા માંડયો કે હુથેળીથી હેઠો ન મેલે !

દિકરો મોટો થયો. લાડકો દિકરો ભણ્યો નહીં, ગણ્યો નહીં. શેઠને દિકરાની ચિંતા થવા માંડી. શેઠે ઘણો સમજાવ્યો કે ભાઇ ભણ્ય-ગણ્ય તો તું આ મારી પેઢી તો સાચવી જાણ્ય ! પણ લાડકા દિકરાએ શેઠને ગણુકાર્યા નહીં....અને એક દિવસ શેઠ, દિકરાની ચિંતામાં જ પરધામ પહોંચી ગયા.

શેઠના ગામતરા પછી શેઠાણીની આંખો ઉઘ્રડી મનોમન પસ્તાવા માંડી "અરેરે ! શેઠ કહેતા હતા એ સાચું જ હતું. દિકરો તો હવે સાવ હાથમાથી ગયો.

પણ પૂણ્યના ભોગે શેઠ-શેઠાણીએ દિકરાનું ઘર બાંધી દીધું હતું. ખાનદાન ઘરની દિકરી આવી છે ઘરમાં પણ માને હવે એજ ચિંતા કોરી ખાતી'તી કે-હવે

ઘરનો મોભી ગણાતો આ દિકરો હજુ પણ સમજતો નથી તો એને સમજાવવો કેમ!

પણ બાપનો થોડો ડર હતો એય હવે નહોતો. ભાઇ મંડયો બે હાથે પૈસા વાપરવા! પેઢીના દરવાજા બંધ થઇ ગયા છે. અને તિજોરીના દરવાજા ઉઘાડી નાખ્યા છે! અને ચિંતામાં ચકરાવા લેતી મા પણ મરણ પથારીએ પડી. બીમાર પડી

'चिता चिंता समानास्ति, बिंदु मात्र विशेषतः ।
चिंता दहति निर्जीवं, चिंता, दहति सजीवकम्

નિર્જીવને ચિતા બાળી નાખે છે.

જીવતાને ચિંતા બાળી નાખે છે.

ચિંતામાં બળતી સાસુને પુત્રવધૂ સમજાવતા કહે છે.

'તમે હવે પ્રભુનું નામ લ્યો. એ તો હવે સંગદોષે ચડયા છે. એને હવે પ્રભુ સદ્‌બુધ્ધિ આપશે ત્યારે જ પાછા વળશે.' ને દિકરાની ચિંતા કરતાં કરતાં મા પણ મૃત્યુ પામી.

પતિ-પત્ની બેજ રહયાં. ઘરનો નાથ આવે છે તો હાથ પકડીને કહે છે. 'નાથ! આ હાથ પકડયો છે. જીવતર તમારી સાથે જોડયું છે, તો હવે આ સંસારની તો શરમ રાખો! માતા-પિતા ગયા, હવે તો તમને કહેનારૂં ય કોઇ ના રહ્યું.'

પણ ખરાબ સોબતે વીંધાઇ ગયેલો એ જીવ, એનામાં એમ કાંઇ જલ્દી પરિવર્તન આવી જાય?

કોઇ કહેનારૂં નથી, ઘરમાં લક્ષ્મી છે એનું અભિમાન છે. દેહમાં યૌવનનો ઘોડો હણહણે છે, મનની ચંચળતાથી જીવન અસ્થિર છે. વૃત્તિનો ઘોડો જ્યાં દોરે ત્યાં એ દોરાય છે. અનિષ્ટ વ્યસનોનો એ ગુલામ બની ગયો છે. જાતનું જાણે ભાન નથી રહ્યું!

વરસો થયાં શેઠે જે આબરૂ અને પ્રતિષ્ઠા, ધર્મ-ચારિત્ર્ય નિષ્કામ ભાવે મેળવ્યા હતા એના ઉપર પુત્રે પાણી ફેરવી નાખ્યું!

જેનો પુરૂષ આવો હોય એની પત્નીની શું પરિસ્થિતિ હોય? ઘરના ખૂણામાં બેઠી બેઠી એ ચિંતા કરે છે! પતિ લથડિયા ખાતો આવે છે. એને નવરાવે, ખવરાવે, સુવરાવે, સેવા ચાકરી કરે.

શરીર અને મનથી ક્ષીણ થઇ જાય તોય માણસ ન સમજે તો?

આટ આટલું પતન થયું. લક્ષ્મીજી પણ ઘરમાંથી પગ ઉપાડવા માંડયા. ભાગ્યનું પાસુ બદલે ત્યારે લક્ષ્મી તો ચાલી જ જાય ને? ખોળિયામાંથી પ્રાણ જતાં રોકાય તો લક્ષ્મીજી રોકાય.

આટ આટલું જાણવાં છતાં, માણસને લક્ષ્મીનો મોહ જતો કરવો નથી ગમતો. લક્ષ્મી માટે માણસ કેવા કેવા હીન કર્તવ્યો કરે છે?

પુત્રવધૂ કહે, "આ તો મારા કર્મનો દોષ છે. નહીં તો, ખાનદાન પરિવારનો પુત્ર આવો હોય? પણ આ સ્ત્રી કેવી ધર્મભાવવાળી? દોષ કાઢવો હોય તો, કર્મનો જ કાઢજો, બીજા કોઇનો નહીં.

સંગદોષે ચડેલા એ યુવાનની સાન હજીય ઠેકાણે નથી આવી, લક્ષ્મી ચાલી ગઇ છે, અનાજ ખાઇ શકતો નથી, મનને કયાંય ચેન નથી. જમવા માટેના સારા વાસણો પણ નથી. પતિ હાથના સૌભાગ્ય કંકણ પણ વેચી આવ્યો છે!

પણ એની પત્ની એક આદર્શ નારી છે. આ દેશની નારીઓએ તો ઇતિહાસને ઉજળો રાખ્યો છે. ધર્મ આદર્શ અને સંસ્કારના પિરામિડો ચણ્યા છે. એવી આ સંગદોષે ચડેલા માનવીની ધીરતા અને સ્થિરતાના ગુણવાળી સ્ત્રી પ્રભુ પાસે એકજ પ્રાર્થના કરે છે. "પ્રભુ! મારા પતિને સદ્‌બુદ્ધિ આપ, આ ઘરની આબરૂ સચવાય એવા સારા દિવસો દેખાડય!"

પણ એક માણસ પતનના માર્ગે વળ્યો હોય, પછી એને જીવનના ઉત્થાનની સાચી દિશા જલ્દી મળતી નથી!

એક દિવસ એ સ્ત્રીને કોઇ આવીને કહે છે. "બહેન, તમારો પતિ તો પાદરમાં, પાણીનાં ગંદા ખાબોચિયામાં પડયો છે!"

સ્ત્રી ત્યાં જાય છે. પતિને ઘેર લાવે છે. શરીર ગંધાય છે, આંખોના તો જાણે નૂર આથમી ગ્યા છે. જિંદગીના છેલ્લા શ્વાસો લઇ રહ્યો છે!

પિતા પુત્રની ચિંતા કરતાં કરતાં મર્યાં, માતા રોઇ રોઇને મરી. એ બંનેના માતા-પિતાના મૃત્યુના નિમિત્તરૂપ પુત્ર પણ આ જગત છોડી ચાલ્યો ગયો. હવે રહી એ આદર્શ અને ધર્મભાવી સ્ત્રી! જેનું આજે કોઇ નહોતું. ઉપર આભ ને નીચે ધરતી!

લાડે લડાવેલા સંતાનો કેવા થાય છે એની આ વાત થઇ.

તમે તમારા સંતાનોને વારસામાં લક્ષ્મી આપો કે ન આપો, એનું કાંઇ બહુ મહત્વ નથી. પણ તમારે વારસો જ આપવો હોય તો પ્રથમ સંસ્કારનો વારસો આપજો. આદર્શ દેતા જજો, ખાનદાનીના એનામાં બીજ વાવતા જજો. સારા વિચારો એનામાં રોપતા જજો.

એક શ્રાવકની વાત છે. ૬૦ વર્ષના છે, ૬૦ લાખ રૂા. છે. છ-છ કંધોતર પુત્રો છે. છોકરાઓ વ્યવસાયમાં પાવરધા છે. છતાંય એનાથી માયા મુકાતી નથી. કહે છે,

ભાગ્યમાં અપાસરો પણ નથી.

આ ઉંમરે ધર્મધ્યાન, સંઘનું કામ, સમાજનું કામ નહીં કરો તો ક્યારે કરશો ?

દેવાનુપ્રિય ! જિંદગી સુધી બેઠા બેઠા ખાવ તો પણ ખુટે નહીં એટલી લક્ષ્મી ભેગી કરી છે. તો પછી હવે તો ધર્મ ધ્યાનમાં લાગી જાવ !

તમે કહો છો, "સંતાનો માટે કાંઇક તો કરી જવું જોઇએ ને ?"

પણ એ સંતાનો તમને મોક્ષ અપાવશે કે ધર્મ ? સંતાનો માટે વ્યવહાર પૂરતું કરવું પડે એ કરી લીધાં પછી, ધર્મધ્યાન નહીં કરો, આવતા ભવનું થોડુંકેય ભાથું નહીં ભરો તો તમારી કઇ ગતિ થશે એ તો જાણો !

સંતાનોને ધન દઇને ના જજો. દિકરાને વારસામાં ધર્મ દઇને જજો. જો માત્ર ધન દઇને જશો તો પેલા શેઠના દિકરા જેવો ય થાય તો ?

પેલા શેઠના છોકરાએ પિતાની કોઇ વાત નહોતી માની. આજે પણ ઘણા જુવાનિયાઓ માવતરની વાત નથી માનતા એ બરાબર નથી. માવતર પાસે અનુભવ અને માર્ગદર્શન લેવાથી કાંઇ બગડી જવાનું નથી, પણ એક પક્ષેજ આવી વાત કર્યાએ એ ન ચાલે. માવતર વૃદ્ધ થાય, સંતાનો કમાવા શીખે પછી એના કામમાં ટક-ટક કરવાનું છોડીને, ધર્મધ્યાનમાં ઉતરી જવું જોઇએ.

મને પુણ્યશ્લોકી તપસ્વી જગજીવનજી મહારાજ યાદ આવી જાય છે. મહારાજ પ્રાત: સ્મરણીય હતા. એમના દર્શનથી આપણા કર્મની નિર્જરા થઇ જાય.

પૂ. જગજીવનજી મહારાજે ૫૦ વર્ષની વયે દીક્ષા લીધી હતી. એમણે સંસાર માણ્યો, જાણ્યો ને છોડ્યો તપસ્વી મહારાજે જિંદગી બંગાળ-ઓરિસામાં ગાળી. લોકોને ધર્મબોધ આપી લોકોમાં નવજાગૃતિના મંડાણ કર્યા. મહારાજ શુધ્ધ કાઠિયાવાડી ભાષા બોલે તો કલકત્તાના શ્રાવકો આનંદી ઉઠે........

પૂ. જગજીવનજી મહારાજે એક દ્દષ્ટાંત આપેલું એ મને યાદ આવી જાય છે.

દ્દષ્ટાંત બહુ સમજવા જેવું છે. આજના વૃદ્ધજનોને સંસાર માણી લીધા અને વૈભવ ભોગવ્યા પછી વૈરાગ લેવાનું મન થતું નથી. પોતાને જાણે માયા સાથે એવી માયા કે ધંધો સંતાનોને સોંપતા નથી. પોતે કરી શકતા નથી અને છોકરાઓને કરવા દેતા નથી. વિકાસ રૂંધાય છે છતાં પણ !

પ્રાત: સ્મરણીય મહારાજે આનું એક દ્દષ્ટાંત આપ્યું છે.

એક ખેડુતને બે બળદ હતા થોડા વર્ષો પછી એક બળદ વૃધ્ધ થઇ ગયો. શરીરે

એકદમ ખખડવા લાગ્યો. શીંગડાનો ભાર લાગવા માંડયો. ખેડુત સમજુ અને ખાનદાન. બળદને કાયમનો છોડી, ખેતરમાં ઘાસની ઝુંપડી બનાવી રાખી. ઘાસ નીરે રાખ્યું. એ સમજતો હતો કે, આજે જે પૈસા છે, એ બળદે કમાવી દીધા છે. અને ખેડુતને તો બળદ દિકરા બરાબર.

પણ આ ખેડુતની વાત કરીએ છીએ ત્યારે આપણી માણસની વાત પણ એવી છે કે આજના સમજુ માણસને શરમથી ઝુકી જવું પડે. આજે વૃદ્ધાશ્રમ ઊભા થયા છે. વૃદ્ધ મા-બાપને ત્યાં મૂકી આવે. સંસ્કારી નામ વૃદ્ધાશ્રમ. બાકી તો પાંજરાપોળ જ કહેવાયને! આ વાતને આજનો સમાજ ભલે ગૌરવની વાત કહે, પણ આ તો શરમની વાત છે!

પણ પેલા બળદની વાત તો રહી જાય છે. ફરી વાવણીના દિવસો આવે છે. પેલો ખેડુત તો મજાના બે ગોધલા લાવેલો. એ ગોધલાઓ તો રૂમઝુમ હરતા-ફરતા ને વેગે કામ કરતા. પેલા વૃદ્ધ બળદને જબરી ઇર્ષ્યા થાય. "હું વધારે કામ જાણું છું." બળજબરી ઉભો થાય. પડી જાય ફરી ઉભો થાય અને પેલા ગોધલા કામ કરતા હોય ત્યાં જાય. વચમાં આવી શીંગડા ભરાવે! ખેડુત એની પીઠ પર હાથ ફેરવી કહેઃ "બાપ, તેં બહુ કામ કર્યું હવે તું પોરો ખા. નિરાંતે દિવસો વીતાવવાના તારા દિવસ છે." પણ પેલો વૃદ્ધ બળદ ન માને. શીંગડા ભરાવે, આડો ઉભો રહે. ખેડુતને આવ્યો ગુસ્સો. એણે વૃદ્ધ બળદને જોતરે જોડયો. કાયા તો ચાલતી નહોતી! તોય જુત્યો. પડયો-આખડયો. થોડીવારમાં તો અધમૂઓ થઇ ગયો!

તપસ્વી મહારાજ આ દૃષ્ટાંત કહી ગયા છે. એ એવા વૃદ્ધજનોએ ધડો લેવા જેવું છે, કે તમે ભગવાનનું નામ લ્યો. ધર્મનું ધ્યાન ધરો. વહુ દિકરાને ગળે, તમે ખભે ભરાવેલી ઉપાધિની કોથળી તેને પહેરાવી દયો. ઘરમાં, દુકાનમાં કે વ્યવસાયમાં ટકટક કરવાનો સ્વભાવ છોડી દયો! અને ધર્મધ્યાન તરફ વળો!

પ્રાચીનકાળથી વૃદ્ધો અને જુવાનો વચ્ચે વિચારોનું અંતર છે. જુવાનોમાં તરવરાટ છે. કાંઇક કરી છૂટવાની તમન્ના છે. કાર્યદક્ષતા છે, કર્તવ્યશીલતા છે. વૃદ્ધોમાં અનુભવ છે, પીઢતા છે, આવડત છે. આ બંનેનો સમન્વય કરવો હોય તો બંનેએ સમજી-સમજીને ચાલવું જોઇએ. બંનેમાં અભિમાન ન હોવું જોઇએ. વૃદ્ધો બેઠાં બેઠાં ખોડખાપણ કાઢતા રહે, તો જુવાન કતરાઇ જાય. બંનેમાં વિચારોનું અંતર આવી જાય.

ઘણા જુવાનો આવીને અમને કહે—

"મહારાજ સાહેબ! તમે હવે બાપુજીને સમજાવોને, ઉપાધિ મુકી દયે, અને ધર્મ ધ્યાન તરફ વળે! હું બધે જ પહોંચી વળીશ."

અમે એ જુવાનના માવતરને એ શબ્દો ઉપદેશના આપીએ તો કહે!

"મહારાજ ! તમે સમજો નહીં, છોકરો હજી બરાબર પલોટાયો નથી."

હવે આ વાત અમે ન સમજીએ તો કોણ સમજે ?

જિંદગીના ૬૦ વર્ષ કાઢયા છે. માયા–મૂડી ભેગા કર્યા છે. મોટો પરિવાર છે. ધંધા છે, પણ માયા મૂકવી નથી. દાન–ધર્મ કરવા નથી ! સંઘ સમાજ અને દેશને જરૂર હોય ત્યારે લાખો રૂા. દબાવીને બેસી રહેવું છે !

ધર્મ તમારો મોક્ષ માર્ગ છે. લક્ષ્મી–માયા અને મોહ એ તમારા માર્ગને રૂંધનારા છે, આટલું આ ઉંમરે નહીં સમજો તો કયારે સમજશો ?

સંઘ અને સમાજને જુવાનોના તરવરાટની અને વૃદ્ધોના અનુભવની બંનેની જરૂર પડે છે. દરેક–અવસરે અને પ્રસંગે જો બંનેનો સમન્વય સધાય તો કેવો રૂડો પ્રસંગ બની જાય.

જુવાનો ઘણી વખત પોતાની શકિતની વધુ પડતી કિંમત આંકી લ્યે છે. ગૌરવથી માથું ઉંચુ કરી, અભિમાની બની જાય છે. કયારેક એવા પ્રસંગો પણ બની જાય છે, કે ત્યાં વૃદ્ધોના અનુભવની જરૂર પડે. એનું એક સુંદર દ્રષ્ટાંત છે.

નવીનભાઇના લગ્ન છે. નવીનભાઇને તરવરાટ અનુભવતા ઘણા મિત્રો છે. બધા મિત્રોને જાનમાં સોંઢાડવા છે. નવીનભાઇએ એક નિર્ણય કર્યો કે : 'મારી જાનમાં માત્ર જુવાનો જ હશે." એણે જઇને માતા–પિતાને વાત કરી: "મારી જાનમાં માત્ર ત્રીસ વરસની અંદરના જુવાનો જ હશે. કોઇ વૃદ્ધ નહીં."

માતા–પિતાએ તો પાંચ–પાંચ દિકરા પરણાવ્યા હતા. એણે કહ્યું, "પ્રસંગ ઉકેલી જાણો તો હા. અમને આનંદ છે. જાવ સૌ જુવાનો !"

નવીનભાઇને ઘણા મિત્રો. સૌ જાનમાં તૈયાર. પણ એક જુવાન એવો, જેને એવો નિયમ કે, પિતાના દર્શન વગર જમાય જ નહીં ! નવીનભાઇની જાનમાં ગયા વગર ચાલે નહીં, ત્યારે પિતાના દર્શન કર્યા વગર જમવાનો નિયમ પણ તોડાય નહિ. એણે એક રસ્તો કાઢયો. એક મોટી પેટીમાં પિતાને બેસાડી દીધા. કાણાવાળી પેટી એમાં બેઠી દડીના પિતા સમાઇ ગયા. જાનના માલ–સામાન સાથે પિતાની પેટી મુકી એ ભાઇ ગયા જાનમાં. નવીનભાઇની જાન જોડાઇ ગઇ. પાદર સુધી વૃદ્ધ માતા–પિતા અને બહેનો વળાવી પાછા આવ્યા. નવીનભાઇની જાન એના સાસરાના ગામના પાદરમાં આવીને ઉભી રહી. વેવાઇઓ જુએ છે તો જાનમાં સૌ જુવાનો. વૃદ્ધ કોઇ મળે નહીં. માંડવાવાળાઓને આ ન ગમ્યું. એકે પૂછયું. "તમારા માતા–પિતા ને બીજા વડીલો છે તો મજામાંને ?" "હાં, સૌ કુશળ છે. પણ અમારે જાનમાં સૌ જુવાનો જ લાવવા હતા કોઇ

વૃદ્ધને નહીં !"

વેવાઇને થયું આ તરવરિયાઓને એની શક્તિનું અભિમાન ચઢયું છે તે ઉતારવું જોઇએ. સમયની ગંભીરતા સમજી, સબક શીખહાવવાનો મનોમન નિર્ણય કર્યો. જાન ઉતારે આવી. વિધિ કરવા પુરતી કરી લીધી ત્યાં તો જમવાનો સમય થયો બધા જુવાનો જમવા બેઠા. માંઢવાવાળા વેવાઇઓમાંથી જમવા બેઠેલા જુવાનોને હાથ જોડી એક વિનંતી કરી. મહેમાનો એક વાત સાંભળી લ્યો. અમારી પ્રથમ દિકરીના લગ્ન છે. અમારે કુળદેવતાનો રિવાજ છે કે પહેલી જાન આવે એને કુળદેવતાના રિવાજ પ્રમાણે જમાડવું. જાનૈયાઓ તો બધા જુવાનો. વેવાઇની વાતને ગંભીરતાથી ન સમજ્યા. એણે તો કહ્યું, "ભલે તમારા કુળદેવતાના રિવાજ પ્રમાણે જમાડજો. વેવાઇઓ સમજ્યા કે જાનૈયા છે બધા સીધા અને સરળ પણ એને સબક શીખહાવવો છે. એક વૃદ્ધે હુકમ કર્યો, ચાલો રિવાજ પ્રમાણે સૌ જાનૈયાઓનો ઘાટલિયા બાંધો. એક સુંઢલો આવ્યો પાટિયાઓનો, એક સુંઢલો દોરાનો. પછી સૌ જાનૈયાઓના કોણીથી પાટિયા બાધ્યા ને ઉપર બાંધ્યા દોરા. પછી લાઢવા ને અન્ય સામગ્રી પીરસાણી. વેવાઇ કહે જાનૈયાઓ મંડો જમવા હવે! પણ જાનૈયાઓ જમે કેવી રીતે? હાથ વળે તો મોમા લાઢવો મૂકે ને? બધા મુંઝાયા. એકબીજાના મોં સામું જોયે રાખે. બધાને વિચાર આવ્યો કે 'વેવાઇઓએ તો ભારે કસોટી કરી, અટાણે બાપા હોતને તો ભારે કામ થઇ જાત!' પણ આ સમયે જ, બાપુજીના મોં જોયા વગર ખાવાની પ્રતિજ્ઞાવાળો જુવાન બહાનુ બતાવીને ઉતારે ગયો. બાપા તો પેટીમાં બેઠાં બેઠાં લાઢવા ખાતા હતા. એને વિસ્તારથી વાત કરી.

'બાપા, હવે તો અમારી સૌની આબરૂ જાય એવી વાત છે!' બાપા કહે: 'અરે આ તો સામાન્ય વાત છે. હું શું કામનો? ભલેને કોણીએથી હાથ બાંધ્યા! સૌ સામ–સામા બેસી જાવ. તમે તમારા મોંમા લાઢવો ન મૂકી શકો, પણ સામાનાં મોંમાં તો મૂકી શકોને?'

જુવાન પાછો માંઢવે આવ્યો. એના હાથ ઉપર પાટિયા બાંધી દીધા કે તરત એ એની સામે બેઠો હતો એની બરાબર સામે જઇને એના મોંમાં લાઢવાનું બટકું દીધું. સૌએ એનું અનુકરણ કર્યું! માંઢવાના વૃદ્ધો કહે, 'તમે ભલે ના કહો–પણ તમારી જોડે વૃદ્ધજન તો છે જ! એના વગર આ માર્ગ ન મળે.' ને પછી પેલા ભાઇએ પેટીમાંથી બાપાને કાઢયા! આ એક દૃષ્ટાંત છે. ઘટેલી ઘટના છે.

આજના જુવાનો ગર્વ લઇને, ફરતા ભલે હોય પણ ક્યારેક અનુભવની પણ જરૂર પડે છે, હો! વૃદ્ધ અને જુવાનો વચ્ચે વિચારોનો સમન્વય હોય તો સંઘર્ષ ટાળી શકાય. ભગવાન મહાવીરે શાસ્ત્રમાં કહ્યું છે, કે 'એકબીજાના પૂરક થઇને રહેજો.' વૃદ્ધો યુવાનોના પૂરક બને, યુવાનો વૃદ્ધોના પૂરક બને–સમન્વયનો આ સન્માર્ગ

જોઇએ તો બધાં પ્રસંગો રૂડાં લાગે. પણ આ દૃષ્ટાંતથી એમ સમજી નથી લેવાનું કે વૃદ્ધોની જ જરૂર છે! ક્યારેક વૃદ્ધો પણ જુવાનો પાસે બુદ્ધિથી હારી જાય છે! અર્થાત્ જુવાનોની પણ જરૂર છે. ઉજ્જૈનના મહારાજાના રાજમાં ૪૯૯ પ્રધાનો હતા. હવે એક પ્રધાનની જરૂર હતી. રાજા એના રાજમાં બુધ્ધિપ્રધાન માનવીઓની શોધ કરતા. પણ શોધ કેવી રીતે કરવી? દીવો લઇને ગોતવા થોડા જવાય? બુધ્ધિથી એની શોધ થતી. એક વખત મહારાજાએ એક ગામના મુખીને લખ્યું: "તમારા ગામની નદીના કિનારે, પહાડના મૂળમાં ૪૦x૪૦ની એક શીલા છે, એને મંડપ ઉપર ચઢાવવાની છે. મહારાજા ત્યાં આવશે ને સમારંભ ગોઠવાશે." રાજાનો હુકમ સાંભળીને, મુખી તો ઢીલો થઇ-ગયો. નદીએ જઇને શીલા જોઇ, આ શીલાને લાકડાના મંડપ પર રાખવી કેમ? વિચારે સમય જતો જાય.

મુખિયાજીને એક વિવેકી અને બુધ્ધીશાળી દિકરો. દિકરાનો એક નિયમ કે બેય સમય પિતા સાથે એક જ થાળીમાં જમવું. પણ આજ પિતા બપોર થયા તોય આવ્યા નહીં. દિકરો જઇ પૂછી આવ્યો પણ ચિંતામાં મગ્ન એવા પિતાએ જમવાની ના પાડી પણ દિકરો નિયમનો પાકો. પિતા વગર જમે કેમ? અત્યંત ભૂખ લાગી ત્યારે પિતા આગળ ગયો, બોલ્યો: "હવે તો ચાલો બાપૂજી! બહુ ભૂખ લાગી છે." પણ પિતા મૂંઝવણમાં છે, મો ઉતરી ગયું છે. આંખો ઊંડી ઊતરી ગઇ છે. દિકરો કહે: તમે શું મુંઝવણમાં છો, બાપુજી! "બાપ કહે: બેટા, એ વાત તમારા જેવા કાચી બુધ્ધિનાને ન સમજાય એવી છે." "દીકરો કહે: કાં ન સમજાય? વાત કરો!"

પિતાજીએ દિકરાની જિજ્ઞાસા સંતોષવા ખાતર રાજાના ફરમાનની વાત કરી. દિકરો વાત સાંભળી કહે, ચાલો શીલા જોઇએ તો ખરા. બાપ દિકરો શીલા જોવા ગયા. શીલા જોઇ દિકરો કહે: "બાપૂજી આ શીલા પીર ને પેગંબર આવે તોય ના ઉપડે, એમાં મારૂં ને તમારૂં તો ગજું ક્યાં? પણ આ શીલાને મંડપ ઉપર મૂકવા માટે, ક્રેઇન, ટ્રેનની નહીં, બ્રેઇન (બુદ્ધિ)ની જરૂર રહેશે." ને પછી દિકરાએ બહુ જ સરળ ઉપાયો બતાવતાં કહ્યું.

"જુઓ બાપૂજી, પ્રથમ આ શીલાની ચારે બાજુની જમીનને ખોદી નાખો. શીલા ઉભી રહે એટલી જમીન થઇ જાય. ચારે બાજુ ગાળા પડે એટલે શીલા ઉંચી થઇ જાય પછી ચારે બાજુ પથ્થરના થાંભલા ઉભા કરી દયો ને પછી મંડપ ઉપર એને ઉભી કરી દયો. દિકરાની બુધ્ધિ ઉપર પિતા આનંદ પામ્યા. દિકરાએ કહ્યુ તેમ કર્યું" ને ઉપાધિ મટી ગઇ. રાજા આવ્યા. શ્રેષ્ઠીઓ આવ્યા. સૌ મનમાં સમજી ગયા કે મુખિ-યાજી છે બુદ્ધિશાળી. આનંદ ઉત્સવ પતી ગયો પછી રાજાએ મુખીયાજીને પૂછ્યું કે "એ તો બતાવો કે આ શીલા મંડપ ઉપર કેમ ચઢાવી."

મુખિયાજી પોતાના દિકરાને મહારાજા પાસે લઇ ગયા. રાજાને સઘળી વાત કરી

ને ઉજ્જૈનના મહારાજા, જે પાંચસોમા પ્રધાન શોધતાં હતા એ મળી ગયો! અહીં એજ સાર નીકળે છે કે વૃધ્ધો અને જુવાનો વિવેકથી વર્તે તો એકબીજાના સંઘર્ષથી સમાજમાં કલેશ ઊભો ન થાય.

સમાજ અને સંઘ માટે જુવાનો સારા કે વૃદ્ધો સારા? કોની જરૂર પ્રથમ પડે? પહેલું કોણ? પણ અહીં જવાબ મળે છે કે બંને સારા. બંનેની જરૂર પડે છે. આ વાતનો નિર્ણય તો શાસ્ત્રકારે પણ કર્યો છે. એકદા ગૌતમ સ્વામીએ ભગવાન મહાવીરને પૂછયું: "પ્રભુ પહેલું કોણ? 'ઇંડુ કે મુરઘી' ભગવાન મહાવીરે સરસ સમાધાન કરતા કહ્યું: 'ઇંડુ પણ પહેલાં હતું અને મુરઘી પણ હતી, બંને હતા. અહીં પણ એજ કહેવું છે. "સંઘ સમાજ અને દેશને વૃદ્ધની પણ જરૂર છે, અને જુવાનની પણ જરૂર છે. પવિત્રતાની ભાવના રાખી સમાજ અને સંઘના સમાધાન માટે જુવાન અને વૃદ્ધોની શકિતનો સમન્વય કરજો અને ધર્મનો જય જયકાર કરજો."

## ૮

# દાંપત્ય જીવન કેવું હોય?

(અષાઢ વદ ૮ તા. ૧૯-૭-૧૯૭૬ સોમવાર)

No soul of this world is habitueted to Stay alone

આ દુનિયાનો કોઇ પણ જીવ એકલો રહેવાને ટેવાયેલો નથી. સંસારના જીવો એકાંગી રહેવા ટેવાયેલા નથી. પરસ્પરના સથવારા અને સહકારથી જીવન જીવતા હોય છે. સુખદુ:ખનો સંબંધ એ જીવવા માટેનું સાધન છે એટલે સુખદુ:ખનો સંબંધ જોડો, ભાવ વધારો, જીવનમાં સરળતા પ્રાપ્ત થાય એવું જીવન જીવો. પરસ્પરના સંબંધ એ કાંઇ થોડા કાળની નિકટતા નથી પણ પૂર્વ કાળના સંસ્કારના આધારે એક બીજા જોડાતા હોય છે. સ્ત્રી-પુરૂષોનું પંચની સાક્ષીએ જોડાવું, તેનું નામ સંબંધ. સૂર્ય, ચંદ્ર, અગ્નિની સાક્ષીએ ચાર ફેરા ફરવા, લગ્નથી જોડાવું એ સંસારી સંબંધની શરૂઆત છે. પતિ પત્નીના રૂપે પરસ્પરના સંબંધે જોડાવું એ લગ્નપ્રથા આજની નહીં અસંખ્ય વર્ષોથી આદિકાળથી ચાલી આવે છે.

ત્રીજા આરામાં ભગવાન ઋષભદેવે પ્રથમ લગ્ન કર્યા હતા એવું આપણા પૂર્વજો કહેતા આવ્યા છે. પ્રાચીન કાળમાં આ લગ્નપ્રથા પછી લગ્ન ક્રિયામાં પરિવર્તનો આવતા રહ્યા છે. એ પરિવર્તનો કાળ અને માનવ સ્વભાવે જ સર્જ્યાં છે. પ્રથમ લગ્ન કરીને ભગવાન ઋષભદેવે એક સંસારી આદર્શ સ્થાપ્યો હશે. આ આદર્શ હજી પણ

જુદાજુદા રીતરિવાજ પ્રમાણે પ્રવર્તમાન છે.

**લગ્નની લાયકાત સ્ત્રી પુરૂષોમાં કેવી હોવી જોઇએ ?**

કેવી કન્યા કેવા પુરૂષને પરણાવી શકાય ? આવો પ્રશ્ન આજથી નહીં પરંપરાથી ચાલ્યો આવે છે.

**વર અને કન્યાની લાયકાત શું ?**

બન્નેમાં ગુણોનો સમન્વય ન હોય તો સંબંધ ન જોડી શકાય ? ભાગ્યશાળી કન્યા હોય, પણ ભાગ્યશાળી કન્યા કોને કહેવાય ? ગ્રંથકારે ભાગ્યવાન કન્યા વિષે કહ્યું છે:

**कुलं च शीलं च सनाथता च, विद्या च वित्तं च वपुर्वयश्च ।**
**एते गुणा सप्तवरे विलोक्या, स्तत· परं भाग्यवशा हि कन्या ॥**

જેમાં કુળ, શીલ, સનાથતા, વિદ્યા, ધન, શરીર અને વય આ સાત ગુણો જોવા મળે તે પરમ ભાગ્યશાળી વર ગણાય છે. પણ આ ગુણો કન્યામાં પણ હોવા જોઇએ. તમે તો સંસારી અને વ્યવહારૂ છો. હવે તો સમયે કરવટ બદલી નાખી છે એટલે કદાચ તમારા પુત્રો માટે કન્યા પસંદ કરવા જવાનો જે અવકાશ હતો તે નહીં રહ્યો હોય કારણ કે આજના સુધરેલા છોકરાઓ પોતે જ કન્યા પસંદગીનો આગ્રહ રાખે છે. કન્યા કેવી પસંદ કરવી એ જ્ઞાન તમારા તરવરાટ ભર્યા પુત્રોમાં નહીં હોય ! તમારી સહેજ પણ ફરજ છે કે તમારા પુત્રોને આટલી સલાહ આપતા કહેજો દેવાનુપ્રિય ! કન્યા પસંદ કરવા જાય છે તો આવી કન્યા પસંદ કરજે.

"સર્વ પ્રથમ તું કન્યાનું કુળ જોજે, શીલવાન છે કે નહીં. આચારશુદ્ધિ અને વિચારશુદ્ધિ જોજે. એમાં વિદ્યા–ધન અને બુદ્ધિધન કેટલું છે એની પરિક્ષા કરી લેજે. એની વય કેટલી છે તે તું જાણી લેજે. શરીર સ્વાથ્ય કેવું છે એ જોજે આવા સાત ગુણોનો સમન્વય હોય એવી કન્યા પસંદ કરે એનો સંસાર સુધરી જાય. પરંતુ કન્યા ગુણવાન અને ભાગ્યવાન હોય પરંતુ એના ગુણને લાયક વર હોવું પ્રથમ જરૂરી છે. કન્યા ગુણવાન ગોતવા જતાં પહેલા તમે તમારી લાયકાતનો સરવાળો કરજો.

આજે લગ્નવિચ્છેદના અનેક પ્રસંગો જોવા મળે છે, આજે સંસ્કાર આદર્શ અને સંબંધોમાં પહેલાના કાળમાં જે પવિત્રતા હતી તે આજે રહી નથી. પરસ્પરમાંથી આજે વિશ્વાસ ઉઠતો જાય છે, લાગણીઓના જે ઉમળકા હતાં એની જગ્યાએ લાગણી વહેચાવા માંડી છે. આજે સંસારમાં અવિશ્વાસ વધી રહ્યો છે. પુત્રી સાસરે જાય છે પણ ત્યાં તેનું જીવનભરનું ભાવિ ડગુમગું હોય એવો અવિશ્વાસ માબાપના હૃદયમાં કેમ ઉગે છે ? આ તમારા સંબંધમાં આવેલી વિકૃતિ છે એટલું કબુલ કરશો ને ?

આજની પેઢી પણ સંસ્કાર અને ખાનદાની ભૂલી છે. તેને બદલે ભૌતિક સુખ અને સાયબીમાં વધુ રસ છે સિનેમા હોટલ બધા દુર્ગુણો આજની પેઢીમા ઓતપ્રોત થઇ ગયા છે. આપણે ભાગ્યશાળી કન્યાની વાત કરી, પણ આવી ગુણવાન અને ચારિત્રવાન

કન્યાને માટે સામે એવાં જ ગુણવાન અને ચારિત્રવાન પુરૂષ પણ જોઇએને?

બુદ્ધિનું ઠેકાણું ન હોય, ઉંમરનું ઠેકાણું ન હોય, પૈસા હોય અને વૈભવ સુખ હોય એવાના ગળામા પણ પૈસાની ભુખ સંતોષવા ભાગ્યશાળી દીકરીને હારની જેમ પહેરાવી દે છે. મા–બાપ પૈસા ખાતર દીકરીને જોડી દે પછી કજોડા જ ઉભા થાયને. ૧. વ્યાખ્યાન પૂર્ણ થાય કે ઉતાવળમાં એક બુટ તમારૂ ને બીજું બુટ બીજાનું પહેરી ઉતાવળે ચાલતા થઇ જાવ. થોડે દૂર ગયા પછી ખબર પડે કે આ તો કજોડું આવી ગયું. પગમાં પહેરવાના જોડા પહેરવા જેવી સામાન્ય બાબતમાં પણ ન ચાલતું હોય તો, જેની સાથે જીંદગીભરનો પનારો પડવાનો છે તેમાં કજોડું થાય તે કેમ ચાલે? સંસાર માંડવો છે તેને મીઠો બનાવવો છે તો સંસ્કાર ઉંમર અને ખાનદાની જોઇએને? નીતિકારે ભાગ્યવાન કન્યા માટે પુરૂષ કેવો જોઇએ એ પણ કહ્યુ છે.

रूपयौवनगांभीर्य, सद्गुणैर्यो विराजितः।
तस्मै कन्या प्रदातव्या, यादृशे तादृशे न तु ॥

રૂપ, યૌવન અને ગાંભીર્ય એવા સદ્ગુણો જેમાં હોય તેને કન્યા આપવી જોઇએ. જેવા તેવાને નહી. પરંતુ લોભેલોભે માવતરો જ એ કજોડા ઉભા કરે તો શું થાય? લગ્નપ્રથામાં એક સુંદર રિવાજ છે. ગૃહસ્થ સંસાર તો પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે. પરંતુ એ કાળમાં લગ્નવિચ્છેદ તો જવલેજ બનતાં હતાં. જ્યારે આજે તો છાસવારે એવી ઘટના ઘટતી જ હોય છે. સૌભાગ્ય તો તમે આપો પણ સૌભાગ્ય ટકે ક્યારે? ૬૦ વર્ષના પુરૂષને ૨૫ વર્ષની કન્યા પરણાવે તો સૌભાગ્ય કેટલો કાળ? વૈધવ્ય તો નશીબે લખાયું હતું બિચારીને તે પછી આવા સહાનુભૂતિના શબ્દો ઉચ્ચારી અને આશ્વાસન આપો તો ગળે ક્યાથી ઉતરે?

**દાંપત્યના ગુણ કેવા હોય છે ?**

દાંપત્યના ગુણ કેવા છે? ક્યા ક્યા છે તે નીતિકારો કહે છે—

गुणेन रूपेन समानभावौ, समानशीलौ च समानमेधौ।
समानवंशौ च कलासु तुल्यौ, यौ दम्पती सौख्यमलं तयोर्वै ॥

દાંપત્ય સુખની મર્યાદાઓ છે, એ મર્યાદાઓ પળાય તો એ સુખ સોનાનું બને છે. ગુણમાં, રૂપમાં, કુળમાં અને શીલમાં સમાન હોય, પરસ્પર પ્રત્યે અનેરો ભાવ હોય, સમજણ હોય, મર્યાદા હોય, નિર્મળ લાગણી હોય, ત્યાગભાવના હોય, સહિષ્ણુતા હોય તો દાંપત્ય વધુ સુખી અને સરળ બને છે. છોકરો–કાળો હોય ને છોકરી રૂપાળી જોઇએ તો કેમ ચાલે? ભાઇને પોતાનુ મોં આરસીમાં જોવું નથી પણ કન્યા બરાબર રૂપાળી નથી. આવું કહી ખોડ ખાપણ કાઢે છે. પરંતુ એક પક્ષે કોઇ સુખ મળતું નથી તેમ દુઃખ પણ આવતું નથી. ગુણ અને રૂપમાં સમાનતા હોય, સ્વભાવમાં સુમેળ હોય, આચાર વિચાર સારા હોય

તો સંસાર સોનાનો બને છે. એક પક્ષે રૂપના ઝગારા હોય બીજે પક્ષે કાળી અંધારી રાત હોય તો, એ સંબંધમાં વિક્ષેપ પડે જ ! કલેશના કારણોને આમંત્રણ નથી આપવું પડતું. સંસાર મીઠો બનાવવાને બદલે ખારો બની જાય છે.

જયાં સુધી પતિ પત્નીમાં આ કાળમાં થોડીકેય સમાનતા નહી હોય ત્યાં સુધી સંસારની નાવ મધદરિયે ઝોલા ખાતી રહેવાની. આચારમાં શ્રેષ્ઠ હોય, વિચારો સારા હોય, કન્યાની ખાનદાનીમાં ખામી ન હોય, પણ ભાઇમાં કાંઇ ન હોય તો ? બન્ને આચારવિચારમાં શુદ્ધ હોય, પવિત્ર જીવન જીવતા હોય, બુદ્ધિમાં સમાન હોય તો તેનો સંસાર સુખી રહે છે. દિકરી B. A. પાસ હોય અને દીકરો ચાર ગુજરાતી ભણેલો હોય તો ! આવા કિસ્સા પણ બને છે. કારણ કે, છોકરો ઘરના વ્યવસાયમાં ગુથાય ગયો હોય પણ ભણતરની જે આગવી બુદ્ધિનું તેજ એમનામાં ન હોય એટલે પત્નીના મનમાં એક અસંતોષ ઘોળાયા કરે કે મારો વર અભણ છે. પછી ભલે પતિ વૈભવે મોટો હોય તો યે શું ? વંશ સમાનતા જોઇએ એમ ખાનદાની પણ જોઇએ. ખાનદાની કોને કહેવાય ? જેની સાત પેઢીમાં કોઇએ કલંક કે આપઘાત ન કર્યો હોય, તે કુળ ખાનદાન કહેવાય. આજે સાત પેઢીની કયાં વાત કરો છો ? બીજી પેઢી ક્યાં હતી અને શું હતી એય જોવાતું નથી.

આજે કળિયુગ છે, બેમર્યાદિ સમય છે. ઘણાં ભણ્યા હોય પણ ગણ્યાં નથી હોતા. ગણ્યા હોય પણ કમાતા નથી આવડતું, એને શિખામણ દેવા જાવ તો કાને ધરવી નથી ! આજની પેઢીમાં સ્વચ્છંદતા ઘણો વધી ગઇ છે. જયારે ઠોકર લાગે છે ત્યારે જ ખબર પડે કે આ તો આપણે રસ્તો ચુકી ગયા ! વ્યવહારમાં જેટલી વહુ પાવરધી હોય એટલો જ પુત્ર વ્યવસાયમાં પાવરધો હોય તો જોડી સરખી કહેવાય ! આગળના સમયમાં ઘણા પરિવારોમાં દેવ જેવા માણસોએ જન્મ લીધો હતો. આજના દંપતીમાં પવિત્રતા, આદર્શતા અને સદાચાર કયાં છે ? આજનો માણસ માણસ થાય તો ય ઘણું છે પછી દેવ તો કયાંથી થવાય ?

અહી અધિકાર ભગવાન મલ્લિનાથનો ચાલે છે. જ્ઞાતિધર્મના એક સુત્રમાં વીનશોકા રાજધાનીનું વર્ણન છે. આ રાજધાનીનો રાજા કોણ છે ? સાંભળો. ત્યાં બલ નામના રાજાનું રાજ્ય છે. બલ રાજાના અંતઃપુરમાં ધારિણી પ્રમુખ એક હજાર રાણીઓ હતી. અંત.પુરમાં હજાર રાણીઓનો પરિવાર છે, એમાં ધારિણી રાણી પ્રમુખ છે. એની સાથે મહારાજા બલનો સંબંધ જોડાયેલો છે. બંનેના જીવનમાં દીલની વિશાળતા છે, ઉદારતા છે, સંસ્કાર અને ધર્મભાવથી શોભી રહ્યા છે આવું દાંપત્ય જગતને ઉદાહરણરૂપ બને છે, પરંતુ ઘણાંના દાપત્ય જીવન એવાં તો કથળેલા હોય છે કે સાંભળીને અચંબો પામી જવાય છે.

પાર્લાની આ વાત બહુ જુના કાળની છે એક ચાલીમાં પાશવીરભાઇ પરિવાર સાથે રહે. પતિ પત્ની વચ્ચે જોઇએ તેવો મનમેળ ન મળે. એક દિવસ પત્નિ કપડાં ધોઇને આવી. પાશવીરભાઇ કંઇક બોલ્યા અને પત્નિનો મિજાજ ગયો. હાથમાં રહેલો ધોકો પતિના માથા પર માર્યો. પાશવીરભાઇને માથે ફુટ થઇ ગઇ. આ દંપતીને બે સંતાન હતા. એક દીકરો ને દીકરી. પતિ પત્ની વચ્ચે કુસંપ હોય તો નાના બાળકો ઉપર તેની વિપરીત અસર થાય છે. બાળકો ગભરાયને બારણા પાછળ સંતાઇ ગયા. ઉપાશ્રયે જવું નહીં, ધર્મધ્યાન કરવું નહીં, આખો દિવસ ટકટક કરે જ રાખવું. રોજની ટકટકથી કંટાળેલી દેવીએ પતિને પ્રસાદ ચખાડી દીધો. થાતાં તો થઇ ગયું. ગુસ્સામાં પતિ ઉપર ધોકાનો વાર તો કરી લીધો, પણ પછી મનમાં ભારે પસ્તાવો થયો. તુરત રૂ ભેગું કર્યું. બાળીને ઘા ઉપર મુકયું. હળદર દાબી પતિને ધોકો માર્યો ને એણે જ સારવાર કરવી પડી. પશાભાઇ બહાર નોકરીએ જવા નીકળ્યા, ત્યાં તો કોઇએ પુછયું

"કાં પાશવીરભાઇ ! આ શું થયું ?"

"ભાઇ ! સીડી ઉતરતાં પગ લથડી ગયો. થોડી ફુટ થઇ !" બધા પૂછે ત્યારે સમાધાન તો કરવું પડેને ? ના, નથી જવું આજ નોકરીયે, બધાયને કયાં જવાબ દેવા ? પાશવીરભાઇ ઘરે પાછા વળી ગયા. હજી માથા પર દુઃખાવો છે, નથી જવું આમ કહીને પાશવીરભાઇએ લંબાવ્યું. એટલામાં ગુરૂ મહારાજ ગોચરી કરવા પધાર્યા. ચાલીમાંથી સાંભળ્યું કે આજ ફલાણા શેઠને શેઠાણીએ ધોકો માર્યો. શેઠને માથે ફુટ થઇ. અમે જાણીયે કે સંસારમાં આવું ચાલ્યા કરે ગોચરી વહોરાવી શ્રાવિકાની આંખોમાંથી દડ-દડ આંસુ પડવા લાગ્યા. 'શ્રાવક કેમ સુતા છે ? તબિયત સારી નથી ?' પણ શ્રાવિકા શું બોલે ? સાધુ તો સમજી જાય પણ બોલે નહીં. સંસાર છે ચાલ્યા કરે. કદાચ મોઢેથી બોલી જવાય પણ મારવા માટે સાધન ન લેવું જોઇએ. આ તો ઠીક છે થોડી ફુટ થઇ. માથુ ફાટી જાય તો ? જીંદગી જોખમમાં મુકાય ને ? ધણી ખોઇ બેસીએ. હવે વ્રત લઇલો ખરાબ શબ્દો બોલવા નહીં. હાથ ઉપાડવો નહીં. સાંભળો ! સંપ હોય તો જંપ દીસે અને આનંદ મંગળ થયા કરે. ઘટેલી ઘટના જગતમાં ચાલ્યા કરે. વિવેક મર્યાદા અને કર્તવ્યની કેડી મુકી દયો તો સંસાર ખરો બની જાય. સંસાર કદીયે મીઠો નથી. તેમાં આજનો સંસાર તો પાપ ઉદયે વધુ ખારો છે. પ્રત્યેક ઘરમાં, શાંતિ ઓછી છે, અશાંતિ વધુ છે. માણસના મન મન વચ્ચે ન પુરાય એવું અંતર વધતું જાય છે. કર્તવ્યભાવના, ધર્મમર્યાદા, વડીલો પ્રત્યેની માન ભાવના આ બધું દિવસે દિવસે લુપ્ત થતું જાય છે.

પરંતુ જ્ઞાનીજનોએ પ્રાચીન કાળના દંપતીઓના જે અધિકાર કહ્યા છે, એ વાચો તો તમને ખ્યાલ આવે, કે તે કાળનો સમાજ કેવો હતો. તે કાળના શ્રાવક તથા

શ્રાવિકાઓ કેવા હતા? તે કાળના સંઘ કેવા હતા? તે કાળના રાજા-રાણીઓ કેવા હતાં? બલરાજા વિતશોકા નગરીમાં નીકળે છે, રંગે ચઢેલા ભાવિક નગરજનો એમને વધાવે છે. રાણીઓ નીકળે છે, એમના ઉપર નરનારીઓ ઓવારી જાય એવો અહોભાવ છે. ધન્ય છે! બલ જેવા રાજાને, ધન્ય છે! અરે ધારિણી જેવી રાણી! એમના ઉદાહરણો લઇ આદર્શ અને સંસ્કારમાર્ગ અપનાવી લ્યો! ધર્મભાવ રાખીએ તો જીવન સ્વર્ગ જેવું બની જાય.

ઘરમાં મા પૂજાતી હોય, પૂજાતી એટલે આરતી ઉતારવાની વાત નથી. સ્ત્રી કરતાં પણ એને માન-સન્માનથી રાખી, એમના ઘડપણના ભાવોને સમજો એના ધર્મ ભાવોને સજાવો તોય જીવન ધન્ય બને. ધારિણી જેવી પવિત્ર પતિવ્રતા સ્ત્રી છે જેમને નગરના લોક પરિવાર, એમના સંસ્કાર, ઉદારતા અને ધર્મભાવનાઓને પવિત્રતાથી જુએ છે. એવી જ રીતે બલરાજા વિતશોકાના નગરજનો પર નહિ, ધન વૈભવ પર નહિં પણ જનતાના મન ઉપર રાજ કરે છે આવા આપણા પ્રાચીન કાળના દંપતી હતાં. આવા પવિત્ર દંપતી જેવું જીવન હોય તો એની કુક્ષીએ દેવ અવતાર ધારણ કરે.

## ૯

## કોણ સજ્જન કોણ દુર્જન?

(અષાઢ વદ ૯ મંગળવાર તા. ૨૦-૭-૭૬)

વ્યક્તિ હમેશાં બીજાને પ્રિય થવાનો પ્રયત્ન કરે છે. પરંતુ બીજાને પ્રિય થવા માટે કેટલા મહાન ત્યાગની જરૂર છે? બીજાને પ્રિય થવા માટે આપણામાં સદ્‌ગુણોની જરૂર છે, જીવનમાં એવા સદ્‌ગુણો હોવા જોઇએ કે આપણી ચાહના દરેક વ્યક્તિને રહ્યા કરે. જે સદ્‌ગુણો મહાપુરૂષોમાં હતા તે આપણામાં હોવા જરૂરી છે. સૌંદર્યમાં સદ્‌ગુણોની જરૂરત ઘણી આવશ્યક છે.

આપણા સદ્‌ગુણો ઘણી વખત બીજાને દુર્ગુણ લાગતા હોય છે. કહેવત છે કે "જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ".

गुणेहि साहू अगुणेहिऽसाहू, गिण्हाहि साहू गुण मुंचऽसाहू ।
वियाणिआ अप्पगमप्पएणं, जो रागदोसेहिं समो स पुज्जो ॥

આપણામાં સદ્‌ગુણ હોય તો આપણને બધે જ સારૂં દેખાતું હોય છે. પરંતુ જેમની દૃષ્ટિમાં દોષ ભર્યો હોય છે એમને બધે દ્વેષ-રાગ અને દુર્ગુણ દેખાતા હોય છે, દૃષ્ટિ સાથે મનનો-અંતરનો ઉપયોગ જોડી દેવાયો છે. દૃષ્ટિ જોવાનું કામ કરે છે.

પરંતુ દ્રશ્યભાવનો અનુભવ મન અને અંતર કરે છે. તમે જે જુઓ છો તે માત્ર દ્રશ્ય છે, પરંતુ એના સારા કે વિપરિત ભાવ મન અનુભવે છે. માનસિક ભાવોમાં જે પરિણામો ઉગશે એ ભાવોનું પરિણામ પણ આપણે અનુભવવાનું હોય છે.

એક સ્ત્રી ચાલી જતી હોય, એ સ્ત્રીને પુત્રી સમજવી, માતા સમજવી, બહેન સમજવી, કે કોઇ સામાન્ય ભાવે સ્ત્રી સમજવી, એ જાણવું માત્ર આંખનું કામ નથી પરંતુ માનસિક ભાવનું પણ કામ છે. આંખ આકાર પ્રકાર બતાવે છે. રૂપ બતાવે છે, દ્રશ્યો બતાવે છે તેના પર રાગદ્વેષ કરી પરિણામ લાવવા તે અંતરનું કામ છે. કેટલા સદ્‌ગુણ અને કેટલા દુર્ગુણ ગ્રહ્યા છે. સદ્‌ગુણ જ ગ્રહ્યા છે દુર્ગુણ નહીં, આમ આપણે સામાન્ય ભાવે કહી દઇએ છીએ. પરંતુ આ સર્વ જ્ઞાનીઓથી અજાણ નથી. એમને તો ઘરઘરની ખબર છે. આપણે ગમે તેટલા દૂર જઇએ પણ એની નિકટતા તો આપણે લેવી જ પડે છે

Always be afraid of the god.

ભગવાનનો જેને ડર છે તે સદ્‌ગુણ ગ્રહે છે. જેને ભગવાનનો પણ ડર નથી તે દોષોના ટોપલા ભરતા રહે છે. જેનું જીવન સરળ છે પુણ્યભાવ પ્રાપ્ત કરે છે. ધર્મભાવે રમે છે તેને કોઇથી ડરવાની જરૂર નથી. પશુપક્ષી પામર જીવ છે. પશુપક્ષીમાં વિવેકબુદ્ધિ નથી. સાંભળો ! રસ્તામાં એક છેડે એક પુરૂષ ચાલ્યો જતો હતો, એક છેડે એક સંત ચાલ્યા જતા હતા. સામેથી એક ગાય ચાલી આવે છે. એ કયે છેડે ચાલે ? સંત સામે કે પુરૂષ સામે ? પણ એવો વિવેક એમનામાં હોતો નથી. પણ આપણામાં તો છેને ? પરંતુ સાચો વિવેક તો એ છે કે એને તારવા કરતા આપણે તરી જવું. ઘણી વખત ઘણા ફરીયાદ કરતા હોય છે. મને બળદે શીંગડું માર્યું ! ગધેડાએ પાટુ માર્યું પણ સાચી વાત એ છે કે એને વિવેક નથી. તમે શ્રાવક છો માટે તમને ન અડાય એની એને ખબર નથી.

પશુ નથી તરી જતું એ અવિવેક છે, પણ તમે નહીં તરો તો તમારો અવિવેક છે માણસ વિવેકથી પૂછાય છે. વિવેક અને જ્ઞાનની સૌરભવાળો હોય તો એ પૂછાવા માટેની પરખ જેવો છે. એ પાંચ માણસમાં પૂછાય છે, પણ સદ્‌ગુણ ગ્રહણ કરવા કરતાં અવગુણ જ ભેગા કરે તો ? તો કોઇ એને પૂછે ? ના, ન પૂછે, કોઇપણ ચીજ પર દૃષ્ટિ જવી તે દોષ નથી, પણ વગર પૈસે એ ચીજ લેવી તે પાપ-દોષ છે. જેમાં સદ્‌ગુણો પડયા છે એ સદ્‌ગુણો જ જોશે અને જેનામા દોષો-અવગુણો પડયા છે એ અવગુણો જ જોવાના.

**મૈં બતાદું આપકો, અચ્છેકી કયા પહચાન હૈ ।**
**વોહ હૈ ખુદ અચ્છે, જો ઓરોંકો નહિ કહતે બુરા ॥**

સારો માણસ કોને કહેવો, ખરાબ માણસ કોને કહેવો ? એની પરીક્ષા શું ? સારૂ પેન્ટ પહેર્યું હોય, સારૂ શર્ટ પહેર્યું હોય, સુંદર વસ્ત્ર પરિધાન કરવાથી સારા માણસ બની જવાય છે ? બગલાની પાંખ જેવું રૂડું ધોતિયું, ઝભ્ભો અને ટોપીથી કાંઇ જેન્ટલમેન કહેવાય છે ? જેન્ટલમેનની એક પરિભાષા છે.

**कोटश्च पाटलुनश्च, मुखे श्वेत चिरुटश्च ।**
**शिरसि हॅटश्च पादे बुटश्च, स जेन्टलमेन इति उच्यते ॥**

બાહ્ય પરિધાનથી માણસ સજ્જન બની જતો નથી અંતર પરિણામ શું છે તે જોવું જોઇએ. અંતરમાં હળાહળ અને મુખમાં રામ. ખરૂં પૂછો તો અંતરનુ પરિણામ અંતરનો રામ જ જાણે છે.

**ઔરોંકી એબ જોઇ, અપના હુનર નહીં હૈ ।**
**અપની હી એબ જોઇ, હૈ યહ હુનર હમારા ॥**

પોતે સારો સજ્જન છે એટલે કોઇને ખરાબ કહેતો નથી. પોતે ખરાબ હોય તો બીજાના સદ્ગુણ જોઇ શકતો નથી.

આ જીવનમાં શું કરવા આવ્યા છીએ ? ધર્મ નહીં કેળવો, સદ્ગુણ નહીં કેળવો તો ફેરો ખાલી જશે. સદ્ગુણ નહીં કેળવો તો જીવતર ઝેર થશે. એક માણસ સારો માલ લેવા ઘણી મારકીટોમાં ફર્યો પણ એને સારો માલ મળતો નથી. માલ જોઇ જોઇને થાકી ગયો છે માલના ઢગલા ભર્યા છે પણ સારો માલ કાં એની નજરે પડતો નથી ?

તો એક બુદ્ધિમાન એને જવાબ આપતા કહે છે, "ભાઇ, આટલા માલના ઢગલા પડ્યા છે, તેમાં સારો માલ પણ છે, ગ્રાહકો લઇ રહ્યા છે, દલાલો દલાલી કરે છે, વેપારીઓ વેંચે છે છતાં અહીંના માલોમાં તને સારો માલ કાં નથી મળતો ? પરંતુ પેલા માણસની દૃષ્ટિમાં સારો માલ પડતો જ નથી. માલ તો છે જ પણ જોનારની દૃષ્ટિ સારો માલ પારખવાની નથી. એટલે તો કહ્યું છે કે જેવી તમારી દૃષ્ટિ હશે એવું તમને દેખાશે. As you saw so shall you reap નિર્મળ દૃષ્ટિ રાખો તો બધું નિર્મળ દેખાશે. બીજાની એબ જોવાથી કોઇ દિવસ સદ્ગુણ કેળવી શકાતા નથી.

સદ્ગુણી હોય એ બીજાના સદ્ગુણો જ જુએ.
અવગુણી હોય તે બીજાના અવગુણો જ જુએ.

યુધિષ્ઠિરને કોઇ દુર્ગુણી ન લાગ્યો ને દુર્યોધનને કોઇ સદ્ગુણી ન લાગ્યો. સદ્ગુણ અને દુર્ગુણ એ પોતાના મનની આંખથી જોવાના છે. સંસાર સદ્ગુણીઓ અને અવગુણીઓથી ભરેલો પડયો છે. દેવાનુપ્રિય ! કયા મનુષ્યની સમાજમાં કિંમત અંકાય છે ? સારા–સદ્ગુણીની કે અવગુણીની ? ડાહ્યા હોય તે સદ્ગુણની અભિવૃદ્ધિ કરે છે અને અવગુણો ફેંકી દે છે. પગમાં કાંટો વાગે એ પોતાનો દોષ હોય પરંતુ એ કાંટો ફરી

ત્યાં ફેંકે કે એ બીજાને વાગે આ અવગુણ જ છેને? દુર્ગુણ કાઢજો તો એવી રીતે કાઢજો કે બીજાને લાગે નહીં. તમારા દુર્ગુણ એ તમારા અસ્તિત્વ સુધીના છે, એ દુર્ગુણોથી તમારા સંતાનોને તો જરૂર બચાવજો. તમે ધુમ્રપાન કરતા હશો. તમારી કાચી બુદ્ધિના બાળકો એવું કરવા લલચાય કે નહીં? અવગુણનો તિરસ્કાર એવી રીતે કરો કે એ બીજાને ન લાગે. સુખ અને શાંતિ તમને એનામાં મળશે.

સલીલાવતી વિજય અને વીતશોકા નગરીમાં બલરાજા અને ધારિણીરાણીનું રાજ્ય છે. રાજા જેવા નિર્મળ છે એટલા પવિત્ર મનના રાણી છે. એટલે તો આ રાજમાં કોઇ લંપટ નથી. અવગુણી નથી અને સદ્‌ગુણોની અભિવૃદ્ધિ રાજ્યને શોભાવે છે. રાજા-રાણીને પરસ્પરમાં નિર્મળ પ્રેમ છે. એકબીજા માટે સહકાર છે, બંને વચ્ચે કોઇ દોષ નથી. ગુણ પ્રવર્તે છે. જો તમારે પણ પરસ્પર નિર્મળ સંબંધો ટકાવવા હોય તો એક બીજા પ્રત્યે નિર્મળ પ્રેમ ટકાવજો. એકબીજાના દોષ જોશોમા ગુણ, જોજો.

ઘરમાં ઘણી એવીય ઘટનાઓ જન્મે છે કે એમાંથી કુસંપના બીજ જાગે છે. સાસુ–વહુ વચ્ચે કુસંપ જાગે. ભોજાઇ પરણીને આવે ને ૨૦૦ સાડી લાવે તો નણંદ પણ ૨૦૦ સાડીનો આગ્રહ રાખે તે યોગ્ય કહેવાય? ઘરમાં આવા નાનામોટા અનેક પ્રશ્નો જાગ્યા કરે પણ અંતરના સદ્‌ગુણને કેળવીને સમજણ કેળવો તો કુસંપ પણ મટી જાય.

આપણે અહિં ભગવાન મલ્લીનાથનો અધિકાર વાંચીએ છીએ. બલરાજાની રાજનગરીનું નામ વીતશોકા છે, ત્યાંની પ્રજાને શોક–નથી કોઇ વાતનું દુઃખ નથી રાજા–રાણી સદ્‌ગુણી છે. તેમ નગરજનો એમના ગુણોથી કેળવાઇને ગુણીજનો બની ગયા છે.

એકદા મહારાણી સમય થયા પછી પોઢી ગયા છે. અધરાત પછી ઉંઘ ઉડી જાય છે, અર્ધજાગ્રત અવસ્થામાં એક સ્વપ્ન જુએ છે. મહારાણી ધારિણીને શું સ્વપ્નું આવ્યું એ જોઇએ. ઘણા માણસને સ્વપ્ના આવે કે તરત જ શુભ છે કે અશુભ? એના ફળ શું છે એની ચિંતા કર્યા કરે અને જ્યોતિષીને બોલાવીને સાચોખોટો નિર્ણય કરે છે. અહિં મહારાણીના સ્વપ્નાની વાત કરીએ, મહારાણી ધારિણીએ સ્વપ્નામાં સિંહ જોયો. રાણીએ રાજાને વાત કરી. બલરાજા બોલ્યા–મહારાણી તમે પુણ્યવંતા છો. તમારા જીવન સૌભાગ્યમાં અભિવૃદ્ધિ થશે. સિંહનું સ્વપ્ન સારૂં છે તે પ્રસંગ સારો છે. રાજાના શબ્દોથી મહારાણીમાં અહોભાવ જાગ્યા, આનંદીત થઇ ગયા. તમારી પાસે દીકરો પરીક્ષા આપીને આવે ત્યારે તમે કહો તું હવે ભણી રહ્યો ભાઇ! હું શું ભણ્યો છું કે તું ભણવાનો છે. આવું બોલવાને બદલે એને ઉતારી પાડવો? તમે એને આશ્વાસન આપો, ધીરજ આપો, શ્રદ્ધા આપો તો એનામાં ભણવાની અને આગળ આવવાની હિંમત આવે. દેવાનુપ્રિયા! કોઇપણના ભાવોને શુભ ભાવે આશ્વાસન

આપજો, કદિ કોઇને ઉતારી ના પાડજો.

થોડો સમય વીતે છે, મહારાણી ધારિણીને સારા દિવસો દેખાય છે. રાજ-ભવનમાં અને નગરમાં આ સમાચારથી આનંદ વ્યાપી જાય છે. કેવા ભાવે એની માવજત કરવી, એનુ કેમ પાલન કરવું અને કેવા સંજોગોમાં રાખવું એનું વિવેચન છે.

માતૃત્વ પ્રાપ્ત કરનાર મહારાણી ધારિણિને ખાવામાં, પીવામાં અને સદાચારનું પાલન કરવામાં વિવેક છે. ગર્ભવતી બહેનો અને ઘરના જવાબદારે આ સમજવા જેવી વાત છે.

ગર્ભવતીને સર્વપ્રથમ સદાચારનું પાલન કરવું જોઇએ, વિવેક અને વિનય શીખવા જોઇએ, રોજ માળા ફેરવી પ્રભુનુ નામ જપ્યાં કરવું, ગુરૂદેવનું દર્શન કરવું, દાન કરવું, સારૂં જુએ-સારૂં વિચારે બધા સદ્‌ગુણો કેળવે તો એના ગર્ભમાં વિકસી રહેલા બાળકમાં એ સંસ્કાર ઉગી ઉઠે.

અહિં એક પ્રસંગ ટાંકવા જેવો છે.

આફ્રિકામાં આપણું એક ગુજરાતી કુટુમ્બ વસે, તેનાં ઘરમાં એક કાળા હબસીનું ચિત્ર ભીંત પર લટકાવી રાખેલ હતું. બાઇ ગર્ભવતી હતી. રોજ એ ચિત્ર જુએ. હબસીનું ચિત્ર જોઇને બાઇને અણગમો આવે, હૃદયમાં એ ચિત્ર જોઇને ડર પણ લાગે, બાઇએ બાળકને જન્મ આપ્યો, બાળક હુબહુ હબસી જેવો અવતર્યો, ઘણી માતાઓ કહે તમારે તો દુધ જેવા દીકરાઓ જોઇએ છે પણ દુધ જેવા નિર્મળ ગુણ કેળવો, દુધ જેવું નિર્મળ જીવન જીવો, દુધ જેવા સદ્‌ગુણો રાખો તો તમારે ખોળે દુધ જેવા દેવો અવતરે, ગર્ભવતીથી ક્રોધ કરાય નહીં, કુસંપ જાગે એવા વિચાર કરાય નહીં. એનાથી ભારે કામ કરાય નહી. એના મનમાં ઇચ્છા જાગે તેને પૂર્ણ કરવી જોઇએ આવા અનેક નીતિ નિયમ કેળવવા જોઇએ.

મહારાણી ધારિણી આ ગર્ભધારણ સમયે આવા ગુણવાન હતાં. આ ગુણ કેળવ્યા હતાં. સવાનવ મહિના પછી મહારાણી ધારિણીએ પુત્રને જન્મ આપ્યો.

મહારાજાને નગરમાંથી વધામણાં આવવા માંડયાં, મહારાજાએ દાન કર્યાં, નગરમાં ઘેર ઘેર જાણે ઉત્સવ ઉજવાયો.

દસજ દિવસનો બાળક સિંહ જેવો બળવાન લાગે છે. બલરાજાએ આ બાળકનું નામ મહાબળ રાખ્યું.

મારા કરતાં મારો દીકરો સવાયો થાય, ત્યાગમાર્ગે વળે, પવિત્ર અને દાની થાય, વીર અને ધીર થાય, ગુણ અને ગાંભીર્યવાન થાય.

બલરાજા પોતાના નવા અવતરેલા બાળક માટે આવું વિચારે છે. ગુણ ગાંભીર્ય-

વાન બાળક મહાબળ વૃદ્ધિને પામી રહ્યો છે. માતા-પિતા સંસ્કાર સીંચે છે. એમનામાં દિવસે દિવસે નવું બળ, યૌવન બળ પ્રેરાતું જાય છે. બળરાજાએ જેવી કલ્પના કરી છે એવો જ એમનો રાજકુમાર ધર્મસંસ્કારે વધતો જાય છે, એક વીર જાણે અવતર્યો એની તેજોમય અવસ્થામાં કર્તવ્ય અનુરૂપ સંસાર ઉભો કરવાની મનોકામના રાજા બલ અને માતા ધારિણીમાં છે. આ મનોકામના કેવી છે તેના ભાવભેદ અવસરે....

## ૧૦

# પુણ્યનો ઉદય ક્યારે ?

(અષાઢ વદ ૧૦ બુધવાર તા. ૨૧-૭-૧૯૭૬)

એક સોનાની અને બીજી લોખંડની બેડી. પુણ્યની બેડી એ સોનાની અને પાપની બેડી તે લોખંડની. મનુષ્ય જીવનમાં બે પાસા રહ્યા છે. એક પાપનું ને બીજુ પુણ્યનું. મનુષ્યમાત્રમાં એ બે પાપ અને પુણ્યના અંશો રહેલા છે. કાર્યભેદથી પાપ અને પુન્ય મેળવી શકે છે. માણસ અધિક લાલચુ બને તો પુણ્ય નથી કમાઇ શકતો પણ પાપ કમાઇ શકે છે.

જીવનને ભૌતિક સુખમાં, સુંવાળી શય્યામાં ન વીતાવો. ક્યારેક અહિંસા ને સત્ય જેવા આકરા વ્રતો લઇ લયો, એ વ્રતો તમને ધર્મભાવ તરફ દોરી જશે. નરવીરતા, શૂરવીરતા ધીરતા, ગંભીરતા પાછળ પાપ-પુણ્યના અંશો છૂપાયેલા છે. પુણ્યના ઉદયે બહુ મૂલ્યવાન માનવભવ મળે છે. પુણ્યનો ઉદય થયો હોવા છતાં માણસ અવગુણોને વશ બનીને પાપ તરફ પણ ઢળી જાય છે.

The Wages of sin જેથી પાપના ફળ ભોગવે છે.

માણસે કયા માર્ગે જવું કે વળવું એ માણસના હાથની વાત છે શુભ કાર્યો શુભ વિચારો ને શુભ કર્તવ્યોથી માનવી પુન્યને મેળવી શકે છે. ધર્મમાર્ગે વળેલો માનવી યોગ્ય રીતે વિવેક-સાધનાની શુદ્ધિ હોય તો કર્મનિર્જરા કરી જાય છે. પુણ્ય બંધન હોવા છતા મુકત થવા માટેના સાધનો મેળવી આપે છે. ધર્મસામગ્રી, વીતરાગ પ્રરૂપિતધર્મ અને તીર્થંકરનો યોગ પુન્યની પ્રબળતાએ જ થાય છે પુન્ય અનુકૂળતા અપાવે છે પુણ્ય શારિરીક સંપદા ને ભૌતિક સંપત્તિ મેળવી આપે છે.

સમતાપૂર્વક સામાયિક કરવાથી કર્મનિર્જરા થાય છે. કર્મનિર્જરાના પરિણામો મેળવવા હોય તો હે જીવ! સ્થિર થા. સામાયિક સાધના એક ચિત્તે અને એક ભાવે થાય તો જરૂર કર્મક્ષય થશે.

**सामाइएणं भन्ते जीवे किं जणयइ ?**
**सामाइएणं सावज्जजोगविरइं जणयइ ॥**

સામાયિક કરવાથી સાવદ્યયોગની વિરક્તિ થઇ જાય છે. પાપ પ્રવૃત્તિ સદંતર બંધ થઇ જાય છે. સામાયિક કરનારને આહારસંજ્ઞા, ભય સંજ્ઞા, મૈથુન સંજ્ઞા, પરિગ્રહ સંજ્ઞા ઉદયમાં આવે તો આ સાધનાની સ્થિરતા ટકે નહીં, વિષમતા આવી જાય. જે કર્મનિર્જરા થવી જોઇએ તે થાય નહીં.

સામાયિક સાધના એ તો કર્મનિર્જરાનું સાધન છે પછી તેમાં શુદ્ધિ ન રહે તો કર્મનિર્જરા કેમ થાય? જો આ ભવે પુણ્ય કમાઇ ન શકો, કર્મનિર્જરા ન કરી શકો તો એ પુણ્ય કમાવવા માટે બીજો અવતાર લઇ અનેક ભવો ભોગવવા પડે. માણસને પુણ્ય કમાવવા બીજો ભવ કરવો પડતો હોય તો સમજુ અને સજ્જન ધર્મ-ભાવી માણસોએ આ ભવને વિફળ જવા દેવો ન જોઇએ.

**जा जा वच्चइ रयणी, न सा पडिनियत्तई ।**
**अहम्मं कुणमाणस्स, अफला जंति राइओ ॥**
**जा जा वच्चइ रयणी, न सा पडिनियत्तई ॥**
**धम्म च कुणमाणस्स, सफला जंति राइओ ॥**

જે રાત્રી અને દિવસો વ્યતિત થાય છે તે ફરી પાછા આવતા નથી. જેના રાત્રી અને દિવસો અધર્મમાં પસાર થાય છે તે અફળ જાય છે. જે ધર્મ આરાધનામાં સમય પસાર કરે છે તેના રાત્રી દિવસો સફલ રીતે જાય છે.

એક પક્ષની એવી માન્યતા છે કે પુણ્યની જરૂર નથી, પુણ્ય તો જીવનનું પતન કરનાર છે. પુણ્ય હોય છે પરંતુ આ વર્ગને પુણ્યનો પ્રભાવ લાધ્યો નથી હોતો એટલે જ આવું બોલે છે ને? ઘોર મધરાતે તમે કહો કે મને સૂર્યનું એક પણ કિરણ દેખાતું નથી. કયાંથી દેખાય? રાતે થોડો સૂરજ ઉગે છે? પુણ્યને ન સમજનારો વર્ગ આવો છે. પુણ્યના સૂરજના અજવાળા ન જોઇ શકનારા છતી આંખે આંધળા જેવા છે.

ભગવાન મહાવીરે કહ્યું છે કે "પુણ્ય એકાંત ખરાબ નથી પુણ્ય મોક્ષની નિકટતા સુધી પહોંચવાનું એક અમૂલ્ય સાધન છે." કર્મોથી વિમુકતતા મેળવવી હોય તો પુણ્ય વગર મુક્તિના સાધનો મળવાના છે કયાંય? પુણ્ય એ વસ્તુ નથી કે ખરીદી શકાય.

પુણ્ય શ્રદ્ધા અને સાધનાના મૂલ્યે સાંપડે છે.
પુણ્ય અતિ સાધનાના પરિશ્રમે પ્રાપ્ત થાય છે.

ભગવાન ફરમાવી ગયા છે કે મનુષ્યનો જન્મ મોટા પુન્યનો અવતાર છે, પણ એ અવતારમાં મોક્ષગતિ ન થાય તો બીજા અવતારનો ફેરો તો ખરોજ ને?

અસંખ્યાતા દેવો મોક્ષમાં પહોંચી શકતા નથી. દેવલોકથી મોક્ષ નજીક છે પણ

મોક્ષનો દરવાજો એમને એમ માનવ જન્મની સિદ્ધિ વગર જોવા મળતો નથી. સ્વર્ગના દેવતાઓ ભલે મોક્ષ નજીક વસતા હોય, પરંતુ મુકિત મેળવવા માટે ધર્મસાધનાની યોગ્યતાની જરૂર તો છે જ! યોગ્યતા અનુસાર પ્રવેશ મળે છે. માનવ સામાયિક સાધના કરે, શુધ્ધ ચારિત્ર પાળે અને ધર્મભાવને કેળવે તો જ કર્મનિર્જરા થાય. દેવોમાં મોક્ષની યોગ્યતા નથી. માણસ બન્યા પછી પણ પુણ્ય હોય તો જ મોક્ષનો અધિકાર પ્રાપ્ત થાય છે. પુન્ય વગરના માનવીને ધર્મનું નામ શ્રવણ પણ રૂચતું નથી. માનવ તો અનેક છે પણ વીતરાગ શાસન પુણ્ય વગર મળતું નથી.

મોક્ષગતિ મેળવવા માટે કોઇ ભેદ નથી ગમે તે જાતિનો માનવ જો સાધના કરે તો મોક્ષને પામી શકે છે.

**જાતિ વેશનો ભેદ નહિ, કહ્યો માર્ગ જો હોય**
**સાધે તે મુકિત લહે, એમાં ભેદ ન હોય.**

ત્યાં જવા માટેની સાધના એ મોક્ષગતિની ટિકિટ છે.

શાસ્ત્રમાં કહ્યું છે કે "૧૪ બોલનો ધણી હોય તે મોક્ષમાં જાય' પણ અહીં એટલું સમજવું અનિવાર્ય છે કે આ ૧૪ બોલ તમે કયા સમજ્યા? પૈસો, મોટર, ઘર, બંગલાઓ, સત્તા અધિકાર, વૈભવ, વિલાસ, ફ્રીજ, ટી. વી. રેડીઓ વગેરે? નહીં પણ - ૧ ત્રસ, ૨ બાદર ૩ સંજ્ઞી ૪ વજ્રઋષભનારાચ સંઘયણ ૫, મનુષ્ય, ૬ શુકલધ્યાન ૭ ક્ષાયિક સમકિત, ૮ યથાખ્યાત ચારિત્ર, ૯ પંડીત વીર્ય ૧૦ કેવળજ્ઞાન, ૧૧ કેવળ દર્શન, ૧૨ ભવ્ય સિધ્ધિક, ૧૩ પરમ શુકલ લેશી, ૧૪ ચરમ શરીરી. આવા મંગલ, ૧૪ બોલનો ધણી હોય તે મોક્ષ પરિણામનો ધણી બની શકે છે. ૧૪ બોલ મેળવ્યા હોય પણ જો સમ્યક્ પ્રકારની સાધના સાથોસાથ હોય તો મોક્ષમાં એડમીશન મળે નહીં તો 'નો વેકેન્સી!'

ઉજળુ જીવન હોય, મંગલ સાધના હોય ઉત્તમ ચારિત્ર હોય તો સ્વર્ગના સુખ મળે, આ પંચમ કાળમાં જીવને મોક્ષની ગતિ ન મળે. જે સાધના દ્વારા પુરૂષાર્થ દ્વારા, પુણ્ય કમાવ તો કંઇક મળે ખરૂં! સામાયિક સાધના શુધ્ધ કરવા માટે ૩૨ દોષો ટાળવા પડે છે.

૧૦ મનના, ૧૦ વચનના અને ૧૨ કાયાના દોષ સામાયિકના ગણાય છે. સામાયિક કરતા હો પણ નજર ચારે તરફ ફરતી હોય તો? હાથ પગ હલાવ્યે રાખતા હો તો? આ બધા કાયાના દોષ છે. કાયાના દોષ ઉદ્‌ભવે તો મનની સ્થિરતા તો કયાંથી રહે? મન સ્થિર ન હોય તો વાણીમાં પણ શુદ્ધતા ન આવે. આ બધા દોષો સામાયિક કરવામાં માણસની સ્થિરતા ટકવા ન દેવામાં મહત્વનો ભાગ ભજવે છે.

સામાયિકમાં મનને પરોવી દેવું જોઇએ. ભૂલ ભરેલી ભાવનાથી કર્મનિર્જરા

કદાપિ ન થઇ શકે. સાધના સ્થિર ભાવે થાય પણ અસ્થિર ભાવે ન થઇ શકે, પુણ્ય તે બંધન છે પાપ તે મહાબંધન છે. બંને બંધનો તોડયા વગર મોક્ષ ન મળે. એટલે તો જ્ઞાનીજનો કહી ગયા છે કે પુન્ય તે સોનાની બેડી. પાપ તે લોઢાની બેડી.

મોક્ષની સમીપ જવા માટે ત્યાગ વૈરાગ્ય, સાધના, સફળતા, ઉજ્જવળ જીવન, સુંદર વિચારો, મંગલ સાધના આ જીવ માટે પરમ આવશ્યક બની રહે છે. માણસનો સ્વભાવ છે કે—

**पुण्यस्य फलमिच्छन्ति, पुण्यं न कुर्वन्ति मानवा ।**
**पापस्य फलम् नेच्छन्ति, पापं कुर्वन्ति मानवाः ॥**

આ જીવ પુણ્યના ફળ ઇચ્છે છે પણ પુણ્ય કરવાની ઇચ્છા નથી. પાપના ફળ ઇચ્છતો નથી પણ પાપ છોડવાની ઇચ્છા નથી. પરંતુ પાપ કોને કહેવાય અને પુણ્ય કોને કહેવાય ? એ સમજીએ તો છોડીએને ? ઘણીવાર માણસ નિર્દોષભાવે પાપ કરી જાય છે. એની અજાણતામાં વાણી, વર્તન અને વિચારથી દોષ વહોરી લે છે. પરંતુ એ કર્મ દોષ રૂપ તો ત્યારે થાય છે, જ્યારે એ સમજવા છતાં મનમાં પ્રાયશ્ચિત્ત ભાવ ઉદ્ભવતો નથી.

મૂળ વાત પુણ્ય-પાપની છે. પુણ્ય મોક્ષમાં જવાની લાયકાત આપે છે. મુકિતનો પુરૂષાર્થ કરવાનો છે. દેહ એ માનવ પુણ્યનો પ્રબળ યોગ છે. શ્રીમદ્‌ના વચનને વધાવી લ્યો. ભવના ફેરા ટાળવા હોય તો પુણ્યનો યોગ છે. ભવફેરા વધારવા માટે પાપ યોગ છે.

બહુ પુન્યકેરા પુંજથી શુભ દેહ માનવનો મલ્યો.
તો યે અરે ભવ ચક્રનો આંટો નહીં એકે ટળ્યો.

પુન્યના યોગે મનુષ્ય જીવન સાધનામા લગાડી દયો. ઉંમર પસાર થાય છે. યૌવન થનગનતું આવે છે. પરતુ જન્મકાળથી મંગલ સંસ્કાર પ્રાપ્ત થયા હોય તો યૌવનનો પ્રવેશ ધર્મભાવથી થાય છે, નહીં તો સંસારના ભોગવિલાસ ભાવે થાય છે. યૌવનની જોમવંતી શકિત સન્માર્ગે વળે તો જીવન ધન્ય બની જાય, એક શેરમાં આ ભાવનાનું સરસ નિરૂપણ કર્યું છે.

કુછ કરલો નવ જુવાનો ! ઉઠતી જવાનિયાં હૈ
ખેતોં કો દે લો પાની, યહ બહ રહી હૈ ગંગા.

જુવાનીની ગંગોત્રી વહી રહી છે. એ ગંગોત્રીના પૂર હીલોળા લ્યે છે, એની પણ એક દિશા હોય છે. પરંતુ યૌવનના માર્ગની દિશા નકકી નથી. જો યૌવનને આત્માના સંસ્કાર સભર વિચારોનું બંધન ન હોય અને માત્ર મનના પવન પંખા અર્થે દોડવાનું હોય તો યૌવન છિન્નભિન્ન થઇ જાય.

जरा जाव न पीडेइ, वाही जाव न वड्ढइ ।
जाविन्दिया न हायन्ति, ताव धम्मं समायरे ॥

જ્યાં સુધી ઘડપણ નથી આવ્યું ત્યાં સુધી ધર્મનું આચરણ કરી લે, જ્યાં સુધી વ્યાધિનું વર્ધન થયું નથી ત્યાં સુધી ધર્મનું આચરણ કરી લે. જ્યાં સુધી ઇન્દ્રિયો શિથિલ નથી બની ત્યાં સુધી ધર્મનું આચરણ કરી લે. ઘડપણમાં ધર્મ નહીં થાય. વ્યાધિમાં પણ નહીં થાય ઇન્દ્રિયો કામ કરતી બંધ પડી જશે. હે દેવાનુપ્રિય! યૌવનના તનમનાટભર્યા ધર્મભાવથી મોક્ષના દરવાજા સુધી જઇ શકશો. ઘડપણે એ માર્ગ અતિ લાંબો લાગશે. જુવાનીને ધર્મથી ધારણ કરી લ્યો. ધારી લ્યો.

જુવાનીને આત્મભાવ–ધર્મભાવ, સંસ્કારભાવ, વિચારભાવને યાદ દેનારા ન હોય તો જુવાનીના કદમ યોગ તરફ નહીં પણ ભોગ તરફ વળે છે. યૌવનના મદમાં તમે તમારા ધર્મને ભૂલી જશો તો પછી આખી જીંદગી શું યાદ રહેશે એ તો કહો?

स पुव्वमेवं न लभेज्ज पच्छा एसोऽवमा सासयवाइयाणं ।
विसीयई सिढिले आउयम्मि, कालोवणीए सरीरस्स भेए ॥

ઉ. અ. ૪. ગા. ૯.

યૌવનાવસ્થામાં ધર્મ નથી કરતા તે પછી પણ નથી કરી શકતા આયુષ્ય શિથિલ થાય. શરીરનો વિરહ થતી વખતે કે કાળથી ઝડપાતી વખતે તે ધર્મ નથી કરી શકતા. પછી ધર્મ કરી લેશું, એવો શાશ્વતવાદીઓનો મત છે. એક કવિએ યુવાનોને મદમાતી યૌવનની ચાલને ટપારતા કહ્યું છે—

"કદમ કદમ સે નહીં, દીલ સે દીલ મિલાકે ચલો,
કદમ ઉઠાઓ જરા, ઔર મુસ્કરા કે ચલો."

પ્રભાતના પ્રકાશનો ઉદય થયો છે. ગગનગામી વાતો કરતા તરંગમાં તમે તમારી જુવાનીની પળોને વેડફી ન નાખો. બીજાના દિલ સાથે દિલ મેળવીને ચાલો. મુખ પર એવી પ્રસન્નતા રાખો કે જોઇને બીજાઓને આ મુસ્કાનમાં કોઇ સારા ભાવનો ઉદય જોવા મળે!

સત્સંગ કરો પણ સારો, વાણી સાંભળો પણ જીનવાણી, વિચાર કરો પણ ધર્મના શાસન સંઘનું કલ્યાણ થાય એવા, સાધના કરો જેમાં તમારો અને શાસનનો ધર્મવૈભવ વધે એવું, જુઓ! પણ સારૂં, સુંદર જુઓ. આ બધા ભાવ યૌવનમાં તો જ આવે જો તમારામાં એવા સંસ્કારના બીજ રોપાયા હોય, જો આ ભાવ તમારામાં હોય તો આ ભવ પુરતું તમારા પરનું જોખમ દૂર થાય.

તમારામાં યૌવન છે એ કાંવત બીજાને કામ આવે તો તમારા માટે પુણ્યનો

ઉદય થાય. એનું એક ઉદાહરણ આપું. એક યુવાન મુસાફર રસ્તે ચાલ્યો જતો હતો. તેણે એક રોગી વૃદ્ધને ધરતી પર પડેલો જોયો. શરીર રોગથી ગંધાતું હતું, લોહી પરૂ નીતરતા હતા. એના શરીરમાંથી જોમ ખૂટી ગયું હતું. વ્યાધિને પીડાથી એ મોત તરફ જઇ રહ્યો હતો. પેલા થનગનતા મુસાફરે કહ્યું–દેવાનુપ્રિય ! તું મારી સાથે ચાલ..

પેલો વૃદ્ધ બોલ્યો. 'તારી સાથે ચાલુ એટલું બળ નથી. મારૂં શરીર ક્ષીણ થઇ ગયું છે. મન મરી ગયું છે, કોડ અધુરા રહી ગયા છે. આ ભવે ચણાવેલી ઇમારતો ઢળી ગઇ છે. અરમાન અધુરા રહી ગયા છે. યુવાન મુસાફરની જીજ્ઞાસા વધે છે. તે પૂછે છે, કોણે તમારા સુખની મૌલાત લણી નાખી છે? તમારા સુખની ઇમારતો કોણે તોડી નાખી છે? વૃદ્ધ બોલ્યો, મારા કર્મોએ આ બધુ કર્યું છે. આજની કાલ આટલી નજીક આવી જશે એની મને ખબર ન હતી. હવે મારામાં ઉભા થવાની શકિત રહી નથી. બોલવાની શકિત રહી નથી. મારા કર્મો ઉદય આવ્યા છે. મારા પુણ્ય મરી ગયા છે. યુવાન મુસાફર !"

વૃધ્ધ મુસાફરની આ કરૂણતા યૌવનથી થનગનતા મુસાફરથી સહન ન થઇ. એણે એની શકિતનો ઉપયોગ કર્યો. એ વૃધ્ધને લઇ ગયો. એણે નવરાવ્યો, શરીર શુદ્ધિ કરાવી, દવા લાવ્યો. મનશુદ્ધિ કરવા પ્રેરણા આપી, વૃદ્ધની વ્યાધિ ઓછી થઇ, એને પેટ પુરતું ભોજન મલ્યું. એ વૃધ્ધ દુઃખ ભૂલી ગયો. વૃધ્ધ માટે એક નવું પ્રભાત ઉગ્યું. એને જીવનમાં ફરી પાછા નવા વિચારો મલ્યા, નવો ઉમંગ મલ્યો. યૌવનનો સાચો રંગ અને સાચો સંગ હોય તો પરમાર્થ કાર્ય થાય.

આપણે અહીં ભગવાન મલ્લિનાથનો અધિકાર જાણવો છે. આપણે જોયું કે મહારાજા બળ અને મહારાણી ધારિણીના શુધ્ધ અને પવિત્ર દાંપત્ય અને પવિત્ર ભાવોથી પુત્રરત્ન મહાબળે યૌવન પ્રાપ્ત કર્યું છે. રાજના મહા વૈભવી સુખો સાથે પુરૂષના ૭૨ સંસ્કારો રાજકુમાર મહાબળને પ્રાપ્ત થયા છે. રાજનીતિ અને રાજપ્રીતિમાં એ કુશળ બન્યા છે. આવા સંસ્કારી કુશળ અને મહાપ્રતાપી રાજકુમારને જોઇને મહારાણી ધારિણીમાં અનેક કોડ જાગે છે. મહારાણી મહારાજાને વિનંતી કરે છે, 'હવે મારા મહાબળ પુત્રનો સંસાર સંબંધ જોડો' બળ જેવા મહાપ્રતાપી પિતાના મહાપ્રતાપી પુત્ર મહાબળ છે, એમને પુત્રીરત્ન આપવા કયો રાજા તૈયાર ન થાય? રાજા રાણીએ રાજકુમાર મહાબળની યોગ્યતાનો વિચાર કરી ૫૦૦ રાજકુમારીઓ સાથે પાણીગ્રહણ કરાવ્યું.

૫૦૦ રાજકુમારીઓનું પાણીગ્રહણ કર્યું છે તેમાં અતિ સુંદર અતિ સંસ્કારી એવી રાજકુમારી કમલશ્રી પ્રથમ છે. તમે વિચારશો એક સાથે ૫૦૦ કુમારીઓ સાથે મહાબળે કેવી રીતે પાણીગ્રહણ કર્યું હશે? તો એનો ખુલાસો છે એક મંડપમાં મહાબળે

પાણીગ્રહણ કર્યું હતું. એ કાળમાં બહુપત્નીત્વનો રિવાજ હતો. એ કાળના કન્યા-પિતાઓ સારૂ ઘર, સારો વર અને પ્રતાપી પુરૂષો જોઇ એને પુત્રી અર્પણ કરવાનું સૌભાગ્ય સમજતા હતા બાકી બધું કેવળીગમ્ય.

૫૦૦ રાજકુમારીઓને રાજ્યમાં પ્રવેશ કરાવ્યો છે. હવે એ રાઅર્ધાંગનાઓ, રાજલલનાઓ, રાજરાણીઓ છે. ૫૦૦ ને જાતજાતના કરિયાવરો છે. કરિયાવર એટલે શાસ્ત્રની ભાષામાં પ્રીતિદાન. ૫૦૦ રાણીઓના કરિયાવરોની સામગ્રીથી રાજાના આલિશાન ભુવનો ભરાઇ ગયા છે.

વૈભવ ભોગવવા છતાં, રાજસુખોમાં મહાબળનું જીવન પવિત્ર ભાવોથી ભર્યું ભર્યું છે. પુણ્યની ઇમારત ઉંચી ચણી છે. પુણ્યનો ઉદય થયો એટલે આવી ૫૦૦ સંસ્કારયુક્ત રાજકુમારીઓનું પાણિગ્રહણ થયું છે. આવો યૌવનકાળ તે પુણ્યનો ઉદય. પુણ્ય વિના નાટકો, સીનેમા, વાજીંત્રો આવા યશોગાન અને તન-મનનું ઠેકાણું ન રહે એવું વાતાવરણ; આવો રાજવૈભવ સુખ અને સ્નેહભાવ ન સાંપડે. આવી વાતને અનુલક્ષીને એક શેર છે.

**દિલ હમારા હી જબ બે-ગૈરત કો ખો સકતા નહીં,**
**હમ કિસી કે સામને ઝુક જાયે હો સકતા નહીં.**
**રાહે ખુદાહી સે મરકર ભી ભટક સકતે નહીં,**
**તૂટ તો સકતે હૈં હમ લેકિન લચક સકતે નહીં.**

જીંદગી સ્વાભિમાનથી જીવજો, સ્વમાનને હણીને નહીં. મર્યાદા રાખી વીરની જેમ જીવજો. શરમ અનુભવવી પડે તેવું ન જીવજો. સંસારના સુખો ભોગવો છો પણ એ સુખ અને સંબંધો ભોગવીને ત્યાગ પણ કરી જાણો, તો એ જીંદગીની મજા છે, પણ ક્યાંક એવું ન બને કે ન સુખ મળે, ન વૈભવ ભોગવાય અને અડધી જીંદગીએ લટકી જવાય.

મહાબળ રાજકુમાર આવું ગૌરવપૂર્ણ ધર્મમય જીવનનો વૈભવ માણે છે ત્યારે માતા રાજી રાજી થઇ ગઇ છે. એને કોઠે કોઠે હેતના દીવા પ્રગટ્યા છે. એણે જે સુખો ભોગવ્યા છે, એવા સુખ અને વૈભવ રાજકુમાર ભોગવે છે. માતાની આંખો ઠરે છે પરંતુ આવું રાજસુખ, આવો રાજવૈભવ રાજકુમારના જીવનમાં કેવા કેવા વળાંક લાવે છે? વૈભવ છોડી પુણ્ય કમાય છે. ધર્મ જાગે છે. ધર્મ શું છે? સંસાર શું છે? એની વાતો જ્ઞાનીજનો અવસરે કહેશે.

卐

# ૧૧
# સંસાર અસાર છે

(અષાઢ વદ ૧૧ ગુરૂવાર તા. ૨૨-૭-૧૯૭૬)

અનેક ભવોમાં ભ્રમણ કર્યા પછી આ માનવદેહ મળે છે. આ માનવદેહ ભવનું કલ્યાણ સાધવા માટે મળે છે જો આ ભવમાં પણ ધર્મ ચૂકી જઇએ તો ? આ ફરીને ભવોના ફેરા શરૂ થઇ જાય ને ? જન્મ-મરણ રૂપ સંસાર છે. જ્ઞાનીઓ કહે છે કે સંસાર અસાર છે

"एवं भव संसारे, संसरइ सुहा-सुहेहिं कम्मेहिं
जीवो पमाय-बहुलो, समयं गोयम ! मा पमायए"

(ઉત. અ. ૧૦ ગાથા ૧૫મી)

શુભ અને અશુભ કર્મને કારણે જીવાત્મા અસાર એવા સંસારમાં પરિભ્રમણ કરે છે. અસાર એટલે સાર નથી. આવા અસાર સંસારને પણ દીપાવવો હોય તો ધર્મ કરો. ધર્મજ્ઞાન અને ચારિત્રભાવ કેળવ્યા પછી ધર્મજાગૃતિ આવે છે. સંસારમાં પ્રતિબોધ મળે તો જાગૃતિ આવે. જાગૃતિ ક્યારે આવે ? સંત-સત્સંગ કરીએ તો દેહ, મન અને આત્મામાં જાગૃતિ આવે. જેમને પુણ્યરાશિનો પૂર્ણ ઉદય થયો હોય તેને સત્સંગ પ્રાપ્ત થાય.

આપણે અહીં ભગવાન મલ્લિનાથનો અધિકાર ચાલે છે. ભગવાન મલ્લિનાથ ક્યારે થયાં ? પૂર્વજન્મમાં કોની સાથે સબંધમાં હતા એ બધું જ્ઞાનીજનોએ કહ્યું તે સાંભળો-

तत्थ णं वीयसोगाए रायहाणीए बले नामं राया, तस्स धारणीपामोक्खं देवीसहस्सं ओरोहे होत्था, तएणं सा धारणीदेवी अन्नया कयाइं सीहं सुमिणे पासित्ताणं पडिबुद्धा जाव महब्बले नाम दारए जाव उम्मुक्क जाव भोग समत्थे ॥

જ્ઞાનીજનોએ કહ્યુ છે કે સલિલાવતી વિજય, વીતશોકા રાજધાની અને એમાં ઇન્દ્રકુંભ નામનું ઉદ્યાન છે. એવા રળિયામણા દેશના રાજા બળ છે. બળરાજાને ધારિણી પ્રમુખ ૧૦૦૦ રાણીઓ અંતઃપુરમાં છે. ધારિણી રાણીને એકવાર સિંહનું સ્વપ્ન આવ્યું. તેણી જાગૃત બની રાજા પાસે ગઇ. વાત કહી, સ્વપ્નનાં ફળમાં રાણીએ પુત્ર જન્મની વાત સાંભળી. સવા નવ માસે ધારિણી રાણીએ પુત્રને જન્મ આપ્યો. એનું નામ મહાબળ પાડયું. મહાબળ માતા-પિતાના મનવાંછિત ફળ જેવો મહાબળવાન છે. એનો જન્મ શુભ અને મંગળ છે. એમના ભાગ્યમાં વીતશોકા નગરીનું રાજ છે.

દેવાનુપ્રિય ! સારા ઘરમાં સંસ્કારી માતા-પિતા અને પરિવારમાં જન્મ થવો એ પણ એક પુણ્યનું ફળ છે. આ ભવનું પુણ્ય અન્ય ભવોનું ભાથું છે. જે ગતિમાં તમારૂં જીવન અને મૃત્યુ છે, એ ગતિ એ તમારા જીવનનું સાચું દર્શન છે.

મહાબળ રાજાએ સંસારના ભોગો-રાજભોગો ભોગવ્યા છે. રાજસુખ અને ભૌતિક સુખો આત્મકલ્યાણનું સાધન નથી. પુણ્યની જરૂર આત્મકલ્યાર્થે છે, નહીં કે મન પ્રસન્નતા માટે.

સંસાર અને સંન્યાસના ભેદ જ્ઞાની સમજાવે છે. સલિલાવતી નગરીમા રાજસુખમાં મગ્ન એવા બળરાજાને ત્યાં એક અવસર આવે છે. ઇન્દ્રકુંભ ઉદ્યાનમા સંતોનું શુભાગમન થાય છે.

આ અવસર પૂર્વે સંસાર શું છે ? એનો સાર શું છે ? એની મહાબળને ખબર નથી. પણ બળરાજા સંસારનો પાર પામી ગયા છે. **थेरागमणं इंदकुंभे उज्जाणे समोसढा** ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં સ્થવિર ભગવંતો પધાર્યા છે. આવો શુભ સંદેશો આપનારને બળરાજાએ કંઠમાંથી હાર કાઢીને આપી દીધો. કારણ સ્થવિર ભગવંતોના આગમનથી બળરાજા પ્રસન્ન થયા છે.

સ્થવિર ભગવંતના આગમનનો આનંદ, બળરાજાને મન આત્માનો આનંદ છે. જેમના હૃદયમાં એ સમયે અપૂર્વ ઉલ્લાસ પ્રગટયો. સંત દર્શનના ભાવ જાગ્યા.

આજના માણસોને કોઇ કહી જાય કે તમારે ત્યાં સાધુ પધારવાના છે તો ઘરમાં કહી દયો. ભલામણ કરી દયો કે ગોચરી આપજો. આમ કરજો ને તેમ કરજો.

દેવાનુપ્રિયો ! રાજા બળના મનમાં જ્ઞાન અને દર્શન ભાવનાનું ઝરણું એકાએક ફૂટી નીકળ્યું. એ અવસર બધાના જીવનમાં આવતો નથી. આવા ભાવ પણ પુણ્યની કમાણી કરી હોય તો થાય. શાસ્ત્રકારોએ અહીં કહ્યું છે કે 'સ્થવિર ભગવંતો' પધાર્યા છે. સ્થવિર આત્માઓ જ્ઞાનીજનોએ કોને કહ્યા છે.

સ્થવિર આત્માઓ જ્ઞાનીજનોએ ત્રણ પ્રકારના કહ્યા છે. જ્ઞાન સ્થવિર, વય સ્થાવર, ચારિત્ર સ્થવિર.

૧ **જ્ઞાનસ્થવિર :-** જેણે ભગવતી સૂત્ર, સમવાયાંગ સૂત્ર, બૃહત્ કલ્પ સૂત્ર વિ. જ્ઞાનની યોગ્યતા પ્રાપ્ત કરી છે તે જ્ઞાન સ્થવિર આત્માઓ કહેવાય છે.

૨ **વયસ્થવિર :-** જેમની ૬૦-૬૦ વર્ષની ઉમર થઇ ગઇ છે, પીઢતાને આરે પહોંચ્યા છે તે વય સ્થવિર છે.

૩ **ચારિત્રસ્થવિર :-** ૨૦ વર્ષની પર્યાય ચારિત્ર સંયમની શુદ્ધિ સાત્વિક રીતે પાળી હોય. ૨૦ વર્ષની દીક્ષા થઇ ગઇ હોય એ ચારિત્રસ્થવિર આત્માઓ કહેવાય છે.

વીતશોકા નગરી અને ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં સ્થવિર ભગવંતો પધાર્યા છે. આ નગરી અને ઉદ્યાનનું અહીં મહત્વ શાસ્ત્રકારોએ કર્યું છે. શા માટે? એટલા માટે કે અહીં ભગવંતો પધાર્યા છે. સ્થવિર છે કે સ્થવિર ભગવંતો છે? અહીં બહુવચન ઉચ્ચારમાં આવ્યું છે. એક સાધુ નથી ઘણા સાધુઓ છે.

માણસમાં ૬૦ વર્ષ પછી સ્થિરતા આવે. અધિકાર, સત્તા, પૈસા, સુખ બધું હોય છતાં સંસારની હાયવોય ચાલુ જ રહે. કારણ 'इच्छा हु आगाससमा अणन्तिया" માનવની ઇચ્છાઓ આકાશસમા અનંત છે. માનવ આજે 'Money and Matter' ને મેળવવા પ્રયત્નો કરે છે. તેથી માનવને જીવનમાં સ્થિરતા નથી રહેતી.

માનવ સુખ-દુ:ખનો અનુભવ કર્યા પછી એ સુખમાંથી મનને સૂતેલું જ ન રાખવું જોઇએ. મનને ઉઠાડી લેવું જોઇએ. પરંતુ હવેના સમયમાં તો આ વયે પણ સુખ છોડવા ગમતા નથી. આ ઉંમરે પણ સંયમ દર્શનચારિત્ર્યનું ભાન થતું જ નથી. આ દોષ આ ઉમરે મોટો છે. માણસના હૃદયનું પરિવર્તન થવું ઘણું મુશ્કેલ છે.

બળરાજાને ભાવ થયા હતા એવા ભાવ કેટલાને થાય છે? ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં સ્થવિર ભગવંતો પધાર્યા છે. એ જાણીને બળરાજાને હર્ષ થયો છે. આનંદભાવ જાગ્યો છે.

પરંતુ રાજાએ એકલાએ આ હર્ષ વ્યકત નથી કર્યો પણ નગરજનો શ્રેષ્ઠીઓ, અન્ય પરિવારોને આ સમાચાર મોકલ્યા છે. નગરમાં ઢંઢેરો પીટાવ્યો છે કે આપણા અહોભાગ્ય છે કે આપણા મહા ઉદ્યાન ઇન્દ્રકુંભમાં સ્થવિર ભગવંતો પધાર્યા છે.

નગરજનો ટોળે વળીને સ્થવિર ભગવંતોના દર્શન માટે ઉમટયા. કોઇ નાની કેડીએથી જાય છે; કોઇ રાજમાર્ગેથી જાય છે. હૃદયમાં સૌને ભગવંતોના દર્શનની ઝંખના છે. મહારાજા બળ અને ધારિણી રાણી પણ સ્થવિર ભગવંતોના દર્શનનો લાભ લેવા માટે ભવ્ય સવારી સાથે ઉદ્યાન તરફ પ્રયાણ કરી ગયા છે.

નગરજનો બેઠા છે, રાજા બેઠા છે, શ્રેષ્ઠીઓ બેઠા છે, પ્રધાનો અમાત્યો અને મહાઅમાત્યો બેઠા છે. ચારે તરફ મંગળ વાતાવરણ છવાઇ ગયું છે. સૌ સ્થવિર ભગવંતો ઉપદેશ આપે છે. તે ધન્ય ધન્ય કહીને ઝીલી રહ્યા છે.

"Religion is Real and Sansar is unReal"

'આ સંસાર અસાર છે સાર હોય તો ધર્મ છે.' માનવ મનને ચોટ લાગે એવા આ ધર્મનાં રંગે રંગાયેલા શબ્દો છે. ભગવંત કહે છે કે 'આ સંસારમાં આવ્યા છો તો જાગતા રહેજો, જીવનમાં ફરી જાગૃતિનો અવસર આવશે નહી.'

કાળે કાળે અને સમયે સમયે જ્યારે વિલાસનું વિષ ફરી વળે છે. લોકો ભોગના

રોગી બની જાય છે ભૌતિક સુખને સર્વસુખ માની બેસે છે ત્યારે મહાન આત્માઓ સાધુ સંતો સંસારી આત્માને ચેતવતા હોય છે કે જાગતા રહેજો....જાગતા રહેજો.

" संबुज्झह किं न बुज्झहा संबोही खलु पेच्च दुल्लहा "

પરંતુ દેવાનુપ્રિયો! તેમાંથી જાગે છે કેટલા? અને જાગે છે એ જેણે પુણ્ય કમાઈ લીધું છે બાકી તો જન્મથી મૃત્યુ પર્યંત સૂતા છે.

આ સૂતેલા આત્માઓને જગાડવાનું કામ અમારૂં છે. જયંતિબાઈ નામની શ્રાવિકાએ ભગવતી સૂત્રમાં ભગવાન મહાવીરને પ્રશ્ન કર્યો છે કે " अत्थेगइयाणं जीवाणं सुत्तत्तं साहू, अत्थेगइयाणं जागरियत्तं साहू ।

ભગવાન, જીવ સૂતા ભલા કે જાગતા ભલા? જ્ઞાની ભગવંત ફરમાવે છે કે કેટલાક આત્માઓ સૂતા ભલા ને કેટલાક જાગતા ભલા. કારણ આ સંસારમાં આંખ ઉઘાડી રાખીને જે ભોગો–વિલાસ ભોગવાય છે એ સૂતેલા છે, સિનેમા જોવા જાવ, સૂતેલા છો કે જાગેલા? T. V. જુઓ છો એ શું પાપ નથી? આટલા પૈસા ખર્ચીને કોઈ ઘરમાં પાપ લાવે? બીજી રીતે પણ જાગેલા હો તો કોઈની નિંદા કરો, ખરાબ વિચારો કરો તો? તો પાપનો બંધ પડે છે. આ જાગૃતિ એ દેહજાગૃતિ છે. આત્મજાગૃતિ નથી. જ્યારે તમે સૂતા હો છો તે અજ્ઞાન અવસ્થા છે. દેહનો વિરામ છે આત્માનો વિરામ નથી. આત્મા વિરામ પામે તો?

પરંતુ હાલતા ચાલતા, ઉઠતા બેસતા કે ગમે તે કામ કરતાં કરતાં પણ જો હૃદયમાં ધર્મભાવ હોય તો એ ખરી જાગૃતાવસ્થા છે. ત્યારે અહીં એ જુવો કે ભગવાન મહાવીરે શું કહ્યું છે? એમના ટુંકા જવાબમાં જ્ઞાનનો કેટલો મોટો વિકાસ છે? ભગવાન કહે છે કે–

સુવાનું કોનું સારૂં અને જાગવાનું કોનું સારૂં? એ અહીં જાણવું જોઈએ. જે ધર્મ, શાસન, દેશ, સંઘ સર્વને ઉપયોગી છે જીવ માત્રને હાનિ કરતા નથી. સદા ધર્મભાવ રાખે છે, બીજાને ધર્મ કહે છે, ધર્મ સંભળાવે છે કોઈ અકલ્યાણ કરતા નથી સૌનું શુભ વાંછે છે કે–

सव्वे जीवावि इच्छन्ति जीविउ न मरिज्जिउं ।
तम्हा पाणि–वहं घोरं, निग्गन्था वज्जयन्ति णं ॥

એ જાગતો ભલો.

પરંતુ ઉપર કહ્યા એ ગુણો જેમનામાં નથી. ભલે દેહનો ભાર લઈને જીવતો હોય પણ સુતેલો સારો.

ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં મહાત્મા પધાર્યા છે. ધર્મદેશના આપે છે. સુતા નહીં જાગતા રહેજો, જો તમે સુતા રહેશો તો આ ભવનો ફેરો નિષ્ફળ જશે.

'કામદુધા કલ્પતરૂ, પારસ ચિંતામણી ચાર,
સંત સમાન એકે નહિ, મેં મનમાં કર્યો વિચાર.

સત્સંગ બહુ મોટો ધર્મ છે. સાધુનો સત્સંગ કામદુધા કલ્પતરૂ પારસ ચિંતામણી રત્ન કરતા પણ વિશેષ છે. એટલે તો સંત સમાગમ મોટો ગણાય છે.

સંત સમાગમ જીવનમા પરિવર્તન આણે છે ઉંમર છે, યુવાની છે, શકિત છે અને સમય છે. આ બધું છે. ત્યારે સંત સમાગમ કરી કલ્યાણ કરી લ્યો, કાલ સવારે યુવાની ચાલી જશે પછી? પછી કાંઇ નહીં થાય? જ્ઞાની ભગવંતે ઉ-તા. સૂત્ર અ. ૧૦ ગાથા ૨૬ માં ફરમાવ્યું છે:

"परिजूरइ ते सरीरयं केसा पण्डुरया हवन्ति ते ।
से सव्व वलं य हायई, समय गोयम ! मा परम्माए ।

એક જ્ઞાનીએ કહ્યુ છે.

આંખો પૈ તનેગા જાલા, નાકસે વહેગા નાલા ।
લાઠીસે પકેગા પાલા, જરા જિન્દગાની મેં ॥
ખડે ખડે વસ્ત્રોમેં કરોગે, મલ મૂત્ર ત્યાગ
પડે પડે થૂકતે રહોગે, પીકદાની મેં ।
ભકિત કયા કરોગે તુમ, શકિત ન રહેગી જબ ।
કયા રામ રામ બોલોગે, તુમ્હારી બંદ વાણીમેં ॥

જ્યારે ઘડપણ આવી જશે, આંખોમાં મોતીયો આવશે અને થોડે દૂર પણ દેખાશે નહીં, નાકમાંથી પાણી વહ્યા જશે ને આ વિષમ ઉ-તરાવસ્થામાં તમારે પસ્તાવું પડે એના કરતા ધર્મના કામ તમારે તમારા શરીરમાં–મનમાં શકિતનો તનમનાટ હોય ત્યારે જ કરી લેવા સારા.

શરીરનો ખ્યાલ કરો ને ધર્મનો ખ્યાલ ન કરો તો કેમ ચાલે? જુવાની એક વખત ગઇ ફરી આવવાની નથી ભકિત તો શરીરમાં જોમ હોય ત્યારે થાય. ભગવાનને પુકારવાનું જોમ જેટલું પ્રબળ, ભકિતને તપશ્ચર્યાથી એટલું અંતઃકરણ શુદ્ધ બને છે. આ બધા માટે પ્રબળ શકિત જુવાનીમાં હોય છે. યોગ સમય આવે ત્યારે યોગ તરફ વળાય એના કરતાં ભોગમાથી સીધા યોગ તરફ જવાય તો આ ભવનું કલ્યાણ જલ્દી થાય ભર યુવાનીમાં તમે કહો કે ધર્મનો યોગ આવશે ત્યારે ધર્મ પણ કરી લઇશું પણ એ યોગ ક્યારે આવે? ઘડપણમાં? જ્યારે કાયા ન ચાલતી હોય ત્યારે? મન થાકી ગયું હોય ત્યારે? ત્યારે તમારામાં ઉત્સાહ હોય ખરો? ન હોય. મનુષ્યના આયુષ્યનો ઉદય છે. શરીર સુખાકારી છે. સમય છે ત્યારે હૃદયમાં ધર્મ જાગૃતિ લાવી દો.

'તન નહીં છુતા કોઇ ભી દમ નિકલ જાને કે બાદ
ફેંક દેતે ફુલ, જ્યોં ખુશબૂ નિકલ જાને કે બાદ ।
આજ જો કરતે કિલોલેં, ખેલતે હૈં સાથમેં
કલ ડરેંગે દેખ તન, નિર્જીવ હો જાને કે બાદ ।
સ્વાર્થ પ્યારા રહ ગયા, અસલી મુહબ્બત ઉઠ ગઇ
ભૂલ જાને માંકો બચ્ચા પર નિકલ જાને કે બાદ ।
ભાગ જાતે હંસ ભી, નિર્જલ સરોવર દેખકર
ત્યાગ દેતે વૃક્ષ પક્ષી, પાન ઝડ જાને કે બાદ ।'

આપણા સમાજમાં ફૂલના હાર પહેરાવવાની પ્રથા છે. જૈનોએ ફૂલ ન પહેરવા જોઇએ અને બ્હેનોએ માથામાં ફૂલની વેણી ન નાખવી જોઇએ કારણ ફૂલ સજીવ હોય છે. ફૂલ કરમાય જાય, જીવો પણ મરી જાય છે. તેમાં એકેન્દ્રિય જીવ કહેવાય છે. તેને પણ જીવન પ્રિય છે.

આનાથી પાપ થાય ને? જો કોઇનું બહુમાન કરવું હોય કે કરાવવું હોય તો સુખડનો હાર પહેરાવાય, સૂતરની આંટી પણ પહેરાવાય, પણ ફૂલનો હાર તો ન જ પહેરાવાય. કારણ એનાથી હિંસા થાય, આજથી પ્રત્યાખ્યાન લો કે ફૂલનો હાર કે ફૂલની વેણીનો ઉપયોગ નહીં કરીએ.

શેનાથી હિંસા થાય છે? અહિંસા કેમ કેળવાય છે? એ બધું તમે ક્યારે જાણી શકો? જ્યારે સંતોનો સત્સંગ કરો ત્યારે. બાળકો સાથે રમતા હોય ભણતા હોય, જમતા હોય એમાં એક બાળક ઓછો થઇ જાય તો? એમ તમારો અંદરનો રમનાર જીવતો હોય તો જ એની કિંમત છે ને?

જ્ઞાનીજનો જાગૃતિનો સંદેશ આપતા કહે છે કે 'આ સ્વાર્થમય જગતમાં માત્ર દેહનો સ્વાર્થ પૂરતો નથી, આત્માનો સ્વાર્થ પણ સાધવો જોઇએ.'

એક ગાય હોય, વાછરડું દિવસ-રાત એની પાસે હોય, પરંતુ ગાયનું દૂધ બંધ થાય પછી વાછરડું કેવું દુ:ખી થઇ જાય છે?

સત્સંગનું પણ આવું જ છે. સત્સંગ છોડો એટલે શું થાય? તમને શાસ્ત્રનું જ્ઞાન, સાચા વિચાર, અહિંસાના ભાવો અને ધર્મદેશના ક્યાંથી મળે?

શરીર ઇન્દ્રિયોના ભોગ છોડો ને યોગ અપનાવો.

સ્થવિર ભગવંતો ઉપદેશ કરે છે બળરાજા સાંભળે છે. ધર્મના આ સંકેતોએ બળરાજાના અંતરમાં જાગૃતિ લાવી દીધી છે.

વિશાળ પરિવાર છે. રાજસુખો છે. ભોગ-વિલાસ છે. વૈભવનો તો કોઇ પાર

નથી. ઇન્દ્રિયો બરાબર કામ આપે છે. ઉમર છે અને સમય છે. ધર્મનું આચરણ નહી કરૂં તો ? એવું બળરાજા વિચારે છે.

આવી જાગૃતિ તો જ આવે, જો પુણ્ય કમાયા હોય. બળરાજાની અંતરની આ જાગૃતિ એના વિચારો અને એમના જીવન પરિવર્તનની વાત હવે અવસરે કહેવાશે.

卐

## ૧૨

# સાચો સમ્રાટ કોણ ?

(અષાઢ વદ ૧૨ શુક્રવાર તા. ૨૩-૭-૭૬)

શાસન સમ્રાટ વીર જીનેશ્વર ભગવંતે જગતમાં સાચો સમ્રાટ કોણ બની શકે તેનું દર્શન કરાવ્યું છે. સમ્રાટ કોણ બની શકે ? છ ખંડને સાધી છ ખંડ ઉપર આધિપત્ય જમાવી તેના ઉપર આણ ફરકાવનારને સમ્રાટ કહેવાય છે. ચક્રવર્તીને સમ્રાટ કહેવાય છે. તેને નરદેવ પણ કહેવાય છે, ભગવતી સૂત્ર શતક ૧૨ ઉદ્દેશો ૯ મો માં પાંચદેવનો અધિકાર બતાવતાં નરદેવની અપૂર્વઋદ્ધિનું વર્ણન કરેલ છે. ૮૪ લાખ, હાથી-ઘોડા-રથ ૯૬ કોડી પાયદલ, ૬૪૦૦૦ સ્ત્રીઓ, ૩૨૦૦૦ મુકુટ બંધી, ૩૨૦૦૦ સામાનિક રાજા, ૩૬૦ રસોયા, વીસ હજાર સોનાના આગાર, આવા મોટા રાજવૈભવનો સ્વામી એ છે બાહ્ય જગતનો સમ્રાટ. રાજસત્તા અને રાજસુખ, જનતા પર રાજ, મનમાં અનેક મહત્વકાંક્ષાઓ, આવો સમ્રાટ જગતની દૃષ્ટિએ ભલે સુખી ગણાતો હોય પરંતુ જ્ઞાનીઓના જ્ઞાનમાં આ સમ્રાટની કોઇ કિંમત નથી.

જનતા પર રાજ કરી સરહદો વધારવી, અન્યના રાજયો છીનવી લેવા, હજારો જીવોને રહેંસી નાખી, અન્યના રાજ્ય ઉપર બની બેઠેલા સમ્રાટ એ શું સમ્રાટ છે ? સમ્રાટ એટલે મહાશકિતશાળી રાજા એવો અર્થ થાય છે. તમારી શકિત બીજાઓને મારી નાખવા કે અન્યનું છીનવી લેવાના ઉપયોગમાં થાય તો એ શકિત નથી જુલ્મ છે !

સમ્રાટ ભોગથી નહિં યોગથી થઇ શકાય છે. આંતર જગતના છ શત્રુ સમા ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, રૂપ છ ખંડને સાધે તે જ આધ્યાત્મિક જગતનો સ્વામી બની શકે છે, તે જ સાચો સમ્રાટ છે. તેથી જ તિર્થંકર ભગવંતોને શાશન સમ્રાટ કહેવાય છે. કંચન કામિનીના લોભ, સત્તા-વૈભવ અને એશ-આરામ એ કોઇ પણ રાજા કે સમ્રાટનું કર્તવ્ય નથી સમ્રાટનું સાચુ કર્તવ્ય તો પ્રજાનું પાલન છે. એક સમ્રાટનું અને એક મહર્ષિનું ઉદાહરણ સાંભળો. એક મહર્ષિ સીધા, સાદા અને બાહ્ય વૈભવ વિનાના, પણ પેટ પૂરતું ખાઇ કલા ઉપાસન કરનારા. છ દર્શનોમાં વૈશેષિક

નામનું દર્શન જેણે નિર્માણ કર્યું છે. એનું નામ કણાદ, એનું નામ કણાદ કેમ પડયું એ જાણવા જેવું છે. 'कणं अत्ति इति कणाद' કણ કણ વીણી-વીણીને ખાતા હતા. તેથી તેનું નામ કણાદ પડયું. મોસમ વીતી જાય, ખેતરોમાં મોલ લણાઇ જાય, પછી ખેતરોમાં જે રહ્યાં સહ્યાં દાણા હોય, એ વીણી લાવીને, એ ય પેટ પૂરતું ઘેર આવી ખાઇ લે. કણાદ આ રીતે પોતાની આજીવિકા પૂરી કરતા હતા. એક વખત એ દેશના સમ્રાટને કોઇકે ફરિયાદ કરતા કહ્યું "મહારાજ! તમે કહો છો કે મારા દેશમાં કોઇ ભૂખ્યું નથી, ગરીબ નથી, કોઇ ખાધા-પીધા વિનાનું નથી, પણ કણાદ નામના એક સજ્જન માણસ, ખેતરોમાંથી કણો વીણી લાવીને પેટ ભરે છે." મહારાજનું જાણે ગૌરવ હણાયું. તુરત જ રાજમાંની એક વ્યકિતને કણાદ પાસે મોકલીને કહેવરાવ્યું. બોલો! આપની શી જરૂરિયાત છે? પેલા સેવકે કણાદ પાસે જઇ કહ્યું કે મહારાજાએ કહેવરાવ્યું છે કે તમોને જોઇએ તેટલું અન્ન રાજભંડારમાંથી મોકલી આપે."

પણ રાજના એ માણસને નિર્લોભી કણાદ શું જવાબ આપે છે એ તો જુઓ? કણાદ છે કહે-ભાઇ રાજના અન્નભંડાર ભલે ભર્યા મારે એક કણની પણ જરૂર નથી. હું ગરીબ નથી મારી કોઇ આવશ્યકતા નથી. રાજના માણસે આવી, રાજાને વાત કરી. રાજાએ ફરી ફરમાન કર્યું 'સ્વમાની માણસ હશે એટલે જાહેરમાં લેવા ના પાડે, એને કહો તમે કહો ત્યારે છાની રીતે મોકલી દઇએ!" રાજાનો માણસ ફરી કણાદ પાસે આવ્યો. કણાદને રાજાનો સંદેશ કહ્યો, પણ કણાદે તો, જે પ્રથમ જવાબ આપ્યો હતો, એવો જ જવાબ આપ્યો! રાજાને નવાઇ લાગી. એને મનમાં આ માણસ માટે માન વધ્યું. એણે પોતે કણાદ મહર્ષિ પાસે જવાનો નિર્ણય કર્યો. મહારાજા કણાદની ઝુંપડી જોવા તેને ઘેર પહોંચ્યા. કણાદ લખવામાં મસ્ત હતો. એને તો શું રાજા, શું પ્રજા? બધા સરખા હતાં. પારકાના પુરૂષાર્થ ઉપર તાગડધિન્ના કરનારાઓએ અહીં એક ધડો લેવા જેવો છે. જીવનમાં માણસ કેવી કેવી મહાન તપશ્ચર્યા કરે છે? કણાદ એક ટંકના દાણા વીણી લાવે. એક ટંક ખાય ને બીજા ટંકના વીણી લાવે. બીજા ટંકે ખાય. એને સંગ્રહ કરવો નથી.

"સંચય ન કરે સાધુ સંયમી અણુમાત્રનો,
નિસ્વાર્થી ને અનાસકત બને તે જગવલ્લભ."

જુઓ આસકિત ત્યાં જ આક્રમણો છે ને જ્યાં નિરાસકત અનાસકત ભાવે છે ત્યાં આનંદ છે. જે સંયમી આત્મા છે તે નિઃસ્વાર્થી, નિસ્પૃહી અને નિર્લોભી હોય છે. તે ટંકેટંકનું લઇ આવીને ઉદરપૂર્તિ કરે છે પરંતુ વસ્તુ કે પદાર્થનો સંચય કરતા નથી આવો નિષ્પરિગ્રહી આત્મા જ જગતનો વલ્લભ બને છે આનું નામ સાચો આધ્યાત્મિક

વૈભવ કહેવાય. રાજાએ કેટલીયે આજ્ઞા કરી કણાદે હા પાડી હોત તો એની ઝુપડીના આંગણામાં અનાજના ઢગલા થઇ જાત પણ એતો મહર્ષિ હતા. એક કણની આશા નહીં આ છે કણાદની સ્વાભાવિક સાધના.

કણાદની સાધના કેટલી મોટી છે એને કોઇની દયા પર જીવવું નથી એ તો માત્ર એક ટંક વીણી લાવેલા દાણા ખાઇને ફરી લખવામાં મસ્ત છે. એના આંગણામાં મહાન સમ્રાટ આવીને ઉભો છે એની ય એને પરવા નથી. હવે તમે કહો સાચો સમ્રાટ કોણ ? થોડી પળો સુધી ઉભો રહેલો સમ્રાટ, કણાદનું ધ્યાન દોરવા કહે છે, 'મહાનુભાવ કણાદ ! ઉંચું તો જુઓ ! હું આપના આંગણામાં આવ્યો છું.' કણાદ ઉંચુ જુએ છે. સમ્રાટને જોઇને હરખઘેલો થઇ જાય છે. જો કે કણાદ તો એને આંગણે કોઇ સામાન્ય માણસ આવ્યો હોત તો પણ આટલો જ હરખાત. એની દ્રષ્ટિમાં કોઇ ભેદ નથી. એણે સમ્રાટને આવકાર આપતાં કહ્યું. 'પધારો ! સમ્રાટ પધારો ! મારા લાયક સેવા ફરમાવો '

સમ્રાટ પણ વિવેકી છે. એ કહે છે 'હું તમારી સેવા લેવા નથી આવ્યો, સેવા કરવા આવ્યો છું. 'તમે મારા રાજ્યમાં ખેતરોમાંથી દાણા વીણી વીણીને ખાવ, અને એ પણ મારા અન્નભંડાર ભર્યા હોય ત્યારે, એ મારૂં દૂષણ છે.' સમ્રાટની ભાષામાં એક પ્રકારનો અહંભાવ હતો. કણાદ નમ્ર બનીને સમ્રાટને જવાબ આપે છે 'મહારાજ! હું અન્ન વીણીને ખાઉં છું એ તમારૂં દૂષણ નથી પણ ભૂષણ છે. કોઇની દયા ઉપર ન જીવવાનો મારો અધિકાર, તમે તો શું ભગવાન પણ નહીં છીનવી શકે. મહારાજ ! આ મનુષ્ય અવતાર મળ્યો છે પેટ ગુજારા પુરતું કમાઇને ખાવા જેટલુ સ્વાભિમાન ન હોય તો આ જીવતર ધૂળ છે. મારો સંતોષ એ મારે મન અન્નનો ભંડાર છે, મહારાજ !' રાજા કણાદના જવાબથી પ્રસન્ન થઇ ગયા. એ જેની સાથે વાત કરતાં હતાં એ સિદ્ધાતે ધર્મ મહાનતામાં અને વિશાળતામાં ચઢિયાતો હતો. રાજાએ કણાદના ચરણોમાં પડી કહ્યુ, 'ધન્ય ! મહર્ષિ ધન્ય ! તમે મારા રાજ્યનું મહાન ભૂષણ છો. તમારા જેવા મહાન આત્માઓથી મારૂં રાજ્ય ઉજળું છે !' વર્ષો પૂર્વે થઇ ગયેલા કણાદનું આ ઉદાહરણ છે, પણ આ કણાદ મહર્ષિ હજુ પણ જીવે છે, કારણ કે એજ મહર્ષિએ દર્શન શાસ્ત્રનો મોટામાં મોટો ગ્રંથ વૈશેષિક દર્શન રચ્યો છે, સત્તા, સામ્રાજ્ય, અધિકાર, મોહ–માયા, વૈભવ, અનેક પત્નીઓ મોટું રાજ્ય, મદમદતો અને છલછલતો રાજ વૈભવ હોય એને ભલે સમ્રાટ કહેવાતો હોય, પણ એ સમ્રાટ નથી. વિશાળતા હોય, વિશિષ્ટતાઓ હોય, છકે નહીં અને છલકાઇ જાય નહિં એવા નરવીરો સમ્રાટ બની શકે છે.

ધર્મ સત્યની પૂર્ણતા પ્રગટી હોય તે છલકાતાં નથી.
પૂરા તે છલકે નહીં, છલકે તે આધા
ઘોડા તે ભૂંકે નહીં, ભૂંકે તે ગધા.

બહારની રિદ્ધિ તો જોઇએ તેટલી મળે, પણ જ્યાં સુધી આભ્યંતરની રિદ્ધિસિદ્ધિ અને સમૃદ્ધિ પ્રાપ્ત ન થાય તો ? તો એ છકી જાય–છલકાય નહીં.

નગરીના ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં સ્થવિર ભગવંતો પધાર્યા છે ભાગ્યવંત આ નગરી ! આ રાજા ! અને આ પ્રજા ! રાજ સુખની સાહ્યબી છે, ૫૦૦ રાણીઓ છે, વૈભવ તો જાણે છલકાય છે, એવા રાજકુંવર મહાબળ છે, એવા જ પ્રતાપી પુત્રના પિતા મહાપ્રતાપી બળરાજા છે, એ પ્રતાપી રાજાની રાણી ધારિણી છે, રાજ્યમાં ખબર પડયા છે. ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં સ્થવીર ભગવંતો પધાર્યા છે. ભગવંત સ્થવીરની વાણી સાંભળવા માટે ઉદ્યાનમાં રાજા–પ્રજાનો સમુદાય ઉમટયો છે. વાણીમાં ધર્મ, વૈરાગ્ય, અને વિવેકનો આદેશ છે. ભગવંતોની વાણીની ચોટ સીધી હૃદયમાં સ્પર્શી જાય એવું એમાં બળ છે. પ્રભુની વાણી જાણે ઉદ્યાનમાં ફુલની ફોરમની જેમ, ધર્મની સુગંધ વરસાવે છે. આ તો પ્રભુની વાણી વાણીમાં જે ધર્મ આદેશ છે, વિવેક છે, ત્યાગ અને તપશ્ચર્યાના ઉપદેશ છે એ માનવ મનને વિચાર કરતું કરી મૂકી દે છે.

બળ રાજાના મનમાં પણ ધર્મભાવ જાગ્યો છે, એના અંતરમાં ધર્મના સાચા સ્વરૂપે આંદોલનો જગાડવા માંડ્યા છે.

"अधुवे असासयम्मि संसारम्मि दुक्खपउराए ।
किं नाम होज्ज तेकम्मं जेणाहं दुग्गइं न गच्छेज्ज ॥ ઉત્ત અ ૮. ગા. ૧

દુઃખથી ભરેલા અધ્રુવ અશાશ્વત આ સંસારમાં, એવું કયું કર્મ છે, જેનાથી હું દુર્ગતિમાં ન જઇ શકું ?

સ્થવીર ભગવંતો ઉપદેશ આપે છે. આ સંસાર દુઃખનું ઘર છે. રાજરાણી, આબરૂ, વૈભવ, સત્તા સર્વ શાશ્વત ચિરંજીવ નથી.

"थावरं जंगम चेव, धणं धन्नं उवक्खरं ।
पच्चमाणस्स कम्मेहि नालं दुक्खाओ मोयणे ॥ ઉત્તર અ. ૬, ગા. ૬

દેવાનુપ્રિય આત્માઓ ! સંસારના તમામ થાવર અને જંગમ જે ભોગ–ઉપભોગના સાધનો ભૌતિક સુખો આપનારા છે તે ક્ષણમાત્રના છે આજનો યુગ વૈભવનો યુગ છે. આજે વિજ્ઞાને સર્જેલા અને બીજા વૈભવોની કયાં ખામી છે ? સિનેમા, ટી વી, રેડિયો, ટેલીફોન, રેફ્રિજીટર કેટ કેટલા સુખના સાધનો છે પરંતુ આ સુખના સાધનો કેવા ? "खणमित्त सुक्खा बहुकाल दुक्खा" બહુકાળ દુઃખ દેનારા આ બધા સુખો એક ક્ષણના છે. 'अनित्यानि संसाराणि, वैभवो नैव शाश्वतो । नित्यं सन्निहितो मृत्यु धर्मो एक हि निश्चल."

અનિત્ય એવા સંસારની અંદર વૈભવ–વિલાસ, રંગરાગ વગેરે અશાશ્વત, અનિત્ય, અધ્રુવ છે. ક્ષણ માત્રનું સુખ પરંતુ બહુ કાળના દુઃખનું કારણ છે. માટે જ જ્ઞાની

ભગવંતો કહે છે દુઃખને આપનાર એવા ક્ષણિક સુખોનો ત્યાગ કરો. ત્યાગ નહીં કરો ત્યાં સુધી ભોગનો મોહ નહીં ત્યજી શકો.

**દુઃખથી ભરેલા સંસારનો ત્યાગ, એ મોટામાં મોટો ત્યાગ છે.**

**દુનિયામાં આવ્યા છીએ કેટલી ઘડી હસવાનું ને કેટલી ઘડી રોવાનું?**

ભગવંતોની વાણી સાંભળી છે, ત્યારથી મહારાજા બળની અંત જાગૃતિ થઇ ગઇ છે. ત્યાગ માર્ગનો પ્રકાશ હવે એને દેખાવા માંડયો છે. તેને સમજાય ગયું કે સુખ એ ત્યાગના ઘરમાં જ છે.

'સુખ જે રહ્યું તપધન તથા ચારિત્રના ગુણ પુંજમાં,
તેમજ અનંતુ સુખ સાચું વિરતિ કેરી કુંજમાં,
તે સુખભાગ અનંતમો ના હોય ભોગ વિલાસમાં,
કામાદિમાં જે મોજ માને અંધ તે અજ્ઞાનમાં'

સુખ એ વૈભવ-વિલાસમાં કે કામભોગમાં નથી. પરંતુ તપરૂપી ધનમાં છે ચારિત્રના અખૂટ પુંજમાં છે અને વિરતિની કુંજમાં છે. મળેલા પદાર્થો ચિરકાળ ટકનારા નથી. જ્ઞાનીએ કહ્યું છે:

'નરેન્દ્ર સુરેન્દ્ર ઇન્દ્રોના સુખો પરમાર્થ દૃષ્ટિએ જોઇએ તો દુઃખના કારણ છે. કારણ કે એ સુખોથી ભૌતિકતા મળી છે આધ્યાત્મિકતા નહીં. સંસાર સજીંત દુઃખો જોઇ લીધા, જાણી લીધા, સમજી લીધા પછી પણ જે આધ્યાત્મિક માર્ગે પ્રયાણ નથી આદરતો એ બુદ્ધિમાન નથી. સંસારના તમામ સુખોની સાથે જેણે સંબંધ તોડી નાખ્યો છે તે આધ્યાત્મિક જગતનો મહાન સમ્રાટ છે. સંસારના વૈભવી સમ્રાટના રાજ્યનો અંત હોય છે, પરંતુ ધર્મના સમ્રાટના રાજયને ક્ષિતિજો હોતી નથી. એનું એક ઉદાહરણ કહું છું.

એક દેશનો બાદશાહ પોતાની સેના લઇ એક જંગલમાંથી પસાર થઇ રહ્યો હતો. એને કાને એક મહાન ફકીર આ જંગલમાં રહે છે, એવી વાત આવી. ફકીર તો મસ્ત છે. કોઇની એને પરવા નથી. એ કોઇથી ડરતો નથી. ફકીરના વખાણ સાંભળ્યા. બાદશાહ ફકીરને મળવા ચાલ્યો, બાદશાહની ફકીરને મળવાની જિજ્ઞાસા વધી. એ ફકીર પાસે ગયો અને ફકીરને પૂછી બેઠો 'તું કોણ છો?'

ફકીરે ખુમારીથી ઉંચું જોયું અને બાદશાહને સામો સવાલ કર્યો. 'તું કોણ છો? ફકીરના સામા સવાલથી રાજા ડઘાઇ ગયો. આજ સુધી આ મહાન બાદશાહને આવો સવાલ કરનારૂં કોઇ નહોતું મળ્યું. બાદશાહે કહ્યું 'હું બાદશાહ છું.'

ફકીર હસ્યો અને કહ્યું 'હું બાદશાહનો બાદશાહ છું.' બાદશાહનું જાણે ગૌરવ હણાયું 'તારી પાસે એક પણ સેવક છે?' 'જેને ભય હોય એની આજુ-બાજુ સેવકો

હોય, બાદશાહ! ફકીરે ગૌરવથી જવાબ વાળ્યો.' 'તારી પાસે આવી હજારોની સેના છે?' બાદશાહે ફરી પૂછયું. 'સેના નથી. શસ્ત્ર નથી સેનાની તો એને જરૂર પડે જેને શત્રુ હોય બાદશાહ!' ફકીરે અભિમાનથી કહ્યું. 'તારા શરીર પર એક નાનું શું વસ્ત્ર પણ છે? ને મારી....'

બાદશાહ શબ્દો પૂર્ણ કરે એ પૂર્વે ફકીર ગર્જી ઉઠયો 'બાદશાહ, તારા જેવા બહુરંગી ને ભારે વસ્ત્રો તો દેહની કુરૂપતા ઢાંકવા માટે પહેરવા પડે. મારી પાસે તો માત્ર એક કફન જ છે. મારી મર્યાદાનું પાલન એટલું જ છે.'

બાદશાહ ફકીરના શબ્દો સાંભળી થીજી ગયો. જ્ઞાન લાધી ગયું. બાદશાહી ત્યજી દીધી અને ફકીરી સ્વીકારી લીધી. આ ફકીર જે જગતથી પર છે તે જ સાચો સમ્રાટ છે. આ આધ્યાત્મિક જગતનો મોટો સમ્રાટ. આવો જ એક સમ્રાટ, જેને રાજસુખ ત્યજવાના ભાવ થયા છે. એ બળરાજાનો આત્મા જાગી ગયો છે. ત્યાગમાર્ગે જવા પણ લીધું. બળરાજાએ સ્થવીર ભગવંતો પાસે ભાવ પ્રગટ કર્યા. 'મને પ્રવ્રજ્યા અંગીકાર કરવાના ભાવ જાગ્યા છે પ્રભુ!'

સ્થવીર ભગવંતોએ જવાબ આપ્યો **जहासुहं देणुप्पिया ! मा पडिबंधं करेह ॥** 'તમને સુખ ઉપજે એમ કરો પણ વિલંબ ન કરો.'

રાજાએ વીતશોકા નગરીમાં જઇ કર્તવ્ય પૂર્ણ કરવાનું છે. રાજ્ય સંચાલન કરે તેવા મહાબળકુમારને રાજ્ય સોપવાનું છે. હવે રાજા કેવી રીતે નગરીમાં પાછા ફરે છે અને આવીને કેવી રીતે મહાબળકુમારનો રાજ્યાભિષેક કરવાનો નિર્ણય કરે છે. તેના ભાવભેદ અવસરે........

# સાધ્વી શિરોમણિ

## બા. બ્ર. માનકુંવરબાઈ મહાસતીજી

મૂળ મેંદરડાના બદાણી કમળશીભાઇ પિતા અને હીરાબાઇ માતાના પુત્રી વેલબાઇ અને તેમના પુત્રી એટલે આપણા શ્રમણી સંઘના અગ્રણી માનકુંવરબાઇ મહાસતીજી.

કાળક્રમે કમળશીભાઇ મેંદરડા છોડી દીવ જઇને વસ્યા. દીવના એ વખતે જાહો-જલાલીના દિવસો હતાં. કમળશીભાઇને ડુંગરશી નામનો પુત્ર અને વેલબાઇ પુત્રી હતી. વેલબાઇને બે સંતાનો હતાં. માનકુંવરબાઇ અને હીરાચંદ. બે સંતાનોને છોડી પિતા પરલોક પધાર્યા.

એ સમયમાં ભાવનગર દરિયા કિનારે થઇ, પૂ. ધર્મદાસજી મહારાજના શિષ્ય **પૂ. મૂળચંદજી** મહારાજ અને એમના પ્રશિષ્ય રત્નચંદ્રજી મહારાજ ઘોઘા કિનારે

પધાર્યા છે. એ ખબર સાંભળી દીવનો સંઘ રાજી થયો. જઇને ગુરૂદેવને વિનંતી કરી, ચાતુર્માસ નજીકમાં આવતું હોવાથી પૂ. રત્નચંદ્રજી મહારાજને ચોમાસાની વિનંતી કરી. દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ જોઇ અવસર જાણી પૂ. મહારાજે વિનંતી સ્વીકારી. પૂજ્યવર પધાર્યા. દીવનગરમાં જાણે ધર્મનો મંડપ રોપાયો, જ્ઞાનનો દરિયો લહેરાયો, તપ–ત્યાગથી આકાશ છવાઇ ગયું. ઘર ધંધા છોડીને શ્રાવકો ઉપાશ્રયમાં ઉભરાય છે. પર્વાધિરાજ પધાર્યા છે. મન મૂકીને ઉપાસના થાય છે. હર્ષ અને આનંદથી ચાતુર્માસ પૂર્ણ થાય છે, માતાનો એકનો એક લાલ ડુંગરશી, વાણી સાંભળી દુ:ખનો ભોગવટો શા માટે? એ વિચારતાં વિચારતાં જીંદગીના સાચા સુખની શોધ એણે કરી લીધી. માવિત્રો પાસે આવી કહે છે "મારે દિક્ષા લેવી છે. મને ત્યાગમાર્ગે જવાના ભાવ થયા છે." માતા ત્યાગમાર્ગની કઠિનતાનું દર્શન કરાવી અનેક પ્રલોભનો આપે છે પણ જેનો અંતર આત્મા સફાળો જાગી ગયો છે તેને રોકનાર કોણ છે.

**"જાગ્યો રે આત્મા આશ જાગી,**
**મુક્તિના અમૃતની પ્યાસ લાગી**
**અભિલાષ જાગી...જાગ્યો રે આત્મા.**

અંતરમાં એકજ ધુન એકજ મસ્તી કે ત્યાગના માર્ગે જઇ મોક્ષને સાધના દ્વારા સાધ્ય કરી લેવો. માતાના પ્રલોભનો સામે ટક્કર ઝીલનાર પુત્રનો માતાએ મક્કમ નિર્ણય અને દૃઢ સંકલ્પ જાણી લીધો. માતાએ પણ વિચાર કર્યો, આવો સુપુત્ર સંસારની અનિત્યતા સમજી નશ્વર સંસારના સુખોને છોડી ચાલ્યો જાય તો હું કયા સુખે સંસારમાં રહું. ધિક્કાર છે મને!!

તેણે પણ સંકલ્પ કર્યો, મારો દિકરો દિક્ષા લેશે તો હું પણ લઇશ. વેલબાઇ કહે હું પણ લઇશ. બેન માનકુંવરને વિચાર આવ્યો, મા મામા ને નાનીમા દિક્ષા લ્યે તો હું કેમ સંસારમાં રહું! તે કહે "મારે ય દિક્ષા લેવી છે" તો હીરાચંદને ભાવ જાગ્યા. ઘરના સર્વ ત્યાગ માર્ગે જાય તો હું ય દિક્ષા લઇશ. કેવા ભવ્ય ને રૂડા આત્માઓ! એક ઘરમાંથી પાંચ પાંચ વ્યક્તિઓએ દીવના દીવ્ય ઉદ્યાનમાં સં. ૧૮૧૫ કારતક વદ ૧૦ ને ગુરૂવારના દિવસે પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજ પાસે દિક્ષા લીધી. પૂ રત્નચંદ્રજી મહારાજ શરીરે વૃદ્ધ થયા. શ્રી ડુંગરશી મહારાજ શાશનમાં ક્રાંતિ લાવનારા ત્યાગમૂર્તિ પ્રાત:સ્મરણીય હતા. લોકોના અંતરમાં ધર્મના ભાવ જગાડ્યા. જ્ઞાન–ધ્યાન વધાર્યા. પૂ. ગુરૂવર્ય વિચરતાં–વિચરતાં ગોંડલ પધાર્યા. ગોંડલમાં ૧૨૦૦ ઘરનો સમુદાય હતો. સં. ૧૮૪૫ ગોંડલ ગાદીનું કેન્દ્ર બન્યું. ૧૦૮ ગામ ગણુનામાં આવ્યા.

બા. બ્ર. માનકુંવરબાઇ રૂપવાન તેમજ ગુણુવાન હતા. તેમના ત્યાગ પ્રધાન જીવનથી તેમના સૌંદર્યની આભા વધુ તેજસ્વી બની હતી. એક વખત માયા પાદર ગામડામાં સતીજી પધાર્યા, બપોર થયું. ગૌચરી કરી ઓસરીમાં પાટ મૂકી મહાસતીજી

કંઠ ખોલી ગાવા લાગ્યા વૈરાગ્યની વાતો કરવા લાગ્યા. અનેક લોકો મહાસતીજીના શ્રીમુખેથી મધ ઝરતી વાણી સાંભળવા દોડી આવ્યા. એમાં એક કાઠી પણ સાંભળવા આવ્યો. કાઠી પૂ મહાસતીજીની વાણી કરતા પણ તેમના સૌંદર્ય ઉપર વધારે મુગ્ધ બન્યો. મનમાં પરિવર્તન આવ્યું. જાણે મન મૂકી ગયો. જતાં (૨) ચીઠ્ઠી લખતો ગયો. ચીઠ્ઠીમાં લખ્યું હતું "હું રાતે આવીશ." મહાસતીજીએ ચીઠ્ઠી વાંચીને શ્રાવકને બોલાવ્યા. વાત કરી. શ્રાવક મુંઝાયા મારે શું કરવું ? ઘોડે ચડી બાજુના ગામમાં ગુરૂદેવ પૂ. ડુંગરશી મહારાજ પધાર્યા હતા ત્યાં પહોંચી ગયો. 'શું દેવાનુપ્રિય !' પોતાના ચરણોમાં આંસુ સારતા શ્રાવકને પૂછ્યું. શ્રાવકે કાઠીની વાત પૂ. ગુરૂદેવને કરી.

પૂ. ગુરૂદેવે સાંત્વન આપતાં કહ્યું, હોય ! જીવોની અજ્ઞાનતા પણ હોય. ચિંતા ન કરો. તુરત જ મહારાજશ્રી શ્રાવક સાથે માયાપાદર પધાર્યા. મહાસતીજી પૂ ગુરૂદેવને જોઇ આનંદિત બની ગયા. પૂ. ગુરૂવર્યને વંદન કરી સુખશાતા પૂછી. ગુરૂજીએ મહાસતી. માનકુંવરબાઇને વિહાર કરવા આજ્ઞા કરી. આજ્ઞા થતાં જ ભેટ બાંધી, માંગલિક શ્રવણ કરી મહાસતીજીએ વિહાર કર્યો.

અહીં સાંજ પડી. પ્રતિક્રમણ કરી ગુરૂ મહારાજે આવેલા શ્રાવકો સાથે જ્ઞાનચર્ચા કરી. રાત વધવા લાગી. પેલી બાજુ કાઠીનો જીવ સળવળ્યો. ઉઠયો અને આવ્યો ઉપાશ્રયે. આવી દરવાજો ખખડાવ્યો. દરવાજો ખુલ્યો જોયું તો મહારાજ ! પૂ. ગુરૂદેવની પ્રસન્નતા–આકર્ષણ જોઇ કાઠી આભો બની ગયો. કાઠીને ગુરૂદેવે પૂછ્યું 'આવા કાળે અહીં આવવાનું શું પ્રયોજન ? ગુરૂદેવના દર્શન થતાં કાઠીની દૃષ્ટિ બદલાઇ ગઇ. મનનો મેલ ધોવાઇ ગયો. એણે પોતાના મનમાં જાગેલી મલિન ભાવનાની વાત કરી. પ્રાયશ્ચિત્ત કર્યું અને પ્રતિજ્ઞા કરી કે આ પળથી જ કાઠિયાણી સિવાય જગતની સર્વ સ્ત્રી મા–બેન સમાન માનીશ. ત્યાર પછી બીજા દિવસે મહાસતીજી પાસે જઇ કહ્યું, મહાસતીજી તમે મારા માતા સમાન છો. કાઠીએ પાપનું પ્રક્ષાલન કર્યું.

ત્યાર પછી પૂ ગુરૂદેવ તથા મહાસતીજી મોટા ગામમાં મળી ગયા. ત્યારે ગુરૂદેવે મહાસતીને કહ્યું 'મહાસતીજી' તમે ભાગ્યવંતા છો. પુણ્યવંતા છો. પુન્ય પ્રતાપે રૂપ મળ્યું છે તો તમે તમારા રૂપનો સંયમ જાળવો. હાથે–પગે, મોંએ કોલસાની ભૂકી લગાવતા રહેજો. ગુરૂદેવે આજ્ઞા કરી ત્યારથી માનકુંવરબાઇ મહાસતીજીએ રૂપને ઢાંકવાનો પ્રયત્ન કર્યો. સતી સમાજમાં માનકુંવરબાઇ મહાસતીજીનું આગવું સ્થાન હતું. ૮૦ વર્ષની દીર્ઘવયે સાધના કરતાં અંતસમયે સંથારો કર્યો. સંવત ૧૮૯૪ અષાઢ વદી ૧૨ ના કાળધર્મ પામ્યા. મમતાનો પરિત્યાગ કરનાર આ મહાસતીની આજે પુણ્યતિથીએ એમનું પવિત્ર નામ સ્મરણ કરીએ. મહાસતીજીની પવિત્રતા, દિવ્યતા, તપશ્ચર્યા, જ્ઞાન તેમજ ત્યાગ ભાવોનું આપણે અનુકરણ કરી અંતરની શ્રદ્ધાની અંજલિ અર્પણ કરી ભાગ્યશાળી બનીએ.

# ૧૩

# જીવનનું સુવર્ણ-પ્રભાત

(અષાઢ વદ ૧૩ તા. ૨૪-૭-૧૯૭૬ શનિવાર)

માનવ જીવન સુવર્ણમય પ્રકાશ સમ છે. આ પ્રકાશના કિરણોની પ્રેરણાથી માણસનું જીવન પ્રકાશ જેવું બને છે.

"Rag on Prapretion gives the Right is Knowledge." પ્રેરણાનું કિરણ રાતનો પ્રકાશ આપે છે. માણસનાં જીવનનાં અજ્ઞાનને ટાળવાનો પ્રયત્ન ધર્મમય પ્રકાશથી થાય છે. સૂર્યનો પ્રકાશ જાગ્રતિ લાવે છે. ચંદ્રનો શીતલ પ્રકાશ માણસને શીતળતા આપે છે.

માનવીમાં બે અવસ્થા છે, સુષુપ્ત અવસ્થા અને જાગૃત અવસ્થા. બુદ્ધિમાન સમયનો સદ્ઉપયોગ કરી સૂતેલાં આત્માને જાગૃત કરે છે. જેને જાગવું નથી એ જીવનભર પસ્તાતો રહે છે. ચેતન છે પણ એ દેહનું છે, આત્માનું ચેતન મેળવવાના માટે જ્ઞાન, ધર્મ અને ચારિત્રમય જાગૃત ભાવ કેળવવા પડે છે. 'હિંદુ દર્શનમાં સામાન્ય વ્યકિતના ઉત્થાનની વાતો કરતાં આર્યાવર્તના સંતાનો માટે ચાર આશ્રમ ગણાવ્યા છે. બ્રહ્મચર્ય આશ્રમ, ગૃહસ્થ આશ્રમ, વાનપ્રસ્થ આશ્રમ અને સંન્યાસ આશ્રમ. આ ચાર આશ્રમો એ માણસ જીવનના ધર્મ, કર્મ, જ્ઞાન અને ચારિત્રભાવના ત્રણ તબક્કા છે. આ શાસ્ત્રોએ નિર્માણ કરેલા આશ્રમો પ્રમાણે જે જીવન ગાળે છે એનું આયુષ્ય મોટું હોય છે, એનો ધર્મભાવ, ચારિત્રભાવ અને જ્ઞાનભાવ મોટો હોય છે. સંતો જે પ્રમાણે બોલતા એ પ્રમાણે પાળતા. એનાં વચનોની એને કિંમત હતી. ધર્મનું ગૌરવ હતું. એમનામાં સિધ્ધી હતી.

એક નગરમાં થોડા સંતો પધાર્યા. એ સંતોના ગુરુજી પ્રકાંડ વિદ્વાન અને શાસ્ત્રાભ્યાસી હતા. તેઓ કાળની વાત જાણનારા હતા. સંતો ગોચરીમાં નિકળ્યા. અન્ય વિદ્વાનો સાથે વાર્તાલાપ થતાં પૂછાય છે, 'આજે અમાસ છે કે પૂર્ણિમા.' સાધુઓથી કહેવાઇ ગયું કે પૂર્ણિમા. પરંતુ ખરેખર અમાવાસ્યા હતી. અન્ય વિદ્વાનોએ કહ્યું 'જૈન સાધુઓ ખોટા છે.' ગોચરી પૂર્ણ કરીને સંતો ગુરૂદેવ પાસે આવ્યા. ઘટેલી ઘટનાની વિગતે વાત કરી. જૈન સાધુઓ ખોટા પડે તો અનર્થ જ સર્જાઇ જાય ને? ગુરૂદેવે વિશાળતાથી કહ્યું. 'હશે છદ્મસ્થ અવસ્થામાં પૂર્ણિમા કહેવાય ગઇ તો શું થયું?' સાંજ પડી સૂર્યાસ્ત થાય પછી ચંદ્રનો ઉદય થાય એ પૂર્વે તો હાથમાં થાળી લઇ ઉંચે ફેંકી. આકાશ તરફ થાળી રવાના થઇ કે ચાંદની છવાઇ ગઇ. ગામ આખામાં આશ્ચર્ય ફેલાઇ ગયું. 'આજે અમાસ કે પૂર્ણિમા.' પૂર્ણિમાનાં ચાંદના દર્શન થયા. આવા હતા

સિદ્ધીઓનાં જાણકાર જૈન સાધુઓ. એક વખત મોઢામાંથી બોલાઇ જવાયું એ બ્રહ્મવાકય–એ કરીને જ રહે. આ ઘટનાથી પૂનમિયો ગચ્છ કહેવાય છે.

**ત્રણ આશ્રમો :–** આપણે આગળ વાત કરી ગયા કે માનવ જીવનનો કર્તવ્યભાવ એના જીવનના ત્રણ ભાવમાં વહેંચાયેલો છે.

**પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ :–** ૨૫ વર્ષની વય સુધી યૌવન શકિતનું સામર્થ્ય પ્રતિપાદન કરતાં રહે. કર્તવ્યભાવનાનું જ્ઞાન, સંસારની પૂર્વભૂમીકાનું વ્યવહારુ જ્ઞાન અને જીવનના ઘડતરના પ્રથમ તબકકાના પ્રવેશનું સંસાર પ્રત્યેની રુચિનું જ્ઞાન તે બ્રહ્મચર્ય આશ્રમ.

**બીજો ગૃહસ્થાશ્રમ :–** યૌવન અને વ્યવહારુ જ્ઞાનનું પાલન દેહ, મન અને આત્માનું બીજા તબકકાનું પરિવર્તન' બીજી વ્યકિત સાથેનો સાંસારિક સંબંધ પ્રજોત્પત્તિ, વ્યવસાય અને કર્તવ્યનિષ્ઠાનું ભાન તે ગૃહસ્થાશ્રમ.

**ત્રીજો સંન્યાસાશ્રમ :–** સંસાર સાથેના અંતિમ સંબંધોના પ્રત્યેની બજાવેલા કર્તવ્યપાલન પછીનો તબકકો, દેહ, મન અને સંસારની અસારતાનું સાચું દર્શન. વૃદ્ધ માતા–પિતા પ્રત્યેની સેવાના ભાવ અને સંસારથી સર્વ સંબંધે વિમુખભાવે ધર્મભાવ કેળવવાનો. જીવનના અંતિમ તબકકાનું જ્ઞાન તે સંન્યાસાશ્રમ.

માનવ જીવનનું છેલ્લું ભાવકર્તવ્ય. સંન્યાસ આશ્રમનો સરળ અર્થ તો એ છે કે પ્રવ્રજ્યા પરિવ્રાજકત્વ ન કરી હોય તો પણ વ્યકિતએ સસાર સાથેના સંબંધો તોડીને, જંગલમાં તપશ્ચર્યાર્થે ચાલ્યું જવું. પણ આજે તો આ જીવનના મહત્વના ત્રણ તબકકાનો અર્થ પણ લોકો સમજતા નથી તો એના પાલનની વાત કયાં કરવી?

સર્વનો પરિત્યાગ કરી સ્વયં અને અન્યનું કલ્યાણ ઇચ્છવું એ પણ એક સાધના છે. એને બદલે બીજાઓની નિંદામાંથી નવરા ન થનારા, વ્યવસાયનો મોહ ન ત્યજનારા અને સંસારની અસારતાને ન સમજનારા માણસો છેલ્લા શ્વાસ સુધી આ કર્તવ્ય ભાવનાથી વિમુખ રહે છે. મહાશ્રમણપણાથી વિમુખ થવા પૂર્વે ધર્મ લાભ લેવો જોઇએ? જ્ઞાનીઓએ કહ્યું છે કે સાધુતા વગર જીવન પૂર્ણતાને પામતું નથી. ઉપર બતાવેલા આશ્રમો કોઇપણ ગૃહસ્થ માટે બંધનકર્તા નથી પરંતુ પ્રાચીન કાળમાં આ આશ્રમો પ્રમાણે માણસનો જીવનક્રમ બંધાયેલો હતો. માનવ જીવન મળ્યું છે તો જીવનને પ્રકાશથી ભરી દયો. અનંત પ્રકાશના પૂંજ જેવા ધર્મની અનેરી તક જિંદગીને મળવી મુશ્કેલ છે. જે આ ધર્મની ગાડી ચૂકી જાય છે એના જીવનમાં ફરી ધર્મની ટ્રેન આવતી નથી. અને જયાં ટ્રેન ફરી આવવાની નથી એવા સૂના સંસારની અસારતા જેવાં સ્ટેશન પર જીંદગી વિતાવવાની હોય છે.

કર્તવ્યભાવના શિક્ષણ અને આશ્રમનો હેતુ સમજ્યા વગર આશ્રમ અવસ્થામાં પ્રવેશી શકાય નહીં. કેટલી અવસ્થા ? કેટલો ત્યાગ ? કેવો કર્તવ્ય પાઠ ? કેવી ધર્મ આરાધના ? આ સમજ આજે નથી રહી એટલે જીવન ધૂંધળું લાગે છે. પૂર્ણ પ્રકાશનાં આજે દર્શન થતાં નથી. વૈભવ અને વિલાસ આત્મપ્રકાશ આડે ઉભા છે. એટલે માણસને પોતાને જ પોતાનું યથાર્થ દર્શન થતું નથી.

**સફળ ઉન્હીંકા જીવન હૈ**
**જો કર્તવ્ય નિભાતે હૈં**
**ઐસે તો પશુ સમજકર**
**લાખો નર મર જાતે હૈં**

સફળ જીવનનું સાચું રહસ્ય એ છે કે જે પોતાના કર્તવ્ય નભાવતો હોય. 'Duty must be always first'

પ્રવચન, સામાયિક, ગૌચરી સમયે ભાવના દાન કરવું, રાત્રે જ્ઞાનચર્ચા કરવી, કથા વાર્તા સાંભળવી અને આ બધું કરતાં કરતાં ધર્મભાવ કેળવવો. જીવનને સંતોષમાં રાખવું આવા કર્તવ્ય પશુ સમજી શકતા નથી. માનવી પાસે બુદ્ધિ શકિત વિવેક અને વિનય છે. એટલે બધું જ સમજી શકે છે. સમજે પણ સજે નહીં પાલન કરે નહીં તો ?

આજનું ભણતર ગોખણીયું છે. કર્તવ્યનિષ્ઠાથી વિમુખ છે પરંતુ ભણતર કોઇ સ્કૂલમાં જ ન મળે. સાચું ભણતર સંસ્કાર, આદર્શતા અને ધર્મભાવ વગેરે ઘરમાં મા-બાપે રાખવાનું ન ચૂકવું જોઇએ. માનવ પોતાના કર્તવ્ય માર્ગની રક્ષા નથી કરી શકતો. એ કર્તવ્યને સંભાળશે નહીં તો મળેલા અધિકારો સાધનો હોવા છતાં એ ધિક્કારને પાત્ર બની રહેશે.

**अधिकारपदं प्राप्य, कार्यं यो न करोति तत् ।**
**अकारो लुप्ततां याति, ककारो द्वित्वतां व्रजेत् ॥**

અધિકાર પદને પ્રાપ્ત કર્યા પછી જે ઉપયોગ નથી કરતો અને કર્તવ્યને સમજતો નથી. તેના અધિકારનો 'અ' વિચ્છેદ થઇ જશે અને જીવન ધિક્કારને પાત્ર બની જશે.

આવું માનવ જીવન મળ્યું છે, આવો અવસર સાંપડયો છે છતાં ધિક્કાર મળે તો જીવન પશુ સમાન છે. It you hate every where your life as like as beast.'

અંતર જાગૃતિ મેળવી, મળેલા યોગોને કર્તવ્યનિષ્ઠાથી બજાવતા રહેવા શકિતનો ઉપયોગ કરવો જોઇએ. જે કર્તવ્યથી ચુકી જાય છે એનામાં કર્તવ્યભાન પૂરૂં નથી હોતું. કર્તવ્ય બજાવ્યા વગર છોડી શકાય નહીં.

कर्तव्यमेव कर्तव्यं प्राणैः कंठगतैरपि ।
अकर्तव्यं न कर्तव्यं प्राणैः कंठगतैरपि ॥

કર્તવ્યભાન એ જીવનના અધિકાર કક્ષાનો ગુણ છે. કર્તવ્યભાવ જાગવો જોઇએ. સદ્‌કર્તવ્ય એ એક તપશ્ચર્યાનો સાચો માર્ગ છે, આ માર્ગ પ્રાણાંતે પણ ચૂકવો ન જોઇએ અને પ્રાણાંતે અકર્તવ્યનો સ્વીકાર પણ ન કરવો જોઇએ. પરંતુ જે કર્તવ્ય નથી કરવાનું તે ન જ કરાય. પછી ભલે એવું અકર્તવ્ય કરવા માટે ગમે તેટલી લાલચ કેમ ન મળતી હોય? લોભ-લાલચથી પણ નહીં એવું અકર્મ કરવા માટે મૃત્યુ મળે તો પણ ન કરે હિંદુ અને જૈન સંસ્કૃતિનાં આ આદર્શો છે.

મહારાજા બળ સ્થવિર ભગવંતોની વાણી સાંભળી, સંસારની અસારતા પામી જાય છે. ધર્મ અંગીકાર કરવાના ભાવ જન્મ્યા છે. પરંતુ એ પૂર્વે આવડા-મોટા રાજ-કર્તવ્ય માર્ગને ત્યજવા માટે અંતિમ કર્તવ્ય નિષ્ઠાને પૂર્ણ કરવાની છે.

पाके पद्वी अेवसर इतना न तू अभिमान कर ।
दुनिया में इन्सान का क्या फर्ज है विचार कर ॥

કર્તવ્ય પૂર્ણ કર્યા વગર સંતોના ચરણોમાં જીવન અર્પણ ન જ કરી શકાય. રાજા બળને વિચાર આવે છે. રાજગાદી એને ત્યજવી છે. પણ ત્યાં નવા રાજાનો રાજ્યાભિષેક કરવો છે. અધુરા રહેલા રાજ કર્તવ્યો એ રાજાને સોંપવાના છે. વીતશોકા નગરીના શ્રેષ્ઠિઓ, અમાત્યો, મહાઅમાત્યોનાં મનનું પણ સમાધાન કરવાનું છે. ધારિણી પ્રમુખ હજાર રાણીઓની પણ આજ્ઞા લેવાની છે.

આ બધું કરીને, દીક્ષા લઇ જીવનને દેદીપ્યમાન બનાવવાનું છે. પણ તમને આવા ભાવ થાય છે? તમે એક દુકાન કે ઘરને ત્યજી નથી શકતા પરંતુ રાજા બળ તો રાજપાટ-વૈભવ અને કેવડા મોટા મોહનો ત્યાગ કરે છે? તમારા દીકરા B. A. B. Com. થાય છતાં તમારે મોહ નથી છોડવો એટલે કહે છે "હજુ છોકરા નાના છે." પરંતુ રાજા બળે રાજ્યનો ત્યાગ કરી મહાબળને રાજ્યનું સુકાન સોંપી દેતા વાર નથી લગાડી.

जं नवरं महब्बलं कुमारं रज्जे ठावइ।

ધામધુમથી મહાબળ રાજાનો રાજ્યાભિષેક થાય છે નગરજનો શ્રેષ્ઠિઓ રાજદરબારીઓ ઉમંગ અને ઉત્સાહથી નવા રાજાને વધાવે છે. હવે બળરાજા વિચાર કરે છે કે.

किं मे कडं, किं च मे किच्चसेसं ?
किं सक्कणिज्जं न समायरामि ॥

બળ રાજાને વિચાર આવે છે "મેં શું કર્યું છે? મારે માટે શું કરવાનું બાકી

છે ?" હું શું કરી શકું છું કે જેનું મેં આચરણુ કર્યું નથી.

પરંતુ તમે શેનો વિચાર કરો છો ? શું કર્યું છે ? એનો વિચાર કરો છો કે શું કરવાના છો એનો ? માત્ર વર્તમાનનો વૈભવ જ તમને દેખાય છે ને ? ભાવિમાં શું થશે એનો વિચાર આવે છે ? નથી આવતો. ભુતકાળનું સ્વરૂપ તમે જોયું છે ? હવે તમે તમારો વર્તમાન સુધારી લ્યો ! જેને કર્તવ્ય માર્ગનું જ્ઞાન નથી એનું જીવન વિફળ છે. બળરાજાને આવો વિચાર આવે છે "મારા આત્મ કર્તવ્યનો માર્ગ બાકી છે. શ્રમણપણું સાધુપણું કે મુનિપણું અંગિકાર કરી લઉં એટલે મારૂં કર્તવ્ય પૂર્ણ થયું.

જીવન કર્તવ્યની પુર્ણતા વગર અધુરૂં છે. જીવનને પ્રકાશથી ભરવું હશે તો તપશ્ચર્યા જ એક એનો માર્ગ છે. શ્રમણત્વને ધારણ કરી રાજા બળ મહર્ષિ બને છે. ગુરૂદેવના ચરણોમાં જઇ "एगारसंगाइं अहिज्जई" અગિયાર અંગોનો અભ્યાસ કરે છે.

૧ આચારાંગ, ૨ સૂયગડાંગ, ૩ ઠાણાંગ, ૪ સમવાયાંગ, ૫ ભગવતીજી, ૬ જ્ઞાતાધર્મકથાંગ, ૭ ઉપાસક દશાંગ, ૮ અંતગડ દશાંગ, ૯ અનુત્તરોવવાઇ, ૧૦ પ્રશ્ન વ્યાકરણ, ૧૧ વિપાક સૂત્ર આદિ. संयमेणं तवसा अप्पाणं भावेमाणे विहरइ । સંયમ અને તપશ્ચર્યા વડે આત્મશ્રેયમાં વિચરી રહ્યા છે. સંયમ અને તપને અંગિકાર કરતાં આત્માને પ્રથમ કર્તવ્ય પૂર્ણતાના ભાવો જાગે તો જીવન દીપકની જેમ ઝળહળી ઉઠે. મુનિપણાના ભાવ છે. તેમ કર્તવ્યભાન પણ છે. કેવું સુંદર વિચારે છે.

'શું એવું શક્ય છે જેનું હું આચરણુ કરી લઉં ?'

પરંતુ તમને સૌને આવા વિચારો આવશે ? ચાતુર્માસમાં શું બની શકે તેમ છે ? સામાયિક, ચૌવિહાર, અઠ્ઠમતપ, રાત્રે જ્ઞાનચર્ચામાં આવી શકો. વ્રતનું યથાશક્તિ પાલન કરી શકો વરસો સુધીનું સાધુપણું બળરાજાએ મેળવ્યું. પ્રકાશથી જીવન ભર્યું રાખ્યું. અંત સમય આવ્યો. હંસલો ડોલવા લાગ્યો. 'મુનિરાજ હવે તમારૂં સંભાળી લ્યો. આત્મભાવનો સંપૂર્ણ-યોગનો માર્ગ હવે મોકળો થયો છે' આવી તો બળમુનિને આત્મજાગૃતિ છે. મુનિ માટે કહ્યું છે કે :

तस्सेस मग्गो गुरुविद्ध सेवा, विवज्जणा बालजणस्स दूरा ।
सज्झाय एगंत निवेसणाय, सुत्तत्थ संचितणया धिई य ॥

ગુરૂ અને વડીલોની સેવા, અજ્ઞાનીઓનો ત્યાગ, સ્વાધ્યાય અને એકાંત ધૈર્યતા ધારી રાખીને દુઃખના માર્ગો કાપી, સમાધિસ્થ ભાવે, સૂત્રાર્થનું ચિંતન કરવું જોઇએ.

બળ મુનિએ આવા શ્રેષ્ઠ જીવનને આત્મમાર્ગે જ પ્રયાણુ કર્યું હતું અંતકાળ નજીક છે. આહારની માત્રા ઓછી કરી છે. સમાધિના ઇચ્છુક તપસ્વી બળ મુનિરાજ હવે અંતકાળ કેવો પસાર કરે છે તે જોઇએ.

आहारमिच्छे मियमेसणिज्जं ।
सहाय मिच्छे निउणात्त्थ बुद्धिं ।
निकेयमिच्छेज्ज विवेगजोग्गं ।
समाहि कामे समणे तवस्सी ॥

સમાધિ કાળના શ્રમણ તપસ્વી બળમુનિ કેવા શાસ્ત્રના નિયમો પાળે છે ? માત્ર દેહ ટકાવવા પૂરતો આહાર લ્યે છે. સંયમ માત્ર માટે તત્વાર્થ નિપુણ જ્ઞાનને સેવે છે. જ્ઞાન સિવાય અન્ય માર્ગ દેખાતો નથી. જ્ઞાનવૃદ્ધિ કરાવે એવાનો જ સત્સંગ કરે છે. વિવેકયુકત એકાંત સ્થાનનું સેવન કરતાં થકી જિંદગીના અંતિમ આરે (સમયે) મુનિપણાને ધન્ય ધન્ય બનાવી રહ્યા છે. શાસ્ત્રકારો કહી ગયા છે :

बहूणि वासाणि सामण्यपरियागं ।
पाउणित्ता जेणेव चारु पव्वए मासिएणं भत्तेणं सिद्धे ॥

બળમુનિએ ઘણાં વર્ષો સુધી સાધુપણું પાળી જ્ઞાન ચારિત્ર્ય માર્ગનો પ્રકાશ મેળવી ચારૂ પર્વતની ઉપર એક મહિનાનું અનશન કરી, અંતિમ નિર્વાણ પદ મેળવી લીધું.

અનંતા કર્મોની નિર્જરા કરી, બળમુનિએ અનંતીઋદ્ધિની સાથે આત્માની સિદ્ધી મેળવી આત્મશ્રેય સાધી લીધું. ધન્ય છે આવા મહાબળી અણગારને !

# બા. બ્ર. શ્રી મણીબાઈ મહાસતીજી

આજે સતી સાધ્વી શ્રી મણીબાઇ સ્વામીની તિથિ છે. બાળબ્રહ્મચારી મહાસતીજી મણીબાઇ સૌરાષ્ટ્રના ઝાટકિયા પરિવારમાં જન્મ પામ્યા હતા. ગોપલગ્રામ ઢસા ગામની પુત્રી તરીકે, માત-પિતાના નામ માટેજ અવતર્યા એવું અનુમાન કરી શકાય. માતાએ મણીબેનને સંસ્કારથી પૂર્ણ બનાવ્યા હતા. મણીબેન ત્રણ વર્ષના જ હતા ત્યારે કમી નામના માટલીયા કુટુંબમાં મોતીચંદના મોટા પુત્ર સાથે મણીબેનનો સંસારી સંબંધ થયો હતો. સમજણા થયા ઘરના સંસ્કારો તો હતા પરંતુ એજ કાળ દરમિયાન મહાસંતો પૂજ્ય જયચંદ્રજી મહારાજ અને તપસ્વી માણેકચંદ્રજી મહારાજનું એજ ગામમાં આગમન થયા કરતું. મણીબેન એ સમયે બાર તેર વર્ષના હતા. પૂ. મહારાજે મણીબેનના સંસ્કારો અને ધર્મ પ્રત્યેના ભાવો જોઇને કહેતા, મણીબેન તું દીક્ષા લઇલે-સંસારમાં શું છે? સંસાર તો અસાર છે. સાસરે જવાને બદલે પરમ ત્યાગ-તપશ્ચર્યાના માર્ગે વળ.”

મણીબેનમાં પણ આવા જ ભાવ હતા. સંસારમાં જીવન ખોઇ નાંખવુ ? એવું સાસરૂં શું કામનું ? એના કરતાં તો ધર્મનાં માર્ગે જાઉં તો ? મણીબેનના મનમાં આ જાગૃતી આવી ગઇ છે. સંતો એના હૃદયમાં ત્યાગ બી વાવીને પધારી ગયા પરંતુ ઘરના

મુરબ્બીઓ મણીબેન એ માર્ગે જાય એમ ઇચ્છતા ન હતા. એક વખત સગાઇ થઇ ગઇ હોય પછી એ તૂટે? સંસારી બંધનોનું દબાણ મણીબેન ઉપર વધવા લાગ્યું. જેમ જેમ મણીબેનની કસોટી થવા લાગી, તેમ તેમ ભગવાન મહાવીરના ધર્મમાં એમની શ્રદ્ધા અડગ થવા માંડી. કર્તવ્ય એકજ હતું–ત્યાગ માર્ગે જવાનું. પિતા કહેતા, સંસારી સંબંધ હુવે તૂટે નહિ. તને ભલે દીક્ષા લેવાના ભાવ થાય પણ હું તો તને પરણાવાનો લ્હાવો લેવાનો છું, સાસરે વળાવવાનો છું. મણીબેન કહેતા "લાખ વાતેય હું ડગવાની નથી. મારો માર્ગ એકજ છે સંસાર ત્યાગવાનો. મણિબેન તો ત્યાગ માર્ગે વળવાના છે એવી ખબર પડતાં જ્યાં સંબંધ જોડાયો હતો એ સાસરિયા પક્ષના લોકો મણીબેનને ઘેર આવી અડ્ડો જમાવી બેઠા.. લગ્ન કરાવવાનું દબાણ કર્યું. મણીબેન તો ઘરમાં પૂરાઇ જઇ અંદરથી સાંકળ મારીને ભગવાનનાં રટણમાં લીન બની ગયાં. 'તમારે જે કરવું હોય તે કરો, હું મારા નિશ્ચયમાંથી ડગવાની નથી.' આખરે સૌ થાકયાં. મણીબેનને ત્યાગ અને તપશ્ચર્યાનાં માર્ગે જવાની અનુમતી મળી.

ધારી મુકામે શ્રી દેવકુંવરબાઇ મહાસતી અને શ્રી મીઠીબાઇ મહાસતીના સાનિધ્યમા ભણવાં રાખ્યાં. પૂર્ણ કસોટી થયાં પછી બાવીસમા વર્ષે દીક્ષાની આજ્ઞા મળી અને ધામધુમ પૂર્વક દીક્ષાનો મહોત્સવ ઉજવાયો. જામનગરમાં માસખમણ તપ કર્યું. નાની વયમાં અપૂર્વ જ્ઞાન અને મહા ત્યાગ હતો. એમની વાણી મધુરી હતી. દીક્ષાનું પાલન શુદ્ધ ભાવપૂર્વક કરતાં હતાં. આચારવિચાર અને કડક ચારિત્ર્યવાળા હતાં. સાધુપણાની ઘણી જાગૃતિ કરતાં વિચરી રહ્યા હતાં. સં. ૧૯૮૯ માં જુનાગઢમાં ચાતુર્માસ હતું ત્યારે એમની તબિયત બગડી. શરીરની શક્તિ ઘટી ગઇ. એમની દવા ડૉ. નરસિંહભાઇ કરતાં હતાં. આયુષ્યનાં અણુઓ ઘટવાં લાગ્યાં. દવા કામ ન લાગી. એ સમયે પૂજ્ય ગોવિંદજી મહારાજ, પૂ. પ્રેમચંદજી મહારાજ, પૂ. પ્રાણલાલજી મહારાજ વગેરે સંતો દર્શન આપવા પધાર્યા હતાં. દર્શન કરી મહાસતીજી ધન્ય બની ગયાં. ચાતુર્માસ આવ્યું અષ્ટમી ગઇ, અગિયારસ ગઇ. ને મહાસતી જાણી ગયાં કે હવે નિર્વાણનો સમય નજીક આવી ગયો છે. મહાસતીજીએ કહી દીધું કે: 'હું આ રાત કાઢી નહી શકું.' અને એજ રાત્રિએ અંતિમ સમયે સાધના કરી હંસ પાંજરામાંથી મુકત બની ગયો.

## જન્મેલો જગતમાં એવો કોણ જીવ છે? જેને મૃત્યુ ન આવે?

એમની જ્ઞાન, દર્શન ચારિત્ર્ય અને તપ ભરી પર્યાયો સૌના ઉપર આશીર્વાદના રૂપે પ્રગટે એજ ભાવનાથી શ્રદ્ધાની એક અંજલિ અર્પીએ છીએ. ધન્ય છે સમતા શીલ ઉત્તમ આત્માને!

# ૧૪
# વિચારોની સેળભેળ

તા. ૨૫-૭-૧૯૭૬ અષાઢ વદ ૧૪ રવિવાર

આજના લોકતંત્ર યુગમાં આઝાદીના સમયમાં માનવ સામે ભેળસેળનો સમય પસાર થઇ રહ્યો છે. ભેળસેળ એ આવશ્યક પરિસ્થિતિનું નહીં મનની અપવિત્ર સ્થિતિનું પરિણામ છે.

જગતનાં જીવોને સત્તા, સંપત્તિ જોઇએ છે. શકિત જોઇએ છે. અને સૌંદર્ય જોઇએ છે. પરંતુ આ ગુણોના પાલનની મર્યાદા નથી જોઇતી. આચાર પાલન નથી કરવું. માનવ વિચારમાં વિરાટ બન્યો છે. ઉચ્ચારમાં ઉચ્ચ બન્યો છે. પણ આચારમાં ઊણો રહ્યો છે. જ્ઞાની ફરમાવે છે કે "आचारो पढमो धम्मो" આચાર એ પ્રથમ ધર્મ છે. આચાર પાલન નથી કરવું. Indian Culture-ભારતીય સંસ્કૃતિ પર આ કુઠારાઘાત છે.

જ્ઞાનીઓ ફરમાવી ગયા છે કે સત્તાધારીઓને સત્તા જોઇએ છે પણ સદાચાર ન હોય તો સત્તા ન શોભે.

'Character without Authority as like as Night without moon.'

આજના યુગનાં માણસને ધનવાન થવું છે પરંતુ હ્રદયની ઉદારતા વિના ધન ટકી શકતું નથી. એની સમજ કાં નથી? શકિત-બળ જોઇએ છે. પણ સહનશીલતાની આવશ્યકતા પણ જોઇએ. સહિષ્ણુતા વગર શકિતના ગુણ દર્શાવી શકાતા નથી. beauty જોઇએ છે પણ self control-આત્મસંયમ કયાં છે? આજે માનવને સત્તા, સંપત્તિ, શકિત અને સૌંદર્યની ઇચ્છા છે પરંતુ આત્મબળને સમર્થ બનાવવાની યોગ્યતા કયાં છે?

ધન પ્રાપ્ત કરવા માટે દોડાદોડ કરે છે છતાં સુખ મળતું નથી.

"जहा लाहो तहा लोहो, लाहा लोहो पवड्ढइ
दोमासकयं कज्जं, कोडीएवि न निट्ठियं" ॥

ઉત્તર અ. ૮. ગાથા ૧૭.

માનવને જેમ (૨) ધનનો લાભ મળે છે તેમ તેમ લોભ વધતો જાય છે. કપિલ બે માસા સોનામહોર માટે નીકળ્યો હતો પણ કરોડો મળવા છતાં સંતોષ ન થયો. પણ જ્યારે તેને જાગૃતિ આવી ત્યારે સમજાણું કે હું ક્યાં હતો ને કેટલા

લોભમાં તણાઇ ગયો. જ્ઞાનીઓ દૃષ્ટાંત દ્વારા સમજાવે છે કે ધન માનવીને ડુબાડનાર છે. ધર્મ તારનાર છે.

પ્રસ્વેદ પાડી પૈસો મેળવવો નથી, પંખાની હવા નીચે બેસી પૈસો મેળવવો છે. નીતિ ન્યાય, સંસ્કાર, આચાર વિચાર, સંયમ કે જ્ઞાન મેળવવું નથી પણ મિનિટોમાં Money મેળવી લેવા છે. એ કેમ મળે? સેળભેળ કરે તો મળે. આજનું જીવન ભેળસેળિયું બની ગયું છે.

Mixમાં કેટલા પદાર્થો હોય? કોઇ એક વસ્તુને ભેળ ન કહેવાય, સેળ કહેવાય છે. બીજા પદાર્થો મળે તો ભેળ થાય. મિશ્ર પદાર્થો સ્વાદિષ્ટ લાગે છે. આમાં સાકર ન હોય તો? માત્ર દહીં ખાવું ગમતું નથી પરંતુ તેમાં સાકર ભેળવવામાં આવે તો શ્રીખંડ બની જાય છે.

જગતના જીવોની પહેલા કરતાં હવે આવશ્યકતા વધી છે એટલે ભેળસેળ વધી છે. તૃષ્ણા વધી એટલે બેમર્યાદ ધનપ્રાપ્તિની ઇચ્છા થઇ જેથી સાત્વીક પદાર્થોમાં ભેળ-સેળ કરી રહ્યા છે. માલ થોડો છે બજાર તેજ છે. Economicની દૃષ્ટિએ જરૂરિયાત વધી તેમ માંગ વધી. બીજી તરફ પ્રોડક્શન ઘટયું છે જેને કારણે બધાની જરૂરીયાત પૂરી ન થવાથી બજારમાં તેજી આવવા લાગી ને માલમાં Mixing થવા લાગ્યું છે તીખા, મરચુ, ઘી, તેલ, ઘાસલેટ, અનાજ વગેરે બધામાં ભેળસેળ! ભેળસેળવાળી વસ્તુને વિજ્ઞાન શુદ્ધ કરે છે. તેમ વિતરાગ વિજ્ઞાન કર્મ-ધર્મ, શરીર અને આત્માને એક માનનારને બન્નેમાં ભેદ બતાવે છે.

દ્રવ્ય રૂપે આત્મા નિત્ય છે. પર્યાય રૂપે પલટાય છે. દ્રવ્ય રૂપે સુવર્ણ-માટી વગેરે એક છે. પર્યાય રૂપે તેમાંથી ચેઇન, વીટી, વગેરે બને છે.

વિચારોમા પણ ભેળસેળ જોવા મળે છે.

"તુંડે તુંડે મતિર્ભિન્ના" આજે આહાર-પાણીમાં શુદ્ધિ નથી જેથી માનવના વિચારોમાં વિરાગતાને બદલે વિલાસિતા દેખાય છે. વિચારે વીર બનવાની જરૂર છે. ઉચ્ચારે ઉપાધ્યાય જેવા અને આચારે આચાર્ય ભગવંતો જેવા બનવાની જરૂર છે. આચાર-વિચાર-ઉચ્ચારનાં મેચિંગની જરૂર છે.

આજનો માનવી પૈસા પાછળ પરમાત્મસ્વરૂપને ભૂલી રહ્યો છે. પ્રથમ બાળકને પાંચીયાથી કામ ચાલતું આજે એને એક રૂ. ની જરૂર છે. ઘરમાં ગૃહિણીને દસ રૂપિયાની જરૂરિયાત હતી. આજે ૧૦૦ રૂ. જોઇએ છે. દુકાનદારની ૧૦૦ માંથી ૧૦૦૦ રૂ. ની, સરકારની કરોડની જરૂરિયાત આજે અજબની થઇ છે. આજે આ બધું શું બતાવે છે? બધા ઉપર તૃષ્ણાની સવારી છે.

આ જગતમાં સવારી તો ઘણાની નીકળે છે. દેવ–ઇશ્વરની સવારી, નેતાની સવારી, શિવાજીની સવારી, તપસ્વીઓની સવારી, પર્યુષણ પર્વાધિરાજની સવારી, પરંતુ આ બધી સવારી કરતાં જગતમાં તૃષ્ણાની સવારી નીકળી છે એ ભારે ખતરનાક છે. માણસના પવિત્ર જીવનને તૃષ્ણાએ અભડાવી નાખ્યું છે. એક કવિએ તૃષ્ણાદેવીને સંબોધીને ગાયું છે.

**'તૃષ્ણા તું ન ગઈ મેરે મન સે**
**પાકે ગયે સર જનમ કે સાથી**
**જ્યોતિ ગઇ નયનસે .... તૃષ્ણા તું .......**
**પગ થાકે કર કંપન લાગે, લાજ ગઈ લોકનસે....**

હે તૃષ્ણા ! આ બધું ચાલ્યું ગયું પણ તું કાં જતી નથી ? માથા પરથી વાળ ઉડવા લાગ્યા. કાળા શ્વેત થઇ ગયા. નયનમાંથી જ્યોતિ ગઇ પરંતુ હે તૃષ્ણા ! તું મારામાંથી ન ગઇ ?

માણસમાં નવી આશા જન્મી, નવો નવો દુનિયામાં વિચાર, નવું વર્તન, નવી વાણી આવી પરંતુ તૃષ્ણાનું સામ્રાજ્ય તો એનું એ જ છે. તૃષ્ણાનું આ સામ્રાજ્ય કેવું ? કેવી શક્તિ ? કેવો પ્રતાપ એનો ?

પણ આ તૃષ્ણા આજકાલની છે ? આ તૃષ્ણાની પ્રતિષ્ઠા સ્થાપના તો આદિ-કાળથી થઇ છે. કહેવાય છે કે નરવીરોને એણે નમાવ્યા છે. પ્રાચીન કાળથી એનો પ્રભાવ માણસ ઉપર છવાયેલો છે.

જેણે તૃષ્ણા રાખી છે એને એના પ્રહાર પણ ભોગવવા પડયા છે.

એક બાદશાહ હતો. એના શયનગૃહમાં સદાય ફુલની શૈય્યા થતી. ફુલ ઉપરાંત સુગંધી પદાર્થોવાળી મખમલની ચાદર.

એક દિવસ આવી ફુલની શૈય્યા તૈયાર થઇ ગઇ છે પરંતુ સુવાના સમયે જ બાદશાહને કામ આવવાથી સમયે પહોંચી શકયા નહીં. એ શયનગૃહમાં બાદશાહની એક દાસી હતી. ફુલ શૈય્યાની મઘમઘતી સુવાસ આવે છે અને એના મનમાં તૃષ્ણા જાગી–'થોડીક પળો બાદશાહની ફુલશૈય્યામાં સૂવાની ભાવના જાગી. બાદશાહ આવે એ પૂર્વે થોડીવાર લાવ હું આ મઘમઘતી શૈય્યાની મજા માણી લઉં. એમ વિચારીને દાસી ફૂલ શૈય્યામાં લેટી ગઇ પરંતુ ફૂલ શૈય્યામાં સૂતી ને થોડીક પળો વીતી ત્યાં તો દાસી ઘસઘસાટ ઉંઘવા માંડી. એ દરમ્યાન જ બાદશાહનું આગમન થયું. બાદશાહે દાસીને પોતાની ફૂલ શૈય્યામાં સૂતેલી જોઇ ને ક્રોધ ભભૂકી ઉઠયો.

બાદશાહે થોડો વિચાર કર્યો ને બોલ્યો :

**"ખસ હો કર કહા શાહને, જલ્દી લા મેરા કોરડા, તુઝે ફુલોં પર સોનેકી, મઝા દીખાઉં થોડા"** ને સૂતેલી દાસી પર બાદશાહ કોરડા વીંઝવા માંડયો. દાસીની આંખ ખુલી ગઇ. ખાલ પર કોરડા વીંઝાયા છતાં, દુ:ખી થવાને બદલે દાસીના મોં પર અતિ પ્રસન્નતા અને હસેરાતું હાસ્ય જોયું.

દાસીની પ્રસન્નતા જોઇ બાદશાહનો ક્રોધ આથમી ગયો એ બોલ્યો. 'દાસી, હું તારા શરીર પર પ્રહાર કરૂં છું ને તું પ્રસન્ન થાય છે શા માટે ?'

"બાદશાહે આલમ! સાંભળો. મને આજે કુદરતની હસ્તિનો ખ્યાલ આવી ગયો. હું જાણુ છું માટે હસું છું !"

"કુદરતની હસ્તિ! તું દાસી કુદરતની હસ્તિ જાણે! ને બાદશાહનાં ઉત્તરમાં દાસીએ કહ્યું:

**"એક બાર પલંગમે સોનેસે, બદનસે ઉખડી સારી ખાલ, જો સોતા હૈ હંમેશા, કયા હોગા ઉસકા હવાલ."**

બાદશાહ વિચારમાં પડી ગયો. બાંદીના આ શેરમાં જે તત્વજ્ઞાન હતું એ સમજતા બાદશાહને વાર ન લાગી. વાત સાચી હતી. બાંદી થોડી પળો સૂતી. એમાં શરીરની ચામડી ઉખડી ગઇ! .... તો મારા શું હાલ થશે! ને દાસીના શબ્દો બાદશાહને એક અનોખો ઉપદેશ આપી ગયા. બાદશાહે બાદશાહી ત્યજી, ફકીરી ધારણ કરી લીધી. એક સામાન્ય બાંદીએ બાદશાહના આત્માને જગાડી દીધો. દેવાનુપ્રિયો! તમે પણ ફૂલશૈય્યા જેવી તૃષ્ણાનો ત્યાગ કરો અને વિચારોમાં સાત્વિકતા લાવો.'

જ્ઞાનીએ બે પ્રકારના ભાવો બતાવ્યા છે.

(૧) સ્વભાવ (૨) વિભાવ.

સ્વભાવ:-તે શુદ્ધ પદાર્થ. સ્વભાવ એટલે સ્વ પરિણામ, 'સ્વપર્યાય, પોતાનું સ્વરૂપ' શુધ્ધ સ્વરૂપ. આ સ્વભાવમાં વિભાવનો સમન્વય એટલે થઇ ભેળસેળ. તમને પ્રશ્ન થશે સ્વભાવ એટલે શું ? વિભાવ એટલે શું ? અહિંસા, અપરિગ્રહ વીતરાગતા, પ્રેમ, સદાચાર, તપ, પુણ્ય, સત્ય, સ્વાધ્યાય આ બધા સ્વભાવ છે. સ્વભાવમાં વિભાવનો સમન્વય એટલે અહિંસાના સ્થાને હિંસા, સત્યને સ્થાને અસત્ય, અચૌર્યમાં ચૌર્ય બ્રહ્મચર્યમાં ભોગ, અપરિગ્રહમાં પરિગ્રહ, ક્ષમામાં ક્રોધ, વિનયમાં અભિમાન, સરળતામાં માયા, સંતોષમાં લોભ, પ્રેમમાં કલેશ. જગતનાં પાદાર્થોમાં ભેળસેળ રહેશે તેમ સ્વભાવમાં વિભાવ પણ જન્મ-જન્માંતર સુધી રાખવાના ? મોઘી અને માનભરી જિંદગીના વિચારોમાં પણ ભેળસેળ થઇ ગઇ છે. પરમ પુરૂષાર્થને સાધી લેજો બહારનું બચાવવા કરતાં આત્માની સંપત્તિ-ગુણોને બચાવવા પ્રયત્ન કરજો.

**આજનાં ધનવાનો ધન બચાવવા આત્માનાં ગુણો વેચવા તૈયાર થઈ જાય છે. આજનાં મા–બાપ વૈભવમાં પોતાના સંતાનોને વિસરી જાય છે.**

એક શેઠ હતા. એને બે માળની હવેલી, આઠ–દસ ઓરડા, એક દિવસ પ્રભાત કાળે ઉઠયો. નાહ્યા ધોયા ત્યાં એકાએક હવેલીમાં આગ લાગી. હવેલી તો મંડી ભડ ભડ બળવા. શેઠ ગભરાઇ ગયા. રૂપિયા, ઘરેણાં, કપડાલતા લઇ લઇને બહાર ફેંકવા માંડયા. પોતે અને બીજા પરિવારના માણસો બહાર નીકળી ગયા. શેઠને ખ્યાલ ન રહ્યો કે કંધોતર દીકરો બાથરૂમમાં છે. બધું બચાવી લીધું પરંતુ દીકરો ખોયો. હવેલી બળીને ખાખ થઇ ગઇ. તપાસ કરવા આવ્યા ત્યારે દિકરો બાથરૂમમાં ભડથું થઇને પડયો હતો.

દિકરાનાં મૃત્યુ પછી કોને રોવું ? તૃષ્ણાને કે મમતાને ? આજે જગતના લોકો વૈભવ વિલાસની તૃષ્ણામાં સત્ય, પ્રેમ, લાગણી અને સહૃદયતાને વિસરી ગયા છે. બહારના પદાર્થો બચાવવામાં અંતરના ખજાનાને વિસરી જવાય છે. વૈભવનાં મોહમાં અભ્યંતર ધર્મભાવને વિસરી ગયા છે.

"Angen is the Madness of \ind"

એક વ્યકિત ક્રોધ કરીને ક્ષમા શકિતનો નાશ કરી નાંખે છે. વેપારમાં પાંચદશ લાખ ખોઇ નાંખે છે. સદ્‌ગુણનાં રક્ષાર્થે પાઇ વાપરવી હોય તો વિચાર કરે. એટલે અવગુણને રોકનારૂં કોણ રહે. હવે તો બધામાં ભેળસેળ ચાલી છે. આ ભેળસેળથી માનવ જીવનમાં એક અનર્થ સરજાઇ ગયો છે, "વિચારો બગડયા, વાણી બગડી વર્તન બગડયું" આજે પ્રત્યેક ઘરમાં પ્રત્યેક માટે એક ફરિયાદ છે.

તપસ્વી જગજીવનજી મહારાજે એક વાર વ્યાખ્યાનમાં સરસ વાત કરી હતી. એક લેણિયાતે એના કરજદારને પૈસા લેવા ઘેર આવશે એવું કહ્યું હતું, સમય પણ આપ્યો. સમય થઇ ગયો. કરજદાર શેઠને કરજ ચુકવવું નહોતું એટલે લેણદાર આવે એ પૂર્વે એના છોકરાને બોલાવ્યો ને કહ્યું: "જો હમણાં ફલાણા ભાઇ આવશે. એ આવે એટલે તું કહી દેજે કે મારા બાપુજી બહાર ગયા છે." આટલું કહી શેઠ ઘરમાં જતા રહ્યા. થોડી જ વારમાં પેલો લેણદાર આવ્યો. આંગણામાં કરજદાર શેઠનો છોકરો રમતો હતો. એને પૂછયું: 'છોકરા, તારા બાપુજી કયાં છે?' છોકરાએ તરત જ જવાબ આપ્યો– "ઘરમાં જ છે પણ મને કહ્યુ છે કે તમે આવો ત્યારે બહાર ગયા છે એમ કહી દેજે" નિર્દોષ બાળકોના વિચારોમાં પણ તમે હજુ નાના હોય ત્યારથી જ ભેળસેળ શરૂ કરી દયો છો. એ મોટા થઇને ભેળસેળ જ કરે ને ? માણસના વિચારો હોય એવું આચરણ પણ હોય. મનના બંધન તોડો અને વાણી, વિચાર અને વર્તનને શુદ્ધ બનાવો.

એક વખત એક વિદેશી ભારતમાં પરિભ્રમણ કરવા આવ્યો. એ જ્યારે પોતાના

દેશમાં પાછો ફર્યો ત્યારે એને પૂછવામાં આવ્યું કે "ભારત દેશ તો ભવ્ય છે એનો થોડો પરિચય કરાવો." પેલા વિદેશીએ કહ્યું "ભારતમાં વ્યક્તિઓ ગુલામ છે. પોતાને પોતાની જાતનો વિશ્વાસ નથી" પરદેશી વ્યક્તિ આપણા દેશનો કેવો પરિચય કરાવે છે તે સમજવા જેવી વાત છે ભારતમાં મને અજ્ઞાનતાનાં દર્શન થયા છે. બુદ્ધિશાળી અને આવડતવાળા ઓછા, સજ્જનો થોડા, અજ્ઞાની વધારે. ખરૂં પૂછો તો આપણામાં પરસ્પર ઈર્ષા વધારે છે. કોઇનું સારૂં જોયું નથી. સારૂં સહન કરવું નથી, આજના લોકોમાં બે દેવીઓ સવાર થઇને બેઠી છે. એક દેવી છે તૃષ્ણા, બીજી છે ઇર્ષા. એક વાર એક ભાઇએ ઘેર ગોચરી કરી લીધા પછી મને ઘરમાં પગલા કરાવ્યા. ઘરમાં નજર નાખી. એક ગોખલામાં દેવીઓના ફોટા જોયા. આ દેવીઓ તો દેખાવ માટે છે, પરંતુ ઘરેઘર માણસના મનનાં ગોખલામાં તૃષ્ણા દેવી ઇર્ષા દેવી બેઠી છે, એને કયારે બહાર કાઢશો?

ભારતની રિદ્ધિ-સિદ્ધિ સાચવી રાખવી હોય તો આ દેવીઓને દેશવટો આપો. એક બાળકે અઠ્ઠમ કર્યો હોય તો એ બાળકને સુખશાતા પૂછવી જોઇએને? એ વાત ન કરે એને બદલે "તું વળી આ ઉમરમાં ઉપવાસમાં શું જાણે? થાય તો જ કરજે" આવું બોલીને પાપમાં ન પડશો. અજ્ઞાન ઇર્ષા બહુ ખરાબ છે.

વિચારોની ભેળસેળ રોકો, અંતરમાં સુવિચારોના મંગળ દીવા પ્રગટાવો અને જીવન ધન્ય બનાવો.

## ૧૫

# મિત્રો કેવા હોવા જોઇએ?

અષાડ વદ ૦)) તા. ૨૬-૭-૧૯૭૬ સોમવાર

જીવનમાં યોગ્ય સાથી, મિત્ર ન મળે તો એક પ્રકારનો અસંતોષ રહી જાય છે. નાના બાળકથી માંડીને વૃદ્ધ વયે પણ પ્રત્યેક વ્યકતીને એક ગાઢ મૈત્રી ધરાવતાં સાથીની જરૂર રહે છે. સુખ અને દુઃખમાં સાથ આપનાર મિત્રો સગાભાઇની ગરજ સારે છે.

Man is always in need of good friend

મિત્ર કેવાં હોવા જોઇએ? એનો અનુભવ પ્રત્યેક માણસને જીવનમાં થાય છે. મિત્રભાવ એ સમવયસ્ક હૃદયનો એક આગવો સંબંધ છે.

સુખદુઃખના ઘણાં એવા ય સાંસારીક ભાવો છે જે મિત્રને જ અવસરે કહેવાય છે. અને જો સાચો મિત્ર હોય તો અવસરે સહાયરૂપ થાય છે. જિંદગીમાં સાચો મિત્ર

ન મળે તો કાંઇક ખુટે છે એવું લાગે છે. મિત્રતાના ભાવ ક્યારેક સુખમાં ને ક્યારેક દુઃખથી ઉભરાય છે. માણસને માટે દુઃખ ઠાલવવા એકાદ પાત્ર જોઇએ મિત્ર-સાથીન હોય તો એ જીંદગીની ખોટ સાલતી રહે છે. ઘણા મિત્રો એવા હોય છે કે બાળપણથી વૃદ્ધાવસ્થા સુધી મિત્ર હોય. બચપણમાં સાથે રમતાં હોય, પીઢતા આવે ત્યારે વ્યાપારમાં સાથે હોય અને વૃદ્ધ થાય પછી ઉપાશ્રયે જ્ઞાન-ધ્યાન અને પ્રવચનમાં પણ સાથે હોય.

સાથી એ સાચો કહેવાય કે જે સુખ અને દુઃખમાં સહાય, સથવારો આપતો રહે, બંનેને પરસ્પરનાં સુખદુઃખ પ્રગટ કરવાનું મન થાય. મળેલી યોગ્યતા અને વિશેષતાઓમાં સાથે હોય. બધી વાતો બધાને કહી શકાતી નથી. તમે પણ અમને બધી વાત કરતા નથી. કહો છો કે તમે અમારા મિત્ર નથી. મિત્ર એમ ને એમ થઇ જતાં નથી. પ્રથમ આંખની ઓળખાણ થાય. પછી પરસ્પરને બોલાવતા પરસ્પરને મળ્યાં જોયાંથી હરખ થાય, સ્વભાવે મેળ ખાતો હોય, એકના અંતરની વાત બીજાના અંતરમાં રમતી હોય. **મિત્ર ચાર પ્રકારના કહ્યાં છે.** ૧) નિત્યમિત્ર ૨) પર્વમિત્ર ૩) માર્ગ મિત્ર ૪) જુહાર મિત્ર

૧) **નિત્યમિત્ર**-જેનો સથવારો સુખદુઃખમાં સદાનો રહે છે એ નિત્યમિત્ર. બે મિત્રો વચ્ચે મિત્રાચારી હોય પણ એકની પાસે પૈસો વધી જાય ને બીજો એવો ને એવો રહી જાય તો પણ બંને વચ્ચે મૈત્રીનો ભાવ જળવાય રહે. તો એ નિત્ય મૈત્રી કહેવાય. નિત્ય મૈત્રીનું એક સુંદર ઉદાહરણ છે. કૃષ્ણ સુદામા બાળ લંગોટીયા મિત્ર હતાં. એક જ ગુરૂની પાસે શિક્ષણ લીધું હતું. ભાગ્યે બંનેને જુદા કર્યાં હતાં. કૃષ્ણ ત્રણ ખંડના અધિપતિ થયા. જ્યારે સુદામા સાવ ગરીબ અવસ્થામાં રહ્યા. તેને રહેવા માટે ઝુપડી કે વસ્રો પણ શરીરમાં પુરા ન મળે ત્યારે કૃષ્ણ પાસે રિદ્ધી સિદ્ધી અને સમૃદ્ધીનાં સાગર છલકાતાં હતા. એક વખત સુદામાની પત્નીએ પતિને કહ્યું, આપણે આવી ગરીબ અવસ્થા ભોગવીએ છીએ ત્યારે તમારા મિત્ર કૃષ્ણ પાસે તો ભંડાર ભર્યાં છે તમને આ સ્થિતિમાં એ સાથ આપશે. તમે કૃષ્ણ પાસે જાવ. સુદામા ગરીબ હતા, પણ સ્વમાની હતા. એણે કહ્યુ, કૃષ્ણ મારો મિત્ર છે એને મળવા જતા આનંદ થાય, પણ માગતાં તો હું શરમ અનુભવું છું. પત્ની બોલી, તમારો મિત્ર છે તેમાં શરમ શાની? તમે અવશ્ય જાવ. કૃષ્ણ જેવા જેના મિત્ર હોય એની આવી અવદશા હોય? પત્નીના આગ્રહને વશ થઇને સુદામા કૃષ્ણ પાસે જવા માટે તૈયાર થયાં પણ કહે છે હું જાઉં તો ખરો પણ તેમના માટે ભેટ શું લઇ જાઉં? પત્નીએ સરસ મજાના તાંદુલ ફાળિ-યાના છેડે બાંધી દીધા. આ તમારા મિત્રને ભાવતી ચીજ છે, લઇ જાવ.

પત્નીનાં આગ્રહને વશ થઇ સુદામા કૃષ્ણ પાસે જવા માટે તૈયાર થયા. સુદામા તો આવ્યા કૃષ્ણ પાસે. રૂક્ષમણી, સત્યભામા અને ગાંધારી વિગેરે રાણીઓને વિસરી

કૃષ્ણ તો સુદામાને જોતાં જ ભેટી પડયા. બંનેની આંખમાંથી હર્ષના આંસુ છલકાઇ ગયા. સુદામા તો ગરીબ, ફાટેલા વસ્ત્રો, ઉંડી ઉતરી ગયેલી આંખો, ઝાંખુ પડી ગયેલું શરીર, આવા ગરીબ મિત્રને જોઇ સિંહાસને બેઠેલા કૃષ્ણ દોડયા. રાણીઓ તો આશ્ચર્યમાં પડી ગઇ. બચપણનો સાથી મળ્યો, સુદામાને સિંહાસને બેસાડયા. પુછયું, કેમ સુદામા આનંદમાં છોને? જુઓને. કહો મારા ભાભીએ મારા માટે શું મોકલ્યું છે? પરંતુ સુદામાને તો આવડા મોટા રાજાને તાંદુલ દેતા સંકોચ થતો હતો. પરંતુ કૃષ્ણ ખંભાના ફાળિયામાનાં તાંદુલની પોટલી લઇ છોડીને ખાવા લાગ્યા પરંતુ કૃષ્ણ જે તાંદુલ ખાઇ રહ્યા હતા તેમાં સ્વાદ તાંદુલનો નહિ પણ મૈત્રીના પ્રેમનો હતો. કૃષ્ણે રાણીઓને પણ તાંદુલ આપ્યા પરંતુ જેટલો સ્વાદ કૃષ્ણને આવ્યો એટલો સ્વાદ રાણીઓને ન આવ્યો. એ સ્વાભાવિક છે. છતાં મૈત્રીની મીઠાશથી રાણીઓએ પણ આશ્ચર્ય પામે એટલી મીઠાશ તાંદુલમાંથી અનુભવી.

મૈત્રીભાવ અને સ્વાદ જાણતા હોય તે જાણે. માણતા હોય તે માણે.

કૃષ્ણની મૈત્રી માણીને સુદામા પાછા ઘેર ચાલ્યા. કૃષ્ણે કહ્યું, પણ સુદામા માગે કેમ? એણે તો એટલું જ કહ્યું તારો પ્રેમ માગું છું. પણ જ્યારે સુદામા નિજ ધામ પહોંચ્યાં ત્યારે ઝુંપડીની જગ્યાએ વિશાળ હવેલી હતી. તમને પ્રશ્ન થાશે વાસુદેવ ક્યારે સુદામાપુરી ગયા હશે? ક્યારે હવેલી ચણાવી હશે? પરંતુ વાસુદેવ–કૃષ્ણને વૈક્રિય શરીરની લબ્ધિ હતી. એક શરીરમાંથી અનેક શરીર મેળવવાની કળા હતી. આવી શક્તિ દ્વારા કુંવરબાઇનું મામેરૂં ભર્યું, નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી અને સુદામાની દરિદ્રતા ટાળી.

(૨) **પર્વમિત્ર**–પરબ હોય અને અવસર હોય ત્યારે મળે. જય જિનેન્દ્ર અને મિચ્છામિ દુક્કડં કરે. સાતા પુછે. તહેવારે તહેવારે મળતો રહે. તેનું નામ પર્વમિત્ર કહેવાય.

(૩) **માર્ગમિત્ર**–રસ્તે ભેગા થઇ જાય. થોડી સ્વાર્થની વાતો કરે મુશ્કેલીમાં છું. ઘરમાં બિમારી છે. થોડી લાગવગ લગાડવી પડે તેમ છે. તમને મળવા આવવાનો જ હતો ત્યાં તો તમે મળી ગયાં. મીઠી મીઠી વાતો કરે. આમ કામ કઢાવવાની એમનામાં કળા હોય તે માર્ગ મિત્ર કહેવાય.

૩) **જુહાર મિત્ર**–સામે મળે, જયજીનેન્દ્ર કહે, કેમ છો? ઘરમાં સૌ આનંદમાં ને? આમ તેમ વાતો કરી ચાલ્યા જાય. જાજો કાંઇ વ્યવહાર ન મળે. તે જુહાર મિત્ર કહેવાય.

પરસ્પર મિત્રતા ઘણાંને હોય. પરંતુ પરસ્પરનાં હૃદય, દિલ ન મળે ત્યાં સુધી મૈત્રીનો રંગ જામતો નથી. માટે એક શાયરે કહ્યુ છે કે–

મહોબ્બત રંગ દે જાતી હૈ
દિલ જબ દિલસે મિલતા હૈ
મગર દિક્કત તો યહ હૈ કી
દિલ બડી મુશકેલ સે મિલતા હૈ

હૃદયની મિત્રતા તે મિત્રતા સાચી હોઇ શકે. પણ એ મિત્રતા મેળવવી ઘણી દુર્લભ છે. ભગવાન મલ્લીનાથનો અધિકાર ચાલે છે. ભગવાન મલ્લીનાથ પૂર્વજન્મમાં કોણ હતા, ક્યાંના હતાં, એ બધું આપણે જોયું. બળરાજાએ વૈરાગ્ય ભાવથી દીક્ષા લીધી. એક મહિનાનો સંથારો કર્યો. સિદ્ધિને પામી ગયા. હવે લીલાવતી વિજય અને વીતશોકા નગરી પર મહાબળરાજાનો અધિકાર છે. રાજા વૈભવ ભોગવે છે. ૫૦૦ રાણીઓમાં પ્રમુખ કમલશ્રી છે. એક વખત કમલશ્રી પટ્ટરાણીને રાત્રે સિંહનું સ્વપ્ન આવે છે. તે જાગે છે અને મહાબળ પાસે જઇને વાત કરે છે, સ્વામીનાથ! મને આજે સિંહના સ્વપ્નનો યોગ સાંપડયો છે. રાણીના અંતરની વાત જાણી મહાબળ રાજા કહે છે, દેવી! તમારી કુક્ષીમાં રત્ન પાકશે. રાજ્યને રિધ્ધી, સિધ્ધી મળશે. મહારાણી ધર્મધ્યાન કરે છે: આચાર અને વિચારનું બરાબર પાલન કરે છે. એક મંગળ દિવસે પુત્રનો જન્મ થયો. બળરાજા પછી મહાબળ આવ્યો છે. મહાબળને ત્યાં જન્મેલા સંસ્કારી પુત્રનું નામ બલભદ્ર પાડવામાં આવે છે.

બલભદ્ર સંસ્કાર અને ઘડતરમાં મોટા થતાં જાય છે. મોટા થતાં તેને રાજ્યના સુખ પ્રાપ્ત થાય છે. યૌવનકાળમાં પ્રવેશ કરે છે.

મહાબળ સાથે ભગવાન મલ્લીનાથનો સંબંધ છે.

"तंजहा अयले, धरणे' पूरणे, वसु, बेसमणे, अभिचंदे सहजायया सहवड्ढिया
जाव अम्हेहिं एगयओ समेच्चा णित्थरियव्वं त्तिकट्टु अन्नमन्नस्सेयमट्ठं पडिसुणेति"

૧) અચલ ૨) ધરણ ૩) પુરણ ૪) વસુ ૫) વૈશ્રમણ ૬) અભિચંદ, આ છએ મિત્રો સાથે જન્મ્યા છે. મોટા થયા છે.

નામ તો એવું હોવું જોઇએ કે તેમાં ગુણનું દર્શન થાય. મહારાજા મહાબળના આ મિત્રોના જેવા નામ હતા તેવા ગુણો હતા.

૧) **અચલ :** અચલકુમાર ગમે તેવી આફત આવે–મિત્ર સંબંધ ટકાવવો એવો એનો ગુણ છે.

૨) **ધરણ :** ધરણકુમાર ધારી રાખવું, મિત્રતાને ધારવી, ગમે તેવી મુશ્કેલીમાં પણ મિત્ર સાથેની મિત્રતા ધારી રાખવી.

૩) **પુરણ :** પુર્ણકુમાર મિત્રભાવને જાળવી રાખવામાં પુર્ણ છે. બધાની વાત

સાંભળે, વ્યવહાર કરે. સંબંધ જાળવવા પુર્ણ પ્રયત્ન કરે, જિંદગીના અંત સુધી પુર્ણ ભાવ રાખે છે.

૪) **વસુ :** વસુકુમાર વસુ-પૃથ્વી. પૃથ્વી જેવા અડગ અને મજબુત છે. શત્રુ સાથે સામનો કરતાં પણ ડગવું નહિ.

૫) **વૈશ્રમણ :** કુબેરની જેમ તેની પાસે અઢળક ધન છે, ભંડાર ભર્યાં છે. એ કુબેર જેવો છે. મિત્રને સમયે કામ લાગે છે. તન-મન-ધનથી ઉદાર એમનો સ્વભાવ છે.

૬) **અભિચંદ :** આકાશમાં તુરતમાં જન્મેલા, ઉગતા ચંદ્રમા જેવો શીતળ છે.

ઉગતાં ચંદ્રમા જેવા મહાબળ ને આ છએ મિત્રો નવા જ મિત્ર છે. છતાં મિત્રતામાં પ્રગાઢ ભાવ ભર્યા છે.

મહાબળ રાજાને આવા હૃદયનાં ધબકારા જેવા મિત્રો છે.

**સહજાયયા :** એ સૌનો એક સાથે જન્મ થયો છે અને સાથે મોટા થયા છે. એક વખત જ્યારે બધા કોઇ કાર્યવશ એક સ્થાને એકઠા થયાં ત્યારે તેઓએ વિચાર કર્યો કે દુઃખકારક કે સુખકારક ગમે તેવું કામ હોય, પ્રવજર્યા ગ્રહણ કરવી હોય કે પરદેશ ખેડવું હોય, તો આપણે બધાએ સંપીને જ કામ સાથે રહીને કરવું, આ રીતે તેઓ પ્રતિજ્ઞાબધ્ધ થયા. મહાબળ રાજાને આ મિત્રો માટે પ્રેમ છે. લાગણી છે. છએ મિત્રોને કેવી કેવી ભેટ આપે છે. પરસ્પર પ્રત્યેકને કેવો મિત્રભાવ છે, વાતે-વાતેમાં કેવો સદ્બોધ છે તે ભગવાન મલ્લીનાથના અધિકારમાં આગળ આપણે જોઇશું.

ભગવાન મહાવીરે "મિત્ર કોને કહ્યાં છે, શત્રુ કોને કહ્યાં છે" એ વાત અવસરે કહેવાશે ?....

卐

## (૧૬)

# આદર્શ મિત્રો કેવા હોય ?

(તા. ૨૭-૭-૧૯૭૬ મંગળવાર શ્રાવણ સુદ-૧)

જગતના જીવો પ્રેમના ભૂખ્યા છે. પક્ષીઓ પણ પરસ્પરમાં પ્રેમ કરી જાણે છે. સંબંધો ટકે એવા પ્રેમના પાત્રો પશુ-પક્ષીઓમાં પણ હોય છે. કાગડાઓનો સમુદાય મળે છે ત્યારે આપણને વિચાર આવે છે કે આ એકતાભાવની પ્રેરણા એમને ક્યાંથી મળી હશે ? વાંદરાનું એક બચ્ચુ પડી જાય, મરી જાય તો અનેક વાંદરા-વાંદરીઓ ભેગા

થઇ જાય છે. એમને કંઇક કરી છૂટવાનો ભાવ થાય છે. જંગલમાં વિકરાળ સિંહને જોઇને ભેંસોનું ટોળું એક થઇ જાય છે. પશુ જગતમાં, પક્ષી જગતમાં પરસ્પર માટે પ્રેમ હોય છે. માનવ પ્રેમનું ભૂખ્યું પ્રાણી છે. "Love is light" પ્રેમ મેળવવા, ટકાવવા ત્રણ ગુણોની આવશ્યકતા રહે છે. ઉદારતા, વિશાળતા, ભવ્યતા. આ ત્રણ ગુણો હોય તો પ્રેમ–મિત્રભાવ ટકે પરંતુ આજની તો વાત જુદી. આજના સંબંધો આજે બંધાય અને કાલે છુટી જાય. મિત્રતા નભાવવી એ બુદ્ધિશાળી જીવનું કર્તવ્ય છે. શાસ્ત્રોમાં ભગવાન મહાવીરે કહ્યું છે કે આ જગતમાં તું દુશ્મન કોઇનો બનીશ નહીં.

अप्पणा सच्चमेसेज्जा, मेत्तीं भूएसु कप्पए ।
मित्ती मे सव्वभूएसु ।

સર્વ જીવો સાથે મિત્રતા રાખજે. મિત્ર સાથે નિકટના ભાવ લાવીં, આદર્શ મિત્રતાનો સંબંધ જાળવી રાખશો તો પરસ્પર માટે સહકાર રહેશે. એકબીજા માટે મરી ફીટશે. તમે આફતમાં આવી જશો તો ઉગરવા માટે મિત્રતા કામ આવશે. કપરા દિવસોમાં એ મિત્ર જ કામ લાગશે. A Friend is need is a friend indeed

ખરા સમયે કામ આવે તે મિત્રો. તે કહેવત પ્રચલિત છે. પણ જ્ઞાની ભગવંત ફરમાવે છે કે.

"अप्पा कत्ता विकत्ता या, दुहाण य सुहाण य ।
अप्पा मित्तमित्तं च, दुपट्ठियं सुपट्ठियो ॥

ઉ. અ. ૨. ગા. ૩૭

આત્મા જ પોતાનો મિત્ર છે ને આત્માજ પોતાનો શત્રુ બને છે. શત્રુને ન વધારશો, મિત્રને વધારશો.

જ્ઞાનીઓએ કહ્યું છે કે "આ જગતમાં તું તારા માટે ને પર માટે પણ કંઇક કરી છૂટ." પોતા માટે તો સૌ કરે પરંતુ પારકાઓ માટે ભોગ આપે ત્યારે કંઇક કર્યું છે તેમ કહેવાય.

કિસ્મત કી શિકાયત કિસસે કરે ?
વહ બજમ મિલી હૈ, હુમકો જહાં
રાહત કે હજારોં સાથી હૈં;
દુઃખ દર્દકા સાથી કોઇ નહીં.

આરામ કે થે સાથી કયા કયા, જબ વકત પડા તબ કોઇ નહીં,
સબ દોસ્ત હૈં અપને મતલબ કે, દુનિયા મેં હમારા કોઇ નહીં.

જ્ઞાની ભગવંતે પણ કહ્યું છેઃ

माया या पिण्हुसा भाया, भज्जा पुत्ता य ओरसा ।
नालं ते मम ताणाए, लुप्पंतस्स सकम्मुणा ॥

ઉત્ત. અ. ૬ ગાથા ૩.

માતા-પિતા, પત્નિ-પરિવાર સંતાનો કોઇ પણ અંતે ત્રાણ શરણ નથી. ફક્ત એક ધર્મ જ શરણભૂત બને છે. ભાગ્યની ફરીયાદ કોને કરૂં ? બસ આ દેહનું અંતિમ પરિણામ આવી જાય છે ત્યારે જ બધાં ટોળે વળી જાય છે. દુઃખ હોય, કપરા દિવસો હોય, બિમારી હોય, સહારાની જરૂર હોય ત્યારે કોઇ ફરકતું નથી. પોતાને જરૂર હોય છે ત્યારે કોઇ કામ નથી આવતું. સામી વ્યક્તિ ઉપર ઉદારતા-મિત્રતા જેવા ભાવ ન હોય તો મિત્રતા ટકે નહીં. પરસ્પરના ગુણ-દોષ જોવા, સહી લેવા જેટલી ઉદારતા હોય તો મિત્રતા ટકે. છદમસ્થ જીવન છે, કયારેક ભૂલ થઇ જાય. કાગડાને કોઇ મિત્ર બનાવવા માગતું નથી, કોઇ ઘરમાં સ્ટીલ કે સોનાના પાંજરામાં કાગડો તમે જોયો છે ? પોપટ-મેના-તેતર હશે, સિંહ પણ હશે, કૂતરાઓ, સુંવાળા સસલા હશે પણ કાગડાને કોઇ પાળતું નથી કારણ કાગડાની દૃષ્ટિ સદ્‌ગુણવાળી નથી કાગડો દોષગ્રાહી છે.

એક ઘરના આંગણામાં સ્વચ્છ ચાંદલો કરેલી ગાય ઉભી હોય ત્યારે સ્ત્રીઓ તેને કપાળે ચાંદલો કરે છે. પુરૂષો નમન કરે છે. આવી રૂપાળી ને પવિત્ર ગાયની બાજુમાં એક ગધેડો ઉભો હોય, તેનાં પડખામાં ચાઠું પડ્યું હોય, એ સમયે કાગડો કા કા Crow Crow કરતો આવે તો એ ગાય પાસે નહીં જાય, ગધેડાને પસંદ કરશે. કારણ કે કાગડો મેલી દૃષ્ટિનો છે. તેને ગાય નજરમાં નહીં આવે. તેની દૃષ્ટિમાં પડખામાં પડેલું ચાઠું આવશે. ચાઠામાં દેખાતું લોહી પસંદ પડશે. એટલે હંમેશા સારી દૃષ્ટિ રાખતા શીખો. જ્ઞાનીએ કહ્યું છે "મિત્રતા ટકાવવી હોય, પ્રેમના પાત્ર નભાવવા હોય તો અંતરના ભાવ વિશાળ રાખો."

એક શેઠ હતા. શેઠને ચાર મિત્રો હતા. શેઠ ધનવાન છે પણ શેઠના મિત્રો ધનવાન નથી. આ પાંચેય મિત્રોમાં ધન-વૈભવને કારણે મિત્રતા નહોતી પણ પરસ્પર અંતરભાવની ઘનિષ્ઠતા વધારે હતી. પાંચેય મિત્રો વૃધ્ધ થયા. ૭૦ વર્ષની વયે પહોંચ્યા. મિત્ર સંબંધમાં જીંદગી ગઇ, ચારેય મિત્રોમાં ઉદારતા, વિશાળતા હતી. એક વખત શેઠના પુત્રોએ વિચાર કર્યો કે પિતાના આ મિત્રો સાચા છે કે ખોટા તેની પરીક્ષા કરવી જોઇએ.

એક દિવસ શેઠ દિવાનખાનામાં બેઠા (૨) માળા ફેરવતા હતા ત્યાં દરવાજા પાસે આવી ચારે મિત્રોએ પૂછયું, 'શેઠ છે ઘરમાં ?' શેઠના એક દીકરાએ કહ્યું: 'ના નથી. બહાર ગયા છે.' શેઠ ન હોય એવું બને જ નહીં. વિચાર કરી, થોડે અંતરે ગયેલા ચારે મિત્રો ફરી પાછા ડેલીયે આવ્યા ને પૂછયું, 'શેઠ છે ઘરમાં ?' શેઠના બીજા દીકરાએ આવી કહ્યુ "ના, શેઠ બહારગામ ગયા છે." શેઠ બહારગામ જાય ને આપણને

વાતેય ના કરે ? એવું કદી બને જ નહીં. ચાલો પાછા જઈએ. ચારે મિત્રોએ ત્રીજી-વાર આવીને પૂછ્યું તો ત્રીજા દીકરાએ જવાબ આપ્યો, તમને બે વાર તો કહ્યું "શેઠ ઘરમાં નથી." પણ શેઠના મિત્રોનો દોર કાચો ન હતો એ પાકો હતો. ચારેયે વિચાર કર્યો. શેઠ કોઈ કાળે બહાર જાય નહીં શેઠનું કામ તો છે જ. હવે બોલાવવા નથી. પૂછ્યું નથી. હિંમત કરી વગર પૂછ્યે અંદર ચાલ્યું જવું છે. ચારેય જણા હિંમત કરી અંદર ગયા તો શેઠ દીવાનખાનામાં બેઠા બેઠા માળા કરતા હતા. જયજિનેન્દ્ર કર્યા. જો કોઈ વાત હોય તો પી જવી જોઈએ. ચારે મિત્રો ખોટું લગાડીને પાછા ચાલ્યા ગયા હોત તો ? જો આવું કરે તો આપસી મિત્રતા ટકે નહી. અંતરની ઉદારતા રાખીએ તો સંબંધો બગડતા નથી. સંબંધો જોડાય છે.

"સુર્ખરૂ હોતા હૈ ઇન્સાં. આફતેં આને કે બાદ,
રંગ લાતી હૈ હીના, પત્થર પૈ ઘિસાજાને કે બાદ"

માણસ સફળ ક્યારે થાય જ્યારે એની ઉપર આફત આવે છે ત્યારે Difficulties always make a man clever આફતો માણસને હંમેશા હોંશીયાર બનાવે છે.

માણસ સફળ ક્યારે થાય ? જ્યારે એના ઉપર આફત આવે છે ત્યારે, દુઃખ અને મુશ્કેલીઓમાંથી પસાર થાય ત્યારે. માણસ વધુ ચોખ્ખો બને છે.

"રંગ લાતી હૈ હીના. પત્થર પૈ ઘિસ જાને કે બાદ,"

મહેંદી લીલી હોય છે. પત્થરથી લઢાઈ-લઢાઈને કેશરિયાં રંગે આવે ત્યારે બ્હેનો હાથે લગાડે છે અને કળા ઉપસાવે છે. હાથ પર મહેંદીના રંગને પાણીથી ધુએ તો પણ લાગેલો મેંદીનો રંગ જાય નહીં. આવો જ રંગ જ્ઞાનનો અને તપશ્ચર્યાનો હોવો જોઈએ. તપશ્ચર્યાનો રંગ લાગ્યો હોય તો સંઘાણી એસ્ટેટનાં તપસ્વીઓ ભગ અને ઓરમામાં મોઢું નાંખે તેવા નથી. પોતાની જાત ભલે ઘસાઈ જાય પણ જેની સાથે મિત્રતાનો સંબંધ જોડ્યો છે એ જાય નહી તો જ મિત્રતાનો રંગ રહે, ચારે મિત્રોની શેઠ સાથેની મિત્રસગાઈ આવી ગાઢ છે. ચારે મિત્રો આવ્યા એટલે શેઠે માળા બાજુમાં મૂકી એક. મિત્રે વાત શરૂ કરી.

"આપણે હવે ૭૦ વર્ષના થયા. ગુરૂ મહારાજે કહ્યું છે તેમ પરિગ્રહની મર્યાદા લેવી છે. કેટલી સુંદર વાત છે. તમારામાંથી કોઈ આવી મર્યાદા લેવા તૈયાર થાય છે ? આમને આમ તૃષ્ણાના વલખા મારતા રહેશો, પૈસા માટે ઘણું (૨) કરશો પણ પૈસા તમારા નથી. ચારે મિત્રોએ તો પરિગ્રહની મર્યાદા નક્કી કરી. "એક એક લાખની" શેઠ કહે "વાત સાચી. ગુરૂ મહારાજે કહ્યું છે કે કાલનો ભરોસો નથી. તમારા લાખ તો મારી પરિ-ગ્રહની મર્યાદા ૧૦ લાખ." જીવનમાં આવી પ્રેરણા થવી જોઈએ. આવા ધર્મભાવ હોય

તો ઉંચા ભાવ જાગે. શેઠ અને ચારે મિત્રો ગુરૂ મહારાજ પાસે ગયા. વંદન કરીને પરિગ્રહની જે મર્યાદા કરી હતી એનાં પચ્ચખાણ લઇ લીધા.

શાસ્ત્રકારે આપણને મહાબળ રાજાની વાત કરી છે. મહાબળરાજાને છ મિત્રો હતા. એક સાથે જન્મેલાં બધાં સમવયસ્ક. એક વખત મહાબળરાજા અને છ મિત્રો ભેગા થઇ વાર્તાલાપ કરે છે. એકબીજા પ્રત્યે લાગણીભાવ છે. પરસ્પર માટે ઉદારતા છે. કંઇક કરી છૂટવાની ભાવના છે. બધાએ મળી એક દિવસ વિચાર કર્યો જીંદગીના બે મોટા કામ કરીએ "કાં પરદેશ જઇએ કાં દીક્ષા લઇએ." આગળના જમાનામાં લોકો પરદેશ જતા. મુસાફરી કરી ધન-આબરૂ કમાઇ આવતા. ધનપતિ બનવા માટે એ કાળમાંનો એક માર્ગ હતો.

**अम्हेहिं एगयओ समेच्चा णित्थरियव्वं त्तिकट्टु अन्नमन्नस्सेयमट्ठंपडिसुणेन्ति,**

પણ આ સાત મિત્રો ગાઢ મિત્રો છે. જ્યાં જાય ત્યાં સાથે જાય, જુદા નહીં. આવો પરસ્પર પ્રત્યેનો ભાવ હતો. મહાબળ કહે-"તમે અને હું જીવન-મરણના મિત્રો છીએ. આ મિત્રતા તૂટવી ન જોઇએ. ભાવ થાય એટલે સંસાર ત્યાગી દીક્ષા લેવી છે તો સાતેયે લેવી એકને ભાવ થાય એમ નહીં.

સૌએ આવો દૃઢ નિર્ણય કર્યો છે. મિત્રતા ટકાવવા સાતેયમાં વિશાળતા છે, ભવ્યતા છે, ગંભીરતાના ભાવો છે. વાસ્તવિક દૃષ્ટિએ જોઇએ તો જગતમાં મિત્ર અને દુશ્મનની વાત આવે છે પણ કોઇ કોઇનો દુશ્મન કે મિત્ર નથી. ભગવાન મહાવીરે પણ કહ્યું છે કે આત્મા જ પોતાનો મિત્ર અને આત્મા જ પોતાનો દુશ્મન છે. કોઇ કોઇનું બૂરૂ કરનાર નથી. શુભ-અશુભ ભાવો દ્વારા પોતે પોતાનો મિત્ર અને દુશ્મન બને છે.

ભગવાન મહાવીરે કહ્યું છે કે આ જગતમાં કોઇને દુશ્મન ન બનાવજો.

**न तं अरी कंठछित्ता करेइ,**
**जं से करे अप्पणिया दुरप्पा ॥**

સાધકને પણ કહ્યું છે ગળાનો કાપનારો જે શત્રુ બૂરૂં ન કરે, દુર્બુદ્ધિ તે દુરાત્મા પોતામાં રહીને કરે. દિવસ ઉગે છે દુશ્મન જાગે છે. માણસ જીતાય છે. પશુઓ જીતાય છે. પરંતુ ભગવાન મહાવીરે કહ્યું છે કે-

**एगे जिए जिया पंच, पंच जिए जिया दस ।**
**दसहा उ जिणित्ताणं, सव्वसत्तू जिणामहं ॥**

તારો એક આત્મા તારાથી જીતાય તો જગત ઉપર વિજય તારો છે. અસંયમી આત્મા જ એક તારો શત્રુ છે. મિત્રને જીતવો હોય તો મિત્રતાનાં મંગળભાવ અંતરમાં રાખવા જોઇએ. મહાબળ રાજા અને છ મિત્રોમાં વિચાર એક છે. વર્તન એક છે. વાણી એક છે. વિચાર-વાણી અને વર્તનનું મેચિંગ છે. આ મહાબળ રાજા અને મિત્રોની મંગળ મિત્રતા છે. હવે કેવું નિમિત્ત જાગશે. તેના ભાવભેદ અવસરે.

# (૧૭)

# જીવનનું અમૂલ્ય ધન સમય

(શ્રાવણ શુદ ૨ બુધવાર તા. ૨૮-૭-૧૯૭૬)

જિંદગીના સાર અને મૂલ્યને માનવ સમજ્યો નથી. જીંદગીની ધન્યતા માત્ર અર્થપ્રધાન નથી. જ્ઞાનીજનોએ કહ્યું છે કે જીંદગીનું અમૂલ્ય ધન સમય છે. જેમના હાથમાંથી જીંદગીનો સમય નિરર્થક પસાર થઇ જાય છે તેને પસ્તાવાનો પાર રહેતો નથી. જાણવું કે જીવવું. માનવીને મન પ્રત્યેક ક્રિયા મૂલ્યવાન છે. માનવી કેવી રીતે જીવી ગયો, કેવી રીતે જીવવાનો છે એ જાણવાનું મૂલ્ય છે. જીવતરની કિંમત મોટી છે. સાગરની કિંમત પાણીના બુંદ-બુંદ ઉપર છે તેમ જીંદગીની કિંમત ક્ષણ-ક્ષણ ઉપર છે. જ્ઞાનીઓએ કહ્યું છે તેમ સમય અમૂલ્ય ધન છે. જિંદગી મળી છે અવસર મળ્યો છે તેને સાર્થક કરી લઇએ. જે સમય આજે મળ્યો છે તે ફરીવાર નહી મળે.

"Yesterday never comes do it now"

ગયેલો સમય ફરી પાછો મળતો નથી માટે જ જ્ઞાની ભગવંતો સમયનું મુલ્ય બતાવતાં સમયે-સમયે ચેતવણી આપે છે **"समयं गोयम मा पमायए"** હે ભવી આત્માઓ! એક સમય માત્રનો પણ પ્રમાદ ન કરો. સમયના ત્રણ ભાગ છે. ભૂતકાળ, ભવિષ્યકાળ વર્તમાનકાળ. ગયેલો કાળ તે ભૂતકાળ. ભૂતકાળની મર્યાદા કેટલી? અનંતો કાળ ગયો. ભવિષ્ય જે કાળ આવવાનો છે એની પ્રતિક્ષા સૌ કરે છે. મનોમન આશાને આકાંક્ષા સેવે છે. મિનારાઓ ચણે છે. મનોરથો સેવે છે. મનમાં યોજના ઘડાય છે એ ભવિ-ષ્યકાળ. ભવિષ્યકાળની મર્યાદા કેટલી? એની મર્યાદા પણ અનંત છે.

વર્તમાન જે કાળ ચાલુ હોય છે. જે કાળમાં જીવન પસાર થાય છે તે કાળ વર્તમાનકાળ. જ્ઞાનીજનોએ વર્તમાનકાળની મર્યાદા બાંધી છે. ભૂતકાળ અનંતો ભવિ-ષ્યકાળ અનંતો. પરંતુ વર્તમાનકાળ એક સમયનો. એક સમય પસાર થયો એટલે તે ભૂતકાળ. ભવિષ્યમાંથી નીકળી જે માત્ર એક સમય વર્તમાનમાં ટકે છે તે વર્તમાન છે ને પછી એ સમય ભૂતકાળ બની જાય છે વર્તમાનકાળ નાનો-થોડો છે. જિંદગી વર્તમાનકાળમાં સિદ્ધ કરવાની છે. ભૂતકાળને યાદ કર્યાથી શું વળે?

એક શેઠાણી હતા. જ્યારે ને ત્યારે ભૂતકાળને વગોળ્યા કરે "મારે ચાર-ચાર દીકરા હતા, વહુઓ હતી વૈભવ વિલાસ હતો આ બધું હતું. પરંતુ બાઇ! હવે તમે પચાસમાં એકલા છો. તેનું શું? એટલે તો જ્ઞાનીજનોએ કહ્યું છે કે ભૂતકાળને ભૂલી જાવ. અનંતા સમયને લઇને સુખ-વૈભવની વાતો કરવા કરતાં, વર્તમાનકાળમાં એની સાર્થકતા કરે

તો ભવિષ્ય સુધરી જાય.

જ્ઞાનીજનોએ કહ્યું છે કે સમય એ તો પાણીના પ્રવાહની જેમ વ્યતીત થઇ જાય છે. "Time And Tide wait for none" સમય અને ભરતી કોઇની પણ રાહ જોતા નથી.

"ઇન્સાન ખોકે વકત કો પાતા નહી કભી
જો દમ ગુજર ગયા વહ ફિર આતા નહી કભી"

જેના શરીરમાંથી પ્રાણ નીકળી ગયા પછી એના ખોળિયામાં પ્રાણ આવતા નથી ઇન્સાનના હાથમાંથી જે વખત ચાલ્યો જાય છે તે પાછો આવતો નથી.

જ્ઞાનીઓ કહે છે કે સમય આત્માને જગાડવા માટે છે.

"જિસને પહેચાની ન કોઇ કદ્ર અપને વકત કી
કામયાબી ઉસકો હાસિલ હો નહીં સકતી કભી (૧)
જિસને કલ પર અપના કામ છોડા રહ ગયા
કલ ભલા દેખી હૈ કિસને ! ખૂબ કોઈ કહ ગયા" (૨)

જેણે સમયની-વખતની કદર કરી નથી તે જીવન હારી જાય છે. આજનું કામ આજે જ કરો, કાલ કયારે, કેવી આવશે એની કોને ખબર છે? હમણા સાંભળ્યું કે લંડનમાં એક અકસ્માતમાં આખો પરિવાર હોમાઇ ગયો છે. સમયનો ભરોસો ? સમયને ઓળખી શકે છે એની આવતી કાલ ઉજળી છે.

ભગવાન મહાવીરે શાસ્ત્રમાં કહ્યું છે કે

"जा जा वच्चई रयणी न सा पडिनिवत्तई ।
अहम्मं कुणमाणस्स अफला जंति राईओ ॥

જે સમયને જાણતાં નથી, જિંદગીમાં અધર્મ અન્યાય અનીતિ કરે છે તેની જિંદગીનો અમુલ્ય સમય નિષ્ફળ જાય છે.

"जा जा वच्चई रयणी, न सा पडिनिवत्तइ ।
धम्मं च कुणमाणस्स सफला जंति राईओ ॥

જે આત્માઓ અહિંસા સત્ય તપમય ધર્મમાં લીન બની સાધના-આરાધના વડે જીવનને સફલ બનાવે છે. તેમાં જ સાધનાનું મુલ્ય સફળતા ગણાય છે. માટે તમે તમારા સમયને ઓળખી જાવ.

" तेणं कालेणं तेणं समएणं इंदकुंभे उज्जाणे थेरा समोसढा "

તે કાળ અને તે સમયમાં સલીલાવતી વિજય, વીતશોકા નગરીમાં ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં સ્થવીર ભગવંતો પધાર્યા છે. સ્થવીર ભગવંતો પધાર્યા છે તે વાત મહાબળને

સંદેશવાહક આપે છે. મહાબળરાજા સંદેશવાહકને ખુશ કરે છે. રાજા અંતઃપુર સહિત પ્રજાજનોના પ્રવાહ સાથે ઇન્દ્રકુંભ ઉદ્યાન તરફ વળે છે. આટલો મોટો માનવ પ્રવાહને વહી રહેલા જોઇને, વીતશોકા નગરીમાં આવેલા મુસાફરો કહે છે, શું આ નગરીમાં કોઇ મોટો ઉત્સવ ઉજવાઇ રહ્યો છે? જનાર નગરજનોમાંથી કોઇક કહે છે 'ના' ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં સ્થવીર ભગવંતો પધાર્યા છે. એની મંગળ વાણી સાંભળવા આ નગરના રાજા અને પ્રજા હર્ષભેર જઇ રહ્યા છે અને સમયને સફળ બનાવી રહ્યા છે.

જીંદગીનું અમૂલ્ય ધન સમય છે. સમયનું મૂલ્ય જે આંકે એની જિંદગીનું મૂલ્ય મોટું થઇ જાય છે. સમય સાધ્યો હોય તો જિંદગી સધાય જાય. સમય જીત્યો હોય તો જિંદગી જીતી જવાય. દિગમ્બર આચાર્ય કુંદકુંદ સ્વામીએ 'સમયસાર' નામનો ગ્રંથ રચ્યો છે. આ સમયસાર આધ્યાત્મિક ગ્રંથમાં 'સમયસાર' એટલે શું? એનો જવાબ છે. સમય એટલે આત્મા, સાર એટલે તત્વ. સમય–આત્મતત્વના, વિવેચન પૂર્વક દ્રવ્યાનુયોગથી ભરેલો છે જેમાં નવતત્વની વિવેચના કરવામાં આવી છે. આત્મતત્વને જગાડયા વગર જિંદગીમાં સફળતા મળતી નથી. જગતમાં એક અનેરૂં તત્વ છે જે નાશ નથી પામતું. એ શાશ્વત છે એ સમય તત્વ છે. આવા સમયને ઓળખી લ્યો એટલે આત્મતત્વને જાણી લ્યો.

સ્થવીર ભગવંતો દેશના આપે છે ત્યારે મહાબળ રાજાના મનમાં ધર્મભાવ જાગે છે. ૫૦૦ રાણીઓ છે, વૈભવની છોળો ઉડે છે, સુખનો દરિયો છે એવા સમયે મહાબળના અંતરમાં ધર્મભાવનાના વિચારો આવે છે. જ્ઞાનીજનો કહે છે:

**'જબ ખજાના લુટ ગયા, તબ હોશમેં આયે તો કયા?**
**વકત ખોકર દસ્તે હસરત, મલકે પછતાયે તો કયા?**

જ્યારે ખજાનો લૂંટાઇ જાય, ધાડપાડુઓ લૂટી જાય, સરકારના ઓફિસરો દાગીના લઇ જાય ત્યારે રાજી થઇને બીજાને વાત કરવા જાવ એની કિંમત શું? આજે ઘર–ઘરમાં ડર પેસી ગયો છે. બહુ ડર લાગતો હોય તો અહીં ઉપાશ્રયમાં સંઘમાં જમા કરાવી જાવ. અહીં આપશો તો યોગ્ય સ્થળે આપ્યું ગણાશે. ઘરમાં હશે તો, ગયા પછી રડશો કે હસસો? હાથમાં આવેલો સમય જો વ્યર્થ રીતે સરકી જશે તો પ્રશ્ચાતાપ ગમે તેટલો કરશો તો પણ એ સમય પાછો નહીં આવે.

મહાબળ રાજા સ્થવીર ભગવંતોની વાણી સાંભળ્યા પછી સમયનું મૂલ્ય સમજી ત્યાગમાર્ગે જવા ઉત્સુક બન્યા.

ભગવાને કહ્યું છે કે આ જીંદગી અસંસ્કૃત, ક્ષણિક અને નશ્વર છે **असंखयं जीविय मा पमायए** આયુષ્ય અસંસ્કૃત છે માટે પ્રમાદ ન કરો **"उट्ठिए नो षमायए"** ઉઠો પ્રમાદ ન કરો.

વિદ્યુતના ચમકારા સમા આ સંસારમાંથી આત્માને ક્યારે જગાડશો ? જ્યારથી જાણ્યું છે એ જ વખતે કંઇક કરી લેવું જોઇએ.

"દારે ફાની મેં હો ગાફિલ મૌત સે ઈક પલ નહીં
ક્યા ભરોસા જિંદગીકા, આજ હૈ ઔર કલ નહીં"

કવિ કહે છે આ નશ્વર સંસારમાં એક પળની પણ ખબર નથી. ઘડીમાં શું થઇ જશે એની કોને ખબર છે? જિંદગીનો ભરોસો નથી. આજે દેખાય છે કાલે કદાચ જોવા નહીં મળે.

મહારાજા મહાબળનો આત્મા જાગી ગયો છે. એમને દિક્ષા લેવાના ભાવ જાગે છે. જીવન ધન્ય બનાવવું છે. અમૂલ્ય અવસર આવ્યો છે. મનમાં દ્રઢ સંકલ્પ કરીને સ્થવિર ભગવંત પાસે જઇ ગુરૂદેવને કહે છે, "ગુરૂદેવ મારે દિક્ષા લેવી છે પરંતુ અમો સાત મિત્રો છીએ. ભેગા રમ્યા, જમ્યા ભણ્યા છીએ. અમારા મન એક છે બધા સમવયસ્ક છીએ. સુખ દુઃખમાં સાથે રહ્યા છીએ જ્યારે દિક્ષા લેવાની છે તો બધાએ સાથે જ લેવાની છે. સ્થવીર ભગવંતોએ કહ્યું:

"जहासुह देवाणुप्पिय ! मा पडिबंध करेह"

સ્થવિર ભગવંતો મહાબળના ભાવ જોઇ કહે છે હવે વિલંબ ન કરો. જે ભાવ જાગ્યા છે એને વધાવી લ્યો, મહાબળકુમાર રાજધાનીમાં જઇ છએ મિત્રોને બોલાવે છે. વાર્તાલાપ કરે છે. કહે છે "મને વૈરાગ્યના ભાવ થયા છે. મારી ઇચ્છા દિક્ષા લેવાની છે. છએ મિત્રો પણ એવા જ ભાવ સેવતા હોય તેમ કહે છે. અમે પણ દીક્ષા લેવાના ભાવ રાખીએ છીએ. મહાબળ રાજા કહે છે" આપણે દીક્ષા લઇએ પણ એ પૂર્વે આપણું કર્તવ્ય પણ પૂરૂં કરી લઇએ હું બલભદ્રને રાજ વૈભવ સુખ અને સાહ્યબી સોંપી દઉં છું તમે પણ તમારા પુત્રોને ઘરનો વ્યાપારનો વહીવટ સોપી દયો. મહાબળ રાજાએ સમયને ઓળખી લીધો છે. પણ ઘણા એવા છે જે સમયને ઓળખતા નથી. એનું એક ઉદાહરણ આપું છું.

એક રાજકુમાર છે. એને બે મિત્રો છે. ત્રણે સાથે ભણ્યા છે. રમ્યા છે પરસ્પર સારો ભાવ છે પણ ઉંમર લાયક થાય છે ત્યારે પેલા મિત્રો રાજકુમારનો મોહ ઓછો કરે છે કાલે રાજા થશે, ત્યારે એનામાં પરિવર્તન આવી જશે, તો આપણને દુઃખ થશે. ત્યારે રાજકુમાર એ બે મિત્રોના ભાવને જાણી કહે છે, હું રાજા બનીશ ત્યારે તમને એક એક પહોરનું રાજ આપીશ. રાજા કાળધર્મ પામ્યા, રાજકુમાર રાજા થયો. ઘણો કાળ વીતી ગયો. રાજા તો સુખ વૈભવમાં પેલા બન્ને મિત્રોને પણ વીસરી ગયો છે. પેલા બન્ને મિત્રોમાં એક ખરાબ દશામાં આવી ગયો. લેણદારો વધી ગયા. જિંદગીમાં સુખ નથી, ચેન નથી. એને રાજકુમાર મિત્ર યાદ આવ્યો.

એણે આપેલું એક પહોર રાજા બનવાનું વચન યાદ આવ્યું. એ મિત્ર તો પહોંચ્યો રાજા પાસે ઓળખો છો રાજન? રાજા કહે 'ના ભાઈ, હું તો તમને ઓળખતો નથી. પેલો મિત્ર બોલ્યો, હવે તમે આ ગરીબ મિત્રને ક્યાંથી ઓળખો? આપણે સાથે ભણ્યા અને રમ્યા છીએ. યાદ છે, તમે અમને એક પહોર રાજ કરવા દેવાનું વચન દીધું છે. રાજાને યાદ આવી ગયું. એણે મિત્રને એક પહોર રાજા બનાવવા હાં પાડી. સવારે સૂર્યોદય પહેલાં રાજમાં બોલાવ્યો પેલો મિત્ર તો પૂરો વાણિયો. આખી રાત ન સૂતો. દિવસ હજુ તો ઉગ્યો નથી ત્યાં એ પહોંચી ગયો રાજમાં. રાજાએ મંત્રી પ્રધાનને બોલાવ્યા અને મિત્રને એક પહોર સુધી રાજગાદીએ બેસાડવા કહ્યું. પેલો રાજાનો મિત્ર ગાદીએ બેઠો. તુરત સેવકો હાજર થયા, કહે રાજન! તમને નવરાવવા છે. ચંદન લેપ કરવો છે, રાજતિલક કરવું છે, પણ આ ભાઈ સમયને ચૂકવા નહોતા માગતાં. એણે કહેવા પ્રમાણે લેણિયાતો બધા દરબારમાં હાજર હતાં. એ માંડયો હુકમ છોડવા આને હજાર આપો, આને પાંચ હજાર આપો; આને આ અને તેને તે આપો! એણે સમયની બરાબર કદર કરી લીધી. એણે સમય સાચવીને, પોતાની જિંદગી સુધારી લીધી. સાડા નવમાં પાંચ મિનિટ બાકી હતી ત્યાં જ રાજગાદી પરથી ઉઠીને રાજા પાસે ગયો ને બોલ્યો.

"લ્યો રાજા! આ તમારૂં રાજ! આ તમારૂં કાજ."

બીજો મિત્ર પણ ધંધામાં ધોવાઈ ગયો. એ પણ રાજા પાસે ગયો. રાજાએ પણ એને એક પહોર સુધી રાજા બનાવ્યો. જેવો એ ગાદીએ બેઠો તો એને પણ નવરાવવા લઈ ગયા, મોંઘા મૂલના વસ્ત્રો પહેરાવ્યા, અન્ય ક્રિયાઓ થવા માંડી. જ્યોતિષિઓ આવ્યા અને ભાગ્યરેખા જોઈ, રાજતિલક કર્યું. જેવા રાજગાદી પર બેઠા કે સાડા નવ થઈ ગયા. બેઠા એવા જ ઉઠાડયા. પેલો મિત્ર કહે કાં ભાઈ! હજુ તો મારે રાજ કરવાનું છે. પ્રધાન જવાબ આપે છે તમને રાજાએ એક પહોરનું રાજ્ય આપ્યું હતું. સમય પસાર થઈ ગયો. રાજાના એક મિત્રે સમય સાચવી લીધો, સમયનું મૂલ્ય આંકયુ તો લેણદારોના કરજમાંથી મુકત બની ગયો અને બીજો રંગ-રાગ, ખાન-પાન મોજ-શોખમા પડી ગયો તો મળેલું રાજસુખ છીનવાઈ ગયું. માટે જ કહેવત છે કે, "અવસર ચુકયા મેહુલા" ચાતુર્માસ આવ્યું છે. ધર્મભાવનો સમય છે. ધર્મના રાજ હવે જો તમારે કરવા હોય તો જ્ઞાન-દર્શન ચારિત્ર અને તપના ભાવ જગાડો. જીવનમાં મંગળ ઘડી લાવો અને અવસરને વધાવી લ્યો.

卐

# ૧૮

# પ્રીતની અનોખી રીત

(શ્રાવણ શુદ ૩ તા : ૨૯–૭–૧૯૭૬ ગુરૂવાર)

આ જગતના જીવોએ પ્રીતની રીત સમજવી જોઇએ. પ્રીત સુંદર ભાવોનું દર્શન કરાવે છે. પ્રીતને જાણવા હૃદય અને મનને જાણો. બન્નેને શુધ્ધ કરો. આત્માને પ્રીતથી જોડવા સુંદર વિચાર કરવા જોઇએ. વ્યકિત સાથે વ્યકિત ઋણાનુબંધથી જોડાય છે. દામ્પત્ય ભાવ પ્રીતથી શોભે છે. આજના જગતના સંબંધો સાચી પ્રીતથી બંધાયેલા નથી હોતા. આજના સંબંધો સ્વાર્થી–નકલી અને તકલાદી હોય છે. તૂટતા વાર નથી. મતભેદમાં મનભેદ થાય તો, તું કોણ અને હું કોણ ? સંબંધો જોયા, જાણ્યા અને અનુભવ પછી બંધાય તો સંબંધ ટકે. આજે સંબંધ જોડાય કાલે વેવાઇવેલા અળખામણા થઇ જાય.

**"જેણે પ્રીતની રીત પીછાની નથી, જેને એ રીત આવડી નથી. એના સંબંધો ટકે નહી. પ્રસંગે અવસરે ઉદારતા ન હોય તો, સામી વ્યકિત સાથે નિકટતા ન આવે."**

મન મૂકીને પોતાના બનાવવા સ્વાર્થને છોડવો જોઇએ અનુકૂળતા ત્યાગી પ્રતિકુળતા અનુભવો સ્વાર્થ ત્યાગી નિઃસ્વાર્થ ભાવ લાવો. આવી વિષમતાનો પરિત્યાગ કરવામાં ન આવે તો સંબંધ ન ટકે. એક જંગલમાં બે કબૂતરો રહે. એની પ્રીતની પ્રશંસા થાય. પ્રીતની ગાંઠે બન્ને અજબના બંધાયેલા. એક વખત ઉનાળો આવ્યો. વૃક્ષો સુકાવા માંડયા. પાંદડાઓ ખરવા માંડયા. માણસો મરવા લાગ્યા. ચોતરફ અસહ્ય તાપ વરસવા લાગ્યો. જળાશયો સૂકાવા માંડયા. કૂવાના પાણી ઉંડા ઉતરવા લાગ્યા. આવા વિષમ કાળમાં એક મુસાફર જંગલમાં જતો હતો. એક ગામથી બીજે ગામ જવું હતું. પંથ લાંબો હતો. એને થયું પકવાન ને ગાંઠિયાનું ભાથું ખાઇ લઉં. ભાથું ખાધું અને માટીની ભંભલીથી પાણી પીધું. ભંભલીમાંથી પાણી પીતા પીતા એક ખાડામાં થોડું પાણી ભરાઇ ગયું. મુસાફર તો ચાલ્યો ગયો. ઝાડ પર બેઠેલા બન્ને કબૂતરો તૃષાતુર છે. પેટ પૂરતી ચણ તો મળી છે પણ જળાશયો કે કૂવાને કાંઠે ય પાણી મળ્યું નથી. જે નાનકડા ખાડામાં પાણી ભરાયું એ જોઇને બન્ને કબૂતરો નીચે ઉતર્યા. જોયું તો માંડ ચાંચ ડુબે તેટલું પાણી હતું. બન્નેને પ્રાણ જતા રહે, એટલી તૃષા લાગી હતી. પેલા ખાડાનું પાણી બેમાંથી એક પીએ તોય ગળું ભીનું થાય તેમ હતું.

બન્નેમાંથી એક કબુતર કહે તું પી. બીજો કહે તું પી. એકબીજા પ્રાણ ટકાવવા માટે એકબીજાને આગ્રહ કરતા હતા. એક વ્યકિત બીજાને માટે પ્રાણ આપવા તૈયાર થાય; તો એનું નામ સાચી પ્રીત છે. આવી સાચી પ્રીત બન્ને કબુતરમાં હતી.

પાણી બન્નેમાંથી એકેયે પીધું નહિ. બન્ને કબુતરોના દેહ ઢળી ગયા. ફરી ત્યાંથી થોડા મુસાફરો નીકળ્યા. એમાં બે બહેનો હતી. બન્ને કબુતરોને મરેલા જોઇ, એક બેન બીજીને પૂછે છે:

"નહીં પાપી, નહીં પારધી, નહીં લગા કોઈ બાણ,
મે તુજે પુછું હે સખી, કૈસે છોડયા પ્રાણ."

કોઇ પાપીએ એને માર્યાં નથી, કોઇ પારાધિએ બાણથી એના દેહ વીંધ્યા નથી છતાં આ બે નિર્દોષ કબુતરો કા મરેલા પડયા છે, હે સખી ? બીજી સખી કબુતરો કેમ મર્યાં હતા એ પામી ગઇ હતી. એ બોલી.

"જલ થોડા તૃષા ઘણી, લગા પ્રીતિકા બાણ
તું પી તું પી કહ મરે, ઐસે છોડે પ્રાણ"

પાણી થોડું અને તૃષા ઘણી. એકબીજાના પ્રાણ બચાવવા એકબીજા ટીપું પાણી પાઇ દિલાવરી દાખવવા 'તું પી, તું પી કહીને બન્નેએ પ્રાણ છોડયા. પ્રીત સાચી આનું નામ સખી ! સખીનું સમાધાન થઇ ગયું. પણ આપણું સમાધાન થયું નથી. કબુતર જેવા પ્રાણીમાં જે પ્રીતની રીત જોઇ એવી આપણામાં છે ? નથી માણસમાં તો પ્રીત કરતા સ્વાર્થ પહેલો. એક કંપનીમાં બે ભાગીદારો હોય તોય હું મારૂં કરી લઉં એવી વાત કરે. સ્વાર્થ ઓછો કરવાની વાત નહીં. ધર્મનું કામ હોય, શાસનનું કામ હોય ત્યાંય મનની મોટાઇની કામના જાગે. સ્વાર્થ જતો ન કરે. એક વિશાળ પરિવારમાં પાંચ દિકરા. પાંચ પુત્રવધુ હોયપરંતુ આ સમોવડિયામાં કાંઇક સ્વાર્થ જાગે. મનનામોટા ન બને, દેરાણી-જેઠાણી ઉદાર ન બને, તો નણંદ તો કયાંથી બને ? ઝગડા થાય. ઘરમાં કલેશ જાગે અને આખરે કિલ્લોલ કરતું ઘર સૂનું બની જાય. પ્રીતને ટકાવે એવા આજના સંબંધો નથી. આજના વ્યવહારો અશુદ્ધ વ્યવહારો છે. પહેલાં દીકરીવાળાઓને સહન કરવું પડતું. આજે દીકરાવાળાઓ પણ સહન કરે છે. આજની ઘણી દીકરીઓ એવી છે કે પુરૂષ પહેલાં પોતે છૂટાછેડા લેવા તૈયાર થાય. આજનો વ્યવહાર ઉજળો નથી, ધૂંધળો છે. આજના માણસોમાં સહનશીલતા નથી. ઉદારતા નથી. મન મોટું રાખતા નથી. પ્રીતની સાચી રીત આઠ આઠ ભવ સુધી રાજુલે નેમ સાથે રાખી. નવમાં ભવમાં પણ નેમને વરવા બીજા વરનો પરિત્યાગ કર્યો હતો. નવમો ભવ ત્યાગના ઘરમાં રહીને જાળવી રાખ્યો. મારે તો આત્મભાવે વરવું છે ભગવાન નેમિનાથને ! ત્યાગના ઘરમાં અનેરા ભાવ રાખી રાજુલે ભગવાન નેમિનાથજીને વરવા દીક્ષા ધારણ કરી હતી. આજે આવી પ્રીત નથી. જો આવી પ્રીત આ જગતમાં પ્રગટ થાય તો ગૃહસ્થાશ્રમ સ્વર્ગમય બની જાય. સાચી પ્રીત આનંદઘનજી મહારાજે ભગવાન ઋષભદેવ સાથે કરી હતી. ભગવાન ઋષભદેવની સ્તુતિ કરતાં કહે છે :

'પ્રીત સગાઈ જગમાં સહુ કરે રે પ્રીત સગાઈ ન કોઈ
પ્રીત સગાઈ નિરૂપાધિક કહી રે સોપાધિક ધન ખોઇ."
ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે ઔર ન ચાહું રે કંથ-

સાચી પ્રીતમાં ઉપાધિ ન હોય, તે તો ઉપદ્રવ ને ઉપાધિ રહિત જ હોય. દેવ-ગુરૂ ને ધર્મની સાથે સાચા મનથી કરેલી પ્રીતની રીતથી જ આત્માનું હિત થાય છે. અંતે કર્મ સામે જીત મેળવી વિજયની વરમાળને પ્રાપ્ત કરે છે.

માનવના માનવ જ રહેવું છે કે માનવમાંથી દેવ બનવું છે? બોલો! 'મહારાજ અમારે દેવ બનવું છે!' અંતરના દિલના દિલાવર ભાવ બીજાને દેખાડો. બીજાના હૃદય જીતો. આવા પ્રેમના સોદાની પ્રીતની રીત જેને આવડે એ દેવ થઇ શકે. જેની સાથે રોજ સંબંધ છે, એવી બે વસ્તુઓ છે. પરસ્પરમાં કેવી પ્રીતિ છે. એકબીજાનો કેવો સંબંધ છે તે ટકાવતા શીખવે છે. આ વસ્તુ છે દૂધ ને પાણી. એ પ્રીતની અનેરી રીત શીખવે છે. દૂધ ઠંડુ હોય છે. તે પવિત્ર પદાર્થ છે. માનવદેહનું પોષક તત્ત્વ છે. સાત્ત્વિક છે ને સત્વવાળું છે.

દેવિકાબેને ટોપડીમાં દૂધ લીધું. દૂધ મૂકી સૂઇ ગયા. ઠંડુ દૂધ વાયડું લાગે એટલે કોઇ પીતું નથી. દેવિકાબેને દૂધને ગરમ મૂકયું. ગરમીથી દૂધ ઉકળવા માંડયું. ઉકળતા દૂધમાં દેવિકાબેને થોડું પાણી નાખ્યું. દૂધે પાણીને મહેમાન આવેલા જાણી પોતાનામાં પોતાની જેમ ભેળવી લીધું. ધનવાનને ઘેર ગરીબ આવે તો ધનવાને પોતાનામાંથી કાંઇક આપીને સ્વાર્થ થોડો ઓછો કરવો જોઇએ. આવું બને તો આપસમાં પ્રીતિ વધે. આવી પ્રીતનું ઉદાહરણ આપે છે દૂધ અને પાણી. પરસ્પર માટે કેવી પ્રીતિ છે તે જુઓ.

દૂધ પાણીની પ્રીત અજબ-ગજબની કહીએ
એક બીજા વગર, રહી ન શકે જરીએ.

અનેરી પ્રીત છે દૂધ અને પાણી વચ્ચે. પાણી દુધમાં ભળ્યું કે દૂધે ઉદારતા દાખવી. પાણીને ય પોતાનું રૂપ આપી દીધું. દૂધે સ્વાર્થ છોડયો.

પાણી મળતા સાવ દુધ, નિજરૂપ ને દીધું ।
સત્વ હીન થઇ ખુદ, સત્વ બીજાને દીધું ॥

દૂધ જેવા થવાના ભાવ એવા સુખોને છે. ઉદારતાની દૃષ્ટિ રાખી, પરને પોતાનામાં સમાવી લ્યે. દૂધ સાથે પાણી ભળી ગયું છે. ચૂલા પર ગરમી વધતી જાય છે. દૂધ ગરમ થાય છે. પાણી કહે છે તમારામાં ભેળવી તમે તો ઉપકાર કર્યો છે. મને સ્વપણું આપી દૂધ બનાવી દીધું છે.

"જોઈ મિત્રતાના ગુણુ મે, જળે કર્યો વિચાર।
સમયે સાટુ વાળીને ધન્ય કરૂં અવતાર ।।"

પાણી દૂધ–મિત્રના ગુણ પારખી, તેનો આ ઉપકાર ગુણનો બદલો વાળીને, અવસરે સાટું વાળીને, જીવન ધન્ય બનાવી લેવાનો અવસર શોધે છે. ત્યાં તો તેને અવસર મળી ગયો. ચૂલાની આગની ગરમી વધવા લાગી. બળવાનો વખત આવ્યો. કોને બળવું? પાણી કે દૂધને?

"દુધ પોતાનું દુઃખ કહી, નવ જળને કહેતું
જળ પોતાનું દોસ્ત બની, ઝટપટ સમજી લેતું"

દૂધની ઉદારતાનું સાટું વાળવાનો. સમય આવ્યો છે ત્યારે પાણી કહે છે તારી ઉદારતા, તારી પ્રીત અજબની. તેં મને તારામાં લીધું છે, તો હવે બળવાની ઘડી આવી છે તો તારા ખાતર હું મારા જીવની પરવા નહીં કરૂં. તારા ખાતર હું બળી જઇશ." પરના પ્રેમ ખાતર, પરના ઉપકાર થકી, જિંદગીનું અમૂલુ ધન દઇ દેવા જેટલીય ઉદારતા જોઇએ. પાણી કહે છે "તને જલવા નહીં દઉં, હું જલીશ તારા માટે. પાણી મંડયું બળવા."

દેખી એક દીન દુધને, અતિ તપતું બહુ તાપે।
બળવા મંડયું આપ, કષ્ટ જળ તેનું કાપે॥

પાણીએ પોતાની જાતને, દુધ ખાતર આગને સોંપી દીધી. પર ખાતર કાંઇક કરવું જોઇએ તે આનું નામ. એક વૃદ્ધ ડોશીમા પડી ગયા છે. કોઇ ધનવાન મોટરમાં બેઠો છે. મોટર ઉભી રાખે? વૃદ્ધ માને હોસ્પિટલે પહોંચાડવા જેટલી ઉદારતા કે ઉપકારી ભાવ આજના શ્રીમંતોમાં નથી. કહે "ઘરનાને જ મોટરમાં બેસવાનો સમય નથી મળતો ત્યાં વળી બીજાને કયાં બેસાડીએ? અમે બેસીએ કે બીજાને બેસાડીએ?' પોતાનું સુખ જતું કરીને, બીજાના દુઃખ માટે કંઇ કરી છૂટવાના ભાવ જાગે તો માનવ, માનવ વચ્ચેના પવિત્ર સંબંધો વધુ ગાઢ બને.

દુઃખિયાને દેખી, એનું દુઃખ કેમ ઓછું કરવું? આવા ભાવો પ્રગટે તો માનવ મટીને દેવ થાય. પોતાના બુંદે–બુંદને પાણીએ બળવા દીધું "આજ મારૂં જીવતર ધન્ય બની ગયું." પાણી મનોમન ગૌરવ લે છે.

બળતા–બળતા છેક, બિંદુયે ન રહેવા દીધું
જાન જતાં પણ નીરે, જતન દુધનું કીધું.

પોતાની જાતને બાળીને દૂધનું જતન કર્યુ. દૂધનું કરજ ન રહેવા દીધું. દૂધમાં રહેલું પાણી બળી ગયું. હવે વારો આવ્યો દૂધને પોતાને બળવાનો. આગે જાણે

જીરવી ન જાણ્યું. પાણીનો વિયોગ જાણે સહન ન થયો. પાણી વગર તેની જાતને જાળવી ન શક્યું. કવિ ત્રિભોવન કહે છે કેઃ–

દેખી નિજને એકલું, દૂધે કર્યો વિચાર
મિત્ર વગરના જીવનને, હજાર વાર ધિક્કાર.

દૂધ પાણીની જીગરજાન મિત્રતાને વીસરી ન શક્યું. કવિથી એની વેદના સહન ન થઇ. "હવે મારે જીવીને શું કામ છે? મારા આ એકલા જીવતરને ધિક્કાર છે!" દૂધ પાણીના વિયોગમાં અગ્નિમાં બળવા ઉભરાણું. દેવિકાબહેનના અંતરમાં દેવ વસ્યા. દૂધને રોકવા માટે પાણીના થોડા બુંદ નાખ્યા. ઉભરાતું દૂધ શાંત થઇ ગયું. પોતાનો ખોવાઇ ગયેલો મિત્ર ફરીવાર સજીવ થયો.

ચતુરે ચેતીને આ સમે, છાંટયું પાણી લઇ હાથ।
મેળાપ થતાં નિજ મિત્રનો, શાંત થયું તે સાથ ॥

દૂધ શાંત થઇ ગયું. દૂધ સાથે પાણીની મિત્રતા કેવી?

સંસારીઓના સંબંધોમાં કોઇ કારણવશાત મનદુઃખ થઇ જાય. ગુરૂ મહારાજ અબોલાને બોલતા કરી દયે. સાસુ–વહુ વચ્ચે કુસંપ હોય, પણ વહુની નમ્રતા પાસે સાસુએ પણ નમતું મુકવું જોઇએ. એક પાત્ર બીજા પાત્ર સાથે પ્રેમભાવ રાખે. જાળવી જાણે તો ઘરમાં કલેશ કે કુસંપ ન થાય. દૂધ અને પાણીએ સ્વભાવે ખાનદાની બતાવી આવી ઉદારતા આપણામાં હોય તો?

વીતશોકા નગરીમાં ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં સ્થવીર ભગવાન પધાર્યા છે. રાજા મહાબળ અને મિત્રો દીક્ષા લેવા માટે છેલ્લા કર્તવ્યભાવને પુર્ણ કરી લીધા છે. સ્થવીર ભગવંતોની વાણી સાંભળી છે. ત્યારથી હૃદયમાં ધર્મની પ્રીત જાગી છે. હવે તો, મહાબળ રાજા અને છએ મિત્રોને "સંસાર રૂડો લાગતો નથી. ત્યાગમાર્ગ રૂડો લાગે છે. હવે મહાબળ રાજા અને છએ મિત્રો, સ્થવીર ભગવંતના ચરણોમાં કયારે જાય છે.

એ વાત અવસરે કહીશું. આવતી કાલે પ્રવચન બંધ છે.

## ૧૯

# સત્યનો સનાતન ધર્મ

(શ્રાવણ શુદ ૫ તા. ૩૧–૭–૧૯૭૬ શનિવાર)

જ્ઞાનીજનોએ સત્યના સનાતન ધર્મનું દર્શન કરાવ્યું છે. Truth is immortal religion" સત્ય હંમેશા સનાતન હોય છે. એના સિદ્ધાંતોમાં ફરક પડતો નથી. જેને સત્ય લાગ્યું છે. સમજાયું છે. તેઓ સંસારની અટપટી પરિસ્થિતિથી મૂંઝાતા નથી.

સત્યનો સનાતન ધર્મ જેના અંતર ઘટમાં વ્યાપી જાય છે, તે સુખ–દુઃખમાં છકી જતો નથી. એવો પ્રશ્ન થાય છે કે માનવજીવનની સાર્થકતા શું ? સનાતન સત્યની શોધ કરવી એ સાર્થકતા છે. દેવતાઓ પણ સત્ય શોધી શકતા નથી. તિર્યંચમાં પશુ–પક્ષીઓ પણ નહી. સત્યના અન્વેષણની અગાણુત શક્તિ માનવને જ મળી છે.

માણુસે સત્યને સમજવા અને ઓળખવા પ્રયત્ન કરવો જોઇએ. જો સત્ય સમજાય તો માનવભવ સાર્થક થઇ જાય પરંતુ આજે તો માણુસ સત્યથી દૂર ખસતો જાય છે.

યુરોપના એક વિદ્વાન ઇમર્સન હતા. એમનું ભાષણ સાંભળવું માણુસ માટે ગૌરવ ગણાતું. ઉત્કંઠાથી મન મુકીને એની વાતો સાંભળવા લોકો ઉમટે. આ ભાષણમાં આગલી હરોળમાં એક ઘોબણ બેસી જાય છે. જેના કાનના દેવતા ઠરી ગયા છે. આંખોનું નૂર આથમી ગયું છે.

परिजूरइ ते सरीरयं, केसा पण्डुरया हवन्ति ते ।
से चक्खुबले य हायई, समयं गोयम मा पमायए ॥ (ઉત્ત. ૧૦/૧૨)

શરીર પરાધીન થઇ ગયું છે છતાં આગલી હરોળમા બેસવાનો શોખ જતો કરતા નથી. એમ તો અહીં પણ લોકો મુહપતી બાંધીને આગલી હરોળમાં કયાં નથી બેસતા ? પણ ધર્મના ભાવ જાગતા નથી. ઘણા લોકોને વિચાર થાય છેઃ "આ વૃદ્ધા આગલી હરોળમાં શા માટે જગ્યા રોકતી હશે ?" થોડાક જણ વૃદ્ધા પાસે ગયા અને પૂછયુંઃ તમને દેખાતું નથી. સંભળાતું નથી. પછી આગલી હરોળમાં જ જગ્યા કેમ રોકો છો ? વૃધ્ધા જવાબ આપે છેઃ હું સાંભળું કે ન સાંભળું, દેખું કે ન દેખું પણ મને એક વાત સમજાઇ ગઇ છે કે પ્રભુ મારાથી દૂર નથી. હું પોતે પ્રભુમય છું, હું પોતે ઇશ્વર છું. બધાએ એની વાત સાંભળીને કાન પકડયા. yes yes કરવાથી કાંઇ સત્ય સમજાય છે ? સત્ય કાને પડયું નથી. હૃદય સુધી પહોંચ્યું નથી. આત્માએ સ્વીકાર કર્યો નથી. પેલી વૃધ્ધાએ એ બધું સત્ય સમજી લીધું હતું.

"Yes men are always dangerous"

પ્રશ્નવ્યાકરણ નામના આગમમાં એક સવાલ પૂછાયો છે.

"किं सच्चं ?" સત્ય શું છે ? ઉત્તર છે–"सच्चं खलु भगवं" "Truth is god" સત્ય ખરેખર ભગવાન છે. સત્ય અને ભગવાનમાં કોઇ ફરક નથી. દેરાસર, મંદિર, ઉપાશ્રય, ગિરિજાઘર ત્યાં ભગવાન નથી અહીં સિધ્ધાંતવાદી પુણ્યાત્મા કથી જાય છે. સત્ય તું–પોતે તારા સ્વરૂપમાં છે. ઉદાર દૃષ્ટિથી સત્યને સમજવાનો પ્રયત્ન થાય તો આ જીંદગીનો ઉધ્ધાર થઇ જાય. ફૂલ ખીલે છે, ખરી જાય છે. કાંટા ઉગે છે, સૂકાઇ જાય છે. દિવસ ઉગે છે, આથમી જાય છે. "Sun rise and sun set" ચંદ્ર ચાંદની દઇ ચાલ્યો જાય છે. સુખ આવે ચાલ્યું જાય છે. આવું જગતમા બન્યા કરે છે. આમાં સત્ય શું ?

એક વિદ્વાન કહે છે આમાં સનાતન સત્ય એ છે કે ચાલ્યા જવું તે સત્ય છે. દિવસ ઉગ્યો, આથમવામાં ફરક નથી. સૂર્ય ઉગ્યો. આથમી ન જાય ? ઉત્તરધ્રુવમાં છ મહિના દિવસ-રાત હોય છે. પણ દિવસ પછી રાતનો તો ક્રમ છે ને ? આ સિધ્ધાંતોમાં ફરક પડતો નથી.

જૈન દર્શનમાં છ દ્રવ્યો છે. આમાં આત્મા એક દ્રવ્ય છે. બીજું પુદ્ગલ છે. લાકડાને પુદ્ગલ કહેવાય છે. એ દ્રવ્યની પર્યાય બદલતી જાય છે. લાકડામાંથી પાટ થાય છે. પાટમાંથી પાટિયું પછી કોલસો, પછી રાખ. સત્ય શુધ્ધ સનાતન છે. જો એ સમજાય તો હર્ષ થાય છે શોક થતો નથી, જેને શોક છે તે સત્યના સિધ્ધાંતને સમજ્યા નથી. મનુષ્યભવમાં સમજી જાવ નહીં તો ભવિષ્યમાં પશ્ચાત્તાપ થશે. આજે માસખમણ ધરનો દિવસ છે. માસખમણ કર્યું હોય તેનું સન્માન હાર પહેરાવીને થાય છે. એક દિવસ એક ધનવાનના દિવસો ફરી ગયા. લાખોનું નુકશાન થયું. પરિસ્થિતિમા વળાંક આવી ગયો. હિંમત હારી ગયો. આશાના મિનારા તૂટી ગયા. એને એમ જ લાગવા માંડયું કે મૃત્યુ એજ સર્વસ્વ છે. એ ધનવાનમાંથી ગરીબ થયેલો માણસ નદી કીનારે પહોંચી ગયો. શિલા પર સ્થિત થઇ વહેતી નદીમાં પડતું. મુકવું એટલી વાર છે. ધનવાન ગરીબ બની ગયો છે. ત્યાં એકાએક વાદળાઓ ગરજવા લાગ્યા, વીજળી ચમકવા માંડી, પેલો માનવ મજબૂત મન કરીને પડવું એટલી જ વાર છે ત્યાં વીજળીના ચમકારામાં એને બે હાથ દેખાય છે. જાણે એને કોઇએ પકડી રાખ્યો હોય તેમ તે બોલ્યો. "મને શા માટે પકડી રાખો છો ? 'હું તને મરવા દેવા માગતો નથી. તારે શા માટે મરવું છે ?" મારા દિવસો બદલાઇ ગયા છે. પરિસ્થિતિ ફરી ગઇ છે. હું પ્રકાશમાં જીવતો હતો એને બદલે ઘોર અંધારૂં છવાઇ ગયું છે. જીવનની મજા જ ચાલી ગઇ. તું મનુષ્ય બનીને આવ્યો છે તો કાંઇક કરી લે. સુખ ચાલ્યું ગયું તો શું દુઃખ રહેવાનું છે ?"

પેલો માણસ વિચારમાં પડી ગયો. ફરી અવાજ આવ્યો.

સુખ અને દુઃખ, તડકા છાયા છે. સવારે તડકો હોય તો સાંજે છાંયો. સુખ-દુઃખ ક્યાંથી આવે છે ?

" Happiness comes from within not from without "

સુખ આત્મામાં છે. બહારમાં ક્યાંય નથી મળતું.

આ સાચી પરિસ્થિતિ પેલા માણસને સમજાઇ ગઇ અને સનાતન સત્ય સમજાઇ ગયું.

" Man is the Pupet in the hands of the Circumstances."

સુખ જાય દુઃખ આવે, દુઃખ આવે સુખ ચાલ્યું જાય. સનાતન ધર્મ છે. જો સત્યને સમજી લઇએ તો આપણે ભગવાન બની જઇએ.

જામનગરમાં અમે ચાતુર્માસ હતા. ત્યારે હરે કૃષ્ણ! હરે રામની મંડળીવાળા જેના ગોરા ગોરા શરીર, કેશરિયાં કપડાં, માથે ચોટલી અને હાથમાં માળા લઇને ઉપાશ્રયમાં આવ્યા. એમની સાથે વાતો કરી. એની સાથે બે દુભાષિયા પણ હતા. અમે પ્રશ્ન કર્યો ઇશ્વર કોણ છે? તે ન બોલ્યા. અમે કહ્યું ઇશ્વર અને આપણે અલગ નથી "अप्पा सो परमप्पा" Who is God? . I am God પણ એને ગળે ન ઉતર્યું. સનાતન ધર્મમાં ઇશ્વર બનવાનો તેમજ તેના સ્વરૂપની પ્રાપ્તિનો અધિકાર છે. "अहम् ब्रह्मास्मि" તમે કહો છો હું ઇશ્વર છું પણ ઇશ્વર થતાં પૂર્વે શ્રાવક તો થવું જોઇએ.

આ ભાવનાઓમાં સત્ય શું છે? તે જાણવાનો પ્રશ્ન છે. ઘણા સાધુઓ મસ્ત થઇને ચાલ્યા જતા હોય છે. એની પાસે ઘર નથી. સીમમાં ખેતર નથી છતાં આનંદ અને હર્ષમાં ચાલ્યો જતો હોય છે, એ અજય સમ્રાટ જાણે આવું શા માટે? કારણ કે એને સત્ય મળી ગયું છે. અને જેની પાસે સંપત્તિ છે એ રડયા કરે છે. બે લાખ હોય તો પાંચ લાખ મેળવવા છે. આ ઘર નાનું છે, મોટું કરીએ. આવી એને ઉપાધિઓ છે, જ્યારે સાધુ તો સત્ય શું છે તે સમજી ગયા છે. આવું સત્ય પામવા જેવા પર્વના દિવસો છે. આ દિવસો મધુર પ્રેરણા કરી જાય છે.

વીતશોકા નગર છે. ઇન્દ્રકુંભ ઉદ્યાનમા સ્થવીર ભગવંતો પધાર્યા છે. મહાબળ રાજા અને છએ રાજવી મિત્રોએ મુનિપણું ત્યાગમાર્ગ અંગીકાર કરવાનો હવે પાકો નિર્ણય કરી લીધો છે.

**तए णं से महब्बले राया छप्पिय बालवयंसए पाउब्भूते पासइ, पासित्ता हट्ठतुट्ठे कोडुंवियपुरिसे सद्‌वेहु सद्दावेइत्ता वलभद्दस्स अभिसेओ आपुच्छइ, तएणं से महब्बले जाव महिड्ढिए जाव पव्वइए ।**

મોટા પુત્રોને ગાદી આપી, રાજસુખ અને વૈભવનો ત્યાગ કર્યો છે. સર્વેએ ભોગથી નિવૃત્તિ અને યોગની પ્રવૃત્તિ. રાજકુમારોને રાજ તિલક કરી એક હજાર માણસો ઉપાડી શકે એવી પાલખી શિબિકામાં બેસી વીતશોકા રાજમાં આવી ગયા છે. છએ રાજવીઓ આંગણામા ઉભા છે. તેને આવેલા જોઇ રાજા ખુશી થયા. મહાબળ રાજા કૌટુંબીક પુરૂષોને બોલાવે છે. અને બળભદ્રકુમાર નો રાજ્યાભિષેક કરાવે છે. પછી કુમારને જોઇ રાજા ખુશી થયા. મહાબળ રાજાએ કહ્યું-બેટા હવે હું ત્યાગમાર્ગે જાઉ છું. મહાબળ રાજા તૈયાર થઇ હજાર માણસવાળી પાલખીમાં બેઠા. મહાઋદ્ધિ અને ધુતિ સાથે અભિનિષ્ક્રમણ એટલે સદાય માટે સંસાર, રાજ-વૈભવનો પરિત્યાગ.

મહાબળ રાજાની સાથે છએ રાજવીઓનો પણ મોટો દબદબા પૂર્વકનો વરઘોડો નીકળે છે. શિબિકામાં બેઠા રાજાઓ લાખોનું વરસીદાન કરે છે. સાતેય મિત્રોની ત્યાગ

મૂર્તિઓ શિબિકામાં બેસી ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં પહોંચી જઇ, દીક્ષાને અંગીકાર કરે છે.

**કઠોરતાએ કોમળતાને અને અભિમાને નમ્રતાને ધારણ કરી લીધી** સંતના ચરણોમાં બેસી ત્યાગના ઉપકરણો અંગીકાર કરી લીધા. ભોગે ત્યાગીને કઠોર ત્યાગનો સ્વીકાર કરી લીધો. 'एक्कारस अगाइ अहिज्जइ" મહાબળ મુનિએ અગિયાર અંગોનું અધ્યયન કર્યું.

"बहूहि चउत्थ जाव भावेमाणे विहरइ" ।

સમય લઇને જ્ઞાન, તપશ્ચર્યા કરતાં વિચરવા લાગ્યા. ત્યાગમાર્ગની વિશેષતા આપણને શાસ્ત્રકારો બતાવશે. જે ચાલી રહ્યો છે તે ભગવાન મલ્લિનાથનો અધિકાર છે તેના પૂર્વ જન્મની વાત ચાલે છે.

**"દુનિયાકા દુઃખ તબતક થા, જબતક હમ ઉસકે ઇચ્છુક થે ।**
**ફેરી જો નજર દુઃખ હો ગયે કમ, આસક્તિ ન રહી દુનિયા ન રહી"** ॥

આવી દૃષ્ટિનું પરિવર્તન આવી જાય છે. આસક્તિ ચાલી ગઇ છે. ત્યાગની કઠોરતા સહન ન થાય તે કાયર ગણાય છે. તેમનો આત્મા મૂંઝાવા માંડે છે. નીડર બની સંસાર છોડે છે તે શિયાળવૃત્તિ નથી પણ સિંહ બનીને નીકળે છે. સિંહ બની જીવવા માંગે છે. આનંદ સાથે સત્ય સનાતન ધર્મનો સ્વીકાર કરી લ્યે છે. જે સંસાર ત્યાગી સાધના માર્ગે જાય છે એ સૌથી જુદો પડી જાય છે.

**"સચ પૂછીએ તો રાહત હી મીલી**
**દુનિયાસે જુદા હો જાને મેં**
**થોડી સી ઉદાસી હો ભી તો**
**હો આફત તો મગર બહયા ન રહી."**

સાચું પૂછો તો દુનિયા છોડવામાં રાહત મળી. એ જુદાપણામાં મજા પણ આવી. મુસીબત આવી છે. સુખને પ્રાપ્ત કરવા ત્યાગમાર્ગે દુઃખો છે પણ ત્યાં ત્યાગનું મહત્ત્વ છે. ગુલાબનું ફૂલ તોડવા જઇએ તો કાટા વાગી જાય છે. કુણા અને સ્વાદિષ્ટ બોર તોડવા જઇએ તોય બોરડીના કાંટા વાગે છે. ત્યાગમાર્ગે જઇએ તો દુઃખ, કષ્ટ તો આવેજ. સનાતન સત્ય લેવા જતા હરિફાઇ ન થવી જોઇએ. મારૂં જ સત્ય સાચું, તારૂં સત્ય ખોટું હું કહું તે સાચું કે તમે કહો તે સાચું ? જેમાં સત્ય છે તે વાત સાચી.

એક વખત થોડી ચકલીઓ ભેગી થઇ ચક ચક કરે. ત્યાં થોડા માણસો ભેગા થઇ ગયા. ચકલીઓ ચક ચક કરે છે સાંભળી એક વૈષ્ણવે કહ્યું ચકલીઓ તો ચક ચક નથી કરતી પરંતુ જુઓ **"રામ લક્ષ્મણ દશરથ"** એમ કહે છે. ત્યાં એક મૌલવી ઉભો હતો એ બોલ્યો તું કહે છે તે ખોટું છે. ચકલીઓ તો

"અલ્લા તેરી કુદરત." એમ બોલે છે. ત્યાં એક પહેલવાન બોલ્યો. તમે બન્ને ખોટા છો. ચકલીઓ તો ખાઓ મક્ખન કરો કસરત." એમ બોલે છે. ત્યાં ઉભેલો એક વણુકર બોલ્યો. ના ચકલીઓ ચક ચક નહીં "ચરખા પુણી ચબરખ" બોલે છે. ત્યાં એક દુકાનદાર બોલ્યો ચકલીઓ તો કહે છે. "હળદી મિરચ ઢાંક રખ." એમ બોલે છે. ત્યાં એક શાકવાળો બોલી ઉઠયો નારે ના. તમે તો બધા કેવી વાત કરો છો ? ચકલી ચક ચક નહીં "ગાજર મૂળી અદરખ" એમ બોલે છે. ત્યાં તો વિતંડાવાદ ઉભો થઇ ગયો. ધમાચકડી મચી ગઇ. "હું સાચો. હું સાચો." એવી વાત થઇ ગઇ. ત્યાં જ એક પોલીસ આવ્યો અને મંડયો દંડો મારવા પેલા બધા ભાગ્યા પોલીસ કહે "ચકલી ચક ચક નહોતી કરતી." ભાગતા સૌ ઉભા રહ્યા અને પૂછયું, તો શું કહેતી હતી ? પોલીસે જવાબ દીધો "માર દંડા કર મરમ્મત." કહેતી હતી.

મુદ્દાની વાત સત્ય સનાતન છે. તે આત્માને ધન્ય બનાવે છે. આત્મ અન્વેષણ કરતાં આત્મભાવ જાગે છે.

તપશ્ચર્યા કરી સંયમ યાત્રામાં જોડાઇએ તો આત્મા હળવો થઇ જાય. સંવત્સરી આવી રહી છે. પર્વાધિરાજ પર્યુષણ પર્વનો મંગળ સંદેશ આજે આવ્યો છે. જેને **માસખમણધર** કહીએ છીએ. કલ્યાણ માર્ગનો શુભ અવસર છે. આજથી બાવીસમે દિવસે શ્રાવણ વદ તેરસને રવિવારે, પર્યુષણ પ્રારંભ થશે. અને એક મહિને સંવત્સરી મહાપર્વ પધારશે. બહાર બોર્ડમાં ૩૦ ગણતરીનાં બોલ લખ્યા છે. ગણતરી કરી લેજો. બની શકે તેટલું સ્વીકારી લેજો.

વિવેકપૂર્વક ધર્મનું આચરણ કરશો તો આ માસખમણનું ઘર આપણને સૌને ધન્ય બનાવી જશે.

## ૨૦

# માનસ ચિકિત્સા કરો

(શ્રાવણ શુદ ૬ તા. ૧-૮-૧૯૭૬ રવિવાર)

માનવ જીવન ખરેખર ગંભીર કોયડો છે પરંતુ તેની ચાવી માનવની તિક્ષ્ણ બુદ્ધિમાં છે. જીવન છે, તેના સંબંધો છે તો. એમાં ક્યારેક કોયડાઓ પણ ઉભા થાય. એક ઘરમાં બા છે બાપુજી છે. એમને કમાતો-ધમાતો પુત્ર છે. પત્ની છે. નાની બેન કુંવારી છે. બે સંતાનો છે. આ બધાની જવાબદારી એક દીકરા પર છે પરંતુ મીઠા સરોવર જેવા આ સંસારમાં ક્યાંય સુખ નથી. કારણ કે બાનું કે પત્નીનું મન મોટું

9137

નથી. આવું જીવન ગંભીર કોયડો છે. તાપ છે, ઉત્તાપ છે, પરિતાપ છે. મનમાં બળ્યા કરે છે. તન તોડીને મન મૂકીને કમાય છે, પણ ઘરમાં પ્રશ્નો ઉઠે છે. ભાઇ જમવા બેસે છે ને બા ઠપકો આપે છે. ઘણા ઘરમાં આવું બનતું હોય છે. ભોજન પીરસાયું હોય છે. હજુ તો કોળિયો ગળે ઉતર્યો ન હોય ત્યાં તો કોઇ ને કોઇના મનનો ઉકળાટ ચાલુ થઇ જાય છે.

આજની દુનિયાનું આ એક ચિત્ર છે. એ ચિત્રમાં તમે બધા દેખાવ છો. મહેનત કરી ઘરમાં આવે, આવતા જ થાક ઉતાર્યો ન ઉતાર્યો ત્યાં તો ઘરની રામાયણ ચાલુ થઇ જાય છે. ઘરના માણસોના અંતરમાં દયા નથી. ઘરની વાતો કયાંય કરાતી નથી. માનસને બદલાવવાની આવશ્યકતા છે. ઘરનો કમાતો ધમાતો માણુસ હોય એને પહેલાં પ્રેમથી જમાડો. પછી એનો થાક ઉતરે ત્યારે તેના કાને વાત નાખો. સમાધાનની વાત કરો. તપ-જપ, વ્રત-યમ નિયમ કરો પણ માનસ-વિકાસમાં સમાજનો ઉત્કર્ષ થયો નથી. માનસ હજુ ત્યાનુ ત્યાં છે. માણસની પરખ માણસના બોલથી થાય છે, તેના સંબંધથી થાય છે પરંતુ માણસના મનમા શું છે તે જાણવાનો પ્રયત્ન થતો નથી. પેલો પુત્ર ચિંતા કરી કરીને સોય જેવો થઇ ગયો છે. બા રોજ અરધી થાળીએ ઉભો કરે છે. જરા શાંત થાય ત્યાં પત્ની ઘરની વાતો કરે. બિચારો શાંતિથી સૂઇ શકતો નથી. ભોજન કરી શકતો નથી. ઘરની કમાવદાર એક વ્યકિત પર બધા તૂટી પડે તો ભાંગી જાય. આ વ્યકિત ૪૦-૪૨ વર્ષથી વધારે જીવી શકતો નથી. અરધી જીંદગીએ ચાલ્યો જાય છે.

મુંબઇમાં એક સીનેમા ચાલતુ હતું "ગાડાનો બેલ". સંસાર એ ગાડુ અને માણસ એનો બેલ. સંસારનો બોજો ખેંચતા ખેંચતા તે તૂટી જાય છે. આમાં ધર્મ કયાં રહ્યો ? આપણા ધર્મ સાથે માનસ ચિકિત્સાનું જ્ઞાન મેળવવું પડે છે. માનસ એટલે ચિત્ત. ચિત્ત સ્વચ્છ હોય, સુંદર અને સાત્વિક હોય તો જીવન પણ સુંદર બની જાય છે. જીવનની સાત્વિકતા, અખંડિતતા માનસ પર આધાર રાખે છે. મનડું રૂડું તો ચિત્તડું રૂડું, ચિત્તડું રૂડું તો દિલડું રૂડું, દિલડું રૂડું તો આત્મા રૂડો બને છે. પરંતુ આજના માનસ ડહોળાયેલા છે. બગડેલા છે. વિકૃત છે. સડી ગયેલા માનસ હોય ત્યાં સારી વાત ન જ હોય. માનવ-માનવ માટે પ્રશ્ન બની ગયો છે, કોયડો બની ગયો છે. માનવ માનવ માટે વજનદાર બની ગયો છે, શત્રુ પણ બની ગયો છે. આજના ડામાડોળ જગતની પરિસ્થિતિમાં ઉદાર બની આજના સંસારને સમજવાનો થોડો પ્રયત્ન કરો. માણુસ પોતે પોતાની અંદર ઉંડો ઉતરે. જ્યાં છે ત્યાં સ્થિર થઇ જાય તો સમાધાન અંદરમાથી જ મળી જશે. પરંતુ માનવ તો મન મૂકીને બહાર ભટકે છે. ઘરના સમાધાન માટે માણુસ અત્યારે તૈયાર નથી, પુન્યનો

યથેચ્છ ઉપયોગ કરવા જેટલી સમજદારી નથી. લક્ષ્મી સરકારના ચોપડે જમા કરાવે છે. ઉદારતા કહીએ તેવી આજના માણસોમા નથી. ધર્મને સમજનારમા પણ ઉદારતા નથી. કેળવાયેલાઓ છે પણ ઉદારતાનો અભાવ છે. અંતરની સાચી વાત જાણવી હોય તો જ્યાં છો ત્યાં ઊભા રહી જાવ. અંદર સમાધાન થઇ જશે. પેલા મા–બહેન અને સંસારથી કંટાળેલા ભાઇએ અંતરની પ્રશ્નાવલિ કોઇની પાસે રજુ કરી નહીં. ઘરની વાત કોને કહેવાય? મનમાં સહેવું પણ કયાં સુધી? આખરે ૪૨ વર્ષે કાળનો કોળિયો બની ગયો. ઘરની વિધવા, બે સંતાનો, કુંવારી બહેન, વૃધ્ધ માતા–પિતા બધાને છોડીને ચાલ્યો ગયો!

આજના સંતાનને પોતાને અનુકુળ લાગે એ જ જોઇએ. પિતાને ગમે તે ન જોઇએ. પોતાની ઇચ્છા પડે ત્યાં જ ભમવું ગમે. બીજાના સુખદુઃખનો વિચાર જ નથી કરવો. સંસારમા શાતિથી જીવન વ્યતીત કરવા માટે માનસ ઉદાર બનાવવું જોઇએ. જો સમાધાન જોઇતું હોય તો અંદર ઊતરી જાવ. આ બધા કારણોમા નિર્મળ દૃષ્ટિ રાખે તો સમાધાન તમારી પાસે છે. તમારી પાસે ઘણું ઘણું છે પણ એને સમજવા સમજ શકિત જોઇએ. એક ભિખારી હતો. જે નીકળે એની સામે હાથ લાંબો કરે. બુદ્ધિશાળી? એટલે ચાલતાને ઊભો ન રાખે. ભિખારીને ભીખ માંગીને ધનવાન બની જવું છે, વર્ષો ચાલ્યા ગયા. ન એ ભિખારી ધનવાન બની શકયો, ન ગુણવાન બની શકયો. તે મનમાં વિચારે છે, લોકો મને આપે અને હું ધનવાન બની જાઉં. આખરે ભિખારીનો ભિખારી રહ્યો. તે એક દિવસ ભિખારીનું મૃત્યુ થયું. ઝુંપડી તપાસીને પાડી નાખવામાં આવી. કાંઇ નીકળ્યું નહીં. મ્યુનિસિપાલિટીએ જમીન ખોદી એ ભિખારી જિંદગીભર જે જગ્યાએ બેઠો હતો ત્યાં જમીન નીચેથી લાખોનો ખજાનો નીકળ્યો.

કહેવાનું તાત્પર્ય એટલું જ છે, કે બીજા પાસે કાંઇક લેવા જાવ છો એને બદલે જ્યાં ઉભા છો ત્યાં અંદર ઉતરી જાવ. ઊંડા ઉતરી જાવ, ત્યાં ખજાનો પડેલો છે. આજના સમયમાં તો, પોતે તો ઊંડો ઊતરતો નથી પણ બીજાને શીશામાં ઉતારે છે. અંતરમાં ઊંડા ઉતરો, આત્મ પરિણામો સમજવા મળશે માનવ શકિતવાળું પ્રાણી છે. માનવ માનસ ચિકિત્સા કરી જિંદગી સુધારી શકે છે. આપણા ધર્મમાં બત્રીસ સૂત્ર છે. તેમાં ૩૨મું સૂત્ર આવશ્યક સૂત્ર છે. અગિયાર અંગ, બાર ઉપાંગ, ચાર મૂળ, ચાર છેદ અને એક આવશ્યક સૂત્ર. આમ ૩૨ સૂત્ર છે, આ સૂત્ર સહેલામાં સહેલું છે. તમે આ સૂત્રથી અજાણ નથી, છતાં જાણુતા નથી. આ આવશ્યક સૂત્રમાં છ વિભાગ છે. ૧ સામાચિક ૨ ચોવિસંથો, ૩ વંદન ૪ પ્રતિક્રમણ ૫ કાઉસગ્ગ ૬ પચ્ચકૂખાણ. જુઓ છો છતાં દેખતા નથી, એ અજ્ઞાનતા છે. છ આવશ્યક સૂત્રમાં, પાંચમું આવશ્યક કાઉસગ્ગ પાંચમા નંબરમાં આવે છે. સામાયિક કરો પ્રાતક્રમણ કરો. પછી કાઉસગ્ગ આવે. કોઇના મૃત્યુ કે ઉઠમણામાં કાઉસગ્ગ કરો છો ને? કાઉસગ્ગથી લાભ શું? આવો ય પ્રશ્ન થાય છે–તો સમજી

લ્યો કે કાઉસગ્ગથી આત્મસંશોધન થાય છે. કાઉસગ્ગ કરવા ચિત્ત સ્વચ્છ રાખવું જોઇએ. એકાગ્રતા લાવવી જોઇએ, વાણી પવિત્ર બનાવવી જોઇએ, કાયા સ્થિર બનાવવી જોઇએ. કાઉસગ્ગનાં ઘણાં લાભો બતાવવામાં આવ્યા છે. કાયાને, મનને, વાણીને સ્થિર બનાવી આત્મભાવમાં લગાડવા તે કાઉસગ્ગ છે. જિનમંદિરોમાં તીર્થંકરોની મૂર્તિ કાઉસગ્ગ મુદ્રમાં હોય છે તેની જેમ બે હાથ સાથે કરી, નાકની દાંડીએ જુઓ, વિચારો અને આત્મભાવમાં ઉતરી જાવ. પરંતુ ઘણાને આમાંય સમાધાન નથી મળતું. કારણ કે કાઉસ્સગ્ગ કરે છે તેમાંય અભિનય કરતા હોય, આમતેમ જોયા કરે છે. જો કાઉસગ્ગમાં મન, વચન અને કાયા આ ત્રણે યોગની સ્થિરતાના ગુણો ન કેળવાય તો કાઉસગ્ગ થયો ન ગણાય. જો આ ત્રણ ગુણો હોય તો આત્મા પવિત્ર બની જાય. પરંતુ અમારા સમાજના નાગરિકોને સામાયિક નથી આવડતી એ ય આશ્ચર્યની વાત છે ને? મન મજબુત હોય, પવિત્ર વાણી હોય અને સ્વચ્છ જીવન-કાયા હોય તો કાઉસગ્ગથી જીવન ધન્ય બની જાય

થોડા સમય પહેલા કાઉસગ્ગ ૪૦ લોગસ્સનો હતો. પરંતુ કાયાની સ્થિરતા ન રહેતાં હવે ૨૦ લોગસ્સનો કરી નાખ્યો. આમ અર્ધો કાપ મૂકી દીધો! આજના જમાનામા સીનેમા, ફેશન, બેમર્યાદ ભોજન, કે વ્યસન માટે સ્વચ્છંદ કે પૈસા ઉડાવવામાં કાપ નહીં, અને જીવન કલ્યાણના ધર્મ-માર્ગે કાપ?

એક વખત એક ભાઇ આવીને-કહે, 'મહારાજ! માસખમણ કરૂં, પણ એક ચા-ની રકાબી પીવાની છુટી આપો.' જ્યારે સાધના જ કરવી છે, તો એમાં છુટછાટ હોય? ધર્મમાં જ છૂટછાટ, બીજા શેમાંય નહી? કાઉસગ્ગ આત્મ અન્વેષણનો માર્ગ છે. પૂર્વ આચાર્યોએ એક રીત બતાવી છે કે મન, વચન, કાયા બીજે ક્યાંય જાય નહીં; અને ત્રણે એકાગ્ર એકાકાર હોય તો સ્વર્ગના દેવતાઓ નીચે આવે. કાઉસગ્ગ વિધિમાં કુદરતી કારણોની છુટ છે. આ ક્રિયામાં ૧૩-૧૪ આગાર હોય છે: કયા? કયા? **ऊससिएणं नीससिएणं भमलीए** વગેરે. ઉંચો-નીચો શ્વાસ, ખાંસી, છીંક, બગાસુ, ઓડકાર, વાતું સ્ફૂરણ, ફેર, પિત્તમુચ્છા, સૂક્ષ્મ અંગ સંચાલન, સૂક્ષ્મ બળખાનું સંચાલન, સૂક્ષ્મ દૃષ્ટિ સંચાલન આ બધું સ્વાભાવિક રીતે થાય છે.

મન, વચન, કાયાની સ્થિરતા સાથે કાઉસગ્ગ કરવામાં આંખ ખુલ્લી રાખવી કે બંધ? દૃષ્ટિને ખુલ્લી રાખવી જોઇએ. જો ન રખાય તો, એમો આગાર છે એ ખોટો પડી જાય. ઘણાં તો હાથ, આંખ, શરીર દબાવી ન દ્યે છે. કારણ કે મન નબળું છે. કાઉસગ્ગ એક આરાધના છે. એની વિરાધના ન થવી જોઇએ. નમો અરિહંતાણં કહું ત્યાં સુધી મારી કાયાને સ્થિર કરી મૌન રાખી, એક ધ્યાન સાથે મારા આત્માને હું લગાડી દઉં છું. મોટા શહેરોમાં તો થોડી કાંકરિયો લઇને લોકો પ્રતિક્રમણ કરવા

આવે છે. તેઓ ચાલુ ક્રિયામાં તેને ફેંકે છે. ધર્મક્રિયાની અવહેલના કરવી તેના જેવું બીજું કોઇ પાપ નથી. કાઉસગ્ગ માનસ ચિકિત્સા છે.

જૈન ધર્મ વૈજ્ઞાનિક ધર્મ છે. તેના નિયમો સ્વાસ્થ્યને પૂરક છે. કાઉસગ્ગ કરનાર માણસ બિમાર થતો નથી. વંદન ત્રીજું અને કાઉસગ્ગ સૂત્રનું પાંચમુ અંગ ગણાય છે. સાત્વિક બની, મન શુધ્ધ કરી કાઉસગ્ગ કરો, ૧૦૮ વંદના કરો, કદી કોઇ બિમારીની ફરિયાદ નહી રહે. તબિયત સારી નથી એમ કહેવું નહિ પડે. માનસ ચિકિત્સા કરો. મનને સમજવાનો પ્રયત્ન કરો. વ્યકિતને નહી પોતાના મનને સમજવાનો પ્રયત્ન કરો મનને સમજ્યા નથી એટલે તો સ્થિતિ ડામાડોળ બનાવી દીધી છે. જૈનોને ત્યાં પ્રત્યેક ક્રિયાઓ માટે ત્રણ શબ્દનો પ્રયોગ છે. મનસા, વયસા કાયસા–મન, વચન અને કાયા. જો જીવનની સાચી સાર્થકતા સમજવી હોય તો મન, વચન અને કાયા એ ત્રણ યોગ સાધો. જૈન ધર્મ યોગથી ભર્યો છે. યોગ એટલે જોડવું. સારી રીતે જોડવું એટલે સંયોગ, વિપરીત રીતે જોડવું એટલે વિયોગ. કોની સાથે યોગ–જોડવું ? આત્મા સાથે–મન દ્વારા, વચન દ્વારા, કાયા દ્વારા આત્માને પોતાના સ્વભાવમાં, સ્વપર્યાયમાં સ્વ પરિણામમાં જોડો. આપણી સામાયિક સાધના મંગલ સાધના છે. એમાં મન, વચન, કાયા સ્થિર રાખવા જોઇએ. પરંતુ આજે તો ચિતડું ચૌટે ચડે, મન મોહમાં ઘેરાયેલું રહે, હૃદય વાદમાં ચઢ્યું હોય તો સમતા ક્યાંથી થાય ?

## મંગલ સાધનામાં સ્વજાગૃતિ આવવી જોઇએ.

એક વખત ભગવાન મહાવીર રાજગૃહીના ઉધાનમાં પધાર્યા છે. માનવ મહેરામણ ઉમટયો છે. સ્વર્ગમાંથી દેવતાઓ પણ ભગવાન મહાવીરની વાણી સાંભળવા આવ્યા છે. લોકો વાણી સાંભળી, પ્રભાવિત થઇ, વંદના કરી ચાલ્યા જાય છે, પરંતુ એક દેવતા વારંવાર વંદના કરે છે–ભગવાનની નિકટ આવી વંદના કરી.

ગૌતમ ભગવાન મહાવીરને પ્રશ્ન કરે છેઃ પ્રભુ ! ઘણા દેવતાઓ આવ્યા, વંદના કરી ચાલ્યા ગયા. જ્યારે આ દેવ વધુ અહોભાવ–વધુ નિકટ રહી વંદનાઓ કેમ કરે છે ?

ભગવાન ગૌતમને જવાબ આપે છેઃ

આ રાજગૃહીની અંદર એક મણિયાર રહેતો હતો જેનું નામ હતું નંદન. એ જૈન ધર્મ પાળતો હતો. એ જિન ભકિતને વરેલો હતો. એકવાર એ પૌષધ કરતો હતો. ચાર આહારનો ત્યાગ કર્યો હતો. ચાર આહાર એટલે કયા કયા ? અન્ન, પાણી, મીઠાઇ અને મુખવાસ. આ ચાર આહારનો નંદને ત્યાગ કર્યો હતો. આ ચાર આહારનો પરિત્યાગ અને વિધિપૂર્વકની આરાધના કરવી અને ચાર આહારનો ત્યાગ કરી, ૨૪ કલાક સુધી આત્મ–અન્વેષણમાં લાગી જવું એનું નામ પૌષધ. એકવાર મણિયારનું મન મુંઝાવા લાગ્યું, ગળું સૂકાવા લાગ્યું, નંદને પાણીની તરસ લાગી હતી. આવી પરિસ્થિતિમાં

પાણીના વિચાર આવવા માંડયા. જેને પાણી નહી મળતું હોય એનું શું થતું હશે? એને પાણી મળે તો? કેટલી શાતા થઇ જાય? હમણાં એક ભાઇ આવ્યા હતા. એણે કહ્યુ: "મહારાજ! ઉપવાસ કરીને આત્માને દુઃખી શા માટે કરવો?" આત્મા દુઃખી ક્યારે થાય? ખાવું, પીવું એ આત્માનો સ્વભાવ જ નથી. એટલે એના અભાવમાં દુઃખ ક્યાંથી થાય? તો વિચારો કે ખાવા પીવાથી આત્મા દુઃખી કે ન ખાવા પીવાથી આત્મા દુઃખી? જિંદગીમાં ખાવું જ ન પડે તો સારૂં ને? અણ-આહારિકતા એ આત્માનો ગુણ છે. નંદન મણિયારે આખી રાત પાણી પીધું ન હતું. પરંતુ માનસિક પરિણામમાં તો પાણી જ હતું. વચન, કાયા સ્થિર છે પણ મન પાણી વગર ઠગી ગયું છે. પૌષધ કરતાં કરતાં એને વિચાર આવી ગયો, 'હું એક વાવડી બનાવું તો?' મણિયાર ઘેર ગયો. પારણું કરીને, શ્રેણિક રાજા પાસે ગયો અને વાત કરી: 'નગર બહાર જગ્યા આપો તો મારે એક વાવડી બનાવવી છે, તરસ્યા મુસાફરો માટે!' પુણ્યનું કામ હતું, રાજાએ હા પાડી. નંદન અઢળક સંપતિવાન હતો. એણે તો વાવઠી બનાવવાની શરૂઆત કરી. વાવઠી એટલે કેવી? છેક તળિયાથી ઊંચે સુધી-પાણી સુધી જવા માટે પગથિયા હોય એનું નામ વાવઠી. નંદે વાવઠી ગળાવી. સુંદર મજાના કાંઠા બનાવ્યા, ગોળ ચિત્રો, કારીગરી, માણસ આકર્ષાય એવું! સુંદર પ્રતિક જેવી વાવઠી બનાવી. મણિયારને વિચાર આવ્યો. વાવઠીથી ભૂખ, વિશ્રામ થોડો મળે? એટલે એણે એક સુંદર બગીચો બનાવ્યો, એક આરામગૃહ બનાવ્યું એક પાકશાળા-ભોજનગૃહ બનાવ્યું અને એક ઔષધશાળા બનાવી. આ ચારે જાણે તીર્થધામ જેવા! વચમાં સુંદર મજાની વાવડી. હજારો મુસાફરો આવે ને જાય. નંદ વારે તહેવારે જાય ને જુએ ને મનમા હરખાય. વાવઠીનું પાણી બહુ મીઠું. દુર દુરથી બહેનો પાણી ભરવા આવે. આવતાજતાં વાતો કરે! "ધન્ય છે, મણિયારને કે આવા મીઠા પાણીની વાવઠી ગળાવી. મણિયારના વખાણ કરે, પ્રશંસા કરે. મણિયાર સાંભળીને રાજી રાજી થઇ જાય. ઘણાં વર્ષો થઇ ગયા. એણે મોટું પુણ્યનું ભાથું બાંધી લીધું હતું. આવા પુણ્યનો બંધ થાય તો, આ પુણ્યથી જીવને સદ્ગતિ મળે. નંદ મોટી વયે બિમાર પડયો. જવાનો સમય આવ્યો એ એને સુઝી ગયું. એને થઇ ગયું કે હવે અહીં રહેવાનું નથી!

એક શાયર કહી ગયા છે કે!

**કોઈ યહાં અબતક ન ઠહરા કોઇ ન યહાં ઠહરેગા કભી**
**દુનિયામેં હમે દો દિન કે લિએ, કયા હંસના હૈ કયા રોના હૈ**

રોતું હોય કે હસતું હોય, આ જિંદગી થોડા દિવસની છે. થાય એ સદ્કર્મ, સદ્પ્રવૃત્તિ કરી લયો. કર્મનો ભાર લઇ રવાના ન થાવ. જો મનને બહાર લઇ જાવ તો કર્મનો ભાર વધે. આત્મા સાથે મનને મેળવી દેજો.

તું તારા મનમાં એકવાર ડુબકી માર. જીવનની ધન્યતા અને સૌભાગ્યને પ્રાપ્ત કરી લે. **તું મારો ન બન તો કાંઈ નહીં. તારો તો બની જા.**

આજે કોઇ કોઇના બનતા નથી. બન્યા નથી છતા કોઇ બનાવી જાય છે. મણિયાર આત્મભાવમાં ન રહી શકયો. અંત સમયે મન માંડ્યુ ફરવા. અરે રે! આ સુંદર વાવડી, આવો ઉદ્યાન, ભોજનશાળા મારે બધુ મૂકીને જવું પડશે? અસ્થિર સંપત્તિમા મન રોળાઇ ગયું. આત્મા ચાલ્યો ગયો. સાધના કરવા છતાં મમતા ને મોહ ન ત્યજી શકયો. જેમાં જીવ હતો, એમાં એ જીવે જન્મ લીધો: દેડકાના અવતારમાં એની સુંદર વાવડીમાં જન્મ લીધો. નંદ મણિયારને દેડકો બનાવનાર કોણ? પોતે પોતાની જાતને દેડકો બનાવ્યો! જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય સમ્યકભાવે ન સમજે, ન આરાધે એ જીવની મુકિત કેમ થાય? આ ક્રિયાની સમજ હોવી જોઇએ. આ ક્રિયાની અશુદ્ધિ તિર્યંચમાં લઇ જાય! પાણીમા મણિયારનો બીજા જન્મે અવતરેલો દેડકો ડ્રાઉં ડ્રાઉં કરે છે. પાણી ભરતી ભરતી બહેનો વાવડી બાંધી હતી એ મણિયારની વાતો કરી, પ્રશંસા કરે. રોજ આવી વાતો સાંભળીને, દેડકાને જાતિસ્મરણ જ્ઞાન થયું. જાતિસ્મરણ જ્ઞાન એટલે પૂર્વજન્મની વાતો યાદ આવવી. દેડકાને બધી વાતો યાદ આવવા માડી. હું આગલા ભવમા ધનપતિ હતો! વાવડી મેં બંધાવી હતી! મેં આવા મોટા સત્કર્મ તો કર્યાં. પણ જીવનના અંતકાળે મમતા ન મૂકી, મોહ ન છોડી શકયો. મનની આ અસ્થિરતાએ મારે દેડકા સ્વરૂપે બીજો જન્મ લેવો પડયો ને? પરંતુ દેડકાએ હવે નિર્ણય બદલી નાખ્યો છે. લોકો ટોળે વળીને ઉદ્યાનમાં જાય છે, શ્રેણિક રાજાના રાજમાં ભગવાન મહાવીર પધાર્યા છે! પવિત્રવાણી સાભળવા લોકો જઇ રહ્યા છે. દેડકાને પણ જાતિસ્મરણ જ્ઞાનમાં બધું યાદ આવે છે. પૂર્વજન્મમા પૌષધ, સામાયિક, ઉપવાસ કર્યા છે. દેડકાના ભવમા પણ એ પાણીમા રહેવાં છતાં સાધના કરે છે. જાતિસ્મરણ છે એટલે તિર્યંચ હોવા છતાં સાધના કરે છે. દેડકો ઉપવાસમાં બહાર આવી ડોળું પાણી પી લ્યે છે, પારણાનું મન થાય છે ત્યારે બહાર એઠવાડ પડયો છે એમાંથી બે દાણા ખાઇ આત્માને સંતોષે છે.

જાતિસ્મરણમાં ધર્મના ભાવ જાગ્યા છે, પ્રભુ પધાર્યા છે તો ભગવાનના દર્શન કરી લઉં. દેડકો બહાર નિકળ્યો કૂદકા મારતો મારતો રાજમાર્ગે થઇને એ જે ઉદ્યાનમાં ભગવાન પધાર્યા છે તે તરફ ગતિ કરી રહ્યો છે. આ રાજમાર્ગે શ્રેણિક મહારાજાની સવારી જાય છે. ભગવાનના દર્શન કરવા જતા દેડકાના મનમા દર્શનના જ ભાવ છે. એ જાય છે, બાજુમા હાથી ઘોડા અને માણસો ચાલ્યા જાય છે. એ ઘોડો ભડકયો. દેડકો ઘોડાના પગ નીચે કચરાઇ ગયો. દેહ છુંદાઇ ગયો હતો, લોહી વહેતું હતું. અંત સમયે મનમા રટણ હતું: "હવે હું ભગવાનના દર્શન નહી કરી શકું? હું

અભાગી જ રહી ગયો, મારા પુણ્યનો ઉદય ન થયો...." દેડકો એક ઝાડ નીચે, લોહી લુહાણ પરિસ્થિતિમાં પડયો છે. આગળ વધી શકાતું નથી. ઘડી ઘડીમાં ભગવાનના દર્શનના ઉત્તમ ભાવ રમે છે. અંત સમય આવી ગયો છે. તો સંથારો કરી લઉં. દેડકાને તિર્યંચ અવસ્થામાં સંથારો કરી લઉં. એવા ભાવ થયા. અંત સમયે દેડકામાં હવે કોઇ મોહ નથી, મમતા નથી, વાવડી કે જગતને અંત સમયે વીસરી ગયો છે. મનમાં એક જ ભાવ છે, ભગવાનના દર્શન ન પામી શકયો !

એ કાળધર્મ પામ્યો. કાળધર્મ પામીને દેવ થયો. એ દેવ બીજો કોઇ નહીં, એ આજ છે. દેડકામાંથી દેવ બન્યો છે. ગૌતમના મનનું સમાધાન થયું, પણ આપણું સમાધાન નથી થયું. મણિયાર નંદન દેકડો થયો અને દેડકામાંથી દેવ થયો. પ્રથમ એનું પતન થયું ને પછી પતનમાંથી કેવડું મોટું ભવ્ય ઉત્થાન થઇ ગયું ! આ ઉત્થામ માટે ત્રણ યોગ મળ્યા છે મન, વચન અને કાયા. આ ત્રિયોગની સમ્યક્ પ્રવૃત્તિ જ માણસ માંથી દેવ બનાવે છે. દેડકાએ મન, વાણી અને કાયાથી એના જીવનનું ઉત્થાન કરી લીધું. તમે પણ આ જિંદગીનું ઉત્થાન આ રીતે કરી શકો ને ! તમેય આ ત્રણે યોગથી જિંદગીને લેખે લગાડી લ્યો ! મન પવિત્ર હશે તો લાભદાયી છે, અપવિત્ર હશે તો નુકશાન છે. આજના માનવીમાં જે રોગો છે એમાં ૯૮ ટકા માનસના રોગ છે. બે ટકા શરીરના છે. મનના વિચારોની ભેળસેળ થઇ જાય છે. પ્રત્યેક ઘરમાં યુવાનો, વૃદ્ધો અને બહેનોમાં માનસચિકિત્સા થવી જોઇએ. મનના ભાવ પવિત્ર રાખવા જોઇએ. વહુઆરુમે થોડાક કડક શબ્દો સંભળાય છે તો આમંત્હત્યા તરફ વળી જાય છે પણ આ બધા આઘાત-પ્રત્યાઘાતના વિચારો છે. વિચારોના વેગમા આવું પગલું ભરતાં પૂર્વે ગુરુદેવ પાસે ચાલ્યા આવજો. અમે તમારા મનનું સમાધાન કરી દેશું, પરંતુ તમે આત્મઘાત તરફ નહી વળતા ! અમેય ડોકટર છીએ. અમેય નિદાન કરીએ છીએ. પેલા ડોકટરો શરીરની ચિકિત્સા જાણે છે, અમે મન-આત્માની ચિકિત્સા જાણીએ છીએ. ગુજરાતીઓ ગુજરાતની મૂડી છે, ધન છે. તમે ગુજરાતનું ગૌરવ ઘટાડયું છે? કારણ કે ગુજરાતમાં સ્ત્રીઓનાં આપઘાતના કિસ્સા બહુ બને છે. મન ખોલીને વર્તો. મનથી ડરી ન જવું, વચનથી બગાડવું નહી, કાયાને આઘાત કે આપઘાત તરફ ન લઇ જવી.

ત્રિયોગને વશ રાખશો તો જીવનનો જયજયકાર થશે.



# ૨૧

## 'પરસ્પરનો સહકાર.'

(તા. ૨-૮-૧૯૭૬ સોમવાર શ્રાવણ સુદ ૭)

કોઇપણ વ્યક્તિના જીવનનો જ્યારે પ્રારંભ થાય છે ત્યારે તેને બીજાના સહકાર વગર ચાલતું નથી. માતાના ગર્ભમાં બાળક હોય, શ્વાસોચ્છ્વાસ લેવો પડે ત્યાંથી જ જીવને બીજાના સહકારની જરૂર પડે છે. માતા ગર્ભનું પાલન ન કરે તો અંદર બેઠેલો જીવ ટકી શકે નહીં. ગર્ભમાં ઉત્પન્ન થાય ત્યારથી જ સહકારની જરૂર પડે છે. જન્મ થાય કે તરત સહકારની જરૂર પડે. બાબાને સૂવડાવો, બાબાને દૂધ પીવડાવો, બાબાને નવડાવો, બાબાને દવાખાને લઇ જાવ, કેટલો સહકાર? મા એની સાથે હેતથી, પ્રીતથી વાતો કરે, "બાબા, રડાય નહી!"-આમ સહકાર વગર માણસને જન્મથી જ ચાલતું નથી.

બાબો મોટો થાય. સમજણ આવે. ઓળખાણ થાય. સંસ્કાર કેળવાય. ભણ્યો-ગણ્યો. ને પરણ્યો. પોતાના ને પરના જીવનવિકાસની ચિંતા કરતો થઇ જાય. કમાવા મંડે, દુનિયાદારીનું ભાન આવે, સંતાનો થાય તો પણ વૃદ્ધ માતા-પિતાના સહકારની જરૂર તો પડે જ. જેઓ અનુભવથી ઘડાયેલા હોય તેની સલાહ ઉપયોગી બને છે. ઉતાવળ ન કરવી, ટ્રેનમાં બહાર લટકવું નહીં, શેઠ સાથે વિનય-વિવેકથી વાત કરવી." વગેરે ચાર સંતાનના પિતા થાય તોય સહકારની જરૂર તો પડે જ. માણસને કોઇપણ વયે સહકારની જરૂર છે. રૂડી રૂડી શિખામણો સાંભળો, જીનવાણીના મર્મને સાંભળવા તમારે શાસ્ત્રના-ગુરૂના સહકારની જરૂર પડે. જીવનમાં સહકાર કેળવાય તો ગુણમાં અભિવૃદ્ધિ થાય.

સહકાર આપવામાં અંતરના ભાવ પ્રગટવા જોઇએ. જાતનો જ સ્વાર્થી નહીં, પરમાર્થ માટે પણ અંતરમાં ભાવ પ્રગટવા જોઇએ. આટલી વિશેષતા કેળવી લ્યે છે તે જગતમાં એકનો મટી સર્વનો બની જાય. "હું મારૂં મારૂં કર્યા કરૂં, સ્વાર્થમાં રમ્યા કરૂં, પરમાર્થ ન કરૂં." તે જીવ પોતાનો જ રહેતો નથી તો પછી પારકાનો તો કયાંથી થાય? નીતિકારોએ કહ્યું છે કે :

"अयं निजः परो वेति, गणना लघुचेतसाम् ।
उदारचरितानाम्तु, वसुधैव कुटुम्बकम् ॥"

"આ મારૂં અને આ બીજાનું એવી બુદ્ધિ (ગણતરી) ટુંકી દૃષ્ટિવાળાની હોય છે. ઉદાર ચરિતવાળા માટે તો આખી પૃથ્વી એક કુટુંબ છે." કેવી સુંદર ભાવના

અગટાવી છે! "આ મારૂં ને આ પરનું" આવી ગણુના કોણુ રાખે? પરમાર્થ ભાવ ન હોય તો તમે બીજાના ન બની શકો.

'वसुधैव कुटुम्बकम्' દુનિયાને જેણે ઘર બનાવ્યું છે, એને મારૂં તારૂં મટી જાય છે.

એક કવિ કહી ગયા છે કે: "આ દુનિયા કોનું ઘર છે?"

તમારે તો ઘણા ઘર હોય છે. એક દેશમાં, એક અમદાવાદમાં, એક મુંબઈમાં, એક દિલ્હીમાં ને એક કલકત્તામાં. કેટલા ઘર થયાં? પાંચ. આ ઘર નથી. આ વસવાટ થયો. દીકરાઓને વસાવવા આ વસવાટ ઉભા કર્યા છે. જ્ઞાનીજનોએ કહ્યુ છે કે: "આ દુનિયા કોનું ઘર છે?" પણુ જગત એ તમારૂં ઘર નથી. એક કવિ કહી ગયા છે એ સાંભળો!

"जिसको दुनियामें घर नहीं, दुनिया उसीका घर हैं।"

આ દુનિયામાં જેને કોઇ ઘર નથી. જગત એનું ઘર છે. પણુ જેણે મમતા રાખી છે, 'આ મારૂં આ મારૂં' કહીને ગાંઠ વાળી છે એનું કોઇ નથી. પરંતુ જેણે સમસ્ત જીવોને પોતાના કર્યા છે. દુનિયા આખી એની બની જાય છે. "અમારે ઘર નથી. ઘરબાર છોડીને નીકળી ગયાં છીએ તો તમે બધાં ચિંતા કરો છો ને? મહારાજને ગોચરીએ બોલાવો, મહારાજને શાતા પૂછો, મહારાજ પાસેથી જ્ઞાન લઇ લ્યો. મહારાજ મહારાજ કરો છો." અને અમે અમારૂં ઘર છોડયું છે એટલે આ આખોય સંસાર અમારૂં ઘર બની ગયું છે. પરંતુ ઘરની મમતા મૂકે છે એ જગતના બની જાય છે. આપણે સમજી જવું જોઇએ કે, આપણુને સૌના સહકારની જરૂર છે. સહકાર વગર બધે સૂનું છે.

એક વ્યકિતને પોણોસો વર્ષ થયા છે. ઘરમાંથી વ્યાખ્યાન સાંભળવા નીકળે છે: "એક પાણીનો લોટો તો આપતા જાવ? વ્યાખ્યાન સાંભળવા જવું છે, તો કોણુ ના પાડે છે." પરંતુ આવી ઉધ્ધત વાણીને બદલે વિવેકથી કીધું હોય કે: "ભલે જાવ વ્યાખ્યાન સાંભળવા, મહારાજ સાહેબને મારા વતી સુખશાતા પૂછજો. પણુ જતા જતાં એક પાણીનો લોટો આપતા જાવને." આવો વિવેક ઘરમાં હોવો જ જોઇએ.

કોઇપણુ વ્યકિત હોય, વૃધ્ધ હોય, જુવાન હોય કે બાળક હોય, પ્રત્યેકને પરસ્પરના સહકારની જરૂર છે. ગર્વ ન કરજો. ગર્વ-અભિમાન કરશો તો તમે તમારા પણુ નહીં રહો, પછી પારકાના તો કયાંથી થાવ? ઘણાં લોકો અહંકાર કરવામાં નાના-મોટાનો ય વિવેક વીસરી જાય છે. "તમારા વગર નહીં ચાલે એવું કાંઇ નથી. મારે ને તમારે હવે શું?" બસ, નિમિત મળી ગયું. વહુ, સાસુ ન બોલવાના વેણુ બોલે. આ વ્યવહાર, વિવેક અને વાણીનો અહંકાર છે. પતિ આવે કે તરત બોલે: "આજ ને આજ બીજો બ્લોક લ્યો. મારે અહીં એક પળે નથી રહેવું." પતિ કહે,

"પણ અહીં તમને વાંધો શું છે? બા છે, બાપુજી છે, ભાઇ-ભાભી છે, બાળકો છે." ત્યાં વહુ બોલે: "આ બધાં મને જીવવા દેવા માગતાં નથી. આખો દિવસ મારા પર ટક ટક કર્યા કરે છે." ઘડીયાળની ટક ટક ગમે, પાડોશીઓની ટક ટક ગમે, સ્વભાવની ટકટક ગમે પણ વડીલોની શીખામણની ટકટક અકળાવનારી અને અળખામણી લાગે. કહેવાનો ઉદ્દેશ એ છે કે: બીજાના સહકાર વગર જીવી શકાતું નથી. જગતના જડ પદાર્થોની જરૂર છે એવું નથી. ચૈતન્યની પણ એટલી જ જરૂર છે. મમતા ઉભરાતી રહેને આસકિત વધતી જાય. મારૂં મારૂં કરતા રહેવામાં જીંદગી સાર્થક નહીં થાય. જીંદગીનું ગૌરવ વધારવા આપવું જોઇએ અને લેવું પણ જોઇએ. આદાનપ્રદાનની ભાવના રાખવી જોઇએ. પણ આજની દુનિયાનો ક્રમ ઉંધો થઇ ગયો છે-"સહકાર બધાને જોઇએ છે, પણ મારે સહકાર કોઇને આપવો નથી."

બે બહેનો છે. બંને વૃદ્ધ છે. લો-બ્લડપ્રેશર છે. અપાસરે પહોંચે છે તો થાકી જાય છે. એક નાના છે, એક મોટા. ઉંમરે નાના છે તે થોડીકવાર પછી કહે છે કે ઉપર જાઉં. મોટા કહે છે, તમે ઉપર જાવ છો તો મારૂં આ પાથરણું લેતા જાવ. પાથરી દેજો. નાના કહે, ના. મારાથી ન ઉપડે. મને પ્રેશર થઇ જાય. માણસ તો જુઓ. દીકરાએ પાંચ પાંચ તોલાની બંગડીઓ નાખી છે તેનો ભાર નથી લાગતો અને પાથરણાનો ભાર લાગે છે? હજુ તો બેજ પગથિયા ચઢયાં છે, ત્યાં વહુ આવે છે. 'બા, બાબાને આંગળિયે લેતા જાવ. બાબો તો ગળે લાગ્યો છે. પાથરણું નથી લેવાતું પણ બાબાને લઇ જવાય? ઉપર આવ્યા તો શ્વાસ ભરવા માંડે છે! આખા વ્યાખ્યાનમાં, ધ્યાન પેલા પાથરણું ન લાવ્યા એના પર હોય-મનમાં વિચારે, બાબાને ઘણો લવાયો. પણ પાથરણું ન લવાણું!

માણસના જીવનમાં-વ્યવહારમાં શુદ્ધ ભાવ હોવા જોઇએ. આવા શુદ્ધ ભાવ લાવવા હોય તો પરસ્પરના સહકારથી જીવવું જોઇએ. ઘણાં કહેતાં હોય છે: 'અમારૂં તો આ દુનિયામાં કોઇ નથી." પણ વાત આટલેથી નથી અટકતી: "તમારૂં કોઇ નથી, પણ તમે બીજાના થયા છો? તમારે સહકાર લેવો છે, પણ કોઇને આપવોય નથી ને? તમે, ને તમારૂં ઘર ભલું!"

વૃદ્ધાવસ્થા થાય, કુટુંબની વ્યકિતઓનો વિયોગ થાય, જીવડો રડતો જાય, "મને કોઇનો સહકાર નથી, મને કોઇ પૂછતું નથી, તરસ લાગી છે પણ કળશ્યો ભરી કોઇ પાનાર નથી, ડબામાં ખાવાનું છે પણ ડિસમાં આપનારૂં કોઇ નથી. કેવી પરાધીનતા? આ પરાધીનતા કોઇએ આપી નથી, પોતે ઊભી કરી છે. આવા વિકટ સમયમાં જીવનને કોયડો નહીં બનાવતા-જીવનને સરળ અને સાત્વીક બનાવજો. આજનો સંસાર કથળતો જાય છે. ઘરની જ વ્યકિતઓ ઘરનાને સહકાર આપતા નથી, પછી પરની વાત કયાં

કરવી ? પરસ્પરના સહકારની કેવી અને કયારે જરૂર પડે છે. એ માણસ કરતાં જાનવરો પણ વધુ સમજે છે.

કાઠિયાવાડમાં ચૂડા જેવું ગામ. ગામને ગોંદરે મજાનો કૂવો. કિનારે મોટું ઝાડ, ઉનાળામાં બધા કૂવા સૂકાય, આ કૂવો ન સૂકાય. ગામની બહેનો પાણી ભરવા આ કૂવે આવે. એક વખત થોડે દૂરના જંગલમાંથી વાંદરાઓનું ટોળું આવ્યું. કૂવાના વૃક્ષ ઉપર મુકામ નાખ્યો. નાના મોટા વાંદરાઓ કૂદાકૂદ કરે એમાં એક નાના વાંદરાના બચ્ચાથી વડવાઇ છટકી ગઇ અને કૂવામાં પડી ગયું. વાંદરા કૂવામાં જોવા માંડયા. બચ્ચું કૂવામાં કિકિયારીઓ કરે. અંદર કોણ જાય ? પોતાનો જીવ બચાવવો કે બીજાનો જીવ બચાવવા જીવ આપી દેવો ? કોઇને કોઇના સહકાર વગર જીવાય નહીં. વાંદરાનું બચ્ચું કૂવામાંથી બહાર નીકળવા ચીચીયારીઓ કરે છે. એક વૃદ્ધ, પીઢ અને ખમીરવંતો વાંદરો, કૂવાના કાંઠે લટકતો રહી ગયો. એનું પૂછડું લાંબુ હતું. એનાથી નાનો બીજો વાંદરો એનું પૂછડું પકડી લટકી ગયો. ત્રીજો વાંદરો પણ એમ લટકયો. આમ કરતાં છેલ્લો વાંદરો તળિયે પહોંચી ગયો. નાનું બચ્ચું એ બધાના સહકારે બહાર નીકળી ગયું. આ બધો ભાર કોણ ઝીલતો હતો ? એક વૃધ્ધ ને પીઢ વાંદરો. જો એણે સમતોલપણું મુકયું હોત તો ? વડીલો જુવાનોના સહકાર વગર ન જીવી શકે અને જુવાનો વડીલોના સહકાર વગર ન જીવી શકે. આ ઉદાહરણ આપણને શું શીખવી જાય છે ? સહકાર વગર આ જિંદગી નહી જીવી શકાય, બીજાને સમય આપવો, બીજા માટે કાંઇક કરી છૂટવા મળેલી આવડત અને બુધ્ધિને કામમાં લેવી જોઇએ.

વીતશોકા નગરી, ઇન્દ્રકુંભ ઉદ્યાનમાં પધારેલા સ્થવિર ભગવંતો પાસેથી મહાબળ રાજાએ તથા છ મિત્રોએ દીક્ષા અંગીકાર કરી લીધી છે. સાતે મુનિવ્રત ધારણ કરી વિચરી રહ્યાં છે.

**संयमेण तवसा अप्पाणं भावेमाणे विहरइ ।**

સંયમ અને તપશ્ચર્યાનો સહકાર લઇ જીવી રહ્યા છે. સંયમ અને તપનો સહકાર તપ સંયમમાં અભિવૃદ્ધિ કરે છે. જીવનથી ધન્યતા અને મધુરતા વધારવી હોય ત્યારે સંયમ અને ત્યાગનો સહકાર લેજો. પર્વાધિરાજની સવારી આવી રહી છે. માત્ર વ્યકિતના સહકારની નહીં, સંયમ, તપને પ્રગટાવી, પર્વાધિરાજને ગૌરવવંતો બનાવજો. મહાબળ રાજા અને બીજા છએ રાજવીઓ રાજ દરબાર, સુખ, વૈભવ, રાજપાટ છોડી અણગાર બની ગયા છે. સાતે મુનિ વિચરતા વિચરતા એક જગ્યાએ બેઠા છે. મહાબળ મુનિ બોલે છે.

तएणं तेसिं महब्बलपामोक्खाण सत्तण्हं अणगाराणं अन्नया कयाइं एगयओ सहियाण इमेयारुवे मिहो कहासमुल्लावे समुप्पज्जित्था जण्हं अम्ह देवाणुप्पिया एग तवोकम्मं उवसंपज्जित्ताणं विहरामो, तण्ण अम्मेहिं सव्वेहिं तवोकम्मं उवसंपज्जित्ताणं विहरित्तए तिकट्टु अण्णमण्णस्स एयमट्ठं पडिसुणेति रत्ता बहूहिं चउत्थ जाव विहरंति ॥

એકવાર સાતે અણગારો બેઠા છે. પરસ્પર વાર્તાલાપ કરે છે. આપણામાંથી એક વ્યક્તિ તપ ધર્મ કરે તો આપણે બધાએ તપ કરવું. એક મુનિ ઉપવાસ કરે તો બધાએ કરવા, એક મુનિ છઠ કરે તો બધાએ છઠ કરવા, એક મુનિ અઠમ કરે તો બધાએ અઠમ કરવા, એક મુનિ વધારે કરે તો બધાએ તેની જેમ વધારે કરવા. આનું નામ સહકારની યોજના. આજે તો ગામડે ગામડે સહકારી સોસાયટીઓ છે. એમા સહકાર કેવો છે એ તમે જાણો છો. સાતેય મુનિઓનો એક વિચાર. તપનો કેવો પ્રારંભ? એકને ભાવ થાય ને છએ સહકારમાં ઉભા રહે. એ મુનિઓના કેવા તપ હતાં એ સાંભળશો તો ખબર પડશે કે, આ પંચમ કાળમાં તપ બોલી શકીએ પણ કરી ન શકીએ એવા એના તપ હતાં. એ મુનિઓ વચ્ચે તપ અને સંયમનો કેવો સહકાર હતો એ બધી વાતો અવસરે.

卐

## ૨૨

# ભોગનો ત્યાગ કરો

(શ્રાવણ શુદ ૮ તા. ૩-૮-૧૯૭૬ મંગળવાર)

ભારતની સંસ્કૃતિ ત્યાગપ્રધાન છે. ભારતની ભૂમિમાં ત્યાગનું બહુ મૂલ્ય ગણાય છે. ભારત દેશમાં સમ્રાટો, નરવીરો, બહુ શકિતના પૂંજ આત્માઓ થઇ ગયા. પરંતુ યશોગાથાઓ તો એમની લખાઇ છે, જેમણે ભોગનો ત્યાગ કર્યો છે. ભોગ કરતાં ત્યાગ અનેક ગણો ઉંચો છે. મળ્યું છે એનો ભોગ કરતા ત્યાગ શ્રેષ્ઠ છે. પ્રત્યેક માણસને જેટલું મળ્યું છે તેનાથી વધારે ભોગવવા આશા રાખે, વધારે મમતા રાખે પરંતુ કેળવાયેલા માનવીઓ ભોગ કરવમાં વિવેકને વધુ મહત્વ આપે છે આર્ય સુધર્મા-સ્વામીને વૈભવ મળ્યો. સ્ત્રી-પુત્ર પરિવાર, લાડી, વાડી, ગાડી, ભોગ-ઉપભોગના બધા જ સાધનો મળ્યા છતાં સ્વેચ્છાએ એ સઘળાનો ત્યાગ કરી દીધો. માટે જ દશવૈકાલિકના બીજા અધ્યયનમાં પ્રભુ ફરમાવે છે કે સાચો સાધુ કોને કહેવાય?

जे य कंते पिएभोए लद्धे विपिट्ठि कुव्वई
साहीणे चयइ भोए सेहु "चाइ", ति वुच्चई ॥

દશ અ ૨. ગા. ૩

જે સ્વેચ્છાથી મળેલા પ્રિય, કાંત, મનોજ્ઞ ભોગોપભોગનો ત્યાગ કરે છે તે જ સાચા સાધુ-સંત કે શ્રમણ છે.

આપણા શાશનપિતા ભગવાન મહાવીર રાજવી તરીકે નહી અણુગાર તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતાં. મુનિપણાની સ્વ પર સંયમ યાત્રાને પવિત્ર બનાવી ત્યાગનો અપ્રતિમ માર્ગ લેનાર ત્યાગી સંતોનું આ ભારત દેશમાં અનોખું સ્થાન ભારતનો ત્યાગમાર્ગ અપૂર્વ છે. **ત્યાગ વિશ્વનું નવનીત છે.** ત્યાગ આદર આપે છે, દશવૈકાલિક સૂત્રના પ્રથમ અધ્યયનમાં ત્યાગના મંગળભાવે મંગળ ગાથાનુ ફરમાન કરે છે

**धम्मो मंगल मुक्किट्ठं, अहिंसा संयमो तवो।**
**देवावितं नमंसंति, जस्स धम्मे सयामणो ॥**

અહિંસા-સંયમ અને તપયુકત ધર્મ ઉત્કૃષ્ટ મંગલ છે અને આવા ધર્મમાં જેનું મન સદૈવ રહેલું છે તેને દેવો પણ નમસ્કાર કરે છે.

આજના જમાનામાં તો સ્વર્ગના દેવતાઓની તો વાત દૂર રહી, પરતુ ઘરના છોકરાઓ પોતાના માતા-પિતાઓને, ગુરૂજનોને નમસ્કાર કરતાં શરમ અનુભવે છે.

આજનું શિક્ષણ બદલાઇ ગયું છે. અગાઉ બાલ-બાલિકાઓના જીવનરૂપ બગીચામાં **માતૃદેવો ભવ: પિતૃદેવો ભવ: ગુરૂદેવો ભવ:** ના સુસંસ્કારનુ બીજારોપણ કરવામાં આવતું, ત્યારે આજે પલટાયેલા ફેશનેબલ જમનામાં મધરને ચઠાવે અદ્ધર અને ફાધરને મોકલે પાદર, જૈન સંતોના ત્યાગમય જીવન પ્રત્યે આદરભાવ કે પૂજ્યભાવ નહિ બતાવતા જ્યાં ચમત્કાર ત્યાં નમસ્કાર. જે એકના અનેકગણા કરી આપે, ધુળની ધાતુ બનાવી આપે, ત્યાં તેનું મસ્તક ઝુકે છે, કારણ જેને કર્મ-ધર્મની ફિલોસોફીનું જાણપણું નથી તેનું મન ધર્મ તરફ, સંત પ્રત્યે નહિ સંતતિ પ્રત્યે, પરમેશ્વર પ્રત્યે નહિ પૈસા પ્રત્યે જ વધુ આકર્ષિત રહેતું હોય છે. પરંતુ આવા જીવોને પ્રભુ સમજાવતાં કહે છે:

**"वित्तेण ताणं न लभेपमत्ते, इमम्मिलोए अदुवा परत्था ।**
**दीवप्पणट्ठेव अणन्त-मोहे, नेआउयं दट्ठुमदट्ठु मेव ॥** ઉ.ત. ૪-૫

મોહનીય કર્મને આધીન બનેલો જીવડો વિત્ત કહેતા પૈસો પ્રાપ્ત કરવા ન્યાય અન્યાયના માર્ગને ભૂલી જઇ આલોક કે પરલોક સામે જોતો નથી. પરંતુ પૈસાનો પુજારી અંતે કર્મની આવક વધારી સંસારમાં ખત્તા ખાય છે. જ્ઞાનીજનો કહે છે હવે સમય આત્મનિરીક્ષણ કરવાનો આવી ગયો છે. જીવન સાફલ્ય માટે આત્માનું નિરીક્ષણ કરી લ્યો. વિચાર કરવાનો સમય પાકી ગયો છે. શકિતનો ઉપયોગ સન્માર્ગે વાળી લ્યો. મળ્યું છે તે ભોગ માટે નહીં, સંતોષ રાખી ત્યાગ માટે છે. "ભોગે રોગ ભયં" ભોગથી ભયંકર રોગ થાય છે. ભોગ છે ત્યાં ભડકા છે. ભોગ છે ત્યાં ભ્રમણ છે. ભોગ છે ત્યાં સંસાર છે. માટે જ ભગવાને કહ્યું છે:

उवलेवो होइ भोगेसु, अभोगी नेवलिप्पई ।
भोगी भमइ संसारे, अभोगी विप्पमुच्चई ॥ ઉ-ત. ૨૫-૪૧

જે ભોગમાં લેપાય છે, તે સંસારમાં ભમે છે અને જે અભોગી છે, ભોગમાં લેપાતા નથી, તેઓ સંસારથી વિમુક્ત બની મોક્ષને સાધ્ય કરે છે. ભોગ કરનારો મોટો કે ત્યાગ કરનારો મોટો ? જૈનદર્શને ભોગ નહિ પણ ત્યાગની શ્રેષ્ઠતા અને મહાનતા બતાવી છે. એક ભિખારી હતો. ત્રણ દિવસનો ભૂખ્યો હતો. કોઇ રોટલાનો ટુકડો આપતું ન હતું. રખડીરખડીને થાકી ગયો. તમને થશે કે શું લોકોમાંથી દયા મરી ગઇ હશે કે દાતાઓ મરી પરવાર્યા હશે ? પણ એવું ન હતું. મોટો દુષ્કાળ પડયો હતો. ઘરમાં છોકરાઓને ખાવા અન્ન મળતું ન હતું, ત્યાં ભિખારીને કોણ આપે ?

ભિખારી ઘેર ઘેર ભટકે છે, પણ કોઇ એને ગણકારતું નથી. એ જ ભિખારી એક હવેલી પાસે જઇને ઉભો છે. ત્યાં એક સંત પ્રવેશે છે. દરવાજામાં સંતનું સ્વાગત કરવા લોકો ઉભા છે. "પધારો મહારાજ પધારો !" ભિખારી વિચારે છે, દરવાજા મારે માટે બંધ છે અને આ સંતને બધા આવકાર આપે છે. ગુરૂદેવ પધાર્યા છે. આવકાર મળે છે. સંત ઝોળી ખોલે છે. મોદકોથી ભરેલો થાળ ઝોળીમાં વહોરાવાય છે. ભિખારી આ બધું જુવે છે. ભિખારી મનોમન વિચારે છે જેના પેટમાં ખાડો પડયો છે તેને લાડવાની એક કણી પણ મળતી નથી અને જેને નથી જોઇતું તેને લાડવાના થાળના થાળ પીરસાય છે. દુનિયાની આ તે કેવી અનોખી રીત છે ! જેને જોઇએ છે તેને મળતું નથી અને નથી જોઇતું તેને ઢગલા મળે છે.'

## ત્યાગે સો આગે અને માગે સો ભાગે

ગજબનો છે આ સંસાર ! પેલા સંત તો માંગલિક સંભળાવીને બહાર નીકળ્યા. ભીખારી લાડુ જોઇ ગયો છે. ભૂખ સખત લાગી છે. એ સંતની પાછળ ગયો. સંતને ઉપાશ્રયમાં પ્રવેશ કરતા રોકી ભિખારી બોલ્યો: મહારાજ ! મને સખત ભૂખ લાગી છે; લાડુ આપો. સંત ભિખારીને કહે છે ગૃહસ્થે વહોરાવેલી વસ્તુ સંત–સાધુ માટે હોય છે. છતાંય તું જો સામે ગુરૂદેવ બેઠા છે તેની પાસે જા. જેને માટે તમારા સંસારીઓના દરવાજા બંધ હોય છે તેને માટે અમારા ત્યાગીઓના દરવાજા ખુલ્લા હોય છે. પેલો ભિખારી ગુરૂદેવ પાસે ગયો અને બોલ્યો, 'મહારાજ ! મને બહુ ભૂખ લાગી છે. મારે લાડવો ખાવો છે.' મહારાજ કહે ભાઇ ! ગૃહસ્થે સાધુ માટે આપ્યા છે, તારા માટે નહીં. તારે જો લાડુ ખાવા હોય તો સંત બની જા. તને લાડવા ખાવા મળશે. ભિખારી ભૂખ્યો હતો. પેટમાં લાય લાગી હતી. આ ભૂખમાં એણે ત્યાગની કઠોરતાનો નિર્ણય ન કર્યો સંસારના તંતુ તોડી સંત બની ગયો.

ભગવાને ત્રણ પ્રકારના વૈરાગ્ય બતાવ્યા છે. (૧) જ્ઞાનગભીંત (૨) મોહગભીંત અને (૩) દુઃખગભીંત. પેલા ભિખારીએ દુઃખથી પીડાતા દુઃખગભીંત વૈરાગ્ય સંત પાસે સ્વીકારી લીધો. સંતના ચરણમાં દેહ ધરી દીધો. વૈરાગ્ય વેશ પરિધાન કર્યો. મુહપત્તિ બાંધી. ગુરૂદેવે એને દિક્ષા અંગીકાર કરાવી અને દ્રુમકમુનિ એવું નામ પાડયું.

ત્યાગી થયેલા દ્રુમકમુનિ કહે છે. ગુરૂદેવ ! હવે તો લાડવા આપો ! ગુરૂદેવે તેને બેસાડયો. ભિક્ષામાં લાવેલા મોદક પેટ ભરીને જમાડયા. ભૂખ કરતાં વધારે ખાય છે ત્યારે અજીર્ણ થાય છે. અને તે દુઃખને ઉત્પન્ન કરે છે. ભોજનમાં મર્યાદા હોવી જોઇએ. ઓવરફૂલો થવાથી સ્વાસ્થ્ય બગડે છે. જેટલું મળ્યું કે જેટલું આવ્યું એ બધુ ભોગ માટે નથી. દ્રુમકમુનિને લાડવા ખૂબ જ મીઠા લાગ્યા. ખાવા જ માંડયા અને પછી મુનિને અજીર્ણ થઇ ગયું.

ઠાણાંગજી સૂત્રમાં ચાર પ્રકારના અજીર્ણ બતાવ્યા છે. (૧) તપશ્ચર્યાનું અજીર્ણ ક્રોધ (૨) જ્ઞાનનું અજીર્ણ અભિમાન. (૩) કામનું અજીર્ણ નિંદાકુથલી (૪) પેટનું અજીર્ણ વધુ અન્ન ખાય તે. અહિં દ્રુમકમુનિથી ક્ષુધા વેદનીયના ઉદયને શાંત કરવા માટે લાડવા વધુ ખવાય ગયા જેથી અજીર્ણને કારણે પેટમાં અફારો ચડયો. અકળામણ થાય છે. કયાંય ચેન પડતું નથી. પરિસ્થિતિ ગંભીર બની ગઇ. દ્રુમકમુનિ કહે છે: ગુરૂદેવ! હવે હું નહીં જીવું. ગુરૂદેવે જોયું હવે દ્રુમકમુનિનો અંતકાળ નજીક છે. સંથારો કરાવ્યો. જીવડો ચાલ્યો ગયો.

ભારતની ભૂમિના પ્રિયદર્શી મહારાજા અશોકના પુત્ર કુણાલના પુત્ર સંપ્રતિ મહારાજ એટલે પૂર્વ ભવે ભિખારીનો જીવ! જીવનનું કેવું મોટું સૌભાગ્ય! અઢળક રિધ્ધિ–સિધ્ધિ છે. રાજવૈભવ છે. સુખનો કેવો મોટો સંસાર! લાડુ ખાવા માટે સંત થયેલા ભિખારીના જીવે એક જ દિવસનું સાધુપણું સાધ્યું. ચારિત્રભાવે, પુણ્ય-રાશિમાં કેટલો મોટો યોગ? ભોગ કરતાં યોગ મોટો છે.

## સંસાર ખોટો છે એને છોડી જાવ, ત્યાગ મોટો છે એને માણી જાવ

ભિખારીનો જીવ, રાજા અશોકની પરંપરાની રાજગાદી ભોગવે છે. ત્યાગ અને ભાવની કેવી કિંમત! એક દિવસ મહારાજા ગોખમાં બેઠા છે. રાજા રસ્તાપરની દિનચર્યા જોઇ રહ્યાં છે. એજ કાળે એક આચાર્ય અને સંતો નગરમાં પ્રવેશી રહ્યા છે. એનો જયજયકાર થઇ રહ્યો છે. સંપ્રતિ રાજા વિચારે છે. અરે આ આચાર્ય અને આ સંતોને તો મેં કયાંક જોયા છે. એને નિકટતાના ભાવ થાય છે. વિચાર કરતાં કષાય ઉપશાંત થયા "उवसत मोहणिज्जो जाइसरण समुपज्जइ" મોહનીયકર્મ ઉપશાંત થવાથી જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ આચાર્ય અને મુનિવરો મારા ઉપકારી ગુરૂદેવો છે. આ

ગુરૂદેવે મને સંસાર છોડાવ્યો હતો. મેં એના ચરણોમાં જીવનનું દાન કર્યું હતું. આટલું વિચારી સંપ્રતિ રાજા કશા પણ રાજવૈભવના મોહ વગર નીચે ઉતર્યા. રાજમાર્ગ પર આવી આચાર્યના પગમાં પડી ગયા. ગુરૂદેવને સંપ્રતિ રાજા પૂછે છે 'મને ઓળખો છો ગુરૂદેવ !' આચાર્ય કહે છે 'તમને કોણ ન ઓળખે સંપ્રતિ રાજન !' સંપ્રતિ રાજા કહે છે ના, ગુરૂદેવ, હું સંપ્રતિ રાજા નહીં. હું........આચાર્ય મહારાજે જ્ઞાન ધારણામાં લીધું. ત્યાર પછી આચાર્ય મહારાજ બોલ્યા અરે તમે તો દ્રમક મુનિ હતા. જોઇ આ ત્યાગની શક્તિ ! ગુરૂદેવે સંપ્રતિ રાજાના પૂર્વભવને જાણી લીધો. સંપ્રતિ રાજા બોલ્યા, 'ગુરૂદેવ ! આપના ઉપકારે જ હું આ દેશનો રાજવૈભવ ભોગવું છું. તમારા દર્શને પાવન બન્યો. મને ઉપદેશ આપો.' ગુરૂદેવ જિનવાણીના ઝરણા વહાવવા લાગ્યા. અમીધારા સમાન ઉપદેશનું પાન કરતાં સંપ્રતિ રાજા ભોગ છોડી યોગ તરફ વળવા તૈયાર થયા. ગુરૂદેવનો ત્યાગનો ઉપદેશ સાંભળીને રાજાને આત્મજ્ઞાન થયું. તે બોલ્યો, 'ગુરૂદેવ ! સંસાર છોડાવો. ત્યાગનો અભિષેક કરાવો. 'દેવાનુપ્રિયા ! ગુરૂદેવ કહે છે ક્ષેત્ર–કાળનો વિચાર કરતા તમારૂં શરીર કોમળ છે. ત્યાગનો માર્ગ બહુ કઠિન છે. તમે અણગાર જીવન પ્રાપ્ત કર્યા પહેલા આગાર બની જાવ એટલે મુનિ ધર્મ પૂર્વે શ્રાવક ધર્મ સ્વીકારો.

ભૂખ માટે મુનિ થયાં. વધુ આહાર માટે સંથારો કરવો પડયો. એ દ્રમક રાજાના ભાવ અંતકાળે ધર્મભાવ હતાં. પરંતુ આજનો તો આહાર જ અશુદ્ધ હતો. આજના આહારમાં ન ખવાય એવા કંદમૂળ ખાઇ એક સ્વાદ માટે અનંતા જીવોનો સંહાર કરે. મુંબઇ નગરીના એવા કેટલા ઘર હશે જેમાં આવા કંદમૂળનો ઉપયોગ નહીં થતો હોય ? આવા કંદમૂળથી શરીરના લોહીમાં ચંચળતા આવે છે અને તેથી કયાંય ધર્મ-પ્રવૃત્તિમાં સ્થિર થઇ શકે નહિ ! પર્વાધિરાજ પધારી રહ્યા છે. તેના સ્વાગત માટે તમે જીવનને શુધ્ધ બનાવો. જૈનત્વના ગૌરવને વધારવા તૈયાર રહેજો. સંપ્રતિ રાજાએ શ્રાવકવ્રતને અંગીકાર કર્યા. અહિંસા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય, અપરિગ્રહ પાંચવ્રતો દેશથી ધારણ કર્યા. જીવનની મહામૂલ્યવાન મોંઘી મૂડીનો સંયમ કરી સંપ્રતિ રાજા તરી જાય છે. આના ઉપરથી સદ્બોધ લઇ શકાય છે કે જીંદગી મળી છે ત્યાગ માટે, ભોગ માટે નહીં. જ્ઞાન વિના વૈરાગ્ય ટકે નહીં અને વૈરાગ્ય વિના ત્યાગ ટકે નહીં. મહાબળ મુનિ અને અન્ય મુનિવરો વિહાર કરે છે. તપશ્ચર્યા કરે છે. સંયમ ધર્મનું પાલન કરતાં-કરતાં તપશ્ચર્યાના માર્ગમાં આગળ વધી રહ્યા છે. મહાબળ અણગાર એક ઉપવાસ કરે. છ મુનિઓ પણ ઉપવાસ કરે એક ઉપવાસ. બે ઉપવાસ ત્રણ ઉપવાસ એમ તપશ્ચર્યાના કઠોર માર્ગ પર મુનિઓ રૂડા મંગળ આત્મભાવમાં રમતા વિચરે છે. તપશ્ચર્યાના ભાવમાં કેવા આગળ વધી રહ્યા છે તેના ભાવભેદ અવસરે.



# ૨૩

# નિઃશલ્યકરણનું દર્શન

(શ્રાવણ શુદ ૯ તા. ૪-૮-૧૯૭૬ બુધવાર)

નિઃશલ્યકરણ શબ્દ તમારે માટે નવો હશે. તેનો અર્થ સમજો તો આ શબ્દના પાછળના ભાવ ગમી જશે. શલ્ય એટલે કાંટો. નિઃશલ્ય એટલે કાંટાનું ન હોવું. શલ્ય એટલે દોષ. "અમારૂં જીવન દોષરહિત છે, અમારો આત્મા દોષરહિત છે." એવું કહો અને તે દૂર કરવાના લક્ષે જીવન જીવો તો જીવન સુધરી જાય. શલ્ય કેટલા છે? ક્યાં રહે છે? તેનાથી શું થાય છે? શલ્ય ન હોય તો મજા કેવી આવે છે? એ બધુ વિસ્તારથી સમજવા જેવું છે. સંસારના લોકોમાં જુદા જુદા નિમિત્તે શલ્ય લાગે છે. આંખમાં કણું પડે, દાંતમાં કંઇક ભરાઇ જાય. પગમાં કાંટો વાગી જાય, સ્નાન કરતાં કાનમાં પાણીનું ટીપું રહી જાય. આ બધા નિમિત્ત શલ્ય છે. નાના-સુક્ષ્મ છે, પરંતુ શરીરને વેદનામય બનાવી દયે, પીડા કરાવે અને શાંતિ અને વિરામ હરી લે છે. જો આ બધાં શલ્યને દૂર કરો તો? પગમાં કાંટો વાગ્યો હોય પણ દેખાય છે?....જો એને કાઢી નાખો તો કેટલી શાંતિ વળે? આંખમાંથી કણું કાઢી નાખો તો, આંખ નિર્દોષ થઇ જાય. કાનમાં પાણીનું ટીપું કાઢવા આંગળીની ચંચળતા ચાલુ જ હોય. એ પાણી નીકળી જાય પછી શાંતિ થાય. મુખમાંથી સૂક્ષ્મ તત્ત્વ દૂર થાય તો દાંત અને જીભની ચંચળતા દૂર થાય.

ભગવાન મહાવીરે આગમમાં ત્રણ પ્રકારના શલ્ય કહ્યા છે: માયા-નિયાણ-મિચ્છાદંસણસલ્લે. તેનો સરળ અર્થ છે. (૧) માયા (૨) નિદાન અને (૩) મિથ્યાદર્શન. માયા કંટક સમાન છે, નિદાન કંટક સમાન છે, મિથ્યાદર્શન કંટક સમાન છે આમ આ ત્રણે શલ્યો કંટક સમાન છે.

**सुहुमे सल्ले,**

શલ્યો સુક્ષ્મ તત્વો છે. દેખાતા નથી પણ વેદના બહુ થાય છે. પગમાં કાંટો વાગ્યો હોય, પણ દેખાતો નથી. આંખમાં કણું જ હોય, પણ એની વેદના કેટલી મોટી હોય? કાનમાં પાણીનું બિન્દુ નાનું હોય છતાં કાનમાં હોય ત્યાં સુધી ચેન ન લેવા દે. કેરીને ચૂસવા ગયા હો, રૂછડું દાંતમાં ભરાઇ જાય. જીભબેન એ રૂંછડામાં જ રમણ કરતી હોય છે. આ બધા સલ્ય નાના હોય છે, પણ ચંચળતા મોટી આપી જાય છે. વિના પ્રયોજને કાંઇ ન થાય. કહેવાનો ઉદ્દેશ એ છે, કે નાના શલ્યો નિમિત્તે આવે, ચંચળતા અને કંપન લાવી દયે છે.

શાસ્ત્રકારોએ ત્રણ પ્રકારના શલ્યો કહ્યા છે.

૧ **શલ્ય માયા**–માયા એટલે મોહ નહીં, મમતા નહીં. અહીં માયાનું અર્થ-ઘટન કપટના અર્થમાં થાય છે. કપટ શબ્દ કેવો સીધો છે. કાના માત્રા વગરનો બોલ-વામાં પણ સરળ છે. પણ ભાવ તો એનામાં દુર્ગુણના છે. એના દુર્ગુણ પણ મોટા છે. ત્રણે અક્ષરોમાં સંબંધ છે? પોતાનો જ સ્વાર્થ જોવો, વિચારવું કંઇ ને કરવું કંઇક બોલવું કંઇ ને કરવું કંઇ, યોજના ઘડવી કંઇ ને અમલમાં મૂકવું કંઇ. મન, વચન અને કાયામાં ઐક્યતા નથી. યોગની સરળતા નથી. જગતને જુદું કહેવું અને કરવું બીજું. એ બધું કપટ છે કપટ. કપટ કરનારાઓએ આત્મદર્શનના કબાટ બંધ જ કર્યા હોય છે. માટે કપટને વિદાય આપી છે. જગતમાં ક્રોધને જીતી શકાય છે, લોભ છોડી શકાય છે, માનને જીતી શકાય છે પણ માયાની મમતા નથી મૂકાતી. માયાના રંગ ઘણા છે. ભાવમાં અને શબ્દોમાં વિચાર કરો તો સાત ગજના સલામ કરો.

શાસ્ત્રકારો કહે છેઃ "માયા છોડી દયો તો સરળતાનો લાભ થશે." માયામાં રમે છે તેને નુકશાન થાય છે. જો નુકશાન જ બતાવીએ અને લાભ ન બતાવીએ તો? તો શું લાભ છે એ તમે ન જાણી શકો–એટલે બંને બતાવવા જોઇએ. આ ભવમાં મોહ, માયા અને મમતા ત્યજી સાચા ધર્મના સાચા લાભ ને મેળવી લ્યો.

ઉત્તરાધ્યયન સૂત્રનાં ૨૯માં અધ્યયનમાં ગૌતમ સ્વામીએ ભગવાન મહાવીરને પ્રશ્ન કર્યો છે.

"હે ભગવાન! આર્જવતાથી જીવને શું લાભ થાય છે?"

**अज्जवयाएणं भंते! जीवे किं जणयई! अज्जवयएणं काउज्जुयं भावुज्जुयं, भासुज्जुयंअविसंबायणं जणयइं। अविसंवायण संपन्नयाएणं जीवे धम्मस्स आराहए भवइ।**

ચાર લાભ બતાવી દીધાં. કાયામા સરળતા પ્રગટે, ભાવની સરળતા પ્રગટે, ભાષાની સરળતા પ્રગટે અને અવિસંવાદનો લાભ થાય. આ ચાર વિશિષ્ટ શક્તિઓ છે. મન, વચન અને કાયામાં જ્યાં સુધી આ શક્તિનો આવિર્ભાવ ન થાય ત્યાં સુધી સરળતા ન આવે. મન, આત્મા અને વિચારોમાં સરળતા ન આવે. ઘણાં વાણીએ ઘણા વક્ર હોય છે. બોલે એવું કે સાંભળવું ન ગમે. જેમ કાયામાં વક્રતા તેમ વચનમાં પણ વક્રતા આવે. "અમે તમારા ઘરને જાણીએ છીએ હો!" બોલવાની સુંદર કળા જેણે નથી જાણી તેનામાં આવી વાણી વક્રતા હોય છે.

સાસુજીને વ્યાખ્યાનમા જવા દેવા ન હોય ત્યારે વહુ મંડે વાણીની વક્રતા છોડવા. "છોકરાઓ રડે છે, ઘરમાં મારે આટલું કામ પડ્યું છે ને તમે આ ચાલ્યા પથરણું લઇને" વહુ આવુ બોલે એટલે વહુની ભાષાની વક્રતાની સાસુ ઉપર અસર થાય. બોલવાથી ય પૂણ્ય કમાઇ શકાય છે. વાણી વક્રતા ત્યજી, વિવેકથી કહેઃ "બા!

તમે આજે ન જાવ તો મારે કામ છે. કાલે વહેલું પતાવી લઇશ. કાલે તમ તમારે નિરાંતે જજોને!" ભાષામાં આટલી સરળતા અને વિવેક હોય તો ઘરમાં વિસંવાદ ન જાગે, કલેશ ન જાગે.

નાની વાતમાં અને ભાષામાં વિવેક હોય તો જીવનમાં સરળતા પ્રગટે છે. ગૌરવથી બોલતા રહો: "અમારા ઘરમાં દસ માણસો છે. ઘરમાં કોઇ દિવસ ઝઘડો નથી, કંકાસ નથી. સમયે સમયે સૌ સૌના કામમાં તલ્લીન બની જાય. બાળકો ભણવા જાય, મોટા ધંધે જાય, અને અમે ધર્મધ્યાન કરીએ."

વિસંવાદને જન્મ ન આપો, કલેશને દૂર કરવો ભાવમાં, ભાષામાં વિવેક લાવો. ભગવાન મહાવીરે કહ્યું છે કે: "પ્રેમ, મારાપણું અને વાત્સલ્યનો આનંદ પ્રગટે છે.'

શાસ્ત્રકારો કહે છે કે "માયા, કપટ અને વિસંવાદના ઉપર વિજય મેળવી લ્યો.

ગૌતમસ્વામી ભગવાન મહાવીરને ફરી પ્રશ્ન કરે છે:

**"माया विजएणं भंते ! जीवे किं जणयइ ?"**

"ભગવંત ! માયા પર વિજય મેળવવાથી આ જીવને શું લાભ થાય છે?"

**"माया विजएणं अज्जवं जणयइ ! मायावेयणिज्जं कम्मं नबन्धइ, पुव्वबद्धं च निज्जरेइ॥**

ભગવાન મહાવીર કહે છે: "સરળતા પ્રગટે છે આવી સરળતાથી માયાવેદનીય કર્મ બંધાતુ નથી. અને પૂર્વમાં બાંધી લીધું હોય તો નિર્જરા થઇ જાય છે. જ્ઞાની પુરૂષોએ કેટલાય લાભ બતાવ્યા છે. છતાં દેવાનુપ્રિયો ! માયાની રમત મૂકવા તૈયાર નથી. માયા રહિત મિત્રતા ટકે, સહકાર ટકે, એના પ્રત્યે પ્રેમ ટકે. મહાબળ મુનિ અને અન્ય મુનિઓ ગામડે ગામડે વિચરી રહ્યા છે. એક જીવ તપ કરે તો છએ મુનિઓ કરે. આ એકબીજાનો કેવો ભવ્ય સહયોગ ? છતાં મહાબળ મુનિ કરે છે. શાસ્ત્રકારો આપણને ફરમાવે છે કે–

**"जइणं ते महबलबज्जा छ अणगारा चउत्थं उवसंपज्जित्ताणं विहरंति, तओ महब्बले अणगारे छट्ठं उवसंपज्जिताणं विहरइ । तओ से महब्बल अणगारो अट्ठमं उवसंपज्जित्ताण विहरइ। एव अट्ठमं तादसमं अह दसमं तो दुवालसं" ।**

જુઓ ! માણસોમાં કપટ પ્રગટે, બીજા કરતાં મોટો–સારો દેખાવાનો પ્રયત્ન કરે તો અંદર દોષ પઠયો છે. એમ સમજવું. સંસારમાં આ ચાલે પણ ધર્મ માર્ગમાં આ ન ચાલે. મહાબળ અને છ રાજવીઓ મુનિઓ બની ગયા પણ મહાબળમુનિને ભીતરમાંથી અહં જતો નથી. સાધુતામાં એક નાનું શલ્ય રહી ગયું છે. મહાબળમુનિ અને છ મુનિઓએ છઠ્ઠ કર્યાં પછી પારણાં કર્યાં. મહાબળમુનિએ પારણું ન કર્યું. બીજો ભેળવી લીધો. મુનિરાજોએ કહ્યું: તમે અઠ્ઠંભકત કર્યું. પારણું ન કર્યું, અમને વાતે ય ન કરી. અમો પણ અઠ્ઠમ કરત.

છટ્ઠંભત્તં અને અટ્ઠંભત્તં એટલે શું? એનું જ્ઞાન પણ શ્રાવકોને હોતું નથી. છટ્ઠમ્ એટલે બે ઉપવાસ અને અટ્ઠમ્ એટલે ત્રણ ઉપવાસ પરંતુ સાચા અર્થમાં છટ્ઠં અને અટ્ઠમ કહેવાય. એટલે છ ટંક અને આઠ ટંકનું ભોજન છોડવું. આપણા પૂર્વજો બે વખત-ટંક જમતા. આજે? આજે મન થાય એટલીવાર જમાય ઉપવાસ એક કરવો હોય તો આગલા દિવસની સાંજનો આહાર છોડવો જોઇએ અને ઉપવાસ પછીના પહેલા પહોરનું ભોજન છોડવું જોઇએ, ચારે ટંકનું ભોજન છોડે ત્યારે ચઉત્થ ભત્તં થાય. એટલે એક ઉપવાસ ગણાય. ભત્ત જેવું આ દુનિયામાં રહ્યું નથી. એકમાં એક ભેળવીને કહેવું પડે, છટ્ઠંભત્તં કહેવાથી દોષ લાગે. પચ્ચક્ખાણ દેતાં અને લેતા વિચારીને બોલવું જોઇએ. બધાં મુનિઓએ છટ્ઠંભત્ત કર્યા. મહાબળે અટ્ઠમ્ભત્ત કર્યા. પોતે પારણું ન કર્યું. એક ઉપવાસ વધારી દીધો. તપશ્ચર્યામાં મહાબળ મુનિએ માયા કરી. કપટ કર્યું શલ્ય રાખ્યું.

અંદર એક દોષ હતો. મહાબળમુનિને કે, બધાં મુનિઓ કરતાં હું મોટો? આ અહંદોષ કહેવાય, કહ્યું છે કે....

„બનાવી લે તું દુનિયાને પરંતુ યાદ રાખીલે કે બનાવટ ત્યાં નહિ ચાલે (૨)

મોટાઇ કપટ કરીને ન રખાય, ઘણાં અત્યારે આવા કપટ કરતાં હોય છે: 'હું આ આવ્યો' ને પછી બીજે ચડી જાય. પેલો કહે:-"તમે કહ્યુ હતું પણ આવ્યા નહીં, વાટ જોવડાવી!" આ ખોટી મોટાઇ દેખાડવા બીજાને હેરાન કરવા માટે મોટો દોષ લાગે.

વ્યાખ્યાન સાંભળવા જાવ છો? ઊભા રહો હુંય આવું. બીજો ઊભો રહે પણ તમે આવો નહીં. તમે સામાયિક કર્યું? મને થયું લાવને હુંય કરૂં? એણે સામાયિક કર્યું એટલે મેંય કર્યું એ કેમ બને? તમે કેમ ન બોલ્યા કે આપણે સામાયિક કરવી છે? આવી માયા ન રખાઇ. શાસન કે સંઘના કામ કરતા હો તો મોટાઇ ન રાખતા. સારા કાર્યમાં માયાછોડી સૌનો સથવારો લેજો.

જાનમાં જગલો મરણમાં ભગલો. આ કહેવત સાંભળવા જેવી છે. જગજીવન અને ભગવાનજી બે ભાઇઓ હતાં. જગજીવન કપટી અને ભગવાનજી ભોળો સમય આવે ને કંકોતરી આવે: 'મોટાભાઇ, લગ્ન છે, તો હું જઇ આવું! દુકાનમાં કામ છે, વાવણી થઇ છે. અનાજની હેરફેર છે. આમ કહેતો કહેતો કામ મૂકીને જગજીવન લગ્નમાં ઉપડી ગયો. એક મરણ થયું. રાતે કહેણ આવ્યું જગુભાઇ ઉઠયા. પાચ વાગે ડોસીમાને લઇ જવાના છે. ઠંડી બહુ છે. ભગુભાઇએ સ્મશાને જવા જગુભાઇને ઉઠાડયા પણ જગુભાઇ ઊઠે શાના? જગુભાઇ તો બહુ પાકા ઊઠાડયા તો કહે, મોટાભાઇ તમે જ જઇ આવો ને? મને ટાઢ લાગે છે. મને કાલનો થાક લાગ્યો છે. બિચારો મોટોભાઇ ખભે ધાબળો ને પગરખાં પહેરીને ચાલ્યો જાય! સ્વાર્થ સાધુ માણસ તે આનુ નામ.

લાડુ ખાવાના હોય તો ભાઇ તૈયાર, લેવાનું-દેવાનું હોય તો પોતે નહીં !

પ્રધાન મુનિ મહાબળ કપટ રાખે છે. જ્ઞાનિજનો કહે છે :

**"एवं अट्ठमं तो दसमं, अह दसमं तो दुवालसं"**

આવી અઠ્ઠમથી દશ અને બાર ભત્ત સુધી પાંચ પાંચ ઉપવાસનાં પારણાં કર્યાં, પણ માયાને રાખીને કર્યાં. તપશ્ચર્યામાં માયા રાખે તે સ્ત્રીરૂપે જન્મે અને સ્ત્રી હોય તો નપુંસક થાય. મહાબળ મુનિએ સ્ત્રીરૂપે કર્મ બાંધ્યું. જેથી ભગવાન મલ્લીનાથ સ્ત્રી વેદે તીર્થંકર થયા. તેમણે થવાનું એક કર્મ માયા કરીને બાંધી લીધું.

ભગવાન મહાવીરે બીજા બે શલ્ય કહ્યા છે તે નિયાણું એટલે નિદાન અને મિચ્છાદંસણસલ્લે એટલે મિથ્યાદર્શન. (૨) નિયાણું એટલે શું ? જે કરણી કરી હોય તેના ફળને માગી લેવું. ફળની આશા રાખીને તપ-જપ કરવાં. જૈન આગમમાં ભગવાન મહાવીરે નિયાણું કહ્યું છે. તે જીવો નિયાણકડા કહેવાય છે. શ્રીકૃષ્ણ વાસુદેવે કહ્યુ છે કે:

**कर्मण्येव तव अधिकार मा फलेसु कदाचन ।**

કર્તવ્ય કર્યે રાખવું પણ ફળની આશા વગર કર્યે જવું.

**(૩) મિથ્યાદર્શન :**

ખોટી શ્રદ્ધા રાખી આત્મગુણોને વિભાવમાં ન લઇ જાવ, ખોટી શ્રદ્ધા ન કરવી. વિભાવથી આત્માનું ઉત્થાન થતું નથી. સ્વગુણ સ્વપર્યાય અને સ્વ પરિણામથી આત્મ ઉત્થાન થાય છે. આવી સમજણ તેનું નામ સમ્યક્દર્શન.

જેનાથી આત્માનું પતન થાય તે શલ્ય કહેવાય છે. મહાબળ મુનિને માયા કર્મનું આવતા જન્મે ફળ કેવું મળશે તેના ભાવભેદ અવસરે................



## ૨૪

# અહં અને મમના ભેદ

(શ્રાવણ શુદ ૧૦ તા. ૫-૮-૧૯૭૬ ગુરૂવાર)

આજના માનવીઓમાં નાનાથી મોટામાં રહેલું અહમ્ ને મમ્‌નું ભૂત જતું નથી. અહં એટલે હું અને મમ એટલે મારૂં. જીવ I એટલે હું me એટલે મને અને my એટલે મારૂં. આ ત્રણ ભૂતાવળમાં ભમતો અનંતો સંસાર વધારી રહ્યો છે. અહં એટલે ગર્વની વાત છે. વાત-વાતમાં ગર્વ કરે છે, તેને લોકો આદરથી જોતા નથી.

જેને અભિમાન છે, સત્તાનું ગુમાન છે. અધિકાર છે. શક્તિનું મમત્વ છે. હુંકાર છે તેનું સમાજમાં માન અને સન્માન નથી, જે અહુંકાર છોડે છે. હું કાંઇ નથી

એવો સ્વીકાર કરે છે એ નાનો હોવા છતાં સૌને આદરણીય છે. ક્યારેક નાના છોકરાઓ માટે માન ઉપજી જાય છે. ગર્વ કર્યા વગર કહે છે, "ભગવાનની કૃપા વગર શું કાંઇ બનવાનું છે? ગુરૂદેવ! તમારી કૃપા છે તો ઘણું છે. વડીલો વગર અમારે થોડું ચાલવાનું છે. એમની અમીદ્રષ્ટિ હોય તોય ઘણું છે" આવું બોલે છે. એમનામાં અહમ્ નથી, પોતાની જાતનું ગુમાન નથી, અંતરમાં બીજાના પ્રતિ આદરભાવ છે.

માનવ પોતાના હુંકારના ફુંકારને તોડવા માટે પ્રયત્ન કરતો નથી. નાગદેવતા પોતાના ફુંકારથી ઝેર કાઢી નાખે છે પરંતુ માનવ જેવો માનવ અભિમાનમાં અંધ બનેલો, જેની બુદ્ધિના બારણા બંધ થઇ ગયા છે તેવા અભિમાની લોકો પોતાની જાતના વિકાસને અહુંકારમાં રોકી દીએ છે. આમાં જાતનો વિકાસ કયાંથી થાય?

અહંકારી જીવોના વિકાસમાં અહું નામનું બુચ આડું આવી ગયું છે. એક ભાઇને ત્યાં એક મહેમાન આવ્યા. મહેમાનો ખુરસી પર બેઠા છે. ટેબલ પર નાસ્તો આવી ગયો છે. ગરમ-ગરમ ચાની કીટલી આવી ગઇ છે. મહેમાનો હતાં કાચા કુંવારા વેવાઇ એટલે બરાબર સાચવવા જોઇએને? નાસ્તો પતી ગયો એટલે ટેબલ પર પડેલા કપમાં ઘરનો છોકરો ચા રેડવા માંડયો પણ ચા કીટલીની બહાર નીકળે નહિ. એ વિચારમાં પડયો. કીટલી ખાલી છે કે શું? એ ગયો પાછો રસોડામાં અને કહેવા લાગ્યો મમ્મી આ કીટલીમાં ચા નથી? મમ્મી કહે એવું હોય બેટા! ચા વગર આ કીટલી આટલી ભારે હોય ખરી! છોકરો આશ્ચર્યથી પૂછે છે તો પછી ચા બહાર કેમ નથી આવતી? મમ્મી કહે છે ભાઇ, કીટલીના નાળચામાં બુચ માર્યુ છે તે તો કાઢ? હવે છોકરાને ખબર પડી કે આડુ બુચ માર્યુ છે. બુચ કાઢયું ને ચાથી કપ ભરાઇ ગયા. આ રૂપક છે, કહેવાનું તાત્પર્ય એ છે કે જડ વસ્તુને પણ પાત્રમાં અવરોધ હોય તો મેળવી શકાતી નથી.

આપણી જીંદગીમાં પણ સદ્ગુણ મેળવવા આડે આવી જાય છે અહર્મ્! અહમ્નો પડદો હઠે નહિ ત્યાં સુધી અંતરાત્મા જાગે નહી અને અહં બને નહિ. અરિહંત બનવા અહંને ટાળો, અહં એ માન કષાય છે અને માન કષાય એ ચારિત્ર મોહનીય કર્મની પ્રકૃતિ છે. પન્નવણાજી સૂત્રના દશમાં પદમાં સંજ્ઞાપદનો અધિકાર છે. તેમાં મનુષ્યને માન કષાય વિશેષ બતાવેલ છે, જીવ માન કષાયના કારણે અનંતો સંસાર વધારે છે.

એક ગામમાં એક સાધુ આવી ચઢયો. તેને થયું કે મિત્ર આ ગામમાં રહે છે તો મળતો જાઉ. રાતના બાર વાગી ગયા છે તોય મળવા જવા એ મિત્રને ઘેર ઉપડયો. જોયું અને અનુમાન થયું કે સંચાર નથી એટલે બધા સૂઇ ગયા લાગે છે. સાધુએ દરવાજો ખખડાવ્યો. અંદરથી અવાજ આવ્યો કોણ છે? બહારથી સાધુએ જવાબ દીધો 'હું' અંદર લોકો તો ફરી સૂઇ ગયા, અવાજ પણ આવતો નથી. દરવાજો પણ ખોલતા

નથી એટલે બધા સૂઇ ગયા. અવાજ પણુ આવતો નથી. દરવાજો પણુ ખોલતા નથી. સાધુએ ફરીવાર દરવાજો ખખડાવ્યો 'અરે ભાઇ, ખોલો હું છું! તોય દરવાજો ઉઘડતો નથી. અંદર જાણે સાવ નિર્જનતા છવાઇ ગઇ. સાધુ વિચારમાં પડી ગયો. મારો તો સૌને પરિચય છે. ઓળખે છે છતાં કા ખોલતાં નથી? સાધુએ ફરી દરવાજો-ખખડાવ્યો ને કહ્યું "કાં ભાઇ દરવાજો ખોલતાં નથી? ચૂપ કેમ છો? હું છું! અંદરથી તુરત જવાબ મળ્યો જે અણુસમજુ છે એ પોતાની જાતને હું હું કરે છે. એને માટે આ દરવાજા બંધ છે ભાઇ! "હું કહેવાનો માત્ર અધિકાર ભગવાનને છે. બીજા કોઇને નહીં" જ્ઞાનીઓનો અનુભવ "હું" કહે છે એજ કહી શકે જે પૂર્ણ હોય અથવા ખાલી હોય.

ખાલી થવું પૂર્ણ થવું અલગ છે. જ્ઞાનીઓએ કહ્યું છે કે પોતાની જાતને કાંઇ પણુ જાણવાનો પ્રયત્ન નથી કરતો એવી વ્યક્તિ પોતાની જાત માટે હું બની બેઠા છે એ મોટામાં મોટું અજ્ઞાન છે.

પ્રભુની વાણીમાં જ્ઞાનીજનોએ કહ્યું છે કે "અહં સિદ્ધોમિ" વેદાંતમાં કહ્યું છે કે "અહં બ્રહ્માસ્મિ" હું સિદ્ધ છું એમ જૈનો માને છે પરંતુ જીવનમાં હજુ તાણા-વાણાની જેમ વણાયું નથી. સંસારની પ્રત્યેક પ્રવૃત્તિમાં છદ્મસ્થ આત્મા સમયે સમયે હુંકારના ફુંફાડા મારતો હોય છે. આ કાયારૂપી કરંડિયાની અંદર અહંભાવના અજગરો આંટા મારી રહ્યા છે. જેથી જીવ સમભાવના કાટા પર સ્થિર રહી શકતો નથી. તેના ભવો દીર્ઘ બની જાય છે. માન કષાયને આધીન બનેલો જીવ સંસારના પાટા પર પોતાની ગાડી દોડાવે છે. કષાય એ સંસારના મૂળને સિંચન કરનાર ઝેરી પાણી છે.

"कोहोय माणोय अणिग्गहिया, माया या लोहोय पईढमाणा ।
च त्तारि एए कसिणा कसाया, सिंचंति मूलाइं पुणब्भवस्स ॥

આ ચાર કષાયો સંસારરૂપી વૃક્ષને ફાલ્યું ફુલ્યું બનાવે છે.

હુંકારના "હું" બોલમાં અનેક વળાંક છે. ચાર વળાંકે માત્ર હું થયો. આ બધાં વળાંકને ભેગા કરી દ્યો. આડા અવળા ગોઠવી દ્યો. મોટું શૂન્ય થઇ જશે. એ શૂન્ય એ તારૂં સ્વરૂપ છે. શૂન્યના બે અર્થ. કાં ખાલી. કાં પૂર્ણ. એકડો લખો ત્યારે આગળ ૦ મૂકો તો એક જ રહે ને પાછળ લખો તો ૧૦ થાય, પેલી બાજુ પૂર્ણ છે. તું શું છો? ખાલી છો કે પૂર્ણ? તું ગમે તે હો પણુ અહંકારી ન હો. પૂર્ણ થઇ જાય તો અહંકાર જાગતો નથી પોતાની જાતને મોટા માની લ્યો એટલે કોઇ મોટું થઇ જતું નથી. એક અહંકાર છોડી દ્યો. જેથી મોટા થઇ જશો. ભગવાન મલ્લિનાથ, પૂર્વે અણગાર મુનિ છે. તપશ્ચર્યા કરે છે. પરંતુ અંતરમાં અહં વસ્યો છે એટલે જ બીજા અણગારમુનિએ એક ઉપવાસ કર્યો ને પોતે પારણું કર્યા વગર બીજો ભેળવી લીધો. કપટ થાય છે, કપટ માયાને જન્માવનાર છે. અહં ક્રોધને જન્મ આપે, અહંમાતાનું કામ

કરે છે. એને ઘણા સંતાનો. ક્રોધ, માયા લોભ, રાગ–દ્વેષ, દ્વેષમાંથી કલેશ જન્મે અને અનર્થો ઉભા થાય. જ્ઞાની પુરૂષો કહે છે, મહાબળમાં માયા પ્રગટી. અઠ્ઠમ, ચાર, પાંચ ઉપવાસ કર્યા. પાંચ ઊપવાસ એટલે કેટલા ભકત થયા ? બાર. અહી શાસ્ત્રકારો પણ કહે છે કે મહાબળ અણગારે મુનિરાજોને કહ્યા વગર ઉપવાસ કરવાથી માયાને કારણે સ્ત્રીનામ કર્મનું બંધન કરી લીધું. પાપ–દોષે ભૂલ કરી. ભૂલને પરિબળે પુરૂષત્વનો જન્મ થવાનો હતો તેને બદલે સ્ત્રી વેદનો બંધ કર્યો. બંધ એટલે બંધન–કર્મ બંધન. પરંતુ અણગાર મુનિની આટ આટલી તપશ્ચર્યા, ત્યાગ, સંયમ એનો કાંઇ લાભ નહીં! છે. પરંતુ આ તપમાં માયા કરી આવતા જન્મમા પુરૂષને બદલે સ્ત્રીરૂપે જન્મ લીધો.

આજનો વર્તમાન જુઠો–ઉજળો છે માણસ બીજાને સારૂં માયાને રંગે રમે છે. તું ગમે તેવી માયા રમે, જાતને સારી દેખાડે, પણ જગત જાણે છે. સમજે છે. બુદ્ધિમાનો એનું માપ કાઢી લ્યે છે. કોઇ માયાના રંગે અને માન કષાયના પાવરથી પોતાની જાતને ગુણવાન જ્ઞાનવાન, બુધ્ધિમાન માની ભૂલ કરે છે. આવી નાની ભૂલ કયારેક આકરા પરિણામો લાવે છે. કષાયોને માર્યા વગર સિધ્ધપણું મળતું નથી. સ્ત્રીઓ બન્યા એમાં અફસોસ જરૂર કરજો પણ સાથે કષાયો છોડવાનું મુખ્ય લક્ષ રાખશો. આ જન્મમાં કાયાની માયા, છેતરપીંડી દોષ અને પાપથી મુકિત મેળવી લ્યો. મનનું સમાધાન થઇ જશે. માયાનો ચમત્કાર સ્ત્રી બનાવે છે. અહીં અણગાર મુનિએ પાંચ ઉપવાસ કર્યા પણ માયા રાખીને તપશ્ચર્યા કરી. હું કાંઇક છુ. તે કાંઇ નથી. **I am something you are nothing** આમ માની મહાબળ મુનિએ સાધના કરી. શાસ્ત્રકારો કહે છે અણગાર મુનિએ સ્ત્રી વેદનો બધ કર્યો. સુંદર સાધના છે તપશ્ચર્યા છે. સંયમ છે. અણુગારપણામાં દૃઢ રહ્યા છે. પરંતુ નાનો એવો દોષ, રાજવૈભવ અને સુખ ને આવતા ભવ માટે વંચિત બનાવી દે છે.

સજ્જનતા છોડીને માણસ ભૂલ કરી બેસે છે. શાસ્ત્રકારે કહ્યું છે કે–

**"मनस्येकं, वचस्येकं, कायमेकं महात्मनाम् ।**

**मनस्यन्यद् वचस्यन्यत् कायमन्यद् दूरात्मनाम् ॥**

મહાત્મા અને દુરાત્માની ઓળખ પણ છે, વિવેકમાં મન, વચન અને કાયાના ધર્મમાં સ્થિરતાપણું તે મહાત્મા છે, પરંતુ જેવું મનમાં છે તેવું વચનમાં દેખાડતા નથી. જેનું કાયામાં કાંઇપણ જુદાપણું છે તે દુરાત્મા છે. વાત–વાતમાં છટકી જનાર માણસ દુરાત્મા છે

એક ગામમાં શેઠ હતા. મોટાઇ મેળવવામાં હોશીયાર પણ આપવામાં નહીં. ઘણું કહે ત્યારે લખાવે પણ આપવા સમયે છટકી જાય. એક સમયે કંઇક દાનમાં લખાવ્યું. કાર્યકર્તાઓ એમની પાસે રકમ લેવા ગયા, તો શેઠ કહે છે "જોતા નથી

બહારગામ જાઉં છું. એવું બહાનું બતાવે, બીજી વખત જાય તો જોતા નથી મને તાવ આવ્યો છે. ઉઠાતું નથી. દેવા માટે વાત–વાતમાં બહાના બતાવે, વાયદા કરે પણ આપે નહીં, દાન લખાવે પણ આપવા સમયે છટકી જાય જેથી લોકોએ તેમનું નામ છટકદાસ રાખ્યું. છટકદાસ વૃદ્ધ થયા. ધન ભેગુ કર્યું પણ દીધું નહીં. અંતે માયાનો પથારો મૂકી શેઠનું મૃત્યુ થયું. છોકરાઓ કહે હરદ્વાર નજીક છે. આપણે ત્યાં અંતિમક્રિયા કરીએ, પુત્રો શેઠનું શબ લઇ હરદ્વાર ગયા રસ્તે ધર્મશાળામાં રહેવાનું નક્કી કર્યું. ચોકીદારે એક ઓરડો ખોલી દીધો. શેઠના નિર્જીવદેહને ઓરડામાં મૂકી પુત્રો બહાર ગયા.

જે શેઠનું શબ પડયું હતું ત્યાં એક વૃદ્ધ આવ્યો. એને થયું આ જગ્યામાં મને કોઇ બાળશે નહિ! એમને એમ વૈકુંઠમાં જવાશે નહીં. એણે શેઠના મડદાને એક બાજુ હડસેલી પોતે નનામીમાં સૂઇ ગયો. છોકરાઓ શેઠને બાળવાની સામગ્રી લઇ આવ્યા અને જોયા વગર શબને ગંગા કિનારે લઇ ગયા. એક છોકરાને શંકા ગઇ કે આ બાપા નથી. બાપા તો હળવા હતાં ને આ તો વજનદાર છે. તેણે ભાઇઓને વાત કરી પણ ભાઇઓએ તે વાત તરફ દુર્લક્ષ સેવી શબને ચિતા પર ગોઠવી અગ્નિસંસ્કાર કર્યો. ફરી છોકરાઓ ધર્મશાળામાં ગયા ત્યા ચોકીદારે કહ્યું મડદુ તો અહિં પડયું છે ને તમો કયાં ગયા હતાં? ફરી પુત્રોએ બાપાના શબને અગ્નિસંસ્કાર કર્યો. એ સમયે પોતાના ગામના બે–ચાર જણા હતાં એ મનમાં બોલ્યા કરે આ સાચો છટકદાસ, દેવામાંથી તો છટકયો પરંતુ બળવામાંથી ય છટકયો. અંતે છટકદાસ તો ખરો ને?

માનથી મુકિત નહિ મળે. દાન દેવામાં પણ અહંકાર કરે, મારા નામની તકતી મૂકાવો છાપે ચઢાવો. આમ કીર્તિદાન કરે અને તેથી સમાજમાં માન–પ્રતિષ્ઠા વધતા, માને કે મારા જેવો દાનેશ્વરી બીજો કોય નહિ. આમ અભિમાન કરે. માનવીને માન કષાય દુર્ગતિની ગર્તામાં ધકેલી દે છે. અભિમાનતો રાજા રાવણનું પણ ન રહ્યું. બાહુબલિના જીવનમાં પણ એક માન કષાયનો કાંટો હતો તો તેથી કેવળજ્ઞાન અટકતું હતું. જ્ઞાનીજનોએ પણ કહ્યું છે કે "कषाय मुक्ति किल मुक्ति रे" કષાયની મુકિતથી જ આત્માની મુકિત છે. મહાબળ મુનિરાજને માયા સેવવાનું મન થયું, માયામાંથી અહં અને મમકારે જન્મ લીધો તેથી પુરુષત્વમાંથી વંચિત થઇ આવતા જન્મમાં સ્ત્રી થાય એવું પુણ્ય બાંધ્યું.

**શાસ્ત્રકારો મૂળપાઠમાં ફરમાવે છે.**

**इमे हिंयणं बीसाएहिंय कारणेहिं आसेविय बहुलीकएहि तित्थयर नाम गोय कम्म निव्वत्तिसु तंजहा—**

શાસ્ત્રકારો કહે છે ૨૦ પ્રકારના કારણોથી એમણે તીર્થંકર નામ ગોત્રનું બંધન

કરી લીધું. જીવ ૨૦ બોલના તીર્થંકર નામ-ગોત્ર સેવવાના સ્થાન સેવી તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કહે છે. તે ૨૦ બોલ નીચે પ્રમાણે છે.

"अरिहंत सिद्ध पवयण गुरु थेर बहुस्सुए तवस्सीसु ।
वच्छल्लया य तेसिं अभिक्खनाणोवओगेय ॥
दंसण विणय आवस्सएय, सीलव्वए निरइयारे ।
खणलव तवच्चियाए वेयावच्चे समाहीए ॥
अप्पुवनाणग्गहणे सुयभत्तीपव्वयणे पभावणया ।
एएहिं कारणेहिं तित्थयरतं लहइ जीवो ॥

ઉપરોકત ૨૦ બોલમાંથી ઉત્કૃષ્ટ ભાવે ૨૦ અથવા એક, બે, ત્રણ; ચાર, પાંચ બોલની સેવના જીવ સમ્યકૃત્વ ભાવે આરાધે તો તીર્થંકર ગોત્ર ઉપાર્જન અવશ્ય કરી શકે. મહાબળ રાજા, તીર્થંકર કયાં પુણ્યના કારણે થશે એના ભાવભેદ અવસરે....



# ૨૫

# જૈન ધર્મની પરંપરા

(શ્રાવણ શુદ ૧૧ તા. ૬-૮-૧૯૭૬ શુક્રવાર)

આપણે જૈન કહેવાઇએ છીએ. પરંતુ તમારામાંથી જૈન પરંપરાનું જ્ઞાન કોને છે! હશે? તીર્થંકરો, ગણધરો, સ્થવીરો કયારે થયા તે જાણતા નથી. કોણ સાધુઓ કયા સંપ્રદાયના છે? તેઓ કયા પક્ષના કે કયા સમુદાયના છે? તેનું પણ કોઇને જાણપણું નથી. તીર્થંકર ભગવાન કયારે થયા? શંકા સૌ કરે છે, પરંતુ તેનો નિર્ણય સૌને થયો નથી. જો જૈન પરંપરાઓનું જ્ઞાન હોય તો આવી શંકાઓનું સમાધાન જરૂર થાય. ત્રિચ્છાલોકની અંદર પંદર ક્ષેત્ર કર્મભૂમિનાં ગણાય છે. જેમાં તીર્થંકરો થાય છે. પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં સદાને માટે ચોથા આરાના ભાવ હોય છે. જેથી ત્યાં સદાને માટે તીર્થંકરો થયા કરે છે. પાંચ ભરત અને પાંચ ઇરવત ક્ષેત્રમાં તો અવસર્પિણી કાળના ત્રીજા અને ચોથા આરામાં ચોવીસ તીર્થંકર ભગવંતો થાય છે. ત્રીજા આરાના ૮૪ લાખ પૂર્વ ત્રણ વર્ષ અને સાડા આઠ મહિના બાકી રહે ત્યારે પહેલા તીર્થંકરનો જન્મ થાય છ. તેઓ ૮૪ લાખ પૂર્વનાં આયુષ્યવાળા હોય છે. ત્રીજા આરાના ત્રણ વર્ષ અને સાડા આઠ મહિના બાકી રહે એટલે પ્રથમ તીર્થંકર નિર્વાણ પંથે સિધાવે છે. ભગવાન ઋષભદેવ આવી રીતે મોક્ષે પધાર્યા હતા. ચોથા આરામાં બાકીના ૨૩ તીર્થંકરો થયા. ચોથો આરો એક ક્રોડ સાગરમાં ૪૨ હજાર વર્ષ ઓછાં નો હોય છે. ચોવીસમાં તીર્થંકર ભગવાન મહાવીર ચોથા આરાના ૭૫ વર્ષને સાડા આઠ મહિના બાકી રહ્યા

ત્યારે થયાં. તેમનું ૭૨ વર્ષનું આયુષ્ય હતુ. તેમનો જન્મ વૈશાલી નગરીનાં ક્ષત્રિય કુળમાં સિદ્ધાર્થ મહારાજા અને મહારાણી ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષિએ ચૈત્ર સુદ ૧૩નાં થયો હતો. ૭૨ વર્ષનું આયુષ્ય ભોગવી, ચોથા આરાનાં ત્રણ વર્ષને સાઢાઆઠ મહિના બાકી રહ્યા ત્યારે પરિનિર્વાણ પધાર્યા.

મહાવીર સ્વામીના મોક્ષ પછી ત્રણ વર્ષ ને સાઢાઆઠ મહિને પાંચમો આરો શરૂ થયો. પાંચમાં આરામાં ૬૪ વર્ષ સુધી ગૌતમ સ્વામી, સુધર્મા સ્વામી, મહાવૈરાગી, જંબુસ્વામી અને પ્રભવ સ્વામી મોક્ષ પધાર્યા ત્યાર પછી કેવળજ્ઞાન વિચ્છેદ ગયું. મહાવીર સ્વામીનાં પરિવારમાં સંતો બે પ્રકારનાં હતાં. (૧) સ્થવીર (૨) જિનકલ્પી. વસ્ત્ર પાત્ર ઉપકરણને ધારણ કરી સાધના કરનાર સંતોને સ્થવીર કલ્પી કહેતા હતાં. જેઓ વસ્ત્ર, પાત્ર વગેરેનો ત્યાગ કરી મર્યાદિત સાધનામાં લાગી જતાં અને વિશેષ નિયમોનું પાલન કરતાં તેઓ જિનકલ્પી સંતો કહેવાતાં હતાં.

સ્થવીર કલ્પી સાધુઓ વસ્ત્રો, પાત્રો, રજોહરણ, મુહપતિ ઉપકરણોને ધારણ કરે છે. આહારને દાંતી કહેવામાં આવે છે. જો વહોરાવવાની ધારમાં ઓટ આવે તો આહાર ત્યાગ કરે છે. આવી રીતે સાધુની બે પ્રકારની આ પરંપરા ચાલુ રહી. આમાં મતભેદ ન હતાં. બંને પૂજનીય, વંદનીય, આરાધક ગણવામાં આવતા. બંગાળ, બિહાર, ઓરિસ્સા, આસામ વગેરે પૂર્વભારત દેશોમાં આવા પરમ ત્યાગી સાધુઓ વિચરતાં હતાં.

એક સમયે બાર વર્ષનો દુકાળ પડયો. આજીવિકાના સાધનો વગર લોકો મરવા લાગ્યા. લોકોમાં ખાવાનું ન હોતું, જાનવરો ચારા વગર મરતા હતાં. આવા કાળમાં સાધુઓની પરિસ્થિતિ કઠીન થઇ ગઇ હતી. ત્યારે સાધુ સમુદાયમાં પ્રશ્ન ઊઠયો.

"આપણે સાધુઓએ શું કરવું? બીજા દેશોમાં વિચરી જવું કે આહાર છોડી અનશન સંથારો કરવો?" આ સમયે જૈન સાધુઓમાં ઉગ્ર મતભેદ સર્જાયા.

એક સાધુ સમુદાયનો મત એવો હતો કે: "બીજા દેશોમાં વિચરીને, જૈન પરંપરાને અખંડ રાખવી." બીજા સાધુ સમુદાયનો મત એવો હતો કે "આ ભૂમિ, દેશ, સાધના છોડીને જઇ શકાય નહીં! સંથારો કરીને બેસી જવું." બંને પક્ષનાં સમુદાયોએ, સ્વ. સિદ્ધાંતને અમલમાં મૂકયો. જૈન ધર્મની પરંપરા જાળવનાર સાધુ વર્ગ વિચર્યો અને કાળ, દેશ અને સાધનામાં રત એવા સાધુઓ સંથારો કરી બેસી ગયા જવાના મતના સાધુઓ હતાં એમાં પણ સ્થવિર કલ્પી અને જનકલ્પી બંને હતાં. સવસ્ત્રી સ્થવિરકલ્પી ઉત્તર અને પશ્ચિમ તરફ વિહાર કરવા લાગ્યા. જનતા સાધુ પ્રચારને પામી. લોકોએ તપશ્ચર્યા અને ગુરુ ધારણા કરી. સમાજ કે સંઘનું શ્વેતાંબર નામ પાડયું. મુનિઓ શ્વેત વસ્ત્રને ધારતા હોય તેઓ શ્વેતાંબર સાધુ તરીકે ઓળખાવા લાગ્યા. નિર્વસ્ત્રી સંતો દક્ષિણ અને મધ્યપ્રદેશ તરફ વિચરવા લાગ્યા. લોકો તેનાથી બોધ પામવા લાગ્યા.

તેનાથી ગુરૂ ધારણા કરવા લાગ્યા. તેઓ ફરી સ્થવીર કલ્પી ન બન્યા. તેનો એક અલગ સમાજ ઊભો થયો. અને તેઓ દિગંબર તરીકે ઓળખાવા લાગ્યા. વીરસંવત ૬૦૯માં દિગમ્બર અને શ્વેતામ્બર એમ જૈન ધર્મમાં બે પંથ પ્રવર્તમાન થયા અને એ નામથી ઓળખાવા લાગ્યા. વરસો પસાર થાય છે. એક સમયે આ કાળ દરમિયાન આ ભૂમિ ઉપર કોઈ આકૃતિ–પ્રતિમા ને મૂર્તિની ભાવના ઉપસ્થિત થઈ. હિંદુ સમાજમાં કૃષ્ણ, રામ, શંકર વગેરે અને બૌદ્ધોમાં બુદ્ધની પ્રતિમાએ પ્રવેશ કર્યો. જૈનો પણ એ તરફ દોરાવા લાગ્યા. એ કાળમાં આ સમાજને ટકાવવો હોય તો, મૂર્તિ આરોહણ કરવું અમુક આચાર્યોને આવશ્યક જણાયું.

દિગમ્બર અને શ્વેતામ્બરમાં મૂર્તિપૂજા પ્રસ્થાપિત થઈ. મૂર્તિનો સ્વીકાર નહિ કરનાર પણ જૈન પરંપરામાં અમુક વર્ગ રહ્યો. જેથી તે સાધુઓ અમૂર્તિપૂજક ગણાયા. તેમનો પણ એક વિશાળ સંઘ સમુદાય રહ્યો. જે અમૂર્તિપૂજક સમાજ ગણાયો. જેથી હવે દિગમ્બર અને શ્વેતામ્બર પંથમાં પણ બે બે શાખાઓ થઈ. એટલે જૈન સમાજ ચાર ભાગમાં ઓળખાવા લાગ્યો. નવું થાય ત્યારે વાદ વધે, ક્લેશ વધે અને વિષાદ પણ વધે છે.

શરૂઆતમાં કાગળમાં મૂર્તિ ચિતરાઈ, એમાં સુધારો થયો ને મૂર્તિ લાકડામાં કંડારાવા માંડી, પછી ધાતુઓમાં અને છેલ્લે આરસપહાણમાં મૂર્તિઓ થઈ. પૂર્વ ભારતમાં પૂજ્ય તપસ્વીશ્રી જગજીવનજી મહારાજ સાથે અમે વિચરતાં હતાં ત્યારે એક વાર મુર્શિદાબાદ જિલ્લામાં ગયા. ત્યાં ઘણી જુની નગરીઓના અવશેષો જોયા. અજીમગંજ અને જીયાગંજ બંને વચ્ચે નદી છે. બંને ગામ મુસલમાન બાદશાહોના હતાં. આજે ત્યાંના જૈનો કલકત્તામાં વસે છે, છતાં તે શહેરમાં ૩૦–૪૦ જિન મંદિરો છે. એ મંદિરોની સમૃદ્ધિ, અલૌકિક છે. જાગીરદારો અને જમીનદારો જેવા મારવાડનાં ઓસવાલો ત્યાં વસે છે. અમને એક વખત કહ્યું: “મહારાજ! મંદિરો જોવા તો એક દિવસ પધારો.” અમો તે તરફ ગયા. તીર્થંકરોની આરસની મૂર્તિઓ તો જોઈ. પણ અમને કહ્યું:‘ મહારાજ! ઝવેરાતની મૂર્તિઓ પણ છે.’’ અમોને મંદિર લઈ ગયા, તિજોરી ખોલી, ઝવેરાતની મૂર્તિઓ દેખાડી. જેમાં માણેક, નીલમ અને મણિની સુશોભિત મૂર્તિઓ હતી. ત્યાંના રહીશો કેટલા સુખી હશે? કેવી સમૃદ્ધિ?

કેવા ધન વૈભવશાળી હશે? મૂર્તિઓ રોજ રોજ કેસરચંદન, ફળફૂલ, ચોખા, ધૂપદીવેલ વડે પૂજાતી હોય છે.

પૃથ્વી અને પાણીમાં જીવનો જૈનધર્મ સ્વીકાર કરે છે. પૂજામાં હિંસા કરવી તેનો મતભેદ હતો. પાપ લાગે છે, તેનો સ્વીકાર જરૂર કરે છે. પણ અલ્પ પાપ અને મહાપૂણ્ય બતાવે છે. આવી પરંપરા ચાલવા માંડી. આવી રીતે શ્વેતામ્બરોમાં ૮૪ ગચ્છ ચાલ્યા. ચાલતાં ચાલતાં ઘણા ગચ્છ થયા. મૂર્તિપૂજા અને અમૂર્તિપૂજાના ભેદ પડયા. દિગમ્બરમાં પણ એ પરંપરા ચાલી. તેમાં એક તારણ સ્વામી થઈ ગયા. તેઓ ભગવાન મહાવીરના ગ્રંથો, આગમોને પૂજવા અને માનવાનાં હિમાયતી હતા. આ પરંપરાના આચાર્ય રજનિશજી સભ્ય છે. દિગમ્બરોમાં પણ બે પંથ પડયા. વીસ પંથી અને તેરાપંથી. મૂર્તિને ફૂલ ચડાવે તે વીસ પંથી દિગંબર અને ફૂલ ન ચડાવે તે તેરાપંથી દિગંબર. શ્વેતામ્બરમાં પણ બે શાખાઓ થઈ. ભગવાન મહાવીર પછી બે હજાર વર્ષે, આજથી પાંચસો વર્ષ પૂર્વે સંતોમાં શિથિલાચાર ચાલ્યો. એ કાળમાં સાધુઓ યતિઓ કહેવાતા હતા. દસ વિધે યતિ ધર્મ કહેવાય છે. દસ બોલ યતિધર્મના છે. તે યતિઓની પરંપરામાં શિથિલતા આવી. પાલખી, મંત્ર, તંત્ર, દોરા, ધાગા કરવા લાગ્યા અને પગમાં પહેરવા લાગ્યા. સંતજીવનની મર્યાદા લોપાઈ રહી હતી.

એ કાળ દરમ્યાન શિથિલાચાર સામે લોકાશાહે ધર્મક્રાંતિ કરી. સંવત ૧૫૧૩ નાં વૈશાખ સુદ ૧૩ના લોકાશાહે ભગવાન મહાવીરના સત્ય સનાતન ધર્મની જ્યોત પ્રજ્વલિત કરવા અમૂર્તિ ગચ્છનાં જ્ઞાનમુનિ પાસે ૪૫ જણા સાથે દીક્ષા લીધી. જૈન ધર્મમાં મહાક્રાંતિ કરી. લોકોને શુધ્ધ ધર્મનું ભાન કરાવ્યું. અમૂર્તિપૂજક શ્વેતાંબર સાધુઓ અલ્પ સંખ્યામા વિચરતા હતા. સમયે સમયે સાધુ સંખ્યા વધી. ૪૫ માંથી છેવટે હજારો સાધુ થયા. એ સંપ્રદાય લોકા ગચ્છ કહેવાયો. સૌરાષ્ટ્ર, ગુજરાત, રાજસ્થાન પ્રદેશમાં તેની અનેક શાખાઓ છે. વર્ષો પછી સંવત ૧૭૧૨ માં પૂજ્ય લવજી ઋષિજીએ ધર્મક્રાંતિ કરી. સંવત ૧૭૨૧ માં પૂજ્ય ધર્મદાસજી મહારાજે દીક્ષા લીધી. તેમનાં, ૯૯ શિષ્યો થયાં એમાંથી એક શિષ્ય મૂલચંદજી મહારાજ અમદાવાદની ગાદીએ બેઠા. બાકી ૯૮ શિષ્યો ચારે બાજુ એ ભારતમાં વિચર્યા. પૂજ્ય મૂલચંદજી મહારાજનાં શિષ્ય પંચાણજી મહારાજ થયા. તેમનાં શિષ્ય પૂજ્ય રત્નચંદ્રજી મહારાજે

દીવમાં પૂ. ડુંગરશી) મહારાજને દીક્ષા દીધી. સંવત ૧૮૪૫માં ગોંડલ સંપ્રદાયની સ્થાપના થઈ. અમે ગોંડલ સંપ્રદાયનાં સંતો છીએ. બીજા લીંબડી, બરવાળા, બોટાદ, કચ્છ વગેરે સંપ્રદાયો પણ થયા. જેઓ આજ સુધી વિદ્યમાન છે.

ભગવાન મહાવીર પછી જૈન ધર્મમાં કેટલીય ચડતી પડતી આવી. શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયમાં, પૂનમિયા ગચ્છ, અંચલ ગચ્છ, તપ ગચ્છ અને ખરતર ગચ્છ થયા. જેમાં આજે અનેક આચાર્યોની પરંપરા ચાલી રહી છે. ત્યારબાદ પોષધ શાળા, ધર્મ સ્થાનકો ઉદયમાં આવ્યા. સંતો વિચરતાં વિચરતા સ્થાનકોમાં નિવાસ કરવા માંડયા. બસો વર્ષ પૂર્વે સંત ભિકખણજીસ્વામીએ શ્વે. તેરાપંથની સ્થાપના કરી છે.

૨૦ પ્રકારના સ્થાનમાં જે રહે છે અને તેમની આરાધના કરવામાં જે તત્પર રહે છે, તેઓ સ્થાનકવાસી કહેવાય છે. સાંભળો આચાર્યજી શું ફરમાવે છે........

तित्यंगर पयदाइसु वसइ य वीसासु ठाणयेसु जं
आराहणट्ठमणिसं, ठाणगवासी य सो हवइ ॥

તીર્થંકર પ્રકૃત્તિને આપનારા જે ૨૦ પ્રકારના સ્થાનક છે. જેમાં આરાધના કરવાનાં પ્રયોજનથી જેઓ હંમેશા નિવાસ કરે છે. એવા આરાધક આત્માઓને સ્થાનકવાસી કહેવાય છે. મુહપતિ બાંધે તે સ્થાનકવાસી ને મુહપતિ ન બાંધી તે દેરાવાસી આ તો સામાન્ય ઓળખાણ છે. સામાયિક કરવી હોય તો મુહપતિ વગર ન થાય ! પણ તમને કોણ કહે ? એમાં દોષ લાગે છે. જરા સમજો. વિધિપૂર્વક ક્રિયાઓનું આચરણ કરો.

સ્થાનકવાસી કોણ ? જ્ઞાનીઓ કહે છે કે :

वीसाए अन्नयरं, ठाणं आराहिऊण जं जीवा
अरिहाइणं मज्झे, जिणिंद पदमुत्तमं लहइ ॥

આવા ૨૦ પ્રકારનાં સ્થાનની જે જીવો આરાધના કરતાં હોય છે તેઓ સર્વજ્ઞાની મધ્યે ઉત્તમ એવા જીનેન્દ્ર, તીર્થંકર પદને પામે છે.

## પુણ્યની પરાકાષ્ઠા એટલે તીર્થંકર

પંચ પરમેષ્ઠી પદમાં પહેલું પદ તે નમો અરિહંતાણું-તીર્થંકરોને નમસ્કાર. ૨૦ બોલ જ્ઞાનીજનોએ બતાવ્યા છે.

अरिहंत सिध्ध पवयण, गुरु थेरे बहुस्सुए तवस्सीसु
वच्छलया य तेसिं, अभिक्खणं नाणोवओगे य ॥
दंसण विणय आवस्सए य सीलव्वये निरइयारे
खणलव तवच्चियाए, वेयावच्चे समाहिये ॥

अपूव्व नाणग्गहणे, सुयभत्ती, पवयणे पभावणीया
एएहिं कारणेहिं तित्थयरत्तं लहइ जीवो ॥

જીવ આવા કારણો દ્વારા તીર્થંકર ગોત્રને બાંધી લ્યે છે. ૧. અરિહંત પદની ભકિત કરવાથી તીર્થંકર ગોત્ર પ્રાપ્ત થાય છે. ૨. સિધ્ધપદનાં ગુણ કીર્તન કરવાથી તીર્થંકર ગોત્ર પ્રાપ્ત થાય છે. ૩. અષ્ટ પ્રવચન માતાનાં ગુણ કિર્તન કરવાથી તીર્થંકર ગોત્ર મળે છે. ૪. ગુરુ, ૫, સ્થવિર, ૬. બહુશ્રુત અને ૭. તપસ્વીઓના ગુણ કીર્તન કરવાથી તીર્થંકર પદને ધારણ કરે છે. ૮. વારંવાર નવા નવા જ્ઞાનની પ્રાપ્તિ માટે જ્ઞાનનો ઉપયોગ રાખે છે તે તીર્થંકર થાય છે. ૯. સમ્યગ દર્શનને વિશુધ્ધ બનાવી રાખવાથી તીર્થંકર બને છે. ૧૦. દેવગુરુ અને ધર્મનો વિનય કરવાથી તીર્થંકર બને છે. ૧૧. બે વખત આવશ્યક પ્રતિક્રમણ કરવાથી તીર્થંકર બને છે. ૧૨. શીલવ્રતનું નિર્મળપણે પાલન કરવાથી અને અતિચાર વગર વ્રતનિયમોનું પાલન કરવાથી તીર્થંકર બને છે. ૧૩. ખણ, લવ વગેરે કાળોના સમયે ક્ષણે ક્ષણે ધ્યાન ને ધરે છે તે તીર્થંકર બને છે. ૧૪. બાર પ્રકારનાં નિર્મળ તપોનું આરાધન કરવાથી તીર્થંકર બને છે. ૧૫. ત્યાગ, અભયદાન, સુપાત્રદાન, જીવરક્ષા અને કરૂણા કરવાથી તીર્થંકર બને છે. ૧૬. વૈયાવચ્ચ કરવાથી એટલે તપસ્વી, જ્ઞાની, નવદીક્ષિત અને બિમાર ત્યાગીઓની સેવા કરે તો તીર્થંકર પદને પામે છે. ૧૭. સૌ પ્રાણીઓની સાથે સમાધિપૂર્વક વ્યવહાર કરે તો તીર્થંકર ગોત્રને બાંધે છે. ૧૮. અપૂર્વજ્ઞાન એટલે નવું નવું જ્ઞાન ગ્રહણ કરે તો તીર્થંકર પદ પામે છે. ૧૯. શ્રુત ભકિત એટલે શ્રુત, જ્ઞાન, જિનવાણી, ભગવાને બતાવેલ આગમોનો અનુરાગ પૂર્વક પ્રચાર કરે તે તીર્થંકર બને છે. ૨૦. પ્રવચન પ્રભાવના—શાસનની સેવા કરે, પ્રભાવના કરે, જૈન ધર્મનો પરિચય આપે, પર્યુષણ, પ્રવચનમાળા અન્યને સંભળાવે તે તીર્થંકર પદને મેળવે છે.

આ ૨૦ બોલ ને ગ્રહણ કરતાં તીર્થંકર ગોત્ર ધારણ કરી શકાય છે. મહાબળ મુનિએ ૨૦ બોલની આરાધના કરી.

पुरिमेण पच्छिमेण य, ए ए सव्वेवि फासिया ठाणा
मज्झिमगेहिं जिणेहिं, एगं दो तिण्णि सव्वे वा ॥

ત્રીજા ભવમાં ભગવાન ઋષભદેવે અને ભગવાન મહાવીરે ૨૦ બોલની આરાધના કરી તીર્થંકર ગોત્ર બાંધ્યું હતું. બાકીના ૨૨ તીર્થંકરોમાંથી કોઈએ ૧ બોલ, ૨ બોલ, ૩ બોલની કોઇએ ૨૦ બોલની આરાધના કરી તીર્થંકર ગોત્ર પદ મેળવ્યું.

મહાબળ મુનિએ ૨૦ બોલની આરાધના કરી. તે જીવને શું લાભ થયો તે અવસરે. જૈન ધર્મનો ઈતિહાસ અને પરંપરા આચાર્ય કથિત છે, તે બધું સત્ય છે કે નહી એવી શંકા ન કરવી જોઈએ.

# ભગવાન મહાવીર પછીની ઐતિહાસિક નોંધ

**વીર સંવત**

૧ શ્રી મહાવીર સ્વામી નિર્વાણ પામ્યા. શ્રી ગૌતમસ્વામીને કેવળજ્ઞાન અને શ્રી સુધર્માસ્વામીને આચાર્ય પદ ૧. જંબુકુમારની પ્રભવાદિ ૫૦૦ સાથે દીક્ષા થઈ.

૧૨ શ્રી ગૌતમસ્વામી નિર્વાણ પામ્યા. શ્રી સુધર્માસ્વામીને કેવળજ્ઞાન અને શ્રી જંબુસ્વામીને આચાર્ય પદ ૨.

૨૦ શ્રી સુધર્માસ્વામી નિર્વાણ પામ્યા. શ્રી જંબુસ્વામીને કેવળજ્ઞાન અને પ્રભવ સ્વામીને આચાર્ય પદ ૩

૬૪ શ્રી જંબુસ્વામી નિર્વાણ પામ્યા. સયંભવ ભટની દીક્ષા થઈ

૭૫ શ્રી પ્રભવસ્વામી સ્વર્ગવાસ પામ્યા અને સયંભવસ્વામીને આચાર્ય પદ ૪. વચ્ચે ઓસીયાનગરથી ઓસવાલ અને શ્રીમાલ નગરથી શ્રીમાલી કહેવાયા છે.

૯૮ શ્રી સયંભવસ્વામી સ્વર્ગવાસ પામ્યા અને યશોભદ્રસ્વામીને આચાર્ય પદ ૫.

૧૪૮ શ્રી યશોભદ્રસ્વામી સ્વર્ગવાસ પામ્યા અને સંભુતિવિજયસ્વામીને આચાર્યપદ ૬.

૧૫૬ શ્રી ભદ્રબાહુસ્વામી (પહેલાં)ને આચાર્ય પદ ૭. તેમની પાસે ચંદ્રગુપ્ત રાજાએ દીક્ષા લીધી.

૧૭૦ શ્રી ભદ્રબાહુસ્વામી સ્વર્ગવાસ પામ્યા. ૧૧-૧૨-૧૩-૧૪માં પૂર્વના અર્થનો વિચ્છેદ થયો. શ્રી સ્થુલીભદ્રસ્વામીને આચાર્ય પદ ૮.

૨૪૫ શ્રી આર્યસુહસ્તિસ્વામીને આચાર્ય પદ અને શીથિલતાનો પ્રારંભ થયો.

૪૭૦ શ્રી વિક્રમ સંવતનો પ્રારંભ થયો. જે વિક્રમાદિત્ય જૈન રાજા થયા. તેમણે સમાજના નિમ્ન વર્ગની હિત રક્ષા માટે અન્ય વરણમાં લગન પ્રતિબંધ કર્યો.

૫૮૪ શ્રી આર્યવજસ્વામી સ્વર્ગવાસ પામ્યા. ૧૦માં પૂર્વનો વિચ્છેદ થયો.

૬૦૯ અવિભક્ત જૈન સંઘમાંથી શ્વેતાંબર અને દિગંબર મત થયા.

૬૨૦ ૫+૭=૧૨ વર્ષનો દુકાળ પડયો. ૭૮૪ સંતોનો અનસનથી સ્વર્ગવાસ થયો. આચાર, વેષ પરૂપણામાં ફેરફાર થયો. મૂર્તિપૂજાનો પ્રચાર થયો અને ગચ્છ ભેદનો પ્રારંભ થયો.

૮૮૨ સાધુઓ ચૈત્યવાસ-દહેરામાં વાસ કરવા લાગ્યા જેથી દહેરાવાસી થયા.

૯૮૦ શ્રી દેવર્ધિ ક્ષમા શ્રમણ આચાર્યની ને શ્રાયમાં આગમ-સૂત્રનું તાડપત્ર આદિમાં લિપિબધ્ધ કરવામાં આવ્યું.

૯૯૩ શ્રીજાકાલકાચાર્યે ભાદરવા સુદ ૪ની સંવત્સરી કરી.

૧૦૦૦ છેલ્લા પૂર્વધર શ્રી દેવર્ધિગણીનો સ્વર્ગવાસ થયો.

૧૦૦૮ ચૈત્યવાસથી પૌષધશાળામાં ઉતરવાની શરૂઆત થઈ છે.

૧૧૦૦ શ્રી સ્વાતિ આચાર્યે પાખીને પૂજા અને ચૌદશના પ્રતિક્રમણની સ્થાપના કરી છે.

૧૪૬૪ વડ ગચ્છની સ્થાપના થઈ અને ૮૪ ગચ્છ ભેદનો વિસ્તાર થયો.

૧૬૨૯ પુનમીયા ગચ્છની સ્થાપના થઈ.

૧૬૭૦ ખરતર ગચ્છની સ્થાપના થઈ.

૧૬૮૩ અચલ ગચ્છની સ્થાપના થઈ.

૧૭૨૦ આગમિયા ગચ્છની સ્થાપના થઈ.

૧૭૫૫ વડ ગચ્છનું તપાગચ્છ રૂપે નામાંતર થયું.

૨૦૦૧ ગ્રન્થ, ટીકા, ચુર્ણિ આદિ અમાન્ય કરી દશ વૈકાલીક આદિમૂળ સૂત્ર પ્રમાણે લોકાશાહની પરૂપણાથી સાવદ્ય અને જડપુજા આદીનો નિષેધ થયો નિરવદ્ય પૂજા અને ગુણસંપન્નનો આગ્રહ થયો.

૨૦૪૨ પાયચંદ ગચ્છની સ્થાપના થઈ.

૨૧૫૫ શ્રી ધર્મસિંહજી મહારાજ થયા અને દરીયાપુરી સંપ્રદાયની સ્થાપના થઈ.

૨૧૬૨ શ્રી લવજીઋષિજી થયા અને ખંભાત સંપ્રદાયની સ્થાપના થઈ.

૨૧૮૬ શ્રી ધર્મદાસજી મહારાજ થયા. તેમને ૯૯ શિષ્યો થયા. તેમાંથી ૨૨ તો આચાર્ય થયા. તેઓનો પરિવાર બાવીસ ટોળા તરીકે પ્રસિધ્ધ થયો.

૨૨૫૫ શ્રી હરજીઋષિજી થયા. તેમનો શ્રી હુકમીચંદજી મહારાજનો સંપ્રદાય ચાલે છે.

૨૩૧૫ આચાર્ય શ્રી ડુંગરસિંહજીસ્વામી થયા. તેમણે ગોંડલ સંપ્રદાયની સ્થાપના કરી છે.

૧ મંદીર નિર્માણ, મૂર્તિપૂજા, દેહરાવાસ, શીથીલતા સુતક આદીની માન્યતા વગેરે ભગવાન મહાવીરસ્વામીના સમયથી નથી. તે પાછળથી થયેલ છે.

૨ સ્થાનકવાસી ધર્મ કોઈ નવો ધર્મ નથી પરંતુ ભગવાનના સમયમાં જે શુધ્ધ ધર્મ હતો તેનો પુનરૂધ્ધાર છે.

૩ કલ્પસૂત્ર પ્રમાણે ભગવાન મહાવીરના નિર્વાણ કાળે ૨૦૦૦ વર્ષનો એક

ભષ્મગ્રહ બેઠો. તે ઉતરતાં શુધ્ધ ધર્મનો ઉધ્ધાર થવાનો હતો. તે વીર સંવત ૨૦૦૧માં સ્થાનકવાસી માન્યતાનો ઉધ્ધાર થયો.

(ઉપરોક્ત હકીકતો "શ્રી મહાવીરસ્વામી પછીના ઐતિહાસીક બનાવો" ઉપરથી લેવામાં આવેલી છે.)



## ૨૬

# ધર્મશાસનના અધિષ્ઠાતા તીર્થંકર

(શ્રાવણ સુદ ૧૨ તા. ૭–૮–૭૬ શનિવાર)

જૈન શાસનની અંદર અરિહંતને તીર્થની રચના કરવાવાળા હોવાથી તીર્થંકર કહેવાય છે. રાગ–દ્વેષના વિજેતા અને વિષય કષાયાદિ મળરહિત હોવાથી પરમાત્મા પણ કહેવાય છે. જૈન ધર્મશાસનના અધિષ્ઠાતા તીર્થંકર ગણાય છે. तीर्थंकरोति इति तीर्थंकर સાધુ–સાધ્વી, શ્રાવક શ્રાવિકા રૂપ તીર્થની સ્થાપના કરનાર તીર્થંકર કહેવાય છે. આવી રીતે જૈન દર્શનમાં "અરિહંત"નું વિશિષ્ટ સ્થાન છે. પંચપરમેષ્ઠિ "નમો અરિહંતાણં" પદના અધિષ્ઠાતા એ જ તીર્થંકર ભગવંત છે.

### અરિહંત દેવ ભગવાન પણ છે.

અરિહંતને જૈન દર્શનમાં ભગવંત પણ કહે છે કારણ કે ૧ સમગ્ર ઐશ્વર્ય ૨ રૂપ ૩ યશ ૪ શ્રી ૫ ધર્મ અને ૬ પ્રયત્ન આ છ અર્થ જે "ભગ"ના છે. તે તેમનામાં મળી શકે છે. લલિત વિસ્તારામાં કહ્યું છે કે अयमेवं भूतो भगो विद्यते येषां ते भगवंत : અર્થાત છ પ્રકારના "ભગ" જેણે પ્રાપ્ત કર્યા છે તે અરિહંત દેવ તીર્થંકર ભગવાન કહેવાય છે.

अरिहंति वंदण–नमंसणाइ, अरिहंति पूय सक्कारं ।
सिध्धिगमणं च अरिहा, अरहंता तेण वुच्चंति ॥

જેઓ વંદન નમસ્કાર યોગ્ય છે, જેઓ પૂજા સત્કાર યોગ્ય છે, જેઓ સિધ્ધિ ગમન યોગ્ય છે. તે અરહંત અર્હંત કહેવાય છે. મહાનિશીથ સૂત્રમાં કહ્યું છે. नमो अरिहंताणं सत्तक्खर परिणामं अणंत गम पज्जवत्थय साहगं, सव्व महामंत पवर विज्जाण परम बीअभूअं ॥ નમો અરિહંતાણં એ અધ્યયન સાત અક્ષરના પરિણામવાળું, અનંતગમ, પર્યવ અને અર્થના પ્રકર્ષને સાધનારૂં તથા સર્વ મહા મંત્રો અને સર્વ પ્રવર વિદ્યાઓનું બીજ છે. હિંદુ ગ્રંથોમાં પણ તીર્થંકરના ગુણાનુવાદ કરવામાં આવ્યા છે.

ॐ त्रैलोक्य प्रतिष्ठितानां, चतुर्विंशति तीर्थकराणाम्।
ऋषभादि वर्धमानान्तानां, सिध्धानां शरणं प्रपद्ये ॥

જેણે ત્રણેય લોકમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. એવા ઋષભદેવથી લઈ વર્ધમાન સુધીના ચૌવીસ તીર્થંકર સિધ્ધોનું હું શરણ ગ્રહણ કરૂં છું. આદીનાથ ભગવાનની સ્તુતિ કરતાં ભાગવતકારોએ પણ કહ્યું છે.

आदिमं पृथ्वीनाथ – मादिमं निष्परिग्रहम् ।
आदिमं तीर्थनाथं च, ऋषभ स्वामिनं स्तुमः ॥

આદીકાળના પ્રથમ રાજા, પ્રથમ નિષ્પરિગ્રહી એટલે અણગાર, અને પ્રથમ તીર્થંકર ભગવાન ઋષભદેવની સ્તુતિ કરીએ છીએ. જૈન ધર્મ ભગવાન મહાવીર થી જ પ્રગટ થયેલો નથી પરંતુ તે તો વેદોથી પણ પુરાણો ધર્મ છે એ વાત આ પ્રમાણોથી સિધ્ધ થાય છે. જૈન ધર્મના અધિષ્ઠાતા દેવાધિદેવ તીર્થંકર ભગવાન ગણાય છે. તીર્થના સાત પ્રકાર પણ બનાવવામાં આવ્યા છે.

सत्यं तीर्थं, क्षमा तीर्थं, तीर्थमिन्द्रिय निग्रहः
सर्वभूत दया तीर्थं, तीर्थं च प्रिय वादिता,
ज्ञानं तीर्थं, तपस्तीर्थं, कथितं तीर्थं सप्तकम् ॥

**૧. સત્યતીર્થ :** સત્ય સાક્ષાત્ પરમાત્મા છે. તેનું સ્વરૂપ આપણને ઉર્ધ્વગામી બનાવે છે. સત્યનો સ્વીકાર એટલે ઈશ્વરનો સ્વીકાર ગણાય છે. સત્ય નિષ્ઠ વ્યક્તિ સદા વિજયવંતો રહે છે. સત્યનું શરણ એટલે તીર્થનું શરણ છે. તીર્થંકર દેવ સાક્ષત્ સત્ય સ્વરૂપી છે.

**૨. ક્ષમા તીર્થ :** ક્ષમાએ વીરનું ભૂષણ છે. ક્ષમા ધર્મ પરમ ધર્મ છે. ક્ષમા એટલે સ્વઘરનો નિવાસ. વિષમતા સહજ છે. ક્ષમાનો સ્વીકાર એ તો દુર્લભ છે. ક્ષમા ધર્મ એ સાધકોનો પરમ આદર્શ છે. સુખી થવું હોય તો ક્ષમા તીર્થને આંગણે પધારો। તીર્થંકર પ્રભુ પરમ ક્ષમા ધારી હોય છે.

**૩. ઇન્દ્રિય નિગ્રહ તીર્થ :** ઈંદ્રિયોની પ્રાપ્તિ એ માનવ જીવનની પુણ્યતા છે. વિષય ગ્રાહ્ય ઈન્દ્રિયો પતન કરાવે છે. માનવ પુરૂષાર્થ દ્વારા દેવ બની જાય છે. જે ઈન્દ્રિયોનો કંટ્રોલ કરી સદુપયોગ કરનાર સંસાર તરી જઈ તીર્થને પ્રાપ્ત કરે છે. તીર્થંકર દેવો પરમ નિગ્રહી હોય છે.

**૪. સર્વભૂતદયા તીર્થ :** જગતના પ્રાણીઓને પોતાના જેવા જે ગણે તે જ તેની દયા કરી શકે. જેને સ્વ જીવનની કિંમત જેવી જ પર જીવનની કિંમત

સમજાય ત્યારે સૌની દયા પાળી શકાય. તીર્થંકર પ્રભુ સર્વ જીવોની દયાના પરમ પાલક હોય છે.

**૫. પ્રિયવાદિતા તીર્થ** : કટુ વચન કલેષને જન્મ આપે છે. પ્રિયવચન સૌના મન જીતી લે છે. પ્રિય બોલનાર વ્યક્તિ, સૌને વ્હાલો લાગે છે. પ્રિયવાણી સાધકોનું ભૂષણ છે. તીર્થંકર ભગવાનની વાણી સૌને પ્રિય હોય છે.

**૬. જ્ઞાન તીર્થ** : જ્ઞાન વગર જીવન સુનું છે. જ્ઞાન એ અરિસો છે. જ્ઞાનથી વિવેક પ્રગટે છે. पढमं नाणं तओ दया દયાનું પાલન જ્ઞાન વગર થઈ શકતું નથી. તીર્થંકર પરમાત્મા સર્વજ્ઞ કેવળજ્ઞાની હોય છે.

**૭. તપ તીર્થ** : તપથી આત્મા વિશુધ્ધ બને છે. તપ એ કળિયુગનું વૃક્ષ છે. તીર્થંકર પ્રભુ મહાવીરે ૧૨ાા વર્ષ તપ-સાધના કરી હતી.

ભરતખંડના ૨૪ તીર્થંકર ભગવંતો અષ્ટકર્મ ક્ષય કરી મોક્ષમાં પધારી ગયા છે. વર્તમાન કાળે ૨૦ તીર્થંકર દેવો પંચમહાવિદેહ ક્ષેત્રમાં બિરાજી રહ્યા છે. તેઓ મન મનની, ઘટઘટની અને સમય સમયની વાતો જાણી દેખી રહ્યા છે. અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત તપ, અનંત ધૈર્ય અને અનંત વીર્યાદિ ષટગુણના ધારક છે. ૩૪ અતિશયવંત છે. ૩૫ પ્રકારની વાણીના અતિશયવાળા છે. ૧૦૦૮ અષ્ટ ઉત્તમ લક્ષણે કરી સહીત છે. અઢાર દોષ રહિત અને બાર ગુણે કરી સહિત છે. ૧ જ્ઞાનાવરણીય ૨ દર્શનાવરણીય ૩ મોહનીય અને ૪ અંતરાય આચાર ઘનઘાતી કર્મોને ક્ષય કર્યા છે. બાકીના ૧ વેદનીય ૨ આયુષ્ય ૩ નામ અને ૪ ગોત્ર આ ચાર કર્મોને પાતળા પાડયા છે. તીર્થંકર પ્રભુ ગામ નગર પુર પાટણને વિષે વિચરતા થકાં જ્યાં જાજુ મિથ્યાત્વ હોય ત્યાં દેવો સમોસરણની રચના કરે છે. સમોસરણમાં ત્રિગઢની રચના હોય છે.

ચાંદીનો ગઢ અને સોનાના કાંગરા
સોનાનો ગઢ અને રત્નના કાંગરા
રત્નનો ગઢ અને મણીરત્નના કાંગરા

ગઢને ફરતાં ચાર દરવાજા હોય છે. દરેક દરવાજે વીસ વીસ હજાર પગથીયાં હોય છે. ગઢને મધ્યભાગે પ્રભુથી ૧૨ ગણો ઉંચો અશોક વૃક્ષ હોય છે. તેની નીચે સ્ફટીક રત્નનું સિંહાસન હોય છે. જેના ઉપર પ્રભુ બિરાજે છે. પ્રભુના પુણ્યના ઠાઠ સ્વરૂપ અષ્ટપ્રતિહાર હોય છે.

अशोकवृक्षः सुर पुष्पवृष्टि दिव्य ध्वनि श्चामर मास नं च।
भामंडलं दुंदुभि रात पत्रं, अष्ट प्रति हार्याणि जिनेश्वराणाम् ॥

**૧ અશોકવૃક્ષ :** સમવસરણના મધ્ય ભાગે તીર્થંકર પ્રભુથી બાર ગુણો ઉંચો એક સુંદર, મનોહર, આકર્ષક અને ઘટાદાર અશોકવૃક્ષની દેવો રચના કરે છે.

**૨ સુર પુષ્પવૃષ્ટિ :** સ્વર્ગમાંથી દેવતાઓ પચરંગી ફુલોની વૃષ્ટિ કરે છે. તે પુષ્પો નિર્જીવ-અચેત હોય છે. જૈન ધર્મની અહિંસક ભાવનાની મર્યાદાનું પાલન દેવો પણ કરે છે. કોઈ જીવની હિંસા ન થાય જેથી નિર્જીવ ફુલો વરસાવે છે.

**૩. દિવ્યધ્વનિ :** તીર્થંકર પ્રભુનો દિવ્યધ્વનિ સૌને પ્રિય હોય છે. વાતાવરણને સુશાંત અને મંગળ કારી હોય છે.

**૪ ચામર :** જીનેશ્વર પ્રભુને ચોવીસ જોડ ચામર વીંઝાઈ રહ્યા હોય તેમ લાગે છે.

**૫ આસન :** સ્ફટિક રત્નનું સિંહાસન હોય છે. જેના ઉપર પ્રભુ બિરાજે છે.

**૬ ભામંડલ** પ્રભુના મુખ ફરતું તેજોમય પ્રકાશનું ચક્ર થઈ આવે છે.

**૭ દુંદુભિ :** ચારે દિશાઓમાં દેવો દ્વારા દુંદુભિનો ગંભીર નાદ થાય. જન સમુહને જાણ થાય. લોક પ્રવાહમાં ઉત્સુકતા જાગે. સૌ ધર્મ લાભ લેવા તત્પર બને.

**૮ આતપત્ર :** ભગવંત જ્યાં બિરાજે છે. તેના ઉપર ત્રણ છત્ર થઇ આવે છે. જે જ્ઞાન-દર્શન-ચારિત્રનું પ્રતિક ગણાય છે.

**બાર પ્રકારની પરિષદા :** ભવનપતિના દેવ-દેવીઓ, વાણવ્યંતરના દેવ-દેવીઓ, જ્યોતિષિના દેવ-દેવીઓ, વૈમાનિકના દેવ-દેવીઓ, મનુષ્ય-મનુષ્યણી, તિર્યંચ-તિર્યંચણી આવી બાર પ્રકારની પરિષદા જીનવાણી સાંભળવા આવે છે. પ્રભુ અર્ધમાગધી ભાષામાં વાણી ફરમાવે છે. સૌ પ્રાણીઓ પરસ્પરના વેર ભૂલી નિર્મળ ચિત્ત વડે જીનવાણી શ્રવણ કરે છે. જીનવાણી કેવી છે તેની સ્તુતિ કરતાં શ્રી અમિતગતિસૂરિ ફરમાવે છે.

बोधि समाधि परिणाम शुध्धि
स्वात्मोपलब्धि शीव सौख्य सिध्धिः
चिन्तामर्णि चिन्तित वस्तु दाने
त्वं वंद्यमानस्य ममास्तु देवी।

હે જીનવાણી! તું બોધિસ્વરૂપ છો, સામાધિ સ્વરૂપ છો, શુધ્ધ પરિણામ સ્વરૂપ છો, પોતાના આત્માની ઉપલબ્ધિરૂપ શીવ, સુખ અને સિધ્ધિની દાત્રી છો. આત્મસ્વરૂપના ચિંતન કરનારને ચિંતામણિ સમાન છો. જેથી હે દેવી! તું મને વંદન કરવા લાયક છો.

જીનવાણી સર્વજીવોના સંશયને હરનારી, ભવદુઃખનો નાશ કરનારી મોક્ષ

સુખને આપનારી, સર્વ રોગ શોક દુખ દરિદ્રત્તાનો નાશ કરનારી અને ભવ્યજીવોને કલ્યાણકારી હોય છે.

## જૈન દર્શનમાં અરિહંતનું સ્થાન

જૈનદર્શનમાં "અરિહંત" રાગ-દ્વેષ, કામ, ક્રોધ, ભય, હાસ્ય, શોકાદિ દોષથી રહિત હોવાથી વીતરાગ કહેવાય છે. અનંત જ્ઞાન અને અનંત દર્શનવાળા હોવાથી સર્વજ્ઞ અને સર્વદર્શી કહેવાય છે. અષ્ટ મહા પ્રતિહાર્ય, સમવસરણ, સુવર્ણ કમળ આદિ દ્વારા દેવોથી પૂજનીય હોવાથી અરહંત કહેવાય છે. રાગ-દ્વેષ ઉપર વિજય મેળવવાવાળા હોવાથી જિન કહેવાય છે. અજ્ઞાન સાગરથી તરવાવાળા હોવાથી તીર્ણ કહેવાય છે. કેવળજ્ઞાન પ્રાપ્તિથી બુધ્ધ કહેવાય છે અને ઘાતિ કર્મના ક્ષયથી મુક્ત કહેવાય છે.

## અરિહંત દેવના અનેક નામ છે

અરિહંત પ્રભુને અજ, અકલ, અચિંત્ય અવિકાર, નિર્મમ, નિર્વિકલ્પ, નીરિહ, નિર્દોષ તત્ત્વ મૂર્તિ, યોગ મૂર્તિ, ધ્યાન મૂર્તિ, ગુણ મૂર્તિ, દેવાધિદેવ, પરમેશ્વર, પરમયોગી, પરમાત્મા, પરમ જ્યોતિ, પરમ પરમેષ્ઠિ, પરમ વેધસ, પરમ આપ્ત, પરમ કારૂણિક, પરમ ત્રાણ, પરમ ધન, પરમ શંકર, સર્વદેવમય, સર્વધ્યાનમય, સર્વજ્ઞાનમય, સર્વતેજોમય, સર્વમંત્રમય, સર્વરહસ્યમય, સર્વવિઘ્નહર, વિશ્વેશ્વર, વિશ્વહિત, સર્વદાતા, સર્વપ્રકાશક, જગદપિતા, જગનાથ, જગત્રાતા, જગદીશ્વર, અનંત ઉપકારી, આદિ અનેક શબ્દ અને સ્વરૂપથી બોલાવાય છે.

## તીર્થંકર નામથી થતો ઉપકાર

તીર્થંકરના નિર્વાણ પછી પણ તેનો ઉપકાર જીવો પર થતો જ રહે છે. તેઓ માત્ર દેશના દ્વારા જ જગત ઉપર ઉપકાર કરે છે એમ જ નથી. પરંતુ તેમના નામ માત્રની ઉપાસના કરવાવાળા લોકોનું પણ કલ્યાણ થાય છે. જેઓ તેમનું નામ લઈ ઉપાસના કરે છે તેઓ પણ તે સ્વરૂપની પ્રાપ્તિ કરે છે. રાયપસેણિય સૂત્રમાં કહ્યું છે કે અરિહંત ભગવંતનું નામ પરમ પુનીત, મંગલમય અને કલ્યાણમય છે. તેમના નામ માત્રનું શ્રવણ પણ મહાફળદાયી થાય છે. તેમના નામ સ્મરણથી ભવ-ભવના સંચિત પાપ-તાપ-સંતાપ સમાપ્ત થઈ જાય છે. તેમનું નામ કીર્તન સુખ દેવાવાળું છે. તેમના નામનું સંસ્તવન કરવાથી સર્વ દુ:ખોનો નાશ થાય છે અને સર્વસુખના સાધન પોતાની મેળે પ્રાપ્ત થઈ જાય છે. એટલું જ નહિ પરંતું તેમના નામના એક પદને સંપૂર્ણ જાણવાવાળો આત્મા તીર્થંકર બની જાય છે. સામાન્ય સ્થિતિમાં જીવન પસાર કરવાવાળો આત્મા પણ પ્રયત્ન વડે પરમાત્મા બનવામાં સમર્થ થઈ શકે છે. અરિહંત પરમાત્મા બનવાની અદ્‌ભૂત કળા સ્વયં અરિહંત બતાવી ગયા છે. જે સાધના પથ

ઉપર તેઓ ચાલીને પુનિત પદની પ્રાપ્તિ કરી, તે જ રીતે વિશ્વના જીવોને બતાવ્યું. આ તેઓનો ભવ્યાત્મા ઉપરનો મહાન ઉપકાર છે.

તાર્કિકયુગનો આ એક અવિરામ પ્રશ્ન છે કે પ્રભુ છે અથવા નથી? પ્રભુ મિલનનો પરમ ઉપાય નામ લેતા જ સમાધાન થઈ જાય છે, કે પ્રભુ છે તો ખરા! જો પ્રભુ છે, તો કેવા છે? ક્યાં સ્વરૂપમાં છે? અને આપણે તેને કેવી રીતે મળી શકીએ? જે પ્રભુને મળે છે અથવા પ્રભુનું દર્શન કરે છે, તે જ તેના સ્વરૂપને બતાવી શકે છે.

## જીન વાણીમાં પ્રભુ કેવા છે?

જીનવાણીમાં પ્રભુ કેવા છે? તેનું સ્વરૂપ કેવું છે? તેના ઉત્તરમાં અનેક યોગી, મહર્ષિઓએ પોતાનું ચિંતનાત્મક, ધ્યાનાત્મક, અનુભૂતિમૂલક, પ્રેરક આત્મસંશોધન જાહેર કર્યું છે. ભલે વર્તમાનકાળમાં ભરતક્ષેત્રમાં ભાવ અરિહંત નથી છતાં પણ આગમ અધ્યયન અને અનુભૂતિમય જ્ઞાનના આધારથી પ્રભુનું તાત્વિક દર્શન મિલન કહેવાય છે. શાસ્ત્રોમાં પ્રભુના તાત્વિક દર્શનને સમ્યગ્દર્શન કહેવાય છે. પ્રભુના મિલનને સમ્યક્ચારિત્ર કહેવાય છે. એવી રીતે તેવા ગુણોને પ્રાપ્ત કરવાના અમોઘ ઉપાયને સમ્યક્જ્ઞાન કહેવાય છે.

## નંદી સૂત્રમાં પ્રભુનું સ્વરૂપ કેવું છે?

जयइ जगजीव जोणी–वियाणओ, जगगुरु जगाणंदो ।
जगणाहो जगबन्धु, जयइ जगप्पियामहो भयवं ॥

ધર્માસ્તિ કાયાદિ રૂપ સંસારને તથા જીવોના ઉત્પત્તિ સ્થાનને જાણવાવાળા જગદ્ગુરૂ, ભવ્યજીવોને આનંદદાયક, સ્થાવર અને જંગમ પ્રાણીઓનાથ, સમસ્ત જગતના બંધુ, પ્રાણી માત્રના પિતામહ, સમગ્ર ઐશ્વર્યશાળી ભગવાન જય યુક્ત છે.

त्वं मे माता पिता नेता, देवो धर्मो गुरुः परः ।
प्राणाः स्वर्गोऽपवर्गश्च, सत्त्वं तत्त्वं गतिर्मतिः ॥

શ્રી સિધ્ધસેન દિવાકરે તો પ્રભુને પોતાના સર્વસ્વ માનીને કહ્યું છે કે પ્રભુ! તમે જ મારી માતા, પિતા, નેતા, દેવ, ધર્મ, ગુરૂ, પ્રાણ, સ્વર્ગ, અપવર્ગ સત્વ, તત્વ, ગતિ અને મતિ છો.

પ્રભુનું બાહ્ય અને આંતરિક સ્વરૂપ બતાવતાં શ્રી ભૂપાલ કવિએ કહ્યું છે કે હે દેવ! તમારું શરીર શાંત છે, વચન કર્ણપ્રિય છે અને ચારિત્ર સર્વનું ભલુ કરવાવાળું છે. તમે સંસાર રૂપી મરૂભૂમિના છાયાદાર, ઘટાદાર વૃક્ષ છો. શાસ્ત્રોના જ્ઞાનપ્રિય વિદ્વાન તમારો જ આશ્રય લે છે.

મહાકવિ ધનંજયે બહુ સુંદર શૈલીમાં પ્રભુનું સ્વરૂપ બતાવતાં કહ્યું છે કે પ્રભુ તો આત્મ-સ્વરૂપમાં સ્થિત થઈને પણ સર્વવ્યાપક છે. પ્રભુ તો સર્વ વ્યાપારોના જ્ઞાતા થઈને પણ પરિગ્રહથી રહિત છે તથા દીર્ઘાયુ હોવા છતાં પણ વૃધ્ધાવસ્થા રહિત છે.

## પ્રભુતાની પ્રાપ્તિ એજ પ્રભુ મિલન છે.

પ્રભુ તો દ્રવ્ય સંબંધ રહિત છે. તેનું મિલન કેમ થાય ?

સત્તાગત જ્ઞાનાદિગુણ રૂપ પ્રભુતાની પ્રાપ્તિ જ પ્રભુ મિલન છે. પ્રભુ જ્ઞાનાદિ સંપત્તિના સ્વામી છે. એટલે તો તેઓ કોઈને મળતાં નથી. પરંતુ જેને મળવાની ઈચ્છા છે. તેણે પોતાની સંચિત આત્મ-સંપદાને પ્રકટ કરવાથી અવશ્ય મળી શકાય છે.

શ્રી જયસેન નામના આચાર્યશ્રીએ અરિહંત પદના બે પ્રકાર બતાવ્યા છે. દ્વૈતરૂપે અને અદ્વૈતરૂપે. જે વ્યક્તિ સામે, જે સ્વરૂપ લક્ષ્યમાં છે, જે દેવને નમસ્કાર કરે છે. જે તીર્થંકર પદને ધારણ કરવું છે. તે દ્વૈતમાર્ગ છે. જે પદને હું મેળવવા માંગું છું તે સ્વરૂપ મારાથી બહાર નથી. મારી અંદર જ છે. પરમાત્મા અને મારામાં કાંઈ અંતર નથી. પોતાના ગુણોની પોતાએ જ ભક્તિ કરવી તે અદ્વૈત માર્ગ છે. વ્યવહાર નયથી અરિહંતને પોતાનાથી ભિન્ન માનીને નમસ્કાર કરવા તે દ્વૈતમાર્ગ કહેવાય છે અને નિશ્ચય નયથી પોતાના શુધ્ધ આત્મસ્વરૂપની આરાધના કરવી તે અદ્વૈત માર્ગ કહેવાય છે કહ્યું છે.

નમસ્તુભ્યં, નમસ્તુભ્યં, નમસ્તુભ્યં નમોનમઃ ।
નમો મહ્યં નમો મહ્યં, નમો મહ્યં નમો નમઃ ॥

હે તીર્થંકર પ્રભુ! તમો અનંતગુણના સ્વામી છો. જેથી તમને નમસ્કાર, તમને નમસ્કાર વારંવાર તમને નમસ્કાર. આવા અનંત ગુણો મારી અંદર પણ છે જેથી હું પણ તીર્થંકર સ્વરૂપ છું એટલે મને નમસ્કાર, મને નમસ્કાર વારંવાર મને નમસ્કાર હો.

એક વાર મગધાધિપતિ મહારાજા શ્રેણીક ભગવાન મહાવીરના ચરણમાં જઈ અનન્ય ભાવ-ભક્તિપૂર્વક વંદન કરી, સુખ શાતા પુછી ભગવંતને કહે છે. "હે પ્રભુ મારી ગતિ શું થશે? એટલે હું મરીને ક્યાં જઈશ?" પ્રભુ કહે છે "શ્રેણીક! તારો પરલોક નરકગતિનો છે. શ્રેણીકે કહ્યું ', પ્રભુ! મેં તો જૈન શાસનની પ્રભાવના કરી છે. હું તો તમારો ગુણાનુરાગી છું. મેં ઘણાં જીવોને અભયદાન આપેલ છે. આપની ભક્તિનું શું આ નરકગતિ એ જ ફળ છે? "પ્રભુ! મારે નરકે નથી જવું." પરંપરાથી આ કથાનક કહેવાય છે. મહાવીર પ્રભુએ શ્રેણીકના મનનું સમાધાન કરવા ફરમાવ્યું કે શ્રેણીક! "તારે નરકે ન જવું હોય તો નવકારશી જેવું નાનું એક વ્રત

અંગીકાર કરી લે. શ્રેણીકે કહ્યું. પ્રભુ! કોઈપણ નાનું યા મોટું વ્રત ધારણ કરી શકું એવી મારી સમર્થતા નથી. પ્રભુ માફ કરો. દેવ! મારે નરકે નથી જવું. મને તરવાનો માર્ગ બતાવો." પ્રભુએ કહ્યું. "શ્રેણીક! તારા રાજ્યમાં એક કાલસુર નામનો કસાઈ છે. જે રોજ ૫૦૦ પાડાનો વધ કરે છે. તે કસાય એક દિવસ માટે વધ બંધ કરે તો તારો પરલોક સુધરી જાય. શ્રેણીક આ વાત સાંભળીને ખૂબ જ ખુશી થયો. રાજ્યમાં આવી તુરત કાલસુર કસાયને બોલાવવામાં આવ્યો. રાજાએ હુકમ કર્યો. "અરે કાલસુર! તારે આવતી કાલે પાડાનો વધ કરવાનો નથી." કાલસુરે રાજાને કહ્યું મહારાજ! મારાથી આ એક દિવસનો વધ બંધ નહીં કરી શકાય? "મારી આજ્ઞાનો અનાદર? જાવો, આને ચોવીસ કલાક રાજ્યના કુવામાં અવળે માથે લટકાવી ધો." સેવકોએ તુરત જ રાજાની આજ્ઞાનુસાર કસાયને કુવામાં ઉલટો લટકાવી દીધો. કાલસુરને રોજની આદત હતી. તે પ્રમાણે કુવામાં લટકતાથકાં પાણીની સપાટી ઉપર એક આંગળીથી પાડો ચિતરે અને બીજી આંગળી વડે તેનો વધ કરે. આવી રીતે કુવામાં જ ૫૦૦ પાડાઓ બનાવ્યા અને તેને માર્યા. આ ક્રિયાથી કસાયને સંતોષ થયો. અને તેને મુક્ત કરવામાં આવ્યો. શ્રેણીકે ભગવાન મહાવીરને ખુશ થઈને કહ્યું, પ્રભુ! આપની આજ્ઞાપૂર્વક કામ બની ગયું છે. કાલસુરે પાડાનો વધ નથી કર્યો. પ્રભુએ કહ્યું, શ્રેણીક! કાલસુરે તો પાડાનો વધ કર્યો છે. "પણ પ્રભુ! મેં તો તેને કુવામાં લટકાવી દીધો હતો. છેવટે કસાયને બોલાવી પુછવામાં આવ્યું અને તેણે કહ્યું મેં તો કુવામાં પાડા માર્યા હતાં. શ્રેણીક સાંભળીને ઝાંખો પડી ગયો. પ્રભુ! મારો પરલોક સુધારો. મારે નરકે નથી જવું.

મહાવીર દેવે ફરી શ્રેણીકને કહ્યું, "રાજન! તારા રાજ્યમાં એક કપિલા નામની દાસી છે. જો એક દિવસ માટે તે દાસી એકવાર દાન આપે તો તારો પરલોક સુધરી જાય." આ વાત સાંભળી શ્રેણીક ખૂબ જ ખુશ થયો અને તુરત જ રાજ્યમાં જઈ દાસીને બોલાવી, દાન કરવા માટે આજ્ઞા ફરમાવવામાં આવી. દાસીએ આવી કહ્યું કે મહારાજ! મને જીવતા બાળી નાખો, મારી નાંખો યા પાણીમાં ડુબાડી દો પરંતુ મારાથી આ દાનનું કામ નહીં બને. રાજા ગુસ્સે થયા અને તુરત જ માણસોને હુકમ કર્યો કે જાઓ, દાસીને હાથે ચાટવો બાંધો અને ભિક્ષુને બોલાવી, દાસીનો હાથ પકડીને દાન દેવરાવો. આ રીતે દાન કરાવી લીધું. દાન થયાના સમાચાર લઈ શ્રેણીક ભગવાન પાસે પહોંચ્યો. રાજા બોલ્યો, "પ્રભુ! દાસીએ દાન કર્યું છે. હવે તો મારો પરલોક સુધરી જશેને?" પ્રભુ બોલ્યા, શ્રેણીક! દાસીએ દાન નથી કર્યું. શું ફરમાવો છો પ્રભુ? હાં, નથી કર્યું? તુરત જ દાસીને બોલાવામાં આવી. દાસીએ પુછવા પર કહ્યું, હાં. "મહારાજ! મે દાન નથી દીધું એ તો તમારા ચાટવાએ દાન કર્યું છે. આ સાંભળી રાજા ખૂબ જ નિરાશ થયો. અરે ભગવાન! હવે મારૂં શું

થશે ? પ્રભુ ! પ્રભુ ! મને કોઈ રીતે બચાવો. ભગવાને એક વાત બીજી કરી. જો રાજન તારા રાજ્યમાં પુણીયા નામનો શ્રાવક છે. તે રોજ શુધ્ધ સામાયિક કરે છે. તેની એક સામાયિક લઈ લે, તો પણ તારો પરલોક સુધરી જાય. છેવટે શ્રેણીકે પુણીયાને ઘેર સામાયિક લેવા માટે માણસો મોકલ્યા. શું સામાયિક લાવવા મોકલવાની ચીજ છે ! તેમાં એ પણ શ્રેણીક હતાશ બન્યો. સામાયિકની કિંમત જાણી. તે તેમાં પણ અસમર્થ બન્યો. આ બધુ બન્યા પછી રાજા ખૂબજ દુઃખી થઈ ગયો. ત્યારે ભગવાને રાજા શ્રેણીકને કહ્યું, જો રાજન સાંભળ ! તે આ ભવમાં અજ્ઞાનતાના કારણે એકવાર ગર્ભવતી હરણીનો શીકાર કર્યો હતો. શીકાર કરવામાં ઘણો રસ આવ્યો હતો. જેથી તારો પહેલી નરકના આયુષ્યનો બંધ પડયો છે. તું પહેલી નરકે ૮૪ હજાર વર્ષનું આયુષ્ય ભોગવી, આવતી ચોવીસીમાં મારા જેટલી ૭૨ વર્ષની ઉંમર વાળો સાત હાથનો ઉંચો પ્રથમ તીર્થંકર બનીશ. કારણ કે તેં શાસનની ભક્તિ કરી હતી. તીર્થંકર ગોત્રને યોગ્ય વીસ બોલમાંથી તે આરાધના કરી હતી. શ્રેણીક ખુશ થયો અને ધન્ય બની ગયો.

મહાબલમુનિ પણ તીર્થંકર ગોત્રના વીસ બોલમાંથી પ્રથમ બોલ અરિહંત દેવની ભક્તિ કરે છે. સંયમ સાધનાની પરમ આરાધનામાં પરમ રસપૂર્વક વિચરી રહ્યા છે. હવે બીજા બોલની આરાધના કેમ કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૨૭

# તપના મહામૂલા સન્માન

(શ્રાવણ સુદ ૧૪ તા. ૮-૮-૭૬ રવિવાર)

**આજના મહામંગળ પ્રસંગે તપસ્વીઓની તપશ્ચર્યાનું સન્માન કરતાં આનંદ થાય છે. સન્માન શા માટે કરવું ? સન્માનને લાયક કોણ ગણાય છે તે વિચાર કરવો જોઈએ.**

માનવીની મનોકામના હોય છે કે હું જ્યાં જાઉં ત્યાં મારૂં સૌ સન્માન કરે, મને આવકારે, પણ સન્માનની લાયકાત જૈન દર્શનમાં ધર્મથી ગણાય છે. જૈનધર્મના આદેશો માણસ માટે સન્માનના માર્ગો છે. માણસની ઈચ્છા સન્માનીય બની જવાની હોય છે, રસ્તામાં નીકળે મને હાથ જોડે, નમસ્કાર કરે, ગુણાનુવાદ કરે, એવું ઈચ્છતા હોય છે. આવી ઈચ્છા તો બધાની હોય પણ કોઈ વ્યક્તિ ઉભો રાખી નમસ્કાર ન કરે. આવો અણગમો માનવ-માનવ વચ્ચે શા માટે ?

આજનો માનવ ધર્મ વિહોણો બન્યો છે. એના પ્રત્યે આદર સન્માનની ભાવના જગતમાં રહી નથી. બહારની વેષભૂષા સારી હોય, સ્વતંત્ર ભારતના લોકલાડીલા નેતાઓ સ્ટેઈજ પર બેઠા હોય, ભારતના કલ્યાણની મોટી-મોટી વાતો કરે છે. ગુણાનુવાદ થાય છે અને એની પ્રશંસા થાય છે. એ બેસનાર એના અંતરને પૂછે, અહીં બેસવાની એની લાયકાત છે કે નહીં ? એક ધર્મસભા હતી. વિદ્વાનોને ભાષણ કરવાનું હતું. અહિંસા વિષે બોલવાનો વિષય હતો. પ્રત્યેક વક્તાઓએ અહિંસાની વાતો કરી, સુંદર ભાષણ કરી પોતાના સ્થાને બેસી ગયા. ત્યાર પછી અહિંસાનો પુજારી કહેવડાવતો એક વક્તા ઉભો થયો. અહિંસા વિષે પોતાનું વક્તવ્ય રજુ કર્યું. ગરમી ઘણી છે. ખિસ્સામાંથી રૂમાલ કાઢવા ગયો તો ખિસ્સામાંથી રૂમાલની સાથે ઈંડુ નીચે પડી ગયું. પ્રવચનનો વિષય અહિંસાનો છે. ભાષામાં અહિંસાને ગજાવી દે છે. પણ જીવનમાં અહિંસા ગુંજતી કે ઝળહળતી નથી. ઈંડુ નીકળ્યું. ખાતો હશે ! કેમ માની લેવાય ? તર્ક થાય. શ્રોતાઓના મનમાં સંશય જાગે, કે કહે છે જુદું અને જગતને બતાવે છે જુદું. આચારમાં અહિંસા નથી. ભગવાન મહાવીરને સાધક પૂછે છે "હું ધર્મી કંઈ રીતે બનું ? શું કરવું જોઈએ ! ધર્મી બનવા માટે ત્રણ શબ્દ. અહિંસા, સંયમ અને તપ.

"धम्मो मंगलमुक्किठ अहिंसा संयमो तवो।
देवावितं नमंसति जस्स धम्मे सयामणो ॥" દશ. અ. ૧. ગા. ૧.

અહિંસા સંયમ અને તપરૂપ ધર્મ તે ઉત્કૃષ્ટ મંગળ છે. જેનું મન સદા ધર્મમાં છે. તેને દેવો પણ નમસ્કાર કરે છે. તમો બધાં કહો છો કે અમે ધર્મી છીએ. એકવાર આંખ બંધ કરી હૃદયે હાથ લગાવી પ્રશ્ન પૂછો કે હું ધર્મી છું ! સાધક આત્મા શું વિચારે ?

"બીજા માને મને ધર્મી હું કેવો આત્મવંચક
પહેલે કે પાછલે પહોરે રાત્રીએ એમ ચિંતવે"

**અરે હો રે (૨) ડગલે પગલે હું દંભ કરૂં પણ દુનિયા માને ધર્માત્મા**
**પણ શું ભર્યું મારા મનડામાં, એકવાર પૂછોને પરમાત્મા (૨)...અરે હોરે(૨)**

સાધક આત્મા ભગવાનને કહે છે કે હે પ્રભુ ! હું ધર્મી કહેવાઉ છું. પણ ધર્મનો સ્પર્શ પણ મને થયો નથી. જ્ઞાનીજનો કહે છે ધર્મના સ્પર્શ વિના ભગવાન મહાવીરના મહામૂલ્યવાન સિધ્ધાંતો ન સમજાય. જૈન ધર્મના મૂલ્યવાન સિધ્ધાંતો અહિંસા, સંયમ અને તપ છે. જીવો અને જીવવા દો. Live and let live. લોકો જીવવા માંગે છે. પણ બીજાના જીવનનો નાશ કરીને. બીજાના હક્ક છીનવી લ્યે છે, ભગવાન મહાવીરે કહ્યું છે કે

" सव्वे जीवा वि इच्छन्ति, जीविउं न मरी जीबिउ। "

જગતના સર્વ જીવો જીવવાને ઈચ્છે છે, કોઈને પણ મૃત્યુ ગમતું નથી માટે તું જીવતો રહે અને જગતના જીવોને જીવતા રહેવા દે. ભગવાન મહાવીરની અહિંસક સમાજ રચના હતી. મારે નિમિત્તે કોઈ જીવ મરે નહીં એટલે એમણે સંસારનો પરિત્યાગ કર્યો. કાચી પૃથ્વી પાણી લીલોતરી ઉપર પગ મૂકવો નહીં અગ્નિનો સ્પર્શ કે વાયુને હણવો નહીં. પ્રાણીઓની હિંસા ન થાય એમાં જાગૃત રહેતા, ભગવાન મહાવીરે અહિંસક ક્રાંતિ સર્જી હતી. ભગવાન મહાવીરે ૩૦ વર્ષની વયે ૧૨ાા વર્ષ ૧૫ દિવસની દીર્ઘ તપશ્ચર્યા કરી હતી. ૪૨ાા વર્ષની વયે કેવળજ્ઞાન-દર્શન પામી તેઓ સર્વજ્ઞ બન્યા હતા. સ્વર્ગના દેવતાએ આવી ભગવાન મહાવીરના ગુણોનું સન્માન કર્યું, અભિવાદન કર્યું. પરંતુ ભગવાન મહાવીરના સિધ્ધાંતોનું પાલન દેવો નથી કરી શકતા. તેથી જ ભગવાનની પ્રથમ દેશના ખાલી ગઈ. સિધ્ધાંત અનુસાર પાલન કરવાની શક્તિ માણસમાં છે.

ભગવાન મહાવીરની બીજી ધર્મ સભાનો પ્રારંભ અપાપાપુરીની નિકટમાં થયો. ઈન્દ્રભૂતિ નામના પંડિત ત્યાં મહાયજ્ઞનો પ્રારંભ કરતાં હતાં. કોટિ-કોટિ દેવ-દેવીઓનો પરિવાર આકાશમાંથી ઉતરે છે. સમોસરણમાં પ્રવેશે છે. ઈન્દ્રભૂતિ વિચાર કરે છે. યજ્ઞ તો અહીં થઈ રહ્યો છે. અને આ દેવો કયાં જઈ રહ્યા છે. દેવ પ્રવાહ જે માર્ગે જઈ રહ્યો હતો ત્યાં એ માર્ગે ઈન્દ્રભૂતિ પણ પોતાના ૫૦૦ શિષ્યોના પરિવાર સહિત ગયા. " કોણ મહાવિભૂતિ છે? જ્યાં આ કોટિ-કોટિ દેવ-દેવીઓનો પ્રવાહ જાય છે? ઈન્દ્રભૂતિ આવો વિચાર કરી સમોસરણમાં પ્રવેશે છે. ઇન્દ્રભૂતિએ પ્રવેશ કર્યો કે તુરત ભગવાન મહાવીરે તેમને આવકાર આપ્યો અને બોલ્યા " ગૌતમ તમારૂં સ્વાગત હો." ઈન્દ્રભૂતિનું ગોત્ર ગૌતમ હતું. મહાવીર કેવી રીતે જાણી શકયા? ઈન્દ્રભૂતિને આશ્ચર્ય થયું. ભગવાન મહાવીર કહે છે ઈન્દ્રભૂતિ ! શંકાને કયાં સુધી સંઘરશો ? ઈન્દ્રભૂતિ માનતા હતા કે આત્મા અને દેહ એક છે. પોતે પોતાની શંકાનું સમાધાન કરી શકયા ન હતાં. તેનું સમાધાન ભગવાને કર્યું અને કહ્યું "હવે તમારી શંકાનું સમાધાન થયું? ઈન્દ્રભૂતિના અંતરમાં પડેલો સંશય ભગવાન મહાવીરે બતાવી આપ્યો. ભગવાન સર્વજ્ઞ છે તેથી મન-મનની, ઘટ-ઘટની, સમય-સમયની વાતના જાણકાર હતા. ત્રણ કાળના જ્ઞાતા હતા. ઈન્દ્રભૂતિની વર્ષો જુની શંકાનું સમાધાન થયું. અંતરના સંશયનું સમાધાન થતાં ૫૦૦ શિષ્યો સાથે ઈન્દ્રભૂતિએ જૈન ધર્મના મહાન સિધ્ધાંતોનો સ્વીકાર કરી ભગવાન મહાવીરના પ્રથમ શિષ્ય બની ગયા. ભગવાન મહાવીરના ૧૪ હજાર અણગારમાં સૌથી પ્રથમ ઈન્દ્રભૂતિ ગૌતમ હતાં. ભગવાન મહાવીરને માટે ગૌતમને અતિ અનુરાગ હતો. ભગવાન મહાવીરે

એક દિવસમાં ૪૪૦૦ શિષ્યો બનાવ્યા. અધિકતર બધા બ્રાહ્મણો જ હતા. ગૌતમ આદિ અણગારો મહાસંયમી બની તપ આરાધના કરવા લાગ્યા.

આજનો માણસ સંયમથી દૂર ફેંકાઈ ગયો છે. ધર્મ પાલનનું પહેલુ દ્વાર અહિંસા, બીજું દ્વાર સંયમ અને ત્રીજુ દ્વાર તપ છે. આજના શુભ અવસરે તપસ્વી બહેનોનું, સન્માન શા માટે કરવામાં આવ્યું છે ? કારણ કે એમણે તપ કર્યું છે, તપ એટલે શું ?

**જેનાથી કર્મ છૂટા પડે તે તપ.**
**જેનાથી આત્માશુદ્ધ બને તે તપ.**
**જેનાથી ભવબંધનની મુક્તિ થાય તે તપ,**
**જેનાથી કાયાની મૂર્ચ્છા ઉતરે તે તપ.**
**જેનાથી અણાહારી બનાય તે તપ.**
**જેનાથી પરમમુક્તિની સિદ્ધિ થાય તે તપ.**

માસખમણ જેવી દીર્ઘ તપશ્ચર્યા આજે વૃજકુંવરબેન ગાંધીએ કરી છે તેમનું આજે શ્રીસંઘે સન્માન કર્યું છે. બીજા બેનો પણ સન્માન ને પાત્ર છે. તેમણે પણ તપ કર્યું છે. ધર્મના ત્રીજા દ્વારમાં પ્રવેશ કરે એ આત્માઓ પાવન બની જાય છે. અ. સૌ. શુશીલાબેને તથા અ. સૌ. યશવંતીબેને સિધ્ધિ તપ કર્યું છે. સિધ્ધિ તપ એટલે શું ?

એક ઉપવાસ ને પારણું
બે ઉપવાસ ને પારણું
ત્રણ ઉપવાસ ને પારણું
ચાર ઉપવાસ ને પારણું
પાંચ ઉપવાસ ને પારણું
છ ઉપવાસ ને પારણું
સાત ઉપવાસ ને પારણું
આઠ ઉપવાસ ને પારણું

આ તપ ૪૩ દિવસે પુર્ણ થાય છે. આનું નામ સિધ્ધિ તપ કહેવાય. તપ કરે તો જીવન શુધ્ધ બની જાય અને આત્મા પવિત્ર બની જાય. આવા ભાઈઓ બેનો બ્રહ્મચર્ય અને તપશ્ચર્યાનું પાલન કરે છે તેનું બહુમાન અને સન્માન પણ થાય છે. અહિંસા એ જૈનધર્મનો પાયો છે. સંયમ એ જૈનધર્મનુ શિખર છે અને તપ એ જૈનધર્મની ધ્વજા છે. આજે બાહ્ય તપની સાથે અધ્યાત્મિક તપ જે બ્રહ્મચર્ય છે તેને અંગીકાર કરનાર ભાઈ-બેનોનું પણ બહુમાન છે. જેને બ્રહ્મચર્યરૂપ ધર્મ માનસિક ભૂમિકાને સ્પર્શી જાય છે તે વ્યક્તિ સ્વર્ગના દેવતાઓના વંદનને લાયક બની જાય છે,

देव दानव गंधवा, जक्ख रक्खस किन्नरा ।
बम्भयारि नमंसंति, दुक्करं जे करंतितं ॥

વંદન સૌને મીઠા લાગે છે પરંતુ વંદનને યોગ્ય બનવું જોઈએ તપનું માહાત્મ્ય મોટું છે. તપ કાના–માત્રા વગરનો આકરો શબ્દ છે. એની મહાનતા અદભૂત છે. તેના અંદર પડેલુ સત્ત્વ, હીર શક્તિ કોઈ અપૂર્વ છે. **તપશ્ચર્યા એ કળિયુગનું કલ્પવૃક્ષ છે.**

અહિંસા, સંયમ અને તપ જેણે કર્યા છે તે માત્ર માનવ માટે જ નહીં પરંતુ સ્વર્ગના દેવતાઓ માટે પૂજનીય છે. આજે જે આત્માઓએ તપશ્ચર્યા કરી છે તે તપ આદરણીય અને અનુકરણીય છે.

કર્ણાટક કેસરી ખાદીધારી બાબા ગણેશલાલજી મહારાજ મહારાષ્ટ્રમાં થઈ ગયા એ ખાદી જ પહેરતા. કોઈ દર્દી જાય, તેને એક જ દવા આપતા. તપશ્ચર્યા કરો. મહારાષ્ટ્રમાં એક શેઠ હતા. તેમના ધર્મપત્નિ બિમાર પડયા. પેટમાં મોટો રોગ થયો. હજારો રૂપિયા ખર્ચ્યા પણ સારૂં ન થયું. આવ્યા બાબા પાસે. બાબાએ કહ્યું દેવાનુપ્રિયા ! તમારે નિરોગી થવું હોય તો તપશ્ચર્યા કરવી પડશે. તમો માસખમણ કરો તો તમારો રોગ અવશ્ય નાબૂદ થયા વિના રહે નહિ. પ્રથમ તો શેઠાણી આનાકાની કરવા લાગ્યા, પછી દિલમાં શ્રધ્ધા ધરી નવકાર મંત્રનું સ્મરણ કરી. ઉપવાસના પચ્ચક્ખાણ લીધા. એકેક કરતા આગળ વધતા માસખમણ પૂરૂ કર્યું ને શેઠાણી સાજા થઈ ગયા.

આજનો દિવસ સૌને માટે મંગળકારી છે કારણ કે આજે ઘણાં આત્માઓએ સંયમ અને તપની આરાધના કરી છે. મારી તમો સૌ પ્રત્યે શુભ મનોકામના છે કે તમો સૌ તમારા વ્રત પાલનમાં દઢ બની રહેજો. સંયમ રૂપ રત્ન ને સાચવવા તપ રૂપ તિજોરીની આવશ્યકતા છે. ઈન્દ્રિયો ને કંટ્રોલમાં રાખવાને માટે તપ બ્રેકનું કામ કરે છે. તમે જે બ્રહ્મચર્ય વ્રત સ્વીકારેલ છે તે સર્વોત્તમ છે. ભગવાને પણ કહ્યું છે કે "तवेसु वा उत्तम बंभचेरं". તપોમાં સર્વશ્રેષ્ઠ બ્રહ્મચર્ય જ છે.

ધર્મના આદર્શ નિયમો કે સિધ્ધાંતોને આત્મા સુધી પહોંચાડવામાં આવે તો જીવન અહિંસા સંયમ અને તપથી શોભી ઉઠે છે. આજે કર્મગ્રંથ ભાગ ૧–૨નું ઉદ્ઘાટન છે. સંઘાણી એસ્ટેટમાં ગત ચાતુર્માસ દરમ્યાન વિદુષી બા. બ્ર. શ્રી લલીતાબાઈ મ. એ પુરૂષાર્થ કરી, કર્મની થીયેરી સમજાવનાર અપૂર્વ કર્મગ્રંથના પુસ્તકો તૈયાર કર્યા. સતીજીનો સમાજ ઉપર ન ભૂલાય એવો ઉપકાર છે. આ મૂળ કર્મગ્રંથનો અનુવાદ પ્રથમ હિંદીમાં પંડીત સુખલાલજીએ કર્યો હતો. માણુસ કર્મના ભેદ, પ્રભેદ, વિભેદ સમજે તો કર્મ–ધર્મ બની જાય છે.

આ ઉપરાંત પણ એક ગ્રંથાલયનું પણ આજે ઉદ્ઘાટન છે. ભાવિક લોકો ધાર્મિક સાહિત્ય વાંચે, સમજે અને જીવનમાં ઉતારે તો આ ગ્રંથાલય પણ સમાજ માટે મહાન ઉપકારક સાધન બની રહે. આવા સર્વે સાધનોનો સદુઉપયોગ કરી, તમો સૌ જીવન ધન્યતાને પ્રાપ્ત કરો.



## ૨૮

# સ્નેહ સૂત્ર રક્ષાબંધન

(શ્રાવણ સુદ ૧૫ તા. ૯–૮–૭૬ સોમવાર)

આજે રક્ષાબંધનનો દિવસ છે. ભારત એ તહેવારો અને પર્વોનો દેશ છે. રક્ષાબંધન એટલે શું ? બેન પાસે ભાઈએ સોનેરી રૂપેરી રાખડી બંધાવવી તે ને ? આ તો સામાન્ય અર્થ થયો પરંતુ રક્ષાબંધન એટલે સામી વ્યકિતની સાથે આત્મીયતા–આત્માનો સંબંધ રક્ષા એટલે વ્યક્તિના સદ્ગુણોનું સંરક્ષણ કરવું. કોઈપણ વ્યક્તિનું રક્ષણ સ્નેહ, પ્રેમ, પૂજ્યતા, વાત્સલ્ય, મમતા કે મારાપણાના ભાવ વિના થઈ શકતું નથી.

જગતના જીવો પરસ્પરમાં એકબીજાના સંબંધો સ્વિકારે છે. આ સંબંધો ક્યારે અને ક્યાં સુધી ટકી શકે છે ? જ્યારે આપસી સ્નેહ અને પ્રેમ તૂટી જાય છે ત્યારે સંબંધ પણ વિચ્છેદ થઈ જાય છે. માણુસ પ્રેમનો ભૂખ્યો છે અને સ્નેહ વગર સુનો છે. તે આવા સંબંધો માટે દોડયા કરે છે.

રાખડી એ ભાઈબેનના પવિત્ર સ્નેહ સંબંધનું પ્રતિક છે. શું રાખડી બાંધનાર બેન અને બંધાવનાર ભાઈ જીવનભર આપસમાં કલેષ નહીં કરે ને ? ભાઈબેનનો મીઠો સંબધ ક્યાં સુધી ટકાવી રાખશે ? આ પ્રશ્ન પણ વિચારણીય છે. બંને પાત્રોમાં સ્વાર્થ ભાવનાનો પ્રવેશ નહિ થાય અને ઉદાર મને એક બીજા પ્રતિ સ્નેહ ટકાવી રાખશે તો સંબંધો વર્ષો સુધી શું જીવનભર પણ નભી જાય છે.

બેન ભાઈને રાખડી બાંધે છે અને ભાઈ બેનની જવાબદારીનો સ્વીકાર કરે છે. સાથે જમી અંતર લાગણીનું દર્શન કરાવે છે. એટલું નહિ. ભાઈ રાખડીનો સ્વીકાર કરી બેનને શક્તિ પ્રમાણે પૈસા આપે છે અને તેના સ્નેહને વધાવી હર્ષે છે. આવું એક બીજું પણ પર્વ છે જેને વીરપસલી કહેવાય છે. તમો દેશમાંથી મુંબઈ આવ્યા છો પણ હજુ રક્ષાબંધન અને વીરપસલીના પવિત્ર તહેવારો ભૂલ્યા નથી. ભાઈબેનના પવિત્ર સંબંધો સદા જીવંત રહેશે તો ભારતીય સંસ્કૃતિ વધારે સમૃધ્ધ બનશે.

રક્ષાબંધનનો બીજો એક અર્થ છે કે સૌ જીવો સાથે દયાનો સંબંધ જોડો. દયાના પવિત્ર સાધનથી સૌનું રક્ષણ કરવું તે રક્ષાબંધન છે. રક્ષા કોણ કરે ? રક્ષા કોની કરવી ? રક્ષા કેવી રીતે કરવી. આ વાતોને સમજવામાં આવે તો, આજના પર્વનું મહત્ત્વ વધી જાય. બેન તો માત્ર પોતાના ભાઈને રાખડી બાંધી, ભાગ્ય વિધાતાને પ્રાર્થના કરે છે કે "મારા ભાઈનું રક્ષણ કરજે, એને સમૃધ્ધિવાન બનાવજે, એને ત્યાં રિધ્ધિ, સિધ્ધિની અભિવૃધ્ધિ કરજે. આ જ જોઈએ છે ને ? બેન અને ભાઈની આવી જ ભાવના છે ને ? બોલો ! કંઈક જવાબ આપો ? હાં મહારાજ સાહેબ !

આપણે ત્યાં પર્વાધિરાજ પર્યુષણપર્વ આવશે એટલે જૈનો આઠ દિવસ સુધી જીવદયા અર્થે લીલોતરી શાક નહીં ખરીદે. જરૂર ત્યાગ કરશે. ઉપાશ્રયો સામે ઘણાં શીકારીઓ પક્ષીઓને પાંજરામાં પુરીને લાવશે. જીવદયા પ્રેમીઓ પક્ષીઓને બંધનમાંથી છોડાવવા માટે હજારો રૂપિયા ખર્ચે છે. કતલખાનામાંથી યા કસાયો પાસેથી સેંકડો જાનવરોને પણ રૂપિયા ખર્ચી દયા માટે બચાવશે. જીવદયા માટે જૈનો દર વર્ષે લાખો રૂપિયાનું ખર્ચ કરે છે.

જેને મૃત્યુના દુઃખનું જ્ઞાન હોય તે બીજાના પ્રાણ બચાવી તેની રક્ષા કરશે. જીવન સૌને વ્હાલું છે. મૃત્યુ સૌને ભયંકર લાગે છે. ભગવાન મહાવીરે કહ્યું છે કે

सव्वे जीवा वि इच्छन्ति जीविउ न मरिजीउ

જગતનાં સર્વ જીવો જીવવાની ઈચ્છા કરે છે. મરવાની ચાહના કોઈ કરતું નથી કારણ કે સૌને પોતાનું જીવન વ્હાલું છે. જેથી આપણે સૌએ સદાને માટે જીવોને બચાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. કહ્યું છે ને Live and let live તમો જીવો અને બીજાઓને પણ જીવવા દો.

કોઈ પ્રશ્ન કરે છે કે ભગવાન મહાવીરે દીક્ષા લીધી, સાધના અને તપ વડે કેવળ જ્ઞાનની પ્રાપ્તિ કરી હતી. તેમનો મોક્ષ તો નિશ્ચિત જ છે તો પછી તેમને ગામડે ગામડે વિચરવાની શી જરૂર હતી ? તેના જવાબમાં શાસ્ત્રકાર ફરમાવે છે.

सव्व जगजीव रक्खण दयट्ठयाए पावयणं सुकहियं।

મહાવીરની વિહાર યાત્રા જગતનાં સર્વ જીવોનું રક્ષણ અને દયા માટે હતી. ગામડે ગામડે અને શહેરોમાં જીવદયા અને જીવરક્ષાનો સિધ્ધાંત ફરમાવતાં હતાં. કેટલો પરોપકાર હતો ? જીવો કઠોરતા છોડી મૃદુતાને પ્રાપ્ત કરી અહિંસક જીવન જીવતા થાય, તેને માટે મહાવીરની ચર્ચા હતી. જીવદયા વગર કલ્યાણ નથી. સૌને પોતાની સમાન ગણો.

જુઓ ! ચંપકભાઈનો બાબો રૂપીન આવ્યો. તેના પપ્પાના ખોળામાં બેસી

ગયો. કારણ કે તેની ઉપર તેને પ્રેમ વધારે છે. તેની સંભાળ કેટલી બધી રાખે છે. જે પોતાના હોય, તેની ઉપર પ્રેમ હોય તે સ્વાભાવિક છે. આવો પ્રેમભાવ સૌને માટે હોય તો વધારે સારૂં ગણાય.

કોઈને મરવું ગમતું નથી. સૌ એમ જ ઈચ્છે છે કે મારે મરવું નથી. પરંતુ બધાએ એટલું તો સમજી જ લેવું જોઈએ કે "હું મરવા નથી માંગતો તો, મને બીજાને મારવાનો અધિકાર નથી." રોજના રોજ સવારથી સાંજ સુધીમાં કેટલી હિંસા થાય છે? પ્રભાસપાટણ કે વેરાવળને કિનારેથી લાખો માછલાઓની નિકાસ થઈ રહી છે. આવા નિર્દોષ જીવો કેટલા દુઃખી થાય છે. આ પંચમ કાળની અંદર માણસો માંસાહાર તરફ વળ્યા છે. માંસાહારના પોષણ માટે કેવી ભયંકર હિંસા કતલખાનામાં થાય છે. દેવનારની અંદર આધુનિક મશીનો દ્વારા જીવોની કતલ ઝડપી બનાવવામાં આવી છે. આવા ભયંકર કતલખાનાની પ્રેરણા દેનારને કેટલું પાપ લાગતું હશે?

એક વિદ્વાને કહ્યું છે કે તમારે જો સુખી થવું હોય તો બીજાના સુખને લૂંટો નહીં. પોતાના ક્ષણીક જીવન માટે પારકા જીવનની કંઈક દરકાર કરવી જોઈએ. માણસ પોતાની તૃષ્ણાને પોષવા કેવી ભયંકર હિંસા કરાવે છે. તેના ફળ કેટલા વિષમ અને દુઃખદ આવશે?

એકવાર બિલખાના ઠાકોરને કોઈએ વાત કરી કે ઠાકોર સાહેબ! કોઈકવાર મલિંદો બનાવીને જમો. ખૂબ મઝા આવશે મલિંદાની વિગત જાણી, ઠાકોરે તુરતજ હુકમ કર્યો. મારે ચકલાની જીભનો મલિંદો ખાવો છે. વિચાર તો કરો ચકલાની જીભ કેવડી હોય? એક નખ કરતાં પણ નાની હોય. મલિંદો કરવામાં કેટલી જીભ જોઈએ, જીભ માટે કેટલા ચકલા જોઈએ, અને આટલા ચકલા માટે કેટલા માણસો શીકાર કરે? હજારો ચકલાની નિર્દોષતા લૂંટી શીકારીઓ ભયંકર હિંસા કરી ચકલાઓને લાવ્યા. તેની જીભ કાઢી કાઢીને ઠાકોર માટે મલિંદાનું ભોજન બનાવવામાં આવ્યું. ઠાકોર રસપૂર્વક જમ્યા. આવી ભયંકર પાપ લીલાનું કેવું પરિણામ આવ્યું? થોડા દિવસોમાં ઠાકોરના શરીરમાં મલિંદાના બનેલા લોહી માંસમાં વિકૃતિ આવી અને કીડા પડવા લાગ્યા. ઠાકોરનું આખું શરીર કીડાઓથી ઉભરાવા લાગ્યું તેને રોમેરોમ જીવડાં પડી ગયા. ઠાકોરને તેનાથી ભયંકર વેદના થવા લાગી. કુટુમ્બીજનોએ ઠાકોરને આરામ પહોંચાડવા માટે શરીરમાં લોટ ભરવા લાગ્યા. ઠાકોરને ઘણી અશાંતિ થાય છે. કીડાઓ માંસ ન ખાતા લોટ ખાવા લાગ્યા. પરંતુ કયાં સુધી ચાલે? છેવટે ઠાકોર કમોતે મરીને દૂર ગતિએ ગયા. એક જીભના સ્વાદ માટે માનવ કેટલી હિંસા કરે છે? તેના ફળ ભોગવવા પડે છે. કહ્યું છે કે कडाण कम्माण न मोक्ख अत्थि। કરેલા કર્મો ભોગવ્યા સિવાય મુક્તિ નથી. આજનો સ્વાર્થી માણસ રક્ષકના નામે

ભક્ષક બન્યો છે ધન એષણાની પાછળ કેટલા જીવોનું શોષણ કરે છે? માણસો, નોકરો કે ગુલામો ઉપર કેવા જોર જુલમ અને અત્યાચાર કરે છે?

એક પુરાતન કાળની વાત છે. પદ્મનાભ નામનાં ચક્રવર્તી રાજ્ય કરતાં હતાં. તેનો મંત્રી ઘણો જ બાહોશ અને ચાલાક હતો. તેની પ્રવૃત્તિથી રાજા ખુશ થયા અને અમુક સમય સુધી તેને રાજ્ય ચલાવવા માટે આપ્યું. મંત્રીએ જનતા ઉપર જોર જુલમ કરવા શરૂ કર્યા. પ્રજા દુઃખી થવા લાગી. મંત્રીએ સાધુ સંતોને પણ ન છોડયા. ત્યાગીઓ તો રાજ્યમાંથી હિજરત કરી દૂર દૂર જવા લાગ્યા. જુલમની વાતો દૂર દૂર સુધી પહોંચી ગઈ. રાજાની અવગણા થવા લાગી. લોકો તેને યમરાજ સરીખો ગણવા લાગ્યા. ફરિયાદ કરવાની કોણ હિંમત કરે? ચક્રવર્તીના નાના ભાઈ મુની બની ગયા હતાં. તેમનું નામ વિષ્ણુ મુનિ હતું. તેઓ દૂર જઈ પહાડ ઉપર સમાધિ લગાવી સાધના કરતાં હતાં. ત્યાં દૂર સુધી નવા રાજાના જુલમની અને સંતો ઉપરના ત્રાસની વાત પહોંચી ગઇ. એકવાર વિષ્ણુ મુનિને આ વાત જાણવા મળી કે ત્યાગીઓ ઉપર પણ ત્રાસ? કોઈને પડી નથી? સાધુઓની રક્ષા કે દયા લાવનાર કોઈ નથી? આવા વિચાર કરીને વિષ્ણુ મુનિએ પરોપકાર અને સાધુ ધર્મની થતી અવગણનાને બચાવવા ત્યાંથી વિહાર કરીને રાજ્યમાં પહોંચે છે. આ નવા રાજાના માણસો મુનિને પ્રવેશ કરવાની મના કરે છે. રાજાનો હુકમ નથી. મુનિરાજ પાછા ચાલ્યા જાઓ. અહીં તમોને નિવાસ નહીં મળે. સૌરાષ્ટ્રમાં લીંબડી સંપ્રદાયના એક સંત હતા તેમનું નામ શ્રી જેઠમલજીસ્વામી હતું. તેઓ જીવદયા પ્રેમીના નામે પ્રસિધ્ધ હતાં. કોઈ પણ વ્યક્તિ પશુઓ ઉપર ત્રાસ કરતો હોય તો તુરત જ પશુને છોડાવે. નદી કે તળાવને કિનારે કોઈ માછલા મારતું હોય તો તેમની જાળો પકડાવી દંડ કરાવતાં હતાં. દરેક રાજ્યમાં તેમનું ઘણું જ માન હતું. તેમની જીવદયા પ્રવૃત્તિને સૌ આવકારતાં હતાં. તેઓ ઘણાં જ નિડર હતાં. રાજા મહારાજા કે મંત્રી નેતાઓને પણ જીવોની દયા માટે ઘણીવાર આકરૂં સંભળાવી દેતા હતાં. આ વિષ્ણુ મુનિ પણ એવા જ નિડર હતાં તેમણે રાજાની આજ્ઞાને માન્ય ન કરતાં પ્રવેશ કર્યો. અને માણસોને કહી દીધું કે જા તારા રાજાને કહી દે કે વિષ્ણુ મુનિ અહીં રાજ્યમાં રહેવા માંગે છે. આ વાતની જાણ થતાં મંત્રીરાજા આવે છે અને મુનિને કહેવા લાગ્યા. મુનિરાજ! મારા રાજ્યમાં તમો નહીં રહી શકો? મારો હુકમ છે કે આ ભૂમિમાં કોઈ ત્યાગીઓએ ન રહેવું? તમો કેમ હઠ લઈને બેઠા છો? ચાલ્યા જાઓ! અહીં પ્રવેશ નહીં મળે? છેવટે વિષ્ણુ મુનિએ રહેવા માટે ત્રણ હાથ જગ્યા માંગી. અંતે મંત્રીરાજે મુનિને ત્રણ હાથ જગ્યા ભરી લેવાની આજ્ઞા આપી. વિષ્ણુ મુનિ તો લબ્ધિ અને વૈક્રિય શક્તિના જાણકાર હતાં. તુરત જ વક્રિય શક્તિ દ્વારા વિરાટ રૂપ ધારણ કર્યું. આ જોઈ મંત્રી તો ગભરાઈ ગયો.

મુનિના ચરણમાં પડયો અને શરણ માંગ્યું. મુનિએ તેની શાન સુધારી ઠેકાણે લાવ્યા. લોકો અને સંતો ઉપરનો જોરજુલમ દૂર કરાવ્યો. કહેવાનું તાત્પર્ય એ છે કે જીવ દયા અને જીવ રક્ષા વિના આ જગતમાં શાંતિ નથી.

મુંબઈ જેવા શહેરમાં દરરોજ કેટલા એકશીડન્ટ થાય છે અને કેટલા લોકો મરે છે. હવે લોકોને કોઈના મૃત્યુના ખબર જાણી અરેરાટી થતી નથી. આજનો માનવ નિષ્ઠુર અને દયાવિહોણો બન્યો છે. રસ્તે જતાં કોઈ મરેલો માનવી પડયો હોય તો તેની પુછપરછ કરવાનો તેની પાસે સમય નથી.

આજે રક્ષાબંધનનો દિવસ છે. ભાઈબેનના સંબંધો કેટલા પવિત્ર અને મંગળ છે. તે સંબંધો સદાને માટે જાળવી રાખવા જોઈએ. ઘણાં સમયની વાત છે કે આપણા પ્રથમ રાષ્ટ્રપતિ બાબુ રાજેન્દ્રપ્રસાદને મળવા એકવાર કેનેડાના પ્રમુખ દિલ્હી આવ્યા હતાં. એ જ સમયમાં રક્ષાબંધન શ્રાવણી પુનમનું પર્વ આવ્યું. કોઈ કારણસર રાજેન્દ્રબાબુ કેનેડાના પ્રમુખને લઈ બહાર જવા તૈયાર થઈ કાર પાસે આવે છે. ચોકીદારો પહેરેદારો હાથમાં શસ્ત્રો સાથે સંરક્ષણ કરતાં તૈયાર ઉભેલા છે. એટલામાં ગેઈટ ઉપર એક બેન પોતાના ભાઇને મળવા માટે અંદર આવવા માંગે છે. ચોકીદાર તે બહેનને અંદર જવાની મના કરે છે. પાસ વિના અંદર ન જઈ શકાય તેમ સમજાવે. બાઈ પાસે પાસ નથી. બાઈને લાગી આવે છે અને દુઃખ થાય છે. આંખોમાં પાણી આવે છે. તે રડતી દરવાજા પાસે ઉભી છે. રાષ્ટ્રપતિની કાર દરવાજા પાસે પહોંચી. પેલી રડતી બેનને જોઈ કાર ઉભી રાખી દીધી. તેને નજીક બોલાવી રાષ્ટ્રપતિએ પુછયું "બેન ! તું કેમ રડે છે ?" "બાબુ ! મારો ભાઈ અંદર કામ કરે છે તેને મારે મળવા જવું છે પરંતુ આ લોકો મને જવા દેતા નથી." "બેન ! તારા ભાઈનું આજે શું કામ છે ?" રાષ્ટ્રપતિ બોલ્યા. બેને જવાબ આપ્યો. "બાબુ ! આજે રક્ષાબંધન છે હું મારા ભાઈને રાખડી બાંધવા આવી છું." આ વાત સાંભળી બાબુ તુરત જ કારમાંથી નીચે ઉતરી ગયા અને બેનને કહ્યું "જો આ હાથ ઘણાં સમયથી અડવો લાગે છે. હું તારો ભાઈ છું. મને આ હાથે રાખડી બાંધી દે. તું મારી બેન છો." બેને તુરત જ ખીસામાંથી રાખડી કાઢી, બાબુના હાથે સ્નેહપૂર્વક, ભાઈના પ્રેમની જેમ તુરત બાંધી આપી.

રાષ્ટ્રપતિએ મોટરને પાછી વાળી અને આવેલો પોતાનો રૂા. દશ હજારનો પગાર બેનના હાથમાં આપી દીધો. "બેન ! તું હવે સદાને માટે મારી બેન છો. દર વર્ષે આવજે અને મને ભાઈ માની તું રાખડી બાંધી જજે." જુઓ ? આનું નામ ભાઈ. ભાઈએ બેનનું દુઃખ દૂર કર્યું અને જ્યાં સુધી જીવ્યા, ત્યાં સુધી પેલી બાઈના હાથે રાખડી બંધાવતા રહ્યા.

અંતરના ભાવપૂર્વકના ભાઈબેનના સંબંધો મીઠા સંબંધો ગણાય છે. આજે વ્યવહારમાં લોકો ઘણાંને માનેલા ભાઈ બેન ગણે છે. વર્ષો સુધી સંબંધોને જાળવે છે. ભાઈ! હંમેશા બેન પાસે રાખડીની આશા કરે છે કે બેન! ભલે તું સોના ચાંદીની કે કિંમતી રાખડી ન લાવ પરંતુ પ્રેમની રાખડી તો સદાને માટે બાંધવા આવતી જજે. ભાઈ કદાચ વિદેશમાં રહેતો હોય છતાં બેન માટે કેવી ભાવના રાખે છે? સાંભળો....

દક્ષિણ ભારતનો આનંદરાવ નામનો યુવક અભ્યાસ માટે રશિયા ગયો. કોઈ એક યુનિવર્સિટીમાં ભણતો હતો અને હોસ્ટેલમાં રહેતો હતો. આલ્બર્ટ નામનો યુવક તેનો સાથી હતો. બંનેને આપસમાં ઘણી ગાઢ મિત્રતા હતી. એકબીજાના સુખદુઃખના ભાગીદાર હતા. આનંદરાવને દેશમાં ભાઈબેન વગેરે પરિવારમાં હતાં. શ્રાવણ મહિનો આવ્યો અને દેશમાંથી તેની બેને આનંદરાવ માટે રક્ષાબંધન પર્વ નિમિત્તે એક સુંદર રાખડી પોસ્ટમાં મોકલી હતી. આનંદરાવ પોતાના રૂમમાં બેઠો હતો. એટલામાં પોસ્ટ આવી અને ખોલીને જુએ તો અંદરથી એક સુંદર કલાકૃતિ વાળી બેને મોકલેલી રાખડી હતી. રાખડી જોઈને જ આનંદરાવને પોતાની બેન અને બેનની મમતા–સ્નેહની સ્મૃતિ થઈ આવી આ સ્મૃતિના કારણે આનંદરાવ રડી પડયો. રડયો તો એવો રડયો કે ધ્રુસકા ભરવા લાગ્યો. આનંદરાવનું રૂદન સાંભળી આલ્બર્ટ જલ્દી દોડી આવ્યો. આલ્બર્ટે પુછયું, "કેમ ભાઇ! તું શા માટે રડે છે? તબીયત સારી નથી?" આલ્બર્ટ પણ ગળગળો થઈ ગયો. મારા મિત્રને શું થઈ ગયું? તે પણ વિચારમાં પડી ગયો. આનંદરાવ કંઈક શાંત થયો અને તેના મિત્રને કહ્યું "જો ભાઈ! આજે અમારૂં ભારતીય રક્ષાબંધન પર્વ છે અને મારી બેને અમારા ભાઈબેનના સ્નેહના પ્રતિક સમી આ રાખડી મોકલી છે. આ રાખડી જોઈ મને મારી બહેન યાદ આવી ગઈ અને મારૂં હૈયું હાથ ન રહ્યું. હું રડી પડયો. ભાઈ! મારી તબીયત સારી છે. તું ચિંતા ન કરીશ."

આલ્બર્ટ આ બધું સાંભળી વિચાર કરતો જ થઈ ગયો. ભારતીય લોકોમાં ભાઈબેનને આટલો બધો સ્નેહ અને તેનું આવું સુંદર પ્રતિક રાખડી? સ્નેહ સંબંધ માટે આવું એક સ્વતંત્ર પર્વ! ધન્ય છે ભારત દેશને! ધન્ય છે ભારતીય સંબંધોને! ધન્ય છે ભારતના ભાઈ અને બેનને! મારા રશિયા દેશમાં આવો સ્નેહ, આવા સંબંધ, આવા પ્રતિક અને આવા પર્વ કયારે ઉજવાશે?

આલ્બર્ટે ભારતીય ભાઈબહેનના પ્રેમની કદર કરી. ભારતીય તહેવારોનું સંશોધન કર્યું. છેવટે તે ભારત આવ્યો. આલ્મોડા પહાડ નજીક તેણે એક ઝૂંપડી બાંધી. તેમાં રહેવા લાગ્યો. તેણે ભાઈબેનના પ્રેમ સંબંધો કેવા હોય, તે સંબંધી રશિયન

ભાષામાં લેખમાળા શરૂ કરી. રશિયન પેપરોમાં તેના લેખોનો પ્રચાર થવા લાગ્યો. આલ્બર્ટે પ્રતિજ્ઞા કરી કે "જ્યાં સુધી રશિયન બહેનો જ્યારે તેના ભાઈને રાખડી બાંધશે અને મારી બેન મને અહીં રાખડી મોકલશે ત્યારે જ હું ભારત છોડી રશિયા જઈશ."

કહેવાનો ઉદ્દેશ એ છે કે બહેનો, ભાઈ માટે પ્રેમ અને ભાઈઓ બેન માટે મમતા રાખશે તો સંસારમાં શંતિનું અને ભારતીય સંબંધોનુ ગૌરવ બની રહેશે.

મન ભાઇ છે અને બુધ્ધિ બહેન છે. બુધ્ધિ ઘણીવાર મનં ભાઈને સમજાવે છે કે, "ભાઈ! સંયમમાં રહો સૌ સાથે પ્રેમ રાખો, સ્નેહનો સથવારો બનાવો". મન તો સ્વતંત્ર છે. તે તો બુધ્ધિની વાતને તિરસ્કારે છે. મન રૂપી ભાઇ જ્યારે બુધ્ધિ રૂપી બહેનની વાતમાં સહકાર આપશે ત્યારે આનંદ મંગળ થશે. બુધ્ધિ બહેન મન ભાઈને પ્રેમથી બોલાવી તેને હાથે સ્નેહસૂત્રની રાખડી બાંધે છે.

આજના આ પવિત્ર પર્વે સૌ દ્રઢ પ્રતિજ્ઞા લેજો કે કોઈ સાથે બગાડશો નહિ. સૌ સાથે સ્નેહ-પ્રેમનો સંબંધ જોડી વસુધાને કુટુમ્બ બનાવી લેશો. ખરેખર ત્યારેજ માનવ જીવનની ધન્યતા ગણાશે.



## ૨૯

# સિધ્ધ એટલે નિરાકાર પરમાત્મા

(શ્રાવણ વદ ૧ તા. ૧૦-૮-૭૬ મંગળવાર)

ત્રિલોકી નાથે સિધ્ધાંતની પરૂપણા કરી છે. સિધ્ધાંત એટલે શું? કર્મોનો અંત લાવી સિધ્ધિને વરાવે તેનું નામ સિધ્ધાંત. જ્ઞાનીજનો ફરમાવે છે કે

येनादि मुक्तौ किल संति सिध्धा, माया विमुक्ता गत कर्मबंधाः ।
एक स्वरुपाः कथिता कविन्द्रै, सिध्धांत शास्त्रेषु निरंजना स्ते ॥

જૈન દર્શનમાં બે પ્રકારના ઈશ્વર જણાવ્યા છે. એકને અરિહંત તીર્થંકર પરમાત્મા કહેવાય છે અને બીજા સિધ્ધ પરમાત્મા કહેવાય છે. અરિહત તીર્થંકર પ્રભુ વિષે વિવેચન થઈ ગયું છે. હવે સિધ્ધ પ્રભુ વિષે જાણીએ. રાગ-દ્વષાદિથી મુકત થઈ જે સિધ્ધ થાય છે, જેના કર્મબંધો ક્ષય થયા છે, જે માયાથી વિમુકત બન્યા છે. કવીન્દ્રોએ આવા એક સ્વરૂપવાળા જેને સિધ્ધાંત શાસ્ત્રોમાં નિરંજન કહેવાય છે તેઓ સિધ્ધ છે,

જે આત્મા આઠે કર્મોનો નાશ કરે છે. તે સિધ્ધ બની જાય છે. સિધ્ધ બની ગયા પછી તેનું સ્વરૂપ કેવું હોય છે?

મુકત હોને પર વહી આત્મા પુન જન્મ નહીં પાતા હૈ
જીવ અનંતાન્ત જગતમેં, ગણના મેં નહીં આતા હૈ
છિલકે સે તંદુલ મુકત હોય, છિલકે કો ફિર નહીં પાતા હૈ
યોં કર્મો સે મુક્ત આત્મા, બંધન મેં ફિર નહીં આતા હૈ.

જે આત્મા કર્મોથી મુકત થાય છે. તેને આ સંસારમાં ફરી જન્મ લેવો પડતો નથી. જગતના અનંતા જીવોની ગણનામાં તેને આવવું પડતું નથી. જેમ કે ફોતરાથી ચોખા અલગ થઈ ગયા પછી ફરી ફોતરાને ચોંટતા નથી. એવી રીતે આ આત્મા પણ જ્યારે કર્મોથી મુકત બને છે ત્યારે ફરી કર્મબંધનમાં આવવું પડતું નથી.

## સિધ્ધ ભગવંત કેવા છે?

तेषां न कायो न मनो न रुपं, महाकवीनामकल स्वरुपं
नेच्छा न मोह: पुनरागमो न, द्वेषो न वेषो न मदो न मान ॥

સિધ્ધ ભગવંતને કાયા નથી, મન નથી, રૂપ નથી, મહાકવીઓ પણ જેના સ્વરૂપને કળી શકતાં નથી, ઇચ્છા નથી, મોહ નથી, ફરી આગમન નથી. જેને કોઈ પ્રકારે દ્વેષ નથી, જેનો કોઈ વેષ નથી, જેને મદ કે માન પણ નથી. વળી કહે છે.

सिध्धा न नार्यो न नरानकलाबा, कतृत्वयोगा न चला न संति ।
न सृष्टि संहार कृतो न द्रश्या: भोगार्थिनो ना कृतिधारका न ॥

## સિધ્ધોનું સ્વરૂપ કેવું છે?

આપણા ઈશ્વરનું સ્વરૂપ બતાવે છે કે સિધ્ધ ભગવંતો નારી નથી, નર નથી કે નપુંસક નથી. તમો નર–નારી મટી જાવ એટલે તમો પણ નારાયણ થઈ જાવ. આપણા ઈશ્વર જગતના કોઈપણ કાર્યો કરતાં નથી. તેઓ કયારેય ચલાયમાન થતાં નથી. સૃષ્ટિનો સંહાર કર્તા ઈશ્વર નથી. ઈશ્વર દેખાતા નથી. ભોગના અર્થી નથી. કોઈ આકૃતિના ધારક નથી. જૈન આગમોમાં ઈશ્વરને સૃષ્ટિના કર્મો, સૃષ્ટા કે હર્તા બતાવવામાં આવ્યા નથી. અખંડ ચૈતન્ય, નિરંજન, નિરાકાર સ્વરૂપ ઈશ્વર છે.

**નમો સિધ્ધાણં** નમોકકાર મંત્રના બીજા પદમાં આવા ઈશ્વરને નમસ્કાર છે. જે સિધ્ધ થઈ ગયા છે, જે સિધ્ધ થઈ રહ્યા છે, જે સિધ્ધ થવાના છે. આવા ત્રિકાળ વર્તી અનંત સિધ્ધોને નમસ્કાર કરવામાં આવ્યા છે. આત્મ ધર્મની પૂર્ણ પ્રાપ્તિ તે પરમાત્મા સ્વરૂપ છે. ધર્મ એટલે આત્માનો પરમ પુરૂષાર્થ છે.

આજના સંતાનો તમોને પ્રશ્ન કરશે કે સ્થાનકવાસી ધર્મમાં ઈશ્વર પૂજા, જ્યોતિ, ધૂપ, પુષ્પ કે હુતાશન કંઈ પણ નથી ? તેના સમાધાન માટે એક કવિએ ભગવાન આદીનાથની ભક્તિ કરતાં એક રચનામાં બતાવ્યું છે કે...

**તમે તરણ તારણ દુઃખ નિવારણ, ભવિક જીવ આરાધનં**
**શ્રી નાભિનંદન જગત વંદન, નમો સિધ્ધ નિરંજનં ० ૧**

જગતને, વંદન યોગ્ય, નાભિ રાજાના નંદન ઋષભદેવ જેઓ નિરંજન સિધ્ધ બન્યા છે તેમની પ્રાર્થના કરતાં કહે છે. હે સિધ્ધ ભગવંત ! તમો સંસાર તરી ગયા છો. ભવ તારણ–દુઃખ નિવારણ માર્ગ બનાવી ગયા છો જેથી ભવ્ય જીવોને આરાધના કરવા લાયક છો.

## સિધ્ધ ભગવંત ક્યાં બિરાજે છે?

**ગગન મંડળ મુક્તિ પદવી, સર્વ ઉર્ધ્વ નિવાસનં**
**જ્ઞાન જ્યોતિ અનંત રાજે, નમો સિધ્ધ નિરંજનં ० ૨**

અનંતજ્ઞાન જ્યોતિ સ્વરૂપ સિધ્ધ ભગવંત ક્યાં બિરાજે છે તેનું સ્વરૂપ કવિ બતાવે છે કે હે પ્રભુ ! તમો ગગન મંડળની અંદર, સર્વથી ઉચ્ચ નિવાસ કરી, મુક્તિની પદવી પ્રાપ્ત કરી બિરાજી રહ્યા છો. આ ધરતિથી ઉંચે સિધ્ધ ભગવંત કેટલા દૂર છે તેનું માપ બતાવે છે. સમપૃથ્વીથી ૭૯૦ જોજન ઉંચે **તારા મંડળ** આવે. તેનાથી દશ જોજન જઈએ ત્યારે **સૂર્ય વિમાન** આવે. તેનાથી એંસી જોજન ઉંચે જઈએ ત્યારે **ચંદ્ર વિમાન** આવે. તેનાથી ચાર જોજન જઈએ ત્યારે **નક્ષત્ર વિમાન** આવે. તેનાથી ચાર જોજન જઈએ ત્યારે **બુધનો તારો** આવે. તેનાથી ત્રણ જોજન ઉંચે જઈએ ત્યારે **બૃહસ્પતિનો તારો** આવે. તેનાથી ત્રણ જોજન ઉંચે જઈએ ત્યારે **મંગળનો તારો** આવે. તેનાથી ત્રણ જોજન ઉચે જઈએ ત્યારે **શનીનો તારો** આવે. એમ નવસો જોજન સુધી **જ્યોતિષચક્ર** રહેલ છે. તેનાથી અસંખ્યાત જોજન ક્રોડાક્રોડ ઉંચે જઈએ ત્યારે ૧ **સુધર્મ** ૨ **ઈશાન** ૩ **સનતકુમાર** ૪ **માહેન્દ્ર** ૫ **બ્રહ્મલોક** ૬ **લાંતક** ૭ **મહાશુક્ર** ૮ **સહસાર** ૯ **આણુત** ૧૦ **પ્રાણુત** ૧૧ **આરણ** ૧૨ **અચ્યુત દેવલોક** આવે છે. તેનાથી અસ. જોજન ક્રોડાક્રોડી ઉચે જઈએ ત્યારે નવ ગ્રૈવેયિક વિમાન આવે છે. ૧ **ભદ્દે** ૨ **સુભદ્દે** ૩ **સુજાએ** ૪ **સુમાણુસે** ૫ **પ્રિયદંસણે** ૬ **સુદંસણે** ૭ **આમોહે** ૮ **સુપડિ બુધ્ધે** ૯ **જશોધરે** વિમાન આવે છે. તેનાથી અસં. જોજન ઉંચપણે જઈએ ત્યારે પાંચ **અનુત્તર** વિમાન આવે છે. ૧ **વિજય** ૨ **વિજયંત** ૩ **જયંત** ૪ **અપરાજીત** ૫ **સર્વાર્થ સિદ્ધ વિમાન** આવે છે. ત્યાંથી બાર જોજન ઉંચપણે **મુક્તિ શીલા** છે. તે મુક્ત શીલા કેવી છે ?

૪૫ લાખ જોજનની લાંબી પહોળી છે. વચ્ચમાં આઠ જોજન જાડી છે. છેડે માખીની પાંખ થકી પણ પાતળી છે. ઉજળી, ગોખીર, શંખ, ચંદ્ર અંકરત્ન મોતીના હાર અને ક્ષીર સાગરના પાણીથી પણ અધિક ઉજળી છે. તે સિધ્ધશીલા વચ્ચે આઠ જોજન દળવાળી છે. તેના છેલ્લા જોજનના છઠ્ઠા ભાગને વિષે સિધ્ધ ભગવંત નિરંજન નિરાકાર સ્વરૂપે અનંત અનંત સુખની લહેરમાં બિરાજી રહ્યા છે. આવી રીતે લોકાગ્રે પરમ ઉંચ કોટીના શાશ્વતા પરમ સિધ્ધિના સ્થાને સ્વયં જ્યોતિ સ્વરૂપ બિરાજે છે. ભગવંતની જ્યોતિ સામે સૂર્ય અને ચદ્ર પણ ઝાંખા પડી જાય છે. આવું પરમ સ્વરૂપ આપણાં પ્રભુનું છે.

**અજ્ઞાનનિદ્રા, વિગતવેદન, દલિત મોહ નિરાયુષં**
**નામ ગોત્ર નિરંતરાયં, નમો સિધ્ધ નિરંજન ૦ ૩**

આ પદમાં મુક્તિના બાધક તત્વો બતાવ્યા છે. જેને આપણે અષ્ટકર્મ કહીએ છીએ. જેમ કે ૧ **જ્ઞાનાવરણી કર્મ** જે જ્ઞાન થવા દેતું નથી. તે અજ્ઞાનતામાં જ રમણ કરાવે છે. આવા અનંત અજ્ઞાનને જેણે ટાળ્યું છે. ૨ **દર્શનાવરણીય કર્મ** જે દર્શન (જાગૃતિ) થવા દેતું નથી. તે વિવિધ પ્રકારની નિદ્રામાં પોઢાડે છે. આવી અનંત નિદ્રાનો જેણે નાશ કર્યો છે. ૩. **વેદનીય કર્મ** જે અનંત સુખને રોકનારૂં છે. આત્મીય સુખ થવા દેતું નથી આવી અનંતી શારિરીક શાતા-અશાતાનો જેણે નાશ કર્યો છે. ૪ **મોહનીય કર્મ** જે સમ્યક્ત્વ અને ચારિત્રને પ્રગટ થવા દેતું નથી. જે મિથ્યાત્વ અને અવૃતરૂપી મોહ અટવીમાં ઘુમાવે છે. જેણે આવા મોહનીયના દલીકોનો નાશ કર્યો છે. ૫ **આયુષ્ય કર્મ** જે દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી ગતિના આયુષ્યમાં રોકી રાખે છે. જે અક્ષય સ્થિતિને પ્રગટ થવા દેતા નથી. જેઓ આવી ચારે ગતિના આયુષ્યનો નાશ કરી નિરાયુષ બન્યા છે. અક્ષયસ્થિતિવંત તે આપણા સિધ્ધ પ્રભુ છે. ૬ **નામ કર્મ** જે વિવિધ પ્રકારના શરીર, અંગોપાંગ, સંઘયણ, સંસ્થાન, વર્ણ, ગંધ, રસ, સ્પર્શાદિ નામ વડે ઓળખાઈએ છીએ. તેનું કારણ નામ કર્મ છે. આપણા પ્રભુએ આવા વિવિધ નામનો ક્ષય કરી અમૂર્ત સ્વરૂપ પ્રાપ્ત કરેલ છે. ૭ **ગોત્ર કર્મ**. જેના વડે ઉચ્ચતા, નીચતાના ભેદોમાં જીવોની ગણતરી થાય છે. સિધ્ધ દેવો આવા ગોત્ર કર્મનો નાશ કરી અગુરૂ લઘુ ગુણમાં રમણ કરી રહ્યા છે. ૮ **અંતરાય કર્મ** જે કર્મ જીવાત્માને દાન-લાભ-ભોગ-ઉપભોગ અને વીર્ય શક્તિની પ્રકટ થવા ન દે અને અંતરાય કરાવે છે તે અંતરાય કર્મ છે. ભગવંત અનંત વીર્યશક્તિ ગુણ પ્રકટ કરી સ્વભાવમાં રમણ કરતાં નિરંજન સ્વરૂપમાં સિધ્ધરૂપે બિરાજી રહ્યા છે. તેમને અમારો નમસ્કાર હોજો.

**વિકટ ક્રોધા, માન યોદ્ધા, માયા લોભ વિસર્જનં**
**રાગ-દ્વેષ વિમર્દ અંકુર, નમો સિદ્ધ નિરંજનં ૦ ૪**

જગત જીવો માટે ક્રોધને જીતવો કઠિન છે. માનરૂપી યોધ્ધાને પરાજીત કરવો મુશ્કેલ છે. માયા અને લોભને વિસર્જન કરવો અઘરો છે. રાગ-દ્વેષના અંકુરનો નાશ થવો સાધારણ નથી. પરંતુ આપણા પ્રભુજીએ ક્રોધ, માન, માયા, લોભ, રાગ અને દ્વેષ ઉપર વિજય મેળવી લીધો છે. જેથી નિરંજન સ્વરૂપ સિધ્ધ ભગવંતને નમસ્કાર હોજો.

**એક માંહિ અનેક રાજે, અનેક માંહિ એકીકમ**
**એક અનેક કી નાંહિ સંખ્યા, નમો સિદ્ધ નિરંજનં ૦૫**

જૈન દર્શનમાં ભગવાન એક નથી. જે જીવો કર્મ મુક્ત બને છે અને સિધ્ધ સ્વરૂપ થાય છે તે સઘળા ભગવંત સ્વરૂપ ઇશ્વર જ ગણાય છે. આવા સિધ્ધો અનંતા છે. પ્રશ્ન એ થાય છે કે અનંતામાં અનંતા કેમ સમાઈ શકે છે? જેમ કે એક રૂમમાં અનેક બત્તી કરવામાં આવી છે. તે બધી બત્તીનો પ્રકાશ એક જ રૂમમાં સમાઈ જાય છે. એકનો પ્રકાશ બીજી બત્તીના પ્રકાશને રહેવામાં બાધક નથી તે ન્યાયે એક સિધ્ધ ભગવંતમાં અનેક અને અનેકમાં એક આત્મ પ્રકાશે રહી શકે છે. આવા નિરંજન સ્વરૂપ અનંત સિધ્ધ ભગવંતોને નમસ્કાર હોજો.

**તીર્થ સિધ્ધા, અતીર્થ સિધ્ધા; ભેદ પંચદશાધિકં**
**સર્વ કર્મ વિમુકત ચૈતન્ય; નમો સિધ્ધ નિરંજનં. ૦ ૬**

સકળ આત્માના પ્રદેશથી, સકળ કર્મનું છુટવું, સર્વબંધનનું મુકાવું, સર્વ કાર્યની સિધ્ધિ થાય તેને સિધ્ધ કહેવાય છે.

**સિધ્ધ પંદર પ્રકારે થાય છે.**

૧ **તીર્થસિદ્ધા.** તીર્થંકર ભગવાનને કેવળજ્ઞાન થયા પછી, જેઓ તીર્થમાં રહ્યા પછી મોક્ષમાં ગયા તે તીર્થ સિધ્ધા કહેવાય છે. ગણધર પ્રમુખ.

૨ **અતીર્થસિદ્ધા.** તીર્થંકર પ્રભુને કેવળજ્ઞાન થયા પૂર્વ, જેઓ મોક્ષમાં ગયા તેને અતીર્થ સિધ્ધા કહેવાય છે. મરૂદેવી માતા.

૩ **તીર્થંકર સિદ્ધા.** તીર્થંકર પદ પ્રાપ્ત કરીને જેઓ મોક્ષમાં ગયા તે તીર્થંકર સિધ્ધા કહેવાય છે. ઋષભદેવથી મહાવીરસ્વામી સુધીના ચોવીસ ભગવંતો.

૪ **અતીર્થંકર સિદ્ધા.** જેઓ તીર્થંકર પદ પ્રાપ્ત કર્યા વિના, સિધ્ધ થયા તેને અતીર્થંકર સિધ્ધા કહેવાય છે. કેવળી ભગવંતો.

૫ **ગૃહસ્થલિંગ સિદ્ધા,** જેઓ ગૃહસ્થના વેષમાં રહીને સિધ્ધ થયા તે ગૃહસ્થલિંગ સિધ્ધા કહેવાય છે. મરૂદેવી માતા.

૬ **અન્યલિંગ સિદ્ધા.** યોગી, સંન્યાસી, તાપસ વગેરેના વેષમાં રહીને જેઓ સિદ્ધ થયા, તે અન્યલિંગ સિદ્ધા કહેવાય છે. વલ્કચિરિ આદી.

૭ **સ્વલિંગ સિદ્ધા** જેઓ સાધુના વેષ ધારણ કરી સિદ્ધ થયા તેઓ સ્વલિંગ સિદ્ધા કહેવાય છે. સુધર્મા જંબુસ્વામી વગેરે.

૮ **સ્ત્રીલિંગ સિદ્ધા.** જેઓ સ્ત્રીવેદમાં સિદ્ધ થયા તે સ્ત્રીલિંગ સિદ્ધા કહેવાય છે. ચંદનબાળા વગેરે.

૯ **પુરૂષલિંગ સિદ્ધા.** જેઓ પુરૂષવેદમાં સિદ્ધ થયા તે પુરૂષલિંગ સિદ્ધા કહેવાય છે. ગૌતમસ્વામી વગેરે.

૧૦ **નપુંસકલિંગ સિદ્ધા.** જેઓ નપુંસક વેદમાં સિદ્ધ થયા તે નપુંસકલિંગ સિદ્ધા કહેવાય છે. ગાંગેય અણગાર.

૧૧ **પ્રત્યેકબુદ્ધસિદ્ધા** કોઈ પણ પદાર્થ દેખી પ્રતિબોધ થાય અને જેઓ સ્વયં દીક્ષા લઈ સિદ્ધ થાય, તે પ્રત્યેક બુદ્ધ સિદ્ધા કહેવાય છે. કરકંડુ આદી

૧૨ **સ્વયંબુદ્ધસિદ્ધા.** જેઓ ગુરૂના ઉપદેશ વિના, પોતાની મેળે જાતિ સ્મરણ આદી જ્ઞાનથી પ્રતિબોધ પામી, સિદ્ધ થાય તે સ્વયં બુદ્ધ સિદ્ધ છે. કપિલાદી

૧૩ **બુદ્ધબોહિ સિદ્ધા.** જેઓ ગુરૂનો ઉપદેશ સાંભળી, વૈરાગ્ય પ્રાપ્ત કરી મોક્ષમાં ગયા તે બુદ્ધબોહિ સિદ્ધા કહેવાય છે. જંબુસ્વામી વગેરે.

૧૪ **એકસિદ્ધા.** જેઓ એક સમયમાં એકલા જ મોક્ષમાં જાય, તે એક સિદ્ધા કહેવાય છે. મહાવીરસ્વામી.

૧૫ **અનેકસિદ્ધા.** જેઓ એક સમયમાં ઘણાં જીવો મોક્ષમાં જાય, તે અનેક સિદ્ધા કહેવાય છે. ઋષભદેવસ્વામી આદી.

આવી રીતે પંદર પ્રકારે સર્વકર્મથી ચૈતન્યને વિમુક્ત બનાવી સિદ્ધ થાય છે તેને અમારો નમસ્કાર હોજો.

### પ્રભુ પૂજાના સાધનો કેવા હોય છે ?

ધ્યાન ધુપં મન પુષ્પં, પંચેન્દ્રિય હુતાશનં,
ક્ષમા જાપ. સંતોપપૂજા, પૂજો દેવ નિરંજનં ૦ ૭

સાધક આત્માએ પ્રભુના ધ્યાનરૂપ ધુપને કરી, મન યોગને પુષ્પ બનાવી પ્રભુ ઉપર ચડવી, પાંચે ઇંદ્રિયોના વિષયોની અગ્નિ પ્રકટાવી, ક્ષમાના જાપ સાથે સંતોષ ધર્મ દ્વારા પૂજા વડે નિરંજન નિરાકાર પરમાત્માની પૂજા કરવાની હોય છે. જેઓ આવા સમ્યક્‌સાધનો વડે નિરંજન દેવને પુજે છે, તેઓ પણ કર્મક્ષય કરી સિદ્ધ

બની જાય છે પરમાત્મા પુજન માટે એક પણ પૈસાના ખર્ચ વગર, કોઈપણ દ્રવ્યની આવશ્યકતા વિના, આધ્યાત્મિક ભાવો વડે કેવી સુંદર પુજા થાય છે. સ્થાનકવાસી જૈનો આવી પૂજા વડે આત્મશ્રેય કરતાં આવ્યા છે.

સિધ્ધ પદ અને મોક્ષ પદને નિર્વાણ પદ કહેવાય છે. નિર્વાણ પદની પ્રાપ્તિ કોણ કરી શકે છે?

જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજ જ્ઞાન
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ.

જેને નિર્વાણ પદની પ્રાપ્તિ કરવી હોય તો તેણે આત્માની સુવિચારણા કરવાની હોય છે. આવી વિચારણા વડે જ આત્મજ્ઞાન પ્રગટે છે અને આવા આત્મજ્ઞાનથી જ મોહ કર્મ ક્ષય થાય છે. મોહ ક્ષય થયો એટલે નિર્વાણની પ્રાપ્તિ થાય છે.

જ્યાં સુધી જ્ઞાન વડે અંતર પરિણુતી પ્રગટે નહીં ત્યાંથી અંતર રોગ ટળી શકતો નથી. શ્રીમદે કહ્યું છે કે.

દશા ન એવી જ્યાં સુધી, જીવ લહે નહિ જોગ
મોક્ષ માર્ગ પામે નહિ, મટે ન અંતર રોગ,

સમ્યગ્જ્ઞાન એ મુક્તિનું પરમ સાધન છે. આવા ઉત્તમ સાધન વડે સંયમ ધર્મનો સ્વીકાર ન કરે અને ખાલી વાતો જ કરી ભલભલા આદમીને બાહ્ય જ્ઞાન વડે આંજી નાંખે તેનાથી શું વળે? જ્ઞાનનું પ્રાગટ્ય સાધુતામાં નીતરે ત્યારે જ ભવ રોગ દુર થાય અને મોક્ષ માર્ગની પ્રાપ્તિ થાય છે.

એક રાજા ઘણો જ વિદ્વાન હતો. તેણે રાજ્યમાં ઘણાં પંડીતો રાખ્યા હતાં. રોજરોજ પંડીતોને બેસાડી જ્ઞાનની વિવિધ પ્રકારે ચર્ચાઓ કરે. એકવાર પંડીતોની સાથેની ચર્ચા સમયે વિદ્વત સભામાં એક નવા પંડીત આવ્યા. રાજા, નવા પંડીતને આવેલા જોઈ ખુશી થયા. તેનું સ્વાગત કરવામાં આવ્યું. રાજાએ પંડીતજીના પરિચય માટે પુછયું "પંડીતજી તમારૂં નામ શું છે?" બધા પંડીતો બેઠા છે અને આ વિદ્વત સભા છે એમ જાણી પંડીતે કહ્યું. "રાજન્! મારૂં નામ આત્મારામ છે." રાજા અને સર્વ પંડીતો આત્મારામજીનું નામ સાંભળી ખૂબ ખુશ થયા. રાજાએ તુરત બીજો પ્રશ્ન કર્યો "પંડીતજી! આપનો નિવાસ કયાં છે?" પંડીત સમજી ગયો કે જ્ઞાનપૂર્વક જવાબ દેવામાં જ મઝા છે, નહીં તો કિંમત થઈ જશે. આમ વિચારી પંડીતજીએ કહ્યું. રાજન્! મારૂં નિવાસ સ્થાન તો કાયાપુરીમાં છે. આ વાત સાંભળી સૌ આશ્ચર્યમાં પડી ગયા. વાહ રે પંડીત વાહ! રાજાને પંડીતજીની પરીક્ષા કરવાનું મન થયું. સાથે સાથે પુછી લીધું. "પંડીતજી! સ્નાન કરશો ને?" પંડીતે કહ્યું "અરે રાજન્! જ્યાં જ્ઞાન ગંગા વહી રહી છે ત્યાં સ્નાન તો સ્વયં

થઈ જ જાય છે. વળી જલ સ્નાનની શી જરૂર? રાજાએ પંડીતજીના આ આત્મજ્ઞાનની વધારે કસોટી કરવા માણસોને ખાનગી સૂચના આપી દીધી. રાજાએ સર્વ પંડીતોને આજે રાજ્યમાં ભોજન કરવાનું નિમંત્રણ આપેલું છે. જેથી સમય થયે સૌને ભોજન ગૃહમાં પ્રવેશ કરાવ્યો. નવા આત્મજ્ઞાની પંડીત માટે ચાંદીનો બાજોઠ છે. સોનાની થાળી, કટોરાં અને સોનાનો લોટો ગ્લાસ મુકવામાં આવ્યા છે. સૌ પંડીતો બેસવા લાગ્યા. નૂતન પંડીત માટે વિશેષ બેઠક હતી. તેના ઉપર નવા પંડીત બેઠા. આ બધું જોઈ પંડીતજી તો ઘણાં ખુશ થયાં. મનોમન થયું કે રાજાએ મારા આત્મજ્ઞાનની જરૂર કદર કરી લાગે છે. એટલામાં તો બધા પંડીતોની થાળીઓ મિષ્ટભોજનથી મહેકવા લાગી. આ નવા પંડીતની થાળી તો સૂચના મુજબ ખાલી રહી. કોઈપણ ચીજ પીરસાણી નહિ. તેને થયું કે મારા માટે વિશેષ ભોજનની તૈયારી હશે. એમ માની બેઠા રહ્યા.

રાજા ભોજનગૃહમાં પધાર્યા. સૌ પંડીતોને ભોજન આરોગવા વિનંતિ કરી. સૌ ભોજન કરવા લાગ્યા. રાજા નૂતન પંડીત પાસે આવ્યા અને કહ્યું. અરે પંડીતજી! તમો હજુ કેમ બેઠા છો? ભોજન આરોગો. પંડીતજી શું કહે? ભોજન થાળ ખાલી જ હતો. ચૂપચાપ મન મજબૂત કરી મૌન ભાવે બેઠા રહ્યા. સૌ પંડીતો ઉઠવા લાગ્યા ત્યારે રાજાએ કહ્યું કેમ પંડીતજી! ભોજન થઈ ગયું? અરે મહારાજ! તમે તો બહુ કરી. કેમ શું થયું? "કાયાપુરીના નિવાસી આત્મારામજીને જ્ઞાન ગંગામાં સ્નાન કર્યા પછી જ્ઞાનામૃત ભોજન સીવાય બીજા ભોજનની શી જરૂર ગણાય?" રાજાની આ વાત સાંભળી, પંડીત શરમાઈ ગયો પોતાના લુખા જ્ઞાનનો અહં ઉતરી ગયો અને બોલ્યો. મહારાજ! હવે તો ભોજન પીરસાવો. ઘણી ભૂખ લાગી છે. રાજાએ છેવટે પંડીતજીનું જ્ઞાન અહં ઉતારી મીઠું ભોજન કરાવી, જ્ઞાન શીક્ષા સાથે રવાના કર્યો. જ્ઞાનની વાતો કરવી, ચર્ચા કરવી કે ઉપદેશ કરવો તે સહેલી વાત છે પરંતુ જ્ઞાનપૂર્વક જીવન જીવવું ઘણું કઠિન છે. જ્યાં સુધી જગતના જીવો જ્ઞાનાત્મક જીવન નહીં જીવે ત્યાં સુધી તેની સિધ્ધિ નહીં થાય.

**આત્મા કેવો છે તે સંબંધી આચાર્યશ્રીનો આત્મધ્વનિ સાંભળો.**

अरसमरुवमगंधं, अव्वत्तं चेदणा गुणमसद्दं
जाण अलिंगग्गहणं, जीवमणिद्दिठ संठाणं।
णिद्दंडो णिद्दंदो णिम्ममो, णिक्कलो णिरालंबो
णीरागो णिदोसो, णिम्मूढो, णिब्भयो अप्पा।
णिग्गंथो णीरागो, णिस्सल्लो सयलदोसणिम्मुक्को
णिक्कामो, णिक्कोहो, णिम्मागो, णिम्मदो अप्पा।

णाहं देहो ण महो, ण चेव वाणी ण कारणं तेसिं
कत्ता ण णकारयिदा, अणुमंता णेवकम्मणं।
अहमिक्को खलु सुध्धो, णिम्ममओ जाणदंसण समग्गो
तम्हि ठिओ तच्चित्तो, सव्वे एए खयं णेमि।

હું અરસ, અરૂપ, અગંધ, અવ્યક્ત ચેતના ગુણવાળો અશબ્દ છું. જીવ અલિંગ ગ્રાહ્ય છે તેમ જાણ. જીવ અદૃશ્ય સંસ્થાન રહિત છે. હું નિર્દંડ, નિર્દ્વન્દ, મમત્વ રહિત, શરીર રહિત, નિરાલંબ વીતરાગ છું. હું મોહ રહિત નિર્ભય આત્મા છું, હું નિર્ગ્રન્થ નિરાગી, નિઃશલ્ય સકલ દોષ વિમુકત આત્મા છું. હું નિષ્કામી, નિક્રોધી, નિર્માની, નિર્મદી આત્મા છું. હુંશરીર નથી, મન નથી, વાણી નથી, તેનું કારણ નથી, હું કર્તા નથી, હું કરાવનાર નથી. હું કર્મનો અનુમોદનાર નથી. આચાર્યશ્રીની નિશ્ચયનય સંબંધી આત્માની ઓળખમાં હું આ નથી. તે બનાવનાર અહિં હવે હું શું છું તે કહે છે. હું જ્ઞાન દર્શનથી સંપૂર્ણ નિર્મમત્વી એક શુધ્ધ આત્મા છું. હું બધા પર ભાવનો ક્ષય કરૂં છું અને શુધ્ધ સ્વભાવમાં સ્થિત એવં તન્મય છું.

अनन्त गुण स्वरूपोऽहम्, अनंतानंत गुण स्वरूपो ऽहम् ॥

આત્મ સ્વરૂપને માટે આચાર્ય માઘ કહે છે કે હું અનંત ગુણ સ્વરૂપ છું. અનંતાનંત ગુણ સ્વરૂપ છું એટલે આ મારૂં નિશ્ચયમાં શુધ્ધ સ્વરૂપ છે.

પરમાત્મા સ્વરૂપ કેવું છે?

चिदानंद मयं शुध्धं, निराकारं निरामयं
अनंत सुख संपन्नं, सर्व संग विवर्जितं ॥
निर्विकारं निराधारं अनंतवीर्यं संपन्नं
परमानंद संपन्नं, शुध्ध चैतन्य लक्षणं ॥

ચિંદાનંદમય શુધ્ધ, નિરાકાર, નિરામય, અનંત સુખ સંપન્ન, સર્વસંગ રહિત નિર્વિકાર, નિરાધાર, અનંતવીર્ય સંપન્ન, પરમાનંદ સંપન્ન, શુધ્ધ ચૈતન્ય લક્ષણ સ્વરૂપ પરમાત્મા છે.

હું છું સિદ્ધ પરમાત્મા, હું છું આત્મારામ
હું છું જ્ઞાતાજ્ઞેયનો ચેતન મારૂં નામ ॥
હું અનંત સુખનો ધણી, સુખમય મુજ સ્વભાવ
અવિનાશી આનંદમય, તે હું ત્રિભુવનરાય ॥
શુદ્ધ અમારૂં રૂપ છે, શોભિત સિદ્ધ સમાન
ગુણ અનંતથી યુકત આ, ચિંદાનંદ ભગવાન ॥

જેઓ સિદ્ધ ક્ષેત્રે વસે, તેઓ આ તન માંહી
નિશ્ચય દષ્ટિ નિહાળતાં, રંચ ફેરક નહિ કાંઈ॥ પરમાત્મ છત્રીસી

પરમાત્મ છત્રીસીમાં આત્મા તે જ પરમાત્મા છે. अप्पा सो परमप्पा એ ન્યાયે નિશ્ચયનય સ્વરૂપી આત્મભાવોનું ઘણું જ સુંદર કથન કરેલું છે. આપણો આત્મા તે પરમાત્મ સ્વરૂપ છે. તે વાતનો સ્વીકાર કરી લેવામાં આવે તો અનંત દુઃખદાયી વિભાવ છૂટી જાય અને અનંતા સિધ્ધ સુખનો સ્વામી બની જાય.

આત્મકર્તૃત્વ અને મોક્ષ

આત્મા છે તે નિત્ય છે, છે કર્તા નિજ કર્મ
છે ભોક્તાવળી મોક્ષ છે, મોક્ષ ઉપાય સુધર્મ

अत्थि जिओ सो निच्चो, कत्ता भोत्ता य पुन्न पावाणं
अत्थि धुवं निव्वाणं, तदुवाआ अत्थि छट्ठाणे ॥

શ્રીમદે આત્મ સિધ્ધિમાં કહ્યું છે કે ૧ આત્મા છે. તે ક્યારેય પણ ન હતો. એમ નથી. તે અનાદિનો છે અનંતકાળ રહેશે. ૨ આત્મા છે પરંતુ નિત્ય છે સદા રહેવાનો છે. દ્રવ્ય દૃષ્ટિએ તેનું નિત્યપણું છે. પર્યાય અપેક્ષાએ તેની પરિણતી બદલતી રહે છે. ૩ આત્મા પોતાના કર્મનો કર્તા છે. ઈશ્વર કંઈપણ સુખદુઃખનો કર્તા નથી. આપણે જ આપણા પુણ્ય પાપના કર્તા છીએ. ૪ આત્માએ જે કંઇ સારા નરસા કર્મો કર્યા છે. તેનો ભોક્તા પણ પોતે જ છે. આપણા કરેલા કર્મો આપણે જ ભોગવવાના હોય છે. ૫ કરેલા કર્મોની મુક્તિ એટલે મોક્ષ પણ હોય છે. કર્મોને ભોગવી લીધા પછી આત્માનો મોક્ષ થાય છે. ૬ સમ્યગ્ ધર્મએ મોક્ષ પ્રાપ્તિનો સુંદર શ્રેષ્ઠ ઉપાય છે.

આત્માનું સદા નિત્યત્વ

न जायते म्रियते वा कदाचिन्नायं, भूत्वा भविता न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो, न हन्यते हन्यमाने शरीरे ॥

હિંદુ દર્શનમા પણ આત્મા માટે કહ્યું છે કે આત્મા જન્મતો નથી. તેમ મરતો પણ નથી. તે ક્યારેય પણ પૂર્વ નહિ હોય અને ફરી નહિ હોય, એમ નથી. આત્મા અજર અમર નિત્ય શાશ્વત પુરાતન છે. શરીર હણાય છે છતાં તે હણાતો નથી.

જ્ઞાતાધર્મકથાંગ સૂત્ર ચાલી રહ્યું છે. મહાબળ મુનિ તીર્થંકર ગોત્રને યોગ્ય વીસ બોલમાંથી બીજા બોલ સિધ્ધપદની ભક્તિ પૂર્વકની આરાધના કરે છે. સ્વ-રમણતાના શુધ્ધ ભાવોનો આસ્વાદ માણી રહ્યા છે. હવે ત્રીજો બોલ શું છે. તેના માટે કેવી આરાધના થશે, તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.

૩૦

# અષ્ટ પ્રવચન માતાનું દર્શન

(શ્રાવણ વદ ૨ તા. ૧૧-૮-૭૬ બુધવાર)

ભારત વર્ષમાં માતાઓ પૂજાય છે. સુમનમાં જેવું સ્થાન સૌરભનું છે. સરિતામાં જેવું સ્થાન સલિલનું છે. છીપમાં જેવું સ્થાન મોતીનું છે. તારમાં જેવું સ્થાન ઝંકારનું છે. વિદ્યામાં જેવું સ્થાન વિનયનું છે. ધર્મમાં જેવું સ્થાન દયાનું છે. સમષ્ટિમાં જેવું સ્થાન માનવતાનું છે. એવું જ સ્થાન માનવ જગતમાં માતાઓનું છે. માતાઓ સન્માનને પાત્ર છે. માતાઓ પૂજાય છે તેનું કારણ તેની પવિત્રતા અને ઉપકાર છે.

## માતા એટલે મમતાની સરિતા

જનેતાની ગોદ એટલે આધિ, વ્યાધિ અને ઉપાધિના ત્રિવિધ તાપની મુક્તિ દાત્રી. જન્મેલું સંતાન માતાની મમતા છોડી શકતું નથી. જેમ જેમ સંસારની હવા લાગે છે, ઉંમરની વૃદ્ધિ થાય છે, બહારના સંસાર સંબંધમાં જોડાઈ છે તેમ તેમ માતાની મમતાથી દૂર થાય છે. માતા સ્વાર્થ છોડી, સંતાનના પરમાર્થ માટે જાતનો ભોગ પણ આપે છે. એટલે તો કહેવાય છે કે **"જનનીની જોડ સખી નહીં જડે રે લોલ."** જેણે માતાના ગુણ અને ઉપકાર જાણ્યા કે સમજ્યા હોય તે બુધ્ધિવાન વ્યક્તિ માતાની અવહેલના કદીએ કરતો નથી અને કહે છે.

**"હે મા! તેરી સૂરત સે અલગ ભગવાન કી સૂરત કયા હોગી ?"**

સૌની સાથે પ્રેમનો સંબંધ જોડો. સૌ તમારા બની જશે. આવું સામાન્ય જ્ઞાન કે સમજણ જેના હૃદયમાં નથી તેઓ સહજ નિમિત્ત મળતાં કલેષને જન્મ આપે છે. કલેષથી ઘરની વ્યક્તિ તો મટી જાય છે. માતા, પિતા કે ભાઈઓથી તો શું તે તો ગામથી પણ છુટ્ટાછેડા લઈ લે છે. તમો એમજ માનતા હશો કે છુટ્ટા છેડાતો પત્નિ સાથે જ લેવાય ? નહીં નહીં ! છુટા છેડા તો આવી વ્યક્તિઓ ઘર, સંઘ અને સમાજથી પણ લઈ લે છે. એક વખત એક ગામમાં અમે ચોમાસુ કર્યું. એક ભાઈ મળ્યા. અમે કહ્યું. " તમારા ગામમાં અમે પહેલીવાર આવ્યા છીએ. તમે ઉપાશ્રયે કેમ નથી આવતાં ?" તે ભાઈએ શું કહ્યું તે સાંભળો ! મહારાજ સાહેબ ! " તમો કહો તો બજારમાં યા મારે ઘેર, તમારી સાથે એક કલાક ઉભો રહું પરંતુ ઉપાશ્રયે તો ન જ આવું." અમે કહ્યું કે એવું શું કારણ છે ? તેણે કહ્યું એકવાર હું આ સંઘ સાથે કામ કરતો હતો. તેણે બધા સામે મારૂં હડહડતું અપમાન કર્યું હતું. ન

**નીચું જોઇને ચાલીએ, મારગડે મન વાળીએ**
**કાંટો કાચના વાગીએ, પડી વસ્તુ જાણીએ**

ચાલવામાં બરાબર ઉપયોગ ન રહે તો આજના ટ્રાફીકવાળા રસ્તા ઉપર વાહન લાગી જવાનો યા એકસીડેન્ટ થઈ જવાનો મોટો ભય રહે છે. સાધુઓને તો ખુલ્લે પગે ચાલવાનું હોય છે. નીચે દૃષ્ટિ ન હોય તો કાંટો કે કાચ લાગી જતાં વાર નથી લાગતી. જેથી ચાલવામાં યતના અને ઉપયોગ બરાબર જાળવી રાખવો આવશ્યક છે. જેનાથી પોતાની અને બીજાની જાત અને જીવનની સલામતી રહે છે. તાત્પર્ય એ છે કે સંભાળીને સાવધાની પૂર્વક ચાલવું જોઈએ.

(૨) ભાષા સમિતિ એટલે ત્યાગી સંતોએ કેવી ભાષા બોલવી જોઈએ ?

कोहे माणे य मायाए, लोभे य उवउत्तया।
हासे भए मोहरिए, विकहासु तहेव य ॥ ઉત્ત સૂત્ર ૨૪/૯

एयाइं अट्ठ ठाणाइं, परिवज्जित्तु संजए।
असावज्जं मिअं काले, भासं भासिज्ज पन्नवं ॥ ઉત્ત. સૂત્ર ૨૪/૧૦

નિર્ગ્રન્થ સંતોએ ક્રોધકારી, માનકારી, માયાકારી, લોભકારી, હાસ્ય, ભય મશ્કરી કે વિકથા વાળી ભાષા આવી આઠ પ્રકારની ભાષાનો ત્યાગ કરી અસાવદ્ય એટલે નિરવદ્ય, મર્યાદિત ભાષાનો પ્રયોગ હંમેશા કરવો જોઈએ. સંતોએ સદા અહિંસક, સત્ય અને પ્રિય ભાષા બોલાવી જોઈએ જેનાથી મહાવ્રતનો દોષ ન લાગે.

જુઓ ! તમોને કેટલી ઈંદ્રિયો મળી છે ? પાંચને ? જી હા, કાન બે છે. સાંભળવાનું કામ એક જ છે. આંખ બે મળી છે, જોવાનું કામ બંનેનું એક છે. નાકના છેદ બે છે સુંઘવાનું કામ એક જ છે. હાથ–પગ બે બે છે. સૌને કામ એક જ છે પરંતુ મુખમાં જીભ કેટલી છે ? એક છે. તેને કામ કેટલા છે ? બે છે. કેવી વિચિત્રતા છે. જીભ એકલી છે પરંતુ કામ બે મળ્યા છે. કયાં કયાં ? એક તો બોલવાનું અને બીજુ સ્વાદ લેવાનું. બોલવાની મર્યાદા ન રહે તો મોટા સંઘર્ષ ઉત્પન્ન થાય છે. ભાષાના દૂરૂપયોગે ભવની વૃદ્ધિ થાય છે. વર્ષોના સંબંધોનો વિચ્છેદ થાય છે. સગા ભાઈઓ અને પરિવારમાં વેર ઝેર થાય છે. જેથી જબાન ઉપર કંટ્રોલ રાખવો જોઈએ. કુદરતની રીત પણ જુઓ ! જીભને કેવી નરમ રાખવામાં આવી છે. બધે હાડકાંનો સંયોગ છે પરંતુ જીભમાં નહીં કેવી વિચિત્રતા છે. એકવાર જીભને પાડોશમાં રહેતા દાંતની સાથે કલેષ થઈ ગયો. દાંત મળીને બોલી ઉઠયા

હમ બત્તીસ તુમ એકલી, રહત રૈન દિન માંય
થોડીસી કાટલી, કહાં પુકારી જાય ?

દાંતે જીભને સંભળાવી દીધું. જુઓ ! અમે બત્રીશ છીએ અને તું એકલી છો. વધારે બોલ બોલ ન કર, શાંતિ રાખ, નહીં તો થોડી કાપી લેશું અને રાડ પડાવી દેશું. એમ કરીને જીભને દબાવી દીધી. પણ જીભને થયું. આ દીકરાઓ બહુ રંજાડે છે તો એક દિવસ તેમને મજા ચખાડી દેવી જોઈએ. એમ કહીને બોલી ગઈ.

**તુમ બત્તીસ મેં એકલી રહત રેન દિન માંય**
**થોડીસી ટેઢી ચલી, તો બત્તીસો ગિર જાય**

છેવટે જીભે દાંતને સંભળાવી દીધું. તમો ભલે બત્રીસ રહ્યા અને હું એકલી રહી. રાત અને દિવસ મને અંધારી ઓરડીમાં રાખવામાં આવે છે તે હું જાણું છું. પરંતુ યાદ રાખજો, જ્યારે હું વાંકી ચાલી અને એક વાર કોઈને સંભળાવી દઈશ તો, કોઈ સહન નહીં કરે. એક તમાચો પડી જશે તો, તમો બત્રીશ જણા ઉભા રહી નહીં શકો, માટે ચૂપ રહો. બ્રશ તમારા ઉપર ફરે છે અને ઓળીયું મારા પર ફરે છે. શાનો ગર્વ કરો છો. શાંતિમાં મઝા છે. સાંભળ્યો ? જીભ અને દાંતનો સંવાદ ? કહેવાનો ઉદ્દેશ એ છે કે ભાષા મળી છે તો સંયમપૂર્વક સાવધ રહીને કોઈ જીવને દુઃખ ન થાય તેવી રીતે પ્રેમથી મધુર વાણી બોલવી જોઈએ. કહ્યું છે કે,

**पर संतावय कारण-वयणं, मोत्तुण सपर हिय वयणं ।**
**जो वदहि भिक्खु तुरियो, तस्स हु धम्मो हवे सच्चं ॥**

શ્રમણસૂત્રમાં કહ્યું છે કે પર જીવને સંતાપ થાય તેવા વચનનો ત્યાગ કરી, જે ભિક્ષુ સ્વ-પરહિતકારી વચન બોલે છે. તેનો એ સત્ય ધર્મ કહેવાય છે. ગૃહસ્થોએ પણ ઘરમાં વ્યવહારમાં કે પરિચયમાં સત્ય પ્રિય અને પવિત્ર ભાષાનો ઉપયોગ કરવો જોઈએ જેથી સૌમાં પ્રેમભાવના વધે અને આનંદ મંગળ બની રહે.

बहुयं मा आलवे ભગવાન મહાવીર ફરમાવે છે કે જ્યારે બોલવાનો અવસર આવે ત્યારે થોડું બોલવું પણ વધારે બોલવું નહીં Speak less but sweet થોડું બોલો પણ મીઠું બોલો.

(૩) એસણા સમિતિ એટલે સાધુસંતોએ સંયમ યાત્રાના પોષણ માટે નિર્દોષ આહાર મેળવવો. નિર્ગ્રન્થ ભિક્ષુએ ૪૨-૪૮-૯૬ દોષ રહિત એસણીક આહારની ગવેષણા કરી મેળવનો જોઈએ આહાર ગવેષણાને સાધુ ભાષામાં ગોચરી કહેવાય છે. ગૃહસ્થોએ પણ ખાનપાનમાં ખૂબજ વિવેક રાખવો જોઈએ. રાત્રિ ભોજનનો સર્વથા ત્યાગ કરી, સપ્ત વ્યસન છોડી માદક અને કંદમૂળનો પરિત્યાગ કરવો જોઈએ. આજીવિકાનું સાધન નિર્દોષ અને પવિત્ર હોય તો જીવનની નિર્દોષતા સાંચવી શકાય. આજીવિકા માટે મળેલું છે તેમાંથી અતિથિ સંવિભાગની ભાવના સેવવી જોઈએ. નિર્ગ્રન્થ સંતોને આહારાદિ દાન માટે ભાવના સેવવી જોઈએ. સ્વામી વત્સલતા

પ્રકટ રાખી પ્રતિદિન ધર્મી ભાઈઓની સેવા માટે ગૃહદ્વાર ખુલ્લાં રહેવા જોઈએ. સાચા એ શ્રમણોપાસકોનું આ મહામંગળ કર્તવ્ય છે.

(૪) આયાણ ભંડમત્ત નિકખેવણા સમિતિ એટલે નિર્ગ્રન્થ સંતોએ સંયમ યાત્રાના આવશ્યક વસ્ત્ર, પાત્ર, કંબલાદિ ઉપકરણોને

" गिण्हन्तो निक्खिवन्तो वा, पंउजेज्ज इमं विहिं ॥

ગ્રહણ કરતાં અને નીચે મુકતાં પ્રમાર્જન કરવું જોઈએ આ વિધિ છે.

જીવન જરૂરિયાત વસ્તુઓને ગ્રહણ કરતાં સૌએ વિવેક રાખવો જોઈ એ, રખેને તેના ઉપર રહેલા કોઈ ત્રસજીવ ગ્રહણ કરતાં મરી ન જાય તેવી જ રીતે નીચે મુકતા કોઈ જીવની વિરાધના ન થઈ જાય આવો ઉપયોગ રાખવો જોઈએ જેથી કહ્યું છે કે

चक्खुसा पडिलेहित्ता, पमज्जेज्ज जयं जई ।
आइए निक्खिवेज्जा वा, दुहवो वि समिए सया ॥ ઉત્ત. સૂત્ર ૨૪/૧૪

વસ્તુના ગ્રહણમાં અને છોડવારૂપ બંને ક્રિયા વખતે હંમેશા સંતોએ આંખ વડે જોઈને પ્રતિલેખન કરીને યતના પૂર્વક પ્રમાર્જન કરીને ઉપયોગ કરવો જોઈએ. યતના પૂર્વકની સ્વચ્છતા એ જીવોત્પત્તિથી બચાવે છે. પ્રત્યેક સાધક વ્યક્તિએ કોઈપણ વસ્તુઓનો અધિક સંગ્રહ ન કરવો જોઈએ કારણ કે સંગ્રહેલી પ્રત્યેક વસ્તુને સંભાળી શકાતી નથી. તેનું સૂક્ષ્મ રીતે અવલોકન કરી જીવદયા પાળી શકાતી નથી. જેથી આવશ્યકતાને ઓછી કરી, મર્યાદિત વસ્તુઓને વિવેકપૂર્વક વાપરવી જોઈએ. આ કથનની પાછળ સ્વ-પર કલ્યાણની ભાવના રહેલી છે.

(૫) ઉચ્ચાર પાસવણ ખેલ જલ સિંઘાણ પારિઠાવણીયા સમિતિ એટલે સંયમી સાધકોએ સાધુતાની પરિચર્યામાં રમણ કરતાં વસ્તુ પરિત્યાગના આવશ્યક સમયે કંઈ રીતે ત્યાગ કરવો તેનું દર્શન છે.

સાધુતા એટલે આત્માની અંતરબાહ્ય પવિત્ર સાધના. સંતચર્યા એ કોઇ વ્યક્તિને માટે દુર્ગંછાનું કારણ ન બનવું જોઇએ જૈન ધર્મ અને તેના સિધ્ધાંતો વિવેકના આદર્શવાળા છે. ગંદકી વધે, જીવોત્પત્તિ થાય, હિંસાનું નિમિત્ત બને, લોકનિંદાના કારણ બને, એવી આચાર સંહિતા ભગવાન મહાવીરના આદર્શ સંતોની નથી. માત્ર ક્રિયાવાદની અંધ જડતા છે ત્યાં આવું અવશ્ય બની જાય છે. જ્ઞાનપૂર્વકની વિવેકમય ક્રિયા તે જ મોક્ષનું કારણ છે.

કોઈ ક્રિયા જડ થઈ રહ્યા, શુષ્ક જ્ઞાનમાં કોઇ
માને મારગ મોક્ષનો, કરૂણા ઉપજે જોઈ।

**બાહ્ય ક્રિયામાં રાચતા, અંતર્ભેદ ન કાંઈ**
**જ્ઞાન માર્ગ નિષેધતા, તેહ ક્રિયા જડ આંઈ।**

આજની પરિસ્થિતિથી સમાજે નવો વળાંક લીધો છે. જુના વખતમાં જૈનોની ઘણી સંખ્યા ગામડાંઓમાં વસતી હતી. ત્યાંનું ગ્રામ્યજીવન ઘણી નિર્દોષતાનું દર્શન કરાવતું હતું. આજે જૈનોએ વ્યવહાર અને વ્યવસાયના કારણે ગ્રામ નિવાસ છોડી શહેરોમાં વાસ કર્યો છે. ગ્રામ જનતા પણ અનેક પ્રકારના કુવ્યસનોમાં જકડાઈ રહી છે. તેની પવિત્રતા અને આદર્શતા લૂંટાઈ રહી છે. ન આર્યતા છે, ન સાચી હિંદુતા છે કે ન સાચુ જૈનત્વ છે! આજની દેશકીય સ્વતંત્રાએ સ્વચ્છંદતાના બીજ આરોપી નાગરીકોને વિવેકહીન અને આચારહીન બનાવ્યા છે.

નિર્ગ્રન્થ સંતો માટે વિચરવાના યોગ્ય ક્ષેત્રો કોને ગણુવા, તે પણ એક કોયડો બની રહ્યો છે. જૈન સમાજની અધિકતાં શહેરોમાં દેખાય છે. ચાતુર્માસ યા શેષકાળમાં વિચરવા લાયક ક્ષેત્રો મર્યાદિત છે. અભ્યાસ અને બિમારીના કારણે ત્યાગીજનોએ શહેરની પણ પસંદગી કરી છે. શહેરોમાં આહારની નિર્દોષતા મળી રહે છે પરંતુ આચાર ધર્મની અંદર આ પાંચમી સમિતિનું પાલન કરવું કઠિન છે. શહેરોમાં મલ-મૂત્રના ત્યાગની વિધિ એટલે પરઠવું, તે કઠિન બન્યું છે. ઉપાશ્રયો તો ગૃહસ્થોની આબાદીની વચ્ચે બન્યાં. વિશાળ પ્રવચન હોલ પણ બની ગયા. પરંતુ પરઠવાની જગ્યા કયાં છે? અવિવેક પૂર્વક રસ્તામાં પરઠવું તે પણ દોષ ગણાય છે. કલકત્તામાં એકવાર આચાર્ય તુલસીજીના ચાતુર્માસમાં મળ-મૂત્ર ત્યાગ માટે એક કાંડ ચાલ્યો હતો. ચર્ચાત્મક વિષય બન્યો હતો. સાધુઓએ નિર્દોષ ખુલ્લી જીવરહિત ભૂમિ ઉપર પરઠવું જોઇએ. આજના વિષમ સમયમાં સૌએ વિવેક અને ઉપયોગનો ગૂઢ અર્થ સમજવાની અતિ આવશ્યકતા છે.

હવે મન, વચન અને કાય ગુપ્તિને સમજીએ. ગુપ્તિ એટલે મન, વચન અને કાયા દ્વારા બહિર પ્રવૃત્તિથી નિવૃત્ત બની અંતર ખોજ કરવી.

आरुहवि अंतरप्पा, वहिरप्पो छंडिऊण तिविहेण
झाइज्जइ परमप्पा, उवइट्ठं जिणवरिंदेहिं ॥

જીનેન્દ્ર ભગવાને કહ્યું છે કે મન, વચન, કાયાથી બહિરાત્માને છોડી અંતરાત્મામાં આરોહણ કર અને એ રીતે પરમાત્માનું ધ્યાન કર.

सच्चा तहेव मोसा य, सच्च मोसा तहेव य।
चउत्थी असच्च मोसा य, मणगुत्तिओ चउव्विहा ॥ ઉત્ત. સૂત્ર. ૨૪/૨૦

સત્ય, મૃષા, સત્યમૃષા અને અસત્યમૃષા આ ચાર પ્રકારના વ્યવહારથી મન વચનને ગુપ્ત બનાવી રાખવા જોઈએ.

संरम्भ समारम्भे, आरम्भे य तहेव य।
वयं पवत्तमाणं तु, नियत्तेज्ज जयं जई ॥ ઉત્ત. સૂત્ર. ૨૪/૨૩

સંરંભ, સમારંભ અને તેવી જ રીતે આરંભની પ્રવૃત્તિમાંથી મન, વચન કાયાને નિવૃત્ત બનાવી પરમાત્મ ભાવમાં લગાડી રાખવા જોઈએ.

एयाओ पवयमाणा, जे सम्मं आयरे मुणी।
सो खिप्पं सव्व संसारा, विप्पमुच्चइ पंडिए॥ ઉત્ત. સૂત્ર.૨૪/૨૭

જે મુનિ આ આઠ પ્રવચન માતાઓનું સમ્યક્ આચરણ કરે છે. એ જ્ઞાની સંસારથી તુરત મુક્ત થઈ જાય છે.

શાસ્ત્રકાર કહે છે મહાબલમુનિ વીસ બોલમાંના ત્રીજા પ્રવચન માતાની ભક્તિ પૂર્વકની અનુપાલના કરે છે. હવે ચોથા બોલની આરાધના કેમ કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



# ૩૧

# ગુરૂ વિના જ્ઞાન નહીં

(શ્રાવણ વદ ૩ તા. ૧૨-૮-૭૬ ગુરૂવાર)

વિશ્વ વંદનીય જગત પિતા ભગવાન મહાવીરે આગમોમાં ત્રિતત્વનું સ્વરૂપ ફરમાવેલ છે. તે ત્રિતત્ત્વ કયાં છે? દેવ, ગુરૂ અને ધર્મ આ ત્રણને ત્રિતત્ત્વ કહેવાય છે.

देवेषु देवोऽस्तु निरंजनो मे, गुरु गुरुष्वस्तु दमी शमी मे।
धर्मेषु धर्मोऽस्तु दया परो मे, त्रिण्येव तत्त्वानि भवे भवे मे॥

દેવોમાં નિરંજન દેવ મારા દેવ છે. ગુરૂઓમાં ઇંદ્રિયોના દમન કરનાર, કષાયોનું શમન કરનાર, એવા ગુરૂ તે મારા ગુરૂ છે. ધર્મમાં સૌ જીવોની દયા કરનાર ધર્મ, તે મારો ધર્મ છે. આ ત્રણે તત્ત્વો મને ભવેભવ હોજો.

આ ત્રણ તત્ત્વને જેણે જાણ્યા છે તે સંસાર તરી જાય છે. માનવ જીવન સંસારમાં ડુબી જવા માટે નથી. માનવ જીવન તો તરવા માટે છે. સંસાર તરવો હોય તો તેને તરવાના સાધનો મેળવી લેવા જોઈએ. એક વ્યક્તિ સમુદ્ર વચ્ચે દેખાતા બેટને જોઈ કહે છે કે મારે સમુદ્ર તરી સામે કિનારે બેટમાં જવું છે. "મારે કોઈ સાધન લઈ તરવું નથી. હું તો સમુદ્રને સ્વયં શક્તિથી તરી જવા માંગું છું." પેલો બોલ્યો. આ સાંભળી તેન ગુરૂ કહે છે "ભાઈ! સાધન વગર સમુદ્ર ન તરી શકાય!" તું

ડૂબી જઈશ." પેલાએ ગુરૂની વાતનો સ્વીકાર ન કર્યો અને સમુદ્રમાં ઝંપલાવ્યું. રેતીના થર પસાર કર્યા. પગ સુધી પાણી પહોંચ્યું. જ્યાં આગળ વધ્યો કે એક મોજુ આવ્યું. બીજુ પણ આવ્યું. જ્યાં ત્રીજુ આવ્યું કે સામેથી બે મોજા આવ્યા. અને પેલી વ્યક્તિ સમુદ્રના અગાધ પાણીમાં ડુબી ગઈ. ગુરૂ વચનનો સ્વીકાર ન કરતાં ડુબી જવું પડયું. આવી રીતે સંસાર સાગર તરવો હોય તો ગુરૂએ બતાવેલા સાધનોનો સ્વીકાર કરવો જરૂરી છે. ગંગા, સિંધુ અને બ્રહ્મપુત્રા જેવી મહાનદીઓ પણ હોડી કે નૌકા દ્વારા પાર કરી શકાય છે. પરંતુ બુધ્ધિશાળી લોકો બુધ્ધિનું અભિમાન રાખે છે. ત્યાં બુધ્ધિ કામ આવતી નથી.

**દેવ અમારા શ્રી અરિહંત, ગુરૂ અમારાં ગુણીયલ સંત**
**સૂત્ર અમારા સત્ય નિધાન, ધર્મ અમારો દયા પ્રધાન**

અરિહંત ભગવાન આપણાં દેવ છે. દેવાધિદેવ, જીનેન્દ્ર ભગવાનનું બીજુ નામ તીર્થંકર કહેવાય છે. એમણે જે માર્ગો બતાવ્યા છે. એનું અનુકરણ કરીએ તો સંસાર તરી જવાય. ગુરૂ કોને કહેવાય છે? નિર્ગ્રન્થ સંતોને ગુરૂ કહેવાય છે. સંસારના ભોગ વિલાસોમાં ભૂલા પડેલા માનવીને સત્યનો માર્ગ કોણ બતાવી શકે? જ્ઞાનની આંખો ગુરૂ જ આપી શકે છે સંસાર પાર કરવા, દુઃખ ટાળવા, શોક અને અશાંતિને દૂર કરવાનું મોટું સાધન ગુરૂ છે. સૌ જીવો પ્રતિ દયા રાખવી તે પ્રધાન ધર્મ છે.

ગુરૂ કોને કહેવાય? શબ્દ એક છે. અક્ષર બે છે. એનો અર્થ શું છે? કહ્યું છે.

गुशब्दस्त्वन्धकारस्य, रुशब्दस्तन्निरोधकः।
अन्धकार निरोधत्वाद, गुरुरित्यभिधीयते॥

ગુ એટલે અંધકાર, રૂ એટલે તેનો નાશ કરે છે. અંધકારનો નાશ કરી જે જ્ઞાન પ્રગટાવે છે તેને ગુરૂ કહેવાય છે. વ્યાખ્યાનના પ્રારંભમાં તમો રોજ શું સાંભળો છો? ગુરૂ વિષે કંઈ જાણતા નથી? સાંભળો!

अज्ञान तिमिर अंधानाम्, ज्ञानांजन शलाकया।
चक्षुरुन्मिलितं येन, तस्मै श्री गुरवे नमः॥

અજ્ઞાનરૂપ અંધકાર વડે અંધ બનેલ છે. તેને જ્ઞાન રૂપ અંજનની શલાકા વડે આંજવામાં આવે છે અને નેત્ર શુધ્ધ બની ખુલી જાય છે. જે ચક્ષુને ખોલે છે એવા ગુરૂઓને નમસ્કાર હો. આજે સમાજમાં કે સંસારમાં કહેવાતા ગુરૂઓનો પાર નથી. કોઈ જોગી છે તો કોઇ ભોગી યોગી છે. ગુરૂનું નામધારી જીવી રહ્યા છે અને પેટ

ભરી રહ્યા છે. જેનો ગુજરાત અને જૈન ધર્મ ઉપર ઘણો મોટો ઉપકાર છે એવા કલિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્ર આચાર્ય થઈ ગયા. તેમણે કુમારપાળ અને સિધ્ધરાજ જેવા રાજવીરોને શિષ્ય બનાવી અહિંસા ધર્મનો પ્રચાર કર્યો હતો. તેમણે ધર્મગુરૂના લક્ષણો બતાવ્યા છે.

महाव्रत धरा धीरा, भैक्ष्य मात्रोपजी विनः ।
सामायिकस्था, धर्मोपदेशका गुरवे मताः ॥

ધર્મગુરૂનાં પાંચ લક્ષણો હોય છે. ૧ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ મહાવ્રતના ધારણ કરનાર, સર્વ સાવદ્ય યોગના પરિત્યાગી ગુરૂ કહેવાય છે. ૨ સાધુપણામાં ઉપસર્ગ કે પરિષહ સંબંધી કોઈ પણ જાતનું દુઃખ આવે અને આત્માની કસોટી થાય, છતાં પણ ધૈર્ય ને ખોવે નહીં આવા ધૈર્યના ધારણહાર ગુરૂ કહેવાય છે. ૩ જેઓ સંયમ યાત્રા માટે ભિક્ષા ગોચરી–માધુકરી દ્વારા જીવન પસાર કરે છે તેને ગુરૂ કહેવાય છે.

ગોચરી કોને કહેવાય છે?

जहा दुमस्स पुप्फेसु, भमरो आवियई रसं ।
न य पुप्फं किलामेइ, सो य पीणेइ अप्पयं ॥
एमेए समणा मुत्ता, जे लोए संति साहूणो ।
विहंगमा व पुप्फेसु, दाण भत्तेसणे रया ॥ દશ.સૂત્ર ૧/૨-૩

જેમ મધુકર વૃક્ષના ફુલો ઉપર રસ લેવાને આવે છે. તે પુષ્પને દુઃખ આપતો નથી અને રસને પ્રાપ્ત કરે છે. એવી રીતે લોકમાં જે સાધુઓ છે તેઓ મધુકરની જેમ શુધ્ધ ગૃહસ્થોને ત્યાં જાય છે અને શુધ્ધ નિર્દોષ એસણીક આહાર પાણી મેળવવા, તેને માધુકરી ગોચરી કહેવાય છે. જેવી રીતે ગાય જંગલમાં ચરવા જાય છે. ઘાસને ઉપર ઉપરથી ખાય છે પરંતુ મૂળમાંથી ખાતી નથી. ફરી ઘાસ વૃધ્ધિ પામે એવી રીતે ચરે છે. મુનિઓ પણ ગૃહસ્થને ઘેરથી એવી રીતે ભિક્ષા મેળવે કે દાન લીધા પછી તેમણે નવું ન બનાવવું પડે અને સૌને ભોજનનું કામ બની રહે. આવી ભોજન પાણીની ગવેષણા કરવી તેનું નામ ગોચરી કહેવાય છે. ૪ સાધુતાના પાલનમાં ગમે તેવા અનુકુળ પ્રતિકુળ સંયોગો આવે, ધર્મના નામે કસોટી કરતાં સંકટો પણ આવે છતાં જેઓ મન, વચન અને કાયા દ્વારા સમતા ખોતા નથી પરંતુ વિષમતા છોડી સમતા ભાવમાં રમણ કરે છે તેને ગુરૂ કહેવાય છે. ૫ જેઓ જગતનાં જીવો અને પોતાના કલ્યાણ અર્થે ગામોગામ પગે ચાલીને વિહાર કરે છે

અને પરોપકારનું લક્ષ્ય લઈ ધર્મોપદેશ આપે છે. આવા પરોપકારી સંતોને ગુરૂ કહેવાય છે. આવા સંતો અમારા ગુરૂ છે જગતમાં જેની જોડ મળી શકે તેમ નથી. બાકી તો પરિગ્રહી, વ્યસની, સંસારી, ભોગોપભોગી ગુરૂઓ તો ઘણાં જોવા મળે છે.

એકવાર એક ફિલસુફ કોઈ સ્થળે ફરવા જઈ રહ્યા હતાં તેમને રસ્તામાં એક સજ્જન મલ્યાં. ફિલસુફે સજ્જનને પુછયું. "આ સોના ચાંદીના શીખરો શું છે?" સજ્જન કહે છે, આ બધા તો સાધુઓના મઠ છે. ફિલસુફ આશ્ચર્યથી પૂછે છે કે" એક તો સાધુ અને વળી સોના ચાંદીના મઠ!" એટલામાં તો હાથીઓની સવારી નીકળે છે. ફરી ફિલસુફ પૂછે છે કે "આ હાથીઓ કોના છે?" પેલો સજ્જન જવાબ આપે છે. "આ તો વૈરાગીઓના હાથી છે." ત્યાં તો થોડી બેનો નીકળે છે. ફિલસુફ તેને જોઈને પુછે છે કે "આ બેનો કોણ છે?" સજ્જન જવાબ આપે છે "આ ઉદાસીન આત્માઓની પત્નીઓ છે." એક તો ઉદાસીન અને વળી પત્નીઓ ત્યાં તો છોકરાઓ નીકળે છે. ફિલસુફ પુછે છે. "આ છોકરાઓ કોના છે?" સજ્જને કહ્યું કે "આ બધા સાધુઓના સંતાનો છે." ગજબ ભગવાન! એક તો સંત અને વળી તેને સંતાન?

કહેવાનો ઉદ્દેશ એ છે કે જેને રહેવા મકાન મઠ કે આશ્રમ હોય, હરવા ફરવા મોટર હોય, ઉડવા પ્લેન હોય, સુવા માટે પલંગ અને સુંઘવા સેન્ટ અત્તર રાખતાં હોય તેમને ગુરૂ કેમ કહી શકાય? નિર્ગ્રન્થ ગુરૂઓ તો રાગ-દ્વેષથી પર રહી, કંચન કામિનીનો ત્યાગ કરી, મોહ માયાથી દૂર રહી, અરિહંત દેવની આજ્ઞાના આરાધક હોય છે. જ્ઞાતાસૂત્રના આઠમાં અધ્યયનમાં મહાબળ અને સાત મુનિઓ વિચરી રહ્યા છે તેની વાત ચાલી રહી છે. તે મુનિઓ તીર્થંકર ગોત્ર બાંધવાના વીસ બેલની ભાવના સેવતાં સાધના કરી રહ્યા છે. ગુરૂ ભક્તિમાં તલ્લિન બને છે. ગુરૂ તો મૃત્યુના મુખમાંથી બચાવી જીવન સૌન્દર્ય આપે છે. કોઈ વખત માનવ નિમિત્ત કારણે વિકટ પરિસ્થિતિમાં મુકાઈ જાય છે. તેને જીવવાનો કોઈ માર્ગ મળતો નથી ત્યારે તે મૃત્યુને આહવાન કરે છે. મૃત્યુ સિવાય હવે બીજો કોઈ ઉધ્ધાર નથી એમ માને છે. આવા મૃત્યુના પંથે જનારાને સમ્યક્ માર્ગ બતાવનાર એક માત્ર ગુરૂ જ હોય છે.

એક બાળકના માતા-પિતા નાનપણમાં ગુજરી ગયા. તેને તેના મામા આવીને તેડી ગયા. મામાએ ઘરે આવીને તેની પત્નીને કહ્યું. "જો આ આપણો ભાણીયો છે. તેને તું તારા દીકરાની જેમ સાચવજે." મામીનો સ્વભાવ ઘણો વિચિત્ર હતો. કોઈના સંતાનને પોતાના કેમ મનાય, આવો વિચાર કરી ભાણેજને દૂર કરવા હંમેશા કંઈકને કંઈક પ્રયત્ન કરતી હતી. પોતાના સંતાનને જમતી વેળાએ દુધ આપે અને ભાણેજને છાશ. નિર્દોષ બાળકની અવહેલણા? દુઃખી સંતાનને સુખનું આશ્વાસન આપનાર

કોણ ? પરના સંતાનને પ્રેમ નહીં પણ પીડા આપતાં મામી પાછું વાળીને જોતી નથી કહ્યું છે.

ખેલતે હૈં જો મજલુમોં કી જાનોં સે
હૈવાન અચ્છે હૈં એસે ઈન્સાનોં સે

પીડીતોના પ્રાણ સાથે જે રમત કરે છે તેવા માણસો કરતાં તો હૈવાન સારા હોય છે. સ્વભાવના કુટીલ અને પ્રકૃતિના દ્વેષી માણસો ખતરનાક હોય છે. કહ્યું છે.

મજહબ સે ન ઈમાન કો ખતરા હૈ બહુત
દુનિયા મેં ન શૈતાન સે ખતરા હૈ બહુત
સચ પૂછે જો મુઝસે કોઈ 'ફરહત' સાહબ
ઈન્સાનકો ઈન્સાન સે ખતરા હૈ બહુત

કોઈ પક્ષનો ધર્મને વધારે ભયતથી, દુનિયામાં શેતાનનો પણ વધારે ભય નથી. ફરહત સાહેબ સાચુ પુછો તો માણસને માણસનો જ વધારે ભય હોય છે. જુઓ ! મામી, ભાણેજ ઉપર જુલમ ગુજારે છે.

પેલો છોકરો મોટો થયો. કંઈક સમજતો થઈ ગયો. મામીના અતિ ત્રાસથી એક દિવસ કંટાળી ગયો અને ઘેરથી રવાના થઈ ગયો. જતાં જતાં રસ્તે નક્કી કર્યું કે મામીના આવા અસહ્ય ત્રાસથી મરી જવું તે જ શ્રેષ્ઠ છે. આવો વિચાર કરી, તેણે નદી પાર કરી જંગલનો રસ્તો લીધો. એક ઉંચા ડુંગરાની ઉપર ચડી ગયો. તેના શીખર ઉપરથી પડતું મૂકીને મરવા તૈયાર થઈ ગયો. પડતું મૂકે એટલી જ વાર હતી. દુઃખની યારી માણસને ક્યાં સુધી લઈ જાય છે.

પહાડ ઉપર વૃક્ષની શીતલ છાયામાં એક નિર્ગ્રન્થ સંત ધ્યાન સાધના બેઠા હતાં. ધ્યાન પૂર્ણ થયું અને સંતે દૃષ્ટિ ખોલી તો સામે એક છોકરો મૃત્યુને આહ્વાન કરતો જોયો. સંતે તુરંત જ દેવાનુપ્રિયે ! શબ્દ કહ્યો અને છોકરો ચમક્યો. ઉંચી નજરે નિહાળતાં સંતને દીઠા. બાળકને થયું, મરવું તો છે જ તો પછી સંતના દર્શન કરીને શા માટે ન મરવું ! છોકરો સંતના ચરણે ગયો. સંતે છોકરાને પ્રેમથી બોલાવ્યો. વાત્સલ્ય પ્રગટ કરી તેની સાથે વાત કરી. શું છે ભાઈ ? શા માટે મરવા તૈયાર થયો છો ? ગુરૂદેવ ! આ જગતમાં મારૂં કોઈ નથી. હવે જીવીને શું કરવું છે ? સંતે માનવ જીવનનું મૂલ્ય બતાવ્યું. ધર્મ અને સંયમની વાત કરી. ભાઈ ! તારૂં કોઈ નથી, તો ધર્મ અને મને તારો બનાવી લે. ચાલ ! મારી સંગાથે, સુખી થઈ જઈશ. તેણે મુનિ વચન વધાવી લીધા અને સંત પાસે મુનિપણું સ્વીકારી લીધું. ગુરૂની સેવા કરી જીવન ધન્ય બનાવા લાગ્યો. તમો જાણો છો આ દુઃખમાંથી

છુટી સુખના માર્ગે આવનાર સંતને ? તે છે મુનિ નંદીષેણ. જુઓ ! ગુરૂજનોનો કેટલો ઉપકાર ! મૃત્યુમાંથી બચાવી, નૂતન જીવન આપ્યું. સંયમ ધર્મ આપ્યો. જ્ઞાન ધ્યાન અને સેવાના સિધ્ધાંત શીખવાડયા. કેવા ગુરૂ અને કેવા શિષ્ય ? ગુરૂદેવ વૃધ્ધ હતાં. પરલોક વાસી થયા. નંદીષેણે ગુરૂ પાસેથી જીવન મંત્ર અને જીવન દાનનો સ્વીકાર કરી સંતોની સેવા કરતાં તપશ્ચર્યા સાથે વિચરવા લાગ્યા. તેમની સેવા અપૂર્વ અને બેજોડ હતી.

**સદ્‌ગુરૂ બિન કૌન બતાવે વાટ ?**
**સદ્‌ગુરૂ શરણુ વિના અજ્ઞાન તિમિર ટળશે નહીં !**

સદ્‌ગુરૂદેવ તો દરીયાની દીવાદાંડી સમ છે. અનેક ઝંઝાવાતોથી ઉગારી લેશે. એક વિદ્વાને કહ્યું છે કે ગુરૂદેવ તો પાવર હાઉસ સમા છે. પાવર હાઉસમાં વીજળીનો સંગ્રહ હોય છે. તેની મેઈન લાઈન સાથે સૌના ઘરની લાઈનનું કનેકશન હોય છે. સૌને પ્રકાશ મળે છે. તેવી રીતે ગુરૂદેવ સાથે જેને પોતાના જીવનનું કનેકશન કર્યું. તેનું ભવે ભવનું અંધારૂં ટળે છે અને ઝગમગતો પ્રકાશ પ્રગટી ઉઠે છે.

એક વખત ઈંદ્ર મહારાજે સ્વર્ગમાં દેવોની સભામાં મુનિ નંદીષેણની સેવાની પ્રશંસા કરી. બે દેવોથી સહી શકાઈ નહીં. તે બંને દેવો રૂપ પરિવર્તન કરી બિમાર મુનિનું રૂપ લઈ જ્યાં મુનિ નંદીષેણ હતાં, તે ગામની ભાગોળે ઝાડ નીચે આવી બેસી જાય છે. લોકોએ ખબર આપી અને મુનિ નંદીષેણ પારણું કરવાની તૈયારીમાં હતાં. પાત્ર મુકી તુરત જ પેલા મુનિઓની સેવામાં પધારી ગયા. મુનિનંદીષેણે કહ્યું. "પધારો ! મુનિરાજ પધારો ! સ્થાનકે પધારશો તો હું યોગ્ય સેવા કરી શકીશ." દેવ કહે છે, "હું બિમાર છું મારાથી ચાલી શકાતું નથી, કેમ આવું ?" મુનિ નંદીષેણે બિમાર સંતને ખંધે બેસાડી લીધા અને ચાલતા થયા. રસ્તે જતાં બિમાર સંતે અસુચી દ્વારા મુનિના વસ્ત્રો ખરાબ કરી દીધા, છતાં નંદીષેણ મુનિ શાંત છે. એક સેવાની જ લગન છે. ઉપાશ્રયે લાવી નીચે ઉતારી, પાણી વહોરવા જાય છે. થોડીવારમાં પાણી લઈને આવતાં નજર કરે છે તો બિમાર સંત નથી. અફસોસ કરે છે અરે ! મારા ભાગ્યમાં સેવા નહીં હોય ? સંત કેમ ચાલ્યા ગયા ? એટલામાં એક ખુણામાં પ્રકાશીત દેવસ્વરૂપ જોયું. આ દેવ તે જ બિમાર સંત હતાં. દેવ તો નંદીષેણ મુનિની પરમ સેવા અને ભક્તિ જોઈ, વંદન કરી, પ્રશંસા કરતાં ચાલ્યા ગયા.

જુઓ ! નંદીષેણ મુનિએ ગુરૂએ ફરમાવેલા ધર્મમાર્ગનું અનુસરણ કરી કલ્યાણ કરી ગયા. તેવી રીતે તમો સૌના હૃદયમાં ગુરૂ ભક્તિ હોવી જોઈએ. હવે મહાબળમુનિ પાંચમાં બોલની આરાધના કેવી રીતે કરશે. તેના ભાવભેદ અવસરે.

# ૩૨

# પીઢતા એટલે પ્રકૃતિનું પરિવર્તન

( શ્રાવણ વદ ૪ તા. ૧૩-૮-૭૬ શુક્રવાર )

વિશ્વવંદનીય જગત પિતા ભગવાન મહાવીરે માનવ જીવનની ઉત્તમતા ફરમાવેલ છે. માનવ જગતનું શક્તિવંતુ પ્રાણી છે. જીવનને સાર્થક કરવું હોય તો તેના હાથની વાત છે. માનવ સદ્ગુણ ધર્મનું શરણ ન સ્વીકારે ત્યાં સુધી તેનો સાચો વિકાસ થઈ શકતો નથી.

માનવને મોટાઈ પ્રિય છે. ઉમરમાં ભલે કોઈ નાનો હોય પણ સૌને મન મોટાઈ વ્હાલી છે. સૌ મોટાઈ મેળવવા મથી રહ્યા છે. મોટાઈ મળશે તો આપણે આગળ આવશું આગળ આવવું એટલે સૌની આગળ બેસવું એ નહિ પરંતુ અવગુણ છોડી સદ્ગુણમાં રમવું તે આગળ વધ્યો કહેવાય.

સાધારણ રીતે લોકો એમ સમજે કે આપણને પૈસા મળી જાય યા સત્તા કે અધિકાર મળી રહે તો આપણે સંઘ, સમાજ કે દેશમાં આગળ આવી જઈએ. આ બધો દેખાવ પુણ્ય યોગ ઉપર છે. તેનાથી સાચી મોટાઈ કે રૂઠી પ્રતિષ્ઠા મળી જતી નથી. જેને સદ્ગુણો મેળવી આત્મવિકાસ સાધ્યો, તેનું જીવન બીજાને માટે પ્રેરણાદાયી બને છે.

જેમ જેમ માણસની વય વધે, તેમ તેમ તેના જીવનમાં અને પ્રકૃતિમાં પરિવર્તન આવવું જોઈએ. ઉંમર વધી જવા છતાં પણ જુની ટેવ, આદત, વ્યસન અને ખટપટો છુટતી નથી. તેનું જીવન ધિક્કારને પાત્ર બને છે.

લોકો કહે છે "અરે ભાઈ! તમારી ઉંમર સામું તો જુઓ." અત્યારે ૬૦ વર્ષના થયા છો સાત દીકરાના બાપ છો. હજુએ લાલસા મટતી નથી. એના એજ છો! આવું ક્યારે સાંભળવું પડે? જ્યારે પ્રકૃતિમાં જરા પણ પરિવર્તન ન આવે ત્યારે! જેણે ધર્મને જીવનમાં ઉતાર્યો છે. તેની પ્રકૃતિ બદલાઈ જાય છે. તે તો સૌની પ્રશંસાનું પાત્ર બની જાય છે.

એક વૃધ્ધ માજી હતાં. તેમને દર પાખીએ પૌષધ કરવાનો નિયમ હતો. પાખી આવી અને માજી પથરણું, પથારી અને ઉપકરણો લઈ પૌષધશાળાએ ગયા. ગુરૂ મહારાજ પાસે પૌષધવ્રત અંગિકાર કર્યું પ્રવચનનો સમય હતો. કલાક સુધી ધર્મ

પ્રવચનનું શ્રવણ કર્યું જીન વાણી સાંભળતા જાય તેમ તેને ગળે પણ ઉતારતા જાય છે. પ્રવચન પછી સ્વાધ્યાય કર્યો. જપ-જાપ કર્યા, સાથીદાર પૌષધવાળી બેનોએ કહ્યું માજી! હવે આરામ કરો. માજી પથારી પાથરી સૌની સાથે આરામ કરી ગયા. ગરમીના દિવસો હતાં. ગરમી ઘણી હતી. માજી ટેવાયેલા હતાં. ખૂબજ શાંતિમાં સમય પસાર કરી રહ્યાં છે.

સૌની સાથે ઇરિયાવહીનો કાઉસગ્ગ કરી લીધો. માજી તો નવકાર મંત્રની માળા કરવા બેસી ગયા. એટલામાં તો અઢી વાગ્યા અને ગુરૂ મહારાજ રાસ સંભળાવવા પધાર્યા. એક કલાક સુધી ધ્યાન પૂર્વક રાસ સાંભળ્યો. સમય થવાથી સૌ બેનોની સાથે મહિલાઓના ઉપાશ્રયે ગયા. ત્યાં જઈને પૌષધના ઉપરકરણ વગેરેનું પ્રતિલેખન કર્યું. સાંજ પડી ગઈ. હજુ પ્રતિક્રમણ ક્રિયાને વાર હતી. જેથી સમયનો સદુપયોગ કરવા, માળા લઈને બેસી ગયા.

સુર્યાસ્તનો સમય થયો, બેનો આવવા લાગ્યા. સૌએ સામાયિક લીધી. પૌષધવાળા બેનોએ ક્ષેત્ર વિશુધ્ધિની ક્રિયા કરી અને પ્રતિક્રમણનો પ્રારંભ થયો. માજીએ પણ ધ્યાનપૂર્વક ઉપયોગ સહિત સૌની સાથે પાખીનું પ્રતિક્રમણ કર્યું. ભજન-ગીતો અને કથાવાર્તા કરી, માજીએ આરામ કર્યો. સવારે વહેલા ઉઠી માળા કરી, રાયસી પ્રતિક્રમણ કર્યું. પ્રાર્થના સાંભળીને સૌની સાથે પૌષધ પાળવા બેસી ગયા. એટલામાં માજીને તેડવા એક દીકરીબેન આવી પહોંચ્યા. માજીએ એક હાથમાં પથરણું અને બીજા હાથે લાકડી લીધી. પગમાં ચંપલ પહેરીને બહાર નીકળ્યા. પેલી દીકરીએ માની પથારી લીધી અને માનો હાથ પકડી ધીરે ધીરે ઘેર જવા માટે રવાના થયા.

માજી જેવા આંગણાંમાં આવે છે કે તુરત જ તેમના પુત્રવધુ તેના હાથમાંથી પથરણું અને લાકડી લઈ લે છે અને હાથ પકડી સુખશાતા પુછતાં થકા માજીને એક આસન ઉપર દાંતણ કરવા બેસાડે છે. માજીએ તો ચૌવીહાર પાળી કચરેલુ દાંતણ અને બજર લઈ મુખ સાફ કર્યું. પુત્રવધુ માજી માટે પારણાની તૈયારી કરી રહ્યા હતાં. માજી પાટલે બેઠા અને પુત્રવધુએ સારી રીતે પારણું કરાવ્યું. માજીના પુત્રો આવ્યા અને માજીને પૌષધની શાતા પુછે છે. જુઓ! કેવા પુત્રો છે અને કેવા વિનયવંતા સેવાભાવી વધુ છે. ઘરમાં સૌને શાંતિ છે. આનંદથી સૌ સમય પસાર કરે છે. આવું આદર્શ ઘર કેમ બન્યું? જુઓ! માજીએ માત્ર ધર્મ સાંભળવાનું વ્યસન જ નથી બનાવ્યું. પરંતુ ધર્મને જીવનમાં વણી લીધો છે. પ્રકૃતિને વશ કરી છે.

આવા વડીલો તમારા ઘરમાં હોય તો તમોને ખટકે ખરાં? ના. ના. તમારે કેવા વડીલો જોઈએ છે? આવા માજી જેવા ને? હાં. ગુરૂ મહારાજ. તેવા જ બા

જોઈએ છે. ક્યાંથી લાવશો ? બાને બહારથી લઈ અવાતા નથી પરંતુ ઘરમાં જે બા છે. તેની પ્રકૃતિ બદલાઈ જાય અને જીવનમાં ધર્મ રમી જાય તો બાનું અને તમારૂં સૌનું જીવન ધન્ય ધન્ય થઈ જાય.

પુત્રવધુ પીયરમાં જાય છે. સગાવહાલાં ઘરનાની વાત પુછે છે. ત્યારે સાસુજીની વાત નીકળતાં. પુત્રવધુ કહે છે કે જુઓ ! મારા સાસુ તો સતી સાધ્વીજી જેવા છે. તેમની પ્રકૃતિ ઘણી જ શાંત છે. સ્વભાવના ઘણાં જ ઠરેલા છે. અમારા ઘરમાં તો પ્રેરણાની મૂર્તિસમા છે. સદગુણના ભંડાર છે.

વ્યક્તિ જ્યાં સુધી પોતાના સ્વભાવ-પ્રકૃતિનું પરિવર્તન નહીં કરે ત્યાં સુધી તેમની મોટાઈ, નામના કે પ્રતિષ્ઠામાં વધારો કેમ થાય ? સદ્‌ગુણી સર્વત્ર પૂજાય છે. સદ્‌ગુણી સદા સન્માનને પાત્ર રહે છે. સદ્‌ગુણી સૌમાં સવ.યા ગણાય છે. સદ્‌ગુણીને સદા શાંતિ રહે છે. ભાઈઓ ! તમો પણ આવા સદ્‌ગુણ વસાવો. બનો ! તમો પણ પેલા માજી જેવા આદર્શ જીવનના મંગળ પાત્ર બની રહો.

શાસ્ત્રકાર જ્ઞાતાધર્મકથાંગ સૂત્રમાં ફરમાવે છે કે મહાબળમુનિ પ્રકૃતિનાં પરિવર્તન સાથે સંયમ જીવનની સૌરભ પ્રગટાવી રહ્યા છે. તીર્થંકર નામ ગોત્રના વીસ બોલમાંથી પાંચમો બોલ થેર એટલે સ્થવીર ભગવંતોની ભક્તિ પૂર્વકની વત્સલતા પ્રગટાવે છે. સ્થવીરોની આરાધના કરે છે. બહુમાન પૂર્વકની ભક્તિ સાથે તેમનું સન્માન કરે છે.

સ્થવીરોના ત્રણ પ્રકાર છે. જેનું વિવેચન આગળના પ્રવચનમાં થઈ ગયું છે. વયસ્થવીર, જ્ઞાનસ્થવીર અને સંયમ સ્થવીર આ ત્રણ પ્રકાર સ્થવીરોના કહ્યા છે. સ્થવીરતા એટલે પીઢતા. ઉંમરની સાથે પીઢતા પ્રગટે તે વય સ્થવીર કહેવાય છે. જ્ઞાન સાથે સ્થિરતા પ્રગટે તે જ્ઞાન સ્થવીર અને સંયમ સાથે સ્થિરતા પ્રગટે તેને સંયમ સ્થવીર કહેવાય છે. આવા ત્રણ પ્રકારના સ્થવીર ભગવંતો ત્યાગના ભૂષણ કહેવાય છે અને સંયમના શુરવીર કહેવાય છે. આવા સંયમી પીઢ સ્થવીરોના દર્શનથી જીવન પવિત્ર બની જાય છે.

બા.બ. વિદુષી શ્રી હીરાબાઈ મહાસતીજી ફરમાવતાં હતાં કે "શાસનની સાચી મુડી હોય તો અમારા સંતો છે. સંતોનો મંગળ પરિચય આત્માની સમૃદ્ધિમાં અભિવૃદ્ધિ કરે છે."

એકવાર એક વિદેશી કુટુમ્બ ભારતની મુલાકાતે આવેલું હતું. પ્લેઈનમાં આવ્યા અને ભારતના મોટા શહેરો પણ પ્લેનમાં જ જોયા. બામ્બે આવ્યા પછી તેઓએ વિચાર્યું કે ભારતની વાસ્તવિકતા જોવી હોય તો બાય પ્લેઈનથી જોવા નહિ

મળે. આપણે બાય કાર મુસાફરી કરીએ. તેઓ બોમ્બેથી એક ટેકસી કરી દુભાષીયા સાથે આગરા રોડ ઉપર રવાના થયા. ગરમીના દિવસો હતાં. નાશીક માલેગાંવથી તેઓ આગળ જઈ રહ્યા હતાં. રસ્તામાં તેમને પાદ વિહાર કરતાં જૈનધર્મના મહાત્યાગી સાધ્વીજીઓ દૂરથી દેખાયા. તેમણે રસ્તે કાર ઉભી રખાવી સાથીને પુછયું "આ બધા સફેદ વસ્ત્રધારી કોણ છે ? જેઓ ખુલ્લે પગે આવી ગરમીમાં સામાનને પોતાના ખભે લઈ નીચી દૃષ્ટિએ જઈ રહ્યા છે." સાથીએ સમજાવતાં કહ્યું કે "અમારા ભારત વર્ષના જૈન તીર્થંકર ભગવાન મહાવીરની પરંપરાના પરમ ત્યાગી આ સાધકાત્માઓ જૈન સાધ્વીજીઓ છે. તેઓ સ્વ-પર કલ્યાણક બની ગામોગામ વિચરી રહ્યા છે. જેઓ સમાજ પાસેથી થોડું લ્યે છે અને વધારેમાં વધારે આપી પરોપકાર કરે છે.

આ વાત સાંભળી વિદેશી લોકો મોટરમાંથી નીચે ઉતરી ગયા અને સાધ્વીજીઓના નજીકમાં આવી ભાવ ભરી ભક્તિ ભાવનાથી નમસ્કાર કર્યા. તેમના અંતરપટ ઉપર ભારતની પુરાતન ત્યાગ-વૈરાગ્ય ભરી સંસ્કૃતિની છાપ ઉપસી આવી. તેઓ સૌ ભારત યાત્રા પછી પોતાના દેશમાં ગયા ત્યારે આ પરમ ત્યાગીઓના પરમ ત્યાગને જીવનભર ભૂલી શકયા નહિ. કહેવાનું તાત્પર્ય એ છે કે ત્યાગ અને સંયમ એ કોઈ અનેરી સાધના છે. કોઈપણ નૂતન વ્યક્તિને વિચાર કરતી મુકી દે તેવી આરાધના છે.

### જૈનધર્મના અણગારો કેવા હોય છે ?

જેના રોમ રોમથી ત્યાગ અને સંયમની વિલસે ધારા,
આ છે અણગાર અમારા.
દુનિયામાં જેની જોડ જડેના, એવું જીવન જીવનારા. આ છે...

લાખોથી સુખની લાખ હતી, સ્વેચ્છાએ એણે ત્યાગી
સંગાથ સ્વજનનો છોડીને, સંયમની ભિક્ષા માંગી
દીક્ષાની સાથે પંચ મહાવ્રત, અંતરમાં ધરનારા. આ છે...

ના પંખો વીંઝે ગરમીમાં, ના ઠંડીમાં કદી તાપે
ના કાચા જળનો સ્પર્શ કરે, ના લીલોતરીને ચાંપે
નાનામાં નાના જીવતણું, પણ સંરક્ષણ કરનારા. આ છે...

જુઠું બોલીને પ્રિય થવાનો, વિચાર પણના આવે
યા મૌન રહે યા સત્ય કહે, પરિણામ ગમે તે આવે
જાતે ના લે કોઈ ચીજ કદી, જો આપો તો લેનારા. આ છે...

ના સંગ કરે કદી નારીનો, ના અંગોપાંગ નિહાળે
એ જરૂર પડે તો વાત કરે, પણ નયનો નીચા ઢાળે
મનથી વાણીથી કાયાથી, વ્રતનું પાલન કરનારા. આ છે...

ના સંગ્રહ એને કપડાનો, ના બીજા દિવસનું ખાણું
ના પૈસા એની ઝોળીમાં, ના એના નામે થાણું
ઓછામાં ઓછા સાધનમાં, સંતોષ ધરી રહેનારા. આ છે...

ના છત્ર ધરે કદી તડકામાં, ના ફરે કદી વાહનમાં
મારગ હો ચાહે કાંટાળો, પહેરેના કાંઈ પગમાં
હાથેથી સઘળા વાળ ચુંટી, માથે મુંડન કરનારા. આ છે..

કલ્યાણ જીવોનું કરવા કાજે, વિચરે દેશ વિદેશે
ના રાય રંકના ઉંચનીચ, સરખા સૌને ઉપદેશે
અપમાન કરો યા સન્માનો, સમતા ભાવે રહેનારા. આ છે...

ના દેહ તણી દરકાર કરે, અઘરા તપને આચરતાં
અભ્યાસ ક્રિયાને ભક્તિથી, આતમને ઉન્નત કરતાં
આરાધનામાં આયુષ્ય વીતાવી, ઉચ્ચ ગતિ વરનારા. આ છે..

જૈન ધર્મના અણગારોનો પરિચય કરાવતાં કવિ કહે છે કે "જેના રોમેરોમમાં ત્યાગ અને સંયમની ધારા વહી રહી છે એવા અમારા અણગાર મુનિઓ છે. તે લોકો એવું જીવન જીવે છે કે દુનિયામાં જેની જોડ પણ મળી શકે તેમ નથી. જેઓ એ સ્વેચ્છાથી મળેલી લાખોની સુખ સામગ્રીઓ છોડી દીધી છે. તેઓએ કુટુમ્બ પરિવાર સ્વજનો વગેરેને છોડી સંયમને અંગીકાર કરેલો છે. જેઓ જીવન પર્યંત પંચ મહાવ્રતનું પાલન કરી રહ્યા છે. તેઓ ગમે તેવી ગરમી પડતી હોય, છતાં હવા માટે પંખો વીંઝતાં નથી. તેવી જ રીતે ઠંડીમાં પણ ગરમી લાવવા અગ્નિ પાસે આવી શરીરને તાપતાં પણ નથી. તેઓ તરશથી ગળું સુકાઈ જતું હોય, પ્રાણ જવાની તૈયારી હોય, છતાં કાચા પાણીનો ભલે ભરેલા કે ધરતિ ઉપર વહેતાં હોય છતાં પણ તેનો સ્પર્શ કરતાં નથી. તેવી જ રીતે લીલોતરી કે હરીયાળી જમીન યા વસ્તુનો પણ સ્પર્શ સુધા કરતાં નથી. કારણ કે કાચાપાણીમાં કે કાચી લીલોતરીમાં જીવો રહેલા છે. તે સજીવ કાય છે. તેમાં રહેલા સર્વ જીવોનું સંરક્ષણ કરવું, તે તેમનો આચાર ધર્મ છે. જુઓ ! આવા અમારા અણગારો છે.

કોઈને પ્રિય થવા માટે કદીએ જુઠું બોલવાનો વિચાર કરતાં નથી. કહેવાનું હોય તો સત્ય કહે અથવા મૌન રાખે. પરિણામ પછી ભલે પોતાની કસોટીનું આવે છતાં પણ સત્ય ધર્મનું પાલન કરે છે. કોઈ પણ આવશ્યક નાની મોટી ચીજ જોઈતી

હોય તો કોઈના આપ્યા વગર લેતાં નથી. તેઓ ક્યારેય પણ કોઈ સ્ત્રીઓનો સંગ કરતાં નથી. તેના અંગોપાંગને નિહાળતાં પણ નથી. ક્યારેય વાત કરવાની જરૂર પડે તો નયનોને નીચા રાખી વાત કરે છે. તેઓ જીવનભર મન-વચન-કાયા વડે બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરનારા અમારા અણુગાર છે.

શરીર એ સંયમ યાત્રાનું સાધન માની આવશ્યક કપડા સિવાય વધારે સંગ્રહ કરતાં નથી. તેમજ પ્રતિદિન ગોચરી કરી, નિર્દોષ આહાર પાણી વાપરે છે. બીજા દિવસની ચિંતા કરતાં નથી. પૈસો કે સંપત્તિનો સ્પર્શ કરતાં નથી. જેથી તેમને જમા કરવાની તો વાત જ ક્યાં? થોડામાં થોડા સાધન રાખી, સંતોષથી રહેનારા અમારા અણુગાર છે. ગમે તેવો તડકો પડતો હોય, છતાં શીર ઉપર છત્રને ધારણ કરતાં નથી. ક્યારે પણ કોઈ જાતના વાહનનો ઉપયોગ કરતાં નથી. રસ્તો કાંટા કે કંકરવાળો હોય, છતાં પગમાં કોઈ પ્રકારની વસ્તુને પહેરતાં નથી શસ્ત્રપ્રયોગથી દૂર રહી માથાના કેશને હાથ વડે ચુંટી, મુંડન કરીને વિચરનારા અમારા અણુગાર છે.

પોતાનું અને જગતના જીવોનું કલ્યાણ કરવા જેઓ દેશવિદેશ પગે ચાલીને વિચરે છે, તેઓ રાજા કે રંક, ઉંચ કે નીચના ભેદ વગર સૌને સમાન ભાવથી આત્મ ધર્મનો ઉપદેશ કરે છે. ક્યારેક લોકો તેમને માન આપે અથવા અપમાન કરી નાંખે, છતાં પણ સમતાને ધારણ કરી રાખે છે. તેઓ શરીરની મમતાનો ત્યાગ કરી આકરામાં આકરા તપ કરે છે. જ્ઞાન, અભ્યાસ, ધર્મ ક્રિયા, જીન ભક્તિ વડે આત્માની ઉન્નત્તિ કરી આરાધના કરતાં થકાં જીંદગીને પસાર કરી ઉંચ ગતિને મેળવનારા અમારા સંયમી અણુગાર છે. આજે પણ જૈન શ્રમણોનો ત્યાગ ઉંચ કોટીનો ગણવામાં આવે છે. તેમના ત્યાગને જોઈ લાખો લોકો પગમાં મસ્તક જુકાવી દે છે. ધન્ય છે આવા અણુગારને !!!

હજારો વર્ષ પહેલાં પણ રાજ્ય સુખો, વિશાળ વૈભવો, અપૂર્વ ભોગોનો ત્યાગ કરી રાજ્ય વીરો સ્થવીરોના ચરણોમાં જીવન દાન કરી વિચરતા હતાં. તેઓ તીર્થંકર દેવના પરમ અનુરાગી હતાં. પ્રભુ દર્શન માટે અનેક કષ્ટોને વેઠીને પણ તેઓશ્રીના ચરણોમાં જવાની ભાવના રાખતાં હતાં. સાંભળો ! સાધુ વંદનામાં તમો રોજ બોલો છો ને ?

**ધન્ય પાંચે પાંડવ, તજી દ્રૌપદી નાર**
**સ્થવીરની પાસે, લીધો સંજમ ભાર ૪૯**
**શ્રી નેમિવંદનનો, એહવો અભિગ્રહ કીધો**
**માસ માસખમણ તપ, શત્રુંજય જય સિધ્ધો. ૫૦**

ભગવાન નેમિનાથના સમયની વાત છે કે યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ આ પાંચે પાંડવ પુત્રોએ વૈરાગ્યને ધારણ કરી, દ્રૌપદી જેવી પત્નીનો પણ

પરિત્યાગ કરી. સ્થવીર ભગવંતોની પાસે પ્રવ્રજ્યાને અંગીકાર કરી હતી. ગુરૂ તુલ્ય સ્થવીર મહાત્માઓની અનન્ય ભાવભરી ભક્તિપૂર્વક વૈયાવચ્ચ કરે છે. એક વખત પાંચે પાંડવ મુનિઓને ભગવાન નેમિનાથજીના દર્શન કરી પાવન થવાના ભાવ જાગ્યા. તેઓ દર્શનાર્થે વિચરી રહ્યા હતાં. અચાનક સાંભળ્યું કે ભગવાન નેમિનાથજી તો ગિરનાર પર્વત ઉપર નિર્વાણને પામી ગયા છે. પાંચે પાંડવ મુનિઓ શ્રી નેમિજીનવરના વંદનનો એહવો આકરો અભિગ્રહ લઈ વિચર્યા હતાં કે પ્રભુજીના દર્શન ન થાય ત્યાં સુધી માસખમણ તપ કરશું. એટલે કે માસખમણ તપ-૩૦ દિવસના ઉપવાસ કરી તેના પારણા ઉપર ફરી માસખમણ તપ કરવાનું. આવી કઠિન સાધનામાં પ્રભુ દર્શન અને જીનવંદનની આશા અધુરી રહી તેને પૂર્ણ કરવાં શત્રુંજય પહાડ ઉપર અણસણ કરી મોક્ષમાં પધારી ગયા. હવે જેના દર્શન અને વંદન કરવા હતાં. તેના જેવું જ સ્વરૂપ પામી ગયા. ધન્ય છે આવાં સંયમી તપસ્વી અણસણ તપના સાધક પાંડવ આત્માઓને!!!!!

હવે મહાબળમુનિ તીર્થંકર નામ ગોત્રના છઠ્ઠાં બોલની આરાધના કેવી રીતે કરશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.



# ૩૩

## સમન્વય ધર્મના પ્રણેતા ગુરૂ પ્રાણ!

(શ્રાવણ વદ ૫ તા. ૧૪-૮-૭૬ શનીવાર)

**ગુરૂ વિના કો નહીં મુક્તિદાતા, ગુરૂ વિના કો નહીં માર્ગ ગંતા**
**ગુરૂ વિના કો નહીં જાડયહર્તા, ગુરૂ વિના કો નહીં સૌખ્ય કર્તા**

જ્યારે દેશ, સમાજ અને ધર્મમાં રાગ-દ્વેષ અને કલેષનો જન્મ થાય છે ત્યારે સમન્વય સંજીવની દ્વારા શાંતિ અને સમાધિનું વાતાવરણ સ્થાપી શકાય છે.

સમન્વય કોને કહેવાય? તુલનાત્મક દૃષ્ટિ તેનું નામ સમન્વય. દેશ અને સમાજમાં અનેક વિચાર ધારાઓ કામ કરતી હોય છે. કોઈપણ વિચારધારા સંઘર્ષનું કામ ન કરે, તેને લક્ષ્યમાં રાખી, પ્રત્યેક ધારાઓને તુલનાત્મક દૃષ્ટિએ સમજવાનો પ્રયત્ન કરે તેનું નામ સમન્વય.

એક દૃષ્ટિએ જોઈએ તો જગતમાં કોઈ પણ ધર્મના વિચારો ખરાબ હોતા નથી. જો વિચારોમાં સમજ અને સમન્વય હોય તો સંઘર્ષને બદલે સમાધિ સ્થાપિત થઈ શકે છે.

આજથી પોણો સો વર્ષ પૂર્વનો એવો સમય હતો કે નાના નાના સંઘો ગ્રામ કે સમાજમાં સંપ સંગઠન કે ઐક્યતાના અભાવે, કોઈપણ કારણને સામે રાખી સંઘર્ષ અને ક્લેષ થયા કરતો હતો તેના પરિણામે સંઘ અને સમાજની શક્તિનો નાશ થતો હતો.

આવા કપરા કાળમાં એક પુણ્ય પ્રભાવી, સમન્વય વિચારક પુરૂષની જરૂર હતી. કે જેના દ્વારા સંઘ અને સમાજમાં ફરી શાંતિની સ્થાપના થાય. આજે જે મહાપુરૂષની જન્મ જયંતિ છે. તે નરવીરે કેટલીક તુટેલી કડીઓને ફરી જોડી, વિખરાયેલી શક્તિઓને ફરી ભેગી કરી, સૌને સત્ય અને શાંતિના માર્ગનું સમન્વય પૂર્વક સમાધાન કરાવ્યું હતું.

આ મહાપુરૂષ કોણ હતાં? તે આપણા મહાઉપકારી પૂજ્ય ગુરૂદેવ પ્રાણલાલજી મહારાજ સાહેબ હતાં. સૌરાષ્ટ્રના દરિયાને કિનારે વેરાવળ નગરમાં સં. ૧૯૮૯ શ્રાવણ વદ ૫ ને ગુરૂવારે વીસા ઓસવાલ પરિવારના માતા કુંવરબાઈ અને પિતાશ્રી કેશવલાલભાઈને ઘેર જન્મ પામ્યાં હતા.

બાળક દેહનું, સંસ્કારનું અને ધર્મનું અવર્ણનીય રૂપ લઈને જન્મ્યું હતું. એમનાં લક્ષણોમાં લાક્ષણિકતા હતી. દીવસો પસાર થવા લાગ્યા. કુંવરબાઈને આ સંતાન અધિક વ્હાલું હતું. તેને ધરતી ઉપર મુકતા નહીં. નામ પાડવાના દિવસો આવ્યા. કુંવરબાઈ બોલ્યા. “મારો પુત્ર મને પ્રાણ કરતાં અધિક વ્હાલો છે એટલે આનું નામ પ્રાણલાલ રાખવું છે.” પુત્રનું પ્રાણલાલ નામ આપી માતા તેમજ કુટુંબીજનો ભાગ્યશાળી બની ગયા. માતા–પિતાના સંસ્કાર સીંચનથી બાળક સમય પસાર કરે છે. હવે પ્રાણ બે વર્ષના થયા. ત્યાં તો સૌના પ્રિય પાત્ર બની ગયા. એ વખતમાં મહાપ્રતાપી પૂજ્ય શ્રી જયચંદ્રજી મ. અને મહાતપસ્વી શ્રી માણેકચંદ્રજી મ. પધાર્યા. લોકો વ્યાખ્યાન વાણીનો ધર્મલાભ લેવા દોડવા લાગ્યા. માતા કુંવરબાઈ પણ નાના બાલુડાને સાથે લઈ પ્રવચન સાંભળવા આવ્યા છે. બાળક માતાના ખોળામાં ખેલતો કુદતો તપસ્વી માણેકચંદ્રજી મ.ની માત્ર વાણી સાંભળતો જ ન હતો, જાણે મીટ માંડી પાન કરતો કેમ ન હોય? ગુરૂદેવની નજર ત્યાં જાય છે. જાણે ગુરૂદેવે બે વર્ષના બાળકના ચહેરા પર અંકિત ભાવો વાંચી લીધા હોય તેમ બોલ્યા. “આ લાડકો તમારો છે બહેન?” જુઓ! કુંવરબાઈ શું જવાબ આપે છે? જાણે શબ્દો અંતરમાંથી ઉગ્યા હોય એમ માતા બોલ્યા. “ના ગુરૂદેવ! આ તો શાસનનો પુત્ર છે” ગુરૂદેવે કહ્યું. “બેન! આ પુત્રને તું શાસનને ચરણે ધરી દઈશ?” પુત્રના જીવન સંસ્કાર વાણી દ્વારા બોલતાં હોય તેમ કુંવરબાઈએ જવાબ આપ્યો. “ગુરૂદેવ! અવસર આવશે તો ના નહીં કહું.” ગુરૂદેવ અને જનેતાની આ વાત સામાન્ય છે,

પરંતુ કાળે એને સિધ્ધ કરી આપી. કુંવરબાઈ પ્રાણને રોજ રોજ પ્રવચનમાં લઈ જાય છે. પુત્રના લક્ષણ પારણામાંથી, તેમ બાળ પ્રાણ ધર્મામૃતનું પાન કરે છે.

ગુરૂદેવનો વિહાર સમય આવી ગયો. વિદાઈમાં ગયેલા માતા કુંવરબાઈએ પોતાના પ્રાણને ગુરૂદેવના ચરણોમાં મુકયો, જાણે બાળકનું જીવતર ધન્ય બની ગયું. બાળક સાતેક વર્ષનો થાય છે. સ્કુલમાં ભણે છે. બુધ્ધિ તેજસ્વી છે. જ્યારે બાળકો-બાળકો વચ્ચે ઉશ્રતા થાય ત્યારે સમાધાન બાળ પ્રાણલાલ કરાવે છે. બન્ને વચ્ચેના વૈમનસ્યને ટાળે છે અને ફરી મિત્ર બનાવે છે. જાણે બાળવયથી જ આ બાળકમાં સમન્વય ધર્મ ઉગ્યો કેમ ન હોય?

આ સમય પછી બાર તેર વર્ષના અંતરે માતાના શરીરમાં રોગ થયો અને બિમાર પડયા. "કુંવરબાઈ તમારા લાલને હવે રમાડી લેજો" જાણે કાળ દેવે આગાહી કરી હોય એવા ભણકારા વાગે છે. કાળદેવ જરૂર કુર છે. તેને કોઈની અંશ માત્ર દયા આવતી નથી. થોડા દીવસ પૂર્વે શાંતાક્રુજમાં અમરાપુરવાળા દોશીનો ૨૭ વર્ષનો યુવાન પુત્ર ચાલ્યો ગયો. કાળ દેવતાનું આ નોતરૂં કેટલું કારમું છે.? મા નો અંતસમય જોઈને, પ્રાણના મુખની રેખાઓ ઝાંખી પડી ગઈ. આંખમાં ઝળઝળિયાં આવી ગયા. "બેન! આ બાળકને સાચવજો. હું તો હવે પ્રયાણ કરૂં છું." કુંવરબાઈએ એની નણંદને કહ્યું. સૌ નમોક્કાર મંત્ર બોલવા લાગ્યા અને કુંવરબાઈ ચાર શરણનો સ્વીકાર કરી અવસાન પામ્યા. કુમાર પ્રાણ ખુણામાં બેસી માતાને યાદ કરી રડી પડે છે. પણ હૃદયનાં ઉંડાણમાં એક વિચાર ઝબકે છે, "મારી માતા ગઇ, પણ મારા ગુરૂદેવ તો પધારશેને?" પંદર વર્ષના પ્રાણલાલ જૈનશાળામાં જાય છે. સામાયિક વગેરે શીખે છે.

વેરાવળના પુણ્યોદયે ફરી પૂજ્ય જય-માણેક ગુરૂદેવનું આગમન થાય છે. ગુરૂના સ્વાગતમાં પ્રાણલાલ જલ્દી તૈયાર થઈ સૌથી આગળ જાય છે. સામે આવી ગુરૂદેવને વંદના કરે છે. ગુરૂદેવ! મને ઓળખો છો? ગુરૂદેવની સ્મૃતિ તાજી થાય છે. "કોનો કેશવલાલનો દીકરો ને?" ગુરૂદેવે કહ્યું. આગળના પુરૂષોની સ્મૃતિ ભારે તેજ હતી. અહીં તો ઓળખતા હોય છતાં સામે મળે તોય બોલાવે નહીં કાંતો સમય ન હોય યા અંતરમાં પ્રેમ ન હોય.

"ગુરૂદેવ! મારા બા તો ગામતરૂં કરી ગયા." પ્રાણની વાત સાંભળી ગુરૂદેવે આશ્વાસન આપ્યું. "ભાઈ હું તો છું ને?" ગુરૂદેવના આ શબ્દો પ્રાણલાલના હૃદયને અસર કરી જાય છે. "ગુરૂદેવ મારા છે. મારે હવે કંઈ વાંધો નથી. મારા ગુરૂદેવ છે પછી શું" આમ મન સાથે નક્કી કર્યું. આવા મા વિહોણા, પણ ધર્મરંગે રંગાયેલા સંતાનને ગુરૂદેવ જ સર્વસ્વ છે. કહ્યું છે.

त्वमेव माता च पिता त्वमेव, त्वमेव बंधु च सखा त्वमेव ॥

પ્રાણુલાલને તો ગુરૂદેવ જ માતા, પિતા, બંધુ, મિત્ર જે કંઈ છે તે તેજ છે. ગુરૂદેવ સંઘના રૂડા સ્વાગતે નગરમાં પધાર્યા. ધર્મ મંડપ બંધાયો. લોકો ધર્મધ્યાન અને તપત્યાગનો લાભ લેતા થયાં. પ્રાણુ પણ ગુરૂદેવ પાસે રોજ રોજ જાય. વંદના કરે સુખ શાતા પુછે. પાઠ શીખે, જ્ઞાન ભણે. સત્સંગના યોગે પ્રાણુને દીક્ષા લેવાના ભાવ જાગ્યા. એક દિવસ પ્રાણે કહ્યું, " ગુરૂદેવ ! મારે તમારી પાસે દીક્ષા લેવી છે" ગુરૂદેવે કહ્યું " જરૂર લે જે હો. "પ્રાણુને તો જાણે ભગવાન ભેટયાં. તે તો હવે ઉપાશ્રયે જ રહેવા લાગ્યો. રોજ સામાયિક કરે સાંજે પ્રતિક્રમણ કરે. જ્ઞાનધ્યાનની નવી નવી વાતો કરે. ગુરૂદેવની કૃપા વડે પ્રાણુ તો હવે દૃઢ વૈરાગી બની ગયા.

ગુરૂદેવને વિહારનો અવસર આવ્યો. વિહારની તૈયારી કરવા લાગ્યા. પ્રાણુભાઈ કહે " ગુરૂદેવ ! હું તો તમારી સાથે ચાલીશ. મારે હવે ઘરે નથી રહેવું. " ગુરૂદેવનો માર્ગ તો કઠિન છે. ઘરની અનુમતિ વગર તેના સંતાનને કેમ સાથે લઈ જવાય ? છેવટે પ્રાણુભાઈ તો સૌને મનાવી ગુરૂદેવના સંગાથે નીકળી ગયા. પૂજ્ય ગુરૂદેવે પ્રાણુલાલની ભણવાની ઉત્કટ ભાવના જોઈ જેતપુર મુકામે જૈન પાઠશાળામાં તેમને ભણવા રાખી દીધા. તેઓ થોડા સમયમાં આગમ–શાસ્ત્રો સંસ્કૃત અન્ય વિજ્ઞાન વગેરેનો અભ્યાસ કરી સુસંસ્કૃત બની પૂજ્ય ગુરૂદેવની સાથે વિહારમાં જોડાઈ ગયા. ભરાવદાર નાનકડી કાયા, આનંદી ચહેરો, ભવ્ય લલાટ માથે નાનીશી પાઘડી અને અંતર વૈરાગ્ય. આવા વૈરાગી પ્રાણુલાલભાઈ ગુરૂદેવ સાથે ધારી, બગસરા, સાવરકુંડલા જતાં ત્યારે આવા બાળ વૈરાગીને જમાડવાનું કે સેવા કરવાનું કોને મન ન થાય ?

કુમાર પ્રાણુલાલને દીક્ષાના દૃઢ ભાવ હતાં. અંતર વૈરાગ્યથી નીતરતું હતું. અભ્યાસની યોગ્યતા હતી. સ્વભાવે આનંદી અને શીતળકારી હતાં. બગસરા સંઘે વિચાર કર્યો કે અવસર છે દીક્ષાનું બીડું ઝડપી લેવું જોઈએ. સંઘ નાયકોએ નિર્ણય કરીને કહ્યું. "ગુરૂદેવ ! પ્રાણુલાલભાઈની દીક્ષા તો બગસરા જ થશે." "ભાઈઓ ! દીક્ષા આપવા પહેલાં તેના વડીલોની આજ્ઞા તો જોશેને ?" ગુરૂદેવે કહ્યું. આ પ્રાણુલાલ તો વેરાવળના વીસા ઓસવાલ પરિવારનો સંતાન છે. આજ્ઞા મેળવવી કઠીન છે.

આ સમય દરમ્યાન પ્રાણુભાઇના પિતાનું પણ અવસાન થઈ ગયું હતું. કુટુંબીઓ દીક્ષા માટે તૈયાર ન હતાં. શ્રી સંઘના ભાઈઓ પ્રાણુભાઈના કાકા પાસે દીક્ષાની આજ્ઞા મેળવવા વેરાવળ ગયા. કાકાએ કહ્યું. "હું જીવતો છું ત્યાં સુધી પ્રાણુને દીક્ષાની આજ્ઞા નહીં આપું. દુનિયા મને શું કહેશે ? મા–બાપ મરી ગયા એટલે છોકરાને સાધુડો બનાવી દીધો ? "મને પણ લાજ અને શરમ છે." સંઘના ભાઇઓએ એન કેન પ્રકારેણ સમતા શાંતિ રાખી કાકાને સમજાવી લીધા. શ્રીસંઘના ભાઈઓએ

સઘળી વાત કરી અને દીક્ષા મુહુર્ત માટે પૂજ્ય ગુરૂદેવને વિનંતિ કરી. ગુરૂદેવ અને સંઘના નિર્ણયે દીક્ષાની જાહેરાત થઈ. દીક્ષાની ભવ્ય તૈયારીઓ થવા લાગી. જાણે બગસરા ગામને આંગણે મહામહોત્સવ આવ્યો. ગામને શણગાર્યું. ગલીએ ગલીમાં કમાનો અને પતાકા ફરકવા લાગ્યા. શુભ સૂત્રો અને મંગળ ગીતો ગવાવા લાગ્યા. પૂજ્ય વડીલ મહારાજો અને મહાસતીજીઓ પધારવા લાગ્યા. શ્રીસંઘને હૈયે અપાર હર્ષ હતો. ઉમંગના ઉભરાએ ગામમાં નાતોના જમણવાર થવા લાગ્યા.

સંવત ૧૯૭૬ ફાગણ વદ છઠના દિવસે મંગળ મુહુર્તે ભવ્ય વરઘોડા સાથે વરસીદાન દેતા પ્રાણલાલભાઈએ ગામની બહાર વિશાળ જગ્યાએ મહામંડપ નીચે સંસાર પરિત્યાગી ભાગવતી દીક્ષા લઈ પૂજ્ય ગુરૂદેવ જય-માણેકના ચરણોમાં જીવન સમર્પણ કર્યું. ધન્ય ગુરૂ! ધન્ય શિષ્ય! ધન્ય સંઘ! અને ધન્ય સમાજ! ખરેખર આવા ઉત્તમ સુપાત્ર સંતને મેળવી સૌ ધન્ય બની ગયા.

ત્રણચાર વર્ષ પૂર્વે અમે બગસરા હતાં. એક ઘરે ગોચરી ગયા. ત્યારે એક જાટકીયા પરિવારના પાંચ હાથ ઉંચા અને કાળો સાડલો પહેરેલા વૃદ્ધ માતાએ કહ્યું. "મહારાજ! મને ઓળખો છો?" મેં કહ્યું ના. માતાએ કહ્યું સાંભળો! "ગુરૂ પ્રાણે દીક્ષા લીધી ત્યારે ગાડીમાં બેસતા પ્રાણભાઈને સૌથી પહેલા મેં કંકાવટી કાઢીને ચાંદલો કર્યો હતો."

પંદર વર્ષે વૈરાગ્ય, સાત વર્ષનો અભ્યાસ, બાવીસ વર્ષે દીક્ષા જ્ઞાન-ધ્યાન અને સેવા એજ જીવન હતું. ગુરૂ આજ્ઞા એજ ધર્મ છે. એ વાતનો સ્વીકાર કરી ગુરુના અંતેવાસી બની સંયમ અને તપશ્ચર્યાની સાથે વિચરવા લાગ્યા. નવદીક્ષિત પ્રાણલાલજી મ. ને બે કળા કુદરતી મળેલ હતી. એકતો કંઠની મધુરતા અને બીજુ પહાડી અવાજ તેમની વકતૃત્વ શક્તિ અપૂર્વ હતી. પ્રતિભા સંપન્ન વ્યક્તિત્વ હતું વાત્સલ્યના તો સાગર હતાં. નાના મોટા કે ગરીબ શાહુકારના ભેદ વગર સૌને બોલાવતાં હતાં. ધીરેધીરે ગુરૂના પ્રાણ તો સૌના પ્રાણલાલજી બની ગયા. તેમની સમન્વયાત્મક વિચાર શૈલી અનેક લોકોના સમાધાનનું કારણ બનતી હતી. સંઘ, સમાજ કે પરિવારના કલેષને દૂર કરવા સમર્થ બની રહી હતી.

સંવત ૧૯૭૯ના કારતક માસમાં પૂજ્ય તપસ્વીજી માણેકચંદ્રજી મહારાજે સંથારો કર્યો. મુંબઈ, મારવાડ, કલકત્તા, દિલ્હી અને પંજાબથી શ્રાવકો જેતપુરમાં ઉભરાવા લાગ્યા. જેતપુર સંઘે ભક્તિ પૂર્વક સેવાની તૈયારી કરી હતી. તપસ્વીજી તો દુનિયામાં પ્રસિધ્ધ હતાં. આવેલી જનતાને ગુરૂ પ્રાણ બે બે કલાક સુધી ઊભા રહીને દેહ અને આત્માની ભિન્નતા, ધર્મકર્તવ્યનો મહિમા અને માનવજીવનની સાર્થકતા ભાવવાહી શૈલીથી ફરમાવતા હતા. શ્રોતાઓ સાંભળીને ધન્ય! ધન્ય! શબ્દોનું ઉચ્ચારણ કરવા લાગી

જતાં. અઢાર દિવસે સંથારો સીજ્યો અને જય જય નંદાના નાદો ગુંજવા લાગ્યા. માગશર સુદી પુર્ણીમાં એ તપસ્વીજી કાળધર્મ પામ્યા. જાણે સૂર્ય નારાયણ કેમ અસ્ત થઈ ગયા હોય તેવું વાતાવરણ બની ગયું.

તપસ્વીજીના કાળધર્મ પછી પૂજ્ય શ્રી જયચંદ્રજી મહારાજની જમણી ભુજા જાણે કપાઇ ગઇ હોય તેવું લાગતું હતું. તેઓ ઘણાં વિહ્વળ બની ગયા હતાં. વૃદ્ધત્વએ તેમને ઘેરી લીધા હતાં. થોડા વર્ષોમાં ગુમડાની અસહ્ય બિમારીમાં તેઓ પણ કાળધર્મ પામી ગયા. હવે પૂજ્ય શ્રી પ્રાણલાલજી મ. ઉપર વડીલોના કાળધર્મ પછી જવાબદારી વધી ગઈ. સંઘ, સમાજ અને શાસનની ધૂરા તેમની ઉપર આવી પડી. પરંતુ ગુરુવર્ય તો મહાપુરૂષ હતાં. કર્તવ્ય નિષ્ઠા તો એમને વરી હતી.

જ્ઞાનીજનોએ ત્રણ પ્રકારનાં મહાપુરુષત્વ કહ્યાં છે. કેટલીક વ્યકિતઓ મહાન જન્મે છે. કેટલીક મહત્તા પ્રાપ્ત કરે છે અને કેટલીક ઉપર મહત્તા જાણે આવી પડે છે. પહેલી કોટીની વ્યકિતઓ જન્મથી મહાન હોય છે. સામાન્ય લોકોમાં એવું માનવામાં આવે છે કે તેઓ તો અવતારી છે. દૈવીપુરૂષ છે. એમના પેગડામાં પગ નાખવાનું કે એમના કદમમાં કદમ મિલાવવાનું આપણું ગજું નથી. આવી મહાન વ્યકિતઓ પૂજનીય કે પ્રશંસનીય બની રહે છે પરંતુ બહુ અનુકરણીય બનતી નથી. બીજી કોટીની વ્યકિતઓ સતત અને સબળ પુરૂષાર્થના પ્રતાપે જીવનમાં મહત્તા પ્રાપ્ત કરી જાય છે. સમાજ માટે વિશેષ પ્રેરણા અને દૃષ્ટાંતરૂપ બની જાય છે. નૈસર્ગિક પ્રતિભા અને ભગીરથ પુરૂષાર્થનો વિરલ સુયોગ સધાય તો જ મહત્તા જન્મે અને પાંગરે. એક અંગ્રેજ ચિંતક કાર્લાઈલે તો કહ્યું છે કે પ્રતિભા એટલે જહેમત ઉઠાવવાની અનંત શકિત. આનો અર્થ એ છે કે પ્રતિભા અંદર પડેલી હોય તો જ માણસમાં અથાક જહેમત ઉઠાવવાની તાલાવેલી તે જગાડે છે. અને એને માટે તાકાત કેળવે છે. આવી પ્રતિભા સંપન્ન અને પુરૂષાર્થી વ્યકિતનું સમાજમાં એક નીચામાં નીચા સ્તરમાંથી આવીને એક ઉંચામાં ઉંચા સ્થાન સુધી પહોંચી નામ રોશન થાય છે.

ત્રીજી કોટીની વ્યક્તિ તે છે કે જે તકદીરની યારીને લીધે કેવળ સંજોગવશાત ઉંચે આસને ચડી બેસે છે. આવી વ્યક્તિઓનું સ્વતંત્ર રીતે એવું બહુ મહત્ત્વ જ નથી હોતું. પરિસ્થિતિ પલટો ખાઈ કે આવી વ્યક્તિઓમાં રહેલું મૂળ પિત્તળ ખુલ્લું પડી જાય છે. તેઓ મહત્તામાંથી પુરી સામાન્ય કોટીમાં કે ક્ષુદ્રતામાં સરી પડે છે.

પૂજ્ય પ્રાણ ગુરૂદેવ બીજી કોટીની મહત્ત્વશીલ કર્તવ્યધારી વ્યક્તિ હતાં. જેમણે પરમ પુરૂષાર્થ વડે પ્રતિભા પ્રાપ્ત કરી સૌના પ્રેરણાશીલ બની રહ્યા. પૂજ્યશ્રીની પ્રતિભાએ મુંબઈના અનેક શ્રી સંઘોને આકર્ષ્યા. મુંબઈ પધારવાની અનેકવાર વિનંતિઓ થતી રહી. જામનગરવાળા અમૃતલાલભાઈ તથા ભાઈલાલભાઈ દડીયા અવારનવાર મુંબઈથી

દેશમાં આવતાં પૂજ્ય ગુરૂદેવને અનન્ય ભક્તિ વડે વિનંતિ કરતાં કે "ગુરૂદેવ! એક વાર તો મુંબઈ પધારી અમો સૌને ધર્મલાભ આપો." પરંતુ પૂજ્યશ્રીને પગે વાની તકલીફ હોઈ મુંબઈ સુધીની હિંમત કરી શકતાં ન હતાં. છતાં પણ સૌરાષ્ટ્રમાં સોરઠ, હાલાર, ઝાલાવાડ અને ગોહીલવાડમાં વિચરી અનેક ક્ષેત્રોને ધર્મલાભ આપતાં હતાં.

ગુરૂદેવને તપસ્વી રતિલાલજી મહારાજ, પ્રતાપી જગજીવનજી મહારાજ, નાના રતિમુનિજી તથા પં. રત્ન જયંતિલાલજી મ. મળી ચાર શિષ્ય રત્નો તેમજ બીજા આઠ પ્રશિષ્યોનો પરિવાર છે. તેમજ પ્રભાવશાળી ૭૫ જેટલા સાધ્વીજીઓ અત્યારે પરિવારમાં ગણાય છે.

પૂજ્યશ્રીએ સૌરાષ્ટ્રના ગોંડલ, જેતપુર, જામનગર, ભાવનગર, રાજકોટ, સાવરકુંડલા, વીસાવદર, વડીયા અને બગસરા આદિ અનેક ક્ષેત્રોમાં ચાતુર્માસ કરી જૈન ધર્મનો જય જયકાર કર્યો હતો. ચાતુર્માસ દરમ્યાન શ્રીસંઘમાં ગુરૂદેવની પ્રેરણાથી તપ-ત્યાગના તો જાણે પૂર આવતાં. દાન-પુણ્યના તો વરસાદ વરસતા હતાં. દર્શનાર્થીઓના તો ટોળે ટોળે ઉતરી પડતાં હતાં. પૂજ્ય ગુરૂદેવની પ્રભાવશીલ વાણીએ અનેક વ્યક્તિઓને ધર્મશીલ બનાવ્યા. જુનાગઢના વકીલ જેઠાલાલ પ્રાગજી, રાજકોટના દુર્લભજી શામજી વીરાણી, પારેખ કેશવલાલ અમૃતલાલભાઈ, ભાવનગરના વલ્લભદાસ ફુલચંદ મહેતા, ગોંડલના વકીલ રતિલાલ ભાઈચંદ ગોડા વગેરે ધર્મપ્રિય ઉપાસક હતાં.

પૂજ્ય ગુરૂદેવની પ્રેરણાથી વડીયા મુકામે તપસ્વી માણેકચંદ્રજી જૈન વિદ્યાલયનો પુનરોધ્ધાર થયો. જેમાં સો વિદ્યાર્થીઓ ધાર્મિક જ્ઞાન સાથે અભ્યાસ કરી શકે તેવું વિશાળ છાત્રાલય છે. અનેક સંત સતીજીઓ, વૈરાગી ભાઇબેનોએ આજ સુધી જૈન ધર્મના અનેક આગમો-ગ્રન્થોનો અભ્યાસ કરી વિવિધ પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયા છે. જેમાં પંદરેક હજાર હસ્ત લેખિત, છાપેલા વગેરે શાસ્ત્રો અને ગ્રન્થોવાળું પુસ્તકાલય છે. ગોંડલ, રાજકોટ, જામનગર વગેરેમાં પૂજ્ય ડુંગરશીસ્વામી જૈન પુસ્તકાલય ચાલી રહ્યું છે.

ગુરૂદેવ જ્યાં જ્યાં દીક્ષાઓ કે વરસી તપ પ્રસંગે પધારતાં ત્યાં ત્યાં શ્રીસંઘ મધ્યમ વર્ગને માટે રાહત કાર્યો દ્વારા લાભ મેળવતાં હતાં.

ગુરૂદેવને મન ત્રણ વાત વધારે મહત્ત્વની હતી. ૧. સાંસ્કૃતિક ઉત્થાન ૨. જ્ઞાન પ્રસારણ ૩. સ્વામિવાત્સલ્ય ભક્તિ. જૈન સંસ્કૃતિના ઉત્થાન માટે મંગલ કાર્યક્રમની રચના કરવી. જ્ઞાન પ્રચાર માટે જૈનશાળા-શ્રાવિકાશાળા-સિધ્ધાંતશાળા પુસ્તકાલય-જ્ઞાનભંડાર ને મજબૂત બનાવી તેમની પ્રગતિ માટે સ્વયં કર્તવ્યશીલ રહી બરાબર શક્તિનો સદુપયોગ કરાવતાં હતાં. જૈન સમાજનો મધ્યમવર્ગ આજની પરિસ્થિતિમાં ઘસાઇ રહ્યો છે. તે પોતાની આવશ્યકતા માટે કોની સામે હાથ લાંબો કરવા જાય?

આવા મધ્યમવર્ગના લોકો માટે ગામેગામ રાહત કાર્યો થતાં. આ બધા લોકો ઉપર ગુરૂદેવના આશીર્વાદ હતાં.

हम साथी हैं मजलूमों के, हम साथी हैं मजबूरों के
हम साथी हैं दहकानों के, हम साथी हैं मजदूरों के

ગુરૂદેવ જનવત્સલ હતાં. કોઈ અશક્ત, દુઃખી, રોગી, પીડીત કે અસહાય વ્યક્તિને જોઈ અનુકંપા ધર્મથી ધનવાન લોકોને સેવાધર્મની યોગ્ય પ્રેરણા કરતાં હતાં. ગુરૂ દેવતો માનવતાના નક્ષત્ર સમ હતાં.

दूसरोंको जिसने दुनियामें बनाया कामयाब।
जिंदगी उसकी है "दानिश" उसका जिना है सफल॥

પોતે મહાન બન્યા. બીજાને મહાન બનાવ્યા. ધર્મ મર્મની સુગંધ આપી જીંદગી અમર બનાવી. આવું પરોપકારી જીવન જ સફળ ગણાય છે.

એક વખત પંજાબ કેસરી પૂજ્ય કાશીરામજી મહારાજ સંતમંડલી સાથે રાજકોટનું ચાતુર્માસ કરી ગોંડલ, જેતપુર થઈ જુનાગઢ પધાર્યા. ત્યારે આપણા ગુરૂદેવે તેઓશ્રીનું ભવ્ય સ્વાગત કર્યું. તેઓ હિંદીમાં પ્રવચન ફરમાવતાં હતાં. એક દિવસ તેઓશ્રીએ પ્રાણગુરૂદેવનું ગુજરાતી પ્રવચન સાંભળવાનો આગ્રહ રાખ્યો. આજ્ઞા સ્વીકારવા પ્રાણગુરૂએ તેઓશ્રીના ખોળામાં માથું નાખ્યું અને પછી સિંહ ગર્જના સમ જીનવાણીનો પ્રવાહ છોડયો. પૂજ્યવર સાંભળીને ખૂબજ પ્રસન્ન થયા અને કહ્યું. "અરે, મુનિ પ્રાણલાલ! તું તો ખરેખર સૌરાષ્ટ્રનો કેસરી સિંહ છો." ત્યારથી આપણા ગુરૂદેવ સૌરાષ્ટ્રના કેસરી સિંહ તરીકે પ્રસિધ્ધિને પામ્યા. જૈન સમાજે આવા શ્રેષ્ઠ બિરૂદનું શ્રવણ કરી ગૌરવનો અનુભવ કર્યો.

રાજસ્થાનના પૂજ્ય આચાર્ય જવાહરલાલજી મહારાજ સંત સમુદાય સાથે રાજકોટ ચોમાસુ કરી જેતપુર પધાર્યા ત્યારે પ્રાણગુરૂજીએ તેઓશ્રીનું પણ શાનદાર સ્વાગત કરેલું હતું. સમુહ પ્રવચનોની આયોજના થઈ. અનેક ચર્ચા વિચારણા અને સમાજસંઘના પ્રશ્નોનું નિરાકરણ કરવામાં આવ્યું.

ગોંડલ ગચ્છના પૂજ્ય પુરૂષોત્તમજી મહારાજ સાહેબ પણ કોન્ફરન્સ શ્રમણસંઘ, ગચ્છ કે સમાજસંઘના પ્રશ્નો માટે ગુરૂદેવનો અભિપ્રાય સલાહ યા સૂચના અવશ્ય લેતા હતાં.

પં. રત્નશ્રી જયંતિલાલજી મ. સા.ને બનારસ ભણવા જવાના ભાવ થયા ત્યારે પૂજ્ય ગુરૂદેવે પ્રેમથી આજ્ઞા આપી અને તપસ્વી શ્રી જગજીવનજી મ. સા.ને સાથે મોકલ્યા. સં. ૨૦૦૪ ફાગણ સુદ ૫ ના સાવરકુંડલાથી વિહાર કર્યો. રસ્તામાં આગ્રા

શ્રીસંઘની વિનંતિથી એક ચોમાસું કર્યું. મને પણ આ ચોમાસામાં પૂ. ગુરૂદેવની આજ્ઞાથી વૈરાગીરૂપે જવાનો અને સાથે વિહાર કરી બનારસ રહેવાનો ચાન્સ મળ્યો હતો. સં. ૨૦૦૫ના ફાગણ સુદ ૫ના બનારસ પ્રવેશ કર્યો અને શ્રીસંઘના સાનિધ્યમાં વિદ્યાઅભ્યાસનો પ્રારંભ થયો. ત્રણ વર્ષ સુધી શ્રેષ્ઠ પંડિતો પાસે કઠિનમાં કઠિન ગ્રન્થો અને શાસ્ત્રોનો અભ્યાસ થયો. પૂર્વભારત સ્થા. જૈન સંઘોની ભક્તિ ભરી વિનંતિનો સ્વીકાર કરી તપસ્વી શ્રી જગજીવનજી મ. ઠા.૨ કલકત્તા ચાતુર્માસ પધાર્યા. કલકત્તા ધર્મના અનુપમ રંગરસથી છલકાયું. ચોમાસા બાદ સં. ૨૦૦૯ માગસર સુદ ૧૦ને બુધવારના પૂજ્ય ગુરૂદેવની આજ્ઞાથી મારી દીક્ષા કલકત્તામાં સંઘને આંગણે પૂ.શ્રી જગ-જયંત મુનિવરોના ચરણોમાં કરવામાં આવી. આ બધો ઉપકાર ગુરૂપ્રાણનો હતો.

પૂજ્યવર સૌરાષ્ટ્રમાં થોડો થોડો વિહાર કરતાં સૌને ધર્મલાભ આપતાં હતાં. સં. ૨૦૧૨ના બગસરા સંઘની અતિ આગ્રહ ભરી વિનંતિનો સ્વીકાર કરી ચોમાસું ત્યાં બિરાજ્યા. શારીરિક તકલીફ તો હતી જ પરંતુ મનને મજબૂત કરી શ્રીસંઘને જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ ધર્મની પ્રેરણા આપતાં જ રહ્યા. ગોંડલ ગચ્છના સ્થંભ અને સંત સતીજીઓના અમ્માપિયા સમાન બગસરાના નગરશેઠ વયોવૃધ્ધ શ્રી નરભેરામ દેવચંદ દેસાઇની ગુરૂભક્તિ, સંઘભક્તિ અને અતિથિ સત્કાર અવર્ણનીય હતો. ગુરૂદેવની તબીયત ધીરે ધીરે લથડતી ગઈ. અશક્તિ ઘણી હતી. યોગ્ય ઉપચારો થતાં હતાં. દૂરના ડૉકટરો પણ અવારનવાર આવીને સૂચના કરતાં હતાં. દીવાળી નીકળી ગઈ. ચોમાસું પૂર્ણ થયું. વિહારની શકયતા ન હતી. માગસર માસમાં પૂ આચાર્યશ્રી દેવજીસ્વામી તપસ્વી માણેકચંદ્રજી મ.ની પુણ્યતિથિ ઉજવાઈ ગઇ. ચાતુર્માસની સુમંગળ ભાવના અને ધર્મોદ્યોત પછી પણ શ્રીસંઘની સેવા બેજોડ અને અપૂર્વ રહી હતી. આ અવસર છે લાભ લેવાય એટલો લઈ લેજો એમ ગુરૂ મહારાજ ફરમાવ્યા કરતાં હતાં. ગુરૂદેવના આ શબ્દો ઘણાં માર્મિક હતાં. કોણ સમજે ? આ ગૂઢ રહસ્યને !

માગસર વદ ૧૨ના તબીયત વધારે નરમ રહી. દર્શનાર્થીઓ સૌ રોકાઈ ગયા. રાત્રી કટોકટીથી પસાર થઈ. સવાર પડયું. ડૉ. આવ્યા અને દવા બતાવી ગયા. સંતોએ ચૌવીહાર પળાવી પાણી અને દવા આપી તુરત જ બેચેની વધવા લાગી. અંતિમ સમય જાણી, સમાધિ ભાવને ધારણ કરી સાડા સાત વાગે આત્મશ્રેય સાધી ગુરૂદેવે છેલ્લી આંખડી ઢાળી લીધી અને કાળધર્મ પામ્યા.

स ज्ञातो येन जातेन, याति वंश समुन्नत्तिम् ।
परिवर्तिनी संसारे, मृत को वा न जायते ॥

આ પરિવર્તનશીલ સંસારમાં એવું કોણ ભાગ્યશાળી છે કે જેને જન્મ પછી મૃત્યુ ન આવે? સંઘ, સમાજ અને શાસનના પરમ પ્રભાવી પૂજ્ય ગુરુદેવનો કાળધર્મ થતાં હજારો લોકોની આંખો નહીં પરંતુ હૈયા રડયા હતા. ગુરુદેવની નિર્વાણયાત્રામાં મુંબઈ સૌરાષ્ટ્ર આદી અનેક સંઘના દશ હજાર જેટલા લોકોએ ભાગ લઈશ્રધ્ધાંજલિ આપી હતી. વિધાતાની ખૂબી કેવી કે જે જગ્યાએ ગુરૂદેવે સાધુતાનો સ્વીકાર કરેલો એજ ભૂમિમાં અંતિમ સંસ્કાર થયો. ૫૯ વર્ષની ઉંમરે ૩૭ વર્ષનો દીક્ષા પર્યાય પાળી પૂજ્ય ગુરૂદેવ સ્વ-પર કલ્યાણક સાધના સિધ્ધ કરી આત્મશ્રેય કરી ગયા. ધન્ય જીવન! ધન્ય સાધુતા! ધન્ય સંઘ! ધન્ય સમાજ!

આજે ગુરુદેવની જન્મ જયંતિ નિમિત્તે પૂજ્યવરની અનુપમ જીવની આપણે સાંભળી છે. તેમાંથી યદ્કિંચિત પ્રેરણા મેળવી કૃતાર્થ થવાનો પ્રયત્ન કરીએ એજ ભાવના.



## ૩૪

# આત્મ આઝાદીનું પર્વ

(શ્રાવણ વદ ૬ તા. ૧૫-૮-૭૬ રવીવાર)

આજનો દિવસ એ આઝાદીની અમર ગાથાનો દિવસ છે. આઝાદી શબ્દ જગતના જીવોને અમર સંદેશ આપી જાય છે.

**પ્રકૃતિનો ભારે માણસ આઝાદ કહેવાય છે.**
**પ્રકૃતિનો સ્વતંત્ર માણસ આઝાદ કહેવાય છે.**

ઘરમાં મુખિયાપણું કરતો માણસ સ્વતંત્રતાના પાઠ શીખવે છે. ૧૫ ઓગસ્ટે આઝાદી અંતરના ભાવોથી ઉભરાય છે. આઝાદી સાથે સ્વતંત્રતાનો દિવસ માત્ર ૧૫ ઓગસ્ટ જ નહીં, ૧૯૪૭માં ભારત સ્વતંત્ર થયું ત્યારે આ દિવસે અગણિત વ્યક્તિઓએ આઝાદી ઉજવી હતી. ૨૯ વર્ષના વાણા વાયા. આઝાદી મેળવી પણ આનંદ મળતો નથી. આઝાદી હોય તો આનંદ હોય ને? જંગલના કેસરી સિંહ કેવા આઝાદ હોય છે? મન ચાહે ત્યાં બેસવું, મન ચાહે ત્યાં સુવું, મન ચાહે ત્યાં ફરવું. આઝાદી પૂર્વક જંગલ અને ગિરીકંદરાઓમાં તે ઘુમતો રહે છે. જ્યારે તે પાંજરામાં પુરાય છે અને અંદર લટાર મારે છે, ત્યારે તેની આઝાદીનું દર્શન થતું નથી.

વૃક્ષની ડાળીઓ ઉપર નમણું નાક, બદામી કાંઠલો ધરાવતો પોપટ કેવો સ્વતંત્ર હોય છે? પરંતુ જ્યારે તે પાંજરામાં પુરાયેલો હોય ત્યારે તેને જાતજાતના ફળ

આપો, છતાં પણ તેને સ્વાદ આવતો નથી. આટલી બધી સામગ્રી તેને મળી પણ આઝાદી ઝૂંટવાઈ ગઇ છે. સ્વભાવમાં કે તેના લક્ષણોમાં પરિવર્તન ન હોય. પણ પરાધીનતામાં એ પુરાઈ ગયો છે. તેના જ આ ભાવો જોવા મળે છે.

પોપટ તન પીંજર નહીં તારું !
ઉઘડે તો ઉડી જવું પોબારું !

પોપટ ! પીંજર તારું નથી તું અને પીંજર બંને સાથી છો પીંજરનો દરવાજો ઉઘડે એટલે ઉડી જાવું તે તારો સ્વતંત્ર સ્વભાવ છે.

આજની આઝાદી માત્ર કહેવાની છે, પણ સાચા અર્થમાં આઝાદીનો સ્વાદ સસ્તો નહીં મોંઘો છે. સ્વતંત્રતા ખોવાઇ ગઈ છે. સ્વછંદતા ઘર કરી ગઈ છે. આજની બહેનો ! "તમારે કાંઈ બોલવાનું નથી" અમારી બહેનોને સ્વતંત્રતા મળી છે, પણ એ સ્વતંત્રતા સ્વચ્છંદતામાં મળી ગઇ છે સંસારના ખોટા માયાવી પ્રલોભન અને વચનોથી લોકો ભરમાઈ ગયા છે. પરંતુ એનું નામ આઝાદી નથી લોકો એમનો સાચો આસ્વાદ માણી શકતા નથી. આ તો આત્મા ઉપર કુઠારાઘાતનું દર્શન છે.

એક ગામમાં ભલા માણુસોએ, એક શેઠને નગર શેઠ બનાવ્યા. નગરનો નાયક બનાવ્યો. સમય અને પ્રસંગે કામ લાગે. પૈસાદાર અને વળી આવડતવાળો માણુસ એટલે લોકોએ તેને નગરશેઠની પદવી આપી. તે નગરશેઠ તો બની ગયો પરંતુ એને ગામમાં જે કરવું હોય તેની સ્વતંત્રતા પણ મળી ગઈ. તેની શક્તિનો લાભ પોતાના સ્વાર્થ માટે કરવા લાગ્યો. પોતાનું હીત હોય એ પહેલા જુએ. લોકોએ તો ભેગા થઈ સેવા માટે તેને મોટો અને ગામનો વડીલ બનાવ્યો હતો. શેઠની આ સ્વાર્થ લીલા જોઈ ગામના લોકો શરમમાં કંઈ બોલી શકે નહીં. વ્યવહાર અને વાણીમાં મોટાઈ આવી જતાં. શેઠનો અહં વધી ગયો. જ્યારે ગામમાં કોઈને ઘેર મૃત્યુનો અવસર આવે ત્યારે સૌ પગરખાં પહેરી, ઉઘાડે માથે, ખંભે ફાળિયું નાખીને સૌ ગ્રામજનો જતાં હોય છે પરંતુ શેઠને પોતાની મોટાઈનું ભારે અભિમાન હતું. શેઠ વિચારે છે. બધાંની જેમ હું સૌની સાથે, ઉઘાડે માથે ને ખંભે ફાળિયું નાખી જાઉં તો દુનિયા કેમ સમજશે કે હું શેઠ કે પેલો શેઠ ? શેઠ આભડવા જરૂર આવે પરંતુ મોટાઈ લઈને આવે. સૌની સાથે નહીં પણ ઘોડા ઉપર બેસીને આભડવા આવે. લોકો વિચાર કરે, આંગળી ચીંધે, અંદરો અંદર વાતો કરે. જોયું ને ! સત્તા સોંપી ગામનો શેઠ બનાવ્યો એટલે તો ઘોડે ચઢીને આભડવા આવે છે. શેઠ આવે જરૂર, અફસોસ કરે, આશ્વાસન આપે પણ ઘોડા ઉપર બેસીને. શેઠમાં અહં, ગુમાન અને મોટાઈ બહુ વધી ગઈ સૌના મનમાં વાત રહી ગઈ. શેઠ આવ્યા ખરા પણ અહમનું પ્રદર્શન કરાવ્યું. લોકો નિંદા કરવા લાગ્યા પણ શેઠને મોઢામોઢ કોણ કહે ?

એકવાર શેઠના ૯૭ વર્ષનાં મા અવસાન પામ્યા. ગામ નાનું એટલે ૨૦ મિનિટમાં સૌને ખબર પડી ગઈ. સૌએ કહ્યું, આભડવા જવું પડશે. મોટાઓને ત્યાં જાનમાં, જમણમાં, નાતમાં કે આભડવા જવું એમાં લોકો ગૌરવ લ્યે છે. આજે પ્રસંગ મળ્યો છે. ગામના સૌ લોકોએ વિચાર કર્યો કે જે કોઈ પણ શેઠને ત્યાં ઘોડા ઉપર બેઠા વગર આભડવા જશે તો એને નાત બહાર મુકવામાં આવશે. મોટા ઘરનું મરણ કહેવાય. પગે ચાલીને આભડવા જવામાં શોભા શું ? ઘોડું ન હોય તો, પૈસા ખર્ચો, ઊછીના લ્યો, માંગીને લ્યો પણ ઘોડા વગર શેઠને ત્યાં આભડવા જવાય જ નહીં. સૌએ નક્કી કર્યું અને તૈયાર થયા. બધા ઘોડા ઉપર ચડી શેઠના ઘર સામે આવી ઉભા રહી ગયા. બે કલાક થઈ ગયા છતાં પણ કોઈ ઘર અંદર આવે નહીં. શેઠે દીકરાને કહ્યું, જોનો ખરો ! હજુ સુધી કેમ કોઈ આવ્યું નથી ? છોકરો જોઈને આવ્યો ને કહ્યું. આભડવા તો ગામ આખાના માણસો આવ્યા છે, પરંતુ સૌ ઘોડે ચડીને આવ્યા છે. 'શેઠ કહે, એવું તે કાંઈ હોય ! ઘોડે ચડીને આભડવા અવાય ? શેઠ પડખે બીજો એક ડાહ્યો માણસ બેઠો હતો. એ બોલ્યો ! "શેઠ કાં એમ ન હોય ? આપની ક્રિયાનું જ આ પરિણામ છે. તમે પગે ચાલીને નહીં, ઘોડાની સવારીએ આભડવા જતાં એ યાદ આવે છે." શેઠ કહે, "વાત સાચી છે મારી ભૂલ થઈ ગઈ." શેઠ બહાર આવ્યા. સૌની માફી માંગી મોટાઈ અને ગર્વ હતો એ માથે પડયો એટલે ભૂલની માફી માંગી લીધી. બધાં ટપોટપ નીચે ઉતર્યા. શેઠનું કામ જલ્દી પતાવી દીધું !

કહેવાનો ઉદ્દેશ એ છે, કે સત્તા મળી હોય, હક્ક કે જવાબદારી મળી હોય ત્યારે તેનો ઉપયોગ કરતી વખતે નમ્ર બનવું જોઈએ. વિવેક રાખવો જોઈએ, નહીં તો આકરા ફળ ભોગવવા પડે છે. આઝાદી તો મેળવી પરંતુ શેઠ જેવા હાલ છે કે નાગરિક જેવા બેહાલ છે ? આજે ત્રિરંગો ધ્વજ લાલ કિલ્લા ઉપર ફરકાવ્યો હશે. ત્રિરંગાને સલામી અપાશે. ત્રિરંગો એ આઝાદીનું પ્રતીક છે. એમાં રહેલા રંગ સૌને પ્રેરણા આપનારા છે. સફેદ, લીલો અને કેસરી આ ત્રણે રંગો જનતા માટે પ્રગતિના સુચક છે. ત્રિરંગમાંનો સફેદ રંગ કહે છે, તું પવિત્ર બનીને રહેજે. ઉજ્જવળ કાર્યો કરી તારી જાતને પવિત્રતાથી ભરી લેજે. લીલો રંગ ક્રાંતિને સૂચવે છે. આત્માની પ્રગતિ કરવી હોય તો હે આત્મદેવ ! તારા વિચારોમાં ક્રાંતિ કરજે. જેથી જીવન હરીયાળું બનશે. આજે દેશમાં વરસાદ થયો છે. હરીયાળી ચારે બાજુ છવાઈ ગઈ છે. લીલાછમ ખેતરો, વનરાઈ, કુલડાંઓ, ફળ-ફૂલ ખીલી રહ્યા છે. પોતાનો સ્વાર્થ નહીં પરંતુ પરમાર્થ હોય ત્યાં સુધી જીવન હરીયાળું લીલુંછમ રહેશે. કોઈ મરી જાય ત્યારે કહેવાય છે કે, શેઠ લીલી વાડી મુકી ગયા છે. કેશરી રંગ શુરવીરતાનું પ્રતિક કહેવાય છે. પોતાના વિજયની મનોકામના નિર્ભય બની, કાયરતા-નિરાશા

ખંખેરી, શૌર્યતાને સાચવી રાખે એ કેસરીઓ રંગ પ્રેરણા આપે છે. આ ત્રણે ગુણનાં રંગે રંગાઈ જવાનું છે. તેને સ્વીકારી લેવા જેવા છે. ઝંડાની વચ્ચે એક અશોક ચક્ર છે. એક બાજુ સિંહ ને બીજી બાજુ બકરી છે. આ ચક્ર અભયનું પ્રતિક છે. પ્રેમનું દર્શન છે.

ભગવાન મહાવીરે કહ્યું છે, કે બહારનો વૈભવ એ આઝાદી નથી. પરંતુ બે બંધનથી મુક્ત થાય તે જ સાચો આઝાદ છે. આ બે બંધન કયા કયા? એક રાગનું બંધન, બીજું દ્વેષનું બંધન. ચોથા શ્રમણ સૂત્રમાં કહ્યું છે दोहि बंधणेहिं, राग बंधणेणं दोस बंधणेणं આવા બંધનોમાંથી આત્માને મુક્ત કરવામાં ન આવે ત્યાં સુધી મુક્તિ–આઝાદીનો લાભ નથી મળી શકતો. રાગ–દ્વેષના બંધનોથી આત્મા છુટો ન થાય ત્યાં સુધી આત્માની મુક્તિ જ ન થાય. રાગ–દ્વેષના બંધન ઢીલા કરો. રાગનું બીજુ નામ સ્નેહ છે. રાગ–સ્નેહ જેની સાથે બંધાઈ ગયો પછી તોડવો કઠીન છે. આજના આ બંધનોએ આત્મિક આઝાદી લૂંટી લીધી છે.

હે જિનેશ્વર ભગવાન! વીતરાગ દેવ! આપે મેળવેલી સ્વતંત્ર આત્મ–મુક્તિ અને આઝાદીને માટે અમે પ્રાર્થના કરતાં કહીએ છીએ કે અમારી અંદર પડેલા રાગ–દ્વેષની સ્થિતિથી અમને મુક્ત કરો. ભગવાન મહાવીરે કહ્યું છે કે "હે મનુષ્ય! તમે જીવો અને જગતના સર્વ જીવોને જીવવાની આઝાદી આપો. શાસ્ત્રમાં સાત પ્રકારના ભય બતાવ્યા છે. એમાં સૌથી મોટો મૃત્યુ ભય છે. રાતના બાર વાગ્યા હોય, એકાએક કોઈ ચડી આવે, અને હાથમાં તીક્ષ્ણ હથિયાર બતાવે ત્યારે તમારામાં કેવો ચમત્કાર થાય? ચાવી માંગે તો આપી દ્યો કે નહીં! મારે મરવું નથી. તારે જે જોઈતું હોય તે લઈ જા પણ મને જીવતો રહેવા દે. જીવનની કામના છે, મૃત્યુનો મોટો ભય છે. એટલે જ કહ્યું છે, કે સૌથી કોઇ મોટું દાન હોય તો અભયદાન છે. મહાવીરે કહ્યું છે दाणाण सेट्ठं अभयप्पयाणं સર્વ દાનોમાં અભયદાન પ્રધાન છે. એ જ સાચી આઝાદી છે. **શાબ્દિક આઝાદી તે આઝાદી નથી.** આજે જૈન સમાજની અંદર આચારની શિથિલતાના મૂળ ઊંડા ઊતરી ગયા છે. रागोय दोसो वीय कम्मबीयं રાગ–દ્વેષ બંને કર્મના બીજ છે. અંકુર નીકળી છોડ થાય, છોડમાંથી વૃક્ષ બને, તેમાં ફળફુલ આવે, એમાંથી વૃક્ષ ફાલેફુલે. આવું કર્મનું પણ સ્વરૂપ છે. કર્મની વિચિત્રતા ભયંકર છે. મળેલા સાધનોમાં સંતોષ રાખી તૃષ્ણાનો ત્યાગ કરવો કઠિન છે.

વિહાર કરતાં કરતાં ભગવાન મહાવીર રાજગૃહીના ઉદ્યાનમાં પધાર્યા છે. નગરજનો વાણી સાંભળવા ઉમટયા છે. રાજા શ્રેણિક પણ સવારી સાથે જઈ રહ્યા છે. શ્રેણિક રાજાને વિચાર આવે છે મારા રાજ્યમાં લાખો લોકો જીવે છે! આ નગરમાં

કોઈ દુઃખી હોય એવું મને દેખાતું નથી. મહારાણી ચેલણા સાથે શ્રેણિક રાજાને ચર્ચા થાય છે. શ્રેણિક કહે છે "મારા રાજ્યમાં કોઈ દુઃખી નથી." રાણી કહે છે "મહારાજ! આપણું રાજ્ય મોટું છે. કદાચ કોઈ દુઃખી પણ નીકળી આવે, તેમાં આશ્ચર્ય શું?" એક વખત રાણી ચેલણા ઝરૂખે બેઠા છે. ધોધમાર વરસાદ વરસે છે. બે કાંઠે નદી વહી જાય છે. રાતનો ઘોર અંધકાર છે, પણ વીજળીના ચમકારમાં રાણી, બે કાંઠે વહી જતી નદીના પૂરમાંથી એક ગરીબને લાકડા કાઢતો જુએ છે. કાછડો વાળ્યો છે. શરીરે વૃધ્ધ છે. રાણીને થયું, મહારાજા ખોટું કહે છે કે રાજ્યમાં કોઈ દુઃખી નથી. આવા ધોધમાર વરસાદમાં આ ઘુઘવતા પૂરમાંથી લાકડા કાઢી વેચનારો કેટલો દુઃખી હશે? ત્યાં જ રાજા શ્રેણિક પધારે છે. રાણી, રાજ્યનો એક માણસ કેવો દુઃખી છે એ બતાવે છે. રાણી કહે છે "મહારાજ! આપણા રાજ્યમાં આવા દુઃખીને બોલાવી એનું દુઃખ ટાળો." રાજાનો પણ ગર્વ ઉતરી ગયો છે. હજુ મારા રાજ્યમાં આવા દુખિયા છે, ખરા? તુરત જ મંત્રીને બોલાવી આજ્ઞા કરે છે.

"નદીના કાંઠે, ઘુઘવતા પૂરમાંથી ઘોર રાત્રીએ લાકડાં કાઢી આજીવિકા ચલાવનાર એ ગરીબને આવતી કાલે દરબારમાં હાજર કરો." બીજે દિવસે એ ગરીબ માણસને ગોતી દરબારમાં હાજર થવાનું કહે છે. જે ગરીબને બોલાવવામાં આવ્યો છે, તે એ નગરનો મૂમણ શેઠ છે. શેઠ તૈયાર થઈ દરબારમાં પ્રવેશ કરે છે. શેઠે લાલ પાઘડી પહેરી છે. આંગડી, મોજડી, સુંદર શરીર, મુખ ઉપર તેજ છે. રાજા પૂછે છે "મંત્રીવર! ગઈ કાલે પેલા ગરીબને બોલાવ્યો છે, તે હજુ સુધી દરબારમાં કેમ હાજર નથી થયો!" "મહારાજ! એ આ શેઠ છે, એ જ કાલે નદીમાંથી લાકડાં કાઢતા હતા." રાજા તો શેઠને જોઇ જ રહ્યા આને ગરીબ કહેવો કે શાહુકાર? ત્યાં શેઠ બોલી ઉઠયા, "હું ગરીબ છું. મનની એક કામના છે. ઘણાં દિવસ થયાં ઝંખુ છું મારા જેવો દુઃખીયો કોઇ નથી." મહારાજા પૂછે છે. "તમારે શું દુઃખ છે? તમારી શું મનોકામના છે? કહો, અમે પૂરી કરીશું." "મહારાજ! મારા ઘરમાં એક બળદ છે, એવો જ બીજો બળદ જોઈએ છે." મહારાજ કહે છે "બળદ તો અમારી પાસે હજારો છે તમારી મરજી પડે તેવો બળદ લઈ લો." શેઠ કહે છે "મહારાજ! બળદ તો મારો પ્રાણ છે. મારે જેવો એક બળદ છે, તેવો જ બીજો જોઈએ છે." મંત્રી મહારાજાની આજ્ઞા થતાં શેઠને વૃષભ ઘરમાં લઈ ગયા. હજારો બળદ બતાવ્યા પણ શેઠ કહે "ના, મારે ત્યાં જે બળદ છે, એવો બળદ આમાં એકેય નથી. મને તો મારી પાસે જે બળદ છે એવો જ બીજો બળદ જોઈએ છે." શેઠના વિચારમાં બળદનો કેવો રાગ છે એ તો એક કેવળી જાણે ને શેઠ જાણે. શેઠ તો પાછા ચાલ્યા ગયા. રાજાને મંત્રીએ કહ્યું, શેઠને તો એકેય બળદ પસંદ નથી પડયો. એને

એના જેવો બળદ જોઈએ છે ?" રાજાએ કહ્યું "પણ શેઠનો બળદ કેવો છે ? ચાલો આપણે એને ઘેર જઈએ, એનો બળદ જોઈએ ને પછી એના જેવો જ આપણે બળદ દઈને એનું દુઃખ ટાળીએ." રાજા રાણી ને મંત્રી શેઠને ઘેર જવા રવાના થયા. શેઠની હવેલી જોઈને રાજા વિચારમાં પડી ગયા. શેઠ તો રાજાને આવેલા જોઈને ખુશી થયા. શેઠે મહારાજાનું સ્વાગત કર્યું. ત્રણ માળની હવેલી ને શેઠને ત્યાં બીજો બળદ નથી ? રાજાને વિચાર આવ્યો. શેઠ બોલ્યા "મહારાજ! મારો બળદ એ મારો પ્રાણ છે. એને ઘરમાંથી બહાર કાઢવો પાલવે તેમ નથી." રાજાએ મોટું મન રાખ્યું અને કહ્યું, "કાંઈ વાંધો નહીં શેઠ ! અમે અંદર આવીને તમારો બળદ જોશું." ઘરમાં ઘર ને એમાંય ઘર સાત ઘર ને એમાં Under ground (અંડર ગ્રાઉંડ) શેઠ મહારાજાને અંદરની જગ્યાએ લઈ જાય છે. રાજા વિચાર કરે છે–'બળદ હોય તો એક ઢાળિયામાં કે બહારમાં, ઘરમાં કેમ હોય ? શેઠે પોતાના બળદને આટલો બધો સાચવ્યો કેમ હશે ?

બધાં અંદર ગયા. બે રૂમ છે. એની પાછળ પડદો છે. પડદા પાછળ એક સોનાનું સ્ટેજ છે. એના ઉપર રત્નથી જડેલો બળદ છે. મહારાજા, મહારાણી ને મંત્રી શેઠનો બળદ જોઈને મુગ્ધ થઈ ગયા. શેઠ બીજા ઓરડામાં લઈ ગયા, ત્યાં બીજા સોનાના સ્ટેઈજ ઉપર બીજો બળદ ઉભો હતો. પરંતુ એક શીંગડામાં માત્ર એકજ રત્ન ખૂટતું હતું–એ બતાવતા શેઠે કહ્યું, "મહારાજ ! આ બીજો બળદ છે. એનાં એક શીંગડામાં એક રત્ન ઓછું છે. હું એ એક રત્ન મેળવવા માટે, ઘોર અંધકાર ભરી રાતમાં, નદીનાં વહેતાં પૂરમાંથી લાકડા ખેંચી, તેને વેચુ છું. એના પૈસાથી રત્ન ખરીદી, આ બીજો બળદ બનાવવા માંગું છું" શેઠની તૃષ્ણા અને રાગ કેવો ? એની સમતાને પણ ધન્ય છે. જ્યાં સુધી તૃષ્ણા ન છૂટે ત્યાં સુધી આત્મા સાચો સ્વતંત્ર ધનવાન ન બની શકે.

તિલક મહારાજે એક વખત કહ્યું હતું ! "સ્વતંત્રતા એ મારો જન્મ સિદ્ધ હક્ક છે–એને હું મેળવીને જ રહીશ." જુઓ ! કેવી ટેક હતી. પરંતુ આજે તો સ્વતંત્રતાને બદલે સ્વચ્છંદતા વધી ગઈ છે.

આત્માની આઝાદી એ જ મેળવી શકે છે કે જેને જીંદગીના સમયની કિંમત છે. જે ધન ભેગું કરવામાં રહે છે તે સમયને ખોઈ બેસે છે. કહ્યું છે.

ઇન્સાન ખોકે વકતકો પાતા નહીં કભી
જો દમ ગુજર ગયા, વહ ફિર આતા નહીં કભી
જિસને પહચાની ન કોઇ કદ્ર અપને વક્ત કી
કામયાબી ઉસકો હાંસિલ હો નહીં સકતી કભી

**જિસને કલ પર આજ અપના કામ છોડા, રહ ગયા**
**કલ ભલા દેખી હૈ કિસને ? ખૂબ કોઈ કહ ગયા**

સમયને ખોઈ કોઈપણ વ્યક્તિ જીંદગીને ધન્ય બનાવી શકતું નથી. શેઠ જેવા બળદ બનાવતા જીંદગી પસાર કરે છે, એને ધર્મ આરાધનાની વાત કરશો તો આવતી કાલ ઉપર છોડશે. આવતી કાલ કોને દેખી છે ? જ્યારે જીંદગીનો અમૂલ્ય ખજાનો લૂંટાઈ જાય પછી શું ?

**જબ ખજાના લૂટ ગયા, તબ હોંશ મેં આયે તો ક્યા ?**
**વક્ત ખોકર દસ્તે-હસરત, મલકે પછતાયે તો ક્યાં ?**
**દારે-ફાની મેં હો ગાફિલ, મૌત સે ઇક પલ નહીં**
**ક્યા ભરોસા જિંદગી કા, આજ હૈ ઔર કલ નહીં**
**નતીજા જિંદગી કા હૈ, કુછ દુનિયાં મેં કર જાના**
**ખયાલે-મૌત બેજા હૈ, વહ જબ આયે તો મર જાના**

હે આત્મદેવ ! નશ્વર સંસારમાં મૃત્યુ ક્યારે આવશે એનો કોઈ ભરોસો નથી. જીંદગીનું પરિણામ શું આવશે તે કોણ જાણે છે, માટે જગતની ભૌતિકતાની રાગ-રમત અને તૃષ્ણા છોડી આત્માની પૂર્ણ સ્વતંત્રતાને મેળવી લે. આત્મ આઝાદીની અલૌકિક અનુભૂતિ પ્રાપ્ત કરતાં છેવટે મૃત્યુ આવે તો જરૂર તેને વરી જજે. આત્મ આઝાદીનું પર્વ ત્યારે ઉજવાયું ગણાશે.



## ૩૫

# બહુશ્રુતજ્ઞાનીનું દર્શન

(શ્રાવણ વદ ૭ તા. ૧૬-૮-૭૬ સોમવાર)

પંચ પરમેષ્ઠિ ભગવંતોને નમસ્કાર કરી સૂત્ર-સિદ્ધાંતને યાદ કરીએ. જ્ઞાતાધર્મ કથાંગ સૂત્રનો ભગવાન મલ્લીનાથનો અધિકાર ચાલી રહ્યો છે. તપસ્વી મુનિરાજ મહાબળમુનિ બહુશ્રુત મહાત્માઓની ભક્તિ અને ગુણ કીર્તન કરી રહ્યા છે.

જ્ઞાન એ અમૃત છે. જ્ઞાની સર્વ જગ્યાએ વિજેતા બને છે. જ્ઞાન એ અંતઃકરણની વસ્તુ છે. શાસ્ત્ર, સત્સંગ અને મહાપુરૂષોની કૃપા વડે જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. જ્ઞાન એટલે આત્મપ્રકાશ, આ પ્રકાશ દરેક આત્માઓમાં ભર્યો છે. તેને બહારથી લાવવો પડતો નથી. જેમ કે પાણી સંગ્રહના બે સાધન છે. એક પાણીની ટાંકી અને

બીજો કુવો. તમોને યાદ છે ને ! મકાન ઉપરની છતમાં ટાંકી હોય છે. તેમાં પાણી કુદરતી હોતું નથી. તેમાં ભરવું પડે છે. બહારથી લાવવું પડે છે. ત્યારે કુવામાં તો કુદરતી પાણી નીકળે છે. તેમાં ભરવું પડતું નથી. કુવો તો સ્વયં પાણીનું ઘર છે. એવી રીતે આપણો આત્મા જ્ઞાનથી ભરેલો છે. પરંતુ તેના ઉપર બહુકાળથી અજ્ઞાનનું આવરણ આવી ગયું છે. તેને પ્રયત્નો દ્વારા દૂર કરી શકાય છે. જેવું અજ્ઞાન ટળ્યું કે આત્મા જ્ઞાન–જ્યોતિથી ઝગમગી ઉઠે છે.

## અહંકાર એ જ્ઞાનની અર્ગલા છે.

અહંકાર ગયો એટલે જ્ઞાન ખજાનો ખુલી જાય છે. જ્ઞાનીની પરીક્ષા શીલથી થાય છે. શાસ્ત્રોથી નહીં. આજની દુનિયામાં ભગવાન નામધારી ઘણાં પોતાની જાતને પરમજ્ઞાની મનાવી રહ્યા છે. તમો પણ એવા જ્ઞાનીઓની પાછળ દોડી રહ્યા છો. જ્ઞાનીઓના લક્ષણ માત્ર ઉંચ કોટીના આત્મતત્ત્વના ભાષણથી કે સાહિત્ય સર્જનથી જાણી શકાતા નથી. જ્ઞાનીની ઓળખાણ તો તેના આચાર અને ચારિત્રથી થઈ શકે છે.

આપણે જેને દિવાકર કહીએ છીએ તે સૂર્યનારાયણ જ્યારે વાદળાની અંદર ઢંકાઈ જાય છે ત્યારે તેનું પૂર્ણ દર્શન થઇ શકતું નથી. ગમે તેવા ગાઢ વાદળા ઘનઘટાટોપ બની ગયા હોય છતાં પણ આપણે સૂર્યના આંશિક આભાસથી સમજી શકીએ છીએ કે અત્યારે દિવસ છે કે રાત્રિ ! એવી રીતે આત્માની ઉપર અજ્ઞાનનું ગમે તેવું ગાઢ આવરણ કર્મ રૂપે હોય, છતાં પણ તેના આત્મતત્વનો વિવેક તો જરૂર કરી શકાય છે.

જૈન દર્શનમાં આઠ કર્મો બતાવ્યા છે. તેમાં પ્રથમ **જ્ઞાનાવરણીય કર્મ** છે. તે જ્ઞાન પ્રગટ થવા દેતું નથી. પરંતુ પુરૂષાર્થ વડે તેનાં આવરણો દૂર કરી શકાય છે. જે મહાત્માઓએ આવા પરમ પુરૂષાર્થ વડે સૂત્ર સિધ્ધાંતની ચાવીઓ મેળવી લીધી છે. તેઓ બહુસૂત્રી ભગવંત કહેવાય છે. ઉત્તરાધ્યયન સૂત્રના અગીયારમાં અધ્યયનમાં શ્રમણ ભગવંત મહાવીરસ્વામીએ બહુશ્રુતની આરાધનાનું કથન કર્યું છે. તે આરાધના તેના જ્ઞાન વિના સંભવી શકતી નથી. તેના માટે તો બહુશ્રુતનું પરિજ્ઞાન આવશ્યક છે. અબહુશ્રુતના પરિજ્ઞાનથી તેના પ્રતિયોગી બહુશ્રુતનું પરિજ્ઞાન પણ થઈ શકે છે. તેથી શાસ્ત્રકાર અબહુશ્રુતનું સ્વરૂપ પ્રગટ કરે છે. સાંભળો, તેનું સ્વરૂપ કેવું હોય છે ?

जेया वि होइ निव्विज्जे, थद्धे लुध्धे अणिग्गहे।
अभिक्खणं उल्लवई, अविणीए अबहुस्सुए ॥ ઉત્ત. ११/२

શાસ્ત્રનું જ્ઞાન ધરાવનાર હોય કે ન પણ હોય, છતાં જે અહંકારી, લાલચુ

ઈન્દ્રિઓના દાસ, વિનયધર્મથી રહિત અને મનમાં આવે તેવું બોલનાર હોય તેને અબહુશ્રુત કહેવાય છે. હવે તેનાં કારણો સાંભળો!

### અબહુશ્રુત હોવાના પાંચ કારણો

अह पंचहिं ठाणेहिं जेहिं, सिक्खा न लब्भइ।
थंभा कोहा पमाएणं, रोगेणाऽऽलस्सएण य॥ ઉત્ત. ૧૧/૩

માનથી, ક્રોધથી, પ્રમાદથી, રોગથી અને આળસથી ગ્રહણ કરવા લાયક અને આસેવન કરવા લાયક શિક્ષા પ્રાપ્ત કરી શકાતી નથી. તાત્પર્ય એ છે કે આવાં પાંચ કારણોથી જીવ શિક્ષાને યોગ્ય થઈ શકતો નથી. હવે આપણને પ્રશ્ન થાય છે કે બહુશ્રુત થવું હોય તો કેવી રીતે બની શકાય?

### બહુશ્રુત બનવાના આઠ કારણો.

अह अट्ठहिं ठाणेहिं, सिक्खासीलेत्ति वुच्चइ।
अहस्सिरे सयादंते, ण य मम्ममुतहरे॥ ઉત્ત. ૧૧/૪
णासीले ण विसीले, ण सिया अइलोलुए।
अक्कोहणे सच्चरए, सिक्खासीलेत्ति वुच्चइ॥ ઉત્ત. ૧૧/૫

બહુશ્રુત બનવાના આઠ સ્થાનને સાંભળો. ૧. હાસ્યનું કારણ મળે કે ન મળે છતાં હસવું નહીં. ૨. સદા ઇન્દ્રિયોને વશ રાખવી જોઈએ. ૩. બીજાનાં મર્મ ખુલ્લાં કરવાં નહીં. ૪. ચારિત્ર ધર્મના વિનાશક થવું નહીં. ૫. અતિચારોથી વ્રતોને કલુષિત કરવા નહીં. ૬. રસાસ્વાદના લોલુપી થવું નહીં. ૭. ક્રોધનું કારણ મળવા છતાં, પણ ક્રોધ કરવો નહીં અને ક્ષમા રાખવી ૮. સત્યધર્મમાં લીન રહેવું. આ આઠ સ્થાનો વડે મુનિ બહુશ્રુત જ્ઞાની કહેવાય છે.

### વિનીત મુનિ જ બહુશ્રુતને યોગ્ય છે.

वसे गुरुकुल निच्चं, जोगवं उवहाणवं।
पियंकरे पियवाई, से सिक्खं लद्धुमरिहइ॥ ઉત્ત. ૧૧/૧૪

વિનીત શિષ્ય ગુરૂકુલમાં-ગુરૂજનોના ગચ્છમાં જીવનપર્યંત હંમેશા નિવાસ કરે છે. મન, વચન અને કાયાએ કરી, સદા પ્રશસ્ત બની રહે છે. અભિગ્રહથી યુક્ત તપશ્ચર્યામાં નિરત રહે છે. પોતાની ઉપર અપકાર કરનારની સાથે પણ ક્રોધ કરતો નથી અને એવું વિચારે છે કે,

अपकारिणि चेत् कोपः, कोपेकोपः कथं न ते।
धर्मार्थकाममोक्षाणां, चतुर्णां परिपन्थिनि॥

હે આત્મન્! જો તું તારા અપકારી ઉપર ક્રોધ કરે છે, તો આ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થના શત્રુ એવા ક્રોધ જેવા મહાન અપકારી પર ક્રોધ કેમ કરતો નથી? આવો વિચાર કરીને તે અપકારી ઉપર પણ ઉપકાર કરે છે, કહ્યું છે કે

सुजनो न याति विकृत्ति, परहितनिरतो विनाशकालेऽपि।
छेदेऽपि 'चन्दनतरु', सुरभयति मुखं कुठारस्य॥

સજ્જનોનો સ્વભાવ જ એવો હોય છે કે તેઓ પોતાના વિનાશકાળે પણ વિકૃતિ પામતા નથી. જેમ કે ચંદનવૃક્ષ તેને છેદનારા કુહાડાના મુખને પણ સુગંધવાળું બનાવે છે, માટે મધુર ભાષી બનો, કારણ કે મીઠી વાણીથી લોકો સદા રાજી થાય છે. કાગડો અને કોયલ બંને કાળાં હોય છે. એક પોતાની મધુર વાણીથી અન્યને પોતા પ્રતિ આકર્ષે છે. બીજો પોતાના કર્કશ અવાજથી લોકોમાં ઘ્રુણા પાત્ર બને છે. આ બધો પ્રભાવ વચનોનો જ છે. દમનક નામનું એક સુગંધી દ્રવ્ય હોય છે. તેને જેમ જેમ મસળવામાં આવે તેમ તેમ મનને મુગ્ધ કરનારી પોતાની સુગંધ છોડે છે. એજ પ્રમાણે સજ્જન કદાપિ ગુસ્સે થઈ જાય તો પણ તે કદી અનુચિત વચનો બોલશે નહીં. એવી હાલતમાં પણ તેના વચનો ઘણાં જ મધુર હશે. આવા પ્રકારના મુનિ શિક્ષા પ્રાપ્ત કરવાને યોગ્ય ગણાય છે અને આવા મુનિ જ શિક્ષા લઈને બહુશ્રુત બની શકે છે. બીજાનું ગજું નથી. એટલે બીજાની તાકાત નથી.

હવે શાસ્ત્રકાર બહુશ્રુત મુનિઓનું વિવિધ પ્રકારની ઉત્તમ ઉપમાઓ વડે તેમની યોગ્યતાનું દર્શન કરાવે છે. તે ઉપમાઓ સોળ પ્રકારની છે. તમારે આ ઉપમાઓ સાંભળવાનાં ભાવ છે? "હાં, જરૂર સાંભળશું." હ્યો ત્યારે ધ્યાનપૂર્વક સાંભળો.

## બહુશ્રુત મુનિઓનું દર્શન

जहा संखम्मि पयं, निहियं दुहओ वि वरायइ।
एवं बहुस्सुए भिक्खू, धम्मो कित्ती तहा सुयं॥ ઉત્ત. ૧૧/૧૫

जहा से कम्बोयाणं, आइण्णे कन्थए सिया।
आसे जवेण पवरे, एवं हवइ बहुस्सुए॥ १६

जहा इणसमारुढे, सूरे दढ परक्कमे।
उभओ नन्दिघोसेणं, एवं हवइ बहुस्सुए॥ १७

जहा करेणु परिकिण्णे, कुंजरे सट्ठिहायणे।
बलवन्ते अप्पडिहए, एवं हवइ बहुस्सुए॥ १८

जहा से तिक्ख सिंगे, जायखन्धे विरायई।
वसहे जूहाहिवई, एवं हवइ बहुस्सुए॥ १९

जहा से तिक्खदाढे, उदग्गे दुप्पहंसए।
सीहे मियाण पवरे, एवं हवइ बहुस्सुए॥ २०

जहा से वासुदेवे, संख – चक्क – गदा–धरे।
अप्पडिहय बले जोहे, एवं इवइ बहुस्सुए॥ २१

जहा से चाउरन्ते, चक्कवट्टी महिड्ढिए।
चोद्दसरयणाहिवई, एवं हवइ बहुस्सुए॥ २२

जहा से सहस्सक्खे, वज्जपाणी पुरन्दरे।
सक्के देवाहिवई, एवं हवइ बहुस्सुए॥ २३

जहा से तिमिर विध्धंसे, उच्चिट्ठन्ते दिवायरे।
जलन्ते इव तेएण, एवं हवइ बहुस्सुए॥ २४

जहा से उडुवई चन्दे, नक्खत्त–परिवारिए।
पडिपुण्णे पुण्णमासीए, एवं हवइ बहुस्सुए॥ २५

जहा से समाइयाणं, कोट्ठागारे सुरक्खिए।
नाणा–धन्न–पडिपुण्णे, एवं हवइ बहुस्सुए॥ २६

जहा सा दुमाण पवरा, जम्बू नाम सुदंसणा।
अणाढियस्स देवस्स, एवं हवइ बहुस्सुए॥ २७

जहा सा नईण पवरा, सलिला सागरंगमा।
सीया नीलवन्त पवहा, एवं हवइ बहुस्सुए॥ २८

जहा से नगाण पवरे, सुमहं मन्दरे गिरि।
नाणोसहि–पज्जलिए, एवं हवइ बहुस्सुए॥ २९

जहा से सयंभूरमणे, उदही अक्खओदए।
नाणा–रयण–पडिपुण्णे, एवं हवइ बहुस्सुए॥ ३०

બહુશ્રુત મુનિઓનું દર્શન અનેક ઉપમાઓ સાથે શાસ્ત્રકાર ફરમાવે છે. સાંભળો કેવી સુંદર ઉપમાઓ છે.

**૧. શંખ :** પહેલી ઉપમા શંખની છે. જેમ શંખમાં ભરેલું દુધ મલિન થતું નથી તેમ ખાટું પણ થતું નથી. પરંતુ શંખનો આશ્રય પામીને તે વધારે શોભાયમાન બને છે. તેવી રીતે વિનીત બહુશ્રુત ભિક્ષુમાં શ્રુત, ધર્મ અને કીર્તિ નિરૂપલેપનાદિ ગુણોને કારણે સ્વયં શોભાયમાન લાગે છે. જીવને સંસાર સાગરથી પાર કરનાર જે વસ્તુ છે તેને ધર્મ કહે છે. આવો ધર્મ તે ચારિત્ર, તપ અને વીર્ય સ્વરૂપ છે. કીર્તિ એટલે પ્રસિદ્ધિ. શ્રુત એટલે તીર્થંકર આદિ દ્વારા પ્રતિપાદિત દ્વાદશાંગી વાણી. જેને આગમ સૂત્રો કહેવાય છે.

**૨. અશ્વ :** બીજી ઉપમા અશ્વની છે. જેમ કન્થક નામનો જાતવાન ઘોડો પત્થરોથી ભરેલા પર્વતોના વિષમ માર્ગે અથવા યુધ્ધ ભૂમિમાં જતા પણ અચકાતો નથી. નિર્ભયપણે ઘણાં વેગથી ચાલે છે. વિજયકાંક્ષી નૃપતિઓને તે વધુ પ્રિય હોય છે. તે અશ્વ તેને અવશ્ય વિજયી બનાવે છે. તેવી રીતે અસદ્ ધર્મોથી ભરેલા આ સંસારમાં પરવાદીઓનો ભય રાખ્યા વગર બહુશ્રુતમુનિ મોક્ષમાર્ગે આગળ વધે છે. તેથી તેવા મુનિ ચતુર્વિધ સંઘને વધારે પ્રિય લાગે છે.

**૩. નંદિઘોષ :** ત્રીજી ઉપમા નંદિઘોષની છે. જેમ જાતવાન ઘોડા ઉપર સ્વાર થયેલ દઢ પરાક્રમી શૂરવીર યોધ્ધો પોતાની આજુબાજુમાં બાર પ્રકારનાં વાજીંત્રોના નાદથી અથવા "જય થાવ, વિજય થાવ" એવા જયનાદોથી યુક્ત હોય છે. એવી રીતે બહુશ્રુત સાધુ પણ જિન પ્રવચન રૂપી જાતિવાન ઘોડા પર સ્વાર થઈને ધર્માચરણમાં પરાક્રમ વાળા તેમજ પરિષહો અને ઉપસર્ગો ઉપર વિજય પ્રાપ્ત કરવાને સમર્થ હોય છે. તેવી જ રીતે અન્ય મતવાદિઓના તર્ક બળનું ખંડન કરનાર પણ હોય છે. તે બહુશ્રુત મુનિરાજ દિવસ અને રાત્રિ રૂપ બંને ભાગોમાં સ્વાધ્યાય રૂપ નંદિઘોષથી યુક્ત હોય છે. તેઓ પોતાની આજુબાજુના શિષ્યોના અધ્યયન રૂપ નંદિઘોષવાળા પણ હોય છે. તે બહુશ્રુત ભિક્ષુ ઉપર ચતુર્વિધ સંઘ આશીર્વાદ વરસાવે છે કે "શાસનના પ્રભાવક બહુશ્રુત મુનિરાજ દીર્ઘાયુ થાઓ".

**૪. હાથી :** ચોથી ઉપમા હાથીની છે. જેવી રીતે હાથણીઓથી વિંટળાયેલો સાઠ વર્ષનો હાથી દર વર્ષે શક્તિનો સંચય કરી બલવાન થાય છે. બીજા કોઈ પણ હાથીઓથી તે પરાજીત થતો નથી. તેવી રીતે ચાર પ્રકારની બુધ્ધિ અને અનેક પ્રકારની વિદ્યાથી યુક્ત, શમદમ ગુણોથી યુક્ત, સ્થિર મતિવંત સાઠ વર્ષની ઉંમરવાળા બહુશ્રુત મુનિરાજ કોઈ પણ પરમતવાદિઓથી પરાજિત થઈ શકતા નથી.

**૫. વૃષભ :** પાંચમી ઉપમા બળદની છે. જેવી રીતે તીક્ષ્ણ શિંગડાવાળો અને બલિષ્ટ કાંધવાળો બળદ પોતાના જુથનો આગેવાન બનીને શોભે છે. તેવી રીતે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયો, જ્ઞાન ક્રિયાથી યુક્ત પોતાના ગચ્છાદિની કાર્યધુરાના ધારક એવા બહુશ્રુત સાધુ ચતુર્વિધ સંઘના અધિપતિ બનીને ગચ્છમાં શોભે છે.

૬. સિંહ : છઠ્ઠી ઉપમા સિંહની છે. જેવી રીતે તીક્ષ્ણ દાઢોવાળા ઉત્કટ સિંહનો પરાભવ કરવો અશક્ય હોય છે. તેવી રીતે નૈગમાદિનય રૂપ દાઢવાળા અને ભિક્ષુ પ્રતિમાના વિશિષ્ટ ગુણોથી યુક્ત બહુશ્રુત ભિક્ષુ સૌના માટે અજેય હોય છે.

૭. વાસુદેવ : સાતમી ઉપમા વાસુદેવની છે. વાસુદેવને શુરવીર કહેવાય છે.

**યુદ્ધે શૂરા વાસુદેવા, ભોગે શૂરા ચક્રવર્તી**
**તવે શરા અણગારા, ક્ષમા શૂરા જીનેશ્વરા.**

જેમ શંખ, ચક્ર અને ગદા રૂપ આયુધોને ધારણ કરનારા સુપ્રસિધ્ધ ત્રિખંડાધિપતિ વાસુદેવ શૂરવીર હોય છે. તેવી રીતે સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપી આયુધોને ધારણ કરવાથી બહુશ્રુત મુનિ પણ અપ્રતિહત શકિતવાળા બની જાય છે. તેથી તેમને કર્મશત્રુઓને પરાસ્ત કરનારા વિશિષ્ટ પ્રકારના સુભગ ગણવામાં આવે છે.

૮. ચક્રવર્તી : આઠમી ઉપમા ચક્રવર્તીની છે. જેમ હાથી, ઘોડા, રથ અને પાયદળની મદદથી શત્રુઓનો વિનાશ કરનાર ચક્રવર્તી સમુદ્રાન્ત પૃથ્વીના અધિપતિ તથા વિશિષ્ટ ઋધ્ધિવાળા, ચૌદ રત્નોના ભોક્તા બને છે. તેવી રીતે બહુશ્રુત મુનિ પણ જ્ઞાનાદિક ચાર પ્રકારના ધર્મોથી કર્મરૂપ શત્રુઓનો નાશ કરનારા હોય છે. તેથી ચાતુરન્ત, અમર્શ ઔષધિ આદિ રૂપ મહાઋધ્ધિઓથી યુકત હોવાથી મહર્ધ્ધિક અને ચૌદ પૂર્વના પાઠી હોવાથી ચૌદ રત્નોના અધિપતિ માનવામાં આવ્યા છે. તેથી તેઓ પણ ચક્રવર્તીની જેમ શોભે છે.

૯. ઈંદ્ર : નવમી ઉપમા ઈંદ્રની છે. જેમ પ્રસિધ્ધ ઈંદ્ર હજાર નેત્રોવાળો હોય છે. તે વજ્ર નામના આયુધને હાથમાં ધારણ કરનાર હોય છે. તેથી તેને દેવોનો અધિપતિ માનવામાં આવે છે. ઈંદ્રને જે હજાર નેત્રોવાળો કહ્યો છે તે ઔપચારિક વાત કહી છે. વાસ્તવમાં તો તેને બે જ નેત્ર હોય છે. પણ ઈંદ્રને પાંચસો મંત્રીઓ હોય છે. તે દરેકની બે બે આંખો ગણતાં હજાર આંખો શકેન્દ્રના કામમાં જ લીન રહે છે. તેથી શકેન્દ્રને સહસ્રાક્ષ કહેલ છે. તેવી રીતે બહુશ્રુત મુનિઓ પણ શકેન્દ્રની જેમ શ્રુતજ્ઞાન અને અશેષ અતિશયોનાં નિધાન હોવાથી સહસ્રાક્ષ કહેવાય છે. તેમની હથેળીમાં વજ્રનું ચિહ્ન હોવાથી તેમને વજ્રપાણિ કહેવાય છે. પુર–શરીરને તપસ્યાદિ દ્વારા કૃશ કરનારા હોવાથી તેમને પુરંદર કહે છે. ઉત્કૃષ્ટ ક્રિયાઓની આરાધના કરવાને વિશિષ્ટ શકિત ધરાવતાં હોવાથી તેમને શક્ર ગણી શકાય છે. દઢ ધર્મવાળા હોવાથી દેવો દ્વારા પણ તેઓ પૂજાય છે. તેથી તેમને દેવાધિપતિ પણ કહેલ છે.

૧૦ સૂર્ય : દશમી ઉપમા સૂર્યની છે. જેમ અંધકારનો નાશ કરનાર સૂર્ય આકાશમાં ઉંચે ચડતાં જ અત્યંત તેજસ્વિતાને ધારણ કરે છે. એવી રીતે બહુશ્રુત મુનિ

પણ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરીને અત્યંત વિશુધ્ધ અધ્યવસાય દ્વારા સંયમ સ્થાન રૂપ આકાશ માર્ગે સંચરણ કરતાં સૂર્યના સમાન તેજથી વિશિષ્ટ પ્રકારે ચમકવા લાગે છે.

**૧૧. ચંદ્ર** : અગીયારમી ઉપમા ચંદ્રની છે. જેમ નક્ષત્રોનો અધિપતિ ચંદ્ર, નક્ષત્ર પરિવાર–ભરણી, આશ્વની આદિ તારાઓના પરિવારથી યુક્ત બનીને પૂર્ણીમાને દિવસે સમસ્ત કળાઓથી યુક્ત બને છે. તેવી રીતે બહુશ્રુત મુનિ પણ નક્ષત્ર સમાન સાધુઓના અધિપતિ ગણાય છે. નક્ષત્રની જેમ બહુશ્રુત મુનિ પણ શિષ્ય પરિવારથી ઘેરાયેલા હોય છે. જ્ઞાનાદિ સકળ કળાઓથી યુક્ત હોવાને કારણે બહુશ્રુત મુનિ ચંદ્રની જેમ પ્રતિપૂર્ણ હોય છે.

**૧૨. અન્ન ભંડાર** : બારમી ઉપમા અન્નભંડારની છે. જેવી રીતે મનુષ્યોનો અન્નભંડાર અનેક પ્રકારના અનાજોથી ભરપૂર અને સુરક્ષિત હોય છે. તેવી રીતે બહુશ્રુત મુનિ પણ અનેક લબ્ધિઓથી પૂર્ણ હોય છે. તેઓ પ્રવચનના આધાર રૂપ હોવાથી ચતુર્વિધ સંઘના લોકો તેમની સેવા, શુશ્રુષા, સત્કાર, સન્માન આદિ દ્વારા સદા રક્ષા કરવાને તત્પર રહે છે. મુનિઓને ઉપયોગી એવા અંગ ઉપાંગ આદિ વિપુલ શ્રુત જ્ઞાનોથી તેઓ પરિપૂર્ણ રહે છે.

**૧૩. સુદર્શન જંબુવૃક્ષ** : તેરમી ઉપમા સુદર્શન નામના જંબુવૃક્ષની છે. જેવી રીતે જંબુદ્વિપની બરાબર વચ્ચે એક સુદર્શન નામે જંબુવૃક્ષ છે. તેના ઉપર અનાદૃત વ્યંતર દેવોનો નિવાસ છે. તે વૃક્ષ વજ્ર, વૈડુર્ય આદિ રત્નમય હોય છે. તે શાશ્વત છે. પૃથિવીકાયિક છે. આઠ જોજન ઉંચું છે. તે બીજા ૧૦૮ જંબુવૃક્ષોથી તથા બાર ઉત્તમોત્તમ વેદિકાઓથી, વિવિધ સુસ્વાદુ ફળો અને પુષ્પોથી યુક્ત ત્રણસો વનષંડો વડે સદા પરિવૃત વીંટળાયેલું રહે છે. જંબુદ્વીપના અધિપતિના આશ્રયે રહેવાથી તે સમસ્ત વૃક્ષોમાં શ્રેષ્ઠ ગણાય છે. એવી રીતે બહુશ્રુત મુનિ પણ શ્રુતજ્ઞાન રૂપી વિવિધ રત્નોથી પરિપૂર્ણ હોય છે. તેઓ શ્રુતજ્ઞાન દ્વારા પૃથ્વીમાં પ્રસિધ્ધ હોવાથી તેમને પાર્થિવ કહેવામાં આવ્યા છે. આઠ પ્રવચન માતાઓમાં પોતાની જાતને નિયોજીત કરવાથી ઉન્નતપંચ પરમેષ્ઠિઓના ૧૦૮ ગુણ રૂપ અન્ય જંબુવૃક્ષોથી સમન્વિત, અનિત્ય, અશરણ આદિ બાર ભાવના રૂપી વેદિકાઓથી પરિવૃત, વિનયાદિ ગુણ રૂપ પુષ્પોથી સમન્વિત અને મુનિવૃન્દ રૂપ વનષંડોથી યુક્ત માનવામાં આવેલ છે. તે કારણે તેઓને પણ સુદર્શન નામના જંબુવૃક્ષની ઉપમા પૂર્ણ રીતે લાગુ થઈ શકે છે.

**૧૪. શીતા નદી** : ચૌદમી ઉપમા શીતા નદીની છે. જેવી રીતે નિરંતર જળ પ્રવાહથી પરિપૂર્ણ સમુદ્રગામિની, મેરૂ પર્વતની ઉત્તરે આવેલા નીલવંત વર્ષધાર પર્વતમાંથી નીકળતી શીતા નામની નદીને, નદીઓમાં શ્રેષ્ઠ ગણવામાં આવી છે. તેવી

રીતે બહુશ્રુત મુનિ પણ જ્ઞાનરૂપ જળ પ્રવાહથી સદા યુક્ત રહે છે. મુક્તિ પ્રાપ્ત કરનાર અનુષ્ઠાનોમાં પ્રવૃત્ત રહેનાર તેઓ મુક્તિ રૂપ સાગર તરફ ગતિ કરનારા હોય છે. નીલવંત વર્ષધર પર્વત સમાન ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થવાથી નીલવત્પ્રવહ છે. નદી તુલ્ય મુનિઓમાં અથવા શ્રુત જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ હોવાથી બહુશ્રુત મુનિરાજને શીતા નદી સમાન શ્રેષ્ઠ માનવામાં આવ્યા છે.

**૧૫. મેરૂપર્વત :** પંદરમી ઉપમા મેરૂપર્વતની છે. જેવી રીતે સુપ્રસિધ્ધ મેરૂ પર્વત સમસ્ત પર્વતોમાં શ્રેષ્ઠ અને વિશેષ વિસ્તૃત વિવિધ ઔષધિઓથી પ્રદીપ્ત હોય છે. તેવી રીતે બહુશ્રુત મુનિઓ શ્રુતના મહાત્મ્યના પ્રભાવથી વિવિધ પરિષહો આવે છતાં પણ મેરૂની જેમ અત્યંત અચલ રહે છે. બહુશ્રુત મુનિ સાધુ સમુદાયમાં પર્વત સમાન શ્રેષ્ઠ અને આમર્ષ ઔષધિ આદિ લબ્ધિઓથી પ્રદીપ્ત હોય છે.

**૧૬. સ્વયંભૂરમણ સમુદ્ર :** સોળમી ઉપમા સ્વયંભૂરમણ સમુદ્રની છે. જેવી રીતે સ્વયંભૂરમણ સમુદ્ર સર્વદા પાણીથી ભરપૂર રહે છે. તે મરકત આદિ વિવિધ પ્રકારનાં રત્નોથી ભરેલ હોય છે. એવી રીતે બહુશ્રુત મુનિરાજ પણ સ્વયંભૂરમણ સમુદ્રની જેમ ક્ષાન્તિ આદિ ગુણોથી ગંભીર, ક્ષાયિક સમ્યકત્વ આદિ રૂપ અક્ષય જળથી અને અનેક અતિશય રૂપ રત્નોથી યુકત હોય છે.

તે બહુશ્રુત મુનિ ગાંભીર્ય ગુણમાં સમુદ્ર સમાન હોય છે. પર વાદીઓ તેમનો કદી પરાભવ કરી શકતા નથી. પરવાદીઓ અને પરિષહોનો સામનો કરવો પડે ત્યારે તેઓ બિલકુલ ગભરાતા નથી. નિર્ભય રહે છે. કારણ કે તેમને પરવાદીઓ તેમના સિધ્ધાંતમાંથી જરા પણ ચલાયમાન કરી શકતા નથી. તેનું કારણ એ છે કે તેઓ શાસ્ત્રીય જ્ઞાનથી પરિપૂર્ણ હોય છે. તેઓ છકાયના જીવોના રક્ષક હોય છે. અંતે તેઓ જ્ઞાનાવરણીય આદિ કર્મોનો ક્ષય કરીને સિધ્ધિ પદ પામે છે.

બહુશ્રુત મુનિરાજોની આ સોળ સોળ ઉપમા આપણને સૌને આશ્ચર્યચકિત કરી દે છે. કેવી જ્ઞાનની ઉત્તમતા અને ચારિત્રની પવિત્રતા છે. સાથે સાથે આચાર અને વિચારની કેટલી સુંદર એકરૂપતા છે.

## આચારે અહિંસા અને વિચારે અનેકાંત

આ વાકયની સાર્થકતા બહુશ્રુત મુનિરાજોમાં જોવા મળે છે. પ્રમાદનો પરિત્યાગ વિવેકવાન મુનિઓને જ સંભવિત હોય છે. તે વિવેક પણ બહુશ્રુતની આરાધના કરવાથી જ પ્રાપ્ત થાય છે. સંયમીઓનું કર્તવ્ય છે કે તેમણે આગમનું ખૂબ અધ્યયન કરવું જોઈએ પોતાના આત્માને આગમની સાથે એકરૂપ બનાવી લેવો જોઈએ. તેથી તે મુકિતનો અધિકારી બને છે. તેના ઉપદેશથી અન્ય ભવ્યજીવો પણ મોક્ષના અધિકારી બનશે.

જેમને શ્રુતજ્ઞાન રૂપી દિવ્ય નેત્ર છે. જે સ્વ-પરનું હિત કરવામાં પ્રવૃત છે. જે સ્વ-પર સિધ્ધાંતના વિસ્તારને યથાર્થ જાણનારા છે. જે સ્વાદ્વાદ રૂપ પરમ વિદ્યાના ધારક છે. તેની ભક્તિ કરવી તે બહુશ્રુત ભક્તિ છે. **બહુશ્રુત જ્ઞાનીનો મહિમા કહેવા કોણ સમર્થ છે?** જે નિરંતર શ્રુતજ્ઞાનનું દાન કરે છે. તેની ભક્તિ કરનાર શાસ્ત્ર રૂપ સમુદ્રના પારગામી થાય છે.

૧ જેઓ શાસ્ત્રો ઉપર અનુરાગ રાખી ભણે છે.

૨ જેઓ શાસ્ત્રોના અર્થ અન્યને કહે છે.

૩ જેઓ ધન ખર્ચીને શાસ્ત્રોને લખાવે છે.

૪ જેઓ પોતાને હાથે શાસ્ત્રો લખે છે.

૫ જેઓ કાનો માત્રાદિ દોષોને સુધારે છે.

૬ જેઓ શાસ્ત્રોનું સંશોધન કરે છે.

૭ જેઓ શાસ્ત્રજ્ઞાન ઉપર વ્યાખ્યાન કરે છે.

૮ જેઓ સ્વાધ્યાય કરવા માટે નિરાકુળ સ્થાન આપે છે.

અષ્ટપ્રાભૃત ગ્રન્થની અંદર જ્ઞાનાવરણ કર્મનો નાશ કરનારી આ આઠ પ્રકારની **બહુશ્રુત ભક્તિ** બતાવવામાં આવી છે. આવી ભક્તિ દ્વારા સમસ્ત શ્રુતના પારગામી બની કેવળજ્ઞાન મેળવી મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે.

આપણા સૌરાષ્ટ્રમાં પૂજ્યવર લીંબડી સંપ્રદાયના સંસ્થાપક આચાર્યશ્રી અજરામરજી મહારાજ સાહેબ બહુશ્રુત મુનિ હતાં. ગોંડલ સંપ્રદાયના સંસ્થાપક પૂજ્ય આચાર્યદેવ શ્રી ડુંગરસિંહજી મહારાજ સાહેબ તથા તેમની પરંપરામાં પૂજ્ય શ્રી નેણશીસ્વામી તેમજ ઉપાધ્યાય શ્રી કાનજીસ્વામી વગેરે બહુશ્રુત મુનિઓ હતાં. આ બધા મુનિઓના જીવન ચરિત્રથી તેમના બહુશ્રુત જ્ઞાનનો પરિચય થઈ શકે છે.

જ્ઞાતા ધર્મ કથાંગ સૂત્ર અનુસાર મહાબળ મુનિરાજ પણ બહુશ્રુત મુનિરાજોની બહુશ્રુત ભક્તિ કરતાં સાધના કરી રહ્યા છે. હવે તેઓ છઠ્ઠા બોલની આરાધના કેવી રીતે કરશે. તેના ભાવભેદ અવસર કહેવાશે.



## ૩૬

# તપ એ આત્મ ઔષધિ છે

(શ્રાવણ વદ ૮ તા. ૧૦-૮-૭૬ મંગળવાર)

માનવને નિરોગ થવાનું સાધન ઔષધિ કહેવાય છે. ઔષધિના સેવનથી માનવ આરોગ્યને પ્રાપ્ત કરે છે. ઔષધિ બે પ્રકારની છે. એકને ભૌતિક ઔષધિ

કહેવાય અને બીજી આધ્યાત્મિક ઔષધિ કહેવાય છે ભૌતિક ઔષધિ વાત-પિત્ત અને કફ જન્મ રોગોને લયક યોગ્ય ઉપચારમાં કામ આવે છે. માનવ આવી વિવિધ પ્રકારની ઔષધિ દ્વારા સ્વાસ્થ્યને મેળવી નવી તાઝગી, નવી સ્ફૂર્તિ નવી ઉર્મીઓ પ્રાપ્ત કરે છે. શરીર એ સાધનાનું ઉત્તમ સાધન છે. સાધન સુંદર અને શ્રેષ્ઠ હોય તો સાધના પણ સુંદર અને શ્રેષ્ઠ બને છે.

આત્મા એ અનેક ભવથી કર્મોની બિમારી, રોગથી પીડિત છે. આ કર્મો રૂપી રોગને દૂર કરવા ઔષધિની આવશ્યકતા છે. આત્માની અંદર પણ અનેક કર્મમળ, કર્મદોષ પડયા છે. જેનાથી તે અસ્વસ્થ છે. તે કર્મ મળ દોષને ટાળવા એક ઉત્તમ ઔષધની આવશ્યકતા છે તે ઔષધનું નામ છે તપ. આત્માની ઉત્તમ ઔષધ તપ ગણાય છે.

## મુકિતના પથિકને પથ દર્શન

ભગવાન મહાવીરે મુક્તિ માર્ગના સાધકને માર્ગદર્શન કરતાં ફરમાવેલ છે.

मोक्ख मग्ग-गइं तच्चं, सुणेह जिण-भासियं ।
चउकारण संजुत्तं, नाण-दंसणं-लक्खणं ॥ ઉત્ત. ૨૮/૧

મોક્ષનો યથાર્થ જે માર્ગ છે, જેને જીનેશ્વરોએ કહ્યો છે તેને સાંભળો. તે માર્ગ ચાર કારણોથી સંયુક્ત અને જ્ઞાન-દર્શનના લક્ષણરૂપ છે. સર્વજીવોનું લક્ષ્ય એક માત્ર મોક્ષ, નિર્વાણ કે મુક્તિ જ છે.

દુ:ખથી કે કષાયોથી મુકાવું છે મોક્ષ.
કર્મ બંધનથી મુકાવું તે મુકિત.
શાંતિ સ્થાન પ્રાપ્ત કરવું તે નિર્વાણ.

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा
एस मग्गुत्ति पन्नत्तो, जिणेहिं वरदंसिहिं ॥ ઉત્ત.૨૮/૨

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ આ ચાર પ્રકારથી યુક્ત મોક્ષનો માર્ગ કેવળજ્ઞાની જીનેશ્વરોએ ફરમાવ્યો છે.

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा
एयं मग्गमणुप्पत्ता, जीवा गच्छन्ति सोग्गइं ॥ ઉત્ત. ૨૮/૩

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપથી સંયુકત એવા માર્ગને પામેલા જીવો સદ્દગતિમાં જાય છે.

આખો સંસાર આધિ ભૌતિક, આદિ દૈવિક અને આધ્યાત્મિક દુઃખોથી ઘેરાયેલો

છે. સંસારના સર્વ જીવો આધિ, વ્યાધિ અને ઉપાધિથી હણાઈ રહ્યા છે અને તેનું નિવારણ સતત ઇચ્છી રહ્યા છે.

જૈન દર્શન મુક્તિ માર્ગનું દર્શન કરાવે છે. મુક્તિના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ આ માર્ગોથી શું લાભ થાય છે? આપણું સમાધાન કરતાં શાસ્ત્રકાર ફરમાવે છે.

नाणेण जाणइ भावे, दंसणेण य सद्दहे ।
चरित्तेण निगिण्हाइ, तवेण परिसुज्झइ ॥ ઉત્ત. ૨૮/૩૫

જીવાત્મા જ્ઞાન વડે પદાર્થોને જાણે છે. દર્શન વડે શ્રદ્ધે છે. ચારિત્ર વડે આવતાં નવા કર્મો ને રોકે છે અને તપ વડે આત્માને પરિશુદ્ધ કરે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રની વિવેચના આગળના પ્રવચનોમાં થઈ ગઈ છે આજે તપ માર્ગ ને સમજવાની કોશીષ કરવાની છે. તપ ધર્મ જાણ્યા પહેલાં આપણે નવ તત્ત્વને જોઈ લઈએ. ઉમાસ્વાતિએ તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે.

जीवाऽजीवाऽस्त्रव बन्ध संवर निर्जरा मोक्षास्तत्त्वम् । १/४

જીવ, અજીવ, આશ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ તે સાત તત્ત્વ છે. ગ્રન્થકારે પુણ્ય અને પાપ આ બંને તત્ત્વને આશ્રવમાં લઈ લીધા છે જેથી કુલ નવ તત્ત્વો ગણવાના છે.

આપણો જીવાત્મા અનંત કાળથી પુન્ય-પાપથી પ્રવૃત્તિરૂપ આશ્રવવાળો છે. આશ્રવ એટલે કર્મપ્રવાહનું આવવું. આ પ્રવાહ અનંત કાળનો છે. તેને રોકવા માટે સંવર એટલે ચારિત્રની આવશ્યકતા છે. ચારિત્રથી આપણો આત્મા નવા કર્મોના બંધનથી અટકે છે પરંતુ જે કર્મો થઈ ચુકયા છે. તે કર્મોને દૂર કરવા શું કરવું જોઈએ? શાસ્ત્રકાર ફરમાવે છે.

जहा महातलायस्स, सन्निरुध्धे जला गमे ।
उस्सिचणाए तवणाए, कमेणं सोसणा भवे ॥ ઉત્ત. ૩૦/૫

શાસ્ત્રકાર આત્માને તળાવની સાથે સરખાવે છે. જેમ કે ગામને કિનારે એક તળાવ છે. ગરનારા દ્વારા ગામની ગટરોનું પાણી તળાવમાં આવ્યા કરે છે. આ ગંદા પાણીના સંગ્રહ વડે મચ્છરોની ઉત્પત્તિ થાય છે ગામમાં મચ્છરોથી રોગ ફેલાય છે. લોકો દુ:ખી થાય છે. બુધ્ધિમાન દુ:ખથી બચવાનો અને દુ:ખને દૂર કરવાનો પ્રયોગ કરે છે. જુઓ! ભાઈઓ! આપણે આ આવતા ગંદા પાણીના પ્રવાહને પત્થર દ્વારા રોકી દઈએ અને આ ભરેલાં પાણીને ઉલેચી નાખીએ જેથી તળાવ સુકાઇ જશે. મચ્છરો થશે નહિ. ગંદકી વધશે નહિ. બિમારી આવશે નહિ. આપણે નિરોગી રહી સુખી

રહેશું. હવે આ તળાવને આપણા આત્મા સાથે સરખાવીએ. આત્મારૂપ તળાવને વિષે કર્મરૂપ પાપનો પ્રવાહ એટલે આશ્રવ આવે છે. તેને રોકી અનાશ્રવી બનાવવો જોઈએ જેથી વધારે કર્મોનો સંગ્રહ થાય નહીં. આત્માને વધારે દુઃખી બનવું પડે નહીં.

### અનાસ્ત્રવી બનવા શું કરવું જોઇએ ?

जहा उ पावगं कम्मं, रागदोससमज्जियं।
खवेइ तवसा भिक्खू, तमेगग्गमणो सुण॥ ઉત્ત. ૩૦-૧

ભગવાન મહાવીર ફરમાવે છે કે હે સાધક! તું એકાગ્ર મન વાળો થઈ સાંભળ રાગ-દ્વેષથી સમર્જિત પાપકર્મને તપ વડે ભિક્ષુ ક્ષય કરે છે.

पाणिवह-मुसावाया, अदत्त-मेहुण-परिग्गहा विरओ।
राईभोयण-विरओ, जीवो भवइ अणासवो॥ ઉત્ત. ૩૦-૨

પ્રાણિવધ એટલે હિંસા, મૃષાવાદ એટલે અસત્ય, અદત્ત એટલે ચોરી મૈથુન એટલે કામ ભોગ, પરિગ્રહ એટલે સંગ્રહ, આ પાંચેથી વિરક્ત અને રાત્રિ ભોજનથી વિરક્ત, જે જીવ થાય છે એટલે છ પ્રકારના પાપ પ્રવાહથી જે જીવ અટકે છે, તે જીવ અણાસ્ત્રવી થાય છે. અણાસ્ત્રવીના વિશેષ ભાવો ફરમાવતાં શાસ્ત્રકાર કહે છે.

पंच समिओ तिगुत्तो, अकसाओ जिइन्दिओ।
अगारवो य निस्सल्लो, जीवो होइ अणासवो॥ ઉત્ત. ૩૦-૩

જે જીવાત્મા પંચ સમિતિવાળો, ત્રણ ગુપ્તિવાળો, અકષાયી, જીતેન્દ્રિય ગર્વરહિત અને શલ્યરહિત હોય છે તે આત્મા અણાસ્ત્રવી થાય છે. વ્રત, નિયમ, ત્યાગ, પ્રત્યાખ્યાન, સંયમ, સંવર અને ચારિત્ર આ બધા સાધનો પાપ પ્રવાહને રોકવા માટે છે. જે આત્મા આવા સાધનોનો ઉપયોગ કરી પાપ પ્રવાહથી અટકે છે તેને અણાસ્ત્રવી કહેવાય છે.

### સંચિત કર્મના ક્ષય માટે શું કરવું જોઇએ ?

एवं तु संजयस्सावि, पावकम्म निरासवे।
भव कोडी संचियं कम्मं, तवसा निज्जरिज्जइ॥ ઉત્ત. ૩૦-૬

આવી રીતે સંયમ વડે જીવ પાપકર્મથી અટકી નિરાસ્ત્રવી બને છે. હવે પ્રશ્ન એ થાય છે કે જીવાત્મા પાસે તો કરોડો ભવનાં સંચિત કર્મો સંગ્રહમાં એટલે સત્તામાં પડ્યા છે. જે દુઃખનું પણ કારણ છે તેને દૂર કરવા શા શા પ્રયત્નો કરવા જોઈએ ? उस्सिचणाए तवणाए कमेणं सोसणा भवे। આત્મારૂપ તળાવની અંદર સંચિત કર્મ જળ સંગ્રહીત છે તેને તપ વડે ઉલેચી નાખ, જેથી ક્રમશ: બધા કર્મો સોસાઈ જશે,

સુકાઈ જશે અને આત્મા નિરોગી બની સ્વસ્થ રહેશે. આત્મા તપ વડે શુધ્ધ અને નિર્મળ બની જશે.

આજનો વિષય છે કે તપ એ આત્મ ઔષધિ છે. तवसानिज्ज रिज्जइ તપ વડે કર્મની નિર્જરા થાય છે. તપથી કર્મનો ક્ષય થાય છે અને આત્મા પરિશુધ્ધ બને છે.

## તપના ભેદ અને પ્રકારનું દર્શન

सो तवो दुविहो वुत्तो, बाहिरभन्तरो तहा।
बाहिरो छव्विहो वुत्तो, एवम भन्तरो तवो॥ ઉત્ત. ૩૦-૭

ભગવાન મહાવીરે ઉત્તરાધ્યયન સૂત્રમાં તપ બે પ્રકારનો કહ્યો છે. એક બાહ્ય અને બીજો આભ્યંતર બતાવ્યો છે. બાહ્ય તપ છ પ્રકારનો કહ્યો છે. તેવી રીતે આભ્યંતર તપ પણ છ પ્રકારનો છે.

अणसण-मुणोयरिया, भिक्खायरिया य रसपरिच्चाओ।
कायकिलेसो संलीणया, य बज्झो तवो होइ॥ ઉત્ત. ૩૦-૮

૧. અણસણ ૨. ઉણોદરિ ૩. ભિક્ષાચરિ ૪. રસપરિત્યાગ ૫. કાયાકલેષ અને ૬. પ્રતિસંલીનતા. આ છ પ્રકારનો બાહ્ય તપ કહેવાય છે.

**૧ અણસણતપ :** અણસણ એટલે આહારનો ત્યાગ કરવો. જેને ઉપવાસ કહેવાય છે. उप समीपे वसतीति-उपवास આત્માની નજીક વસવું તેનું નામ ઉપવાસ કહેવાય છે. આત્માનો સ્વભાવ અણાહારી છે એટલે આવા અણાહારી સ્વભાવમાં રમણ કરવું તેનું નામ ઉપવાસ છે. ઉપવાસને ચૌથભત્ત ત્યાગ કહેવાય છે. ભત્ત એટલે વખત-ટક કહેવાય છે. એક દિવસના બે વખતના ભોજન ગણાતા હતાં. ઉપવાસને આગલે દિવસે સાંજના એક વખતના ભોજનનો ત્યાગ અને પારણાંને દિવસે સવારના એક વખતનો ત્યાગ આવી રીતે બે ટક થયા. ઉપવાસના દિવસે બે વખતનો એમ ચાર વખતના ભોજનનો ત્યાગ તેને એક ઉપવાસ કહેવાય છે. બીજા દિવસના બે વખતને છોડવાથી છ ટકનો ત્યાગ થયો એટલે બે ઉપવાસ કરનારને છઠ્ઠ ઉપવાસી કહેવાય છે. એવી રીતે અઠ્ઠમથી લઈ માસખમણના તપ લોકો કરે છે. આજે તો તપશ્ચર્યા ખૂબ જ વધી રહી છે. અગાઉના સમયમાં એક અઠ્ઠાઈ તપ એ બહુજ ગણાતું હતું. આજે તો અઠાઈ સહજ થઈ ગઈ છે. નાના નાના સંતાનો પણ અઠમ અને અઠાઈ કરતાં થઈ ગયા છે. હમણાં છેલ્લા વર્ષોથી ભારતના જૈનો તપશ્ચર્યામાં રેકડ તોડી રહ્યા છે. નેવું-સો અને એકસોવીસ ઉપવાસની સાધના કરનારના નામો જાહેર થાય છે. ઉપવાસ કરવામાં જેટલો આહાર સંજ્ઞાનો કંટ્રોલ કરવામાં આવે છે. તે જ ભાવ પારણાં સમયે રહેવો જોઈએ. ઘણીવાર પારણાં કરનારને ભોજનનો વિવેક ન

નિગ્રહ કરવી, એકાંત સ્થાનમાં સમાધિભાવે પાપ પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો તેનું નામ પ્રતિસંલિનતા તપ કહેવાય છે.

આ છ પ્રકારનો બાહ્યતપ કરતાં શરીર ઈન્દ્રિયો અને મનની ચંચળતાનો ત્યાગ કરવાનો હોય છે. જેટલી દેહાશકિતનો ત્યાગ અને આત્મપ્રતિનો ઉપયોગ તેટલી વધારે કર્મનિર્જરા આ તપ દ્વારા થાય છે.

હવે આભ્યંતર તપનું વર્ણન કરતાં શાસ્ત્રકાર ફરમાવે છે.

पायच्छितं विणओ, वेयावच्चं तहेव सज्झाओ।
झाणं च विउस्सग्गो, एसो अब्भिन्तरो तवो॥ ઉત્ત. ૩૦/૩૦

૧ પ્રાયશ્ચિત ૨ વિનય ૩ વૈયાવચ્ચ ૪ સજઝાય ૫ ધ્યાન અને ૬ કાઉસગ્ગ આ છ પ્રકારના આભ્યંતર તપ છે.

**૧ પ્રાયશ્ચિત તપ** : ગુરૂજનો સમક્ષ સાધક આત્માએ પોતાના કરેલા દોષોને પ્રગટ કરી આલોચના કરવી. ગુરૂદેવ જે દંડ આપે તેનો સહર્ષ સ્વીકાર કરી આત્મ ભાવમાં રમણ કરવું તેનું નામ પ્રાયશ્ચિત તપ કહેવાય છે.

**૨ વિનય તપ** : વડીલ કે ગુરૂજનો પ્રતિ આદર રાખવો. તેમનું બહુમાન કરવું. તેમની સમક્ષ જતા આવતા, ઉઠતા કે બેસતાં મર્યાદાઓનું પાલન કરવું. ગુરૂભક્તિ અને ભાવ સુશ્રુસા તેને વિનય તપ કહેવાય છે.

**૩ વૈયાવચ્ચ તપ** : વૈયાવચ્ચ એટલે સેવા. આચાર્ય ભગવંત કે ગુરૂજનોની દશ પ્રકારે સેવા કરવી. તેઓને સુખ શાતા ઉપજાવવી તેનું નામ વૈયાવચ્ચ તપ કહેવાય છે.

**૪ સ્વાધ્યાય તપ** : જીનવાણીને સાંભળવી, વાંચન કરવું, પ્રશ્નોત્તર કરવા, શીખેલું ફરીવાર યાદ કરવું અને ધર્મકથા કરવી તેને સજઝાય તપ કહેવાય છે. જ્ઞાન સમૃધ્ધિનો વિવિધ પ્રકારે આત્મ લક્ષ્ય રાખી ઉપયોગ કરવો તેનું નામ સ્વાધ્યાય તપ કહેવાય છે.

**૫ ધ્યાન તપ** : આત્માના લક્ષ્યે, રાગ-દ્વેષના પરિણામોને છોડી કલેષ થાય તેવું આર્ત્ત અને રૌદ્ર ધ્યાન ન કરવું. આત્માને તેજસ્વી બનાવે તેવા ધર્મ અને શુકલ પરિણામ વાળી વિચારણા કરવી તેને ધ્યાન તપ કહેવાય છે.

**૬ કાઉસગ્ગ તપ** : સયનાસનની ક્રિયાનો ત્યાગ કરી, કાયાના વ્યાપારોનો ત્યાગ કરી, સમાધિભાવે કાયાને સ્થિર કરી આત્મ ભાવમાં રમણ કરવું તેનું નામ કાઉસગ્ગ તપ કહેવાય છે.

આ છ પ્રકારનો આભ્યંતર તપ કહ્યો. તેનાથી જ્ઞાનની, સ્વાધ્યાયની ચિંતનની

સ્વસ્વરૂપમાં રમણુતાની ભાવના જાગૃત થાય છે. સાધક આત્મા પોતાના જીવનમાં આધ્યાત્મિક વિકાસ કરવા લાગે છે.

વિવિધ તપશ્ચર્યાનું ફળ શું ?

एवं तवं तु दुविहं, जे सम्मं आयरे मुणी।
सो खिप्पं सव्व संसारा, विप्पमुच्चइ पंडिओ॥ ઉત્ત. ૩૦-૩૬

આવી રીતે બંને પ્રકારના તપને જે મુનિ સમ્યક્ પ્રકારે આચરે છે, તે પંડીત સાધક સર્વ સંસારથી જલ્દી મુકત થાય છે. આવા તપ વડે અંતર ચેતના જાગૃત થાય છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રની પર્યાયોમાં વિશુધ્ધતા આવે છે. સાધકાત્મા અનંત સંસારને પાર કરી પોતાના શુધ્ધ સ્વરૂપમાં સ્થિત થઇ જાય છે.

તપ કેવી રીતે કરવો જોઈએ ?

सो हु तवो कायव्वो, जेण मणो मंगुलं न चिंतेइ।
जेण न इन्द्रिय हाणी, जेण य जोगा न हायंति॥

તે તપ કરવો જોઈએ કે જે તપ કરવાથી મન અશુભ ચિંતવે નહીં, ઈંદ્રિયોને બાધા પહોંચે નહીં અને સંયમના વ્યાપારો અટકે નહીં.

ता जह न देहपीडा न यावि, चियमंस सोणियत्तं तु।
जह धम्मझाण वुद्धी, तहा इमं होइ कायव्वं॥

જે રીતે શરીરને પીડા ન થાય, તેમજ માંસ અને લોહીનું જામવાપણું પણ ન બને જેવી રીતે ધર્મધ્યાનની વૃધ્ધિ થાય, તેવી રીતે આ તપ કરવા જોઈએ.

જ્ઞાતા ધર્મકથાંગ સૂત્રનો અધિકાર ચાલે છે. ભગવાન મલ્લિનાથ પૂર્વ ભવમાં મહાબલમુનિના રૂપે મહામંગળકારી તપશ્ચર્યા કરી રહ્યા છે અને તપસ્વીઓની ઉત્કૃષ્ટ ભાવે ભક્તિ પણ કરી રહ્યા છે.

ઉપવાસ કોણ કરી શકે છે ?

बलं थामं च पेहाए, सद्धामारोग्ग मप्पणो।
खेत्तं कालं च विन्नाय, तहप्पाणं निजुंजए॥

ઉપવાસ કરનારની યોગ્યતા કેવી હોય તે વિષે શાસ્ત્રકાર ફરમાવે છે. જે પોતાના બલ અને ધૈર્યને ધ્યાનમાં લઈ, શ્રધ્ધા અને આરોગ્યપૂર્વક ક્ષેત્ર અને કાળનો વિચાર કરી, તેને અનુસરી ઉપવાસ કરવો જોઇએ. ઉપવાસ કરનારે પોતાની તાકાતનો પ્રથમ વિચાર કરી લેવો જોઈએ. પોતાનું ધૈર્ય કેટલું છે તેને માપી લેવું જોઈએ. શરીર નિરોગી હોય તે ઉપવાસ કરી શકે છે. ઉપવાસની શ્રધ્ધા ન હોય તો વ્રત ન બની

શકે. ઉપવાસીએ ક્ષેત્રનો વિચાર કરવો જોઈએ. અનાર્ય ક્ષેત્ર હોય, ગરમી સખત પડતી હોય તપને અનુકુળ વાતાવરણ ન હોય તે પણ જોવું જોઈએ. ઘરની સ્થિતિ અને પોતાનો સમય પ્રતિકુળ હોય તો તપ કેવી રીતે થાય? આવા છએ પ્રકારની વિચારણા પૂર્વક ઉપવાસ કરે, તે શાંતિસમાધિથી કર્મ નિર્જરાનો લાભ મેળવી શકે છે.

રાજગૃહી નગરીમાં અર્જુન નામનો માળી રહેતો હતો. તેને બંધુમતિ નામની રૂપવંતી પત્ની હતી બંને જણા રોજ બગીચામાં જઈ રંગબેરંગી ફૂલો ચુંટી તેના દ્વારા પોતાની આજીવિકા ચલાવતાં હતાં. અર્જુન માળીને એક નિયમ હતો કે ચુંટેલા ફૂલોમાંથી સારા સુગંધી પુષ્પોને બગીચાના દેવળમાં પ્રતિષ્ઠિત યક્ષને ચઢાવવા. અર્જુન યક્ષને ફૂલ ચડાવી રોજ પૂજા પ્રાર્થના કરતો હતો. એક વખત નગરીના છ ગોષ્ઠિ પુરૂષોએ બંધુમતિને જોઈ. તેનાં રૂપમાં અંધ બની તેઓ તેના પ્રતિ આકર્ષાયા.

અર્જુન રોજના નિયમ પ્રમાણે બંધુમતિની સાથે યક્ષમંદીરમાં પ્રવેશી પૂજા પ્રાર્થના કરી રહ્યો છે. એવામાં કામાંધ બનેલા છએ પુરૂષોએ બંનેને પૂજા કરતાં જોઈ અંદરથી મંદીરના દરવાજા બંધ કરી દીધા. અર્જુનને બાંધી એક બાજુ હટાવી દીધો. તેઓ છએ બંધુમતિ સાથે પોતાની મોહ કામના પૂર્ણ કરવા પ્રયાસ કરતાં હતાં. આ બધુ જોઈ અર્જુનને ખૂબજ લાગી આવ્યું. “અરે! આ યક્ષરાજની મેં રોજ પૂજા–પ્રાર્થના કરી અને આજે એનાં જ સ્થાનમાં આ દુષ્ટ પુરૂષો મને પરાધીન બનાવી મારી પત્ની સાથે આ કુવ્યવહાર કરશે?” તેણે યક્ષની ખરા દિલથી પ્રાર્થના કરી. યક્ષરાજ અંતરીક્ષમાંથી પ્રગટ થઈ અર્જુનના શરીરમાં પ્રવેશી ગયા.

અર્જુનના શરીરમાં બળ પ્રગટયું. પોતાની શક્તિ દ્વારા બંધન તોડી મુક્ત થયો અને યક્ષમૂર્તિના હાથમાંથી ગદા ઉપાડી લીધી અર્જુન આ દૃશ્યથી ખૂબજ ક્રુદ્ધ થયો હતો. તેણે તુરત જ ગદા વડે છએ પુરૂષોને મારી નાખ્યા. આ ઘટનાનું કારણ બંધુમતિનું રૂપ હતું એવો વિચાર કરી અર્જુને બંધુમતિને પણ મારી નાખી. અર્જુન છ પુરૂષ અને એક સ્ત્રીની હત્યા કરી મંદીરની બહાર નીકળ્યો. જ્યાં ક્યાંય પુરૂષને જુએ એટલે ગદા લઈને દોડે અને પેલા પુરૂષને મારી નાંખે. આવી રીતે રોજના છ પુરૂષ અને એક સ્ત્રીની હત્યા કરતો થઈ ગયો.

અર્જુન માળીની આ ભયંકર હિંસક લીલાથી રાજગૃહીના લોકો ત્રાસી ગયા, લોકોએ નગરી બહાર જવા–આવવાનું બંધ કર્યું. સૌ પોત પોતાના પ્રાણની રક્ષા કરવા લાગ્યા એ જ સમય કાળમાં તરણતારણ ભગવાન મહાવીર ગામાનુગ્રામ વિહાર કરતાં રાજગૃહીના ઉદ્યાનમાં પધાર્યા છે. ભગવંતના પદાર્પણના સમાચાર વાયુ વેગે રાજગૃહીની જનતાને મળી ગયા છે. અર્જુન માળીના ભયથી મહાવીરના દર્શન કરવા કોઈ પણ હિંમત ધરી શકતું નથી.

રાજગૃહીમાં સુદર્શન નામનો એક શ્રેષ્ઠીપુત્ર ભગવંતના પદાર્પણના ખબર સાંભળી દર્શન કરવા ઉત્સુક બન્યો. તેણે ઘેર આવી પોતાની માતાને કહ્યું. "અમ્મા! મારે ભગવાન મહાવીરના દર્શન કરવા ઉદ્યાનમાં જવું છે." માતાએ કહ્યું "બેટા! દર્શનાર્થે કેમ જઈશ? રસ્તામાં અર્જુન માળી ક્રુર અને ઘાતકી બન્યો છે. તે કોઈને મૃત્યુમાંથી છોડતો નથી "બેટા! ત્યાં ન જવાય. ઘેર બેસી ભગવંતનું નામ લે.

મહાવીરનો દર્શનાભિલાષી સુદર્શન માતાની વાત સાંભળી ભયભીત ન બન્યો. તેમજ કાયર બની ઘેર બેઠો ન રહ્યો. તેણે માતા પાસેથી ધર્મ સંસ્કાર મેળવ્યા હતા. તે બોલી ઉઠયો, "માં! ભગવાનના દર્શનાર્થે જતાં કદાચ રસ્તામાં મૃત્યુ આવશે તો તારા શીખડાવ્યા મુજબ હું મહામંગલકારી લોકમાં ઉત્તમ એવા ચાર શરણાનો સ્વીકાર કરી, સાગારી અણુસણ લઈ બેસી જઈશ પછી શું?" સુદર્શનની આવી હિંમત ભરી ધર્મભાવના સાંભળી માતા પુત્રને રોકી શકી નહીં. સુદર્શન તો માતાને પ્રણામ કરી મહાવીરના દર્શનાર્થે રવાના થયો. નગરીની બહાર સુદર્શનને આવતો જોઈ અર્જુન માળી ગદાને ઉંચી કરી, તેની સામે ચાલ્યો. સુદર્શન અર્જુન માળીને પોતા તરફ આવતો જોઇ સાવધાન થયો, નિર્દોષ જગ્યાને જોઇ, હિંમતના સથવારે ચાર શરણાનો સ્વીકાર કરી સાગારી અણસણનો પ્રારંભ કર્યો.

**આહાર શરીરને ઉપધિ, પચક્ખુ પાપ અઢાર**
**મરણ આવે તો વોસિરૂં, જીવું તો આગાર.**

સુદર્શન મૃત્યુને નજીક દેખતાં, આવી રીતે સાગારી સંથારો લઈ ભગવંત ધ્યાનમાં બેસી ગયો. અર્જુન માળી નજીક આવ્યો. બેઠેલા પુરૂષને જોઈ ગદા ફેરવવા લાગ્યો. જેવી ગદા અર્જુન ઉપર મારવા ગયો કે તુરત જ સુદર્શનની પરમ ધર્મ શ્રધ્ધાના પ્રભાવથી અર્જુનના દેહમાં પ્રવેશેલો દેવ યક્ષ ચાલ્યો ગયો. અર્જુન ગદાની સાથે ધરતી ઉપર ઢળી પડયો. સુદર્શને આ વાતાવરણ જોઈ સાગારી અણસણને પારી લીધું. તે હિંમત ધરી અર્જુનની પાસે ગયો. અર્જુને આંખ ખોલી તેના સામું જોયું સુદર્શને તેનો હાથ પકડી ઉભો કર્યો અને દર્શનાર્થે સાથે લીધો. રસ્તે જતાં સુદર્શને અર્જુનની સાથે વાત કરી. મહાવીરના શરણમાં લઈ દર્શન કરાવ્યા. બંને એ પ્રભુના દર્શન કર્યા. બંને એ વીરવાણીનું શ્રવણ કર્યું. અર્જુનને છ મહીના સુધી છ છ પુરૂષ અને એક એક સ્ત્રી એમ સાત સાતની ઘાત કરેલી, તે પાપનો પશ્ચાતાપ થયો. તેણે પ્રભુ મહાવીરના ચરણોમાં પુણ્યશાળી બનવા દીક્ષાને અંગિકાર કરી લીધી. તે મુનિ કરેલા પાપનું પ્રાયશ્ચિત, પ્રભુનો વિનય, સંતોની વૈયાવચ્ચ, પ્રભુવાણીનો સ્વાધ્યાય, શુધ્ધાત્મભાવોનું ધ્યાન અને આત્મસમાધિના લક્ષ્યે કાઉસગ્ગ કરી છએ આભ્યંતર તપમાં રમણ કરતાં છઠ્ઠ છઠ્ઠના ઉપવાસ કરી નગરીના માર્ગ કિનારે ધ્યાનમાં બેસી ગયા.

ધન્ય અર્જુન માળી, કર્યો કદાગ્રહ દૂર
વીરપે વ્રત લઈને, સત્યવાદી હુવા શૂર. ૧૮
કરી છઠ્ઠ છઠ્ઠ પારણાં, ક્ષમા કરી ભરપૂર
છ માસની માંહી, કર્મ કિયાં ચકચુર. ૧૯

ધ્યાનમાં બેઠેલા અર્જુન મુનિને જોઈ, રસ્તે નીકળતાં લોકોને, પોતાના કુટુંબીજનોની કરેલી હત્યા યાદ આવી. લોકો મુનિને વેરના બદલે અનેક રીતે અશાતા કરવા લાગ્યા. મુનિએ સમતાભાવે દુઃખને સહન કરી લીધું. સૌની સામે ક્ષમા રાખી, સૌને ક્ષમા આપી, અંત સમય સુધી સમાધ રાખી છ મહિનાની ઉત્કૃષ્ટ તપશ્ચર્યા કરી, કરેલા પાપોનો નાશ કરી, કર્મક્ષયની સાથે મહાતપસ્વીના રૂપે મુક્તિને વરી ગયા.

ધન્ય છે આવા ક્ષમાશીલ સંતને !
ધન્ય છે આવા તપસ્વી મુનિને !
ધન્ય છે આવા ધૈર્યતાના સ્વામીને !
ધન્ય તેમની ઉત્કૃષ્ટ સાધનાને !

મહાબલમુનિ પણ ઉત્કૃષ્ટ પરિણામે મંગળ તપશ્ચર્યા કરી રહ્યા છે. તપસ્વી મુનિઓની અનન્ય ભાવે વાત્સલ્ય પૂર્વક ભક્તિ કરતાં તીર્થંકર ગોત્રના સાતમાં બોલની આરાધના કરી રહ્યા છે. હવે આઠમો બોલ શું છે તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.



# ૩૭

# જન્માષ્ટમિ અને શ્રીકૃષ્ણ

(શ્રાવણ વદ ૯ તા. ૧૮-૮-૭૬ બુધવાર)

ભારત પર્વોનો દેશ છે. પર્વના પ્રયોજકોએ અલગ અલગ પર્વ સાથે બાર માસની કોઈને કોઈ તિથિની વિશેષતાને જોડી દઈ પર્વ પ્રયોજનની સાર્થકતા સાથે તિથિને અમર બનાવી દીધી છે.

સાંભળો ! તિથિઓની અમરતા કેવી રીતે છે ?

૧ પ્રતિપદા-પડવો. તેનું પર્વ ધુળેટી પડવો. ૨ બીજ-તેનું પર્વ ભાઈબીજ. ૩ ત્રીજ-તેનું પર્વ અખાત્રીજ (અક્ષય તૃતિયા). ૪ ચૌથ-ગણેશચૌથ. ૫ પાંચમ-નાગપંચમી અને જ્ઞાન પાંચમ તેમજ વસંત પંચમી. ૬ છઠ્ઠ-રાંધણ છઠ્ઠ. ૭ સાતમ

-શીતળા સાતમ. ૮ આઠમ-જન્માષ્ટમિ (શ્રીકૃષ્ણ જન્મ). ૯ નોમ-રામનવમી (શ્રીરામ જન્મ). ૧૦ દશમ-વિજયા દશમી. ૧૧ અગીયારસ-ભીમ અગીયારસ અને મૌન એકાદશી. ૧૨ બારશ-રેંટીયા બારશ ૧૩ તેરશ-ધનતેરશ. ૧૪ ચૌદશ-કાળી ચૌદશ (રૂપ ચતુર્દશી). ૧૫ પુનમ-શરદ પુનમ. અને ૧૬ અમાસ-દિવાળી અમાવસ્યા.

આ સોળે તહેવારો બાર માસની ચૌવીસ ચૌવીસ તિથિઓમાંથી જે તિથિ પર્વ સાથે જોડાયેલી છે. તે તિથિ અમર બની ગઈ છે. પર્વોનું સર્જન માનવજીવનની ઉત્ક્રાંતિનું દર્શન છે.

પર્વો બે પ્રકારના છે. એક લૌકિક પર્વ અને બીજું આધ્યાત્મિક પર્વ. લૌકિક પર્વ માનસિક, શારીરિક, આર્થિક, રાષ્ટ્રીય અને વ્યવહારિક દૃષ્ટિને લક્ષ્યમાં રાખી આયોજીત કરવામાં આવે છે. જેમાં ખાવા-પીવા-હરવા-ફરવાની ક્રિયાઓ સાથે પરસ્પરના સૌહાર્દ અને પ્રેમનું દર્શન હોય છે. આધ્યાત્મિક પર્વને લોકોત્તર પર્વ કહેવાય છે. જેમાં આત્મ વિકાસને લક્ષ્યમાં લઈ વિવિધ પ્રેરણાઓનું માર્ગદર્શન મળે છે. પ્રત્યેક લૌકિક પર્વની પાછળ પણ આધ્યાત્મિકતા તો ભરેલી જ હોય છે. પર્વના હેતુ અને કારણો ને માત્ર વ્યવહારનું સામાન્ય રૂપ જ ન આપતાં, તેના આધ્યાત્મિક ભાવો જાણવા અને સમજવાનો સૌ ધર્મોના અનુયાયીઓએ પ્રયત્ન કરવો જોઈએ.

## આજનું પર્વ છે જન્માષ્ટમિ

જન્માષ્ટમિ એટલે કૃષ્ણ જન્મ મહોત્સવ. આજનો દિવસ શ્રીકૃષ્ણજીના જીવન પરિચયનો દિવસ છે. શ્રીકૃષ્ણજી કયાં જન્મ પામ્યા હતાં ? તેમના માતા પિતા, ગોત્ર, વંશ, કુટુંબ અને રાજ્ય-દેશને ઓળખવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ. શ્રી કૃષ્ણજીને પુરૂષોત્તમ ભગવાન વાસુદેવ પણ કહેવામાં આવતાં હતાં.

## ત્રિશષ્ટિ શલાકા પુરૂષોનું દર્શન

જૈન ધર્મમાં ૨૪ તીર્થંકર, ૧૨ ચક્રવર્તી, નવ વાસુદેવ અને નવ પ્રતિવાસુદેવ એમ ૬૩ પુરૂષોને શ્લાઘનીય ઉત્તમ પુરૂષ કહેવામાં આવ્યા છે.

## ચૌવીશ તીર્થંકર

| | | |
|---|---|---|
| ૧ શ્રી ઋષભદેવસ્વામી | ૨ શ્રી અજીતનાથસ્વામી | ૩ શ્રી સંભવનાથસ્વામી |
| ૪ શ્રી અભિનંદનસ્વામી | ૫ શ્રી સુમતિનાથસ્વામી | ૬ શ્રી પદ્મપ્રભુસ્વામી |
| ૭ શ્રી સુપાર્શ્વનાથસ્વામી | ૮ શ્રી ચંદ્રપ્રભુસ્વામી | ૯ શ્રી સુવિધિનાથસ્વામી. |
| ૧૦ શ્રી શીતળનાથસ્વામી. | ૧૧ શ્રી શ્રેયાંસનાથસ્વામી. | ૧૨ શ્રી વાસુપૂજ્યસ્વામી. |
| ૧૩ શ્રી વિમળનાથસ્વામી. | ૧૪ શ્રી અનંતનાથસ્વામી | ૧૫ શ્રી ધર્મનાથસ્વામી. |
| ૧૬ શ્રી શાંતિનાથ સ્વામી | ૧૭ શ્રી કુંથુનાથસ્વામી. | ૧૮ શ્રી અરનાથસ્વામી. |

૧૯ શ્રી મલ્લિનાથસ્વામી. ૨૦ શ્રી મુનિસુવ્રતસ્વામી. ૨૧ શ્રી નમિનાથસ્વામી. ૨૨ શ્રી નેમનાથસ્વામી ૨૩ શ્રી પાર્શ્વનાથસ્વામી. ૨૪ શ્રી મહાવીરસ્વામી (શ્રી વર્ધમાનસ્વામી).

## બાર ચક્રવર્તી

૧ ભરત. ૨ સગર. ૩ મઘવ. ૪ સનતકુમાર. ૫ શાંતિનાથ. ૬ કુંથુનાથ. ૭ અરનાથ. ૮ સુભુમ. ૯ મહાપદ્મ. ૧૦ હરિષેણ. ૧૧ જય. ૧૨ બ્રહ્મદત્ત.

## નવ વાસુદેવ

૧ ત્રિપૃષ્ટ. ૨ દ્વિપૃષ્ટ. ૩ સ્વયંભૂ ૪ પુરૂષોત્તમ. ૫ પુરૂષસિંહ ૬ પુરૂષ પુંડરિક. ૭ દત્ત. ૮ નારાયણ (લક્ષ્મણ). ૯ શ્રીકૃષ્ણ.

## નવ બળદેવ

૧ અચળ. ૨ વિજય. ૩ ભદ્ર. ૪ સુપ્રભ. ૫ સુદર્શન. ૬ આનંદ. ૭ નંદન. ૮ શ્રીપદ્મ (રામ). ૯ બળભદ્ર.

## નવ પ્રતિવાસુદેવ

૧ અશ્વગ્રીવ (સુગ્રીવ). ૨ તારક. ૩ મેરક. ૪ મધુકીટ ૫ નિશુંભ. ૬ બલિ. ૭ પ્રહલાદ. ૮ રાવણ. ૯ જરાસંધ.

આ ત્રેસઠ શલાકા પુરૂષોને જ્ઞાનીજનોએ ત્રણ ભાગમાં વેહેંચી બતાવ્યા છે. ૧ ધર્મપુરૂષ ૨ ભોગપુરૂષ અને ૩ કર્મપુરૂષ કહેવાય છે.

**૧. ધર્મપુરૂષ :** અરિહંતદેવ–તીર્થંકર પ્રભુને ધર્મપુરૂષ કહેવાય છે. તેઓ ધર્મની સ્થાપના કરનાર હોય જેથી તેમને આદીકર પણ કહેવાય છે. હવે તીર્થંકર ભગવંતોના વિશેષણો સાંભળો ! સ્વયં સંબુધ્ધ, પુરૂષોત્તમ, પુરૂષસિંહ, પુરૂષ શ્રેષ્ઠ પુંડરિક, પુરૂષ શ્રેષ્ઠ, ગંધહસ્તિ, લોકોત્તમ, લોકનાથ, લોકહિતકર, લોકપ્રદીપ, લોક પ્રદ્યોતક, અભયદાની, ચક્ષુદાની, માર્ગદાની, શરણદાની, જીવદાની, બોધિદાની, ધર્મદાની, ધર્મદેશના દાની, ધર્મનાયક, ધર્મસારથી, ધર્મચક્રવર્તી, જીન, સર્વજ્ઞ, કેવળજ્ઞાની અને કેવળદર્શની વગેરે પણ વિશેષણો આપવામાં આવ્યા છે.

**૨. ભોગપુરૂષ :** ચક્રવર્તી મહારાજને ભોગપુરૂષ કહેવાય છે. તેઓ છ ખંડની ઋધ્ધિ, સિધ્ધિ અને સમૃધ્ધિના સ્વામી હોય છે. ચોસઠ હજાર રાણીઓના નાથ હોય છે. સોળ હજાર દેવો નિરંતર સેવામાં રહે છે. બત્રીશ હજાર મુકુટબંધી રાજાઓ તેમની આજ્ઞામાં રહે છે. ૮૪ લાખ હાથી, ૮૪ લાખ ઘોડા, ૮૪ લાખ રથ અને ૯૬ ક્રોડ પાયદળ. આવી તેમની ચતુરંગી સેના હોય છે. ૭૨ હજાર મોટા

નગર અને ૯૬ ક્રોડ ગામના માલીક હોય છે. તેઓ ચૌદ રત્ન અને નવ નિધાનના ધણી હોય છે.

**ચૌદ રત્ન :** ૧ ચક્ર. ૨ છત્ર. ૩ અસિ. ૪ દંડ. ૫ ચર્મ. ૬ મણિ. ૭ કાંગણિ. ૮ સેનાપતિ. ૯ ગાથાપતિ. ૧૦ વાર્ધિક. ૧૧ પુરોહિત. ૧૨ સ્ત્રીરત્ન. ૧૩ અશ્વ. ૧૪ ગજરત્ન. આ ચૌદ રત્નો કહ્યા. તેના અર્થ અને વિસ્તાર કરવાનો સમય નથી.

**નવ ઉત્તમ પદવી :** ૧ તીર્થંકરની પદવી. ૨ ચક્રવર્તીની પદવી. ૩ વાસુદેવની પદવી. ૪ બળદેવની પદવી. ૫ માંડલિકની પદવી. ૬ કેવળીની પદવી. ૭ સાધુજીની પદવી. ૮ શ્રાવકજીની પદવી અને ૯ સમકિતિની પદવી. આ નવ ઉત્તમ પદવીનાં નામ તમોએ ક્યારેય સાંભળ્યા છે ?

**૩. કર્મપુરૂષ :** નવ વાસુદેવ, નવપ્રતિ વાસુદેવ અને નવ બળદેવ. આ બધા નરવીરો પોતાના કર્નધર્મવાળા હોય છે. મુખ્યતયા વાસુદેવને કર્મપુરૂષ કહેવાય છે. તેઓ પોતાના પૂર્વ જન્મમાં કરેલા કર્મોના ફળની માંગણી કરીને આવ્યા હોય છે. એટલે તેઓ નિયાણકહા–નિયાણુ કરેલા પુરૂષ કહેવાય છે. પ્રતિ વાસુદેવ પણ તેવા જ હોય છે. વાસુદેવ શંખ, ચક્ર અને ગદાના ધારક હોય છે. ત્રણ ખંડની ઋધ્ધિ, સિધ્ધિના સ્વામી હોય છે. તેને સોળ હજાર રાણીઓનો પરિવાર હોય છે. પ્રતિ વાસુદેવની સાથે કોઈ નિમિત્ત કારણે યુધ્ધ થાય છે. તેઓ પ્રતિ વાસુદેવને મારી તેનું રાજ્ય મેળવી, પોતે તેના સ્વામી બને છે. વાસુદેવ અને બલદેવ અપર માતાના પુત્રો અને એક જ પિતાના સંતાન હોય છે. જેથી બંને ભાઈઓ ગણાય છે. જેમકે કૃષ્ણ અને બળભદ્ર. તેઓ બંને ભાઈઓ છે પરંતુ બંનેની માતા અલગ અલગ છે. આ વાત શ્રીકૃષ્ણજીનો પરિચય કરાવતાં શાસ્ત્રાધારે કહેશું. આ બધુ શીખવાં જેવું છે. જાણવા જેવું છે. તમો જાણતાં હો તો કેવી મઝા આવે ?

**એકસઠ માતાને બાવન પિતા, નવ નવ તીના ને બારે ચોવીસા**
**ઓગણસાઠ મિત્રા ને સાઠ શરીરા, ત્રેસઠ પુરૂષાને પુરૂષ જગીશા.**

આ અવસર્પિણિકાળના ત્રેસઠ ઉત્તમ શલાકા પુરૂષો માટે આ દોહો કહેવામાં આવ્યો છે. તેમાં પાંચ પ્રશ્ન છે. તમો લોકો શું સમજ્યા ? કંઈ નહીં. એમ સીધો જવાબ આપી દેવાથી તમો બાહોશ કે હોંશીયાર યા જાણકાર નહીં ગણાવ. આ પાંચે પ્રશ્નો સમજવા જેવા છે. સમજવા છે ? હાં. તો હવે સાંભળો. હું સમજાવું છું. થોડીવાર પહેલાં જ ત્રેસઠ ઉત્તમ પુરૂષોનો નામો બતાવ્યા હતાં. તેના માટે કહેવાયું કે **નવ નવ તીનાને બારે ચોવીસા.** નવ વાસુદેવ, નવ બળદેવ અને નવ પ્રતિ વાસુદેવ આ ત્રણેને નવ નવ ગણાવ્યા છે. બાર ચક્રવર્તી અને ચૌવીસ તીર્થંકર પ્રભુ

બતાવ્યા છે. ત્રેસઠ પુરૂષોને પુરૂષ જગીશા. એટલે આ કુલ ત્રેસઠ ઉત્તમ પુરૂષોમાંથી કોઈ એજ ભવમાં, કોઈ અન્ય ભવમાં જગદીશ્વર બની મોક્ષે જનારા છે.

**વળી દસે ચક્રવર્તી, રાજ્ય રમણી રિદ્ધિ છોડ**
**દસે મુગતે પહોંચ્યા, કુળને શોભા ચોડ. ૧૯**

ચૌવીસ તીર્થંકર ભગવંતો એ જ ભવમાં મોક્ષ જાય છે. ચક્રવર્તીઓ છખંડની ઋદ્ધિ છોડી દીક્ષા અંગિકાર કરે તો મોક્ષ યા સ્વર્ગમાં જાય છે. ત્યાગ ન કરે તો ચક્રવર્તીઓ, વાસુદેવો અને પ્રતિ વાસુદેવો અધોલોકમાં જાય છે. નવ બળદેવોમાંથી જે દીક્ષા લઈ સર્વજ્ઞ બને તે મોક્ષમાં જાય છે અને બાકી ઉર્ધ્વલોકમાં જાય છે. તમો પ્રાર્થના કરતી વખતે સાધુ વંદનામાં બોલો છોને ?

**ઈણુ અવસર્પિણિમાં આઠ રામ ગયા મોક્ષ**
**બળભદ્ર મુનિશ્વર ગયા પંચમે દેવલોક.**

સાધુ વંદનાની દરેક કડીઓના અર્થ સમજવા જોઈએ. અર્થ સમજશો તો બોલવામાં ઘણાં જ ભાવ સાથે આનંદ આવશે. હવે ત્રેસઠ પુરૂષોના માતા, પિતા કેટલા હોય ! જવાબ આપો ? "મહારાજ સાહેબ ! બંને ત્રેસઠ ત્રેસઠ હોય." આ દોહામાં તો **એકસઠ માતા ને બાવન પિતા** કહ્યા છે. ત્રેસઠમાંથી કેમ ઘટી ગયા ? સૌથી પહેલાં તો એ યાદ હોવું જોઈએ કે શ્રી શાંતિનાથસ્વામી, શ્રી કુંથુનાથસ્વામી અને શ્રી અરનાથસ્વામી આ ત્રણે પુરૂષો ચક્રવર્તી રૂપે હતાં. તેઓએ છ ખંડની ઋદ્ધિનો ત્યાગ કરી, તીર્થંકર બન્યા હતાં. જેથી ત્રણ ઘટ્યા ગણાય અને મહાવીરનો આત્મા આ જ અવસર્પિણિકાળનાં પૂર્વભવમાં **ત્રિપૃષ્ટ વાસુદેવ** રૂપે હતો એટલે એક જ જીવે અલગ અલગ ભવમાં બે પદવી પ્રાપ્ત કરેલી હતી. એટલે **ઓગણ. સાઠ મિત્રોને સાઠ શરીરા** કહેવાયા. ભગવાન મહાવીરસ્વામીને બે માતા-પિતા હતાં. એક તો માતા દેવાનંદા અને ઋષભદત્ત બ્રાહ્મણ પિતા બીજા સિદ્ધાર્થ રાજા અને માતા ત્રિશલા હતાં. જેથી ત્રણ તીર્થંકરના માતા ઘટ્યા અને મહાવીરસ્વામીની એક માતા વધ્યા એટલે એકસઠ માતા થયા. બીજુ વાસુદેવ અને બળદેવના પિતા એક જ હોય એટલે એકસઠમાંથી નવ ઘટ્યા જેથી તે બાવન પિતા ગણાયા. આ બધી વાતો ત્રેસઠ ઉત્તમ પુરૂષોની કહેવામાં આવી. તમો ભૂલી તો નથી ગયાને ? આજે જન્માષ્ટમીનો દિવસ છે. ત્રેસઠ ઉત્તમ પુરૂષોમાં શ્રીકૃષ્ણજી નવમાં વાસુદેવ અને બળરામ નવમાં બળદેવ હતાં. શ્રી કૃષ્ણજીનો પરિચય શાસ્ત્રકાર કરાવે છે.

सोरिय पुरम्मि नयरे, आसि राया महिड्ढिए।
वसुदेवुत्ति नामेणं, राय लक्खण संजुए ॥ ઉત્ત. ૨૨/૧

સૌર્યપુર નામનું નગર હતું. ત્યાં રાજ લક્ષણ સંયુક્ત વસુદેવ નામના મહર્દ્ધિક રાજા હતાં.

तस्स भज्जा दुवे आसी, रोहिणी देवई तहा।
तासिं दोण्हं दुवे पुत्ता, इट्ठा राम केसवा ॥ ઉત્ત. ૨૨/૨

વસુદેવ મહારાજાને રોહિણી અને દેવકી બે રાણીઓ હતી. તે બંનેમાંથી રોહિણીને રામ-બળરામ અને દેવકીને કેશવ-કૃષ્ણ નામે ઈષ્ટ પુત્રો હતાં.

ગ્રન્થકાર કહે છે કે મથુરા નગરીમાં વસુદેવજીને ૭૨ હજાર રાણીઓ હતી. તેમાં રોહિણી અને દેવકી બંને મુખ્ય રાણીઓ હતી. બળદેવના જન્મ સુચક એક વાર મહારાણી રોહિણીએ રાત્રે ચાર મહાસ્વપ્ન જોયા. તેનાં ફળ સ્વરૂપ સવાનવ મહિને રોહિણીએ કુંવરને જન્મ આપ્યો. બારમે દિવસે તે કુંવરનું નામ રામ પાડવામાં આવ્યું. આગળ જતાં તેઓ બળભદ્ર નામે જગપ્રસિધ્ધ થયા.

એકવાર મહારાજા કંસે કોઈ નિમિત્તિયા પાસેથી જાણેલું કે તારું મૃત્યુ દેવકીના સાતમા સંતાનથી થશે. જેથી કંસે દેવકી અને વસુદેવને કેદ કર્યા હતાં. ખાસ ચોકીદારો વડે તેમનું ધ્યાન રાખવામાં આવતું હતું. રાણી દેવકીએ જેલમાં જ ક્રમશઃ છ પુત્રોને જન્મ આપ્યો હતો. પરંતુ ભદ્દીલપુરની નાગ ગાથાપતીની પત્ની સુલસાના ભાગ્યમાં છ મૃત-પુત્રોનો જન્મ હતો. તે હરિણગમેષિ દેવતાની રોજ આરાધના કરતી હતી. જેથી હરિણગમેષિદેવ સુલસાના મૃતપુત્રને કેદમાં રહેલી દેવકીની પાસે મુકી તેના સુંદર પુત્રને લઈ તે દેવ સુલસાની પાસે રાખી દેતો હતો. હવે દેવકીના છએ પુત્રો સુલસાને ઘેર મોટા થાય છે. સાંભળો ! સાધુ વંદનામાં કહ્યું છે.

શ્રી અનેક સેનાદિક છએ, સહોદર ભાઈ
વસુદેવના નંદન, દેવકી જ્યારી માઈ. ૫૭

ભટ્ટીલપુર નગરી, નાગ ગાહાવઈ જાણ
સુલસા ઘેર વધિયા, સાંભળી નેમની વાણ. ૫૮

તજી બત્રીશ (૨) અંતે ઉરી, નીકળ્યા ષટ્કાય
નળ કુબેર સમાણા, ભેટયા શ્રી નેમિના પાય. ૫૯

કરી છઠ્ઠ છઠ્ઠ પારણાં, મનમેં વૈરાગ્ય લાય
એક માસ સંથારે, મુગતિ બિરાજ્યા જાય. ૬૦

તે છએ પુત્રો ઉંમર લાયક બની બત્રીશ બત્રીશ સ્ત્રીઓ સાથે લગ્ન કરે છે. સંસારના સુખ વૈભવોને ભોગવી શ્રી નેમપ્રભુજીનાં ચરણોમાં દીક્ષિત બની છઠ્ઠછઠ્ઠનાં

પારણુાંની આકરી તપશ્ચર્યા કરી એક માસના સંથારે છએ મુનિઓ મુક્તિમાં સીધાવે છે.

દેવકીના મૃત પુત્રને જોઈ કંસને ગર્વ સમાતો નથી. અહંકારથી કહેવા લાગ્યો. "મારા પુણ્યનો કેવો ઠાઠ છે કે દેવકીના પુત્ર જન્મ સાથે જ મરી જાય છે." આવી રીતે છ પુત્રોની ઘટના બને છે અને કંસ કયાંય ફુલ્યો સમાતો નથી.

આ બાજુ જરાસંધ અને કંસના ત્રાસથી જનતા ત્રાસી ગઈ હતી. લોકો દુઃખીત હતાં. સૌ ઈશ્વરનું નામ સ્મરણ કરી આશ્વાસન પામતાં હતાં કહ્યું છે ને!

જ્યારે જ્યારે જગતભરમાં, ધર્મનો હ્રાસ થાય
ત્યારે ત્યારે પરમ પુરૂષો, જન્મ લેતા જણાય.

જગતમાં જ્યારે હિંસા-પાપ અને અત્યાચાર ફેલાઈ છે ત્યારે તેને દૂર કરવા કોઈ મહાપુરૂષનો જન્મ થાય છે અને તે પુરૂષ લોકોને આવા ત્રાસમાંથી બચાવે છે. આ બાજુ બળભદ્રના જન્મને સો વર્ષ પુર્ણ થઈ રહ્યા છે અને રાણી દેવકીને વાસુદેવના જન્મ સુચક સાત મહાસ્વપ્નો આવે છે. તેણી સવાનવ માસ પુર્ણ થયે શ્રાવણ માસની વદ પક્ષની અંધારી અષ્ટમ રાત્રિએ પુત્રને જન્મ આપ્યો. પુણ્યશાળી પુત્રના જન્મથી સૌ ચોકીદારો ઉંઘી ગયા છે. વાસુદેવ બંધનથી મુક્ત બની ગયા છે. દેવકીને પુત્ર જન્મની જાણ થતાં આવે છે અને પુત્ર રક્ષણનો વિચાર કરે છે. શ્યામવર્ણવાળું નમણું શમણું તેજસ્વી મુખડું જોઈ બંને ખૂબ જ રાજી થયા. પરંતુ વધામણાં કરનાર કોણ? જુઓ! કર્મની ગતી કેવી વિચિત્ર છે. પુણ્યશાળી પુરૂષના પ્રાગટ્યથી અષ્ટમિની રાત્રી ધન્ય બની ગઈ. જે જન્માષ્ટમિના નામે પ્રસિધ્ધ થઇ ગઇ. આજે હજારો વર્ષ વીત્યા છતાં શ્રીકૃષ્ણ જન્મના વધામણાં કરતાં ભારતના લોકો ગૌરવ અનુભવે છે.

માતા-પિતાને પોતાના સંતાનની કેટલી મમતા હોય છે? તમો સૌ તો અનુભવી છો. આવું હૃદય વલ્લભ સંતાન કંસના હાથમાં ન જાય તેને માટે વસુદેવ પોતે એક કરંડીયામાં બાળકને સુવડાવી માથા ઉપર લઈ બહાર નીકળવા જાય છે ત્યાંતો દરવાજા પણ ખુલ્લી ગયા છે. ગોકુળનો નંદ તે વસુદેવનો સ્નેહી છે તેમની પત્ની જશોદા ખૂબ જ લાગણીવાળી છે. તેઓનો પરસ્પર મીઠો સંબંધ છે. વસુદેવ ને ગોકુળ તરફ જતાં રસ્તામાં યમુનાનદી આવે છે. દૈવયોગે નદીએ પણ માર્ગ કરી આપ્યો. વસુદેવ કૃષ્ણને લઈ નંદને ઘેર પહોંચ્યા. તેણે વિગતથી બધી વાત કરી. નંદને ત્યાં જશોદાએ પણ રાત્રીના એક પુત્રીનો જન્મ આપ્યો હતો. વસુદેવે કૃષ્ણને જશોદાની બાજુ સુવડાવી દીધો અને તેના બદલામાં જન્મેલી પુત્રીને લઈને કરંડીયામાં સુવાડી દીધી. નંદને ભલામણ કરતાં વસુદેવ બોલ્યા. "જો જો હો! આ વાતની ખબર

કંસને ન પડે તેનું ધ્યાન રાખજો." નંદે કહ્યું, "વસુદેવ! તમો નિશ્ચિંત રહો. આ વાત કોઇ નહીં જાણી શકે." "આ પુત્રને અમો અમારા પ્રાણ કરતાં પણ વધારે પ્રિય સમજી તેનું પુત્ર સરીખું પાલન કરીશું." "હવે! તમો જલ્દી પહોંચી જાઓ, મોડું ન કરો. રાણી દેવકીને કહેજો ચિંતા ન કરશો. જશોદા તમારા પુત્રને ઘણાં જ વાત્સલ્યપૂર્વક મોટો કરશે."

વાસુદેવ પુત્રીને લઈ જલ્દી પાછા કારાગૃહમાં પહોંચી ગયા પુત્રીને દેવકીની બાજુમાં સુવડાવી અને સઘળી વાતથી વાકેફ કર્યા. પહેરેદાર જાગ્યા. પુત્રીના જન્મના સમાચાર જાણી તેઓએ કંસને ખબર જણાવ્યા. કંસ આવ્યો. પુત્રીને જોઈ ખૂબજ હસ્યો. ગર્વથી માથું ઉંચુ કરી કંસ બોલ્યો. વાહ રે કુદરત વાહ! મારા પુણ્યનો કેવો પ્રતાપ છે કે દેવકીના ઉદરથી મારો વેરી ન જન્મતાં, પુત્રી જ જન્મી? એમ કરી પુત્રીને હાથમાં લઈ આકાશમાં ફેંકી દેવયોગે આકાશમાં ઉછળતી પુત્રી બોલી ઉઠી કંસ! યાદ રાખજે. તારો વેરી તો જન્મી ચુકયો છે. કંસ કંઈ સમજી શકયો નહીં. દેવકીના સાતમાં સંતાનનો નાશ કરી, ગર્વ મનાવતો રાજ્યમાં ચાલ્યો ગયો.

હવે જશોદાએ દેવકીના લાલનું મુખડું જોઈ. બારમે દીવસે કૃષ્ણ એવું નામ પાડ્યું. જશોદાની સેવાથી કૃષ્ણ મોટા થાય છે. નંદને ઘેર ગાયો છે. ગાયોના વાછરૂં છે. દૂધ, દહીં અને ગોરસના વાસણો ભર્યા છે. કૃષ્ણ તો ગોપાલકના પુત્રોની સાથે રમે છે. વાંસળી વગાડી ગાયોને પોતાના પ્રતિ આકર્ષે છે.

કેવું નિર્દોષ જીવન!
કેવો નિર્દોષ આનંદ!
કેવું સાત્વિક ભોજન!
કેવી સાત્વિક ભકિત!
કેવો સાત્વિક પ્રેમ!

કૃષ્ણજી ગાયોને ખૂબ પ્રેમપૂર્વક પાળે છે. તેની સેવા કરે છે. ભાઈઓ, બહેનો, બાળકો સૌમાં કૃષ્ણજી તો સૌનું પ્રેમ પાત્ર બની ગયા છે. એકવાર કૃષ્ણને પૂછવામાં આવ્યું કે તમો ક્યાં વસો છો? સાંભળો! કૃષ્ણ શું જવાબ આપે છે.

गावो मे अग्रत सन्तु, गावो मे संतु पृष्ठतः।
गावो मे पार्श्वतः सन्तु, गवां मध्ये वसाम्यहम् ॥

ગાયો મારી આગળ છે. ગાયો મારી પાછળ છે. ગાયો મારી બાજુમાં છે. હું તો ગાયોની વચ્ચે વસું છું.

જશોદાએ આપેલી ફૂમકાંવાળી વાંસળી જ્યારે કૃષ્ણ વગાડે છે ત્યારે તેના મધુર સ્વરે ગાયો ઉભી રહી પ્રેમપૂર્વક સાંભળે છે. વાછરડાઓ તો ઊંચા કાન કરી નાચવા લાગે છે. બાળકો કુદવા લાગે છે. વાસળીના નાદે કૃષ્ણજીએ ગોપીઓને પણ ગાડી કરી છે. ખરેખર કૃષ્ણ એ તો પ્રેમના અવતાર હતાં.

કૃષ્ણ જેવી ગાયોની ભક્તિ, ભારતમાં ઘરઘર પ્રગટશે. ત્યારે ભારતના બાલુડાઓ દૂધ, દહીં. છાશ અને ગોરસ મેળવી ભાગ્યશાળી બનશે.

આજની દયનીય સ્થિતિ સાથે તે કામની તુલના કરો. તમારે કારને રાખવા મોટર ગેરેજ છે પરંતુ ગાયને માટે જગ્યા નથી. તેનું પરિણામ શું આવ્યું. આજે પશુ ધન ઓછું થતું જાય છે. આજે ગાયના સાચા દહીં દુધ, ઘી જોવા મળતાં નથી. બધુ બનાવટી, ભેળસેળ વાળું બની ગયું છે તમારા સંતાન માટે એક દિવસ એવો આવશે કે ગાય એ તો રાણીબાગનું એક પ્રાણી બની જશે. જાગો ! હજુ સમય છે. ગાયની સેવાથી સાત્વીકતા સુસંસ્કારીતા અને શાકાહારનું દર્શન થશે. આજે લતે લતે રસ્તાની વચ્ચે પૈસાથી ભરેલી મટકી બાંધવામાં આવી હશે. બનાવટી કાનુડા અને તેના સાથીદારો બાળ કનૈયાનું નાટક કરી **ગોવિંદા આલા ગોવિંદા આલા** આમ બોલતાં થકા મટકીને ફોડી તેમાંથી પૈસા લઈ જશે. શું આ પૈસાથી દહીં, દુધ, ઘી કે ગોરસ ખરીદીને સૌ ખાશે પીશે કે તેનો દારૂ લઈ તેનુ પાન કરી નશામા ચુર બની મહાપાપોનું સેવન કરશે ? ગુજરાતી સમાજમાં આજના દીવસે ઘરઘર જુગારનાં પાટલા મંડાશે. લોકો જુગાર રમી જયંતિ ઉજવશે. જુગાર અને દારૂ એ કૃષ્ણ જન્મ મહોત્સવની સાર્થકતા છે ?

## જૈનો અને વૈશ્ણવોને સદ્‌બુદ્ધિ ક્યારે મળશે ?

ગ્રન્થકાર કહે છે કે બળભદ્રજીના જન્મ પછી સો વર્ષે શ્રીકૃષ્ણજીનો જન્મ થયો હતો. શ્રીકૃષ્ણજી ગોકુળમાં મોટા થયા અને તેમને ભણાવવાના બહાને બળભદ્રજી પણ ગોકુળમાં રહ્યા હતાં. બંને ભાઈઓ મોટા થયા અને મથુરામાં જઈ કંસનો વધ કર્યો. તે કંસ પ્રતિ વાસુદેવ જરાસંધનો જમાઈ થતો હતો. તેથી જરાસંધે કૃષ્ણ અને બળભદ્રને શીક્ષા કરવા પોતાને ત્યાં તેડાવ્યા. આ વાતની જાણ થતાં સમુદ્ર વિજય અને વસુદેવે બંનેને અપરિપક્વ સમજી, તેના રક્ષણ માટે સારાએ યાદવ પરિવારને લઈ મથુરાનો ત્યાગ કરી પશ્ચિમ દિશા તરફ રવાના થઈ ગયા. જરાસંધના કાળકુંવર વગેરેને ખબર પડતાં યાદવ પરિવારને મારવા પાછળ આવ્યા. જેની સેવામાં દેવોની મમતા હોય, જેના પ્રબળ પુણ્યનો ઉદય હોય, તેનો વાળ કોણ વાંકો કરી શકે ? પરનો નાશ કરવા જતાં કાળકુંવર વગેરેનો જ નાશ થઈ ગયો.

મથુરાથી નીકળતી વખતે નિમિત્તિયાએ કહ્યું હતું કે "પશ્ચિમ દિશા તરફ જતાં

જે સ્થાને સત્યભામા રાણી બે કુંવરોને જન્મ આપે ત્યાં જ નગરી વસાવી રહેવાથી તમો સૌને સર્વપ્રકારે લાભ થશે. હવે તેઓ મથુરાથી નીકળી પશ્ચિમ દિશાએ જતાં એકદમ સમુદ્ર કિનારે સૌરાષ્ટ્રમાં પહોંચ્યા. ગીરનાર પર્વતની વાયવ્ય કોણમાં યાદવો છાવણી નાખીને રહ્યા. તે સમયે રાણી સત્યભામાએ બે પુત્રોને જન્મ આપ્યો. શ્રીકૃષ્ણજીએ અઠ્ઠમ તપ કરી દેવની આરાધના કરી. દેવ હાજર થયો. બોલાવાનું પ્રયોજન પુછ્યું. શ્રીકૃષ્ણજીએ કહ્યું કે "જે જગ્યાએ દ્વારિકાનગરી સમુદ્રમાં ડુબી ગઈ છે. તે જ સ્થાને ફરી નવી દ્વારિકા વસાવો." ઈન્દ્રની આજ્ઞાથી કુબેર ભંડારીઓએ ૯૬ માઈલ લાંબી અને ૭૨ માઈલની પહોળી, ધનધાન્યથી ભરપુર, સોનાનો ગઢ કિલ્લો અને કાંગરાવાળી, ખાઈ, ઉદ્યાન, બગીચા, આરામો સાથે મોટી મોટી મહેલાતોથી શોભતી દ્વારિકાનગરી તૈયાર કરી આપી. શુભમુહુર્તે નગરમાં યાદવોએ પ્રવેશ કર્યો. સૌ સુખ શાંતિથી રહેવા લાગ્યા.

સમય આવ્યે શ્રીકૃષ્ણ અને બળભદ્રજીએ જરાસંધ સાથે યુધ્ધ કર્યું તેને મારી શ્રીકૃષ્ણજી વાસુદેવ તરીકે પ્રસિધ્ધ થયા અને દ્વારિકાધિપતિ બન્યા. શાસ્ત્રકાર કહે છે કે દ્વારિકાનગરીમાં સમુદ્રવિજય આદિ દશ દશાર્હ હતાં. જેની સંખ્યા દશ હોય અને જે પૂજ્ય હોય તેને દશાર્હ કહેવાય છે.

**દશ દશાર્હ** : ૧ સમુદ્ર વિજય ૨ ક્ષોભ ૩ સ્મિમિત ૪ સાગર ૫ હિમવાન ૬ અચલ ૭ ધરણ ૮ પુરણ ૯ અભિચંદ્ર અને ૧૦ વસુદેવ. વસુદેવજીને કુંતી અને માદ્રી આ બે નાની બહેનો હતી. બળદેવ અને વાસુદેવના પરિવારને પણ દશાર્હ કહેવાય છે. દ્વારિકામાં બળદેવ આદિ પાંચ મહાવીર હતાં. પ્રધુમ્ન આદિ ૩॥ ક્રોડ કુમાર હતાં. અપરાજીત સાંબ આદિ સાઠ હજાર શુરવીર હતાં. મહાસેન આદિ સેનાપતિઓને આધિન ૫૬ હજાર સૈનિકો હતાં. વીરસેન આદિ કાર્યકુશળ ૨૧ હજાર વીર હતાં. રૂક્ષ્મણી આદિ સોળ હજાર રાણી હતી. ચોસઠ કળાઓમાં પૂર્ણ એવી અનંગસેના આદિ અનેક ગણિકાઓ હતી. ઐશ્વર્યશાળી નાગરિકો નગર રક્ષકો, સામાંત રાજાઓ, શેઠ, સેનાપતિ અને સાર્થવાહ વગેરે હતાં. પરમ પ્રતાપી શ્રીકૃષ્ણ વાસુદેવ દ્વારિકાથી લઈ વૈતાઢય પર્વત સુધી અર્ધ ભારત ખંડના એક છત્રી રાજા હતાં. તેઓ ત્રિખંડાધિપતિ પણ કહેવાતા હતાં. શ્રી કૃષ્ણ વાસુદેવ સપરિવાર ક્ષેમકુશળ દ્વારિકામાં રહેતા હતાં.

ભક્ત કહે છે શું કૃષ્ણજી દ્વારિકામાં જ રહેતા હતાં ? ના ના, તો ક્યાં ક્યાં ? સાંભળો !

कराग्रे वसति लक्ष्मीः, कर मूले तु सरस्वती।
कर मध्ये तु गोविंदः, प्रभाते कर दर्शनम् ॥

કર એટલે હાથ. લોકો સવારે ઉઠી બે હાથને ખુલ્લા કરીને જુએ છે. પ્રશ્ન થશે કે શા માટે? તેના જવાબમાં કહે છે. હાથનાં અગ્ર ભાગમાં લક્ષ્મી વસે છે. હાથના મૂળમાં સરસ્વતી વસે છે અને હાથના મધ્યમાં ગોવિંદ એટલે પ્રભુ વસે છે. ભાવાર્થ એ છે કે હાથ વડે પરિશ્રમ કરે તો પોતાની ભાગ્ય લક્ષ્મી અને સરસ્વતી પ્રગટ થાય છે. બંને હાથ જોડી વિનયપૂર્વક નમસ્કાર કરવામાં આવે તો નમ્રતા રૂપી સદ્‌ગુણ પ્રગટે છે.

શ્રીકૃષ્ણ વાસુદેવ મહારાજા હોવા છતાં માતા-પિતાને પ્રણામ કરતાં હતાં. તેઓ સમૃધ્ધિના સ્વામી હોવાં છતાં સુદામા જેવા ગરીબ મિત્રને પ્રેમથી ભેટયા હતાં અને તેનું રંકપણું ટાળી તેને સુખી કર્યા હતાં. વાસુદેવ ગુણગ્રાહી હતાં. એકવાર સવારી લઈને જતાં માર્ગને કિનારે એક મરેલી કુતરી પડી હતી. સૌ સાથીઓ દુર્ગંધથી મુખને ઢાંકી રહ્યા હતાં ત્યારે વાસુદેવ કહે છે, જુઓ! તેની બત્રીશી કેટલી સ્વચ્છ છે.

સમુદ્ર વિજય રાજાની મહારાણી શીવાદેવીના પુત્ર અરિષ્ટનેમિ નેમનાથ હતાં. તેઓએ લગ્ન પ્રસંગે જીવોની અનુકંપા લાવી. લગ્નનો ત્યાગ કરી રૈવતાચલ-ગિરનાર ઉપર દીક્ષાને ધારણ કરી બાવીસમાં તીર્થંકર બન્યા હતાં. તેઓ યાદવ કુળદીપક બની ત્રણ લોકના નાથ બન્યા હતાં.

શ્રીકૃષ્ણ વાસુદેવે ભગવાન નેમનાથજીના શાસનની અનેક રીતે પ્રભાવના કરી હતી. રાજ અંતઃપુરની મહારાણીઓ, રાજકુમારો, યાદવપુત્રો તેમજ નગર જનતાને પ્રેમથી આજ્ઞા આપી ભવ્ય રીતે દીક્ષા મહોત્સવ કરી તીર્થંકર ગોત્ર નામકર્મને બાંધેલ હતું. છેવટે યાદવ પુત્રોએ મદ્યપાન કરી દ્વીપાયન ઋષિને ક્રોધિત કર્યા હતાં. ઋષિએ નગરીને બાળી નાખી શ્રીકૃષ્ણ અને બળભદ્ર બળતી નગરી છોડી જંગલમાં ચાલ્યા ગયા. વાસુદેવ તૃષાતુર બની વટવૃક્ષની નીચે સુતા હતાં. વનવાસી જરાકુમાર પીતામ્બર ઓઢી સુતેલા વાસુદેવને ઓળખી શકયો નહીં. તેણે મૃગસમજી તીર છોડયું. વાસુદેવનો દેહ ઘવાયો. તેઓ હજાર વર્ષની વયે, મૃત્યુ પામી ત્રીજી પાતાળે પરલોક વાસી થયા ત્યાંથી નીકળી આવતી ચોવીસીમાં **અમમજીન** નામે બારમા તીર્થંકર થશે.

આપણે મહામંત્રના પ્રથમ પદમાં **નમો અરિહંતાણું** કહીએ છીએ. તેમાં ત્રિકાલીક તીર્થંકર પ્રભુને નમસ્કાર કરીએ છીએ. વર્તમાને શ્રીમંધરસ્વામીને ભૂતકાલીન શ્રી મહાવીર સ્વામીને અને ભવિષ્યકાલીન અમમજીન એટલે શ્રીકૃષ્ણ વાસુદેવના આત્માને નમસ્કાર કરીએ છીએ.

શ્રીકૃષ્ણજીનું જીવન મેઘ ધનુષ્યની જેમ સપ્તરંગી હતું. તેમનાં જીવનમાંથી વિવિધ પ્રેરણાઓ મેળવશું તો આપણા સૌનું આત્મકલ્યાણ થશે.

## ૩૮

# સંસ્કાર મુડી સ્વાધ્યાય

(શ્રાવણ વદ ૧૦ તા. ૧૯-૮-૧૯૭૬ ગુરૂવાર)

વિશ્વમાં સંપત્તિ ઘણી છે. સંપત્તિવાન પણ ઘણાં છે. સંપત્તિ એટલે લક્ષ્મી. જેનુ બીજુ નામ છે ધન-પૈસો. જગતમાં સૌને ધનવાન બનવાના કોડ છે. તમારે શું બનવું છે? લક્ષ્મીદાસ કે સંપત્તિવાન? શું કહો છો? ધનવાન બનવું છે. વાહ! વાહ! કેવી સારી ભાવના છે. કેવું ધન જોઈએ છે? જે ધન આવ્યા પછી ફરી ચાલ્યું જાય તેવું કે સદાને માટે તમારી સાથે જ રહે એવું? તમો જેના માટે દોડાદોડ કરો છો તે તો કાયમ રહેવાવાળું નથી. સંપત્તિ મળી એટલે શ્રીમંત બની જવાય એ વાત બરાબર છે. પરંતુ પૈસો હોય એ જ માત્ર ગૌરવની વાત નથી.

લક્ષ્મીના બે પ્રકાર છે. એક ભૌતિક લક્ષ્મી અને બીજી આધ્યાત્મિક. જેની પાસે મોટો ફ્લેટ હોય, કારખાનાઓ હોય, હજારો રોજગારો કામ કરતા હોય એવી ફેકટરીઓ હોય, ઘણી કંપનીના ભાગીદાર હોય, અનેક રીતના લેઈટેસ્ટ વૈભવો હોય, ફોન-રેડીયો-ટી વી. કે ફ્રીજ હોય, હરવા ફરવાને માટે કાર હોય, આ બધા ભૌતિક લક્ષ્મીના નમુનાઓ છે. જેનો સંયોગ સદા સર્વદા રહી શકતો નથી.

**જ્ઞાન એ આધ્યાત્મિક સંપત્તિ છે** : જેની પાસે આવી જ્ઞાન સંપત્તિના ભંડાર છે તે જ સાચો ધનવાન છે. આવો ધનવાન શાંતિથી જીવન પસાર કરી શકે છે. આવી જ્ઞાન લક્ષ્મી મળવી એ જીવનનું પરમ સૌભાગ્ય છે. આજના ધનવાનો પાસે જરૂર ધન છે. પરંતુ તેને શાંતિ નથી. રાત્રે નિંદ આવતી નથી. જેનાથી ચિંતાનો વધારો જ થયા કરે છે. જીવન જોખમ માટે મોટો ભય રહ્યા કરે છે તો આવી લક્ષ્મી મળવાથી લાભ શું? લોકો જરૂર તેની વાહ! વાહ! કરશે. તેને ધનવાન પણ કહેશે પરંતુ જ્ઞાનીઓની દૃષ્ટિમાં તેઓ સાચા ધનવાન કે સંપત્તિવાન નથી. તેઓ તો માત્ર દયાને પાત્ર જ છે.

### સંસ્કાર ધન તે સાચું ધન છે :

સંપત્તિવાનોમાં કયારેક દુર્ગુણોનું દર્શન થાય છે ત્યારે સજ્જનો કહી ઉઠે છે કે જો ધન પતનને માર્ગે લઈ જાય તે ધન ન જોઈએ. જેની પાસે સંસ્કાર ધન છે. તેઓ દિનપ્રતિદિન રૂડા સંસ્કારો દ્વારા આદર્શ બની રહે છે. સંસ્કાર વ્યક્તિના આદર્શો સૌને માટે પ્રેરણાદાયી બને છે. ધનવાનોના ભોગોપભોગ આદર્શો નિંદાને

પાત્ર બને છે. સંપત્તિ સાથે સંસ્કારનો સંયોગ થાય તો સંપત્તિવાન દેવ બની જાય છે. તેની લક્ષ્મીનો સદ્વ્યય થાય છે. લોકોપકારનું નિમિત્ત બને છે.

**જ્ઞાન એ અમૂલ્ય નિધિ છે :** જેની પાસે જ્ઞાન ખજાનો છે તેઓ સાચા સુખી બની શકે છે. જ્ઞાન વગર જીવન પાંગળુ બની રહે છે. જ્ઞાન દ્વારા સાચી દૃષ્ટિ મળે છે અને તેનો સૃષ્ટિમાં જય જયકાર થાય છે. જ્ઞાન મેળવવા માટે માનવે સદા પ્રયત્નશીલ રહેવું જોઈએ. આપણે ત્યાં રોજ જ્ઞાતાધર્મકથાંગ સૂત્રના પ્રવચનો ચાલી રહ્યા છે. જેમાં ભગવાન મલ્લિનાથનો આત્મા પૂર્વભવે મહાબળ મુનિના રૂપમાં તીર્થંકર નામ ગોત્રની આરાધનાના વીસ બોલની સાધના કરી રહ્યો છે. આઠમો બોલ છે. अभिक्खणं नाणोवओगे જેનો અર્થ છે વારંવાર નવું નવું જ્ઞાન મેળવવું જોઈએ. જ્ઞાન માટે પુરૂષાર્થશીલ બનવું જોઈએ.

શ્રી ઠાણાંગ સૂત્રમાં આઠ પ્રકારના ઉદ્યમ બતાવવામાં આવ્યા છે.

### ૧. નવા જ્ઞાનનો સંગ્રહ કરવો :

તમે જ્યારે બજારમાં જાઓ છો ત્યારે નવી નવી વસ્તુઓ જુઓ છો. તે જોઈને ખરીદવાનું મન થઈ જાય છે કે નહીં ? ચંપકભાઈ ! બોલો, મન થઈ જાય કે નહીં. હાં જરૂર થાય. શું શું ખરીદી લ્યો ? જે પસંદ આવે તે. અમે જ્ઞાન સામગ્રીઓ લઈને આવ્યા છીએ. અમારી પાસેથી કંઈ ખરીદશો કે નહીં ? તમારા બધાને ઘેર ખરીદીનો સારો સ્ટોક રાખો છો. અરે ! મેળા કે ઉત્સવમાં જાવો છો તો ત્યાંથી પણ રમકડાંઓ ખરીદી લાવો છો. ઘરેઘર સો કેઈસમાં તેનું પ્રદર્શન જોવા મળે છે. જડની ખરીદી આ જીવે ઘણી કરી છે. તેમાં અનંતા ભવ ગયા. હવે આ ભવમાં જ્ઞાનને મેળવી તેનો સારી રીતે સંગ્રહ કરવો જોઈએ.

### ૨. નવા કર્મને રોકવા :

નવા કર્મને અટકાવવા માટે ચારિત્ર ધર્મનું અવલંબન કરવું જોઈએ. વ્રત, નિયમ કે પ્રત્યાખ્યાન વગર નવા કર્મ રોકાય નહીં. કર્મ એ રિપુ છે. તે મહાશત્રુ છે. શત્રુનો ઘર પ્રવેશ સારો નથી. તેવી રીતે કર્મનું આવવું આત્મા માટે સારૂં નથી. શત્રુ પ્રવેશ ન કરે તેને માટે તમો કેટલા જાગૃત છો ? તો કર્મ માટે કંઈ નહીં કરો ?

### ૩. જુના કર્મનો ક્ષય કરવો :

તમારી ગફલતના કારણે તમારા ઘરમાં ચોર પ્રવેશી ગયો હોય તો તેનું દીકરા કે ભાઈની જેમ પ્રેમ કરી અંદર રાખો કે તુરત જ બહાર કાઢવાનો પ્રયત્ન કરો ! રસીકભાઈ ! શું કરો ? ગુરૂ મહારાજ ! તેને કાંઈ ન રખાય. તેને કાઢે જ છુટકો કરીએ. વાહ ! તમો કેટલા વિવેકી અને જાગૃત છો. તમોને ખબર છે ને, તમારા

અંતર ગૃહમાં કર્મ શત્રુ ઘર કરીને બેસી ગયા છે. તમોને દેખાતાં જ નથી. હવે જુઓ! તપાસો, તેનાથી સાવધાન બનો. તેને તપશ્ચર્યા દ્વારા જલ્દી જલ્દી રવાના કરો.

એક વેપારી હતો. તેને દીક્ષા લેવાના ભાવ થયા. રોજ કહ્યા કરે કે મારે દીક્ષા લેવી છે. પરંતુ તે વેપારમાંથી નિવૃત્ત જ ન થાય. કેવી રીતે દીક્ષા લ્યે. એક બુધ્ધિમાને તેને રસ્તો સુઝાડયો અને કહ્યું.

શેઠ! સાંભળો, તમારે દીક્ષા લેવાના ભાવ છે ને? હાં. તો હવે વેપાર બંધ કરો. કેવી રીતે કરૂં મને કંઈ સુઝતું જ નથી. જુઓ! હવે નવો માલ લાવવો બંધ કરો અને જુનો માલ છે તેને વેંચી નાખો, આ રીતે વેપાર કરશો તો એક દિવસે માલ ખલાસ થશે અને તમો છુટા થઈ જશો. માર્ગ કેટલો ઉત્તમ છે પરંતુ વેપારી વેપારનો મોહ જતો કરે તો આમાંથી માર્ગ નીકળે. જુનો માલ સ્ટોકમાંથી ઓછો થતો નથી અને નવો માલ આવતો બંધ થતો નથી. હવે વેપારી દીક્ષા કયાંથી લઈ શકે?

અહીં તમારી સ્થિતિ પણ આ વેપારી શેઠ જેવી જ છે ને? કર્મનો સ્ટોક ઘણો છે. તેનો નીકાલ થતો નથી અને નવા કર્મ બાંધવા લાગ્યા છો. તેનો વધારો થતો જ જાય છે. કયારે છુટશો? કર્મ છોડવા હોય તો તપ કરો અને નવાં ન લાવવા હોય તો વ્રત-નિયમ કરો.

### ૪. શીખેલા જ્ઞાનને યાદ કરવું :

તમો સંસારીજનો છો. મેળવેલા ધનને સાચવવા સદા પ્રયત્નશીલ બની રહો છો. રખેને ધન કોઈ ચોરી ન જાય. તે માટે કેટલી સાવધાની? રખેને ધનનો નાશ ન થઈ જાય તેની કેટલી સંભાળ? તેવી રીતે મેળવેલા જ્ઞાનની રખેવાળી કેટલી કરી? ધન કરતાં જ્ઞાનની કિંમત વધારે છે. જ્ઞાન એ જીંદગીની મોંઘી મૂડી છે. મહાપરિશ્રમથી તેને પ્રાપ્ત કરવામાં આવે છે. તેને સાચવી રાખવા માટે. નિત્ય પ્રતિજ્ઞાનનો સ્વાધ્યાય કરતા રહેવો જોઈએ. શીખેલું જ્ઞાન ભૂલી ન જવાય તેની તકેદારી રાખવી જોઇએ.

### ૫. પ્રશસ્ત શિષ્યોની દીક્ષા કરવી જોઈએ :

દીક્ષા એટલે સુખશાંતિની સાધના. સંસારીજનો સુખને માટે ફાંફા મારે છે. તેને સાચા સુખનો માર્ગ બતાવવો એ સંતપુરૂષોનું કર્તવ્ય છે. સાચા સુખના પિપાસુ વ્યક્તિઓને સદ્બોધ વડે સંસારનો મોહ ઉતરાવી, ત્યાગ એ જ સુખનો માર્ગ છે. એવું જ્ઞાન કરાવી તેમને દીક્ષા આપવી જોઇએ. શિષ્ય કરવા એ મોહ નથી. દીક્ષા આપવી એ દોષ નથી. જો ગુરૂજનો પોતાની નામના અને કીર્તિને માટે શિષ્યોનો સંગ્રહ કરે તો તે પ્રશસ્ત નથી. દીક્ષાર્થીઓના વડીલોની આજ્ઞા વગર અવ્યવહાર પણે

દીક્ષા આપી પરિવાર વધારે તે પ્રશસ્ત નથી. આત્મશ્રેય અને કલ્યાણનું જ્ઞાન કરાવ્યા વગર કોઈપણ જાતના પ્રલોભનો આપી દીક્ષા અંગિકાર કરાવી પરિવાર વધારે તે પણ પ્રશસ્ત નથી.

## ૬. નવદીક્ષિતોને આચારધર્મ શીખડાવવો :

નવા બનેલા સાધુ–સાધ્વીજીઓને આચારધર્મ શીખડાવવો જોઇએ. આચાર એ સ્થિરતાનું સોપાન છે. કોઈપણ સાધક આત્માએ સ્થિર થવું હોય તો પોતાના આચાર ધર્મનું જ્ઞાન મેળવવું જોઇએ. આચાર ધર્મનું જાણપણું પોતાના કર્તવ્યનું ભાન કરાવે છે. આચારથી જીવન પવિત્ર બને છે. આચાર વડે સાધક સશક્ત બને છે. આચારના પાલનથી સાધક પ્રતિભા સંપન્ન બને છે. વિચાર અને આચારનો સુમેળ સાધકને પરમ તેજસ્વી અને પરમ યશસ્વી બનાવે છે. आचार परमो धर्मः આચારને પરમ ધર્મ કહેવાય છે. આચારે અહિંસા અને વિચારે અનેકાંત. આ બંને જૈન ધર્મના પાયાના સિધ્ધાંતો છે. જેથી પ્રત્યેક આચાર્ય ભગવંતોએ, સ્થવિર ભગવંતોએ, બહુશ્રુત મુનિરાજોએ, ઉપાધ્યાય ભગવંતોએ, પ્રવર્તક મુનિરાજોએ તેમજ પ્રવૃત્તિની સાધ્વીજીઓએ યા ગચ્છના–સંઘાડાના જવાબદાર વડીલોએ પોતાના નવદીક્ષિત સાધકાત્માઓને પક્ષપાત વગર, આચાર ધર્મનું ભાન કરાવી સમ્યક્‌જ્ઞાન, સમ્યક્‌દર્શન અને સમ્યક્‌ ચારિત્રમાં સ્થિર–મજબૂત–દૃઢ બનાવવા જોઇએ. આવા આચાર સંપદાના શ્રેષ્ઠ ત્યાગિજનો જૈન શાસનની પરમ પ્રભાવના કરી, આત્મશ્રેય સાધી શકશે.

## ૭. રોગીઓની સેવા કરવી :

સંતોને માટે શરીર એ સંયમનું સાધન છે. જેટલી શરીરની નિરોગતા અને સ્વસ્થતા હોય તેટલી સંયમ પાલનમાં વધારે અનુકુળતા રહે છે. કર્મોદયે અશાતા વેદનીયના કારણ સંયમીજનોને શારીરિક યા માનસિક બિમારી આવે છે. તે સમયે સહયોગી સાધકે ગ્લાન યા પીડિત સંતોની જવાબદારી પૂર્વક પોતાનું પરમ કર્તવ્ય સમજી પ્રસન્નતા સાથે સેવા કરવી જોઇએ. તમારે સંસારીજનોને પણ તમારા ઘરનાં વ્યક્તિઓની સેવા કરવાની હોય છે કે નહીં ? તમારે તો તમારા કુટુંબ પરિવાર સિવાય પાડોશીઓની પણ સેવા બજાવવાની રહે છે. પીડિતોની સેવા કરવાથી તંને શાતા ઉપજે છે. તેના આત્માને શાંતિ થાય છે. કર્તવ્યમાર્ગની રેખા ઉપર ચાલનાર પ્રત્યેક વ્યક્તિએ સેવા કરવાની હોય છે.

## ૮. પરસ્પરના મતભેદો મિટાવવા :

પંચમ કાળ કઠિન કાળ છે. આજનો સમય સંઘર્ષનો સમય છે. જીવન સાથીઓને કોઈપણ નિમિત્ત કારણે પરસ્પર મતભેદની સંભાવના રહે છે. માનવ વિચારવાન પ્રાણી છે. સૌને પોતપોતાના વિચારોનું સ્વતંત્રપણું રહે છે. વિચારોનું સ્વાતંત્ર્ય ઉદાર હોવું

જોઇએ. અનુદાર વિચારો જલ્દી સંઘર્ષને જન્મ આપે છે. ઘરઘરની અંદર આજે સંઘર્ષ અને મતભેદોના જન્મ થઈ ચુકયા છે. અનેક પ્રકારની સુખસાધનોની સગવડતા હોવા છતાં માનવને સંઘર્ષના કારણે શાંતિ નથી. ઘરના મતભેદો જાતિમાં સંઘમાં, શાસન અને ધર્મ સુધી પહોંચ્યા છે.

જૈન સમાજ અનેકાંતવાદની મૂલ્યવાન સંપત્તિનો સ્વામી હોવા છતાં તેમના ઘરમાં અનેક પ્રકારના મતભેદો ચાલી રહ્યા છે. જેવા કે તીર્થના મતભેદ, સંપત્તિના મતભેદ, ગચ્છના મતભેદ, સંપ્રદાયના મતભેદ, આચાર્યના મતભેદ, સંઘના મતભેદ, મંદીર-મૂર્તિના મતભેદ, વિચારના મતભેદ, આચારના મતભેદ, પર્વના મતભેદ, તિથિના મતભેદ આવા તો અનેક મતભેદો છે.

આવી સમસ્યાઓનું સમાધાન સ્યાદ્વાદ છે. પરસ્પરના મતભેદોની ચાવી અનેકાંતવાદ છે. સામા પક્ષની વાતને બરાબર સાંભળો. સામાના પ્રશ્નને બરાબર સમજો. તમારા વિચારોને ઉદાર બનાવો. સામાની વાતને વિશાળ દૃષ્ટિથી જુઓ. ગંભીર રીતે વિચારી તમારી પકડેલી જકડેલી વાતને હળવી બનાવો. સાપેક્ષ રીતે સમજવાનો પ્રયત્ન કરશો તો અવશ્ય સફળ થશો.

આવા આઠ પ્રકારના ઉદ્યમ કે પુરૂષાર્થ કરવાથી પોતાની શક્તિ જાગૃત થાય છે. પ્રગતિને આધાર મળે છે. વિકાસને વેગ મળે છે. પ્રત્યેક માનવોએ પુરૂષાર્થ કરવો જ જોઈએ. જ્ઞાન માટે પુરૂષાર્થ સ્વ ને સશક્ત બનાવી જાય છે. આવો પુરૂષાર્થ અંતર શક્તિને પ્રગટ કરી જાય છે. સ્વાધ્યાયનો પુરૂષાર્થ આત્માને કેટલો જાગૃત બનાવી જાય છે. તે વિષે સાંભળો.

स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते । સ્વાધ્યાય કરવો તે વાણીનો તપ છે. स्वाध्याय योग सम्पत्या परमात्मा प्रकाशते। સ્વાધ્યાયની સંપત્તિથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. જેથી स्वाध्यायात् मा प्रमदः । સ્વાધ્યાય કરવામાં ભૂલ ન કરો. શતપથમાં લખેલ છે કે જે દિવસે સ્વાધ્યાય ન કરે તે દિવસે બ્રાહ્મણ અબ્રાહ્મણ થઈ જાય છે. અતઃનિત્ય પ્રતિ સ્વાધ્યાય કરવો જોઈએ. ગૌતમસ્વામી ભગવાન મહાવીરસ્વામીને પ્રશ્ન કરે છે.

सज्झाएणं भंते ! जीवे किं जणयइ ? હે ભગવંત ! સ્વાધ્યાયથી જીવને શુ લાભ થાય છે ? તમો સમજ્યાને ? પ્રશ્ન સમજશો એટલે જવાબ સમજાશે. હવે ભગવાન મહાવીર ઉત્તર ફરમાવે છે.

सज्झाएणं नाणावरणिज्जं कम्मं खवेइ । ઉત્ત. ૨૯/૧૮

ગૌતમ ! સ્વાધ્યાય કરવાથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય છે, જ્ઞાન આત્મામાં રહેલું જ છે. જેવું આવરણ ટળે એટલે જ્ઞાન પ્રગટ્યું સમજો.

અહીંના મોટા ઉપાશ્રયથી એક બહેન ઘણીવાર દર્શન કરવા આવે છે. તેઓ કહે, "ગુરૂ મહારાજ! મારે પ્રતિક્રમણ શીખવું છે. હું ઘણી મહેનત કરૂં છું છતાં, મને યાદ જ રહેતું નથી." તમોને પણ એમ જ થતું હશે. કેમ ચંપકભાઈ! તમારે શું શીખવું છે?

આ જીવને ઘણું ઘણું શીખવાનું ભણવાનું મન થાય છે. પરંતુ ઘણાંને મહેનત કરવા છતાં પણ યાદ રહેતું નથી. તેનું કારણ જ્ઞાનાવરણીય કર્મનો ઉદય છે. સ્વાધ્યાય કરવાથી તે કર્મનું આવરણ ટળે છે. તે તમો સમજી શકયા. હવે રોજ શાસ્ત્રનો સ્વાધ્યાય કરો. સારા સારા ગ્રન્થો અને પુસ્તકોનું વાંચન કરો. જ્ઞાન-જ્ઞાની કે જ્ઞાનના સાધનોનું બહુમાન કરો. જરૂર તમારી શકિત જાગૃત થશે. તમો તમારી જ્ઞાન ધારણા સફળ કરી શકશો.

રાજસ્થાનમાં આચાર્ય શ્રી હસ્તિમલજી મહારાજ સાહેબ બિરાજે છે. તેઓએ ઘણાં વર્ષોથી "સ્વાધ્યાય સંઘ"ની સ્થાપના કરી છે. આ સંસ્થાના ઘણાં સભ્યો બન્યા છે. જે સભ્ય થાય તેને રોજ અમુક સમય સુધી સ્વાધ્યાય કરવાનો હોય છે. નિત્ય સ્વાધ્યાય કરનાર વ્યકિતઓએ ઘણું જ્ઞાન મેળવ્યું છે. આ સ્વાધ્યાય સંઘના તૈયાર થયેલા સભ્યો દર વર્ષે ચાતુર્માસ દરમ્યાન પ્રવચન આપવા જાય છે. જે ક્ષેત્રોમાં સાધુ-સાધ્વીજીઓના ચાતુર્માસ ન હોય તે જગ્યાએ તેઓ જાય છે અને પર્યુષણ પર્વનો, મહોત્સવની ઉજવણીનો લાભ આપે છે. જુઓ! તેઓએ જ્ઞાન મેળવ્યું છે તો સંઘ અને શાસનની કેટલી બધી સેવા કરી શકે છે. આપણે ત્યાં પણ આવી સ્વાધ્યાયની પ્રવૃત્તિ હોવી જોઈએ. તમો શ્રી સંઘે ગ્રન્થ અને ગ્રન્થાલયનું ઉદ્ઘાટન તો કરી લીધું. ગ્રન્થો માટે ગોદરેજના કબાટો પણ આવી ગયા. શાસ્ત્રો-પુસ્તકો વગેરે પણ છે. હવે શું જોઈએ? તમો સૌ ભાઈ બહેનોમાં જ્ઞાન માટે ભૂખ જોઈએ? શીખવાનો રસ જોઈએ. રસ જાગ્યા વગર કંઈ બની શકે નહીં.

ઈરાનનો એક વજીર હતો. તેને જ્ઞાનની ઘણી મોટી ભૂખ હતી. નવું જાણવાનો, નવું વાંચવાનો ઘણો રસ હતો. વજીરે પોતાની જ્ઞાનભૂખને સંતોષવા ઘણાં ગ્રન્થો અને સાહિત્યને દૂરથી મંગાવી સંગ્રહ કરેલો હતો. તેના સંગ્રહાલયમાં એક લાખને ૭૦ હજાર પુસ્તકો હતાં. વજીર આ સાહિત્યનો રોજ સ્વાધ્યાય કરતો હતો. તેને કયારેક બહારગામ જવાનું થતું ત્યારે પોતાના રસાલા સાથે મનગમતાં ગ્રન્થો લઈ જતો અને ઊંટ ઉપર બેઠા બેઠા પણ તે સ્વાધ્યાય કરતો હતો. જુઓ! સ્વાધ્યાય કરવાની તેની કેટલી અદમ્ય જીજ્ઞાસા?

સ્વાધ્યાયના પાંચ પ્રકાર શાસ્ત્રકાર બતાવે છે,

वायणा पुच्छणा चेव, तहेव परियट्टणा।
अणुप्पेहा धम्मकहा, सज्झाओ पंचहाभवे॥ उत्त. ३०/३४

૧ વાચના લેવી, ૨ પ્રશ્ન પૂછવા, ૩ વારંવાર શાસ્ત્ર ફેરવવું, ૪ સૂત્રાદિના અર્થ તથા રહસ્યને ચિંતવવું અને ૫ ધર્મકથા કરવી. આ પાંચ પ્રકાર સ્વાધ્યાયના કહ્યા છે.

સ્વાધ્યાયના આ પાંચ પ્રકાર માટે ગૌતમ અને મહાવીરની પ્રશ્નાવલી જાણવા જેવી છે. પ્રશ્નકર્તા ગૌતમ છે અને મહાવીર સમાધાન કરે છે. સાંભળો પ્રશ્ન અને સમાધાન.

૧. वायणाए णं भंते! जीवे किं जणयइ? હે પૂજ્ય! વાંચનથી જીવને શું લાભ થાય છે? वा. निज्जरं जणयइ। सुयस्सव अणुसज्जणाए अणासायणाए वट्टए। सुयस्स अणुसज्जणाए अणासायणाए वट्टमाणे तित्थ धम्मं अवलम्बइ। तित्थ धम्मं अवलम्बमाणे महानिज्जरे महापज्जवसाणे भवइ। उत्त. २९/१९. વાચનથી કર્મની નિર્જરા થાય છે. અને સૂત્ર પ્રેમ થવાથી જ્ઞાનમાં વૃધ્ધિ થાય છે. આવા સૂત્ર પ્રેમથી તીર્થંકરોનાં ધર્મનું અવલંબન મળે છે. તે સત્યધર્મના અવલંબન વડે કર્મની મહાનિર્જરા કરી આપણો જીવ નિષ્કર્મી બને છે. વાચનમાં સ્વ વાચન અને અધ્યયન એટલે અભ્યાસ. એ બંનેનો સમાવેશ થઈ જાય છે. નવું જ્ઞાન મેળવવું હોય ત્યારે પૂ. આચાર્યદેવ, ઉપાધ્યાયજી યા સાધુ સાધ્વીજીઓ કે વડીલો પાસેથી તે જ્ઞાન સંબંધી પાઠ લેવો તેને વાચના કહેવાય છે. તેમની પાસેથી શીખવું. અભ્યાસ કરવો, નવું જાણપણું મેળવવું તે વાચના કહેવાય છે. અભ્યાસ કરનારે રોજ રોજ નવો પાઠ લેવાનો અને શીખેલો પાઠ યાદ કરીને ગુરૂજનોને સંભળાવવો જોઈએ. અભ્યાસ કરતાં પ્રશ્ન થાય તો જરૂર પૂછવું જોઈએ અને સમાધાન મેળવવું જોઈએ. હવે પૂછવા સંબંધી બીજો પ્રકાર બતાવે છે.

૨ पडिपुच्छणयाए णं भंते! जीवे किं जणयइ? હે પૂજ્ય! પુછવાથી એટલે શાસ્ત્રચર્ચાથી જીવ શું મેળવે છે? प. सुत्तत्थ तदुभयाइं विसोहेइ। कंखामोहणिज्जं कम्मं वोछिन्दइ उत्त. २९/२० શાસ્ત્રચર્ચાથી સૂત્ર અને તેના અર્થ બંનેને શોધી શકે છે. કાંક્ષા મોહનીય કર્મને છેદી નાખે છે. એટલે પ્રશ્નાદિ પુછવાથી પોતાની શંકાનું સમાધાન મેળવી લે છે.

અભ્યાસ કરવામાં એમને એમ ગોખી લેવામાં આવે, તે સારૂં છે. પરંતુ સાથે સાથે જે પાઠ યા શબ્દ યાદ કરવામાં આવે છે. તે શું છે. તે જાણવા માટે પ્રશ્ન થવો જોઈએ. પ્રશ્ન થાય એટલે તેનો જવાબ પણ મેળવી લેવો જરૂરી છે. આવું સમાધાન પૂર્વક જ્ઞાન જીવને સ્થિર કરે છે. હવે સમાધાન પૂર્વક શીખેલું જ્ઞાન ભૂલાઈ ન જાય તે માટે ત્રીજો પ્રકાર બતાવે છે,

શીખેલા જ્ઞાનને રોજ રોજ ફેરવવું જોઈએ. બહેનો! તમો એક વર્ષ માટે અથાણાં બનાવી રાખો છો ને? હાં. મહારાજ. તો તેને સારા રાખવા માટે તેમાં હાથ ફેરવો કે નહીં? જરૂર ફેરવવો જોઈએ. નહીં તો બગડી જાય છે. તમો ઘરની અનેક ચીજો બગડી ન જાય તેને માટે કેટલી સાવધાની રાખો છો. તો દેશમાં રહી નાનપણમાં જૈનશાળાએ જઈ જે જ્ઞાન શીખ્યા હતાં. તે બધુ યાદ છે કે ભૂલી ગયા? "ભૂલી ગયા છીએ." કેમ ભૂલાઈ ગયું? તેનો એક જ ઉત્તર છે. તેને ફરીવાર યાદ કર્યું નહીં.

ગૌતમસ્વામી આ સંબંધી ભગવાનને પ્રશ્ન કરે છે. ૩ परियट्टणाए णं भंते जीवे! किं जणयइ? જ્ઞાનને વારવાર યાદ કરવાથી એટલે તેની આવૃત્તિ કરવાથી શું લાભ થાય? ભગવાન મહાવીર ઉત્તર ફરમાવે છે, परियट्टणाए वंजणाई जणयइ वंजणलध्धिंच उप्पाएइ। ઉત્ત ૨૯/૨૧ હે ગૌતમ જ્ઞાનનું પુનરાવર્તન કરવાથી વિસરેલા અક્ષરોને ફરી યાદ કરી લે છે અને અક્ષર લબ્ધિ પ્રાપ્ત કરે છે.

એક કવિ હતો. તે જ્યારે કોઈપણ વાત સાંભળે કે કોઈ ઘટના જુએ એટલે તેના ઉપર કાવ્ય યા દોહા બનાવી લેતાં. તે શીઘ્ર કવિ હતો. એકવાર કવિને રાજસ્થાનમાં જવાનું થયું. તે સમયે ત્યાં એક માનસિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે રાજાએ એક દેવની સ્થાપના કરેલી હતી. રાજાને તેની ઉપર ઘણી જ શ્રધ્ધા હતી. રાજા દર વર્ષે તે દેવને બલિ ચડાવતો હતો. તમોને એમ થતું હશે કે બલિ એટલે કુકડા, બકરા વગેરે જાનવરોને મારી તેના ઉપર ચડાવતો હશે. આ બલિ માત્ર જાનવરોની નથી. આ દેવને તો માણસનું બલિદાન કરવામાં આવતું હતું. રાજાની આવી હિંસક શ્રધ્ધાથી જનતા ઘણી નારાજ હતી. છેવટે લોકો ત્રાસી ગયા અને કહેવા લાગ્યા કે આ હિંસક પ્રથા કોઈ પણ રીતે બંધ થવી જોઈએ. પરંતુ રાજાને કહે કોણ?

એક વખત રાજા માનસિંહ સવારી લઈને નગર બહાર જઈ રહ્યા છે. પેલા કવિને રાજાની સવારી નિહાળવાનું મન થયું. કવિ પણ રાજાની આ હિંસક બલિની પ્રથાથી મનોમન ચિંતિત હતો. જેવી સવારી નજીક આવી અને રાજાને નિહાળતાં જ કવિ બોલી ઉઠયો. તેનાથી ન રહેવાયું. તે શું બોલ્યો, તે તમારે સાંભળવું છે?

**બકર લક્કડ કલમ કષાય હોય અનેક**
**નરબલિ વિજય મનાવે, માન કષાઈ એક**

દુનિયામાં અનેક પ્રકારના કષાયો હોય છે. કોઈ બકરાદિ જાનવરોની હત્યા કરનારા કષાય હોય છે. કોઈ કલમ દ્વારા ગરીબોને દંડી વ્યાપારથી ગ્રાહકોને લૂંટી પૈસાદાર બનનારા પણ કષાય હોય છે. પરંતુ દેવતાને મનુષ્યની બલિ ચડાવનાર તો

એક જ માનસિંહ કપાય છે. કવિના આ શબ્દો રાજાના કાને પડતાં જ સવારી ત્યાં ને ત્યાંજ થંભી ગઈ. રાજા બોલ્યો, "મને કપાય કહેનાર તું કોણ છે?" રાજાના ગુસ્સા સામે કવિ ડર્યો નહીં. તેણે રાજાને કહ્યું. "મહારાજ! હું કવિ છું અને પરદેશથી આપના રાજ્યમાં આવ્યો છું." "જ્યારથી આપના રાજ્યમાં પ્રવેશ્યો છું ત્યારથી જ નગરજનોને જોઈ મને દયા આવે છે." "જનતા તો બિચારી-બાપડી મરવા વાંકે જાણે જીવતી હોય તેવું જ લાગે છે. જે રાજા પ્રજાપ્રતિપાલ નથી. તે રાજા રાજા જ કહેવાતો નથી. તમારા રાજ્યના માણસો માથે મોત લટકતું હોય તે રીતે તેઓ જીવી રહ્યા છે."

રાજાએ કવિને આ પરિસ્થિતિનું કારણ પૂછ્યું. કવિએ કહ્યું, "રાજન! તમે કુળદેવીને પ્રસન્ન રાખવા નરબલિ આપો છો." મહારાજ! દેવી તો જગદંબા છે. એ તો જનની-જનેતા-માતા છે. શું માતા ક્યારેય પણ પોતાના સંતાનનો ભોગ ઈચ્છે ખરી? દેવીને સાત્વિક નિવેદથી યા શ્રધ્ધા-ભક્તિ વડે પ્રસન્ન કરો. જરૂર માતા પ્રસન્ન થશે."

રાજા કવિના શબ્દો સાંભળી પ્રસન્ન થયો. અક્ષર લબ્ધિ કેવું રૂડું કામ કરે છે. રાજાએ આ નરબલિની ભયંકર પાપલીલાને બંધ કરાવી અને જનતાના આશીર્વાદ મેળવી ધન્યતાનો અનુભવ કર્યો. કયારેક કોઈને એક શબ્દથી લાભ થઈ જાય છે. તો કયારેક કોઈને એક વાત યા એક પ્રવચનથી જાગૃતિ આવી જાય છે. હવે ચોથો બોલ સૂત્રાર્થના રહસ્યની ચિંતવના માટેનો છે.

૪ अणुप्पेहाए णं भते! जीवे किं जणयइ? હે પૂજ્ય! અનુપેક્ષાથી જીવ શું પ્રાપ્ત કરે છે? अ. आउय वज्जाओ सत्तकम्मप्पगडीओ घणिय बन्धणबध्धाओ सिढिल बन्धणबध्धाओ पकरेइ। दीहकालट्ठिइयाओ हस्सकालट्ठिइयाओ पकरेइ। तिव्वाणुभावाओ मन्दाणु भावाओ पकरेइ। बहुपएसग्गाओ अप्पपएसग्गाओ पकरेइ। आउयंच णं कम्मं सिया बन्धइ, सिया नो बन्धइ। असायावेयणिज्जं च णं कम्मं नो भुज्जो भुज्जो उवचिणाइ। अणाइयं च णं अणवदग्गं दीहमध्धं चाउरन्तं संसार कन्तारं खिप्पामेव वीइवयइ। ઉત્ત. ૨૯-૨૨

આયુષ્ય કર્મને છોડી બાકીના સાત કર્મોના ગાઢ બંધનથી બંધાયેલી પ્રકૃતિઓને શિથિલ બંધનવાળી બનાવે છે. તે કર્મ પ્રકૃતિ લાંબા કાળની સ્થિતિવાળી હોય તો ટૂંકા કાળની સ્થિતિવાળી બનાવે છે. તીવ્ર રસવાળી હોય તો તે મંદ રસવાળી બનાવે છે. બહુ પ્રદેશવાળી હોય તો અલ્પ પ્રદેશવાળી બનાવે છે. કદાચ આયુષ્ય કર્મ બંધાય અગર ન પણ બંધાય (જો પહેલાં આયુષ્ય ન બંધાયું હોય તો બંધાય.) અસાતા-વેદનીય કર્મ ન બંધાય અને તે જીવાત્મા અનાદિ અનંત અને દીર્ઘકાલિક એવા આ સંસાર અરણ્યને જલ્દી ઓળંગી જાય છે.

આ વિવેચન તમે સમજ્યા નહીં હો. કારણ કે આ શાસ્ત્રના ભાવો છે. હવે ધ્યાન રાખો. જુઓ! આપણે આઠ કર્મને જાણીએ છીએ. તેમાં આયુષ્ય કર્મમાં કોઈ ફેરફાર થઈ શકતો નથી. અનુપ્રેક્ષાનો સરળ અર્થ છે. સૂત્રાર્થની વિચારણા, આવી સમ્યક્ વિચારણાથી કેટલો મોટો લાભ થાય છે. આયુષ્ય સિવાયના બાકીના સાતેય કર્મની પ્રકૃતિઓને સમ્યક્ વિચારણા દ્વારા શિથિલ બંધનવાળી, અલ્પકાળની સ્થિતિવાળી, મંદ રસવાળી, અલ્પ પ્રદેશવાળી બનાવે છે. અશાતા વેદનીય કર્મ બંધાય નહીં અને અનાદિકાળનો અનંતો સંસાર જેનાથી આપણે દુઃખી થયા છીએ તેને પાર કરી શકાય છે. હવે ધર્મકથા માટેનો પાંચમો બોલ કહે છે. તે સાંભળો.

૫. धम्म कहाए णं भंते! जीवे किं जणयइ? હે પૂજ્ય! ધર્મકથાથી જીવ શું પ્રાપ્ત કરે છે? ૬. निज्जरं जणयइ। धम्म कहाए णं पवयणं पभावेइ। पवयण पभावेणं जीवे आगमेसस्स भद्दत्ताए कम्मं निबन्धइ। ઉત્ત. ૨૯/૨૩ ધર્મકથાથી કર્મની નિર્જરા થાય છે. ધર્મકથા વડે જિનેશ્વરોનાં પ્રવચનોની પ્રભાવના થાય છે. આવા પ્રવચનોનાં પ્રભાવથી ભવિષ્યકાળમાં તે જીવ શુભ કર્મને બાંધે છે. સરલ અને સામાન્ય જનતા માટે સદ્બોધનું સાધન ધર્મકથા છે. ધર્મકથા વડે સદ્બોધ કરવો સરલ પડે છે. લોકો તેના વડે જલ્દી સમજી શકે છે. ધર્મકથાઓમાં નાના બાળકોથી લઈ મોટા વૃધ્ધ ઉંમરના લોકોને પણ રસ પડે છે. તાત્ત્વીક વાતોને સમજવી ઘણી કઠિન બને છે. ત્યારે કથા વડે સમજાવવામાં બહુ સરલતા રહે છે. ઘણીવાર વિદ્વાનો ધર્મકથાની ચર્ચાઓની મશ્કરી કરતાં હોય છે. તેઓ કહે છે કે, કથા કરવાથી કે કથા સાંભળવાથી તમારૂં કલ્યાણ નહીં થાય? પરંતુ ભગવાન મહાવીરે તો ધર્મકથાનું ફળ કર્મ નિર્જરા ફરમાવેલ છે. તેથી ધર્મકથાનો નિષેધ ન કરવો જોઈએ. ધર્મકથાએ સ્વાધ્યાયનો પાંચમો પ્રકાર છે. તે વડે પણ સંસાર તરી જાય છે.

સ્વાધ્યાયમાં કેટલું બળ છે. તે તમે આ બધી વાતો સાંભળીને સમજી શકયા હશો. વાંચનનું કેટલું બધું મહત્ત્વ બતાવ્યું છે. શાસ્ત્રો, ગ્રન્થો તેમજ આદર્શ કક્ષાના સાહિત્યકારો અને મહાપુરૂષોની કૃતિઓના વાંચનથી આપણા જીવનમાં નવો પ્રકાશ આવે છે. આપણા મન અને બુધ્ધિને સાત્ત્વિક ખોરાક મળી રહે છે. વાંચનથી આપણને તાજગી અને શુભ પ્રેરણાઓ મળતી રહે છે.

**ઉચ્ચ કોટિનું સાહિત્ય કદી જૂનું થતું નથી.**

વાંચનની સાથે વિચાર અને મનન કરવાની ટેવ ઘણી લાભદાયક છે. તમે જે વાંચ્યું, વિચાર્યું, તેને આચરણમાં મુકવા માટે પ્રયત્નશીલ બની રહેશો તો જ વાંચન માટેનો સમય અને શક્તિનો ખર્ચ સફળ થશે.

**ઉચ્ચ કોટિના પુસ્તકો આપણાં મિત્ર સમાન છે.**

**શ્રેષ્ઠ સાહિત્ય આપણાં એકાંતના સાચા સંગાથી છે.**

પુસ્તકો સાથેની મૈત્રી, આપણા શરીરને, મનને અને બુધ્ધિને સારૂં પરિણામ આપી જાય છે. તેનાથી આત્મતત્ત્વની ઓળખ પણ થાય છે.

**સદ્સાહિત્ય આપણને પતનમાંથી બચાવી લે છે.**

મહાત્મા ગાંધી આફ્રિકામાં બેરિસ્ટર થયા હતાં. જ્યારે વિદેશમાં રહ્યા ત્યારે તેમને સદ્સાહિત્યનાં વાંચનનો સારો શોખ હતો. ગાંધીજીને ત્રણ વ્યકિતના સાહિત્યનો સારો યોગ બની રહ્યો. જેનાથી તેઓ મહાત્મા ગાંધી કહેવાયા. એ ત્રણના નામો તમારે જાણવા છે? એક હતાં રસ્કિન. બીજા હતાં ટોલ્સ્ટોય અને ત્રીજા શ્રીમદ્ રાજચંદ્ર. આ ત્રણે વ્યકિતને તેઓ ગુરૂના સ્થાને માન્ય કરતાં હતાં.

સ્વાધ્યાયના પાંચ પ્રકારના આ અંગોના અભ્યાસથી શું લાભ મળે છે તે સાંભળો?

**पूयादिसु णिखेक्खो, जिण-सत्थं जो पढइ भत्तीए।**
**कम्ममल सोहणट्ठं, सुयलाहो सुहयरो तस्स॥ સમણસુત્ર ૪૭૬**

આદર-સત્કારની આશા છોડી, કર્મરૂપ મેલને ધોવા માટે, જે ભક્તિપૂર્વક જીન શાસ્ત્રને ભણે છે. તેનું શ્રુતજ્ઞાન પોતાને અને બીજાને માટે સુખકારી છે.

**णाणेण ज्झाण सिज्झी, झाणादो सव्व कम्मणिज्जरणं।**
**णिज्जरण फलं मोक्खं, णाणब्भासं तदो कुज्जा॥ સમણસુત્ત ૪૭૮**

જ્ઞાનથી ધ્યાનની સિધ્ધિ થાય છે. ધ્યાનથી સર્વ કર્મની નિર્જરા થાય છે. નિર્જરાનું ફળ મોક્ષ છે. માટે સતત જ્ઞાનાભ્યાસ કરવો જોઈએ.

**बारस विहम्मि वि तवे, अब्भिंतर बाहिरे कुसल दिट्ठे।**
**न वि अत्थि न वि य होही, सज्झाय समं तवो कम्मं॥ સમણસુત્ત ૪૭૯**

આભ્યંતર અને બહિરંગ એવા બાર પ્રકારના તપમાં પણ કુશળ ભાવે જે સ્વાધ્યાય તપ કરે છે. તેના જેવો બીજો કોઈ તપ નથી. તેના જેવો કોઈ તપ હતો નહીં અને હશે નહીં.

હવે તમો સમજી શકયા હશો કે સ્વાધ્યાય તપનું કેટલું બધુ મહત્ત્વ છે. તેનાં કેવા સુંદર લાભ અને ફળ બતાવવામાં આવ્યા છે. જેને સ્વાધ્યાયનો રસ જાગી જાય છે. તે સ્વાધ્યાય કર્યા વિના રહી શકતો નથી. સાંભળો, સ્વાધ્યાયનો શોખ કેવો હોય છે?

અમેરિકાના પ્રમુખ લિંકન જ્યારે નાની ઉંમરના હતાં. ત્યારની આ વાત છે. તેઓ ગરીબીમાં ઉછરેલા હતાં. તેને ત્યાં ખાવાની પણ ચિંતા હતી. કેવી ગંભીર

પરિસ્થિતિમાં તેઓ પસાર થયા હતાં. લિંકનને બચપણથી સ્વાધ્યાય એટલે વાંચનનો સારો શોખ હતો. તેઓ પોતાના વાંચવાના શોખ માટે સારૂં સાહિત્ય કોઈપણ જગ્યાએથી મેળવી લેતા હતાં. એકવાર તેઓ કોઇને ઘેર ગયેલા. તેનો પુસ્તક સંગ્રહ જોઈ, તેમાંથી એક પુસ્તક વાંચવાનું તેને મન થયું. તેણે પેલા ભાઈને કહ્યું "આ પુસ્તક મને ખૂબજ પ્રિય છે. જેથી સ્વાધ્યાય માટે મને આપો. હું વાંચીને પાછું આપી દઈશ." પૈલા ભાઇએ લિંકનને ઘસીને ના પાડી દીધી. ના સાંભળીને તેની આંખમાં પાણી ભરાઈ ગયા. તેને અત્યંત દુઃખ થયું. પેલાએ કહ્યું. "જુઓ લિંકન! આ પુસ્તક ઘણું કિંમતી છે. તે અપ્રાપ્ય છે. પૈસા દેવાથી પણ મળે તેમ નથી. જો ફાટી જાય તો ફરી મળી શકે તેમ નથી. તમો પણ ઘણીવાર કોઈની સારી ચીજ લઈ જવા માગો છો પણ લઈ ગયા પછી તેવીને તેવી સોંપો કે બગાડીને આપો? અમારી પાસે ઘણા લોકો ગાયન વગેરેની નોટો લેવા આવે. અમો ના કહી દઈએ. કારણ કે ઘેર લઈ જતાં કારણસર સાચવી શકાય નહીં. બાળકો ફાડી નાંખે યા ખોવાઈ જાય. ચોરાઈ જાય. જેથી ઉપાશ્રયે બેસીને લખવાની ભલામણ કરીએ.

લિંકને આ પુસ્તક વાંચન માટે ઘણી આજીજી કરીને કહ્યું. હું તમારૂં પુસ્તક ખૂબ સાચવીને રાખીશ. જાનના જોખમે તમને પાછું આપીશ. પરંતુ મને વાંચવા આપો. તમારે ત્યાં સારા સાહિત્યનાં કે ધર્મના પુસ્તકો છે? ના, ગુરૂદેવ! અમારે ત્યાં રાખવાની જગ્યા નથી. ત્યારે તમારે ત્યાં ચંપલ જુતાની જગ્યા છે કે નહીં? જેને રૂચી હોય તેને જગ્યા મળી રહે છે. એકવાર અમો રાજકોટમાં ચોમાસું હતાં. ગુજરી બજારમાં ગોચરીએ જતાં એક પસ્તિવાળાની દુકાન રસ્તામાં આવે. તે ઘણીવાર બોલાવે. જુઓ, મહારાજ! તમારા શ્રાવકો આવા સુંદર શાસ્ત્રો અને પુસ્તકો પસ્તિમાં કાઢી નાખે છે. તમારે જોઈએ તો લઈ જાવ. અમારા સમાજની કેવી સ્થિતિ છે? ઘાટકોપરમાં પણ એક ભાઇએ શાસ્ત્રોને પસ્તિમાં વેચી નાંખ્યા. કોઈ સારા સજ્જને જોયા તો પૈસા આપીને લઈ લીધા. કેટલી બધી જ્ઞાનની અશાતના. તમારી પાસે શાસ્ત્રો કે સારા પુસ્તકો હોય અને ન સાચવી શકતાં હો તો આપણા સંઘમાં ભેટ કરી આપો. તેનો જરૂર સદુપયોગ થશે.

છેવટે લિંકને તે પ્રિય પુસ્તક વાંચવા મેળવ્યું તો ખરૂં. તેણે વાંચીને એક બારીમાં મૂકયું. રાત્રે વરસાદ આવ્યો. પુસ્તક તો ભીંજાઈ ગયું. સવારે ઉઠીને જોયું તો પુસ્તક બગડી ગયેલું હતું. તેને ઘણો ખેદ થયો. હવે શું કરવું કેટલી મહેનતથી પુસ્તક મેળવ્યું હતું. અને તેનું આ પરિણામ આવ્યું. પેલાને શું જવાબ આપવો? આખરે લિંકન તેને ઘેર ગયો. પુસ્તક ખરાબ થઈ જવાના બદલામાં માફી માંગી અને કહ્યું, મારાથી મોટી ભૂલ થઈ ગઈ છે. તમો જે સજા આપો તે હું ભોગવવા

તૈયાર છું. લિંકને પોતાની ભૂલના બદલમાં ત્રણ દીવસ ખેતરમાં મોલ કાપવની મજુરી કરી. જે પૈસા મળ્યા તે પુસ્તકની કિંમત માટે ચુકવી દીધા.

સાહિત્ય માટે કેવો શોખ !
વાંચન માટે કેવી રૂચી !
જ્ઞાન માટે કવી જીજ્ઞાસા !

અમારા સમાજમાં પણ ખરાબ સાહિત્યને છોડી, ખટપટ નિંદામાંથી નિવૃત્ત બની લોકો આગમ-શાસ્ત્રો, ધાર્મિક સાહિત્ય અને પુસ્તકોનું વાંચન કરશે ત્યારે તેમના ગૃહો સંસ્કારના ધામ બની રહેશે તમારા સંતાનોને વારસામાં પૈસો-ધન ન આપી જશો. તેને જ્ઞાન અને શ્રેષ્ઠ સંસ્કાર આપી જજો. જેનાથી તેઓનું અમૂલ્ય જીવન તેજસ્વી બને.

**સ્વાધ્યાય માનસિક ઉન્નત્તિનું સર્વોત્કૃષ્ટ સાધન છે.** જોનેથન એડવર્ડઝ નામનો તત્ત્વજ્ઞાની ઘોડા ઉપર બેસી વિચારોને સ્લીપમાં લખી પીંન વડે કોટમાં ટાંગી દેતો હતો. રાબર્ટ લુઈ સ્ટીવનસેન પાસે બે પુસ્તકો હંમેશા રહેતા. એક વાંચવા માટે અને બીજું વિચારોને લખવા માટે.

શાસ્ત્રકાર ફરમાવે છે કે મહાબળમુનિ સ્વાધ્યાયમાં ઉત્કૃષ્ટ પ્રકારે આરાધના કરતાં તીર્થંકર ગોત્રના વીસ બોલમાંથી આઠમાં બોલની સાધના કરી રહ્યા છે. હવે નવમાં બોલના ભાવો અવસરે કહેવાશે.



## ૩૯

# મુક્તિ બીજ સમ્યગ્દર્શન

(શ્રાવણ વદ ૧૧ તા. ૨૦-૮-૭૬ શુક્રવાર)

જૈન ધર્મ તે આધ્યાત્મિક ધર્મ છે. ભગવાન મહાવીરે આત્મતત્ત્વ અને તે સંબંધી અન્ય તત્ત્વોની વિવેચના પણ ફરમાવેલી છે. જ્ઞાતા ધર્મકથાંગ સૂત્રની અંદર તીર્થંકર નામ ગોત્રના વીસ બોલનું કથન ચાલી રહ્યું છે. નવમો બોલ દર્શન છે. જેને સમ્યગ્દર્શન કહેવાય છે.

દર્શન શબ્દના ત્રણ અર્થ બતાવવામાં આવ્યા છે.

દર્શન એટલે ફિલોસોફી-તત્ત્વજ્ઞાન

## દર્શન એટલે જોવું-દેખવાની ક્રિયા
## દર્શન એટલે સમ્યગ્દર્શન-આત્મવિશ્વાસ

આત્માની અનુપમ અજોડ શક્તિના અસ્તિત્વનો વિશ્વાસ તેનું નામ સમ્યગ્દર્શન, આત્મપ્રતીતિ, આત્મવિશ્વાસ પણ કહેવાય છે. તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે तत्त्वार्थ श्रध्धानं सम्यग्दर्शनम् । જૈનાગમ કથિત તત્ત્વો અને તેના અર્થોની શ્રધ્ધા તેનું નામ સમ્યગ્દર્શન કહેવાય છે.

अप्पा अप्पम्मि रओ, सम्माइट्ठी हवेइ फुडु जीवो ।
जाणइ तं सण्णाणं, चरदिह चारित्तमग्गु त्ति ॥ સમણસુત્તં ૨૧૭

શ્રમણ સૂત્રમાં કહ્યું છે કે આત્મામાં આત્માનું લીન થવું આત્મા જ સમ્યક્દૃષ્ટિ છે. આત્માને જે યથાર્થ રૂપમાં જાણે છે તે સમ્યગ્જ્ઞાન છે. આત્મામાં સ્થિર રહેવું એ જ સમ્યક્ચારિત્ર છે.

રત્નત્રયની શ્રેષ્ઠતા બતાવતાં ફરમાવે છે કે.

समत्त रयणसारं, मोक्ख महा रुक्ख मूलमिदि भणियं ।
तं जाणिज्जइ, णिच्छय-ववहार सरुव दो भेयं ॥ સમણસુત્તં ૨૧૯

વૃક્ષના અસ્તિત્વનો આધાર તેનું મૂળ છે. મૂળ જેટલું મજબૂત તેટલું વૃક્ષ પણ મજબૂત ગણાય છે. વાવાઝોડા અને તોફાની વાયરામાં આપણે જોઈએ છીએ કે ઘણાં વિશાળ કાય વૃક્ષો ધરાશય થઈ જાય છે. તેનું કારણ શું છે ? જેના મૂળ મજબૂત ન હોય તે વૃક્ષો જલ્દી પડી જાય છે. મુંબઈની ભવ્ય ઈમારતો ઉભી છે તેનું કારણ શું છે ? ઈમારતોના પાયા મજબૂત છે. સોલીડ છે. જેના પાયા નબળા હોય તે ઈમારતો વધારે વખત ઉભી રહી શકતી નથી. શ્રમણ સૂત્રમાં કહ્યું છે કે રત્નત્રયમાં શ્રેષ્ઠ સમ્યગ્દર્શન છે. કારણ કે સમ્યગ્દર્શનને મોક્ષરૂપ મહાવૃક્ષનું મૂળ કહેવામાં આવ્યું છે. મોક્ષની મંગળ સાધના સમ્યગ્દર્શન વિના સિધ્ધ થઈ શકતી નથી.

સમ્યગ્દર્શન સ્વરૂપના બે ભેદ કહ્યા છે. એક નિશ્ચય સમ્યગ્દર્શન અને બીજુ વ્યવહાર સમ્યગ્દર્શન.

जिवादी सद्दहणं सम्मत्तं, जिणवरेहिं पणत्तं ।
ववहारा निच्छयदो, अप्पाणं हवइ सम्मत्तं ॥ સમણસૂત્તં-૨૨૦

વ્યવહારથી જીવ-અજીવ-પુણ્ય-પાપ-આશ્રવ-સંવર-બંધ નિર્જરા અને મોક્ષ આ નવ તત્ત્વોમાં શ્રધ્ધા કરવી તેનું નામ સમ્યગ્દર્શન. જીનેશ્વર ભગવંતોએ ફરમાવ્યું છે કે નિશ્ચયથી તો આત્મા જ સમ્યગ્દર્શન છે.

જેને તત્ત્વ સ્વરૂપનું ભાન થઈ ગયું છે તે આત્મા ઠરી જાય છે. તેની ચંચળતા શાંત બની જાય છે જેથી કહ્યું છે કે–

जं मोणं तं सम्मं, जं सम्मं तंहि होइ मोणंति।

જે મૌન છે તે સમ્યગ્દર્શન છે. જે સમ્યગ્દર્શન છે તે મૌન છે. સમ્યગ્દર્શની આત્માને નવે તત્ત્વો ઉપર શ્રધ્ધા હોય છે. જીવ–અજીવના ભાવો અને ભેદોની શ્રધ્ધા છે. પુણ્ય–પાપની ભેદ રેખાનો વિશ્વાસ છે. આશ્રવ–સંવરની પરિણુતિની શ્રધ્ધા છે. બંધ–નિર્જરાના કારણો ઉપર અને મોક્ષના દ્વારનો અપૂર્વ વિશ્વાસ જેને પ્રગટયા છે તે સમકીતિ જીવ સંસારના વિભાવો જોઈ મૌન બની જાય છે. અને આવું મૌનત્વ જેને પ્રગટી જાય છે તેને સમ્યક્ત્વી કહેવાય છે.

સમ્યગ્દર્શનની પ્રાપ્તિ વિના, સ. જ્ઞાન કે સ. ચારિત્ર પ્રગટ્ર થઈ શકતું નથી આજની દુનિયામાં ઘણી જાતના જ્ઞાનીઓ પંડીતો અને ભગવાનો જોવા મળે છે. જેની જ્ઞાન સમૃધ્ધિ જોઈ કયારેક તમો નાચી ઉઠો છો વાહ ! વાહ ! ના શબ્દો પણ ઉચ્ચારો છો. પરંતુ યાદ રાખજો કે આ બધી વ્યક્તિઓનું જ્ઞાન સમ્યગ્જ્ઞાન નથી, જેને સમ્યગ્દર્શન હોય તેનું જ જ્ઞાન સ. જ્ઞાન કહેવાય છે. આવા જ્ઞાની ઠરી ગયેલા હોય તેમના જીવનમાં જ્ઞાનની અપૂર્વતા હોય છે.

આજે કહેવાતાં સાધકો સન્યાસીઓ સાધુઓ કે યોગીઓનો પાર નથી. હજારોની સંખ્યામાં વધી રહ્યા છે. જેની કઠોર સાધના કે બાહ્ય આકરી ક્રિયાઓ જોઈ તમો તેમના ચરણોના દાસ પણ બની જાઓ છો અને તેમની પાછળ કંઈ આશા રાખીને ફર્યા પણ કરો છો. ભ. મહાવીરે આવી માત્ર બહારની આકરી સાધના કે ક્રિયા પાલકને સ. ચારિત્રવાન કહ્યાં નથી. જ્યાં સુધી સ. દર્શન પ્રગટે નહીં ત્યાં સુધી આવી કઠોર ક્રિયા અને ચારિત્રના ઉપાસક સ. ચારિત્રવાન ગણાતાં નથી સમ્યગ્ચારિત્રવાન આત્માનું જીવન સમ્યક્ત્વ રસથી નીતરતું હોય, તેમનું ચારિત્ર તેજસ્વી અને યશસ્વી હોય છે.

કયારેક આવા સ. ચારિત્રની સાધના કરતાં કોઇ આત્મા શીથીલ બની ચારિત્રથી ડગી જાય છે કે પડી જાય છે. તો તેને સૂત્રકાર ભ્રષ્ટ કહેતા નથી. સમ્યક્ત્વથી પડે તેને જ પતિત કહેવાય છે કારણ કે તેને મુકિતની સંભાવના નથી માટે કહ્યું છે કે

दंसणभट्ठा भट्ठा, दंसण भट्ठस्स णत्थि निव्वाणं।
सिज्झंति चरियभट्ठा, दंसण भट्ठा ण सिज्झंति ॥ સ. સૂત્તં. ૨૨૩

સ. દર્શનથી પતિત તે પતિત છે. તેનો નિર્વાણ–મોક્ષ થતો નથી. સ. ચારિત્રથી હીન તે હીન પતિત કે ભ્રષ્ટ નથી. તેઓ તો ફરી પુરૂષાર્થ કરી ચારિત્રથી નિર્વાણ

પામી જાય છે. શાસ્ત્રકારોનું આવું સુંદર ફરમાન હોવા છતાં, આજે સમાજ સંઘ કે શાસનમાં કોઈ સાધક આત્મા ચારિત્રથી સંયમ કે દીક્ષાથી પડવાઈ થઈ જાય ત્યારે તેની કેવી કેવી અવહેલણા, નિંદા કરવામાં આવે છે ? તેનાથી તમો પણ અજાણ નથી ચારિત્રના પડવાઈને સ્થિર કરવાનો પ્રયત્ન કરજો, પરંતુ તે ફરી શ્રધ્ધાથી પતિત ન બને તેની સાવધાની કે સાવચેતી રાખવાનો જરૂર પ્રયત્ન કરશો. આગમકારોના આવા અમૂલ્ય ભાવોને સમજી સમાજ કે સંઘના લોકોએ હવે દૃષ્ટિ બદલી વિવેકથી કામ લેવાની જરૂર છે.

એક તરફ સમ્યગ્દર્શનનો લાભ અને બીજી તરફ ત્રૈલોકયનો લાભ થતો હોય તો તેનાથી સમ્યગ્દર્શનનો લાભ શ્રેષ્ઠ છે. સમ્યક્ત્વના ભાવો કેટલા મંગળ અને રૂડાં છે તેને સાંભળો.

सम्यकत्व रत्नान्न परं हि रत्नं।
सम्यकत्व बन्धो नं परोस्ति बन्धुः ।
सम्यकत्व मित्रान्न परं हि मित्रं ।
सम्यकत्व लाभान्न परोस्ति लाभः॥

**સમકિત રત્નથી બીજુ કોઈ મોટું રત્ન નથી**
**સમકિત બંધુથી બીજો કોઈ મોટો બંધુ નથી**
**સમકિત મિત્રથી બીજો કોઈ મોટો મિત્ર નથી**

જ્ઞાનીજનો ફરમાવે છે કે દીકરાનો જન્મ તે લાભ નથી. પૈસો કમાઈ લેવો એ લાભ નથી. વાલકેશ્વરમાં બ્લોક લઈ લેવો તે લાભ નથી. સારા ઘરની દીકરી સાથે પુત્રના લગ્ન કરવા એ લાભ નથી અર્થાત્ આ બધા સમ્યગ્લાભ નથી.

**સમકિત લાભથી બીજો કોઈ મોટો લાભ નથી.**

આવું સમકિત આત્મા માટે લાભદાયી છે. જગતના જીવો સુખ શાંતિ માટે કેટલી મહેનત, કેવા શ્રમ, કેટલી મુશ્કેલી અને કેટલા ઉજાગરા કરે છે છતાં સુખ શાંતિ કયાંયે દેખાતી નથી. જ્ઞાનીજનો કહે છે કે "હે ભવ્યાત્માઓ ! તમારે ખરેખર સુખ શાંતિની કામના હોય તો સમ્યગ્દર્શનના ભાવો કેળવો, કારણ કે નિર્મળ સમકિત એ અતુલ સુખનું નિદાન છે."

આત્મા એ જડ નથી પરંતુ ચેતન છે. જડ તે ચેતન નથી પરંતુ જડ છે. સુખ એ આત્માનો સ્વભાવ છે પરંતુ જડનો સ્વભાવ નથી. આવી દૃઢ શ્રધ્ધા અપનાવો. સંસારના ક્ષણિક અને નાશવંત સુખ તે મારો સ્વભાવ નથી આવી શ્રધ્ધાપૂર્વક વાતો કરતાં થઈ જાવ. મારૂં સ્વરૂપ તો વિવેક જાગૃતિવાળું પરમ સુખદાયી છે. મારૂ સુખ કે

મારી શાંતિ ક્યારેય પણ મારાથી દૂર નહીં જાય. માત્ર સમજણ અને શ્રધ્ધાની જ જરૂર છે. આટલું સમજો અને આટલું શ્રધ્ધો, તો તમારા જેવો બીજો કોઈ સુખનો મોટો સ્વામી નથી. આપણે જૈન ધર્મના ઉપાસકો છીએ. જૈન ધર્મ આત્માની વાતો કહે છે. આત્માની અપૂર્વ શકિતનું દર્શન કરાવે તે જીનધર્મ જૈનધર્મ કહેવાય છે. સમકિતિ આત્મા સંસારથી અલિપ્ત ગણાય છે કહ્યું છે.

સમકિત દૃષ્ટિ આત્મા, કરે કુટુંબ પ્રતિપાળ
અંતરથી ન્યારો રહે, જેમ ધાવ ખિલાવે બાળ

કાદવમાં કમળ ઉગે છે. છતાં તે કમળ કાદવથી લેપાતું નથી કમળ ઉપર પાણીનું બીંદુ પડે તોય તે પત્ર પાણીથી સ્પર્શાતું નથી. પરંતુ તડકાની અંદર કમળ પત્ર પર રહેલું પાણીનું બીંદુ મોતી સરીખું લાગે છે. જેમાં જેનો જન્મ છે છતાં, તેમાં તેનો લેપ નથી, આનું નામ અલિપ્તતા કહેવાય છે. અગાઉ રાજા મહારાજાઓના રાજ્યમાં રાજપુત્રોને રાજમાતાઓ દુધપાન કરાવતી ન હતી. તેના માટે ધાવમાતાઓ ત્યાં રાખવામાં આવતી હતી. તે ધાવમાતાઓ રાજપુત્રોનું પોષણ અવશ્ય કરે છે પરંતુ અંતરથી એમ તો જરૂર સમજે છે કે આ સંતાન મારૂં નથી. આટલો વિવેક તો અવશ્ય હોય છે. અંતર તો ન્યારૂં જ હોય છે. સમકિતી આત્મા પણ સંસારમાં રહેતા થકાં, કુટુંબ પરિવારનું કર્તવ્ય દૃષ્ટિથી જ પાલન કરે છે. તેનું અંતર તો બધાથી પર અને વિવેકવંતુ ન્યારૂં જ હોય છે.

આ બધી વાતો સમકિતી જીવની કરવામાં આવી. તમારી સ્થિતિ કેવી છે? કુટુંબ, પરિવાર, સગાં-વહાલાં, સ્વજન-પરિજન વગેરેને ઓળખનાર એકાદ વ્યક્તિને બોલાવી પુછો તો ખરા! " કે હે દેવાનુપ્રિય! તમે આત્મા સંબંધી કંઇ જાણો છો? શું કહેશે? કશું યે જાણતા નથી. આ બધા દયાને પાત્ર છે. જીંદગીના કેટલા વર્ષો ગયા? છતાં, આજ સુધી સમ્યગ્દર્શન વિષે સમજવાની કોશીષ જ કરી નથી. જેને આત્માના શુધ્ધ તત્ત્વની શ્રધ્ધા હોય, તેની સામે કદાચ સ્વર્ગમાંથી કોઈ દેવ કસોટી કરવા આવે તો પણ શ્રધ્ધાથી ડગે નહીં. આવા ઉત્તમ આત્માઓ હતાં જેઓ ભગવાન મહાવીરના પરમ ઉપાસક આણંદ શ્રાવક અને કામદેવ શ્રાવક હતાં. ઘણી કસોટીમાંથી પસાર થયા જીવન સામે મૃત્યુનો પ્રશ્ન આવ્યો છતાં પણ દેવ-ગુરૂ અને ધર્મની શ્રધ્ધામાં અડગ રહ્યા. આવી શ્રધ્ધા તમો પણ કેળવો અને મહાવીરના સાચા ઉપાસક બની રહો.

એક મહાનુભાવે કહ્યું છે કે-

જડને આત્માનો વિશ્વાસ નથી,
પૈસાને પરમેશ્વરનો વિશ્વાસ નથી.

ધર્મને ધર્મીનો વિશ્વાસ નથી.
માયાને મહાત્માનો વિશ્વાસ નથી.
કાયાને કર્મોનો વિશ્વાસ નથી.

આ વાક્યોના શબ્દ દેહને માત્ર ન સાંભળશો. તેની પાછળનો અંતર ભાવ અને રહસ્ય સમજવાનો પ્રયત્ન કરશો. નહીં તો મુંજવણમાં પડી જશો. વર્તમાન કાળની પરિસ્થિતિએ પલટો લીધો છે. આજના માનવીઓને આત્મા, મહાત્મા, પરમાત્મા, કર્મ અને ધર્મનો પણ વિશ્વાસ રહ્યો નથી.

જ્ઞાની ભગવંતો કહે છે કે કર્મને તોડવાનું સાધન ધર્મ છે. ધર્મની સાધના વડે આપણો આત્મા મહાત્મા બને છે અને ધર્મની પરમ આરાધના દ્વારા મહાત્મા પરમાત્મા પદને પ્રાપ્ત કરી શકે છે.

માનવ ત્રિયોગનો સ્વામી છે. મન, વચન અને કાયા આ ત્રણ યોગ કહેવાય છે. તેના વડે આત્મ સંશોધન કરવાનું છે. ત્રિયોગનો ઉપયોગ આત્મા માટે કરવામાં આવે તો, આપણે અનુપમ શક્તિને જાગૃત કરી શકીએ. આ જીવે ત્રિયોગનો ઉપયોગ હિંસા, અસત્ય, અચૌર્ય અબ્રહ્મ–મૈથુન અને પરિગ્રહમાં કર્યો છે. જેનાથી સંસારની વૃધ્ધિ કરી છે. અનંતકાળ સુધી રખડવું પડે તેવા કાર્યો કર્યા છે. જીવડો જાગે અને કંઈક પોતાના સ્વરૂપ માટે ચિંતવના કરે તો તેને સાચું ભાન થઈ જાય.

એથેન્સમાં એક ડાયોજીનીસ નામની વ્યક્તિ થઈ ગઈ. તે રોજ રાત્રે આત્મ ચિંતન કરે છે. દિવસોની સાધના દ્વારા એક દિવસ તેને પોતાનું ભાન થઈ ગયું. અંતર આત્માની વિશિષ્ટ શક્તિનો તેને પરિચય થઈ ગયો. તેની ખુશીનો પાર રહ્યો નહીં. તે પોતાને ઘેરથી બહાર નીકળી આવ્યો અને રોડ પર બોલવા લાગ્યો.

Know thy Self, Know thy Self પોતાની જાતને ઓળખો. આત્માને ઓળખો! લોકો આ વાત સાંભળી આશ્ચર્ય કરવા લાગ્યા. ડાયોજીનીસ શું કહી રહ્યો છે? સૌ વિચાર કરતાં થઈ ગયા.

તમો પણ આત્મ ચિંતન કરો, જરૂર તમોને પણ આત્માની અનુપમ શક્તિનો પરિચય થશે. તમોને તમારી પોતાની જાતનો અનુભવ થશે. આત્મા શું છે, તેનું ભાન થશે. ચિંતનમાં લાગી જાઓ. "હું" શું છું તે "તે" છે. મારી જાતને "હું" કહું છું તે જ અંદર રહેલી શક્તિ છે. હું કોણ છું? कोऽहम? How am I? વિચારો કે હું કોણ છું? હું શરીર છું, દેહ છું, રૂપરંગ છું, ઈન્દ્રિય છું, કે મન છું? તમોને અંદરથી કંઈ અવાજ આવે છે? વિચાર અને ચિંતન જરૂર તમોને ભાન કરાવશે. આંખ બંધ કરીને આત્માને પુછો.

હું શરીર છું? ના...ના...

હું ઈંદ્રિય છું ? ના...ના...
હું મન છું ? ના...ના...

તો પછી હું શું છું અને હું શું નથી તેનો નિર્ણય તો જરૂર કરવો જ રહ્યો.

હું કાયા નથી, તેનાથી ભિન્ન છું.
હું ઈંદ્રિય નથી, તેનાથી ભિન્ન છું.
હું મન નથી, તેનાથી ભિન્ન છું.

હું આ બધાથી ભિન્ન છું. તેવું ભાન તો થયું પરંતુ અભિન્ન એવો હું કોણ છું ? આત્મા એટલે શું ? હું અરૂપી અનંતગુણી પીંડ છું.

કાનથી સંભળાય છે તે હું નથી. આંખથી દેખાય છે તે હું નથી. નાકથી સુંઘાય છે તે હું નથી. જીભથી ચખાય છે તે હું નથી. હાથ-પગ વગેરેથી સ્પર્શાય છે તે હું નથી. સાંભળનાર તે હું છું.

દેખનાર તે હું છું. સુંઘનાર તે હું છું. ચાખનાર તે હું છું. સ્પર્શનાર તે હું છું. શાસ્ત્રકાર શું કહે છે તે સાંભળો.

आया हु महं नाणे, आया मे दंसणे चरित्ते य।
आया पच्चक्खाणे, आया मे संजमे जोगे ॥

ક્ષમા તે આત્મા છે. વિનય તે આત્મા છે.
સરળતા તે આત્મા છે. સંતોષ તે આત્મા છે.
જ્ઞાન તે આત્મા છે દર્શન તે આત્મા છે.
ચારિત્ર તે આત્મા છે. તપ તે આત્મા છે.
પ્રત્યાખ્યાન તે આત્મા છે. સંયમ તે આત્મા છે.
જોગ તે આત્મા છે. ઉપયોગ તે આત્મા છે.

આ આત્મા દેહરૂપી ઘરમાં રહેનારૂં ચેતનતત્ત્વ છે. આ ચેતનતત્ત્વને ઓળખવા માટે માનવજન્મ છે. તમે તમારી જાતને ઓળખવા માટે પ્રયત્ન કરો. આજના માનવે જડ વસ્તુઓને જાણવા કે ઓળખવા કેટલો પ્રયત્ન કર્યો છે ? જ્યારે આપણે આપણી જાતને ઓળખીશું ત્યારે જ જીવન ધન્ય ગણાશે.

જ્ઞાતાધર્મ કથાંગસૂત્રનો ભગવાન મલ્લિનાથનો અધિકાર ચાલી રહ્યો છે. મહાબલમુનિ સંયમ અને તપની સાધના કરી રહ્યા છે. તીર્થંકર નામ ગોત્રને યોગ્ય વીસ બોલની આરાધના કરતાં, નવમાં સમ્યગ્‌દર્શન-દંસણ બોલની આરાધના કરી રહ્યા છે. આત્મભાવમાં રમી રહ્યા છે. સમ્યક્‌ત્વની શુદ્ધ પર્યાયમાં રમણ કરતાં આત્માની પરમ શ્રદ્ધામાં ઝુલી રહ્યા છે. જે આત્માને ઓળખે છે. તેને બીજા ભાવો

માટે વિશેષ પ્રયત્ન કરવો પડતો નથી. શાસ્ત્રકાર કહે છે. जेएगं जाणइ, सो सव्वं जाणइ। જે એક આત્માને જાણે છે, તે સર્વને જાણે છે.

પર્વાધિરાજ પર્યુષણપર્વ મહારાજની સવારી આવી રહી છે. પર્વનું આગમન પણ આત્માને ઓળખવા માટે છે.

આત્માને ઓળખવો તેનું નામ પજ્જોસણ
આત્માને ઓળખવો તેનું નામ પર્યુષણ
આત્માને ઓળખવો તેનું નામ સંવત્સરી

આત્મશ્રધ્ધાને મજબૂત કરવા સમ્યગ્દર્શનના આઠ અંગો વિષે ભગવાન મહાવીર ફરમાવે છે.

निस्संकिय निंकखिय निव्वितिगिच्छा अमूढदिट्ठी य
उववूह थीरीकरणे, वच्छल्ल पभावणे अट्ठ ॥ ઉત્ત. ૨૮/૩૧

શાસ્ત્રકાર સમ્યગ્દર્શનના આઠ અંગોનું દર્શન કરાવે છે ૧ નિઃશંકા, ૨ નિષ્કાંક્ષા, ૩ નિર્વિચિકિત્સા, ૪ અમૂઢદૃષ્ટિ, ૫ ઉપગુહન, ૬ સ્થીરીકરણ, ૭ વાત્સલ્ય, ૮ પ્રભાવના.

૧ **નિઃશંકા.** સમ્યક્ત્વી શંકા રહિત નિર્ભય હોય છે. ભય સાત પ્રકારના છે. ૧ આલોક ભય ૨ પરલોક ભય ૩ અરક્ષા ભય ૪ અગુપ્તિ ભય ૫ મૃત્યુ ભય ૬ વેદના ભય ૭ અકસ્માત ભય.

૨ **નિષ્કાંક્ષા** સમ્યક્ત્વી કર્મ ફળની અને વસ્તુ ફળની આશા રહિત હોય છે. ફળની આશા વગર પોતાના કર્તવ્યને બજાવનાર હોય છે.

૩ **નિર્વિચિકિત્સા.** સમ્યક્ત્વી કોઈના સત્કાર, વંદન, પૂજાની આહના કરતો નથી. તેમજ કોઈ જાતની ગ્લાની કરતો નથી. ધર્મ ફળનો સંશય કરતો નથી.

૪ **અમૂઢદૃષ્ટિ.** સમ્યક્ત્વી સમગ્ર ભાવો પ્રતિ જાગરૂક રહે છે. તે દૃષ્ટિ સંપન્ન હોય છે. તે અડગ શ્રધ્ધાવાળો હોય છે.

૫ **ઉપગૂહન.** સમ્યક્ત્વી એ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, શાંતિ, ક્ષમા આદિ દ્વારા આગળ વધવું જોઈએ. જીવનને સદા વર્ધમાન બનાવવું જોઇએ.

૬ **સ્થીરીકરણ.** સમ્યક્ત્વી વીરપુરૂષ મન, વચન અને કાયા દ્વારા પોતાના દુષ્ટ ભાવોનું સંવરણ કરી રાખે. અન્ય જીવોને ધર્મ માર્ગે સ્થિર કરે.

૭ **વાત્સલ્ય.** સમ્યક્ત્વી, ધર્મભાવવાળા લોકોને જોઈ પ્રસન્ન થાય. તેમનું બહુમાન કરે, તેમની સાથે મીઠો વ્યવહાર રાખે, સૌને પ્રિય વચનોથી બોલાવે.

૮ પ્રભાવના. ધર્મકથા દ્વારા જીવો ઉપર અનુકંપા લાવી ધર્મપ્રભાવના કરવી આ આઠ સમ્યક્ત્વના અંગો કહ્યા. હવે સમકિતના પાંચ લક્ષણુ કહે છે. ૧ સમ ૨ સંવેગ ૩ નિર્વેદ ૪ અનુકમ્પા ૫ આસ્તા.

## સમ્યકત્વ પછી મોક્ષ કયારે ?

પ્રારંભમાં કહી ગયા છીએ કે સમક્તિ એ મોક્ષનું બીજ છે. સૌને પ્રશ્ન પણુ સહજમાં થાય કે સમક્તિની પ્રાપ્તિ પછી આત્માનો મોક્ષ કયારે થાય છે ? સાંભળો ! શાસ્ત્રાકાર શું કહે છે ?

अंतो मुहुत्तमित्तं वि कासियं हुज्ज जेहिं संमत्तं ।
तेसिं, अवड्ढ पुग्गल परियट्टो चेव संसारो ॥

કોઈપણુ આત્મા પરમ પુરૂષાર્થ વડે માત્ર એકવાર પણુ એક અંતઃમુહુર્ત સુધી સમ્યક્ત્વનો સ્પર્શ કરી લે, તે આત્મા દેશતઃન્યૂન અર્ધ પુદ્ગલ પરાવર્તનમાં સંસારને પાર કરી મોક્ષને પ્રાપ્ત કરી શકે છે.

માનવ જ્યારે મુસાફરી કરવા તૈયાર થાય છે ત્યારે તેને બસ, ટ્રેઈન, પ્લેઈન કે સ્ટીમરમાં બેસવા જતાં ટીકીટની આવશ્યકતા રહે છે. તેનો ટીકીટ કે પાસ વગર પ્રવેશ થઈ શકતો નથી. તેવી રીતે મુક્તિમાં પ્રવેશ કરવો હોય તો સમ્યક્ત્વ વિહોણી સાધનાથી થઈ શકતો નથી. જેથી હે ભવ્યાત્મા ! મુક્તિ બીજસ્વરૂપ સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે પરમ પુરૂષાર્થ કર. કહ્યું પણુ છે.

अतुल, सुख, निधानं, धाम संविग्नत्तायाः ।
भव सुख विमुखत्वोद्दीपने सद्विवेकः ॥
नर नरक पशुत्वोच्छेद हेतु नराणाम् ।
शिव सुख तरुबीजं शुध्ध सम्यकत्व लाभः ॥

નિર્મળ સમક્તિ અતુલ સુખનું નિધાન છે. વૈરાગ્યનું ધામ છે. સંસારના ક્ષણભંગુર તથા નાશવાન સુખોની અસારતા સમજવા વિવેક સ્વરૂપ છે. મનુષ્ય, નરક, નિગોદ તિર્યંચના દુઃખનો ઉચ્છેદ કરવાવાળું મોક્ષ સુખરૂપ વૃક્ષનાં બીજસ્વરૂપ છે.

किं बहुणा भणिएणं, जे सिध्धा णरवरा गए काले ।
सिज्झिहंति जे वि भविया, तं जाणइ सम्म माहप्पं ॥

વધારે શું કહેવું ? અતીતકાળે જે શ્રેષ્ઠ વ્યક્તિઓ સિધ્ધત્વ પામ્યા છે. ભવિષ્ય કાળે જેઓ પામશે. એ સમ્યક્ત્વનું જ મહાત્મ્ય છે. પચ્ચીસ પ્રકારના મહામિથ્યાત્વમાં અનંતકાળ પસાર કરી જે આત્મા મહામુનિ મહાબલ અણુગારની જેમ સમ્યક્ત્વ ગુણમાં

રમણ કરતાં, સમકિતી જીવોની સાધના સમયે ઉત્કૃષ્ટ ભાવથી આરાધના કરશે તે પણ તીર્થંકરનામ ગોત્રને પ્રાપ્ત કરી લેશે. હવે મહાબલ મુનિ દશામાં બોલની આરાધના કેવી રીતે કરશે તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.



## ૪૦

# વિનય તે આત્મ સૌરભ છે

(શ્રાવણ વદ ૧૨ તા. ૨૧-૮-૭૬ શનીવાર)

જ્ઞાનિ પુરૂષોએ માનવજીવનને મઘમઘતું જીવન કહ્યું છે. તમોને પ્રશ્ન થશે કે શાથી મઘમઘે છે? વિનય એ જીવનની સૌરભ છે. વિનય સૌરભથી જેનું જીવન મઘમઘાયમાન છે. તે જીવન પ્રતિ સૌને આદર અને સન્માન થાય છે.

આજના માનવો સુવાસિત દ્રવ્યો-પદાર્થોનો વધારે ઉપયોગ કરે છે. અત્તર, સેંટ, તેલ વગેરેના ઉપયોગથી બીજાની સામે સારો દેખાવાનો પ્રયોગ કરવો તેનું નામ આત્મ સૌરભ કે જીવન સૌરભ નથી. આત્મગુણોનો જેટલો વિકાસ, તેટલી જ જીવન સૌરભતા પ્રગટે છે. પ્રત્યેક માનવે આવી સૌરભતા પ્રગટાવવાનો સફળ પ્રયત્ન કરવો જોઈએ.

વિનય તે આત્મ સૌરભ છે.

ભગવાન મહાવીરે વિનયનું મૂલ્ય ફરમાવતાં કહ્યું છે કે विणओ धम्मस्स मूलं વિનય એ ધર્મનું મૂળ છે. વિનય એ ધર્મની આધાર શીલા છે. વિનય વગર ધર્મ ટકી શકતો નથી. ઘણાં માનવો ધાર્મિકતાનો દાવો કરે છે. પરંતુ વિનય વિના ધાર્મિકતા કેવી રીતે સંભવિ શકે?

સુવિકસીત જીવન બનાવવા માટે માનવને જીવનના પ્રત્યેક ક્ષેત્રોમાં વિનયની જરૂર પડે છે. ચાહે વ્યક્તિ સંસારમાં રહે યા ત્યાગ માર્ગે પ્રવેશ કરે. પરંતુ વિનય વગર વિકાસની સંભાવના નથી. આજનું વ્યવહાર ક્ષેત્ર વિનયના અભાવમાં ઘણું દુષિત બનેલ છે. જેની અસર ધાર્મિક ક્ષેત્ર સુધી પહોંચી છે.

વિનયનો સામાન્ય અર્થ છે. સામી વ્યક્તિના આદર માટેનો શિષ્ટાચાર. પછી તે શિષ્ટાચાર કાયિક હો યા વાચિક હો. વંદન, નમન, નમસ્કાર, પ્રણામ, હસ્તમિલન વગેરેને કાયિક વિનય કહેવાય છે. પધારો! આવો! સ્વાગતમ્ આવા શબ્દોનો પ્રયોગ કરવો તે વાચિક વિનય કહેવાય છે. જે આપણા સમાજમાં અને દેશમાં પ્રચલિત છે,

શાસ્ત્રકાર વિનયનો અર્થ શું કરે છે તે જોઈએ. विशिष्टो नयो नीति विंनयः વિશિષ્ટનય, વિનય શબ્દથી સાધુઓનો આચાર બતાવ્યો છે. नाशयति सकल क्लेश जनकमष्ट विध कर्म स विनयः જે આઠ પ્રકારના કર્મોનો નાશ કરે તે વિનય છે.

## વિનય પાંચ પ્રકારે કહ્યો છે.

૧ દર્શન વિનય, ૨ જ્ઞાન વિનય, ૩ ચારિત્ર વિનય, ૪ તપ વિનય અને ૫ ઉપચાર વિનય.

**૧. દર્શન વિનય.** આત્મા અને પર પદાર્થના ભેદ વિજ્ઞાનનો અનુભવ કરવો તેનું નામ દર્શન વિનય છે.

**૨. જ્ઞાન વિનય.** સમ્યગ્જ્ઞાનની આરાધના માટે ઉદ્યમ કરવો. સમ્યગ્જ્ઞાનની કથામાં આદર કરવો. સમ્યગ્જ્ઞાનનું કારણ જે અનેકાંતરૂપ જિનશાસ્ત્ર છે તેના શ્રવણ પઠનમાં બહુ ઉત્સાહ રાખવો, તેનું બહુમાન કરવું, બહુ આદરથી ભણવું, જ્ઞાનના આરાધક જ્ઞાનીજનોનો યોગ મળવો તે મહાલાભનું કારણ માની તેમનો સત્કાર, તેમનું સ્તવન, તેમનો આદર કરવાથી જ્ઞાન વિનય પ્રાપ્ત થાય છે.

**૩. ચારિત્ર વિનય.** શક્તિ પ્રમાણે વિષય કષાય ઘટાડી ચારિત્રને ઉજ્વળ કરવું. ઉજ્વળ ચારિત્રશીલ સાધકોના ગુણોમાં અનુરાગ કરવો, તેમના પ્રતિ આદર કરવાથી ચારિત્ર વિનય થાય છે.

**૪. તપ વિનય.** ઇચ્છાને રોકી પ્રાપ્ત વિષયોમાં સંતોષ ધારણ કરવો. ધ્યાન અને સ્વાધ્યાયમાં ઉદ્યમવંત બની કામને જીતવા, ઈંદ્રિયોને વશ કરવી, ઉપવાસાદિ તપ કરવાં તે તપ વિનય છે.

**૫. ઉપચાર વિનય.** સમ. દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ચારે આરાધનાનો ઉપદેશ આપી મોક્ષમાર્ગમાં જે પ્રવર્તાવનારા છે. તેમનું સ્મરણ કરવાથી પરિણામ નિર્મળ થઈ વિશુધ્ધતા પ્રગટે છે. આપણા પરમોપકારી પૂજ્ય આચાર્ય ભગવંતો, પૂ. ઉપાધ્યાયજી મહારાજ અને પૂ. સાધુજીઓ, જેઓ પરલોકવાસી થયા છે. તેમના ગુણાનુવાદ, વિનય, વંદન, સ્મરણ કરવું તે ઉપચાર વિનય છે.

વિનય એટલે અર્પણતા. પરમાત્મા પ્રતિ અર્પણતા તેને ભક્તિ કહેવાય છે. પરંતુ ગુરૂજનો પ્રતિ જે અર્પણતા બજાવવાની હોય છે તેને વિનય કહેવાય છે. અર્પણતાથી અહંકારનો લય થાય છે. અહંકારના નાશ વગર આત્મસંશોધન થઈ શકતું નથી. આત્મ સંશોધનના માર્ગ વિના સુખ અને શાંતિ નથી.

ભગવાન મહાવીર અને ગૌતમની પ્રશ્નાવલિમાં આ ચર્ચા છે. તે જાણવા જેવી છે. સાંભળો !

**माण विजए णं भंते ! जीवे किं जणयइ?** હે પૂજ્ય ! માન વિજયથી જીવ શું પ્રાપ્ત કરે છે ? **मा० मद्दवं जणयइ, माणवेयणिज्जं कम्मं न बन्धइ, पुव्वबध्धं च निज्जरेइ।** ઉત્ત ૨૯/૬૮ માનના વિજયથી મૃદુતાના અપૂર્વ ગુણને પ્રગટાવે છે અને માનજન્ય કર્મને બાંધતો નથી. પૂર્વે જે બંધાયું છે તેનો ક્ષય કરે છે. **मद्दवयाए णं भन्ते ! जीवे किं जणयइ ?** હે પૂજ્ય ! મૃદુતાથી જીવ શું પ્રાપ્ત કરે છે ? **म.अणुस्सियत्तं जणयइ। अणुस्सियत्तेण जीवे मिउमद्दव संपन्ने अट्ठमय-ट्ठाणाइं निट्ठावेइ।** ઉત્ત. ૨૯/૪૯ મૃદુતાથી જીવ અભિમાન રહિત થાય છે. કોમળ મૃદુતાને પ્રાપ્ત કરી, **જાતિ-કુળ બળ-રૂપ-તપ-જ્ઞાન-લાભ અને ઐશ્વર્ય** આ આઠ પ્રકારના મદરૂપ શત્રુનો સંહાર કરી શકે છે.

**माणो विणय नासणो** અભિમાન વિનયનો નાશ કરે છે. આજનો વિષય છે વિનય. વિનય વગર જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી. **विद्या विनयेन लभते** વિદ્યા વિનય વડે મળે છે. જેને જ્ઞાન પ્રાપ્ત કરવું છે તેને પોતાના જ્ઞાની ગુરૂજનોનો અવશ્ય વિનય કરવો જોઈએ જેવી રીતે અંધજન પોતાના નિકટમાં કિંમતી વસ્તુ પડી હોવા છતાં દેખી શકતો નથી. તેવી રીતે અવિનીત પોતાની અંદર પડેલી જ્ઞાનસંપત્તિને વિનયના અભાવમાં મેળવી શકતો નથી. વિનીત કોને કહેવાય અને અવિનીત કોને કહેવાય તે જાણવું જોઈએ. શાસ્ત્રકાર પ્રથમ અવિનીતના લક્ષણો બતાવે છે. જે મુક્તિમાર્ગના બાધક છે.

अभिक्खणं कोही हवइ, पबन्धं च पकुव्वई
मेत्तिज्जमाणो वमइ, सुयं लध्धुण मज्जइ ॥ ઉત્ત.૧૧/૭
अवि पाव-परिक्खेवी, अवि मित्तेसु कुप्पई
सुप्पियस्सावि मित्तस्स, रहे भासई पावयं ઉત્ત. ૧૧/૮
पइण्णवाई दुहिले, थध्धे लुध्धे अणिग्गहे
असंविभागी अवियत्ते अविणीएत्ति वुच्चई ॥ ઉત્ત. ૧૧/૯

અવિનીતના ચૌદ પ્રકાર બતાવે છે.

૧ જે વારંવાર ક્રોધ કરે છે. તે અવિનીત કહેવાય છે.
૨ જે બીજાની ખાનગી વાતો પ્રગટ કરે છે. તે અવિનીત ગણાય છે.
૩ જે મિત્રભાવ રાખીને વારંવાર તોડી નાખે છે. તે અવિનીત છે.
૪ જે શાસ્ત્ર ભણીને અભિમાની બને છે. તે અવિનીત કહેવાય છે.
૫ જે ભૂલ કર્યા પછી તેને ઢાંકયા કરે છે. તે અવિનીત ગણાય છે.
૬ જે મિત્રો ઉપર પણ ક્રોધ કરે છે. તે અવિનીત કહેવાય છે.

૭ જે વ્હાલા એવા મિત્રજનનું પણ એકાંતમાં ભૂરૂં બોલે છે.

૮ જે અતિવાચાળ હોય છે. તે અવિનીત કહેવાય છે.

૯ જે દ્રોહ કરનારો હોય છે. તે અવિનીત ગણાય છે.

૧૦ જે અભિમાન કરનારો હોય છે. તે અવિનીત ગણાય છે.

૧૧ જે લોભ રાખનારો હોય છે. તે અવિનીત કહેવાય છે.

૧૨ જે અસંયમી હોય છે. તે અવિનીત ગણાય છે.

૧૩ જે સંવિભાગ કરતો નથી. તે અવિનીત કહેવાય છે.

૧૪ જે શત્રુતા–દુશ્મનાવટ કરે છે. તે અવિનીત ગણાય છે.

તમે સાંભળ્યા તે ચૌદ પ્રકાર અવિનીતના બતાવ્યા છે. જેને સુપાત્ર કે લાયક ગણવામાં આવતો નથી. હવે પંદર પ્રકાર વિનીત પુરૂષના ફરમાવે છે.

अह पन्नरसहिं ठाणेहिं, सुविणीएत्ति वुच्चई
नीयवत्ती अचवले, अमाई अकुऊहले ॥ ઉત્ત. ૧૧/૧૦

अप्पं च अहिक्खिवई, पबन्धं च न कुव्वई
मेत्तिज्जमाणो भयई, सुयं लध्धुं न मज्जई ॥ ઉત્ત. ૧૧/૧૧

न य पाव परिक्खेवि, न य मित्तेसु कुप्पई ॥
अप्पियस्सावि मित्तस्स, रहे कल्लाण भासई ॥ ઉત્ત. ૧૧/૧૨

कलह–डमर–वज्जिए, बुध्धे अभिजाइए
हिरिमं पडिसंलीणे, सुविणीए त्ति वुच्चई ॥ ઉત્ત. ૧૧/૧૩

આ ચાર ગાથાઓમાં સુવિનીતના પ્રકાર કહ્યા છે. તેના અર્થ તમારે સાંભળવા છે? હાં. જરૂર સાંભળશું.

૧ જે નમ્રતાને ધારણ કરનારો હોય તે સુવિનીત કહેવાય છે.

૨ જે ચપળતા રહિત હોય તે સુવિનીત ગણાય છે.

૩ જે સરલતાનો વ્યવહાર કરે છે. તે સુવિનીત કહેવાય છે.

૪ જે કુતૂહલ કરતો નથી. તે સુવિનીત ગણાય છે.

૫ જે પોતાની નાની ભૂલને પણ દૂર કરે છે. તે સુવિનીત છે.

૬ જેથી ક્રોધની વૃધ્ધિ થાય તેવી ખાનગી વાતો પ્રગટ કરતો નથી. તે સુવિનીત છે.

૭ જે સૌની સાથે મિત્રતા રાખે છે. તે સુવિનીત કહેવાય છે.

૮ જે શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યા પછી પણ અભિમાન કરતો નથી. તે સુવિનીત છે.

૯ જે પાપને પાપ સમજી દૂર કરવાનો પ્રયત્ન કરે છે. તે સુવિનીત છે.

૧૦ જે પોતાના મિત્રો-સાથી ઉપર ક્રોધ કરતો નથી. તે સુવિનીત છે.

૧૧ જે અપ્રિય એવા સાથીનું એકાંતમાં પણ સારૂં જ બોલે છે. તે સુવિનીત છે.

૧૨ જે કલહ અને ડમર (હિંસક ક્રીડા) ક્રીડા કરતો નથી. તે સુવિનીત છે.

૧૩ જે જ્ઞાન યુક્ત હોય છે. તેને સુવિનીત કહેવાય છે.

૧૪ જે ખાનદાન હોય છે. તેને સુવિનીત કહેવાય છે.

૧૫ જે સંયમની લજ્જાવાળો (મર્યાદા) હોય છે. સુવિનીત છે.

તમારી અંદર જો આ પંદર બોલની યોગ્યતા હોય તો તમે પણ સુવિનીત કહેવાવ. જો હોય તો બોલો. નથી!

## વિનિત અને અવિનિત શિક્ષણના લક્ષણ કહે છે.

आणानिद्देसकरे, गुरुण-मुव-वाय कारए ।
इंगियागार संपन्ने, से विणीएत्ति वुच्चई ॥ ઉત્ત. ૧/૨

आणा अनिद्देसकरे, गुरुण-मणु-ववाय कारए ।
पडिणीए असंबुध्धे, अविणीएत्ति वुच्चई ॥ ઉત્ત. ૧/૩

જે ગુરૂજનોની આજ્ઞાનો પાળનાર હોય, જે ગુરૂની નિકટમાં રહેનાર હોય, જે ઈંગિત-મનોભાવ, તથા મુખાદિના આકાર-ભાવને જાણનાર હોય તે વિનીત શિષ્ય કહેવાય છે.

જે ગુરૂજનોની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર હોય, જે ગુરૂજનોથી દૂર રહેનાર હોય, જે શત્રુસમાન (વિરોધી) અને અવિવેકી હોય તે અવિનીત શિષ્ય કહેવાય છે.

શિષ્યમાં અર્પણુતા હોવી જોઈએ. અર્પણુતામાં આજ્ઞાપાલન, પ્રીતિ અને વિચક્ષણુતા આ ત્રણે ગુણો હોવા જોઈએ. આવા ગુણોની સાથે જે પોતાના ગુરૂના હ્રદયમાં સ્થાન મેળવે છે તે શિષ્ય ખરેખર સુવિનીત શિષ્ય ગણાય છે. જે શિષ્યમાં આવી અનેક સુયોગ્યતા પ્રગટે છે. તે સંસારને જલ્દી તરી જાય છે.

### આજ્ઞા નિર્દેશકર એટલે શું?

"આ કરો અને આ ન કરો" આવા વિધિ અને નિષેધરૂપ ગુરૂનાં જે વચન છે તેને આજ્ઞા કહેવાય છે. "આપના વચન અનુસાર જ પ્રવૃત્તિ કરવાના ભાવ છે બીજા નથી." આ પ્રકારનું શિષ્યનું કથન નિર્દેશ કહેવાય છે. નિર્દેશનું સારી રીતે પાલન કરનારને **આજ્ઞા નિર્દેશકર** કહેવાય છે. તીર્થંકરની આજ્ઞા-વાણી દ્વારા જે ઉત્સર્ગ અને અપવાદ માર્ગનો નિર્દેશ-વિધાન કરવામાં આવેલ છે. તે અનુસાર કરવાવાળા પણ **આજ્ઞા નિર્દેશકર** કહેવાય છે.

શિષ્યનું કર્તવ્ય છે કે ગુરૂની આજ્ઞાનું પાલન કરી થકાં સદા તેની સમીપ બેસે. ગુરૂ આજ્ઞાના પાલનના ભયથી, તેનાથી દૂર ન બેસે. ગુરૂનો અભિપ્રાય જાણવો તે સાધારણ વાત નથી. તે વાત ત્યારે જ શીખી શકાય કે જ્યારે શિષ્ય તેની પાસે બેસે. આવા વિનીત શિષ્ય ગુરૂની સેવા કરવાથી આત્મકલ્યાણ કરે છે.

ધર્મસિંહ નામના એક આચાર્ય હતાં. તેને પ્રકૃતિથી ભદ્ર અને સુબુધ્ધિવાળો ગુણનિધિ નામનો શિષ્ય હતો. તે ઘણો જ વિનીત હતો. તે પોતાના ગુરૂમહારાજ પાસે જ બેસતો હતો. ગુરૂ આજ્ઞાનુસાર ચાલતો હતો. તેની મનોવૃત્તિ અનુકૂળ કામ કરતો હતો. આવા ઘણાં ગુણોથી યુક્ત હતો. તે સ્વભાવનો ઘણો સુશીલ હતો. જ્યારે ગુરૂમહારાજ પધારે ત્યારે તેને આસનથી ઉઠીને તે તેમને માટે વિનયપૂર્વક આસન આપતો હતો.

ગુરૂમહારાજ ઉઠીને જ્યાં જતાં ત્યાં તેમની સાથે આસન લઈ જતો હતો. ગુરૂદેવને જ્યાં બેસવાની ઈચ્છા થાય ત્યાં આસન પાથરી દેતો હતો. ગુરૂમહારાજની આજ્ઞા ક્યારે કેવી થશે, તેની પ્રતિક્ષણ પ્રતિક્ષા કરતો રહેતો હતો. જે જે ઋતુમાં ગુરૂમહારાજને જેવાં આહાર પાણી અનુકૂળ હોય તેવા લાવી આપતો હતો. ગુરૂએ જે કંઈ કહ્યું હોય તે કરવું જ જોઈએ. તેમાં જ મારૂં હિત છે. આવા દૃઢ વિશ્વાસ વડે ગુરૂ આજ્ઞાનું આરાધન કરતો હતો. ગુરૂદેવ તો મારા માતા-પિતા કરતાં પણ વધારે ઉપકારી છે. એવું દૃઢપણે માનતો હતો.

ગુરૂદેવ મુક્તિના દાતા છે.
ગુરૂ નિર્ધનને નિધિ સમાન છે.
ગુરૂ આત્મજ્ઞાનના દાતા છે.
ગુરૂદેવ તો સિધ્ધ-અંજન સમાન છે.
ગુરૂ તો જીવનના નવનીત છે.
ગુરૂ આજ્ઞા એજ ધર્મ છે.
ગુરૂ સેવા એજ કર્તવ્ય છે.

આવી સદ્શ્રધ્ધાવાળાં ગુણનિધિ શિષ્યે એકવાર ગુરૂમહારાજની સ્તુતિ કરતાં કહ્યું. હે ગુરૂમહારાજ ! આપ મેઘની જેમ મારા ચિત્તરૂપી ચાતકને કરૂણારસના વર્ષણથી પ્રમુદિત કરવાવાળા છો. શમ દમ આદિ ગુણસ્વરૂપ ઉદ્યાનને ફાલતો ફૂલતો બનાવવા વાળા છો. હે કરૂણાસાગર ! જ્યાં સુધી આપની કરૂણા રસ ભીની દૃષ્ટિ જીવો પર પડતી નથી ત્યાં સુધી તેને સમ્યક્ત્વનો લાભ થતો નથી. સમ્યક્ત્વ વગર જીવ ક્યારેય પણ તત્ત્વાતત્ત્વ વિવેકરૂપ અમૃતથી ભરેલી ભાવનાને પોતાનામાં ભરી શકતો નથી. અમૃત ભાવના વગર વિશુધ્ધ ધ્યાન પણ જાગૃત થતું નથી. વિશુધ્ધ ધ્યાન વગર જીવને

ક્ષપક શ્રેણી મળતી નથી. આવી શ્રેણી વિના શુકલ ધ્યાનનો બીજો પાયો મળતો નથી. તેના વગર કેવળજ્ઞાન થતું નથી. શૈલેશી અવસ્થા મળતી નથી. શૈલેશી અવસ્થા વગર સકળ કર્મોનો ક્ષય થતો નથી. કર્મક્ષય વિના મુક્તિ નથી મુક્તિવગર અમર પદ નથી અને અજરામર પદ વિના આત્માની સિધ્ધિ નથી. માટે હે નાથ! આપજ સકલ કલ્યાણના કારણ છો. પ્રતિક્ષણ આપના ચરણોનું આરાધન એ જ મારૂં સંયમ આરાધન છે. આવા પ્રકારથી પોતાના ગુરૂની આરાધના કરતાં કરતાં ગુણનિધિ શિષ્યે તપ સંયમની આરાધના કરી. તેણે થોડા સમયમાં આત્મકલ્યાણ કર્યું.

આવી રીતે સૌ શિષ્યો પોત પોતાના વડીલ ઉપકારી ગુરૂજનો પ્રતિ આદરભાવ અને ભક્તિ સાથે આરાધના કરતાં રહે તો તે વિનયશીલ શિષ્યો પણ જલ્દી આત્મકલ્યાણ કરી શકે છે.

## વિનીત શિષ્યનો ગુરૂ સાથેનો વ્યવહાર કેવો હોવો જોઇએ?

હવે શાસ્ત્રકાર વિનીત શિષ્યનો વ્યવહાર બતાવે છે.

न पक्खओ न पुरओ, नेव किच्चाण पिट्ठओ
न जुंजे उरुणा उरुं, सयणे नो पडिस्सुणे ॥ ઉત્ત. ૧/૧૮

नेव पल्हत्थियं कुज्जा, पक्खपिंड च संजए ।
पाए पसारिए वावि, न चिट्ठे गुरुणन्तिए ॥ ઉત્ત. ૧/૧૯

आसणगओ न पुच्छेज्जा, नेव सेज्जागओ कयाइवी ॥
आगम्मुकडुओ सन्तो, पुच्छिज्जा पंजलीउडो ॥ ઉત્ત. ૧/૨૨

अणुसासिओ न कुप्पिज्जा, खंति सेविज्ज पंडिए ।
खुड्डेहिं स संसग्गि, हासं कीडं च वज्जए ॥ ઉત્ત. ૧/૯

(શિષ્યે ગુરૂજનોની પીઠ પાસે કે આગળ પાછળ ન બેસવું જોઈએ. તેમ એકદમ પાસે બેસી પગ સાથે ન અડાડવો જોઈએ. વળી શૈયા કે પોતાના આસન ઉપર બેસીને પ્રત્યુત્તર ન આપવો જોઈએ. ગુરૂજનોની પાસે પગ પર પગ ચડાવીને કે પગના ગોઠણ છાતી પાસે રાખી, હાથ બાંધીને ન બેસવું. તેમજ શિષ્યે પગ ફેલાવીને પણ ન બેસવું જોઈએ. વડીલો બોલાવે તો મૌન ન રહેવું જોઇએ તુરત તેમની પાસે જવું જોઈએ. ગુરૂદેવના અનુશાસનથી–શીક્ષાથી કુપિત ન થવું જોઈએ. શાણા થઈ સહનશીલતા રાખવી જોઈએ. હલકા મનના માણસોનો સંગ ન કરવો જોઈએ. હાસ્ય અને ગમ્મતો પણ છોડી દેવી જોઇએ. મહાપુરૂષો મને ઠંડા ઠપકાથી કે કઠોર વાણીથી જે શિક્ષા કરે છે. તે મારૂં સદ્ભાગ્ય છે. મને બહુ લાભદાયક છે. એમ માનીને વિનીત શિષ્યે વિવેકપૂર્વક તેનું પાલન કરવું જોઈએ.

આત્માના વિશિષ્ટ પ્રકારના ગુણો તરફ લઈ જવાનું સાધન વિનય છે. અંદર પડેલા દોષોને દૂર કરવાનું ઉત્તમ સાધન વિનય છે. કયા કયા દોષોને કારણે શિષ્ય અવિનીત રહી વિકાસ સાધી શકતો નથી. તેનું દર્શન કરાવતાં શાસ્ત્રકાર ફરમાવે છે.

थंभा व कोहा व मयप्पमाया, गुरुस्सगासे विणयं न सिक्खे
सेचेव उ तस्स अभूइभावो, फलं व कीयस्स वहाय होइ ॥ દશ. ૯/૧

જે શિષ્ય જાત્યાદિકના અહંકાર, ક્રોધ, મદ અને પ્રમાદ જેવા અવગુણોના કારણે અવિનીત પણાથી ગુરૂ પાસે વિનયમાર્ગને શીખતો નથી. તે જેમ વાંસ વૃક્ષને ફળ લાગવાથી વાંસનો જ નાશ થાય છે તેમ તેના જ્ઞાનાદિક સદ્ગુણોનો નાશ થાય છે. કહેવાનો ભાવ એ છે કે અવિનીતપણાને લઈ અહંકારાદિ દુર્ગુણો ઉત્પન્ન થઈ તેના ચારિત્રનો નાશ થાય છે.

## ગુરૂની અશાતના ઘણી ભયંકર છે.

અજ્ઞાનતાને વશ બની અવિનીત શિષ્ય ગુરૂની અનેક પ્રકારે અશાતના કરે છે. ગુરૂ અશાતના કેટલી ભયંકર છે તેના માટે શાસ્ત્રકાર કહે છે.

जेयावि नागं डहरं ति नच्चा, आसायए से अहियाय होइ।

જે કોઈ પુરૂષ સર્પને નાનો જાણીને અશાતના કરે તો તેનું અવશ્ય અહિત જ થાય છે. એવી રીતે આચાર્ય ગુરૂદેવની અશાતના કરવાથી સંસાર પરિભ્રમણ કરવું પડે છે. કદાચિત અગ્નિ ચાંપનારને બાળે નહીં. આશીવિષ સર્પ કુપિત થયા પછી કદાચ કરડે નહીં, ઝેર પાન કર્યા પછી દૈવયોગે બચી જવાય, પરંતુ न यावि मोक्खो गुरु हिलणाए। ગુરૂની હિલણા-નિંદા કરનારનો મોક્ષ થતો નથી.

## ગુરૂના ઉપકાર પ્રતિ સ્વ કર્તવ્ય ધર્મ

जस्संतिए, धम्मपयाइं सिक्खे, तस्संतिए वेणइयं पउंजे।
सक्कारए सिरसा पंजलिओ, काय-ग्गिरा भो मणसा य निच्चं ॥

જે ગુરૂદેવના ચરણ શરણમાં રહી આપણે ધર્મપદ-ધર્મમાર્ગને શીખ્યા હોય, સૂત્ર સિધ્ધાંત યા જ્ઞાન-ધ્યાન શીખ્યા હોય, વ્રત નિયમ કે પ્રત્યાખ્યાન કર્યા હોય, તેમના પ્રતિ આપણું કર્તવ્ય શું ગણાય? અજાણતાં પણ તેમની નિંદા કે અશાતના ન થઈ જાય તેમના માટે સાવધાની રાખવી જોઈએ અને તેમનો વિનય-વૈયાવચ્ચ કરવી જોઈએ. ગુરૂ પધારે ત્યારે ઉભા થઈ તેમનો સત્કાર કરવો જોઈએ. પધારો! ગુરૂદેવ, પધારો! આમ કહેતાં થકાં બે હાથ જોડી મસ્તક નમાવી કાયા વડે વિનય કરવો જોઈએ. કાયા વડે ગુરૂના કાર્યો કરે અને વચને કરી તેમની આજ્ઞાને શીરોમાન્ય

કરે, ભાવયુક્ત મનથી તેમનો વિનય કરવામાં ભલું જાણે. આવી રીતે નિત્ય ગુરૂ પ્રતિ પોતાનું વિનયપૂર્વક કર્તવ્ય ધર્મ બજાવતો રહેવો જોઈએ.

હોઉં નહીં કૃતઘ્ન કભી મૈં, દ્રોહ ન મેરે ઉર આવે।
ગુણ ગ્રહણકા ભાવ રહે નિત, દૃષ્ટિ ન દોષોં પર જાવે ॥

"મેરી ભાવના"માં કવિએ કહ્યું છે કે ગુરૂના ઉપકાર સામે હું ક્યારેય પણ કૃતઘ્ન ન બનું. તેમના પ્રતિ મારા અંતઃકરણમાં, દ્રોહ પણ ઉત્પન્ન ન થાય. તેમના દોષોની સામે મારી નજર પણ જાય પરંતુ હંમેશા ગુણ ગ્રહણ કરવાનો ભાવ રહ્યા કરે. એવી મારી ભાવના છે.

અહંકાર એ આપણાં વિકાસનું અવરોધક તત્ત્વ છે. સંયમ અને તપની ઘણી આકરી સાધના કરવાં છતાં અહંકાર એ પ્રગટ થતાં આત્મ પ્રકાશને રોકી દે છે. જેથી સંયમીજનોનું પરમ કર્તવ્ય છે પોતાના વડીલ સંયમીઓના પ્રતિ આદરભાવ રાખી વિનયપૂર્વક વંદન કરવા જોઈએ. જે સાધક અહંકાર રાખે છે તે પરમજ્ઞાનને પામી શકતો નથી.

ભગવાન ઋષભદેવને સો પુત્રો હતાં. ભરત, બાહુબળ અને બીજા ૯૮ હતાં. ઋષભદેવે સોએ પુત્રોને ભરતખંડના અલગ અલગ રાજ્ય સોંપી દીક્ષા અંગીકાર કરી હતી. પાછળથી ૯૮ નાના પુત્રોએ પણ વૈરાગ્યપૂર્વક રાજ્ય સંપત્તિનો ત્યાગ કરી મુનિપણું ધારણ કરેલું હતું. ભરત મહારાજા ચક્રવર્તીના નાતે સમગ્ર ભારતને એક સૂત્રમાં પરોવવા માંગતા હતાં. ભરતે બાહુબલીને પોતાનું રાજ્ય સોંપી દેવા સંદેશ મોકલ્યો. સંદેશ સાંભળી બાહુબલીની ભ્રકુટિ ચડી ગઈ. ક્રોધ ઉભરાઈ આવ્યો. દાંત કચકચાવી કહેવા લાગ્યો, "શું ભાઈ ભરતની ભૂખ હજી પણ શાંત નથી થઈ! નાના ભાઈઓના રાજ્ય છીનવી લેવા છતાં પણ તેને સંતોષ ન થયો! જો ભરત આતિક્રમણ કરશે તો બાહુ-બળમાં હું પણ ઓછો નહીં ઊતરૂં! ભરતનું આક્રમણ તેને ભારે પડી જશે."

ભરતખંડનું સાર્વભૌમત્વ અને વિશ્વ વિજેતા બનવાની કામના લઈ ભરતરાજા વિરાટ સેના લઈ બાહુબલી સાથે યુધ્ધ કરવા "બહલી" દેશની સીમા ઉપર આવી પહોંચ્યા. બાહુબલી પણ પોતાની નાની સેના લઈ યુધ્ધ મેદાનમાં આવી પહોંચ્યો. બાહુબલીના વીર સૈનિકોએ ભરતની વિરાટ સેનાના છક્કા છોડાવી દીધા. લાંબા વખત સુધી યુધ્ધ ચાલતું રહ્યું પણ ન તો ભરત જીત્યા કે ન બાહુબલી. હાર-જીતનો ફેંસલો કરવા, આખરે બાહુબલીએ નરસંહાર બંધ કરીને દ્વંદ્વ યુધ્ધ માટે આમંત્રણ કર્યું. દૃષ્ટિ યુધ્ધ, વાકયુધ્ધ, બાહુયુધ્ધ, મુષ્ટિયુધ્ધ અને દંડ યુધ્ધ નિશ્ચિત થયા. બધામાં સમ્રાટ ભરત પરાજિત થયા અને બાહુબલી વિજયી થયા. ભરત નાના

ભાઈથી પરાજીત થયા. તે તેમને ખૂબજ ખટકતું હતું. આવેશમાં ભરતે મર્યાદા ભૂલી ભાઈનું શિરચ્છેદ કરવા માટે ચક્રનો પ્રયોગ કર્યો. તે જોઈ બાહુબલીનું લોહી ઉકળી ઉઠયું. બાહુબલીએ ચક્રને પકડવાનો પ્રયાસ કર્યો પરંતુ ચક્ર તેની પ્રદક્ષિણા કરી ભરત પાસે જતું રહ્યું. તે ચક્ર બાહુબલીનો વાળ પણ વાંકો ન કરી શકયું તે જોઈ બધા સ્તબ્ધ થઈ ગયા. સૌને ભરતની ભૂલ દેખાણી અને કહેવા લાગ્યા કે, "મહાન પિતાના પુત્ર પણ મહાન હોય છે, ક્ષમા કરો. ક્ષમા કરનારા કદી નાના બનતા નથી." બાહુબલીનો રોષ ઓછો થયો. કુળ મર્યાદાને ધ્યાનમાં રાખી તેઓ ચિંતન મગ્ન બની ગયા. ભરતને મારવા ઉપાડેલો હાથ ભરત ઉપર નહીં પડતાં પોતાના શિર ઉપર પડયો અને કેશલોચ કરી શ્રમણ-મુનિ બની ગયા. રાજ્યનો મોહ છોડી પિતા ઋષભદેવના ચરણ ચિહ્નો ઉપર ચાલી નીકળ્યા.

બાહુબલીના પગ રસ્તામાં જ અટકી ગયા. તેમને યાદ આવી ગયું કે મારી પૂર્વે મારા નાના ૯૮ ભાઈઓ દીક્ષિત થયા છે, તેમને મારે નમસ્કાર કરવા પડશે. શું હું મોટો થઈ નાના ભાઈઓને પગે લાગું ? બાહુબલીમાં અહંકારે પ્રવેશ કર્યો. હું તો કેવળજ્ઞાન મેળવીને જ પ્રભુના ચરણમાં જઈશ. આવો નિર્ણય કરી, સાધના કરવા જંગલમાં ચાલ્યા ગયા.

એક વર્ષ સુધી હિમાલયની જેમ અડોલ ધ્યાનમુદ્રામાં સ્થિર રહી ધ્યાન કરતાં ઉભા રહી ગયા. તેની આસપાસ કીડીઓએ તેમજ ઉધઈ આદી જીવજંતુઓએ રાફડો બનાવી દીધો. લતા અને વેલડીઓ દેહ પર વીંટાઈ ગઈ. પક્ષીઓએ માળા બનાવ્યા. છતાં બાહુબળ ડગતા નથી. કેટલી સ્થિરતા ?

સંસાર છોડયો પરંતુ અભિમાન ન ગયું.
રાજ્ય છોડયું પરંતુ અહંકાર ન ગયો.

સાધનાની ઉત્કૃષ્ટતા હોવાં છતાં અંતરના અહં દોષે કેવળજ્ઞાન પ્રકટ થવા ન દીધું.

એકવાર ભગવાન ઋષભદેવ પ.સે સતી સાધ્વી બ્રાહ્મી અને સુંદરી દર્શનાર્થે આવેલ હતાં. તેમણે પુછયું. "ભગવંત ! મુનિ બાહુબળજી કયાં બિરાજે છે ? પ્રભુએ કહ્યું, સતીજીઓ તમારા બંધુ તો જંગલમાં હાથીના હોદ્દા ઉપર બિરાજી રહ્યા છે." પ્રભુના વચનોને વધાવી બંને સાધ્વીજીઓ જંગલ તરફ વિહાર કરી ગયા. અનેક કષ્ટોને સહન કરતાં છેવટે અરણ્યમાં પ્રવેશી બંને બહેનોએ મુનિને નિહાળ્યાં.

જાણે વિશાળ કાય પ્રતિમાને કંડારી પર્વત ઉપર ઉભી કરવામાં આવી હોય તેવી સ્થિરતા, ગંભીર મુખસ્થાને ધ્યાન મુદ્રા હતી. શરીરને વેલડીઓ વીટાયેલી હતી. પક્ષીઓએ તો માળા નાખ્યા હતાં. ઉધઈએ રાફડો બનાવ્યો હતો. તેની વચ્ચે મુનિરાજ પત્થરના સ્થંભની જેમ સાધનામાં ઉભા હતાં.

કેવું ધ્યાન! કેવી સાધના? કેટલી સમતા?

સતી સાધ્વી બ્રાહ્મી અને સુંદરીએ ભાઈ મહારાજને ઉદ્દેશીને કહ્યું, "વીરા મોરા! ગજ થકી ઉતરો. ગજ થકી કેવળ ન હોય રે." હાથી ઉપર ચડેલા વ્યક્તિને કદી કેવળજ્ઞાન પ્રાપ્ત થતું નથી. તેથી ભાઈ! હાથીના હોદ્દેથી નીચે ઉતરો આવાં શબ્દો બાહુબલીના કાનમાં અથડાયા. મુનિરાજ વિચારે ચડયા. હું હાથી ઉપર કયાં આરૂઢ થયો છું? આ વિચાર ધારાએ વળાંક લીધો. નેત્ર ખોલ્યાં, સામે જોયું. વિનીત મુદ્રામાં ભગિની સાધ્વીજીઓને નિહાળતાં તેઓ વિચાર મગ્ન થઈ ગયા. વિચાર કરતાં ભાન થયું કે હું અહંકાર રૂપી હાથી ઉપર જરૂર બેઠો છું. "અરે! હું તો અવસ્થાના ભેદમાં જ ફસાઈ ગયો. તે ભાઈઓ ઉંમરમાં મારાથી ભલે નાના હોય પણ ચારિત્ર્યની દૃષ્ટિથી તો મોટા છે. મારે નમન કરવું જોઈએ." નમન કરવા માટે જેવો પગ ઉપાડયો કે અભિમાન ઓગળી ગયું અને વિનય ભાવ જાગૃત થતાં કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટ થયા. બાહુબલી મહારાજ સર્વજ્ઞ બન્યાં. કેવળી થઇ ભગવાન ઋષભદેવની પાસે જઈ નમસ્કાર કર્યા અને કેવળી પરિષદમાં ભળી ગયા. શાસ્ત્રકાર શું કહે છે?

**जत्थेव आयरिया पासिज्जा तत्थेव वंदिज्जा नमंसिज्जा ।**

જયાં આચાર્ય ભગવંતો કે મુનિરાજોને જુઓ ત્યાં તેમને વંદન કરો, નમસ્કાર કરો. મહાબળમુનિ વિનયધર્મની આરાધના કરતાં જીવન ધન્ય બનાવી રહ્યા છે. હવે અગીયારમાં બોલ માટે આગમકાર શું કહેશે તેના ભાવભેદ અવસરે કહવાશે. આનંદ અને ખુશાલીના સમાચાર છે કે પર્વાધિરાજ પર્યુષણ પર્વ આવતી કાલે સવારે પધારે છે. તેમનો મંગળ પ્રવેશ આપણાં સૌનું કલ્યાણનું નિમિત્ત બને. તેથી ધર્મ આરાધના કરવા સૌ તૈયાર બની રહેશો.

# ૪૧

# પર્યુષણ પર્વનું દર્શન

(શ્રાવણ વદ ૧૩ તા. ૨૨-૮-૭૬ રવિવાર)

આજનો દિવસ પાવનકારી દિવસ છે. એક મહિના થયા જેની આપણે પ્રતિક્ષા કરી રહ્યા હતાં તે મહામંગળકારી પર્વ શ્રી સંઘના આંગણામાં પધારી ગયુ છે.

પધારો પર્વાધિરાજ! પધારો!

પર્વાધિરાજ સુખે પધારો! શ્રી સંઘના પ્રત્યેક લોકો તમારૂં ભાવભર્યું સ્વાગત

કરે છે. આપ, આપની અનંતશક્તિનું આ મંગળ દિવસોમાં અમોને દાન કરો. અમો મન, વચન અને કાયા વડે આપના સંદેશાઓ જિલવાનો પ્રયત્ન કરીશું.

જૈન સમાજ પર્વાધિરાજ પર્યુષણ પર્વ માટે અનેરી શ્રદ્ધા રાખે છે. શ્રી સંઘો અન્ય ઉત્સવો કે મહોત્સવો ઉજવવા અનેક પ્રકારની જાહેરાતો પેપરોમાં આપે છે. પરંતુ પર્વાધિરાજના આગમનની જાહેરાત વગર પણ જૈન સમાજ ભક્તિભરી ભાવના સાથે તેની પ્રતિક્ષા કરતો રહે છે.

આજે પર્વાધિરાજ પધાર્યા છે. સૌ શાંતિપૂર્વક તેમનો સંદેશ પ્રાપ્ત કરશો.

**પર્યુષણ પર્વ એટલે શું?**

જે આપણને સૌને આત્માનો સાક્ષાત્કાર કરાવે તે પર્યુષણ પર્વ.
જે આપણા આત્માની સાથે ધર્મનો સંયોગ કરાવે તે પર્યુષણ પર્વ.
જે આપણને મન-વચન-કાયા વડે મંગળ-પ્રવૃત્તિ કરાવે તે પર્યુષણ પર્વ.
જે ભૌતિકતાનો ત્યાગ કરાવી આત્માભિમુખ કરાવે તે પર્યુષણ પર્વ.
જે અનંતા કર્મોની વર્ગણાઓ દૂર કરાવી પરમશાંતિ આપે તે પર્યુષણ પર્વ.
જે શુદ્ધ, બુદ્ધ, નિરંજન, નિરાકારપણાનું ભાન કરાવે તે પર્યુષણ પર્વ.
જે સૌ પ્રાણિઓ સાથે આત્મીયતાનું જ્ઞાન કરાવે તે પર્યુષણ પર્વ.
પર્યુષણ પર્વ એ આધ્યાત્મિક પર્વ છે.

જેમના પદાર્પણની વાતો આપણે એક મહીના થયા કરી રહ્યા હતાં. તે પાવનકારી પર્વ આપણને સૌને શક્તિનો યથાર્થ ઉપયોગ કરવા પધારી ગયું છે.

શાસ્ત્રોમાં દશ પ્રકારનાં કલ્પ બતાવ્યા છે. કલ્પ એટલે નીતિ, આચાર, મર્યાદા, વિધિ અને સમાચારી એવો અર્થ થાય છે. તેના દશ નામ. **૧ આચેલકય. ૨ ઔદ્દેશિક. ૩ શય્યાતર પિંડ. ૪ રાજપિંડ. ૫ કૃતિકર્મ. ૬ વ્રતકલ્પ. ૭ જયેષ્ટકલ્પ. ૮ પ્રતિક્રમણ. ૯ માસકલ્પ. ૧૦ પર્યુષણ કલ્પ.**

પર્યુષણ એ દશમું કલ્પ છે. **પર્યુષણ એટલે શું?**

"પરિ" ઉપસર્ગ સાથે વસ્ ધાતુથી "અનઃ" પ્રત્યય લગાડતાં પર્યુષણ બને છે. જેનો અર્થ છે આત્માની સમીપે રહેવું. પરભાવમાંથી ખસી સ્વભાવમાં રમણ કરવું. આત્મ-મજ્જન, આત્મ-રમણ કે આત્મસ્થ થવું તેનું નામ પર્યુષણ છે.

આત્મ રમણનું કાર્ય એક દિવસ સામુહિક રૂપથી મનાવવામાં આવે છે. તેને પર્વ કહેવામાં આવે છે. આ પવિત્ર પર્વ અષાઢી પૂર્ણિમાંથી ૪૯ અથવા ૫૦માં દિવસે મનાવવામાં આવે છે. જેને સંવત્સરી મહાપર્વ કહેવાય છે. તેના સ્વાગત માટે સાત દિવસ પૂર્વ પ્રારંભ કરવામાં આવે છે.

પર્યુષણપર્વ કલ્પ એટલે એક સ્થાન પર નિવાસ કરવો. વર્ષાવાસમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ સંબંધી જુદી જુદી જાતની કંઈક વિશેષ પર્યાયો (ક્રિયાઓ)નું આચરણ કરવામાં આવે છે. તે કારણે પર્યુષણનું બીજું નામ પજ્જોસમણા છે.

પર્યુષણનો અર્થ સેવા પણ છે. તે કાળમાં સાધક આત્માના જ્ઞાન, દર્શન વગેરે નિજ ગુણોની સેવા-ઉપાસના કરે છે. તેથી તેને "પજ્જુસણા" પણ કહે છે.

ભારતવર્ષ પર્વ પ્રધાન દેશ છે. પર્વોનું જેટલું સૂક્ષ્મ વિવેચન અને વિશદ વિશ્લેષણ ભારતીય સાહિત્યમાં દષ્ટિગોચર થાય છે તેટલું અન્ય સાહિત્યમાં થતું નથી. અહીં સાત વાર છે તો નવ તહેવાર છે.

પર્વના બે પ્રકાર હોય છે. લૌકિક અને લોકોત્તર. લૌકિક પર્વ આનંદ, પ્રમોદ, ખેલકુદથી ઉજવવામાં આવે છે પરંતુ લોકોત્તર પર્વ ત્યાગ-તપશ્ચર્યા અને સાધના દ્વારા ઉજવાય છે. આપણાં મહાપુરૂષોએ પર્યુષણપર્વના પાંચ કર્તવ્યો બતાવ્યા છે.

**૧ અમારી પડહ.** અમારી પડહ એટલે અભયની ઘોષણા. જૈન શાસનમાં અભયદાનની મહત્તા છે. આપણા પ્રત્યેક ઉત્સવોની અંદર જીવોને અભયદાનની વાતો હોય છે. તે સંબંધી ફંડ ફાળાઓ પણ થાય છે. આપણા દેવ-ગુરૂ-ધર્મનું સ્વરૂપ જ અભય પ્રધાન છે. આપણા દેવાધિદેવ તીર્થંકર પ્રભુ માટે કહીએ છીએ કે તેઓ **અભયદયાણં** અભયદાતાઓમાં શિરોમણિ છે. જગતના જીવોને પોતા તરફથી અભય મળે, આવું જીવન જીવનારા ધર્મગુરૂઓ છે. જેના સેવનથી જીવોને અભય તેવો આપણો ધર્મ છે.

આજે જગતને અમારી પડહની પડી નથી, પરંતુ આપણે ત્યાં તો જીવ માત્રની રક્ષાનું વિધાન છે. આપણી પ્રત્યેક ક્રિયામાં વિવેકની ભલામણ છે. તે શા માટે ? રખેને તારાથી કોઈ નિર્દોષ જીવની હિંસા થઈ ન જાય !

લોકશાહી પૂર્વે રાજાશાહીના વખતમાં જૈન શાસનના મહાપ્રભાવક આચાર્ય ભગવંતો અને મુનિરાજોના ઉપદેશથી ઘણાં રાજવીઓ પોતાના રાજ્યમાં જીવ હિંસા નહીં કરવાની પ્રતિજ્ઞાઓ લેતા હતાં. મુસલમાન બાદશાહો પણ જૈન મુનિઓના પરિચયમાં આવી અભય ઘોષણા કરતાં. એક વાર દિલ્હીની અંદર ચંપાબેન નામના ધર્મપ્રેમી શ્રાવિકાએ છ માસનો તપ કરેલો. છમાસના ઉપવાસની દીર્ઘતપશ્ચર્યાના કારણે શ્રી સંઘે તેમનું સન્માન કરવા એક ભવ્ય વરઘોડાનું આયોજન કર્યું. હજારો નરનારી વાજતે ગાજતે પ્રોસેસનની સાથે ભગવાન મહાવીરના જયધ્વનિઓની સાથે જઈ રહ્યા હતાં. તે વખતે દિલ્હીની ગાદીએ બાદશાહ અકબર હતો. તેના રાજ્ય મહેલ નજીક પ્રોસેસન નીકળતાં, બાદશાહે અધિકારીઓને પૂછ્યું કે આ શું છે ? આવડું મોટું સરઘસ કોનું છે ? રાજ્ય અધિકારીઓમાં જૈનો પણ હતાં. તેઓ શ્રદ્ધાસંપન્ન

પણ હતાં. જેથી જવાબ આપ્યો, "હજુર! તે અમારા સમાજની બેનનો વરઘોડો છે. તેણે છ મહીનાના ઉપવાસ કર્યા છે. અમારા સંઘ તરફથી તેમનું સન્માન કરવા, તેમને વાજતે ગાજતે લઈ જઈ રહ્યા છે." બાદશાહને ઉપવાસનો અર્થ સમજાવ્યો. હજુર! આપ નામદાર, જેવી રીતે દિવસે રોજા કરો છો તેવી રીતે અમારે ત્યાં રાત્રી અને દિવસ કંઈપણ ખાવાનું નહીં તેને ઉપવાસ કહેવાય છે. આવા છ મહિનાના ઉપવાસ તે ચંપાબેને કર્યા છે. માત્ર દિવસે ઉકાળેલું પાણી જ લે છે. આ વાતથી બાદશાહને વધારે આશ્ચર્ય થયું. આટલા બધા દિવસ ભૂખ્યું કેમ રહેવાય? છેવટે બાદશાહે શંકા ટાળવા ચંપાબેનને રાજ્યના એક મકાને રહી તપ કરવાનું કહ્યું. બધી વ્યવસ્થા કરવામાં આવી અને ચંપાબેન પ્રસન્ન વદને તપ કરવા લાગ્યા. બાદશાહના રાખેલા માણસો રોજના રોજ સમાચાર આપે છે. બાદશાહે નજરે જોયું અને શંકાને દૂર કરી આ આત્મામાં કેટલી તાકાત છે. આ બેન કેવી રીતે ભૂખી રહી શકે છે. ચંપાબેનને બોલાવી બાદશાહે પૂછયું, "બેન! તું કેવી રીતે ભૂખી રહી શકે છે?" "હજુર! મારા ગુરૂદેવની કૃપા છે."

બાદશાહે પૂછયું, "બેન! તારા ગુરૂ કોણ છે?" હજુર! મારા ગુરૂ તો પૂ. આચાર્યદેવ શ્રી હીરવિજયજી મહારાજ સાહેબ છે. તેઓશ્રી અમદાવાદ છે. તેમની કૃપાથી જ હું તપશ્ચર્યા કરી શકું છું. છેવટે બાદશાહે આચાર્યશ્રીને દિલ્હી બોલાવવા માટે ખાસ અમદાવાદ આમંત્રણ મોકલ્યું. આચાર્યશ્રી વિહાર કરીને પધાર્યા. બાદશાહ અકબર દર્શનાર્થે ગયો. ઘણી વાતો કરી. ધર્મની સમજણ કરાવી. બાદશાહે એકવાર મંત્રતંત્રની વાત કાઢી, જેથી આચાર્યશ્રીએ કહી દીધું કે "એ જૈન મુનિઓનો આચાર નથી. વળી બાદશાહે પોતાને નડતા ગ્રહોની વાત પૂછી. આચાર્યદેવે કહ્યું, "અમે તો ધર્મગુરૂ છીએ. અમે તો ધર્મ બતાવીએ. તે સિવાય બીજી વાતો ન બતાવીએ ધર્મ સેવવાથી સુખી થવાય છે.

ધર્મોપદેશનું જ લક્ષ્ય અને આચાર્યદેવની નિઃસ્પૃહતા આદિના યોગે બાદશાહ જેવો બાદશાહ ભક્તિવાળો બની ગયો. ધર્મોપદેશ સાંભળીને અકબર ખૂશ થઈ જતો અને ઘણીવાર કહેતો કે, "આપ કાંઈક મને આપનું કાર્ય બતાવો. આપ જે કહેશો તે કરવા હું તૈયાર છું."

આચાર્યશ્રીએ પોતાના સ્વાર્થ માટે કશીએ માંગણી ન કરી અને પરમાર્થની જ વાત કરતાં રહ્યા. આજના ધર્મગુરૂઓને કોઈ ધનવાન ભક્ત મળી જાય અને કહે કે મને કંઈ કામ આપો, તો શું અમો અમારી નામના, કીર્તિ અને પ્રતિષ્ઠાનો વધારો કરવા સામાને પૈસા વાપરવાનું કહીએ કે પરમાર્થ માર્ગનું દર્શન કરાવીએ?

આજે તો એવી સ્થિતિ વધતી જાય છે કે જેમ જેમ ભક્ત થાય, તેમ તેમ ન

માગે તો ગુરૂ-ગુરૂણી શાના? ભક્ત કદાચ કામ બતાવવાનું કહે નહીં છતાં પણ કામ બતાવે. સાધક લોકો સમાજથી જેટલા નિઃસ્પૃહ રહેશે, તેટલી તેમના આચારની પ્રતિષ્ઠા વધશે. બાદશાહને આચાર્યશ્રીની નિઃસ્પૃહતા જોઈ સદ્ભાવ વધવા લાગ્યો.

બાદશાહ કોઈ સાધારણ આદમી ન હતો. તે ભયંકર માંસાહારી હતો. અનેક વ્યસનોથી ભરેલો હતો. છતાં આચાર્યશ્રીએ તેને એમ નથી કહ્યું, કે તું અમુક વસ્તુ છોડી દે. પરંતુ ઉપદેશ તો એવો આપતા કે હૈયું હલી ઉઠે. અને સામાન્ય સૂચનથી કામ થઈ જાય.

એકવાર બાદશાહે જાતે જ કબુલ કર્યું કે, "હું રોજના રોજ પાંચસો પાંચસો ચકલાની જીભ ખાતો હતો. આપના દર્શન અને ઉપદેશથી તે પાપ સર્વથા મેં છોડી દીધું છે. માંસાહાર તરફ પણ મને અરૂચિ થઈ ગઈ છે. હું વર્ષમાં છ મહીના જ માંસાહાર કરૂં છું. હવે હું કાયમ માટે છોડી દઈશ."

જુઓ! આચાર્યશ્રીના આચારનો અને ઉપદેશનો કેવો પ્રભાવ? કે બાદશાહે માંસાહાર, શિકાર અને અનેક કુવ્યસનોનો ત્યાગ કર્યો. બાદશાહની અનન્ય ભક્તિ ભરી વિનંતીથી કંઈક સ્વીકારવાની આચાર્યશ્રીએ હા પાડી. શાની માંગણી કરી હશે? તમારે સાંભળવું છે? આ ઘટના લગભગ ચારસો વર્ષની જુની છે.

આચાર્યશ્રીએ કહ્યું કે, પ્રથમ તો એ કે "પર્યુષણ પર્વનાં આઠે દિવસોમાં તમારા દેશમાં અમારી પડહ બજાવો. કોઇપણ વ્યક્તિ જીવહિંસા ન કરે. બીજુ એ કે તમારા બંદીખાનામાં જેટલા કેદીઓ છે તેને મુક્ત કરી દેવા જોઈએ. આ સાંભળી બાદશાહ ખૂબ ખુશી થયો અને કહ્યું કે દેવ! આઠ દિવસ તમારા અને ચાર દિવસ મારા. બાર દિવસ સુધી મારા રાજ્યમાં જીવ હિંસા નહીં થાય. એક ડામર નામનું સરોવર હતું ત્યાં જઈ બાદશાહે પોતાને દેશ દેશાંતરથી ભેટ મળેલાં સુંદર પક્ષીઓને પણ બંધનથી મુક્ત કરી દીધા. આપણે તો એ વાત કરવાની છે કે હિંસા કેટલી ભયંકર છે અને જીવદયા કેટલી સુંદર છે. રાજા મહારાજા કે આજના પ્રધાનો ધર્મને સમજે તો ઘણાં અનર્થો બચી જવા પામે. આજે પણ મુંબઇમાં પર્યુષણના દિવસો દરમ્યાન બકરા-ઘેટાં અને પક્ષીઓને છોડાવી અભયદાન આપવામાં આવે છે. અભય ઘોષણા એ પર્વાધિરાજનું પ્રથમ કર્તવ્ય છે. આચારવાન આચાર્યો અને સંતો કેટલો મોટો ઉપકાર કરી શકે છે. અકબરે માંસાહારનો સદાને માટે ત્યાગ કરી, છ મહીના અને છ દિવસ માટે હિંસા બંધ કરાવાના ફરમાનો કાઢયાં હતાં.

ચોમાસા દરમ્યાન ત્રણ ખંડના અધિપતિ શ્રીકૃષ્ણ વાસુદેવ દ્વારિકાનગરી છોડી બહાર જતાં ન હતાં. કેવો સુંદર નિયમ હતો. અઢાર દેશનો ધણી મહારાજા કુમારપાળ

પણ ચોમાસામાં મંદીર-ઉપાશ્રય સિવાય બહાર ન જવું તેનું પાલન કરતો હતો. તમારે કોઈને નિયમ છે કે ચોમાસામાં મુંબઈ સિવાય બીજે ક્યાંયે ન જવું ?

**૨. સાધર્મિક વાત્સલ્ય :** સાધર્મિક વાત્સલ્ય એ પર્વરાજનું બીજુ કર્તવ્ય છે. વાત્સલ્ય એટલે ભક્તિ અને સાધર્મિક એટલે સમાન ધર્મના પાળનાર. પ્રત્યેક શ્રાવક-શ્રાવિકાઓએ પોતાના સાધર્મિક ભાઈ બેનોને માટે ભક્તિ જગાવવી જોઈએ. તમોને જેટલી ધર્મની કિંમત થશે તેટલી જ સાધર્મિક ભક્તિ જાગશે. અમારી પડહમાં અનુકમ્પાની વાત છે. અનુકમ્પામાં પાત્ર કે અપાત્ર ન જોવાય. તેમાં તો જીવ માત્રની દયાની વાત છે. તમોને સુખ વ્હાલું છે તો સર્વ જીવોને પણ સુખ વ્હાલુ છે. તમો કદાચ સૌને સુખી ન કરી શકો તો તમારા સાધર્મિક ભાઈઓને સુખી જોવાની ઈચ્છા ન કરી શકો ? જેના હૈયે ધર્મ વસ્યો હોય તેને પોતાનો સાધર્મિ કેવો લાગે ? પોતાનો સાધર્મિ દુઃખી હોય તો તેને જોઈ પોતાને દુઃખ થાય કે નહીં ? જેને હૃદયે ધર્મ વસ્યો હોય તેને પોતાના ધર્મ આરાધકો જોઈ રોમ રાજી ખીલી ઉઠે. તેના પ્રત્યે મમતાના ભાવો જાગે. જેમ વ્હાલામાં વ્હાલા સગા મળે અને આનંદ થાય. તેવો આનંદ પોતાના સાધર્મિક ભાઈ બેનોને જોઈને થવો જોઈએ. પછી પોતાના સાધર્મિક લોકો દુઃખી હાલતમાં હોય, મુશ્કેલી અનુભવતાં હોય, તો તે તમારાથી સહન થઈ શકે ? જીવોને સંસારમાં બધા સંબંધો મળવા સુલભ છે, પરંતુ સાધર્મિકોના સંબંધોની પ્રાપ્તિ થવી દુર્લભ છે. સાધર્મિક સંબંધ કયારે થાય ? જો બંને એક જ સમાન ધર્મના આરાધક હોય તો બંનેના પરસ્પરના સંબંધો સાધર્મિક બની શકે. ધર્મ સમજનારને તો કયારેક પોતાના સગાવ્હાલાં જોતા જેટલો આનંદ ન પ્રગટે તેનાં કરતાં સાધર્મિકને જોઈ આનંદ પ્રગટી ઉઠે. તમોને કોને કોને જોતા આનંદનો ઉભરો આવે ? બોલો, જવાબ આપો. માતા-પિતાને જોઈ આનંદ આવે છે ? નહીં. તો કોને જોઈને આવે છે ? નહીં બોલો. હું કહું. સીનેમાના નટ-નટીઓને જોઈ કેટલો આનંદ આવે ?

જેને ધર્મશીલ, ચારિત્રશીલ, તપશીલ આત્માઓને જોઈ આનંદ મેળવ્યો નથી. તેને આનંદની ખબર જ નથી. મુંબઈમાં તેમજ દેશમાં સાધારણ જૈન ભાઈઓ માટે રાહતનાં ફાળાઓ થાય છે. લાખો રૂપિયા ખર્ચાય છે. કોઈ ને વૈદકીય, કોઈને કેળવણી વગેરે અનેક રીતે રાહતો અપાઈ છે. પરંતુ દેનાર સામી વ્યક્તિ પ્રતિ ભક્તિ ભાવ સાથે આપે તો તે સ્વામી વાત્સલ્ય ગણાય છે.

સાંતનુ નામે એક સુશ્રાવક થઈ ગયા. તેમને ઘેર કુંજીદેવી નામે ધર્મશ્રધ્ધાવંત એક સુશ્રાવિકા હતાં. સાંતનુના પિતા પેઢી પરંપરાથી ધનવાન હતાં. સાંતનુ સોનાના ગ્લાસમાં દુધ પીતો હતો અને ચાંદીને રમકડે રમ્યો હતો. પરંતુ તેના જન્મ પછી

ઘરની શ્રીમંતાઈ ઘસાવા લાગી. તે યુવાન થયો કે તેના માતા–પિતા સ્વર્ગવાસી થયા. આ બધુ વ્યક્તિના પુણ્ય–પાપના પરિણામનું ફળ છે. પુણ્યવાનોએ શકય હોય ત્યાં સુધી પોતાની સંપત્તિને સદુપયોગ કરી લેવો જોઇએ.

ધીરે ધીરે સાંતનુને પાપનો એવો ઉદય આવ્યો કે ખાવું શું, અને પહેરવું શું ? તે પણ પ્રશ્ન બની ગયો. ઘરની આવી સ્થિતિ જોઈ કુંજી દેવી પણ મુંઝાઈ ગયા. તે ધર્મનિષ્ઠ હતી. થોડામાં ચલાવી લે તેવી હતી. પરંતુ થોડું એ ન મળે ત્યારે શું કરવું ? બંને જણા મુંઝવણમાં દિવસો પસાર કરતાં હતાં. એમાં એકવાર સાંતનુએ કુંજી દેવીને કહ્યું, "હવે ચોરી કર્યા વિના કોઈ ઉપાય નથી. પેટ કેમ ભરવું ?" કોઈ પાસે માંગવા જઈ શકાય તેમ નથી. કોઈ પાસે માંગવા કરતાં મરવું સારૂં. એવું એમનું દિલ હતું, ચોરી કરવા પાછળ એવો વિચાર હતો કે કોઈ પણ જાતનો વેપાર કરી, કમાઈ લેવું અને પાછું તેને પહોંચાડી દેવું. પ્રશ્ન એ હતો કે ચોરી કરવી શાની ? અને કઈ રીતે ? કુંજી દેવીએ કહ્યું કે, "નાથ ! ચોરી કરો તો આપણાં કોઈ સાધર્મિકની જ વસ્તુ ચોરજો.

આ વાત ઘણાં જુના સમયની છે. તે કાળે ધનવાન લોકો ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરીને ઉપાશ્રયે ધર્મધ્યાન કરવા જતા હતાં. એક વાર સાંતનું ચોરીની ઈચ્છાથી સાંજના સમયે પ્રતિક્રમણ કરવા ઉપાશ્રયે ગયો. ત્યારે જીનદાસ નામના એક શેઠ પણ પોતાના કપડાં સાથે હાર ઉતારી પ્રતિક્રમણ કરવા બેસી ગયા. સાંતનુએ શેઠના કપડાં સાથે હારને જોયો. તે ઉભો થઈ શેઠની બાજુમાં બેસી ગયો. રાત્રે અંધારૂં થઈ ગયું હતું. સાંતનુને ખબર હતી કે શેઠના કપડાં સાથે મોતીનો હાર છે. તેણે હાર ઉઠાવી લીધો અને ચાલી નીકળ્યો. પાછળથી શેઠે સૌની સાથે પ્રતિક્રમણ પુર્ણ કર્યું. સામાયિક પારી કપડાં પહેરવા લાગ્યા ત્યારે હારને ગુમ થયેલો જાણ્યો.

શેઠને તુરત જ ખ્યાલ આવી ગયો કે મારી બાજુમાં સાંતનુ બેઠો હતો. તેને જ હાર લીધો હોવો જોઈએ. શેઠને સાંતનુએ હાર ચોર્યો છે. એવી કલ્પના આવતાં જ તેઓ કમ્પી ઉઠયા. તેમને થયું કે સાંતનુએ ચોરી કરી એ મારી જ ભૂલનું પરિણામ છે. કોઈપણ વાતમાં સુશ્રાવકો પોતાની જ ભૂલ પહેલી તપાસેને ? તમો શું કરો ? પારકી કે પોતાની ભૂલ જુઓ ?

આજે અહીં આવી ઘટના ઘટી હોય તો તમો કેવા પગલા ભરો ? જીનદાસ શેઠને થયું કે અહા ! સાંતનુની કેવી અવદશા થઈ ગઈ કે તેને ચોરી કરવાનો અવસર આવ્યો. તેના વડીલોએ કેવા ઉત્તમ પરોપકારના કાર્યો કરી સંઘની સેવા કરી છે. તેના સંતાનની આ સ્થિતિ ? કર્મ ગતિ વિચિત્ર છે. છતાં મારી પણ મોટી ભૂલ છે. તેના વડીલો ગયા પછી પણ મેં તેની ખબર લીધી નથી. હું મારા સ્વામી ભાઈ સાથેનું કર્તવ્ય ચુકી ગયો. શેઠને ખેદ થવા લાગ્યો.

સાંતનુ હાર લઈને સીધો ઘેર આવ્યો. તેણે હાર કુંજીદેવીના હાથમાં દીધો. દેવી સમજી ગઈ કે હાર તો જીનદાસ શેઠનો છે. બીજે દિવસે દેવીએ સાંતનુને હાર લઈ શેઠની પેઢીએ જવાનું કહ્યું. જાઓ, આ હાર શેઠના હાથમાં મુકીને કહેજો. શેઠ! મને આ હારના બદલામાં અમુક રકમ ધીરો. જે રકમ શેઠ આપે તે લઈ આવો અને તેમાંથી વેપાર શરૂ કરો. આ વાત સાંભળી સાંતનુએ કહ્યું, શું શેઠ પોતાના હારને નહીં ઓળખે? "અરે! મને ચોર ગણીને પકડાવી દેશે તો?" દેવીએ સમજાવ્યું, "નાથ! શેઠ તો ધર્માત્મા છે. તેઓ તો શ્રમણોપાસક છે. તે તમને પકડાવશે નહીં પરંતુ ખુશીથી તમને જોઈએ તેટલી રકમ આપશે. સાંતનુને દેવીના વચન ઉપર વિશ્વાસ હતો. હાર પચાવી પાડવાની તેની દાનત પણ ન હતી. તેનું હૈયું ચોર ન હતું. છેવટે તે હાર લઈ શેઠની પેઢીએ પહોંચ્યો. શેઠને પગે લાગી ત્યાં બેસી ગયો. શેઠના મનમાં પણ ગડમથલ ચાલતી હતી. તેને આવેલો જોઈ શેઠ સમજી ગયા. શેઠે તેને આદર સાથે કુશળ સમાચાર પુછયા. સાંતનુને બોલવાની હિંમત આવી. તેણે પોતાના ખીસ્સામાંથી હાર કાઢી શેઠના હાથમાં મુકયો, અને તેના બદલામાં પાંચ હજાર રૂપિયા ધીરવાની વાત કહી.

શેઠ તો સમજી ગયા હતાં. તેનો પુત્ર પણ બાજુમાં બેઠો હતો. શેઠને થયું કે પુત્ર હાર જોઈને કંઈ ભૂલથી બોલી ન નાખે એટલે તુરત જ કહ્યું, બેટા! આ હાર લઈ તીજોરીમાં મુકી રાખ અને આ શેઠને પાંચ હજાર રૂપયા હમણાં ગણી આપો. શેઠ પુત્રે કંઈપણ શંકા લાવ્યા વિના તુરતજ રકમ ગણી આપી. સાંતનુ રકમ લઈને જવા લાગ્યો ત્યારે શેઠે કહ્યું, જુઓ! કોઈ વાતથી મુંઝાશો નહીં. જરૂર પડે તો ફરી વખત મારી પાસે આવજો.

**જોયું સાધર્મિક વાત્સલ્ય? સાધર્મિક માટે કેવો ભાવ હોવો જોઈએ? આ વાતમાં કંઈક શીખવા જેવું છે.**

સાંતનુના ગયા પછી શેઠે પોતાના પુત્રને તેની ઓળખાણ આપી. બેટા! આ સાંતનુ તો ખાનદાન, ધર્મશીલ અને શ્રીમંત કુટુંબનો નબીરો છે. તે મહામુશીબતમાં મુકાયા વગર રકમ લેવા આવે તેવો નથી, તે હાર ચોરી ગયો છે એ વાત પુત્રને ન કરી. પરંતુ સાધર્મિક માટે આપણું શું કર્તવ્ય છે તે સમજાવ્યું. શેઠે સાંતનુનું કેમ ભલુ થાય, તે કેમ સુખી થાય, એવી લાગણીથી પાંચ હજારની રકમ આપી હતી. શેઠની ભલી લાગણીથી તેનો પુણ્યોદય જાગ્યો. તેણે વેપાર શરૂ કર્યો. તેની અંતરાય પણ તૂટી. થોડા સમયમાં અઢળક સંપત્તિનો સ્વામી બની ગયો. ગયેલી લક્ષ્મી ફરી મેળવી લીધી.

કુંજીદેવીએ એક દિવસ સાંતનુ ને કહ્યું, "સાંભળો! હવે તમે વ્હેલી તકે શેઠની

બધી રકમ વ્યાજ સાથે પાછી સોંપી આવો." સાંતનુ તુરત જ ગયો અને શેઠના હાથમાં વ્યાજ સાથે બધી રકમ પાછી આપી. શેઠને હર્ષનો પાર ન રહ્યો. હર્ષનું કારણ રકમ પાછી મળી તે માટે નહીં પરંતુ સાંતનુ જેવો મારો સાધર્મિક દુઃખમાંથી ઉગરી ગયો અને તેનો ઉધ્ધાર થઈ ગયો.

સાંતનુને જરાપણ ઓછું ન આવે તેથી શેઠે બધી રકમ વ્યાજ સાથે પાછી લઈ લીધી અને તુરત જ તીજોરીમાંથી હાર કાઢીને પાછો આપવા લાગ્યા. હાર જોઈને સાંતનુની આંખમાંથી આંસુ પડવા લાગ્યા. શરમથી મોઢું નીચે કરી લીધું. તેણે જીનદાસ શેઠ પાસે પોતાની ચોરીની ભૂલ કબુલ કરી અને માફી માંગી. ક્ષમા માંગતા તેણે કહ્યું, "શેઠ! હવે મને શરમાવશો માં." આ પ્રસંગ એવો હતો કે જીનદાસની આંખમાં પણ આંસુ આવી ગયા. શેઠે કહ્યું, "સાંતનુ! ભૂલ તેં નથી કરી પણ ભૂલ તો મે કરી છે. તેં તો મારી આંખ ઉઘાડી દીધી છે. મને મારૂં કર્તવ્ય યાદ કરાવી દીધુ છે. હું મારા સાધર્મિકને ભૂલી ગયો હતો. તેં તો મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે."

સાંતનુએ કહ્યું, "શેઠ! આપના મહાશ્રાવકપણાંનો આ પ્રતાપ છે. બીજો કોઈ હોત તો મારૂં શું થાત? આપે તો મારો ઉધ્ધાર કર્યો છે. આપે ધર્મબુધ્ધિ વડે મારા પર કરેલો ઉપકાર હું કદીએ પણ નહીં ભૂલી શકું. આપ મને મારી ભૂલ માટે ક્ષમા કરો"!!!

શેઠે કહ્યું, "ભાઈ! તારા જેવા સાધર્મિકની મેં સંભાળ નથી કરી. એટલે તો તારે આવું પગલું ભરવું પડયું હતું. હું તારો ગુનેગાર છું. હવે તું મને ક્ષમા કર. **જોઈ ક્ષમાપના. આ ક્ષમાપના તો જાણવા જેવી, જોવા જેવી, અનુમોદવા જેવી અને અવસર આવે તો આચરવા જેવી છે ને?** બંને જણા આપસી ક્ષમાપના કરી છુટા પડે છે. સ્વામી વાત્સલ્યનું કેવું બેજોડ દૃષ્ટાંત છે.

આજની વિષમ પરિસ્થિતિની અંદર દરેક સંઘમાં આવા જીનદાસ જેવા ધર્માત્મા શેઠ જાગે અને સ્વામીવાત્સલ્ય ભક્તિ દ્વારા જૈન સમાજની સેવા કરે તો આપણા સંઘોમાં કોઇ દુખીયો રહેવા ન પામે. આજે નવકાર મંત્ર ગણનારની સ્થિતિ નાજુક બનતી જાય છે. જૈન કુટુંબો અત્યારે ઘસાઈ રહ્યા છે. શ્રધ્ધાથી ઉતરવા લાગ્યા છે. તેને સ્થિર કરવા માટે ઉદાર દિલના દિલાવર લોકોએ સ્વામી ભક્તિ કરવી જોશે. હજુ સમય છે. અવસર છે. જેથી કઈક કરીને ધન્ય બની જાઓ.

**૩. તપનાં તેજ :** પર્યુષણ પર્વનું ત્રીજુ કર્તવ્ય છે તપ કરવો. પર્યુષણના પાવનકારી દિવસોમાં એક અઠ્ઠમથી લઈને બની શકે તેટલી દીર્ઘ તપશ્ચર્યા કરવી જોઈએ. તપ કરવાથી આત્મ તેજની વૃધ્ધિ થાય છે. લોકો પર્વના દિવસોમાં પણ

બીજાને સારા દેખાડવા માટે મુખ ઉપર અનેક પ્રકારના પફ, પાવડર, સ્નો અને ક્રીમ વગેરે પદાર્થો લગાડે છે. આ બધા પદાર્થો લગાડેલું મુખડું સૌને આદરપાત્ર નહીં બનાવે. પરંતુ જેના મુખ ઉપર તપનાં તેજ ચળકતા હશે. તે વણમાંગ્યા સન્માનને પાત્ર બની જશે.

**તપ અંતરની તેજસ્વીતા પ્રગટ કરે છે.**
**તપ અંતરની જ્યોતિને જગાડે છે.**
**તપ અંતરને સુવાસીત બનાવે છે.**
**તપ અંતરને પરિશુદ્ધ બનાવે છે.**
**તપ અંતરના કર્મોનો ક્ષય કરે છે.**

પર્વના દિવસોમાં આપણા સમાજમાં અગણિત તપશ્ચર્યાઓ થાય છે. નાના બાળકો તો તપ કરવા માટે રડે છે. તપનો મહિમા કોઈ અનેરો છે. આજે અઠ્ઠાઈ તપ તો સાધારણ બની ગયો છે. દર વર્ષે માસખમણ તપ કરનારાઓની સંખ્યા વધી રહે છે. તપ કોઈ લોભ કે લાલચ માટે ન કરશો. તપ તો આત્મ શાંતિ અને આત્મ સમાધિ માટે છે.

**૪. દાનધર્મ.** પર્યુષણ પર્વનું ચોથું કર્તવ્ય દાન કરવું, પર્વના મંગળ દિવસોમાં પ્રત્યેક જૈનોનું કર્તવ્ય છે કે શક્તિ પ્રમાણે દાન કરવું જોઈએ મુંબઈમાં જોઇએ છીએ કે દર વર્ષે બહારના લોકો ઉપાશ્રય માટે, આયંબીલ આરાધના માટે, દવાખાના માટે, માનવ રાહત માટે કે પાંજરાપોળ–જીવદયા ખાતા માટે ફાળા કરવા આવે છે. તેઓ સાધુ–સાધ્વીજીની પ્રેરણા અને તમારા જેવાની ઉદારતાથી લાખો રૂપિયાનું ફંડ લઈ જાય છે. તેમ જ મુંબઈના જૈનો પોતાના સ્થાનિક સંઘોની યોજનાને પહોંચી વળવા પણ દાન કરે છે.

दाणाण सेट्ठं अभयप्पयाणं સર્વ દાનોમાં અભયદાન શ્રેષ્ઠ ગણાય છે. દર વર્ષે લાખો અબોલ મુંગા નિર્દોષ પશુ મરી રહ્યા છે. જેને ઉગારવા અને જીવીત રાખવા દાન આપવું જ જોઈએ. જેથી સૌએ શકિત પ્રમાણે દાન કરી પોતાનો ધર્મ બજાવતા રહેવો જોઈએ. જે લોકો દાન નથી કરતાં તેના માટે સોરઠી કવિએ કહ્યું છે.

**કર પર કર કીધો નહિ અને કરમાં પહેરે કડા**
**તે માણસ નહિ પણ મડા કે સાચું સોરઠીયો ભણે.**

મણુસ પોતાના મોજશોખ માટે હજારો રૂપિયા વાપરે છે. પરંતુ કોઈ સુપાત્રને ઉગારવા કે તેના જીવનના બોજને હલકો કરવા કંઈક આપવું જોઈએ. જે આપે છે તે દેવ સમાન ગણાય છે અને નથી આપતો તે કલેવર–મડદા સમાન છે.

આજે જૈનો દાન તો ઘણું કરે છે. પરંતુ તેનાથી વધારે દાનનું પ્રદર્શન પણ કરે છે. લોકોને નામનાની અને કીર્તિની વધારે કામના છે. દરેક ઉપાશ્રયમાં ગયા છો ને? ક્યાંયે નામ વાંચ્યા છે કે નહીં? શાની ઉપર નામ હોય છે? તમો તો એવા દિલાવર દિલના છો કે કોઈ વસ્તુ નામ વગરની ખાલી ન રહી જાય. આ બધી વાતો માત્ર સાંભળવા માટે નથી પરંતુ સમજવા માટે પણ છે. કદાચ દાન ન કરી શકો તો પણ સજ્જનતાને જરૂર સાચવી રાખશો.

એકવાર એક સજ્જન જઈ રહ્યો હતો. રસ્તામાં તેને એક ભિખારી મળે છે, સજ્જનને જોઈ ભિખારીએ દાન માટે હાથ લંબાવ્યો. સજ્જનને દયા આવી અને દેવાનું મન થયું. જેથી તેણે ખીસ્સામાં હાથ નાખ્યો. ખીસ્સામાંથી માત્ર એક રૂમાલ જ નીકળ્યો. બીજુ કશું એ ન હતું. આ જોઈ ભિખારી બોલી ઉઠયો. ભાઈ! મુંઝાશો નહીં. ભલે તમારા ખિસ્સામાંથી એક પણ પૈસો મારા માટે ન નીકળ્યો પરંતુ તમારી ભાવના તો દાન દેવાની થઈ. તે પણ ઘણું છે. હું ભાગ્યશાળી અને તમે પુણ્યશાળી બન્યા. કદાચ કોઈ સમયે દાન ન આપી શકો તો પણ દયા, અનુકમ્પા કે કરૂણાને જતી ન કરશો નિમિત્ત મળે ત્યારે આપવાના ભાવ જરૂર ઉજ્વળ રાખશો, ઉગતાં ભાવને કુંઠીત થવા ન દેશો. કહ્યું છે ને...'

**મંજુર હૈ ધનરક્ષા, તો ધનવાનો બનો દાની ।**
**કૂએંસે જલ નહીં નીકલેગા, તો સડ જાયેગા સબ પાની ॥**

ધનવાનોની એક મહત્ત્વકાંક્ષા હોય છે કે આપણી કમાવેલી સંપત્તિ બરાબર રહેવી જોઈએ. સારી વાત છે. શાયર એટલા માટે જ કહે છે કે પાણીથી ભરેલો કુવો, જો એમને એમ ભર્યો જ રહેશે અને તેનો સદુપયોગ કરવામાં નહીં આવે તો તે પાણી સડી જશે. તેવી રીતે જેની પાસે ધન સંગ્રહ છે. તેમને પણ પરોપકારને માટે વાપરવું જોઈએ. જો નહીં વાપરો તો ધન ઈંદિરાબેન પણ રહેવા નહીં દે. તમો તમારો ધર્મ કે કર્તવ્ય સમજીને આપતાં શીખો. એક બાજુ મધ્યમ વર્ગ આમદાની વગર ઘસાઈ રહ્યો છે તો બીજી બાજુ બે નંબરનું નાણું વધી પણ રહ્યું છે. તમે તમારા ભાઈઓને આપીને રાજી થાઓ.

એક ભિખારી ભીખ માંગવા નીકળ્યો. નીકળતાં નીકળતાં મોડું થઇ ગયું અને સાંજ પડી ગઈ. રસ્તે જતા સામે એક બીજો ભિખારી મળ્યો. બંનેનું મિલન થયું. આવનારના મુખ ઉપર તેજ હતું અને જનારનુ મુખ ઉદાસ હતું. પેલો ભિક્ષાપાત્ર ભરીને આવ્યો છે અને બીજો ખાલી જઈ રહ્યો છે. જનાર પુછે છે, "ભાઈ! તું કંઈ લઈ આવ્યો છો?" "હાં, મારા તો ત્રણે પાત્ર ભરાઈ ગયા છે." તને આટલું બધું મળ્યું? પેલાએ પૂછયું. "મને પણ લોકો આપશે." "ના, હવે

નહીં મળે. સાંજ પડી ગઈ છે. બધા પાછા જઈ રહ્યા છે. દાતાઓના દરવાજા બંધ થઈ ગયા છે. પેલો નિરાસ થઈ ગયો, અને બોલી ઉઠયો; "અરે ! મારે અને મારા બાળકોને આજે ભૂખ્યા સૂઇ રહેવું પડશે ?" બીજો બોલ્યો. "ના, તારે અને તારા બાળકોને ભૂખ્યું નહીં સુવું પડે. હું ઘણું લાવ્યો છું. તારા બાળકોને ભૂખ્યા નહીં સુવા દઉં !"

આ બંને ભિખારીઓની વાત સાંભળી ને ? કેટલો સદ્ભાવ છે. આટલો ભાવ તમારે તમારા સાધર્મિક ભાઇઓ પર રાખવાનો છે. સૌ પોતપોતાની ફરજ બજાવતા થઇ જાય અને મળ્યું છે તેમાંથી આપતા શીખી જાય તો અસંતોષ અને દુઃખ ટળી જાય. પર્વના દિવસો કર્તવ્ય ધર્મની શિક્ષા આપવા માટે આવ્યા છે. ગૃહસ્થ ધર્મના ચાર દ્વાર છે. તેમાં પ્રથમ દાન છે. જે દાન કરશે તે જરૂર સુખી થશે.

**૫ ક્ષમાપના :** પર્વરાજનું પાંચમું કર્તવ્ય છે ક્ષમાપના. જિંદગીમાં સારા કાર્યો કરવાનો અને કલ્યાણ સાધવાનો અવસર વારંવાર નથી મળતો. પર્વરાજના દિવસો એ તો રૂડો અવસર છે. હવે જુની ટેવને છોડી નવ જાગૃતિ લાવો. આ મારૂં છે તે મારૂં છે વાતો છોડો. તેમાં તમારી શોભા નથી. એમ પણ કહેતાં શીખો કે આ તો તમારૂં પણ છે. આટલી ઉદારતા આવશે તો કલેષનો જન્મ નહીં થાય. કદાચ હશે તો પણ ટળી જશે. સૌના બનીને રહેતા શીખો. આજના વખતમાં વૃધ્ધ માતા-પિતાને સંતાનોનું જોઈએ તેવું સુખ નથી. મા-બાપને દેશમાંથી મુંબઈ જરૂર તેડાવે છે પરંતુ લોકોની શરમ માટે !

તમારે ત્યાં તો મોટો બ્લોક છે. આટલો બધો ધંધો ચાલે છે. એક મોટર અને એક કાર છે. નોકરચાકર વગેરે પણ છે છતાં પણ તમારા વડીલો દેશમાં કેમ રહે છે ? લોકો આવું ન પુછે એટલા માટે વૃધ્ધોને તેડી તો લાવે પરંતુ જોઈએ તેવા તેને સાચવે નહીં. ઘણાં મા-બાપ કહેતા હોય છે કે "વહુની પરાધિનતા અને દીકરાના વેણ હવે સંભળાતા નથી." "મહારાજ! જાતને વલોવી વલોવીને જે સંતાનોને મોટા કર્યા હોય, સેવાને ટાળે સેવા તો નહીં પણ જીવ બાળી નાખે, વડીલોનું માન નહીં, એવા મર્યાદા રહિત સંતાનોને ધિક્કાર સીવાય બીજું શું કહી શકાય ? સાંભળો છો ને ? માતા-પિતાની કરૂણ કહાની.

સંસાર છે, ઘરમાં સાથે રહેતા હોય ત્યાં મન દુઃખ પણ થાય. તેને ભૂલવાનું, જતું કરવાનું શીખવું જોઈએ. વડીલો સાથે લડાઇ નહીં. તેમનું અપમાન કરાય નહીં. વડીલોએ શાંતિ રાખી ઉદાર ભાવે સંતાનો પ્રતિ સદ્ભાવ પણ જાળવી રાખવો જોઈએ. કયારેક કષાયના આવેશમાં આવી એક બીજાને બોલવામાં ભૂલ થઈ જાય તો ક્ષમાપના કરી લેવી જોઇએ. પર્યુષણ પર્વ એ ક્ષમાપનાનું પર્વ છે. શ્રાવકોએ તો રોજ રોજ

ક્ષમાપના કરતાં શીખવું જોઇએ. આજથી પર્વના આઠે દિવસમાં જરૂર ઉપયોગ રાખજો. રખેને કોઇ નિમિત્તે ક્રોધાદિ કષાય ન આવી જાય. પર્વના દિવસો પ્રેમના પાઠ શીખવવા આવ્યા છે. સંવત્સરીના દિને ક્ષમાપનાનું વિશેષ વિવેચન કરીશું.

અઢી હજાર વર્ષ પૂર્વે ભારતના પશ્ચિમ કિનારે સિંધુ સોવીર નામે દેશ હતો. તેની રાજધાની વીતભય પાટણ હતી. ત્યાં ઉદાયન નામે મહારાજા રાજ્ય કરતાં હતાં. ઉદાયન રાજામાં ત્રણ પ્રકારની વિશેષતાઓ હતી, તેઓ રાજનીતિમાં પ્રવીણ હતાં ધર્મભાવનામાં અડગ હતાં અને કર્તવ્ય નિષ્ઠામાં રત હતાં.

ઉદાયન રાજાએ ધર્મને જીવનમાં વણી લીધો હતો. તેઓ આઠમ પાકખીના પૌષધ કરતાં હતાં. પૌષધમાં ધર્મ ચિંતન કરી સમયને સફળ કરતાં હતાં. ધર્મ તો માણસના જીવન સાથે ઘડાયેલો હોવો જોઈએ. ધર્મ એ માત્ર મંદીર કે ઉપાશ્રયની ચીજ નથી. તે તો સદા સાથે જ રહેવો જોઈએ. ચાહે તમો દુકાને જાઓ કે ઓફીસે જાઓ. ધર્મ દૂર રહી શકે જ નહીં. ધર્મ કોઇ સાધનમાં નથી. સાધન વડે ધર્મ સંભાળી રખાઈ છે. આજના સજ્જનો તો ઉપાશ્રયે જાય એટલે ધર્મને દેખાડે. પાછા ઘેર જાય એટલે ધર્મ ઉપાશ્રયે છોડતાં જાય. જાણે ધર્મ એ તો ધર્મસ્થાનકનું એક અલંકાર કેમ ન હોય? જીવનની પ્રત્યેક ક્ષણોમાં ધર્મ નીતરતો હોવો જોઈએ.

મહારાજા ઉદાયને પૌષધની અંદર સ્વાધ્યાયાદિ ક્રિયામાં દિવસ તો પસાર કરી લીધો. સાંજે પ્રતિક્રમણ સવિધિ પણ કર્યું. જુઓ રાજા હોવા છતાં પૌષધ અને પ્રતિક્રમણ કરે છે. તમોને છે સમય? તમો તો વ્યવસાય અને વ્યવહારના કાર્યો માટે દોડાદોડમાં છો. જેને રાત્રિ ભોજનનો ત્યાગ નથી તે આત્મા પ્રતિક્રમણ કયાંથી કરે?

મહારાજા ઉદાયાન પ્રતિક્રમણ બાદ ધર્મ ચિંતવન કરતાં રાત્રિ પસાર કરી રહ્યા છે. રાજાને રાત્રે સ્વપ્ન નહીં પરંતુ ભાવના જાગે છે. સ્વપ્ન તો તમોને રોજ રોજ રાત્રે આવતાં હશે કે પૈસા વધારે કેમ કમાઈ લઈએ. દિવસે જેની તૃષ્ણા, કામના અને પ્રવૃત્તિ હોય, તેના સંબંધે રાત્રે સ્વપ્ન આવે, તે સ્વાભાવિક છે.

વૈશાખ મહિનાના દિવસો હતાં. વેપાર ધંધો ધમધોકાર ચાલતો હતો. પેલો વેપારી એકલો પહોંચી વળે નહીં જેથી વેકેશનના ટાઈમે જુવાન છોકરાને પણ વેપારમાં જોડી દીધો છે. પિતા-પુત્ર બંને માત્ર ચા પીને દુકાને ચાલ્યા ગયા છે. ગામડાંના ગ્રાહકો આવી રહ્યા છે. વેપારમા જમવા જવાની ફુરસદ નથી. ઘેરથી શ્રાવિકાએ છોકરીને જમવા માટે બોલાવવા દુકાને મોકલી છે. શેઠ કહે છે ચાલી જા અત્યારે નવરાશ નથી. બનેને ભૂખ તો ઘણી લાગી છે પરંતુ દુકાન છોડી જઈ શકતાં નથી. ગ્રાહકોની સાથે ચા પીને કામ પતાવી લે છે. છેવટે સાંજ પડી ગ્રાહકો

ચાલ્યા ગયા. છોકરો થાકી ગયો છે. કંટાળીને ઉભો થઈ ગયો. "બાપુજી હું હવે જાવ છું. મને ભૂખ લાગી છે અને ઉંઘ આવે છે." શેઠે કહ્યું, "બેટા! થોડીવાર બેસી જા આપણે હિસાબ કરીને જઈએ." છોકરો બેસી ન શકયો. જેથી પૈસા ચોપડા વગેરે લઈ શેઠે દુકાનને વધાવી લીધી. બંને ઘેર ગયા. ભોજન જમ્યા. દિકરો તો થાકી ને સુઈ ગયો. શેઠે હિસાબ કર્યો અને તે પણ સુઈ ગયા. જેવા સુતા કે ઉંઘ ચડી ગઈ. થાકેલા માણસને જલ્દી ઊંઘ આવી જાય છે. સવારના પહોરે શેઠને સ્વપ્ન આવ્યું કે દુકાનમાં ગ્રાહકો આવ્યા છે. પોતે વ્યાપાર કરી રહ્યા છે. નમુનાઓ દેખાડે છે. ગ્રાહકોને પસંદ કરેલા નમુના અનુસાર કપડાને માપીને ફાડી આપે છે. અહીં દુકાન તો નથી પરંતુ પલંગમાં સુતા થકાં સ્વપ્ન છે. શેઠે તો સ્વપ્નમાં પહેરેલું ધોતીયું માપીને ફાડી નાંખ્યું. ચરરરર...અવાજ આવ્યો. દીકરો જાગી ગયો. બાપુજી શું કરો છો? કાપડ વેચું છું. જુઓ તો ખરા ગ્રાહકો કયાં છે? તમો તો સુતા હતાં. આ શું કર્યું? જુએ છે તો ધોતિયું ફાડી નાખેલ છે. જોયું દિવસ આખાની ધૂન રાત્રે સ્વપ્નમાં પણ એ જ કામ કરાવે છે. તમોને તો આવી ધૂન નથી ને?

મહારાજા રાત્રીએ ધર્મજાગરણ કરતાં વિચાર કરે છે કે ધન્ય છે પૂર્વ ભારતના લોકોને! જેઓ ભગવંત મહાવીરના દર્શન કરી આંખ પવિત્ર કરતાં હશે. ઉપદેશ સાંભળી કર્ણ પાવન કરતાં હશે. દાન આપી કર પવિત્ર બનાવતાં હશે. તે નગરી પણ ધન્ય બની હશે કે જ્યાં મારા પ્રભુ મહાવીર પધાર્યા છે. કઈ ભવ્યાત્માઓ ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામી સંયમ-ચારિત્ર અંગિકાર કરી રહ્યા હશે. અરે કયાં ચંપા અને કયાં વીતભયપાટણ? ચૌદશો માઈલનું છેટું છે. મને મારા પ્રભુના કયારે દર્શન થશે? "જો ભગવંત આ દેશમાં પધારે તો હું પણ સંસાર વૈભવ છોડી મુનિવ્રતને ધારણ કરૂં."

મહારાજાને મોટું રાજ્ય છે. રાજ્યમાં રાણી અને પરિવાર છે વૈભવ વિલાસના સાધનો છે. સુખ અને સંપત્તિ છે. છતાં મહારાજા ત્યાગ-વૈરાગ્યની ભાવના સેવે છે. ધન્ય છે રાજા ઉદાયનને! તમોને હવે આ મોજશોખ છોડી ત્યાગ માર્ગે જવાના ભાવ થાય છે? ભાગ્ય નથી કે પુરૂષાર્થ નથી? સાંભળતાં નથી કે સમજતા નથી? શું છે તેનો વિચાર કરજો. હવે ઉદાયન મહારાજાને કેવો લાભ થાય છે તે વાત અવસરે કહેવાશે.

આજના આ લોકોત્તર પર્વમાં પણ પર્યુષણ પર્વનું એક વિશિષ્ટ સ્થાન છે. તેની મૌલિક વિશેષતાઓના કારણે જ તે મહાપર્વ કહેવાય છે.

દુધમાં ગાયનું દુધ તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.

પાણીમાં ગંગાજળ તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે,

પટતંતુમાં હીર તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
વસ્ત્રોમાં જેમ ચીર તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
અલંકારોમાં જેમ ચૂડામણિ તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
જ્યોતિષ્કોમાં જેમ નિશામણિ તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
અશ્વોમાં જેમ પંચ વલ્લભ કિશોર તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
નૃત્યમાં જેમ મયુર નૃત્ય તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
હાથીઓમાં જેમ ઐરાવત તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
વનોમાં જેમ નંદનવન તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
કાષ્ઠોમાં જેમ ચંદન છે તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
તેજસ્વીઓમાં જેમ આદિત્ય છે તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
રાજાઓમાં જેમ વિક્રમાદિત્ય તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
ન્યાયકર્તામાં જેમ શ્રીરામ તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
રૂપમાં જેમ કામ છે તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
સતીઓમાં જેમ રાજેમતિ તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
શાસ્ત્રોમાં જેમ ભગવતી તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
વાદ્યોમાં જેમ ભંભા છે તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
સ્ત્રીઓમાં જેમ રંભા છે તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
સુગંધોમાં જેમ કસ્તુરી છે તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
વસ્તુઓમાં જેમ તેજંતુરી તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
પુણ્યધારકોમાં જેમ નળ છે તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.
પુષ્પોમાં જેમ કમળ છે તેમ પર્વમાં પર્યુષણ પર્વ છે.

પર્યુષણ પર્વની પુણ્યપળોમાં સાધકે પોતાને બહિરાત્મ ભાવથી દૂર ખસેડી અંતરાત્મામાં રમણ કરવું જોઇએ. ત્યાગ, વૈરાગ્ય અને પ્રત્યાખ્યાનથી જીવનને ચમકાવવું જોઈએ.

☆

## ૪૨

## આનંદની રસધાર

(શ્રાવણ વદ ૧૪ તા. ૨૩-૮-૭૯ સોમવાર)

આજે પર્વાધિરાજના પદાર્પણનો બીજો દિવસ છે. જેથી સૌના મન ઉપર આજે અલૌકિક આનંદ દેખાય છે. સૌ ખુશાલિનો અનુભવ કરી રહ્યા છે. પર્વરાજ આપણાં

અતિથિ છે. તેમના આગમનથી આપણું જીવન ધન્ય બની જશે. તેમના સ્વાગતથી સંઘમાં એક આનંદની લહેર આવી રહી છે.

આ વર્ષે તો મેઘરાજની પધરામણીથી લીલાલહેર થઈ ગયા છે. તેઓ મન મૂકીને વરસી રહ્યા છે. તેમની પણ કેવી મહેર છે. સાંભળો છો ને ? નદીઓના નીર બે કાંઠાથી છલકાઈને વહી રહ્યા છે. ખેતરોમાં મોલ પણ સારી રીતે વધી રહ્યા છે. વૃક્ષો અને ડાળીઓમાં અમી ઉભરાયા છે. ડુંગરા લીલી વનરાયોથી ઘેરાવા લાગ્યા છે. જમીને તો લીલી હરીયાળી જ પાથરી દીધી છે. પક્ષીઓ મીઠાં કલરવ કરી રહ્યા છે. ખેડુતો અને વેપારીઓ અપૂર્વ આનંદમાં આવી ગયા છે. મેઘરાજની પધરામણીથી માનવગણને જાણે કોઠે કોઠે દીવડાં પ્રગટયા હોય એવું લાગે છે.

મેઘરાજની મહેર કરતાં પણ વધારે લહેર તો પર્વરાજના દર્શનથી આવી છે. પર્વરાજે આનંદ રસની મહેર કરી હોય તેવું મંગળ વાતાવરણ બની રહ્યું છે.

માનવ જીંદગી એ Golden time સુવર્ણ અવસર છે. માનવરૂપે જન્મવું તે જ માત્ર મહાનતા નથી પરંતુ જીંદગીમાં આનંદની રસ ધાર લૂંટતા શીખવું તે જ મહાનતા છે. પ્રત્યેક માનવમાં જીવતરની અનુપમ કલ્પના હોય છે. જન્મથી મૃત્યુ સુધી ચાલ્યા જવું તે જીવન નથી એક વિદ્વાને પ્રશ્ન કર્યો કે What is life જીવન શું છે ? જન્મવું, જીવવું અને મરી જવું તે જીંદગી નથી. પરંતુ જીંદગી તો એ છે કે આનંદનો રસાસ્વાદ. માણવો. જીવનને કર્તવ્યથી ભરી દેવું. પ્રસન્નવદને માર્ગ મેળવી મંગળ મંઝીલે પહોંચી જવું. તે જીવન છે.

**આજનો માનવ જીવે છે ખરો પરંતુ જીવતરનો તેને આનંદ નથી.**
**માનવ કમાય છે ખરો પરંતુ કમાણીનો તેને આનંદ નથી.**
**માનવ સંસાર ચલાવે છે ખરો પરંતુ ચલાવવાનો તેને આનંદ નથી.**
**માનવ તપ કરે છે ખરો પરંતુ તપશ્ચર્યાનો તેને આનંદ નથી.**
**માનવ દાન આપે છે ખરો પરંતુ દાન દેવાનો તેને આનંદ નથી.**

બાળકો, યુવાનો, વડીલો અને વૃદ્ધો વર્ષો સુધી જીવી જાય છે પરંતુ તેને તેના જીવતરનો આનંદ કેમ નથી ?

એક વખત એક ઘેર ગોચરી જવાનો અવસર આવ્યો. ત્યાં એક બાબાએ આવકાર આપ્યો. "પધારો મહારાજ !"

મેં કહ્યું. "કેમ ! તમારે આજે સ્કુલે નથી જવું ?"

બાબો બોલ્યો, "ના, આજે મને પેટમાં દુઃખે છે ?" આ સાંભળી તેમના મમ્મી બોલ્યા, "ના, મહારાજ ! તે તદ્દન જુઠો છે. તેને સ્કુલે જવું નથી તેથી બહાના કાઢે છે."

જુઓ! બાળક સ્કુલ કરતાં ઘરમાં રહી વધારે આનંદ માણવા ચાહે છે. તમારા યુવાન સંતાનો કોલેજ જાય છે ને? "હાં, મહારાજ સાહેબ!" તમો ક્યારેય પણ જોવા ગયા છો? ક્યારેય પણ તેમની તપાસ કરી છે? તેઓ પીરીયડ ભરે છે કે છોડીને ક્યાં ચાલ્યા જાય છે તેની તમોને ખબર ખરીને? આજના યુવાનોને ભણવા કરતાં સીનેમા જોવામાં વધારે આનંદ આવે છે. જ્યારે અમો સીનેમા ગૃહ પાસેથી ગોચરીએ જતાં નીકળીએ છીએ ત્યારે એમ જ લાગે કે શું આ સીનેગૃહ એ જ યુવાનોનું વિદ્યાધામ છે? કેવી ભીડ? કેવો રસ? કેટલો આનંદ? આજના યુવાન દીકરા–દીકરીઓ પોતાના યૌવન ધનને ખાન–પાન અને ઈન્દ્રીયોના વિષયોને પોષક ભૌતિક આનંદ માણવામાં છડે ચોક લૂંટાવી રહ્યા છે.

## જિંદગીનો આનંદ ક્યાં છે?

જીંદગીનો આનંદ અને રસ ક્યાં છે? તેની આજની યુવાન પેઢીને સમજ નથી. તેઓ એમ જ સમજે છે કે Latest ફેશનવાળા કપડાં પહેરવામાં જ આનંદ છે. તેઓ ફેશનેબલ કપડાંઓ જરૂર પહેરે છે પરંતુ પહેર્યા પછી પણ આનંદ નથી. આજની ફેશનોએ માઝાં મૂકી છે દીકરા–દીકરીઓનો એક જ વેષ. વસ્ત્ર પરિધાનમાં મર્યાદા નથી. અંગોપાંગનું રક્ષણ નથી. જાણે યૌવનને લુંટાવા સૌ સ્પર્ધાએ ચડયા હોય તેવું લાગે છે. વિષય–વિકારને ઉત્તેજીત કરે તે ફેશન નથી પણ પતન છે. આવી બેમર્યાદ ફેશનો દિનોદિન વધી રહી છે. કપડાલતા, ટાપટીપ, પિકચર, હોટેલ, રેસ્ટોરાં, રેડીયો, ટી.વી., ગાનતાન અને ઝેરીલા ખાનપાનમાં જેટલો રસ યુવાન પેઢીને છે તેટલો રસ ધર્મમાર્ગમાં નથી. આગળના જમાનામાં ચાર જોડી કપડાંથી વર્ષ નીકળી જતું હતું. આજે તો એક મહીનાની ચાર ચાર જોડી મળે છતાં સંતોષ નથી. બેનોને પુછો, તમારી પાસે કેટલી જાતના વસ્ત્રો છે? આજે કોઈને સંતોષ નથી. કલાકે કલાકે વેષ–પરિધાનની ક્રિયા જાણે કેમ ન બદલાઈ રહી હોય? એના અંતરમાં સમજ નથી કે શાન નથી? જીંદગીનો સાચો આનંદ ક્યાં છે, તેનું જ્ઞાન અને ભાન કરાવનાર તેની પાસે કોઈ નથી. તમો વડીલો કંઈ બોલી શકતાં નથી. અને બોલો છો તો, તેઓ તમારા કાબુમાં નથી.

સીગારેટના ધુમાડા જીવનના હીરને બાળી રહ્યા છે, તેની તેમને મન કશીયે ચિંતા નથી. યુવાનીના Test એ જીવનની રસધાર સુકવી નાખી છે. યુવાનીએ તેમને દીવાના બનાવી દીધા છે. જીદંગીની અમૂલ્ય શક્તિનું અધઃપતન થઈ રહ્યું છે. ભારતમાં જેટલા દુરાચાર, અત્યાચાર, અણાચાર કે પાપાચારનો જન્મ થયો છે તેનું સૌભાગ્ય માતા સીનેમાને ફાળે જાય છે.

ગઈકાલે એક ભાઈએ વાત કરી કે નવસારીમાં શ્રી ચંદ્રશેખર મુનિએ સીનેમાના

પ્રશ્ન વિષે માર્મિક પ્રવચન કર્યું હતું. તેના અવગુણ અને દોષનું દર્શન કરાવ્યું હતું. તે સાંભળી હજારો યુવાનોએ સીનેમા જોવાની પ્રતિજ્ઞા લીધી છે. આજના યુવાનો પર્યુષણ પર્વમાં પણ આ અવગુણનો પરિત્યાગ કરે તો પણ તેને ભાગ્યશાળી કહી શકીએ. જીંદગીની રસધાર ક્યાં છે? જો જો, આનંદ લેવા જતાં, જીંદગીનો આનંદ લૂંટાઈ ન જાય? સીનેમાના દશ્યો જોતાં મનને ખુશી ભલે થાય પણ આંખના નુરનો નાશ ન થાય તેની સાવધાની રાખજો. જીંદગીનો આનંદ લૂંટવા જતાં જીંદગી જ લૂંટાઈ ન જાય તેનો વિચાર કરજો. પાળેલી કુટેવોને તમે સાચવી રાખી છે. ઘણાં ધનવાનો પોતાના શોખ માટે ઘરમાં કુતરાઓ, સસલાઓ અને માછલાઓ પણ પાળે છે. આ બધું અંતર શોખને સાચવી રાખવાનું જ ફળ છે.

આજના પીઢ અને પ્રૌઢ લોકોને જોયા પછી પણ થાય છે કે જીંદગીના આરે પહોંચ્યા પહેલા જ જીંદગીના આનંદની રસધાર લૂંટાઈ ન જાય, સુકાઈ ન જાય, તેને માટે પાળેલી કુટેવોનો પરિત્યાગ કરજો.

આ બધી વાત તમોને સંભળાય તો છે ને? કે સમજાય પણ છે? કદાચ ભલે ઓછું સંભળાય પરંતુ સાંભળ્યા પછી સમજવાનો જરૂર પ્રયત્ન કરજો. યુવાનમાંથી પીઢ–પ્રૌઢ બન્યા છતાં હજુ કુટેવો કેમ જતી નથી?

એક ડાહ્યાભાઈ હતાં. તેમની પ્રકૃતિ એવી હતી કે જ્યાં જાય ત્યાં સૌની ટીકા જ કરે. નિંદા કર્યા વગર તેને ચેન પડે નહીં. એકવાર તેને સપરિવાર જમવાનું આમંત્રણ આવ્યું. તેઓ સૌ જમવા માટે ગયા. સારી સારી વાનગીઓ પીરસાણી. સૌને ખેંચ કરીને ખૂબ ખૂબ જમાડયા. ડાહ્યાભાઈએ તો હોંશે હોંશે ખાધું. ભોજન કરીને વિદાય લીધી. બહાર જતાં ડાહ્યાભાઈને એક ગાંડાભાઈ મલ્યા. ગાંડાભાઇ ડાહ્યાભાઈને પૂછે છે. "કેમ! જમવામાં મઝા આવીને?"

ડાહ્યાભાઇ કહે છે, "શું જમવામાં ધૂળ મઝા આવી? ઘી ચોકખું નહીં. તેલ ચોકખું નહીં, લોટ ચોકખો નહીં...શું જમાડયા? કંઈ સંતોષ થયો નહીં. બંને પોત પોતાને માર્ગે ગયા. આ છે ડાહ્યાભાઈનું ડહાપણ પ્રસંગની તહેવાર અને અવસરના સમયે તેની શુધ્ધતા અને સાત્વિકતાનું દર્શન કરવું જોઈએ. કાગડાની જેમ દોષદષ્ટિ એ સારૂં નથી. ઉંમર ૬૫–૭૦ વર્ષની થઈ ગઇ છે. છતાં પણ પ્રકૃતિએ પાડેલી કુટેવો છોડવી નથી. હજુ કહો છો કે જિંદગીના આનંદની રસધારા લૂંટવી છે. હાલત કેવી છે તેનો વિચાર કર્યો?

હાથમાં લાકડી લેવી પડે છે. કાનમાં મશીન રાખવું પડે છે. આંખે ચશ્મા આવી ગયા છે. માથે ટાલ પડી ગઈ છે. ઉભા થવા જાય છે પરંતુ કેડ વળી ગઈ

છે. નીચે બેસી શકાતું નથી. આવું આવું જીંદગીમાં થવા આવ્યું છે છતાં ઇન્દ્રિયોના વિષયોનો મોહ મુકાતો નથી.

આનંદની રસધાર લૂંટવાના દિવસો ચાલી રહ્યા છે. વિવેક ચુકશો નહીં. આનંદ આત્માની નિજ પરિણતિમાં છે. આત્માની શુધ્ધ પર્યાયમાં આનંદ છે. પર્વના દિવસોમાં આત્મરમણતા કરો. એવો આનંદ અને એવો રસ આવશે કે જેનાથી જીવન ધન્ય બની જશે. સમય છે જીવન સાર્થક કરી લ્યો. જો કુટેવ નહીં છુટે તો. પર્વરાજની મઝા નહીં આવે.

બાબો આવીને કહે છે, "દાદાજી! મમ્મી કહે છે કે પ્રતિક્રમણ કરવા ચાલો. લાકડી તમે પકડો, હું પથરણું લઈ લઈશ." દાદાજી શું કહે છે? બેટા! "તું અને તારી મમ્મી પ્રતિક્રમણ કરી આવો. મારે તો ટી. વી. જોવું છે." દાદાજીને આંખના નીર ઝાંખા પડી ગયા છે, છતાં પર્વના દિવસોમાં ધર્મ ક્રિયા કરવી નથી અને ટી. વી. જોવાના ભાવ થાય છે. તેને તો ટી. વી. ની રસધાર લુંટવી છે. ઉંમર ચાલી જાય છે. વૃધ્ધત્વ આવી ગયું છે. છતાં મનના ભાવો બદલાતા નથી. સવારના આઠ વાગ્યા, ફરી બાબો આવ્યો. કહેવા લાગ્યો કે ચાલો દાદાજી! પ્રવચન સાંભળવા આવવું છે ને? દાદાજી શું કહે છે. તમારે સાંભળવું છે? સાંભળો, દાદાજી બોલ્યા, "બેટા! મારે તો કોમેન્ટ્રી સાંભળવી છે." આવા ઉત્તમ દિવસોમાં જીનવાણી સાંભળીને આનંદની રસધાર લુંટવાનું મન થતું નથી. જુઓ! ભાગ્યશાળીની ભાવના કેવી છે? આવા મંગળ પર્વમાં ઇંદ્રિયોના વિષયો મંદ ન થાય અને તીવ્ર બને તો આનંદની રસધાર સૂકાઈ જશે.

જીંદગીનો સાચો આનંદ ભોગમાં નહીં ત્યાગમાં છે.

જીંદગીનો સાચો આનંદ શક્તિના સદુપયોગમાં છે.

જીંદગીનો સાચો આનંદ અહિંસાના પાલનમાં છે.

જીંદગીનો સાચો આનંદ સંયમની આરાધનામાં છે.

જીંદગીનો સાચો આનંદ તપશ્ચર્યાની સાધનામાં છે.

આજનો માનવ કુદરતની વિશેષતાઓને પલટાવી પોતાની તૃષ્ણા પુરી કરવા મથી રહ્યો છે. પ્રકૃતિના ધર્મોને જગતમાં કોઈ બદલી શકતું નથી. તમોએ રાવણનું નામ તો સાંભળ્યું હશે? "હાં. રાવણને કોણ નથી ઓળખતું?"

સોનાની લંકાના સ્વામી રાજા રાવણની ત્રણ કામના હતી. તેને પુર્ણ કરવા અથાગ પ્રયાસ કરી રહ્યો હતો. તેની ત્રણ કામના તમારે જાણવી છે?

૧ સોનાની લંકાને ફરતો ખારો દરિયો છે. તે મીઠો બની જાય.

૨ સોનું ઘણું સુંદર છે. તેમાં સુગંધ ભળી જાય.

૩ અગ્નિ પ્રગટે પરંતુ તેમાં ધુંમાડો ન થાય.

રાવણની આ ત્રણે કામના સદાને માટે અધુરી રહી ગઈ. રાવણ પ્રકૃતિના ધર્મોને બદલી આનંદની રસધાર લૂંટવા માંગતો હતો. હજારો વર્ષ જીવી ગયો પરંતુ મનોકામના પૂર્ણ ન કરી શકયો. પર્વાધિરાજનો બીજો દિવસ ચાલે છે. જીવનની રસધાર સૂકાઈ ન જાય, જીવન નિરસ ન બની જાય તે માટે આવેલા અમૂલ્ય અવસરને વધાવી લ્યો!

મન એ તો ઈચ્છાઓનો સાગર છે. જેમ બાળકોને રમવાં કોઈને કોઈ રમકડાં જેવા સાધનો જોઈએ. યુવાનોને કઈને કઈ પ્રવૃત્તિનો માર્ગ જોઇએ તેમ વૃધ્ધોને પણ કોઈને કોઈ વાત કરનારા જોઈએ. આ ત્રણે વાતનો વિચાર કરો. મન અશાંત બને તે પહેલાં મનના ઘોડાને પકડી રાખો. મનનો ઘોડો બે પગે ઉછળે તે પહેલાં તેની ઉપર લગામ રાખો.

તમો આજે તમારા મનને એક પ્રશ્ન પુછી લ્યો. મુંબઈમાં આવ્યા ત્યારે કેટલું ધન કમાવવાની ઈચ્છા હતી? આજે ઈચ્છાનુસાર મળી ગયા પછી સંતોષ છે કે વધારે મેળવવાની ઈચ્છા છે? ઈચ્છા હતી તે તો પૂર્ણ થઈ પરંતુ બીજી નવી ઈચ્છા જાગી ગઈ છે. આ વાત બરાબર છે ને? મુંબઈ નગરીને મુમ્બાદેવીની અસીમ કૃપા છે કે સંતોષીમાની કૃપા છે? મુમ્બાદેવી અને સંતોષીમાને મેળ નથી કેમ? તમો કહેશો મહારાજ સાહેબ કેવી વાત કરે છે? પરંતુ તમો એવું જ માની બેઠા છો કે મુમ્બાદેવી ઈચ્છાપૂર્ણ કરે છે. સંતોષીમા સંતોષ થવા દેતી નથી અને તૃષ્ણાદેવી તો નવી નવી ઈચ્છાઓને જન્મ આપ્યા જ કરે છે.

જીનેશ્વર ભગવાન મહાવીરે કહ્યું છે કે...इच्छा हु आगास समा अणतया। ઈચ્છા ખરેખર આકાશની જેમ અનંતી છે. ઈચ્છાઓનો અંત નથી. માનવ ઈચ્છા વડે નવો જન્મ ધારણ કરે છે. બાળકને યુવક બની પૈસા કમાવાનું મન થાય છે. પૈસા મેળવી લગ્ન કરવાનું મન થાય છે. લગ્ન પછી મોટી પ્રતિષ્ઠા મેળવવાનું મન થાય છે. ઈચ્છાઓમાંથી ઈચ્છા જન્મ પામતી જ જાય છે. તેનો અંત કયાં છે? ઈચ્છાઓ તમારી છે છતાં એ ઈચ્છાઓ તમારે વશ નથી.

પોતનપુર નગરીના મહારાજા પ્રસન્નચંદ્રે ભગવાન મહાવીરની મોહને નાશ કરનારી ધર્મ દેશના સાંભળી વૈરાગ્ય પ્રાપ્ત કર્યો. પોતાના નાના રાજકુમારને રાજ્ય સિંહાસને બેસાડી રાજા મુનિવ્રત ધારણ કરી સંયમ તપની આરાધના કરવા લાગ્યા. રાજા મહર્ષિ બની ભગવાન સાથે વિચરતા રાજગૃહી પધાર્યા છે. રાજગૃહીના રાજમાર્ગને કિનારે તે મહર્ષિ એક પગે ઉભા રહી, ઉંચા હાથ કરી આતાપના લઈ રહ્યા છે.

મહારાજા શ્રેણીક સેના સાથે પ્રભુના દર્શનાર્થે જઈ રહ્યા છે. શ્રેણીક રાજાએ મહર્ષિની સાધના જોઈ તેને મનોમન વંદના નમસ્કાર કરી લીધા. રાજાની સેનામાં સુમુખ અને દુમુખ નામે બે સેનાની પરસ્પર વાતો કરતાં ચાલ્યા આવતાં હતાં. તેમણે રાજમાર્ગના કિનારે પ્રસન્નચંદ્ર રાજર્ષિને ધ્યાન મુદ્રામાં જોયા, સુમુખ બોલ્યો, "અહો ! આવી આતાપના કરનાર આ મુનિરાજને સ્વર્ગ કે મોક્ષ જરા પણ દુર્લભ નથી." તે સાંભળી દુમુખ બોલ્યો, "અરે ! આ તો પોતનપુર નગરના રાજવી પ્રસન્નચંદ્ર છે." નાના બાળકને રાજગાદીએ બેસાડી મુનિવ્રતધારી નીકળી ગયા છે. બાળક ઉપર બોજ મુકનાર ધર્મી કેમ કહેવાય ? આના મંત્રીઓ તો ચંપા નગરીના રાજા દધિવાહન સાથે મળી ગયા છે. તેઓ સાથે મળી રાજકુમારને રાજ્ય ઉપર ભ્રષ્ટ કરશે અને પોતે રાજ્ય મેળવી લેશે. આને સાધક કેમ કહેવાય ? તેને વંદન કેમ કરાય ? આ બધી વાતોની ચર્ચા પ્રસન્નચંદ્ર રાજર્ષિને કાને આવી. તેઓ ધ્યાનમાં જ વિચારવા લાગ્યા. "અહો ! મારા અકૃતજ્ઞ મંત્રીઓને ધિક્કાર છે. મેં તેઓનો આજ સુધી નિરંતર સત્કાર જ કર્યો છે. તે છતાં તેણે મારા પુત્ર સાથે ભેદ કર્યો ? જો આ સમયે હું ત્યાં હોત તો તેઓને બહુ આકરી શિક્ષા કરત." આવા અનેક સંકલ્પ-વિકલ્પોથી અપ્રસન્ન થયેલા પ્રસન્નચંદ્ર રાજર્ષિ પોતાના મહાવ્રતને ભૂલી ગયા. પોતાને રાજા સમજતાં હોય તેમ ધ્યાનમાં જ મંત્રીઓની સાથે લડવા લાગી ગયા.

હવે મગધાધિપતિ રાજા શ્રેણીક પ્રભુ પાસે દર્શનાર્થે પહોંચી ગયા. પ્રભુને વંદન નમન કરીને શ્રેણીકે પ્રશ્ન કર્યો. "હે પ્રભુ ! મેં રાજમાર્ગે ધ્યાનમાં ઉભેલા પ્રસન્નચંદ્ર રાજર્ષિને વાંદ્યા છે. તેઓ આ સ્થિતિમાં કાળધર્મ કરે તો કઈ ગતિમાં જાય ?" પ્રભુ બોલ્યા, હે શ્રેણીક તે રાજર્ષિ અત્યારે કાળ કરે તો સાતમી નરકે જાય. તે સાંભળી શ્રેણીક રાજા વિચારમાં પડી ગયા કે સાધુને નરક ગમન કેમ હોય ? ક્ષણવાર રહીને શ્રેણીકે ફરી પ્રભુને પ્રશ્ન કર્યો. "હે ભગવંત્ ! રાજર્ષિ અત્યારે કાળ કરે તો ક્યાં જાય ? પ્રભુએ કહ્યું કે તેઓ સર્વાર્થ સિધ્ધ વિમાનમાં જાય." શ્રેણીકે ફરી પુછ્યું. પ્રભુ બે વાત કેમ ?" પ્રભુ બોલ્યા, ધ્યાનના ભેદથી તે મુનિની સ્થિતિ બે પ્રકારની થઈ છે. તેથી મેં તેમ કહ્યું, તે મુનિરાજ દુમુખની વાત સાંભળી કોપે ચડ્યા અને મનોમન ક્રોધ કરતાં લડવા લાગ્યા. તે વખતે તે નરકને યોગ્ય હતાં. તેઓ લડતાં લડતાં જ્યારે બધા આયુધ ખુટી ગયા છે એમ જાણી શિરસ્ત્રાણથી લડવા તૈયાર થઈ માથા ઉપર હાથ મુક્યો. ત્યાં તો માથા ઉપર લોચ કરેલો છે તે જાણ્યું અને પોતાના મહાવ્રતનું તેને સ્મરણ આવી ગયું તેથી તત્કાળ મને ધિક્કાર છે એમ કહેવા લાગ્યા અને પોતાના આત્માને નિંદવા લાગ્યા. આલોચના નિંદના કરેલા મુનિ ફરી પ્રશસ્ત ધ્યાનમાં સ્થિર બની ગયા. જેથી તેઓ સર્વાર્થ સિધ્ધ યોગ્ય બની ગયા હતાં. આ ચર્ચા ચાલે છે તેવામાં દેવદુંદુભિનો અવાજ આવ્યો. અવાજ સાંભળી

શ્રેણીકે ફરી પ્રભુને પુછયું કે "હે સ્વામી! આ શું થયું? પ્રભુ બોલ્યા, હે શ્રેણીક ધ્યાનમાં સ્થિર રહેલા તે પ્રસન્નચંદ્ર રાજષિંને હમણાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે. દેવતાઓ તેના કેવળજ્ઞાનનો મહિમા કરે છે.

તમે સાંભળ્યું ને પ્રસન્નચંદ્ર રાજર્ષિંનું મનડું ધ્યાનમાં ને ધ્યાનમાં કેવા કાર્ય કરવા લાગ્યું. કહ્યું છે કે **मन एव मनुष्याणाम् कारणं बंध मोक्षयो:।** મન એજ મનુષ્યને માટે બંધન અને મુક્તિનું કારણ છે. **परिणामे बंध परिणामेन मोक्ष:।** મનના પરિણામોએ બંધ થાય છે અને પરિણામ વડે મોક્ષ થાય છે. પ્રસન્નચંદ્ર મુનિએ પ્રશસ્ત ધ્યાન વડે ફરી આનંદની રસધાર લૂટી કલ્યાણ કરી ગયા. તમો આવી રસધાર ક્યારે મેળવશો. પર્વાધિરાજ પધાર્યા છે. તેનો પાવનકારી ધર્મ સંદેશને સાંભળી અવશ્ય આનંદની રસધાર મેળવવા પ્રયત્નશીલ બનશો.

આજે તમો સૌ મનોમન આટલી પ્રતિજ્ઞા જરૂર લ્યો,

**"કોઈને દુઃખ ન આપવું. કોઈને કષ્ટ ન દેવું.**
**કોઈને ખરાબ શબ્દ ન કહેવા. કોઈની અશાતના ન કરવી."**

ગઈકાલની વાતને ફરી યાદ કરો. ઉદાયન મહારાજ પૌષધવ્રતની અંદર ધર્મ જાગરણ કરે છે. આનંદની રસધારનો લ્હાવો લઈ રહ્યા છે. તમને તો રાત્રે મગ અને રાબડીના સ્વપ્ન જ આવતાં હશે! મહારાજા ઉદાયન ધર્મ જાગરણમાં શુભ સંકલ્પ કરે છે. મારા પ્રભુ વિચરતાં વિચરતાં અહીં પધારે તો હું તેમના દર્શન કરી આંખને પવિત્ર બનાવી લઉં! તેમની ધર્મ દેશના સાંભળી કાનને પવિત્ર બનાવી લઉં! તેમની વાણીને વધાવી જીવનને ત્યાગથી ભરી લઉં! કેવી ઉત્તમ ભાવના છે! મહારાજા પોતાના મન વડે દઢ સંકલ્પ કરે છે. **અંતરનો સાચો સંકલ્પ હોય તો સફળતા અવશ્ય મળે છે.** ભગવાન મહાવીર ચંપા નગરીથી વિહાર કરતાં પશ્ચિમ ભારત તરફ પધારી રહ્યા છે. અનેક પહાડો, જંગલો અને ગામડાંઓને પાર કરતાં સપરિવાર પ્રભુ વિચરી રહ્યા છે. સંતો અને ત્યાગીઓને વિહારમાં અનેક જાતના કષ્ટો, ઉપસર્ગો અને પરિષહો પણ આવે છે. સંતોને આ કષ્ટો સમભાવે સહવાના હોય છે.

તપસ્વી શ્રી જગજીવનજી મહારાજ સૌરાષ્ટ્રથી વિહાર કરી બનારસ તરફ પધારી રહ્યા હતાં. ત્યારે ઉજ્જૈન, રતલામ અને ગ્વાલિયરને પસાર કરતાં રસ્તામાં જંગલ પણ આવે છે. એક દિવસ વિહાર કરતાં થોડું મોડું થયું છે. સાંજ પડી ગઈ છે. ગામ દૂર રહી ગયું છે. રસ્તામાં ગામની નજીક એક વિશાળ વૃક્ષની નીચે રાત્રીવાસ માટે રોકાઇ ગયા છે. પૂ. જયંતિલાલજી મહારાજ કારણસર બહાર ગયા હતાં. તેઓ આવી રહ્યા છે. અહીં તપસ્વી મહારાજ ઉપકરણાદિ સામાન લઇને બેઠા છે. ગામના

લોકોએ દૂરથી જોયું તો તેમને કોઈ બહારવટીયા આવ્યા છે એવું અનુમાન કરી લીધેલું. આ લોકો રાત્રે જરૂર લૂટ ચલાવશે. એમ સમજી થોડા લોકો શસ્ત્રો સાથે સમજવા આગળ ચાલ્યા. સામે રસ્તેથી પૂ. મહારાજ પધારે છે. તપસ્વી મહારાજને થયું કદાચ આ લોકો ભાન ભૂલીને શસ્ત્રનો ઘા ન કરી બેસે. જેથી તેઓ સામે ચાલ્યા. તપસ્વીજી તો ઘણાં નીડર હતાં. દલખાણીયાં જેવા ગીરના નિવાસી હતાં. તેઓ સાહસ કરી આગળ વધ્યા. તેમને જોઈ પેલા ગામના લોકોનો ભ્રમ ભાંગી ગયો. તેઓ કહેવા લાગ્યા, "અરે! આ તો કોઈ બાવાજી લાગે છે." છેવટે પૂજ્ય ગુરૂદેવે પોતાનો સંત તરીકેનો પરિચય કરાવી તેમની શંકા દૂર કરીને કહ્યું. અમારે સાંજ પડી જવાથી ગામ બહાર રહેવું પડયું છે. અમારો આ આચાર ધર્મ છે. તેઓ ગુરૂદેવના પગમાં પડી ગયા. ત્યાગીઓને આવી અનેક તકલીફો વિહારમાંઆવે છે. ભગવાન મહાવીર અનેક દેશને પાર કરી સિંધુ સૌવીર દેશમાં પ્રવેશ કરે છે.

મહારાજા ઉદાયન ભગવાન મહાવીરના પર્દાપણને જાણી અંતર ભાવથી કેવું સ્વાગત કરશે. જીનવાણી સાંભળી અંતરમાં આત્માનંદની રસધાર કેવી રીતે લૂટશે તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.



## ૪૩

# આત્માનો પ્રતિધ્વનિ

(શ્રાવણ વદ ૦)) તા. ૨૪-૮-૭૬ મંગળવાર)

પર્વાધિરાજની છત્રછાયા નીચે આજે આપણે પર્યુષણનો ત્રીજો દિવસ ઉજવી રહ્યા છીએ. પર્વાગમન નિમિત્તે સૌના આનંદ અને ઉમંગમાં અભિવૃધ્ધિ થઈ રહી છે. આજે આપણે આત્માના પ્રતિધ્વનિનો વિચાર કરવાનો છે.

**આત્મા શું છે?**

આ જગતમાં જીવ અને અજીવ અથવા જડ અને ચેતન એમ મુખ્ય બે પ્રકારની વસ્તુઓ છે. જીવ અરૂપી છે. અજીવરૂપી છે. જેમાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ હોય તેને રૂપી કહેવાય. જે અજીવના ધર્મોને જાણે છે તે જીવ છે, આત્મા અનાદિ અનંત છે. તે હંમેશા શાશ્વતો રહેનારો છે. તેને કોઈ ઉત્પન્ન કરતું નથી.

यः कर्ता कर्म भेदानां भोक्ता कर्म फलस्य च।
संसर्ता परिनिर्वाता, सत्यात्मा नान्यः लक्षणः ॥

જે કર્મના પ્રકારોને કરનારો છે. જે કર્મના ફળને ભોગવનારો છે. જે સંસારમાં પરિભ્રમણ કરે છે. જે સંસારથી મુકત બને છે. તે જ આત્માનું લક્ષણ છે.

આત્માના અવિનાશ પણાને જણાવતાં ગીતામાં પણ કહ્યું છે.

नैनं छिंदन्ति शस्त्राणि, नैनं दहति पावकः ।
नैनं क्लेदत्यापो, नैनं शोषयति मारुतः ॥

આત્માને શસ્ત્રો છેદી શકતા નથી. અગ્નિ બાળી શકતો નથી. પાણી ભીંજવી શકતું નથી અને પવન તેને સુકવી શકતો નથી.

આજે વિચાર કરવાનો છે કે આત્મા શું છે? તેનો ધ્વનિ અને પ્રતિધ્વનિ શું છે? આપણે આત્મા છીએ એવો નિર્ણય કરો. હું આત્મા છું એવું જ્ઞાન નથી ત્યાં સુધી પોતાની મહાનતાનું શું ભાન થાય?

**આત્મા શું છે અને કર્મ શું છે?**
**આત્મા શું છે અને દેહ શું છે?**

આ આત્મા, કર્મ અને દેહ વિષેની વિવેચના આપણા માટે આવશ્યક છે. માનવ જીવનમાં મોટામાં મોટી અગત્યની સમજણ એ છે કે તું તારી જાતને ઓળખી લે.

આગમોમાં આત્મા શું છે, આત્મા કેવો છે, આત્માની જરૂર શું છે? તેનું શુધ્ધ વિવેચન કરવામાં આવ્યું છે. આત્માના ધ્વનિ ને સાંભળો તો પ્રતિધ્વનિનું જ્ઞાન થશે.

**ધ્વનિ એટલે વિચાર અને પ્રતિધ્વનિ એટલે આચાર.**

આત્માની વિચાર ભૂમિકાએ આત્માનો ધ્વનિ છે. તેનો આચાર એ આત્માનો પ્રતિધ્વનિ છે. જ્ઞાની પુરૂષો આત્મા વિષેનો ધ્વનિ ફરમાવે છે.

आनंदरुपं परमात्मतत्वं, समस्त संकल्प विकल्प मुक्तं ।
स्वभावलीना निवसंति नित्यं, जानाति योगी स्वयंमेव तत्त्वं ॥

चिदानंदमयं शुध्धं, निराकारं निरामयं ।
अनंत सुखसंपन्नं, सर्वसंग विवर्जितं ॥
लोक मात्र प्रमाणो हि, निश्चये नहि संशयः ।
व्यवहारे देहमात्रो, कथयंति मुनीश्वराः ॥

સર્વ પ્રકારનાં સંકલ્પ–વિકલ્પથી મુકત, પરમાત્વતત્ત્વ સ્વરૂપ આનંદરૂપ આત્મા, તે હંમેશા પોતાના સ્વભાવમાં લીન રહેનારો છે. આ આત્મસ્વરૂપને યોગીજન સ્વંય જ જાણે છે, આ આત્મા ચિદાનંદ, શુધ્ધ, નિરાકાર, નિરામય, અનંત

સુખસંપન્ન અને સર્વ સંગરહિત છે. નિશ્ચયથી આ આત્મા લોકપ્રમાણ માત્રા વાળો છે તેમાં સંશય નથી. મુનિશ્વરો વ્યવહારથી આત્માને દેહ પ્રમાણ કહે છે. વળી કહ્યુ છે કે...

**આતમ ! તું નહિ જડનો ભિખારી (૨)**
**પુદ્‌ગલ એઠ અનંતી વેળા, ખાધી પીધી અપારી,**
**તેથી તૃપ્તિ લેશ ન પામ્યો, સમજ સમજ દુઃખ પ્યારી.**
**આતમ ! તું નહિ જડનો ભિખારી.**

આત્મા અનંત શક્તિનો સમ્રાટ છે. તેને જડના સંયોગમાં રહી અનંતા સંસારમાં ભિખારીની જેમ રખડવાનું નથી. પુદ્‌ગલનો સંયોગ અનેક રીતે અનંતીવાર કર્યો છે. તેને અનેક રીતે પરિણમાવ્યા છે. પુદ્‌ગલને પોતાનું બનાવવા અનંત પ્રયાસ આ જીવે કર્યા છે. મન, વચન અને કાયાના યોગ વડે અને પાંચ ઈન્દ્રિયના વિષયો વડે પુદ્‌ગલનો ભોગ કરવા આ જીવે અસીમ પ્રયત્ન કર્યો છે. તેના ભોગવટાથી લેશમાત્ર તૃષ્ણા શાંત બની નથી. તેને ભોગવવાની પ્રવૃત્તિથી આ જીવ દુઃખી જ થયો છે તેમાં અંશમાત્ર સુખનું સ્ફુરણ થયું નથી. જેથી હે આત્મદેવ ! તું આ જડ તત્ત્વનો મોહ છોડી, તારા શુધ્ધ સ્વરૂપમાં રમણ કર.

**ભગવાન મહાવીરનો આત્મા સંબંધીનો ધ્વનિ !**

जे आया से विन्नाया, जे विन्नाया से आया,
जेण वियाणइ से आया, तं पडुच्च पडिसंखाए,
एस आयावाई, समियाए परियाए वियाहिए त्तिबेमि ॥
आचारांग सूत्र २१५

જે આત્મા છે તે જ વિજ્ઞાતા–જાણનાર છે. જે વિજ્ઞાતા છે તે જ આત્મા છે. જે જ્ઞાનથી વસ્તુના સ્વરૂપને જાણી શકાય તે જ્ઞાન અને એ જ્ઞાન એ જ આત્મા છે. એ જ્ઞાનથી આત્માની પ્રતીતિ થાય છે. આ સંબંધ જાણવાવાળા આત્મવાદી છે. આ પ્રમાણે જાણનાર સાધકોનાં સંયમ અનુષ્ઠાન સમ્યક્ કહેલાં છે.

**સિદ્ધસ્થ આત્માના શુદ્ધ સ્વરૂપનું કથન સાંભળો !**

से ण दीहे, ण हस्से, ण वट्टे, ण तंसे, ण चउरंसे, ण परिमंडले, ण किण्हे, ण णीले, ण लोहिए, ण हालिद्दे, ण सुकिले, ण सुरभिगंधे, ण दुरभिगंधे, ण तित्ते, ण कडुए, ण कसाए, ण अंबिले, ण महुरे, ण कक्खडे, ण मउए, ण गुरुए, ण लहुए, ण सीए,

ण उण्हे, ण णिद्धे, ण लुक्खे, ण काउ, ण रुहे, ण संगे, ण इत्थी,
ण पुरिसे, ण अन्नहा, परिण्णे, सण्णे। उवमा ण विज्जति ।

આચારાંગ સૂત્ર ૧-૫-૬

તે મુક્તિ સ્થિત આત્મા લાંબો નથી, ટુંકો નથી, ગોળ નથી, ત્રિકોણ નથી, ચોરસ નથી, મંડળાકાર નથી, કાળો નથી, લીલો નથી, રાતો નથી, પીળો નથી, ધોળો નથી, સુગંધી નથી, દુર્ગંધી નથી, તીખો નથી, કડવો નથી, તુરો નથી, ખાટો નથી, મીઠો નથી, કર્કશ નથી, કોમળ નથી, ભારે નથી, હલકો નથી, ટાઢો નથી, ઉનો નથી. ચીકણો નથી, લૂખો નથી, શરીરવાળો નથી, જન્મ ધારણ કરનાર નથી, સંગ પામનાર નથી, તે આત્મા સ્ત્રી નથી, પુરૂષ નથી, નપુંસક નથી, પરંતુ તે આત્મા જ્ઞાતા અને પરિજ્ઞાતા થઈને બિરાજે છે. આત્માની મુક્ત અવસ્થા દર્શાવવા વિશ્વમાં કોઈ ઉપમા નથી.

આત્માની મુક્ત અવસ્થા અનિર્વચનીય છે. કલ્પનાતીત છે અને બુધ્ધિથી પર છે. તે મુક્તાત્મા શુધ્ધ ચૈતન્ય સ્વરૂપ જ્યોતિર્મય સંપૂર્ણ જ્ઞાનદશામાં બિરાજે છે. તેનું વર્ણન કરવા કોઈ વાણી સમર્થ નથી. કોઈ તર્ક કે બુધ્ધિ કામ કરી શકતી નથી. તે દશા માત્ર અનુભવગમ્ય છે.

## કેટલાક જીવાત્માઓને પોતાના સ્વરૂપ સંબંધી અજ્ઞાન !

एवमेगेसिं णो णायं भवइ अत्थि मे आया ऊववाइए? णत्थि मे आया उववाइए? के हं आसि? के वा, इओ चुओ, इह पेच्चा भविस्सामि?

જગતમાં ઘણાં લોકોને એવું જ્ઞાન નથી હોતું કે મારો આત્મા પુનર્જન્મ પામનારો છે કે નહીં ? પહેલાં હું કોણ હતો ? અથવા અહીંથી મૃત્યુ પામી જન્માન્તરમાં હું કોણ થઈશ ?

કોઈ જીવ જાતિ સ્મરણ વગેરે જ્ઞાનથી અથવા તીર્થંકર કે કેવળી ભગવાનના કહેવાથી અથવા બીજા કોઈ પાસેથી સાંભળીને જાણી શકે છે કે હું અમુક દિશાથી કે વિદિશાથી આવ્યો છું. તે જ પ્રમાણે કેટલાકને એવું જ્ઞાન હોય છે કે મારો આત્મા પુનર્જન્મ પામનારો છે. કે જે આત્મા અમુક દિશા કે વિદિશાઓમાથી આવી સંસારમાં પરિભ્રમણ કરે છે. सोऽहं તે હું જ છું.

## આત્મા સંબંધી આપણે કોણ છીએ અને આપણું કર્તવ્ય શું છે ?

अप्पा चेव दमेयव्वो, अप्पा हु खलु दुद्दमो।
अप्पा दंतो सुही होइ, अस्सिं लोए परत्थ य॥ ઉત્ત. ૧/૧૫

वरं मे अप्पा दंतो, संजमेण तवेण य।
माऽहं परेहिं दम्मंतो, बंधणेहिं वहेहिय ॥ ઉત્ત. १/१६

अप्पा नई वेयरणी, अप्पा मे कूडसामली।
अप्पा कामदुहाधेणू, अप्पा मे नंदणंवणं ॥ ઉત્ત. २०/३६

अप्पा कत्ता विकत्ता य, दुहाण य सुहाण य।
अप्पा मित्तममित्तं च, दुप्पट्ठिय सुपट्ठिओ ॥ ઉત્ત. २०/३७

ભગવાન મહાવીર ફરમાવે છે.

પોતાના આત્માનું જ દમન કરવું જોઈએ, કારણ કે આત્મા જ દુર્દમ્ય છે. પોતાના આત્માનું દમન કરનાર આ લોક અને પરલોકમાં સુખી થાય છે. પરવશ બની હું અન્ય પાસે બંધનો અને મારથી દમાઉં તેના કરતાં હું સંયમ અને તપ દ્વારા સ્વયં મારા આત્માનું દમન કરૂં તે જ ઉત્તમ છે. આત્મા પોતે જ વૈતરણી નદી અને કૂટશામલી વૃક્ષ સમાન દુઃખદાયી છે. આત્મા પોતે જ કામદુધા ગાય અને નંદનવન સમાન સુખદાયી છે. આત્મા પોતે જ સુખ અને દુઃખનો કર્તા અને ભોક્તા છે. આત્મા પોતે જ સુમાર્ગે રહે તો પોતાનો મિત્ર અને કુમાર્ગે ચાલે તો પોતાનો શત્રુ છે.

पुरिसा! तुम मेव तुमं मित्तं, किं बहिया मित्त मिच्छसि?
पुरिसा! अत्ताणमेव अभिणिगिज्झ, एवं दुक्खा पमुच्चसि।
આચારંગ સૂત્ર. १-३-३

હે પુરૂષ! તું જ તારો મિત્ર છે, બાહ્ય મિત્રની શા માટે ઈચ્છા કરે છે? હે પુરૂષ! તું તારા આત્માને વિષયોથી રોકી રાખ. એ રીતે તું દુ.ખોથી મુક્ત થઈ શકીશ.

ભગવાન મહાવીરનો અંતર ધ્વનિ!

जहा रागेण कडाणं कम्माणं, पावगो फलविवागो।
जह य परिहीण कम्मा, सिध्धा सिद्धालय मुवेंति॥
ઔપપાતિક સૂત્ર

જેવી રીતે આ આત્મા રાગ-દ્વેષ કરીને કર્મો ઉપાર્જન કરે છે અને તે કર્મોનો વિપાક કાળ આવતાં તેનાં ખરાબ ફળ ભોગવે છે, તેવી જ રીતે આ આત્મા સદાચારથી કર્મોનો નાશ કરી સિધ્ધાલયમાં સિધ્ધ અવસ્થાને પ્રાપ્ત કરે છે.

अप्पा खलु सययं रक्खियव्वो, सव्विंदिएहिं सुसमाहिएहिं।
अरक्खिओ जाइपहं उवेइ, सुरक्खिओ सव्वदुहाण मुच्चइ ॥
દશ. સુત્ર. ચુ. २/१५

સર્વ ઈન્દ્રિયોને સમ્યક્ પ્રકારે સમાહિત કરીને, પાપોથી હંમેશા પોતાના આત્માનું રક્ષણ કરવું જોઈએ. કારણ કે પાપોથી અરક્ષિત આત્મા સંસારમાં ભમ્યા કરશે અને સુરક્ષિત આત્મા સર્વે દુઃખોથી મુક્તિ પામી શકશે.

जह जीवा बज्झंति, मुच्चंति जह य परिकिलिस्संति ।
जह दुक्खाणं अंतं करंति, केई अपडिबद्धा ॥ ઔપ. સૂત્ર

अट्टदुहट्टियचित्ता जह, जीवा दुक्ख सागर मुवेंति ।
जह वेरग्गमुवगया, कम्मसमुग्गं विहाडंति ॥ ઔપ. સૂત્ર.

આ જ આત્મા કર્મોને બાંધે છે અને આ જ આત્મા કર્મોથી મુક્ત પણ થાય છે. આ જ આત્મા કર્મોની વૃદ્ધિથી દુઃખ પામે છે અને સદાચારના સેવનથી કર્મોનો અંત કરી સર્વે દુઃખોથી મુક્તિ મેળવે છે. એવું નિર્ગ્રંથોનું કહેવું છે.

જે આત્મા વૈરાગ્ય અવસ્થાને પ્રાપ્ત કરતો નથી. તે આર્ત-રૌદ્ર ધ્યાન ધરતાં ધરતાં દુઃખરૂપ સાગરમાં ડૂબે છે અને જે આત્મા વૈરાગ્યવંત છે તે સંચિત કર્મના સમૂહોને નષ્ટ કરી નાખે છે.

ભગવાન મહાવીરની વિવિધ પ્રકારની વાણીને અંતરભાવથી સ્વીકારશો નહીં તો આ ધ્વનિ રહી જશે અને પ્રતિધ્વનિ રૂપ પડઘો પડશે નહીં. આત્મા કેવો છે? હું કેવો છું? જગતના જીવો કેવા છે? આ બધું સાંભળ્યું ને? ભગવાનના આ ધ્વનિને સાંભળી તમારો પ્રતિધ્વનિ શું નીકળે છે તે જાણવું છે.

જેને ઇંદ્રિયો ગ્રહણ કરી શકતી નથી તે હું છું. આજના આવા ઉત્તમ ઉપદેશને ગ્રહણ કરી લ્યો અને અંતરના દ્વાર ખોલી નાખો. સોનગઢનું મંદીર હોય અને સોનગઢના સ્વામી હોય ત્યાં જ આત્માની વાતો હોય તે ભૂલનું ભૂત તમારા મગજમાંથી કાઢી નાખજો. તમારે ત્યાં તો આત્માની અપૂર્વ વાતોનું કથન છે.

પર્વાધિરાજ પધાર્યા છે. તેમની છત્ર છાયામાં આત્માની સઘળી વાતને સ્વીકારી લ્યો. તારૂં જે છે તે તારામાં છે. તું કયા સ્વરૂપમાં છો તે જ સમજીને સ્વીકારી લે.

**આત્મ વિચારણા એ ભગવાન મહાવીરનો અંતરધ્વનિ છે.**

હું એક છું. બે નથી, હું શરીર નથી, હું મન નથી, હું વાણી નથી, હું કારણ નથી, હું કર્તા નથી, કરાવનાર નથી, અનુમોદનાર નથી. આવું સ્વરૂપ નિશ્ચયમાં પડયું છે. તેને સમજીને શ્રધ્ધી લે. તારો જય જયકાર થઈ જશે.

**આત્મા એ અખંડ ચૈતન્યનો અખંડ સમ્રાટ છે.**

ધ્વનિ એટલે આત્માનો વિચાર, પ્રતિધ્વંનિ એટલે આત્માનો આચાર.

ધ્વનિ એટલે સદ્બોધ અને પ્રતિધ્વનિ એટલે સદાચરણ.

ધ્વનિ એટલે ગુરૂનું કથન, પ્રતિધ્વનિ એટલે શિષ્યોનો સ્વીકાર.

ધ્વનિ એટલે ગુરૂનો આદેશ, પ્રતિધ્વનિ એટલે શિષ્યોની સ્વીકૃતિ.

ધ્વનિ અને પ્રતિધ્વનિના ભાવો આપણાં જીવનને ધન્ય બનાવે છે. આત્મ ભાવમાં રમણ કરવું ખરેખર કઠિન છે. આત્માની વાતો કરનાર ઘણાં છે. આત્માનો વિચાર કરનાર ઘણાં છે પરંતુ આત્મધર્મનું પાલન કરનાર ઘણા ઓછા છે. જેઓ માત્ર આત્માની વાતો જ પ્રચારે છે તે સદ્ગુરૂ નથી. પરંતુ આત્મધર્મનું પાલન કરે છે. તે જ સાચા સદ્ગુરૂ કહેવાય છે.

એક ગામની અંદર એક આત્મજ્ઞાની સદ્ગુરૂદેવ પધાર્યા. તેમની આત્મા સંબંધીની વાતો સાંભળવા હજારો લોકો ગયા. સૌ સાંભળીને ખુશી થયા પરંતુ એક દંપતિને થયું કે આ બધી વાતો જ છે કે જીવનમાં કંઈ કરવાનું કે ઉતારવાનું પણ છે. પોતાના સંશયનું નિવારણ કરવા તે દંપતિએ આત્મજ્ઞાની મહાત્માને પોતાને ઘેર જમવાનું આમંત્રણ આપ્યું. જતાં જતાં કહ્યું કે મહાત્માજી હું આપને બાર વાગે ભોજન માટે બોલાવીશ.

શ્રીમતિજી એ તો મહાત્માજીને જમવા માટે સુંદર રસોઈ બનાવી દીધી અને સ્વામીનાથને કહ્યું કે હવે બોલાવો સંતને જમાડી લઈએ! ઘરના નાથે તો સમયસર સંતને બોલાવી ઘેર પધરામણી કરી. હાથ-પગ ધોવા જળ આપ્યું. સંતને બેસવા સુંદર આસન અને આગળમાં સુંદર બાજોઠ ઢાળ્યો. સંત તો ભોજન માટે બેસી ગયા. પતિદેવ ભોજન લેવા રસોઇ ઘરમાં ગયા અને તુરત બહાર નીકળ્યા. મહાત્માજીને કહેવા લાગ્યા. મહારાજ! ભોજન તૈયાર છે પરંતુ ખીરમાં સાકર થોડી ઓછી છે. હું હમણાં બાજુમાંથી લાવું છું. બિરાજજો. ભાઈ જેવા બહાર ગયા કે શ્રીમતિ રસોઈ ઘરમાંથી નીકળ્યા અને બોલ્યા. "અરે! આ ટાલ્યો કોણ બેઠો છે? ઉભો થા! ઉભો થા! શું મફતનો માલ ખાવા આવ્યો છો?" સંત તો સમતા રાખી ઉભા થઈ ગયા. કમંડળ લઈને બહાર નીકળ્યા ત્યાં તો પેલો ભાઈ સાકાર લઈને આવી ગયો. મહાત્માને જતાં જોઈ બોલી ઉઠયો. "અરે મહારાજ! કેમ ચાલ્યા? હું આવી ગયો છું. પધારો! પધારો! એમ કહી સંતને ફરી આસન ઉપર બેસાડયાં" પોતે ભોજન લેવા અંદર ગયો. તુરત જ બહાર આવી કહેવા લાગ્યો. મહાત્માજી આ એક ટપાલ ખાસ અગત્યની છે. ટપાલનો સમય થઈ ગયો છે. હમણાં જ આવું છું એમ કહી ટપાલ નાખવા ચાલ્યો ગયો. સંત તો સમતા ભાવે આત્મ વિચારણામાં બેઠા છે એવામાં તો શ્રીમતિજી મોઢું બગાડતાં બહાર આવ્યા અને બોલી ઉઠયા. "અરે! આને શરમ છે કે નહીં? બહાર કાઢયો તો

પણ ફરી આવીને બેસી ગયો. ખાવા માટે સંત થયો છે ? જા જા, ધંધો કર અને પેટ ભર." સંત તો ખરેખર આત્મજ્ઞાની સંત હતાં. તેઓ પ્રસન્નવદન કરીને ચાલી નીકળ્યા. આગળ જતાં ભાઈ સાહેબ રસ્તામાં જ મળી ગયા. સંતને ઉભા રાખી પુછવા લાગ્યો."કેમ બાબાજી ! જાવ છો ?" બાબાજી શું જવાબ આપે. જોયું સંતની કેવી કસોટી થાય છે ?

પેલો ભાઈ તો સંતના ચરણમાં પડી ગયો અને બોલ્યો. "પ્રભુ પધારો ! પધારો ! આ જીવને તારો, આપ જેવા સંત અમારા ઘરનું ભોજન જમશે તો અમો ભવ તરી જશું. કૃપા કરો ! નાથ ! અમને ભવ પાર ઉતારો." સંત શાંત અને પ્રસન્ન ભાવપૂર્વક ફરી તેમને ઘેર પધાર્યા. આસન ઉપર બેઠા. પેલો ભાઈ ભોજનથાળ લેવા અંદર ગયો. ફરી તેને એક વાત યાદ આવી ગઈ. તે મહાત્માને કહેવા લાગ્યો. "મહારાજ ! આ ગલીમાં અમારો એક સંબંધી રહે છે. તેણે કહ્યું છે કે તમારે ઘેર મહાત્માજી ભોજન કરવા પધારે તો મને બોલાવજો. મારે પણ સંતના દર્શન કરવા છે. આપ બિરાજો હું હમણાં બોલાવીને લાવું છું." પેલો તો આમ કહી ચાલ્યો ગયો. જેવો તે ગયો કે અંદરથી શ્રીમતિજી નીકળ્યા. હાથમાં વેલણ લઈ બોલ્યા, "અરે ! તું તો માણસ છો કે જાનવર ? તને માન-સન્માન કે અપમાન કંઈ નથી. ઉભો થા ! નહીં તો આ વેલણ જોયું છે ને ? મહાત્માજી તો તુરત જ વિના સંકોચે કંઈ બોલ્યા વિના, ક્રોધ કર્યા વિના, શાંત મુદ્રાએ સમતા ભાવે કમંડળ લઈ ચાલી નીકળ્યા. જેવા આગળ વધ્યા કે પેલો ભાઈ મલ્યો. "અરે મહાત્માજી ! હું તો આવી ગયો. જુઓ ! આ ધર્મચંદભાઈને આપના દર્શન કરવાના છે. તેઓ પણ આવી ગયા છે. પધારો, પધારો ! કેમ ઉભા થઈ ગયા ?" તમો સાંભળો છો કે મહાત્માજી કેમ રવાના થઈ ગયા. મહાત્માજી એમ કહે કે તારી પત્ની મને તિરસ્કારે છે. સંત તો સમતા સાગર હોય છે. તેમને માન કે અપમાન નથી હોતું. તેઓ તો પ્રતિક્ષણ આત્મભાવોમાં રમતા હોય છે. પેલો ભાઈ તો સંતને ત્રીજી વખત લાવ્યો. ફરી આસને બેસાડી જમવા માટે ભોજન થાળ લેવા ગયો. સુંદર અને સાત્વીક વાનગીઓને પીરસી, તે ભાઈએ ભોજન થાળ લઈ મહાત્માજીની સામે બાજોઠ ઉપર મુકયો. મહાત્માજી મંત્રોચ્ચાર કરી જમવા લાગ્યા. તેઓએ ખૂબજ પ્રેમપૂર્વક ભોજન કર્યું. બંને જણાએ મહાત્માજીના ચરણોમાં પડી ક્ષમા માંગી. તેઓ કહેવા લાગ્યા, "મહાત્માજી ! અમે અમારી શંકાના સમાધાન માટે આપની કસોટી કરી છે. જરૂર અમારૂં તો સમાધાન થઈ ગયું છે. અમોને થયું કે મહાત્મા લોકો ખાલી આત્માના મોટી મોટી વાતો જ કરે છે કે આત્મામાં રમણતા પણ કરે છે. આપની સમતા, સહિષ્ણુતા, પ્રસન્નતા, શાંત અને સમાધિ આદી આત્મગુણોને જોઈ અમારા દિલડાં ઠરી ગયા છે. ખરેખર આપે જ્ઞાનને પચાવ્યું છે." મહાત્માજી સદ્‌બોધ આપી સિધાવી

ગયા. કહેવાનું એ છે કે આત્મજ્ઞાનની વાતો કરનારા વિશ્વમાં અનેક છે. પરંતુ આત્મભાવમાં રમનારા ઘણાં અલ્પ છે. સ્વભાવની સ્થિરતા એ કોઈ નાની વાત નથી. નિમિત્ત આવતાં ભલભલા જ્ઞાનીઓ પણ ઉશકેરાઈ જાય છે. જરામાત્ર પણ અપમાનને સહી શકતા નથી. પેલા મહાત્માજીએ ધ્વનિરૂપ આત્મવિચારોને પ્રતિધ્વનિરૂપ આચારમાં મુક્યા હતાં. પર્વાધિરાજના મંગળ દિવસોમાં તમો સૌ ભગવાન મહાવીરનો ધ્વનિ સાંભળી રહ્યા છો. હવે તમારો પ્રતિધ્વનિ કેવો ઉઠે છે તે અમારે જોવાનું છે.

મહારાજા ઉદાયાન ભગવાન મહાવીરનું પદાર્પણ જાણી સપરિવાર દર્શનાર્થે જાય છે. ભગવંતના ભાવભરી ભાવનાપૂર્વક દર્શન કરી મહારાજા અત્યંત ખુશી થાય છે. ભગવંતે દેશના ફરમાવી. જગતના નિત્યાનિત્ય ભાવોનું કથન અને આત્મશ્રેયનો ઉજ્વળમાર્ગ પ્રવ્રજ્યા ધર્મ જાણી મહારાજાના રોમેરોમમાં આનંદ પ્રગટ્યો. હ્રદય વૈરાગ્ય ભાવથી ભીંજાઈ ગયું. રાજાએ ભગવંતની સામે સવિનય અંતર વૈરાગ્ય ભાવના પ્રગટ કરી. પ્રભુ! હું આ અસાર સંસારનો ત્યાગ કરી આપના ચરણે જીવન અર્પણ કરવાના ભાવ રાખું છું. મારે પ્રવ્રજ્યા ધર્મ અંગિકાર કરવો છે. ભગવંતે ફરમાવ્યું जहासुहं देवाणुप्पिया! मा पडिबंधं करेह। રાજન્! તમોને સુખ ઉપજે તેમ કરો પરંતુ વિલંબ ન કરો. ભગવંતની વાણી એ ઉદાયન માટે ધ્વનિ છે. ધ્વનિનું શ્રવણ કરી રાજાના અંતરમાં વૈરાગ્યની દ્રઢતા, મનની એકાગ્રતા અને સંસારની ઉદાસીનતા એ તેમનો પ્રતિધ્વનિ પ્રગટ્યો.

મહારાજાએ રાજ્યમાં જઈ સૌની સામે રાજ્યસુખ રાજવૈભવ અને રાજ્યભોગ વિલાસ છોડવાની વાત કરી. રાજાનો પ્રતિધ્વનિ સાંભળી સૌ વિસ્મય બની ગયા.

રાજાએ રાજ્ય મંત્રિઓ, પ્રધાનો, કુટુંબીજનો સામે સંસાર ત્યાગ કરી દીક્ષા લેવાની જાહેરાત કરી મનોમન વિચાર કરવા લાગ્યા. "રાજ્ય ગાદી કોને? યુવરાજ અભિચિને સોંપું!" રાજાને અંતર ધ્વનિ પ્રગટ્યો, "ના, ના." યુવરાજ રાજ્ય ગાદીને લાયક છે પરંતુ રાજા તેને સોંપવા તૈયાર નથી કારણ કે રાજા સમજે છે કે કુમાર રાજ્ય સુખમાં પડી જશે. રાજનીતિ તો અશાંતિનું ઘર છે. મારો દીકરો રાજ્ય સુખ ભોગવે તેનાં કરતાં ત્યાગ–સુખ ભોગવે તે વધારે સારૂં છે. રાજા વિચારે છે "ના," "રાજકુમાર અભિચિને રાજ્ય નથી સોંપવું. સંસારના કાવાદાવામાં તેને નથી નાખવો. એને તો મારી જેમ દીક્ષા લેવડાવવી છે."

રાજા ઉદાયને આ અંતરની વાત રાજકુમારને કરી નથી. અભિચિકુમાર રાજાની આ કંઈ પણ વાત જાણતો નથી. રાજાએ પોતાના રાજપુત્રને ગાદી સોંપવા કરતા પોતાના ભાણેજ કેશીને સોંપવાનો નિર્ણય કર્યો. તેની જાહેરાત સાથે તુરત જ યુવરાજને જણાવ્યા વગર ભાણેજ કેશીને કપાળે રાજ્ય તિલક કરી દીધું. સૌ વિચારતાં રહી ગયા. કેશી ઘણાં સમયથી રાજગાદીની ઝંખના કરતો હતો. તેણે રાજ્યગાદી સંભાળી

કેશીને રાજ્ય તિલક કરવામાં આવ્યું, એવું જાણી અભિચિને ઘણો વિષાદ થયો. તે તો શોકમાં ડૂબી ગયો. અફસોસ કરવા લાગ્યો. "અરે ! હું જ રાજ્ય ગાદીનો વારસદાર છું. મને જ રાજ્ય મળવું જોઈએ, મને જ રાજ્ય સંભાળવાનો અધિકાર છે. રાજાએ આ શું કર્યું ? મને ગાદી ન આપતાં મારા ફૈબાના પુત્ર કેશીને રાજ્ય ગાદી આપી ?" "મારો શું વાંક ? કયો ગુનો ? કંઈ ભૂલ ? શું અન આવડત ?" આ બધો પ્રતિધ્વનિ છે. હવે મહારાજા ઉદાયને ભાણેજને રાજ્ય ગાદી સોંપી પોતે તો મુનિ બની ગયા છે. ભગવાન મહાવીરના ચરણે સંયમ-તપની આરાધના કરી રહ્યા છે. રાજાના ધ્વનિ સ્વરૂપ કેશીકુમારને રાજ્ય અધિકાર મળતાં. કુમાર અભિચિના પ્રતિધ્વનિનું પરિણામ કેવું આવશે. તેના ભાવ ભેદ અવસર કહેવાશે.



# ૪૪

# સંસારનો ઇતિહાસ !

(ભાદરવા સુદ ૧ તા. ૨૫-૮-૭૬ બુધવાર)

આપણાં સૌના સદ્‌ભાગ્યે પર્વાધિરાજ પર્યુષણ મહારાજ પધાર્યા છે. આજે તેમના આગમનનો ચોથો દિવસ છે. તેમના આગમનથી સંઘમાં અનેરો આનંદ વ્યાપી ગયો છે. વાત્સલ્યના પૂર ઉમટયા છે. મંગળ વાતાવરણ છવાઈ ગયું છે. પર્વરાજે પધારી આપણા સૌ ઉપર મોટી મહેર કરી છે. પર્વનો લાભ મેળવી તમો સૌ સંસારના દુઃખનું નિવારણ કરજો.

આજનો વિષય છે "સંસારનો ઇતિહાસ !"

સંસારના અનેક અર્થો ઘટાવવામાં આવે છે. કોઈ તેને દુનિયા કહે છે. કોઈ તેને વિશ્વ કહે છે. કોઈ વળી તેને જગત કહે છે, તો વળી કોઈ તેને લોક પણ કહે છે. સંસારના આવા અનેક નામોથી આપણે પરિચિત છીએ.

## સંસાર શું છે ?

જડ અને ચેતનનું નિવાસ સ્થાન તેનું નામ સંસાર.

જીવ અને કર્મનો રમતોત્સવ તેનું નામ સંસાર.

જડ અને ચેતનની વિચિત્રતા તેનું નામ સંસાર.

જ્ઞાનીજનોએ સંસારના બે પ્રકાર બતાવ્યા છે. એક ભૌતિક સંસાર અને બીજો આધ્યાત્મિક સંસાર. જ્યાં પશુ, પક્ષીઓ, દેવ, દેવીઓ, નર નારી અને નારકીઓ

નિવાસ સ્થાન મેળવી નવપ્રકારના પરિગ્રહમાં રમણ કરે છે તેનું નામ ભૌતિક સંસાર. જ્યાં રાગ-દ્વેષ, પુણ્ય-પાપ, જન્મ-જરા-મૃત્યુ, આધિ-વ્યાધિ-ઉપાધિ સ્વરૂપ વિષય અને કષાયની રમણતા હોય તેને આધ્યાત્મિક સંસાર કહેવાય છે.

આધ્યાત્મિક સંસારના બે ભેદ છે. એક ત્યાગમય સંસાર અને બીજો ભોગમય સંસાર. જ્યાં હિંસા, અસત્ય, ચોરી, ભોગ, પરિગ્રહ, છળ, કપટ માયા, લોભ, તૃષ્ણા, ક્રોધ, માન, રાગ, દ્વેષ, નિંદા, ખટપટ, નિર્દયતા ક્રૂરતા, બેઈમાની, સેળ ભેળ અને પાંચે ઈન્દ્રિયોના વિષયોની પ્રવૃત્તિ તે ભોગ સંસાર અથવા કર્મ સંસાર કહેવાય છે. પરંતુ જ્યાં અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, ક્ષમા, વિનય, સરલતા, સંતોષ, પ્રેમ, કરૂણા, દયા, લાગણી, મમતા, સદ્દભાવ, ત્યાગ, વૈરાગ્ય, પ્રસન્નતા, શાંતિ, સમાધિ, વિષય વિરક્તિ અને વીતરાગતા એ ત્યાગમય સંસાર અથવા ધર્મસંસાર કહેવાય છે.

સાધારણતયા માનવ જ્યાં જીવે છે અને જીવવાનો પુરૂષાર્થ કરે છે તેને સંસાર કહેવાય છે.

## લોક અને અલોકના પ્રકારો

સંસારને વ્યવહારમાં લોક પણ કહેવાય છે. શાસ્ત્રોમાં લોક અલોક માટે સુંદર કથન છે. તે સાંભળવા જેવું છે. જુઓ !

લોક એક છે. અલોકપણ એક છે.

## લોક કોને કહેવાય ?

जीवा चेव अजीवा य, एस लोए वियाहिए।

જેમાં જીવો પણ હોય અને અજીવો પણ હોય, તેને લોક કહ્યો છે. લોકમાં જીવ અને અજીવ અનંતા છે. લોકમાં જીવ અને અજીવ શાશ્વતા છે. લોકના ત્રણ પ્રકાર બતાવ્યા છે.

૧ **નામલોક**-કોઈ જીવ કે અજીવનું લોક એવું નામ હોય તે નામલોક.

૨ **સ્થાપનાલોક**-લોકનું ચિત્ર તે સ્થાપનાલોક કહેવાય છે.

૩ **દ્રવ્યલોક**-જીવ અજીવાદિ દ્રવ્યોને દ્રવ્યલોક કહેવાય છે.

બીજી રીતે પણ ભાવ લોકના ત્રણ પ્રકાર કહ્યા છે. ૧ **જ્ઞાનલોક** ૨ **દર્શનલોક** ૩ **ચારિત્રલોક** ફરી ક્ષેત્ર લોકના ત્રણ પ્રકાર કહ્યા છે. ૧ **ઉર્ધ્વલોક** ૨ **અધોલોક** ૩ **તિર્યગ્લોક**. જેને સ્વર્ગ, મૃત્યુ અને પાતળ તરીકે લોકો ઓળખે છે.

## પરસ્પર વિરોધીનો સમાવેશ :

લોકમાં જે કાંઈ છે તેનું વિરોધી પણ છે. જેમકે ૧ જીવ અને અજીવ

૨ ત્રસ અને સ્થાવર ૩ સયોનિક-સંસારી અને અયોનિક-સિદ્ધ ૪ આયુષ્ય અને અનાયુષ્ય ૫ સેન્દ્રિય અને અનિંદ્રિય ૬ સવેદ અને અવેદ ૭ સરૂપી અને અરૂપી ૮ સપુદ્ગલ અને અપુદ્ગલ. ૯ સંસારસમાપન્ન અને અસંસારસમાપન્ન. ૧૦ શાશ્વત અને અશાશ્વત ૧૧ આકાશ અને અનાકાશ ૧૨ ધર્મ અને અધર્મ ૧૩ બંધ અને મોક્ષ ૧૪ પુણ્ય અને પાપ ૧૫ આશ્રવ અને સંવર ૧૬ વેદના અને નિર્જરા.

## લોકસ્થિતિની વ્યવસ્થા :

લોકસ્થિતિના ત્રણ, ચાર, છ અને આઠ પ્રકાર બતાવે છે.[1] સૌથી પ્રથમ આકાશ છે. તેના ઉપર વાયુ છે.[2] વાયુ ઉપર ઉદધિ છે.[3] ઉદધિ ઉપર પૃથ્વી છે.[4] પૃથ્વી ઉપર ત્રસ અને સ્થાવર જીવો છે.[5] જીવના આધારે અજીવ છે.[6] કર્મના આધારે જીવ છે.[7] અજીવ જીવ સંગૃહીત છે એટલે જીવોએ અજીવનો સ્વીકાર કરેલો છે. અજીવ વિના કોઈપણ વ્યવહાર જીવથી શકય બની શકતો નથી.[8] જીવ કર્મ સંગૃહીત છે. એટલે જીવો કર્મથી બંધાયેલા છે.

**લોકસ્થિતિના દશ પ્રકાર ઠાણાંગ સૂત્રમાં કહ્યા છે.**

૧ જીવો વારંવાર મરીને ત્યાંના ત્યાં જ ઉત્પન્ન થાય છે.

૨ જીવો નિરંતર હમેશા પાપકર્મ કરતાં જ રહે છે.

૩ જીવો નિરંતર હંમેશા મોહનીય કર્મ બાંધે છે.

૪ ત્રણે કાળમાં જીવ, અજીવ થઈ શકતા નથી અને અજીવ, જીવ બની શકતા નથી.

૫ ત્રણે કાળમાં ત્રસ અને સ્થાવર જીવો વિચ્છિન્ન થતાં નથી.

૬ ત્રણે કાળમાં લોક, અલોક અને અલોક, લોક બની શકતો નથી.

૭ ત્રણે કાળમાં લોક, અલોકમાં અને અલોક, લોકમાં પ્રવેશી શકતો નથી.

૮ જેટલામાં જીવ છે તેટલો લોક છે અને લોક છે ત્યાં સુધી જીવો પણ છે.

૯ જેટલામાં જીવ અને પુદ્ગલ ગતિ કરી શકે છે તેટલો લોક કહેવાય છે. જેટલામાં લોક છે તેટલામાં જીવ અને પુદ્ગલો ગતિ કરી શકે છે.

૧૦ લોકાંતના બધા ભાગમાં બીજા રૂક્ષના સંયોગ વિનાના પુદ્ગલોને રૂક્ષ કરી નાખવામાં આવે છે. જેથી જીવો અને પુદ્ગલો લોક બહાર જઈ શકતા નથી.

તમો સાંભળો છો ને ? આ બધા નિયમો કુદરતી છે. તે કોઈના બનાવેલા નથી. આ તો જીવ અને અજીવના ધર્મોની વાત છે. તમોને એમ થતું હશે કે આપણે લોકની બહાર કેમ ચાલ્યા જતાં નથી. ચાર કારણે જીવો અને પુદ્ગલો લોકની બહાર જઇ શકતા નથી. ૧ ગતિનો અભાવ-જીવ અને પુદ્ગલનો એવો

સ્વભાવ છે કે તેઓ લોકની બહાર અલોકમાં ગતિ કરી શકતા જ નથી. **૨ સહાયકનો અભાવ** જીવ અને પુદ્દ્ગલનો ગતિ કરવાનો સ્વભાવ છે, છતાં તે ધર્માસ્તિકાયની સહાયથી ગતિ કરે છે. લોક બહાર ધર્માસ્તિકાય નથી. જેથી સહાયક ન મળવાથી ગતિ થઈ શકતી નથી. **૩ રૂક્ષ હોવાથી** લોકને અંતે જઈને પુદ્દ્ગલો એટલા બધા રૂક્ષ થઈ જાય છે કે તે આગળ ગમન કરી શકતા નથી. જીવ પણ કર્મ પુદ્દ્ગલ સહિત હોવાથી ગતિ કરી શકે નહીં. **૪ લોક સ્વભાવને કારણે** લોકની મર્યાદા જ એ છે કે તેની અંદર જ ગતિ કરી શકાય. બહાર ગતિ સંભવિત નથી.

### અલોક કોને કહેવાય ?

अजीव देसमागासे, अलोए से वियाहिए। ઉત્ત. ૩૬

જેમાં માત્ર અજીવનો એક ભાગ એટલે આકાશાસ્તિકાય હોય તેને અલોક કહ્યો છે.

જેને આપણે વિશ્વ, જગત કે દુનિયા કહીએ છીએ, તેના બે વિભાગો શાસ્ત્રકારે બતાવ્યા છે. જેની વાત હમણાં તમો સાંભળી ગયા તે. એકને લોક કહેવાય છે બીજાને અલોકપણ કહેવાય છે. જ્યાં જડ અને ચેતન અથવા જીવ અને અજીવ રહેલા છે, તે લોક કહેવાય છે. જ્યાં આકાશ સિવાય બીજું કશુંયે નથી. સર્વત્ર આકાશ જ વ્યાપેલું છે તે અલોક કહેવાય છે. જેને નિરવધિ આકાશ **Infinite Space** છે.

જગ પ્રસિધ્ધ ગણિતજ્ઞ પ્રો. આલ્બર્ટ આઈન્સ્ટીને આ વાતનું સમર્થન કર્યું છે. તે પોતાના એક નિબંધમાં જણાવે છે કે ' લોક પરિમિત છે, અલોક અપરિમિત છે. લોક પરિમિત હોવાના કારણે દ્રવ્ય અથવા શક્તિ લોકની બહાર જઈ શકતી નથી. લોકની બહાર એ શક્તિનો અભાવ છે કે જે ગતિમાં સહાયક થાય છે.' વિજ્ઞાન જેમ જેમ આગળ વધતું જાય છે તેમ તેમ સર્વજ્ઞ અને સર્વદર્શી ભગવાન મહાવીરના સિધ્ધાંતોનું સમર્થન કરતું જાય છે.

धम्मो अहम्मो आगासं, कालो पुग्गल-जंतवो ।
एस लोगोत्ति पन्नत्तो, जिणेहिं वरदंसिहिं ॥ ઉત્ત. ૨૮/૭

સર્વદર્શી જિન ભગવંતોએ ધર્મ, અધર્મ, આકાશ, કાલ, પુદ્દ્ગલ અને જીવ એ છ દ્રવ્યના સમુહને લોક કહ્યો છે. આ બધાનું વિવેચન આગળ કહેવાશું છે.

### સંસારનું સ્વરૂપ કેવું છે ?

जे गुणे से मूलट्ठाणे, जे मूलट्ठाणे से गुणे, इति से गुणट्ठी
महता परियावेणं वसे पमत्ते, तंजहा—माया मे, पिया मे, माया

मे, भइणी मे, भज्जा मे, पुत्ता मे, धुया मे, सुण्हामे, सहि, सयण,
संगंथ, संथुया मे, विवित्तोवगरण परियट्टण भोयणच्छायणं मे,
इच्चत्थं गढिए लोए वसे पमत्ते ॥ આચારાંગ સૂત્ર ૨/૧

જે શબ્દાદિ વિષયો છે. એ જ સંસારનું મૂળભૂત કારણ છે, અને સંસાર છે તે જ શબ્દાદિ વિષયો છે. જે વિષયોના અર્થી છે, તેઓ પ્રમાદી બની વિષયોને પ્રાપ્ત કરવાના અધ્યવસાયોમાં શારીરિક અને માનસિક દુઃખોથી સદા પરિતપ્ત રહી મહાન દુઃખોનો અનુભવ કરતાં થકા રહે છે. વળી આસક્ત જીવ મમતાભાવથી કહે છે, મારી માતા, મારા પિતા, મારા ભાઈ, મારી બહેન, મારી પત્ની, મારો પુત્ર, મારી પુત્રી, મારી પુત્રવધુ, મારા મિત્ર, મારા સ્વજન, મારા સ્વજનનાં સ્વજન, મારા પરિચિત સુંદર હાથી, ઘોડા આદિ સાધન સામગ્રી બમણી ત્રણ ગણી સંપત્તિ, ખાનપાન, વસ્ત્ર, મકાનો એ સર્વમાં મારાપણું રાખી એ બધા મારા અને હું એમનો આવા પ્રકારનો આસક્તભાવ રાખી એ બધામાં રક્ત બની, અનેક પ્રપંચોમાં ફસાઈ ગયો છે. પ્રમાદભાવથી ગૃહસ્થાવાસમાં રહી જીવનભર અશુભ કર્મોનાં બંધન કરતો જીવી રહ્યો છે. અમૂલ્ય માનવભવ ગુમાવી સંસાર પરિભ્રમણ વધારી રહ્યો છે. વિષયો પ્રાપ્ત કરવામાં પરિગ્રહની જરૂર પડે છે. પરિગ્રહ મેળવતાં હિંસા, કષાય, વૈરબંધન થાય છે. આ બધા દોષો દુઃખના ઉત્પાદક છે, સંસાર પરિભ્રમણરૂપ છે, જન્મમરણનાં વધારનાર છે, અશુભ ગતિમાં લઈ જનાર છે, દારૂણ દુઃખને આપનારા છે. આ બધી વાતોને જાણી વિષયોમાંથી આસક્તિ ઘટાડી, આરંભ પરિગ્રહ તથા કષાયથી દૂર રહેવા આ જીવે જાગૃત બની રહેવું જોઈએ.

### સંસાર જીવન દર્શન કેવું છે?

नत्थि कालस्स अणागमो, सव्वे पाणा पियाउया,
सुहसाया, दुक्ख पडिकूला, अप्पियवहा, पिय जीविणो,
जीविउकामा । सव्वेसिं जीवियं पियं ॥ આચા. ૨-૩

સંસારના જીવોનું જીવન દર્શન કરાવતાં શાસ્ત્રકાર ફરમાવે છે જ્યાં જન્મ છે ત્યાં મરણ અવશ્ય છે. મૃત્યુ નથી એમ ન માનશો. મૃત્યુ તો અનિવાર્ય છે. છતાં પણ સર્વજીવોને પોતાનું આયુષ્ય પ્રિય છે. સર્વજીવો સુખની ઈચ્છાવાળા છે. દુઃખ સર્વ જીવોને પ્રતિકૂળ છે. મરણ સૌને અપ્રિય છે. જીવન સૌને પ્રિય છે. સર્વ જીવો જીવનની અભિલાષા રાખે છે. જીવતાં રહેવું તે સર્વ જીવોને પ્રિય છે. આ વાતને જાણી કોઈ પણ નાના-મોટા પ્રાણીઓના પ્રાણને કે તેમના સુખને લૂંટી પોતાના સુખ મેળવવાની ભાવના રાખશો નહીં. સર્વ જીવોને પોતાના સમાન જોવા પ્રયત્નશીલ રહેશો. પોતાના આત્માને સુખી બનાવવાનો આ ઉપાય છે.

## સંસાર પરિભ્રમણ શા માટે?

आसं च छंदं च विगिंच धीरे।
तुमं चेव तं सल्लमाहट्टु ॥ આચા. ૨/૪

જીવને આવા સંસારમાં પરિભ્રમણ શા માટે કરવું પડે છે. તેના વિષે ભગવાન મહાવીર ફરમાવે છે કે હે ધીર પુરૂષો! તમારે વિષયોની આશા તથા સંકલ્પોથી દૂર રહેવું. તમે સ્વયં વિષયરૂપી શલ્યકાંટો હૃદયમાં રાખી જાતે જ દુઃખી બનો છો. આશા અને સંકલ્પો જગતના જીવોને લોભાવનારા છે અને મોહક છે. એજ વિષયોની આશા–તૃષ્ણાથી જ જીવો અનંતકાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરી દુઃખોને ભોગવે છે.

नो इन्दियग्गेज्झ अमुत्त भावा
अमुत्तभावा वि य होइ निच्चो
अज्झत्थ हेउं निययस्स बंधो
संसार हेउ च वयंति बंधं ॥ ઉત્ત. ૧૪/૧૯

આત્મા અમૂર્ત છે. તેથી તે ઈન્દ્રિય ગ્રાહ્ય નથી. અમૂર્ત હોવાથી જ આત્મા નિત્ય છે. મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને ભોગાદિ કારણોથી આત્માને કર્મબંધન થાય છે. કર્મબંધન એજ સંસારનું કારણ કહેવાય છે.

આજે આપણે સંસારના ઇતિહાસને જાણવા માંગીએ છીએ. જૈન દૃષ્ટિએ લોક સંસાર અનાદિ અનંત છે. તેની પરંપરા અનાદિની છે. તેનો ક્રમ અનંતકાળ સુધી ચાલશે. પરંતુ ભૌતિક સંસારમાં જીવ અને અજીવની પર્યાયો બદલતી રહે છે.

### ઇતિહાસ એટલે શું?

અંગ્રેજીમાં ઈતિહાસને Histry કહેવાય છે.
ઈતિહાસ એટલે ભૂતકાળનું દર્શન.
ઈતિહાસ એટલે જીવાત્માની વિતેલી પળ
ઈતિહાસ એટલે જડનો લય પામેલી પર્યાય.
ઇતિહાસ એટલે આત્માનો પરમ પુરૂષાર્થ

ઈતિહાસ એટલે ભૂતકાળના પ્રયોગનું વર્તમાનમાં લેખન કરવું. ભવિષ્ય માટેના અનુમાનો, વર્તમાન ઘટનાચક્રો, ઘટનાઓની લીલાઓ, વિચાર અને આચરણોની સ્મૃતિઓ એ ભવિષ્યના ઇતિહાસનું દર્શન છે. સંસ્કૃતિનું મૂલ્યાંકન ત્યારે ગણાય કે જ્યારે માનવ પોતાના જીવનને સત્યં, શીવં અને સુંદરમ્નાં આદર્શો વડે ઘડી જાણે. જેમ જેમ વ્યક્તિના જીવન આદર્શો ત્યાગ અને વૈરાગ્યથી મહેકી ઉઠશે સર્વે જીવોના જીવતરની ઇજ્જત થશે. માનવતાની પગડંડીએ દેવોને અવતરવાની પ્રેરણા થશે, ત્યારે આ

જીવનનો ઇતિહાસ સુવર્ણાક્ષરે લખાશે. ત્રીશ વર્ષ પૂર્વે ભારતે આઝાદી મેળવી. આઝાદીના લડવૈયાઓને ત્રાંબાના પતરે તેમના પુરૂષાર્થની કદર કરી, આજીવન કંઈક ભાથુ બાંધી આપ્યું. હજુ ૫૦ કે ૬૦ વર્ષ પછી આઝાદીનો ઈતિહાસ કેવો રચાશે? આ ઈતિહાસના પાત્રો ભારતનાં જ હશે. એમાં તમારા સૌનો સમાવેશ થાય કે નહીં? ઈતિહાસને સોનાના અક્ષરે લખવો હોય તો જીવન પાત્રને સંયમ સૌન્દર્યથી ભરી દો.

ઈતિહાસના ચેપ્ટર સુંદર લખવા હોય તો પ્રત્યેક વ્યક્તિએ પોતાના મનમાં પડેલા ગંદવાડને ફેંકી દેવો પડશે. વિચારોને ઉત્તમ બનાવવા પડશે. વાણીની સુંદરતા, મધુરતા અને સત્યતાને પ્રગટ કરવી પડશે. આત્માની ઉપર સત્યં, શીવં અને સુંદરમ્‌નો અભિષેક કરવામાં આવશે ત્યારે ભારતનો ઇતિહાસ ભવ્ય રચાશે.

જ્ઞાનીજનો ફરમાવે છે કે હે માનવ! તું વિશ્વના ઇતિહાસનું એક પાત્ર છો. તારા નામનું એક ચેપ્ટર લખાશે. હવે તારૂં પ્રકરણ કેવું લખાવવું તે તારા હાથની વાત છે. તે તારા પુરૂષાર્થ ઉપર નિર્ભર છે. તે તારા વિચારોને આધીન છે. તે તારા આચારનું દર્શન છે.

પર્વાધિરાજ પધાર્યા છે. જેથી સં. ૨૦૩૨નું વર્ષ શ્રી આગરા રોડ ઘાટકોપર સ્થા. જૈન સંઘાણી એસ્ટેટ સંઘ આ પાવનકારી દિવસોમાં જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપની આરાધના કરી જીવનમાં જ્ઞાન-ક્રિયાની સુંદર કળાથી રંગોળી પુરશે તો ૪૦૦ ઘરના સમુદાયનો ઈતિહાસ અજોડ રચાશે.

આનંદ અને ઉલ્લાસનો આજે મંગળ દિવસ છે. સંસારના ઈતિહાસને જાણવા પ્રયત્ન કરવો છે. આ સંસારને વ્યવહારમાં સૃષ્ટિ પણ કહેવાય છે. આ સૃષ્ટિ વિષે તમોને કંઈ સમજણ છે?

## આ સૃષ્ટિ કોણે બનાવી?

સાધારણતયા લોકો એમ કહે છે કે આ દુનિયા ભગવાને બનાવી છે. ભગવાનના નામે તો ઘણાં પૂજાયા છે. "શું આ સૃષ્ટિ રામ, કૃષ્ણ, મહાવીર, બુદ્ધ, મહમદ. ઈશુ, કબીર કે નાનકે બનાવી છે?" જો એમણે આ દુનિયા બનાવી હોય તો તેમના જન્મ પહેલા કંઈ ન હતું? "ના" એમ નહીં. દુનિયા તો હતી જ. તો કહો કોને બનાવી?

મનુષ્ય જ્યારે પોતાના વ્યવહાર અને વ્યવસાયમાંથી કયારેક માથું ઉંચું કરીને દિશાઓ તરફ દૃષ્ટિ કરે છે ત્યારે તેને એક આશ્ચર્ય થાય છે. આવડું મોટું વિશ્વ કોણે અને શા માટે બનાવ્યું હશે. પૃથ્વીનો આ હાલતો ચાલતો માણસ પોતે ક્યાંથી આવ્યો હશે? શા માટે આવ્યો હશે? આ બધું જેણે બનાવ્યું હશે, તેનામાં કેટલી

શક્તિ હશે ? એવી શક્તિ મારામાં આવી શકે કે નહીં ? આવે તો કેવી રીતે આવે ? વિશ્વની વિશાળતામાં ફરતાં સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્રો આવી બીજી પૃથ્વીઓ આ બધુ ક્રમપૂર્વક ચાલી રહેલું છે. તો બધી કોની કૃતિ છે. આવા અનેક વિચારો સાથે આશ્ચર્ય અવશ્ય થાય છે.

આ સૃષ્ટિના સંબંધમાં અનેક ધર્મોએ અનેક વાતો કહી છે. જગતના અસ્તિત્વ માટે **બાઈબલ** એમ કહે છે કે આ સૃષ્ટિનો આરંભ ઈશુની પૂર્વે ૩૪૮૯ કે ૪૦૦૪ વર્ષે થયેલો. આ વાત આજના વૈજ્ઞાનિકોને માન્ય નથી. પ્રો. **જોલી** કહે છે કે પૃથ્વીની ઉંમર દશ કરોડ વર્ષની હોવી જોઈએ. મનુસ્મૃતિની ગણત્રી ઉપરથી ૧૯૭ કરોડ વર્ષની પૃથ્વીની ઉંમર ગણાય છે. આજના વૈજ્ઞાનિકોએ આ બધી આંકડાની વાતોને ખોટી ઠરાવી દીધી છે. જે યુરેનિયમ નામની ધાતુમાંથી રેડિયમ નીકળે છે. તે યુરેનિયમને રેડિયમ રૂપ બનવા માટે સાડા સાત અબજ વર્ષો જોઇએ છે. એક તોલા રેડિયમ માટે ૩૦ લાખ તોલા યુરેનિયમ જોઈએ છે. આ ગણત્રી વૈજ્ઞાનિકોની છે. આ ઉપર સિધ્ધ થાય છે પૃથ્વી કેટલી પુરાણી છે. તેની ગણત્રી કેવી રીતે કરશો ?

### આઈન્સ્ટાઈનનો 'લૉ ઓફ રિલેટિવિટી' (સાપેક્ષવાદ)

સાપેક્ષવાદ તો કહે છે કે પદાર્થ અને શક્તિ એક જ છે. તેમાં જરૂર પરિવર્તન થાય છે. પરંતુ તેનો નાશ કદાપિ થતો નથી. સૃષ્ટિ અને તેના કર્તા સંબંધમાં નિરીશ્વરવાદી દર્શનોએ જે કંઈ કહ્યુ છે અને વિજ્ઞાન હજુ જે સિધ્ધ કરી રહ્યું છે. તે જૈનાગમ **સૂત્રકૃતાંગની** અંદર કહ્યું છે. સૃષ્ટિ તે દેવોપ્ત, બ્રહ્મોપ્ત, ઈશ્વર કૃત, પ્રકૃતિ આદિ કૃતિ, સ્વયંભૂ કૃત, અંડકૃત, બ્રહ્મ કૃત એવાં જુદા જુદા જે વિધાનો કરવામાં આવે છે તેમાં જગત્ 'કૃત'–કરેલું–કોઈથી બનાવાયેલું છે. એવો ભાવ રહેલો છે. આ વિધાનોના સંબંધમાં ભગવાન મહાવીર શું કહે છે તે સાંભળો !

### સૃષ્ટિ, પ્રલય અને સ્થિતિ

सएहिं परियाएहिं, लोयं बूया कडेति य।
तत्तं ते ण वियाणंति, ण विणासी कयाइवि ॥ **સૂય. સૂત્ર.**

એ સૌ વાદીઓ પોતપોતાની યુક્તિથી લોક (જગત્) કરાયેલું છે. એમ બોલે છે. પરંતુ "લોક કદી પણ વિનાશી નથી." એ તત્ત્વને તેઓ જાણતાં નથી. ભગવાન મહાવીરે કહ્યું છે. "જગત્ કોઈએ બનાવ્યું નથી અને તેનો કદાપિ નાશ થવાનો નથી." ण विणासी कयाइ वि-न विनाशी कदाचिदपि કોઈપણ કાળે આ જગત્‌નો સર્વથા વિનાશ થયો નથી. થતો નથી અને થશે નહીં.

ભગવતીજી સૂત્રમાં પિંગલ નિયંઠાએ ખંધક સંન્યાસીને પુછેલ પ્રશ્નના જવાબમાં મહાવીરસ્વામી ફરમાવે છે કે...

અહો ખંધકજી ! કાલ આશ્રી આ લોક ભૂતકાળમાં કોઈ વખતે ન હતો એમ નથી. વર્તમાનમાં મોજુદ નથી એમ પણ નથી. ભવિષ્યમાં કોઈ કાળે નહીં હોય એમ પણ નથી. ભૂતકાળમાં હતો, વર્તમાનમાં છે અને ભવિષ્યમાં હશે. લોકધ્રુવ છે. લોક નિયત-એક સ્વરૂપ છે. લોક શાશ્વત-પ્રતિક્ષણ વર્તમાન છે. લોક અક્ષય-અવિનાશી છે. લોક અવ્યય-વ્યય-હાનિ રહિત છે. લોક અવસ્થિત-અનંત પર્યાય હોવાથી કોઈને કોઈ પર્યાયમાં વિદ્યમાન છે. લોક નિત્ય છે એટલે કાળની અપેક્ષાએ તેનો અંત આવતો નથી.

## લોકનું સ્વરૂપ કેવું છે ?

घृतः कृतो न केनापि, स्वयं सिध्धो निराश्रयः ।
निरालम्बः शाश्वतश्च, विहायसि परं स्थितः ॥

उत्पत्ति विलय ध्रौव्य–गुण षड् द्रव्य पूरितः ।
मौलिस्थ सिध्धमुदितो, नृत्यायेवाततक्रमः ॥

લોક પ્રકાશ ૧૨/૬૭

આ લોક કોઈથી ધારણ કરાયેલ નથી. તેમ કોઈએ બનાવેલ નથી. પોતાના સ્વરૂપથી જ સિધ્ધ છે. એને કોઈના આશ્રયની જરૂર નથી. તેમ આલંબનની પણ જરૂર નથી. તે શાશ્વત છે. આકાશમાં અવગાહીને રહેલ છે. ઉત્પત્તિ, વિનાશ અને ધ્રોવ્ય ગુણધર્મવાળો છે. ધર્માસ્તિકાયાદિ છ દ્રવ્યોથી ભરેલ છે. લોકને એક પુરૂષ રૂપે કલ્પીએ તો મુગુટને સ્થાને રહેલ સિધ્ધ ભગવાનના આનંદથી આનંદિત થયેલ નૃત્યને માટે જાણે પગ પસારેલ હોય તેમ નાચતા પુરૂષના આકારે આ લોક છે.

## લોકની મહત્તા અને જીવોનું ગમનાગમન

ભગવતીસૂત્રમાં લોકની મહત્તા અને જીવોનું ગમનાગમન કેવી રીતે કઈ કઈ જગ્યાએ થયું છે તે વિષે ગૌતમ અને મહાવીરની પ્રશ્નોત્તરી આપેલી છે. તમારે સાંભળવી છે ?

**ગૌતમ :** ભંતે ! લોક કેવડો મોટો છે ?

**મહાવીર :** ગૌતમ ! અસંખ્યાત કોડાકોડી જોજન પૂર્વ દિશામાં, અસં. કોડા. જોજન પશ્ચિમ દિશામાં, અસં. કોડા. જોજન દક્ષિણ દિશામાં, તેવી રીતે ઉત્તર દિશામાં અને અધો દિશામાં લાંબો-પહોળો છે.

**ગૌતમ :** ભંતે ! એવડા મોટા લોકમાં એક પરમાણુ માત્ર એવી જગ્યા છે કે જ્યાં આ જીવે જન્મ અને મરણ ન કર્યાં હોય ?

**મહાવીર :** ગૌતમ ! એવી જગ્યા એક સરસવ માત્ર કે પરમાણુ માત્ર નથી કે જ્યાં આ જીવે જન્મ–મરણુ ન કર્યાં હોય.

**ગૌતમ :** ભંતે ! એનું શું કારણુ છે ? દૃષ્ટાંતથી ફરમાવવા કૃપા કરશો ?

**મહાવીર :** ગૌતમ ! સાંભળ. કોઈ એક માણુસની પાસે સો બકરીઓ બાંધવાની જગ્યા છે. તેમાં એક હજાર બકરી પુરે, વધારેમાં વધારે છ માસ સુધી તેમાં ગોંધી રાખે. હે ગૌતમ ! શું તે વાડામાં એક સરસવ જેટલી એવી જગ્યા રહેશે કે જે બકરીઓની લિંડી, પેશાબ, બળગમ, મલ, વમન, પિત્ત, પરૂ, શુક્ર, શોણિત, ચર્મ, રોમ, શૃંગ, ખુર અને નખ વગેરેથી સ્પર્શાયેલી ન બને ?

**ગૌતમ :** ભંતે ! તે વાડાનો (જગ્યાનો) કોઈપણુ ભાગ સ્પર્શાયા વગરનો ન રહે.

**મહાવીર :** ગૌતમ ! તેમાં તો કદાચ કોઇ પ્રદેશ સ્પર્શાયા વગરનો પણુ રહી જાય. પરંતુ આખા લોકની અંદર એક પ્રદેશ એવો નહીં મળે કે જે એકેક જીવના જન્મ મરણુના સંસર્ગ વિના ખાલી રહી ગયો હોય.

લોક શાશ્વત છે. સંસાર અનાદિ છે. જીવ નિત્ય છે. કર્મની બહુલતા છે. જન્મ મરણુનું બાહુલ્ય છે. એ બધા કારણોથી લોકમાં પરમાણુ માત્ર જગ્યા જન્મ મરણુ વિના ખાલી રહી નથી. એ કારણુ ખાલી ન રહેવાનું છે.

## લોક અને અલોકમાં પ્રથમ કોણુ ?

ભગવતી સૂત્રમાં લોક અને અલોકમાં પહેલું કોણુ એ સંબંધે રોહામુનિના પ્રશ્નોતર આપેલા છે. સાંભળવા જેવા છે તેમજ સમજવા જેવા છે. સાંભળશોને ?

**રોહ :** ભંતે ! પ્રથમ લોક કે પછી અલોક થયો ? કે પ્રથમ અલોક કે લોક થયો ?

**મહાવીર :** રોહ ! લોક અને અલોક, પહેલાં પણુ છે અને પછી પણુ છે, એ બંને શાશ્વત-નિત્ય ભાવ (પદાર્થ) છે. પહેલા પછીના ભાવ રહિત છે.

**રોહ :** ભંતે ! પ્રથમ જીવ કે પછી અજીવ છે ? પ્રથમ અજીવ કે પછી જીવ છે ?

**મહાવીર :** રોહ ! જેવી રીતે લોક અલોકના સંબંધમાં કહ્યું. તેમજ જાણુવાનું છે. તે બંને શાશ્વત છે.

**રોહ :** ભંતે ! પ્રથમ ઈંડું પછી કુકડી ? કે પ્રથમ કુકડી પછી ઈંડુ ?

**મહાવીર :** રોહ ! તે ઈંડુ શેમાથી થયું ?

**રોહ :** ભંતે ! કુકડીમાંથી.

**મહાવીર :** હે રોહ ! કુકડી શેમાંથી થઈ ?

**રોહ :** ભંતે ! ઈંડામાંથી,

**મહાવીર :** હે રાહ! એવી રીતે તે ઈંડુ અને તે કુકડી પ્રથમ પણ છે. અને પછી પણ છે. એ બંને શાશ્વત પદાર્થ છે.

ભગવત ગીતામાં પણ સૃષ્ટિ અને તેના કર્તા સંબંધી કથન છે.

न कर्त्तृत्वं न कर्माणि, लोकस्य सृजति प्रभुः ।
न कर्मफल संयोगं, स्वभावस्तु प्रवर्तते ॥ ગીતા ૫/૧૪

પ્રભુ જગતના કર્તૃત્વને કે કર્મોને ઉત્પન્ન કરતાં નથી. તેમ તેના કર્મના ફળનો પણ સંયોગ કરતા નથી. બધું સ્વાભાવિક થાય છે. ઈશ્વર જગતનો કે કોઈના કર્મોનો કર્તા નથી. કર્મના નિયમ તો અટલ અને અનિવાર્ય છે. જે જીવ જેવા કર્મો કરે છે, તેને તેવા ફળ ભોગવવાના હોય છે.

## સૃષ્ટિ વિષે વિદ્વાનોનો અભિમત!!!!

કાન્ટનો મત છે કે કાલ અનાદિ અનંત છે તેમ સંસાર પણ અનાદિ અનંત છે.

પ્લેટોનો મત છે કે જગત અનાદિ અનંત બહિર પ્રકાશ માત્ર છે.

ન્યુપ્લેટોનિષ્ટનો મત છે કે ઈશ્વર અને જગત બંને સમાન રૂપે અનાદિ અનંત છે.

એરિસ્ટોટલનો મત છે કે જગતનું રૂપ અને સ્થિતિ કાલ અનાદિ અનંત છે.

## જૈન ધર્મનો પ્રલય વિષે મત!

સ્વાભાવિક પરિવર્તન યા ક્ષણક્ષણની સૃષ્ટિ અને ક્ષણક્ષણના પ્રલય ઉપરાંત વૈભાવિક પર્યાયજન્ય દીર્ઘકાલીન પરિવર્તન યા સ્થૂલ સૃષ્ટિ પ્રલય પણ જૈન શાસ્ત્રમાં અવશ્ય છે. તે માત્ર પુદ્‌ગલ સ્કંધ અને કર્મસહિત જીવ એ બે દ્રવ્ય આશ્રી જ છે. તેનું ક્ષેત્ર પણ અતિ મર્યાદિત છે. ઉર્ધ્વલોક કે અધોલોકમાં સ્થૂલ પરિવર્તન રૂપ સૃષ્ટિ પ્રલય નથી. મધ્યલોકમાં પણ અઢી દ્વીપની બહાર સૃષ્ટિ પ્રલય નથી. અઢી દ્વીપમાં પણ ત્રીશ અકર્મભૂમિ, ૫૬ અંતર્દ્વીપ અને પાંચ મહાવિદેહમાં સૃષ્ટિ પ્રલય નથી. હવે રહ્યા માત્ર પાંચ ભરત અને પાંચ ઈરવત ક્ષેત્ર. જેમાં કાળચક્ર પ્રવર્તમાન છે. તેને પરિણામે ઉત્સર્પિણી કાળના આરંભમાં ૨૧ હજાર વર્ષ પર્યંત અને અવસર્પિણી કાળને અંતે ૨૧ હજાર વર્ષ પર્યંત પ્રલયકાળ ચાલે છે. તે પણ સંપૂર્ણ પ્રલય નહીં પરંતુ ખંડ ખંડ પ્રલય છે. અવ. કાળના પાંચમાં આરાના છેલ્લા દિવસે મહાસંવર્તક વાયુવાશે જેથી વૃષ્ટિ, ફસલ, રાજનીતિ, ધર્મનીતિ, ગામ, નગર, નદી, સરોવર, કોટ, કિલ્લા, મકાન, પહાડ વગેરે એ સર્વનો ઉચ્છેદ થઈ જશે. ૪૨ હજાર વર્ષ સુધી આવી જ સ્થિતિ રહેશે. મનુષ્ય અને તિર્યંચો બીજમાત્ર રહેશે. ગંગા અને સિંધુ નદી કાયમ રહેશે. તેને કિનારે બીલોમાં મનુષ્યો અને તિર્યંચો બીજમાત્ર રહેશે. કુતરાની જેમ જીવન જીવશે. પાપી અને ભારેકર્મી જીવો જ આ આરામાં

જન્મશે. તે વખતે મનુષ્યનું આયુષ્ય માત્ર વીસ વર્ષનું રહેશે. એક હાથની માત્ર ઉંચાઈવાળા માનવ થશે. છ વર્ષની સ્ત્રી ગર્ભધારણ કરશે. કાળા, કુબડા, રોગી, રીસાળ, કેશ અને નખ ઘણાં એવાં સંતાનોને જન્મ આપશે. કળા અને હુન્નર ઉદ્યોગનું તો નામ નિશાન નહીં હોય. ગંગા-સિંધુ નદીમાંથી માછલા કાઢી દિવસે ગરમ રેતીમાં દાટી, રાત્રે તેનો આહાર કરશે. માણસના માથાની ખોપડીમાં પાણી લાવીને પીસે. આવી રીતે ૪૨ હજાર વર્ષ પસાર થશે. આ પ્રલય દરમ્યાન સર્વથા જીવોનો નાશ થયો નથી. આ પ્રલયકાળ પછી ઉત્કર્ષ કાળ આવશે. તેની વાતો સંવત્સરીના અવસરે વિચારશું.

તમો પ્રલયનું નામ સાંભળી ગભરાઈ તો ગયા નથી ને? આ ચાલતા પાંચમાં આરાના હજુ તો ૨૫૦૦ વર્ષ ગયા છે. સાડા અઢાર હજાર વર્ષ બાકી છે. મુંઝાશો નહીં. હવે તમો સંસાર વિષે સમજી શકયા હશો. સંસાર અનાદિ છે. અનંત કાળ સુધી પરિવર્તનશીલ રહી સંસાર રહેશે. જૈન તીર્થંકરોની આ પરમ સિધ્ધિ છે. આ સંસાર ઉપર કોઈની માલિકી કે અધિકાર નથી. સંસાર કોઈનો બન્યો નથી. અને કોઈનો બનવાનો નથી. હવે આવા સંસારનો આપણે ઇતિહાસ જોઈએ છીએ. આવા અનંત સંસારના અનંત ઇતિહાસ રચાઈ ગયા. ઇતિહાસોના રચયિતા પણ ગયા અને ઇતિહાસ પણ ગયા.

એકવાર ઈરાનના એક બાદશાહને સંસારનો ઇતિહાસ જાણવાનું મન થયું. બાદશાહે પંડીતોને બોલાવ્યા અને પોતાની અંતર કામના જાહેર કરી કે "મારે સંસારનો ઈતિહાસ સાંભળવો છે. તમો તેની રચના કરો. તમો બીજા જેટલા પંડીતો જોઈએ તેને બોલાવો અને જેટલું ખર્ચ થાય તેટલી દીનાર હું આપીશ. જાઓ સાધન ભેગા કરી જલ્દી રચના કરવા લાગી જાઓ."

પંડીતો ભેગા થયા અને સાધન સામગ્રી મેળવી સંસારના ઈતિહાસની રચના કરવા લાગ્યા. આ ઈતિહાસની રચના કરતાં વીસ વર્ષ લાગી ગયા. ઈતિહાસ તૈયાર થયો. પંડીતો ઈતિહાસના ગ્રંથોના ઉંટ ભરી ભરીને બાદશાહ પાસે હાજર થયા. પંડીતો કહેવા લાગ્યા. "હજુર! સંસારનો ઇતિહાસ તૈયાર થઈ ગયો છે. તેના ગ્રંથો ભરીને ઉંટ ઉપર લાવ્યા છીએ." બાદશાહે પુછયુ, "કેટલા ગ્રંથો છે?" પંડીતો એ કહ્યું. "નામદાર! ૩૬ હજાર ગ્રંથો છે." બાદશાહને થયું ઓ હો! આટલા બધા ગ્રંથો વાંચતા કેટલા વર્ષ લાગશે? બાદશાહે વિચાર કરીને કહ્યું. "અરે પંડીતો! આ તો ઘણો મોટો ઇતિહાસ છે. આ ઇતિહાસને નાનો બનાવો અને ખૂબજ મૂલ્યવાન બનાવો."

પંડીતો તો બધા ગ્રંથો લઈને રવાના થઈગયા. ૩૬ હજાર ગ્રન્થોનું સંશોધન

કરતાં બીજા વીસ વર્ષ નીકળી ગયા. વીસ વર્ષે ફરી સંસારનો ઈતિહાસ તૈયાર થયો અને પંડીતો ઈતિહાસના ગ્રંથો ઉંટ પર લાવી બાદશાહની સામે હાજર થયા. પંડીતોને આવેલા જોઈ બાદશાહે કહ્યું. શું સંસારનો ઈતિહાસ તૈયાર થઈ ગયો ? "હાં, નામદાર ! જરૂર તૈયાર થઈ ગયો છે. તેના માટે એક ઉંટ અને બે ખચ્ચર ભરાયાં છે."

બાદશાહ વિચાર કરવા લાગ્યો અરે ! આટલા બધા ગ્રંથો વાંચવાની મને ફુરસદ કયાં છે ? જાઓ ! હજુ આને નાનો અને વધારે કિંમતી બનાવો. પંડીતો તો આ બધા ગ્રંથો લઈ ફરી રવાના થઈ ગયા. લાવેલા આ ગ્રંથોનું સંશોધન કરતાં ફરી વીસ વર્ષ બીજા પસાર થઈ ગયા. સંસારના ઈતિહાસને જાણવાની કામનાવાળો બાદશાહ સંશોધન કરાવતાં એંસી વર્ષની ઉંમરવાળો બની ગયો. બાદશાહ વૃધ્ધ બની ગયો છે. શરીર ક્ષીણ થઈ ગયું છે. મૃત્યુ શૈયા ઉપર સુતા સુતા ખુદાનું નામ લઇ રહ્યો છે. તે સમયે પંડીતો સંસારના ઇતિહાસને લઈ વીસ વર્ષે આવ્યા.

પંડીતો બોલ્યા. "વજીરજી ! હજુર કયાં છે ? અમો સંસારના ઇતિહાસને તૈયાર કરી આવી ગયા છીએ. બાદશાહને તુરત જ ખબર પહોંચાડો. "વજીર કહે છે, "પંડીતો ! બાદશાહ તો અંત સમયે છે. તેના મનના કોડ કદાચ અધૂરાં રહી જશે. ચાલો, જલ્દી કરો. વજીર અને પંડીતો બાદશાહ પાસે પહોંચ્યા. બાદશાહ પાસે હવે સંસારનો ઈતિહાસ વાંચવા માટે સમય કયાં હતો ? બાદશાહ તો છેલ્લો શ્વાસ લઈ રહ્યો છે. એક પંડીતે બાદશાહની નજીક આવીને કહ્યું. "હજુર ! સંસારનો ઇતિહાસ આવી ગયો છે. ઘણો નાનો, બહુ ટુંકો, ઘણો કિંમતી તૈયાર થયો છે."

અશક્ત એવા બાદશાહે પંડીત સામું જોયું અને તુરત પંડીતે કહ્યું, સાંભળો, "હજુર ! **જન્મ, જીવન અને મૃત્યુ આ સંસારનો ઇતિહાસ છે.**" મરતાં મરતાં બાદશાહે કાન પકડયો. એનાં મનનું સમાધાન થઈ ગયું. જે જોઇતું હતું તેના માટે સાઠ વર્ષ ગયા. લખલૂટ સંપત્તિ ખર્ચી છતાં જે ન મળ્યું તે માત્ર આ પંડીતે એક સેકન્ડમાં આપી દીધું.

સંસારના ઇતિહાસના ત્રણ ચેપ્ટર–પ્રકરણ છે. એક જન્મનું છે. બીજું જીવનનું છે. ત્રીજુ મૃત્યુનું છે. તમારી પાસે કેટલા પ્રકરણ છે ? ત્રણ છે ? ના, બે છે. ત્રીજુ હજુ નથી આવ્યું કેમ ? એક પ્રકરણ જન્મનું પુરૂ થયું છે બીજું જીવનનું ચાલુ છે. ત્રીજુ તો હજુ આવવાનું બાકી છે. ત્રીજુ કઠિન છે. વસમું લાગુ લેવું છે. દુઃખદાઈ છે.

**સંસાર શું છે ? હું તે જ સંસાર છે. અને સંસાર તે હું છું.**

હુ તે સંસાર છે અને કર્મો તે ઇતિહાસ છે. આપણાં કર્મો તે જ આપણો

ઇતિહાસ છે. જીવ જેવા કર્મો કરે છે તેવો તેનો ઇતિહાસ બને છે. હવે સમજી ગયા ને ? સંસારનો ઇતિહાસ જાણી લીધો ને ?

ઉદાયન મહારાજાએ ભાણેજને રાજ્ય આપી પોતે દીક્ષા અંગિકાર કરી ભગવાન મહાવીરના શિષ્ય બની વિચરી રહ્યા છે. અભિચિકુમાર આ ઘટનાનો વિચાર કરે છે. મારામાં શું અપૂર્ણતા છે ? મારામાં શી અનઆવડત છે ? હું વારસદાર હોવાં છતાં મને રાજ્ય શા માટે નહીં ? આવી રીતે અભિચિકુમારને વિચાર કરતાં કરતાં મુર્છા આવી જાય છે. કુમારના મિત્રોએ તેને સ્વસ્થ કર્યો, પાસે બેસીને તેને ખૂબ સારી રીતે સમજાવ્યો. કુમારને મન કોઈ રીતે ચેન પડતું નથી, છેવટે નગરી છોડી તેમના માશીના ઘેર ચંપાનગરી ચાલ્યો જાય છે. કુમારને મન દુઃખ રહી જાય છે. તેને તો પોતાનો રાજ્યસંસાર ચલાવવો હતો અને તે સંસારના ઈતિહાસની રચના કરવી હતી. પિતા ઉદાયન રાજા અને માતા મહારાણી પ્રભાવતી તો દીક્ષિત બનીને ચાલ્યા ગયા છે.

ચંપાનગરીના નરેશ મહારાજા કુણીક અભિચિકુમારના માશીયાઈ ભાઈ થાય છે. તેઓ કુમારને આશ્વાસન આપે છે. "કુમાર ! આ રાજ્ય તમારૂં જ છે. તમે જ ચંપાના નરેશ છો એમ સમજો !" છેવટે અભિચિકુમાર માશીને ઘેર ધર્મધ્યાન કરી સમય પસાર કરે છે. હવે કેશીકુમાર ત્યાં રાજ્યનું સંચાલન કેવું કરે છે અને અભિચિકુમાર અહીં માશીને ત્યાં રહેતા થકાં શું કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૪૫

# અમૃતકુંભ મહાવીર

(ભાદરવા સુદ ૨ તા. ૨૬-૮-૭૬ ગુરૂવાર)

શ્રી સંઘના પરમ પુણ્યોદયે પર્વાધિરાજ પધાર્યા છે. આજે તેમના આગમનનો પાંચમો દિવસ છે. જેમ જેમ પર્વના દિવસો પસાર થઈ રહ્યા છે. તેમ તેમ શ્રી સંઘના ભાઈ-બહેનોમાં અત્યંત ઉમંગ અને આનંદ પ્રગટી રહ્યો છે. બાળકોમાં અને વૃધ્ધ પુરૂષોમાં પણ ઉત્સાહ વધી રહ્યો છે.

માનવ ઉત્સાહનો ચાહક છે અને પ્રેમનો ભૂખ્યો છે. આવા મંગલકારી દિવસોમાં નવી જાગૃતિ નવો સંદેશ અને નવો ઉત્સાહ પ્રગટ કરવાની ચાહના-ભાવના-કામના વડે અંતરની પવિત્રતાને જાળવી, પ્રત્યેક માનવ ધન્યવાદને પાત્ર બની શકે છે.

આજનો વિષય છે. "અમૃત કુંભ મહાવીર." જગતમાં બે તત્ત્વો છે. એક અમૃત અને બીજુ ઝેર. ઝેરે જગતમાં અમૃતના મૂલ્યને વધાર્યું છે. દુનિયામાં ઝેર ન હોત તો અમૃતની કિંમત ન ગણાત! માણસ તો અમૃતનો પૂજારી છે, છતાં ઝેરને છોડી શકતો નથી. શાસ્ત્રોમાં અમૃત અને ઝેરનું દર્શન કરાવતાં ચાર પ્રકારના કુંભનું વર્ણન છે. કુંભને કળશ પણ કહેવાય છે. કળશ એ મંગળનું પ્રતિક છે. તીર્થંકરોની માતાને ચૌદ સ્વપ્ન આવે છે. તેમાં નવમું સ્વપ્ન અમૃતકુંભ એટલે અમી ભર્યો કળશ બતાવવામાં આવેલ છે.

### કુંભની ચૌભંગી શાસ્ત્રકાર બતાવે છે,

(૧) ૧ પૂર્ણ અને પૂર્ણ.
૨ પૂર્ણ અને તુચ્છ.
૩ તુચ્છ અને પૂર્ણ.
૪ તુચ્છ અને તુચ્છ.

(૨) ૧ પૂર્ણ અને પૂર્ણાવભાસી.
૨ પૂર્ણ અને તુચ્છાવભાસી.
૩ તુચ્છ અને પૂર્ણાવભાસી.
૪ તુચ્છ અને તુચ્છાવભાસી.

(૩) ૧ પૂર્ણ અને પૂર્ણરૂપ.
૨ પૂર્ણ અને તુચ્છરૂપ.
૩ તુચ્છ અને પૂર્ણરૂપ.
૪ તુચ્છ અને તુચ્છરૂપ.

(૪) ૧ પૂર્ણ હોય અને પ્રિયાર્થ હોય.
૨ પૂર્ણ પણ હોય અને હલકો હોય.
૩ તુચ્છ હોય પણ પ્રિયાર્થ હોય.
૪ તુચ્છ હોય અને હલકો હોય.

(૫) ૧ પૂર્ણ હોય પણ ચૂતો હોય.
૨ પૂર્ણ હોય પણ ચૂતો ન હોય.
૩ તુચ્છ હોય પણ ચૂતો હોય.
૪ તુચ્છ હોય પણ ચૂતો ન હોય.

કુંભની જેમ પુરૂષોની પણ પાંચ ચતુર્ભંગી સમજવી જોઈએ.

ઠાણાંગ સૂત્ર ૩૬૦

### કુંભના બીજા ચાર પ્રકાર બતાવે છે.

૧ મધુનો કુંભ અને મધુનું ઢાંકણુ.
૨ મધુનો કુંભ અને ઝેરનું ઢાંકણુ.
૩ ઝેરનો કુંભ અને મધુનું ઢાંકણુ.
૪ ઝેરનો કુંભ અને ઝેરનું ઢાંકણુ.

હવે આ પ્રકારના કુંભની સાથે જગતના પુરૂષોની સરખામણી કરી છે તે પણ સાંભળવા જેવી છે,

૧ જેના હ્રદયમાં પાપ અને ક્લેશ નથી અને જેની જીભ પણ હંમેશા મધુર ભાષિણી હોય તે પુરૂષને મધુ કુંભ અથવા અમૃતનો કુંભ અને મધુરા ઢાંકણુવાળો સમજવો જોઈએ.

૨ જેનું હ્રદય પાપી ન હોય, ક્લેશી ન હોય પણ જેની જીભ કટુ ભાષિણી હોય તે પુરૂષને મધુકુંભ અથવા અમૃતનો કુંભ અને ઝેરી ઢાંકણાવાળો સમજવો જોઈએ.

૩ જેનું હ્રદય પાપી અને ક્લેશી હોય પણ જીભ મધુર ભાષિણી હોય તે પુરૂષને વિષકુંભ અથવા ઝેરનો કુંભ અને મધુરા ઢાંકણાવાળો સમજવો જોઈએ.

૪ જેનું હ્રદય પાપી અને ક્લેશી અને જીભ પણ કટુ ભાષિણી હોય તે પુરૂષને વિષકુંભ અને અથવા ઝેરનો કુંભ અને ઝેરના ઢાંકણુંવાળો સમજવો જોઈએ.

ઠાણુંગ સૂત્ર ૩૬૦

આ બધી વાતો જાણ્યા પછી એ નિર્ણય થાય છે કે જગતમાં આવા અનેક પ્રકારના લોકો વસે છે. જેનું હ્રદય કંઈ બીજું બોલે છે અને બહારનો દેખાવ કંઈક બીજો જ હોય છે. શાસ્ત્રમાં હ્રદયને કુંભની ઉપમા આપી છે અને બહારના દેખાવમાં ઢાંકણુંની ઉપમા આપવામાં આવી છે. આવા ચાર પ્રકારમાંથી ઉત્તમ પુરૂષ તો તેને જ કહેવાય છે કે જેનું હ્રદય મધુ એટલે અમૃતથી ભર્યું છે અને બહારમાં પણ મધુરતા–અમૃત જ પ્રગટ થાય છે.

આજે ભગવાન મહાવીરના જન્મ વાંચનનો દિવસ છે. જેના જન્મની વાતો સાંભળવી છે. તે કેવા હતાં. તે જાણવા માટે આ ચાર કુંભની વાત કહેવામાં આવી છે. ભગવાન મહાવીર જગતના પુરૂષોમાં સર્વોત્તમ પુરૂષ હતાં. શ્લાઘનીય પુરૂષ હતાં. તેમના જીવનની રસધાર જોવા જેવી છે. તેમનો ધ્વનિ અને પ્રતિધ્વનિ સમજવા જેવો છે. અને તેમના સંસારનો ઇતિહાસ જાણવા જેવો છે.

આજે આપણે આપણા પરમોપકારી પરમપિતા, જગન્નાથ વિશ્વબંધુ અમૃતકુંભ ભગવાન મહાવીરનું નામ સ્મરણ કરીએ અને તેઓ કોણ હતાં? મહાવીરને મહાવીર બનાવનાર કોણ હતું? તેમનો પૂર્વકાળ કેવો હતો? તે સર્વ હકીકતો જાણવા જેવી છે.

પર્યુષણનો પાંચમો દિવસ કલ્પધરનો દિવસ કહેવાય છે. કલ્પસૂત્રની અંદર ભગવાન મહાવીરની જીવનીનું અપૂર્વ વર્ણન છે. આજે તમો ભગવાનના જન્મને સાંભળવા આવ્યા છો. તે વાત બરાબર છે ને? જન્મની પૂર્વ ભગવાન ક્યાં ક્યાં, અને કેવાં કેવાં રૂપમાં હતાં, તે પણ જાણવું અને સાંભળવું જરૂરી ગણાય છે.

તીર્થંકરોના પૂર્વભવની ગણતરી તેમને સમ્યગ્દર્શન પ્રગટ થયું ત્યારથી કરવામાં આવી છે. જેથી આપણી પૂર્વ પરંપરાથી આપણાં આચાર્ય ભગવંતો ભગવાન મહાવીરના ૨૭ ભવોને ફરમાવતાં આવ્યા છે. તે સાંભળવા જેવા છે. તમો તો દર વર્ષે સાંભળો છો જેથી તમોને તો હવે બધા ભવ યાદ થઈ ગયા હશે, કેમ ? તમો બતાવશો કે હું બતાવું ? હું બતાવું ? સારૂં ત્યારે તમો ધ્યાનપૂર્વક સાંભળો.

## (૧) નયસાર

ત્રિચ્છાલોકના અસંખ્યાતા દ્વીપ સમુદ્રની વચ્ચે અઢીદ્વીપમાં જ માત્ર મનુષ્યોનો નિવાસ છે અઢીદ્વીપના મધ્યે જંબુદ્વીપ છે. તેની અંદર વચ્ચે પૂર્વ–પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રની મહાવપ્ર વિજય રહેલી છે. તે વિજય ક્ષેત્રની અંદર જયંતી નામની નગરી હતી. ત્યાં શત્રુમર્દન નામનો રાજા હતો. આ પ્રાંતના પુરપ્રતિષ્ઠાન ગામમાં ભગવાન મહાવીરનો જીવ તે સમયે નયસાર નામનો ગ્રામ ચિંતક હતો. રાજાને નૂતન રાજ્યમહેલ બનાવવાની ઇચ્છાથી લાકડાની જરૂર પડી અને નયસારને ગાડીઓ લઈને અરણ્યમાં મોકલ્યો. નયસારને ભોજન કરવાનો સમય થાય છે. ત્યારે જંગલમાં ભૂલા પડેલા તપસ્વીમુનિઓ ભૂખ અને તરસથી પીડાતા ત્યાં નીકળી આવ્યા. નયસાર અતિથિ સત્કારનો ભૂખ્યો હતો. તે ભોજન વેળાએ રોજ ભાવના સેવતો કે કોઈ ત્યાગીજન પધારે ! તેઓ સારા ભોજનમાંથી કંઈક લે અને પછી હું જમું. કેવી રૂડી ભાવના છે. તમો આવી ભાવના ક્યારે ભાવો ? સવારે સાત વાગે કે ઓફીસે ટીફીન આવે ત્યારે ? ચંપકભાઈ ! કેમ કંઈ બોલતાં નથી ?

નયસારે ભક્તિભાવનાથી વિભોર બની તે નિર્દોષ આહાર પાણી મુનિરાજોને વ્હોરાવીયા. આહાર પાણી વાપરીને મુનિજનો જવા તૈયાર થયા એટલે નયસારે ભોજન કરીને તેમને જંગલમાંથી બહાર નીકળવાનો માર્ગ બતાવ્યો. મુનિઓએ પણ નયસારને મોક્ષમાર્ગનો ઉપદેશ આપી સંસાર તરવાનો માર્ગ બતાવ્યો. મુનિરાજોના ઉપદેશથી નયસારને આત્મતત્ત્વની સાચી શ્રધ્ધા પ્રગટી અને સમ્યગ્દર્શન મેળવ્યું. નયસાર તો પ્રરિત સંસારી એટલે અલ્પસંસારી બની ગયો. ભગવાન મહાવીરનો આ પહેલો ભવ થયો. આ ભવની પૂર્વમાં તો અનંત ભવ કર્યા છે. પરંતુ સમ્યક્ત્વની ગણના કરીને ૨૭ ભવ આપણે જાણવાં છે.

## (૨) પ્રથમ દેવલોક

નયસાર ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી સૌધર્મ કલ્પમાં એટલે પ્રથમ દેવલોકમાં એક પલ્યોપમની સ્થિતિવાળા મહર્દ્ધિક દેવ બન્યા.

## (૩) મરીચી (ત્રિદંડી)

નયસારનો જીવ સ્વર્ગનું આયુષ્ય પૂર્ણ કરી વનિતા નગરીની અંદર, ભગવાન

ૠષભદેવના પુત્ર ભરત ચક્રવર્તીની વામાદેવી નામે મહારાણીના ઉદરથી ત્રિદંડીના રૂપે ઉત્પન્ન થયો. તે આસપાસ મરીચી એટલે કિરણોને ફેલાવતો હતો જેથી તેનું નામ મરીચી રાખવામાં આવ્યું. ભગવાન ઋષભદેવના સદુપદેશથી તેણે દીક્ષાને અંગિકાર કરી. તે સુકુમારમુનિ એક વખને ભયંકર ગરમીના તાપથી પીડાવા લાગ્યા અને સંયમથી કાયર બની ગયા. અનેક તર્કવિતર્ક પછી સંયમનો ત્યાગ તો ન કર્યો પરંતુ ત્યાગનું પરિવર્તન કરી પ્રભુ સાથે વિચારવાનો સંકલ્પ કર્યો. શ્રમણ સંસ્કૃતિના શ્રમણ ત્રિદંડ–મન, વચન અને કાયાના અશુભ વ્યાપારોથી રહિત હોય છે. તેઓ ઈન્દ્રિય વિજેતા હોય છે. પરંતુ હું ત્રિદંડથી યુક્ત છું. અજિતેન્દ્રિય છું. આવો વિચાર કરી તેના પ્રતિકરૂપે ત્રિદંડ ધારણ કરીને માથે ચોટલી અને બાકી હજામત કરાવી સ્થૂલ વ્રતનું પાલન કરે છે. માથે છત્ર અને પગમાં પાદુકા પહેરે છે. ભગવાનના સતો તો શ્વેત વસ્ત્રધારી છે પોતે કષાયથી કલુષિત છે એમ માનીને ગેરૂવા રંગના વસ્ત્રો ધારણ કરે છે. પરિમિત જળ સ્નાન અને પીવા માટે ગ્રહણ કરે છે. મરીચીએ પોતાની નવીન પરિકલ્પના વડે પરિવ્રાજક વેષ અને મર્યાદાનું નિર્માણ કર્યું. તે મરીચી ભગવાનની સાથે જ વિચરે છે. લોકો તેમની વિચિત્ર વેષભૂષા જોઈ કુતૂહલ દ્વારા તેમની પાસે જિજ્ઞાસુ બનીને જાય છે. તે આવેલા લોકોને સાચો પ્રતિબોધ આપી ભગવાનના શિષ્ય બનવા ત્યાં મોકલે છે.

એક વખત સમ્રાટ ભરતે ભગવાન ઋષભદેવને જીજ્ઞાસા પૂર્વક પુછયું. "પ્રભુ! શું આ પરિષદમાં કોઈ વ્યક્તિ એવી છે કે જે આપની જેમ જ આ ભરત ક્ષેત્રમાં તીર્થંકર થશે?" ભગવાને કહ્યું, "ભરત! સ્વાધ્યાય ધ્યાનથી આત્માનું ધ્યાન ધરતાં તમારા પુત્ર મરીચી પરિવ્રાજક, ભવિષ્યમાં **વર્ધમાન** (મહાવીર) નામના અંતિમ–ચોવીસમાં **તીર્થંકર** થશે. તેની પહેલાં તે પોતનપુરના અધિપતિ **ત્રિપૃષ્ઠ વાસુદેવ** બનશે. અને મહાવિદેહ ક્ષેત્રની અંદર મુકા નગરીમાં તમારા જેવા જ **પ્રિયમિત્ર** નામના **ચક્રવર્તી** બનશે. આવી રીતે મરીચી પોતે ત્રણ પદવીઓના સ્વામી થશે.

ભગવાનની ભવિષ્યવાણી સાંભળી ભરતરાજા વંદન નમસ્કાર કરી મરીચી પાસે પહોંચ્યા. ભરતે મરીચીને કહ્યું. હે મરીચી! તમે અંતિમ તીર્થંકર થશો. તેથી હું તમારૂં અભિનંદન કરૂં છું. તમો ચક્રવર્તી અને વાસુદેવ પણ થશો. આવી ભવિષ્ય વાણી સાંભળી મરીચીના હૃદયતંત્રીના સુકોમળ તાર ઝણઝણી ઉઠયા. "હું વાસુદેવ બનીશ, હું ચક્રવર્તી પદ મેળવીશ અને તીર્થંકર થઈશ! મારા પિતા ચક્રવર્તી છે. મારા દાદા તીર્થંકર છે. અને હું એકલો ત્રણ પદવીઓ ધારણ કરીશ. મારૂં કુળ કેટલું મહાન છે! કેટલું ઉત્તમ છે! એવી રીતે ખૂશીમાં આવી પગ પછાડતા જાતિનો મદ કર્યો અને મરીચીએ નીચ ગોત્ર ઉપાર્જન કર્યું. અંતે પોતે કરેલા દોષોની આલોચના કર્યા વિના તેણે આયુષ્ય પૂર્ણ કર્યું

(૪) બ્રહ્મ દેવલોક

૮૪ લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી મરીચીનો જીવ પાંચમાં બ્રહ્મલોક દેવલોકમાં દસ સાગરની સ્થિતિવાળો દેવ થયો.

(૫) કૌશિક બ્રાહ્મણ

મરીચીનો જીવ ત્યાંથી ચ્યવી કોલ્લાક સન્નિવેશમાં એંસી લાખ પૂર્વના આયુષ્ય વાળા કૌશીક બ્રાહ્મણના રૂપમાં ઉત્પન્ન થયો.

(૬) પુષ્પમિત્ર બ્રાહ્મણ

કૌશિકનું આયુષ્ય પૂર્ણ કરી તે સ્થૂણા નગરીમાં પુષ્પમિત્ર નામે બ્રાહ્મણ થયા. તેનું બોંતેર લાખ પૂર્વનું આયુષ્ય હતું. તેઓ અંત સમયે ત્રિદંડી પરિવ્રાજક બન્યા.

(૭) સૌધર્મ દેવલોક

પરિવ્રાજકપણે આયુષ્ય પૂર્ણ કરીને સૌધર્મકલ્પ નામે પહેલા દેવલોકમાં મધ્યમ સ્થિતિવાળા દેવ થયા.

(૮) અગ્નિદ્યોત બ્રાહ્મણ

પ્રથમ દેવલોકથી ચ્યવી તે ચૈત્ય સન્નિવેશમાં અગ્નિદ્યોત નામે બ્રાહ્મણ થયા. તેનું આયુષ્ય ચોસઠ લાખ પૂર્વનું હતું. અંતમાં ત્રિદંડી પરિવ્રાજક થયા.

(૯) ઇશાન દેવલોક

ત્રિદંડીનું આયુષ્ય પૂર્ણ કરી ઈશાન નામના બીજા દેવલોકમાં મધ્યમ સ્થિતિવાળા દેવ બન્યા.

(૧૦) અગ્નિ ભૂતિ બ્રાહ્મણ

બીજા દેવલોકથી ચ્યવી મંદિર નામક સન્નિવેશમાં અગ્નિ ભૂતિ નામના બ્રાહ્મણ રૂપે જન્મ પામ્યા. તેનું આયુષ્ય ૫૬ લાખ પૂર્વનું હતું. જીવનના અંત સમયે ત્રિદંડી પરિવ્રાજક થયા.

(૧૧) સનતકુમાર દેવલોક

ત્રિદંડીનું આયુષ્ય પૂર્ણ કરી સનતકુમાર નામના ત્રીજા દેવલોકમાં મધ્યમ સ્થિતિવાળા દેવ થયા.

(૧૨) ભારદ્વાજ બ્રાહ્મણ

સનતકુમાર દેવલોકથી ચ્યવી શ્વેતાંબિકા નગરીની અંદર ભારદ્વાજ નામે બ્રાહ્મણ થયા. તેનું ૪૪ લાખ પૂર્વનું આયુષ્ય હતું અંતિમ સમયે ત્રિદંડી પરિવ્રાજક થયા.

(૧૩) માહેન્દ્ર દેવલોક

ત્રિદંડીનો ભવ કરી તે માહેન્દ્રકલ્પમાં મધ્યમ સ્થિતિવાળા દેવ બન્યા.

(૧૪) સ્થાવર બ્રાહ્મણ

દેવલોકમાંથી ચ્યવીને કેટલાયે કાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરી તે રાજગૃહ નગરમાં સ્થાવર નામના બ્રાહ્મણ થયા. તેનું આયુષ્ય ૩૪ લાખ પૂર્વનું હતું. જીવનના અંત સમયે ત્રિદંડી પરિવ્રાજક થયા.

(૧૫) બ્રહ્મ દેવલોક

પંદરમાં ભવમાં તે બ્રહ્મલોક નામે પાંચમાં દેવલોકમાં મધ્યમ સ્થિતિવાળા દેવ બન્યા.

(૧૬) વિશ્વ ભૂતિ

દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી, લાંબા સમય સુધી સંસારમાં પરિભ્રમણ કર્યા પછી તે રાજગૃહ નગરમાં. વિશ્વનંદી રાજાના ભાઈ તથા યુવરાજ વિશાખા ભૂતિના પુત્રરૂપે જન્મ પામ્યા. તેનું નામ વિશ્વભૂતિ રાખવામાં આવેલું હતું. રાજા વિશ્વનંદીના પુત્રનું નામ વિશાખનંદી હતું.

એક વખત વિશ્વભૂતિ પુષ્પકરંડક ઉદ્યાનમાં તેની પત્નીઓ સાથે ક્રીડા કરી રહ્યો હતો. વિશાખનંદીના છળકપટ ભર્યા અનુચિત વ્યવહારથી તેને ઘણો આઘાત લાગ્યો. સંસાર પર વૈરાગ્ય આવ્યો અને દીક્ષા અંગિકાર કરી લીધી. ઉત્કૃષ્ટ તપ કરી આત્માને ભાવતાં તેમણે અનેક લબ્ધિઓ પ્રાપ્ત કરી હતી. એક વખત વિહાર કરતાં વિશ્વભૂતિ અણગાર મથુરા નગરીમાં પધાર્યા, આ બાજુ વિશાખનંદી કુમાર પણ ત્યાંની રાજકન્યા સાથે લગ્ન કરવા આવ્યો હતો. શહેરના રાજમાર્ગ ઉપર રાજમહેલમાં તે ઉતર્યો હતો. વિશ્વભૂતિ અણગાર માસખમણ તપ કરતાં પારણાંના દિવસે ફરતાં ફરતાં ત્યાં નીકળી પધાર્યા. વિશાખનંદીના અનુચરોએ મુનિને જોતાં જ તેનાં મનમાં ક્રોધ ભભુકી ઉઠયો, તે રોષભર્યા નેત્રોથી મુનિને જોઈ રહ્યો હતો, ત્યારે તરતની વિયાયેલ ગાયના ગોથાથી વિશ્વભૂતિ અણગાર જમીન ઉપર ગબડી પડયા. નીચે પડેલા મુનિનો ઉપહાસ કરતાં વિશાખનંદી કુમારે કહ્યું: "તમારૂં તે પરાક્રમ કે, જે કોઠાના વૃક્ષને પાડતી વખતે જોયું હતું. તે આજે ક્યાં ચાલ્યું ગયું છે?" એમ કહી તે ખડખડાટ હસી પડયો. વિશ્વભૂતિ અણગારે પણ આવેશમાં આવીને ગાયના શિંગડા પકડીને, ચક્રની જેમ ગાયને ફેરવી આકાશમાં ઉછાળી દીધી અને કહ્યું: "શું દુર્બળ સિંહ, શિયાળથી પણ ઉતરતો હોય છે? આ દુરાત્મા આજે પણ મારા પ્રત્યે દુર્ભાવના રાખે છે? જો મારા તપ, જપ અને બ્રહ્મચર્યનું કંઈ ફળ હોય તો આગામી ભવમાં અપરિમિત બળવાળો બનું." એ રીતે નિયાણું (નિદાન) કરીને તે દોષની આલોચના કર્યા વગર જ તેણે આયુષ્ય પૂર્ણ કર્યું.

## (૧૭) મહાશુક્ર દેવલોક

વિશ્વભૂતિના ભવને પૂર્ણ કરી મહાશુક્ર નામના સાતમાં દેવલોકમાં સત્તર સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિવાળા દેવ થયા.

## (૧૮) ત્રિપૃષ્ઠ વાસુદેવ

દેવલોકનું આયુષ્ય પૂર્ણ થતાં તે પોતનપુર નગરમાં પ્રજાપતિ રાજાની મહારાણી મૃગાવતીની કુક્ષિમાં ઉત્પન્ન થયા, માતાએ સાત સ્વપ્ન જોયા. જન્મ થતાં પુત્રના પૃષ્ઠ ભાગમાં (વાંસામાં) ત્રણ પાંસળીઓ હોવાથી તેનું નામ 'ત્રિપૃષ્ઠ રાખ્યું. અનુક્રમે તેઓ યૌવનાવસ્થાને પ્રાપ્ત થયા. અશ્વગ્રીવ નામના પ્રતિવાસુદેવ સાથે યુધ્ધ કરી તેનો સંહાર કરી ત્રિપૃષ્ઠ વાસુદેવ તરીકે પ્રગટ થયા.

એક વખત સંધ્યાની સોહામણી વેળા હતી. સૂર્ય અસ્તાચળ તરફ પહોંચી ગયો હતો. તે વખતે ત્રિપૃષ્ઠ વાસુદેવ પાસે કેટલાક સંગીતકાર આવ્યા. તેઓએ સંગીતની સુમધુર સ્વર લહેરીથી વાતાવરણને આનંદદાયી બનાવી દીધું. નિદ્રા આવવાનો સમય થયો ત્યારે વાસુદેવે શય્યાપાલકને કહ્યું: "જ્યારે મને નિદ્રા આવી જાય, તે સમયે તમારે સંગીત બંધ કરાવી દેવું." શય્યાપાલકે તે વાતની હા પાડી. થોડા જ વખતમાં સમ્રાટ નિદ્રાધીન થઈ ગયા. શય્યાપાલક સંગીત ઉપર એટલો બધો મુગ્ધ બની ગયો કે તે સંગીતકારોને રોકી શકયો નહીં. રાત ભર સંગીત ચાલતું રહ્યું. ઉષાનાં સોનેરી કિરણો ફેલાવાની તૈયારી હતી. ત્યાંજ સમ્રાટની નિદ્રા ઉડી ગઈ, સમ્રાટે સંગીતને ચાલુ રહેલું જોયું. સમ્રાટે શય્યાપાલકને બોલાવી પૂછયું. "આમને રજા કેમ ન આપી?" તેણે નમ્ર નિવેદન કર્યું, "દેવ! સંગીત સાંભળવાના સુખમાં એક તાન થઈ જવાથી મેં તેમને અટકાવ્યા નહીં". આ વાત સાંભળતાં જ ત્રિપૃષ્ઠનો ક્રોધ ભભૂકી ઉઠયો. પોતાના સેવકોને બોલાવીને કહ્યું: "આજ્ઞાનો અનાદર કરનારા અને સંગીત લોભી આ શય્યાપાલકના કાનોમાં ગરમાગરમ શીશુ રેડી દો." સમ્રાટની કઠોર આજ્ઞાથી શય્યાપાલકના કાનોમાં શીશુ રેડવામાં આવ્યું. ભયંકર વેદનાથી પીડાતાં તેણે પ્રાણ ત્યાગી દીધા. ત્રિપૃષ્ઠે સત્તાના મદમાં ઉન્મત્ત બનીને આવા ક્રૂર કૃત્યના કારણે નિકાચિત કર્મોનું ઉપાર્જન કર્યું. મહારંભ અને મહાપરિગ્રહમાં મશગૂલ બનીને ૮૪ લાખ વર્ષ સુધી રાજ્ય સંપદા ભોગવતાં રહ્યા.

## (૧૯) સાતમી નરક

ત્રિપૃષ્ઠ વાસુદેવ આયુષ્ય પૂર્ણ કરીને સાતમી તમસ્તમા નામની નરકના અપ્રતિષ્ઠાન નરકાવાસમાં નારકી રૂપે ઉત્પન્ન થયાં.

## (૨૦) સિંહ

ત્યાંથી નીકળીને તે કેસરી સિંહ બન્યા.

## (૨૧) ચોથી નરક

ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી તે ચોથી નરકમાં ગયા નરકમાંથી નીકળી તેમણે અનેક ભવ તિર્યંચ આદિના કર્યા.

## (૨૨) પ્રિય મિત્ર ચક્રવર્તી

પશ્ચિમ મહાવિદેહક્ષેત્રમાં મુકા નામની નગરી હતી. ત્યાં ધનંજય મહારાજાને ધારણી નામે રાણી હતી. નયસારનો જીવ ધારણીરાણીની કુક્ષિમા પુત્રપણે ઉત્પન્ન થયો. ગર્ભમાં આવતાં જ માતા ધારણીને ચૌદ સ્વપ્ન આવ્યા. સવાનવ માસે ધારણીએ સુકુમાર પુત્રનો જન્મ આપ્યો. માતા-પિતાએ તે પુત્રનું પ્રિયમિત્ર એવું સુંદર નામ પાડયું. યુવાવસ્થાએ પહોંચતા તેના અનેક રાજકન્યાઓ સાથે લગ્ન કરવામાં આવ્યા. તે પછી શુભ દિવસે તેને રાજાએ રાજ્ય ગાદી પર બેસાડી તેનો અભિષેક કર્યો. ધનંજય રાજાએ કોઈ એક આચાર્યશ્રીના ચરણોમાં દીક્ષાને અંગીકાર કરી પ્રિયમિત્ર રાજા રાજ્યનું રૂડી રીતે પાલન કરી રહ્યા છે. તેમની આયુધ્ધ શાળામાં નવ નિધાન અને ચૌદ રત્નો પ્રાપ્ત થયા. આયુધ્ધ શાળામાંથી ચક્રરત્ન બહાર નીકળતાં તેની પાછળ પ્રિયમિત્ર રાજા બીજારત્નો લઈને છ ખંડનો વિજય કરવા જાય છે. રત્નોના સહકારે છ ખંડ ઉપર વિજય મેળવી પ્રિયમિત્ર રાજા ચક્રવર્તી રાજા તરીકે પ્રસિધ્ધ થાય છે. મુકાનગરીમાં ફરી પ્રવેશ કરી છ ખંડની સત્તા અને ચક્રવર્તીપણાના સુખો ભોગવતાં રાજ્યનું પાલન કરે છે.

એક સમયે મુકાનગરીના ઉદ્યાનમાં પોટ્ટિલ નામના આચાર્ય દેવ પધારે છે. તેમનો પ્રતિબોધ સાંભળી ચક્રવર્તી મહારાજ વૈરાગ્ય પામી પોતાના પુત્રને રાજ્યગાદી આપી, પોતે દીક્ષા અંગીકાર કરે છે. મુનિપણામાં રહી એક કરોડ વર્ષ સુધી ચારિત્ર ધર્મનું પાલન કરે છે. સંયમ-તપ ધર્મની ઉત્કૃષ્ટ આરાધના-સાધના કરતાં થકાં ૮૪ લાખ પૂર્વનું આયુષ્ય ભોગવી અંત ભાગમાં અણસણ કરી સમાધિ ભાવે કાળધર્મને પામતાં ત્રેવીસમાં ભવે સાતમા દેવલોકે જાય છે.

## (૨૩) મહાશુક્ર દેવલોક

નયસારનો આત્મા ત્રેવીસમાં ભવે સાતમાં મહાશુક્ર નામના દેવલોકમાં સત્તર સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો.

## (૨૪) રાજકુમાર વિમળ

સાતમાં દેવલોકમાંથી ચ્યવી તે નયસારનો જીવ ભરત ક્ષેત્રના શાલ્વ દેશનાં રથપુર નગરની અંદર પ્રિયમિત્ર રાજાની વિમળા નામે મહારાણીની કુક્ષીમાં ઉત્પન્ન થયો. સવાનવ માસે માતાએ પુત્રને જન્મ આપ્યો. માતા-પિતાએ તેનું વિમળકુમાર

નામ પાડયું. યૌવનાવસ્થાને પ્રાપ્ત થતાં રાજાએ કુમારનો રાજ્યાભિષેક કર્યો. વિમળ રાજા રાજ્યનું પાલન કરે છે. એકવાર વિમળ રાજા વનમાં ક્રીડા કરવા જાય છે. ત્યાં એક હરણને પારધીની જાળમાં ફસાયેલો જુએ છે. તેની મરણાંત દશા જોઈને રાજાને અનુકમ્પા આવે છે. રાજા હરણને જાળમાંથી છોડાવી અભયદાન આપે છે. મુક્ત થયેલો મૃગલો જંગલમાં નાચતો કુદતો ફરવા લાગ્યો. રાજાએ આ હરણનો આનંદ જોઈ નિશ્ચય કર્યો કે दाणाण सेट्ठं अभयप्पयाणं સર્વ દાનોમાં અભયદાન શ્રેષ્ઠ છે. એમ જાણી રાજ્ય ભરમાં અમારી પડહ અભય ઘોષણા કરાવી પ્રજાને વિદિત કર્યું કે કોઈએ કોઈપણ જીવની હિંસા કરવી નહીં. સૌ પ્રાણીઓમાં આપણાં જેવો જ આત્મા છે. કોઈપણ મરવા ચાહતો નથી. કોઈપણ જીવને મારવાનો આપણને અધિકાર પણ નથી. Live and let live જીવો અને જીવવા દો.

**"જીવદયા" તે રત્ન ચિંતામણી સમાન અમૃતફળ દેનાર છે.**

**"જીવદયા" તે કલ્પવૃક્ષ સમાન ઈચ્છિત ફળને દેનાર છે.**

**"જીવદયા" તે કામધેનુ સમાન માંગ્યા મેઘ દેનાર છે.**

દયાધર્મી આત્મા દુર્ગતિઓનો નાશ કરી અમૂલ્ય ભવને પામે છે. દયાથી વિભુષિત થયેલો જીવ માનવ ભવમાં સાધના કરી મોક્ષ નગર સુધી પહોંચી જાય છે. વિમળકુમાર રાજા શાશ્વત સુખને આપનારી જીવદયાના કારણે આયુષ્ય પૂર્ણ કરી ફરીવાર મનુષ્ય જન્મને પ્રાપ્ત કરે છે.

### (૨૫) નંદનકુમાર

નયસારનો જીવ પચ્ચીશમાં ભવે છત્રા નામે નગરીમાં જિતશત્રુ રાજાની ભદ્રા મહારાણીની કુક્ષીમાં ઉત્પન્ન થયો. જન્મ થતાં રાજા–રાણીએ તેનું નંદનકુમાર નામ પાડયું. યુવાવસ્થાએ પહોંચતા રાજાએ કુમારનો રાજ્યાભિષેક કર્યો. નંદનરાજા ન્યાય નીતિથી રાજ્યનું પાલન કરે છે. ૨૪ લાખ વર્ષ સુધી રાજ્ય સુખ ભોગવે છે. પ્રજાને પોતાના સંતાનની જેમ પાળે છે.

એકવાર શ્રી પોટ્ટિલ નામના આચાર્ય નગરમાં પધાર્યા. રાજા દર્શનાર્થે ગયા. ધર્મ શ્રવણ કરી વૈરાગ્ય પામ્યા. રાજા એ રાજ્ય પરિત્યાગી આચાર્યશ્રીના ચરણોમાં દીક્ષાને અંગીકાર કરી. તેણે એક લાખ વર્ષ સુધી સંયમનું પાલન કર્યું તપશ્ચર્યા કરતાં તે મુનિરાજે નિરંતર માસખમણ તપની સાધના કરી. ૧૧ લાખ ૬૦ હજાર માસખમણ તે મુનિરાજે કર્યા. ૩૩૩૩ વર્ષ ૩ માસ ૨૯ દિવસ પારણાના થયા. વીસ સ્થાનકોની આરાધના કરતાં તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જન કર્યું. અંતે એક માસની સંલેખના કરી આયુષ્યપૂર્ણ થયે પ્રાણત દેવલોકમાં ગયા.

## (૨૬) પ્રાણત દેવલોક

નયસાર છવ્વીસમાં ભવે દશમાં પ્રાણત દેવલોકના પુષ્પોત્તરાવતંસક વિમાનમાં વીસ સાગરોપમની સ્થિતિવાળા દેવ થયા.

## (૨૭) વર્ધમાન મહાવીર.

દશમાં દેવલોકથી ચ્યવીને તે બ્રાહ્મણકુંડ ગામમાં કોડાલસ ગોત્રીય ઋષભદત્ત નામના બ્રાહ્મણની પત્ની શ્રી દેવાનંદાના ગર્ભમાં પુત્રરૂપે ઉત્પન્ન થયા. મરીચિના ભવમાં જાતિ અને કુલની શ્રેષ્ઠતાના દર્પના સર્પનો જે ડંસ હતો તેનું ઝેર હજુ ઉતર્યું ન હતું. તેના ફળ સ્વરૂપે ત્યાં દેવાનંદાના ગર્ભમાં આવવું પડયું અને સાડી બ્યાસી રાત સુધી તે ગર્ભમાં રહ્યા.

જે રાત્રે શ્રમણ ભગવાન મહાવીર જાલંધર ગોત્રિય દેવાનંદાની કુક્ષિમાં ગર્ભરૂપે અવતરિત થયા. તે રાત્રે દેવાનંદા માતા અર્ધ નિદ્રાવસ્થામાં હતાં. તે સમયે તેણે ઉદાર, કલ્યાણકારી, શિવ, ધન્ય અને મંગળરૂપ તથા શોભાયુક્ત ચૌદ સ્વપ્નાં જોયાં અને પછી જાગ્યા

### ચૌદ સ્વપ્ના

गय–वसह–सीह–अभिसेय, दाम–ससि–दिणयरं झयं कुंभं ।
पउमसर–सागर–विमाण, भवण–रयणुच्चय–सिहिं च ॥

તે ચૌદ મહાસ્વપ્નોનાં નામ આ પ્રમાણે છે. ૧ હાથી ૨ વૃષભ (બળદ) ૩ સિંહ ૪ અભિષેક કરાતી લક્ષ્મી દેવી ૫ ફુલની માળા ૬ ચંદ્ર ૭ સૂર્ય ૮ ધ્વજા ૯ કુંભ ૧૦ પદ્મ સરોવર ૧૧ સાગર ૧૨ દેવ વિમાન અથવા ભવન ૧૩ રત્નરાશી ૧૪ ધુમાડા વગરનો અગ્નિ.

તે સમયે દેવાનંદા માતા આવા પ્રકારનાં ચૌદ મહાસ્વપ્નોને જોઈ જાગૃત થયા. હર્ષિત અને સંતુષ્ટ થયા. તેનું મન આનંદિત અને પ્રીતિવાળું થયું. પરમ સુંદર મનવાળા થયા. તેનું હૃદય હર્ષથી પ્રફુલ્લિત થઈ ગયું. તેના રોમેરોમમાં આનંદ થઈ ગયો. સ્વપ્નોનું સ્મરણ કરી તે પોતાની શય્યામાંથી ઉઠયા. ત્વરા, ચપળતા અને ભય વિનાની રાજહંસ જેવી ગતિએ ચાલતા થકાં તેઓ જ્યાં ઋષભદત્ત બ્રાહ્મણ છે ત્યાં આવે છે. ઋષભદત્ત બ્રાહ્મણનો "જય થાઓ, વિજય થાઓ." આવા શબ્દો વડે વધાવે છે. પછી ભદ્રાસને બેસી, જરા શાંત અને સ્વસ્થ બનીને બંને હાથ જોડી મસ્તકે અંજલિ લગાડી આ પ્રમાણે બોલી, "હે દેવાનુપ્રિય! આજે હું જ્યારે અર્ધનિદ્રિત અવસ્થામાં શય્યામાં સૂતી હતી ત્યારે આવા પ્રકારના ચૌદ મહાસ્વપ્નોને જોઈ હું જાગી ગઈ હતી. તેણે હાથીથી લઈ નિર્ધુમ અગ્નિના નામ લઈ સ્વપ્નોને

કહી બતાવ્યા. હે દેવાનુપ્રિય ! આ મહા ચૌદસ્વપ્નોનું કલ્યાણમય ફળ મને શું મળશે તે કહો ?"

ત્યાર પછી તે ઋષભદત્ત બ્રાહ્મણ, દેવાનંદાની આ સ્વપ્ન સંબંધીની વાત સાંભળી, હૃદયમાં ધારણ કરી ખૂબજ હર્ષિત અને સંતુષ્ટ થયા. તે સ્વપ્નના ફળનો વિચાર કરવા લાગ્યા, વિચારીને કહ્યું.

હે દેવાનુપ્રિયા ! તમે જે મહાસ્વપ્નો જોયા છે. તે ખરેખર વિશિષ્ટ પ્રકારના છે. તે સ્વપ્નો આરોગ્ય વર્ધક, દીર્ઘાયુ આપનાર, કલ્યાણ કરનાર, મંગળ કરનાર છે. તેનું ફળ તમોને અર્થલાભ, ભોગલાભ, પુત્રલાભ અને સુખલાભ થશે. તમો અવશ્યમેવ પૂર્ણમાસે પુત્રરત્નને જન્મ આપશો. તે પુત્ર ઘણો જ સુકુમાળ, પાંચે ઈન્દ્રિયોથી પરિપૂર્ણ શરીરવાળો હશે. શુભ લક્ષણો, શુભ ચિન્હો અને શ્રેષ્ઠ ગુણવાળો થશે. સર્વાંગ સુંદર ચંદ્રની જેમ સૌમ્ય, કાંત, પ્રિય અને દેવકુમાર જેવો થશે.

ભારતીય સામુદ્રિક શાસ્ત્રમાં માનવ શરીરના લક્ષણ, વ્યંજન અને હસ્તરેખાના સંબંધમાં ઘણા વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે. **લક્ષણ માનવના વ્યક્તિત્વ અને કૃતિત્વનું પ્રતિક છે.** તીર્થંકર અને ચક્રવર્તી સમ્રાટના શરીર ઉપર એક હજાર આઠ લક્ષણ હોય છે. વાસુદેવના શરીર ઉપર એકસો આઠ અને સામાન્ય પ્રતિભા સંપન્ન વ્યક્તિના શરીર ઉપર બત્રીશ લક્ષણ હોય છે.

## બત્રીશ લક્ષણ

તમારે સૌને માનવના બત્રીશ લક્ષણ જાણવા છે ? તો હવે સાંભળો. ૧ છત્ર ૨ કમળ ૩ રથ ૪ વજ્ર ૫ કાચબો ૬ અંકુશ ૭ વાવડી ૮ ધનુષ્ય ૯ સ્વસ્તિક ૧૦ તોરણ ૧૧ બાણ ૧૨ સિંહ ૧૩ વૃક્ષ ૧૪ શંખ ૧૫ ચક્ર ૧૬ હાથી ૧૭ સમુદ્ર ૧૮ કળશ ૧૯ મહેલ ૨૦ મત્સ્ય ૨૧ જવ ૨૨ યજ્ઞ સ્તંભ ૨૩ સ્તૂપ ૨૪ કમંડળ ૨૫ પર્વત ૨૬ ચામર ૨૭ દર્પણ ૨૮ વૃષભ ૨૯ પતાકા ૩૦ લક્ષ્મી ૩૧ માળા ૩૨ મોર ભાગ્યશાળી માનવને આ લક્ષણો તેના હાથ કે પગ વગેરેમાં હોય છે.

તે કાળ અને તે સમયમાં દેવરાજ શક્રેન્દ્ર પોતાના વિપુલ અવધિજ્ઞાનથી સંપૂર્ણ જંબુદ્વીપને જુએ છે. તે સમયે શ્રમણ ભગવાન મહાવીર જંબુદ્વીપના ભારતવર્ષના દક્ષિણાર્ધ ભરતખંડના બ્રાહ્મણકુંડ નગરમાં કોડાલ ગોત્રીય ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા જાલંધર ગોત્રીયા દેવાનંદાની કુક્ષીમાં ગર્ભરૂપે ઉત્પન્ન થયેલા જુએ છે. તેનું હૃદય હૃષ્ટ, તુષ્ટ, પરમ આનંદિત અને પ્રીતિવાળું બની જાય છે. તે સિંહાસનથી નીચે ઉતરી વિધિપૂર્વક હાથ જોડી તીર્થંકર સન્મુખ સાત આઠ કદમ આગળ ચાલીને નમોત્થુણંની વિધિએ અંજલિ મસ્તકે અડાડીને બોલ્યા :

नमोत्थुणं समणस्स भगवओ महावीरस्स आदिगरस्स
चरिमतित्थयरस्स.......... वंदइ, नमंसइ। કલ્પસૂત્ર

આદિકર ચરમ તીર્થંકર શ્રમણ ભગવંત મહાવીરને નમસ્કાર થાઓ. ભગવાનને વંદન નમસ્કાર કરી ઈંદ્ર મહારાજ સિંહાસન ઉપર બિરાજે છે. તે પછી શક્રેન્દ્રને અધ્યવસાય, ચિંતન તથા અભિલાષારૂપે મનમાં સંકલ્પ ઉત્પન્ન થયો કે પહેલાં ક્યારેય આવું થયું નથી, વર્તમાનમાં થતું નથી, તેમ ભવિષ્યમાં થશે નહીં, કે તીર્થંકરો, ચક્રવર્તીઓ, બળદેવો કે વાસુદેવો બ્રાહ્મણ કે બીજા અન્ય કુળમાં જન્મ્યા હોય ! તેઓ તો એક ક્ષત્રિય કુળમાં જ ઉત્પન્ન થાય છે. પરંતુ બ્રહ્મકુળમાં તીર્થંકરનું ઉત્પન્ન થવું તે એક આશ્ચર્ય છે. આવી આશ્ચર્યકારી ઘટના અનંતકાળે થાય છે. આ એક વિરલ ઘટના છે. આવી ઘટના જેણે શાસ્ત્રમાં "અચ્છેરા" કહ્યા છે. આવી અઘટીત ઘટના–આશ્ચર્ય આ અવસર્પિણી કાળમાં દશ થયેલ છે.

## દશ અચ્છેરા

ઠાણાંગજી સૂત્રમાં દશ આશ્ચર્યો બતાવ્યા છે. ૧ ઉપસર્ગ–ભગવાન મહાવીર ઉપર ગૌશાલકે તેજુ લેશ્યા છોડેલી તેના કારણે છ માસ સુધી તીર્થંકરપણામાં અશાતા વેદનીય ભોગવવી પડી હતી. ૨ ગર્ભાપહરણ ૩ સ્ત્રી તીર્થંકર ૪ અભાવિત પરિષદ –ભગવાન મહાવીરની પ્રથમ ધર્મપરિષદામાં માત્ર દેવો જ હતાં કોઈએ ચારિત્ર અંગીકાર કરેલ નહીં. ૫ શ્રીકૃષ્ણજીનું અપરકંકાગમન ૬ ચંદ્ર સૂર્યનું મૂળ વિમાને આવવું. ૭ હરિવંશ કુળની ઉત્પત્તિ–જુગલીયુ નરકે ગયું. ૮ ચમરેન્દ્ર ઉત્પાત ૯ ઉત્કૃષ્ટ અવગાહનાવાળા, (ઉંચાઈવાળા) ૧૦૮ આત્માઓ એક સમયે સિધ્ધ થયા. ૧૦ અસંયતની પૂજા,

આ દશ અચ્છેરા અનંતકાળે થાય છે. ન થવાનું થાય, ન બનવાનું બને, ન ઘટવાનું ઘટે તેને આશ્ચર્ય કહેવાય છે.

ભગવાન મહાવીરને દેવાનંદાની કુક્ષીમાં ઉત્પન્ન થયેલા જાણી, શક્રેન્દ્રે હરિણ ગમેષિદેવને બોલાવી આજ્ઞા કરી કે ભરતખંડના બ્રાહ્મણ કુંડ ગામમાં જાઓ, ત્યાં દેવાનંદા માતાની કુક્ષીમાં મહાવીરનો ગર્ભ છે. તેનું સંહરણ કરી ક્ષત્રિયકુંડના મહારાણી ત્રિશલાની કુક્ષીમાં મુકો. બંને ગર્ભનું પરિવર્તન કરીને ફરી મને સમાચાર આપો. હરિણગમેષિદેવ ગયા, ત્યાં માતા દેવાનંદાને તેમજ ઘરના સર્વ લોકોને અવસ્વાપિની નિદ્રાથી સુવડાવી દે છે. અશુભ પુદ્‌ગલોને દૂર કરી મહાવીરનું અપહરણ કરી માતા ત્રિશલાની કુક્ષીમાંથી ગર્ભને લઈ દેવાનંદાની કુક્ષીમાં અને દેવાનંદાના ગર્ભને ત્રિશલાની કુક્ષીમાં અપહરણથી મૂકે છે. બધું કામ પતાવી ઈન્દ્ર મહારાજને સમાચાર આપે છે. તમોને પણ આશ્ચર્ય થશે કે આવું કેમ બની શકે ?

શાસ્ત્રમાં માતા દેવકીના છ ગર્ભના પરિવર્તનની વાત આવે છે તે તમો જાણો છો. આજના વિજ્ઞાન યુગમાં આ વાત અસંભવિત નથી. એક અમેરિકન ડૉકટર એક ભાટિયા સ્ત્રીના પેટનું ઓપરેશન કરતા હતાં. સમસ્યા એ હતી કે સ્ત્રી ગર્ભવતી હતી. તેથી ડૉકટર એક ગાભણી બકરીનું પેટ ચીરી, તેના પેટના બચ્ચાંને વીજળીથી ચાલતા એક ડબ્બામાં રાખ્યું અને તે સ્ત્રીના પેટના બચ્ચાંને બકરીના પેટમાં રાખ્યું. ઓપરેશન કરી લીધા પછી ડૉકટરે ફરીને સ્ત્રીનું બચ્ચું સ્ત્રીના પેટમાં અને બકરીનું બચ્ચું બકરીના પેટમાં મૂકી દીધું. સમય જતાં સ્ત્રી અને બકરીએ બચ્ચાંઓને જન્મ આપ્યો. તે બચ્ચાંઓ સ્વસ્થ અને તંદુરસ્ત હતાં.

આજે માનવના એકબીજાના હૃદય તેમજ શરીરનાં અંગોને ઓપરેશન દ્વારા બદલાવાના પ્રયોગો ચાલી રહ્યા છે. આસો વદ ૧૩ ના દિવસે ભગવાન મહાવીર સ્વર્ગમાંથી ચ્યુત થયા. માતા દેવાનંદાની કુક્ષીમાં ૮૨ રાત્રિ-દિવસ પસાર કર્યા. ઉત્તરાફાલ્ગુની નક્ષત્રનો યોગ થતાં જ ૮૩મી રાત્રિએ ગર્ભસંહરણ થયું. જ્યારે ભગવાન મહાવીર માતા ત્રિશલાની કુક્ષીમાં સ્થાપિત થયા ત્યારે માતા દેવાનંદાને અર્ધ નિદ્રાવસ્થામાં સ્વપ્ન આવ્યું. તે સ્વપ્નનો સાર એ છે કે દેવાનંદાના, ચૌદ સ્વપ્નો મહારાણી ત્રિશલાએ હરી લીધા છે. એવું જોઈને તે જાગૃત થયા.

માતા ત્રિશલાદેવીને પણ એ જ સમયે ચૌદ સ્વપ્નો આવ્યા. જેના નામ વગેરે કહેવાઈ ગયા છે. આ ચૌદ મહાસ્વપ્નો જોઈને માતા જાગ્યા અને મહારાજા સિધ્ધાર્થને તે સ્વપ્નોની વાત કહી. રાજાએ સ્વપ્ન પાઠકોને બોલાવ્યા. તે સ્વપ્ન પાઠકોએ સ્વપ્ન શાસ્ત્રાનુસાર વ્યાખ્યા કરીને ચૌદ મહાસ્વપ્નાનો જુદો જુદો અર્થ પણ બતાવ્યો. તમારે સ્વપ્ન ફળ સાંભળવા છે ?

## સ્વપ્ન ફળ દર્શન

૧ ચાર દાંતવાળા હાથીને જોવાથી તે ચાર પ્રકારના ધર્મ (સાધુ સાધ્વી-શ્રાવક શ્રાવિકા રૂપ) ને કહેવાવાળો થશે.

૨ વૃષભને જોવાથી ભરત ક્ષેત્રમાં બોધ-બીજનું વાવેતર થશે.

૩ સિંહને જોવાથી કામદેવ વગેરે ઉન્મત્ત હાથીઓથી ન ભંગાતા ભવ્ય જીવો રૂપીવનનું સંરક્ષણ કરશે.

૪ લક્ષ્મીને જોવાથી વાર્ષિક દાન દઈ તીર્થંકર પદના અપાર ઐશ્વર્યનો ઉપયોગ કરશે.

૫ માળાને જોવાથી ત્રણ ભુવનના મસ્તક ઉપર ધારણ કરવા યોગ્ય અર્થાત્ ત્રિલોક પૂજ્ય બનશે.

૬ ચંદ્રને જોવાથી ભવ્ય જીવો રૂપી ચંદ્ર વિકાસી કમળોને વિકસિત કરનારા થશે અથવા ચંદ્રમા સમાન શાંતિદાયી ક્ષમાધર્મનો ઉપદેશ કરશે.

૭ સૂર્યને જોવાથી અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરીને જ્ઞાનનો પ્રકાશ ફેલાવશે.

૮ ધ્વજાના દર્શનથી ધર્મરૂપી ધ્વજાને વિશ્વ ક્ષિતિજ ઉપર લહેરાવશે. અથવા જ્ઞાત કુળમાં ધ્વજારૂપ થશે.

૯ કળશને જોવાથી કુળ અથવા ધર્મરૂપ મહેલના શિખરના કળશ રૂપ થશે.

૧૦ પદ્મસરોવરને જોવાથી દેવ નિર્મિત સ્વર્ણ કમળો ઉપર બેસનારા થશે.

૧૧ સમુદ્રને જોવાથી સમુદ્રની માફક અનંત જ્ઞાન-દર્શન રૂપ મણિરત્નોના ધારક બનશે.

૧૨ વિમાનને જોવાથી વૈમાનિક દેવતાઓના પૂજ્ય બનશે.

૧૩ રત્નરાશિને જોવાથી મણિરત્નોથી વિભૂષિત થશે.

૧૪ નિધૂંમ અગ્નિને જોવાથી ધર્મરૂપ સુવર્ણને વિશુધ્ધ અને નિર્મળ કરનારાં બનશે.

હે દેવાનુપ્રિય! ત્રિશલા દેવીએ જે સ્વપ્ન જોયા છે, તેથી તે પુત્ર ત્રિલોકીનાથ ધર્મચક્રવર્તી તીર્થંકર જીન બનશે. આ સ્વપ્નો આરોગ્યદાયક, તુષ્ટિદાયક, દીર્ઘાયુષ્યના સૂચક, કલ્યાણક અને માંગલિક છે.

સિધ્ધાર્થ મહારાજા સ્વપ્ન ફળ જાણી ખૂબ જ તુષ્ટ અને પ્રસન્ન થયા. તેણે સ્વપ્ન પાઠકોને કિંમતી ચીજો આપી, અત્યંત સન્માનપૂર્વક સત્કાર કર્યો અને જીવન પર્યંત ચાલે તેટલું પ્રીતિ દાન આપી વિદાય કર્યા. મહારાજાએ મહારાણી ત્રિશલાને સ્વપ્નોના ફળની સઘળી વાત કરી. રાણી સાંભળીને પ્રસન્ન ચિત્ત થયા. સંતોષ પ્રાપ્ત કરી રાજાને પ્રણામ કરી સ્વસ્થાને સિધાવી ગયા.

જે રાત્રે શ્રમણ ભગવાન મહાવીરને જ્ઞાતકુળમાં લાવવામાં આવ્યા. તેજ રાતથી સંપૂર્ણ જ્ઞાતકુળ સોના-ચાંદીથી, ધન-ધાન્યથી, રાજ્ય-રાષ્ટ્રથી, સેના-વાહનથી, કોશ અને કોષ્ઠાગારથી અંતઃપુર અને જનપદથી, યશ અને કીર્તિથી વૃધ્ધિ પામવા લાગ્યું.

તેજ પ્રમાણે વિપુલ ધન, સોનું, રત્ન, મણિ, મોતી, દક્ષિણાવ્રત શંખ, શિલા પ્રવાલ, પદ્મરાગ, માણેક વગેરે સારભૂત સંપત્તિથી તેમજ જ્ઞાતૃકુળમાં લોકોમાં પરસ્પર પ્રીતિ, આદર અને સત્કાર સદ્ભાવ વધવા લાગ્યો.

## ગર્ભની સ્થિરતા અને માતાને શોક

ભગવાન મહાવીર ગર્ભમાં આવ્યા પછી માતા પ્રત્યેની અનુકંપા માટે ગર્ભ સંચલનથી માતાને દુઃખ ન થાય એ સમજી ભગવાને નિશ્ચલ થઈ, હલનચલન બંધ કરી દીધું. અકંપ બની ગયા, પોતાનાં અંગોપાંગને સંકોચી લીધા, આવી રીતે માતાના ગર્ભમાં સ્થિર થઈ ગયા. આવી ક્રિયાથી માતા ત્રિશલા દેવીને વિચાર આવ્યો કે શું મારો ગર્ભ હરાઈ ગયો, શું મરી ગયો કે મારો ગર્ભ ચ્યવી ગયો છે? શા

કારણે મારો ગર્ભ હાલતો ચાલતો નથી ? આવા વિચાર કરીને ખિન્ન મન વાળી રાણી ચિંતા અને શોકમાં ડૂબી આર્તધ્યાન કરવા લાગી. આ બધું જોઈ રાજાનું સંપૂર્ણ ઘર શોકાકુળ બની ગયું. સર્વત્ર શૂન્યતા અને ઉદાસીનતા છવાઈ ગઈ.

માતા વાત્સલ્યની અમર મૂર્તિ છે. તેની મમતા અલૌકિક હોય છે. સંસારની કોઈપણ શક્તિ તે મમતાની મૂર્તિની તુલનામાં ઉતરી શકતી નથી;

**પુત્ર માતાની મમતાનો મેરૂ છે.**
**પુત્ર માતાની મમતાનું હૃદય છે.**
**પુત્ર માતાની મમતાનો પ્રાણ છે,**

તેને માટે માતા સ્વયં ધગધગતી જ્વાળાઓમાં પ્રવેશે પણ પોતાના લાડલાના જરા જેટલાય કષ્ટ જોવા માંગતી નથી, પુત્રના થોડા પણ કષ્ટ તેના માટે અસહ્ય હોય છે. તેથી એક કવિએ કહ્યું છે ને... **જનનીની જોડ સખિ! નહીં મળે રે લોલ**

માતા ત્રિશલા ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યા. દારૂણ વિલાપ કરે છે. "હાય! આ શું થઈ ગયું. મારા ગર્ભનો બાળક કેમ હાલતો ચાલતો નથી! શું તે નષ્ટ થઈ ગયો છે, શું કોઈએ મારા પુત્ર રત્નને છીનવી લીધો છે?"

રાણીનું કરૂણ રૂદન, નિશ્વાસ, મૂર્છા આ બધુ જોઈ દાસીઓ દોડી આવી. ઉપચાર કરવા લાગી. અંતઃપુરમાં શોકનું મોજું ફેલાઈ ગયું. મહારાજા સિધ્ધાર્થે આ વાત સાંભળી. તેઓ પણ જલ્દી દોડી આવ્યા. રાણીની દયનીય દશા જોઈ રાજાની આંખમાંથી પણ આંસુ સરી પડયા. છતાં ધીરજ રાખીને તેણે કહ્યું: "મહારાણી! ગભરાઓ નહીં ધીરજ રાખો, બધું ઠીક થઈ જશે. અધીરા ન બનો."

તે પછી શ્રમણ ભગવાન મહાવીર માતાના આવા સંકલ્પને જાણી પોતાના શરીરના એક ભાગને હલાવે છે. સાંભળો કયારેક સારૂ કરવા જતાં નઠારૂં પણ પરિણામ આવી જાય છે. આ ઘટના એવી જ બની ગઈ તમો પણ કોઈનું સારૂં કરવા જતાં વિચારીને પગલાં ભરજો નહીં તો પાછળથી પસ્તાવું પડે છે.

ગર્ભ હલન-ચલનથી માતા ત્રિશલા ખૂબ પ્રસન્ન થઈ અને આનંદપૂર્વક રહેવા લાગી. આ ઘટનાથી શ્રમણ ભગવાન મહાવીરે ગર્ભમાં રહ્યા થકાં એક સંકલ્પ કર્યો.

## ગર્ભમાં અભિગ્રહ

ભગવાન મહાવીર ગર્ભમાં રહી અભિગ્રહ કરે છે કે "જ્યાં સુધી મારા માતા પિતા જીવતાં હશે ત્યાં સુધી હું મુંડિત થઈ ગૃહવાસનો ત્યાગ કરી દીક્ષા અંગીકાર કરીશ નહીં."

છેવટે માતા ત્રિશલા ગર્ભનું રૂડી રીતે પાલન કરવા લાગી. ગર્ભ પાલનના નિયમો હોય છે. પ્રત્યેક માતાઓએ આવા ગર્ભ પાલનના નીતિ નિયમો જાણ

જોઈએ અને તેનું અવશ્ય પાલન કરવું જોઈએ. જે માતાઓ નિયમોનું પાલન કરે છે. તેના ગર્ભથી તેનું સંતાન સારી રીતે જન્મ પામી સુખી થાય છે. માતાના પ્રશસ્ત દોહદને પૂર્ણ કરી તેને સારી રીતે સન્માનીત કરવામાં આવતાં હતાં. હવે માતા ત્રિશલા સવા નવ મહિના ગર્ભનું પાલન કર્યા પછી પુત્રનો જન્મ કેવી રીતે આપે છે તે માટે શાસ્ત્રકાર ફરમાવે છે.

तेणं कालेणं तेणं समयेणं समणे भगवं महावीरे जे से गिह्माणं पढमे मासे दोच्चे पक्खे चित्तसुध्धे तस्स णं चित्तसुध्धस्स तेरसी दिवसेणं नवण्हं मासाणं बहुपडिपुन्नाणं अध्धर्ट्ठमाण य राइंदियाणं विइक्कंताणं उच्चाट्ठाणगतेसु गहेसु पढमे चंदजोगे सोमासु दिसासु वितिमिरासु विसुध्धासु जतिएसु सव्व सउणेसु पयाहिणाणु कूलंसि भूमिसप्पिंसि मारुयंसि पवातंसि निष्फण्ण मेदिणीयंसि कालंसि पमुदितपक्कीलिएसु जणवएसु पुव्वरत्तावरत्त कालसमयंसि हत्थुत्तराहिं नक्खत्तेणं जोणमुवागएणं आरोगा आरोगं दारयं पयाया।

## મહાવીર જન્મ દર્શન

તે કાળ અને તે સમયમાં (શ્રમણ ભગવાન મહાવીર) જ્યારે ગ્રિષ્મ ઋતુ ચાલી રહી હતી. ગ્રિષ્મનો પ્રથમ માસ એટલે ચૈત્ર માસ અને તેનો બીજો પક્ષ (શુકલપક્ષ) ચાલી રહ્યો હતો, ચૈત્ર માસના શુકલપક્ષનો તેરમો દિવસ હતો. અર્થાત્ ચૈત્ર સુદ ૧૩ના દિવસે નવ માસ અને સાડા સાત દિવસ પસાર થયા હતાં, તે વખતે જ્યારે બધા ગ્રહ ઉચ્ચ સ્થાનમાં આવેલ હતાં, ચંદ્રનો પ્રથમ યોગ ચાલી રહ્યો હતો, દિશાઓ બધી સૌમ્ય, અંધકાર રહિત અને વિશુધ્ધ હતી, જય-વિજયનાં સૂચક બધી જાતનાં શુકન હતાં. શીતળ, મંદ સુગંધિત પવન પ્રદક્ષિણાવર્ત પૂર્વક વાતો હતો, પૃથ્વી ધાન્યથી સુસમૃધ્ધ હતી, દેશનાં બધાં માણસોનાં મનમાં આનંદ પ્રમોદ હતો, ત્યારે મધ્યરાત્રિના સમયે હસ્તોત્તરા નક્ષત્ર અર્થાત્ ઉત્તરાફાલ્ગુણી નક્ષત્રના યોગમાં આરોગ્ય સંપન્ન ત્રિશલા ક્ષત્રિયાણીએ નિરોગી અને સ્વસ્થ એવા પુત્રને જન્મ આપ્યો.

બોલો ભગવાન મહાવીરસ્વામીની જય હો !
બોલો ત્રિશલા નંદન મહાવીરની જય હો !
બોલો સિધ્ધાર્થ કુળ દીપકવીરની જય હો !
બોલો વૈશાલી નંદ રાજકુમારની જય હો !
બોલો તીર્થપતિ વર્ધમાનસ્વામીની જય હો !

આચાર્યોએ બધા તીર્થંકરોના ગર્ભકાળનો ઉલ્લેખ કરીને એમ બતાવ્યું છે કે ક્યા તીર્થંકર કેટલા કાળ સુધી માતાના ગર્ભમાં રહ્યા.

૧ ભગવાન ઋષભદેવ સ્વામી નવ માસ અને ચાર દિવસ

૨ ભગવાન અજીતનાથ સ્વામી આઠ માસ અને પચ્ચીસ દિવસ
૩ ભગવાન સંભવનાથ સ્વામી નવ માસ અને છ દિવસ
૪ ભગવાન અભિનંદન સ્વામી આઠ માસ અને અઠયાવીસ દિવસ
૫ ભગવાન સુમતિનાથ સ્વામી નવ માસ અને છ દિવસ
૬ ભગવાન પદ્મપ્રભુ સ્વામી નવ માસ અને છ દિવસ
૭ ભગવાન સુપાર્શ્વનાથ સ્વામી નવ માસ અને ઓગણીસ દિવસ
૮ ભગવાન ચંદ્રપ્રભુ સ્વામી નવ માસ અને સાત દિવસ
૯ ભગવાન સુવિધિનાથ સ્વામી આઠ માસ અને છવ્વીસ દિવસ
૧૦ ભગવાન શીતલનાથ સ્વામી નવ માસ અને છ દિવસ
૧૧ ભગવાન શ્રેયાંસનાથ સ્વામી નવ માસ અને છ દિવસ
૧૨ ભગવાન વાસુપૂજ્ય સ્વામી આઠ માસ અને વીસ દિવસ
૧૩ ભગવાન વિમળનાથ સ્વામી આઠ માસ અને એકવીસ દિવસ
૧૪ ભગવાન અનંતનાથ સ્વામી નવ માસ અને છ દિવસ
૧૫ ભગવાન ધર્મનાથ સ્વામી આઠ માસ અને છવ્વીસ દિવસ
૧૬ ભગવાન શાંતિનાથ સ્વામી નવ માસ અને છ દિવસ
૧૭ ભગવાન કુંથુનાથ સ્વામી નવ માસ અને પાંચ દિવસ
૧૮ ભગવાન અરનાથ સ્વામી નવ માસ અને આઠ દિવસ
૧૯ ભગવાન મલ્લિનાથ સ્વામી નવ માસ અને સાત દિવસ
૨૦ ભગવાન મુનિસુવ્રત સ્વામી નવ માસ અને આઠ દિવસ
૨૧ ભગવાન નમિનાથ સ્વામી નવ માસ અને આઠ દિવસ
૨૨ ભગવાન નેમનાથ સ્વામી નવ માસ અને આઠ દિવસ
૨૩ ભગવાન પાર્શ્વનાથ સ્વામી નવ માસ અને છ દિવસ
૨૪ ભગવાન મહાવીર સ્વામી નવ માસ અને સાત દિવસ ગર્ભમાં રહ્યા.

ભગવાન મહાવીરનો જન્મ થવાથી કેવળ ક્ષત્રિયકુંડપુર જ નહીં પણ ક્ષણભરને માટે સમસ્ત સંસાર લોકોત્તર પ્રકાશથી પ્રકાશિત થઈ ગયો. રાજા સિધ્ધાર્થે જ નહીં પરંતુ સંસાર ભરનાં પ્રાણીગણોએ અનિર્વચનીય આનંદનો અનુભવ કર્યો.

ભગવાનનો જન્મ મહોત્સવ ઉજવવા માટે ૫૬ દિશા કુમારિકાઓ આવી. ચૌસઠ

ઈંદ્રો અને અસંખ્ય દેવ દેવીઓએ મહાવીરનો જન્મ મહોત્સવ ઉજવ્યો. હવે મેરૂગિરિ ઉપર ઇંદ્ર મહારાજ ભગવાન મહાવીરના બાલ સ્વરૂપને જન્માભિષેક કરવા કેવી રીતે લઈ જશે તેનાં ભાવ ભેદ અવસરે કહેવાશે.

પર્વરાજની કથા યાદ છે ને કે ભૂલી ગયા ?

ઉદાયન રાજા મુનિ બની ભગવાન મહાવીર સ્વામીની સાથે વિચરી રહ્યા છે. અભિચિ રાજકુમાર ચંપાનગરીમાં માશીને ઘેર રહી ધર્મધ્યાન કરી રહ્યા છે. વર્ષો પસાર થઈ જાય છે. ઉદાયન મુનિ સ્વતંત્ર રીતે વિચરતાં પોતાના ભૂતકાળમાં ભોગવેલી રાજ્યનગરી વીતભય પાટણમાં પધારવાના છે. ત્યાંના મંત્રી અને રાજ્ય ખટપટીયા લોકોએ રાજાકેશીને અનેક વાતોથી ભંભેર્યો છે. કેશી રાજા અમૃત સ્વરૂપ છે. રાજરમત કરનારા લોકો ઝેરનું ઢાંકણુ છે. તે લોકો કેશીરાજને કહે છે કે "મહારાજ ઉદાયન રાજ્ય છોડીને મુનિ તો બની ગયા પરંતુ તેને હવે પોતાની ભૂલ સમજાણી છે. રાજ્યને ફરીવાર મેળવવા માટે આવે છે. રાજ્ય મેળવી પોતાના રાજકુમારને રાજ્યસત્તા આપવા માંગે છે.

આવી બધી વાતો સાંભળી કેશી રાજા વિના વિચારે માન્ય કરી લે છે. ઉદાયન મુનિ રાજ્યમાં કેવી રીતે પ્રવેશ કરે છે. તેની સામે કેવી પરિસ્થિતિ સર્જાશે. તે બધી વાતો અવસરે કહેવાશે. આજે ભગવાન મહાવીરના જન્મનું વાંચન થયું છે. તમો સૌ કોઈનું અપમાન ન કરશો. ક્રોધ ન કરશો. સૌની સાથે પ્રેમ રાખશો. જીવન ધન્ય બનાવી આજનો દિવસ ધન્ય બનાવશો.

## મહાવીર જન્મ

એક જનમ્યો રાજદુલારો, દુનિયાનો તારણહારો
વર્ધમાનનું નામ ધરીને, પ્રગટયો તેજ સિતારો રે...એક.

પૃથ્વી પરથી અંધકારનાં, વાદળ જાણે વીખરાયાં,
ગાયે ઉમંગે ગીત અપ્સરા, દેવોનાં મન હરખાયાં,
નારકીના જીવોએ નીરખ્યો, તેજ તણો ઝબકારો રે.... એક.

ધાન વધ્યાં ધરતિના પેટે, નીર વધ્યાં સરવરીયાનાં,
ચંદ્ર સૂરજનાં તેજ વધ્યાં, ને સંપ વધ્યા સૌ માનવના,
દુઃખના દિવસો દૂર ગયાને, આવ્યો સુખનો વારો રે......એક.

રંક જનોના દિલમાં પ્રસર્યું, આશ ભરેલું અજવાળું
બોલી આવ્યો દીન દુઃખીયાનો, રહેશે ના કોઈ નોધારૂં
ભીડ જગતની ભાંગે એવો, સૌનો પાલનહારો રે......એક.

## ૪૬

# ભગવાનની ખોજ!

( ભાદરવા સુદ ૩ તા. ૨૭–૮–૭૬ શુક્રવાર )

પર્વાધિરાજ પર્યુષણ પર્વનો આજે છઠ્ઠો દિવસ છે. તેમની પરમકૃપા દ્વારા ભાઈઓ અને બહેનો આનંદનો અનુભવ કરી રહ્યા છે. તેમની આત્મિક ઋધ્ધિ અને અધ્યાત્મ વૈભવનું દર્શન કરી આપણે સૌ ધન્ય બની ગયા છીએ.

આજનો વિષય છે. ભગવાનની ખોજ!

ભગવાનની શોધ–ખોજ શબ્દ શું છે? પૂર્વના પ્રવચનોમાં કહેવાઈ ગયું છે કે ખોજ એટલે સંશોધન.

ખોજ એટલે ઢુંઢવું.

ખોજ એટલે રિસર્ચ.

આ વિશ્વમાં વૈજ્ઞાનિક થિયરીનાં ઘણાં Research Institutions છે. જેમાં ભૌતિક–જડ તત્ત્વનું સંશોધન થાય છે. ઘણાં કેમિકલો એક બીજા સાથે મિશ્રિત કરી નવા તત્ત્વોના આવિષ્કાર કરે છે. ભૌતિક પદાર્થનું સંશોધન આ યુગ માટે સુલભ થઈ ગયું છે. વાઈકિંગ મંગળ ઉપર ઉતર્યું. તેની આબોહવા, વાતાવરણ, જીવાણું–કીટાણું છે કે નહીં તેવા અનેક કારણોનું સંશોધન કરે છે.

આજનો યુગ Atomic Age કહેવાય છે.

વાઈકીંગ નં. ૧ જેનું સંશોધન કરે છે. તેની માટીમાં અને ત્યાંની આબોહવામાં શું છે? તેના માટે એક લેબોરેટરી Laboratory કામ કરી રહી છે. આ બધી વાતો તમારાથી અજાણી નથી. જગતમાં એવા ઘણાં ઘણાં પદાર્થો છે. જેનું સંશોધન ચાલી રહ્યું છે. પરંતુ આજે તો આપણે એવા તત્ત્વની શોધ કરવી છે કે જેનાથી જીવન સફળ બની જાય.

માનવ જીદંગી એ સંશોધન માટેની જીંદગી છે.

Human life is for research of life

આજે આપણે ભગવાનની ખોજ કરવી છે આપણો પ્રથમ પ્રશ્ન એ છે કે ભગવાન ક્યાં છે? where is God? ઘણાં એમ કહે છે કે ભગવાન ગુફામાં છે, કૈલાસમાં છે, જંગલોમાં છે. કોઈ કહે છે મંદીરમાં તીર્થમાં છે. અનેક ધર્મ અને અનેક વિચારધારા ઇશ્વર–ભગવાન માટેની પ્રચલેન છે. ઈશ્વરનું નિવાસસ્થાન આ જગતમાં

છે, એવું કહેનારા અને માનનારા ઘણાં છે પરંતુ કોઈએ આ વિશ્વમાં ભગવાનના સાક્ષાત્ દર્શન કર્યા હોય એવો કોઈનો અવાજ નથી. તમો મુંબઇ વાસીઓ છો. તમોને મુંબઈમાં કોઈ જગ્યાએ ભગવાનના દર્શન થયા ? કદાચ તમો મંદીરમાં કે દેવળોમાં જઈને એમ કહી ઉઠો કે અમે ભગવાનના દર્શન કરી આવ્યા. મંદીરમાં જેના દર્શન થાય છે તે પરમાત્મા સાક્ષાત્ નથી. પરંતુ તેની સ્થાપના કરેલી પ્રતિમા મૂર્તિ છે.

ભગવાનની શોધ માટે કરોડો રૂપિયા ખર્ચી મોટા મોટા દેવળો અને સ્મારકો ઉભા કરવામાં આવ્યા છે. તેમાં દેવ-દેવી-ઈશ્વર વગેરેની પ્રતિષ્ઠાઓ પણ થાય છે. છતાં કોઈ બુધ્ધિશાળીએ ગૌરવથી એમ નથી કહ્યું કે અમે ઈશ્વરના દર્શન કર્યા.

ઇશ્વર-ભગવાનના બે સ્થાન છે. એક તો એ છે કે જે આત્મા કર્મ રહિત બની, શુધ્ધ ચૈતન્ય સ્વરૂપ, નિરંજન નિરાકાર રૂપ બની સિધ્ધાલયમાં સિધ્ધ સ્વરૂપે બિરાજે છે તેને ઈશ્વર કહેવાય છે. તેના સ્વરૂપની વિવેચના ઔપપાતિક સૂત્રમાં વર્ણવી છે.

दीहं वा हस्सं वा, जं चरिम भवे हवेज्ज संठाणं ।
तत्तो तिभाग हीणं, सिध्धाणोगाहणा भणिया ॥
जत्थ, य एगो सिद्धो, तत्थ अणंता भवक्खय विमुक्का ।
अण्णोण्ण समोगाढा, पुट्ठा सव्वे य लोगंते ॥
असरीरा जीवघणा, उवउत्ता दंसणे य णाणेय ।
सागारमणागारं, लक्खणमेयं तु सिद्धाणं ॥

ઈશ્વર સ્વરૂપી આત્મા ભવથી મુક્ત થતી વખતે, ચરમ શરીરનો ત્યાગ કરતી વખતે શરીરની જેવી આકૃતિ હોય છે. સદા એવી જ આકૃતિમાં મુક્ત આત્મા રહે છે. ફેર માત્ર એટલો જ પડે છે કે મુક્ત થયા પછી શરીરની અવગાહનાનો ત્રીજો ભાગ ઘટી જાય છે. સિધ્ધ ભગવાનને જુદા જુદા સ્થાનની જરૂર નથી. અમૂર્ત હોવાને કારણે જ્યાં એક સિધ્ધ રહી શકે છે. ત્યાં અનંત સિધ્ધ પણ રહી શકે છે.

સિધ્ધ જીવો અશરીરી હોવાથી શરીરને કારણે આત્મપ્રદેશોમાં જે પોલાર રહે છે. તેવી સિધ્ધ અવસ્થામાં નથી રહેતી. તેઓ કેવળ જ્ઞાન-દર્શનમાં સદા લીન રહે છે. સર્વે દેશકાળ તથા ભાવોને કેવળજ્ઞાન વડે જાણે છે અને કેવળ દર્શનથી દેખે છે. પૂર્ણ રૂપથી અવ્યાબાધ યુક્ત આત્માઓમાં જે અનુપમ આનંદ વર્તે છે, તે મનુષ્યોમાં કે સ્વર્ગના દેવતાઓમાં હોતો નથી. સિધ્ધ ભગવાનના સુખ પાસે સ્વર્ગીય સુખની કશીએ ગણત્રી થઈ શકતી નથી. દેવતાઓનાં સુખને ભૂત વર્તમાન તથા ભવિષ્ય કાળના સમયથી ગુણવામાં આવે તો પણ તે મુક્તિના સુખની તોલે આવી શકતું નથી.

जहणाम कोई मिच्छो, णगर गुणे बहु विहे वियाणंतो
ण चएइ परिकहेउं, उवमाए तहिं असंतीए ।।
जह सव्व काम गुणियं, पुरिसो भोत्तुण भोयणं कोई
तण्हा छुहा विमुक्को, अच्छेज्ज जहा अमिय तित्तो ।।
निच्छिण्ण सव्व दुक्खा, जाइ जरा मरण बंधण विमुक्का ।
अव्वाबाहं सुक्खं, अणुहोंति सासयं सिद्धा ।।

ઔપપાતિક સૂત્ર

કોઈ અભણ મ્લેચ્છ વ્યક્તિ અત્યન્ત સુંદર નગરનો અનુભવ કરે અને પછી તેનું વર્ણન કરે ત્યારે તે સાચું વર્ણન કરી શકતો નથી. તેવી રીતે મુક્તિના સુખનું વર્ણન શબ્દો વડે અશક્ય છે, કારણ કે તેને કોઈ વસ્તુ જણાતી નથી કે જેની સાથે તેની સરખામણી કરી શકે. હાં, ખોટી ઉપમાનો આસરો લઈ વાતો કરવી હોય તો થાય. જેમ કોઈ ભૂખ્યો તરસ્યો માણસ ઘણા શ્રેષ્ઠ પદાર્થોનો આહાર કરીને તૃપ્ત થાય, તે જ રીતે મુક્ત આત્મા અતૂલ્ય, અવ્યાબાધ અને શાશ્વત સુખમાં બિરાજમાન છે.

મુક્ત આત્મા-સિધ્ધ ભગવાન બધા દુઃખોથી મુક્ત થઈ ગયેલા છે. જન્મ, જરા, મરણ તથા બંધનથી તે મુક્ત છે તથા તે શાશ્વત સુખનો અનુભવ કરે છે.

આવું પરમ સુખનું ધામ ને ભગવાનનું નિવાસ સ્થાન છે. જેને મોક્ષ કહેવાય છે. જેને મુક્તિ કે સિધ્ધાલય પણ કહેવાય છે. ભગવાનનું બીજું સ્થાન સમજવું હોય તો પ્રત્યેક જીવનું નિવાસ સ્થાન શરીર છે. જે શરીરમાં આત્મા છે તે આત્મા વ્યવહારથી તે શરીરના આધારે તે પર્યાય સ્વરૂપે ઓળખાય છે. જેમ કે દેવ-મનુષ્ય-નારકી-તિર્યંચ વગેરે વગેરે. નિશ્ચયથી તો પ્રત્યેક શરીરનો આત્મા શુધ્ધ સ્વરૂપની ગણનાએ એટલે શુધ્ધ પર્યાયે સિધ્ધ સમાન છે. જેની ઘણી વાતો અને કથન આગલા પ્રવચનોમાં થઈ ગયું છે. પરમાનંદ પચ્ચીશીમાં ઈશ્વર શરીરમાં કેવી રીતે રહ્યા છે. તે વાતનું કથન પંડિત કોને કહેવાય ? તેની ઓળખાણ કરાવતાં આચાર્યશ્રી ફરમાવે છે.

परमाह्लाद संपन्नं, राग-द्वेष विवर्जितं ।
सोऽहं तु देहमध्ये स्थो, यो जानाति स पंडितः ।।
आकार रहितं शुद्धं, स्व स्वरुपे व्यवस्थितं ।
सिद्धमष्ट गुणोपेतं, निर्विकारं निरंजनं ।।
तत्समं तु निजात्मानं, यो जानाति स पंडितः ।
सहजानंद चैतन्यं, प्रकाशयति महियसे ।।

पाषाणेषु यथा हेम, दुग्ध मध्ये यथा घृतं।
तिलमध्ये यथा तैलं, देह मध्ये तथा शिवः॥

काष्ठ मध्ये यथा वह्निः, शक्ति रुपेण तिष्ठति।
अयमात्मा शरीरेषु, यो जानाति स पंडितः॥

રાગ–દ્વેષથી રહિત, પરમ આહ્‌લાદ્ સંપન્ન. દેહની અંદર રહેનારો તે હું એટલે ભગવાન છું. જે આ સ્વરૂપને જાણે છે તે પંડિત છે. નિરાકાર, શુધ્ધરૂપ, સ્વ સ્વરૂપમાં વ્યવસ્થિત, સિધ્ધત્વના અષ્ટગુણવાળો, નિર્વિકાર, નિરંજન સમાન ખરેખર આપણો આત્મા છે. જે આ સ્વરૂપને જાણે છે તે પંડિત છે. સહજાનંદ ચૈતન્ય સ્વરૂપ આ આત્મા દુનિયામાં પ્રકાશી રહ્યો છે. જેવી રીતે પથ્થરની અંદર હેમ, દુધની અંદર જેમ ઘી, તલની અંદર જેમ તેલ રહે છે. તેવી રીતે શરીરની અંદર શિવ–ભગવાન રહેલ છે. લાકડામાં જેમ અગ્નિ શકિતરૂપ રહે છે તેવી રીતે આ આત્મા શરીરમાં રહે છે. જે આ પરમાત્મ સ્વરૂપ ભગવંત સ્વરૂપને જાણે છે તે પંડિત છે.

આ બધા કથનથી એ નિર્ણય થાય છે કે આપણો આત્મા પણ ભગવાન છે. આપણે પોતે ભગવાન છીએ. I am god હું પોતે ઈશ્વર છું.

અહીં સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે જો ઈશ્વર મારી અંદર છે કે હું પોતે જ ભગવાન છું તો પછી મારે ભગવાનની ખોજ કરવાની જરૂર નથી ? આવા સ્વરૂપનું જેને જ્ઞાન થાય અને કહે કે હું ઈશ્વર છું તો લોકો તેની મશ્કરી કરે. જેને જ્ઞાન નથી તેને પોતાનું સ્વરૂપ ઈશ્વર સમાન હોય તેની અવશ્ય શંકા થાય.

આ જીવે પોતાની જાતને ઈશ્વર કહેવા જેવી રહેવા દીધી નથી. તેથી તે માન્ય ન કરી શકે. તમારી જાત શું છે ? તમારી અંદર શું પડયું છે ? તેનો કયારેય વિચાર કર્યો છે ? આપણું શુધ્ધ સ્વરૂપ ભગવાન રૂપ છે. પર્વાધિરાજ પર્યુષણ પર્વના દિવસો ચાલી રહ્યા છે. આવા મંગળ દિવસોમાં શુધ્ધ સ્વરૂપનું દર્શન કરજો. નહીં તો પેલા માછલા અને મૃગલા જેવી સ્થિતિ થશે. કવિએ કહ્યું છે.

**પાની મેં મીન પિયાસી, મોહે સુન સુન આવત હાંસી.**

એક બહેન નદીને કિનારે વાસણ સાફ કરીને, બે ડગલા અંદર ઉતરી ઘડામાં પાણી ભરી રહી છે. ત્યારે નદીના નીરમાં વહેતાં માછલે આવીને કહ્યું. ઉભા રહો ! મને તમારે ત્યાં લેતા જજો. હું તરસ્યુ છું, મારો કંઠ સુકાવા માંડયો છે. આ સાંભળી પેલા બેન બોલ્યા. “અરે મત્સ્ય ! તમો શું કહો છો ? તમારે જે જોઈએ છે તે તમારી પાસે જ છે તમારો ઉત્પત્તિ જેમાં છે તેમાં જ તમારી ઈચ્છા પુર્ણ થશે.

આ રૂપક શું કહે છે. જીવની કેટલી મોટી અજ્ઞાનતા છે. પોતાને પોતાના સ્વરૂપનું ભાન નથી. જુઓ! આ જીવની કેવી દશા છે?

**કસ્તુરી મૃગ નાભી માંહી, ફિરત વન વન ઉદાસી.**
**મોહે સુન સુન આવત હાંસી (૨)**

જંગલના મૃગલાને કસ્તુરીની સુગંધ આવી. સુગંધથી ઘણો જ ખૂશ થયો. તેને સુગંધ મેળવવાનું મન થયું. એને થયું કે આ સુગંધ તો આજ જંગલમાંથી આવી રહી છે. જેથી તે સુગંધની શોધમાં ખૂબ જ ભમી રહ્યો છે. આકુળ વ્યાકુળ બની ગયો છે. કસ્તુરી માટે પહાડનાં મૂળમાં જાય છે. જંગલની ઝાડીએ ઝાડીએ ફરી રહ્યો છે. વૃક્ષેવૃક્ષના થડને સ્પર્શી આવ્યો. ક્યાંયે કસ્તુરીના દર્શન ન થયા તેણે ઘણું સંશોધન કર્યું. અંતે થાકી ગયો અને ધરતી ઉપર લાંબો થઈને આળોટવા માંડયો.

તે સમયે જંગલમાં ત્યાંથી એક મહાત્મા પસાર થાય છે. મહાત્માએ આ મૃગલાની સ્થિતિ જોઈ જાણી ગયા. સંત મૃગને કહે છે. "ઉભો થા, મૃત્યુ શૈય્યા પર કેમ સુનો છે?" તારે શું જોઈએ છે? મૃગ કહે છે. "મારે તો કસ્તુરીના દર્શન કરવા છે." સંતે, મૃગને ઉભો કર્યો અને સમજાવ્યું." ભલા! તારે જે જોઈએ છે તે તારી પાસે જ છે. તારે ક્યાંયે જવાની ભટકવાની કશીએ જરૂર નથી."

એમ કહેવાય છે કે કસ્તુરી નેપાલ દેશ તરફ થાય છે. તમો જાણી ગયા હશો કે મૃગને જે જોઈએ છે તે ક્યાં છે? કસ્તુરીની ઉત્પત્તિ મૃગની નાભીમાં થાય છે. તે જ્યારે પાકે છે ત્યારે તેની સુવાસ બહારમાં ફેલાય છે. મૃગલો પોતાની નાભીમાં કસ્તુરી પાકી છે. તે જાણતો નથી. સુગંધ પણ ત્યાંથી આવે છે, તેની પણ તેને ખબર નથી. છેવટે મૃગલાને ભાન થાય છે અને પોતાની ચાહક વસ્તુ પોતાની પાસે છે. તે જાણી ઘણો ખુશ થાય છે. તેણે પોતાની જાતનો ગૌરવ મનાવ્યો અને આનંદથી રહેવા લાગ્યો.

આ તો રૂપક છે. તેમાંથી બોધ મેળવવાનો છે. સંસારના જીવોની પણ આજ સ્થિતિ છે. તેને ભગવાનના દર્શન કરવા છે. દર્શન માટે ભગવાનની ખોજ કરી રહ્યા છે. તે પણ મૃગની જેમ જાણતા નથી કે મારે જે જોઈએ છે તે દૂર નથી મારી જ પાસે છે.

ભગવાનની ખોજ કરવી છે તો પ્રથમ ભગવાનના સ્વરૂપને અવશ્ય જાણી લેવું જોઈએ. નિશ્ચયનયથી મારૂં શુધ્ધ સ્વરૂપ તે પરમાત્મા સ્વરૂપ છે અને વ્યવહારથી જે શરીર ધારીને ઓળખાઈએ છીએ તે આપણું અસલી–મૂળ સ્વરૂપ નથી, તેથી કહ્યું છે.

**હું છું સિદ્ધ પરમાત્મા, હું છું આતમરામ**
**હું છું જ્ઞાતા જ્ઞેયનો, ચેતન મારૂં નામ!**

હું સિધ્ધ પરમાત્મા સમ છું. હું આતમરામ છું. હું જ્ઞેયનો જ્ઞાતા છું. મારૂં નામ ચેતન છે. કેવી સુંદર વાત કરી છે. તમો આવું ક્યારે જાણશો ?

**હું અનંત સુખનો ધણી, સુખમય મુજ સ્વભાવ**
**અવિનાશી આનંદમય, તે હું ત્રિભુવન રામ !**
**શુદ્ધ અમારૂં રૂપ છે, શોભિત સિદ્ધ સમાન**
**અનંત ગુણથી યુક્ત આ, ચિદાનંદ ભગવાન !**
**જેવો સિદ્ધ ક્ષેત્રે વસે, તેવો આ તન માંહી**
**નિશ્ચય દૃષ્ટિ નિહાળતાં, રંચ ફેરફ નહીં કાંઇ !**

**પરમાત્મ છત્રીશી**

પરમાત્મ છત્રીશીમાં કહ્યું છે કે ત્રણ લોકમાં જેનું શુધ્ધ સ્વરૂપ છે. એવો હું અનંત સુખનો સ્વામી છું. અવિનાશી, આનંદમયી એવો હું ત્રિભુવન રામ છું.

આવો ઈશ્વર કયાં છે ? કયાં છે ભગવાન ? મુંબઈના દરિયા કાંઠે વીસ માળના ફ્લેટમાં શું ભગવાન વસે છે ? હરિભાઈ કહે છે. હાં. હું હરિ–ભગવાન છું. સિધ્ધ સમાન શોભિત શુધ્ધ અમારૂં રૂપ છે. અનંતગુણથી યુક્ત આ ચિદાનંદ ભગવાન સ્વરૂપ છે. સિધ્ધ ક્ષેત્રમાં આત્માનું જે સ્વરૂપ છે. તેવું આ શરીરમાં પણ છે. નિશ્ચયનયથી વિચારતાં તેમાં અંશમાત્ર કંઈ ફરક નથી

આ વિશ્વમાં એવી પણ એક માન્યતા છે કે જગતના નાથ ઈશ્વર એક છે. સૃષ્ટિના જીવો તેના અંશ રૂપ છે ભગવાન પાપનો નાશ કરવા આ પૃથ્વી ઉપર અવતાર ધારણ કરે છે. પરંતુ જૈન ધર્મ અવતાર વાદી નથી. તે.ઉત્તારવાદી છે. તેનું સુનિશ્ચિત એવું મંતવ્ય છે કે કોઈ પણ આત્મા કે સત્પુરૂષ, ઈશ્વર કે ઈશ્વરનો અંશ હોતો નથી. પૂર્ણ શુધ્ધ સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી ફરીને અશુધ્ધ સ્થિતિમાં આવી શકના નથી. અવતારનો અર્થ એવો છે કે ઈશ્વરત્વથી નીચે ઉતરીને માનવ બનવું અને ઉત્તારનો અર્થ એ છે કે માનવથી ભગવાન બનવું. જૈનધર્મના તીર્થંકર નિત્ય બુધ્ધ અને નિત્ય મુક્ત રૂપમાં રહેવાવાળા ઈશ્વર નથી. તેમ તેઓ ઈશ્વરના અંશ કે અવતાર પણ નથી. તેઓ જગતના જીવોની જેમ સામાન્ય પ્રાણીમાંથી આગળ વધે છે. સંયમ સાધના અને તપ આરાધના કરીને તેઓએ જીવનને ઉજ્જવળ કર્યું હોય છે. તેઓ એક જીવનની સાધનાથી નહીં, પરંતુ અનેક જન્મોની સાધના આરાધનાથી તીર્થંકર બન્યા હોય છે. જૈન દૃષ્ટિએ ભગવાનનું આ સ્વરૂપ છે.

શ્રીમદ્ રાજચંદ્ર પણ કહે છે.

જિન પદ નિજપદ એકયતા, ભેદભાવ નહીં કાંઈ
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાઈ

શાસ્ત્રકાર કહે છે પરમાત્મ પદ પ્રાપ્તિનું લક્ષ્ય જે સુખદાઈ છે. તે જિનપદ અને પોતાનું જે પદ છે તે બંને નિશ્ચયથી એક છે. તેમાં કંઈ ભેદભાવ નથી.

अप्पा सो परमप्पा

આત્મા તે જ પરમાત્મા છે.
જીવ તે જ શિવ છે,
ભક્ત તે જ ભગવાન છે.
અંતરનો વિભુ તે જ મારો પ્રભુ છે.

ઈશ્વરની ખોજ કરવા માટે એક પૈસાના ખર્ચની જરૂર નથી. જેની પાસે પારસમણિ હોય તેને સોનું મેળવવાની જરૂર નથી.

એક વખત એક દરિયા કાંઠેના ગામમાં વાત ચાલી કે આપણા દરિયા કાંઠે પથ્થરો પડયા છે, તેમાં પારસનો પત્થર છે? આ વાત સાંભળી કેટલાક યુવાનો તુરત ઉભા થઈ ગયા અને દરિયા કાંઠે રવાના થયા. યુવાનોએ પત્થરાઓમાં ખોજ ચલાવી. પત્થરે પત્થર ખોજી કાઢયો પરંતુ તેમાં કયાંયે પારસ ન મલ્યો. આમાં એક બુધ્ધિમાન યુવાન હતો. તેણે બુધ્ધિ દ્વારા સંશોધન કર્યું. તે એક લોખંડનો નાનો થાંભલો લાવ્યો. થાંભલાને રેતીમાં સરખી રીતે ખોડયો. તે જાણતો હતો કે આ પત્થરોમાં જે પારસ હશે તેના સ્પર્શથી પેલો થાંભલો સોનાનો બની જશે. જેથી પત્થરના ઢગલામાંથી એક એક પત્થર લઈ પેલા થાભલાને અથડાવા લાગ્યો. ફેંકતાં ફેંકતાં ઘણાં પત્થર ફેંકાઈ ગયા. છેવટે એક પત્થર દ્વારા સ્પર્શ કરાઇને પેલો થાંભલો સોનાનો બની ગયો. જેવો થાંભલો સોનાનો થયો કે તુરત જ તે પત્થરને તેણે લઈ લીધો. હવે તેને ભાન થયું કે આ પત્થર નથી પરંતુ પારસ છે. જગતમાં પત્થરને શોધવાની જરૂર નથી પરંતુ પારસની ખોજ કરવાની છે. આવી રીતે સમ્યક્ સાધના દ્વારા આ આત્મા પરમાત્મા બની શકે છે. ભગવાન બનવું હોય કે સાચા સુખ શાંતિને મેળવવા હોય તો અમારી જેમ સંયમ અને તપના પારસ મેળવી લ્યો. અમારી પાસે આવા પારસ છે. જેના દ્વારા અમો તો ભગવાન બનવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. આ બહેનોને પણ પારસ મળી ગયો લાગે છે. તેઓએ ઘણો મોટો તપ આરંભ્યો છે.

ઘાટકોપર મોટા સંઘને આંગણે બે મહાસતીજીઓને માસખમણ તપ ચાલે છે. કાંદાવાડી સંઘને આંગણે બા. બ્ર. વિદુષી શ્રી લીલમબાઈ મ. ના સુશિષ્યા બા બ્ર. શ્રી મનિષાબાઇ મ. તથા બા બ્ર. શ્રી સુમનબાઇ મ. એ પણ માસખમણ તપ કર્યા છે. અમારા સંતોમાં પણ બા બ્ર શ્રી રાજેન્દ્ર મુનિજીએ તથા બા. બ્ર. શ્રી પ્રકાશ મુનિજીએ પણ માસખમણના તપ કર્યા છે માટુંગા સંઘમાં બા. બ્ર. શ્રી હંસાબાઈ મ. એ સોળ ભથ્થુ તપ કર્યો છે. આપણા શ્રી સંઘાણી ઘાટકોપર સંઘને આંગણે

તપસ્વી બેનશ્રી વ્રજકુંવર બેને માસખમણ કરેલ છે. કુમારી રેખાબેન અને બેનશ્રી મુક્તાબેન પણ માસખમણ તપ કરી રહ્યા છે.

આત્માને પરમાત્મા બનવા માટે ચાર સાધનો છે. જેને શાસ્ત્રમાં ચાર માર્ગનું નામ આપવામાં આવેલ છે.

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
एस मग्गुत्ति पन्नत्तो, जिणेहिं वर दंसिहिं ॥ ઉત્ત. ૨૮/૨

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ આ ચાર પ્રકારથી યુક્ત મોક્ષનો માર્ગ કેવળજ્ઞાની જિનેશ્વરોએ ફરમાવ્યો છે. આપણે ત્યાં શાસ્ત્રમાં અષ્ટ મંગળ બતાવ્યા છે. તેમાં સ્વસ્તિક એક મંગળ છે. તમોએ સ્વસ્તિક જોયો છે? હાં, જેને સાથીયો કહેવાય છે.



આ મંગળ પ્રતિક સમા સ્વસ્તિકને ઘણાં વર્ષો પૂર્વે જર્મન લોકો પોતાના દેશમાં લઈ ગયા હતાં, અને આ મંગળ ચિહ્ન તેમના રાષ્ટ્રધ્વજમાં રાખવામાં આવેલ હતું. આપણે ત્યાં શુભ અને માંગલિક કાર્યોમાં સ્વસ્તિકને કરવામાં આવે છે. આ સ્વસ્તિકને ચાર પાંખડા હોય છે. ચાર શા માટે છે? આ સ્વસ્તિક મુક્તિના મંગળ માર્ગનું દર્શન કરાવે છે. તમો મુંબઈમાં રહો છો ને? આ મુંબઈમાં પ્રવેશ માટેના કેટલા માર્ગ છે? મુંબઈમાં પ્રવેશ કરવાના ચાર માર્ગ છે. વિમાન માર્ગ, જલ માર્ગ, ટ્રેઈન માર્ગ અને પૈદલ-પગ માર્ગ અમો આ પગ માર્ગે. મુંબઈમાં પ્રવેશ્યા હતાં. તમોને યાદ છે ને? ક્યાં સ્વાગત કરવા આવ્યા હતાં?

" બોરીવલી "

પર્વાધિરાજના માંગલિક દિવસોમાં જીવન ધન્ય બનાવવા માટે આ ચાર પ્રકારના સમ્યક્ માર્ગનું અવલંબન કરવું જોઈએ. જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ એ મુક્તિના પરમ ઉત્કૃષ્ટ સાધન છે. આ ચાર સાધન દ્વારા અનંતાજીવો સિધ્ધ પરમાત્મા થયા છે. વર્તમાને થઈ રહ્યા છે અને ભવિષ્યમાં અનંત જીવો આ ચાર સાધન દ્વારા જ ભગવાન બનશે.

પર્વાધિરાજે કેવો આનંદ છલકાવી દીધો છે. કેવી શાંતિ છે? કેટલી કૃપા અને કેવો આશીર્વાદ? આ બધો પ્રતાપ પર્વાધિરાજનો છે. આ માંગલિક પર્વમાં જે લોકો આવા ઉત્તમ સાધન વડે પુરૂષાર્થ કરશે તેમને ભગવાન અવશ્ય મળી જશે. તેમનો પરમ પુરૂષાર્થ ભગવાનની ખોજને સફળ કરશે.

શ્રી સંઘ આ પર્વણીમાં તમારા સૌનો સહકાર માગે છે તમો તમારી વ્હાલી સંપત્તિનો ત્યાગ કરી, દાનધર્મ વડે સંઘની સેવામાં સહયોગી બનજો.

ઉદ્દાયન મુનિ વિહાર કરતાં વિતભય પાટણ પધારી રહ્યા છે. કેશી રાજર્ષિએ મંત્રી આદીની વાતને સત્ય માની લીધી છે. રાજા મુનિને નગર પ્રવેશ કરવાની મના ફરમાવે છે. જનતાને જાહેરાત કરે છે કે રાજાની આજ્ઞા વિરૂધ્ધ જો કોઈ વ્યક્તિ ઉદ્દાયન મુનિને પોતાને ત્યાં નિવાસ આપશે તેને રાજા તરફથી મૃત્યુના ઘાટ ઉપર ઉતારવામાં આવશે. મુનિરાજ નગરમાં પ્રવેશ કરે છે. પરંતુ સૌ પોતાના દ્વાર બંધ કરી દે છે. મુનિ નગરમાં ફરીને બહાર ચાલ્યા જાય છે. ભયંકર ગરમી અને સખત તાપમાં મુનિને જતાં જોઈ કોઈને દયા આવતી નથી. સૌના અંતરનો ભગવાન જાણે સુઈ ગયો હોય તેમ કોઈપણ વ્યક્તિ ઉદ્દાયન મુનિને આવકાર કે આશ્રય આપતું નથી. હવે મુનિરાજનું શું થશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.



# ૪૭

## ઈન્સાનની કદર !

( ભાદરવા સુદ ૪ તા. ૨૮-૮-૭૬ શનીવાર )

પર્વાધિરાજના પદાર્પણને આજે સાત દિવસ થયા છે. તેમની આપણા સૌ ઉપર અસીમ કૃપા છે. પર્વાધિરાજે આપણા સંઘમાં પરમ ઉલ્લાસ પાથરી દીધો છે. તપસ્વી ભાઈ બહેનોના મંગળ તપનો પ્રકાશ છવાઈ ગયો છે.

આજનો વિષય છે " ઈન્સાનની કદર " !

ઈન્સાન એટલે માનવ. કદર એટલે બહુમાન-સન્માન. જગતના સર્વ પ્રાણીઓમાં માનવ સન્માનનીય પ્રાણી છે. તેની અવશ્ય કદર થવી જોઇએ. માનવ પુરૂષાર્થ શીલ પ્રાણી છે. તે ક્ષણે ક્ષણે પોતાના કાર્ય પુરૂષાર્થની સફળતા પછી અન્ય લોકો પાસે કદરની ચાહના કરતો હોય છે. નાના-મોટા સૌને પોતાનું સ્વતંત્ર સ્વમાન હોય છે. તેથી તેને સંતોષ થતો નથી. તે બીજા પાસેથી પણ સન્માનની કામના સેવતો હોય છે.

આપણા તપસ્વી ભાઈબેનો ઉપર પર્વાધિરાજની મીઠી મહેર છે. પર્વના આનંદની લહેર લેતા સૌ શાતામાં છે. આજે તો કુદરત પણ કદર કરી રહી છે. જેથી વરસાદના અમી છાંટણા થઈ રહ્યા છે. માનવ એ સભ્ય સમાજનું અંગ છે તે વિવિધ પ્રકારના વ્યવહાર અને વ્યવસાયમાં જોડાઈ જઈ કર્તવ્ય બજાવી રહ્યો છે. કાર્યપ્રવૃત્તિમાં રમણ કરતાં તેમને મોટા બનવાની એક મહત્ત્વાકાંક્ષા હોય છે.

મોટાઈ સૌને માંગી મળતી નથી. મોટાઈ માટે મહાપુરૂષાર્થની આવશ્યકતા રહે છે.

पढके दो कलमे अगर कोइ मुसलमां हो जाय
फिर तो हैवान भी दो रोज में इन्सां हो जाय

સભ્યતાની અને માણુસાઈની વાતો કરનારા ભલે ઉજળા કપડામાં સફેદ ખાદીનો ઝભ્ભો, સફેદ ધોતીયું અને માથે સીધી ટોપી પહેરી રાખે. આ પહેરવેષથી કદાચ સમાજમાં ઘણાં લોકો એમ સમજી લે કે આ મહાનુભાવ ઘણાં ઉંચા વિચારવાળા લાગે છે. પરંતુ જેના અંતરમાં દયા કે દાન નથી, અંતર કરૂણાથી ભીંજાયું નથી સાધર્મિક લોકો માટે લાગણી નથી. માત્ર પાંચ પચાસ કે હજાર રૂપિયા આપી દેવાથી કોઈ મહામાનવમાં ખપવાનો નથી, માણુસ પોતે જ પોતાની સજ્જનતાની પ્રશંસા કરતો હોય છે. સભ્યતાની કે સજ્જનતાની માત્ર વાતો કરવાથી કોઈ પ્રસિધ્ધિને વરી શકાતું નથી. અંતર મેલું છે, અજ્ઞાનથી અંધકારમય છે. તે ભલે બહારમાં ગમે તેટલો ઉજળો દેખાતો હોય, તેથી શું વળે? આ ભેદ માનવને કદી મહાન બનાવી નહીં શકે. આજની દુનિયામાં જેન્ટલ મેન Gentle man શબ્દ બહુ પ્રચલિત થઈ ગયો છે. તમો જાણો છો કે જેન્ટલ મેન કોને કહેવાય?

कोटश्च पाटलुनश्च, शीरसे हेटश्च पादे बुटश्च।
मुखे श्वेत चीरुटश्च, स जेन्टलमेन इति उच्यते ॥

કાંઈ કોટ, પાટલુન, બૂટ, ટાઈ અને ટોપો પહેરી લેવાથી કે સફેદ સીગારેટ યા ચીરૂટ પીવા માત્રથી કોઈ જેન્ટલ મેન બની જતું નથી. આજના યુવાન અને યુવતીઓએ તો ફેશનમાં માઝા મૂકી દીધી છે. શરીર અને અંગોપાંગના જાણે ખુલ્લા પ્રદર્શન થઈ રહ્યા છે. આવા ખુલ્લા પ્રદર્શનોએ વિષય અને વિકારને જન્મ આપ્યો છે. વિષયવિકારી જનતાનું અંતે પતન થાય છે. આજના પુણ્યવાનોને પતનમાંથી ઉગારવા હોય તો તેમને ફેસનના વ્યસનથી મુક્ત કરો.

જેન્ટલમેન કોને કહેવાય? અંગ્રેજીમાં Gentle એટલે નમ્ર કહેવાય છે. Man એટલે માણુસ, જેનામાં નમ્રતા એટલે વિનય અને માનવતા એ બંને હોય તેને જેન્ટલમેન કહેવાય છે. આજે આવા ફેશનવાળા કહેવાતા જેન્ટલમેનોનો ખૂબજ વધારો થતો જાય છે. આજે તો ઇંડા ખાવા, દારૂ પીવો, હોટલ કે રેસ્ટોરામાં જવું, આ બધું સામાન્ય ગણાવા લાગ્યું છે. જો તમારા સંતાનો આ પતનને માર્ગે જતાં હજુ નહીં અટકે તો ભવિષ્ય તમારા માટે પણ ઉજ્જવળ નથી. બેનો અને દીકરીઓની કોઈ મર્યાદા નહીં રહે અને શીલ–સદાચારનો નાશ થશે. માણુસ માણુસને માટે ખતરનાક બનશે. ફરહત સાહેબે કહ્યું છે.

मजहब से न इमान को खतरा है बहुत ।
दुनिया में न सेतान से खतरा है बहुत ।

सच पूछे जो मुझसे कोइ फरहत साहब ।
इन्सान को इन्सान से खतरा है बहुत ।

આ જગતમાં કોઈ ધર્મ કે પંથનો વધારે ભય નથી. કોઈ શેતાન પણ એટલો ભયંકર નથી પરંતુ ફરહત સાહેબ કહે છે કે જો તમે મને સાચું પુછતા હો તો માનવ જ માનવ માટે ભયંકર બની ગયો છે. આજે માનવતા મરી પરવારી છે. માનવના સ્થાને દાનવતાના દીપકો પ્રકટી ચુકયા છે. માનવતાની ઉપર દાનવતાનું કફન ઓઢાડી દેવામાં આવ્યું છે. આજના લોકોએ માનવતાનું તિલક ભૂસી દાનવતાનું કલંક કપાળે લગાવી દીધું છે. આજનો સંસાર એક ગંભીર પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છે. માનવે માનવજાત માટે જ મોટો ભય ઉભો કરી દીધો છે. તે સુખે નથી જીવી શકતો તેમજ નથી સુખે કોઈને જીવાડી શકતો. આવા ભય અને ખતરાની સામે સદ્ગુણોની વિકાસ યોજનાનો પ્રચાર નહીં થાય, ત્યાં સુધી આ પ્રશ્નોનું સમાધાન કેમ બની શકે ?

જ્ઞાની જનોએ માનવના ત્રણ પ્રકારનો નિર્દેશ કર્યો છે.

૧ દેવસ્વરૂપે માનવ ૨ દાનવ સ્વરૂપે માનવ ૩ માનવ સ્વરૂપે માનવ. તમોએ દત્તાત્રયની મૂર્તિ જોઈ હશે ? તેને કેટલા મુખ હોય છે ? ત્રણ રાવણને કેટલા માથા હતાં ? દશ. આજના માણસને કેટલા માથા છે ? તેને તો હજાર માથા પણ ઓછા પડે તેમ છે. રાવણ તો ઘણો મર્યાદા શીલ હતો પરંતુ આજનો માનવ તો ગયો વિત્યો છે. માનવના ત્રણસ્વરૂપમાં પ્રથમ છે દેવસ્વરૂપ.

**૧ દેવસ્વરૂપી માનવ** : દેવ કોને કહેવાય ? જે કોઈની પાસેથી કંઈપણ લેતો નથી છતાં સૌને આપવાનું જ કામ કરે છે. ફળની આશા રાખ્યા વગર જાણે દેવા માટે જ કેમ અવતર્યો હોય ! પર્વાધિરાજ પર્યુષણ પર્વના મહામંગલકારી દિવસોમાં જૈનો લેવા કરતાં આપવાનું વધારે પસંદ કરે છે. પ્રશ્ન થાય છે કે આપવું કોને અને કેવી રીતે ?

એકવાર એક સ્થળે ધર્મસભાનું આયોજન કરવામાં આવ્યું. તે સભામાં માણસો ખીચો ખીચ ભરાઈ ગયા હતાં. તે વખતે એક કાર દરવાજામાં આવીને ઉભી રહી ગઈ. ચૌપન ઇંચના ડગલાધારી ચાર મહાનુભાવો નીચે ઉતર્યા. તેઓનો રૂઆબ પણ જાણે જબરો હતો. માથે સફેદ ટોપી અને હાથમાં સફેદ રૂમાલ હતો. તેઓ પાછળથી આવ્યા હતાં અને આગળ જવા માંગતા હતાં. તેઓ જેવા આગળ વધવા ગયા કે વોલીન્ટિયરો એ અટકાવ્યા. એ ભાઈઓ ! આગળ જગ્યા નથી, અહીં બેસી જાઓ. આ ચારે સજ્જનો માત્ર દેખાવમાં જ ઉંચા ન હતાં તેઓ પૈસે ટકે પણ ઉંચા હતાં.

એકે કહ્યું: તમે અમને ઓળખ્યા નહીં ? આજની ધર્મ સભામાં અમે દાન દેવા આવ્યા છીએ. એમ કહેતાં થકાં તેઓ આગળ ચાલ્યા ગયા.

તમારી સભામાં વધારે કોને માન ? પૈસાને કે પૈસાદારને ? ભલે તમો દાન આપો પરંતુ પાછળથી આવ્યા છો જેથી આગળ આવવાનો પ્રયાસ ન કરવો જોઈએ. પાછળ બેસીને દાન આપશો તો લોકો તમોને આગળ લાવશે. પેલા ચાર સજ્જનો આગળ આવીને બેઠા છે. સૌનું ધ્યાન તેના ઉપર કેન્દ્રિત થાય છે. મંત્રી પણ જાણી ગયા છે. તે કહેવા લાગ્યા, ગુરૂ મહારાજ ! હવે પ્રવચન થોડી વાર બંધ રાખો. અમારે અમારી સંસ્થાઓના નિભાવ માટે ફંડ ફાળા કરવા છે. છેવટે ફાળો થાય છે અને ચારે જણાએ એક એક હજાર રૂપિયાની રકમ નોધાવી. આ નાની એવી વાત શું કહી જાય છે ? કોઈ પણ આશા–ફલ–કામના માન કે મોટાઈ માટે માત્ર દાન કરવામાં તે ઉત્તમ દાન ન કહેવાય. ધર્મસભાઓમાં પૈસા કે પૈસાદારની કિંમત કરતાં ત્યાગ વૈરાગ્ય અને તપસ્વીઓનું વધારે માન હોવું જોઈએ. સદ્‌ગુણી જન સદા સર્વત્ર સન્માનનીય હોવા જોઈએ. આજે માણસની કદર નથી, પૈસાની કદર વધારે થવા લાગી છે, પૈસો જડ છે તેના કરતાં ચેતનની કિંમત વધારે છે. એક સ્વામીજીએ કહેલું કે પૈસો તો ધૂળ છે, તમો વિચારો કે આ ધૂળ માથે ચડાવનારા કેટલા ? આપણી વાત ચાલે છે માનવના ત્રણ સ્વરૂપની, લેવાની અંશમાત્ર કામના વગર જે દેતા શીખ્યો છે તે દેવસ્વરૂપી માનવ છે.

**૨ દાનવ સ્વરૂપી માનવ** : દાનવ કોને કહેવાય ? જે વ્યક્તિ કશુંએ દેવા માટે નહીં પરંતુ માત્ર લેવા માટે જ જન્મ્યો છે. તેને દાનવ કહેવાય છે. લાવો, લાવો અને લાવો. લેવામાં જ આનંદ અને સંતોષ છે. ઘણી વાર સંઘ જમણો થાય છે. સ્વામી વાત્સલ્યના સમયે જમનારાઓની કેટલી મોટી ભીડ હોય છે. તેમાં જમનારા તો સૌ છે પરંતુ આવવા દ્યો ! આવવા દ્યો ! ના અવાજ કરનારા કેટલા અને સંઘ જમણના ફાળામાં લખાવનારા કેટલા ? દાનવની પરિભાષા શું ?

आददाति, आददाति, आददात्येव न ददाति किंचन स स्तेन ।

એક વિદ્વાને કહ્યું છે કે દાનવ સ્વરૂપે માનવને દાનવ ન કહેશો પરંતુ ચોર કહેજો જે હંમેશને માટે સંઘ, સમાજ, શાસન રાષ્ટ્ર પાસેથી લીધા જ કરે છે પરંતુ ક્યારેય પણ કશુંએ દેતો નથી માનવ દાનવ નહી પણ ચોર છે. જૈન સમાજમાં એવા લોકો ઘણાં છે કે જેઓ પર્વાધિરાજ પર્યુષણ પર્વમાં પણ આઠે દિવસ દાન–પેટીમાં એક પૈસો પણ દાન ન નાંખે અને શક્તિ પ્રમાણે થોડું એ દાન ન કરે. જૈન સમાજમાં દર વર્ષે મુંબઈ જેવા શહેરમાં લાખો રૂપિયાના દાન મળે છે. જેમાંથી દવા–સ્કુલ ફ્રી રાહત માટે રૂપિયા લોકોને આપવામાં આવે છે. તમારા ઉપર કોનો કોનો

ઉપકાર છે. તમોએ કોની કોની પાસેથી શું શું મેળવ્યું છે? તેનો વિચાર આ દિવસોમાં જરૂર કરી લેજો. જો માત્ર લેવામાં જ ગણના થશે અને દેવામાં કંઈ નહીં તો પછી ત્રણ સ્વરૂપમાં તમારી શાની ગણના થશે. હવે વાત કરીએ માનવ સ્વરૂપે જીવતાં માનવની.

**૩ માનવ સ્વરૂપી માનવ :** માનવ કોને કહેવાય? જેનામાં માનવતા જીવંત છે તે માનવ. જેને દેતા પણ આવડે છે અને લેતા પણ આવડે છે તે માનવ. જે આપે છે અને લ્યે પણ છે. જેને Give and take આપો અને લ્યો કહેવાય છે. કલકત્તામાં એક ન્યૂ મારકેટમાં સ્ટોર હતો. જેનું નામ હતું Give and take store પૈસા આપો અને માલ લ્યો. તમોને આ વાત ગમે છે કે નહીં? જમા ન કરાવો ત્યા સુધી કેમ મળે? માનવ માનવ રીતે જીવવા નથી માંગતો. તેને લેવું છે પરંતુ દેવું નથી સમાંતર સિધ્ધાંતો સ્ત્રીકારવામાં નહીં આવે ત્યાં સુધી સમાજમાં સમાનતા જેવું નહી રહે. જેને માત્ર લેવું જ છે પણ કઇ આપવું જ નથી. એવા માનવને પંડિતો અને સજ્જન પુરૂષો માનવ કહેવા તૈયાર નથી.

એક ગરીબ માતાનો પુત્ર એકવાર બિમાર પડે છે. તેની બિમારી વધતી ચાલે છે. થોડીવારમાં તો સીરીયસ બની ગયો. તેના પાડોશમાં મહેશભાઈ આચાર્ય નામના એક વ્યક્તિ રહેતા હતાં. તેમને ખબર પડવાથી તેઓ જલ્દી દોડી આવ્યા. આવી જોયું તો છોકરાની સ્થિતિ વધારે ગંભીર દેખાણી. મહેશભાઈ તુરત જ ડૉકટરને બોલાવી લાવ્યા. ડૉકટર સાહેબે નિદાન કર્યું. ઇંજેકશન આપવાની વાત કરી. ડૉકટરે લખી આપેલા ઇંજેકશન લેવા પેલા સેવાભાવી મહેશભાઈ રીક્ષા કરી બજારમાં જાય છે. Jain Medical Store જૈન મેડીકલ સ્ટોર પાસે રીક્ષા ઉભી રાખી મહેશભાઈ સ્ટોરમાં ગયા અને ત્યાં જઈ ડૉકટરે લખી આપેલો કાગળ આપ્યો. સ્ટોરવાળાએ તુરત જ બે ઇજેકશન કાઢી પેક કરીને મહેશને આપ્યાં મહેશભાઈએ બિલ ચુકવવા માટે ખીસામાં હાથ નાખ્યો. પરંતુ ખીસામાંથી પૈસા ન નીકળ્યા. મહેશભાઈએ સ્ટોરવાળાને કહ્યું કે હું ઉતાવળમાં પૈસા લાવતાં ભૂલી ગયો છું. હમણાં પાછો આવી આપી જાવ છું. સ્ટોરવાળો કહે છે પહેલા પૈસા લઇને આવો પછી ઇંજેકશન લઇ જજો. એમ કહી પેલુ પેકેટ લઇ લીધું. મહેશભાઇ કહે છે, "તમારા એક જૈન ઘરે વિધવા માતાનો એકનો એક યુવાન પુત્ર છેલ્લા શ્વાસ લઈ રહ્યો છે. ડૉકટર ઘેર બેઠા છે. હું તો તેનો પાડોશી છું. આ તો જીવન મરણનો પ્રશ્ન છે. લાવો, હું હમણાં ઘેરથી પૈસા લાવી આપું છું."

સ્ટોરવાળાને દયા ન આવી, મહેશભાઈને ઘણું લાગી આવ્યું. તેઓ ઢીલા પડી ગયા. રીક્ષા પાસે આવ્યા. રીક્ષાવાળાએ મહેશ ભાઈનું ઉદાસ અને ઢીલુ મુખ જોઈ

કહ્યું: "કેમ સાહેબ! આટલી ઉતાવળ કરી છતાં ઇંજેકશન ન લાવ્યા? "મહેશ બધી વાત કરે છે." ભાઇ! હું તો ઉતાવળમાં ને ઉતાવળમાં પૈસા લાવતાં જ ભૂલી ગયેલો."

રીક્ષાવાળો ગરીબ વ્યક્તિ છે. તે જાતનો મુસલમાન છે. તેના દિલમાં રહેમ-દયા છે. તેણે તુરત જ પોતાના ખિસ્સામાંથી દશ રૂપિયાની નોટ કાઢીને મહેશભાઈને આપી જલ્દી લઈને ચાલો! મહેશભાઈ પેલા જૈન સ્ટોરમાં જઈ ઇંજેકશન લાવ્યા ઈબ્રાહિમે તુરત જ રીક્ષા રવાના કરી. તમે જોયું! સ્ટોરની ઉપર જૈનનું લેબલ લગાડયું છે. પરંતુ જૈનત્વ નથી. જેટલી દયા-કરૂણા પેલા રીક્ષાવાળાને આવી એટલી દયા ભાવના જૈનને ન આવી. આ બેમાં સાચો જૈન કોણ? તમારે ત્યાં સ્ટોરમાં કોઈ દવા લેવા આવે તો શું કરો? આમ જ કે કંઈ દયા-અનુકમ્પા આવે ખરી? પેલો જૈન સ્ટોર વાળો તો માનવતા વેચીને બેઠો હતો. તે તો માત્ર પૈસાનો જ યારી હતો. તમો તેના જેવા માત્ર લેવામાં જ ન સમજશો. જૈન હોય તો દુઃખીને જોઈ અંતર હલી જાય. કરૂણા અને અનુકમ્પાથી તેનું હૃદય ઉભરાઇ જાય. ઈબ્રાહિમ મુસલમાન હતો છતાં શું બોલ્યો હતો. તે સાંભળવું છે. મહેશભાઈને તે કહે છે. "તમે પાડોશીના પુત્ર માટે માનવતા દાખવો છો. તો હુંય માણસ છું ને? આવા સમયે પૈસા કામ ન લગાડે તે ઈન્સાન નથી, તે તો ઈન્સાનના રૂપમા શેતાન છે." જે સ્ટોર ઉપર જૈનનું નામ છે તેની માનવતા મરી પરવારી છે પરંતુ આખો દિવસ કાળી મજુરી કરી, મહેનત કરી પૈસા કમાવનારને કેવો કહેવો?

આ બાજુ પૈસા કમાઇ ધનવાન બની ગયા. જૈન ઘરમાં જન્મ લઈ જૈન બની ગયા. તેથી કંઈ જૈન બની જવાય છે ખરૂં? આ છે માનવના બે સ્વરૂપ એક જૈનનું સાઈન બોર્ડ લગાવી ધર્મ-માનવતા ચૂકી ગયો. બીજો એ કે જે મુસલમાન હોવા છતાં ઈન્સાનની કદર કરી અને માનવતાની મહેંક ફેલાવી. માનવતા કોનામાં ગણવી? મુસલમાનમાં કે પેલા જૈનમાં? આ બનેમાં સાચો ગરીબ કોણ? જૈન કે મુસલમાન? તમો જવાબ નહીં દઈ શકો. કારણ કે તમો પણ જૈન જ છો ને?

ઘણા દવાના સ્ટોરવાળા રવિવારે પણ સ્ટોર ખુલ્લો રાખે. શા માટે? દયા માટે! ઈન્સાનની કદર માટે કે પૈસા કમાવવા માટે? અરે ઘણાં ડૉકટરી ભણનારા વિદ્યાર્થીઓ દર્શનાર્થે આવે ત્યારે અમો તેને પુછી લઇએ. "ભાઈ! ભણીને શું કરશો? ગુરૂમહારાજ! અમો ડૉક્ટર બનશું અને ગરીબોની અને બિમારોની સેવા કરીશું. ડૉક્ટર બની ગયા પછી સાચી સેવા કરનારા કેટલા? તમો તો જાણો છો કે કોણ સેવા કરે છે અને કોણ ગરીબો ઉપર લૂંટ ચલાવે છે.

એકવાર એક ગરીબને ઘેર ડોકટર દરદીને જોવા લાવેલા. ડૉકટર દરદીને તપાસે છે. તેટલામાં જ પેલો દરદી મૃત્યુ પામી ગયો. ઘરનાં સૌ રડવા લાગ્યા. ડૉકટર

ઉભા થઈ બહાર આવ્યા અને ઘરના માલિકને કહે છે મારી ફી આપો ? ગરીબ દરદી મરી ગયો છતાં ફી માંગતા ડૉકટરને શરમ નથી આવતી. તમે જોયું ? ભાઈ શા માટે ભણ્યા છે ? સેવા કરવા કે પૈસા કમાવવા માટે ? છે ઈન્સાનની કદર ! આજે તો માનવતા મરી પરવારી છે. સૌને પોતાનો સ્વાર્થ પ્રથમ છે. પરમાર્થનો પ્રકાશ ફેલાવનાર કેટલા ?

આજે જૈન સાધુઓ માટે પણ વૈયાવચ્ચ ખાતાઓ ખોલવા પડે. તેના માટે ફંડ એકઠું કરવામાં આવે છે. તેમાંથી બિલ ચુકવવામાં આવે છે. શું લાખો જૈનોમાં એવો કોઇ દયાના અવતાર સમો એક પણ જૈન નથી કે સાધુસંતો માટે પોતાની લક્ષ્મીનો સદ્દ્વ્યય કરી પોતે એકલો જ-વૈયાવચ્ચ કરી મહાપુણ્યને ઉપાર્જન કરી લ્યે.

ઈન્સાન કોને કહેવાય ? જેને ઈન્સાનની કદર છે તેને જ ઈન્સાન કહી શકાય. જે માત્ર લેવામાં જ સમજ્યાં છે. તેવા ઈન્સાનને માનવ કેમ કહેવાય ? ઈન્સાન તો મહેશભાઈ જેવા સાચા પાડોશી હતાં. જેણે પોતની માનવતા દેખાડી ગરીબના લાલની સેવા કરી. ઈન્સાન તેને કહેવાય કે ઈબ્રાહિમ જેવા મુસલમાને ઈન્સાનની કદર કરી પેલા ગરીબના પ્રાણ બચાવવા પોતાની પસીનાની મોંઘી મૂડી આપી દીધી.

તમારૂં દાન કેટલું અને ઢંઢેરો કેટલો ?
તમારૂં દાન કેટલું અને નામ કેવડું ?
તમારૂં દાન કેટલું અને ગર્વ કેટલો ?
તમારૂં દાન કેટલું અને દયા કેટલી ?
તમારૂં દાન કેટલું અને કદર કેટલી ?

જે પોતાનું દિલ દિલાવરીથી ખર્ચી અન્યના પ્રાણ બચાવી જાય છે અને ઈન્સાનની કદર કરી જાણે છે તેને ધન્યવાદ છે. જેની અંદર ઈન્સાનીયત ઉભરાઈ છે. તેવી વ્યક્તિ માટે સૌની આંખો રડે છે. એક સાયરે કહ્યું છે.

न दौलत याद आती है, न गम होता है सरवत का
जिसे रोती है दुनिया, वह है जौहर आदमीयतका

દુનિયા ધનવાનને રૂડું મનાવવા જાય છે. પૈસા પાછળ રડવા જનારા કેટલા અને માનવતાની કદર કરનાર કેટલા ? સાચો ધનવાન તો તે છે કે જેણે માનવતાના પરબો બંધાવ્યા હોય. સાચો ધનવાન તો તે છે કે જેણે ઈન્સાનની કદર કરી હોય.

ગામાનુગામ વિહાર કરતાં પહેલાં ઉદાયન મુનિરાજ પોતાના જ પાટનગરમાં પ્રવેશ કરે છે. આજે તો તેઓ મુનિ બનીને પધાર્યા છે. પરમ ત્યાગને ધારણ કર્યો

છે. રાજપદ અને રાજસુખ છોડયા છે. તેણે તો વૈભવ અને વિલાસને પણ છોડયાં છે હવે માન અને સન્માનની કશીયે કામના રહી નથી.

ઉદાયનમુનિના નગર પ્રવેશને જાણી, ત્યાંના મંત્રીએ કેશી રાજાના કાન ભંભેરી તેને તૈયાર કર્યો છે. "નામદાર ! આપ જાણો છો ને ? ઉદાયન મુનિ આવી રહ્યા છે. હવે, આપનું સિંહાસન ડગમગવાની તયારીમાં છે, તેઓ તમારૂં રાજ્ય છીનવીને પોતાના પુત્રને સોંપવા માટે જ આવ્યા છે. આપણા રાજ્ય ઉપર મોટો ખતરો ઉભો થયો છે. આપ તૈયાર નહીં બનો અને મુનિરાજને રવાના નહીં કરો તો આપની સલામતી નથી."

કેશી રાજાના મનમાં આ વાત સારી રીતે ઠસી ગઈ છે કે મહારાજ રાજ્ય લેવા જ આવ્યા છે અને પોતાના પુત્રને સોંપી દેવાના છે. ઉદાયન મુનિના મનમાં આ વાતનો જન્મ જ નથી થયો. રાજ્યના માણસોએ કેવી વાતો ઉપજાવી કાઢી છે ? જવાબદાર વ્યક્તિએ કાચા કાનના ન બનવું જોઈએ. તેણે પોતાના કાન ભાડે ન દેવા જોઈએ. પોતાની બુધ્ધિથી પણ વિચારતા શીખવું જોઈએ. આપણાં સમાજ અને સંઘમાં પણ એવું ઘણીવાર બની જાય છે. ઈર્ષાળુ વ્યક્તિ સંઘ-શાસન-ધર્મ અને ગુરૂઓને બદનામ કરવા માટે કેવા કાયડાઓ રચે છે ? નિર્દોષ એવા ધર્મગુરૂને સાચું ખોટું જાણ્યા વિના કેવા કેવા ચિતરે છે અને બદનામ કરે છે. તે વાતો તમારાથી અજાણ્યુ નથી. સૌએ પોતાના કાન સજાગ રાખી બુધ્ધિથી વિચાર કરી, નિર્ણય કરવો જોઈએ.

કેશી રાજાએ હુકમ બહાર પાડયો છે કે ઉદાયન મુનિને નગરમાં કોઇપણ વ્યક્તિ આશરો આપશે. તેને લૂંટી લેવામાં આવશે અને કડક સજા કરવામાં આવશે. મુનિરાજ નગરની ગલી ગલી ભટકે છે. ઘરઘરને આંગણે જાય છે. પરંતુ સૌના દરવાજા બંધ થઇ ગયા છે. ફળફળના તડકામાં ચાલતાં મુનિ મહારાજના પગમાં ફોડલા ઉપસી આવ્યા છે. પરંતુ કોઈ તેમને આવકાર આપતું નથી. સૌની માનવતા અત્યારે મરી ગઈ છે. કોઈ ઈન્સાનને આવા ધર્મગુરૂ જેવા સાચા ઈન્સાનની કદર નથી.

આ એજ મુનિરાજ છે. જે પહેલાં નગરના રાજા હતા. રાજા હતા ત્યારે જનતા તેમને સન્માનતા થાકતી ન હતી. આજે મુનિ બની ગયા અને નગરમાં આવ્યા છે તો કોઈ સન્માનવા કે આવકાર આપવા તૈયાર નથી. કહ્યું છે ને **કરમનકી ગતિ ન્યારી** કોઈ ને આંગણે જાય છે તો લોકો કહે છે: જાવ જાવ અહીં નહીં ! પરંતુ ઉદાયન મુનિ તો માન-સન્માનને ભૂલી ! સમતા ભાવે આગળ વધી રહ્યા છે. સાધુઓ ઉપર આવી આવી આફતો કર્મ યોગે આવે તો તમો શું કરો ? તમો પણ સૌની સાથે ભળીને લોલે લોલ કરવા તૈયાર થઈ જાવ કે પોતાની બુધ્ધિથી કંઈક સમ્યક્

વિચારો પણ ખરા ! છેવટે મુનિરાજ નગરમાંથી નીકળી બહાર જઈને ઉભા છે. ત્યાં એક વ્યક્તિ છે જેના અંતરમાં માનવતાનો દીપક ઝગમગી રહ્યો છે. જેને ઈન્સાનની કદર છે. જેમાં ઈન્સાનની ઈન્સાનિયત તરવરી રહી છે તેવો એક કુંભાર છે. મુનિરાજને ગરમીથી પીડાતા જોઈ તેનું હૃદય અનુકમ્પાથી ભરાઈ ગયું.

ઓહોહો ! આવા મુનિરાજ ! જેમનામાં ધર્મના તેજ છે. એમનો મોટો તપ છે. આ ભવ્ય ત્યાગ માટે જેણે રાજવૈભવ છોડયા છે. અરે ! આવા મહાત્યાગી સંતને સૌ જાકારો દઈને ઘરના દરવાજા બંધ કરી, જોવા ઉભા છે ? અરે ! આ નગરમાં કોણ જીવે છે ? માનવ કે હેવાન ?

ભલે જાતનો કુંભાર છે પરંતુ તેનું હૃદય ભક્તિથી ભર્યું છે. તે કુંભાર મુનિરાજની પાસે જઈ પ્રણામ કરે છે, હાથ જોડી મસ્તક નમાવી તે વિનંતિ કરે છે. "મુનિરાજ ! મારૂં ઘર આ સામે જ છે. મારે ત્યાં પધારો, આપને સુખ શાતા થશે." તમોને એમ થતું હશે કે કુંભારને રાજાના હુકમની ખબર નહીં હોય ! કુંભાર જરૂર જાણે છે. પરંતુ તેને રાજાના હુકમનો ડર નથી. એ સમજ્યો છે કે રાજા મને ગુનેગાર સમજી, મારી પાસેથી શું લઈ લેશે ? મારી આજીવિકાનું સાધન આ બે ગધેડાં છે. ભલે તેને લઈ જાય !

કુંભારે મુનિરાજને પોતાને ત્યાં નિવાસ કરાવ્યો. બાજુમાં એક ભરવાડ રહે છે. ભરવાડના આગ્રહથી મુનિરાજે તેને ઘેરથી સુઝતાં નિર્દોષ દહીં દૂધ ભિક્ષામાં લીધા. સંતો આ દેહને સંયમની સાધનાનું સાધન સમજે છે. તેથી દેહ ટકાવવા માટે એષણિક આહાર ગ્રહણ કરે છે.

કુંભારને ઘેર મુનિરાજે નિવાસ કર્યો છે. તે વાતની મહારાજા કેશીને ખબર પડે છે. જ્યારે સંતો ઉપર ઉપસર્ગ અને પરિષહ આવે છે. ત્યારે તેને સમતાપૂર્વક ઝીલે છે. આજે રાજા કેશીકુમારમાંથી માનવતાનું મૃત્યુ થયું છે. જુઓ તો ખરા ! જે રાજાએ પોતાનું રાજ્ય પોતાના પુત્રને ન આપતાં ભાણેજ કેશીને આપ્યું. કેટલો મોટો ઉપકાર કર્યો. એજ ભાણેજ આજે ઉપકાર ભૂલી અપકાર કરવા તૈયાર થઈ બેઠો છે. જેણે માનવતાને વેચી નાખી છે. કદાચ તમારી પાસેથી ઘરેણાં, ઝવેરાત, ફરનીચર, મકાન, હવેલી વેચાઈ જાય છતાં પણ માનવતાને વેચવા તૈયાર ન થશો.

ઉદાયન મુનિરાજ આહાર કરી શાંતિથી ધ્યાનમાં બેઠા છે એના ઉપર સંકટ હોવા છતાં પણ તેમનામાં ન તો રાગ છે કે ન તો દ્વેષ છે. અહીં કેશીરાજાને પોતાના મનમાં દ્વેષ છે, ઝેર છે. જ્યાંથી મુનિ મહારાજ ગોચરી લાવે છે. તે ભરવાડ પાસે એક સુભટને ખાનગી મોકલે છે. તેને કહેવરાવે છે કે "રાજાની આજ્ઞા છે આ એક પડીકી દહીંમાં

ભેળવીને મુનિરાજને વહોરાવી દેજે જો આ કર્યું નહીં કરે તો તારી સલામતી નથી. રાજ્યમાં રહેવું હોય અને જીવવું હોય તો આ કામ કરી લે જે.”

રાજા વિવેક ચુકયા છે. મંત્રીની બુધ્ધિથી ભોળવાઈ ગયા છે. હવે તે રાજા આ ઉદાયન મુનિને જીવતા રહેવા દેવા તૈયાર નથી. કારણ કે તેને ભ્રમ છે કે આ મુનિરાજ જીવશે તો મારૂં રાજ્ય લઈ લેશે અને તેના પુત્રને આપી દેશે કેશી રાજાનું આ કેવું મહા પાપ છે? માણસ સત્તા, પૈસો અને સ્વાર્થ માટે માનવતાને ભૂલી જઈ કેવા ભયંકર પાપ કરી બેસે છે. એક સામાન્ય ભરવાડમાં માનવતાનો દીપક કેવો ઝળહળતો છે. રાજા તેને ઓલવી નાખવા તૈયાર થઈ ગયો છે. ભરવાડ મૃત્યુના ડરે, વિષની પડીકી ભેળવેલું દહીં મુનિરાજને વહોરાવી દ્યુ છે. મુનિરાજ તપશ્ચર્યાના પારણે મળેલી નિર્દોષ ભિક્ષાને આરોગી ગયા. દહીં જેવું હોજરીમાં ગયું કે નસેનસ તુટવા લાગી. મુનિરાજ સમજી ગયા કે જરૂર આજે કોઈ રમત રમી ગયું છે. હું સંત છું. મારો ધર્મ છે સમતાની સાધના. કોઈનો દોષ નથી, મારા કર્મોદયે જ મને અશાતા આવી છે. મુનિરાજ કેશી રાજાનો અપરાધ જાણે છે છતાં તેને ભૂલી ગયા. કેશી રાજ મુનિરાજનો ઉપકાર ભૂલી ગયો છે.

મુનિરાજ ઉદાયન જીવનની ક્ષણ ભંગુરતા અને શરીરની નશ્વરતા સમજી અંતિમ સાધનામા લાગી ગયા. સંતે સમતા રાખી શરીરની મમતા છોડી. આત્માની અનંત ગુણશક્તિનો વિચાર કરી આત્મ ગવેષણા કરવા લાગ્યા. પરિણામ સ્વરૂપ ઉદાયન મુનિએ કર્મો ખપાવી કલ્યાણ સાધી લીધું.

सोवीर–राय–वसभो, चइत्ताण मुणी चरे ।
उदायणो पव्वइओ, पत्तो गइ–मणुत्तरं ॥ ઉત્ત ૧૮/૪૮

સિંધુ સોવીર દેશના ધોરી સમાન ઉદાયન નામના મહારાજાએ રાજ્ય છોડીને સંયમ આદર્યો. આખરે ઉત્તમ એવી મોક્ષગતિને પ્રાપ્ત થયા. સંતોની અવહેલણા કરનાર, તેમને અશાતા પહોંચાડનાર, તેમની ઉપર કલંક ચઢાવનારને પોતાના પાપના કેવા ભયંકર ફળ ભોગવવા પડે છે, તે બધી વાતો કહેવાનો અવસર નથી. શાસ્ત્રમાં કહ્યુ છે न यावि मोक्खो गुरु हिलणाए। સંતોની હિલણા કરનારની મુક્તિ થતી નથી. તેને આ વિષમ સંસારમાં રખડવું પડે છે અને મહા દુ:ખો ભોગવવા પડે છે.

કેશી રાજા પણ ભાન ભૂલ્યો અને માનવના વિહોણું મહાભયંકર પાપ કરી બેઠો. મુનિરાજે ક્ષમા–શાંતિ અને સમતા રાખી કલ્યાણ કર્યું. પર્વાધિરાજની ક્ષમાના પરમ આદર્શની આ કથા પૂર્ણ થાય છે. તમો સૌ લોકો આવા ક્ષમા ધર્મને જાળવી રાખશો તો તમારૂં પણ હિત અને શ્રેય થશે.

## ગણપતિ દાદા શું છે?

આજનો દિવસ મહારાષ્ટ્ર માટે પર્વનો અવસર છે. આજે ગણપતિ આરાધનાનું મહત્ત્વ છે. અનેકના અંતરમાં ગણપતિ દાદાએ અનેરૂં સ્થાન જમાવ્યું છે.

ગણેશ શબ્દ શું કહે છે?

ज्ञानार्थ वाचको गश्च, णश्च निर्वाण वाचकः
तयोरीशं परं ब्रह्म, गणेशं प्रणाम्य हम् ॥ ब्रह्मवैवर्त.

ગ્રન્થકાર કહે છે કે ગ-એટલે જ્ઞાનનો વાચક, ણ-એટલે નિર્વાણનો દ્યોતક છે. જ્ઞાન અને નિર્વાણના ઈશ્વર પરબ્રહ્મ ગણેશને હું પ્રણામ કરૂં છું.

સંસારના જીવો સંસારના સુખ-સમૃધ્ધિ મેળવવા ગણેશની આરાધના કરે છે. બધા લૌકિક દેવોમાં ગણેશનું મહત્ત્વ ગણાય છે. સંસારના વ્યાવહારિક કાર્યોમાં મંગળની કામના માટે ગણેશની સ્થાપના કરવામાં આવે છે.

તિલક મહારાજે વર્ષો પૂર્વે સ્વતંત્રતાનો પાયો નાખ્યો. ત્યારથી આ પર્વનું મહત્ત્વ વધી ગયું છે. એ કાળે ગણપતિની શ્રધ્ધા રાખી પ્રસંગોપાત એકઠા થઈ નેતાઓએ સ્વતંત્રતાની આરાધના કરી હતી.

ગણપતિ કોના પુત્ર હતાં? તેમની જીવની વગેરે તમારાથી અજાણ નથી. લગ્ન પ્રસંગે સમાજના લોકો ગણેશજીની સ્થાપના કરે છે. વ્યાપારીઓ ચોપડા પૂજન વખતે ગણેશપૂજા કરે છે. અને ચોપડાના પ્રારંભમાં **શ્રી ગણેશાય નમઃ** લખે છે.

ગણપતિના દેહની કોઈ વિચિત્રતા છે. તે કંઈક નવીનતાનું દર્શન કરાવે છે. ગણપતિની આકૃતિ જોઈ બાળકોને ઘણું ઘણું કુતૂહલ થાય છે. બીજા દેવો અને અવતારોના શરીરમાં ખાસ નવીનતા નથી પરંતુ ગણેશજી તો ખરેખર આશ્ચર્યનું દર્શન કરાવે છે.

### ગણપતિની વિશેષતા

ગણપતિજીનું નાક ઘણું લાબું છે. તેમનું પેટ ઘણું મોટું છે. તેમની આંખો ઘણી ઝીણી છે. તેમના કાન ઘણાં જ મોટા છે. તેમનું વાહન ઉંદર છે.

આજનો લૌકિક ઉત્સવ ગણપતિ પૂજાનો મહોત્સવ છે. ગણ એટલે સમૂહ, પતિ એટલે વડીલ, સ્વામી કહેવાય છે.

ગણપતિ એટલે સમુહના સ્વામી. સમુદાયના પતિ-વડીલ તેને ગણપતિ કહેવાય છે. ગણના ઘણાં પ્રકાર છે. ધર્મના ગણના વડાને ધર્મનાયક કહેવાય છે. શાસનના ગણના વડાને શાસનપતિ તીર્થંકર કહેવાય છે. રાષ્ટ્રના ગણના વડાને રાષ્ટ્રપતિ સંઘ સમુદાયના વડાને સંઘપતિ-પ્રમુખ, નગર ગણના વડાને નગરપતિ, ગૃહ સમુહના

વડાને ગૃહપતિ અને કુળના વડાને કુળપતિ કહેવાય છે. આ દરેક ગણના વડા એટલે પતિ–નાયક કેવા હોવા જોઈએ. તે માટે ગણપતિ મહોત્સવ આવે છે. આજે તેની પૂજા અને પ્રાર્થના થશે.

ગણપતિની આકૃતિમાંથી ઘણો સદ્‌બોધ મેળવી શકાય છે. જેમને કોઈપણ સંસ્થા કે સ્થાનના વડા બનવું હોય તો ગણપતિના ગુણને અંગિકાર કરવા જોઈએ.

**ગણપતિજી લંબોદરા છે.** જેને નાયક થવું હોય તેને સદાને માટે ગણપતિજીના જેવા મોટા પેટવાળા થવું જોઈએ. મોટું પેટ એટલે ગંભીર બનવું જોઈએ. તમારી સામે સારી નરસી જે જે વાતો દશ્યો નિમિત્તો આવે તેને પેટમાં સમાવી દો. પેટમાં રાખતા શીખશો તો તમારી મોટાઈ સચવાઈ રહેશે.

**ગણપતિજી સુંઢાળા છે.** જેને મોટું થવું હોય તેને સદાને માટે દૂર દૂર સુધીના વાતાવરણનો ખ્યાલ રાખવો જોઈએ તેમનાથી કોઈ ઘટના, કાર્ય, વ્યક્તિ, વાત અને વિચાર અજાણ ન હોય. બધું જાણવાને સમર્થ હોય.

**ગણપતિજી મોટા કાનાળા છે.** જેને વડા બનવું હોય તેને સદાને માટે પોતાના કાન સારી રીતે ખુલ્લાં રાખી સૌની વાતને સાંભળતા શીખવું જોઈએ. જે સૌનુ સાંભળે છે તે સૌનો બને છે.

**ગણપતિજી લઘુનેત્રી છે.** જેને સ્વામી થવું હોય તેને સદાને માટે દૂર દૂર સુધી જોતાં શીખવું જોઈએ, બધું ઝીણી નજરે જોઈને ધ્યાન રાખવું જોઈએ. પોતાના અને પરના ગુણ–દોષને જોઈ રાખવા જોઈએ.

**ગણપતિનું વાહન ઉંદર છે.** જેને પતિ બનવું હોય. સમર્થ થવું હોય તેને હંમેશા નાના લોકોને પણ માન આપી પોતાના બનાવી રાખવા જોઈએ. મોટા ત્યારે જ ગણાય કે સૌને પોતાનામાં સ્થાન આપે. સૌને પોતાના બનાવી રાખે સૌના પૂજ્ય ત્યારે જ બની શકાય કે સૌને પોતાના માની રાખ્યા હોય. દૂર દૂર સુધીનુ વાતાવરણ ધ્યાનમા રાખી, દરેક વ્યક્તિને સારી રીતે જાણી જોઈ, સૌની વાતને સારી રીતે સાંભળી, સૌના ભાવોને વિવેકપૂર્વક અપનાવી કહેવા જેવુ જ કહે બાકી બધુ મોટા પેટમાં ગંભીરપણે સઘરી રાખે તેને જ ગણપતિ કહેવાય.

માત્ર ગણપતિની મૂર્તિ બનાવી, તેનું ફળફૂલથી પુંજન કરી કે નૈવેદ્ય અર્પણ કરવાથી તેમના ગુણો આવી શકતા નથી. તે ગુણો મેળવવા પ્રયત્નશીલ રહેવું જોઈએ જે જે વ્યક્તિઓ આવો સમ્યક્ પુરૂષાર્થ કરી ગુણ ગણને ધારણ કરશે તે ગણપતિને લાયક પૂજ્ય બની જશે. આજે પર્વાધિરાજનો સાતમો દિવસ પસાર થાય છે. આવતી કાલે પર્વરાજનો મોટો દિવસ સંવત્સરી પર્વ છે. જીવન ધન્ય બનાવવાનો અવસર આવે છે તમો સૌ ગણપતિ જેવા વિશાળ–વિરાટ–ઉદાર–ગંભીર બની જ્ઞાન–ધ્યાન –તપ–ત્યાગ વડે અંતર ઘટને ભરવા પ્રયત્ન કરશો તો જીવનનો જયજયકાર થશે.

# સંવત્સરી ક્ષમાપના

( ભાદરવા સુદ ૫ તા. ૨૯-૮-૭૬ રવિવાર )

જે દિવસની આપણે એક માસથી પ્રતિક્ષા કરી રહ્યા હતાં. તે અનેરો દિવસ ઘાટકોપર સંઘાણી એસ્ટેટનાં આંગણે આવી ગયો છે. આજનું પર્વ સંવત્સરી મહાપર્વ છે. આ પર્વ પુરાતન પર્વ છે. અનાદિનું આ પર્વ છે. તીર્થંકરોની પરંપરાનું પર્વ છે. આ પર્વ આત્મકલ્યાણનું દ્યોતક છે.

## સંવત્સરી પર્વ એટલે શું ?

સંવત્સરીનો અર્થ છે વર્ષ. આ પર્વ એક વર્ષે આવે છે.

**સંવત્સરી એટલે સર્વકર્મોથી મુક્ત થવાનું પર્વ.**

**સંવત્સરી એટલે સર્વ જીવો સાથે મૈત્રીનું પર્વ.**

**સંવત્સરી એટલે સર્વજીવો સાથે વેરનો વિરામ કરવાનું પર્વ.**

**સંવત્સરી એટલે સૌ જીવો સાથે પ્રેમનો પરિચય કરવાનું પર્વ.**

**સંવત્સરી એટલે મિચ્છામિદુક્કડંનું પર્વ.**

**સંવત્સરી એટલે ઇચ્છામિ સુકડંનું પર્વ.**

**સંવત્સરી એટલે કર્મ નિર્જરાનું મંગળ પર્વ.**

**સંવત્સરી એટલે સમતાની સાધનાનું પર્વ.**

**સંવત્સરી એટલે ધર્મ આરાધનાની અપૂર્વ પળ.**

**સંવત્સરી એટલે ક્રોધનો ત્યાગ અને ક્ષમાનો ઉદય.**

**સંવત્સરી એટલે સૌ જીવો સાથે ક્ષમાનું દાન.**

**સંવત્સરી એટલે ક્ષમાપના.**

પર્વાધિરાજ પર્યુષણ પર્વનો આજે આઠમો દિવસ છે. પર્વરાજ સંવત્સરીનો સંદેશ લઈને પધાર્યા છે. આજના પર્વનું બીજુ નામ છે ક્ષમાપર્વણી.

માનવ સામાજીક પ્રાણી છે. તે અનેકના સંબંધથી અને સહયોગથી જીવન પસાર કરે છે. સંસારના સંબંધો અને વ્યવહારોને વધારતાં અને તેમાં રમણ કરતાં ઘણીવાર વસ્તુ અને વ્યક્તિના રાગ-દ્વેષના નિમિત્ત કારણે મન દુઃખ થવાનો સમય આવે છે! આવા અણુસમજના મન દુઃખ ક્યારેક મોટા કલેશ અને સંઘર્ષને જન્મ આપે છે. આપણા ક્રોધ-માન-માયા અને લોભાદિ કષાયો ઉદીત બની આ જીવને સંસારના

અનંત દુઃખમાં લઈ જાય છે. કષાયના કારણે આપણે અનેક વ્યક્તિઓ સાથે વેરઝેર ઉભા કર્યા છે. પાપોનું સેવન કરી આત્માને ભારે કર્મી બનાવી દીધો છે.

Enemity and Jealousy are the roots of misery **વેર વિરોધ અને ઈર્ષ્યા એ દુઃખનાં મુળ છે.**

આજે એ વાતનું સ્મરણ કરજો કે તમે કોઈ સાથે વેર કર્યા હોય, ઝેર કર્યા હોય, ભૂલ કરી હોય, દોષ સેવ્યા હોય, કોઈને શત્રુ બનાવ્યા હોય તો એ સર્વ વાત, ઘટના વગેરેને ભૂલી જઈ સૌની સાથે મૈત્રી અને પ્રેમનો વ્યવહાર કરી સાચાં દિલથી ખમાવી લેજો.

જો તમો આટલી ઉદારતા દાખવવા શક્તિમાન ન હો તો અમને કહેજો કે પેલા ભાઈ સાથે મારે વેર છે. હું તેને નહીં બોલાવા જઉં ? અમે તેને સમજાવશું. તમારી વચ્ચેની શત્રુતા ટાળી દેશું, તમારી દુશ્મનાવટને ધોઈ નાખશું. તમારા કષાય ભાવોને દૂર કરી તમારા સંબંધોને ફરી મીઠા મધુર બનાવી દેશું.

આજનું પર્વ શાંતિનું પર્વ છે. અંતરના કષાયો અને અમંગળ કામનાએ આત્માનો મંગળ રસ લૂટી લીધો છે. જેથી આજના દિવસે સર્વજીવો સાથેના વેર વિરોધને દૂર કરી ક્ષમાપના કરવા તૈયાર થઈ જજો. પર્યુષણ પર્વનો મંગળ સંદેશ એજ છે, પર્યુષણની મહત્તા અને મહત્ત્વ એ જ છે. સૌની સાથે ક્ષમાપના કરો. **પર્યુષણને પર્યુપક્ષમણા પણ કહેવાય છે. પરિ-સમંતાત, ઉપસમીપે, ક્ષમણા-ક્ષમા!** સૌની સાથે ક્ષમાનો વ્યવહાર કરો. ક્ષમાપના વિષે ભગવાન મહાવીરે શાસ્ત્રમા ફરમાવેલ છે.

પ્ર. खमावणयाए णं भंते ! जीवे किं जणयइ ?

હે પૂજ્ય ! ક્ષમાપનાથી જીવને શું લાભ થાય છે ?

ઉ. खमावणयाएणं पल्हायणभावं जणयइ । पल्हायणभावमुवगए य सव्व-पाण-भूयजीव सत्तेसु मित्तीभावमुप्पाएइ मित्तीभाव मुवगए यावि जीवे भावविसोहिं काउण निब्भए भवइ ।

ક્ષમાપનાથી જીવને સ્વાભાવિક આનંદ, સર્વજીવો પ્રત્યે મૈત્રીભાવ આત્મ વિશુધ્ધિ અને નિર્ભયતા પ્રાપ્ત થાય છે. ઉત્ત ૨૯/૧૭

Love others and you will be loved.

તમો બીજાને ચાહો તો બીજા તમોને જરૂર ચાહશે.

સંવત્સરી પર્વ માટે તમો સૌ શુધ્ધ શરીર કરી સ્વચ્છ કપડાંઓ પહેરીને આરાધના કરવા આવ્યા છો. જેટલી શરીર શુધ્ધિની અને ઘર શુધ્ધિની જરૂરિયાત

સમજ્યા છો તેના કરતાં આત્મશુદ્ધિની વધારે જરૂર છે. આત્માની અંદર કામ, ક્રોધ, મદ, માન, માયા, લોભ રાગ દ્વેષના મેલ ચડયા છે. તેને ધોવાનું કાર્ય આજે જ કરવાનું છે.

આ આત્માએ કેવા કેવા અને કેટ કેટલા ભયંકર પાપ કર્મો કર્યાં છે. તેનું આજે સ્મરણ કરજો. પાપ કરવું પડતું હોય ત્યાં એ પશ્ચાતાપ કરજો પણ પાપનો બચાવ તો ન જ કરશો. પાપ કરતાં થાબડનારા બહુ મળશે, પણ એ પાપનો વિપાક ભોગવવાના અવસરે સામુ જોનારા અને બચાવનારા કોઈ જ નહીં મળે !

બીજા કેવાં છે એ જોવામાં યાદ કરજો કે તમારે ઘણું ખોવાનું છે. જ્યારે હું કેવો છું એ જોવામાં પાપને ધોવાનું છે. પારકી નિંદા કરનારને, ખોટા આક્ષેપો મૂકનારને અને પરનો મર્મ પ્રગટ કરનારાઓને શાસ્ત્રકાર ચંડાલ કરતાં પણ હલકી કોટિના ગણે છે. માટે જીવનમાંથી આ ત્રણે વસ્તુને વિદાય કરવા ભલામણ છે. બીજાના અવગુણોને જોવાની કુટેવ બંધ કરવી હોય તો પોતાના અવગુણોને જોવાની શરૂઆત કરો.

Have equal eyes towards all
સઘળાને સરખી નજરથી જુઓ.

જો કોઈ તમારો દોષ બતાવે તો તે દોષ તમારામાં હોય તો સુધારી લેવા પ્રયત્ન કરજો અને ન હોય તો બોલનાર પ્રત્યે દ્વેષ નહીં કરતાં કરૂણા દષ્ટિ તથા મધ્યસ્થ ભાવ કેળવજો બીજા તમોને કહે તો જરૂર સાંભળી લેજો પણ બીજાને કશું કહેશો નહીં. તમે તમારી જ સુધારણા અવશ્ય કરશો.

Give your ears to all, tongue to none.

તમારા કાન બધાને આપો પણ જીભ કોઈને આપો નહીં.

ધર્મી દેખાવા માટે ડોળ કરવા કરતાં ધર્મી બનવાનો પ્રયત્ન કરવો એ વધારે હિતાવહ છે. પોતાના દોષો છુપાવવા ખાતર નિર્દોષ ઉપર અછતતા દોષોનો ટોપલો ઓઢાડવાનો પ્રયત્ન પ્રાણાંતે પણ કરશો નહીં. આ મહાપાપનું બીજ મોટા દુઃખના વૃક્ષને ઉત્પન્ન કરી જશે. માટે તેવા પાપને છોડવાનો જ પ્રયત્ન કરો કહ્યું છે.

The whole science of the life is to avoid sowing the seeds of regret.

દુઃખના વૃક્ષને ઉત્પન્ન કરનાર પાપ રૂપ બીજ હોય છે, માટે પાપની ખેતીને તિલાંજલી આપવી એજ જીંદગીમાં પ્રાપ્ત કરવા લાયક સાચું પદાર્થ વિજ્ઞાન છે.

### પર્યુષણ અને સંવત્સરીનો પ્રારંભ

જૈન ધર્મની દૃષ્ટિએ કાળનું પણ ઘણું મહત્ત્વ છે. કાળને પણ છ દ્રવ્યોમાંથી એક દ્રવ્ય તરીકે ગણવામાં આવે છે.

धम्मो अहम्मो आगासं, कालो पुग्गल जन्तवो ।
एस लोगो-त्ति पन्नत्तो, जिणेहिं वर दंसिहिं ॥ ઉત્ત. ૨૮/૭

કેવળજ્ઞાની જીનેશ્વરોએ ધર્મ, અધર્મ, આકાશ, કાલ, પુદ્ગલ અને જીવરૂપ આ લોકને બતાવ્યો છે. કાળનું લક્ષણ બતાવતાં કહ્યું છે કે वत्तणा लक्खणो कालो। કાળનું લક્ષણ છે વર્તન-પરિવર્તન જુનામાંથી નવું અને નવામાંથી જુનું કરવું એ કાળનું લક્ષણ છે. જૈનધર્મમાં કાળચક્રની સમજણ ઘણી સુંદર છે. કાળનું એક ચક્ર છે. તેના બે ભાગ છે. બંનેને સર્પિણિનો આકાર બતાવ્યો છે. બંનેના મુખ ઉપરમાં છે. સામસામે આવે છે અને પુંછડી નીચેના ભાગમાં સામસામે આવે છે. આવું એક ચક્ર છે. તેના બે ભાગમાંથી એક ભાગને અવસર્પિણિ એટલે ઉતરતોકાળ કહેવાય છે. અને બીજા ભાગને ઉત્સર્પિણિ એટલે ચઢતો કાળ કહેવાય છે. બંને ભાગના છ છ વિભાગ છે. તેને આરા કહેવાય છે.

## અવસર્પિણિ કાળના છ આરા.

૧ સુસમ સુસમ-સુખમાં સુખ. ૨ સુસમ-સુખ. ૩ સુસમદુસમ- સુખ વધારે અને દુઃખ થોડું. ૪ દુસમ સુસમ-દુઃખ વધારે અને સુખ થોડું. ૫ દુસમ-દુઃખ. ૬ દુસમ દુસમ-દુઃખમાં દુઃખ.

## ઉત્સર્પિણિ કાળના છ આરા.

૧ દુસમ દુસમ ૨ દુસમ ૩ દુસમ સુસમ ૪ સુસમ દુસમ. ૫. સુસમ ૬ સુસમ સુસમ.

આ બંને મળીને બારે આરાનું માપ પણ બતાવેલ છે. અવસર્પિણિ કાળના છ આરાનું માપ છે. ૧ ચાર ક્રોડા ક્રોડ સાગરોપમનો છે. ૨ ત્રણ ક્રો. સા. ૩ બે ક્રો. સા. ૪ એક ક્રો. સા. માં ૪૨ હજાર વર્ષ ઓછો છે. ૫ ૨૧ હજાર વર્ષનો છે. ૬ પણ ૨૧ હજાર વર્ષનો છે. અવસર્પિણિ કાળના છ આરાનું કુલ માપ દશ ક્રો. સા થયું. તેવી રીતે ઉત્સર્પિણિ કાળના છ આરાનું પણ કુલ દશ ક્રો. સા. નું છે. બંને મળી વીસ ક્રો. સા. નું એક કાલચક્ર ગણાય છે પહેલાના પ્રવચનમાં આ સંબંધી ઘણી વાતો કહેવાઇ ગઇ છે. અવસર્પિણિકાળના પ્રથમ ત્રણ આરા જુગલિયા મનુષ્યના હોય છે. તેઓ જોડલે જન્મે છે. જોડલે જીવે છે જોડલે મરે છે ત્રીજા આરાને છેડે પ્રથમ તીર્થંકર થાય છે. જુગલ ધર્મનું નિવારણ કરી લોકોને કાર્ય પ્રવૃત્તિ કરતાં શીખવાડે છે. તેઓ ધર્મ પવર્તન કરી ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે. જીવો ધર્મ સાધના દ્વારા મોક્ષ પ્રાપ્તિ કરે છે. ચોથો આરો પુર્ણ થતાં પહેલાં જ ૨૪ માં તીર્થંકર મોક્ષ પધારે છે ચોથા આરાના જન્મેલા જીવો હોય તે જીવો સાધના દ્વારા પાંચમાં આરામાં મોક્ષ

જાય છે. પરંતુ પાંચમા આરાના જન્મેલા જીવો પાંચમા આરામાં મોક્ષ જતાં નથી. તેનું કારણ એ છે કે મોક્ષ માટેની સાધના માટે વજ્રઋષભનારાચ સંઘયણ વગેરે સાધનોનો પાંચમાંના જન્મેલા માનવ પાસે અભાવ છે. આપણા પુણ્યની કચાશ છે.

આ પાંચમાં આરાના હજુ તો ૨૫૦૦ વર્ષ ગયા છે. સાડા અઢાર હજાર વર્ષ બાકી છે. આ ચાલુ કાળને પંચમકાળ કહેવાય છે. શાસ્ત્રકારે તેના લક્ષણો પણ બતાવ્યા છે. તે જરૂર જાણવા જેવા છે.

## પાંચમાં આરાના ૩૨ લક્ષણો

૧. નગર તે ગામડાં સરખા થશે.
૨. ગામડાં તે સ્મશાન સરખા થશે
૩. ઉંચ કુળના સંતાનો તે દાસદાસી સરખા થશે.
૪. પ્રધાનો લાલચુ થશે.
૫. રાજાઓ યમદંડ સરખા થશે.
૬. સારા કુળની સ્ત્રી લજ્જા રહિત થશે.
૭. સારા કુળની સ્ત્રી વેશ્યા સરખી થશે.
૮. સંતાનો પોતાની મરજી મુજબ સ્વતંત્ર રીતે ચાલશે.
૯. શિષ્ય ગુરૂના અપવાદ બોલશે.
૧૦. દુર્જન લોક સુખી થશે.
૧૧. સજ્જન લોક દુઃખી થશે.
૧૨. દુર્ભિક્ષ દુકાળ ઘણાં પડશે.
૧૩. ઉંદર સર્પાદિની દાઢ ઘણી થશે.
૧૪. બ્રાહ્મણો અર્થના લોભી થશે.
૧૫. હિંસા વડે ધર્મ પ્રવર્ત્તાવનાર ઘણાં થશે.
૧૬. એક ધર્મના ઘણાં ભેદ થશે.
૧૭. મિથ્યાત્વી દેવ ઘણાં થશે.
૧૮. મિથ્યાત્વી લોક ઘણાં થશે.
૧૯. માણસને દેવ દર્શન દુર્લભ થશે.
૨૦. વિદ્યાધરના વિદ્યા પ્રભાવ થોડા રહેશે.

૨૧. દુધ, દહીં, ઘી આદિ ગોરસમાં સરસાઈ થોડી રહેશે.

૨૨. બળદ પ્રમુખનાં બળ, આયુષ્ય થોડાં રહેશે.

૨૩. સાધુ-સાધ્વીજીઓને માસ કલ્પ તથા ચોમાસા કરવાં જેવા ક્ષેત્ર થોડાં રહેશે.

૨૪. શ્રાવકની ૧૧ પડિમા અને સાધુની ૧૨ પડિમા વિચ્છેદ જશે.

૨૫. ગુરૂ શિષ્યને ભણાવશે નહીં.

૨૬. શિષ્ય અવિનીત અને કલેષી ઘણાં થશે.

૨૭. અધર્મી, કલેષી, ઝઘડાખોર, કુમાણુસ ઘણાં થશે અને સુમાણુસ થોડા થશે.

૨૮. આચાર્ય પોત પોતાના ગચ્છની પરંપરા-સમાચારી જુદી જુદી પ્રવર્ત્તાવિશે. મૂઢ, મુર્ખ માણુસને મોહ, મિથ્યાત્વના પાશમાં નાંખશે. ઉત્સૂત્ર ભાખશે, નિંદનીક, કુબુધ્ધિક ઘણાં થશે અને પોતપોતાની પરંપરામાં રાચશે.

૨૯ સરલ, ભદ્રિક, ન્યાયી, પ્રમાણિક પુરૂષ થોડા રહેશે.

૩૦. મ્લેચ્છ રાજ્ય ઘણાં થશે.

૩૧. હિંદુના રાજ્ય અલ્પ ઋધ્ધિવાળાં અને થોડા થશે.

૩૨. મોટા કુળના રાજા અન્યાય, અધર્મ, કુવ્યસનમાં રાચશે અને નીચ કાર્ય કરશે.

આ પંચમ આરામાં ધન સર્વ વિચ્છેદ જશે. લોઢાની ધાતુ રહેશે. ચામડાની મહોરો-સીક્કા ચાલશે. જેની પાસે આવી મહોરો હશે તે ધનવાન ગણાશે. એક ઉપવાસ તે માસખમણ જેવો લાગશે. જ્ઞાન સર્વ વિચ્છેદ જશે. ફક્ત ૧. દશવૈકાલિક સૂત્ર. ૨. ઉત્તરાધ્યયન સૂત્ર ૩. આચારાંગ સૂત્ર અને ૪. આવશ્યક સૂત્ર આ ચાર શાસ્ત્રો રહેશે. તેની ઉપર ચાર જીવ એકાવતારી થશે. ૧. દુપ્પસહ નામના આચાર્ય ૨. ફાલ્ગુણી નામના સાધ્વીજી ૩. જીનદાસ નામના શ્રાવક અને ૪. નાગશ્રી નામના શ્રાવિકા થશે. તેના પૂર્વ પંચમ આરાના છેડા સુધી બેહજાર ભવ્યાત્માઓ ભગવાન મહાવીરના યુગંધર થશે.

આરાઓનું પરિવર્તન અષાઢ સુદ પુર્ણિમાં એ થાય છે. જ્યારે પાંચમો આરો પૂર્ણ થશે એટલે શક્રેન્દ્ર મહારાજનું આસન ચલિત થશે. ઇંદ્રદેવ ઉપયોગ મુકીને જોશે કે આજે પાંચમો આરો ઉતરીને કાલે છઠ્ઠો આરો બેસશે. એમ જાણીને શક્રેન્દ્ર મહારાજ આવશે. આવીને તે ચાર જીવને કહેશે. કાલે છઠ્ઠો આરો બેસશે. જેથી હવે આલોચના કરી પ્રતિક્રમી, નિંદી, નિઃશલ્ય થાઓ. તે ચારે જીવો આવી રીતે સૌને ખમાવી સંથારો કરશે. મહાસંવર્તક વાયુ ચાલશે. ભયંકર તોફાન થશે. ૧. વૈતાઢય પર્વત ૨. ગંગાનદી ૩. સિંધુ નદી ૪. ઋષભકુટ ૫. લવણની ખાંડી.

આ પાંચ સ્થાન સિવાય બાકી સર્વે પહાડ નદી, મકાન, શહેર, ગઢ, બેટ, કુવા, વાવ વગેરેનો નાશ થશે. તે ચાર જીવ સમાધિ પરીણામે કાળ કરીને પહેલા દેવલોકે જશે.

## ચાર બોલ વિચ્છેદ જશે.

૧ પહેલે પહોરે જૈન ધર્મ વિચ્છેદ જશે. ૨ બીજે પહોરે મિથ્યાત્વી ધર્મ વિચ્છેદ જશે. ૩ ત્રીજે પહોરે રાજનીતિ વિચ્છેદ જશે. ૪ ચોથે પહોરે બાદર અગ્નિ વિચ્છેદ જશે. વિશેષ હકીકત પહેલાના પ્રવચનમાં કહેવાઈ ગઈ છે. છઠ્ઠો આરો ૨૧ હજાર વર્ષનો જશે. આવી રીતે છ આરા અવસર્પિણિ કાળના પુર્ણ થશે. ઉત્સર્પિણિ કાળનો પહેલો આરો પણ છઠ્ઠા આરા જેવો જ ૨૧ હજાર વર્ષનો જશે. બીજો આરો પાંચમા આરાના જેવો હોય છે. તેના પ્રારંભમાં બળી ગયેલી ધરતી ઉપર મોટું પરિવર્તન થશે. પાંચ વર્ષા અને બે ઉઘાડ સાત સાત દિવસના થશે.

## પાંચ મેઘની વર્ષા થશે.

૧ **પુષ્કલા નામનો પ્રથમ મેઘ** : વરસાદ સાત દિવસ સુધી વરસશે. અગ્નિ જેવી ધરતી વરસાદથી શાંત થશે. શીતળતાનું વાતાવરણ બનશે. લોકોને ઠંડક મળશે. ૨ **ક્ષીર નામનો બીજો મેઘ** : વરસાદ સાત દિવસ સુધી વરસશે. ક્ષીર એટલે દુધ આ વર્ષાથી ધરતીમાં સત્વ પ્રગટશે. તેમાં રસ, કસ વધશે. આ બે વર્ષા પછી સાત દિવસનો ઉઘાડ આવશે. લોકો સૂર્ય નારાયણના દર્શન કરી શકશે. સ્વર્ગના દેવતાઓ આ રસ કસ વાળી ભીંજાયેલી ધરતીમાં અનાજનું વાવેતર કરશે. ૩ **ઘી જેવો ત્રીજો મેઘ** : સાત દિવસ સુધી વરસશે. જેથી ધરતીમાં ચીકાસ રસ સત્વનો ખૂબજ વધારો થશે. ધરતી નવપલ્લવીત થશે. ચારે બાજુ હરિયાળી પથરાઇ જશે. ૪ **અમૃત જેવો ચોથો મેઘ**: તે પણ સાત દિવસ વરસશે. જેનાથી ધરતીમાં વૃક્ષો, વેલાઓ વધવા લાગશે. ધરતીનું સૌભાગ્ય મનોહર બની જશે. ત્યારપછી સાત દિવસનો ફરી ઉઘાડ નીકળશે. મોલ વધવા લાગશે. વાતાવરણ સુમધુર બની જશે. ૫ **રસ જેવો મેઘ** ખાટા, મીઠા અને મધુરા રસનો વરસાદ વરસશે. જેનાથી ધરતી વિવિધ રસથી વધારે કસવાળી બની જશે. વિકસતી વનવાઈ અને મૌલ તે રસથી સરસ બની જશે. આવી રીતે પાંચ મેઘ અને બે ઉઘાડ સાત સાત દિવસના થશે. જેથી ૪૯ દિવસમાં આ ધરતીનું પરિવર્તન થતાં તેના સૌન્દર્યમાં અભિવૃધ્ધિ થશે. બીલમાં રહેનારા લોકો માટે મનોહર અને રમણીય વાતાવરણ બનશે. પ્રકૃતિની સુંદરતા અને વિવિધ પ્રકારના હરિયાળા શણગારથી તેઓ ઘણાં ખુશ થશે. અત્યાર સુધી કરેલા માંસાહાર તરફ તેમને દુગંચ્છા થશે. તેઓ ૫૦મે દિવસે માનસિક પરિર્વતન સાથે માંસાહારનો ત્યાગ કરશે અને જીવો પ્રતિ અભયદાનની ભાવના સેવશે. તે મહા દિવસ પર્વાધિરાજ પર્યુષણ પર્વનો મહા માંગલિક દિવસ સંવત્સરી

ગણાશે. તેઓ કોઈ જીવ સામે વેરઝેર ન કરતાં પ્રેમ, લાગણી, મમતા, વાત્સલ્યના ભાવોથી અંતઃકરણને ઉભરાવી દેશે. આ ધન્ય દિવસની મંગલ સ્મૃતિ તે જ આપણી સંવત્સરી કહેવાય છે. સંવત્સરી પર્વ ચાતુર્માસના પ્રારંભથી ૪૯કે ૫૦માં દિવસે આવે છે. તેના સ્વાગત માટે સાત દિવસની વધારે ઉજવણી થાય છે એમ આ પર્વ આઠ દિવસનું બની ગયું છે. આ દિવસને **ઋષિ પંચમી** પણ કહેવાય છે.

આજનો દિવસ અભયદાનની ઉદ્ઘોષણાનો છે. પર્યુષણ પર્વ અને સંવત્સરી પર્વની આરાધના ભગવાન મહાવીરે પણ કરી હતી. શાસ્ત્રકાર કહે છે.

**समणे भगवं महावीरे वासाणं सविसइ राइ मासे वइक्कंते**
**सत्तरि एहिं सेसेहिं वासावासं पज्जोसवेइ।** સમવાયાંગ સૂત્ર

શ્રમણ ભગવાન મહાવીરે વર્ષાકાળના ચાર મહિનામાંથી એક માસ અને વીસ દિવસ વ્યતીત થયે અને ચાતુર્માસના ૭૦ દિવસ બાકી રહ્યા ત્યારે એટલે ૫૦મે દિવસે પર્યુષણ–સંવત્સરી કરી હતી.

પર્યુષણ પર્વ અને સંવત્સરી પર્વની આરાધના પુરાતન કાળની આરાધના છે. આ દિવસોમાં વ્યાપાર ધંધો અને પાપકારી પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો જોઈએ. વેર વિરોધ અને જુના ક્લેશનો ત્યાગ કરી સૌ જીવો સાથે પ્રેમનો સંબંધ જોડવો જોઈએ. કહ્યું છે કે Love is God પ્રેમ તે જ પરમાત્મા છે. આજે વેર કરાય નહીં. આજે પૌષધ કરવો જોઈએ. આલોચના સાંભળી કષાય ભાવોનો ત્યાગ કરવો જોઈએ. સાંજે પ્રતિક્રમણ કરવું જોઈએ. સર્વ જીવો સાથે આત્મ ભાવથી ક્ષમાપના કરવી જોઈએ. આ પર્વમાં ઉદાયન મહારાજનું ચરિત્ર ચાલે છે. તેના જીવનની એક ઘટના છે. સાંભળવા જેવી છે. ઉપયોગપૂર્વક સાંભળો.

## ક્ષમાપના કેવી રીતે ?

ક્ષમાપના કેવી રીતે કરવી જોઈએ ? તેના માટે પૂર્વાચાર્યો ફરમાવે છે કે ચંડપ્રદ્યોત રાજાના પ્રતિ શ્રીમાન મહારાજા ઉદાયને કરી હતી. તેવી રીતે સંવત્સરી મહાપર્વની આરાધના કરવી જોઈએ.

ભગવાન મહાવીરના સમયમાં શ્રી ઉદાયન અને ચંડપ્રદ્યોત નામના બે રાજાઓ હતાં. ઉદાયન રાજાના રાજ્યમાં અનેક વ્યક્તિઓ રત્ન સમ હતી. જેમાં સુવર્ણ ગુટિકા નામની દાસી અતિ રૂપવતી અને સૌન્દર્યશીલ હતી. તે સમયે અવંતિ નગરીના સ્વામી ચંડપ્રદ્યોત રાજવી હતાં. તે રાજા ખરેખર રૂપલંપટ હતો. તેણે આ દાસીની રૂપ પ્રસંશા સાંભળી હતી. રૂપનો ગુલામ ચંડપ્રદ્યોત એકવાર ઉદાયન મહારાજાના દરબારમાં રૂપવતી દાસીને જોઈ ગયેલો. તેણે ખૂબી પૂર્વક તે દાસીનું અપહરણ કરાવ્યું અને દાસીને લઈ રવાના થઈ ગયો.

મહારાજા ઉદાયનને ખબર પડી કે આ દાસીને લઈ જવાનું કામ ચંડપ્રદ્યોતનું છે. તેને ફરી મેળવીને તેનું સંરક્ષણ કરવું જોઈએ. આવો વિચાર કરી સેના સાથે તેણે અવંતી રાજ્ય પર ચડાઈ કરી. ચંડપ્રદ્યોતને પકડી તેના કપાળ ઉપર "દાસી ચોર" એવું લખાવ્યું હતું. તે તેના જીવનનું મોટું એક કલંક હતું. ચંડપ્રદ્યોતને કેદ કરી ઉદાયન રાજા તેને સાથે લઈ સિંધુ સૌવીર દેશ રવાના થયા. રસ્તામાં પડાવ નાંખતા આગળ વધી રહ્યા છે. તે સમયમાં ચોમાસાને પસાર થતાં ૫૦મો દિવસ સંવત્સરીનો આવ્યો. ઉદાયન આ પર્વની આરાધના કરવા રસ્તામાં રોકાઈ ગયા છે. પોતે ચૌવિહારો ઉપવાસ કર્યો છે. ચંડપ્રદ્યોત ઘણો ચકોર હતો. પોતે જાણતો હતો કે મારું મૃત્યુ નિશ્ચિત છે. રસોઈયો આવીને પુછે છે, મહારાજ! આજે તમારે શું જમવું છે?" ચંડપ્રદ્યોત કહે છે. "ભાઈ! ઉદાયન રાજા આજે જે જમશે તે જ હું જમીશ." રસોઈયો કહે છે, "મહારાજ! ઉદાયન રાજાને તો આજે ચૌવિહારો ઉપવાસ છે. સંવત્સરી પર્વ હોઈ તેઓ ભોજન નહીં કરે. "બોલો આપને માટે શું બનાવું?" "ભાઈ! ઉદાયનને આજે ઉપવાસ છે તો મારે પણ ઉપવાસ છે. મારે પણ જમવું નથી." કદાચ દગો હોય અને ભોજનમાં વિષ ભેળવી મને મારી નાખશે તો! એવી શંકાથી તે ચંડપ્રદ્યોત રાજાએ પણ ઉપવાસ કર્યો.

રસોઈયો ઉદાયન રાજાને આ વાતની જાણ કરે છે. ઉદાયન રાજાએ સંવત્સરીનો દિવસ જાણી સામાયિક વ્રત કર્યું. બપોરના આલોચના કરી સાંજે સંવત્સરી પ્રતિક્રમણ કરી ૮૪ લાખ જીવોને ખમાવે છે.

### ૮૪ લાખ જીવાયોનિ

૭ લાખ પૃથ્વીકાય

૭ લાખ અપકાય

૭ લાખ તેઉકાય

૭ લાખ વાયુકાય

૧૦ લાખ પ્રત્યેક વનસ્પતિકાય

૧૪ લાખ સાધારણ વનસ્પતિકાય

૨ લાખ બેઈન્દ્રિય

૨ લાખ તેઈન્દ્રિય

૨ લાખ ચૌરિન્દ્રિય

૪ લાખ નારકી

૪ લાખ દેવતા

૪ લાખ તિર્યંચ પંચેન્દ્રિય

૧૪ લાખ મનુષ્યની જાતિ

જીવોને ઉત્પન્ન થવાની યોની તેને જીવાયોનિ કહેવાય છે. રાજા ઉદાયન સર્વ જીવોને ખમાવે છે. તેવી રીતે ચંડપ્રદ્યોતને સાધર્મિક જાણી સંવત્સરી સંબંધી ક્ષમાયાચના કરે છે. મન, વચન અને કાયાથી ખમાવે છે. ચંડપ્રદ્યોત કહે છે કે "રાજન! આજે સંવત્સરીનો દિવસ છે અને તમો મને ખમાવો છો તે વાત સાચી છે. પરંતુ વાણિયાની જેમ ખમાવો છો કે ક્ષત્રિયની જેમ? જો ખરેખર કષાયનો ત્યાગ કરી ખમાવતા હો તો મહારાજ! આ કપાળ પરનું કલંક દૂર કરો. અને મને બંધનથી મુક્ત કરો. રાજાએ સંવત્સરી પર્વની મંગળતાને શોભે એ રીતે દુશ્મન રાજાને ખમાવ્યા. કપાળનું કલંક ભૂંસી નાંખવા ઉદાયન રાજાએ તેના કપાળ ઉપર "સુવર્ણ પટ્ટક" સોનાનો પટો બાંધ્યો. આ રીતે શ્રી ઉદાયન રાજાએ, ચંડપ્રદ્યોતની સાથે ક્ષમાપના કરી. ક્ષમાપના એવો ગુણ છે કે દુશ્મન પણ આ ગુણથી પ્રભુના માર્ગને પામી જાય છે અને ધર્મમાં સ્થિર થઈ જાય છે. જે વાત આપણને બીજાની અનુકુળ ન હોય તે આપણે પણ ન કરવું જોઈએ. કહ્યું છે :–

Do unto others as you would have others to do unto you, જેવો વર્તાવ તમો બીજા પાસે કરાવવા માંગતા હો તેવું વર્તન તમો બીજા પ્રત્યે કરો. કહેવત છે કે "નમે તે સૌને ગમે અને અક્કડ રહે તે કોઈને ગમે નહીં." જ્યારે જ્યારે વૈરવિરોધ થવા પામે ત્યારે ત્યારે મોટા માણસો પણ પોતાની ભૂલ સુધારી લેતા અને ક્ષમાપના કરતાં. પોતે મોટા હોવા છતાં ક્ષમાપના કરતી વેળાએ સંકોચ કરવો ન જોઈએ. પરંતુ ક્ષમાપના માટે પહેલ કરવી જોઈએ.

Forgive and forbear.

માફી આપો અને ખામોશ ખાતાં શીખો.

મોટાઈ તો તેની જ ગણાય છે કે જે સારૂં સમજે છે, સારૂં આચરે છે, વૈર વિરોધ થયો હોય તો પણ કદી સામાની ભૂલ માનવાની કે જોયા કરવાની આદત ન રાખવી જોઈએ. ક્ષમાપના કરવાની છે. તે આપણા પોતાના આત્માના કલ્યાણ લક્ષ્યે કરવાની છે. જેથી સૌએ પોતાની ભૂલ શોધવાનો અને સુધારવાનો પ્રયાસ કરવો જોઈએ. સુધારા થાય તો જ આરાધના થઈ સમજજો. કોઈની ભૂલ ઉપર હસવું ન જોઈએ.

Never smile on other people's faults; your own faults may be a huge roke to others.

કોઈની ભૂલ તરફ તમો હસો નહીં, કારણકે તમારી ભૂલ પણ બીજા માટે વધુ હાસ્યને પાત્ર હશે.

## આરાધક તે જ કે જે ઉપશમે

તમોએ જેની જેની સાથે વૈર વિરોધાદિના પ્રસંગો બન્યા પછી હવે ખમાવી લીધું હશે. જે ક્ષમાપના કરે તે આરાધક થાય. વેર-કલેશનો પ્રસંગ તો ઓછામાં ઓછા બે જણાની વચ્ચે જ બની શકે ને ? એ બંનેમાં અથવા તો જેટલા વચ્ચે હોય તેટલા બધા ઉપશમે તો બધા આરાધક, નહીં તો જે ઉપશમે તે આરાધક, જેણે આરાધક બની રહેવું હોય, તેણે તો અવશ્ય ઉપશમવું જોઈએ, ઉપશમ વગર ક્રોધ જતો નથી. **उवसमेण हणे कोहं ।** ઉપશમથી ક્રોધને દૂર કરાય છે. સામો વ્યક્તિ વૈર વિરોધનો ત્યાગ ન કરે, તો આપણે પણ વૈરાદિનો ત્યાગ ન કરવો એમ નહીં. પરંતુ સામે વાળો કરે યા ન કરે છતાં આપણે તો ત્યાગ કરવો જોઈએ.

સંવત્સરીપર્વને દિવસે પણ જે ઉપશમતો નથી, તે આરાધકની કોટીમાં રહી શકતો નથી. તમો આરાધકની ગણતરીમાંથી બાદ ન રહી જાવ તેનો ખ્યાલ કરશો. **क्षमा वीरस्य भूषणम् । ક્ષમા એ તો વીરનું ભૂષણ છે.**

આજે સંવત્સરીના દિવસે બપોરના આલોચના કરવાની છે. બાર મહિના સુધી સેવેલા દોષો અને ભૂલોનું સ્મરણ કરી મિચ્છામિ દુક્કડં કરવાનું છે.

### મિચ્છામિ દુક્કડં એટલે થઈ ગયેલી ભૂલનો પશ્ચાતાપ.
### મિચ્છામિ દુક્કડં એટલે ભવિષ્યમાં ભૂલ નહીં કરવાની પ્રતિજ્ઞા

ક્ષમાપના અને મિચ્છામિ દુક્કડં કોની જેમ ન કરવું જોઈએ અને કોની જેમ કરવું જોઈએ. તેના દૃષ્ટાંતને સાંભળી સમજીને પાપ દોષથી મુક્ત થવું જોઈએ.

### ક્ષુલ્લક અને કુંભાર

મિચ્છામિ દુક્કડં દેવું એ તો એક ધાર્મિક ક્રિયા છે. કોઈનીય સાથે મારે વૈરભાવ નથી. એ ભાવને સુચવવા માટેની ક્રિયા તે મિચ્છામિ મિદુક્કડં છે. માત્ર મુખથી બોલવા પૂરતી આ વાત નથી. આ વાતને સમજાવવા માટે ક્ષુલ્લક અને કુંભારની વાત જાણવા જેવી છે.

એક વખત કોઈ સંત પોતાના ક્ષુલ્લક-નાના શિષ્યને લઈ એક કુંભાર ને ઘેર રહ્યાં હતાં, કુંભારે માટીના વાસણો બનાવીને ચારે બાજુ એ રાખ્યા હતાં. ક્ષુલ્લક બાલ સ્વભાવમાં આવી જઈ સામે પડેલા માટીના કાચા વાસણો ઉપર કાંકરીઓ ફેંકી કાણા કરવા લાગ્યો હતો. આથી કુંભારે ક્ષુલ્લકને ઠપકો આપી, સમજાવ્યો કે આવું કામ કરીશ નહીં. "મારી ભૂલ થઈ ગઈ છે. તમો તે ભૂલની મને ક્ષમા કરો ! મારૂં પાપ મિથ્યા હો !" એમ એ ક્ષુલ્લકે કહ્યું. આથી કુંભાર શાંત થયો. થોડી વ્ર પછી પણ ફરીવાર ક્ષુલ્લકે કાંકરીઓ ફેંકી વાસણોને ફોડવાનું અને વિંધવાનું

ચાલુ જ રાખ્યું. કુંભારે બીજી વાર પણ ક્ષુલ્લકને ઠપકો આપ્યો. ક્ષુલ્લકે બીજી વાર પણ "મિચ્છામિ દુક્કડં" કહીને કુંભારને શાંત કર્યો.

કુંભાર શાંત થઈને જરા દૂર ગયો, એટલે ક્ષુલ્લકે તો પહેલાની જેમ જ વાસણો ઉપર કાંકરીઓ મારી કાણાં કરવાની રમત શરૂ કરી દીધી. કુંભારે આ જોઈ ક્ષુલ્લકને ફરીવાર ઠપકો આપ્યો. ક્ષુલ્લકે ફરીવાર કુંભાર પાસે "મિચ્છામિદુક્કડં" કર્યું. પરંતુ ક્ષુલ્લકે પોતાની રમત તો છોડી જ નહીં.

આથી પેલા કુંભારને ગુસ્સો આવ્યો. તેણે ક્ષુલ્લકને પકડયો, કાંકરા પોતાના હાથમાં લઈ ક્ષુલ્લકના કાન સાથે દબાવી કાનને ખેંચ્યો, ક્ષુલ્લકને વેદના થઈ અને બૂમો પાડવા લાગ્યો ત્યારે કુંભારે કહ્યું 'મિચ્છામિદુક્કડં' લે 'મિચ્છામિદુક્કડં' કુંભાર પણ કાન દબાવતો જાય અને મિચ્છામિદુક્કડં કરતો જતો હતો. આવા મિચ્છામિદુક્કડંથી શું લાભ થવાનો ? જેના માટે મિચ્છામિદુક્કડં લેવામાં આવે છે. તે પ્રવૃત્તિથી તો પછી મુક્ત થવું જોઈએ કે નહીં ? થઈ ગયેલી ભૂલનો પ્રશ્ચાતાપ અને ભવિષ્યમાં ભૂલ નહીં કરવાની કાળજી, એ બેના યોગથી જ 'મિચ્છામિદુક્કડં' દેવાય તો તે સફળ બને. મિચ્છામિદુક્કડં કોની માફક લેવું જોઈએ, તેના માટે શ્રીમતી મૃગાવતીની વાત સાંભળવા જેવી છે.

## શ્રી મૃગાવતીજી અને ચંદનબાળાજી

એક વાર કૌશંબી નામની નગરીમાં ભગવાન મહાવીરસ્વામી પધાર્યા હતા. તે વખતે ભવતારક ભગવંતને વંદન કરવા માટે સૂર્ય નામનો ઇંદ્ર અને ચંદ્ર નામનો ઇંદ્ર, પોતપોતાના મૂળ વિમાન સાથે ત્યાં આવ્યા હતાં. સૂર્ય અને ચંદ્ર વિમાનોના પ્રકાશથી એવું બની ગયું કે દિવસ પૂર્ણ થઈ ગયો અને રાત્રિ શરૂ થઈ ગઈ છતાં પ્રકાશ તો ફેલાયેલો જ રહ્યો. જેથી દિવસ આથમી ગયો છે, એવું જાણી શકાય તેમ ન હતું. આ સમયે મહાસતી ચંદનબાળા અને મહાસતી મૃગાવતીજી બંને ઇંદ્રોના આવ્યા પહેલા જ પ્રભુના દર્શનાર્થે આવી સમોસરણમાં જ હતાં. શ્રી મૃગાવતીજીને રાત્રિ પડી જવાની ખબર રહી નહીં એટલે તેઓ તો ત્યાં જ સમોસરણમાં હતાં. એટલામાં સૂર્ય અને ચંદ્ર બંને દર્શન કરી જેવા ચાલ્યા ગયા કે તુરત જ રાત્રિનો અંધકાર ફેલાવા લાગ્યો. શ્રીમૃગાવતીજીએ જોયું તો ચંદનબાળા ન દેખાયા. ચંદનબાળા તો પહેલાં જ ચાલ્યા ગયા હતાં. આથી તેમને ક્ષોભ થઇ ગયો. ભયભીત બનેલા મૃગાવતીજી જ્યારે ઉપાશ્રયે પહોંચ્યા, ત્યારે પ્રવર્તિની ચંદબાળાજી તો સૂઈ ગયા હતાં. તેઓ સૂર્યાસ્તના સમયને જાણી પહેલા જ સ્વસ્થાને આવી ગયા હતાં.

મૃગાવતીએ આવીને તુરત જ કહ્યું કે "ગુરૂણીજી ! મારો અપરાધ ક્ષમા કરો !" એ વખતે ચંદનબાળાએ કહ્યું કે "ભદ્રે ! કુલીન એવી તારા માટે આ યોગ્ય નથી." વિચાર

કરો કે ગુન્હો શું હતો? અનુપયોગ થયો, એટલો જ ને? ત્યાં તો અનુપયોગ થઈ જાય તેવા જ સંયોગ હતાં ને! પ્રકાશના કારણે જ ખબર ન પડી કે રાત્રિ થઈ ગઈ છે. એ સ્થાન સામાન્ય ન હતું પરંતુ ભગવાનનું સમવસરણ હતું. ભગવાનનો એવો અતિશય હોય છે કે ત્યાં બેઠેલાઓમાં કોઇને વૈર વિરોધ કે વિકાર જાગે નહીં. મૃગાવતીજી ને ખબર પડી એટલે તો તુરત પોતાને સ્થાને પહોંચી ગયા હતાં. તેને ખરેખર પોતાના અનુપયોગની ભૂલ સમજાણી છે. સાધ્વી જીવનની મર્યાદાનો ભંગ પણ ગણાય. તેથી ગુરૂણીને પોતાના અપરાધ માટે ક્ષમા કરવાનું કહ્યું. પ્રવર્તિનીએ પણ એટલું જ કહ્યું હતું કે "કુલીન! તારા માટે આ યોગ્ય નથી."

મૃગાવતીજી ગુરૂણીના પગમાં પડીને ક્ષમા માંગી રહ્યા છે કે હવે ફરીવાર આવો અપરાધ નહીં થવા દઉં. તેણે પોતાના બચાવ માટે બીજી કશીયે વાત ઉચ્ચારી નહીં ખરેખર મૃગાવતીજી તો કુલીન જ હતાં. ગુરૂણી તો વિશેષ વાત કર્યા વિના સૂઇ ગયા અને સતીજી તો ત્યાં ને ત્યાં ઉભા રહી પોતાના અપરાધનું સ્મરણ કરવા લાગ્યાં. અપરાધની માફી ન મળે ત્યાં સુધી ત્યાંથી કેમ દૂર જવાય? જુઓ! કેવી કુલીનતા છે, કેટલો વિનયગુણ છે. અપરાધને યાદ કરી સતીજી તો ખમાવતાં જ રહ્યા.

આવી વિશુધ્ધ ભાવનાએ રમતાં રમતાં મૃગાવતીજીએ તો ક્ષપક શ્રેણી માંડી અને કેવળજ્ઞાન પામી ગયા. ક્ષમાપનાના પરમ ફળને તેઓ પામી ગયા. ક્ષમાપના કરવા માટે હૃદયને ખૂબ નિર્મળ બનાવવું જોઈએ હૈયાને નમ્ર બનાવ્યા વિના ક્ષમાપના આવે નહીં. જો હૈયાને નિર્મળ ન બનાવાય તો ક્ષમાપનાનો લાભ પણ મળે નહીં. અપરાધ રહી જાય. જેથી નમ્રતાની સાથે ક્ષમાપના કરવી જ જોઈએ.

સાંભળો! આ રીતે ક્ષમાપના કરવી જોઈએ. તમારી ક્ષમાપના કેવી છે. તે તો જાણો છો ને? આ વખતે એક ઘટના ઘટે છે. જયારે ચંદનબાળાજી સુતા છે ત્યારે તેમનો એક હાથ બહાર નીચે હતો. તે તરફ એક સર્પ આવી રહ્યો હતો. મૃગાવતીજીએ નાગને આવતો જોઈ ચંદનબાળાના હાથને ઉપાડી બાજુમાં મૂકી દીધો. તુરત જ ચંદનાજી જાગી ગયા. તુરત જ તેમણે પુછયું. "કેમ! શું છે?" મૃગાવતી બાજુમાં જ ઉભા હતાં. તેમણે કહ્યું, આ બાજુથી સર્પ આવી રહ્યો હતો, જેથી આપના હાથને ત્યાંથી દૂર કર્યો."

ચંદનબાળાજી વિચારમાં પડી ગયા કે આવા ઘોર અંધકારમાં સર્પને કેમ જોયો હશે? ચંદનાજીએ પુછયું "હે ભદ્ર! તમે આવા અંધકારમાં સર્પને કેવી રીતે જોયો?" મૃગાવતીજીએ કહ્યું કે "જ્ઞાનથી જોયો." આ સાંભળી ચંદનાજી તુરત બેઠા થઇ ગયા અને પુછયું કે કેવા જ્ઞાનથી જોયો?" પ્રતિપાતી જ્ઞાનથી કે અપ્રતિપાતી જ્ઞાનથી?" સતીજીએ કહ્યું કે "અપ્રતિપાતી જ્ઞાનથી" આવી રીતે ચંદનબાળાજીએ જાણ્યું કે

મૃગાવતીજીને કેવળજ્ઞાન થયું છે. એટલે એમના અંતઃકરણમાં એવા પશ્ચાતાપની ભાવના પ્રગટી કે "મેં અનાભોગથી કેવળજ્ઞાનીની અશાતના કરી." જેથી ચંદનાજી મૃગાવતીજી સાથે ક્ષમાપના કરવા લાગ્યા. એ પણ ક્ષમાપનાના ભાવમાં એવાં ચઢી ગયા કે ત્યાં ને ત્યાં એમણે પણ ક્ષપક શ્રેણી માંડી અને કેવળજ્ઞાન ઉપાર્જ્યું.

આમ એ બંને પુણ્યાત્માઓ ઉપશમ્યા, આરાધક બન્યા અને આરાધનાના પરમ ફળને પામી ગયા. કેવળજ્ઞાનને પણ પરમ ફળ કહેવાય છે, કારણ કે તે ક્ષાયિક ગુણ છે. કેવળજ્ઞાન પ્રગટે એટલે એજ ભવે આયુષ્યને અંતે મુક્તિ સુનિશ્ચિત હોય છે. જુઓ ! કેવી ક્ષમાપના હતી. ક્ષમાપના એ ઉંચ કોટિનો ધર્મ છે. ઓછામાં ઓછા બાર મહિને સંવત્સરીએ તો સર્વજીવોની સાથે સર્વ પ્રકારે ક્ષમાપના કરી જ લેવી જોઈએ. સંવત્સરી જાય અને પ્રગટેલો કોઈ કષાય ઉપશમ્યા વિના રહી જાય તો આ જીવનું પતન થાય. સાંભળો ! કષાય કેટલો ભયંકર છે.

कोहो य माणो य अणिगहिया, माया य लोहो य पवड्ढमाणा
चत्तारि एए कसिणा कसाया, सिंचंति मूलाइं पुण भवस्स ॥ દશ.૮/૪૦

ક્રોધ અને માન અનિગ્રહિત છે. માયા અને લોભ વૃધ્ધિંગત થનારા છે. સંસારને વધારનારા આ ચાર કષાય પુનર્જન્મના મૂળનું સિંચન કરનાર છે. જો તમારે બીજો જન્મ ન જોઈતો હોય, હવે પછી પણ દુઃખો ભોગવવાની ઈચ્છા ન હોય તો કષાયનો ત્યાગ કરો. ક્રોધ એ કેવું ભયંકર પરીણામ લાવે છે. કહ્યું છે કે....

One angry moment often does what we repent for years, it works the wrong, we never make right by sorrow or tears.

ક્રોધની એક ક્ષણ ઘણી વખત એવું કરે છે કે, જેને માટે વર્ષો સુધી આપણે પશ્ચાતાપ કરવો પડે છે. ક્રોધની એ ક્ષણ એવું ખોટું કામ કરે છે પરંતુ આપણે દિલગીરી કરવાથી અગર તો આંસુ સારવાથી તેને સુધારતા નથી, એટલે ક્રોધથી સદંતર દૂર રહેવું જોઇએ.

જૈનશાસ્ત્રમાં કષાયના ચાર પ્રકાર અને તેના સોળ ભેદ બતાવ્યા છે. આ કષાયો કેવાં છે, કેટલો વખત રહે છે, તેના પરીણામો શું લાવે છે, તે બધુ આજના સંવત્સરીના દિવસે જાણી લેવું જોઈએ.

## કષાયના ચાર પ્રકાર

૧ અનંતાનુબંધી કષાય ૨ અપ્રત્યાખ્યાની કષાય ૩ પ્રત્યાખ્યાનાવરણીય કષાય ૪ સંજ્વલન કષાય.

(૧) ૧ અનંતાનુબંધી ક્રોધ–તે પર્વતની તિરાડ સમાન છે. જે જલ્દી સાંધી શકાતી નથી.
૨ અનંતાનુંબંધી માન–તે પત્થરના સ્થંભ સમાન છે. જે જલ્દી નમી શકતો નથી.

૩ અનંતાનુબંધી માયા-તે વાંસની ગાંઠ સમાન છે. જે જલ્દી ભેદી શકાતી નથી.

૪ અનંતાનુબંધી લોભ-તે કિરમીજના રંગ સમાન છે. જે જલ્દી નીકળતો નથી.

આપણો આત્મા આ કષાયમાં રમણ કરે તો નરકમાં જવું પડે. આ કષાય આપણી અંદર જીંદગી સુધી રહી શકે છે. તે આપણા સમ્યક્ત્વ ગુણનો નાશ કરે છે અને મિથ્યાત્વરૂપ અંધકારમાં રખડાવે છે. જેથી આ કષાયનો વ્હેલી તકે નાશ કરવો-ક્ષય કરવો જોઈએ.

(૨) ૧ અપ્રત્યાખ્યાની ક્રોધ-તે તળાવમાં તિરાડ સમાન છે.

૨ અપ્રત્યાખ્યાની માન-તે હાડકાનાં સ્થંભ સમાન છે.

૩ અપ્રત્યાખ્યાની માયા-તે ઘેટાંના શીંગ સમાન છે.

૪ અપ્રત્યાખ્યાની લોભ-તે નગરના કર્દમ-કાદવ સમાન છે.

આપણો આત્મા આ કષાયમાં રમણ કરે તો આપણે તિર્યંચ ગતિમાં જવું પડે છે. આ કષાય આપણી અંદર એક વર્ષ સુધી રહી શકે છે. તે આપણાં દેશ વિરતિ ચારિત્રની ઘાત કરે છે. વ્રતધારી કે શ્રાવકપણાના ગુણ પ્રકટ થવા ન દે. આ કષાયનો પણ ક્ષય કરી સૌએ વ્રતધારી બની ચારિત્ર ધર્મની ઉપાસના કરવી જોઈએ.

(૩) ૧. પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ-તે રેતીમાં લીટી સમાન છે.

૨. પ્રત્યાખ્યાનાવરણીય માન-તે લાકડાના સ્થંભ સમાન છે.

૩. પ્રત્યાખ્યાનાવરણીય માયા-તે ગોમુત્રિકા સમાન છે.

૪. પ્રત્યાખ્યાનાવરણીય લોભ-તે ગાડાના ખંજન સમાન છે.

આપણો આત્મા આ કષાયમાં રમણ કરે તો મનુષ્યગતીમાં જવું પડે છે. આ કષાય ચાર મહિના સુધી આપણી અંદર રહી શકે છે. તે આપણાં સર્વ-વિરતિ ચારિત્રનો-સાધુતાનો ઘાત નાશ કરે છે. ચારિત્રના ભાવ ઉદયમાં આવવા દે નહીં. આ કષાયનો પણ આપણે ક્ષય કરી શુદ્ધ સાધુતાનું પાલન કરવું જોઈએ. ચારિત્ર ધર્મની આરાધના વડે મુક્તિ થાય છે. **ચારિત્ર એ મુક્તિનું મંગલ સાધન છે.**

(૪) ૧. સંજ્વલન ક્રોધ-તે પાણીમાં લીટી સમાન છે. જેને દૂર કરવો સહજ છે.

૨. સંજ્વલન માન-તે નેતરના સ્થંભ સમાન છે. જેને નમાવવો સહજ છે.

૩. સંજ્વલન માયા-તે વાંસની છોઈ સમાન છે. જેને સીધી કરવી સહજ છે.

૪. સંજ્વલન લોભ-તે પતંગના રંગ જેવો છે. જેને સાફ કરવો સહજ છે.

આપણો આત્મા આ કષાયમાં રમણ કરે તો આપણે દેવગતિમાં જવું પડે છે. આ કષાય આપણી અંદર પંદર દિવસ સુધી રહે છે. તે આપણને કેવળજ્ઞાન પ્રગટ

થવા દેતું નથી. આ કષાયને પણ ક્ષય થાય, તેવો અવસ્થાને મેળવવા આપણે સૌએ સદા પ્રયત્નશીલ રહેવું જોઈએ. આપણો આત્મા કેવળજ્ઞાન પ્રાપ્ત કરી જલ્દી મોક્ષગતિને પ્રાપ્ત કરે, તેવી સાધના, આરાધના કે પ્રભાવના કરવી જોઈએ.

અનંતાભવના અનુબંધો કરાવે એવો અનંતાનુબંધી કષાય આપણે અનંતકાળ સુધી સાચવી રાખ્યો હતો. હવે આ મનુષ્ય જીવનમાં આવા પરીણામો ન આવે, તેનો સદા ઉપયોગ રાખવો જોઈએ.

કદાચ છદ્મસ્થ જીવનમાં કયારેક આવી કષાયનું નિમિત્ત આવે તો તુરત આત્માને દોષીત થતો અટકાવી લેવો જોઈએ. કોઈના દોષ જોઈને આપણે કષાય ન કરવો જોઈએ. કોઈ માટે ગાંઠ વાળીને બેસી રહેવું ન જોઈએ. આજે સંવત્સરીનો દિવસ છે તે ગાંઠો બાંધવા માટે નથી આવ્યો. પરંતુ ખોલવા માટે આવ્યો છે. સંવત્સરી પર્વ કર્મબોજને વધારવા માટે નહીં, પરંતુ કર્મબોજને ઉતારવા માટે છે. આજના સંવત્સરીના મહામંગલ દિવસે તમે સૌ અનંતાનુબંધી કષાયમાંથી આત્માને મુક્ત બનાવવાનો સફળ પ્રયોગ કરો. બપોરના આલોચના અને સાંજે પ્રતિક્રમણ કરી દોષમુક્ત બનશો એજ કામના.



## ૪૯

# ધર્મની બહુરૂપતા

(ભાદરવા સુદ ૭ તા. ૩૧-૮-૧૯૭૬ મંગળવાર)

(**સમુહ ક્ષમાપના** શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘ સંઘાણી એસ્ટેટ અને શ્વેતાંબર વ. સ્થાકવાસી જૈન શ્રાવક સંઘ સંઘાણી એસ્ટેટ ઘાટકોપરના સમુહ ક્ષમાપના આયોજન પ્રસંગે બંને સંઘોના પૂજ્ય મુનિરાજો એ પ્રવચન ફરમાવેલ હતું.)

આજે બે સંઘોના સમુહ ક્ષમાપન નો મંગળ દિવસ છે. તમો બંનેના સંઘ જુદા છે. બંનેના સંપ્રદાયો જુદા છે. ગચ્છ અને પરંપરા પણ જુદી છે. છતાં બંનેના જૈનધર્મ એક છે. આપણા શાસનપતિ ભગવાન મહાવીર પણ એક જ છે. જૈનધર્મના સર્વે સંપ્રદાયો ભગવાન મહાવીરની વાણી ઉપર પરમ શ્રધ્ધા કરે છે.

આજનું દૃશ્ય જોઈ કેટલાકને આશ્ચર્ય થતું હશે કે આ બંને જુદી જુદી પાટો ઉપર સાધુ સંતો શા માટે ભેગા થયા હશે? તમારી શંકાનું સમાધાન થઈ જશે. અમો બંને અમારી સંપ્રદાયની જુદી જુદી આચાર સંહિતાનું પાલન કરનારા સંતો છીએ. અમારી સમાચારી પણ ભિન્ન ભિન્ન છે.

આપણે બે દિવસ પૂર્વે જ સંવત્સરી મહાપર્વ ઉજવ્યું છે. સંવત્સરીનો સંદેશ છે ક્ષમાપના હે જીવ! તું સર્વ જીવો સાથે ક્ષમાપના કરીલે. આજે આપણે સૌ આ પરમ ઉદ્દેશને લક્ષ્યમા રાખી ભેગા થયા છીએ. જૈનધર્મની ચાર મહાશાખાઓ છે. ૧ શ્વે. સ્થાનકવાસી જૈનો ૨ શ્વે. તેરાપંથી જૈનો ૩. શ્વે મૂર્તિપૂજક જૈનો ૪. દિગબંર જૈનો આ ચારે શાખાઓમાં પણ અવાંતર બીજી શાખા અને પ્રશાખાઓ પણ છે. જેને આપણે ગચ્છ અને સંપ્રદાયના નામે ઓળખીએ છીએ. આપણી ચારે શાખાઓમાં તો સંપ અને સંગઠન નથી પરંતુ પોતપોતાની શાખાઓમાં પણ જોઇએ તેવું ઐક્યતાનું વાતાવરણ નથી. સૌની શાખાના દેવ તરીકે તો વીતરાગ જીનેશ્વર તીર્થંકર ભગવાન મહાવીર જ દેવાધિદેવ રૂપે ગણાય છે. સૌને ત્યાં ગુરૂ તરીકે પોતપોતાના ગચ્છના આચાર્યશ્રીઓ તેમજ મુનિરાજો ગણાય છે. ધર્મ તરીકે પણ સૌએ કેવલી પ્રરૂપીત જૈનધર્મને જ સ્વીકારેલો છે. છતાં આપસી રાગ-દ્વેષ ના કારણે જેટલો સંપ અને ઐક્યતા જોઈએ તેટલી દેખાતી નથી. નાની નાની વાતોના નિમિત્ત કારણે આપણા ધર્મમાં ઘણાં ક્લેષ અને કંકાશ વધી ગયા છે. પહાડના ઝગડા, મંદીરના ઝગડા, મૂર્તિના ઝગડા, ધર્મશાળાના અને ઉપાશ્રયોના ઝગડા, તીર્થોના ઝગડા, સંપત્તિના ઝગડા, તિથિઓના ઝગડા, પર્વોના ઝગડા, આચાર અને વિચારના પણ ઝગડા.

આ સર્વે ઝગડાઓનું મૂળ કારણ આપસી રાગ અને દ્વેષ છે. મારૂં છોડું નહીં તે રાગ, તમારૂં સ્વીકારૂં નહીં તે દ્વેષ. આવો રાગ-દ્વેષથી ભરેલો છે આપણો જૈન સમાજ. જૈન સંતોના ત્યાગની વાત કોઈ સાંભળે તો આશ્ચર્ય થયા વગર રહે નહીં. તેમની અહિંસા, સંયમ અને તપ ધર્મની અનુપાલનાના તોલે કોઈ ઉભો રહી શકે નહીં. કેટલો મોટો ત્યાગ છે.

પંચ મહાવ્રતોનું પાલન, રાત્રિભોજનનો ત્યાગ, પાદવિહાર અને ભિક્ષાચરી. ચાલ્યા જાવ દુનિયાના છેડે, તમોને આ મહાત્યાગી ધર્મનું દર્શન બીજે ક્યાંયે નહીં થાય. તમારા મુનિઓ પાસે કેવી અહિંસા? કેવો અપરિગ્રહ? કેવી અનેકાંતતા રહેલી છે? છતાં ક્લેષ અને દ્વેષ જતાં જ નથી.

આજથી ૨૫ વર્ષ પૂર્વે પૂજ્ય તપસ્વી શ્રી જગજીવનજી મ. સા. તથા પંડીત રત્ન બા. બ્ર. શ્રી જયંતિલાલજી મ. સા. ઠા. બેએ પૂર્વ ભારતમાં પ્રવેશ કર્યો હતો. સં. ૨૦૦૮ના કલકત્તાના પ્રથમ ચાતુર્માસમાં ત્યાંના મુખ્ય પ્રધાન પી. સી. રોય આપણા પોલોક સ્ટ્રીટના ઉપાશ્રયમાં પૂજ્ય ગુરૂદેવોના દર્શનાર્થે આવ્યા હતાં. તે સમયનો વાર્તાલાપ જાણવા જેવો છે.

પી. સી. રોય શું કહે છે તે સાંભળો. "તમારા જેવા જૈન ધર્મના તપસ્વી

સંતો અમારી બંગાલ ભૂમિમાં પધાર્યા છે. તેનો અમને અપૂર્વ હર્ષ અને ગૌરવ છે. જૈન ધર્મ તો અમારા બંગાળ દેશની મૂળ સરિતા છે. એક સમયે લાખો જૈનો બંગાલમાં હતાં. ૨૦ તીર્થંકરોની સાધના ભૂમિ બિહાર અને બંગાલ છે. અમારા કમનશીબે આજે અમારી આ ધરતી ઉપર જૈન સંતો રહ્યા નહીં. અનેક વર્ષો પછી આપ પધાર્યા છો. જેથી અમારી ભૂમિ પાવન બની છે. અમો આપના દર્શન કરી પવિત્ર બનીએ છીએ. અમો તમારૂં દિલથી સ્વાગત કરીએ છીએ. આપ જેવા મહાસંતોના દર્શનથી હું ખૂબજ ખૂશી થયો છું. મને ઘણો જ સંતોષ થાય છે."

તપસ્વીજી હું આપની પાસે એક પ્રશ્ન લઈને આવ્યો છું. જરૂર મારૂં સમાધાન કરશોજી. ગુરૂદેવ પુછે છે કે તમારો શું પ્રશ્ન છે? જરૂર કહો.

પી. સી. રોય એટલે પ્રફુલ્લચંદ્ર રોય શું કહે છે તે સાંભળો. ગુરૂદેવ! હું કહેવા માંગુ છું કે જેના દેવ તીર્થંકર જેવા વીતરાગી છે. જેના ધર્મગુરૂઓ આપ જેવા મહાત્યાગી અને તપસ્વી છે. જેનો ધર્મ પરમ અહિંસક અને આદર્શવાદી છે. છતાં જૈનોમાં રાગ દ્વેષ આટલા બધા કેમ છે? જૈન ધર્મના ગુરૂઓ મહા ત્યાગી છે પરંતુ તેમના ઉપાસકો ગૃહસ્થો આટલા બધા પરિગ્રહી કેમ છે?

પૂજ્ય ગુરૂદેવ પરમ દાર્શનિક શ્રી જયંતિલાલજી મ. સા. એ ઘણી જ સુંદરતાથી તેમનું સમાધાન કર્યું. તમારૂં સમાધાન ક્યારે થશે. ભલે આપણે આ કાળમાં વીતરાગી ન બની શકીએ, છતાં કષાયોને મંદ અને પાતળા જરૂર પાડી શકીએ. કદાચ સૌની પરંપરાએ મતભેદ હોઇ શકે પરંતુ મન ભેદ તો ન રાખવા જોઈએ.

સંવત્સરીને દિવસે ૮૪ લાખ જીવોને ક્ષમા આપવા તૈયાર થઈ જવાય છે. પરંતુ તમારા ઘરમાં સૌની સાથે ક્ષમાપના કેવી થાય છે? સંઘ સંઘના મિલન પછી સંવત્સરી નિમિતે એક બીજાને પ્રેમ ભાવના ન પ્રગટે તો ઉજવણી માત્ર મેળા જેવી જ ગણાશે. જૈનોએ હવે વેરઝેરને છોડી સાચી રીતે ભેટતાં શીખવું જોઈએ. કેટકેટલા તપ કર્યા. કેટલી સાધનાઓ કરી. છતાં સંવત્સરીની ઉજવણીમાં વેર ત્યાગ, કષાય ત્યાગ ન થાય તો સંવત્સરીનો લાભ શું? આ તો માત્ર નાટકીય વાતાવરણ જ ગણાશે.

જે દેવ-ગુરૂ-ધર્મનો સ્વીકાર કર્યો છે. તેમનામાં પાંચ ટકા તો શ્રધ્ધા રાખો. તેમના આદેશો, સદ્બોધ, પ્રેરણાઓને જીવનમાં ઉતારવાનો થોડે અંશે પણ પ્રયત્ન કરવો જ જોઈએ. ભગવાન મહાવીરની કેટલી ઉદારતા? તેમની કેટલી સહન શીલતા? તેમની અનંતી ક્ષમાનું દર્શન તો કરો. વીરની અનંતી ક્ષમામાંથી થોડી તો મેળવી રાખો. ખોટા મતભેદો ઉભા કરી સમાજને છિન્નભિન્ન ન કરશો. સત્યનું સંશોધન કરશો.

Let this be your motto that what is truth is mine. સાચું તે મારું એ જ તમારો સિધ્ધાંત હોવો જોઈએ. આજે આપણે સમુહ ક્ષમાપનાના પ્રસંગે પ્રભુ મહાવીરની ક્ષમાનું દર્શન કરીએ. ભગવાન મહાવીર સાધના કાળમાં વિચરતાં વિચરતાં એક વાર એક ભયંકર અટવિ તરફ પધારી રહ્યા હતાં. આજુબાજુના ગ્રામ નિવાસીઓ ઝુંપડીમાંથી બહાર નીકળતાં મહાત્યાગી પ્રભુ વીરને અટવિ તરફ જતાં જુએ છે. તે લોકોએ કરૂણા મૂર્તિને હાથ જોડીને વિનંતિ કરેલી, બાબાજી! તમને પાય વંદન કરીએ છીએ. બાબાજી! આ બાજુ આવો! અમારા આંગણાને પાવન કરો! જુઓ! ગરીબ ગ્રામવાસીઓમાં સંતો પ્રત્યે કેટલો વિનય છે અને કેવી નિર્મળ ભક્તિ છે? પ્રભુ તો જે રસ્તે જતાં હતાં ત્યાં જ ઉભા રહી ગયા. લોકો દોડીને ત્યાં ગયા અને કહેવા લાગ્યા.

જાશો માં પ્રભુ પંથ વિકટ છે, ઝેર ભર્યો એક નાગ નિકટ છે.
હાથ જોડીને વિનવે વીરને, લોક બધા ભય પામી. મહા૦
વિષ ભરીને વિષધર સુતો, ચંડકોશીયો નામી.
મહા ભયંકર એ મારગમાં, વિચરે મહાવીરસ્વામી.૦

"અરે બાબાજી! આ જંગલમાં ન જશો. આ અટવિ ઘણી વિકટ છે. તેની નિકટમાં એક સર્પ વસે છે. તે સર્પ મહા ભયંકર છે. તે ઘણો ઝેરીલો સર્પ છે. તેની આંખમાં પણ ઝેર છે. તે કોઈને છોડતો નથી. જેની ઉપર તેની દ્રષ્ટિ ગઈ એટલે સમજો તે સદાને માટે ગયો. અત્યાર સુધીમાં જે જે લોકો અને પ્રાણીઓ આ અટવિમાં ગયા છે, તે ફરી પાછા આવ્યા જ નથી. અરે! તેણે તો આકાશમાં ઉડતાં નિર્દોષ પક્ષીઓને પણ છોડયા નથી. પ્રભુ! તે તો મહા ભયંકર સર્પ છે. તેનું નામ છે ચંડકૌશીક સર્પ. આપ જેવા મહાપુરૂષોને પણ તે છોડશે નહીં. જેથી હે પ્રભુ! તે બાજુ ન જશો."

તમે સાંભળ્યું ને? તે સર્પનુ શું નામ છે! દ્રષ્ટિ વિષધર સર્પ. આ સર્પની દ્રષ્ટિમાં પણ ઝેર ભર્યું છે. ઝેર કોની કોની પાસે હોય છે અને તેઓ ઝેર કયાં રાખે છે, તે તમો જાણો છો?

"ત્યારે સાંભળો! ઝેર માટે શું કહ્યું છે? વીંછીના પુછમાં ઝેર હોય છે. માખીના મસ્તકમાં ઝેર હોય છે. સર્પની દાઢમાં ઝેર હોય છે અને દુર્જન પુરૂષના સર્વ અંગોમાં ઝેર હોય છે."

આ ચંડકૌશીક સર્પ કેવો ઝેરીલો છે કે કોઈ ઉપર દ્રષ્ટિ પડી કે તુરત બળીને રાખ થઈ જાય. તમો વ્યવહારમાં પણ કહો છો ને કે અમુકની દ્રષ્ટિ ભારે છે. કોઈ ઝેરીલા હોય છે. આપણા સમાજમાં ઈર્ષાનું ઝેર ઘણું મોટું છે. આ ઝેર પણ ભયંકર

ગણાય છે. પ્રભુએ પેલા લોકોની વાત સાંભળી તો ખરી, પરંતુ પ્રભુ દુઃખનું નિમિત્ત જાણી ગભરાણા નહીં તેમજ ભયભીત પણ થયા નહીં, કારણ કે પ્રભુ તો નિર્ભય છે. સૌના પ્રતિ અભયની ભાવના રાખનારા પુરૂષ છે. ખરેખર તેઓ તો કરૂણાની મૂર્તિ હતાં. પ્રભુ તો અટવિમાં નિર્ભય રીતે પ્રવેશી ગયા. કયાં સુધી ગયા ? જ્યાં ચંડકૌશીકને રહેવાનું સ્થળ હતું. ત્યાં સુધી પધાર્યા. સર્પનું ઘર રાફડો હોય છે. પ્રભુ તો રાફડા પાસે જઈને ધ્યાનમાં ઉભા રહી ગયા. પેલા લોકો તો બાબાજીને અટવિમાં જતા જોઈ દુઃખી દુઃખી થઈ ગયા. પરંતુ તે લોકોને કયાં ખબર છે કે આ બાબાજી તો સૌ દુઃખ દૂર કરવા જઈ રહ્યા છે. પ્રભુ તો ધ્યાનસ્થ બની સમાધિમાં લાગી ગયા છે. ચંડકૌશીક દરમાં બેઠો છે. તેને હવે પ્રભુનું નિમિત્ત કેવું મળે છે તે સાંભળો.

**આવી ગંધ જયાં માનવ કેરી, ડંખ દીધો ત્યાં થઇને વેરી,**
**હિંસા અને અહિંસા વચ્ચે, લડાઈ ભીષણ જામી. મહા૦**

પ્રભુના પવિત્ર દેહમાંથી સુગંધ આવી રહી હતી. સર્પ તે સુગંધથી આકર્ષાયો અને દરમાંથી બહાર આવ્યો. સર્પની સામે આજે એક અદ્ભુત યોગિ ઉભા હતાં. સુશાંત સમાધિસ્થ તેજસ્વી કાયાની સામે સર્પે ઝેર ભરી દષ્ટિ ફેંકી પરંતુ પ્રભુને કશીએ અસર ન થઈ. પ્રભુ તો પ્રસન્ન ચિત્ત અને અનિમેષ દૃષ્ટિએ ઉભા હતાં. ચંડકૌશીક સર્પ જાણે પરાજીત થયો હોય અને વિજય કામનાના આવેશમાં તેણે પ્રભુના ચરણમાં ઝેરીલો ડંખ દીધો.

કવિની વિચારધારામાં બંનેનું સુંદર ભાવવાહી ચિત્ર ખેંચવામાં આવ્યું છે. આ બાજુ સર્પ હિંસક પ્રયોગ કરી રહ્યો છે અને પ્રભુ અહિંસાની ભાવનામાં સ્થિર છે. સર્પ સૌને મારવા ઈચ્છે છે ત્યારે પ્રભુ સૌના પ્રતિ જીવો અને જીવવાદોની કામના કરે છે. આજે તો બંનેની દૃષ્ટિ, કામના અને ભાવનામાં ઘણું જ અંતર છે. હિંસા અને અહિંસાના સંઘર્ષમાં વિજય કોનો થાય છે તેનો આપણે જ નિર્ણય કરવાનો રહે છે.

**દુધ વહ્યું જ્યાં પ્રભુને ચરણે, ચંડકોશીયો આવ્યો શરણે,**
**કંઈક સમજ તું કંઈક સમજ, એમ કહે કરૂણા આણી. મહા૦**

સર્પના ઝેરીલા ડંખને પ્રભુએ સમતાપૂર્વક સહન કર્યો અને બદલામાં અમૃત જેવું દુધ આપ્યું. દુધનું પાન કરતાં સર્પ જાણે પ્રભુના શરણે થયો હોય તેમ લાગ્યું. પ્રભુને સર્પ માટે કરૂણા પ્રગટી, અંતર અનુકંપાથી છલકાઈ ગયું, કંઈક સમજાવવાનું મન થયું. પ્રભુએ હિતબુધ્ધિએ તેને સમજાવ્યો. હે ચંડ ! આવી અજ્ઞાનતા કયાં સુધી રાખીશ. તારા જીવે કેટલી હિંસા કરી છે ? તેના ફળ તારે નહીં ભોગવવા પડે ?

કંઈક સમજ તો સારૂં ! જેમ તને જીવવું ગમે છે તેમ સૌ જીવોને પણ જીવવું ગમે છે. તને મરવું નથી ગમતું તેમ બીજા જીવોને પણ મરવું નથી ગમતું. તું શા માટે બીજાના પ્રાણ લે છે ? તારી આ અવિવેક પ્રવૃત્તિથી કેટલા જીવો દુઃખી થયા છે, તેનો તે કયારેય પણ વિચાર કર્યો છે ? હવે કંઈક સમજી જા તો વધારે સારૂં !

**વેરથી વેર શમે નહિ જગમાં, પ્રેમથી પ્રેમ વધે જીવનમાં,**
**પ્રેમ ધર્મનો પરિચય પામી, નાગ રહ્યો શીર નામી. મહા.**

ચંડકૌશીકને પ્રભુ સમજાવે છે કે વેરથી વેર શમતું નથી પરંતુ વેરમાં વધારો થાય છે. અગ્નિમાં ઇંધન નાખવાથી અગ્નિ કયારેય પણ શાંત થતી નથી, તેવી રીતે વેર પણ એક પ્રકારની અગ્નિ છે. આ વેર અગ્નિને શાંત કરવા વેર નહીં પરંતુ પ્રેમરૂપી પાણીની જરૂર છે. પ્રભુએ સર્પને પ્રેમ ધર્મનો પરિચય કરાવ્યો. સર્પ પ્રભુની પવિત્ર વાણીને ઉપયોગ પૂર્વક સાંભળતો હતો. સર્પને જાતિ સ્મરણ જ્ઞાન પ્રગટયું. તે શાંત થયો. સાચી સમજણ થઈ આવી. તેણે હવે નવા પાપ નહીં કરવા માટે પ્રભુને ચરણે જાણે પાપના સોગન લેતો હોય તે રીતે મસ્તક ઝુકાવી દીધું.

પર્યુષણના દિવસો તો ગયા. હવે કોઈની સાથે વેર ન રહેવા જોઈએ. વેર છોડી પ્રેમ કરજો. તમો સાંભળ્યું ને ? ચંડકૌશીક જેવા ઝેરીલા સર્પને પ્રભુએ કઈ રીતે વશ કર્યો ? પ્રભુ પાસે કયો મંત્ર હતો ? પ્રભુએ કઈ કળાથી તેને જીતી લીધો ? કંઈક જવાબ તો દો ? મુખની પ્રસન્નતા, અંતરની કરૂણા અને પ્રેમભર્યા શબ્દોથી બીજાને પોતાના બનાવી શકાય છે. ચંડકૌશીકે પ્રભુ વીરની વાણીથી વિષનું વમન કર્યું અને અમૃતનું પાન કર્યું હવે તે સર્પ શમી ગયો. સૌને ગમી જાય તેવો થઈ ગયો. તેણે આખા ભવની ભૂલ સુધારી લીધી. વિષની જગ્યાએ હવે અમૃત વ્યાપ્યું. બહારના આચાર ધર્મને હવે તમો સૌ પણ આજે ક્ષમાપના દિને અંતર આત્મા સુધી પહોંચાડજો. પ્રકૃતિને સંયમમાં રાખી આત્માને પરમ ઉત્કર્ષના માર્ગે લઈ જજો કહ્યું છે કે.

Remember that Self-control, self Sacrifice, self-confidence, Self-reliance are the chief qualities for a men to be great.

યાદ રાખો કે આત્મસંયમ, આત્મભોગ, આત્મશ્રધ્ધા અને આત્મવિશ્વાસ એ આત્માને ઉચ્ચ કક્ષામાં મુકવા માટેના મુખ્ય ગુણો (સાધનો) છે.

ચંડકૌશીક તો જંગલનું ઝેરી પ્રાણી હતું છતાં મહાવીરના વચનોને વધાવી જીવન પરિવર્તન કરવા નત મસ્તક બની તૈયાર થઈ ગયો. તમો તો મુંબઈના બુધ્ધિશાળી માનવો છો, તેથી તમો હવે વેર વમન અને ઝેર વમન કયારે કરશો ?

સમુહ ક્ષમાપના દિવસે હવે અંતરના રાગ-દ્વેષ, વેર-ઝેરને ભૂલી જઈ આપસમાં સાચી પ્રેમભરી મિત્રતાને કેળવી લેજો.

જૈન ધર્મના ક્ષમાપના જેવા મહામંગળ ધર્મસંદેશને સાંભળી તેનો પાવર ઓછામાં ઓછો એક વર્ષ સુધી તો રાખશો ને ? ઘેર ગયા એટલે ભૂલી ગયા જેવું તો નહીં કરો ને ? છેવટે પ્રભુએ સર્પને પ્રેમનું પાન કરાવી ત્યાંથી વિદાય લીધી અને સર્પ પ્રેમ ધર્મનો સ્વીકાર કરી નવા પાપ કર્મ ન કરવા માટે પોતાની ઝેરીલી દૃષ્ટિને બીલમાં રાખી સદાને માટે સમતા ભાવમાં લાગી ગયો. ચંડકૌશીક આ અજ્ઞાનભરી પાપ પ્રવૃત્તિથી આજે અઢીહજાર વર્ષ થયા નિંદાઈ રહ્યો છે. માણસ આજે કેટલા પાપ કર્મ કરે છે. જો તેની જગતને ખબર પડી જાય તો તે કેટલા વર્ષો સુધી નિંદાને પાત્ર બની જાય. સૌ લોકો પોતપોતાના પાપનો વિચાર કરી લેજો. આ દુનિયામાં જેટલા પાપ પશુઓ અને પ્રાણીઓએ નથી કર્યા, તેના કરતાં અનંત ગણાં પાપ માનવે કર્યા છે. તમે પણ સર્પની જેમ હવે સુધરવાનો પ્રયત્ન કરી લેજો.

મહાવીરે ચંડકૌશીક જેવા પાપીને ધિક્કાર્યો નહીં પરંતુ તેની સાથે પ્રેમનો સંબંધ જોડી તેને તારી દીધો. તમો પણ સૌની સાથે પ્રેમ કરજો. કોઈને ધિક્કારશો નહીં. કવિએ કહ્યું છે ને...

### માનવતા

પાપીને તું પ્યાર કરી લે, પાપીનો ઉદ્ધાર થશે
તારા નામે ધર્મ તણો, દુનિયામાં જયજયકાર થશે. પાપી,

ધર્મ કહે છે આ ધરતી પર, જીવ બધાનો સરખો છે
ઉંચા નીચા કર્મ ભલે હો, આતમ સૌનો સરખો છે
મુક્તિનો અધિકાર જગતમાં, સૌ પ્રાણીનો સરખો છે
સરખા સૌને તું સમજી લે, સૌની ઉપર પ્યાર થશે. તારા.

પત્થરને પણ ઘાટ ઘડી તું, દેવ તણો આકાર ધરે
પાવન એનું રૂપ ખીલવવા, મંત્રોનો ઉચ્ચાર કરે
પત્થરથી શું માનવ ભૂંડો ? એનો કાં ધિક્કાર કરે ?
ઝેર જશે જો આંખોમાંથી, અમૃતનો સંચાર થશે. તારા.

હેત ભર્યા જે તુજ હૈયામાં, એની ઉપર ઢોળી દે
કરૂણાની પાવક ધારામાં, એનાં પાપ ઝબોળી દે
બંધ થયા જે ચક્ષુ એનાં, હળવે રહીને ખોલી દે
એનો પણ ઉદ્ધાર થશેને, તારો પણ ઉદ્ધાર થશે. તારા.

કેવું સુંદર ભજન છે. તેમાં કેટલો ઉપદેશ ભર્યો છે. આ ક્ષમાપના પર્વ પાપીને ધિક્કારવા માટે નથી. તેને પુણ્યશાળી બનાવવા માટે છે. જૈનોએ દૃષ્ટિના ઝેર ઉતારી આપસી પ્રેમના સંબંધ જોડવા જોઈએ. સંપ સંગઠન અને ઐકયતાને અપનાવી, જૈન શાસનની થતી અવહેલણાંને નિવારો. દરેક સંપ્રદાયોમાં બે ત્રણ વાતનો ફરક હોય. તેને વચ્ચે લાવીને સંઘર્ષ ન કરો. કેટલા વર્ષો સુધી લડશો. આપણે તો અનેકાંતના પુજારી છીએ, આવા અતિ મૂલ્ય વંત સિધ્ધાંતનો સદુપયોગ કરવો જોઈએ.

એકવાર એક જૈનધર્મની સભાના આયોજનમાં એક જૈનેત્તર વિદ્વાને અનેકાંતવાદ સ્યાદ્વાદ સિધ્ધાંત ઉપર સારૂં કહ્યું હતું. સાંભળો! અનેકાંતવાદ એ ભગવાન મહાવીરની દેન છે. જૈનોના ઘરમાં સમાધાન માટે ઉંચામાં ઉંચી ચાવી (સાધન) અનેકાંતવાદ છે. છતાં જૈનો તેનો ઉપયોગ કરતાં નથી અને આપસી ક્લેષ અને ઝઘડાંનો વધારો કરતાં રહે છે. આ વાત સામાન્ય નથી. ખરેખર શરમ ઉપજાવે તેવી વાત છે. આપણે આવા ઉત્તમ સિધ્ધાંતનો વ્યવહારમાં પણ ઉપયોગ કરીએ તો ઘણાં પ્રશ્નોનું સમાધાન થઈ જાય.

મુંબઈમાં અનેક ફળો જોવા મળે છે. તમે નારંગી નામનુ ફળ જરૂર જોયું હશે? જોયું છે કે ખાધું પણ છે. તેનો રંગ કેવો હોય? કેસરી હોય છે. નારંગીની અંદર શું હોય છે? તેમાં તેનો મીઠો રસ હોય છે. રસનું રક્ષણ કોણ કરે છે? ઉપરની જાડી છાલ તેનું રક્ષણ કરે છે. આ જાડી છાલને જ્યારે ઉતારવામાં આવે ત્યાર પછી અંદરથી સફેદ પડવાળી અલગ અલગ પેસીઓનો દડો નીકળે છે. બરાબર વાત છે ને? હાં. મહારાજ સાહેબ! હવે એક એક પેસીને અલગ કરીને, તેના ઉપરથી સફેદ પડ ઉતારી લેવામાં આવે તો અંદરથી રસની ભરેલી નાની નાની કળીઓ નીકળે છે. જેમાં મીઠો રસ ભરેલો છે.

હવે વિચાર કરો કે રસને જાળવી રાખવા માટે કેટલા કવર અને કેવી છાલ વગેરેની કરામત છે. છાલ બરાબર રહે તો રસને વાંધો આવતો નથી. કિંમત છાલની નથી તે તો તમો પણ સમજો છો ને? શાની કિંમત છે? કિંમત છે રસની. ધર્મ છે તે મીઠા રસ સમાન છે. તેના ઉપર કળી, પેસી, પડ અને છાલ તે ગચ્છ, સંપ્રદાય અને પરંપરાના આધાર છે. આ બધાની કિંમત ત્યારે જ છે કે જો અંદર મીઠા રસ સમાન સત્ય ધર્મ હોય તો, આજે તો ધર્મની સત્યતા ને એક બાજુ રાખી બહારના પડ અને છાલરૂપ ગચ્છ, વાડા અને પરંપરાને મુખ્ય ગણવામાં આવે છે. તેના માટે જ મતભેદ મનભેદ અને ક્લેષ થયાજ કરે છે. સાચા ધર્મનું રક્ષણ કરવા માટે એકબીજાના સહકારને સાધો દૂર દૂર રહીને દ્વેષ ન રાખો. નિકટ આવીને

સાચી વાતને સમજવાનો પ્રયાસ કરો. જૈનત્વના સંબંધે વાત્સલ્ય પ્રગટ કરો. આત્મધર્મ અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે યોગ્ય સાધના, આરાધના અને પ્રભાવનામાં લાગી જાઓ. આ દરેક વાતનો વિચાર કરવામાં આવશે તો જૈનોનો અભ્યુદય હવે વધારે દૂર નથી.

આજના સમુહ ક્ષમાપના દિને બંને શ્રી સંઘોના વિશાળ સમુદાય સામે વધારે શું કહું ? એક શાયરે કહ્યું છે.

**કરૂં હું શત્રુતા કોની સાથે ?**
**જ્યાં કોઈ મુજ દુશ્મન નથી,**
**મહોબ્બત ભરી છે એટલી દિલમાં**
**કે અદાવતને ત્યાં સ્થાન નથી.**

બસ, એજ કે સૌમાં આ ભાવના પ્રગટી રહો !!!



## ૫૦

# આવશ્યકની આવશ્યકતા

(ભાદરવા સુદ ૮ તા. ૧-૯-૧૯૭૬ બુધવાર)

માનવ પ્રવૃત્તિ શીલ પ્રાણી છે. જો તે વિવેક પૂર્વક સદ્પ્રવૃત્તિ કરે તો જીવનને ધન્ય બનાવી શકે છે. માનવ જીવન એ એક Factory ફેક્ટરી જેવું જીવન છે. દિનભર પ્રવૃત્તિ ચાલતી રહે છે. પ્રવૃત્તિના અંતે આરામના સમયે સૌએ રોજ વિચારવું જોઈએ.

**રાત્રે રોજ વિચારો, આજ કમાયા શું વળી રે.**

સવારથી સાંજ સુધી આ જીવે શું શું પ્રવૃત્તિ કરી છે. તેનો અવશ્ય વિચાર કરવો જોઈએ.

કરવા જેવું કર્યું કે ન કરવા જેવું પણ કર્યું ?

પાપ કર્યું કે પુણ્ય ઉપાર્જન પણ કર્યું ?

દિન ચર્યા આશ્રવમાં ગઈ કે સંવરમાં ગઈ ?

આજનો દિન કર્મબંધનમાં ગયો કે કર્મ નિર્જરામાં ગયો ? મારૂં મન મુક્તિ માર્ગનું કારણ બન્યું કે અનંત સંસારના વૃદ્ધિનું નિમિત્ત બની ગયું ?

આવા આવા સમ્યગ્ વિચારો કરવા જોઈએ. જીંદગીના કિંમતી દિવસો નકામા ન જાય તેવી પ્રવૃત્તિ કરી લેવી જોઈએ. માનવ જીવનની પળેપળ કિંમતી છે. કહ્યું પણ છે કે–

Biggest room in tne world is the room for self improvement

તમારા અવકાશનો સદુપયોગ જો કોઈપણ વસ્તુ માટે હોય તો તે તમારા આત્માને સુધારવા માટે છે.

શાસ્ત્રમાં પણ કહ્યું છે હે સાધક! તું વિચાર કર!

जो पुव्वरत्तावररत्त काले, संपिक्खए अप्पगमप्पएणं ।
"किं मे कडं ? किं च मे किच्चसेसं ? किं सक्कणिज्जं न समायरामि । "

સાધકપુરૂષ અર્ધરાત્રિનો સમય પસાર થવા પર પોતાના આત્માના માટે વિચાર કરે. "મેં શું કર્યું ? મારે હજુ કરવાનું શું બાકી છે ? શું એવું શક્ય છે કે જેનું મેં આચરણ નથી કર્યું ?"

જ્ઞાતાધર્મકથાંગ સૂત્રમાંથી ભગવાન મલ્લીનાથનો અધિકાર ચાલી રહ્યો છે. ભગવાન મલ્લીનાથના પૂર્વ ભવનું વર્ણન ચાલે છે. મલ્લીનાથ પૂર્વભવમાં મહાબળ મુનિ રૂપે છે. તે જાણો છો ને ?

તપસ્વી મહાબળ મુનિરાજ વીસ બોલની આરાધના કરે છે. યાદ છે કે ભૂલી ગયા ? મહાબળ મુનિ કોણ છે ? ભગવાન શ્રી મલ્લીનાથસ્વામીનો પૂર્વ ભવ છે. જ્ઞાતાસૂત્રમાંથી તેનું કથન ચાલી રહ્યું છે, હવે પર્વાધિરાજ પધારી ગયા છે. જેથી શાસ્ત્ર કથન આગળ ચાલે છે. મહાબળમુનિએ વીસ બોલમાંથી દશ બોલની આરાધના કરી છે. હવે અગીયારમો બોલ आवस्सए એટલે આવશ્યક ધર્મની આરાધના કરે છે.

आवस्सयं अवस्सकरणिज्जं, धुव-निग्गहो विसोही अ ।
अज्झयण छक्क वग्गो, नाओ आराहणा मग्गो ॥ અનુયોગદ્વાર સૂત્ર

અનુયોગદ્વાર સૂત્રમાં આવશ્યક વિષે ઉપરના નામ આપવામાં આવ્યા છે. આવશ્યક, અવશ્યકરણીય, ધ્રુવ, નિગ્રહ, વિશોધિ, અધ્યયનષટ્વર્ગ, ન્યાય, આરાધના અને માર્ગ એ તેના પર્યાય-શબ્દો છે. હવે આવશ્યકનો અર્થ બતાવે છે.

समणेणं सावएणय, अवस्स-कायव्वं हवइ जम्हा ।
अंतो अहो-निसस्स य, तम्हा आवस्सयं नाम ॥ અનુ.

જે દિવસ અને રાત્રિના અંત ભાગે શ્રમણ અને શ્રાવક વડે અવશ્ય કરવા યોગ્ય છે, તેથી તે આવશ્યક કહેવાય છે.

## આવશ્યક એટલે શું ?

અવશ્ય કરવા યોગ્ય હોય તેને આવશ્યક કહેવાય છે. ઈંદ્રિયોને વશ થઈ વર્તવું નહીં તે અવશ્ય. એટલે ઈંદ્રિયોને જીતનાર જ્ઞાની તે અવશ, તેમની ક્રિયા તે આવશ્યક. જૈન આગમોની અંદર સ્થા. જૈન પરંપરામાં ૩૨ આગમોની શ્રધ્ધા ચાલે છે. જેના નામ તમોને આવડે છે ? નહીં. તો સાંભળો.

**૧૧ અંગ સૂત્રો**

૧ આચારાંગ સૂત્ર
૨ સૂયગડાંગ સૂત્ર
૩ ઠાણુંગ સૂત્ર
૪ સમવાયાંગ સૂત્ર
૫ ભગવતીજી સૂત્ર
૬ જ્ઞાતાધર્મકથાંગ સૂત્ર
૭ ઉપાસકદશાંગ સૂત્ર
૮ અંતગડદશાંગ સૂત્ર
૯ અણુત્તરોવવાઈ સૂત્ર
૧૦ પ્રશ્નવ્યાકરણ સૂત્ર
૧૧ વિપાક સૂત્ર

**૧૨ ઉપાંગ સૂત્રો**

૧ ઉવવાઈ સૂત્ર
૨ રાયપસેણીય સૂત્ર
૩ જીવાભિગમ સૂત્ર
૪ પન્નવણાજી સૂત્ર
૫ જંબુદ્વીપ પન્નત્તિ સૂત્ર
૬ ચંદ્રપન્નતિ સૂત્ર
૭ સૂર્યપન્નતિ સૂત્ર
૮ નિરિયાવલિકા સૂત્ર
૯ કપ્પવડિંસીયા સૂત્ર
૧૦ પુષ્ફિયા સૂત્ર
૧૧ પુષ્ફચૂલિયા સૂત્ર
૧૨ વહ્નિદશા સૂત્ર

*

**૪ મૂળ સૂત્રો**

૧ દશવૈકાલિક સૂત્ર
૨ ઉત્તરાધ્યયન સૂત્ર
૩ નંદીજી સૂત્ર
૪ અનુયોગદ્વાર સૂત્ર

**૪ છેદ સૂત્રો**

૧ વ્યવહાર સૂત્ર
૨ બ્રહદ્કલ્પ સૂત્ર
૩ નિશિથ સૂત્ર
૪ દશાશ્રુતસ્કંધ સૂત્ર

**૧ આવશ્યક સૂત્ર**

આ ૩૨ આગમ સૂત્રો છે. જેમાં ભગવાન મહાવીરની વાણીને સંગ્રહીત કરવામાં આવેલી છે. ૩૨મું આગમ સૂત્ર જેનું નામ છે આવશ્યક સૂત્ર. અવશ્ય કરવા લાયક તે આવશ્યક ગણાય છે. વ્યવહારમાં તમો રોજની અમુક વસ્તુ પદાર્થને આવશ્યક જ ગણો છો. કોઈ રોજ રાખવા લાયક, કોઈ રોજ પહેરવા લાયક, કોઈ રોજ ખાવા લાયક વસ્તુ હોય છે. જેમ કે ચશ્મા, પેન, રૂમાલ, પૈસા એ રોજ માટે તમારે સાથે રાખવા જ પડે છે. ગઈકાલે બપોરે શ્રી વાડીલાલભાઈ દલાલ દર્શનાર્થે આવ્યા હતાં. તેમને કહ્યું કે "લ્યો આ વાંચો ! "તેઓ શું બોલ્યા ? મહારાજ સાહેબ ! હું ચશ્મા ભૂલી

ગયો છું." તેઓ ન વાંચી શકયા. પોતાના નંબરના ચશ્મા હોય તો જ વાંચી શકે. કેમ બરાબર છે ને ? તો ચશ્મા એ આવશ્યક ચીજ ગણાય છે.

હવે આપણે વિચાર કરીએ કે ધર્મના સાધક વ્યક્તિ માટે શું શું આવશ્યક છે, તે જાણી લેવું જોઈએ.

અચલ, અરુજ, અક્ષય, અવ્યાબાધ, અનંત આનંદના સંદોહરૂપ જે શાશ્વત શિવ સુખ છે. તેને અવશ્ય કહે છે. જેના પ્રભાવથી જીવને તે શિવ સુખની અવશ્ય પ્રાપ્તિ થઈ જાય છે, તે વસ્તુનું નામ આવશ્યક છે. જ્ઞાનાદિ ગુણોને સમૂહ અથવા મોક્ષ જેના દ્વારા સર્વ પ્રકારે આવશ્યક (પોતાને અધીન) કરવામા આવે છે, તેનું નામ આવશ્યક છે.

आवस्सयस्स एसो पिंडत्थो वण्णिओ समासेणं ।
एत्तो एक्केक्कं पुण, अज्झयणं कित्तइस्सामि ॥

तंजहा-१ सामाइयं २ चउविसत्थओ ३ वंदणयं ४ पडिक्कमणं ५ काउस्सग्गो ६ पच्चक्खाणं । **અનુયોગ દ્વાર સૂત્ર**

આવશ્યકનો આ સમુદાય અર્થ સંક્ષેપમાં કહ્યો. હવે તેમાંથી હું એક એક અધ્યયનનું વર્ણન કરીશ.

**આવશ્યકના છ પ્રકાર છે.** ૧ સામાયિક ૨ ચઉવિસંથો (પ્રાર્થના) ૩ વંદના ૪ પ્રતિક્રમણ ૫ કાઉસગ્ગ ૬ પચ્ચક્ખાણ. શ્રમણોપાસક યા અણગાર જનોએ પ્રતિદિન સ્વ સાધનામાં સ્થિરતા કેળવી આત્મ ગુણોની વૃધ્ધિ કરતાં રહેવું જોઈએ. છદ્મસ્થ જીવનમાં પ્રમાદના કારણે વિભાવની લહેર આવી જતાં દોષોનું સેવન થઈ જવાની સંભાવના છે. જેથી દોષોનું સ્મરણ કરી, તે દોષથી મુક્ત થવા માટે અને ગુણવૃધ્ધિ માટે અવશ્ય ક્રિયા કરવી જોઈએ. આવી જે ક્રિયા થાય તેને આવશ્યક ક્રિયા કહેવાય છે. આવશ્યક સૂત્રનાં છ અંગોમાં પ્રથમ અંગ છે. સામાયિક. ઉત્ત. સૂત્રના ૨૯માં અધ્યયનની અંદર આ છએ અંગો માટે ગૌતમસ્વામીએ પ્રભુ મહાવીરને પ્રશ્ન કરેલ છે અને પ્રભુએ તેનો ઉત્તર ફરમાવેલ છે.

પ્રશ્ન-सामाइएणं भंते ! जीवे किं जणयइ ?
ઉત્તર-सामाइएणं सावज्ज जोग विरइं जणयइ । २९/८

ગૌતમ પુછે છે હે પ્રભુ ! સામાયિક કરવાથી જીવને શું લાભ થાય છે ? ગૌતમ ! સામાયિક કરવાથી જીવને સાવદ્ય યોગ પાપકારી પ્રવૃત્તિથી વિરક્તિ થાય છે.

આ જીવે સાવદ્ય યોગમાં અનંતો સંસાર પસાર કર્યો છે, જેથી તેના માઠા કર્મ

પરિણામ ભોગવી રહ્યો છે, અને દુઃખી થઈ રહ્યો છે. તેનાથી બચવાને માટે સામાયિકની સાધના પરમ આવશ્યક છે. સામાયિક એટલે શું તે જાણો છો ?

## સામાયિકનો શબ્દાર્થ શું ?

**સમ : આય : = સમાય : સમાય :** प्रयोजनमस्येति सामायिकम् આ વ્યુત્પત્તિ રાગ-દ્વેષથી રહિત એવા આત્માનું સમભાવરૂપ પરિણામ કે જે સર્વભૂતોમાં સ્વ આત્મવત્ દૃષ્ટિથી સંપન્ન હોય છે. તેનું નામ 'સમ' છે. તે સમની જે આય (પ્રાપ્તિ) છે એટલે જ્ઞાનાદિ ગુણોત્કર્ષ રૂપ જે લાભ છે, તેનું નામ સમાય છે. પ્રતિક્ષણ અપૂર્વ ભવ અટવીમાં ભ્રમણ કરાવવાને કારણભૂત સંક્લેશ ભાવના વિચ્છેદક અને અનુપમ સુખના હેતુ એવાં જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ પર્યાયોથી જે સંયુક્ત થઈ જાય છે, તેનું નામ સમાય છે. આ સમાય જ જે જ્ઞાન ક્રિયા રૂપ અધ્યયનનું પ્રયોજન છે. તેનું નામ સામાયિક છે. समाय एव सामायिकम् સમાય જ સામાયિકરૂપ છે. શાસ્ત્રમાં સામાયિક ને આત્મા કહેવામાં આવેલ છે.

## સામાયિક આવશ્યક પ્રથમ શા માટે?

સામાયિક સમસ્ત ચારિત્રાદિ ગુણોના આધારરૂપ હોવાથી, મુક્તિ પ્રાપ્તિના પ્રધાન કારણરૂપ છે.

सामायिकं गुणानामाधारः, खमिव सर्वभावानाम् ।
नहि सामायिक हीनाश्चरणादि गुणान्विता येन ॥ १
तस्माज्जगाद् भगवान् सामायिकमेव निरुपमोपायम् ।
शारीरमानसानेक - दुःखनाशस्य मोक्षस्य ॥ २

જેમ સમસ્ત ભાવોનો આધાર આકાશ હોય છે, તેમ સમસ્ત ગુણોનો આધાર સામાયિક છે. સામાયિક રહિત પુરૂષ ચારિત્ર આદિ ગુણોથી સંપન્ન હોઈ શકતા નથી. તેથી જ ભગવાને શારીરિક અને માનસિક દુઃખોનો નાશ કર્તા મોક્ષ પ્રાપ્તિનો શ્રેષ્ઠ ઉપાય સામાયિક જ કહ્યો છે. સામાયિકથી સાવદ્ય યોગની નિવૃત્તિ થતા સમભાવ ઉત્પન્ન થાય છે. સમભાવથી ચિત્તમાં સ્થિરતા આવે છે. ચિત્તની સ્થિરતાથી જ સમસ્ત ક્રિયાઓ વિધિ અનુસાર પ્રાપ્ત થાય છે. એટલા માટે સામાયિકને પ્રથમ બતાવેલ છે.

સાવદ્ય યોગ એટલે પાપકારી પ્રવૃત્તિ. તમે સામાયિકનો અર્થ સમજ્યા કે નહીં ? કેટલું વર્ણન થયું ? હવે તો સમજી લેવું જોઈએ. પાપ પ્રવૃત્તિથી નિવૃત્તિ એટલે તેમાંથી વિરામ પામવું. કોઈ પણ વ્યક્તિ સામાયિકની ક્રિયા અંગીકાર કરે છે, ત્યારે તે શાની પ્રતિજ્ઞા કરે છે ? તમોએ કરી છે ને ? તો હવે બોલો ?

करेमि भंते ! सामाइयं सावज्जं जोगं पच्चक्खामि दुविहं तिविहेणं न करेमि

न कारवेमी मणसा वयसा कायसा। હું સામાયિક કરૂં છું. કેવી સામાયિક કરૂ છું? મન-વચન-કાયાથી કોઈ પણ પાપ કરીશ નહીં અને બીજા પાસે પાપ કરાવીશ નહીં. આવી છ કોટીની વિધિપૂર્વક પાપનો ત્યાગ કરવાનો હોય છે. સામાયિક કેટલા પ્રકારે થાય છે?

## સામાયિક ચાર પ્રકારે થાય છે.

૧ દ્રવ્યથી સાવજ્જ જોગ સેવવાના પચ્ચક્ખાણ, ૨ ક્ષેત્રથી આખા લોકપ્રમાણે, ૩ કાળથી બે ઘડી (૪૮ મિનિટ) ઉપરાંત ન પાળું ત્યાં સુધી, ૪ ભાવથી છ કોટીએ પચ્ચક્ખાણ, છ કોટી તે પાઠમાં બતાવેલી છે તે.

સામાયિકના સમયમાં ધર્મધ્યાનાદિ શુભ પ્રવૃત્તિ જ કરવાની હોય છે. ઓછામાં ઓછી બે ઘડીની એક સામાયિક ગૃહસ્થ કરી શકે છે. જીવન પર્યંત એટલે જાવજીવ સુધીની સામાયિક તો અણગાર-મુનિ-સંતોને કરવાની હોય છે.

**વિષમતાનો પરિત્યાગ કરવો તેનું નામ સામાયિક.**
**સમતા યોગની સાધના કરવી તેનું નામ સામાયિક.**
**પર ઘરનો ત્યાગ કરવો તેનું નામ સામાયિક.**
**સ્વ ઘરમાં રમણ કરવું તેનું નામ સામાયિક.**

સામાયિક એ પ્રથમ અંગ છે. પ્રત્યેક જૈનોએ રોજ રોજ સામાયિક કરવી જ જોઈએ. સામાયિક કરવાથી મનને શાંતિ મળે છે. આત્મા પવિત્ર બને છે. સામાયિકથી આત્મા પુષ્ટ બને છે. ભગવાન મહાવીરના સમયમાં પણ પુણ્યો શ્રાવક કેટલી સુંદર સામાયિક કરતો હતો. પ્રભુ વીરે તેની સામાયિકની પ્રશંસા કરી હતી. રાણી ચેલણા અને રાજા ઉદાયન જેવા વૈભવ અને વિલાસી જીવનવાળા હોવા છતાં સામાયિક અવશ્ય કરતાં હતાં. સામાયિક વડે નરક નિગોદના પાપકર્મોનો નાશ થઈ શકે છે.

## સામાયિકવ્રતનું રહસ્ય!

सामाइय पोसह संठियस्स जीवस्स जाइ जो कालो।
सो सफलो बोधव्वो, सेसो संसार फल हेउ॥

સામાયિકમાં અને પૌષધમાં રહેલા આત્માનો જે સમય પસાર થાય છે. તે સમય જ સફળ ગણાય છે. બાકીનો વખત માત્ર સંસારના પરિભ્રમણને વધારવામાં કારણભૂત બને છે.

## સામાયિકવ્રતનું ફળ કેટલું?

दिवसे दिवसे लक्खं, देई सुवण्णस्स खंडियं एगो।
एगो पुण सामाइयं, करेई न पहुप्पए तस्स॥

એક માણસ રોજ રોજ એક લાખ ખાંડી સોનું દાન આપે અને બીજો માણસ એક સામાયિક કરે તો પણ દાન આપનારો સામાયિક કરનારની તોલે આવી શકતો નથી. દાન કરનાર કરતાં સામાયિક કરનારો વધી જાય છે.

## ઉત્સૂત્ર વચનથી જાતને બચાવો !

अविहिया वरमकयं, उस्सूत्तवयणं वयंति सव्वण्णु ।
पायच्छितं जम्हा, अकए गुरुयं कए लहुयं ॥

અવિધિએ કરવા કરતાં ન કરવું એ સારૂં. તેને સર્વજ્ઞ ભગવાન ઉત્સૂત્ર ભાષણ કહે છે. કારણ કે અવિધિથી જે કરે છે તેને લઘુ પ્રાયશ્ચિત આવે છે. જ્યારે જે બિલકુલ કરતો જ નથી. તેને મોટું પ્રાયશ્ચિત આવે છે. ધર્મની ક્રિયા ચાલુ રાખી, અવિધિને દૂર કરવાનો પ્રયત્ન અવશ્ય કરવો જોઈએ.

Something is better than nothing.

હવે બીજુ અંગ છે ચઉવિસંથો, ગૌતમસ્વામીએ પ્રભુવીરને પુછયું.

પ્રશ્ન-चउव्वीसत्थएणं भन्ते! जीवे किं जणयइ ?

હે ભગવંત્ ! ચતુર્વિંશતિ-સ્તવથી જીવને શું લાભ થાય છે ?

ઉત્તર-चउव्वीसत्थएणं दंसण विसोहिं जणयइ । ઉત્ત. ૨૯/૯

હે શિષ્ય ! ચતુર્વિંશતિ-સ્તવથી જીવ દર્શન વિશુધ્ધિ મેળવે છે. દર્શન વિશુધ્ધિ એટલે સમ્યક્ત્વની નિર્મળતા ચૌવીશ તીર્થંકરોના ગુણોનું અદ્ભૂત કીર્તન કરતાં સમ્યક્ત્વમાં રહેલી અશુધ્ધિ દૂર થાય છે અને દેવગુરૂ ધર્મ પ્રત્યેની શ્રધ્ધા ખૂબ મજબૂત થાય છે.

સ્તવન, સ્તુતિ અને સ્તોત્રો દ્વારા શ્રી જિનેશ્વર દેવની જે સ્તુતિ કરવામાં આવે છે, તેનો સમાવેશ આ બીજા પ્રકારના આવશ્યકમાં છે.

## તીર્થંકરોની સ્તુતિ કરવાનું કારણ શું છે ?

જીનેશ્વરોની સ્તુતિથી કર્મોનો ક્ષય થાય છે.

દેવાધિદેવની સ્તુતિથી લબ્ધબોધિની વિશુધ્ધિ થાય છે.

તીર્થંકરોની સ્તુતિથી પુનઃ બોધિનો લાભ થાય છે.

જીનેશ્વરદેવ નિરવદ્ય યોગ વિરતિના ઉપદેશક હોવાથી તેઓ આપણા પરમોપકારી છે. જેથી તેમના ગુણોની સ્તુતિ કરવી જોઈએ.

આજે સ્થા. જૈનોમાં પ્રભાતે લગભગ બધા ઉપાશ્રયોમાં ભક્તામરની તેમજ સાધુવંદનાની પ્રાર્થનાઓ ચાલે છે. મુંબઈ જેવા શહેરમાં લોકો વધારે લાભ મેળવી

શકતાં ન હોય તેઓએ સવારે પ્રાર્થનામાં અવશ્ય આવવું જોઈએ. પ્રાર્થના અવશ્ય કરવી જોઈએ.

ભારતીય સંસ્કૃતિના આદર્શો ઘણાં ઉંચા છે. સૌએ પ્રભાતે ઉઠી વડીલોને પાયવંદન કરવું જોઈએ. આ પ્રથા ઘણી પુરાતન છે. વડીલો અને ગુરૂજનોનો વિનય સાચવવો અને તેને વંદન કરવા તે સભ્ય સમાજનું લક્ષણ છે. હવે આવશ્યકનું ત્રીજું અંગ વંદના બતાવવામાં આવેલ છે, ગૌતમસ્વામીએ પ્રભુ વીરને પુછયું.

**પ્રશ્ન-वंदणएणं भंते! जीवे किं जणयइ?**

હે ભગવંત્! વંદન કરવાથી જીવને શું લાભ થાય છે?

**ઉત્તર-वंदणएणं नीयागोयं कम्मं खवेइ उच्चागोयं कम्मं निबंधइ। सोहग्गं च णं अपडिहयं आणाफलं निव्वत्तेइ। दाहिण भावं च णं जणयइ। ઉત્ત. ૨૯/૧૦**

હે શિષ્ય! વંદન કરવાથી જીવ નીચગોત્ર કર્મનો ક્ષય કરે છે અને ઉચ્ચગોત્ર કર્મ બાંધે છે અને તે અપ્રતિહત સૌભાગ્ય અને ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરે છે. તેમજ વિશ્વ વલ્લભ બને છે.

ગુરૂને વિધિથી વિનયપૂર્વક વંદન કરવું તે વંદન નામનો ત્રીજો આવશ્યક છે. ગુરૂનો વિનય કર્યા વિના કે તેમના પ્રત્યે અત્યંત આદરમાનની લાગણી રાખ્યા વિના આધ્યાત્મિક પ્રસાદ પ્રાપ્ત થતો નથી. તેમને રોજ સવાર-સાંજ વિધિપૂર્વક વંદન કરવાથી આવા લાભ પ્રાપ્ત થાય છે.

### વંદનાના છ લાભ

ગુરૂ કે વડીલો પ્રત્યે હાથ જોડી ભક્તિ પ્રકટ કરવી તે વંદના છે. વંદનાના છ લાભ બતાવ્યા છે.

विणओवयार माणस्स भंजणा पुअणा गुरुजणस्स।
तित्थयराण य आणा सुयधम्माराहणाऽकिरिया॥

(પ્રવચન સારોધ્ધાર વંદના દ્વાર ૨ ગા. ૧૦૦)

૧ વંદના કરવાથી વિનય રૂપ ઉપચાર થાય છે. ઉપચારથી ગુરૂની આરાધના થાય છે.

૨ વંદના કરવાથી માન અથવા અભિમાન દૂર થાય છે. જે માણસો જાતિ વગેરેના મદથી અંધ બનેલ છે. તે ગુરૂને વંદન કરતાં નથી. કોઈ ગુણીજનની પ્રશંસા પણ કરતાં નથી. આ પ્રમાણે અનર્થોનું મૂળ કારણ અભિમાન તે વંદનાથી દૂર થાય છે.

૩ વંદના કરવાથી ગુરૂજનોની ભક્તિ થાય છે.

૪ વંદના કરવાથી તીર્થંકર પ્રભુની આજ્ઞાનું પાલન જે સર્વ કલ્યાણનું મૂળ છે. તીર્થંકર પ્રભુએ ધર્મનું મૂળ વિનય બતાવ્યો છે.

૫ વંદના કરવાથી શ્રુત ધર્મની આરાધના થાય છે, કારણ કે શાસ્ત્રમાં વંદના પૂર્વક શ્રુત ગ્રહણ કરવાની આજ્ઞા છે.

૬ વંદના કરવાથી અક્રિયા થાય છે. અક્રિય સિધ્ધ ભગવાન હોય છે. સિધ્ધિ-મોક્ષ વંદના રૂપ વિનયથી ક્રમશઃ પ્રાપ્ત થાય છે, મુંબઈ શહેર વધારે પ્રવૃત્તિશીલ છે. તમોને વધારે સમય ન મળે છતાં પણ આચાર્યદેવના, ધર્મગુરૂના, મુનિરાજો એવં મહાસતીજીઓના દર્શન તો નિત્ય પ્રતિ એકવાર તો કરવા જ જોઈએ. ગુરૂદર્શન કર્યા વગરનો દિવસ વ્યવહારમાં નિષ્ફળ ગણાય છે.

વંદના કરવાથી કેટલા લાભ બતાવવામાં આવ્યા. તે તમો જાણો છો ? વંદન કરવાથી નીચ ગોત્રનું કર્મ બાંધ્યું હોય તે નષ્ટ થઈ જાય છે. હલકી યોનિમાં જન્મ ન થાય. ઉંચ ગોત્રમાં જન્મ પામે છે. વંદનથી તો અપ્રતિહત સૌભાગ્યને મેળવી શકાય છે. જે સૌભાગ્યને કોઈ પણ હણી શકે નહીં. વંદનથી આપણો આત્મા સર્વજનોમાં પ્રિય બની જાય છે. તમો જાણો છો ને ? કે આ દુનિયામાં એવી એવી પણ વ્યક્તિઓ છે કે જે લોકપ્રિય અને વિશ્વપ્રિય ગણાય છે. આવી લોકપ્રિય અને વિશ્વપ્રિયતાનું પાત્ર તે જ બની શકે છે, કે જેનાં અંતરમાં ગુણીજનો પ્રતિ આદર, માન અને સન્માન છે. ગુરૂદેવો પ્રતિ વંદન-નમસ્કારની ભક્તિ છે. તેમના પ્રત્યે કીર્તન વંદન, પૂજનના ભાવ હોય છે તે જ મહાપુણ્યના ઉદયે વિશ્વપ્રિય બની શકે છે.

તમારા સંસારમાં પણ ઘણાંને ઘેર એવા ગુણવાન દાદા દાદીમા કે વડીલો હોય છે. જેઓ ઘરનાં સર્વ માટે પ્રિય હોય છે. બાળકો તો તેઓના ખોળામાંથી દૂર જ જતાં ન હોય, પુત્રો આવે તો હાથજોડી બાજુમાં બેસી જાય, પુત્રવધુઓ તો આદર કરતી જ રહેતી હોય, સમાજમાં, કુટુંબમાં કે સંઘમાં આવી ગુણવાન વ્યક્તિ ખૂબ જ પ્રિય થઈ પડે છે.

આવા વડીલોમાં શું વિશેષતાઓ હોય છે કે તે બધાને પ્રિય બની રહે છે. તેઓની આંખમાં પ્રેમ હોય છે. અંતરમાં સ્નેહ હોય છે. દિલમાં દિલાવરતા હોય છે. મનમાં વિશાળતા હોય છે, તેમના પેટ ગંભીર હોય છે. આવા સદ્‌ગુણી જનોમાં પોતાના ઘરના, પરિવારના, પાડોશના કે સમાજ-સંઘ-શાસનના લોકો માટે મારાપણાનાં, પ્રેમભાવનાં, લાગણીનાં ઉછાળા મારતા હોય છે.

વંદન કરનાર કેવો પુણ્ય ભાગી બને છે. તેના માટે શાસ્ત્રકાર કહે છે કે તેની આજ્ઞાનું પાલન કરવા સૌ તૈયાર થાય છે. તેમની વાત અને સલાહ-સૂચનાનો સૌ સ્વીકાર કરે છે તે દાક્ષિણ્ય મૂર્તિ બની જાય છે. જ્યાં જાય છે ત્યાં સર્વત્ર સાનુકૂળતા

પ્રગટી રહે છે. લોકો તેને પ્રેમભરી મીઠી દૃષ્ટિથી જુએ છે. તમોએ સાંભળ્યું ને વંદનાનો કેટલો મોટો ચમત્કાર છે. તમો જે કંઈ મેળવવા માંગો છો તે વિધિપૂર્વકની વંદનાથી મેળવી શકાય છે.

## વંદનાના ત્રણ પ્રકાર

૧ જઘન્ય વંદના ૨ મધ્યમ વંદના અને ૩ ઉત્કૃષ્ટ વંદના. આ ત્રણ પ્રકારે વંદના કરવામાં આવે છે.

## જઘન્ય વંદના

જઘન્ય વંદના એટલે નાનામાં નાની વંદના. શાસ્ત્રોમાં ફરમાવે છે કે જ્યારે તીર્થંકર પ્રભુ પધારે છે ત્યારે રાજા મહારાજા અંતઃપુર અને નાગરિકોની સાથે પ્રભુને વંદનાર્થે જાય છે. ત્યાં જઈને સૌ જનો પ્રભુને તિકખુત્તોના પાઠથી વંદના કરે છે. પૂજ્ય ગણધરો, આચાર્યદેવો, ઉપાધ્યાયજીઓ કે સાધુ ભગવંતોને આ પાઠથી જ વંદના કરવામાં આવેલ છે. આપણી સ્થા. જૈનોની વંદન કરવાની પરંપરા તે શાસ્ત્રોક્ત છે. જેથી જઘન્યવંદના મત્થેણ વંદામિ બોલીને કે વિધિપૂર્વક તિક્ખુત્તોના પાઠ સાથે પંચ અંગ નમાવીને ત્રણ વખત કરવાની હોય છે.

## મધ્યમ વંદના

મધ્યમ વંદનાને શક્રસ્તવ કહેવાય છે. જ્યારે તીર્થંકર પ્રભુના દર્શનાર્થે ઇંદ્ર મહારાજ આવે છે ત્યારે તે નમોત્થુણંની વંદના કરે છે. આપણે પણ સામાયિક, પ્રતિક્રમણની ક્રિયામાં નમોત્થુણં બોલીએ છીએ તે મધ્યમ વંદના કહેવાય છે. તે વંદન કરતી વખતે ડાબો ઢીંચણ નમાવી જમણો ઢીંચણ ઉભો રાખી વિધિ પૂર્વક મસ્તક નમાવી બે હાથની અંજલિ કરીને કરવામાં આવે છે. નમોત્થુણંના ત્રણ પ્રકાર છે. પહેલું સિધ્ધ ભગવંતને કરવાનું હોય છે. બીજું તીર્થંકર પરમાત્માને કરવાનું હોય છે અને ત્રીજુ પોતાના ધર્મગુરૂ અને ધર્માચાર્યજીને કરવાનું હોય છે.

## ઉત્કૃષ્ટ વંદના

ઉત્કૃષ્ટ વંદના પ્રતિક્રમણના સમયે ધર્માચાર્ય અને ધર્મગુરૂને ઉત્કટ આસને વિધિપૂર્વક બે વખત કરવામાં આવે છે. તેનો પાઠ ઇચ્છામિ ખમાસમણાનો છે.

આવી ત્રણે પ્રકારની વંદનાઓ જે જે આત્માઓ વિધિ સાથે ભાવપૂર્વ કરે છે. તેઓ નરકના મહાદુઃખોથી પણ બચી જાય છે.

પ્રત્યેક જૈનોએ પ્રતિદિન પોતપોતાના ધર્મસ્થાનોમાં જઈ ધર્મગુરૂ અને ધર્માચાર્યજીને વિધિપૂર્વક વંદન કરવા જ જોઈએ. જેઓ કરે છે તેઓ મહા લાભને મેળવી જાય છે.

હવે ચોથો આવશ્યક પ્રતિક્રમણનો છે. આપણાં વ્યવહારમાં આવશ્યકના છ એ અંગોને આપણે પ્રતિક્રમણ કહીએ છીએ.

## પ્રતિક્રમણ એટલે શું ?

"स्वस्थानात् परस्थाने, प्रमादात्संगतस्य यत्
तत्रैव क्रमणं भूयः, प्रतिक्रमण मुच्यते"
"गतस्यौदयिकं भावं क्षायोपशमिकात्पुनः
क्षायोपशमिकाऽऽवेशः, प्रतिक्रमणमुच्यते"

પ્રમાદ વશ પોતાના સ્વરૂપથી અશુભ યોગમાં પ્રવૃત્ત આત્માનું ફરીથી પોતાના સ્વરૂપમાં આવવું તેને પ્રતિક્રમણ કહેવાય છે. ક્ષાયોપશમિક ભાવથી ઔદયિક ભાવને પામેલ આત્માએ ફરીથી ક્ષાયોપશમિક ભાવમાં પ્રવેશ કરવો તેને પ્રતિક્રમણ કહેવાય છે. જેનાથી મોક્ષની સન્મુખ જવાય અથવા શુભયોગોમાં વારંવાર સંક્રમણ (જવું) થવું. તેને પ્રતિક્રમણ કહે છે. જે સાધુ મૂળ ગુણો અને ઉત્તર ગુણોની આરાધના કરવામાં પ્રમાદને કારણે દોષો કરતો હોય છે, પરંતુ તેનો વૈરાગ્ય ભાવ નષ્ટ થયો હોતો નથી. જેના પરિણામોમાં વિશુધ્ધની વૃધ્ધિ જ થતી રહે છે, એવા સાધુ દ્વારા પોતાના દોષની આ પ્રકારે નિંદા કરાય છે. "આ કામ કરવા યોગ્ય નથી, છતાં પ્રમાદને કારણે મારાથી એવું થઇ ગયું." આવા પ્રકારની સ્વ નિંદા કરવી તેને પણ પ્રતિક્રમણ કહેવાય છે.

પ્રમાદ વશ શુભ યોગથી પડી અશુભ યોગ પ્રાપ્ત કર્યા પછી પુનઃશુભ યોગ પ્રાપ્ત કરવા તે પ્રતિક્રમણ છે. આ પ્રમાણે અશુભ યોગથી નિવૃત્ત થઈ ઉત્તરોત્તર શુભ યોગમાં પ્રવૃત્ત થવું તે પ્રતિક્રમણ છે. કાળના ભેદથી પ્રતિક્રમણના ત્રણ પ્રકાર છે. ૧ ભૂતકાળમાં લાગેલા દોષોની આલોચના કરવી. ૨. વર્તમાન કાળમાં લાગતા દોષોથી સંવર દ્વારા બચવું. ૩ પ્રત્યાખ્યાન દ્વારા ભાવી દોષોને રોકવા.

## પ્રતિક્રમણના પાંચ ભેદ છે.

૧ દેવસી-દિવસ સંબંધી કરેલા દોષોથી મુક્ત થવાની ક્રિયા તે દેવસી પ્રતિક્રમણ કહેવાય છે. ૨ રાયસી-રાત્રીસંબંધી કરેલા દોષોથી મુક્ત થવા માટે જે ક્રિયા કરવી તે રાયસી પ્રતિક્રમણ કહેવાય છે. ૩ પક્ખિ-પંદર દિવસના દોષોથી મુક્ત થવાની ક્રિયા તે પક્ખિ પ્રતિક્રમણ કહેવાય છે. ૪ ચૌમાસિ-ચાર માસના દોષોથી નિર્મળ થવા માટે જે ક્રિયા કરવી તે ચૌમાસિ પ્રતિક્રમણ કહેવાય છે. ૫ સંવત્સરી-એક વર્ષના દોષોથી શુધ્ધ થવાની જે ક્રિયા તે સંવત્સરી પ્રતિક્રમણ કહેવાય છે.

બીજી રીતે પણ પ્રતિક્રમણનાં પાંચ પ્રકાર છે. ૧ મિથ્યાત્વ, ૨ અવ્રત, ૩ પ્રમાદ,

૪ કષાય, ૫ અશુભ યોગ. આ પાંચે પ્રકાર પ્રતિક્રમણુના વિષય છે. જેથી પ્રતિક્રમણુ કરી તેનો ત્યાગ કરવો જોઈએ અને આ પાંચ ગુણોને ધારણુ કરવા જોઈએ. ૧ સમ્યક્ત્વ, ૨ વિરતિ, ૩ અપ્રમાદ, ૪ અકષાય, ૫ પ્રશસ્ત યોગમાં પ્રવૃત્તિ કરવી જોઈએ.

સામાન્ય રૂપે પ્રતિક્રમણુ બે પ્રકારનું છે. ૧ દ્રવ્ય પ્રતિક્રમણુ અને ૨ ભાવ પ્રતિક્રમણુ. મુમુક્ષો માટે ભાવ પ્રતિક્રમણુ જ ઉપાદેય છે. ઉપયોગ રહિત સમ્યગ્દૃષ્ટિનું પ્રતિક્રમણુ દ્રવ્ય પ્રતિક્રમણુ છે. તેજ પ્રમાણે લબ્ધિ આદીના પ્રાપ્ત કરવાના નિમિત્તથી કરવામાં આવતું સમદૃષ્ટિનું પ્રતિક્રમણુ પણુ દ્રવ્ય પ્રતિક્રમણુ છે. દોષોનું એકવાર પ્રતિક્રમણુ કરીને પુનઃ પુનઃ તે દોષો સેવવા અને તેનું પ્રતિક્રમણુ કરતાં જવું તે પણુ યથાર્થ પ્રતિક્રમણુ નથી.

ભાવ પ્રતિક્રમણુથી કર્મોની નિર્જરા થાય છે. તેથી તેનું વાસ્તવિક ફળ મળે છે. દ્રવ્ય પ્રતિક્રમણુ દ્વારા ભાવ પ્રતિક્રમણુને જ અપનાવવું જોઈએ. લાગેલા દોષોનું પ્રતિક્રમણુ કરી તેનું પુનઃ પુનઃ સેવન કરનાર ક્ષુલ્લક સાધુ જેવું ગણાય છે.

## પ્રતિક્રમણુનો ઉદ્દેશ શું છે ?

લાગેલા દોષોને દૂર કરવા અને ભવિષ્યમાં તે દોષોને ફરીથી ન સેવવા માટે સાવધાન રહેવું, તે જ પ્રતિક્રમણુનો મૂળ ઉદ્દેશ છે. એમ કરવાથી આત્મા ધીરે ધીરે સર્વ દોષોથી મુક્ત થઈ શુદ્ધ સ્વરૂપમાં સ્થિર બની જાય છે.

## પ્રતિક્રમણુના છ ભેદ છે.

પાપોથી કે વ્રત પ્રત્યાખ્યાનમાં લાગેલા દોષોથી નિવૃત્ત થવું તેને પ્રતિક્રમણુ કહે છે. પ્રતિક્રમણુ એ પ્રાયશ્ચિતના દશ ભેદોમાં બીજું અને આવશ્યકના છ ભેદોમાં ચોથું છે. પ્રમાદવશ પાપાચરણુ કરવાથી તેને માટે "मिच्छामि दुक्कडं" લેવું અર્થાત્ તે પાપોને અકરણીય (નહિ આચરવા યોગ્ય) સમજી, જાણીને પુનઃ ન કરવાનો નિશ્ચય કરવો તથા તેને માટે નિરંતર સાવધાન રહેવું, તે પ્રતિક્રમણુ છે. તેના છ ભેદ છે.

૧ **ઉચ્ચાર પ્રતિક્રમણુ :** ઉપયોગપૂર્વક વડી નીત (ઝાડો)નો ત્યાગ કરી ઈર્યાનું પ્રતિક્રમણુ કરવું તે ઉચ્ચાર પ્રતિક્રમણુ છે.

૨ **પ્રશ્રવણુ પ્રતિક્રમણુ :** ઉપયોગપૂર્વક લઘુ નીત (પેશાબ)નો ત્યાગ કરી (પરઠી) ઈર્યાનું પ્રતિક્રમણુ કરવું તે પ્રશ્રવણુ પ્રતિક્રમણુ છે.

૩ **ઈત્વર પ્રતિક્રમણુ :** સ્વલ્પકાલીન જેવા કે દેવસી, રાયસી આદિ પ્રતિક્રમણુ કરવાં તે ઈત્વર પ્રતિક્રમણુ છે,

૪ **યાવત્કથિત પ્રતિક્રમણ :** મહાવ્રત, ભક્ત પરિજ્ઞાદિ દ્વારા સર્વથા, સર્વદા પાપથી નિવૃત થવું તે યાવત્કથિત પ્રતિક્રમણ છે.

૫ **યત્કિંચિન્મિથ્યા પ્રતિક્રમણ :** સંયમમાં સાવધાન સાધુથી પ્રમાદવશ અસંયમરૂપ કોઈ વિપરિત આચરણ થઈ જાય તો તે મિથ્યા છે, એ પ્રમાણે પોતાની ભૂલનો સ્વીકાર કરી "मिच्छामि दुक्कडं" લેવું, તે યત્કિંચિન્મિથ્યા પ્રતિક્રમણ છે.

૬ **સ્વપ્નાન્તિક પ્રતિક્રમણ :** સૂઈને ઉઠયા બાદ પ્રતિક્રમણ કરવું તે સ્વપ્નાંતિક પ્રતિક્રમણ છે. અથવા સ્વપ્ન આવવાથી તેનું પ્રતિક્રમણ કરવું તે સ્વપ્નાંતિક પ્રતિક્રમણ છે. ઠાણાંગ સૂત્ર. ૬/૩/૫૩૮.

## પ્રતિક્રમણથી થતા લાભ

**પ્રશ્ન–पडिक्कमणेणं भंते! जीवे किं जणयइ?**

હે ભગવંત્! પ્રતિક્રમણથી જીવને શું લાભ થાય છે?

**ઉત્તર–पडिक्कमणेणं वयछिद्दाणि पिहेइ। पिहिय–वयछिद्दे पुण जीवे निरुध्धासवे असबलचरित्ते अ सु पवयणमायासु उवउत्ते अपुहत्ते सुप्पणिहिए विहरइ।**

**ઉત્ત. ૨૯–૧૧**

હે શિષ્ય! પ્રતિક્રમણથી જીવ વ્રતોનાં છિદ્રોને ઢાંકે, વ્રતોનાં છિદ્રોને ઢાંકતાં તે જીવ આશ્રવને રોકનારો થાય, શુધ્ધ ચારિત્રવંત અને અષ્ટપ્રવચનમાતામાં ઉપયોગવાળો થાય તથા સમાધિપૂર્વક સંયમ માર્ગમાં વિચરે.

અજ્ઞાન, મોહ કે પ્રમાદ વશાત્ પોતાના મૂળ સ્વભાવથી દૂર ચાલ્યા ગયેલા જીવનું પોતાના મૂળ સ્વભાવ તરફ પાછું ફરવું તે પ્રતિક્રમણ કહેવાય છે. આ એક પ્રકારની આત્મ નિરીક્ષણ કે આત્મ શોધનની ક્રિયા છે. કારણ કે તેમાં આત્માએ કરેલી દરેક પ્રવૃત્તિનું નિરીક્ષણ કરીને થયેલી ભૂલો શોધી કાઢવાની હોય છે. અને તે માટે દિલગીર થવાનું હોય છે. જે ભૂલો માત્ર દિલગીરીથી સુધરે તેવી ન હોય તે માટે પ્રાયશ્ચિત ગ્રહણ કરવું પડે છે. જેમ ઘરને દરરોજ શુધ્ધ–સ્વચ્છ રાખવાથી તે રહેવા લાયક બને છે, તેમ આત્માને દરરોજ શુધ્ધ–સ્વચ્છ કરવાથી વ્રતોની આરાધના બરાબર થાય છે અને તેથી ચારિત્ર ઉત્તમ પ્રકારનું બને છે.

સાધુઓએ પોતાના પંચમહાવ્રતોની અંદર લાગેલા દોષોનું પ્રતિક્રમણ કરવાનું હોય છે અને શ્રાવકોએ બાર વ્રતની કરેલી મર્યાદામાં દોષોનું સેવન (અતિચાર) થયું હોય તો તેનું પ્રતિક્રમણ કરવાનું હોય છે.

## દોષ ચાર પ્રકારના હોય છે.

૧ અતિક્રમ ૨ વ્યતિક્રમ ૩ અતિચાર ૪ અણાચાર. અતિક્રમ–પાપ કરવાનો ય

દોષ સેવવાનો વિચાર કરવો. વ્યતિક્રમ-પાપ-દોષ સેવવા માટે સાધન સામગ્રી ભેગી કરવી. અતિચાર-પાપ-દોષ સેવવા માટે પૂર્ણ તૈયાર થઇ જવું. અણુચાર-પાપ-દોષને સેવી લેવો.

પ્રતિક્રમણ માત્ર અતિક્રમ, વ્યતિક્રમ અને અતિચાર સુધીના પાપદોષોની સેવના કરી હોય તો કરવાનું હોય છે. પરંતુ અણાચારનું સેવન થઇ ગયું હોય તો તે પ્રતિક્રમણની ક્રિયાથી શુધ્ધ થવાનું નથી. તેને તો પ્રાયશ્ચિત વડે (દંડ લઈને) શુધ્ધ થવું પડે છે.

શાસ્ત્રોમાં આત્મ-સાધનાના ચાર માર્ગ છે. જેથી જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ ના અતિચારો અને ભાવનાઓનું પ્રતિક્રમણ કરવું જોઈએ.

આત્મા નિઃસહાય ન થઈ જાય એટલા માટે પ્રતિક્રમણનાં શરણમાં જવાવાળા ભવ્ય જીવોએ ક્રિયા કરવામાં પરાયણ અંતઃકરણવાળા અવશ્ય થવું જોઈએ, કે જે કારણથી આલોક અને પરલોક સંબંધી સુખોની પ્રાપ્તિ થઈ શકે. આ પ્રતિક્રમણ કે જેનું નામ આવશ્યક છે, તેને પોતાના વ્રત રૂપ ગણીને અખંડિત વ્રત ધારણ કરવા વાળા સાધુઓએ અવશ્ય કરવું જોઈએ.

છદ્મસ્થ જીવનમાં પાપ-દોષની સંભાવના છે. સાધકનો આત્મા સ્વભાવ છોડી જ્યારે વિભાવમાં જાય છે. ત્યારે તેના વ્રતોમાં દોષ લાગે છે. લીધેલા વ્રતોમાં દોષનું છિદ્ર થાય એટલે આશ્રવનો પ્રવેશ થઈ જાય છે. તે છિદ્રોને બંધ કરવા માટે પ્રતિક્રમણ અવશ્ય કરવું જોઈએ

પ્રતિક્રમણ સોલ્યુશનનું કામ કરે છે.

પ્રતિક્રમણ કરવાથી વ્રત સંવર, ચારિત્ર નિર્મળ બને છે અષ્ટપ્રવચન માતાની આરાધનામા જાગૃત બને છે અને સંયમની સાધના સમાધિપૂર્વક કરી શકાય છે.

## પ્રતિક્રમણ ક્યારે થાય છે?

પ્રતિક્રમણ એ સંધ્યાકાળની સાધના છે. દેવસી પ્રતિક્રમણ દિવસના અંત ભાગે કરવામાં આવે છે. રાયસી પ્રતિક્રમણ રાત્રીના અંતપૂર્વે કરવામાં આવે છે. પકખી પ્રતિક્રમણ પક્ષના (પંદર દીવસના) અંતે થાય છે. ચૌમાસી પ્રતિક્રમણ ચાર માસના અંતે થાય છે અને સંવત્સરી પ્રતિક્રમણ વર્ષના અંતે થાય છે.

હવે પાંચમો આવશ્યક કાઉસગ્ગને સમજવાનો છે.

## કાઉસગ્ગ શા માટે?

સામાયિક આવશ્યક માનસિક શુધ્ધિ માટે છે. ચઉવિસંથો આવશ્યક વાચિક

શુધ્ધિ માટે છે. કાયિક શુધ્ધિ માટે કાઉસગ્ગ બતાવવામાં આવે છે. કાયા ધર્મનો આધાર અને નિમિત્ત ત્યારે બની શકે છે કે જ્યારે કાયામાં મમતા ન રહે. શરીરની મમતાનો ત્યાગ તેને જ કાઉસગ્ગ કહે છે. જેથી કાઉસગ્ગ ધર્મસાધક હોવાથી તે કાયિક શુધ્ધિ રૂપ છે. એટલા માટે કાયિક શુધ્ધિના કારણે પાંચમો આવશ્યક કાઉસગ્ગનો છે.

## કાઉસગ્ગ એટલે શું ?

કાયાનો ઉત્સર્ગ કરવો એટલે દેહ ભાવનાનો ત્યાગ કરી આત્મ નિરીક્ષણ કે આત્મ ચિંતનમાં લાગી જવું તેને કાયોત્સર્ગ કહેવામાં આવે છે. તેમાં એક આસને મૌનપૂર્વક સ્થિરતાથી રહેવાનું હોય છે. ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાન માટે એકાગ્ર બની શરીરની મમતાનો ત્યાગ કરવો તેનું નામ કાઉસગ્ગ છે.

## કાઉસગ્ગથી શું લાભ થાય છે ?

**પ્રશ્ન-काउस्सग्गेणं भंते ! जीवे किं जणयइ ?**

હે ભગવંત્ ! કાયોત્સર્ગથી જીવને શું લાભ થાય છે ?

**ઉત્તર-काउस्सग्गेणं तीयपडुपन्नं पायच्छित्तं विसोहेइ। विशुध्ध पायच्छिते य जीवे निव्वुयहियए ओहरिय भरुव्व भार वहे पसत्थ झाणोवगए सुहं सुहेणं विहरइ। ઉત્ત. ૨૯/૧૨**

હે શિષ્ય ! કાયોત્સર્ગ કરવાથી જીવાત્મા અતીત અને વર્તમાન કાળના અતિચારોની શુધ્ધિ કરે છે. પ્રાયશ્ચિતથી શુધ્ધ થયેલો જીવ એવા નિવૃત્ત હૃદયવાળો થઈ જાય છે કે જેવો માથેથી ભાર ઉતરતાં ભારવાહક થઈ જાય છે. આવી રીતે નિવૃત્ત હૃદયવાળો થઈને પ્રશસ્ત ધ્યાનને પ્રાપ્ત કરતો સુખપૂર્વક વિચરે છે. કાઉસગ્ગથી શ્લેષ્માદિનો ક્ષય થાય છે. દેહની જડતા દૂર થાય છે. કાઉસગ્ગમાં સ્થિર થયેલ આત્મા ઉપયોગમાં લીન થાય છે. જેથી બુધ્ધિની જડતા પણ દૂર થાય છે. તેનાથી અનુકૂળ અને પ્રતિકૂળ સ્થિતિમાં સમભાવપૂર્વક રહેવાની શક્તિ પ્રગટ થાય છે. ભાવના અને ધ્યાનના અભ્યાસમાં પણ પુષ્ટિ મળે છે. તેનાથી ચિત્ત એકાગ્ર રહે છે. તેનાથી અતિચાર દોષોનું ચિંતન સારી રીતે થાય છે. ચારિત્રની શુધ્ધિ થાય છે. જેથી આ ક્રિયા આત્મહિત માટે મહત્ત્વની છે.

## કાઉસગ્ગના કેટલા પ્રકાર

કાઉસગ્ગના ચાર પ્રકાર છે. ૧. ઈરિયાવહિનો કાઉસગ્ગ. ૨ લોગસ્સનો કાઉસગ્ગ. ૩ નવાણુ અતિચારનો કાઉસગ્ગ ૪. ધર્મધ્યાનનો કાઉસગ્ગ. ઈરિયાવહિનો કાઉસગ્ગ સામાયિક વ્રત અંગિકાર કરતાં અને પારતાં કરવાનો હોય છે. બાકીના ત્રણે કાઉસગ્ગ પ્રતિક્રમણની વિધિમાં કરવામાં આવે છે. દેવસી અને રાયસી પ્રતિક્રમણની વિધિમાં

ચાર ચાર લોગસ્સનો કાઉસગ્ગ થાય છે. પક્ખી પ્રતિક્રમણમાં બાર લોગસ્સનો કાઉસગ્ગ હોય છે. ચૌમાસી પ્રતિક્રમણમાં વીસ લોગસ્સનો કાઉસગ્ગ થાય છે અને સંવત્સરી પ્રતિક્રમણમાં ચાલીશ લોગસ્સનો કાઉસગ્ગ કરવાનો હોય છે. ગૃહસ્થ સાધકો એટલે શ્રાવક–શ્રાવિકાઓની ચંચળતા કે અસ્થિરતાને કારણે સાધુ સંમેલન અને કોન્ફરન્સના અધિવેશનમાં લગભગ ૨૫ વર્ષ પહેલાં સંવત્સરીનું એક પ્રતિક્રમણ અને કાઉસગ્ગની મર્યાદા ઘટાડવામાં આવેલી છે. બારના આઠ, વીસના બાર અને ચાલીશના વીસ લોગસ્સની મર્યાદા કરવામાં આવેલી છે. છતાં ઘણાં ક્ષેત્રોમાં બંનેની વિધિ ચાલે છે. ક્યાંયે બે પ્રતિક્રમણ અને ઘણે એક પ્રતિક્રમણ સંવત્સરીને દિવસે થાય છે. આવા આત્મારાધનાના મંગલ પર્વમાં પણ નાના નાના મત ભેદો ચાલ્યા જ કરે છે. સાધકે મતભેદની ચર્ચામાં ન જતાં જે વિધિ અનુકૂળ લાગે, તેને શાંતિ સમાધિથી કરી લેવી જોઈએ. તિથિ વડે શુધ્ધિ થતી નથી પરંતુ તિથિના દિવસે સમતા પૂર્વક સાધના કરવાથી શુધ્ધિ થાય છે.

હવે છઠ્ઠો આવશ્યક જાણવા તૈયાર થઇ જાવ. તેનું નામ છે પ્રત્યાખ્યાન–પચ્ચક્ખાણ.

## પ્રત્યાખ્યાન શા માટે ?

ઉપરની બધી વિધિઓ તો કરી લીધી પરંતુ ઈચ્છાનો નિરોધ ન થાય ત્યાં સુધી આત્મામાં પાપનો પ્રવેશ એટલે આશ્રવ બંધ થતો નથી. પાપરૂપ અશુધ્ધિથી આત્માને રોકવા માટે પ્રત્યાખ્યાન કરવાની જરૂર છે. પ્રત્યાખ્યાન એ બંધન નથી, પરંતુ ત્યાગ છે.

પહેલો આવશ્યક સામાયિક ચારિત્રરૂપ છે. અરિહંતના ગુણની સ્તુતિરૂપ ચોવીશસ્તવ દર્શન અને જ્ઞાનરૂપ છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ રત્નત્રયના સેવનમાં ભૂલ થતાં, તેની ગુરૂ સાક્ષીએ વંદનાપૂર્વક વિનય ભાવથી આલોચના કરવી જોઈએ. તેથી ત્રીજો આવશ્યક વંદના છે. ગુરૂ સમક્ષ ભૂલની આલોચના કરીને પુનઃ શુભ યોગોમાં આવવા માટે યત્ન કરવો જોઈએ. તેથી વંદના બાદ પ્રતિક્રમણ કહ્યું છે. આટલું કરવા છતાં પણ દોષોની પૂર્ણ શુધ્ધિ ન થાય તો કાઉસગ્ગનો આશ્રય લેવો જોઈએ, કે જે પ્રાયશ્ચિતનો એક પ્રકાર છે. કાઉસગ્ગ કર્યા પછી પૂર્ણ રીતે દોષોની શુધ્ધિ ન થાય તો તેને માટે અને ગુણ ધારણ માટે પ્રત્યાખ્યાન કરવા જોઈએ. આવી રીતે આવશ્યકના છ ભેદ પરસ્પર સંબંધિત છે અને કાર્યકારણ ભાવથી વ્યવસ્થિત છે.

## પ્રત્યાખ્યાન એટલે શું ?

દ્રવ્ય અને ભાવથી આત્મા માટે અનિષ્ટકારી અને ત્યાગવા યોગ્ય અન્ન વસ્ત્રાદિ તથા અજ્ઞાન કષાયાદિનો મન, વચન, કાયાથી યથાશક્તિ ત્યાગ કરવો તે પ્રત્યાખ્યાન છે.

અન્નાદિ વસ્તુઓના પરિત્યાગને ત્યારે જ વાસ્તવિક પ્રત્યાખ્યાન ગણી શકાય

કે જ્યારે રાગ-દ્વેષ અને કષાયોની મંદતા વર્તે અને જ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ થાય. તેથી "ગુણધારણ" એ પ્રત્યાખ્યાનનો પર્યાયવાચી શબ્દ છે.

### પ્રત્યાખ્યાનથી શું લાભ થાય છે ?

**પ્રશ્ન-पच्चक्खाणेणं भन्ते! जीवे किं जणयइ?**

હે ભગવંત્! પ્રત્યાખ્યાન કરવાથી જીવને શું લાભ થાય છે?

**ઉત્તર-पच्चक्खाणेणं आसवदाराइं निरुंभइ। (पच्चक्खाणेणं इच्छानिरोहं जणयइ। इच्छानिरोहं गए य णं जीवे सव्वदव्वेसु विणीय तण्हे सीइभूए विहरइ)**

ઉત્ત. ૨૯/૧૩

હે શિષ્ય! પ્રત્યાખ્યાનથી જીવ આશ્રવદ્વારોનો નિરોધ કરે છે. તેનાથી જીવ ઈચ્છા નિરોધ કરે છે. ઈચ્છા નિરોધ કરાયેલો જીવ સર્વ દ્રવ્ય પદાર્થમાં તૃષ્ણા રહિત અને શાંત થઈને વિચરે છે.

પ્રત્યાખ્યાનથી સંયમની પ્રાપ્તિ થાય છે. સંયમથી આશ્રવનો નિરોધ થાય છે. સંવરથી તૃષ્ણાનો નાશ થાય છે. તેના નાશથી અનુપમ ઉપશમ ભાવ (મધ્યસ્થ પરિણામ) આવે છે. ઉપશમ ભાવથી પ્રત્યાખ્યાન શુધ્ધ થાય છે અને ચારિત્રધર્મ પ્રગટ થાય છે. ચારિત્ર ધર્મથી કર્મોની નિર્જરા થાય છે. કર્મનિર્જરાથી અપૂર્વ કરણ પ્રાપ્ત થાય છે. અપૂર્વ કરણથી કેવળજ્ઞાન અને કેવળજ્ઞાનથી અનંતસુખ તથા આનંદમય મોક્ષનો લાભ મળે છે.

### પ્રત્યાખ્યાન વિશુધ્ધિના છ પ્રકાર છે.

વિશુધ્ધિ એટલે સંશોધન. છ જાતની વિશુધ્ધિથી યુક્ત પાળેલ પ્રત્યાખ્યાન શુધ્ધ અને દોષ રહિત હોય છે. તે વિશુધ્ધિઓને તમારે જાણવી છે?

**૧ શ્રધ્ધાન વિશુધ્ધિ**-સાધુના પાંચમૂળ ગુણોના, દશ ઉત્તર ગુણોના અને શ્રાવકના બાર વ્રતોના પ્રત્યાખ્યાન, ચાર યામ અથવા પાંચ યામ વાળા જે તીર્થંકરના શાસનમાં જેટલા કહ્યા છે, તે અને તેના સુભિક્ષ, દુર્ભિક્ષ, પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સંધ્યાકાળ આદિ માટે જેવું વિધાન બતાવેલ છે. તેને તે પ્રમાણે જ સમજી શ્રધ્ધા કરવી તે શ્રધ્ધાન વિશુધ્ધિ છે.

**૨ જ્ઞાન વિશુધ્ધિ**-જિનકલ્પ, સ્થવિરકલ્પ, મૂળ ગુણ, ઉત્તર ગુણ તથા પ્રાતઃકાળ આદિમાં જે સમયે જે પ્રત્યાખ્યાનનું જેવું સ્વરૂપ હોય તેને બરાબર તેવું જાણવું, તે જ્ઞાન વિશુધ્ધિ છે.

**૩ વિનય વિશુધ્ધિ**-મન, વચન અને કાયાથી સંયત હોવા છતાં પ્રત્યાખ્યાન કરતી વખતે જેટલી વંદનાનું વિધાન છે, તે પ્રમાણે વંદનાદિ કરવાં તે વિનય વિશુધ્ધિ છે.

**૪ અનુભાષણા વિશુદ્ધિ**-પ્રત્યાખ્યાન કરતી વખતે ગુરૂની સામે હાથ જોડી બેસવું. ગુરૂના કહેવા પ્રમાણે પાઠ બરાબર બોલવા તથા ગુરૂ જ્યારે "વોસિરેહ" કહે ત્યારે "વોસિરામિ" આદિ યથા સમય કહેવું છે અનુભાષણ વિશુદ્ધિ છે.

**૫ અનુપાલના વિશુદ્ધિ**-ભયંકર વનમાં, દુર્ભિક્ષ અથવા બિમારી આદિમાં પણ વ્રતનું યથોચિત પાલન કરવું. તે અનુપાલન વિશુદ્ધિ છે.

**૬ ભાવ વિશુદ્ધિ**-રાગ, દ્વેષ અને પરિણામ રૂપ દોષથી રહિત પ્રત્યાખ્યાનનું પાલન કરવું, તે ભાવ વિશુદ્ધિ છે. આ પ્રત્યાખ્યાનથી અમુક વ્યક્તિની પૂજા થાય છે, હું પણ તેમ જ કરૂં. જેથી હું પણ પૂજાવું આવું વિચારી પ્રત્યાખ્યાન કરવા તે રાગ છે. હું એવા પ્રત્યાખ્યાન કરૂં, જેથી સર્વે મારી તરફ ઝુકે, અન્ય સાધકનો આદર સત્કાર ન થાય, આવી રીતે અન્ય પ્રત્યે દ્વેષભાવ રાખી પ્રત્યાખ્યાન કરવા તે દ્વેષ છે. ઐહિક કે પારલૌકિક કીર્તિ કે વર્ણ યશ, શબ્દ, ધન આદિની પ્રાપ્તિ રૂપ કોઈ પણ ફળની ઇચ્છાથી કરેલ પ્રત્યાખ્યાનમાં પરિણામ દોષ છે.

આવી વિશુદ્ધિઓ સહિત પ્રત્યાખ્યાન સર્વથા શુદ્ધ માનવામાં આવે છે.

ઠાણાંગ સૂત્ર

પ્રત્યાખ્યાન કરવાનો હેતુ મહા ઉત્તમ અને સૂક્ષ્મ છે. પ્રત્યાખ્યાન નહીં કરવાથી ગમે તે વસ્તુ ન ખાઓ કે ન ભોગવો તેથી કંઈ ત્યાગનો લાભ મળતો નથી. કારણ કે તમોએ ઇચ્છાનું રૂંધન કર્યું નથી. તમો રાત્રિ ભોજન કરતાં નથી, પરંતુ તેમ તેનો ત્યાગ પણ નથી. તો તેનું ફળ ન મળે. તમારી ઈચ્છા ખુલ્લી છે. જેમ કે તમારા બ્લોકનો દરવાજો ખુલ્લો હોય તો કૂતરો બિલાડી કે કોઈ માણસ ચાલ્યો આવશે. તેમ ઇચ્છાના દ્વાર ખુલ્લાં હોય તો કર્મ પ્રવેશ કરે છે.

## પ્રત્યાખ્યાન પાળવાના છ અંગ છે.

છ અંગોથી પ્રત્યાખ્યાનની આરાધના કરવી જોઈએ.

**૧ ફાસિયં (સ્પૃષ્ટ)**-ગુરૂજનો પાસેથી વિધિપૂર્વક પ્રત્યાખ્યાન કરવો.

**૨ પાલિયં (પાલિત)**-પ્રત્યાખ્યાનનો વારંવાર ઉપયોગ કરી, તેની રક્ષા કરવી.

**૩ સોહિયં (શોભિત)**-ગુરૂજનોને દાન આપી પછી સ્વયં ભોજન કરવું.

**૪ તીરિયં (તીરિત)**-લીધેલા પ્રત્યખ્યાનનો સમય પૂર્ણ થવા છતાં પણ થોડી વાર પછી ભોજન કરવું

**૫ કિટ્ટિયં (કીર્તિત)**-ભોજન આદિ પ્રારંભ કરવા પહેલાં, પ્રત્યાખ્યાનને સંભાળી જઈ નિશ્ચય કરવો કે મેં આ પ્રત્યાખ્યાન લીધું હતું, તે હવે પુર્ણ થાય છે.

૬ **આરાહિયં (આરાધિત)**-સર્વ દોષોથી દૂર રહી ઉપર બતાવેલ વિધિ અનુસાર પ્રત્યાખ્યાન પૂર્ણ કરવું.

(હરિભદ્રીયાવશ્યક અ. ૬ નિર્યુક્તિ ગાથા. ૧૫૯૩)

## પોરસીના છ આગાર છે.

સૂર્યોદયથી માંડી એક પહોર સુધી ચારે પ્રકારના આહારનો ત્યાગ કરવો તે પોરસી પચ્ચક્ખાણ છે.

છદ્મસ્થ વ્યક્તિ ઘણી વખતે વ્રત પાળવામાં ભૂલ કરે છે. પ્રત્યાખ્યાનનું વિસ્મરણ થઈ જવાથી કે એવા અન્ય કોઈ કારણથી વ્રત પાલનમાં બાધા આવવાનો સંભવ છે. તે વખતે વ્રત ન તૂટે તે વાત ધ્યાનમાં રાખી પ્રત્યેક પચ્ચક્ખાણ સંભવિત દોષોના આગાર પહેલેથી જ રાખવામાં આવે છે. પોરસીના છ આગાર છે. તમારે જાણવા છે, તો સાંભળો !

૧ **અનાભોગ**-વ્રતનું વિસ્મરણ થવાથી ભોજનાદિ કરવામાં આવે છે.

૨ **સહસાકાર**-વરસાદ પડતાં કે દહીં વલોવતાં, રોકવા છતાં, જળ કે છાશ આદિ ત્યાગ કરેલ વસ્તુઓનું અકસ્માત મોઢામાં પડી જવું.

૩ **પ્રચ્છન્નકાળ**-વાદળ છવાયેલ હોય, આંધી (વંટોળ) આવેલ હોય, પહાડ વગેરેની વચ્ચે સૂર્ય આવી જવાથી તેને જોઈ શકાતો ન હોય, અધુરા સમયે પોરસીનો સમય આવી ગયો જાણીને, પાળી હોય તો તેનો આગાર છે. પરંતુ ભોજન કરતી વખતે ખબર પડે કે પોરસી હજુ પૂરી થઈ નથી. તો તે જ સમયે ભોજન કરવું છોડી દેવું જોઈએ ત્યારબાદ પોરસી આવી ગયે ભોજન કરવું જોઈએ. પોરસી અધૂરી છે. તેની જાણ થયાં છતાં ભોજન કરવામાં આવે તો પ્રત્યાખ્યાન ભંગનો દોષ લાગે છે.

૪ **દિશામોહ**-પૂર્વને પશ્ચિમ સમજી, પોરસી ન આવી હોય છતાં ભોજન કરવું. અશનાદિ કરતી વખતે વચ્ચમાં દિશાનો ભ્રમ દૂર થઈ જાય તો તે જ વખતે આહારાદિ લેવાનું બંધ કરી દેવું જોઈએ. જાણ્યાં છતાં અશનાદિનું સેવન કરવાથી વ્રત ભંગનો દોષ લાગે છે.

૫ **સાધુ વચન**-પોરસી આવી ગઈ એવું આપ્ત પુરૂષના કહેવા પર પોરસી પાળવામાં આવે છે. તેમાં પણ કોઈના કહેવાથી કે અન્ય કોઈ કારણે બાદમાં માલુમ પડે કે હજુ પોરસી આવી નથી. તો તેજ સમયે આહારાદિ છોડી દેવા જોઈએ, નહીં તો વ્રતનો ભંગ થાય છે.

૬ **સર્વસમાધિ પ્રત્યયાકાર**-તીવ્ર રોગની ઉપશાંતિ માટે ઔષધાદિ લેવા નિમિત્તે નિર્ધારિત સમય પહેલાં પચ્ચક્ખાણ પાળી લેવામાં આવે છે.

(હરિભદ્રીયાવશ્યક અ. ૬)

### પ્રત્યાખ્યાનના બે પ્રકાર

૧ કોઈ મનથી પ્રત્યાખ્યાન લે છે. ૨ કોઈ વચનથી પ્રત્યાખ્યાન લે છે.

૧ કોઈ લાંબા કાળનું પ્રત્યાખ્યાન કરે છે. ૨ કોઈ ટૂંકા કાળનું પ્રત્યાખ્યાન કરે છે.

### પ્રત્યાખ્યાનના ત્રણ પ્રકાર

૧ કોઈ મનથી ૨ કોઈ વચનથી ૩ કોઈ કાયાથી પ્રત્યાખ્યાન લે છે.

૧ કોઈ દીર્ઘ કાળનું, ૨ કોઈ અલ્પ કાળનું, ૩ કોઈ કામને રોકવાનું પ્રત્યાખ્યાન લે છે.

### પ્રત્યાખ્યાનના દશ પ્રકાર

**અનાગત પ્રત્યાખ્યાન**- ભવિષ્યમાં તપઃ કર્મ આદિમાં બાધા આવશે. એમ ધારી પ્રથમથી જ કરી લેવાનું પ્રત્યાખ્યાન તે અનાગત પ્ર. કહેવાય છે.

૨. **અતિક્રાન્ત, પ્રત્યાખ્યાન**-વર્તમાન તપઃ કર્મ આદિ ન કરી શકાયું હોય તો તેને બદલે પાછળથી કરવું. તે અતિક્રાંત પ્રત્યાખ્યાન કહેવાય છે.

૩. **કોટી સહિત પ્રત્યાખ્યાન**-એક પ્રત્યાખ્યાન જે વખતે પુરૂં થતું હોય ત્યાંથી જ બીજાની શરૂઆત કરવામાં આવે તે કોટી સહિત પ્રત્યાખ્યાન કહેવાય છે.

૪. **નિયન્ત્રિત પ્રત્યાખ્યાન**-દરેક માસના અમુક દિવસે કરવાના તપની પ્રતિજ્ઞા તે નિયન્ત્રિત પ્રત્યાખ્યાન કહેવાય છે.

૫. **સાગાર પ્રત્યાખ્યાન**-મર્યાદાઓ કે અજાણતાં ભંગ થાય, રાજાજ્ઞા થાય, રોગી થાઉં ઈત્યાદિ અપવાદો સાથે લેવામાં આવતાં પ્રત્યાખ્યાન તેને સાગાર પ્રત્યાખ્યાન કહેવાય છે.

૬. **અનાગાર પ્રત્યાખ્યાન**-કોઈ પણ મર્યાદા કે આગાર રાખ્યા વિના જે પ્રત્યાખ્યાન લેવામાં આવે તે અનાગાર પ્રત્યાખ્યાન કહેવાય છે.

૭. **પરિમાણકૃત પ્રત્યાખ્યાન**-જે પ્રતિજ્ઞામાં દત્તિ, ભિક્ષા લેવાનાં ઘર, ભિક્ષામાં લેવાનું દ્રવ્ય ઈત્યાદિનું પરિમાણ નક્કી કરી લેવામાં આવતાં પ્રત્યાખ્યાન તે પરિમાણ કૃત પ્રત્યાખ્યાન કહેવાય છે.

૮. **નિરવશેષ પ્રત્યાખ્યાન**-સર્વ પ્રકારનાં અશનાદિનો ત્યાગ કરવો તેને નિરવશેષ પ્રત્યાખ્યાન કહેવાય છે.

૯. **સંકેતક પ્રત્યાખ્યાન**-કાંઈક નિશાન રાખી કરાયેલું પ્રત્યાખ્યાન તેને સંકેતક પ્રત્યાખ્યાન કહેવાય છે.

૧૦. **અદ્ધા પ્રત્યાખ્યાન**-કાળની અપેક્ષાથી કરાયેલું પ્રત્યાખ્યાન તે અધ્ધા પ્રત્યાખ્યાન કહેવાય છે.

## પ્રત્યાખ્યાન કેટલા પ્રકારનાં હોય છે.

પ્રત્યાખ્યાન અનેક પ્રકારના હોય છે. જેને કોઈપણ પ્રકારના વ્રત કે નિયમ ન હોય તેને શ્રમણોપાસક કે શ્રાવક કહી શકાય નહીં. પ્રત્યેક જૈન ભાઈ બેનોને સપ્ત વ્યસન જેવા કે ૧. જુગાર ૨. માંસભક્ષણ ૩. મદિરાપાન ૪. વેશ્યાગમન ૫. શીકાર ૬. ચોરી ૭. પરસ્ત્રી નો તો અવશ્ય ત્યાગ હોવો જોઈએ.

**દશ પ્રત્યાખ્યાનના નામો**:-૧. નૌકારશી ૨. પોરસી ૩. પુરિમડ્ઢ ૪. એકાસણું ૫. એકલઠાણુ ૬. આયંબિલ ૭. ઉપવાસ ૮. ચૌવિહાર ૯. અભિગ્રહ ૧૦. નીવિ વગેરે અનેક પ્રકારના પ્રત્યાખ્યાન હોય છે.

## પ્રત્યાખ્યાનના મહાફળનો વિચાર કરો!

સવારના જઘન્ય (ઓછામાં ઓછું) નવકારશી પચ્ચક્ખાણ અને સાંજનાં ચઉવિહારના પચ્ચક્ખાણ કરનાર આત્માને તિર્યંચ અને નરકગતિમાં જવું પડતું નથી.

નવકારશી આદિ પચ્ચક્ખાણ કરનારને કેવો અને કેટલો સુંદર લાભ થાય છે, તે અવશ્ય જાણો!!!

નરક ગતિમાં રહેલો આત્મા અકામ નિર્જરા વડે (ધર્મની ભાવના વિના જ દુઃખો સહન કરવામાં આવે છે, અને તેનાથી જે કર્મો ક્ષય થાય છે. તેને અકામ નિર્જરા કહેવાય છે.)ખેસીતમ અસહ્ય દુઃખોને સહન કરવાથી સો વર્ષમાં જેટલા કર્મો ખપાવે છે, તેટલા જ કર્મો માત્ર નવકારશીનું પચ્ચક્ખાણ કરનાર ખપાવી શકે છે.

**નવકારશીથી** એક સો વર્ષના કર્મોનો ક્ષય થાય છે.

**પોરસીથી** એક હજાર વર્ષના કર્મોનો ક્ષય થાય છે.

**સાર્ધ પોરસીથી** દશ હજાર વર્ષના કર્મોનો ક્ષય થાય છે.

**પુરિમૂઢ પોરસીથી** એક લાખ વર્ષના કર્મોનો ક્ષય થાય છે.

**એકાસણાથી** દશ લાખ વર્ષનાં કર્મોનો ક્ષય થાય છે.

**નિવિથી** એક ક્રોડ વર્ષનાં કર્મોનો ક્ષય થાય છે.

**એકલઠાણાથી** (માત્ર મુખ અને હાથ સિવાય કોઈ અંગ હલવું ન જોઈએ અને ઠામ ચૌવિહાર કરવો જોઈએ.) દશ ક્રોડ વર્ષના કર્મોનો ક્ષય થાય છે.

**એકલદત્તથી** (પહેલી વખત થાળીમાં જે ભોજન પીરસાય, તેટલું જ જમીને ઉઠી જવાનું હોય છે.) સો ક્રોડ વર્ષનાં કર્મોનો ક્ષય થાય છે.

**આયંબીલથી** એક હજાર ક્રોડ વર્ષના કર્મોનો ક્ષય થાય છે.

**ઉપવાસથી** દશ હજાર ક્રોડ વર્ષનાં કર્મોનો ક્ષય થાય છે.

આ પ્રમાણે એક એક ઉપવાસની વૃદ્ધિએ દશ ગણા વર્ષો વધારતાં જવું. નરકના ઘોર દુઃખોના ભોગવટાથી જે કર્મો ક્ષય પામે છે, તેટલા કર્મોનો ઉપર જણાવેલ તપસ્યા કરવાથી ક્ષય થઈ જાય છે.

પ્રત્યેક ભાઈ બેનોએ યથાશક્તિ વ્રત, નિયમ અને પ્રત્યાખ્યાન કરવા જોઇએ. કર્યા પછી તેનું પાલન કરવા સૌએ ઉદ્યમશીલ બનવું જોઈએ. રોજ ન બને તો પર્વ તિથિએ પણ શક્તિ પ્રમાણે પ્રત્યાખ્યાન કરવા ભૂલવું ન જોઇએ.

હવે આ છ આવશ્યકની વિવેચના પૂર્ણ થાય છે. પ્રત્યેક શ્રાવક-શ્રાવિકાએ ઉભય કાળ છએ આવશ્યક કરવા જોઈએ. છતાં પણ સાધુ-સાધ્વીજીઓને તો બંને કાળ કરવું અનિવાર્ય છે. જેમ કે સ્વચ્છ કપડાં ઉપર ડાઘ લાગવાની શંકા રહે છે. અથવા તો ધનવાનને લુંટારાનો ભય વિશેષ રહે છે. તે રીતે શુધ્ધ ચારિત્રધારી જ્ઞાન આદિ ગુણોથી વિભૂષિત સાધુઓને પાપનો ભય બહુજ રહે છે. તે માટે પાપોને રોકવાની ક્રિયામાં સાધુઓએ તો સદા સાવધાન રહેવાની ઘણી જરૂર છે.

પ્રશ્ન-રોજના પાપ દોષથી મુક્ત થવા માટે દેવસીય અને રાયસીય પ્રતિક્રમણની વિધિ બતાવવામાં આવી છે છતાં પકખી, ચૌમાસી અને સંવત્સરી પ્રતિક્રમણ કરવાની શી જરૂર છે?

ઉત્તર-જેવી રીતે લોક વ્યવહારમાં બે વાર ભોજન બનાવવામાં આવે છે, તેમ છતાં પણ તહેવાર અને ઉત્સવના દિવસે ખીર, દુધપાક, શ્રીખંડ, મીઠાઈ વગેરે તૈયાર કરવામાં આવે છે. જેવી રીતે મનુષ્યો હંમેશા પોતાના મકાનની સફાઈ રોજ રોજ કરે છે. છતાં પણ દિવાળી વગેરે તહેવારોમાં વિશેષ પ્રકારે સાફસુફી કરે છે. એવી જ રીતે દેવસી અને રાયસી પ્રતિક્રમણ કરવા છતાં પણ અજાણપણે, શરમથી મંદ પરિણામ આદિ કારણોથી અથવા અજ્ઞાનથી જો પાપોની પૂર્ણ શુધ્ધિ ન થઈ હોય તો પાક્ષિક વગેરે પ્રતિક્રમણોમાં ભૂતકાળમાં લ.ગેલા અતિચાર અને અનાચારના સ્મરણ કરવાથી હિંસા વગેરેના ત્યાગની અધિક ભાવના જાગૃત થાય છે અને સંપૂર્ણપણે સારી રીતે પાપની શુધ્ધિ થાય છે. કહેવામાં આવ્યુ છે કે-

जह गेहं पइदिवसंपि, सोहियं तहवि पक्खसंधीसु ।
सोहिज्जइ सविसेसं, एवं इह यावि नायव्वं ॥ १

જેવી રીતે તમો તમારા ગૃહને રોજ રોજ સાફ કરો છો છતાં પણ તહેવારોમાં વધારે સાફ કરવું પડે છે તે ન્યાયે રોજ રોજ પ્રતિક્રમણ કરવા છતાં પકખી આદિના પર્વમાં પણ પ્રતિક્રમણ અવશ્ય કરવું જોઈએ.

પ્રશ્ન : જયારે સંવત્સરી પ્રતિક્રમણ કરવાનું ફરમાન છે, તો પછી દેવસી, રાયસી

પ્રતિક્રમણ કરવાની શી જરૂર છે? વર્ષ દરમ્યાન જે પાપો થાય તેનું નિવારણ વર્ષને અંતે સાંવત્સરિક પ્રતિક્રમણ કરવાથી થઈ જાય છે.

ઉત્તર : જેવી રીતે કપડા ઉપર લાગેલા ડાઘને તુરત સાફ કરી લેવાથી, તે કપડું સાફ થઈ જાય છે. તે પ્રમાણે દેવસી આદિ પ્રતિક્રમણ કરવાથી જે કોઈ પાપ દોષ લાગ્યા હોય તેની તત્કાળ શુદ્ધિ થઈ જાય છે. જેના વડે ચારિત્ર શુદ્ધિ અત્યન્ત વિશુદ્ધ થઈ જાય છે. સમય વીતી ગયા પછી જો પ્રતિક્રમણ કરવામાં આવે તો લાગેલા દોષોનું વિસ્મરણ (ભૂલી જવું) થવાનો પ્રસંગ આવે છે. જેથી પાપ શુદ્ધિ માટે દેવસી, રાયસી પ્રતિક્રમણ રોજ રોજ અવશ્ય કરવું જોઈએ.

પ્રથમ તો આપણે ઈચ્છીએ કે તીવ્ર ઉપયોગની અખંડ પરિણતિ અને અવિચલ અવસ્થા દ્વારા પાપનો લેપ પણ લાગવા જ દેવો ન જોઈએ પરંતુ પ્રમાદ આદિ દોષોના કારણે પાપ થઈ જાય તો તે જ સમયે પશ્ચાતાપાદિ દ્વારા તેનો નાશ કરી દેવો જોઈએ. અથવા તો તે સમયે પશ્ચાતાપાદિ ન કરી શકાય તો દેવસી, રાયસી વગેરેના ક્રમ પ્રમાણે પ્રતિક્રમણ દ્વારા પાપનો નાશ કરી દેવો જોઈએ એ જરૂરી વાત છે.

જો વિશેષ, બલવાન પ્રમાદ આદિના કારણે આગળ જે સમય કહ્યો છે તે ભૂલી જવાય અથવા આગળ કહ્યા પ્રમાણે પ્રતિક્રમણ ક્રિયા ન બની શકે તો સંવત્સરીના અંતમાં તમો સૌએ શુદ્ધ અંતઃકરણ થઈને એક વર્ષ સુધીમાં થયેલા પાપ દોષોને યાદ કરી, પ્રતિક્રમણ અવશ્ય કરવું જ જોઈએ. એ પ્રમાણે કરવામાં ન આવે તો લાગેલા દોષો અને પાપ વજ્રલેપ જેવાં થઈ જશે. પાપથી પોતાને બચવાનું મુશ્કેલ થઈ પડશે.

## પ્રતિક્રમણ ક્યારે અને કોને કરવાનું હોય છે?

स पडिक्कमणो धम्मो, पुरिमस्स य पच्छिमस्स य जिणस्स।
मज्झिमयाण जिणाणं, कारण जाए पडिक्कमणं ॥

જેવી રીતે એકદમ બંધ કરેલા મકાનમાં પણ કોઈને કોઈ પ્રકારે ધુળ માટી પ્રવેશી જાય છે. તેવી રીતે સાધુઓને પૂર્ણ રીતે યથાખ્યાત ચારિત્ર ન હોવાથી અને પ્રમાદનું અસ્તિત્વ હોવાથી સૂક્ષ્મ કે સ્થુલ અતિચાર લાગી જ જાય છે. જેથી જીનેશ્વર ભગવંતે આજ્ઞા ફરમાવેલી છે કે પ્રથમ અને અંતિમ તીર્થંકરોના સાધુઓએ બંને કાળ પ્રતિક્રમણ અવશ્ય કરવું જોઈએ અને મધ્યમ બાવીસ તીર્થંકરોના સંતોએ જ્યારે દોષ લાગે ત્યારે કરી લેવું જોઈએ.

પ્રશ્ન : પ્રતિક્રમણ તો જેને વ્રત લીધેલા હોય તેને કરવાની જરૂર છે કે અવૃત્તિ (જેને વ્રત ન લીધાં હોય તે) ને પણ કરવું જોઈએ?

ઉત્તર : વ્રતી હોય, કે અવ્રતિ હોય, સૌએ પ્રતિક્રમણ કરવું જોઈએ પ્રતિક્રમણ કરવામાં કોઈને દોષ નથી લાગતો. અવ્રતિ પ્રતિક્રમણ કરશે તો તેને પ્રતિક્રમણનું મહત્ત્વ સમજાશે. વ્રત નથી લીધા, તેનો પશ્ચાતાપ થશે. વ્રત ગ્રહણ કરવાનું મહત્ત્વ સમજાશે. છેવટે વ્રત લઇ મહાલાભને મેળવી જશે. જેથી સૌએ પ્રતિક્રમણ કરવું જ જોઈએ.

**આ છ આવશ્યક અંગોનું દર્શન તે ગૃહજીવનનું માધુર્ય અને ત્યાગ જીવનની સૌરભ છે.**

જેઓ બંને વખત ભાવપૂર્વક પ્રતિક્રમણ કરી આત્માને શુધ્ધ બનાવતાં ઉત્કૃષ્ટ રસને ઉપજાવે તો તેઓ તીર્થંકર નામ ગોત્રને ઉપાર્જન કરી શકે છે.

મહાબળમુનિ આવાં છએ અંગોવાળા આવશ્યકની ભાવપૂર્વક વિધિ સહિત આરાધના કરે છે. હવે બારમો બોલ શું છે ? તેની સાધના કેવી રીતે કરશે. તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.



## ૫૧

# નિરતિચાર વ્રતપાલના

(ભાદરવા સુદ ૯ તા. ૨-૯-૭૬ ગુરૂવાર)

દુનિયામાં ભોગોપભોગની અનેક વસ્તુઓ જોવામાં આવે છે. તે સર્વે પદાર્થો ખાવા કે ભોગવવામાં આવતા નથી, છતાં મનુષ્યની તે ઉપરની તૃષ્ણા તો બની જ રહે છે. તે તૃષ્ણાનો ક્યાંય કિનારો દેખાતો નથી. ઈચ્છાનો નિરોધ ન થાય ત્યાં સુધી સંતોષનો ગુણ પ્રકટે નહીં અને સંતોષ થતો નથી તેથી પાપનો પ્રવાહ સતત ચાલુ રહે છે.

આપણા આત્માએ ભવભ્રમણ કરતાં કરતાં ભૂતકાળમાં અનંતાનંત ભવો કર્યા અને તેમાં પાપકર્મો માટે અનંત સાધનો જોડયા, એટલું જ નહીં પરંતુ કેટલેક સ્થળે એકેન્દ્રિયાદિ પણે આપણું શરીર પણ તે પાપકર્મના હથિયાર રૂપ બન્યું. તેથી આપણા આત્માએ ઈચ્છાપૂર્વક તે પાપનાં સાધનો કે ભૂતકાલીન શરીરો ઉપરથી મમત્વ, મોહ કે મૂર્ચ્છાભાવ ઉતારી, તેનો સમજપૂર્વક ત્યાગ કર્યો ન હોય, આત્માએ તેના પરનું સ્વામિત્વપણું-માલિકી-મમતા ચાલુ જ રાખી હોય તો તેથી થતાં પાપકર્મોની બધી ક્રિયા અવિરત આપણાં આત્માને લાગ્યે જાય છે.

માણુસ પોતાની શક્તિ પ્રમાણેનો પ્રતિબંધ-પ્રત્યાખ્યાન કરી શકે. અમુક પ્રસંગ માટેની કે અમુક જાતની જરૂરિયાત માટેની છૂટ રાખી પ્રતિજ્ઞા લઈ શકે કે જેથી જેટલે અંશે પ્રતિજ્ઞા હોય તેટલે અંશે મન ભટકતું બંધ થાય અને તેટલે અંશે પાપકર્મ આવતાં પણ અટકે છે.

**પાપનું આવવું તેનું નામ અવ્રત, પાપનું અટકવું તે વ્રત**
**પાપનું આવવું તેનું નામ આશ્રવ, પાપનું અટકવું તે સંવર**

વ્રત એ માનવ જીવનની મૂલ્યવાન મૂડી છે. આવી મૂડીનું રક્ષણ કરી, તેનો સદુપયોગ કરવો એ સજ્જનોનો ધર્મ છે.

ભગવાન મહાવીરે શાસ્ત્રમાં બે પ્રકારનો ધર્મ ફરમાવેલ છે.

धम्मे दुविहे पण्णत्ते तंजहा आगारो अणगारो वा ।

ધર્મ બે પ્રકારના ફરમાવ્યા છે ૧ આગાર ધર્મ અને ૨ અણગાર ધર્મ **અણગાર ધર્મ** – સાધુઓનો ધર્મ કે જેમાં કોઈપણ જાતની છુટ કે થોડી પણ મર્યાદા વગર સર્વ રીતે વ્રત અંગિકાર કરવાના હોય છે. જેને અણગાર ધર્મ અથવા સર્વ વિરતિ ચારિત્રધર્મ કહેવાય છે. સાધુઓને આવો અણગાર ધર્મ પાંચ પ્રકારનો પાળવાનો હોય છે. જેને પંચ મહાવ્રત કહેવાય છે.

**આગાર ધર્મ** : ગૃહસ્થોનો ધર્મ કે જેમાં કોઈપણ જાતનો આગાર-છુટ કે મર્યાદા રાખવામાં આવે છે. તેને દેશ વિરતિ કહેવાય છે. શ્રાવકોને માટે આવા મર્યાદા વાળા પાંચ અણુવ્રતો ત્રણ ગુણ વ્રતો અને ચાર શીક્ષા વ્રત બતાવવામાં આવ્યા છે. પ્રતિક્રમણના પાઠમાં આવે છે ને? બોલો! કયા પાઠમાં છે? "ઇચ્છામિ ઠામિ"ના પાઠમાં છે.

पंचण्हमणुव्वयाणं, तिण्हं गुणव्वयाणं, चउण्हं सिक्खाव्वयाणं बारस्स विहस्स सावग धम्मस्स ।

શ્રમણોપાસક-શ્રાવક ધર્મના બાર વ્રત બતાવવામાં આવ્યા છે. તે પાંચ અણુ વ્રત, ત્રણ ગુણ વ્રત અને ચાર શિક્ષા વ્રત હોય છે. આ બારે વ્રત શ્રાવકોએ મર્યાદા વડે પોતાની શક્તિ અનુસાર પ્રત્યાખ્યાન કરીને પાળવાનાં હોય છે.

**સાધુના પંચમહાવ્રત હીરા સમાન અખંડ છે અને શ્રાવકના બારવ્રત તે સોના સમાન છે.**

ઝવેરી બજારમાં વેપારીને ત્યાં કોઈ વ્યક્તિ હીરો ખરીદવા જાય ત્યારે હીરો અખંડ રીતે પૂર્ણ ખરીદવાનો હોય છે. તેના ભાગ કે ટુકડા વેંચાતા કે ખરીદાતા નથી. શું આ વાત તમો નથી જાણતાં? પરંતુ સોનું ખરીદનાર તો જેટલું ચાહે

તોલો, અર્ધો તોલો પણ ખરીદી શકે છે. તેવી રીતે સાધુના મહાવ્રત અંગિકાર કરનારને કોઈ જાતનો આગાર આપવામાં આવતો નથી. તેણે તો હીરાની જેમ પૂર્ણ રૂપે પાળવાના હોય છે. શ્રાવકના વ્રત તો સોનાની જેમ શક્તિ અનુસાર મર્યાદા રાખીને પાળવાના હોય છે.

જ્ઞાતાધર્મકથાંગ સૂત્રમાંથી ભગવાન મલ્લિનાથનો અધિકાર ચાલી રહ્યો છે. મહાબળમુનિ આદિ સંતો સાથે વિચરતાં સંયમ-તપધર્મની અનુપાલના કરતાં થકાં વીસ બોલની આરાધના કરે છે. ગઈ કાલે અગીયારમાં બોલની વિવેચના થઈ ગઈ. આજે હવે બારમો બોલ "सीलव्वए निरइयारे" નિરતિચાર શીલવ્રતનું પાલન કરવું તે ઉપર વિવેચન થશે.

સાધક આત્માએ ગ્રહણ કરેલા વ્રતમાં ચાર પ્રકારના દોષની સંભાવના હોય છે. અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અણાચાર આ ચારે વિષે ગઈ કાલે કહેવામાં આવેલું છે. વ્રતોમાં ઉપયોગ ન રહે ત્યારે આવા દોષ સેવાઈ જાય છે. આવા દોષોનું નિવારણ તો પ્રતિક્રમણ, આલોચના અને પ્રાયશ્ચિત દ્વારા થાય છે, તે તમો કાલે સાંભળી ગયા.

સંસારી-ગૃહજીવનમાં પાંચે પ્રકારની પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના જીવોની હિંસા તો લાગે જ છે. સાથે સાથે જીવદયાનો ઉપયોગ રાખવામાં ન આવે તો વાંદા, મચ્છર આદિ અનેક જીવાતનો પણ દોષ લાગે છે. મુંબઈમાં ઘરે ઘરે વાંદાનો ઉપદ્રવ ઘણો હોય છે. મચ્છર, માંકડ થાય છે. આવા ત્રસજીવો કોને ત્યાં ઉત્પન્ન થાય છે ? જે લોકો વિવેકપૂર્વક, જતના દ્વારા ચીજ વસ્તુને ન સંભાળે અને વિવેક સાથે સ્વચ્છતા ન રાખે તો, જીવોત્પત્તિ થવાની સંભાવના છે. આવા જીવોની હિંસા પણ થઈ જાય છે. જેથી પાપ-દોષની સેવના પછી શુદ્ધ થવા માટે આવશ્યક ક્રિયા કરવાની જરૂર રહે છે.

માનવ જીંદગી માત્ર ભોગ માટે નથી. યથાશક્તિ વ્રતોનું પાલન પણ કરવું જ જોઈએ. આજનો માનવ ભૌતિક સુખને જ સુખ માને છે. સાચું સુખ ભોગમાં નથી પણ તેના ત્યાગમાં છે. એક અંગ્રેજે આજના માનવીનું ચિત્ર બનાવ્યું છે કે Eat drink and enjoy

### ખાઓ પીઓ અને મોજ કરો.

સમ્યક્ પ્રકારે, સમજણપૂર્વક પ્રત્યેક ભાઈબેનોએ ભોગોને મર્યાદિત બનાવી વ્રત દ્વારા જીવનને નિર્મળ બનાવવું જોઈએ. લીધેલા વ્રત નિયમોનું સુંદર, શુદ્ધ અને સાત્વિક રીતે પાલન કરવું જોઈએ. દોષ રહિત શુદ્ધ રીતે વ્રતોનું પાલન કરનારને નિર્વાણનગરના પ્રવેશનો મોટો લાભ મળે છે.

અહિંસા આદિ પાંચ વ્રતો અને એ વ્રતો પાળવા માટે ક્રોધાદિ કષાયના ત્યાગ રૂપ શીલ વિષે જે મન, વચન અને કાયાની નિર્દોષ પ્રવૃત્તિ કરે છે. તેને અતિચાર રહિત શીલ વ્રતોની ભાવના કહેવાય છે. **શીલ એટલે આત્માનો સ્વભાવ** તેનો નાશ કરનારા હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ પાંચ પાપ છે. તેમાં કામસેવન, અબ્રહ્મચર્ય એકલું પાપ હિંસાદિ પાપોને પુષ્ટ કરે છે. કષાયોની તીવ્રતા કરે છે બ્રહ્મચર્ય જ મુખ્યત્વે શીલ તરીકે ઓળખાય છે. શીલ દુર્ગતિના દુ:ખને હરનાર, સ્વર્ગાદિ શુભગતિનું કારણ અને તપ વ્રત સંયમનું જીવન છે. તેથી અતિચાર રહિત આવા શુધ્ધ શીલાદિ વ્રતને પાળો. શીલવંતને ઈંદ્ર પણ નમસ્કાર કરે છે. આવા શીલવાન પુરૂષ રત્નત્રય રૂપ ધનને લઈ, નિર્ભય પણે નિર્વાણનગરે પહોંચી જાય છે. પોતાના સ્વભાવથી ચલિત ન થવું તેનું નામ જ શીલ છે. બધા ગુણોમાં શીલ જ સર્વોપરી છે. માનવજીવન સફળ કરવું હોય તો શીલને નિર્મળ રીતે પાળતા થઈ જાવ.

## વ્રતિ અને અવ્રતિને કેટલું લાભ નુકશાન ?

નિ:શીલ, નિર્વ્રત અને પ્રત્યાખ્યાન રહિત પુરૂષનો ૧ આ જન્મ ૨ આલોક અને ૩ પરલોક ત્રણે બગડે છે. પરંતુ સુશીલ વ્રતવાન અને પ્રત્યાખ્યાનવાળા પુરૂષનો આ જન્મ, આલોક અને પરલોક ત્રણે સુધરે છે. ઠાણાંગ સૂત્ર

## પાંચ કારણે જીવો કર્મરજ એકઠી કરે છે.

૧ પ્રાણાતિપાત–હિંસા, ૨ મૃષાવાદ–અસત્ય, ૩ અદત્તાદાન–ચોરી ૪ મૈથુન ૫ પરિગ્રહ આ પાંચ કારણથી આપણો આત્મા કર્મરજ એકઠી કરે છે. જેથી પાંચ વ્રતનું પાલન કરવું જોઈએ.

## અણુવ્રત પાંચ છે.

મહાવ્રતની અપેક્ષાએ નાનાં વ્રત અર્થાત્ એક દેશ ત્યાગના નિયમને અણુવ્રત કહે છે. તેને શીલવ્રત પણ કહે છે. સર્વ વિરતિ સાધુની અપેક્ષાએ શ્રાવકના થોડા ગુણવાળાં વ્રતો અણુ વ્રત કહેવાય છે. તે પાંચપ્રકારના છે.

### (૧) સ્થૂલ પ્રાણાતિપાતનો ત્યાગ

સ્વ શરીરમાં પીડાકારી, અપરાધી તથા સાપેક્ષ નિરપરાધી સિવાય શેષ દ્વીન્દ્રિય આદિ ત્રસ જીવોની સંકલ્પ પૂર્વક હિંસાનો બે કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરવો. તે સ્થૂલ પ્રાણાતિપાત ત્યાગરૂપ શ્રાવકનું પ્રથમ અણુવ્રત છે. શાસ્ત્રમાં કહ્યું છે.

नाइवाइज्ज किंचण કોઈ પણ પ્રાણીની હિંસા ન કરો.

Thou shalt not Kill કોઈપણ પ્રાણીને મારશો નહિ.

सव्वे पाणा पियाउया सुहसाया दुक्ख पडिकूला
अप्पिय वहा पियजीवणो जीविउकामा सव्वेसिं जीवियं पिय।
આચારાંગ સૂત્ર. ૧-૨-૩

સર્વ પ્રાણીઓને પોતાનું આયુષ્ય પ્રિય છે. સુખ અનુકૂળ છે, દુઃખ પ્રતિકૂળ છે. વધ સર્વને અપ્રિય છે. જીવવું સર્વને પ્રિય છે. સર્વ જીવો જીવવાની કામનાવાળા છે. સર્વને પોતાનું જીવન પ્રિય લાગે છે.

आयतुले पयासु પ્રાણીઓ પ્રત્યે આત્મતુલ્ય ભાવ રાખો.

एवं खु नाणिणो सारं, जं न हिंसइ किंचण।
अहिंसा समयं चेव, एयावंतं वियाणिया ॥ સૂય. સૂત્ર. ૧-૧૧-૧૦

જ્ઞાનીઓનાં વચનનો સાર એ છે કે 'કોઈ પણ પ્રાણીને હણવું નહિ અહિંસાને જ શાસ્ત્રોમાં કહેલો શાશ્વત ધર્મ સમજવો.

શ્રાવકોએ એક આદર્શ સંયમી જીવન જીવવું જોઈએ કે જેના જીવન સૌરભથી દરેક પ્રાણીઓ શાંતિ અને સમાધિ પ્રાપ્ત કરે. પરને પોતાના સમાન સમજનાર વ્યક્તિ ક્યારેય પણ કોઈની હિંસા કરવાની ઈચ્છા નહીં કરે.

तत्थिमं पढमं ठाणं, महावीरेण देसियं।
अहिंसा निउणा दिट्ठा, सव्व भूएसु संजमो ॥ દશ. સૂત્ર. ૬/૯

ભગવાન મહાવીરે તમામ ધર્મસ્થાનોમાં પ્રથમ સ્થાન અહિંસાને આપેલું છે. સર્વ પ્રાણીઓ સાથે સંયમ પૂર્વક વર્તવું, એમાં તેમણે ઉત્તમ પ્રકારની અહિંસા જોયેલી છે.

લીધેલા વ્રતની મર્યાદા ભંગ કરનારા દોષ ચાર પ્રકારના છે. જેવા કે અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અણાચાર, શાસ્ત્રોમાં વ્રતોના અતિચારોનું વર્ણન છે. પરંતુ તે મધ્યમ ભંગનો પ્રકાર છે. તેના પહેલાંના અતિક્રમ વ્યતિક્રમ, અને પછીનો અનાચાર પણ ત્યાજ્ય છે. અતિચાર વ્રત ભંગનું કારણ છે.

## પ્રથમ અણુવ્રતના પાંચ અતિચાર

૧ બંધે-કોઈ જીવને તાણીને બાંધવો. પોતાના આત્માને રાગ-દ્વેષના બંધનમાં તીવ્રપણે બાંધવો તે પણ બંધન છે.

૨ વહે-કોઈ જીવને માર મારવો, તેનો વધ કરવો. પોતાના સ્વ-ગુણનો વધ કરો. વિભાવ ભાવમાં રમણ કરવું.

૩ છવિચ્છેએ-કોઈ જીવના કાન, નાક આદિ અવયવોને છેદવા. પોતાના આત્મ-ગુણોનું છેદન ભેદન કરવું. ગુણધારકતામાં અરૂચિ.

૪ અઈભારે-કોઈ જીવ ઉપર અતિભાર ભરવો. આપણા પોતાના આત્માની ઉપર વિભાવનો અતિભાર ભરી નિંદાને પાત્ર થવું.

૫ ભત્તપાણવોચ્છેએ-કોઈપણ જીવને અન્નપાણી ભોગવતાં અટકાવવા કોઈપણ નિમિત્તે કષાય કરી, ભોજનપાણી ન કરવાં, બીજાને ન કરવા દેવા.

પ્રતિક્રમણ અને આલોચના દ્વારા આવા પ્રથમ વ્રતના પાંચે અતિચાર દોષની શુદ્ધિ થાય છે.

પ્રથમ વ્રત અહિંસા ધર્મની આરાધના માટેનું છે. આ વ્રતના પાલનથી જીવાત્મા શુદ્ધ બની નિર્મળવ્રત ધારી રહી. આત્મ શ્રેય સાધે છે.

## (૨) સ્થૂલ મૃષાવાદનો ત્યાગ

દુષ્ટ અધ્યવસાયપૂર્વક તથા સ્થૂલ વસ્તુ વિષયક બોલાતું અસત્ય સ્થૂલ મૃષાવાદ છે. અવિશ્વાસ આદિના કારણરૂપ આ સ્થૂલ મૃષાવાદનો બે કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરવો. તે સ્થૂળ મૃષાવાદ-ત્યાગ રૂપ શ્રાવકનું આ બીજુ અણુ વ્રત છે.

### બીજા વ્રતના પાંચ પ્રકાર

૧ કન્યાવર સંબંધી જૂઠ ૨ ગાય-ભેંસ આદિ પશુ સંબંધી જૂઠ. ૩ ભૂમિ સંબંધી જૂઠ. ૪ કોઈની થાપણ સંબંધી જૂઠું બોલવું. ૫ ખોટી સાક્ષી આપવી.

શાસ્ત્રમાં સત્યને ભગવાન સમ ગણવામાં આવેલ છે.

सच्चं खु भगवं । સત્ય સાક્ષાત્ ભગવાન છે.

पुरिसा सच्चमेव समभिजाणाहि, सच्चस्स आणाए उवट्ठिओ मेहावी मारं तरइ ।

આચારાંગ સૂત્ર. ૧-૩-૩-૧૧

હે પુરૂષ! તું સત્યને સારી રીતે જાણી લે. સત્યની આજ્ઞામાં રહેલો બુધ્ધિમાન પુરૂષ મરણને તરી જાય છે.

આજનું જગત ત્રાહિ ત્રાહિ થઈ રહ્યું છે. તેનું મુખ્ય કારણ છે સત્યનો ત્યાગ અને અસત્યનો સ્વીકાર જગતનો વ્યવહાર લગભગ અસત્યથી ભરપુર જણાય છે. ઋષિમુનિઓ જગતના માનવોને सत्यं वद નો જે મહામૂલો મંત્ર આપી ગયા છે. તે તો આજે પુસ્તકમાં જ રહી ગયો છે. આચરણમાં ઉતારી શકતાં નથી. તેથી કાર્ય સિધ્ધિ સાધી શકતા નથી. જગતના સર્વ શાસ્ત્રોકારોએ સત્યનો મહિમા ગાયો છે. સત્યની પ્રતિષ્ઠા કરી છે. સત્યનો પક્ષ લીધો છે સત્યને જ સર્વ સિધ્ધિનું સાધન માન્યું છે. એક સ્થળે કહ્યું છે કે

सत्येन धार्यते पृथ्वी, सत्येन तपते रविः ।
सत्येन वायवो वान्ति, सत्येन सर्वं प्रतिष्ठितम् ॥

સત્યથી પૃથ્વી ટકી રહી છે. સત્યથી સૂર્ય તપી રહ્યો છે. સત્યથી વાયુ ચાલી રહ્યો છે આ બધું સત્યથી જ ટકી રહ્યું છે. જો સત્ય ન હોય તો પૃથ્વી રસાતળ જાય અને જગતમાં અંધાધુંધીનું સામ્રાજ્ય જ પ્રવર્તી રહે, પ્રાચીન યુગમાં જગતનો વ્યવહાર લગભગ સત્યમય હતો. તેથી તે યુગને સત્ય યુગ અથવા સુવર્ણયુગ કહેવાતો હતો. આજનો જૂઠ ભર્યો કાળ કળિયુગ કહેવાય છે.

**સત્યાન્નાસ્તિ પરો ધર્મ:** ધર્મશાસ્ત્રોકારોએ સત્યથી ઉંચો કોઈ ધર્મ જ ગણાવ્યો નથી. તે સર્વાંશે સત્ય જ છે. એક અસત્ય જ કેટલાં બધાં અસત્યોને ઉભા કરે છે? જૂઠ, ચોરી કે છેતરપીંડી એ બધાંનો સમાવેશ અસત્યમાં જ થાય છે. માણસને સુખી થવું હોય તો સત્યનો જ આશ્રય લેવો પડશે. આજનો માણસ કોઈને વિશ્વાસનું પાત્ર રહ્યો નથી. તેનું કારણ પણ એ જ છે કે અસત્યાચરણ.

मुसावाओ य लोगम्मि, सव्वसाहूहिं गरिहिओ ।
अविस्सासो य भूयाणं, तम्हा मोसं विवज्जए ॥ દશ. સૂત્ર. ૬/૧૨

આ લોકમાં સર્વ સાધુપુરૂષો વડે અસત્ય વખોડાયેલું છે. કારણ કે તે લોકોના મનમાં અવિશ્વાસ પેદા કરનારૂં છે. તેથી મૃષાવાદ–અસત્ય વચનનો ત્યાગ કરવો.

જે ભાષા સત્ય હોવા છતાં બોલવા જેવી ન હોય કઠોર હોય, કોઈ જીવને દુઃખદાયી હોય, કોઈ જીવને ઘાતક હોય તેનો પ્રયોગ ન કરવો જોઈએ. કારણ કે તેનાથી પાપનું આગમન થાય છે. ભગવાન મહાવીર પણ કહે છે.

तहेव काणं काणे त्ति, पंडगं पंडगे त्ति वा ।
वाहियं वा वि रोगि त्ति, तेणं चोरे त्ति नो वए ॥ દશ. સૂત્ર. ૭/૧૨

તેવી રીતે કાણાને કાણો, નપુંસકને નપુંસક, રોગીને રોગી અને ચોરને ચોર કહેવો નહિ, કારણ કે તે સાંભળવામાં અતિ કઠોર લાગે છે. જેથી આવી ભાષા કોઈએ બોલવી ન જોઈએ. સત્ય વચન યોગનો પ્રયોગ કરવો જોઈએ.

जणवय सम्मय ठवणा, नामे रूवे पडुच्च सच्चे य ।
ववहार भाव जोगे, दसमे ओवम्मसच्चे य ॥ પ્રજ્ઞાપના સૂત્ર. ભાષાપદ.

સત્ય વચન યોગ દશ પ્રકારનો છે.

૧ **જનપદ–સત્ય** જે દેશમાં જેવી ભાષા બોલાતી હોય, તે પ્રમાણે બોલવું, તે જનપદ–સત્ય જેમ કે 'બિલ' શબ્દ બોલવાથી ગુજરાતી ભાષામાં દર કે ગુફા

સમજાય છે. પરંતુ અંગ્રેજી ભાષામાં તે જ શબ્દથી ભરતિયું, કરેલી સેવાની કિંમતનો આંકડો કે કાયદાનો ખરડો સમજાય છે.

**૨ સમ્મત-સત્ય** પ્રથમના વિદ્વાનોએ જે શબ્દને જે અર્થમા માન્ય કરેલો છે, તે શબ્દને તે અર્થમાં માન્ય રાખવો, તે 'સમ્મત-સત્ય' જેમ કે કમલ અને દેડકો બંને (કાદવ) માં જન્મે છે, છતાં પંકજ શબ્દ કમલ માટે વપરાય છે, દેડકા માટે તે વપરાતો નથી.

**૩ સ્થાપના-સત્ય** કોઈપણ વસ્તુની સ્થાપના કરી, તેને તે નામથી ઓળખવી, તે 'સ્થાપના-સત્ય' જેમ કે અમુક આકૃતિવાળા અક્ષર ને જ 'क' કહેવો. એકડાની પાછળ બે શૂન્ય ઉમેરીએ તો તેને 'સો' કહેવા વગેરે શેતરંજના મહોરાંને 'હાથી' 'ઉંટ', 'ઘોડા' આદિ પણ તે જ રીતે કહેવાય છે.

**૪ નામ-સત્ય** ગુણવિહીન હોવા છતાં કોઈ પણ વ્યક્તિ કે વસ્તુ વિશેષનું અમુક નામ રાખવું, તે 'નામ-સત્ય' જેમકે એક છોકરો ગરીબનાં ઘરમાં જન્મ્યો હોવા છતાં, તેનું નામ રાખેલું હોય 'લક્ષ્મીચંદ્ર'.

**૫ રૂપ-સત્ય** કોઈ ખાસ રૂપ ધારણ કરનારને તે નામેથી જ બોલાવવા જેમકે સાધુનો વેષ પહેરેલો જોઈને તેને 'સાધુ' કહેવું.

**૬ પ્રતીત-સત્ય** (અપેક્ષા-સત્ય) એક વસ્તુની અપેક્ષાએ બીજીને મોટી, હલકી, ભારે આદિ કહેવી, તે 'પ્રતીત-સત્ય' જેમ કે અનામિકા આંગળી મોટી છે. આ કથન કનિષ્ઠાની અપેક્ષાએ સત્ય છે, પરંતુ મધ્યમા આંગળી કરતાં તે નાની છે.

**૭ વ્યવહાર-સત્ય** (લોક-સત્ય) જે વાત વ્યવહારમાં બોલાય, તે 'વ્યવહાર-સત્ય' જેમ કે ગાડી મુંબઈ પહોંચે છે, પણ કહેવાય છે ત્યારે મુંબઈ આવી ગયું. રસ્તો કે માર્ગ સ્થિર છે, તે કાંઈ ચાલી શકતો નથી. છતાં કહેવાય છે એમ કે આ માર્ગ અમદાવાદ જાય છે. તે જ રીતે ડુંગર ઉપરનું ઘાસ સળગે છે, છતાં કહેવાય છે કે ડુંગર સળગી રહ્યો છે.

**૮ ભાવ-સત્ય** જે વસ્તુમાં જે ભાવ પ્રધાનપણે દેખાતો હોય, તેને લક્ષ્યમાં લઈને તે વસ્તુનું પ્રતિપાદન કરવું, તે 'ભાવ-સત્ય' જેમ કે કેટલાક પદાર્થોમાં પાંચે રંગો ઓછા-વત્તા પ્રમાણમાં હોવા છતાં તે તે રંગની પ્રધાનતાને લઈને કાળો, લાલ, પીળો વગેરે કહેવાય છે. દષ્ટાંત તરીકે પોપટમાં અનેક રંગો હોવા છતા, તેને લીલો કહેવાય છે. તે 'ભાવ-સત્ય' છે.

**૯ યોગ-સત્ય** યોગ અર્થાત્ સંબંધથી કોઈ વ્યક્તિ કે વસ્તુને તે નામથી ઓળખવી, તે 'યોગ-સત્ય' જેમકે અધ્યાપકને અધ્યાપન કાળ સિવાય પણ 'અધ્યાપક' કહેવામાં આવે છે.

૧૦ ઉપમા-સત્ય કોઈ એક જાતની સમાનતા હોય, તેના પરથી તે વસ્તુની બીજાની સાથે તુલના કરવી અને તે તેને તે નામથી ઓળખવી, તે 'ઉપમા-સત્ય' જેમ કે 'ચરણ-કમલ', 'મુખ-ચંદ્ર', 'વાણી-સુધા' વગેરે. વાણી-ભાષાના અનેક ભેદ, પ્રભેદ છે. વિવેક પૂર્વક સત્ય ભાષાનો પ્રયોગ કરવો જોઈએ.

## બીજા અણુવ્રતના પાંચ અતિચાર

૧ સહસ્સાભક્ખાણે-વિના વિચારે કોઈ ઉપર મિથ્યા આરોપ લગાવવો તે અતિચાર છે. ઈરાદા પૂર્વક તીવ્ર સંક્લેશથી આરોપ મૂકવો તે અનાચાર છે. તેથી વ્રત ભંગ થાય છે.

૨ રહસ્સાભક્ખાણે : અનુપયોગ પૂર્વક કોઈનું રહસ્ય-છૂપી વાત ખુલ્લી કરવી તે અતિચાર છે. ઈરાદાપૂર્વક કરવી તે અનાચાર છે.

૩ સદાર મંત ભેએ : સ્વસ્ત્રી (પુરૂષ) સાથે એકાંતમાં થયેલી વિશ્વસ્ત વાત બીજા પાસે ઉઘાડી કરવી તે અતિચાર છે.

૪ મોસોવએસે : અનુપયોગથી અન્યને અસત્ય ઉપદેશ આપવો. જેમ કે અમે જૂઠું બોલી અમુક વ્યક્તિને કોર્ટમાં હરાવી, અથવા પીડાકારી ઉપદેશ આપવો. જેમકે ઉંટ વગેરેને ચલાવવાં જોઈએ, ચોરને મારવો જોઈએ વગેરે અથવા કોઈ સલાહ લેવા આવે તેને ઉલટી સલાહ આપવી વગેરેને મૃષોપદેશ અતિચાર કહેવાય છે.

૫ કૂડલેહ કરણે : ખોટા લેખ લખવા. તે પણ અતિચાર છે. વ્રતીને વ્રતમાં અને અવ્રતિને અવ્રતમાં પણ આવા દોષ લાગે છે. જેથી વ્રતને શુધ્ધ કરવા માટે રોજ અવશ્ય પ્રતિક્રમણ કરવું જોઈએ.

(૩) સ્થૂલ અદત્તાદાનનો ત્યાગ : ક્ષેત્રાદિમાં સાવધાનીથી રાખેલી અથવા અવસાવધાનીથી પડેલી અથવા ભૂલી જવાયેલી કોઇ સચિત્ત, અચિત્ત સ્થૂળ વસ્તુ, જે લેવાથી ચોરીનો અપરાધ થાય છે. ખરાબ ભાવપૂર્વક સાધારણ વસ્તુ તેના સ્વામીની આજ્ઞા વિના લેવી તે સ્થૂલ અદત્તાદાન છે. એવા સ્થૂલ અદત્તાદાનનો બે કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરવો તે સ્થૂલ અદત્તાદાન-ત્યાગરૂપ શ્રાવકનું ત્રીજુ અણુવ્રત છે.

ચોરી કરવી તે સ્વભાવ નથી. ચોરી કરવી તે ગુન્હો-પાપ ગણાય છે. જગતના આત્માઓ વસ્તુના રાગે, વસ્તુના અભાવે, વસ્તુના શોખે અન્યની વસ્તુને પોતાની બનાવવા પ્રયત્ન કરે છે. પરંતુ તેમાં તેની વૃત્તિ શુધ્ધ નથી. જેથી તે વસ્તુને મેળવનારો ગુનેગાર-ચોર ગણાય છે ચોરીને માટે શાસ્ત્રમાં ઘણું કહ્યું છે. તે તમારે અવશ્ય સમજવું જોઈએ.

तइयं च अदत्तादाणं हरदह मरण भय कलुस तासण पर संतिमऽभेज्जलोभमूलं

...अकित्तिकरणं अणज्जं... साहुगरहणिज्जं पियजणमित्त जणभेद विप्पीतिकारकं रागदोस बहुलं ॥ પ્રશ્ન : દ્વાર ૩/૯

ત્રીજુ અદત્તાદાન પાપ એ બીજાના હૃદયને દાહ પહોંચાડનારૂં છે. મરણ, ભય, પાપ, ત્રાસ તથા પરધનની ગૃધ્ધિનો હેતુ અને લોભનું મૂળ છે. તે અપયશને કરનારૂં છે. તે અનાર્ય કર્મ છે. તેને સાધુ પુરૂષોએ વખોડેલું છે. તે પ્રિયજન અને મિત્ર જનોમાં ભેદ પડાવનારૂં છે. તે અપ્રીતિને ઉત્પન્ન કરનારૂં છે તથા ઘણાં રાગ દ્વેષને જન્મ આપનારૂં છે.

પ્રશ્નવ્યાકરણ સૂત્રના ત્રીજા દ્વારમાં સ્તેય-ચોરીનાં ત્રીશ નામો બતાવ્યા છે. તેમાંથી કેટલાક સાંભળો અને યાદ રાખજો. ૧ ચોરી ૨ અદત્ત ૩ પરલાભ ૪ અસંયમ ૫ પરધનગૃધ્ધિ ૬ લૌલ્ય ૭ તસ્કરત્વ ૮ અપહાર ૯ પાપકર્મકરણ ૧૦ કૂટતૂલ-કૂટમાન ૧૧ પરદ્રવ્યકાંક્ષા ૧૨ તૃષ્ણા વગેરે પ્રત્યેક માણસે મહેનત કરીને જીવન ચલાવવું જોઈએ. નિર્માલ્ય બની કોઇની દયા ઉપર જીવવું કે કોઈની વસ્તુ કે દ્રવ્યની ચોરી કરીને જીવવું તે જીંદગી નથી પરંતુ તેને મૃત્યુ જ કહેવાય.

ભગવાન મહાવીરે સંતો માટે તો ત્યાં સુધી કહ્યું છે કે दन्त सोहण माइस्स, अदत्तस्स विवज्जणं । દાંત ખોતરવાની સળી જોઈતી હોય તો પણ, કોઈના આપ્યા વિના લેવી નહિ. अणवज्जेसणिज्जस्स, गिण्हणा अवि दुक्करं । (ઉત્ત. ૧૯-૨૮) નિરવદ્ય અને એસણીય વસ્તુંઓ ગ્રહણ કરવી ઘણી દુષ્કર છે.

મનોજ્ઞ રૂપ ગ્રહણ કરનારો જીવ સદા અતૃપ્ત જ રહે છે. તેની આસક્તિ વધતી જ જાય છે. તે બીજાની સુંદર વસ્તુનો લોભી બની અદત્ત ગ્રહણ કરતો જ જાય છે.

तण्हाभि भूयस्स अदत्तहारिणो, रुवे अतित्तस्स परिग्गहे य ।
मायामुसं वड्ढइ लोभ दोसा, तत्थावि दुक्खा न विमुच्चई से ॥ઉત્ત. ૩૨/૩૦

રૂપના સંગ્રહમાં અસંતુષ્ટ થયેલો તૃષ્ણાને વશ થઈ અદત્તનું હરણ કરે છે. એ રીતે મેળવેલી વસ્તુના રક્ષણ માટે લોભ-દોષથી કપટ ક્રિયા સાથે અસત્ય બોલે છે. આમ છતાં તે દુઃખથી મુક્ત થતો નથી. અર્થાત્ દુઃખનો ભાગી થાય છે.

### ત્રીજા વ્રતનાં પાંચ અતિચાર

૧ તેનાહડે-ચોરીની વસ્તુ લેવી તે.

૨ તક્કરપાઓગે-ચોરને મદદ કરવી તે.

૩ વિરૂધ્ધ રજ્જાઈક્કમે-દાણચોરી કરવી અથવા શત્રુ રાજાઓના રાજ્યમાં જવું-આવવું તે.

૪ કૂડતોલે-કૂડમાણે-ખોટા અર્થાત્ હીનાધિક તોલ, માપ રાખવાં, પરિમાણથી વધારે તોલ-માપથી લેવું અને ઓછેથી દેવું. તે પ્રમાણે વ્યપાર કરવો તે.

૫ તપ્પડિરૂવગ વવહારે-સારી વસ્તુ બતાવી, ખરાબ વસ્તુ આપવી તે ચોરી સંબંધી આવા અતિચાર લાગે છે. જેથી હંમેશા આવા દોષોથી મુક્ત બનવાનો પ્રયાસ કરવો જોઈએ.

## ચોરી સંબંધની વિચારણા

આપણી કોઈ વસ્તુ કહ્યા વગર જ જો કોઈ લઈ જાય અથવા ચોરી જાય, તેથી આપણને કેટલું દુઃખ થાય છે? આપણું મન કેટલું બધું નારાજ થાય છે. તે ખરેખર વિચારવા યોગ્ય વસ્તુ છે. મનુષ્ય તરીકે જન્મનારને જીવનમાં જો કે ઘણી ઘણી વસ્તુઓની જરૂર પડે છે; છતાં હક વગર કોઈની માલિકીની વસ્તુને પોતાની બનાવી શકાય જ કેમ?

જગતમાં માનપૂર્વક ઉભા રહેવું હોય તો તમારા પોતાના જ પગ ઉપર ઉભા રહેતા થઈ જાઓ. પોતાના જ પ્રામાણિક પરિશ્રમથી જે કંઈ અલ્પ-સ્વલ્પ મેળવો તેનો જ આનંદપૂર્વક ભોગવટો કરો, હકક વગર બીજાની વસ્તુ પ્રતિ નજર સુધ્ધાં ન કરો એ જ અસ્તેય શબ્દનો ભાવ છે.

સવારથી સાંજ સુધી શારીરિક કે માનસિક પરિશ્રમના પરિણામે તમે જે કંઈ મેળવતા હો તેમાં જ રાચો. અન્યાયથી બીજાનો એક પૈસો પણ મેળવવાની કામના કરો નહિ. એ જ ધર્મનાં ત્રીજા લક્ષણનું તાત્પર્ય છે. આજે ચારે બાજુ દુઃખ, દુઃખ અને દુઃખનાં જ વાદળ છવાયેલાં નજરે પડે છે. તેના કારણોમાં ઉતરતાં માનવ સમુદાયે આ ધર્મને છેક વિસારે પાડયો હોય તેમ જણાય છે. બહુ થોડા માનવો જ અસ્તેયનાં રહસ્યને જીવનમાં વણી શકયા હોય છે.

આજે કેટલાંક તો કહે છે કે, "ભાઈ! અમે તો ઘણું ન્યાયપૂર્વક ચાલીએ, પણ તેમ ચાલવા જતાં બૈરા-છોકરા ભૂખે મરે તેનું કેમ?" વળી કેટલાંક તો કહે છે કે, "જો સાચું ખોટું ન કરીએ તો આજના વખતમાં પેટ ભરવાનાં પણ સાંસાં પડે." ત્યારે કેટલાંક એમ પણ કહે છે કે, "સાચું ખોટું અત્યારે જોવાનું જ ન હોય, કહ્યું છે કે, "**આજનો લ્હાવો લિજીએ રે કાલ કોણે દીઠી છે.**" ગમે તેમ કરીને આજે તો ઘીકેળાં કરો.

ખરૂં કહેવામાં આવે તો આ વિચારસરણિ તદ્દન બાલિશ હોઈ પાશવ પ્રકૃતિ ને જ બંધ બેસતી ગણાય, માનવને તો નહિ જ. માનવ જીવન સર્વોચ્ચ કોટિનું જીવન છે એ સમજવું અતિ જરૂરનું છે એમ જ નહિ; પણ એવાં મહામૂલાં

જીવનને કલંકિત કરે તેવા અણઘટતાં કાર્યો કરીને જીવન જીવવું જરાપણ શોભાસ્પદ નથી.

આર્યાવર્તનો ભુતકાળનો ઇતિહાસ કહે છે કે આર્યાવર્ત પરમ સુખી હતો. તેનું કારણ સ્પષ્ટ છે કે તે અસ્તેય વ્રતનું અણિશુધ્ધ પણે સુંદર રીતે પાલન કરી રહ્યો હતો. તે વખતના લોકો દુકાનો તેમ જ ઘરોને ભાગ્યે જ તાળાં લગાડતાં હતાં. લોકો પરાઈ વસ્તુ લેવામાં પાપ સમજતા હતાં. ત્યારે અહીં ધર્મસ્થાનકો કે મંદિરોમાંથી દેવાભૂષણ કે જુતા ચંપલ ચોરી જવા એ વાત તો સહજ બની ગઈ છે. ધર્મશ્રવણ કરનાર શ્રોતાના મન પણ પોતાના જુતા ચંપલમાં જ હોય છે. રખેને કોઈ લઈ તો નહિ જાયને ? માનવનું કેટલું બધુ અધઃપતન ?

અમેરિકા જેવા દેશમાં કદાચ મોટી ચોરીઓ થતી હશે પરંતુ ભારતની જેમ સર્વસ્થળે, સર્વ પ્રકારે, સર્વ ચીજોની ચોરી કરવી, મળે તે લઈ જ જવું. તેવી સ્થિતિ નથી. ત્યાંના અમુક શહેરમાં વર્તમાનપત્રોની અમુક નકલો અમુક જગ્યાએ મૂકવામાં આવે છે, બાજુમાં એક પેટી પણ પડેલી હોય છે, લોકો વર્તમાન પત્ર લેતા જાય અને પેટીમાં તેનું મૂલ્ય નાંખતા જાય કેટલી બધી પ્રમાણિકતા ! આપણા દેશમાં એક વાર આવો પ્રયોગ થયો. તે સ્થળેથી પેપર પણ ગયા અને પેટી પણ ગઈ. આપણી આ છે પ્રામાણિક દશા ! આવી દશામાં આ દેશ ક્યારે ઉંચો આવશે ?

રોજના પેપર તો તમો સૌ વાંચતા જ હશો. ચોરી લૂંટફાટ અને ઉઠાવગીરીના બનાવો ન બનવા-પામ્યા હોય તેવો તો ભાગ્યે જ કોઈ દિવસ મળી આવશે.

આવા બનાવો શા માટે બનતા હશે ? તેનો વિચાર કરવામાં આવે તો કારણ સ્પષ્ટ જ મળી શકે તેમ છે, આજે એક તરફ લગભગ આવા લોકોમાં કર્તવ્ય નિષ્ઠાનો સદંતર અભાવ છે. જ્યારે બીજી બાજુ જોઈએ તો, તેઓ નિષ્ક્રિય અથવા નિરૂદ્યમી જીવન જીવી રહ્યા છે. કેટલાક એમ પણ બૂમો મારતા હોય છે કે, "કામ આપો- જગ્યા આપો." તેમની આ બૂમો તદ્દન નકામી હોય છે. કામ કરવાની નિષ્ઠા હોય તો વાણીયાનો દીકરો રાહતના પૈસા લેવા સંઘ પાસે આવે ખરો ? જેને કામ કરવું છે તેને તો મુંબઈમાં નાનું-મોટું મળી જ રહે છે. પગપર પગ ચઢાવી બેસી રહેનારને કામ કદિ પણ મળતું નથી. કામ સામે આવતું નથી, બુધ્ધિપૂર્વક કામની શોધ કરવી જોઈએ શ્રમનું કામ કરતાં શરમાવવાનું કે કાયર બનવાનું ન હોય. ભૂતકાળમાં આ ત્રીજા અસ્તેય વ્રતનું પાલન સુંદર રીતે કરી લોકો સુખમય જીવન જીવતા હતાં. આજે પણ તમો ઇચ્છો તો જરૂર સાત્વિક રીતે સાદાઈથી જીવતાં થકાં અસ્તેય વ્રતનું પાલન કરી શકો. જીવે પ્રયત્ન કરવો જોઈએ.

**સ્થૂલ મૈથુનનો ત્યાગ-સ્વદાર (સભર્થાર) સંતોષ વ્રત**-સ્વ-પત્ની અથવા સ્વ-પતિથી સંતોષ રાખવો, તે સિવાય ઔદારિક શરીર ધારી અર્થાત્ મનુષ્ય, તિર્યંચના શરીરને ધારણ કરનાર સ્ત્રી (પુરૂષ) સાથે એક કરણ અને એક યોગથી અર્થાત્ (કાયાથી સેવન નહિ કરૂં તે પ્રમાણે) તથા વૈક્રિય શરીર ધારી અર્થાત્ (દેવ શરીર ધારી સ્ત્રી (પુરૂષની) સાથે બે કરણ અને ત્રણ યોગે મૈથુન સેવન કરવાનો ત્યાગ, સ્વદાર (સભર્થાર) સંતોષ નામનું શ્રાવકનું ચોથું અણુવ્રત છે. પ્રત્યેક શ્રાવકોએ પંચની સાક્ષીએ પરણેલી સ્ત્રીમાં સંતોષ રાખી જગતભરની સ્ત્રીઓને માતા-બેનના રૂપમાં સ્વીકારવી જોઈએ. સદાચારનું પાલન એ જીવન સૌરભ છે.

## વિદ્યાર્થી અને બ્રહ્મચર્ય

આજના ભૌતિક વિકાસની ભરપૂર સામગ્રીઓએ ઈન્દ્રિયોના વિષયોને વધારે ઉદ્દીપ્ત બનાવ્યા છે. પ્રત્યેક વિદ્યાર્થીએ જ્ઞાન-સાધનાના ઉત્તમ સમયે ઈન્દ્રિયોને સંયમી બનાવી સાધનાને સફળ બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

આજના સહશિક્ષણ, સીનેમા, નોવેલ, ખાનપાન, વસ્ત્રપરિધાન, વાળ અને વ્યવહારે વિદ્યાર્થી જીવનનું પતન કર્યું છે. આજનો યુવક નિર્માલ્ય બન્યો છે. સ્વ-શક્તિનો નાશ કરી દરિદ્ર બન્યો છે. ભારતના સદાચારી મહાત્માઓ, મુનિરાજો ત્યાગીઓ અને બ્રહ્મચારીઓના જીવન સૌને માટે પ્રેરક બની રહેશે. તમારે આવા સર્વોત્તમ મંગળ જીવનને જાણવાનો પ્રયત્ન કરવો જોઈએ.

ભારતની સ્વતંત્રતાને સાત્વિક રીતે ટકાવવી હોય તો ભારતીય યુવકોએ સશક્ત અને ખડતલ બનવું પડશે. અંતર ઉજવળ બનાવો.

**બ્રહ્મચર્યની વીરતા આ આત્માને મહાવીર બનાવશે.** બ્રહ્મચર્ય વ્રતનું પાલન કોણ કરી શકે? જેણે પોતાની ઇન્દ્રિયોને કંટ્રોલમાં રાખેલ છે તે. દરેક ધર્મોમાં ઇન્દ્રિયોને લગભગ એક જ ઉપમા આપવામાં આવેલી છે. ઇન્દ્રિયોને ઘોડા સાથે સરખાવવામાં આવેલ છે. તે તદ્દન બરાબર છે. જો ઘોડાઓને ખવરાવી પીવરાવી કેવળ મસ્ત બનાવી મૂકવામાં આવે, એટલું જ નહિ પરંતુ તેમને છુટા મૂકી દેવામાં આવે તો, તેઓ ભારે અનર્થ કરી મૂકે. તેવી રીતે ઈન્દ્રિયોને પણ ખૂબ ખૂબ પોષણ આપીને મસ્ત બનાવી દેવાય અને તેને પણ છુટી મૂકી દેવામાં આવે તો શું પરિણામ આવે? ઘોડાને લગામ દ્વારા પકડીને સ્વાધીન કરવામાં આવે છે. તેવી રીતે ઈન્દ્રિયોને ઉપર પણ સંયમનું અંકુશ રાખી કામ લેવું જોઈએ. નહીં તો તેઓ મનને બળાત્કારથી વિષયો તરફ લઈ જાય છે.

દુનિયામાં આજે ચોરી, લુંટફાટ, દગા, ફટકા અને વ્યભિચાર વગેરેનું જે વિશ્વ વ્યાપી સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. તેના કારણોમાંનું એક કારણ એ જણાય છે કે

આવા ગુન્હા કરનાર મનુષ્યો ઈન્દ્રિયો ઉપર કાબુ ધરાવવામાં તદન નિષ્ફળ નીવડયા હોય છે.

આજે તમો સૌ પુસ્તકો તો ઘણાં વાંચો છો, વ્યાખ્યાન પણ ઘણાં સાંભળો છો, પરંતુ તેનું મનન, ચિંતન થવું જોઈએ તેનાથી ઈન્દ્રિયો ઉપર સંયમ મેળવી શકાય. **ઈન્દ્રિયોનો નિગ્રહ એ સુખનો માર્ગ છે. અનિગ્રહ એ દુઃખનો માર્ગ છે.**

ભગવાન મહાવીરે બ્રહ્મચર્ય વિષે ઘણું કહ્યું છે. लोगुत्तमं च वयमिणं બ્રહ્મચર્ય વ્રત લોકોત્તમ વ્રત છે. बंभचेर उत्तमतव-नियम-णाण-दंसण-चरित्त-सम्मत-विणयमूलं। પ્રશ્ન ૪-૧ બ્રહ્મચર્ય એ ઉત્તમ તપ, નિયમ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, સમ્યક્ત્વ અને વિનયનું મૂળ છે. સર્વોત્તમ સાધનાનું સાધન એક બ્રહ્મચર્ય છે.

एक्कं पि बंभचेरे जंमिय आराहियं वि, आराहियं
वयमिण सव्वं तम्हा निउएण बंभचेरं चरियव्वं। પ્રશ્ન ૪/૧

જેણે આ એક બ્રહ્મચર્ય વ્રતની આરાધના કરી, તેણે બધા ઉત્તમ વ્રતોની આરાધના કરી સમજવી, તેથી નિપુણ સાધકે બ્રહ્મચર્યનું પાલન કરવું. तवेसु वा उत्तमं बंभचेरं તપમાં બ્રહ્મચર્ય શ્રેષ્ઠ છે. બ્રહ્મચારી લોકોએ અનેક કારણોથી સાવધાન રહેવું જોઈએ. શાસ્ત્રકાર આત્માર્થી માટે દશ વસ્તુઓ તાલપુટ વિષ સમાન બતાવે છે.

आलओ थीजणाइण्णो, थीकहा य मणोरमा,
संथवो चेव नारीणं, तासिं इंदिय दरिसणं ॥ ११
कूइअं रुइयं गीअं, हास भुत्तासि आणि य।
पणीअं भत्तपाणं च, अइमायं पाणभोअणं ॥ १२
गत्तभूसणामिट्ठं च, कामभोगा य दुज्जया।
नरस्सत्तगवेसिस्स, विसं तालउडं जहा ॥ ઉત્ત. १६-१३

**દશ વસ્તુઓ આત્માર્થી માટે તાલપુટ વિષ સમાન છે.**

૧ સ્ત્રીઓથી વ્યાપ્ત સ્થાન. ૨ સ્ત્રીઓની મનોરમ કથા. ૩ સ્ત્રીઓનો પરિચય ૪ સ્ત્રીઓનાં અંગોપાંગનું નિરીક્ષણ ૫ સ્ત્રીઓનાં મીઠા શબ્દ, રૂદન, ગીત, હાંસી આદિનું શ્રવણ. ૬ પૂર્વે ભોગવેલા ભોગોનું સ્મરણ. ૭ ભારે-ચીકણા પદાર્થોનું સેવન. ૮ પ્રમાણથી અધિક આહાર પાણી. ૯ ઈષ્ટ શરીર શોભા અને ૧૦ દુર્જય એવા કામભોગનું સેવન. આ દશ કારણો આત્માર્થી પુરૂષને માટે તાલપુટ વિષ-ઝેર સમાન છે.

બ્રહ્મચારી લોકોએ સ્ત્રી-પુરૂષોના સંસર્ગથી દૂર રહેવું જોઈએ. બ્રહ્મચર્યના પાલનથી વ્યક્તિમાં પરમ તેજ અને અનેરી શક્તિ પ્રગટ થાય છે.

## બ્રહ્મચર્યનું બળ કેટલું?

એક વખત દયાનંદ સરસ્વતી સૂર્યોદય સમયે સ્નાન કરી સરિતાથી–નદીએથી પાછા વળી રહ્યા હતાં. એમને રસ્તામાં બે મલ્લ-પહેલવાનો મળે છે. આ બંને મલ્લો ખૂબ જ મજબૂત અને બળ-શક્તિવાળા હતાં. એકે દયાનંદ સ્વામીને પૂછયું, " શું તમો જ દયાનંદ સરસ્વતી છો ? " સ્વામીજીએ કહ્યું, ' હાં ' મને જ લોકો દયાનંદ સરસ્વતી કહે છે. બોલો, શું કામ છે ?" પહેલવાને કહ્યું, "અમે એમ સાંભળ્યું છે કે, તમને તમારી શક્તિનું ખૂબ જ ગુમાન છે." સ્વામીજી બોલ્યા, " ના. મને અભિમાન નથી. પરંતુ ગૌરવ છે." પહેલવાન બોલ્યો, " શું તમારામાં ઘણી તાકાત છે ?" દયાનંદ બોલ્યા, "તાકાત નહીં પરંતુ મારામાં બ્રહ્મચર્યનું બળ છે." પહેલવાને કહ્યું. "તમારામાં કેટલી શક્તિ છે ? તે બતાવશો." દયાનંદ બોલ્યા, "મારી શક્તિનું મને અહં નથી. પહેલાં તું તારામાં કેટલી શકિત છે ? તે બતાવ." પહેલવાન બોલ્યો " અમે તમને કેવી રીતે બતાવીએ ? " દયાનંદે પોતાના ખભે નીચોવેલું ધોતીયું પડયું હતું તે લઈને પહેલવાનને કહ્યું : " ચાલ, આ ભીના કપડામાંથી બે ટીપાં પાણીના કાઢી આપ. " બંને જણા સામ–સામે કપડું લઇ નીચોવવા લાગ્યા. પણ એ ભીના કપડાંમાંથી એક બુંદ પણ પાણી નીકળ્યું નહિ. પછી તે સ્વામીજી પેલા કપડાંને આંટી મારી નીચોવવા લાગ્યા. જેમાંથી બે ટીપાં પાણી નીકળ્યું. તાકાતનું અભિમાન લઈને આવેલા પેલા બંને પહેલવાનો આશ્ચર્ય ચકિત થઈ ગયા. એ વિચારવા લાગ્યા. " આવી પાતળી કાયામાં આટલી બધી તાકાત કયાંથી આવી હશે ? " સ્વામીજી પાસે બંને પહેલવાનો શિકસ્ત પામીને ચાલ્યા ગયા. તમો સમજ્યા કે નહિ ? સ્વામીજી પાસે શાની શક્તિ હતી. એ હતી બ્રહ્મચર્યની. એમનામાં નૈતિક બળ પણ હતું.

આજનો વિષય છે નિરતિચાર શીલવ્રતનું પાલન કરવું તે શીલનો મહિમા ન્યારો છે. કહ્યું પણ છે.

शीलेन प्राप्यते सौख्यं, शीलेन विमलं यश : ।
शीलेन लभ्यते मोक्ष :, तस्माच्छीलं वरं व्रतम् ॥

શીલ વડે સુખને પ્રાપ્ત કરી શકાય છે. શીલ વડે નિર્મળ યશ પ્રાપ્ત થાય છે. શીલ વડે મોક્ષ પ્રાપ્ત થાય છે. તેથી શીલ ઉત્તમ વ્રત ગણાય છે.

## બ્રહ્મચર્ય એટલે શું ?

ब्रह्मणि चरति इति ब्रह्मचर्यम् જેનાથી બ્રહ્મમાં–આત્મામાં વિચરાય છે તેને બ્રહ્મચર્ય કહેવાય છે. સ્વભાવની રમણતા તેનું નામ શીલ. शीलं परम भूषणम् શીલએ સૌને માટે પરમ ભૂષણ છે. ડૉ. થોર કહી ગયા છે કે માનવીનો દેહ એ

વિકાર માટે નથી. તે તો સંયમ માટે છે. **મહાત્મા ટોલ્સ્ટોયે** શું કહ્યું છે? તે તમારે સાંભળવું છે? લગ્ન એ જીવનનો આદર્શ નથી. બ્રહ્મચર્ય એ જીવનનો પરમ આદર્શ છે. પાંચ ઈન્દ્રિયોના કામ-રાગને જેને છોડયા છે. જેને સંયમ જેવા મૂલ્યવાન વ્રતને અંગિકાર કર્યા છે. એ સ્વર્ગના દેવોના પણ પૂજનીય બની જાય છે. સંયમવ્રત એ સર્વ વ્રતોમાં મોટામાં મોટું છે.

Master your passions and heaven is not far

તમો પાંચે ઈન્દ્રિયોના વિષય ઉપર કાબુ મેળવો તો સ્વર્ગ કાંઈ દૂર નથી.

## બ્રહ્મચર્યનો મહિમા

देव दानव गंधवा जक्ख रक्खस किन्नरा ।
बंभयारिं नमंसंति, दुक्करं जे करंति ते ॥

બ્રહ્મચર્યનો મહિમા કોઈ ન્યારો છે. સ્વર્ગના દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ અને કિન્નરો દુષ્કર એવા બ્રહ્મચર્ય વ્રતને પાળે છે તેને નમસ્કાર કરે છે.

गिरिणां यथा राजते रत्न सानुः ।
सुराणां सुरेन्द्रो, नराणां नरेन्द्रः ।
जिनानां जिनेन्द्रो, ग्रहाणां च चन्द्रो ।
व्रतानां तथा राजते ब्रह्मचर्यः ॥

જેમ પહાડોમાં મેરૂપર્વત શોભે છે, દેવોમાં દેવેન્દ્ર શોભે છે, માનવીમાં જેમ ચક્રવર્તી શોભે છે, કેવળીમાં જેમ જીનેન્દ્ર પ્રભુ શોભે છે, ગ્રહોમાં જેમ ચંદ્રમા શોભે છે, તેમ બધા વ્રતોમાં બ્રહ્મચર્ય શોભે છે.

## ચોથા વ્રતનાં પાંચ અતિચાર

૧ **ઈત્તરિય પરિગ્ગહિયા ગમણે**-પૈસા આદિ આપી થોડા સમય માટે સ્વવશીકૃત સ્ત્રી સાથે ગમન-મૈથુન સેવવું તે અથવા પોતાની પરણેલી પણ નાની ઉંમરની સ્ત્રી સાથે ગમન કરવું.

૨ **અપરિગ્ગહિયા ગમણે**-અવિવાહિતા કન્યા, વેશ્યા, વિધવા, કુલાંગના આદિ સ્ત્રીઓ સાથે ગમન-મૈથુન સેવવું તે. પોતાનું કોઈ કન્યા સાથે સગપણ થયું છે પણ લગ્ન થયાં નથી. તે પહેલાં તેવી કન્યા સાથે ગમન-મૈથુન સેવવું તે.

૩ **અનંગ ક્રીડા**-અન્ય અંગો દ્વારા કામસેવન કરવું તે અનંગ છે. ક્રીડા કરવી તે અનંગ ક્રીડા છે. સ્વ સ્ત્રી સિવાય અન્ય સ્ત્રીઓ સાથે મૈથુન ક્રિયા વર્જિ, અનુરાગથી તેનું આલિંગન આદિ કરવાથી પણ વ્રત મલિન બને છે, તેથી તે પણ અતિચાર માનેલ છે. અથવા અન્ય સ્ત્રી સાથે અયોગ્ય કામ ક્રીડા કરવી.

**૪ પરવિવાહ કરણે :** પોતાનો અને પોતાનાં સંતાનો સિવાય અન્યના વિવાહ કરવા તે. સ્વદાર-સંતોષી શ્રાવકને બીજાના વિવાહાદિ કરી, તેને મૈથુનમાં લગાડવા તે નિષ્પ્રયોજન છે, તેથી તેમ કરવું તે અનુચિત છે. સેવેલી કન્યા લાવવી, એક સ્ત્રી ઉપરાંત બીજી સ્ત્રી લાવવી, પોતાના સિવાયના અન્યના વિવાહ કરવા.

**૫ કામભોગ તિવ્વા ભિલાસા :** પાંચ ઈન્દ્રિયોના વિષયરૂપ, રસ, ગંધ અને સ્પર્શમાં આસક્તિ હોવી તે. વાજીકરણ આદિ ઔષધિઓથી અને કામશાસ્ત્રના બતાવેલા પ્રયોગો દ્વારા કામ બાધાને અધિક ઉત્પન્ન કરી નિરંતર રતિ-ક્રીડામાં જ સુખ જુએ છે. તેઓ પોતાના વ્રતને મલિન કરે છે.

સંસારીજનોએ સ્વમાં સંતોષ રાખવો જોઈએ. પાંચ પરબી તિથિ અને પર્વોના દિવસોમાં બ્રહ્મચર્ય પાળવું જોઈએ. સાધકોએ પોતાની મર્યાદાઓનું પાલન કરવું જોઈએ भोगी भमई संसारे अभोगी विप्पमुच्चई । કામભોગથી આત્માને અનંત સંસારમાં ફરવું પડે છે. બ્રહ્મચારી, વ્રતધારીને સંસારમાં રખડવું પડતું નથી વ્રતને પાળનાર આલોક અને પરલોકમાં પણ સુખી થાય છે.

**(૫) સ્થૂલ પરિગ્રહનો ત્યાગ (ઈચ્છા પરિમાણ) :** પાંચમું અણુવ્રત પરિગ્રહની મર્યાદાનું છે. પરિગ્રહ એ પાપનું મૂળ છે. સંસારીજનોને ગૃહસ્થાશ્રમની આયોજના માટે આવશ્યક વસ્તુઓની જરૂર રહે છે. આવશ્યકને પરિગ્રહ નથી કહ્યો. વ્યવહારમાં જેનો મોટો પથારો તેને મોટો પરિગ્રહી કહેવાય છે. છતાં શાસ્ત્રકાર તો આમ કહે છે કે मुच्छा परिग्गहो वुत्तो । મમતા-તૃષ્ણાને જ પરિગ્રહ કહ્યો છે. મન તો તૃષ્ણાનું ઘર છે. તેની ઉપર કંટ્રોલ કરી મર્યાદા કરવામાં ન આવે તો આ જીવનું વહેલું પતન થાય. જેથી ઈચ્છાઓનું પરિમાણ કરી લેવું જોઈએ.

**પરિગ્રહના નવ પ્રકાર છે :** ખેતર, ઘર, રૂપું, સોનું, ધન, ધાન્ય, મનુષ્ય, પશુ અને ઘરવખરી આ નવ પ્રકારના પરિગ્રહની મર્યાદા ઉપરાંત પરિગ્રહનો એક કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરવો, તે ઈચ્છા-પરિમાણ અથવા પરિગ્રહ પરિમાણ નામનું પાંચમું વ્રત કહેવાય છે. આ વ્રતનો મુખ્ય ઉદ્દેશ સંતોષમાં રત રહેવાનો છે.

धण धन्न पेसवग्गेसु, परिग्गह विवज्जणं ।
सव्वारंभ परिच्चाओ, निम्ममत्तं सुदुक्करं ॥ ઉત્ત ૧૯/૨૯

ધન, ધાન્ય, નોકર-ચાકર આદિનો પરિગ્રહ છોડવો, સર્વ હિંસક પ્રવૃત્તિનો ત્યાગ કરવો અને નિર્મમત્વ ભાવ કેળવવો, એ ઘણું દુષ્કર છે. તેને માટે સાધકે વિશિષ્ટ કોટિનો પ્રયત્ન કરવો જોઈએ.

चित्तमंतमचित्तं वा, परिगिज्झ किसामवि ।
अन्नं वा अणुजाणाइ, एवं दुक्खा ण मुच्चइ ॥ સૂય. ૧-૧-૧-૨

જે સજીવ કે નિર્જીવ વસ્તુનો પોતે સંગ્રહ કરીને બીજા પાસે પણ એવો સંગ્રહ કરાવે છે, કે અન્યને એવો પરિગ્રહ કરવાની સંમતિ આપે છે. તે દુઃખથી મુક્ત થતો નથી. તે જીવ સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે.

જીવન ક્ષણભંગુર છે. તેનો કોઈ ભરોસો નથી છતાં આ જીવ કેટલું સાહસ કરે છે. તલ જેટલું લાંબો નથી અને તલ ભર લઈ જવાતું નથી, છતાં આ જીવની કેટલી કામના છે.

आउक्खयं चेव अबुज्झमाणे, ममाइ से साहसकारि मंदे ।
अहो य राओ परितप्पमाणे, अट्टेसु मूढे अजरामरेव्व ॥ સૂય. ૧-૧૦-૧૮

આયુષ્ય પળ પળ ઘટી રહ્યું છે. એ જાણ્યા વિના મૂર્ખ મનુષ્ય 'મારૂં-મારૂં' કરીને સાહસ કરે છે. તે જાણે અજરામર હોય એ રીતે અર્થ પ્રાપ્તિ માટે દિવસ અને રાત્રિ પ્રયત્ન કરે છે. તે વળી આર્તધ્યાનને વશ થઈ ઘણો સંતાપ પામે છે.

જે મનુષ્યો ધનને અમૃત માની અનેક પ્રકારનાં પાપકર્મો દ્વારા તેનું સંપાદન કરે છે. તે કર્મોના દૃઢ પાશથી બંધાય છે અને અનેક જીવો સાથે વેરનો અનુબંધ કરી છેવટે એ બધું ધન અહીં છોડી નરકમાં જાય છે.

જો ધન-ધાન્યથી સંપૂર્ણ આ આખો લોક કોઈ એક મનુષ્યને આપી દેવામાં આવે તો પણ તેનાથી તેને સંતોષ થશે નહિ. લોભી આત્માની તૃષ્ણા આવી રીતે શાંત થવી ઘણી મુશ્કેલ છે. શાસ્ત્રકાર શું કહે છે તે સાંભળો ?

सुवण्ण रूवस्स उ पव्वया भवे, सिया हु केलास समा असंखया ।
नरस्स लुध्धस्स न तेहिं किंचि, इच्छा हु आगास समा अणंतया ॥ ઉત્ત. ૯-૪૮

કદાચિત સોના અને ચાંદીના કૈલાસની જેમ અસંખ્ય પર્વત થઈ જાય તો લોભી મનુષ્યના માટે એ કાંઈ પણ નથી. ખરેખર! ઇચ્છા આકાશની જેમ અનંત છે.

પ્રમાદી પુરૂષ આલોકમાં કે પરલોકમાં ધનથી પોતાનું રક્ષણ કરી શકતો નથી. અનંત મોહના કારણે જેનો જ્ઞાનદીપક બુઝાઈ ગયો છે, એવો આત્મા ન્યાય માર્ગને જોવા છતાં ન જોયો હોય એ રીતે વર્તે છે. ધન દુઃખને વધારનારૂં છે. મમતાના બંધનનું કારણ છે. મહાભયને દેનારૂં છે. જેથી ધર્મધુરાને ધારણ કરી નિર્વાણ પથને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. સાધકો માટે તો ત્યાં સુધી પ્રભુએ ફરમાવેલ છે કે શરીર એ તો સંયમનું સાધન છે. બાકી તમારા શરીરની પણ મમતા છોડો. સાચા સાધકો તો अवि अप्पणा वि देहम्मि, नायरन्ति ममाइयं। પોતાના દેહમાં પણ મમતા રાખતાં નથી.

## પાંચમા અણુવ્રતના પાંચ અતિચાર

૧ **ખેત્તવત્થુ પમાણાઇક્કમે**-ક્ષેત્ર, વાડી, ઘર, વખાર વગેરેની મર્યાદાનું ઉલ્લંઘન કરવું તે.

૨ **હિરણ્ણ સુવણ્ણ પમાણાઇક્કમે**-ચાંદી-સોના (ઝવેરાત) વગેરેની મર્યાદાનું ઉલ્લંઘન કરવું તે.

૩ **ધન્ન-ધાણ પમાણા ઈક્કમે**,-ધન અને ધાન્યની મર્યાદાનુ પાલન ન કરે તે.

૪ **દુપય ચૌઉપ્પય પમાણાઈક્કમે**,-મનુષ્ય, પક્ષી, ગાય, ઘોડા, શ્વાનાદિની મર્યાદા પાળી ન હોય

૫ **કુવિય પમાણાઈક્કમે**-ઘરવખરી તેમજ ફરનીચરની મર્યાદા નો ભંગ કર્યો હોય, તે પરિમાણ અતિચાર છે.

પ્રત્યેક ગૃહસ્થો એ પોતાના પરિગ્રહની અવશ્ય મર્યાદા કરવી જોઈએ. જેને ઘણું છે તેને વધારે જંજાળ છે. સંભાળી શકાતું પણ નથી. તેનું Tention ટેનશન રહ્યા કરે છે. અસ્વસ્થ બની વ્યાધિમાં ઘેરાઈ જાય છે. મૃત્યુ સમયે પણ મમતા છુટતી નથી. જેથી ભગવાન મહાવીર કહે છે વ્રતધારી બની, પરિગ્રહની મર્યાદા કરો. વ્રત ધારણા એ જ સુખી થવાનો સરળ માર્ગ છે. આવા અતિચાર રહિત જેઓ વ્રતની ધારણા અને પાલના કરે છે. તેઓ આ જીંદગીમાં સુખી થાય છે અને પરલોકમાં શાંતિ મેળવે છે.

આત્મગુણની અભિવૃધ્ધિ કરનારા ત્રણ ગુણવ્રતનું હવે દર્શન કરાવે છે.

(૧) **દિશા પરિમાણવ્રત** જેમાં ત્રિદિશાએ (ઉંચે, નીચે અને તીર્છે) કેટલું જવું-આવવું તેની પણ મર્યાદા કરવી જોઈએ. આજકાલ ધનવાનો ને વિદેશ યાત્રાનો શોખ વધતો જાય છે. જેના લાભ કરતાં કદાચ નુકશાન પણ થતું હશે. અકસ્માતના યુગમાં સલામત કોણ રહી શકે તે જોવાનું છે.

## છઠ્ઠા વ્રતનાં પાંચ અતિચાર

૧ **ઉડ્ઢ દિસિ પમાણાઈક્કમે**-ઉંચી દિશાની મર્યાદાનું પાલન ન થવું તે.

૨ **અહોદિસિ પમાણાઈક્કમે**-નીચી દિશાની મર્યાદાનું પાલન ન થવું તે.

૩ **તિરિય દિસિ પમાણાઈક્કમે**-તીર્છી દિશાની મર્યાદાનું પાલન ન થવું તે.

૪ **ખેત વુડ્ઢી**-એક દિશાની મર્યાદા ઘટાડી બીજીની વધારવી તે.

૫ **સઈ અંતરદ્ધા**-દિશા મર્યાદાની સ્મૃતિ ન રહે અને આગળ જવાયુ

હોય તે. જૈન ધર્મના ગૃહસ્થોની મર્યાદાનું પાલન ખરેખર આદર્શ છે. જીવન ભર યા દિન ભર કેટલી વસ્તુ કેટકેટલી વાર ભોગવી શકાય છે. તેનું વર્ણન કરી આવશ્યકતાનુસાર તેનો આગાર રાખી મર્યાદા પાલવા માટે શાસ્ત્રોમાં સુંદર કથન કરવામાં આવેલ છે.

(૭) **ઉવભોગ-પરિભોગ પરિમાણ વ્રત**-જેને એક વાર ભોગવી શકાય તેવી ચીજ-વસ્તુ જેમ કે ખાન-પાનના પદાર્થો. તેને ઉપભોગ કહે છે. જેને અનેક વાર ભોગવી શકાય તેવા પદાર્થો જેમ કે વસ્ત્ર,ઘર, જૂતા, વાહનાદિ વસ્તુઓ તેને પરિભોગ કહેવાય છે. સવારથી લઈ રાત્રિ એ સુતા સુધીમાં કેટકેટલી ચીજોની જરૂર પડે છે. તેની ગણત્રી કરી તેના ૨૬ બોલ પણ સાતમા વ્રતમાં જણાવવામાં આવ્યા છે. તમો જૈનશાળાએ ભણ્યા હો તો જરૂર આવડે. રસિકભાઈ ! તમો બોલો છો કે હું બોલું ! લ્યો ત્યારે સાંભળો.

૧ **ઉલ્લણિયા** વિહિં-અંગ લુછવાના સાધન. ટુવાલ, અંગુછા વગેરે ૨ **દંતણ** વિહિં-દાતણની મર્યાદા અથવા બ્રશ, પેસ્ટ, ઓળીયું વગેરે. ૩ **ફલ** વિહિં-વૃક્ષના ફળની મર્યાદા ૪ **અબ્ભંગણ** વિહિં-મર્દન કરવા માટે તેલ વગેરેની મર્યાદા ૫ **ઉવટ્ટણ** વિહિં-પીઠી વગેરે શરીરે ચોળવાની વસ્તુની મર્યાદા ૬ **મજ્જણ** વિહિં-સ્નાન માટે પાણીની મર્યાદા ૭ **વત્થ** વિહિં-વસ્ત્રની મર્યાદા ૮ **વિલેવણ** વિહિં-સુખડ, અત્તર, તેલાદી વિલેપનની મર્યાદા ૯ **પુપ્ફ** વિહિં-ફુલની કે માળા-વેણીની મર્યાદા ૧૦ **આભરણ** વિહિં-ઘરેણાંની મર્યાદા ૧૧ **ધુવણ** વિહિં-અગરબત્તી આદી ધૂપની મર્યાદા ૧૨ **પેજ્જ** વિહિં-પીણાની મર્યાદા ૧૩ **ભક્ખણ** વિહિં-સુખડી-મીઠાઈ વગેરેની મર્યાદા ૧૪ **ઓદણ** વિહિં-ચોખા વગેરે ધાન્યની મર્યાદા ૧૫ **સુવ** વિહિં-સૂપ, કઠોરાદિની મર્યાદા ૧૬ **વિગઈ** વિહિં-ઘી, તેલ, દુધ, દહીં, ગોળ, સાકર વગેરેની મર્યાદા ૧૭ **સાગ** વિહિં-વિવિધ પ્રકારનાં શાકની મર્યાદા ૧૮ **માહુરય** વિહિં-મધુરા ફળ-તરબૂચ, દ્રાક્ષ વગેરેની મર્યાદા ૧૯ **જેમણ** વિહિં-જમણની મર્યાદા ૨૦ **પાણિય** વિહિં-પાણીની મર્યાદા ૨૧ **મુહવાસ** વિહિં-મુખવાસની મર્યાદા ૨૨ **વાહણ** વિહિં-બેસવા માટે વાહનની મર્યાદા ૨૩ **વાહણિ** વિહિં-જુતાં, ચંપલની મર્યાદા ૨૪ **સયણ** વિહિં-સુવા, બેસવાના સાધનોની મર્યાદા ૨૫ **સચિત્ત** વિહિં-સચેત-સજીવ વસ્તુની મર્યાદા ૨૬ **દવ્વ** વિહિં-દ્રવ્યની મર્યાદા આ બધા બોલની મર્યાદાનું પાલન કરનાર સ્વસ્થ સાત્વિક સજ્જન અને સાધક બની શકે છે.

જૈન ગૃહસ્થોએ આદર્શોનું પાલન કરતાં, પોતાની આજીવિકા યોજના માટે ૧૫ પ્રકારના પાપકારી, મહા આરંભકારી **કર્માદાનનો** ત્યાગ કરવો જોઈએ. આ કર્માદાન મહા હિંસાના કારણ રૂપ છે. સંસાર વૃદ્ધિનું નિમિત્ત છે. જેથી આવા પાપો ન કરવા જોઇએ.

## પંદર કર્માદાનના પાપ

૧ **ઈંગાલ કમ્મે**-કોલસાના ભઠ્ઠા, લુહાર, ભાડભુંજા આદિનો વેપાર ૨ **વણ કમ્મે**-વનના ઝાડો કાપવાનો વેપાર. ૩ **સાડી કમ્મે**-સોડ કરી વસ્તુ વેચવાનો વેપાર ગળી દારૂ- આથો વગેરે. ૪ **ભાડી કમ્મે**-મકાન, વાહન, વસ્તુનાં ભાડા ખાવાનો વેપાર. ૫ **ફોડી કમ્મે**- પૃથ્વીના પેટ ફોડવાનો વેપાર. કુવા, વાવ, તળાવ ખોદાવવા વગેરે ૬ **દંતવાણિજ્જે**-દાંત (હાથી) હાડકાં, શીંગડા વગેરેનો વેપાર. ૭ **કેસવાણિજ્જે**-ચમરી ગાયના કેશ, વાળ વગેરેનો વેપાર. ૮ **રસવાણિજ્જે** દારૂ, માંસ, મધ, માખણ, ચરબી આદિ રસનો વેપાર. ૯ **લક્ખવાણિજ્જે**-લાખ આદિનો વેપાર. ૧૦ **વિસવાણિજ્જે**-ઝેર, અફીણ, ગાંજો આદિનો વેપાર ૧૧ **જંત પિલ્લણ કમ્મે**- તલ, શેરડી, મગફળી, કપાસ આદિના પીલવાના મશીન, મીલ, કારખાનાઓની વસ્તુનો વેપાર. ૧૨ **નિલ્લંછણ કમ્મે** મનુષ્ય, પશુ વગેરેના અંગોપાંગ છેદવાનો વેપાર. ૧૩ **દવગ્ગિ દાવણિયા**-જંગલ, ખેતર, પર્વત આદિને સળગાવી વેપાર કરવો. ૧૪ **સરદહ તલાગ પરિસોસણયા**-સરોવર, કુવા, તળાવ વગેરેને ઉલેચવાનો વેપાર ૧૫ **અસઈ જણ પોસણયા**-હિંસક પશુ, ગુલામ, દુરાચારી મનુષ્યો વગેરેનું આજીવિકા માટે પાલન પોષણ કરવું તે.

## સાતમાં વ્રતનાં પાંચ અતિચાર

૧ **સચિત્તાહારે** : સચેતના ત્યાગી સાધક, જો સચેત વસ્તુનો અજાણ પણે આહાર કરે અથવા સચેતની મર્યાદાથી વધારે વસ્તુનો આહાર કરે.

૨ **સચિત્ત પડિબદ્ધાહારે** : સચેત વૃક્ષ આદિને વિષે ગુંદર અથવા પાકેલાં ફળ વગેરે લાગેલા હોય તેનું ભક્ષણ કરવું તે.

૩ **અપ્પોલિઓ સહિ ભક્ખણયા** : અગ્નિ ઉપર પુરી રીતે પકાવેલ નથી તેવી વસ્તુનો આહાર કરે એટલે કંઈક સચેત અને કંઈક અચેત હોય તેવો આહાર કરવો.

૪ **દુપ્પોલિઓ સહિ ભક્ખણયા** : પોંક, ભડથું વગેરે દુષ્પકવ આહાર કરવો.

૫ **તુચ્છો સહિ ભક્ખણયા** : તુચ્છ આહાર, ખાવાનું થોડું, ફેંકવાનું વધારે હોય તેવી વસ્તુ-સીતાફળ, બોર, શેરડી, મગફળીનો આહાર કરવો.

આ વ્રતની મર્યાદા એક કરણ અને ત્રણ જોગથી કરવામાં આવે છે. આવા અતિચારોથી જે સાવધાન રહે છે. તેને પૂર્ણ વિરતિનો લાભ મળે છે.

(૮) **અનર્થ દંડ વેરમણં વ્રત** : નિરર્થક હિંસા કરી આત્માને દંડ આપવો તેને અનર્થ દંડ કહેવાય છે. તેનાથી અટકવું તે આઠમું વ્રત છે.

## અનર્થ દંડના કારણો

૧ અવજઝાણા ચરિયં : આર્તધ્યાન અને રૌદ્ર ધ્યાન ધરવાથી.

૨ પમાયા ચરિયં : પ્રમાદ કરવાથી. ધાર્મિક કાર્યમાં આળશ અને પાપ કાર્યમાં ઉદ્યમ તેનું નામ પ્રમાદ-ભૂલ અથવા બેદરકારી.

૩ હિંસાપ્પયાણું : હિંસા થાય તેવાં શસ્ત્રો રાખવાથી.

૪ પાવકમ્મોવએસં : પાપકર્મનો ઉપદેશ આપવાથી.

આ વ્રતની મર્યાદા બે કરણ અને ત્રણ જોગથી કરવામાં આવે છે.

## આઠમાં વ્રતના પાંચ અતિચાર

૧ કુંદપ્પે-રાગ, કામ ઉત્પન્ન કરનાર હાસ્ય-મિશ્રિત મોહોદ્દીપક મજાક કરવી તે કંદર્પ અતિચાર છે.

૨ કુકૂકુઇએ : પ્રમાદથી બહુરૂપીની જેમ મુખ, નયન, ઓષ્ઠ, ભ્રમર વડે વિકાર-પરિહાસ્ય યુક્ત ક્રિયા-કુચેષ્ટા કરાવી તે કુકૂકુઇએ અતિચાર છે.

૩ મોહરિએ : લુચ્ચાઈ આદિથી મુખનું નિરર્થક વાચાળપણું (બહુ બોલવું) તે મોહરિએ અતિચાર છે.

૪ સંજુત્તાહિગરણે : કાર્યમાં સમર્થ એવાં અધિકરણ-સાધન ધનુષ્ય અને બાણ, કુહાડી, પિસ્તોલ, છરી વગેરે હિંસાકારી હથિયારો ભેગાં કરવા તે અતિચાર છે.

૫ ઉવભોગ-પરિભોગ અઈરિત્તે : ઉપભોગ પરિભોગની વસ્તુઓમાં આસક્તિ રાખી વધારે રાખવાં તે અતિચાર છે.

આ વ્રતના પાલનની મર્યાદા બે કરણ અને ત્રણ જોગની છે. જે સાધક આવા વ્રતનું યોગ્ય પાલન કરે છે. તે હિંસાથી છુટી જાય છે.

**(૯) સામાયિક વ્રત (સાવજ્જ જોગ વેરમણં વ્રત) :** હવેના આ ચારે વ્રતો આત્માની શીક્ષાને લાયક હોય તેને શીક્ષાવ્રત કહેવાય છે. સામાયિક વિષે આગળ ઘણું કહેવાઈ ગયું છે. તેના અતિચારો જાણો.

## નવમાં વ્રતનાં પાંચ અતિચાર

૧ મણ દુપ્પણિહાણે : સામાયિક વ્રતમાં મનથી અશુભ ચિંતવન કરવું તે.

૨ વઇ દુપ્પણિહાણે : સામાયિક વ્રતમાં વચનથી કર્કશ કે સાવદ્ય ભાષા બોલાવી તે.

૩ કાય દુપ્પડિહાણે : સામાયિક વ્રતમાં કાયા વડે અશુભ પ્રવૃત્તિ કરવી તે.

૪ **સામાઈયસ્સ સઇ અકરણયાએ** : સામાયિક વ્રતની સ્મૃતિ ન રાખવી તે.

૫ **સામાઈયસ્સ અણુવટ્ટિયસ્સ કરણયાએ** : સામાયિક વ્રતને સરખી રીતે ન કરવું. અપૂર્ણકાળે પારવું તે. વેઠની જેમ કરવું તે.

આ વ્રતની મર્યાદા પણ બે કરણ અને ત્રણ જોગની છે. સામાયિક વ્રતની આરાધના કરનાર પરમ શાંતિનો અનુભવ કરી શકે છે.

(૧૦) **દેશાવગાશિકવ્રત** આ વ્રત દિશાનું પરિમાણ કરી પાંચ આશ્રવના ત્યાગનું છે. આ દશમું વ્રત ધારણ કરી સાધક, સાધુચર્યાની જેમ સુઝતા આહાર પાણી મેળવી આરંભનો ત્યાગ કરી વ્રતમાં રહી શકે છે. જેને દયા પાળવી અથવા દશમું વ્રત કર્યું કહેવાય છે. આજે ઘણાં દીક્ષાર્થીઓ સાધુની જોડે આવા દશમાં વ્રતમાં રહીને અભ્યાસ કરે છે. ચાતુર્માસમાં પણ ઘણાં ભાઈ-બેનો દશમું વ્રત કરી, ગોચરી વડે સાધુ જીવનની ચર્યા કરે છે. આ વ્રતની મર્યાદા બે કરણ અને ત્રણ જોગની છે. ઉપભોગ–પરિભોગની મર્યાદા ઉપરાંત એક કરણ અને ત્રણ જોગના ત્યાગ સાથે એક અહો–રાત્રિનું હોય છે.

## દશમાં વ્રતનાં પાંચ અતિચાર

૧ **આણવણપ્પઓગે** : નિયમની મર્યાદાથી બહારની કોઈ ચીજ મંગાવવી તે.

૨ **પેસવણપ્પઓગે** : નિયમ મર્યાદાથી બહાર કોઈ ચીજ મોકલાવવી તે.

૩ **સદ્દાણુવાએ** : નિયમ મર્યાદાથી બહાર કોઇને અવાજ કરી, ખાંસી, ખોખારા વડે બોલાવી પોતાનું કાર્ય જણાવવું તે.

૪ **રૂવાણુવાએ** : ક્ષેત્રની મર્યાદા બહારથી કોઇને બોલાવવાની ઇચ્છાએ, વ્રત ભંગના ભયથી સ્વયં ન જતાં મુખ આદિ અંગ દેખાડી તથા પદાર્થ વિશેષનું રૂપ બતાવી કામ કરાવવું તે.

૫ **બહિયા પુગ્ગલ પક્ખેવે** ક્ષેત્રની મર્યાદા બહાર પત્થર, કાંકરી આદિ ફેંકી ત્યાંથી જાણીતી વ્યક્તિને બોલાવવી તે.

આ વ્રતનું પાલન કરવાથી સાધુ જીવનનું જ્ઞાન અને અનુભવ થાય છે. આશ્રવના ત્યાગ સાથે સંવરનો મહા લાભ થાય છે. ધર્મસ્થાનકોમાં સેંકડો સંખ્યામાં કરાવવામાં આવતાં દયાવ્રત (એક સાથે સૌને બેસાડીને જમાડી લેવાં)માં આરંભનો તેમજ પરઠવાનો મોટો દોષ (જગ્યાના અભાવે) લાગે છે. જેથી આ વ્રતમાં વિવેકની આવશ્યકતા છે. વ્રતની વધારે સંખ્યાની કામના કરતાં, કરનારની નિરવદ્ય સાધના વધારે કિંમતી છે. નાના નાના બાળકોના અવિવેકથી લોકમાં ધર્મ નિંદાને પાત્ર બને છે.

(૧૧) **પરિપૂર્ણ પૌષધ વ્રત :** આ પૌષધવ્રતમાં આહાર પાણી, મૈથુન, પરિગ્રહ અને હિંસા ના ભાવોનો ત્યાગ કરવામાં આવે છે. ધર્મધ્યાન વડે બે કરણ અને ત્રણ જોગ સાથે એક અહોરાત્રિનું આ વ્રત કરવાનું હોય છે.

**અગિયારમાં વ્રતનાં પાંચ અતિચાર**

૧ **અપ્પડિલેહિય દુપ્પડિલેહિય સિજ્જા સંથારએ :** પૌષધવ્રતમાં રાત્રિએ આરામ લેવા માટે પાટ, પથારી આદિને દિવસે બરાબર તપાસી ન હોય અથવા અસાવધાની પૂર્વક તપાસ્યું હોય તે.

૨ **અપ્પમજ્જિય-દુપ્પમજ્જિય સિજ્જા સંથારએ :** પૌષધની પથારીના સાધનોને પોન્જ્યાં ન હોય અથવા બરાબર પોન્જ્યાં ન હોય તે.

૩ **અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચાર પાસવણ ભૂમિ :** મળ-મૂત્રના ત્યાગની જગ્યા દિવસે જોઈ ન હોય અથવા બરાબર જોઈ ન હોય તે.

૪ **અપ્પમજ્જિય દુપ્પમજ્જિય ઉચ્ચાર પાસવણભૂમિ :** તે જગ્યાને પોંજી ન હોય અથવા બરાબર પોંજી ન હોય તે.

૫ **પોસહસ્સ સમ્મં અણાણુપાલણયા :** પૌષધ વ્રતનું સારી રીતે પાલન ન કર્યું હોય તે.

પૌષધ વ્રતથી આત્મ ગુણોને પોષણ મળે છે. તેનથી આત્મ જાગૃતિ થાય છે. તેનાથી ઇંદ્રિયો અને આત્માને સંયમનો લાભ થાય છે. પ્રત્યેક સાધક ગૃહસ્થે એક માસમાં બે-ચાર-છ પૌષધોપવાસ કરવાં જ જોઈએ.

(૧૨) **અતિથિ સંવિભાગ વ્રત :** આ ચોથું શીક્ષાવ્રત અતિથિઓના સત્કાર સન્માન સાથે સંવિભાગ પૂર્વક ચૌદ પ્રકારના દાનની ભાવના સેવવા માટેનું છે. તમોને ખબર છે કે સાધુસંતોને કેટલા પ્રકારનું ફ્રાસુક એસણિક દાન આપી શકાય? તેના નામ જાણો છો? તમો દાન કરો છો છતાં જાણતાં નથી. કેવી આનંદની વાત છે. સાંભળો! હું બોલું છું. તમો ગણી લેશોને! **અસણં**-અન્ન, **પાણં**-પાણી, **ખાઈમં**-મિષ્ઠાન, **સાઈમં**-મુખવાસ, **વત્થ**-વસ્ત્ર, **પડિગ્ગહ**-પાત્રા, **કુંબલ**-ધાબળી-શાલ, **પાયપુચ્છણેણ**-રજોહરણ, ગુચ્છો તથા પાદપોંછ, **પાઢિયારૂં**-આપીને પાછી લઈ શકાય તેવી વસ્તુ જેમકે (પાટ, બાજોઠ, પાટી, પેન, પુસ્તક, પાટલાં, વસ્ત્ર શુદ્ધિ માટેના વાસણ માટલા ઔષધ વગેરે) **પીઢ**-પાટ, બાજોઠ, **ફલગ**-પાટિયું, **સિજ્જાસંથારએણં**-શૈયા આદિસ્થાન, પથારી માટે સુકુ ઘાસ (પરાળ) **ઓસહ**-ઔષધ (નિર્દોષ દવા) **ભેસજ્જેણં**-નિર્દોષ ચુરણ વગેરે. પ્રત્યેક ગૃહસ્થોએ પોતાને ત્યાં રહેલી આવા પ્રકારની ચૌદ વસ્તુની પ્રતિદિન ભાવના સેવવી જોઈએ.

કોઈ શ્રમણ નિર્ગ્રંથ અતિથિ પધારે તો આ બધી વસ્તુઓનું દાન કરી (વહોરાવી) લાભ મેળવવો. ભોજન વેળા જમતાં પહેલાં કોઈ સાધુસંત ગોચરી (આહાર–પાણી) માટે પધારે તો હું લાભ મેળવું. આ વ્રતના પ્રત્યાખ્યાન થઈ શકતાં નથી કારણ કે નિગ્રંન્થ સંતો વિચરતાં હોય, ક્યારે પધારે તેનો નિર્ણય ન હોય, જેથી આ વ્રતની માત્ર ભાવના કરવાની હોય છે.

**ભાવે ભલી ભલી ભાવના, ભાવે દીજે દાન**
**ભાવે ધર્મ આરાધીએ, ભાવે કેવળ જ્ઞાન.**

ભાવથી કેટલો મોટો લાભ થાય છે. કેવળજ્ઞાન સુધીની પ્રાપ્તિ સમ્યગ્ ભાવનામાં છે. આ તો નિર્વાણ–મુક્તિનો મંગળ માર્ગ છે. સંતોને નિર્દોષ આહાર પાણી આપનારા જીવોતો સંસાર તરી ગયા છે. રૂપ અને સૌન્દર્યવંતી પુણ્ય રાશિ આવા દાનથી જ મળે છે.

## બારમાં વ્રતનાં પાંચ અતિચાર

૧ **સચિત્ત નિક્ખેવણયા**–સાધુને દાન ન દેવાની બુધ્ધિથી કપટપૂર્વક સચિત્ત વસ્તુ પર કલ્પનીય વસ્તુ મુકી હોય તે.

૨ **સચિત્ત પિહણયા**–સાધુને ન દેવાની કામનાથી કપટપૂર્વક સચિત્ત વસ્તુ વડે કલ્પનીય વસ્તુને ઢાંકી હોય તે.

૩ **કાલાઈક્કમ્મે**–વસ્તુનો સમય ગયા પછી બગડી ગયેલી વસ્તુનું દાન આપવા મન કરવું તે.

૪ **પરવવએસે**–પોતે શુધ્ધ (સુઝતો) હોય છતાં, પોતે ન આપતાં બીજાને આપવાનું કહે. તમો શું કરો છો ? તમારે હાથે કે બીજાને હાથે લાભ લ્યો છો ? જે આપે તેને લાભ મળે. માટે સૌએ પોતાના હાથે દાન આપતાં શીખવું જોઈએ.

૫ **મચ્છરિયાએ**– દાન આપીને અહંકાર કરવો. (તમને શું લાભ થાય, એ તો અમારે ઘેર લાભ થાય ? તમો શું દેતા જાણો ? મારે ત્યાં આવો તો દેખાડું કેમ દેવાય ?)

શ્રમણોપાસક સાધકના ચારિત્રના ૬૦ અતિચાર અને ૧૫ કર્માદાન મળી ૭૫ અતિચાર પૂર્ણ થાય છે.

**અપશ્ચિમ મારણાન્તિકી સંલેખના (સંથારો–અણુસણ) તપના પાંચ અતિચાર**

૧ **ઈહલોગા સંસપ્પઓગે**–જન્માંતરે આ મનુષ્યલોકના અભિલાષ પ્રયોગ–સુખની વાંછના કરવી તે. જેમકે હું મોટો રાજા, મંત્રી, સેનાપતિ શેઠ વગેરે થાઉં,

૨ **પરલોગા સંસપ્પઓગે**-પરલોકના સુખની વાંછના કરવી તે. જેમકે જન્માંતરે હું દેવ, ઈન્દ્ર વગેરે થાઉં.

૩ **જીવિયા સંસપ્પઓગે**-બહુ પરિવાર અને લોક પ્રશંસાના મોહ, કીર્તિ નિમિત્તે અધિક જીવિત રહેવાની ઈચ્છા કરવી તે.

૪ **મરણા સંસપ્પઓગે**-અનશન કરીને પ્રશંસા નહિ થવાથી, ક્ષુધા આદિના કષ્ટથી કંટાળી શીઘ્ર મરણની વાંછના કરવી તે.

૫ **કામ ભોગા સંસપ્પઓગે**-અનશન કરીને મનુષ્ય અને દેવતા સંબંધી કામ-ભોગની (ઇંદ્રિયોના વિષયની) ચિંતવના કરવી તે.

નિરતિચાર અણુસણની આરાધના કરનાર આત્મા મુક્તિ પથનો સ્વામી બને છે. અનંત સંસારનો ઉચ્છેદ કરી અલ્પ ભવમાં આત્મશ્રેય સાધી લે છે. પ્રત્યેક ગૃહસ્થોએ રોજ રાત્રે સુતી વેળાએ સાગારી સંથારો (અણુસણ) કરવો જોઈએ. તે સંબંધી વાત કહેવાઇ ગઈ છે. મુક્તિના સુમંગલ માર્ગ માટે જીનેશ્વર ભગવંત મહાવીર સ્વામીએ ચાર પ્રકારના માર્ગ ફરમાવેલ છે. **જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ.** ચારિત્ર અને તપના અતિચારો જાણ્યા પછી હવે જ્ઞાન, દર્શનના જાણી લઈએ.

## જ્ઞાનના ચૌદ અતિચાર

૧ **જંવાઈદ્ધં**-જે સૂત્રો આઘા પાછાં ભણાયા હોય. ૨ **વચ્ચામેલિઅં**-ધ્યાન વિના સૂત્રો ભણાયા હોય. ૩ **હીણક્ખરં**-અક્ષરો ઓછાં ભણાયા હોય. ૪ **અચ્ચક્ખરં**-અક્ષરો અધિક ભણાયાં હોય. ૫ **પયહીણં**-પદ ઓછું ભણાયું હોય. ૬ **વિણયહીણં**-વિનય રહિત ભણાયું હોય. ૭ **જોગહીણં**-અસ્થિર જોગે ભણાયું હોય. ૮ **ઘોસહીણં**-શુધ્ધ ઉચ્ચાર વિના ભણાયું હોય. ૯ **સુટ્ઠુ દિન્નં**-શ્રેષ્ઠજ્ઞાન અવિનીતને આપ્યું હોય. ૧૦ **દુટ્ઠુ પડિચ્છિયં**-અવિનીતપણે જ્ઞાન લીધું હોય. ૧૧ **અકાલે કઓ સજ્ઝાઓ**-અકાળે સજ્ઝાય કરી હોય. ૧૨ **કાલે ન કઓ સજ્ઝાઓ**-સજ્ઝાયના સમયે સજ્ઝાય ન કરી હોય. ૧૩ **અસજ્ઝાઇએ સજ્ઝાયં**-સજ્ઝાય ન કરવા જેવા સ્થાને સજ્ઝાય કરી હોય. ૧૪ **સજ્ઝાઇએ ન સજ્ઝાયં**-સજ્ઝાય કરવા યોગ્ય સ્થળે સજ્ઝાય ન કરી હોય. આવા ચૌદ અતિચાર રહિત જે સાધક જ્ઞાન સાધના કરે છે, તેને જ્ઞાનની તેજસ્વીતા પ્રગટે છે.

## દર્શનના પાંચ અતિચાર

૧ **સંકા**-જૈન ધર્મ વિષે શંકા કરવી તે. ૨ **કંખા**-મિથ્યાત્વ મતની ઈચ્છા કરવી તે. ૩ **વિતિગિચ્છા**-કરણીના ફળમાં સંદેહ રાખવો તે. ૪ **પરપાસંડ પસંસા**-પાખંડ મતની પ્રશંસા કરવી તે. ૫ **પરપાસંડ સંથવો**-પાખંડી મતનો પરિચય

કરવો તે. અતિચાર રહિત સમકીતનું જે આત્મા રક્ષણ કરે છે. તે જીવ સંસારને કિનારે પહોંચી જાય છે.

હવે જ્ઞાનના ૧૪, દર્શનના ૫, ચારિત્રના ૭૫ અને તપના ૫ અતિચાર મળી કુલ ૯૯ અતિચાર થયા. શ્રાવકપણામાં ચારે પ્રકારે આ સઘળા અતિચાર રહિત જે આત્મા આરાધના કરે છે. તે આત્મા તીર્થંકર ગોત્રના પુણ્યને બાંધે છે.

સાધુને પાંચ મહાવ્રત પાળવાના હોય છે. શ્રાવકના વ્રતને અણુવ્રત અને સાધુના વ્રતને મહાવ્રત કહેવાય છે. તે જીવનપર્યંત ત્રણ કરણ અને ત્રણ જોગ સહિત નવ કોટીના પ્રત્યાખ્યાનને પાળે છે. સાધુના મહાવ્રતને અતિચાર નથી હોતા પરંતુ તેની ભાવના કહેવાય છે. એક એક મહાવ્રતની પાંચ પાંચ ભાવના મળી કુલ ૨૫ ભાવનાઓ થાય છે. છઠ્ઠુ રાત્રિભોજન ત્યાગવ્રત હોય છે. મહાબળમુનિ આવા અતિચાર રહિત શીલવ્રતનું પાલન કરે છે તેમજ પંચમહાવ્રતને નિર્મળ ભાવનાઓ સાથે ઉત્કૃષ્ટ રસ ઉપજાવી પાલન કરી રહ્યા છે. હવે તેરમા બોલની આરાધના કેવી રીતે કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



# ૫૨

# શાંતિનો શ્રેષ્ઠ માર્ગ–ધ્યાન

(ભાદરવા સુદ ૧૦ તા. ૩–૯–૭૬ શુક્રવાર)

જગત પિતા ભગવાન મહાવીરે સિધ્ધાંતની પરૂપણા કરી છે. સિધ્ધાંત એટલે શું? કર્મોનો અંત લાવી, પરમ સિધ્ધિને જે આપે તેનું નામ સિધ્ધાંત. આપણે ત્યાં શ્રી જ્ઞાતાધર્મકથાંગ નામનું સિધ્ધાંત ચાલી રહ્યું છે. ભગવાન મલ્લિનાથ પૂર્વભવમાં મહાબળમુનિના જીવનમાં સંયમ–તપની સાધના કરતાં તીર્થંકર ગોત્રના બોલની આરાધના કરી રહ્યા છે. બાર બોલની વિવેચના થઈ ગઈ. હવે તેરમે બોલે खण लव બતાવેલ છે. ખણ લવ એટલે શું? ખણ લવ એ એક કાળનો ભેદ છે. આવા સમયમાં શું કરવું જોઈએ? તેને આપણે સમજવાનો પ્રયત્ન કરીએ. क्षण लवादि कालेषु प्रमादं विहाय शुभध्यान करणम् । ક્ષણ લવ વગેરે કાળોમાં પ્રમાદરહિત થઈને શુભ ધ્યાન કરવું જોઈએ.

## ધ્યાન એટલે શું?

માણસનું મન પ્રચંડ પવનથી ક્ષુબ્ધ થયેલા સરોવર જેવું છે. તે કદી આ તો કદી પેલી વસ્તુનું ચિંતન કર્યા જ કરે છે. તેમાં સ્થિરતા નથી. તે ચંચળ છે.

એ ચંચળતાને રોકી તેને એકનિષ્ઠ કરવું તે જ ધ્યાન છે. આચાર્ય નેમિચંદ્રે પણ કહ્યું છે કે શરીરથી કોઈ ચેષ્ટા ન કરો, વાણી વ્યાપાર બંધ કરો અને મનથી ચિંતન ન કરો. આમ કરવાથી મન, વચન અને કાયાના વ્યાપારનો નિરોધ થશે. આ આત્મ નિર્ભરતા યા તલ્લીનતા જ પરમ ધ્યાન છે.

मोक्षः कर्मक्षयादेव, स चात्मज्ञानतो भवेत्।
ध्यान साध्यं मतं तच्च, तद्ध्यानं हितमात्मनः। યોગશાસ્ત્ર ૪-૧૧૩

ધ્યાન કરવાથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આત્મજ્ઞાનથી કર્મનો ક્ષય થાય છે. કર્મક્ષયથી મોક્ષ મળે છે. તેથી ધ્યાન આત્માના કલ્યાણનું કારણ છે.

दुविहं पि मुक्खहेउं, झाणे पाउणदि जं मुणी नियमा।
तम्हा पयत्त चित्ता, जूयं झाणं समब्भसह ॥ દ્રવ્યસંગ્રહ ૪૭

ધ્યાનના આધારે જ મુનિઓને નિશ્ચય અને વ્યવહાર મોક્ષમાર્ગની પ્રાપ્તિ થાય છે, તેથી ચિત્તની એકાગ્રતા સાધીને ધ્યાનનો અભ્યાસ કરવો જોઈએ.

ધ્યાન આત્માની શક્તિ છે. પોતાના સ્વરૂપમાં, પોતાના જ્ઞાનમાં, પોતાના મનમાં એકાગ્ર થઈને મનની વૃત્તિઓને બીજેથી રોકીને પોતાના તરફ વાળવી તે ધ્યાન છે. જ્યાં સુધી વ્યક્તિ બહારની ચિંતાઓમાં, બહારના વિષયોમાં ગુંથાયેલ રહે છે, ત્યાં સુધી ચિત્તવૃત્તિઓમાં એકાગ્રતા નહીં આવે. એકાગ્રતાના અભાવમાં ધ્યાન, સાધના કદી થઈ શકવાની નથી.

એટલે ધ્યાનની સાધના કરવામાં સાધકે પહેલાં પોતાના મનની અંદરના સંસારને બધી ઝંઝટથી દૂર કરી એકાગ્ર બનવું જોઈએ, અને ત્રણ વાતોને સારી રીતે સમજી લેવી જોઈએ. તમે જાણો છો?

ધ્યાતા : જે વ્યક્તિ ધ્યાનની સાધના કરે છે, તેને ધ્યાતા કહેવાય છે.

ધ્યેય : જે વસ્તુની પ્રાપ્તિ કરવી છે, તેને ધ્યેય કહેવાય છે.

ધ્યાન : જેના વડે વસ્તુની પ્રાપ્તિ કરવી છે, તેને ધ્યાન કહેવાય છે.

ધ્યાતા : ધ્યાન કરનાર વ્યક્તિ ધ્યાતા કહેવાય છે. તેના બે પ્રકાર છે. ૧ પુદ્ગલદર્શી ૨ આત્મદર્શી. જે વ્યક્તિને પુદ્ગલ પર પ્રેમ હોય, જેની નજરમાં પુદ્ગલોના ભૌતિક રૂપનું જ મહત્ત્વ હોય, તેને પુદ્ગલદર્શી કહેવાય છે. તેને સંસારી તથા ભવાનંદી એટલે સંસારમાં જ આનંદ માનવાવાળો કહેવાય છે.

તે વ્યક્તિ સંસારમાં આસક્ત રહે છે. બહારથી સંયમની જડ ક્રિયાઓ પણ કરતો હોય છે. આગમ સાહિત્યનું અધ્યયન પણ કરતો હોય છે. નવ પૂર્વનું જ્ઞાન

પણુ મેળવી લ્યે છે. વર્તમાનના અગિયાર અંગ તથા ઉપાંગ આદિ શાસ્ત્રો પણુ યાદ કરી લ્યે. પરંતુ આ બધી ક્રિયા કરવા છતાં તેની દૃષ્ટિમાં પરિવર્તન નથી આવતું. જેટલું દેખાય છે. તે બધું બહારનું જ હોય છે. અંદરથી કંઈ પણુ નથી હોતું. તેની દૃષ્ટિ બાહ્યમાં જ અટકી ગઈ છે. અંતર્ગત ઉતરેલી નથી. તે દુનિયાને શીખવવા માટે માન, પ્રતિષ્ઠા તથા યશના ટુકડા મેળવવા માટે કઠોરમાં કઠોર જડ ક્રિયા કાંડ કરે છે. પરંતુ જ્ઞાન, દર્શન, વિવેક અને વીતરાગના ચિંતનમાં શૂન્ય હોવાને કારણે તે પહેલા ગુણસ્થાનકથી ઉપર ચઢી શકતો નથી. તેને આગમની ભાષામાં અજ્ઞાની, બાળ તથા દુઃપ્રત્યાખ્યાની કહેવાય છે.

જે સાધકનું ચિંતન આત્મ-સ્વરૂપને જાણવાનું છે. સ્વમાં સ્થિતિ થનાર છે, તે આત્મદર્શી છે. તેની દૃષ્ટિમાં માત્ર ક્રિયાનું જ નહિ પરંતુ જ્ઞાન, વિવેક અને અધ્યાત્મ-ચિંતનનું પણુ મહત્ત્વ છે.

ધ્યાનની સિધ્ધિ માટે અનિવાર્ય યોગ્યતા પ્રાપ્ત કરી લેવી જરૂરી છે. કષાય વિજય વિના આત્મજ્ઞાન ન મળે. કષાય વિજય માટે ઈન્દ્રિય વિજય જરૂરી છે. ઈન્દ્રિય વિજય માટે મન શુધ્ધિ જરૂરી છે. મન શુધ્ધિ માટે રાગ-દ્વેષ જીતવા જરૂરી છે. રાગ-દ્વેષને જીતવા માટે સમભાવનો અભ્યાસ જોઈએ, તેને માટે નિર્મમત્વ ભાવ અનિવાર્ય છે. આવી રીતે કાર્યકારણ ભાવની પ્રક્રિયા પૂરી થતાં ધ્યાનની યોગ્યતા પ્રગટ થાય છે. આટલી યોગ્યતા પ્રગટ થાય તો ધ્યાન કરવામાં સફળતા મળે છે. જે સાધક પોતાના ચિત્તને સ્થિર કરવા ઈચ્છે છે, ધ્યાન સાધનામાં સફળ થવા ઈચ્છે, તેણે ઇષ્ટ-અનિષ્ટ પદાર્થોમાં રાગ-દ્વેષ અને મોહની વૃત્તિથી દૂર રહેવું. એ સિવાય જે સાધક તપ, શ્રુત અને વ્રત ધારક હોય છે, તે જ ધ્યાનરૂપી રથની ધુરા ધારણુ કરી શકે છે. તેથી ધ્યાનની પ્રાપ્તિ માટે તપ, શ્રુત અને વ્રતની આરાધના અનિવાર્ય બને છે. આચાર્ય શ્રી હેમચંદ્રજીએ ધ્યાન કરનાર સાધકમાં ૧૯ ગુણની આવશ્યકતા બતાવી છે.

## ધ્યાતાના ગુણધર્મો

૧ સંયમ તરફ ઉંડી નિષ્ઠા હોય. પ્રાણુ સંકટમાં હોય તો પણુ તે સંયમ ન છોડે. ૨ બધાં પ્રાણી માત્રને પોતાના જેવા ગણવાં. ૩ ધ્યેય લક્ષથી ચ્યુત ન થવું. ૪ શરદી, ગરમી કે હવાથી ખિન્ન ન થવું. ૫ યોગ-રૂપી અમૃત-રસાયણુ પીવાવાળો હોય. ૬ રાગ-દ્વેષ રહિત હોય. ૭ ક્રોધાદિ કષાયનો વિજેતા હોય. ૮ મનને આત્મામાં રમણુ કરાવનાર હોય છે. ૯ બધાં કર્મોથી અલિપ્ત રહે. ૧૦ કામ ભોગોથી વિરકત હોય ૧૧ શરીર શકિતથી પર હોય. ૧૨ સંવેગના સરોવરમાં મગ્ન હોય. ૧૩ શત્રુ-મિત્ર, સુવર્ણ-પાષણુ, નિન્દા-સ્તુતિ' માન-અપમાનમાં સમભાવ રાખે. ૧૪ બધાંના કલ્યાણનો અભિલાષી હોય. ૧૫ કરૂણામય હોય. ૧૬ સાંસારિક સુખોથી

વિમુખ હોય. ૧૭. પરિષહ-ઉપસર્ગ આવ્યેથી સુમેરૂની જેમ અચળ રહે. ૧૮ ચંદ્રમાની જેમ સૌમ્ય અને વાયુની જેમ નિઃસંગ હોય. ૧૯. પ્રશસ્ત બુધ્ધિવાળો હોય.

**ધ્યેય :** ધ્યાનનું સ્વરૂપ અને યોગ્યતા સમજ્યા પછી ધ્યેયને જાણવું જરૂરી છે. ધ્યાનાવસ્થામાં મન જે વસ્તુ પર કેન્દ્રિત કરાય અથવા જેનું ચિંતન કરાય તે ધ્યેય કહેવાય છે. ધ્યયેના ચાર પ્રકાર છે. ૧ પિંડસ્થ ૨ પદસ્થ ૩ રૂપસ્થ ૪ રૂપાતીત.

(૧) **પિંડસ્થ**-પિંડ એટલે શરીરમાં સ્થિત આત્મા. તેનું ચિંતન જે ધ્યાનમાં કરાય તે પિંડસ્થ કહેવાય છે. શરીરસ્થ આત્માનું ધ્યાન કરવા માટે પાંચ પ્રકારની ધારણાઓનો આશ્રય કરવો પડે છે. ૧ પાર્થિવી ૨ આગ્નેયી ૩ મારૂતી ૪ વારૂણી અને ૫ તત્ત્વભૂ.

**પાર્થિવી**-જે પૃથ્વી આપણું નિવાસ સ્થાન છે, તેનું નામ મધ્યલોક છે. આ મધ્યલોકની બહાર વિશાળ ક્ષીર-સાગરનું ચિંતન કરવું જોઈએ. ક્ષીર-સાગરમાં જંબુદ્વીપની જેમ એક યોજન વિસ્તારવાળા-સુવર્ણની જેમ આત્માવાળા અને હજાર પાંખડીવાળા કમળનું ચિંતન કરવું જોઈએ. તે કમળની વચ્ચે કેસરો છે. તેમાં પીળા રંગની પ્રભાવવાળી અને મેરૂ પર્વત જેવી એક લાખ યોજન ઉંચી કર્ણિકા છે. તે કર્ણિકા ઉપર એક અતિ ઉજ્જળ સિંહાસન છે. જેના ઉપર હું બેઠો છું. હું કર્મોનો ક્ષય કરવા પ્રયત્નશીલ છું. આવું ચિંતન કરવું તે પાર્થિવી ધારણા છે.

**આગ્નેયી :** એમાં નાભિની અંદર સોળ પાંખડીના કમળનું ચિંતન કરવું જોઈએ. તે કમળની કર્ણિકા પર અર્હં સ્થાપિત કરવું અને દરેક પત્તા પર અનુક્રમે અ, આ ...અં અઃ આદિ સોળ સ્વર મૂકવા જોઈએ. ત્યારપછી હૃદયમાં આઠ પાંખડીના કમળનું ચિંતન કરવું જોઈએ. તેની પાંખડી પર અનુક્રમે જ્ઞાનાવરણ આદિ આઠ કર્મ સ્થાપિત કરવાં. આ કમળ અધોમુખ હોય. ત્યાર પછી રેફ, કળા અને બિંદુથી યુક્ત 'હં' અક્ષરના રેફમાંથી ધીરે ધીરે નીકળતી ધૂમ્રરેખાનું ચિંતન કરવું. આ જ્વાળાઓથી હૃદયમાં રહેલ આઠ દલવાળા કમળને દગ્ધ કરવું જોઈએ અને વિચારવું જોઈએ કે મહામંત્રી 'અર્હં'ના ધ્યાનથી ઉત્પન્ન અગ્નિ જરૂર કર્મયુક્ત કમળને ભસ્મ કરી નાંખશે.

ત્યાર પછી શરીરથી બહાર ત્રિકોણ સ્વસ્તિકવાળું અને અગ્નિબીજ 'રેફ'વાળું જલતી અગ્નિ પૂરતું ચિંતન કરવું. ત્યાર પછી શરીરની અંદર મહામંત્રના ધ્યાનથી ઉત્પન્ન થયેલ શરીરની જ્વાળાથી બહારની અગ્નિપૂરની જ્વાળા દેહથી અને કમળને તુરત ભસ્મ કરીને અગ્નિ શાંત થઈ ગઈ છે. એવું ચિંતન કરવું જોઈએ. આ આગ્નેયી ધારણા છે.

**મારૂતી :** આગ્નેયી ધારણા પછી પ્રચંડ પવનનું ચિંતન કરવું જોઈએ અને

વિચારવું જોઈએ કે દેહ અને આઠ કર્મોના બળવાથી જે રાખ થઈ હતી તે ઉડે છે. આવું દૃઢ ચિંતન કરીને પવનને શાંત કરવો. આ મારૂતી કે વાયવી ધારણા છે.

**વારૂણી** : વારૂણી ધારણામાં અમૃત જેવી વર્ષા કરનાર અને મેઘમાળાથી ઘેરાયેલાં આકારનું ચિંતન કરાય છે. ત્યાર પછી અર્ધ ચંદ્રાકાર કળા બિંદુવાળા વરૂણ બીજ વઁ નું ચિંતન કરવું. તેમાંથી ઉત્પન્ન થતાં અમૃત જેવા પાણીથી આકાશ ભર્યું છે, એવું ચિંતન કરવું અને પહેલાં ઉડેલી ભસ્મ આ પાણીથી ધોવાઈને સાફ થઈ રહી છે.

**તત્ત્વ ભૂ** : આ ચાર ધારણાઓ કર્યા પછી રસરક્તાદિ સાત ધાતુઓ રહિત, પૂર્ણ ચંદ્ર જેવી નિર્મળ ઉજ્વળ કાંતિવાળા તથા સર્વજ્ઞ જેવા શુદ્ધ આત્મસ્વરૂપનું ચિંતન કરવું જોઈએ.

ત્યાર પછી સિંહાસન પર બેઠેલા સર્વ અતિશયોથી સુશોભિત, સમસ્ત કર્મોનો વિધ્વંસ કરનાર, ઉત્તમ મહિમા સંપન્ન પોતાના શરીરમાં રહેલા નિરાકાર આત્માનું ચિંતન કરવું. આ પ્રકારનું ચિંતન પિંડસ્થ ધ્યાન કહેવાય છે. આ ધ્યાનના પ્રભાવથી મારણ ઉચ્ચાટન વગેરે વિદ્યા તથા સિંહ, સર્પાદિ હિંસક પ્રાણી દૂર રહે છે. તેઓ આ યોગીનું તેજ સહન કરી શકતાં નથી.

(૨) **પદસ્થ** : પવિત્ર મંત્રાક્ષર રૂપ પદોનું અવલંબન કરીને જે ધ્યાન કરવામાં આવે તેને પદસ્થ ધ્યેયને કારણે પદસ્થ ધ્યાન કહેવાય છે. આ ધ્યાનમાં ચિંતનીય પદ અનેક પ્રકારનાં છે. સાધક પોતાની રૂચિ યા ઈચ્છા પ્રમાણે તેમાંથી કોઈનું પણ ધ્યાન કરે છે. પાંત્રીસ અક્ષરવાળા નમસ્કાર મંત્રનુ **અરિહંત-સિદ્ધ-આયરિય-ઉવજ્ઝાય-સાહૂ.** આ સોળ અક્ષરી વિદ્યાનું અરિહંત સિદ્ધ આ ષડક્ષરી મંત્રનું. **असि-आ-उ-सा** આ પંચાક્ષરીનું ૐ અર્હંતનું અથવા એકાક્ષરી મંત્ર ૐનું ધ્યાન કરાય છે.

(૩) **રૂપસ્થ**–સમવરણમાં સ્થિત અરિહંત પરમાત્મા રૂપસ્થ ધ્યેય છે. તેમનું ચિંતન કરવું તે રૂપસ્થ ધ્યાન છે. આ ધ્યાનમાં ધ્યાતાએ એવું ચિંતન કરવું જોઈએ કે સમસ્ત કર્મોને નાશ કરનાર, દેશનાના સમયે દેવ રચિત ત્રણ પ્રતિબિમ્બને કા-ણ ચતુર્મુખ દીસનાર, ત્રણ ઉજ્જવળ છત્રોથી સુશોભિત, સૂર્યપ્રભાને ઝાંખી કરનાર અથવા જેની પાછળ તેજો રેખા ઝળહળી રહે છે, દિવ્ય દુંદુભિનો ધ્વનિ જેની આધ્યાત્મિક સંપત્તિનું ગાન કરે છે, ગુંજારવ કરતાં ભ્રમરોના ઝંકારથી ધ્વનિત અશોકવૃક્ષથી સુશોભિત, સિંહાસનાસીન, ચામર ઢોળાતા, સુરેન્દ્ર અસુરેન્દ્રોથી વંદાતા, સ્વાભાવિક વૈરવૃત્તિવાળાં સિંહ-મૃગ વગેરે પ્રાણી જેમના પ્રભાવથી નિર્વૈર બને છે, જે કેવળ જ્ઞાનના લોકોત્તર પ્રકાશથી પ્રકાશિત છે, એવા અરિહંત ભગવાન સમવસરણમાં બિરાજમાન છે. આ ધ્યાનમાં તન્મયતા આવવાથી સાધક પોતાને સ્પષ્ટ રૂપથી સર્વજ્ઞના

રૂપમાં જુએ છે. જ્યાં સુધી તેનું મન વીતરાગમાં હોય છે ત્યાં સુધી તે વીતરાગ ભાવનો જ અનુભવ કરે છે.

(૪) **રૂપાતીત**–નિરંજન, નિરાકાર, ચૈતન્ય સ્વરૂપ, સિદ્ધ પરમાત્મા. રૂપાતીત ધ્યેય છે. જે ધ્યાનમાં તેનું ચિંતન થાય તે રૂપાતીત ધ્યાન કહેવાય છે.

જે સાધક ક્રમશ: પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ ધ્યાનમાં પરિપકવતા મેળવે છે, તે જ રૂપાતીત ધ્યાનને યોગ્ય બને છે. આ ધ્યાનના પ્રભાવથી ધ્યેય અને ધ્યાતાનો વિકલ્પ દૂર થાય છે અને ધ્યાન, ધ્યાતા, ધ્યેય ત્રણે એકાકાર બને છે. ધ્યાતા ધ્યેય સાથે એકરૂપ બને છે.

**ધ્યાન**–કોઇ એક વિષય પર અથવા કોઈ એક વસ્તુ પર નિરંતર ગતિ કરનાર મનની વિચારધારાને કેન્દ્રિત કરવી તે ધ્યાન છે. ધ્યાનનો શબ્દાર્થ છે. 'ચિંતન કરવું, મનન કરવું અને વિચારવું એ છે.' ધ્યાનની સાધનાથી ચિત્ત પરિશુદ્ધ, નિર્મળ અને પવિત્ર થાય છે. વિશુદ્ધ ચિત્ત સંસારથી વિમુખ અને મોક્ષાભિમુખ થાય છે. ધ્યાનની સાધનાથી મનના બધા વિકાર શમે છે, નાશ પામે છે. એ આધારે જ ધ્યાનને 'યોગ' કહે છે. ધ્યાન–યોગનો અર્થ છે 'ધ્યાનની સાધના વડે પોતાના શુદ્ધ સ્વરૂપને પામવું'.

જૈન શાસ્ત્રમાં, જૈન આગમમાં અને જૈન યોગવિદ્યામાં ધ્યાનનું ખૂબ વિસ્તારથી વર્ણન કર્યું છે. શાસ્ત્રકાર કહે છે. **चउविहि झाणेहिं, अट्टेणं झाणेणं, रुद्देणं झाणेणं, धम्मेणं झाणेणं, सुक्केणं झाणेणं** ઠાણાંગ-૪ ધ્યાનના ચાર પ્રકાર બતાવ્યા છે. ૧ આર્ત્તધ્યાન, ૨ રૌદ્રધ્યાન ૩ ધર્મધ્યાન અને ૪ શુકલધ્યાન.

**૧ આર્ત્તધ્યાન** : દુ:ખના નિમિત્તથી એટલે કે દુ:ખમાં થતું ધ્યાન અર્થાત્ દુ:ખી પ્રાણીનું ધ્યાન કહેવાય છે. મનોજ્ઞ વસ્તુનો વિયોગ અને અમનોજ્ઞનો સંયોગ થવાથી ચિત્તની અસ્થિરતા અથવા ગભરાટ તે આર્ત્તધ્યાન. જીવ મોહવશ થઈને રાજ્યનો ઉપભોગ, શયન, આસન, વાહન, સ્ત્રી, ગંધ, માળા, મણિ, રત્ન, વિભૂષણની તીવ્ર ઈચ્છા કરે છે, તે પણ આર્ત્તધ્યાન છે. આર્ત એટલે દુ:ખ–પીડા છે. તેમાંથી જે જન્મે તે આર્ત કહેવાય છે. જેમાં દુ:ખનું ચિંતન થાય તેને આર્તધ્યાન કહેવાય. પ્રાણી માટે દુ:ખની ઉત્પત્તિનાં જેટલા કારણ છે, તેને મુખ્ય ચાર વિભાગમાં વિભક્ત કરી શકાય છે.

### આર્તધ્યાનના ચાર પ્રકાર

૧ અમનોજ્ઞ વિયોગ ચિંતા–અણગમતી વસ્તુના વિયોગનો વિચાર.

૨ મનોજ્ઞ સંયોગ ચિંતા–મનગમતી વસ્તુનો વિયોગ ન થાય તેવો વિચાર.

૩ રોગ ચિંતા–આવી પડેલ રોગથી મુક્ત થવાનો વિચાર.

૪ નિદાન (નિયાણું)–અન્યની ઋદ્ધિ અનુસાર પોતાની સાધનાના ફળની ચિંતા કરવી. રાગ, દ્વેષ અને મોહથી યુક્ત પ્રાણીનું આ ચાર પ્રકારનું આર્તધ્યાન સંસાર વધારનાર અને સામાન્ય રીતે તિર્યંચ ગતિમાં લઈ જનાર છે.

## આર્ત્તધ્યાનના ચાર લક્ષણ–લિંગ

૧ ક્રન્દન ૨ શોક ૩ તેપનતા અશ્રુમોચન ૪ પરિદેવના–વારંવાર ક્લેષ ઉપજાવે તેવી ભાષાનો પ્રયોગ કરવો.

ઇષ્ટના વિયોગથી, અનિષ્ટના સંયોગથી અને વેદનાના નિમિત્તથી આ ચાર લિંગ આર્ત્તધ્યાનીનાં હોય છે.

(૨) રૌદ્રધ્યાન–હિંસા, જુઠ, ચોરી અને ધન આદિની રક્ષામાં મનને લગાડવું તે રૌદ્રધ્યાન છે. હિંસાદિ વિષયનું અતિક્રૂર પરિણામ તે રૌદ્રધ્યાન છે. હિંસોન્મુખ આત્મા દ્વારા પ્રાણીઓને ભટકાવનાર વ્યાપારનું ચિંતન કરવું તે પણ રૌદ્રધ્યાન છે. છેદવું, ભેદવું, કાપવું, મારવું, વધ કરવો, પ્રહાર કરવો, દમન કરવું. તેમાં જે રાગ કરે છે, જેમાં અનુકંપા ભાવ નથી તે પુરૂષનું ધ્યાન રૌદ્રધ્યાન છે. ક્રૂર અથવા કઠોર પ્રાણીને રુદ્ર કહે છે. તેનું ધ્યાન રૌદ્રધ્યાન છે. ક્રૂરતા–કઠોરતાનો જન્મ હિંસા, અસત્ય, સ્તેય અને વિષય રક્ષણ (આસક્તિ) માંથી થાય છે. આ જઘન્ય પ્રવૃત્તિમાંથી ક્રૂરતા જન્મે છે. આર્તધ્યાનની જેમ રૌદ્રધ્યાનના પણ ચાર પ્રકાર છે.

## રૌદ્રધ્યાનના ચાર પ્રકાર

૧ **હિંસાનુબંધી**–જેમાં હિંસાની ભાવના જાગૃત રહે તે હિંસાનુબંધી છે.

૨ **મૃષાનુબંધી**–જે ચિંતનની આધાર શિલા કેવળ મૃષાવાદ હોય તે મૃષાનુબંધી છે.

૩ **સ્તેયાનુબંધી**–જે ચિંતનમાં કેવળ ચોરી ભાવ જ પ્રતિબિંબિત થાય છે.

૪ **સંરક્ષણાનુબંધી**–જે ચિંતનમા પ્રાપ્ત વિષયોનું રક્ષણ કરવાની ભાવના હોયતે.

## રૌદ્રધ્યાનના ચાર લક્ષણ

૧ **ઓસન્ન દોષ** : હિંસાદિકપ્રવૃત્તિની બહુલતા રૂપ દોષ તે ઓસન્નદોષ છે.

૨ **બહુ દોષ** : હિંસાદિ અનેક દોષ તે બહુદોષ કહેવાય છે.

૩ **અજ્ઞાન દોષ** : અજ્ઞાનથી હિંસાદિમાં પ્રવૃત્તિ તે અજ્ઞાનદોષ છે.

૪ **આમરણાંત દોષ** : મરણપર્યંતનો હિંસાદિ દોષ તે આમરણાંત દોષ છે.

**से किं तं धम्मे ज्झाणे?** ધર્મધ્યાન તે શું છે?

(૩) ધર્મધ્યાન-ધર્મ એટલે આજ્ઞાદિ પદાર્થ સ્વરૂપની પર્યાલોચનમાં મનને એકાગ્ર કરવું તે ધર્મધ્યાન છે. શ્રુત અને ચારિત્ર ધર્મથી યુક્ત ધ્યાન ધર્મધ્યાન કહેવાય છે, સૂત્રાર્થની સાધના, મહાવ્રતોનુ ધરવું, બંધ, મોક્ષ અને ગતિ, અગતિના હેતુનો વિચાર, પાંચ ઇન્દ્રિઓના વિષયથી નિવૃત્ત અને પ્રાણીઓમાં દયા ભાવ, આમાં મનની એકાગ્રતા હોવી તે ધર્મધ્યાન, જિન ભગવાન અને સાધુના ગુણોનું કથન કરનાર, પ્રશંસા કરનાર, વિનીત, શ્રુતિશીલ અને સંયમમાં અનુરક્ત આત્મા ધર્મધ્યાની છે. તેનું ધ્યાન તે ધર્મધ્યાન. જે ચિંતનમાં કેવળ ધર્મને સ્થાન હોય તેને ધર્મધ્યાન કહે છે. આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાન-આ સતત્ ચિંતનમાં મનોવૃત્તિને એકાગ્ર કરવી તેજ ધર્મધ્યાન છે. ધર્મ-તત્વના સ્વરૂપની વિચારણા મોટે ભાગે આજ્ઞા, અપાય, વિપાક, અને સંસ્થાન'લોકસ્વરૂપ-આ ચાર પર નિર્ભર હોવાથી ધર્મધ્યાનના ચાર પ્રકાર છે. **धम्मे ज्झाणे चउविहे चउपडिहारे पन्नत्ते तंजहा, आणा विजए, अवाय विजए, विवाग विजए, संठाण विजए।**

## ધર્મધ્યાનના ચાર પ્રકાર

૧ **આજ્ઞા વિચય** : આજ્ઞાનો અર્થ છે પરમ આપ્ત, સર્વજ્ઞ, સર્વદર્શી, વીતરાગ પ્રભુનો આદેશ અને વિચય એટલે વિચાર, એનો અર્થ એ થયો કે વીતરાગ પ્રભુની આજ્ઞાનુસાર વસ્તુ-તત્વનું ચિંતન કરવું અથવા તેમાં મન લગાડવું. તેનું નામ આજ્ઞા-વિચય છે.

૨ **અપાય વિચય** : અપાય એટલે દુઃખ, જેને કારણે જીવને રાગદ્વેષ અને વિષય-કષાય છે તે બધાનાં ચિંતનની ભૂમિ અપાય વિચય ધર્મધ્યાન છે. કર્મ-સંબંધના વિચ્છેદનો અને આત્મ-સમાધિનો ઉપાય, તેનું ચિંતન કરવું. તેનું નામ અપા-વિચય છે.

૩ **વિપાક-વિચય** : કર્મવિપાકનું ચિંતન કરવું. આ જીવ સુખ-દુઃખ શાથી ભોગવે છે. જ્ઞાનાવરણાદિ આઠ પ્રકારનાં કર્મોના વિપાકોદયનો વિચાર જ્યાં થાય છે તે વિપાક-વિચય છે. ગુણસ્થાનોના આરોહક્રમે આ કર્મો વિષેનો વિચ્છેદ કેવી રીતે થાય, એવું ચિંતનપણ ત્રીજા વિભાગમાં આવે છે.

૪ **સંસ્થાન વિચય** : સંસ્થાન એટલે લોક ત્રણે લોકના સ્વરૂપનું ચિંતન કરવું તે સંસ્થાન-વિચય કહેવાય છે. **धम्मस्सण ज्ञाणस्स चत्तारि लक्खणा पन्नतां तंजहा, आणारूइ, निसग्गरुइ, उवएसरूई, सुत्तरूई।**

## ધર્મ ધ્યાનના ચાર લીંગ (લક્ષણ)

૧ **આજ્ઞા રુચિ** : સૂત્રના પ્રતિપાદિત અર્થો પર રૂચિ ધારણ કરવી તે આજ્ઞા રૂચિ છે.

**૨ નિસર્ગરૂચિ :** કોઈપણ ઉપદેશ સાંભળ્યા વિના સ્વભાવથી જ જિન ભાષિત તત્ત્વો પર શ્રધ્ધા કરવી તે નિસર્ગરૂચિ છે.

**૩ સૂત્ર રૂચિ :** સૂત્ર અથવા આગમ દ્વારા વીતરાગ પ્રરૂપિત દ્રવ્યાદિ પદાર્થો પર શ્રધ્ધા કરવી તે સૂત્ર રૂચિ છે.

**૪ અવગાઢ રૂચિ (ઉપદેશરૂચિ) :** દ્વાદશાંગ સૂત્રનું વિસ્તાર પૂર્વકજ્ઞાન મેળવી જે જિનપ્રણિત ભાવો પર શ્રધ્ધા થાય છે. તે અવગાઢ રૂચિ છે. સાધુ સમીપ રહેનારને સાધુના સૂત્રાનુસાર ઉપદેશથી જે શ્રધ્ધા થાય તે અવગાઢ રૂચિ–ઉપદેશ રૂચિ કહેવાય છે.

તાત્પર્ય એ છે કે તત્ત્વાર્થ શ્રધ્ધાન સમ્યકૃત્વ જ ધર્મધ્યાનનું લિંગ છે. જીનેશ્વર દેવ અને સાધુ મુનિરાજના ગુણોનું કથન કરવું. ભક્તિપૂર્વક તેમની પ્રશંસા અને સ્તુતિ કરવી, ગુરૂ આદિનો વિનય કરવો, દાન દેવું. શ્રુતશીલ અને સંયમમાં અનુરાગ રાખવો. તે ધર્મધ્યાનનાં ચિન્હ છે. આથી ધર્મધ્યાન ઓળખાય છે.

धम्मस्सण झाणस्स चत्तारि आलंबणा पन्नता तंजहा, वायणा, पुच्छणा, परियट्टणा, धम्मकहा।

### ધર્મ ધ્યાનના ચાર આલંબન

**૧ વાચના :** શાસ્ત્રનો પાઠ લેવો તે વાચના કહેવાય છે.

**૨ પ્રતિપૃચ્છા :** શંકા દૂર કરવા, પ્રશ્ન પુછવો.

**૩ પરિવર્તના :** શીખેલા જ્ઞાનનું પુનરાવર્તન કરવું.

**૪ અનુપ્રેક્ષા :** શીખેલા જ્ઞાનનું ઉંડું ચિંતન કરવું.

धम्मस्सण झाणस्स चत्तारि अणुप्पेहा पन्नत्ता तंजहा,
एगच्चाणुप्पेहा, अणिच्चाणुप्पेहा, असरणाणुप्पेहा, संसाराणुप्पेहा।

### ધર્મધ્યાનની ચાર અનુપ્રેક્ષા

**૧ એકત્વાનુપ્રેક્ષા :** હું એકલો આવ્યો છું અને એકલો જવાનો છું.

**૨ અનિત્યાનુપ્રેક્ષા :** સર્વપદાર્થો, શરીર અને જીવન અનિત્ય છે.

**૩ અશરણાનુપ્રેક્ષા :** જીવને કોઈ તારનાર નથી. તારું કોઈ શરણ નથી.

**૪ સંસારાનુપ્રેક્ષા :** સંસાર વિચિત્ર છે. તેનો વિચાર કરવો.

### ધર્મધ્યાનની ચાર ભાવના

सत्वेषु मैत्री गुणिषु प्रमोदं क्लिष्टेषु जीवेषु कृपा परत्वम्॥
माध्यस्थ भावं विपरीत वृत्तौ, सदा ममात्मा विदधातु देव॥

મૈત્રી પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ. આ ચાર ભાવના ધર્મધ્યાનનું ઉપસ્કાર કરવા માટે રસાયણ જેવી છે. તેથી સાધકે પોતાના અંતરમાં વધારેને વધારે આ ભાવનાઓને જાગૃત કરવી.

**૧ મૈત્રી ભાવના :** જગતમાં કોઈપણ પ્રાણી પાપ ન કરે, કોઈપણ દુઃખી ન થાય, બધાં પ્રાણી દુઃખ મુક્ત બને. આવું વારંવાર ચિંતન કરવું તે મૈત્રી ભાવના છે.

**૨ પ્રમોદ ભાવના :** જેમના બધા દોષ દૂર થયા છે, જેઓ યથાર્થ વસ્તુ સ્વરૂપના દ્રષ્ટા છે. તે ગુણગરિષ્ટ મહાપુરૂષોનાં ગુણો માટે આદર, તેમની પ્રશંસા, તેમની સેવા કરવી અને તેમને જોઈ પ્રસન્ન થવું એ પ્રમોદ ભાવના છે.

**૩ કરૂણા ભાવના :** જે પ્રાણી દીન, દુઃખી ભયભીત અને પ્રાણદાન માગે છે, તેમનાં દુઃખ દૂર કરવાની ભાવના કરૂણા ભાવના છે.

**૪ માધ્યસ્થ ભાવના :** જેઓ કુમાર્ગ ગામી છે, સન્માર્ગથી ભ્રષ્ટ છે, અભક્ષ્ય ભક્ષણ, અપેય પાન અને અગમ્ય ગમન તો છોડતો નથી. ક્રૂર કામ કરીને પ્રસન્ન થાય છે. જે બીજાની નિંદા અને પોતાની પ્રશંસા કરે છે, અને જેમને સન્માર્ગે લાવવા અશક્ય છે, જે ઉપદેશને પણ લાયક નથી. તેમના તરફ ઘૃણા કે દ્વેષભાવ ન રાખતાં ઉપેક્ષા ભાવ ધારણ કરવો. તેને માધ્યસ્થ ભાવના કહેવાય છે.

એકવાર શરૂ કરેલું ધ્યાન એકક્ષણથી વધુ વખત સુધી સ્થિર રહેતું નથી, પણ જો સાધક આ ચાર ભાવનાઓથી ભાવિત થાય છે, તે ભંગ થયેલા ધ્યાનની પરંપરાને પુનઃ જોડી લેવા સમર્થ બને છે.

## ધ્યાન વિધિ

વિધિપૂર્વક કરેલી ક્રિયા જ સફળ થાય છે. તેથી જે સાધક ધ્યાન કરવા ઇચ્છે છે, તેણે ધ્યાનની વિધિ પહેલાં જાણી લેવી જોઈએ. નિમ્નોક્ત જાતનું ધ્યાન રાખવું જોઈએ.

૧ ધ્યાન માટે આસનનો કોઈ ખાસ નિયમ નથી. જે આસન સહેલાઈથી ઉપયોગમાં લેવાય, જેનાથી મન વધુમાં વધુ સ્થિર રહે, તે જ આસનનો ઉપયોગ કરવો યોગ્ય છે.

૨ ધ્યાન કરતાં બંને હોઠ બંધ રાખવા.

૩ આંખ ઉઘાડી ન રહે, ન પૂરી બંધ રહે. તેમને નાકના અગ્ર ભાગ પર સ્થિર કરવી

૪ ઉપરના દાંત નીચેના દાંતને સ્પર્શે નહીં તેમ રાખવા.

૫ મુખ પ્રસન્ન રાખવું.

૬ પૂર્વ અને ઉત્તર દિશા સમસ્ત પ્રશસ્ત કાર્ય માટે યોગ્ય ગણાય છે, તેથી એ જ દિશામાં મુખ કરીને ધ્યાન કરવું.

૭ ધ્યાન વખતે મેરૂદંડ સીધો અને સુવ્યવસ્થિત રહેવો જોઈએ.

૮ પ્રમાદ દૂર કરવો.

૯ ધ્યાનની સિદ્ધિ માટે કોઈ પવિત્ર અને એકાંત શાંત સ્થાન પસંદ કરવું કે જ્યાં ઘોંઘાટ અને ચિત્તક્ષોભનું કારણ ન હોય.

૧૦ ધ્યાનનો અભ્યાસ કરનારે આહારની સાત્વિકતા અને શુદ્ધતાનું ધ્યાન રાખવું, પરિમિત ભોજન કરવું.

૧૧ બ્રાહ્મ મુહૂર્ત ધ્યાન માટે સૌથી અનુકૂળ સમય છે.

(૪) **શુકલ ધ્યાન** : સ્વ અને પરના ભેદ વિજ્ઞાનને સમજીને જ્યારે સાધક ધર્મ-ધ્યાનમાં સ્થિર થાય છે, ત્યાર પછી તે સાલમ્બનમાંથી નિરાલમ્બ ધ્યાનમાં પ્રવેશે છે. જે ધ્યાન ક્રિયા રહિત, ઇન્દ્રિયાતીત અને સ્વરૂપની સામે થાય છે, તેને શુકલ ધ્યાન કહે છે. કષાય રૂપ મેલ વિનાનું, વિકલ્પ વિનાનું ધ્યાન શુકલ ધ્યાન છે.

પૂર્વ વિષયક શ્રુતને આધારે મનની અત્યંત સ્થિરતા અને યોગનો નિરોધ શુકલ ધ્યાન કહેવાય છે. જે ધ્યાન આઠ પ્રકારનાં કર્મોને દૂર કરે છે અથવા જે શોકને નષ્ટ કરે છે તે શુકલ ધ્યાન છે. પરાવલંબન શુકલ એટલે નિર્મળ આત્મ સ્વરૂપનું તન્મયતા પૂર્વક ચિન્તન કરવું તે શુકલ ધ્યાન છે. જે ધ્યાનમાં વિષયોનો સંબંધ હોવા છતાં વૈરાગ્યબળથી ચિત્ત બહારના વિષયો ઉપર ન જાય અને શરીરનું છેદન ભેદન થવા છતાં સ્થિર થયેલ ચિત્ત ધ્યાનથી લેશ માત્ર પણ ચ્યુત ન થાય, તેને શુકલ ધ્યાન કહે છે.

## શુકલ ધ્યાનના ચાર ભેદ

૧ **પૃથકત્વ વિતર્ક સવિચાર** : આત્મા યા પરમાણું આદિ કોઈ એક દ્રવ્યમાં ઉત્પાદ-વ્યય અને ધ્રૌવ્ય અર્થાત્, દ્રવ્યાર્થિક પર્યાયાર્થિક નય પ્રમાણે વિચાર તેમજ ચિંતન કરવું તેને પૃથકત્વ વિતર્ક સવિચાર શુકલ ધ્યાન કહેવાય છે.

૨ **એકત્વ વિતર્ક અવિચાર** : અર્થ વ્યંજન અને યોગના સંક્રમણ વિના એક પર્યાય વિષયક ધ્યાન યા ચિંતનને એકત્વ વિતર્ક અવિચાર કહે છે.

૩ **સૂક્ષ્મ ક્રિયા અનિવર્તી** : કર્મ બંધન પૂરા કરી પૂર્ણતઃ શુદ્ધ આત્મા ચેતનાને અનાવૃત્ત કર્યા પહેલાં મનોયોગ, વચનયોગ અને સ્થૂલ-કાય-યોગનો નિરોધ કરી લે છે. તે વખતે કેવળ શ્વાસોચ્છવાસની સૂક્ષ્મ ક્રિયા જ બાકી રહે છે, તે વખતે

સ્વ-સ્વરૂપમાં સ્થિત થવાથી ધ્યાનથી યોગોમાં જે સ્થિરતા આવે છે. ત્યાંથી કેવળી પાછા હઠતા નથી. તેથી તેને સૂક્ષ્મ ક્રિયા અનિવર્તી શુકલ ધ્યાન કહેવાય છે.

૪ **સમુચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતી** : શૈલેશી અવસ્થા પ્રાપ્ત કરેલ કેવળી બધા યોગોનો નિરોધ કરે છે. યોગોના નિરોધથી બધી ક્રિયાઓ નષ્ટ થઈ જાય છે. આ ધ્યાન હંમેશા બનેલું રહે છે. તેથી તેને સમુચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતી શુકલ ધ્યાન કહે છે.

પૃથકત્વ વિતર્ક સવિચારી શુકલ ધ્યાન બધા યોગોમાં હોય છે. એકત્વ વિતર્ક અવિચારી શુકલ ધ્યાન કોઈ એક જ યોગમાં હોય છે. સૂક્ષ્મ ક્રિયા અનિવર્તી શુકલ ધ્યાન કેવળ કાય યોગમાં હોય છે. ચોથું સમુચ્છિન્ન ક્રિયા અપ્રતિપાતી શુકલ ધ્યાન અયોગીને જ હોય છે. છદ્મસ્થના મનને નિશ્ચલ કરે તેને ધ્યાન કહેવાય છે, અને કેવળી કાયાને નિશ્ચલ કરે તેને ધ્યાન કહે છે.

### શુકલ ધ્યાનના ચાર લક્ષણ.

૧ **અવ્યથા** : પરિષહ કે ઉપસર્ગોથી ડરી ધ્યાનથી ચલિત થતા નથી.

૨ **અસંમોહ** : ગહન વિષયોમાં કે દેવાદિ માયામાં સંમોહ થતો નથી.

૩ **વિવેક** : આત્માને દેહથી ભિન્ન અને સંયોગોને આત્માથી ભિન્ન સમજે છે.

૪ **વ્યુત્સર્ગ** : નિઃસંગ રૂપથી દેહ અને ઉપધિનો ત્યાગ કરે છે.

### શુકલ ધ્યાનના ચાર આલંબન

જિનમતમાં પ્રધાન ક્ષમા, માર્દવ, આર્જવ, મુક્તિ આ ચારે આલંબનોથી જીવ શુકલ ધ્યાન પર ચડે છે.

૧ ક્રોધ ન કરવો. ૨ માન ન કરવું. ૩ માયા ન કરવી. ૪ લોભ ન કરવો.

### શુકલ ધ્યાનની ચાર અનુપ્રેક્ષા.

૧ **અનંત વર્તિતાનુપ્રેક્ષા** : સંસાર અનંત છે એવી ભાવના કરવી.

૨ **વિપરિણામાનુપ્રેક્ષા** : સંસારની પ્રત્યેક વસ્તુ પરિણમન શીલ છે એવી ભાવના કરવી.

૩ **અશુભાનુપ્રેક્ષા** : સંસારની અશુભતાની ભાવના કરવી.

૪ **અપાયાનુપ્રેક્ષા** : રાગ-દ્વેષાદિ દોષોનો વિચાર કરવો.

ઠાણુાંગ સૂત્ર-૪

ધ્યાનના ભેદ, પ્રકારનું વર્ણન પૂર્ણ થાય છે. ધ્યાનના મુખ્ય બે ભેદ છે. દુર્ધ્યાન અને શુદ્ધ ધ્યાન, આ ચાર ધ્યાનની વાત તમોએ વર્ણનથી સમજી છે. તેમાં

આર્તધ્યાન અને રૌદ્ર ધ્યાન એ બે દુર્ધ્યાન છે. ધર્મધ્યાન અને શુક્લધ્યાન એ બે શુદ્ધ ધ્યાન છે. પેલા બે ધ્યાનનો ત્યાગ કરી ધર્મ અને શુક્લ ધ્યાન જ કરવા જેવું છે. એમનાથી જ સાધ્ય સિધ્ધ કરી શકાય છે.

આર્ત અને રૌદ્ર ધ્યાન અપ ધ્યાન કે પાપ ધ્યાન કહેવાય છે. શુક્લ ધ્યાન આ દેશ કાલમાં ન સંભવી શકે. આ કાળમાં તો માત્ર એક ધર્મધ્યાનનો જ આશ્રય છે. વર્તમાન જગતના માનવો અશાંત ઘણાં છે. ભૌતિકતાની ભરપૂર સામગ્રીઓ હોવા છતાં શાંતિ ક્યાંયે દેખાતી નથી. શાંતિની શોધ અનેક વિધ પ્રયોગોથી થઈ રહી છે. આજના વૈજ્ઞાનિક સાધનો પણ શાંતિના પ્રશ્નનું સમાધાન કરી શકતાં નથી.

અશાંત મનના માનવને ઉભો રાખી, જિનવાણી કહે છે કે તું મારે શરણે આવ! ગીતાજીમાં કહ્યું છે કે सर्वान् परित्यज मामेकं शरणं व्रज। સંસારની સઘળી માયાનો ત્યાગ કરી તું મારે શરણે આવ.

જિનવાણી આત્મ રસાયણનો સાગર છે. તેમાંનું એક સુંદર રસાયણ જેનાથી માનવ મનનું સમાધાન થાય છે. તેનું નામ છે ધ્યાન. આજે આપણે ધ્યાન વિષે જાણ્યું હમણાં હમણાં પ્રત્યેક સમાજ અને ધર્મના લોકો ધ્યાન અને યોગ માર્ગે રસ લેતા થયા છે. મહાપુરૂષો પણ ધ્યાન માર્ગની વિવિધ સાધના બતાવી રહ્યા છે.

આપણે ત્યાં ઉત્તમ રસાયણ સમાન ધર્મધ્યાન છે. જેની ક્રિયા અને સાધના દ્વારા માનવ માત્રના મનનું સમાધાન થઈ જાય છે.

તમો જે કાર્ય પૈસાથી કે દવાથી સિધ્ધ નહિ કરી શકો તે ધ્યાન પ્રયોગથી કે સાધનાથી થશે. સાધુચર્યામાં ધ્યાન માટેનું કથન છે. પરંતુ સમાજની વચ્ચે રહેનારા સાધુ સાધકો માટે ધ્યાન એ પણ એક પ્રશ્ન બની ગયો છે. આજના અશાંત વાતાવરણમાં ધ્યાનની સમ્યક્ સિધ્ધિ દુર્લભ પણ બની જાય છે. છતાં ધ્યાન આત્મશાંતિના ચાહક માટે પરમ આવશ્યક છે. સાંભળો! ધ્યાન વડે રાજા ચંદ્રાનને સિધ્ધત્વને પ્રાપ્ત કર્યું.

પૂર્વ ભારતમાં સુપ્રસિધ્ધ વૈશાલી નામની નગરી હતી ત્યાંના ચંદ્રાનન મહારાજ કર્મવીર, શૂરવીર અને ધર્મવીર હતાં. રાજા રાજ્ય કર્મમાં જેવા શૂરવીર હતાં એવાં જ આધ્યાત્મિક ક્ષેત્રમાં ધર્મવીર હતાં. તેઓ પર્વની તિથિઓમાં પૌષધ વ્રત અંગિકાર કરી સાધના કરતાં હતાં.

अगारि सामाइ यंगाइं, सड्ढी काएण फासए।
पोसहं दुहओ पक्खं, एगराइं न हावए॥ ઉત્ત. ૫/૨૩

શાસ્ત્રકાર પણ કહે છે કે ગૃહસ્થ પણ શ્રધ્ધાવાન થઈ સામાયિકના અંગોને કાયાથી સ્પર્શે, બંને પક્ષમાં પૌષધ કરે અને તેમાં એક પણ રાત્રિની હાની ન કરે.

પૌષધની સાધના આઠ પહોરની કરવાની હોય છે. મહારાજાએ દિવસ તો સ્વાધ્યાય વગેરેની આરાધનામાં પસાર કર્યો. સાંજ પડી અને પક્ખી પ્રતિક્રમણ કર્યું. રાત્રિ અમાવસ્યાની હતી. ૮૪ લાખ જીવયોનીના જીવો સાથે ક્ષમાપના કરી રાજાએ સ્વાધ્યાય કર્યો. ભક્તિભાવના વડે જિન સ્તવના કરી જપ-જાપમાં લાગી ગયા. એવામાં રાજાની દાસી પૌષધશાળાના ખંડમાં આવી, એક ખૂણામાં નાનો એવો દીપક પ્રગટાવી ગઈ. દીપકનો ઉદ્દેશ દાસીને મન અમાવસ્યાની રાત્રિ હોય રાજનને ધર્મધ્યાન કરતાં અશાતા ન ઉપજાવે એ જ હતો.

મહારાજા જપ-જાપથી નિવૃત્ત થયા અને ધ્યાનની તૈયારી કરી. રાજાએ મનોમન નિર્ણય કર્યો કે જ્યાં સુધી આ સામેનો દીપક જલતો રહે ત્યાં સુધી મારે ધ્યાન કરવું. રાજા આવી વિશુધ્ધ ભાવના વડે ધર્મધ્યાનમાં પ્રવૃત્ત થઈ ગયા રાજા દંડવત ઉભા રહી સુસ્થિર અવસ્થાએ, શાંત મુદ્રા વડે આત્મસ્વરૂપના ચિંતનમાં જોડાઇ ગયા.

મહારાજાની ચિંતન ધારાનું પ્રથમ પદ હતું कोऽहं ? હું કોણ છું Who am I? પોતાના આત્માને રાજાએ આ પ્રશ્ન કર્યો છે. " તમો કોઈ દિવસે તમારા આત્માને આવો પ્રશ્ન પૂછો છો ખરા ? " રાજાના અંતરથી જવાબ આવ્યો કે....

**હું સ્વતંત્ર નિશ્ચલ નિષ્કામ, જ્ઞાતા દ્રષ્ટા આતમરામ.**

હું કોણ છું ? તેના જવાબમાં કેટલો સુંદર ઉત્તર મલ્યો. હું સ્વતંત્ર છું. હું નિશ્ચલ-અડગ છું. હું નિષ્કામ-અવિષયી છું. હું જ્ઞાતાદ્રષ્ટા સ્વરૂપ આતમરામ છું. કેટલી સુંદર વિચારણા છે.

એક પહોર રાત્રી પસાર થઈ. દીવડો દીવેલના ખૂટવાથી જરા ડોલવા લાગ્યો, એવામાં તો દાસી દીવેલ લઈને આવી પહોંચી તેણે દીપકમાં દીવેલ ઉમેર્યું. ઝગમગતો દીપ જોઈ, દાસી પ્રસન્ન બની ચાલી ગઈ. મહારાજાએ દીપકની તેજસ્વી રોશની નિહાળી, ધ્યાનને આગળ વધાર્યું.

મહારાજા રાત્રિના બીજા પહોરમાં ચિંતન કરે છે.

मैंवह हूं, जो है भगवान । भगवान जो है, वही मैं हूं ।

રાજાની ચિંતન ધારામાં સ્વરૂપ દર્શન થાય છે. જે સ્વરૂપ ભગવાનનું છે. તે જ સ્વરૂપમાં હું છું. આત્માની અલૌકિક પરમાત્મ સ્વરૂપ શક્તિઓનું ચિંતન કરતાં બીજો પહોર થઈ ગયો. દાસી આવી અને દીવેલ પુરી ગઈ. ડગમગતો દીપક વળી સ્થિર થયો અને રાજાએ ધ્યાનની મુદત વધારી. રાજાની ચિંતન ધારા વિશેષ વેગવંતી બની.

मैं रागी हूं, तुं वीतरागी है । मैं देही हूं, तुं विदेही है ।
तुं ध्रुव है, मैं अध्रुव हूं । मैं भेदी हूं, तुं अभेदी है ।

મારામાં ને ભગવાનમાં નિશ્ચયથી અંતર નથી પરંતુ વ્યવહારથી અંતર જરૂર છે. મારામાં રાગ-દ્વેષ છે. પ્રભુ વીતરાગી છે. હું શરીરી છું. પ્રભુ અશરીરી છે. જગતના પદાર્થો નાશવાન છે. તેમાં મારૂં શું છે? મારૂં પોતાનું જો કંઈ હોય તો માત્ર એક અનંત ગુણી આત્મા જ મારો છે. બાકી કશું એ મારૂં નથી. રાજા ધ્યાન વડે આત્માને નિર્મળ બનાવી રહ્યા છે. દાસી આવી અને દીપકને તેજસ્વી બનાવવા માટે દીવેલ પુરી ચાલી ગઈ.

રાજાની ચિંતન ધારાએ રાત્રિના ચાર પહોર પુરા કર્યા. દીપક બુઝાઈ ગયો. રાજાએ કાઉસગ્ગ મુદ્રામાં ઉભા રહી ધ્યાન કરેલું છે. હવે તેઓ ધ્યાન પૂર્ણ થતાં નીચે બેસવા જાય છે. પરંતુ પગ અકડાઇ જવાથી બેસી શકતા નથી. પગ તો થાંભલા જેવાં થઈ ગયા છે. રાજા નો સંકલ્પ તો દીપકના પ્રકાશ સાથેનો હતો.. દાસીએ તો દીપકમાં દ્રવ્ય તેલ પૂર્યું હતું પરંતુ રાજા તો દીપકનું નિમિત્ત લઈ ધ્યાન દ્વારા જ્ઞાનનું તેલ પૂરતા રહ્યા. રાજાની ધ્યાન ચિંતન ધારાએ કર્મ મેલને ધોઈ નાખ્યો. રાજા અષ્ટ કર્મને નષ્ટ કરી સર્વજ્ઞતાની સાથે આયુષ્ય પૂર્ણ કરી પરમ સિદ્ધિને પામી ગયા.

કહેવાનો ઉદ્દેશ એ છે કે ધ્યાન વડે કર્મ રજ દૂર થાય છે. આત્મા પરમ વિશુધ્ધ બની સિધ્ધિના સાધ્યને સિધ્ધ કરી શકે છે. મહાબળમુનિ ધ્યાનની સાધના વડે તીર્થંકર ગોત્રની આરાધના કરી રહ્યા છે. પ્રત્યેક ભાઈ અને બહેનોએ દરરોજ થોડા સમયને માટે ધ્યાન તો અવશ્ય કરવું જોઈએ.

હવે આગળના બોલની સાધના કેમ થશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૫૩

# તપ! પાપના નાશ માટે

(ભાદરવા શુદ ૧૧ તા. ૪-૯-૭૬ શનીવાર)

શાસ્ત્રકાર માનવ સમાજના કલ્યાણ માટે સિધ્ધાંતરૂપ વાણીનો પ્રકાશ કરી ગયા છે. આપણે ત્યાં જ્ઞાતાધર્મકથાંગ સૂત્રમાંથી ભગવાન મલ્લિનાથનો અધિકાર ચાલી રહ્યો છે. મલ્લિનાથે પૂર્વ ભવમાં વીસ બોલની આરાધના કરી છે. આજે ચૌદમો બોલ તપ ચાલે છે. તપના વિષયમાં આગળના પ્રવચનમાં ઘણું ઘણું વિવેચન થઈ ગયું છે. છતાં તપ શા માટે કરવો જોઈએ તેનું વધારે સમાધાન કરીએ.

### આર્યોની પાપ ભીરૂતા

આર્યાવર્તના માનવો પાપભીરૂ હતાં. પાપ ન થઈ જાય તેના માટે તેઓ સાવધાન

રહેતા હતા. પાપ સંયોગોથી હંમેશા દૂર રહેતા હતા. કદાચ પાપ થઈ જાય તો તેનું નિવારણ કર્યા વગર તેને ચેન પડતું ન હતું. પાપભીરુતા એ એક માનવનો સ્વાભાવિક ગુણ હતો. અને ત્યાં સુધી પાપના સંયોગમાં આવે નહિ કદાચ પાપ થઈ જાય તો તેને તેનો ડંખ રહ્યા કરતો હતો. તેના નિવારણ માટે શક્ય પ્રયત્ન કર્યા વિના પ્રાયે રહે જ નહિ.

આજની સ્થિતિ શું છે ? આજનો માનવ, પોતાનું પાપ જો કોઈએ ન જોયું હોય તો બાદશાહની જેમ જીવે. આજે કોઇને પાપનો ભય રહ્યો નથી. પોતાના પાપને કોઈ જોઈ ન જાય અને કોઈ પોતાના પાપની વાત ન કરે, તેના માટે ભય જરૂર રહે છે. પરંતુ પાપનો ભય રહ્યો નથી.

તમે તમારા જીવનમાં જે કાંઈ મોટા ગુન્હાઓ કર્યા હોય, ખરાબ કર્મો કર્યા હોય, તે તમને ડંખે છે ખરા ? આપણે તપને લાવવો છે જેથી આ વાત કરૂં છું. તમારા થઈ ગયેલા પાપો, કે જેને કોઈ જાણતું નથી. સિવાય જ્ઞાનીઓ અને તમે. એવા કેટલાં પાપો કર્યા છે કે જેની શુધ્ધિ માટે તમને ક્યારેય વિચાર આવે છે ખરો ?

## પાપની સજા ક્યારે ?

જે પાપની સજા આ લોકમાં થઈ નથી કે થવાની નથી, તેને પાપ શા માટે માનીએ ? આવી વાત કરનારા આ દુનિયામાં ઘણાં છે. પરંતુ પાપની સજા અહીં નહિ તો પરલોકમાં ભોગવવાની છે. તમો પરલોકને તો માનો છો કે નહિ ? અહીં જે ફળ ભોગવાય છે, તે માત્ર આ જન્મનાં કર્મોનું જ ફળ ભોગવાય છે ? જે પાપની સજાથી આ લોકમાં છુટી ગયા, તે પાપની સજા કદી પણ ભોગવવી નહિ પડે એવું નથી. આ લોકમાં જેને જેને જે જે કામને માટે સજા ભોગવવી પડે છે, તે તે કામને જ પાપકર્મ કહેવાય. એ સિવાય કોઈ પાપકર્મ જ નથી એવું નથી હોતું. પરંતુ કોઈ વાર એવું પણ બને છે કે આ લોકમાં કંઈ પણ એવું ખરાબ કામ નથી કર્યું, અને સારૂં જ કામ કર્યું છે. છતાં કોઈવાર ઘણાંને સજા ભોગવવાનો વખત આવે છે. તો એ સારા કામને પાપ માનવા ? નહિ. ત્યાં તો એમ જ કહેવું પડશે કે અમારા પૂર્વભવના પાપના ઉદયે અમારે સજા ભોગવવાનો સમય આવ્યો.

## તમારા પાપો તમે કોઇને કહ્યાં છે ?

'આપણે જે પાપ કરીએ, તેનું ફળ આપણે ભોગવવું જ પડે.' આવું માનનારાઓમાં તમો પણ છોને ? હાં. માની લ્યો કે આપણે કોઈ પાપ કર્યું અગર તો આપણાથી કોઈ પાપ થઈ ગયું. આ પાપથી શુધ્ધ થવા માટે કોઈ પ્રાયશ્ચિતાદિ કંઈપણ ન કર્યું તો એ પાપનું ફળ આપણે ક્યારેક તો ભોગવવું પડે કે નહિ ? આ વાત તમો માનો છો કે નહિ ? જો હાં, તો પછી તમારા જીવનમાં તમારાથી કોઈ

પાપ થયા છે ખરા? મોટી અનીતિ વગેરે, અરે! મુંબઈગરાના પાપની શી વાત? આ બધા પાપો ભલે, બીજા ન જાણે પરંતુ તમો તો જરૂર જાણો છો ને? એ પાપો યાદ આવે તો હૈયાના હાલ શું થાય? એવું ક્યારેય બન્યું છે ખરૂં કે તમોએ તમારા પાપ કોઈ સદ્‌ગુરૂની પાસે જઈ પ્રગટ કર્યા હોય? તમારે એવો કોઈ વિશ્વાસુ માણસ છે કે જેની પાસે જઈ તમારા સર્વે પાપોને તમો કહી શકો? નહિ, તો પછી, આ બધા પાપોને લઈ સુખે મરવાનું થશે કે દુઃખે? ભલે! તમારા પાપ કોઈને ન કીધાં હોય પરંતુ તમોને એ ડંખે છે ખરા? આ જીવને એટલો પણ વિચાર નહિ આવે કે જો હું મારા પાપને શુધ્ધ નહિ કરૂં તો પરલોકમાં મારૂં શું થશે?

## પાપ શુદ્ધિ માટે તપ જોઇએ!

આપણાં દેશમાં અમુક વખતે પાપ શુધ્ધિ માટે ચાન્દ્રાયણ, કૃચ્છ્ મૃત્યુઘ્ન અને પાપસુદન નામના ઘણાં તપ ચાલતાં હતા. ભૂતકાળના અને વર્તમાનના પાપોના નાશ માટે વિવિધ પ્રકારે લોકો તપ કરી શુધ્ધ બનતાં હતાં. આજે તપ તો કરાય છે પરંતુ તેમાં વિધિ અને વિવેક કેટલો છે. તે તો તમો સારી રીતે જાણો છો. પાપ ભીરૂ બન્યા વિના તપની સાચી ભાવના પ્રગટે નહિ.

તપ એ આત્મ શુધ્ધિની સંજીવની છે.

## મરણ ક્યારે મટે?

એક સમય એવો હતો કે લોકો મૃત્યુથી બહુ જ ડરતાં હતાં. મરણને દૂર કરવાં તપ કરતાં હતાં. મરણ ક્યારે મટે? જન્મ મટે ત્યારે કે એમને એમ? જન્મના મટ્યા વગર મરણ મટે નહિ. જો મરવું ન હોય તો હવે નવો જન્મ ધારણ ન કરવો જોઈએ. આ વાત તમોને સમજાઈ છે કે નહિ? આ વાત સારી લાગતી હોય તો 'કોઈના પણ જન્મમાં તમારાંથી નિમિત્ત ન બનાય તો સારૂં.' વિચારી લેજો કે કોના કોના માટે ક્યારે ક્યારે નિમિત્ત બન્યા છો. હવે ઉપયોગ રાખજો. મરણ ન જોઈએ તો જન્મ ન ધરો. જન્મ ન જોઈએ તો પરમ આદર્શ સ્વરૂપને પ્રાપ્ત કરો.

## મને મારૂં પાપ નહિ છોડે?

પાપનો ડર, એ ગુણ બહુ જરૂરનો છે. તમારામાં છેને! આજે પાપનો ડર કેટલા જણાંમાં છે? અરે! બીજાને પાપી કહેવા સૌ તૈયાર થઈ જાય પરંતુ પોતે કેવો પાપી છે, તેનો વિચાર કરે નહિ. 'બીજાને ખોટા કહેવાનો મને હક્ક છે પણ કોઈ મને ખોટો કહી શકે નહિ.' આવી માન્યતા ઘણે ચાલી રહી છે. તમો જો પ્રમાણિકપણે અને સમજપૂર્વક એમ કહો કે અમે એવા નથી. તો ઘણી ખુશીની વાત છે. તમે આજે તમારા અંતઃકરણને તપાસી લેજો. તમે ક્યારે પણ ગુસ્સામાં આવી બીજાઓને

એવું કહ્યું છે કે 'તને તારૂં પાપ નહિ છોડે!' પાપ કરતી વખતે આવો વિચાર આવે તો, જરૂર પાપથી બચી જવાય. હવે એમ કહેતાં શીખી જવું જોઈએ કે 'મને મારૂં પાપ નહિ છોડે!'

## દુઃખની સાથે પાપ યાદ આવે તો ?

માનવીય જીવનમાં ક્યારેક દુઃખ પણ આવે છે. આ દુઃખની શું કોઈને ઈચ્છા હોય છે? નથી હોતી. છતાં દુઃખ ક્યાંથી આવીને ઉભા રહી જાય છે. આ જીવનમાં એવું કશું એ નથી કર્યું કે આ જીવને દુઃખ ભોગવવું પડે! તો પછી ભૂતકાળમાં તો કર્યું હશે ને? જમા કરાવ્યા વિના મળે નહિ. હવે એટલું યાદ રાખવું કે દુઃખ આવે ત્યારે પાપને યાદ કરી લેવા. હાં આ જીવે કેવા કેવા પાપ કર્યા હશે ?

## ખાનપાનની સ્વચ્છંદતા એ તપસ્યાનું બાધક કારણ !

માણસને એમ થાય કે આ જીવનમાં મારે પાપથી દૂર રહેવું છે અને જો થઈ જશે તો શુદ્ધિ કરી લેવી છે. તો તેને પાપ સામેથી વળગવાં આવતાં નથી. વર્તમાન કાળના પાપો કરતાં આત્માને ભૂતકાળનાં પાપો વધારે લાગ્યા છે. ભૂતકાળના પાપો ન હોત તો તેવા પવિત્રાત્માને વર્તમાનમાં પાપની સંભાવના ન રહે.

પાપના નાશ માટે જ્ઞાની પુરૂષોએ તપનું વિધાન કર્યું છે. પરંતુ મોજીલા માણસોને તપ શી રાતે થાય ? મુંબઈ તો મોજીલું શહેર છે. લોકો તો સવારે ઉઠે ત્યારથી તે ફરી સૂએ ત્યાં સુધી મુખમાં કંઈક તો નાખવું જ જોઇએ. કોઇ ડૅાકટર કે વૈદ્યને પૂછી તો જુઓ કે, ઉઠીએ ત્યારથી સુતા સુધીમાં ખા–ખા ને ચાવ ચાવ કરીએ અને લાવ લાવ થાય તો તેમાં આરોગ્યને કાંઈ વાંધો આવે કે નહિ ? અગાઉના સમયમાં પાન ને મુખવાસમાં ગણાતું. લોકો ભોજન કરી લઈ તુરત જ પાન ખાઈ લેતા. બહુ તો દીવાનખાનામાં જઈ ખાતાં પરંતુ મુખ સાફ કર્યા વિના કોઈ બહાર જતું નહિ. આજની સ્થિતિ કેવી છે ? ભાઈ બહાર નીકળે એટલે બે પાન ચડાવે બીડી અને સીગારેટ ચાલુ જ રહે. રસ્તે પાનની પીચકારી તો દૂર રહી ઉપરથી નીચે ઉતરતાં સીડી દાદરના ખુણા પાન પીચકારીથી ભર્યા હોય ! આ બધુ રોગ અને બીમારીનું કારણ છે. એવું કયારેય પણ વિચારો છો ? રસ્તે ચાલતા ખાતા–પીતાં જવું એ તો પશુનો સ્વભાવ છે. આજના માનવ પશુ જેવા લાગે છે. તમારા ખાન–પાનની સ્વચ્છંદતાએ રોગને નિમંત્રણ કરેલું છે. આવી વ્યસનોની કુટેવોની આદતોમાં તપશ્ચર્યા કેવી રીતે થઈ શકે ?

## ધર્મ ખાવા–પીવામાં કે તપમાં ?

આર્યોના તપ જોઈને અનાર્યો આશ્ચર્ય કરતાં હતાં. એમને એમ થતું હતું કે આ લોકોની પાસે ખાવા–પીવાનું તો ઘણું છે, છતાં પણ આવી રીતે એ તપ કેમ

કરે છે? ભારતીય સંસ્કારો જ કોઈ જુદાં હતાં. ખાવા-પીવાની પંચાતમાં પડે તે હીણું ગણાતું હતું. ભોજનને શરીરને નભાવવા માટે જ ગ્રહણ કરતાં હતાં. ખાવા-પીવાની વધારે પડતી વાતમાં તુચ્છતા જ મનાતી તેથી ખવરાવવા-પીવારાવવામાં ઉદાર હતાં. આજે એ તુચ્છતા વધી ગઇ તેથી પેલી ઉદારતા ભાગી ગઈ છે. આપણું લક્ષ્ય છે, આત્મ સ્વરૂપની શુધ્ધિ, પરમપદની પ્રાપ્તિ. ધર્મ શામાં છે? ખાવા-પીવામાં કે તેને છોડવામાં? કંઈક વિચાર કરજો. એક પેટના માટે આ જીવે કેટલા પાપ કર્યા છે? માની લ્યો કે પેટ ન હોય તો! પાપ વધે કે ઘટે? ઘટે. તો પેટને ઓપરેશનથી કાઢી નાખશું? ના, ના. તો તો મરી જઈએ. તો હવે શું કરવું? પેટ રાખવું છે અને પાપ કરવું નથી તો ભોજનની મર્યાદા કરવી પડશે આહારનો ત્યાગ કરવો પડશે.તમો સમજ્યા ને? એટલે તપ કરવાનો. તમે પેટ માટે ખાવ કે જીભ માટે? જીભે પેટની કેવી સ્થિતિ કરી છે?

## રોગનું ઉત્પત્તિ સ્થાન પેટ છે.

જીભને ગમે તેવું ખાવું કે પેટને ફાવે તેવું જમવું? વિચારીને જવાબ આપશો! બોલીને ફરી જશો નહિ. પુરાણા સમયમાં લોકો બે વખત સાત્વિક ભોજન લેતા હતા. ભોજનકાળમાં સમયની મર્યાદા ન હોય તો પાચન થાય નહિ અને રોગનો જન્મ થાય. ભૂખ લાગે ત્યારે જમવું જોઈએ કે ભોજન જોઈને જમવું જોઈએ?

ભૂખને તરસને સમજો. તેને સહેતા પણ શીખો. આપણાં દેશમાં કેવા કેવા મહાતપસ્વીઓ થઈ ગયા છે. જેઓ મહીનાઓ સુધીની તપસ્યાઓ કરતાં હતાં. શું તેમને પેટ ન હતું? એમ નથી તેઓએ ભૂખને સહન કરતાં શીખેલું. તેઓને મોક્ષ સાધવો હતો. તેઓ જીવ્યા ઘણું અને ખાધું થોડું. કેટલો કાબુ હશે? આપણે મોક્ષ મેળવવો હોય તો તપને કરવો પડશે.

જો પેટ ઉપર મર્યાદા કરી તપ કરવામાં નહિ આવે તો રોગ થશે અને તાવની બિમારીથી પછી લાંઘણ-ભૂખ્યા રહેવું પડશે. ભોજનનો સંયમ ન કરવામાં આવે તો એક દૃષ્ટિએ પેટ ઉપર સજા ગણાય ને? આજે ખાન-પાનમાં સંયમ જેવું કાંઈ રહ્યું નથી. માણસ જેવો માણસ, ખાવા-પિવામાં આટલો બધો અસંયમી બની જાય, તે અધમતા નથી?

## તપ એટલે ઈચ્છાઓનો નિરોધ!

આત્માને લાગેલાં કર્મોને જે તપાવે, એનું નામ તપ. શરીરને જ તપાવે તે તપ નહિ. તપનું લક્ષણ છે કે इच्छानिरोधस्तपः ઈચ્છાનો જે નિરોધ તેનું નામ તપ. વધેતી જતી ઇચ્છાઓને રોકવી. ઈચ્છા માત્રનો નિરોધ કરવો. એ તપ! તેમાં ખાવાની ઇચ્છાઓને રોકવી, એ તપ તરીકે વિશેષ રૂઢ છે. જ્યાં સુધી ભૂખને સહી

શકાય ત્યાં સુધી સહેવું. અને ભૂખ જ્યારે અસહ્ય જ બની જાય ત્યારે જમવું, આવું કરવાનો વિચાર છે ? અરે, ભૂખને સહવાની વાત તો દૂર રહી. પરંતુ ભૂખ લાગ્યા વિના જમવું નહિ અને જમવું ત્યારે રસ માણવાને માટે જ જમવું નહિ પણ માત્ર ભૂખના દુઃખને શમાવવાને માટે જ જમવું. આવો વિચાર કરશોને ? જો આવી રીત કેળવશો તો તપ ગુણને જરૂર પ્રગટાવી શકશો. તપશ્ચર્યા જરૂર કરી શકશો.

તપના બાર ભેદ છે. તે સંબંધી ઘણું કહેવાઈ ગયું છે.

### સાધુઓને આહાર કરવાના છ કારણો

સાધુઓએ ધર્મધ્યાન, શાસ્ત્રાધ્યયન અને સંયમની રક્ષા માટે જ આહાર કરવો જોઈએ. વિશેષ કારણ વિના આહાર કરનાર સાધુ ગ્રાસૈષણાના દોષના અકારણ ભાગી બને છે. શાસ્ત્રમાં આહારના છ કારણો બતાવ્યા છે. સાંભળો ! જરૂર યાદ રાખજો.

तइयाए पोरिसीए, भत्तं पाणं गवेसए ।
छण्हं अन्नतराए, कारणम्मि समुट्ठिए ॥ ઉત્ત. ૨૬/૩૨
वेयण वेयावच्चे, इरियाट्ठाए य संजमट्ठाए ।
तह पाणवत्तियाए, छट्ठं पुण धम्म चिन्ताए ॥ ઉત્ત. ૨૬/૩૩

૧ **વેદના** : ક્ષુધા વેદનીયની (ભૂખની) શાન્તિ માટે.

૨ **વૈયાવચ્ચ** : પોતાનાથી મોટા એવાં આચાર્યાદિની સેવા માટે.

૩ **ઈર્યાપથ** : માર્ગાદિની શુદ્ધિ માટે (ખાધા વિના આંખે અંધારા આવતા હોય તો તે મટાડી ગમન કરી શકાય તો માટે).

૪ **સંયમાર્થ** : પ્રેક્ષાદિ સંયમની રક્ષા માટે.

૫ **પ્રાણપ્રત્યાર્થ** : પોતાના પ્રાણોની રક્ષા માટે (જીવન નિભાવવા માટે).

૬ **ધર્મ ચિંતનાર્થ** : શાસ્ત્રના વાંચન આદિ ધર્મનું ચિંતન કરવા માટે.

### સાધુઓને આહાર ત્યાગ કરવાના છ કારણો

નીચેના છ કારણોથી સાધુ આહારનો ત્યાગ કરે અને શિષ્ય વગેરેને શાસનનો ભાર સોંપી સંલેખના દ્વારા શુદ્ધ બની યાવજ્જીવ આહારનો ત્યાગ કરે.

निग्गन्थो धिइमन्तो, निग्गन्थी वि न करेज्ज छहिं चेव ।
ठाणेहिं उ इमेहिं, अणइक्कमणाइ से होइ ॥ ઉત્ત. ૨૬/૩૪
आयंके उवसग्गे, तितिक्खया बम्भचेर गुत्तीसु ।
पाणिदया तवहेउं, सरीर वोच्छेयणट्ठाए ॥ ઉત્ત. ૨૬/૩૫

૧ **આંતક** :-રોગ ગ્રસ્ત બનવાથી.

૨ **ઉપસર્ગ**- રાજા, સ્વજન, દેવ, તિર્યંચ આદિ દ્વારા ઉપસર્ગ ઉપસ્થિત થતાં.

૩ **બ્રહ્મચર્ય ગુપ્તિ**-બ્રહ્મચર્યની રક્ષા માટે.

૪ **પ્રાણી અનુકમ્પા**-પ્રાણી, ભૂત, જીવ અને સત્ત્વનની રક્ષા માટે.

૫ **તપો હેતુ**-તપ કરવા માટે.

૬ **સંલેખના**-અંતિમ સમયે સંથારો કરવા માટે.

શરીર અને કર્મોને તપાવવા તે તપ. જેમ અગ્નિમાં તપાવેલ સોનું નિર્મળ અને શુદ્ધ બને છે. તે પ્રમાણે તપ રૂપ અગ્નિથી તપેલ આત્મા કર્મ મળથી રહિત થઈ શુદ્ધ સ્વરૂપ બની જાય છે.

પૂર્વોપાર્જિત કર્મનો ક્ષય કરનાર બાહ્ય અને આભ્યંતર ભેદવાળો આત્માનો વિશેષ વ્યાપાર તપ કહેવાય છે.

## તપ એ મોક્ષનો માર્ગ છે.

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
एयं मग्गमणुप्पत्ता, जीवा गच्छन्ति सोग्गइं ॥ ઉત્ત. ૨૮/૩

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપે એ ચારેય મળીને જ મોક્ષમાર્ગ છે. જુદા જુદા નહિ. જ્ઞાન દ્વારા આત્મા જીવાદિ તત્ત્વોને જાણે છે. દર્શન દ્વારા તેના ઉપર શ્રદ્ધા કરે છે. ચારિત્રની સહાયતાથી આવતાં નવીન કર્મોને રોકે છે. તપ દ્વારા પૂર્વ સંચિત કર્મોનો ક્ષય થાય છે.

## તપ વિષે પ્રભુ મહાવીરની આજ્ઞા

बलं थामं च पेहाए, सध्धामारोग्गमप्पणो ।
खेत्तं कालं च विन्नाय, तहप्पाणं निजुंजए ॥ દશ. ૮/૩૫

તમારૂં બળ અને દૃઢતા,'શ્રદ્ધા અને આરોગ્ય દેખીને તથા ક્ષેત્ર અને કાળ જાણીને તે અનુસાર આત્માને તપશ્ચર્યાદિમાં જોડો.

इह आणाकंखी पंडिए अणिहे एगमप्पाणं सपेहाए धुणे सरीरगं ।
આચારાંગ. શ્રુ. ૧-૪-૩-૪

સત્પુરૂષોની આજ્ઞાનું પાલન કરવાને ઇચ્છતો પંડિત પુરૂષ આત્માને એકલો સમજી અમોહભાવથી શરીરને તપથી ક્ષીણ કરે.

## પક્ષીની જેમ કર્મરજને દૂર કરો.

सऊणी जह पंसु गुण्डिया, विहुणिय धंसयई सियं रयं ।
एवं दविओवहाणवं, कम्मं खवइ तवस्सि माहणे ॥

સૂય. શ્રુ. ૧-૨-૧-૧૫

જેમ શકુનિકા નામની પક્ષિણિ પોતાના શરીરમાં લાગેલી રજને પાંખ ફફડાવી દૂર કરે છે, તેમ જિતેન્દ્રિય અહિંસક તપસ્વી અનશન આદિ તપ કરી પોતાના આત્મ પ્રદેશોને લાગેલાં કર્મો ખંખેરી નાખે.

जं किंचुव क्कमं जाणे, आउक्खेमस्स अप्पणो ।
तस्सेव अन्तराखिप्पं, सिक्खं सिक्खेज्ज पंडिए ॥

સૂય. શ્રુ. ૧-૮-૧૫

પંડીત પુરૂષ કોઈ પણ રીતે પોતાના આયુષ્યનો ક્ષયકાળ જાણે તો તેની પહેલા શીઘ્ર સંલેખનારૂપ શિક્ષાને ગ્રહણ કરે.

खवेत्ता पुव्वकम्माई, संजमेण तवेण य ।
सव्व दुक्खपहीणट्ठा, पक्कमन्ति महेसिणो॥ ઉત્ત. ૨૮/૩૬

મહર્ષિઓ સંયમ અને તપ દ્વારા પૂર્વ કર્મોનો ક્ષય કરી, સર્વ દુઃખોથી રહિત એવું જે મોક્ષપદ છે. તેને માટે પ્રયત્ન કરે છે.

तव नारायजुत्तेणं, भित्तूणं कम्मकंचुयं ।
मुणी विगय संगामो, भवाओ परिमुच्चए ॥ ઉત્ત. ૯/૨૨

તપરૂપી બાણથી સંયુક્ત મુનિ કર્મરૂપી કવચને ભેદીને કર્મ સાથેના યુધ્ધનો અંત લાવે છે અને ભવ પરંપરાથી મુક્ત થાય છે.

હમણાં હમણાં જૈન સંઘોમાં અપૂર્વ સંખ્યામાં તપશ્ચર્યાઓ થાય છે. આજે અઠ્ઠમ અને અઠ્ઠાઈની તપસ્યા તો સાધારણ ગણાય છે. નાની ઉમંરે લોકો તો માસખમણ જેવી કઠિન તપશ્ચર્યા ખૂબ જ સુખ શાતાથી કરે છે.

તપશ્ચર્યા કરાવનારા ત્યાગી જનોએ તપસ્યા માટે કોઈ જાતનું પ્રલોભન આપવું ન જોઈએ. કરનારે કોઈ લાલચ કે કામનાથી તપ કરવો ન જોઈએ. પરંતુ પ્રભુ મહાવીરે કહ્યું તેમ માત્ર निज्जरट्ठियाए तव महिट्ठिज्जा। કર્મ નિર્જરા માટે તપ કરવો જોઈએ. મહાબળમુનિ ચૌદમાં બોલની આરાધના કરતાં ઘણી આકરી તપશ્ચર્યા કરી રહ્યા છે. હવે પંદરમાં બોલની સાધના શું છે ? તેના ભાવભેદ અવસરે કહેવાશે,

# સુપાત્રનું સ્વાગત એટલે દાન !

( ભાદરવા સુદ ૧૨ તા. ૫-૯-૭૬ રવિવાર )

વિશ્વવંદનીય જગત પિતા ભગવાન મહાવીર ત્યાગ ધર્મનો મહિમા ફરમાવી ગયા છે. ભગવાન મલ્લિનાથ પૂર્વભવમાં વીસ બોલની આરાધના કરતાં પંદરમાં બોલે ચ્ચિયાપ એટલે ત્યાગ ધર્મનું પાલન કરી રહ્યા છે. શાસ્ત્રકાર ત્યાગ માટે દાન ધર્મનું મહત્ત્વ સમજાવે છે.

**ધર્મના ચાર ભેદ :** દાન, શીલ, તપ અને ભાવ, તેમાં પ્રથમ દાન છે.

**દાન :** સ્વ અને પર ઉપકાર માટે અર્થી એટલે જરૂરિયાતવાળા પુરૂષને જે આપવામાં આવે છે. તેનું નામ દાન કહેવાય છે. દાનના અનેક પ્રકાર છે. તેનું પાલન કરવું તેનું નામ દાન ધર્મ કહેવાય છે.

**દાનના ચાર પ્રકાર**

૧ **જ્ઞાનદાન** જ્ઞાન શીખવવું, શીખનાર અને શીખવનારને સહાયતા કરવી તે જ્ઞાનદાન છે. જ્ઞાનદાન વડે વ્યક્તિ પોતાની બુદ્ધિનો વિકાસ કરી સ્વાવલંબી બનશે. જ્ઞાનથી તે વ્યક્તિ સદાને માટે બીજાની દયાને પાત્ર નહિ રહે. તે પોતાના જીવન માટે સ્થિર બનશે. આ તો વ્યવહારની વાત થઈ. સ્વામી ભાઈની ભક્તિ થઈ. પરંતુ આપણે તો મોક્ષમાર્ગની ગવેષણા કરવી છે. જેથી આધ્યાત્મિક જ્ઞાનની જરૂર છે. ભૌતિક જ્ઞાનની પ્રાપ્તિ કરી આ જીવે સુખ શાંતિને મેળવ્યા નથી. તેને જરૂર છે આત્મીય જ્ઞાનની. જેના વડે સંસારના અનંત દુઃખોને જાણી શકે, સમજી શકે, તેને દૂર કરવાને પ્રયત્નશીલ બની શકે.

આધ્યાત્મિક જ્ઞાન એ સંસારની સમસ્યાઓનું સમાધાન કરનારૂં જ્ઞાન છે. પ્રત્યેક વ્યક્તિએ દુઃખનો નાશ કરવો હોય તો જ્ઞાન મેળવવું જોઈએ.

આવા આધ્યાત્મિક જ્ઞાન માટે જે વ્યક્તિ પોતાના તન-મન-ધન અને જ્ઞાનનો સદુપયોગ કરે છે. તે જીવન ધન્ય બનાવી જાય છે.

**જ્ઞાન દાનના ઉત્તમ પાત્રો**

જ્ઞાન દાન માટે આપણે ત્યાં જૈનશાળાઓ છે. જેમાં બાળકોને જૈન ધર્મનું આધ્યાત્મિક જ્ઞાન મળે છે. ગૃહજીવનના ધાર્મિક આદર્શોની શીક્ષા મળે છે. સંસ્કાર સિંચનનું ઉત્તમ સ્થાન જૈનશાળા છે. આપણાં સમાજની બેનો માટે ધાર્મિક

મહિલામંડળો ચાલે છે. જેમાં બેનો ધાર્મિક જ્ઞાન વડે સશક્ત બને છે. આપણા સમાજની માતા ધર્મશીલા હશે તો તેમના સંતાનો ધર્મ જ્ઞાનથી સુસંસ્કારી બનશે. ધર્મ જ્ઞાન વડે માતાઓના ગૃહ કલેષોનું સમાધાન થશે. ત્યાગ અને વૈરાગ્ય ભાવનાઓ ઉદયમાં આવશે. જેથી આવા ધર્મ મહિલામંડળોને સુસ્થિર કરવા અવશ્ય દાન કરવું જોઈએ.

**શ્રમણી વિદ્યાપીઠ**–આજે પુરૂષો કરતાં બેનો વધારે ધર્મ કરતી જોવા મળે છે. ભદ્રસ્વભાવી બેનો ધર્મ સંસ્કાર વડે સંસારથી ઉદાસીન બની ત્યાગ–વૈરાગ્યને અપનાવી દીક્ષિત થવા ચાહે છે. આવી મુમુક્ષુ બેનો અને નવદીક્ષિત સાધ્વીજીઓ માટે જ્ઞાન દાનની પરમ આવશ્યકતા ગણાય છે. શાસનનો ઉધ્ધાર અને ધર્મનો વિકાસ જ્ઞાન વડે જ થશે. જેથી ચતુર્વિધ સંઘને જ્ઞાન માર્ગે દઢ બનાવવો એ વાત પરમ જરૂરની છે.

આજે ઘાટકોપર સંઘમાં શ્રમણી વિદ્યાપીઠનું સંચાલન ઘણું જ સુંદર છે. સાતેક વર્ષથી આ જ્ઞાન દાન સંસ્થા આત્મવિકાસનું ઉત્તમ કાર્ય કરી રહેલ છે. જેમાં ઘણાં સાધ્વીજીઓ અને વૈરાગી બેનો પંચવર્ષીય શાસ્ત્રો, ગ્રન્થો અને સાહિત્યનો અભ્યાસ કરે છે. આવી સંસ્થાઓ ભારતના ચારે ભાગમાં ખોલવાની જરૂર છે.

૨ **અભયદાન**–દુઃખથી અને મૃત્યુથી ભયભીત થયેલા જીવોને ભય રહિત કરવા તે અભયદાન છે. કોઈને ભયની સ્થિતિમાં મુકવો નહિ તે અભયદાન છે. તેમજ બીજાઓ દ્વારા ભયની સ્થિતિમાં મૂકાયેલા અથવા તો કોઈ પણ રીતે મરણોન્મુખ થતા વ્યક્તિની પોતાની શક્તિ પ્રમાણે રક્ષા કરવી, તેની ઉપર કરૂણા રાખવી, દયા ભાવ બતાવવો, આ બધુ અભયદાન કહેવાય છે. શાસ્ત્રકાર કહે છે કે **दाणाण सेट्ठं अभयप्पयाणं** દાનોમાં શ્રેષ્ઠ અભયદાન છે.

૩ **સુપાત્રદાન** (**ધર્મોપકરણદાન**) છકાયના આરંભથી નિવૃત્તિ, પાંચ મહાવ્રતધારી સાધુઓને આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર આદિ ધર્મસહાયક ધર્મોપકરણ દેવું તે સુપાત્રદાન છે. તેનું બીજું નામ ધર્મોપકરણ દાન છે. એક સમજવા જેવી વાત છે કે જૈનોમાં ધર્મની અનેક શાખાઓ અને ગચ્છ સંપ્રદાયો છે. તેના સંચાલક ધર્મગુરૂઓ પણ છે. સુપાત્રદાન માટે યોગ્ય પાત્ર કોને ગણવા ? સૌ પોતપોતાના ધર્મગુરૂને સુપાત્ર અને યોગ્ય સાધુ ગણવામાં આવે છે, તો પછી બીજા સાધુઓ સુપાત્ર ને યોગ્ય ખરા કે નહિ ? અથવા અન્ય ગચ્છ સંપ્રદાયના સાધુઓ તમારે ઘેર આવે તો તેને દાન આપો કે નહિ ! હાં, જરૂર દઈએ, તો તે દાન કર્યું કહેવાય ? બોલો, શું જવાબ આપશો ? મહારાજ સાહેબ ! જુઓ, સાંભળો ! પોતાના ગુરૂને આપવું તે સુપાત્ર દાન છે અને બીજા ધર્મગુરૂને આપવું તે અનુકમ્પા દાન કહેવાય છે. વાહ, તમે ઘણી સારી વાત કરી. પરંતુ તમારા જેવી વાત કરનારા કેટલા ?

૪ **અનુકમ્પા દાન**–અનુકમ્પાને પાત્ર દીન, અનાથ, રોગી, સંકટમાં સપડાયેલા વ્યક્તિઓને અનુકમ્પા ભાવથી દાન આપવું તે અનુકમ્પા દાન કહેવાય છે.

દાનના બીજા પણ બે પ્રકાર બતાવ્યા છે. ૧ ઉચિતદાન ૨ કીર્તિદાન.

**ઉચિતદાન**–ભાઈ, સગાંવ્હાલા અને મિત્રોને આપવામાં આવતા દાનને ઉચિત દાન કહેવાય છે.

**કીર્તિ દાન**–ભાટ, ચારણ–બારોટને આપવામાં આવતું તેમજ કોઈ પણ સંસ્થામાં પોતાનું નામ રહે તકતી, શીલાલેખ, સ્ટેચ્યુ, ફોટા વગેરે રાખવાના ઉદ્દેશે જે દાન આપવામાં આવે છે, તેને કીર્તિ દાન કહેવાય છે.

### દાનથી થતાં લાભ અને ફળ

पात्रे धर्म निबन्धनं तदपरे प्रोद्यद्दया ख्यापकं ।
मित्रे प्रीति विवर्धकं रिपुजने वैरापहार क्षमं ।
भृत्ये भक्ति भरावहं नरपतौ सन्मान पूजाप्रदं ।
भट्टादौ च यशस्करं वितरणं नक्वाप्यहो निष्फलम् ॥

પાત્રમાં આપેલું દાન ધર્મનું કારણ બને છે. કુપાત્રમાં આપેલું દાન ઉચ્ચ દયાને જણાવનારૂં છે. મિત્રને આપેલું દાન પ્રીતિમાં વધારો કરે છે. શત્રુને આપેલું દાન વૈરનો નાશ કરે છે. નોકર–ચાકરને આપેલું દાન ભક્તિ–ભાવ ઉત્પન્ન કરે છે. રાજાને આપેલું દાન સન્માન અર્પણ કરાવે છે અને ભાટ–ચારણ ને આપેલું દાન કીર્તિને આપનારૂં થાય છે. અહો! દાન કોઈપણ ઠેકાણે નિષ્ફળ તો નથી.

### શ્રાવકોના દ્વાર સદા ખુલ્લા હોય!

नेव दारं पिहावेइ, भुंजमाणो सुसावओ ।
अणुकम्पा जिणिंदेहिं, सड्ढाण न निवारिया ॥

જમતી વખતે સુશ્રાવક બારણું બંધ કરે નહિ. શ્રાવકો માટે અનુકમ્પા દાન જિનેશ્વર દેવોએ નિષેધ્યું નથી.

देयं स्तोकादपि स्तोकं, न व्यपेक्ष्यो महोदयः ।
इच्छानुसारिणी शक्तिः कदा कस्य भविष्यति ॥

થોડામાંથી થોડું પણ આપવું. મહાન ઉદયની અપેક્ષા રાખવી નહિ. કારણ કે ઈચ્છા અનુસાર દાન આપવાની શક્તિ કોને ક્યારે થશે?

## દાનનું મહત્ત્વ

धर्मस्यादि पदं दानं, दानं दारिद्र‌नाशनम् ।
जनप्रियकरं दानं, दानं सर्वार्थसाधनम् ॥

ધર્મનું પ્રથમ પગથિયું દાન છે. દાનથી દારિદ્ર નાશ થાય છે. મનુષ્યોને ખુશ કરનાર દાન છે. દાન બધા અર્થોને સાધી આપનારૂં છે.

करुणागोचरे पुनरापन्नानामनुकम्पया दद्यादपि। यतः उक्तं-सव्वेहिं पि जिणेहिं दुज्जय जिय रागदोसमोहेहिं सत्ताणुकंपणट्ठा दाणं न कहिं वि पडिसिध्धं।

આવશ્યક બ્રહદ્‌વૃત્તિ.

કરૂણા કરવા લાયક મનુષ્યોને અનુકમ્પા બુદ્ધિથી દાન આપી શકાય ખરૂં, કારણ કે કહ્યું છે કે દુર્જય રાગ-દ્વેષ અને મોહને જીતનારા એવા જિનવરોએ પ્રાણીઓના અનુકમ્પા દાનનો નિષેધ કદી કર્યો જ નથી.

દાન એ કોઈપણ પ્રસંગમાં હિતકર જ છે. શમ, સંવેગ, નિર્વેદ, આસ્થા અને અનુકમ્પા એ સમકિતના પાંચ લક્ષણો છે અનુકમ્પા એ તો સમકિતને જણાવનારૂં ચિન્હ છે.

એક વાત જરૂરની છે કે સુપાત્રમાં કુપાત્રની બુદ્ધિથી અને કુપાત્રમાં સુપાત્ર બુદ્ધિથી આપવામાં આવતું દાન નુકશાન કરનારૂં થાય છે. જેથી દાન નુકશાન કરનારૂં છે, એમ નહિ પરંતુ સુપાત્ર અને કુપાત્રના વિભાગોનો અવિવેક જ પાપમાં કારણ ભૂત થાય છે. શાસ્ત્રકારો પાત્ર અને અપાત્રની વિચારણા પણ મોક્ષફળ માટે જ કરવાનું ફરમાન કરે છે. કહ્યું છે કે....

इयं मोक्षफले दाने, पात्रापात्र विचारणा ।
दया दानं तु सर्वज्ञै-र्न क्वापि प्रतिषिध्यते ॥

મોક્ષફળ છે જેનું એવા જ દાનમાં પાત્ર અપાત્રની આ વિચારણા છે. દયા, દાન તો સર્વજ્ઞોએ કોઈ ઠેકાણે પણ નિષેધ્યા જ નથી. શક્તિ હોય, પૈસો હોય, દ્રવ્યો હોય પરંતુ દાનની કળા ન હોય કે આવડત ન હોય તો દાનનો લાભ કેવી રીતે મળે ? લાખો રૂપિયા વાપરે કે પછી વેડફી નાખે, તેને દાન કહેવાતું નથી. દાનની કળાવાળો થોડા ત્યાગથી જે લાભ મેળવી જાય છે, તે હજારો કે લાખો રૂપિયા દેનાર પણ લાભ મેળવી શકતો નથી.

યહાઁ કી યે મઝા હૈ, ખાના ઔર ખિલાના ।
ભૂખેંકો દાલ રોટી, નંગે કો કુછ ઓઢાના ।
સો ઈસ ઘડી ઉઠાલે, જો હૈ તુજકો ઉઠાના ।
ગાફિલ ઈસ ગલિમેં, ફિર તુજકો નહિ આના ॥

કવિ કહેછે કે હે માનવ! આ જીંદગીની મઝા જ એ છે કે તારી પાસે છે તો ખા અને બીજાને ખવરાવ. આ દુનિયામાં આવ્યો છો તો, તારી જાતને ઉંચી ઉઠાવી લે, ભૂખ્યાને દાળ રોટી અને નગ્ન ને કપડાં આપી અવસરને સાધી લે પછી કયારે આ સમય મળશે, તેનો કોઈ ભરોસો નથી.

## ધનની ત્રણ ગતિ થાય છે.

दानं भोगो नाशस्तिस्त्रोगतयो भवन्ति वीत्तस्य ।
यो न ददाति न भुंक्त तस्य तृतीया गति र्भवति ॥

ધનની ત્રણ ગતિ બતાવી છે. દાન ભોગ અને નાશ. આ ત્રણ રીતે ધન વપરાય છે.

૧ ઉત્તમ ગતિ-ધનને દાન, પુણ્ય કે પરોપકારના માર્ગે વાપરવું.

૨ મધ્યમ ગતિ-પોતાના માટે વાપરવું.

૩ કનિષ્ઠ ગતિ-સંગ્રહી રાખવું. જેનાથી નાશ થાય. તેવી રીત તે કનિષ્ઠ છે.

## દાનનાં પાંચ ભૂષણ

आनन्दाश्रुणि रोमांचो, बहुमानं प्रियवचः ।
किं चानु मोदना काले, दान भूषण पंचकम् ॥

૧. દાન આપતી વખતે આનંદના આંસુ આવી જાય. ૨. રોમાંચ થઈ આવે એટલે ઘણી ખુશી થઈ જાય. ૩ સાચી વ્યક્તિ પ્રત્યે બહુમાન થાય. ૪ દાન દેતી વખતે પ્રિય વચન બોલવા કોઈને ખરાબ લાગે તેવું બોલવું જ નહી. ૫ દાન દઈએ રૂડું જાણે. મને મહા લાભ થયો એવા ભાવ કેળવે. દાન કરતી વખતે આ પાંચ પ્રકારના ભૂષણને જાળવી લે તેનું દાન મહા દાન બની જાય છે આ પાંચે ભૂષણનો મહા લાભ મેળવવો હોય તો દાનના પાંચ દૂષણને દૂર કરવા જોઈએ. જ્ઞાની પુરૂષો કહે છે કે.

## દાનનાં પાંચ દૂષણ

अनादरो विलंवश्च, वैमुखं विप्रिय वचः
पश्चातापश्च पंचामी, सद् दानं दूषयन्त्य हो ॥

૧ દાન આપે છે પરંતુ સામી વ્યક્તિ પ્રતિ આદર નથી. આપતાં આપતાં કહે છે "આવાને આવા હાલી નીકળ્યા છે." આદર વગર લાખો વાપરી નાંખે તેની કિંમત શું? ૨ થકવી થકવીને આપે ઘેર યા ઓફીસે ધકકા ખવરાવી ને પછી આપે, ઘણી રાહ જોવરાવ્યા પછી આપે. આપણા સમાજમાં દાન લખાવનારા ઘણાં છે. પરંતુ લખાવેલ રકમ લેવા તમારે ત્યાં આવે, તો શું તુરત જ આપીદોને? કેટલા ધક્કા ખવરાવો?

ઘણાં તો લખાવી જાણે, દેવા તૈયાર ન થાય. કોઇ વ્યક્તિ એમ પણ કહે છે કે અમે ન લખાવીએ તો તમારો ફાળો શરૂ ન થાય. એટલે શરૂ કરવા લખાવેલ છે. તે કંઈ આપવાના હોતા હશે ? કદાચ દેવા પડે એમ હોય તો ૩ મોઢું બગાડીને આપે. ૪ એમ પણ કહે કે શું તમારા માટે કમાઈએ છીએ ? અરે ભાઈ ! આપવા જેવા તારા દિવસો છે તો આપી જાણને ! સામી વ્યક્તિ દેવા જેવી છે એમ જાણી સારા શબ્દો ન બોલે પરંતુ દેતી વખતે કહે અરે ! "ભીખ માંગવા કરતાં મરી જાવને !" આવા કટુ અપ્રિય વચન બોલે. ૫ દાન દીધા પછી પશ્ચાતાપ કરે. "અરેરે ! આવી ખબર હોત તો હજાર ને બદલે પાંચસો જ આપત ને !" દાન દઈને પસ્તાવો કરવો કે ખરેખર ભૂલ થઈ ગઈ. મને ખબર ન રહી. નહિ તો મારી ઓફીસનું પગથીયું પણ ચડવા ન દેત ! પણ હવે થાય શું ? આ પાંચ પ્રકાર દાનના દૂષણ છે. કોઈ વસ્તુ ને ફેંકી દેવાથી કે વાસણ ખાલી કરી નાખવાથી દાન બની જતું નથી.

દાનના દૂષણ ટાળી પાંચ પ્રકારના ભૂષણ વડે દાન કરતાં શીખવું જોઈએ. જેઓ આવી રૂડી કળાથી દાન આપે છે તેને મહાલાભ મળે છે.

આજે આપણા સમાજમાં ઘણાં લોકો શ્રીમંત બની ગયા છે તેમની પાસે અઢળક નાણું છે. પરંતુ જેનો ઉપયોગ પોતે પણ નથી કરી શકતો તે બીજાનું શું ભલું કરી શકે. દાન આપવું તો એક બાજુ રહ્યું પણ પોતાના પેટમાં પણ ન નાખે, એ જોડી સારા કપડા પણ ન રાખે, તેને કેવો કહેવો ? આવા જીવો તો માત્ર દયાને પાત્ર જ ગણાય કે બીજું ? જેની પાસે છે, તેને શક્તિ પ્રમાણે વિવેકથી ખાતા શીખવું જોઈએ, વિવેકથી વાપરતા શીખવું જોઈએ અને વિવેકથી બીજાને આપતાં પણ શીખવું જોઈએ. આજે જેની પાસે બે નંબરની Black નોટો છે. તેઓ નહિ વાપરે તો દંડ અને Tax ભરવો પડશે. સરકારના કાયદા નહિ છોડે, કદાચ પુણ્યોદયથી બચી ગયા તો કર્મ અને કુદરત ના કાયદા કેવા ફાયદા આપશે તેનો વિચાર કરી લેજો. ત્યાં વાયદા નહિ ચાલે ! માટે ચેતો ! સમય અને અવસર છે કરી લો, ધન્ય બની રહો ! નહિ તો પેલા જેવું થશે.

આજે તો મુંબઈમાંથી ભિખારીઓને પકડી બહાર કાઢી મુકવામાં આવ્યા છે પરંતુ ક્યારેક માંગવા આવતાં ભિખારી પાસેથી પણ બોધ મળે છે. તેઓ માત્ર ભિખ જ નથી માંગતાં તેઓ શીખામણ પણ આપે છે. ચંપકભાઈ ! તમારે શીખામણ સાંભળવી છે ?

भिक्षुका नैव भिक्षन्ति, बोधयन्ति गृहे गृहे ।
दीयतां दीयतां लोका, अदातुः फलमीदृशम् ॥

ભિખારી લોકો ઘેર ઘેર જઈને ભિખ માંગતા કહે છે. આપો ! આપો ! જો

નહિ આપો તો તમારા હાલ પણ અમારા જેવા જ થશે. એટલે આ ભવમાં નહિ આપો તો આવતાં ભવમાં નહિ મળે, અને અમારા જેવો ભિખ માંગવાનો વખત આવશે. આ વાત માત્ર ભિખ માંગવાની જ નથી સાથે બોધ આપવાની પણ છે.

એક મોટું શહેર હતું. તેમાં ઘણી જાતની મારકેટો હતી. અનેક બજારો અને અનેક રોડ-રસ્તાઓ હતાં. એક સારા એવા રોડ ઉપર ઘણો મોટો સ્ટોર હતો. તેમાં અનેક જાતની વસ્તુઓ હતી. શેઠ માટે દુકાનની વચ્ચે ગાદી તકીયાવાળી Seat-બેઠક હતી. બાકી ઘણાં માણસો વેપાર માટે રાખેલા હતાં. સમય થાય અને ગ્રાહકો વસ્તુ લેવા આવે, માણસો માલ બતાવે અને વેચાણ કરે. દુકાનમાં ધમધોકાર વેપાર ચાલે. રસ્તે નીકળતાં લોકો આ સ્ટોરને જોઈ એમ કહેતાં કે વાહ ! શેઠે કેવી પુનાઈ કરી છે કે આટલો વેપાર ચાલે છે. પુણ્યવગર લક્ષ્મી મળતી નથી. કહ્યું છે ને....

दानानुसारिणी कीर्ति, लक्ष्मीः पुण्यानुसारिणी ।
प्रज्ञानुसारिणी विद्या, बुध्धिः कर्मानुसारिणी ॥

જેવું દાન કરે તેવી કીર્તિ મળે છે. જેવું પુણ્ય કરે તેવી લક્ષ્મી મળે છે. જેવી પ્રજ્ઞા હોય તેવી બુધ્ધિ મળે છે. જેવા કર્મ કરે છે તેવી બુધ્ધિ મળે છે. શેઠે પણ ગત જન્મમાં પુણ્ય કર્યું હશે. જેથી લક્ષ્મીનો ઠાઠ દેખાતો હતો. વેપાર ઘણો અને કમાણી પણ ઘણી.

એવામાં એક ભિખારી રસ્તે ભિખ માંગતાં શેઠના સ્ટોરમાં આવી ચડયો. શેઠ સામે હાથ લાંબો કરી ભિખ માંગતાં કહેવા લાગ્યો, હે શેઠ ! કંઈક આપોને....શેઠે તેની માંગણીના જવાબમાં શું કહ્યું, તે તમો જાણો છો ? નાં નાં, સાંભળો શેઠ પેલા ભિખારીને હાથ જોડી કહે છે કે માફ કરો ! આવું તમોએ સાંભળ્યું છે કે શેઠની જેમ કહ્યું પણ છે ! જુઓ, એક પાંચીયું ન આપવા માટે શેઠે ભિખારીને હાથ જોડયા. તમો કારમાં જતાં હો અને સામેથી સંત આવતાં હોય તો તમો નીચે તો ન ઉતરો પરંતુ અંદર બેઠા બેઠા હાથ જોડી લ્યો કે, માફ કરો એમ બોલી દ્યો ! (હસાહસ) તમો સંતને હાથ ન જોડો પણ ભિખારીને જરૂર જોડો કેમ ? તમારે ઘેર શેઠાણી કે બેનો પાસે કોઈ માંગવા આવે તો બહેનો, ભિખારીને હાથ ન જોડે પરંતુ ટાઢી રોટલી તો જરૂર આપી દે. તમારા જેવો વિનય કરતાં તેને ન આવડે.

હાં, પેલો ભિખારી સ્ટોરમાંથી કંઈ ન મળતાં ત્યાંથી જતાં જતાં શેઠને હાથ જોડીને માફી માટે બોલતો ગયો. શેઠ ! માફ, માફ ! શેઠ આ શબ્દ સાંભળી ચમકયા. પેલાને બોલાવ્યો. શેઠે તેને પુછયું : અરે ભલા ! તે જતાં જતાં શું કહ્યું ? પેલા ભિખારીએ કહ્યું, "શેઠ ! તમો લાખો કમાઓ છો. તમારે કાર છે બંગલો છે, અનેક પ્રકારના સુખ સાધનો છે, છતાં એક પાંચીયું ન આપવા માટે મને હાથ જોડી કહો

છો કે માફ કરો." શેઠ ! હું તો માફ કરીને ચાલ્યો ગયો પરંતુ કુદરત માફ નહિ કરે ! મારે તમોને કશુંયે કહેવું ન હતું પરંતુ તમોએ મને બોલાવ્યો એટલે કહું છું. "શેઠ ! એકવાર હું પણ તમારા જેવો શ્રીમંત શેઠ હતો. પરંતુ તમારી જેમ કોઈ માંગનાર લેવા ચડી આવે ત્યારે હું પણ તેને હાથ જોડી માફ કરો એમજ કહેતો હતો. મેં પણ કોઈને કયારેય પણ કંઈ ન દીધું. કુદરત મારા લોભને અને કર્મ મારી તૃષ્ણાને સહી ન શક્યા. મારી સંપત્તિનો નાશ થયો. હું શ્રીમંત મટીને ભિખારી થયો છું. જેથી આપને ચેતવવા માટે આવ્યો છું. આપના હાલ મારા જેવા ન થાય તેનો વિચાર કરજો."

શેઠે આ બધી વાત સાંભળી. તેને ઘણું જ લાગી આવ્યું. સત્ય વાત આખરે સમજાઈ ગઈ. શેઠે પેલા ભિખારીને ઉભો રાખી સારૂં એવું દાન આપ્યું. શેઠ હવે સાવધાન થયા. આ જન્મ અને પરલોકના દુઃખના ભયથી ચેતી હવે રોજ દાન કરવાં લાગ્યા. શેઠના દાનથી ઘણાં જીવો બચી ગયા, ઘણાં સ્થિર થયા, ઘણાં તરી પણ ગયા. આખરે શેઠ દાન–પુણ્યના કારણે સદ્‌ગતિને પામી ગયા. જુઓ ! દાનનો પ્રભાવ કેવો છે. દાન કરનાર અને લેનાર તરી જાય છે ને ? શાસ્ત્રકાર ફરમાવે છે.

दुल्लहाओ मुहादाई, मुहाजीवी वि दुल्लहा ।
मुहादाई मुहाजीवी, दो वि गच्छंति सुग्गइं ॥
નિઃસ્વાર્થી વિરલો દાતા, નિઃસ્પૃહી ભિક્ષુ વિરલ
નિષ્કામ ભિક્ષુને દાતા, બંને સુગતિ મેળવે.

દાન ધર્મની ઘણી વાતો થઈ છે. આજે આપણા સમાજમાં ઘણાં લોકો દયાને પાત્ર છે. કોઈની દયાના પાત્ર બની રહેવું એ કોઈ ગૌરવની વાત નથી. સૌએ પરિશ્રમ કરી જીવતાં શીખવું જોઈએ. સ્વાવલંબી જીવન એ ગૌરવનો વિષય ગણાય.

એક રાજા હતો તેને એકવાર દાન દેવાની ઈચ્છા થઈ. દાન માટે લાડું બનાવડાવ્યા. દરબારગઢની વચ્ચે લાડુનો ઢગલો કર્યો. ગામમાં જાહેરાત કરાવી કે જેને લાડુ જોઈએ તેઓ લઈ જાય. લોકોનો પ્રવાહ લાડુ પાછળ ખૂબજ દોડી રહ્યો હતો. સૌ લાડુ લઈને જઈ રહ્યા હતાં. રાજાને વિચાર આવ્યો કે આ બધા લાડુ લઈ તો જાય છે પણ દાન લેખે લાગશે કે નહિ ? જેથી રાજા દાન લેવા આવનારને પુછવા લાગ્યો.

રાજા : ભાઈ ! તું કેવી રીતે ખાય છે ?

માણસ : રાજન્ ! હું મુખથી ખાવ છું.

રાજા : ભાઈ ! તું કેમ ખાય છે ?

માણસ : સાહેબ ! હું હાથથી ખાવ છું.

રાજા : એલા ! તું કેવી રીતે ખાય છે ?

માણુસ : નામદાર ! હું તો પગથી ખાવ છું.

રાજા : અરે ! તું કેમ ખાય છે ?

માણુસ : બાપુ ! હું તો લોકોની દયાથી ખાવ છું ?

રાજા : ભલા ! તું કેવી રીતે ખાય છે ?

માણુસ : હજુર ! હું તો વિના મુલ્યે ખાવ છું.

પાચે માણુસોના જુદા જુદા ઉત્તર સાંભળી રાજા તો ભ્રમમાં જ પડી ગયો. રાજાને આશ્ચર્ય થયું કે આ હાથે, પગે, લોકોની દયા અને વિના મૂલ્યે ખાય છે, તો શું છે ?

રાજાએ પાંચે જણાને ઉભા રાખી, તેની પાસેથી નિરાકરણ કરવાથી ઇચ્છા કરી. હવે પાંચે જણા રાજાને સમજાવે છે. તમો પણ ધ્યાન દઈને સાંભળજો.

પહેલો : મહારાજ ! હું મોઢેથી ખાવું છું એટલે ધર્મકથા વાંચીને મારી આજીવિકા ચલાવું છું. લોકોને ધર્મનું જ્ઞાન આપું છું અને લોકો મને દાનમાં અનાજ પૈસો વગેરે આપે છે. મારૂં ગૃહ જીવન ચાલે છે.

બીજો : રાજન્ ! હું લેખક છું. કવિતા લખું, લેખ લખું, કથાઓ દોહાઓની રચના કરી પૈસા મેળવી લઉ છું. જેથી મારા ઘર પુરતું મને મળી રહે છે, જેથી હું હાથેથી ખાવું છું

ત્રીજો : બાપુ ! હું તો પોસ્ટમેન છું. બહારથી આવેલા કોઇના પત્રો કાગળો અને સંદેશાઓ ઘરઘર જઈને પહોંચાડું છું જેથી હું પગેથી ખાવું છું. મારી આજીવિકાનું સાધન પગ છે.

ચોથો : સાહેબ ! હું એક ભિખારી છું. ઘરઘર જઈને ભિક્ષા માંગું છું લોકોને દયા આવે તો મને આપે, જે કંઇ મળે તે લઈને ઘર જાવ છું અમો ઘરના બધા આ ભિખ ઉપર જીવીએ છીએ. જો લોકો દયા કરે અને કંઈક આપે તો જીવી શકીએ. એટલે હું બીજાની દયાથી ખાવું છું.

પાંચમો : દેવાનુપ્રિયા ! હું તો સંત છું. કોઈની દયાથી નહિ પરંતુ લોકોને સન્માર્ગનું જ્ઞાન કરાવી, ધર્મોપદેશ આપી, સ્વ-પરનું ભાન કરાવી. આત્મા અને કર્મનું જ્ઞાન આપી પરોપકાર પૂર્વક સંયમની સાધના સાથે જીવીએ છીએ. અમારા માટે કોઈ કંઈ ખર્ચ કરવાનું હોતું નથી. જેથી વિના મૂલ્યે જીવું છું નિર્દોષ ભિક્ષા મેળવી જીવન સંયમ માટે ચલાવીએ છીએ જેથી વિના મૂલ્યે ખાવું છું.

રાજાએ પાંચે જણાની વાત સાંભળી. તેને પોતાનો ખુલાસો થઈ ગયો. રાજાને

દાનનું મહત્વ સમજાયું. સાચા સંતો એ જ સુપાત્ર દાનના પાત્ર છે. જનહિતના દાતાઓ સાધુઓ છે. રાજાને જ્ઞાન થયું અને છેવટે રાજા પણ આવા પરોપકારી સંયમ જીવનની સાધના માટે તૈયાર થયો અને દીક્ષા અંગીકાર કરી કલ્યાણ કરી ગયો.

જૈન સંતો સમાજ પાસેથી થોડું લે છે અને તેને વધારે આપે છે. પરોપકારનું સાધન સંયમજ્ઞાન છે. સંયમનું સાધન શરીર છે. શરીરનું સાધન આહાર-ભોજન છે. જેથી શરીર ચલાવવા માટે સૌને ભોજનની જરૂર તો રહે છે.

પુરૂષાર્થ કરી જીવનારા અને બીજાની દયા ઉપર જીવનારાની ગણત્રી કરજો ભારતમાં ભિક્ષુ કેટલા ૬૦ લાખ કે ૭૦ લાખ ! આપણે ત્યાં પર્યુષણપર્વની રોજ પ્રભાવના હોય છે. કેટલા ભિખારી ઉભા હોય છે. તમોને પ્રભાવનાનું એક પતાસુ તેઓ ઘેર લઈ જવા નહિ દે. ઝોળી ભરાઈ જાય તેટલા પતાસા મળે છે છતાં તેઓને સંતોષ નથી. આવા અનેક ભિખારી જે દેશની ઉપર બોજ છે. આ બધા માત્ર લોકોની દયા ઉપર જ જીવનારા છે. તેઓ મહેનત કરવા માંગતા નથી નહિ તો મુંબઈ જેવા શહેરમાં કોઈ ભૂખ્યું ન રહે. સૌને કંઈને કંઈ કામ મળી જ રહે છે. બીજાના ખભા ઉપર બેસીને જીવવું. તે માનવતા નથી. કમસેકમ સૌને પોતાની આજીવિકા જેટલું મેળવી જ લેવું જોઈએ. આજે જૈનોમાં કેટલા કેટલા કુટુમ્બો રાહતના પૈસા લેવા આવે છે. સમાજ તેમને પ્રેમથી આપે છે. પરંતુ તેમને લઇ જવાનું દુઃખ નથી. તેઓ બીડી-પાન-તમાકુના વ્યસની પણ હોય છે. ચા-સીનેમા-જુગાર-વરલીના શોખીન પણ હોય છે. મફતનું મેળવી આવા કુવ્યસનમાં લગાવી જીવવું એ મોટો ગુન્હો છે. જૈન સંતાનોનું આ ગૌરવ નથી. પગભર થાવો, ઘરમાં સૌ ઉદ્યમ કરો. મહેનત કરીને જીવતા થાવ. તમારૂં અને સમાજધર્મનું પણ ગૌરવ વધારે. દાતાઓની ફરજ છે કે લેનારને માત્ર આંખ બંધ કરીને આપી ન દેવું. તેને ઉભો રાખી સારી હિત શિક્ષા અને સ્વાવલંબનનું જ્ઞાન કરાવવું જોઈએ. "નમોક્કાર મંત્રને ગણનારો દુઃખી ન હોય" આ વાત આપણે ઘણાં સમયથી સાંભળતાં આવીએ છીએ. છતાં દુઃખી તો દેખ્યા જ કરીએ છીએ. તેનું કારણ શું છે ? દાન આપીને બીજાને દયાના પાત્ર બનાવી ન રાખવા પરંતુ તેને યોગ્ય-વિવેકના માર્ગે લગાડી પગભર કરતાં શીખવાડો. જૈનત્વનું ગૌરવ માત્ર આપી દેવાથી નથી પરંતુ પહેલાંને સાત્વિક બનાવી સ્થિર કરી તેને જૈન બનાવી રાખવો જોઈએ.

ભગવાન મહાવીરની ૨૫૦૦મી નિર્વાણ શતાબ્દીમાં જૈનોએ લાખોના ખર્ચા કર્યા અને આજે જૈનો લાખોના ખર્ચ કરી સંઘ યાત્રા વગેરેમાં વાપરે છે પરંતુ જૈનોનું ગૌરવ ક્યારે ? જૈનોનું એક પણ સંતાન કોઈની પાસે હાથ લાંબો ન કરે ત્યારે !

ત્યાગ ભાવના પ્રશંસાને પાત્ર અને મનુષ્ય જન્મને શોભાવનાર અલંકાર રૂપ છે.

૧ શરીરાદિ પરમાં આત્મબુધ્ધિ કરવી તે મિથ્યાત્વ પરિગ્રહ છે. ૨ સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ રૂપ પરિણામ તે વેદ પરિગ્રહ છે. ૩ હાસ્ય રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ આ ચૌદ અંતરંગ પરિગ્રહ છે. મૂર્છાના કારણુ એવા ધન ધાન્ય, ક્ષેત્રે, સુવર્ણ આદિ બાહ્ય ૧૦ પ્રકારના પરિગ્રહ એમ ૨૪ પરિગ્રહને ત્યાગવાથી ત્યાગ ધર્મ પ્રગટે છે.

કષાયોના ત્યાગથી, ઇંદ્રિયોને વિષયોમાં જતી રોકવાથી, રસનો ત્યાગ કરવાથી ત્યાગ ધર્મ પ્રગટે છે. મોહનો નાશ કરે એવો ઉપદેશ શ્રોતાઓને આપવો તે મહાપુણ્ય ઉપજાવનાર ત્યાગ ધર્મ છે. ધર્માત્માઓને જ્ઞાનનાં પુસ્તકો ભણવા માટે દાન કરવું. આહાર દાન, ઔષધ દાન, સ્થાન દાન વગેરેનું ઉલ્લાસથી પાત્રને દાન કરવું તે ત્યાગ ધર્મ છે. ભક્તિ સહિત સુપાત્ર દાન દેવાનો મહિમા કહેવાને કોણ સમર્થ છે ?

આજનો વિષય હવે સમાપ્ત થાય છે. દાન અને ત્યાગથી કેવા લાભ થાય છે તેના ઉદાહરણો શાસ્ત્રમાં છે. સમય થઈ ગયો છે કહેવાનો અવસર નથી.

દાનથી રૂપ, ગુણુ, તેજ અને જ્ઞાન મળે છે. મહાબળમુનિ તીર્થંકર ગોત્રના વીસ બોલની આરાધના કરતાં અભય દાન વગેરે અને ઉત્કૃષ્ટ ત્યાગ પૂર્વક જીવન પસાર કરે છે. હવે સોળમાં બોલની આરાધના કેવી રીતે કરશે. તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.



## ૫૫

# વૈયાવચ્ચ યાને સેવા ધર્મ !

(ભાદરવા શુદ ૧૩ તા. ૬-૯-૭૬ સોમવાર)

જિનેન્દ્ર ભગવાન મહાવીરની અમૃત-વાણી ભવ્યાત્માને મંગળરસ ઉત્પન્ન કરાવનારી છે. જ્ઞાતાધર્મકથાંગ સૂત્રના ભગવાન મલ્લિનાથના અધિકારમાં તેઓ પૂર્વ જન્મમાં ઉત્કૃષ્ટ રસોત્પાદક વીસ બોલની આરાધના કરે છે. આજે આપણે સોળમાં વૈયાવચ્ચે બોલની વિવેચના કરવી છે. આ વૈયાવચ્ચ શબ્દ જૈન ધર્મનો પારિભાષિક શબ્દ છે. જેનો પ્રયોગ આગમોમાં કરવામાં આવ્યો છે. તેમજ વ્યવહારમાં સંતો અને ત્યાગી જનો માટે પણ વપરાય છે. વૈયાવચ્ચનો સામાન્ય અર્થ છે સેવા કરવી.

રોગોથી પીડાતા ધર્માત્માઓની નિર્દોષ સેવા કરવી, દુઃખ દૂર કરવા અને સુખ શાતા પહોંચાડવા ઉપાય કરવો તેનું નામ વૈયાવચ્ચ કહેવાય છે. ધન ખરચવું સુલભ છે, પણ રોગીની સેવા કરવી દુર્લભ છે.

પોતાના ચૈતન્ય સ્વરૂપ આત્માને રાગ-દ્વેષાદિ દોષોથી લેપાવા ન દેવો આત્માને જ્ઞાની ભગવાનના બોધમાં એકાગ્ર કરવો, ધર્મમાં લીન કરવો અને વિષયોને આધીન થવા ન દેવો, તે આત્માની વૈયાવચ્ચ છે. શ્રધ્ધાથી ચલિત થયા હોય તેને સમ્યગ્દર્શન ગ્રહણ કરાવવું. ધર્મ માર્ગથી ભ્રષ્ટ થયા હોય તેને માર્ગમાં ફરી સ્થાપન કરવા ઈત્યાદિ ઉપકારથી વૈયાવચ્ચ થાય છે. જે પોતાની શક્તિ પ્રમાણે છકાયની રક્ષા કરવામાં સાવધાન છે તેને સમસ્ત પ્રાણીઓની વૈયાવચ્ચ પ્રાપ્ત થાય છે. શાસ્ત્રમાં દશ પ્રકારની વૈયાવચ્ચ બતાવી છે. તેને તમો ધ્યાન પૂર્વક સાંભળો !

**૧ આચાર્યદેવની વૈયાવચ્ચ :** આચાર્ય ભગવંત પ્રતિ અટૂટ શ્રધ્ધા હોવી જોઈએ કે આચાર્યદેવ ! મારા તારણહાર છે. મારા શાસનના ધર્મદેવ છે, મારા સંપ્રદાયના શીરોમણિ છે, મારા જીવનના ખવૈયા છે, મારા જીવનના ઉદ્ઘાટક છે.

છત્રીશ ગુણના ધારક આચાર્યદેવ મારા માટે વાત્સલ્યની મૂર્તિસમ છે. તેમના પ્રતિ અનન્ય અનુરાગ, પરમ પૂજ્યતા, ગુણ કીર્તન વગેરે બહુમાન પૂર્વકની ભક્તિ કરવી તે વૈયાવચ્ચ ગણાય છે.

ચતુર્વિધ સંઘના નાયક મારા આચાર્યદેવ, જીનવાણીનો ઉપદેશ ફરમાવી અનેક ભવ્યજીવોને ત્યાગ પંથ પર લાવી, સંસારથી ઉગારી રહ્યા છે જેથી તેઓ શાસનના પરમ ઉપકારક છે એવી ભાવના કેળવવી તે વૈયાવચ્ચ છે.

**ધરી ચારિત્ર આચાર્યો, ધરાવે ભવ્ય જીવોને**
**વિદારે કર્મના મળને, નમું છું ભાવથી તેને.**

**૨ ઉપાધ્યાયજીની વૈયાવચ્ચ :** ઉપાધ્યાયજી મહારાજ પચ્ચીશ ગુણના ધારક છે. અંગ-ઉપાંગ આગમ સૂત્રોના જ્ઞાતા છે. કરણ સીતરી ચરણ સીતરીના અભિજ્ઞાતા છે. તેમણે ગુરૂના ચરણ શરણમાં રહીને આગમોનું ગંભીર અધ્યયન કર્યું હોય છે. જેઓ આગમના શબ્દાર્થમાં પારંગત હોય છે. ચતુર્વિધ સંઘમાં અભ્યાસ કરવો, કરાવવો તેમની જવાબદારી હોય છે. વિદ્યાની પરંપરાને ચાલુ રાખે છે. તેઓ ચૌદ પૂર્વગત શ્રુતોના જાણકાર હોય છે. જેથી તેમને મુનીન્દ્ર પણ કહેવાય છે.

આચાર્ય અને ઉપાધ્યાય આમ તો સાધુ જ હોય છે. આચાર્યદેવને સાધુ સાધ્વીજીના સંયમ-ત્યાગની જવાબદારી હોય છે. ત્યારે ઉપાધ્યાયજીને ખાસ કરીને જ્ઞાન આપવાની જવાબદારી ગણાય છે જેથી ચતુર્વિધ સંઘ આવી જવાબદારીને કારણે તેઓશ્રીને આચાર્યપદ અને ઉપાધ્યાય પદ મહોત્સવ પૂર્વક અર્પણ કરે છે.

અગાઉ અભ્યાસની પરંપરા મૌખિક જ હતી. છાપેલા શાસ્ત્રો કે ગ્રન્થો વડે અભ્યાસ કરાવાનો નહિ. ત્યારે આવી કઠિન ફરજ બજાવનારા પૂજ્યવરને ઉપાધ્યાયનું બિરૂદ આપવામાં આવે છે. આજે શાસ્ત્રો અને ગ્રન્થો છપાયા જેથી તેમનો બોજો હલકો

થયો. પરંતુ તેમની પાસે રહેલી આગમ ગ્રન્થોના જાણપણાની ઉપયોગિતા તો એટલી જ રહી છે. આવા પૂજ્ય પુરૂષો પાસેથી જ્ઞાન મેળવવા સૌએ પ્રયત્નશીલ રહેવું જોઈએ તેમની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવું એ જ તેમની વૈયાવચ્ચ છે.

**ભણાવે જે ઉપાધ્યાયો, સકલ સિધ્ધાંત સમજીને**
**રમે છે જ્ઞાનના દાને, નમું છું ભાવથી તેને.**

૩ **સ્થવિર ભગવંતોની વૈયાવચ્ચ**: સ્થવિરાત્મા વિષે ઘણું કહેવાઈ ગયું છે. સ્થવિર ત્રણ પ્રકારના છે. સંયમ, વય અને જ્ઞાન દ્વારા જેમની પાસે અનુભવાત્મક વિચાર સામગ્રી છે. તેને વિવેકપૂર્વક મેળવવાનો પ્રયત્ન કરવો. વિનય ધર્મ સાથે તેમની પર્યુપાસના કરવી તે તેમની વૈયાવચ્ચ છે.

૪ **તપસ્વી સંતોની વૈયાવચ્ચ**-જે સંતો અઠાઈ, વરસીતપ, સિધ્ધિતપ કે માસખમણ જેવી મહા તપસ્યા કરે છે. તેઓ પ્રતિ બહુમાનપૂર્વક સન્માન કરી ગુણાનુવાદ કરવા અને તેમને તપસ્યામાં શાતા પહોંચાડવી તે તપસ્વીની વૈયાવચ્ચ છે.

૫ **સાધુ-સાધ્વીજીની વૈયાવચ્ચ**-પંચ મહાવ્રતના ધારક, અષ્ટ પ્રવચન માતાના ઉપાસક સત્તાવીશ ગુણમાં રમણ કરનારા ત્યાગિજનોના સંયમ ચારિત્ર ગુણની ઉપાસના કરવી અને તેમને યોગ્ય સુખ શાતા ઉપજાવી તે સાધુની વૈયાવચ્ચ છે.

આ પાંચની ગ્લાનિ રહિત બહુમાનપૂર્વક વૈયાવચ્ચ કરનાર શ્રમણ નિર્ગ્રન્થ મહા નિર્જરાવાળા થાય છે. પુનઃઉત્પન્ન ન થવાથી મહાપર્યવસાન અર્થાત્ આત્યન્તિક અંતવાળા બને છે.

૬ **નવદીક્ષિત સાધુની વૈયાવચ્ચ**-નવદીક્ષિત સંતોની વૈયાવચ્ચ અતિ આવશ્યક ગણાય છે. તેઓને નૂતન ત્યાગ જીવનમાં કોઈ જાતની અસ્થિરતા ન આવે. હાયમાન પરિણામ ન આવે તે માટે તેમની યોગ્ય સેવા કરવી જોઈએ. આહાર, પાણી વસ્ત્રશુધ્ધિ, અધ્યયન આદિ પૂર્ણ સહયોગ આપી તેમની વૈયાવચ્ચ કરવી જોઈએ.

૭ **કુળની વૈયાવચ્ચ**-એક આચાર્યના પરિવારને કુળ કહેવાય છે. આવા એક પરિવારના સંતોની સેવા કરવી તેને કુળ વૈયવાચ્ચ કહેવાય છે.

૮ **ગણની વૈયાવચ્ચ**-કુળના સમુદાયને ગણ કહે છે. અથવા સાપેક્ષ ત્રણ કુળોના સમુદાયને ગણ કહે છે. આવા ગણમાં રહેલા સંતોની સેવા કરવી તેને ગણ વૈયાવચ્ચ કહેવાય છે.

૯ **સંઘની વૈયાવચ્ચ**-ગણોના સમુદાયને કહે છે. આવા એક સંઘાડા-સંઘ સમુદાયના સંતોની સેવા કરવી તેને સંઘની વૈયાવચ્ચ કહેવાય છે.

૧૦ **સાધર્મિકની વૈયાવચ્ચ** વેષ અને પ્રવચનની અપેક્ષાએ સમાન ધર્મ

વાળા સાધુ સાધર્મિક કહેવાય છે. આવા સાધર્મિક સંતોની સેવા કરવી તે સાધર્મિક વૈયાવચ્ચ કહેવાય છે.

આ પાંચેની ગ્લાનિ રહિત બહુમાનપૂર્વક વૈયાવચ્ચ કરનાર સાધુ મહાનિર્જરા અને મહાપર્યવસાન વાળા હોય છે.

णिय सत्तिए महाजस, भत्तीराएण-णिच्चकालम्मि ।
तं कुण जिणभत्तिवरं, विज्जावच्चं दसवियप्पं ॥
જિન ભક્તિમાં તત્પર કરે, દશવિધ વૈયાવચ્ચ જે
કરતું યથાશક્તિ મહાશય, ભક્તિરાગે નિત્ય એ,

હે મહાશય ! જિન ભક્તિમાં પ્રેમ કરીને તું સદાકાળ પોતાની શક્તિ પ્રમાણે દશ પ્રકારે વૈયાવચ્ચ કર.

गिलाणस्स अगिलाए वेयावच्चकरणयाए अब्भूटटेयव्वं भवइ ।

રોગીની સેવા માટે સદા તત્પર રહેવું જોઈએ.

સેવા સહયોગ અને આશ્રય માટે પણ શાસ્ત્રમાં કહ્યું છે કે-

असंगहिय परिजणस्स संगिण्हणयाए अब्भुटठेयव्वं भवइ ।

જે અનાશ્રિત એવં અસહાય છે. તેને સહયોગ તથા આશ્રય દેવામાં સદા તત્પર રહેવું જોઈએ.

अदक्खु, व दक्खुवाहियं सदहसु सूय. २-३-११

નહિ દેખવાવાળા ! તમે દેખવાવાળાની વાત પર વિશ્વાસ કરીને ચાલો.

## વૈયાવચ્ચથી લાભ શું ?

प्र. वेयावच्चेणं भंते ! जीवे किं जणयइ ? ઉત્ત. २९-४३

ગૌતમસ્વામી ભગવાન મહાવીર સ્વામીને પ્રશ્ન કરે છે કે હે ભંતે ! વૈયાવચ્ચ કરવાથી જીવને શું લાભ થાય છે ?

ઉ. वेयावच्चेणं तित्थयर नाम गोत्त कम्मं निबंधइ ।

હે ગૌતમ ! વૈયાવચ્ચ કરવાથી તીર્થંકર નામ કર્મનો બંધ થાય છે. એટલે સેવા કરનારને ઉત્કૃષ્ટ ભાવ આવે તો તે આત્મા તીર્થંકર બનવાના પુણ્યને પ્રાપ્ત કરી શકે છે. એ આત્મા તીર્થંકર બની શાસનના પરમ ઉપકારક બને છે. જેથી કોઈ પણ વ્યક્તિ સેવાની વાત આવે ત્યારે ગભરાઈને કંટાળીને દૂર ખસી ન જવું જોઈએ.

સેવા કરવાનું મન તો ત્યારે થાય કે જ્યારે સામી વ્યક્તિના દુઃખને સમજી

શકાય. અથવા દુઃખ અને અશાતા કેટલી વસમી હોય છે. સુખ અને શાતા કેટલી પ્યારી હોય છે. જેનો તેને અનુભવ હોય છે તે જ સેવા કરવા માટે પ્રેરાય છે.

ઉપરમાં દશ પ્રકારની વૈયાવચ્ચ બતાવી છે. તેને માટે શાસ્ત્રકારનો અભિપ્રાય એવો છે કે સાધુઓએ આપસમાં દશપ્રકાર માંહેનો કોઈ સાધુ હોય તેની અવશ્ય વૈયાવચ્ચ કરવી જોઈએ. સેવા કરવામા અંશમાત્ર કચાશ ન રહે. ભક્તિ અને અનુરાગ પૂર્વકની સેવા તો બેડો પાર કરી દે છે.

શ્રાવકો એ પણ જિનવત્સલ બની ઉપરોક્ત દશ પ્રકારના ત્યાગી જનોની સાત્વિક કલ્પતી સેવા વિવેકપૂર્વક અવશ્ય કરવી જોઈએ.

ગૃહસ્થ ધર્મમાં સમ્યક્ત્વના લક્ષણો અનુકમ્પા અને કરૂણા કે દયા ધર્મની કર્તવ્ય રેખાઓ બતાવવામાં આવી છે. દુઃખીને જોઈ હૃદય કરૂણાથી ભરાઈ જાય અને સામી વ્યક્તિના દુઃખને સહન ન કરી શકતો શ્રાવક શું સેવા ધર્મથી વંચિત રહે ખરો. ગૃહસ્થ ધર્મની ફરજો બજાવી સેવા કરવી તે તો તેનો આવશ્યક ધર્મ બની જાય છે.

તમારા સંઘમાં પણ સાધર્મિક સેવા અને માનવ રાહતના કાર્યો ચાલે છે કે નહિ ? શું આ સેવા નથી. મુંબઈમાં સેવાસંઘ નામની એક મોટી સંસ્થા કામ કરી રહી છે. તેમાં આપણા સમાજના લોકો દર વર્ષે લાખો રૂપિયા આપી અનેક રીતે મદદગાર બની સેવાનો લાભ મેળવે છે. જે સંસ્થા અનેકના આશીર્વાદનું નિમિત્ત બની રહી છે.

સાધુ સંતો ગૃહસ્થીઓની દ્રવ્ય સેવા કરતાં નથી પરંતુ આધ્યાત્મિક દૃષ્ટિએ તેમના આત્મ વિકાસના લક્ષ્યે આત્મ શ્રેયના કારણે તમો સૌને ધાર્મિક ઉપદેશ ફરમાવે છે. જેનાથી સંસારી જીવો સંયમ તપ માર્ગે વળી મહાપાપમાંથી બચી સન્માર્ગે આવે છે. કઈક રૂડા જીવો સંસાર ત્યાગ કરી દીક્ષા ધારણ કરે છે. આ બધી સેવાઓ સાધુમાંથી મળે છે. શાસન સેવા અને સંઘ સેવાથી કઈક જીવો તરી જાય છે.

સાધુ લોકો તમારા સંતાનોને ધાર્મિક શીબીરોનું આયોજન કરી ધર્મનું સુંદર જ્ઞાન આપે છે. જીન ધર્મથી પરિચિત બનાવી સાચા શ્રાવક બનવાની પ્રેરણા આપે છે. આવી જ્ઞાન સેવા એ કોઈ સામાન્ય સેવા નથી.

તમો આજે તપસ્વીઓને સુખ શાતા ઉપજાવી રહ્યા છો. તેમને અનેક રીતે સહયોગી બની રહ્યા છો તે પણ મોટી સેવા છે. પ્રત્યેક વ્યક્તિએ પોતાને યોગ્ય સામાના હિતખાતર સેવા કરતાં ફરજો બજાવવાની હોય છે.

સેવા માટે નંદીષેણની વાત તો તમોએ સાંભળી છે. **નંદીષેણે કરી મુનિ સેવા, હો ગયે વાસુદેવા** નંદીષેણ સેવાનું ઉત્તમ પાત્ર હતાં. સેવાના નમુનેદાર સંત

હતાં. તેઓ સેવાની અજોડ મૂર્તિસમ હતાં. સેવાની પાછળ જીવન સમર્પણ કરી ધન્ય ધન્ય બની ગયા હતાં. શાસ્ત્રકારોએ જ્ઞાતાસૂત્રમાં મેઘકુમારના વર્ણનમાં તેમની અનુપમ સેવાનું દર્શન કરાવેલ છે. લગભગ અઢી હજાર વર્ષ પહેલાની આ વાત છે. ભારતના પૂર્વભાગમાં રાજગૃહી નામે સુંદર અને વિશાળ નગરી હતી. તે અત્યંત વૈભવ અને ધનધાન્યથી ભરપુર હતી. મહારાજા શ્રેણીક આ નગરીના રાજા હતાં. શ્રેણીક ન્યાયશીલ અને પ્રજાપાલક હતાં.

મહારાજા શ્રેણીકને ધારિણી નામે એક રાણી હતી. તે પતિવ્રતા અને પતિ પરાયણ હતી. મહારાણી ધારણીએ એક રાત્રિએ સ્વપ્નમાં સફેદ હાથીને પોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો. રાણી જાગી ગઈ અને મહારાજા પાસે જઈ સ્વપ્નની વાત કરી. રાજાએ સવારે સ્વપ્ન પાઠકોને બોલાવ્યા. તેઓએ કહ્યું રાણીજી એક મહા ભાગ્યશાળી તેમજ પ્રતિભા સંપન્ન પુત્રનો જન્મ આપશે. રાજા અને રાણીને સ્વપ્નના ફળની વાત સાંભળીને સંતોષ અને આનંદ થયો. રાજાએ પંડીતોને ઘણું દ્રવ્ય આપી વિદાય કર્યા.

મહારાણી આદર્શ રીતે ગર્ભનું પાલન કરવા લાગ્યા. ત્રણ મહિના થયા એટલે રાણીને એક દોહદ (કોઈ પણ વસ્તુની મહદેચ્છા) ઉત્પન્ન થયો. વર્ષાઋતુ ન હોવા છતાં આકાશમાં વાદળ થાય, વિજળી ચમકવા લાગે, મેઘગર્જના થાય, ઈન્દ્ર ધનુષ્ય થાય, મંદમંદ વાયુ વાય, ધીમેધીમે ફુવારાની જેમ વરસાદ પડતો હોય, ચારે બાજુ લીલી હરિયાળી ધરતી દેખાતી હોય, આવા રળિયામણા મનોહર વાતાવરણમાં હું મારા પતિ સાથે હાથી ઉપર બેસી સમસ્ત સેના સાથે વૈભારગિરિ પર્વત તરફ પરિભ્રમણ કરૂં.

આ ઈચ્છા પૂર્ણ થઈ શકે તેમ ન હતી કારણ કે વર્ષાઋતુ ન હતી. જેથી અકાળે આ બધું થવું અશકય હતું. રાણીની ઈચ્છા અપૂર્ણ રહેતા, તેનું શરીર ચિંતાથી સુકાવા લાગ્યું. દાસીએ મહારાજાને રાણીના કૃશ દેહની વાત કરી. રાજા રાણીને મહેલે આવ્યા. રાણીને જોઈ તેઓ ચિંતાતુર થઈ ગયા. પતિનું કર્તવ્ય છે કે સ્ત્રીને અર્ધાંગના સમજવી. તેમની વેદના યા રોગ આદિની ચિંતાઓ દૂર કરવા યથોચિત ઉપાય કરવો. તેની સેવા કરી તેના હૃદયને સાંત્વન આપવું. આ બધી પતિની અનિવાર્ય ફરજ ગણાય છે. પતિ-પત્નિનો અખંડ અને આજીવન સંબંધ હોય છે. તેમને હંમેશા આદરની દૃષ્ટિએ નિભાવવો જોઈએ. બંનેના સ્નેહ ભર્યા આદર્શ સંબંધો એકબીજાના વિકાસમાં સહાયક બને છે, કહ્યું છે કે यत्र नार्यस्तु पूज्यन्ते, रमन्ते तत्र देवताः આનો અર્થ એવો નથી કે નારીને સોફા ઉપર બેસાડી આરતી કરવી, પરંતુ તેમના પ્રતિ આદર અને માનની ભાવના રાખવી જોઈએ. ખેદનો વિષય છે કે આજે

ભારતવર્ષમાં દામ્પત્ય જીવનની સુંદરતા નષ્ટ થઈ ગઈ છે. પરસ્પરમાં કલેષ, તિરસ્કાર, તુચ્છતા વગેરેનો જન્મ થયો છે. કુટુંબમાં સુખ, શાંતિ અને આનંદ અદૃશ્ય થઈ ગયા છે. રાજા અને રાણીના જીવનમાંથી તમો લોકોને ઘણી ઘણી શીક્ષાઓ મળી શકે છે.

રાજાએ મધુર શબ્દો વડે રાણીને તેની ચિંતા વિષે પુછયું.. રાણીએ કંઈ જવાબ ન આપ્યો ત્યારે રાજા કહેવા લાગ્યા, વલ્લભે ! તમો મૌન કેમ છો ? તમારા હૃદયની વાત જણાવો. પતિથી કોઈ વાત ગુપ્ત ન રાખવી જોઈએ. છેવટે રાણીએ પોતાના દોહદની વાત કરીને કહ્યું રાજન્ અત્યારે અકાળે આ ઇચ્છા પૂર્ણ થવી અશકય છે. તેની જ મને ચિંતા છે.

રાજાએ રાણીને શાન્ત્વન આપ્યું અને કહ્યું: પ્રિયે ! ચિંતા ન કરો, હું તમારી ઇચ્છા શીઘ્ર પૂર્ણ કરીશ. રાજા રાજસભામાં ગયા ચિંતામાં પડી ગયા કે આ રાણીના ભાવોનું સમાધાન કેમ કરવું ? એજ સમયે શ્રેણિક રાજાના બુધ્ધિશાળી પુત્ર અભયકુમારે સભામાં પ્રવેશ કર્યો. રાજાની વાત જાણી અને ચિંતા દૂર કરવાને તૈયાર થયો.

કેવું આદર્શ કુટુમ્બ છે. દરેક વ્યકિતમાં નિઃસ્વાર્થતા ભરી પડી છે. સૌ એક બીજાના દુઃખ દૂર કરવા માટે આતુર છે. પત્નીની ચિંતા પતિએ લઈ લીધી અને પિતાની ચિંતા પુત્રે માથે લઈ લીધી. આનું નામ જ શુધ્ધ પ્રેમ અને શુધ્ધ ભક્તિ !

અભયકુમારે રાજા પાસેથી રાણીની સઘળી વાત સાંભળી ચિંતા દૂર કરવા તૈયાર થયો. "રાજન્ ! આપ પ્રસન્ન રહો. હું માતાજીની ઇચ્છા પૂર્ણ કરીશ." રાજાને રાજપુત્ર અભયકુમારની બુધ્ધિ ઉપર વિશ્વાસ હતો. કુમારે ત્યાંથી વિદાઈ લીધી પોતાના સ્થાને આવી વિચાર કરવા લાગ્યો કે વરસાદ વરસાવવો એ કોઈ કઠિન કાર્ય નથી પરંતુ અકાળે મેઘ અને વિજળીનો ચમકાર કયાંથી લાવવા ?

અભયકુમારનો એક મિત્ર, દેવ થયો છે. જેથી કુમારને થયું કે તેને સાધના વડે બોલાવું તો મારી રાજમાતાની ઇચ્છા પૂર્ણ થશે. કુમાર પૌષધ શાળામાં જઈ ત્રણ દિવસનો (અઠમ) પૌષધ કરીને બેસી ગયા. દ્રઢ આસને દેવની આરાધના કરવા લાગ્યા. સાધનાના અંતે દેવ આવ્યો, તેણે જ્ઞાનથી અભયકુમારની મનોભાવના જાણી લીધી હતી. દેવે આવીને કુમારને કહ્યું કે બોલો ! તમારી સેવામાં હાજર થયો છું. મારે યોગ્ય જે કાર્ય હોય તે કહો, હું સત્વરે પૂર્ણ કરીશ. દેવની વાત સાંભળી કુમાર પ્રસન્ન થયા અને તેને સઘળી વાત કહી દીધી. દેવે કહ્યું: મુશ્કેલીમાં મિત્રને મદદ કરવી એ સાચા મિત્રની ફરજ છે.

દેવે પોતાની વૈક્રિય શકિતથી રાણીની ઈચ્છાનુસાર વાતાવરણ તૈયાર કરી દીધું.

કુમારે રાજાને વાત કરી. રાજાએ નગરને શણગારવા આજ્ઞા કરી, રાણીને ગંધ હસ્તિ ઉપર બેસાડયા. રાજા પણ પાછળ બેઠા. ચમર ઢોળાવા લાગ્યા. ભવ્ય સવારીની સાથે રાજાએ રાણીનો દોહદ પૂર્ણ કરાવ્યો.

અનુક્રમે સવાનવ મહિને રાણી ધારિણીએ પુત્રને જન્મ આપ્યો. દાસીઓએ રાજાને પુત્ર જન્મની વધાઈ આપી. રાજાના હર્ષનો પાર ન રહ્યો. રાજાએ સૌને પુષ્કળ ધન વગેરે આપી ખૂશ કર્યા. નગરને શણગારી પુત્રનો જન્મ મહોત્સવ ઉજવવામાં આવ્યો. મેઘકુમાર નામ આપવામાં આવ્યું. કુમાર મેઘ બીજના ચંદ્રની જેમ વધવા લાગ્યો. કુમારની અનેક રીતે સેવા થવા લાગી. મેઘકુમારને વિદ્યાગ્રહણ માટે આચાર્યને સોંપવામાં આવ્યા. વિદ્યા વિના જીવનની સફળતા નથી.

येषां न विद्या, न तपो न दानं ।
न चापि शीलं, न गुणो न धर्मः ।
ते मर्त्य लोके भूवि भार भूता ।
मनुष्य रूपेण मृगाश्चरन्ति ॥

જેનામાં વિદ્યા નથી, તપ નથી, તેમજ શીલ નથી, ગુણ નથી અને ધર્મ નથી તે આ મૃત્યુ લોકમાં પૃથ્વીને ભાર રૂપ બનીને, મનુષ્યના રૂપમાં મૃગની જેમ વિચરે છે. મેઘકુમાર અનેક શાસ્ત્રો અને કળાઓમાં પારંગત થઈ ગયો.

મેઘકુમારને યૌવન પ્રાપ્ત થયું. રાજાએ કુમારના યોગ્ય સુંદર અને સદાચારી આઠ રાજકુમારીઓ સાથે લગ્ન કર્યા. કુમાર અને કન્યાઓ માટે રાજાએ મહેલો બંધાવી આપ્યા અને સંસારના સુખ ભોગવવા લાગ્યા. કુમારે રાજ ઝરૂખામાં બેસી પ્રકૃતિ સૌન્દર્યને નિહાળતા, નગરજનોના ટોળાને ગુણશીલ ઉદ્યાન તરફ જતાં જોઈ તપાસ કરાવીને જાણવા પ્રયત્ન કર્યો.

ભગવાન મહાવીર ગામાનુગ્રામ વિહાર કરીને રાજગ્રહીના ગુણશીલ ઉદ્યાનમાં પધાર્યા છે. જનસમુહ પ્રભુના દર્શન અને પ્રવચન શ્રવણ અર્થે જઈ રહ્યા છે. આવા સમાચાર જાણી કુમાર મેઘ ખૂબ જ હર્ષિત થયા અને દર્શનાર્થે જવાને તૈયારી કરાવી. મેઘકુમાર ધર્મરથમાં બેસી પ્રભુને વાંદવા ગયા. પાંચ અભિગમોને સાચવી પ્રભુના દર્શન કર્યા અને વાણી સાંભળવા બેસી ગયા.

ભક્ત વત્સલ ભગવાને નવ તત્ત્વોની હૃદય સ્પર્શતી વાણી સંભળાવતાં આત્મ સ્વરૂપની દીવ્યતા, જીવનનું સાચું સ્વરૂપ, કર્મ મુક્તિનો માર્ગ સૌને સમજાવ્યો. શ્રોતાજનો શકિત અનુસાર વ્રત નિયમો ગ્રહણ કરી સૌ જનો શ્રધ્ધા અને ભક્તિ પ્રદર્શિત કરીને સ્વ સ્થાને પાછા ફર્યા.

મેઘકુમારને વીરવાણીના શ્રવણથી વૈરાગ્ય પ્રગટ થયો અને પ્રભુ પાસે અંતર ભાવના પ્રગટ કરી."હે દેવાધિદેવ! હું સંસારના દુઃખોથી મુકત થવા ઇચ્છું છું. માતા-પિતાની આજ્ઞા મેળવી દીક્ષા અંગિકાર કરવા માંગુ છું." ભગવંતે ફરમાવ્યું "जहासुहं देवाणुप्पिया मा पडिबधं करेह । તમોને જેમ સુખ ઉપજે તેમ કરો પરંતુ વિલંબ ન કરો".

કુમારે માતા-પિતા અને આઠે પત્નીઓની અનુમતિ મેળવી ભગવાન મહાવીરના ચરણમાં મહામહોત્સવ પૂર્વક દીક્ષાને અંગીકાર કરી સંયમ ધર્મનું પાલન કરવા લાગ્યા. અન્ય મુનિવરોના સંપર્કમાં રહી મેઘકુમારે જ્ઞાન, ધ્યાન અને સંયમનાં પૂરા લક્ષ્ય સાથે દિવસ પૂરો કર્યો. સાંજ પડી આવશ્યક પ્રતિક્રમણ ક્રિયાથી નિવૃત્ત બન્યા. સજઝાય અને ધ્યાનાદિ નિયમથી પણ પરવાર્યા. નિદ્રાનો સમય થયો, એટલે સૌ મુનિઓએ લાઈનબંધ પથારીઓ કરવા માંડી, દીક્ષાની પર્યાય પ્રમાણે નાના મોટા મુનિવરોની પથારી હતી. તે રીતે નવદીક્ષિત મેઘકુમાર મુનિરાજની પથારી સૌથી છેલ્લે જવા-આવવાના માર્ગ પાસે હતી. રાત્રિના સમયે મુનિરાજો કારણવશ જતાં આવતાં હતાં ત્યારે મેઘમુનિના શરીરને કોઈના પગની રજ ધૂળ વગેરેનો સ્પર્શ થતાં તેમની નિદ્રામાં સ્ખલના પહોંચતી હતી. મેઘમુનિએ આવી રીતે દુઃખમય સ્થિતિમાં રાત્રિ પસાર કરી. તેમના મનમાં અનેક તરંગો ઉત્પન્ન થવા લાગ્યા."હું કોનો પુત્ર છું? આ બધા સંતો મને જાણે છે છતાં મારૂં ધ્યાન ન રાખતાં મને કેટલી અશાતના કરાવી. ખરેખર! મેં દીક્ષા લેવાનું દુસ્સાહસ કર્યું છે. મારા વડીલોએ મને દીક્ષા ન લેવા માટે ઘણો સમજાવ્યો હતો. મેં કોઈની વાત ન સ્વીકારી. અરે! મેં તો મોટી ભૂલ કરી છે. હવે સવાર થતાં પ્રાતઃકાળે મારો રજોહરણ પાત્રા ભગવાનને સોંપી દઈ, હું રાજ્ય મહેલમાં જતો રહીશ."આવી રીતે મેઘમુનિ સંયમ-ચારિત્રના હાયમાન (ઘટતાં) પરિણામોમાં પ્રવૃત્ત થયા.

સવારે ક્રિયાઓથી નિવૃત થઈ પોતાના વિચાર મુજબ ભગવાન મહાવીર પાસે ગયા. મેઘમુનિ કહે તેની પહેલાં જ ભગવાને તેને કહ્યું:"અરે મેઘ! તમો એક નાના નિમિત્તથી કેમ ચલિત થયા? સંયમી જીવો તો કષ્ટના ડુંગરાને પાર કરવા તૈયાર થાય. તમારી દ્રઢતા અને વીરતા કયાં ગઈ? શું તમોને પૂર્વ ભવ યાદ નથી? બીજા જીવને સુખ આપવા તમોએ કેટલું કષ્ટ સહન કર્યું હતું. અને એ સહનશિલતાના કારણે જ તમો ધારિણી દેવીના પુત્ર થયા છો."ભગવંતે મેઘમુનિને તેમના પૂર્વજન્મની હાથીના ભવની સઘળી વાત કરી."હાથીના ભવમાં દાવાનળના સમયે પગ નીચે સસલું બેસી જતાં તેની અનુકમ્પા લાવી ત્રણ દિવસ રાત્રિ પગ ઉંચો રાખી અપાર કષ્ટ સહ્યું હતું. આ બધી વાતો તમે જાણો છો."મેઘમુનિને ભગવંતના વચન અને

પૂર્વ ભવની વાત સાંભળી જાતિસ્મરણ જ્ઞાન થયું. જ્ઞાન વડે પૂર્વભવને નિહાળ્યો અને સંયમમાં સ્થિર થયા. સાધુસંઘની સર્વપ્રકારે વૈયાવચ્ચ કરતાં ભક્તિભાવે સંયમ તપની ઉત્કૃષ્ટ આરાધના કરવા લાગ્યા. મેઘમુનિએ સેવામાં જીવન અર્પણ કરી, તપશ્ચર્યા વડે અંતે સંથારો કરી સ્વર્ગે સિધાવી ગયા.

આપણે ત્યાં મહાબલ મુનિની વાત ચાલે છે. તેઓ પણ અનન્ય ભાવે ભક્તિપૂર્વક દશ પ્રકારની વૈયાવચ્ચ કરતાં ઉત્કૃષ્ટ આરાધના કરી રહ્યાં છે. હવે ૧૭ માં બોલની આરાધના કેવી રીતે કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૫૬

# દુઃખમુક્તિનું સાધન સમાધિ !

(ભાદરવા સુદ ૧૪ તા. ૭-૯-૭૬ મંગળવાર)

શાસનપતિ ભગવાન મહાવીરે સિધ્ધાંત વાણીનો પ્રકાશ કર્યો છે. આપણે ત્યાં જ્ઞાતાધર્મકથાંગસૂત્ર ચાલે છે. તીર્થંકર નામ ગોત્રના વીસ બોલમાંથી આજે સત્તરમાં समाहिए બોલનું વિવેચન કરવાનું છે. સમાધિ શબ્દ ઘણો પ્રચલિત છે. સમાધિ શબ્દ સાંભળતાં કંઈક ત્યાગની ઝાંખી થઈ આવે છે. સમાધિ શબ્દની પાછળ અનેક ભાવો ભર્યા પડયા છે. વ્યવહારમાં કોઈ વિશિષ્ટ વ્યક્તિની અંતિક્રિયાના સ્થાનને સમાધિ કહેવાય છે. હિંદુધર્મમાં મહાત્માઓને અંત સમયે જમીન ખોદી તેમાં બિરાજમાન કરી દેવામાં આવે છે. તેની ઉપર કોઈ જગ્યાએ ચોતરો, ડેરી, મંદીર બનાવી તેની સ્મૃતિ જાળવી રાખવામાં આવે છે. આવા સ્થાનને પણ સમાધિ કહેવાય છે. દિલ્હીમાં રાજઘાટના સ્થળે મહાત્મા ગાંધી, પંડીત નહેરૂ, શાસ્ત્રીજી વગેરેની પણ સમાધિઓ બનાવવામાં આવેલી છે. જેને જોવા માટે દેશ વિદેશના લોકો આવે છે.

બૌધ્ધધર્મમાં આવી જગ્યાએ સ્તૂપ બનાવે છે. બનારસમાં સારનાથનો સ્તૂપ છે. સાંચીમાં પણ આવો સ્તૂપ છે. મુસલમાનોમાં દરગાહ વગેરે બનાવી વ્યક્તિના નામે સ્મારક રાખવામાં આવે છે. આ બધી વાત તો દ્રવ્ય સમાધિની કહેવામાં આવી. આપણે ભાવ સમાધિ તરફ જવું છે. ભાવ સમાધિનું દર્શન તો ધર્મક્ષેત્રમાં પ્રવેશ કરવાથી થશે.

સમાધિનો સીધો અર્થ છે કે બધા પ્રાણીઓને સુખ મળે તેમ કરવું. સમાધિ બે પ્રકારની છે. ૧ સ્વકૃત સમાધિ અને ૨ પરકૃત સમાધિ, પોતે સ્વયં એવું કોઈ કાર્ય ન કરે કે જેનાથી પોતાને દુઃખ ભોગવવું પડે. સમતા, સહિષ્ણુતા, ક્ષમા, ઉદારતા, વિશાળતા, ગંભીરતા વગેરે સદ્‌ગુણોમાં રમણ કરવું અને વિભાવમાં પોતાના આત્માને ન જવા દેવો તે સ્વકૃત સમાધિ છે. બીજો પુરૂષ તમોને કોઈપણ જાતનું દુઃખ ન થાય, તમારો વિભાવ ભાવ ઉદયમાં ન આવે અને શાંતિ જળવાઈ રહે તેવો વ્યવહાર કરે તે પરકૃત સમાધિ છે.

તમો પણ સાધુ-સંતોને વંદના કરવા જાવ છો ત્યારે પુછો છો ને ? ગુરૂ મહારાજ ! સુખ શાતામાં બિરાજો છો ? સમાધિ વરતે છે ? આ સમાધિની પૃચ્છા તે શારીરિક શાતાની વાત છે. કોઈપણ જાતની અશાતા ન હોવી તે સંબંધીની સમાધિ ગણાય છે. દશાશ્રુતસ્કન્ધસૂત્રમાં ચિત્ત સમાધિનું વર્ણન કરવામાં આવેલ છે. **चित्तम्-अन्तःकरण विशेषस्तस्य समाधिः-समाधानं चित्त समाधिः** અંતઃકરણને ચિત્ત કહે છે. તેનું સમાધાન થવું તે ચિત્ત સમાધિ છે. અર્થાત્ પ્રશસ્ત ભાવને સમાધિ કહેવાય છે. **येन चित्तं मोक्षमार्गे वा धर्मध्यानादौं स्थिरी भवति स चितसमाधिरभिधीयते ।** જેનાથી ચિત્ત મોક્ષના માર્ગમાં અથવા ધર્મધ્યાન આદિમાં સ્થિર થાય છે. તે ચિત્ત સમાધિ કહેવાય છે. ચિત્ત સમાધિના બે ભેદ છે. દ્રવ્ય અને ભાવ.

**દ્રવ્ય ચિત્ત સમાધિ :** કોઈ મનુષ્યને સંસારના પદાર્થના ઉપભોગની ઈચ્છા થાય, જ્યારે તેની પ્રાપ્તિ થતાં ચિત્તનું સમાધાન થાય છે. ત્યારે આ દ્રવ્ય ચિત્ત સમાધિ થઈ કહેવાય છે.

**ભાવ ચિત્ત સમાધિ :** જ્ઞાન દર્શન તથા ચારિત્રમાં ચિત્તને રાખીને ઉપયોગ પૂર્વક જીવાદિ પદાર્થના સ્વરૂપનો અનુભવ કરવો તે ભાવ ચિત્ત સમાધિ છે. અકુશળ ચિત્તને રોકવાથી કુશળચિત્તની ઉદીરણા કરતા અનાયાસ સહજમાં જ સમાધિ ઉત્પન્ન થાય છે.

શબ્દ આદિ વિષયોમાં સમતા, દ્રવ્યોની પરસ્પર સામ્યતાથી એક થઈ જવું તેને જ **દ્રવ્ય સમાધિ :** કહે છે. જેમ કે જો દુધમાં સાકર ઉચિત-માત્રાથી ભેળવી દેવાય તો તે દુધ બધાને માટે રૂચિકર સ્વાદિષ્ટ થાય છે. આવી રીતે યોગ્ય પ્રમાણમાં પરસ્પર મળી ગયેલા દ્રવ્ય જ સમાધિના પ્રતિ હેતુ છે, અન્યથા નહિ. આવી રીતે જે ક્ષેત્રને પ્રાપ્ત કરી ચિત્ત સમાધિમાં લીન થાય તેને **ક્ષેત્ર સમાધિ** કહે છે. જે કાળમાં ચિત્ત સમાહિત થાય છે. તે **કાળ સમાધિ** કહેવાય છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય સ્વરૂપ **ભાવ સમાધિ** છે. જ્યારે જ્ઞાનાદિ પાંચમાં ચિત્ત એકાગ્ર વૃત્તિથી પ્રવૃત્તિ કરે છે ત્યારે ભાવ સમાધિની ઉત્પત્તિ થાય છે.

ચિત્ત અસ્વસ્થ હોય, ડામાડોળ હોય ત્યારે તેને સ્થિર કરવા માટે સમાધિ સ્થાનના જ્ઞાનની આવશ્યકતા છે. હવે તેના દશ સ્થાનને સાંભળો.

**૧ ધમ્મચિંતા** - જેમાં ધર્મની વિચારણા ઉત્પન્ન થાય છે. આ નિત્ય છે કે અનિત્ય છે? આ રૂપી છે કે અરૂપી છે?. ઇત્યાદિ સ્વરૂપ ચિંતન કરવું તે ધર્મ ચિંતા છે. મુનિ ધર્મ ચિન્તા વડે રાગ-દ્વેષ રહિત થઈને અથવા પોતાના વશમાં રાખીને અંતઃમુહૂર્ત માત્ર એકાગ્ર ચિતાવસ્થાન રૂપી ધર્મધ્યાન પ્રાપ્ત કરે છે. શ્રુત ચારિત્ર રૂપી ધર્મમાં અથવા સમ્યગ્ જ્ઞાન ક્રિયા રૂપ ધર્મમાં સ્થિર ચિત્ત, જિન વચનમાં શંકા આદિ દોષ રહિત, એવા મુનિ મોક્ષની પ્રાપ્તિ કરે છે.

**૨ સુમિણ દંસણે** - જેમાં સ્વપ્ન દર્શન થાય છે. સ્વપ્ન એ સુપ્ત તેમજ જાગ્રત એટલે અર્ધજાગ્રત અવસ્થામાં થાય છે. સ્વપ્ન એટલે જોએલા અને સાંભળેલાં કોઈ પણ પદાર્થનો અનુભવ કરવો. તેનો વાસ્તવિક અનુભવ કરવા માટે અભૂત પૂર્વ એવાં સ્વપ્ન દર્શન ઉત્પન્ન થાય છે.

ઇન્દ્રિયના દમન દ્વારા આશ્રવનો નિરોધ થઈ જતાં તેમજ આત્મા સંયત થઈ જતાં યથાર્થ ફળવાળાં સ્વપ્નને જુએ છે. જેણે સ્વપ્નને યથાતથ્ય જોયા છે. એવા મુનિ સમસ્ત સંસાર પ્રવાહને પાર કરે છે. શારીરિક માનસિક બંને જાતનાં દુઃખોથી મુક્ત થઇ જાય છે.

**૩ જાઈસરણે** - જેમાં જાતિ સ્મરણ જ્ઞાન થાય છે. આ જ્ઞાન અભૂતપૂર્વ હોય છે. પોતાના પૂર્વભવનું સ્મરણ કરવું તે જાતિસ્મરણ છે. જેનાથી પ્રાણી પોતાના પૂર્વના સંજ્ઞી પંચેન્દ્રિય ભવ કે જે અન્તર રહિત કર્યા છે, તે ઉત્કૃષ્ટ નવસો ભવ સુધીનું સ્મરણ કરે છે.

મુનિજન એવાં જાતિ સ્મરણ જ્ઞાનને પ્રાપ્ત કરીને સંસારમાં ફરી ફરીને જન્મ ગ્રહણ કરતાં નથી. સંજ્ઞી જ્ઞાન-જાતિ સ્મરણથી પોતે ઉત્તમ સંયમ નિરતિશયાનંદ રૂપી મોક્ષને પ્રાપ્ત કરે છે.

**૪ દેવ દંસણે**-ચોથા સમાધિસ્થાનમાં દેવ દર્શન થાય છે. દેવોનાં વિમાન રત્ન આદિ, દિવ્ય રિદ્ધિ તથા દેવનાં શરીર, આભરણ આદિની દિવ્ય કાન્તિ તથા દેવ સંબંધી દિવ્ય વભવ-શાસનનું પ્રભુત્વ આદિ જોવાને માટે પૂર્વમાં અનુભવ ન થયો હોય એવા દેવનો સાક્ષાત્કાર થાય છે.

**૫ ઓહિણાણે**-પાંચમા સમાધિ સ્થાનમાં અવધિજ્ઞાન થાય છે. જે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની મર્યાદાને લઈને મન અને ઈન્દ્રિયોની અપેક્ષા ન રાખતાં કેવળ રૂપી દ્રવ્યને જ જાણે છે, તે અવધિ જ્ઞાન છે. શબ્દાદિ વિષયોથી વિરક્ત તથા

સ્મશાનાદિમાં પિશાચ આદિના અત્યન્ત ભયોત્પાદક શબ્દ સહન કરવાવાળા જિતેન્દ્રિય તથા દુસ્કર તપશ્ચર્યા કરવાવાળા મુનિને અવધિ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

૬ **ઓહિ દંસણે**–છટ્ઠા સમાધિ સ્થાનમાં અવધિ દર્શન થાય છે, અવધિ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થતાં રૂપી દ્રવ્યને સામાન્ય રીતે ગ્રહણ કરવાના સ્વભાવવાળા જ્ઞાનને અવધિદર્શન કહેવાય છે.

૭ **મણપજ્જવણાણે**–સાતમાં સમાધિ સ્થાનમાં મનઃપર્યવ જ્ઞાન થાય છે મનુષ્ય ક્ષેત્રમાં રહેવાવાળા સંજ્ઞિ પંચન્દ્રિયના મનોગત પદાર્થોનું વિષય કરવાવાળું જ્ઞાન મનઃપર્યવ જ્ઞાન કહેવાય છે.

૮ **કેવલણાણે**–આઠમાં સમાધિ સ્થાનમાં કેવળ જ્ઞાન થાય છે. સંપૂર્ણ લોકાલોકને જાણવાવાળું જ્ઞાન, ચાર ઘાતિ કર્મના ક્ષયથી ઉત્પન્ન થતું જ્ઞાન તે કેવળ જ્ઞાન છે.

૯ **કેવલ દંસણે**–નવમાં સમાધિ સ્થાનમાં કેવળ દર્શન થાય છે. કેવળ કલ્પ લોકાલોકને જાણવાવાળું, સમસ્ત વસ્તુ તત્ત્વનું ગ્રહણ કરવાવાળું સામાન્ય જ્ઞાન સ્વરૂપ, ઇન્દ્રિય આદિની અપેક્ષા ન રહેવાથી અસહાય જે દર્શન, કેવળ દર્શનાવરણીયના ક્ષયથી ઉત્પન્ન થવાવાળું અલૌકિક સામાન્ય વિલોકનરૂપ દર્શન તે કેવળ દર્શન છે. જેનાથી લોકાલોકનો સાક્ષાત્કાર થાય છે.

૧૦ **કેવલ મરણે**–દશમાં સમાધિ સ્થાનમાં કેવળ મરણ થાય છે. તેમાં સમસ્ત દુઃખોનો નાશ કરવાવળું, પૂર્વે કદી પણ ઉત્પન્ન ન થયેલું એવું કેવળ મરણ છે. કેવળ જ્ઞાનની સાથે શરીરનો ત્યાગ થાય છે. તે આત્મા પરમ સિધ્ધિને (મોક્ષ) પ્રાપ્ત કરે છે.

આ દશ પ્રકારની સમાધિ કોને મળે છે? જે સાધુ પાંચ સમિતિ ત્રણ ગુપ્તિને ધારણ કરનાર છે. ગુપ્ત બ્રહ્મચારી છે અને આત્માર્થી છે, તેને આવા પ્રકારની સમાધિ થાય છે.

## સાધુ સમાધિ ભાવના કોને કહેવાય છે?

સંયમી કે ધર્માત્માને કોઈ કારણે વિઘ્ન આવી પડે તો વિઘ્નને દૂર કરી વ્રત શીલની રક્ષા કરવી તે સાધુ સમાધિ છે. સમ્યગ્દૃષ્ટિ દેહથી પોતાનું સ્વરૂપ ભિન્ન જાણી મરણથી ભય પામતો નથી. તેને સાધુ સમાધિ હોય છે. જે મરણ સમયે દુઃખ, રોગ આવે છે તે પણ સમ્યગ્દૃષ્ટિને દેહ ઉપરથી મમતા છોડાવવા આવે છે. ત્યાગ સંયમ આદિની સન્મુખ કરાવવા આવે છે, તેથી તે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ એ ચાર આરાધનામાં વધારે દૃઢ થાય છે. ઉત્સાહ સહિત સમ્યગ્દૃષ્ટિને મરણનો ભય નથી તે સાધુ સમાધિ છે ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ

થતાં જ્ઞાનની દૃઢતા વડે ભય ન પામવો તે સાધુ સમાધિ છે. રત્નત્રય સહિત સાવધાન પણે દેહ છોડે તેને સાધુ સમાધિ હોય છે, તે દુર્લભ છે. જે પુરૂષ સાધુ સમાધિ ભાવનાને નિર્વિધ્નપણે પ્રાપ્ત કરવા નિરંતર ઉદ્યમી છે, તે શીઘ્ર સંસાર સમુદ્રને તરીને આઠ ગુણના ધારક સિધ્ધ થાય છે.

સમાધિ માટે સામાયિકના પાંચમાં પાઠમાં જિનેશ્વર ભગવંતની પ્રાર્થના કરતાં કહ્યું છે. आरुग्ग बोहिलाभं सँमाहि वरमुत्तमं दिन्तु । આ લોકનાં ઉત્તમ સિધ્ધ પુરૂષો (તીર્થંકર ભગવંતો) આરોગ્ય, રત્નત્રય રૂપ બોધિ લાભ અને પંડિત મરણ રૂપ ઉત્તમ સમાધિ અમોને આપો. આ ત્રણની માંગણી કરેલ છે.

૧ શ્રેષ્ઠ ઉત્તમ પ્રકારનું આરોગ્ય-અમારે તન, મન અને આત્માનું ઉત્તમ અને શ્રેષ્ઠ આરોગ્ય જોઈએ છે. જેથી અમારી સઘળી આધિ, વ્યાધિ અને ઉપાધિ ટળી જાય અને અમો તેનાથી મુક્ત થઈ જઈએ.

૨ શ્રેષ્ઠ ઉત્તમ પ્રકારનો બોધિ લાભ અમારે સમ્યક્ત્વ પૂર્વકના જ્ઞાન-દર્શન-ચારિત્રની કામના છે. જેનાથી અમો મોક્ષમાર્ગની સાધના કરી શકીએ.

૩ શ્રેષ્ઠ ઉત્તમ પ્રકારની સમાધિ અમારે પંડિત મરણ રૂપ ઉત્તમ પ્રકારની શ્રેષ્ઠ સમાધિ જોઈએ છે. જેનાથી અમો સંસારને પાર કરી શકીએ.

જિનેશ્વર તીર્થંકર ભગવંતો પાસેથી આ કામના એ માત્ર અંતરના મનોરથ છે. તેની જાહેરાત છે. પોતાના ઉપાદાનની સંપૂર્ણ શુધ્ધ દશા પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી નિમિત્તની અત્યંત આવશ્યકતા રહે છે. તે નિમિત્તને સ્વીકારી, પોતાના અહંભાવનો ત્યાગ કરવામાં આવે છે. અહીં નિમિત્ત કારણને મહત્ત્વ આપવામાં આવ્યું છે.

પ્રબળ પુરૂષાર્થી આત્મા જ આ કામના પૂર્ણ કરી શકે છે. નહિ તો બિમારીના સમયે અંદરથી વલોપાત થાય છે. ચારેક દિવસ પહેલાં મનસુખભાઈ દેસાઈ આવ્યા હતાં. તેમણે વંદના કરી એક વાત કહી, મહારાજશ્રી ! મારા માતુશ્રી બિમાર છે. તેઓ આપના દર્શન કરી માંગલિક સાંભળવાની ઈચ્છા કરે છે. તેમની વાત સાંભળી, હું તેમની સાથે ગયો. એલચી વાળાની ચાલમાં તેમનો નિવાસ છે. અમો ત્યાં ઉપરમાં પહોંચ્યા. માતુશ્રી મણીમા પથારીમાં બેઠા હતાં. મેં પુછયું : "માતાજી ! તમારે શું જોઈએ છે?" માતા કહે છે, "મારે બધુ છે. દીકરાને ઘેર દીકરા છે. મકાન છે, દીકરાને વેપાર ધંધો છે બધા સુખી છે. મારે કશુંયે જોતું નથી." મેં ફરી પુછયું : "તમારે હવે શું કરવું છે? માતા કહે છે, મારે હવે કંઈ કરવું નથી. આપના દર્શન થયા. હવે માંગલિક સંભળાવો." આ મણીમાની વાત ઉપરથી વિચાર કરીએ તો જાણવા મળે કે વૃધ્ધાવસ્થામાં, બિમારીના સમયે, પરલોક જવાના અવસરે

તેમને કેટલો સંતોષ છે. કોઇ જાતની અભળખા (ઈચ્છા) નથી. તમોને આવો સંતોષ અને શાંતિ રહેશે? જેને રહે તે ભાગ્યશાળી ગણાય. માતાને સંસાર પ્રવૃત્તિથી નિવૃત્તિ કરવાં આલોચના કરાવી, વ્રત-નિયમને પચ્ચક્ખાણ સાથે માંગલિક સંભળાવેલ હતું. માતા કેવા નિરાળા, અને શાંત પ્રકૃતિના હતાં. આજે તો વૃધ્ધ લોકોને પણ ઘણી જાતની ચિંતા અને ગભરાવટ હોય છે. જે આત્માને મૃત્યુના સમયે સમાધિ રહે છે તે ઉત્તમ જીવ ગણાય છે. આપણે સમાધિની વાત કરીએ છીએ. દશવૈકાલિક સૂત્રમાં ચાર પ્રકારની સમાધિ બતાવવામાં આવી છે.

**૧ વિનય સમાધિ**–ચાર ગતિમાં પરિભ્રમણ કરાવનાર જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મોનો જેના વડે નાશ થાય છે. તેને વિનય કહે છે. ગુરૂની આરાધના કરવી. અર્થાત્ સામેથી ગુરૂને આવતાં જોઈ ઉભા થવું, તેમને વંદના કરવી, તેમના મનને અનુકૂળ પ્રવૃત્તિ કરવી અને તેમની આજ્ઞા પ્રમાણે આહાર વિહાર આદિ તમામ કાર્યો કરવાં તે વિનયનું લક્ષણ છે. ચિત્તની સમતા અથવા એકાગ્રતાને સમાધિ કહેવાય છે. વિનયથી ચિત્તની સમાધિ (વિનયમાં જે આનંદ થાય છે તે આનંદ) થાય છે. તેને વિનય સમાધિ કહે છે.

વિનય સમાધિના ચાર પ્રકાર છે. ૧ કોઈપણ કાર્ય માટે ગુરૂદેવ આજ્ઞા કરે ત્યારે તેમની આજ્ઞાના વચનોને આદરપૂર્વક સાંભળવાની ઈચ્છા કરવી. ૨ ગુરૂદેવ આજ્ઞા કરે તે કાર્ય પ્રસન્નતા પૂર્વક કરવું. ૩ શાસ્ત્રવિહિત આચરણ કરીને શ્રુતજ્ઞાનને સફળ કરવું ૪ હું જ ઉત્કૃષ્ટ છું, વિનીત છું, એ પ્રમાણે પોતાની આત્મશ્લાઘા પ્રશંસા કરવી નહિ, આ વિનય સમાધિ છે.

**૨ શ્રુત સમાધિ**-ભવ્ય જીવોના હિત માટે તીર્થંકર ભગવાન દ્વારા ઉપદેશ કરાયેલા અને ગણધર મહારાજ દ્વારા સાંભળેલા આચારાંગ આદિ અંગ ઉપાંગ તે શ્રુત છે. શ્રુતથી અથવા શ્રુતમાં થવા વાળી સમાધિને શ્રુત સમાધિ કહે છે.

શ્રુત સમાધિના ચાર પ્રકાર છે. ૧ શાસ્ત્રોનું જ્ઞાન મને પ્રાપ્ત થશે, જેથી તેનું અધ્યયન કરવું જોઈએ. ૨ હું એકાગ્ર ચિત્તવાળો થઈશ, મારે શાસ્ત્રનું અધ્યયન કરવું જોઈએ. ૩ શાસ્ત્રોનું રહસ્ય સમજી હું મારા આત્માને મોક્ષ માર્ગમાં સ્થાપિત કરીશ, માટે અધ્યયન કરવું જોઈએ. ૪ હું સંયમ માર્ગમાં સ્થિર રહીને, બીજાને પણ સ્થિર કરીશ, માટે અધ્યયન કરવું જોઈએ. આ શ્રુત સમાધિ છે.

**૩ તપ સમાધિ**-જે આઠ કર્મોને નાશ કરે તે તપ છે. તેના બાર ભેદ છે. તે તપથી થવાવાળી સમાધિને તપ સમાધિ કહેવાય છે. તપ સમાધિના ચાર ભેદ છે. ૧ આ લોક સંબંધી લબ્ધિ વગેરે પ્રાપ્તિની ઈચ્છાથી તપ કરે નહિ. ૨ પરલોકનાં સ્વર્ગ આદિના કામભોગોની વાંછનાથી તપ કરે નહિ. ૩ સર્વત્ર મારો

યશ અને કીર્તિ ફેલાય તે ઇચ્છાથી તપ કરે નહિ. ૪ કેવળ કર્મોની નિર્જરા કરવા માટે તપ કરે. આ તપ સમાધિ છે.

**૪ આચાર સમાધિ**–શાસ્ત્રોની મર્યાદા પ્રમાણે કરવામાં આવતું જે કાર્ય તેને આચાર કહે છે. આચારથી થવા વાળી સમાધિને આચાર સમાધિ કહેવાય છે. આચાર સમાધિના ચાર ભેદ છે. ૧ આ લોકની કીર્તિ મેળવવાની આશાથી આચારનું પાલન કરે નહિ. ૨ પરલોકનાં વિષય સુખો મેળવવાની અભિલાષાથી આચારનું પાલન કરે નહિ. ૪ આચારમાં પ્રતિપાદિત પ્રયોજન માટે જ મૂલોત્તર ગુણરૂપ આચારનું પાલન કરે. ૩ કીર્તિ આદિની કામના માટે આચારનું પાલન કરે નહિ. આ આચાર સમાધિ છે. આચાર સમાધિમાં તત્પર મુનિ અનેક ગુણ પ્રાપ્ત કરી લે છે.

મન, વચન અને કાયાથી શુધ્ધ સત્તર પ્રકારના સંયમમાં મનને સ્થિર રાખવા વાળા સાધુ વિનય સમાધિ, શ્રુત સમાધિ, તપ સમાધિ અને આચાર સમાધિને જાણી મહાન ફળને ઉત્પન્ન કરનાર હોવાથી મહા હિતકારી, સુખદાયક તથા સકળ કર્મોથી રહિત મોક્ષ રૂપ પદને પ્રાપ્ત કરે છે. પોતાના આત્માને મુક્ત બનાવે છે. અથવા અનુત્તર વિમાનમાં જાય છે.

ગૃહસંસારમાં અસમાધિના અનેક નિમિત્તો આવે છે. તે તમો પણ સારી રીતે જાણો છો. ક્યારેક મન અવળા વિચારે ચડી જાય છે. મન કાબૂમાં ન રહે, ચિંતડું ફર્યા કરે, ઉંઘ ઉડી જાય. શરીર થાકી જાય, ઉદાસીનતા ગ્લાનિ થઈ આવે અને આત્મા વિહ્વળ બની જાય. આવી રીતે મન, વચન અને કાયાથી અસમાધિ થઈ આવે.

એક રાજા હતો. તેને સાત પુત્રો અને એક પુત્રી હતી. પુત્રી એકજ હોવાથી તે નાનપણથી લાડકી હતી. તે કોઈનો તુંકારો સાંભળી શકતી નહિ. કદાચ કોઈએ તુંકારો કહ્યો હોય તો બધું ખેદાન મેદાન કરી નાંખતી હતી. એક તો દીકરી અને પાછી રાજકુમારી છે. ખૂબ જ લાડ–કોડથી ઉછરી છે. આવી પ્રકૃતિને કારણે તેનું નામ ત્વંકારી પડી ગયું છે. પુત્રીને યૌવન પ્રાપ્ત થયું અને રાજા–રાણીની ચિંતા વધવા લાગી. અરે! આ દીકરી સાસરે જશે તો શું થશે ?

જ્ઞાની પુરૂષો કહે છે કે તે તમારા સંતાનોને કદિ મોઢે ન ચડાવશો. મોટા થતાં એ સંતાનો દુઃખનો વિષય બને છે. માતા–પિતાને મન કાયમ ચિંતાનું કારણ બની જાય છે. છેવટે ત્વંકારીના એક રાજકુમાર સાથે લગ્ન થયા. તે સાસરે તો ગઈ પરંતુ તેના પુણ્યોદયે તેને એક સંતનો સમાગમ થઈ ગયો. સંતે જીવન મંગળની સંજીવની બતાવી તેનો ઉપયોગ કરવા કહ્યું. તમો શું સમજ્યા ? કોઈ જાતની જડીબુટી નહિ પરંતુ સારી શિખામણ આપી. સદ્ગુણની વૃધ્ધિ થાય અને જીવન ધન્ય બની રહે.

માનવ જીવન એ કલેષ અને કંકાશની જીંદગી નથી પરંતુ શાંતિ અને સમાધિની સ્થાપના કરવાની જીવની છે.

સત્સંગના કારણે ત્વંકારીની પ્રકૃતિમાં મોટું પરિવર્તન આવ્યું. તેણે સહર્ષ સંતની વાણીને વધાવી લીધી. સંતની વાણી રૂપી પાણીએ તેના જીવનમાં એક ચમત્કાર જ કર્યો. ત્વંકારી શાંતિ સમાધિના લક્ષ્યે અશાંતિના નિમિત્તો ટાળવા લાગી. કદાચ કોઈ નિમિત્ત આવે તો તેમાં પોતાના આત્માને ભળવા ન દે. તેના હૃદયે વિવેકે વાસ કર્યો. શાંતિએ સ્થાન મેળવ્યું અને સમાધિએ વર્ચસ્વ જમાવ્યું. આજે ત્વંકારી બદલી ગઈ. હવે ત્વંકારી ત્વંકારી ન રહી. તે તો જાણે સમતાની સાક્ષાત્ ઉપાસિકા બની ગઈ. રાજ્યમાં ચારે બાજુ આનંદ ફેલ.ઈ ગયો. ત્વંકારીની સમતા સમાધિની સાધના એ સૌને માટે આકર્ષણનું કારણ બન્યું. લોકો તેની એ મોઢે પ્રશંસા કરતાં થઈ ગયા. અરે! ત્વંકારી રાજકુમારીની શાંતિ સમાધિની પ્રશંસા તો સ્વર્ગમાં પણ થવા લાગી. દેવતાઓ વખાણ કરવા લાગ્યા.

એકવાર ઇંદ્ર મહારાજે દેવોની સભામાં ત્વંકારીના સ્વભાવની સમાધિની પ્રશંસા સાંભળી, બે દેવો પોતાનું સમાધાન કરવા સાધુનો વેશ ધારણ કરી તે જ નગરીમાં આવ્યા. એક દેવે બિમાર સાધુનું રૂપ લીધું. બીજાએ તેની સેવામાં રહેવા માટે સંતનું રૂપ ધાર્યું. સંત બિમારીની દવા માટે વૈદ્યરાજ પાસે ગયા, વૈદ્યે કહ્યું. સંતને લક્ષપાક-તેલના માલીશની જરૂર છે. તમો સમજ્યા, લક્ષપાક કોને કહેવાય ? જે તેલને એક લાખ વાર ગરમ કરીને પકવવામાં આવે તેને લક્ષપાક તેલ કહેવાય છે. સંત આવા તેલની શોધ કરતાં રાજ્ય દરબારમાં ત્વંકારીના ભુવનમાં પહોંચ્યા.

સંતને પધારતાં જોઈ ત્વંકારીએ વિનયપૂર્વક મધુર ભાષાથી સ્વાગત કર્યું. ત્વંકારીએ લાભ આપવાની ભાવના સેવી. સંતે પોતાના બિમાર સાધુના ઉપચાર માટે લક્ષપાક તેલની આવશ્યકતા જણાવી. ત્વંકારીએ ભાવપૂર્વક હાં કહી ગુરૂદેવ ! મારે ત્યાં છે તો આપ, ખુશીથી વ્હોરી જાવ.

ત્વંકારીએ બાજુમાં ઉભેલી દાસીને કહ્યું: “ જો અંદરથી લક્ષપાક તેલની શીશી લાવ ! દાસી તુરત અંદર જઈ તેલની શીશી લઈ બહાર આવતી હતી, એટલામાં જ પેલા દેવે માયાથી તેને ઠેસ લગાડી પાડી દીધી અને તેલની શીશી ફૂટી ગઈ, તેલ ઢોળાઈ ગયું. દાસી ગભરાઇ ગઈ તેને થયું કે મને હવે આકરી શિક્ષા કરશે. પરંતુ ત્વંકારીએ ઘણી જ સમતા રાખી. કિંમતી તેલ ઢોળાઈ જવા છતાં, ગુસ્સો ન કર્યો. દાસીને કહ્યું: “જો સંભાળીને ઉભી થઈ જા, લાગ્યું તો નથીને ? ગભરાઈશમાં ! ભલે શીશી ફૂટી ગઈ. મુંઝાઇશમાં ! જા અંદર, બીજી શીશી લાવ. બીજી શીશી લઇને જેવી આવે છે કે તુરત જ દેવે, તેને માયાથી પછાડી દીધી. ફરી બીજી શીશી ફૂટી ગઈ. ત્વંકારીનો

મગજ જાય તેવું નિમિત્ત હતું છતાં તેણે ઘણી સમાધિ રાખી ક્રોધ ન કર્યો. દાસી તો ખૂબ જ રડવા લાગી. પસીનો વળી ગયો. બેચેન બની ગઈ. પરંતુ ત્વંકારીએ ત્યાં જઇ તેનો હાથ પકડીને ઉભી કરી.શાંત કરીને સમજાવ્યું "બેન! રડ મા. શીશી ફૂટી ગઈ તો શું થયું. શાંત થા. જા, અંદર ત્રીજી બોટલ પડી છે. તેને લઈ આવ."દાસી સ્વસ્થ બની શાંત થઈ આનંદમાં આવી ગઈ અને ત્રીજી બોટલ લેવા જેવી અંદર ગઈ ત્યાં તો દેવે કસોટી પૂર્ણ કરી. માયા સંકેલી લીધી. સંતને બદલે એક ખૂણામાં નાના દેવ સ્વરૂપને જોયા. દેવે ત્વંકારીને હાથ જોડી નમન કર્યું. જુઓ! ધર્મનું સ્વરૂપ કેવું છે ધર્મ માત્ર સાંભળવાની જ ચીજ નથી. તેને જીવનમાં ઉતારવો જોઈએ ત્વંકારીએ ધર્મને અંતર ઘટમાં કેળવી કેવો લાભ લીધો. નિમિત્ત આવવા છતાં સદ્ગુણને જતો ન કર્યો. દેવની શંકા દૂર થઈ તેઓ ચાલ્યા ગયા.

શાંતિને રાખનાર ત્વંકારીને ધન્ય છે!
સમતાને સાધનારી કુમારીને ધન્ય છે!
સમાધિને સાચવનારી કુમારીને ધન્ય છે!

ગૃહજીવનની મધુરતા શાંતિ અને સમાધિમાં છે. જીવનની જંજાળ વિચિત્ર છે. જીંદગીની પૂર્ણતા કેવી રીતે થશે તેનો કોઈ ભરોસો નથી. માટે સમાધિ મરણની ભાવના સેવવી જોઈએ. કવિએ અંતિમ સમયની પ્રાર્થનામાં કહ્યું છે.

## અંતિમ પ્રાર્થના

ઐસી કૃપા હો ભગવન્! જબ પ્રાણ તનસે નિકલે,
હોવે સમાધિ પૂરણ, જબ પ્રાણ તનસે નિકલે.

માતા-પિતાદિ બંધવ, હૈ જો કુટુંબી સારે;
ઈનસે મમત્વ છૂટે, જબ પ્રાણ તનસે નિકલે. ૧

ગુરૂરાજ તબ શરણ હો, ધર્મોપદેશ તર હો;
સુનતે હિ સુનતે ઉનકે, બચનોં મેં લિન નિકલે. ૨

જગ મેં ન શત્રુ મેરા, શત્રુ ન મૈં કિસીકા;
ફિર ભી હો શલ્ય કોઈ, અંતઃકરણસે નિકલે. ૩

દુષ્કર્મ દુઃખ દિખાવે, યા રોગ શોક ઘેરે;
પ્રભુ કા ન ધ્યાન છૂટે, જબ પ્રાણ તનસે નિકલે. ૪

ઈચ્છા ક્ષુધા-તૃષા કી, હોવે જો ઉસ ઘડી મેં;
ઉસકા ભી ત્યાગ હોવે, જબ પ્રાણ તનસે નિકલે. ૫

જગમેં ન દિલ હો મેરા, એક ધ્યાન હો તુમારા;
નવકાર પઢતે પઢતે, યે પ્રાણ તનસે નિકલે. ૬
કેવલ યે હી ભાવેં, ચાહેં યહી સભી હમ
સમભાવ પૂર્ણ ચિત્ત હો, જબ પ્રાણ તનસે નિકલે. ૭

ભગવાન મલ્લીનાથના પૂર્વભવમાં મહાબળમુનિ તીર્થંકર નામ ગોત્રના વીસ બોલની આરાધના કરતાં આ સત્તરમાં સમાધિ બોલની ઉત્કૃષ્ટ સાધના કરી રહ્યા છે. હવે અઢારમાં બોલની આરાધના કેવી રીતે કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.

★

## ૫૭

# અપૂર્વ જ્ઞાનનું પ્રાગટ્ય!

(ભાદરવા શુદ ૧૫ તા. ૮-૯-૭૬ બુધવાર)

ચરમ તીર્થપતિ ભગવાન મહાવીરે સિધ્ધાંતની પરૂપણા કરી છે. આપણે ત્યાં જ્ઞાતાધર્મકથાંગ સિધ્ધાંતના પ્રવચનો ચાલી રહ્યા છે. ભગવાન મલ્લીનાથના પૂર્વભવમાં મહાબળમુનિ તીર્થંકર નામ ગોત્રના વીસ બોલની આરાધના કરી રહ્યા છે. શાસ્ત્રકાર અઢારમાં બોલે अपूव्व नाणग्गहणे અપૂર્વજ્ઞાનની ગ્રહણતા ફરમાવી રહ્યા છે.

મનુષ્ય જીવનની સફળતા જ્ઞાન સાધનાથી થાય છે. માનવે નિરંતર જ્ઞાનાભ્યાસ કરતાં જ રહેવું જોઈએ. અભ્યાસ વિના એક ક્ષણ પણ જવા દેવી ન જોઈએ. પ્રભુએ ગૌતમને ઉદ્દેશીને ફરમાવેલ છે કે समयं गोयम! मा पमायए હે ગૌતમ! એક પણ ક્ષણનો પ્રમાદ ન કરીશ. જ્ઞાન વડે વિષયોની વાંછા ટળે છે. કષાયોનો અભાવ થાય છે. મન સ્થિર થાય છે. ધર્મ અને શુકલ ધ્યાનમાં સ્થિર થવાય છે. ધર્મની પ્રભાવના થાય છે. અજ્ઞાની જીવ ઘોર તપ વડે કરોડો ભવમાં જેટલાં કર્મ ક્ષય ન કરે, તેટલો તો શું પરંતુ તેનાથી વધારે કર્મોનો ક્ષય જ્ઞાની આત્મા અંતઃમુહુર્તમાં કરે છે. જિન ધર્મનો સ્થંભ જ્ઞાનનો અભ્યાસ જ છે. જ્ઞાન જ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરાવે છે. જ્ઞાનથી જ મોક્ષ થાય છે. જ્ઞાનના અભ્યાસ વિના મનુષ્ય પશુ સમાન છે. માટે શાસ્ત્રને ભણવા જોઇએ. શાસ્ત્રના અર્થનું ચિંતન કરવું જોઇએ. વિશેષ જ્ઞાની ગુરૂજન પ્રત્યે નમ્રતા, વંદન, વિનય આદિ કરા જોઈએ. ધર્મ શ્રવણ કરવાની ઈચ્છાવાળાને ધર્મનો ઉપદેશ કરવો જોઈએ. સર્વ દ્રવ્યોમાં એકમેક રહ્યા છતાં આત્માનો ભિન્ન અનુભવ થાય તે જ જ્ઞાનોપયોગ છે. અપૂર્વ જ્ઞાનોપયોગનો મહિમા ન્યારો છે.

આત્મા અનંત જ્ઞાનનો પુંજ છે. જ્યારે કોઈ વિશિષ્ટ મહાપુરૂષનો જ્ઞાનોપદેશ સાંભળીએ ત્યારે અવશ્ય આશ્ચર્ય થાય છે. જ્ઞાનની ધારણા અને ક્ષયોપશમ ખરેખર જીવનનું ગૌરવ વધારી જાય છે. જ્ઞાન માટે સદા પ્રયત્નશીલ રહેવું જોઇએ.

પ્ર. नाणसंपन्नयाए णं भंते! जीवे किं जणयइ?

જ્ઞાનસંપન્નતાથી જીવને શું ફળ થાય છે?

ઉ. नाणसंपन्नयाए णं जीवे सव्व भावाहिगमं जणयइ, नाणसंपन्ने णं जीवे चाउरंते संसारकंतारे न विणस्सइ। जहा सूइ ससुत्ता पडियावि न विणस्सइ। तहा जीवे ससुत्ते, संसारे न विणस्सइ। नाण विणय तवचरित्त जोगे संपाउणइ, ससमय पर समय विसारए य असंघायणिज्जे भवइ। ઉત્ત. સૂત્ર ૨૯-૫૯

જ્ઞાન સંપન્નતાથી બધા ભાવોનો બોધ થાય છે. જેવી રીતે દોરા સાથેની સોય ખોવાતી નથી. એમ જ્ઞાન સંપન્ન આત્માનો ચાર ગતિ રૂપ સંસાર અટવિમાં વિનાશ થતો નથી. પરંતુ વિનય, તપ અને ચારિત્ર યોગને પ્રાપ્ત કરે છે. સ્વ સમય તથા પરસમયનો વિશારદ થઈને પ્રામાણિક પુરૂષ થાય છે.

અહીં અપૂર્વ જ્ઞાન ગ્રહણતા એટલે નવું નવું જ્ઞાન મેળવવું જોઈએ. જ્ઞાન અને સંયમ માર્ગે પુરૂષાર્થ એજ સાચો પુરૂષાર્થ કહેવાય છે. આપણો સમાજ વેપારી સમાજ કહેવાય છે. તમો લોકો સવારથી સાંજ સુધી તમારી દુકાન, સ્ટોર ખોલીને પુરૂષાર્થ કરો છો ને? નવી નવી વસ્તુઓ અને નવા નવા ગ્રાહકોની પણ કામના કરો જ છો ને? વેપાર કરતાં ખર્ચા કાઢવા પડે છે. જો વેપાર કરતાં ખર્ચ અને ભાડું પણ ન નીકળે તો દુકાન વધાવી લેવી જોઈએ ને? સામાન, માલ સારી રીતે ગોઠવેલ છે. શો ઘણો સારો છે પરંતુ વેપાર ન હોય તો દુકાન કે સ્ટોર એક પ્રદર્શનની હાટડી બની જાય છે. મનુષ્ય જીવન એ પ્રદર્શનની હાટડી નથી. પુરૂષાર્થ કરી નવું નવું જ્ઞાન મેળવવું જોઈએ.

જ્ઞાન સંપત્તિ એ જ સાચું ધન છે. ભૌતિક સંપત્તિ તો એક જીવનમાં પણ સ્થિર રહેતી નથી. તેનો શો વિશ્વાસ કરવો? જ્ઞાન ધન માટે ગૌતમે ભગવાન મહાવીરને પ્રશ્ન કર્યો છે.

## જ્ઞાન ધન આત્મા સાથે કયાં સુધી રહે છે?

પ્ર. इह भविए वि नाणे, पर भविए वि नाणे तदुभय भविए वि नाणे?

ઉ. જ્ઞાન ધન આ જન્મમાં પણ રહે છે. પરજન્મમાં પણ રહે છે અને બંને જન્મોમાં પણ રહે છે.

જુઓ ! કેવી સુંદર વાત છે. તમો જેને ઈચ્છો છો, જેના માટે પુરૂષાર્થ કરો છો. તે બધું અહીં પુરતું પણ રહેતું નથી માટે જીંદગીમાં એવો કંઈ નૂતન પુરૂષાર્થ કરી લેવો જોઈએ કે જેનાથી પરલોકમાં પણ તમારી મૂડી સાથે ચાલે ! આલોક અને પરલોકમાં સાથે રહે તેવી ચીજ આ જગતમાં એક જ છે. જેનું નામ છે જ્ઞાન, જ્ઞાનની કેટલી બધી વિશેષતા છે. તમો હવે જ્ઞાન પ્રતિની ઉદાસીનતા છોડી તેના માટે પુરૂષાર્થ કરતાં થઈ જાઓ. અમારી પાસે આવો. અમો તમોને જરૂર નવું નવું જ્ઞાન શીખવાડશું.

આ ચાતુર્માસ દરમ્યાન તમો રોજ પ્રવચનમાં આવો છો. સાંભળો છો ઘણું પરંતુ કંઈક યાદ રાખતાં શીખી જાવ. રોજ રોજ સાંભળવું અને યાદ કંઈ ન રાખવું એ તો, વેપાર કરવા દુકાન ખોલીને બેસવું અને વેપાર કંઈ ન કરવો ? માત્ર સમય જ પસાર કરવો તેના જેવું જ છે.

તમો સંસારી જીવ છો. જીવન વ્યવહારમાં અનેક ઘટનાઓ ઘટે છે. ક્યારેક એવો પ્રસંગ બની જાય છે કે ધાર્યું હોય કાંઈ અને થઈ જાય કાંઈ ! ત્યારે દુઃખનો વિષય બને છે અને પારાવાર ખેદ થાય છે. સાંભળો ! કોઈપણ નિમિત્ત કારણે ખેદ ન કરવો પડે, તેવી એક વસ્તુ પ્રભુવીરે બતાવી છે. તમારે જોઈએ છે ? હાં. ગુરૂ મહારાજ ! અમને બતાવો. "नाणी नो परिदेवए જ્ઞાની ક્યારેય ખેદ કરતાં નથી. એટલે ખેદ ન થાય તેની દવા જ્ઞાન છે. જ્ઞાન કેટલી ઉત્તમ ચીજ છે. હવે તમો નવું નવું જ્ઞાન મેળવવાનો પુરૂષાર્થ કરતાં થઈ જાવ. જીંદગીમાં ક્યારેય ખેદ ન કરવો પડે.

આ દુનિયા કેવડી મોટી છે. તેમાં જે છે તે બધું તમો લોકો જાણો છો ? નથી જાણતાં કેમ ? તમોને તેનું જ્ઞાન નથી જો જ્ઞાન હોય તો કેટલો લાભ થાય છે ? नाणेण जाणाइ भावे જ્ઞાન માર્ગે પુરૂષાર્થ કરવામાં આવે તો જીવાદિ નવ તત્ત્વોનું જાણપણું થાય છે. જડ-ચેતન, પુંણ્ય-પાપ, આશ્રવ-સંવર, બંધ-નિર્જરા અને મોક્ષ આ નવ તત્ત્વો છે. તે જાણવાથી આત્મા મુક્તિ માર્ગનું અવલંબન મેળવી શકે છે. જેથી ભગવાને પણ કહ્યું છે કે आहसु विज्जाचरणं पमोक्खं જ્ઞાન એવં વિદ્યા અને ચરણથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે.

જૈન ધર્મમાં પુરૂષાર્થની પ્રધાનતા છે. ભવ્યજીવો સુખ શાંતિ માટે કેટકેટલો પુરૂષાર્થ કરે છે. આપણે ત્યાં પુરૂષાર્થીઓને મધુકરની ઉપમા આપવામાં આવી છે. તેવી રીતે શાસ્ત્રકાર પણ જ્ઞાનીઓ માટે ફરમાવે છે કે महुगार समा वुद्धा જ્ઞાની પુરૂષો મધુકર સમાન હોય છે. તેમનો પુરૂષાર્થ સતત જ્ઞાન માટે ચાલુ જ હોય છે.

આ જીવે પાપથી બચવાનો પ્રયત્ન કરવો જોઇએ. પાપના દૂર કર્યા વગર દુઃખ દૂર થતું નથી. જેથી ચારિત્ર–ત્યાગ એ જ પાપથી બચવાનો ઉપાય છે. અને તેની પ્રાપ્તિ માટે જ્ઞાનની જરૂર છે नाणेण विना न हुंति चरणगुणा જ્ઞાન વિના જીવનમાં ચારિત્રના ગુણોની પ્રાપ્તિ થતી નથી. ચારિત્ર એ આપણને મહાપાપમાંથી બચાવી આત્માનું રક્ષણ કરે છે. અજ્ઞાન ઘણું ભયંકર છે. તેનાથી કર્મોનો નાશ થતો નથી. કર્મના નાશ વિના મુક્તિ પણ નથી, જેથી કહ્યું છે કે न कम्मुणा कम्म खवेंति बाला अकम्मुणा कम्म खवेंति धीरा અજ્ઞાની મનુષ્ય પાપાનુષ્ઠાનથી કર્મનો નાશ નથી કરી શકતાં કિન્તુ વીર પુરૂષ અકર્મથી કર્મનો ક્ષય કરી દે છે.

અનંત કાળથી આપણો આત્મા આ સંસાર પથિક બનીને રખડી રહ્યો છે. સંસારમાંથી છુટી પરમ શાંતિના માર્ગનું દર્શન કરાવનાર જો કોઈ હોય તો જ્ઞાન જ છે. સંસારની વૃધ્ધિ કરનાર અજ્ઞાન છે, જેથી આ આત્માએ દિન પ્રતિદિન નૂતન જ્ઞાનની આરાધના કરી જાગૃત રહેવું જોઈએ. શાસ્ત્રકાર કહે છે કે बुध्धा हु ते अंतकडा भवंति નિશ્ચયમાં જ્ઞાની જ સંસારનો અંત કરવાવાળા હોય છે સંસારને સંકેલવાનું સાધન જ્ઞાન જ છે. અજ્ઞાનતાના આવેશમાં આવી આ જીવે કષાયનો ઉપયોગ કરી ફરી કષાયોના બંધન કર્યા છે. કષાયની રમણતા કષાયને જ જન્મ આપે છે. જો તેનાથી મુક્ત થવામાં ન આવે તો કષાયની પરંપરા અનંત સંસારનું સર્જન કરે છે, જેથી કષાય મુક્તિનું સાધન જ્ઞાન જ છે. કોઈ મહાપુરૂષ કે સંતાત્માનો પરિચય થાય તો આ જીવ કષાયને દૂર કરી શાંતિના માર્ગે પ્રયાણ કરે. પુર્વજન્મના પુણ્યનો ઉદય હોય ત્યારે સત્સમાગમ થાય અને તેમની પાસેથી જ્ઞાન મળે છે. જે જ્ઞાન આત્મોન્નત્તિનું કારણ બને છે.

એક ગામ હતું. ત્યાં દેવચંદભાઈ નામના શેઠ રહેતા હતાં. તેમના ધર્મપત્નીનું નામ કંચનબેન હતું. તેઓ શેઠાણીના નામે ગામમાં પ્રસિધ્ધ હતાં. શેઠ–શેઠાણી સ્વભાવે ગરમ હતાં. કોઈ નિમિત્ત આવે રેત્ય જતું કરી શકતાં ન હતાં. તુરત જ ક્રોધ આવી જાય અને ભાષા ઉપર કાબુ ન રહે. શેઠના નાના ભાઈ લગ્ન કરી નાની ઉંમરમાં જ ગુજરી ગયા હતાં. તેમને ઘેરથી પણ એક બાબુ નામનો દીકરો મુકી તે પણ સ્વર્ગવાસી થઈ ગયા. દેવચંદભાઇને સંતાન ન હતું. તેણે પોતાના ભાઈના બાબુને જ પોતાનો પુત્ર માનીને મોટો કર્યો હતો. બાબુને શેઠે ભણાવી ગણાવી તૈયાર કરેલો હતો.

શેઠનું ભાગ્ય બળવાન હતું જે જાતનો વેપાર ધંધો કરે તેમાં સારામાં સારો લાભ મળે. શેઠ બધી રીતે સુખી હતાં. બાબુ પ્રકૃતિનો ઘણો શાંત હતો. ઉંમર નાની પણ સમજદારી ઘણી હતી. ધીરે ધીરે ધંધો બધો હાથમાં લઈ ખૂબ જ

વિકસાવ્યો. બાબુ માટે કાકા–કાકીને ઘણું જ માન હતું. બાબુ પણ બંનેની આમન્યા ઘણી જાળવી રાખતો હતો. ગામમાં આવા ખંતીલા કાકા–ભત્રીજાને જોઈ સૌ રાજી થતાં હતાં. કદાચ કોઈ ઈર્ષાળુ પણ હોય! બંનેનો મેળ ઘણો સારો હતો. બાબુ કાકાનો સ્વભાવ બરાબર સાચવી રાખતો, રખેને તડ ન પડી જાય તેનો ઉપયોગ રાખતો હતો. આ જમાનામાં તડ પાડનારા ઘણાં છે. તડ પડવી સારી નથી, મંગળ ઉપર વાઈકીંગ ગયું છે. તેમાં તડ પડી ગઈ છે તે તડને સાંધવાના પ્રયાસ ચાલે છે. કદાચ અજ્ઞાનતાથી તડ પડી જાય તો જ્ઞાન રૂપી પ્રકાશથી તેને દૂર કરી શકાય છે.

કાકા–ભત્રીજા વચ્ચે, અખંડ પ્રેમ છે. બંને વ્યાપાર ધંધામાં છે. કમાય છે ઘણું, વાપરે છે પણ સારૂં આનંદ અને લીલા લહેર કરે છે. એકવાર એ ગામમાં સંતોની પધરામણી થઈ ગામનાં લોકો સત્સંગનો લાભ લેવા લાગ્યા. શેઠ પણ જવા લાગ્યા. એકવાર સંતે શેઠને પૂછ્યું : "કેમ દેવચંદભાઈ! કાંઈ ધર્મ ધ્યાન કે દાન–પુણ્યકરો છો?" દેવચંદભાઈ શેઠે કહ્યું: "મહારાજ! શક્તિ પ્રમાણે કરીએ છીએ." જુઓ શેઠ! એમ કહી સંતે કહ્યું : "દાન પુણ્ય તો બરાબર પરંતુ તીર્થયાત્રા કરી છે કે નહિ?" મહારાજ! અમે વેપારી લોકો ધંધામાંથી નવરા થઈએ તો યાત્રા કરવા જઈએ ને? અમોને કયાં ફુરસદ છે. "શેઠ! જીંદગીમાં એકવાર તો યાત્રા જરૂર કરવી જોઈએ. " સંતે કહ્યું. થોડા દિવસ લાભ આપી સંતો તો ચાલ્યા ગયા.

અમાસનો દિવસ હતો. કાકો–ભત્રીજો નિરાંતે બેઠા હતાં. એટલામાં કંચનકાકી આવ્યા. શેઠને તેઓ કહેવા લાગ્યા. "તમને યાદ છે ને? પેલા સંત કહી ગયા છે કે જીંદગીમાં એકવાર યાત્રા કરવી જોઈએ. સાંભળો, હમણાં સીઝન પૂરી થઈ ગઈ છે. તમોને નવરાશ પણ છે તો આપણે પાલીતાણાની યાત્રા કરી આવીએ તો?" શેઠને પણ વાત ગમી ગઈ, શેઠે બાબુને પૂછ્યું : કેમ બાબુ! અમે જઈ આવીએ? બાબુ બોલ્યો." "હાં, કાકા! તમો બંને જઈ આવો. હમણાં આપણે શાંતિ છે." ખૂશીથી જાવ." "એલા બાબુ! તું અમારી સાથે આવીશ ને?" "કાકા! હું કયાંથી આવું? દુકાન કોણ સંભાળે? હું પછી જઈ આવીશ પણ તમો બંને તો જરૂર જઈ આવો." છેવટે કાકા–કાકી યાત્રા માટે તૈયાર થયા. એક માણસ સાથે આવ્યો અને બંને જણ યાત્રા માટે પાલીતાણા જવા તૈયાર થઈ ગયા. ખાવા–પીવાનું ટીફીન, કપડા લતાની બેગ વગેરે સામાન તૈયાર કરીને શેઠ વગેરે ભાવનગરની ટ્રેઈનમાં રવાના થઈ ગયા. શેઠે સિહોરથી ગાડી બદલી, પાલીતાણાની ગાડીમાં બેઠા. ટ્રેઈન રવાના થઈ પાલીતાણા સાંજે પહોંચી કાકાએ ધર્મશાળામાં એક રૂમ રાખી અને મુકામ કર્યો.

શેઠ તો યાત્રા કરવા આવેલા. જેથી વ્હેલી સવારે ઉઠી તૈયાર થયા અને ડુંગર ચડવા લાગ્યા. શેઠનો દેહ પણ પુણ્યશાળી છે. શેઠ જલ્દી ચાલી શકતાં નથી. કાકી

પણ વજનદાર ઘણાં છે તેઓ તો ડુંગર ચઢતાં પાછળ રહી જાય છે. છતાં બંને જણા માણસ સાથે શત્રુંજે પહાડ ચડી ગયા. રસ્તે વિસામો લેતા હતાં. થોડીવાર થાક પણ ઉતારતા હતા. તેઓ બંને ઉપર આદીનાથબાબાના દરબારમાં પહોંચી ગયા. જે શ્રધ્ધા-ભક્તિ હતી તે અનુસાર સેવા પૂજા કરી, ડુંગર ઉતરવા લાગ્યા. પહાડ ઉતરતાં હતાં ત્યારે તેમની સાથે એક વૃધ્ધ સંત ભેગા થઈ ગયા. પેલા સંત ૯૯ યાત્રા કરતાં હતાં. શેઠે સંતને જોઈ વંદણા નમસ્કાર કર્યા. સંત પણ ઉભા રહી ગયા. તેઓ પણ ઘણાં થાકી ગયા હતાં. બંને જણાએ વાર્તાલાપ કર્યો. સંતે શેઠનો પરિચય પૂછયો. શેઠે પોતાની સઘળી વાત કરી સંતે પૂછયુ: "કેમ દેવાનુપ્રિયા! યાત્રા કરીને?" "હાં, મહારાજ યાત્રા કરી તો ખરી, પરંતુ થાકી બહુ ગયા છીએ. હવે તો પગ દુઃખવા આવ્યા છે, જલ્દી ઘર ભેગા થઈ જઈએ તો સારૂં."“ઠીક, શેઠ! કાંઈ લાભ મેળવ્યો કે નહિ? હાં, દેવપૂજા કરી, દાન-પુણ્ય કર્યું. બીજું અમારાથી શું થઈ શકે?" "સંતે કહ્યું: શેઠ! ઓછું વપરાય તેનો વાંધો નહિ પરંતુ જીવનમાં કઈ પરિવર્તન આવવું જોઈએ" "મહારાજ! તમો કહો શું કરીએ? અરે! કરવાનું તો ઘણું છે, "તમો એમ ન સમજશો કે અહીં આવ્યા એટલે બધું પતી ગયું? તમે ક્યારેય ગુસ્સો કરો છો કે નહિ? હાં અમો તો સંસારી જીવ છીએ ક્યારેક આવી જાય છે. ખોટું કેમ કહેવાય?" "સંતે કહ્યું: જો તમારે યાત્રાનો મોટો લાભ લેવો હોય તો હવે હાથ જોડી લ્યો, ભલે! ગમે તેવા નિમિત્ત આવે છતાં પણ આવેશમાં આવી ગુસ્સો કરવો નહિ." "મહારાજ! આ તો કઠિન વાત છે. કેમ બની શકે?" તમો પણ જાણો છો ને કે શેઠનો સ્વભાવ કેવો છે? છતાં શેઠે સંતની વાત જતી ન કરી અને ગુસ્સો નહિ કરવાની પ્રતિજ્ઞા લઈ લીધી. શેઠ તો યાત્રા કરી ઘેર આવ્યા. બાબુએ બધા સમાચાર જાણ્યા. સૌ ખૂશી થયા. ધીરે ધીરે શેઠ-શેઠાણીનો થાક ઉતર્યો. શેઠ ફરી વેપારમાં જોડાઈ ગયા.

એક દિવસ ભોજન કરીને ઘરમાં સૌ બેઠાં હતાં ત્યારે બાબુએ કહ્યું: "કાકા! મારી એક ઈચ્છા છે. જો તમો હાં કહો તો મને ઘણો આનંદ થશે. "કાકા કહે બાબુ! બોલ, તારી શું ઈચ્છા છે?" "કાકા! ના તો નહિ પાડો ને? બાબુએ કહ્યું." શેઠે કહ્યું, મારી હાં છે, તું જરૂર બોલ. "કાકા તમે યાત્રા કરીને સુખરૂપ આવી ગયા છો. તેની ખુશાલીમાં મારે નાત જમાડવી છે. બેટા! હું અને તું કઈ જુદાં છીએ કે તારે, મારે માટે જમણવાર કરાવવો પડે! નહિ કાકા, મારૂં મન છે. મને લાભ લેવા દ્યો! છેવટે કાકાએ હાં કહી અને બાબુએ નાત જમણની તૈયારી કરી. અનેક જાતની સુખડી, ફરસાણ અને વિવિધ વાનગીઓ બનાવી. સૌને ભોજન માટે નિમંત્ર્યા. ગામનાં લોકો જમણની વાત સાંભળી ખૂબ ખૂશી થયા. સૌ હોશે હોશે જમવા

આવવા લાગ્યા. બાબુ એ તો ખૂબ સુંદર તૈયારી કરી રાખી છે. જેવા લોકો દરવાજા સુધી આવ્યા કે બાબુ તુરત જ ગેઈટ પર ઉભો રહી સૌનું રૂડું સ્વાગત કરવા લાગ્યો. સૌને પધારો! પધારો! શબ્દથી આવકારવા લાગ્યો. લોકો રાજી થતાં અંદર પ્રવેશ કરી ભોજન થાળીએ બેસવા લાગ્યા.

શેઠ દુકાન વધાવી ઘેર આવ્યા. શેઠાણીને કહ્યું, "ચાલો! તમે હજુ તૈયાર થયા નથી? કેમ? આપણે જમવા જવાનું છે." ગામના સૌ પહોંચી ગયા છે. "તમારે જવું હોય તો જાવ? મારે નથી આવવું. કેમ શું થયું? તમારો બેટો સૌને કહી આવ્યો, તમને ક્યાં બોલાવવા આવ્યો છે? આમ ન બોલો. આ જમણવાર બીજા માટે છે કે આપણા માટે છે. તમોને મારાપણું થવું જોઈએ ને? આપણી રાહ જોવાતી હશે. ચાલો, ચાલો! રીસ ન કરો. શેઠાણી સમજી ગયા અને જમવા માટે તૈયાર થઈ શેઠ સાથે ચાલ્યા, શેઠ-શેઠાણી જેવા દરવાજે પહોંચ્યા કે બાબુએ મોઢું ફેરવ્યું અને બીજા સાથે વાતે લાગી ગયો. કાકા-કાકીના સામું ન જોયું. તેનું સ્વાગત પણ ન કર્યું. કાકી ગુસ્સે થયા "જોયું! તમને આવો! પધારો! કાંઈ ન બોલ્યો. સૌને દિલથી સ્વાગત કરે છે અને તમારી સામે મોઢું ફેરવી ગયો. મારે નથી આવવું. હું તો પાછી ઘેર જાવ છું, કાકાએ ઘણી શાંતિ રાખી. ગુસ્સો ન કર્યો બરાબર નિયમનું પાલન કરતાં રહ્યા. શેઠે તેમને સમજાવ્યા. સાંભળો! આવું ખોટું ન લગાડો. ઘરનાને વળી સ્વાગત હોય? આ બિચારો, કોના માટે કરે છે, એ તો જુઓ? આમ ન કરાય! ચાલો. સૌની સાથે બેસી જઈએ. ફરી શેઠાણી સમજી ગયા. શેઠ સાથે અંદર પ્રવેશી ગયા અને આગળમાં જગ્યા હતી, ત્યાં બંને બેસી ગયા.

કાકા આવી ગયા એટલે બાબુએ ભોજન પીરસવાની જાહેરાત કરી. સૌ અલગ અલગ વાનગીઓ લઈ પીરસવા લાગ્યા. સૌની થાળી પીરસાઈ ગઈ, પરંતુ કાકા કાકીની થાળી તો ખાલી રાખી. કાકીને આ જોઈ ગુસ્સો આવ્યો. શેઠને કહે છે, "ઉભા થાવ. મારે જમવું નથી. જુઓ! તમારો ભત્રીજો સૌને પીરસીને જમાડે છે ને આપણી થાળી ખાલી? સૌની વચ્ચે આપણું અપમાન? હું તો જાવ છું.', શેઠે ફરી શેઠાણીને સમજાવ્યા,"ઉતાવળા ન થાવ. આપણે તો ઘરનાં કહેવાઈએ સૌની સાથે જમવાનું ન હોય. સૌ જમીને જાય પછી આપણે જમવાનું હોય, શાંતિ રાખો."શેઠે ખૂબ જ ઠંડે કલેજે તેને સમજાવ્યા. જરા માત્ર ઉંચે સ્વરે ન બોલ્યા તેમજ અંશમાત્ર પણ ગુસ્સો ન કર્યો. શેઠાણી શાંત થયા. સૌ લોકો જમીને ગયા પછી, બાબુએ જોયું કે મારા કાકાની યાત્રા સફળ થઈ છે. કેટલી સમતા રાખી. ધન્ય છે તેમની શાંતિને! બાબુ કાકા-કાકી પાસે આવી તેમના ચરણોમાં માથું નમાવ્યું, અને બોલી ઉઠયો "કાકા! ખરેખર તમોને યાત્રાનો મોટો મોંઘો, મહામૂલો લાભ મળ્યો છે. મેં

તમારી કસોટી કરી હતી. મને માફ કરશો. તમે મારા કાકા જ નથી તમે તો ક્ષમા અને શાંતિના દેવતા છો." જુઓ! જ્ઞાનનો મહિમા કેવો છે? કાકાએ ધર્મ જાણ્યો છે. સંત પાસેથી જ્ઞાન મેળવ્યું છે. છેવટે કાકા-કાકી-ભત્રીજો ત્રણે જણાંએ એક થાળીમાં બેસી ભોજન કર્યું. આનંદ મંગળ થઈ ગયો.

આપણે આ કાકા અને ભત્રીજાની વાતમાંથી શું લેવાનું છે. જો જ્ઞાન અને સમજણ આવે તો સ્વભાવ અને પ્રકૃતિમાં પરિવર્તન થાય. તે વ્યક્તિ સૌને આદર અને સન્માનીય બને છે. સૌએ રોજ નવું જ્ઞાન મેળવી પોતાના આત્માને જાગૃત બનાવી રાખવો જોઈએ.

મહાબળમુનિ આવા જ્ઞાન વડે પોતાના આત્માને સમૃધ્ધ બનાવી રહ્યા છે. તેમને જ્ઞાન પ્રાપ્તિમાં ઉત્કૃષ્ટ રસ છે. જેના વડે તેઓ તીર્થંકર નામ ગોત્રના મહાપુણ્યને મેળવી રહ્યા છે. હવે ૧૯માં બોલે શી આરાધના કરશે, તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૫૮

# આગમ-શ્રુત ભક્તિ

(ભાદરવા વદ ૧ તા. ૯-૯-૭૬ ગુરૂવાર)

જગત પિતા ભગવાન મહાવીરસ્વામીએ સૂત્રની પરૂપણા કરી છે. શાસ્ત્રકાર આગમ-શ્રુત ભક્તિનું દર્શન કરાવે છે. તીર્થંકર નામ ગોત્રના વીસ બોલમાંથી ઓગણીશમાં બોલની અંદર સુયભત્તી શ્રુત ભક્તિ આવે છે. આજે તેનું વિવેચન કરવાનુ છે.

### શ્રુત ભક્તિ એટલે શું?

શ્રુત ભક્તિ એટલે જિનેન્દ્ર પ્રતિપાદિત આગમોમાં ખૂબ જ અનુરાગ રાખવો. આગમોને યોગ્ય કાળે ભણવાં અને તેનો વિનયપૂર્વક ઉપયોગ કરવો જોઈએ. છ દ્રવ્યો, નવ તત્ત્વો અને સર્વગુણ પર્યાયનું વર્ણન આગમોમાં છે. સંસારથી પાર થવા માટે રત્નત્રયનું સ્વરૂપ અને તેની પ્રાપ્તિનો ઉપાય પણ પરમાગમમાં જ છે. આવા આગમોનું બહુમાન કરવું, તેનો એક શ્લોક, અર્ધા શ્લોક કે એકપદ માત્રનો પણ અભ્યાસ કરવો તે શ્રુત ભક્તિ છે.

## શ્રુત ભક્તિનું ફળ શું ?

આગમના અભ્યાસથી જે દિવસ જાય છે, તે દિવસ ધન્ય ગણાય છે. પરમાગમના અભ્યાસ વિના જે કાળ જાય છે, તે વ્યર્થ કહેવાય છે. આગમના સ્વાધ્યાયથી શુભ ધ્યાન થાય છે. અને પાપનો નાશ પણ થાય છે. આગમજ્ઞાનથી કષાયની મંદતા થાય છે. આગમના સેવનથી સંસાર, ભોગ અને શરીર ઉપરથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. સૂત્ર જ્ઞાન વડે સર્વ વ્યવહારની ઉજ્જવળા પ્રગટે છે. તેનાથી પરમાર્થના વિચાર આવે છે અને પરમ કલ્યાણ થાય છે.

## આગમ જ્ઞાન શું છે ?

આગમ જ્ઞાન પરમ બાંધવ છે.
આગમ જ્ઞાન ઉત્કૃષ્ટ ધન છે.
આગમ જ્ઞાન પરમ મિત્ર છે.
આગમ જ્ઞાન અવિનાશી ધન છે.

## આગમ ભક્તિ ભાવના

આગમ એટલે જિનેન્દ્ર સર્વજ્ઞ વીતરાગ ભગવાને પ્રરૂપેલી વાણી. જેવી રીતે અંધકારવાળા બ્લોકમાં કોઈ વ્યક્તિ લાઈટ કરે છે, તો ત્યાં રહેલી બધી ચીજો અને પદાર્થને જોઈ શકાય છે, તેવી રીતે ત્રિભુવન રૂપ મંદિરમાં આગમ રૂપ લાઈટ દ્વારા સૂક્ષ્મ-બાદર, જડ-ચેતન આદિ સઘળાં પદાર્થોને દેખી શકાય છે. આગમ રૂપ ચક્ષુ વડે જ્ઞાનીજનો ચેતન આદિ ગુણવાળાં સર્વ દ્રવ્યોને સારી રીતે અવલોકી શકે છે. આવા આગમોની ભક્તિ એ આપણા માટે પરમ કલ્યાણનું કારણ છે. આગમના સેવન વિના માનવ પશુ સમાન છે. સૂત્ર-ભક્તિથી આપણાં હજારો દોષોનો નાશ થાય છે. તેનાથી તો સમ્યગ્દર્શન પણ ઉજ્જવળ બને છે.

પ્ર. सुयस्स आराहणयाए णं भंते जीवें किं जणयइ ? હે ભગવાન શ્રુતની આરાધના કરવાથી જીવને શું લાભ થાય છે ?

ઉ. सुयस्स आराहणयाए अन्नाणं खवेइ, न य संकिलिस्साइ । ઉત્ત. ૨૯/૨૪

શ્રુતની આરાધનાથી અજ્ઞાનનો નાશ થાય છે. શ્રુતજ્ઞાનીને કદિ કલેષ થતો નથી.

## આગમના પર્યાયવાચી !

વૈદિક શાસ્ત્રોમાં જેમ 'વેદ' છે, બૌધ્ધોમાં જેમ 'પિટક' છે તેવી રીતે જૈન શાસ્ત્રોને 'શ્રુત' 'સૂત્ર' અથવા આગમ કહેવાય છે. અગાઉ 'શ્રુત' શબ્દનો વધારે પ્રયોગ થતો હતો અત્યારે 'આગમ' શબ્દ વધારે પ્રચલિત થઈ ગયો છે.

સૂત્ર, ગ્રંથ, સિધ્ધાંત, પ્રવચન આજ્ઞા, વચન, ઉપદેશ, પ્રજ્ઞાપન, આગમ, આપ્તવચન, જિનવચન અને શ્રુત આ બધાં આગમનાં જ પર્યાયવાચી શબ્દો છે.

## આગમની પરિભાષા !

આગમ શબ્દમાં 'આ' ઉપસર્ગ છે. 'ગમ્' ધાતુથી નિષ્પન્ન થયેલ છે. આ-ઉપસર્ગનો અર્થ સમન્તાત્ અર્થાત્ પૂર્ણ છે અને ગમ્ ધાતુનો અર્થ ગતિ પ્રાપ્તિ છે. આગમ શબ્દની પરિભાષાઓ આચાર્યોએ અનેકરૂપે કરી છે.

જેના વડે પદાર્થનું પરિપૂર્ણ જ્ઞાન થાય તે આગમ છે.
જેનાથી પદાર્થોનું યથાર્થ જ્ઞાન થાય તે આગમ છે.
જે તત્ત્વ આચાર-પરંપરાથી સુવાસિત થાય છે તે આગમ છે.
આપ્ત વચનથી ઉત્પન્ન અર્થનું જે જ્ઞાન થાય તે આગમ છે.

## આગમના પ્રકારો !

आगमे तिविहे पन्नत्ते तंजहा सुत्तागमे, अत्था गमे, तदुभयागमे। ભગવાન મહાવીરે આગમ ત્રણ પ્રકારનાં કહ્યા છે. સૂત્રાગમ. અર્થાગમ અને તદુભયાગમ. આવી રીતે આગમ ત્રણ પ્રકારનાં છે.

**સુત્તાગમ**-ભગવાનની વાણીને ગણધર મહારાજાઓ જે રીતે સૂત્રરૂપે ગ્રંથે છે તેને સુત્તાગમ કહેવાય છે. જેમ કે

धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संयमो तवो।
देवा वि तं नमंसंति, जस्स धम्मे सयामणो॥ દશ. ૧-૧

આ ધમ્મો મંગલની ગાથા તેને સૂત્ર કહેવાય છે. આવા સૂત્ર ગાથાઓના સંગ્રહને આપણે આગમ તરીકે ઓળખીએ ચીએ.

**અત્થાગમ**-તીર્થંકર ભગવંતો જે અર્થરૂપે ઉપદેશ ફરમાવે છે તેને અર્થાગમ કહેવાય છે. જેમ કે અહિંસા, સંયમ અને તપ રૂપ ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળ કહેવાય છે. જેનું મન સદા આવા ધર્મમાં હોય છે. તેને સ્વર્ગના દેવો પણ નમસ્કાર કરે છે.

**તદુભયાગમ**-જેમાં તીર્થંકર પ્રરૂપીત દેશના (અર્થરૂપ) અને ગણધર કૃત સૂત્રોનો (બંનેનો) સંગ્રહ હોય તેને તદુભયાગમ કહેવાય છે.

શ્રી વર્ધમાન સ્થા. જૈન શ્રમણ સંઘના મહા સ્થવીર સંત સ્વ. પંડીત, શાસ્ત્રજ્ઞ પૂ. શ્રી ફૂલચંદજી મહારાજ સાહેબે ગુડગાંવ (પંજાબ) થી આપણાં બત્રીશ આગમોને સુત્તાગમ અને અર્થાગમ રૂપે પ્રકાશિત કર્યા છે.

જૈન દિવાકર પૂ. આચાર્યશ્રી સ્વ. ઘાસીલાલજી મહારાજ સાહેબે આપણાં બત્રીશ આગમો ઉપર સંસ્કૃત ટીકા લખી હિંદી-ગુજરાતી અનુવાદ સાથે પ્રકાશિત કર્યા છે. જેનું કામ હજુ ચાલી રહ્યું છે.

આગમ દિવાકર પૂજ્ય શ્રી સ્વ. અમોલખઋષિજી મહારાજ સાહેબે સૌથી પ્રથમ દક્ષિણ હૈદ્રાબાદ મુકામે રાજા સુખદેવ સહાયજી જવાલાપ્રસાદજીએ રૂા. ૪૨ હજારની દ્રવ્ય સહાયતાથી બત્રીશ આગમ સૂત્રોને મૂળ તથા હિંદી અનુવાદ કરી પ્રકાશિત કરાવ્યા છે. બીજી ઘણી સંસ્થાઓએ પણ ત્યાર પછી હિંદી ગુજરાતી અનુવાદ સાથે શાસ્ત્રોને પ્રકાશિત કર્યા છે. તે સઘળા આગમો તદુભયાગમ કહેવાય છે.

આ બધા પૂ. આચાર્યદેવો અને સ્થવિર સંતો તેમજ અન્ય લોકોએ આગમ-સૂત્રોના અનુવાદ-ટીકા-અર્થ વગેરે બનાવી શ્રુત ભકિત કરીને મહા ઉપકાર કર્યો છે. તે આપણે ભૂલવું ન જોઇએ.

સ્થાનકવાસી જૈનો માટે આ બધા આગમો અમૂલ્ય નિધિ સમ છે. તે સૂત્રો એ જ આપણી સાચી સંપત્તિ ગણાય છે. તેના અભ્યાસ સાથે શ્રવણ કરવું તે શ્રુત ભક્તિ કહેવાય છે.

तव-नियम-नाणरुक्खं आरुढो केवली अमियनाणी ।
तो मुयइ नाणवुट्ठि भवियजण विबोहणट्ठाए ॥
तं बुध्धिमएण पडेण गणहरा – गिण्हिउं निरवसेसं ।
तित्थयर भासियाइं गंथंति तओ पवयणट्ठा ॥ આવશ્યક નિર્યુકિત. ૮૯/૯૮

નિર્યુક્તિકાર ભદ્રબાહુસ્વામી કહે છે કે તપ-નિયમ જ્ઞાનરૂપ વૃક્ષની ઉપર આરૂઢ થઈને અનંતજ્ઞાની કેવળી ભગવાન ભવ્યાત્માઓના વિબોધ-અંતરંગ જાગૃતિ માટે જ્ઞાન કુસુમોની વૃષ્ટિ કરે છે. ગણધર પોતાના બુધ્ધિ પટમાં તે બધા કુસુમોને ઝીલી. પ્રવચન માળાની ગૂંથણી કરે છે.

अत्थं भासइ अरहा, सुत्तं गन्थन्ति गणहरा निउणं ।
सासणस्स हियट्ठाए, तओ सुत्तं पवत्तई ॥ આ. નિ. ગા. ૧૯૨

તીર્થંકરો માત્ર અર્થરૂપ ઉપદેશ આપે છે અને ગણધરો તેને ગ્રન્થબધ્ધ અથવા સૂત્રબધ્ધ કરે છે. અર્થાત્મક ગ્રન્થના પ્રણેતા તીર્થંકર હોય છે.

## આગમ વિષે આચાર્યદેવની ભક્તિ

तस्स मुहग्गद वयणं, पुव्वावर दोस विरहियं सुध्धं ।
आगममिदि परिकहियं, तेण दु कहिया हवंति तच्चत्था ॥ સમણ સૂત્તં. ૨૦

અર્હન્તોના મુખમાંથી ઉત્પન્ન થયેલા તથા પૂર્વાપર દોષ રહિત શુદ્ધ વચનોને આગમ કહેવામાં આવે છે. એ આગમમાં જે કહેવામાં આવ્યું છે તે સત્યાર્થ છે.

अरहंत भासियत्थं, गणहरदेवेहिं गंथियं सम्मं ।
पणमामि भत्तिजुत्तो, सुदणाण महोदहिं सिरसा ॥ સમણ સૂત્તં. ૧૯

જેનો ઉપદેશ અર્હંતોએ અર્થરૂપે કર્યો છે અને જેને ગણધરોએ સૂત્રરૂપે સારી રીતે ગૂંથેલું છે, એ શ્રતજ્ઞાન રૂપી મહાસમુદ્રને ભક્તિપૂર્વક શિર નમાવી પ્રણામ કરૂં છું.

जं इच्छसि अप्पणतो, जं च ण इच्छसि अप्पणतो ।
तं इच्छ प.रस वि य, एत्तियगं जिणसासणं ॥ સમણ સૂત્તં. ૨૪

તમે પોતાના માટે જે ઈચ્છતા હો તે બીજા માટે પણ ઈચ્છો અને જે તમારા પોતાને માટે ન ઇચ્છતા હો તે બીજા માટે પણ ન ઈચ્છો. આ જ જિનશાસન-તીર્થંકરોનો ઉપદેશ છે.

આ આગમ સૂત્રો ચાર ભાગમાં વિભાજિત કરી શકાય છે. જેને અનુયોગ કહેવાય છે. ૧ ચરણકરણાનુયોગ ૨ ધર્મકથાનુયોગ ૩ ગણિતાનુયોગ ૪ દ્રવ્યાનુંયોગ.

શ્રીમદ્ રાજચંદ્રે ચારે અનુયોગોનો આધ્યાત્મિક ઉપયોગ બતાવતા લખ્યું છે. જો મન શંકાશીલ થઈ ગયું હોય તો દ્રવ્યાનુયોગનું ચિંતન કરવું જોઈએ. જો મન પ્રમાદમાં પડી ગયું હોય તો ચરણકરણાનુયોગનું ચિંતન કરવું જોઈએ. જો મન કષાયથી પરાજિત થયું હોય તો ધર્મકથાનુયોગનું ચિંતન કરવું જોઈએ. જો મન જડતા કે મૂઢતામાં પડી ગયું હોય તો ગણિતાનુયોગનું ચિંતન કરવું જોઇએ.

આપણાં બત્રીશ આગમોની અંદર આ ચારે અનુયોગની ભરપુર સામગ્રીઓ રહેલી છે. શ્રમણ સંઘના મરૂધર પંડીત મુનિશ્રી કનૈયાલાલજી મહારાજ સાહેબ "કમલ" ચારે અનુયોગના અનુરૂપ સામગ્રીનું સંશોધન કરી આગમોમાંથી સ્વતંત્ર અનુયોગનો સંગ્રહ કરી સંપાદન કરી રહ્યા છે. ગણિતાનુયોગાદિનું પ્રકાશન પણ થયું છે. જ્યારે ચારે અનુયોગમાં બત્રીશ આગમો વિભાજીત થઈ જશે ત્યારે વિષય વાર અધ્યયન કરવામાં ઘણી સરળતા રહેશે. આવા સંપાદક મુનિરાજથી આગમ જ્ઞાનનો ઘણો ઉપકાર થશે. શ્રત ભક્તિ વગર આવા ભગીરથ કાર્ય કરવાના ભાવ ન જાગે.

## જ્ઞાન કોને કહેવાય?

जेण तच्चं विबुज्झज्ज, जेण चित्तं णिरुज्झदि ।
जेण अत्ता विसुज्झेज्ज, तं णाणं जिण सासणे ॥

જેનાથી તત્ત્વનું જ્ઞાન થઈ શકે છે, જેનાથી ચિત્તનો નિરોધ કરી શકાય છે, જેનાથી આત્મા વિશુદ્ધ બને છે, તેને જિનશાસનમાં જ્ઞાન કહેવાય છે,

जेण रागा विरज्जेज्ज, जेण सेअेसु रज्जदि ।
जेण मित्ती पभावेज्ज, तं णाणं जिण सासणे ॥

જેના વડે જીવ રાગથી મુક્ત બને છે, જેના વડે જીવ શ્રેયમાં અનુરક્ત બને છે. જેના વડે મૈત્રી ભાવ વધતો જાય છે, તેને જિનશાસનમાં જ્ઞાન કહેવાય છે.

તમે સાંભળ્યું ને ! આપણે ત્યાં એટલે જૈન ધર્મમાં જ્ઞાન કોને કહેવાય છે ? જેનાથી આટલા લાભ થાય તે જ જ્ઞાન છે. ભૌતિક જ્ઞાન જે વ્યવસાય અને વ્યવહારનો વિકાસ કરે તે જ્ઞાન નથી. વિવિધ પ્રકારના સંશોધનોનું જે જ્ઞાન તે પણ જ્ઞાન નથી. જે જ્ઞાનને આત્માની શુદ્ધિ સાથે સંબંધ છે, તે જ્ઞાન જ સમ્યગ્ જ્ઞાન છે.

## જ્ઞાનના પાંચ પ્રકાર

નંદી સૂત્રની અંદર જ્ઞાનના પાંચ પ્રકારનું વિસ્તૃત વર્ણન છે. ૧ મતિજ્ઞાન ૨ શ્રુતજ્ઞાન ૩ અવધિજ્ઞાન ૪ મનઃપર્યવજ્ઞાન ૫ કેવળજ્ઞાન. આ પાંચે પ્રકારના જ્ઞાનનું વર્ણન કરવાનો અત્યારે અવસર નથી. આપણે શ્રતભક્તિની વાત ચાલે છે જેથી શ્રુતજ્ઞાન ને થોડું સમજી લઈએ.

મતિજ્ઞાન-પાંચ ઈન્દ્રિય અને મનથી થનારૂં જે જ્ઞાન તે મતિજ્ઞાન કહેવાય છે. હવે વિચારીએ કે શબ્દનું શ્રવણ આપણે કાનથી કર્યું. શબ્દ સાંભળવો તે કાનનો વિષય છે. પરંતુ આ શબ્દ શું છે ? તેનો અર્થ શું છે તે વગેરે શ્રતજ્ઞાનથી જાણી શકાય છે. એટલે કહ્યું છે કે શબ્દ શ્રવણરૂપ જે પ્રવૃત્તિ તે મતિજ્ઞાન છે અને શબ્દના આધારે થનારૂં જ્ઞાન તે શ્રુતજ્ઞાન છે. મતિજ્ઞાન કારણ છે અને શ્રુતજ્ઞાન કાર્ય છે. જે જ્ઞાન ભાષામાં ઉતારી શકાય તે શ્રુતજ્ઞાન છે. મતિજ્ઞાન ને જો દુધ કહીએ તો શ્રુતજ્ઞાનને ખીર કહી શકાય.

## શ્રુતજ્ઞાનના ચૌદ પ્રકાર

૧**અક્ષર શ્રુત**-અ-ઈ-ઉ વગેરે સ્વર અને ક્-ખ્-ગ્ વગેરે વ્યંજન વડે જે જ્ઞાન થાય તેને અક્ષર શ્રુત કહેવાય છે.

૨ **અનક્ષર શ્રત**-તે અનેક પ્રકારનું છે. અક્ષરના ઉચ્ચાર કર્યા વિના શબ્દ, છીંક, ઉધરસ, ઉચ્છ્વાસ, નિઃશ્વાસ, બગસાં તથા નગારા, ઝાલર વગેરેના શબ્દ અનક્ષરી વાણી હોય છે. તેને અનક્ષર શ્રુત કહેવાય છે.

૩ **સંજ્ઞી શ્રુત**-વિચારવું, નિર્ણય કરવો, સમુચય અર્થ કરવો, વિશેષ અર્થ, અનુપ્રેક્ષા કરવી, નિશ્ચય કરવો, આ છ બોલ સંજ્ઞીમાં હોય છે. તેનાથી સૂત્રાદિને ધારણ કરે, તે સંજ્ઞી શ્રુત કહેવાય છે.

૪ **અસંજ્ઞી** ત-છ બોલ રહિત પૂર્વાપરના નિર્ણય રહિત સાંભળે ખરું, ભણે ભણાવે આ બધું ઓઘ સંજ્ઞાએ કરે, તેને અસંજ્ઞી શ્રત કહેવાય છે.

૫ **સમ્યક્ શ્રુત**-અરહિંત પ્રણીત, ગણધર ગ્રથિત તથા જઘન્ય ૧૦ પૂર્વનું જ્ઞાન પૂર્વે ભણેલા હોય, તેના રચેલા શાસ્ત્રો તે સમ્યક્ શ્રત કહેવાય છે.

૬ **મિથ્યા શ્રુત**-પોતાની મતિ કલ્પનાથી બનાવેલા ગ્રન્થો, જેમાં હિંસાદિ પાંચ આશ્રવ સેવન કરવાનો ઉપદેશ હોય તે મિથ્યા શ્રુત કહેવાય છે.

૭ **સાદિક શ્રુત**-જે શ્રત જ્ઞાન આદિ સહિત છે. જ્યારથી જ્ઞાનનો પ્રારંભ કર્યો તે સાદિક શ્રત કહેવાય છે. (પાંચ ભરત પાંચ ઈરવતનું)

૮ **અનાદિક શ્રુત**-જે શ્રુત જ્ઞાન આદિ રહિત છે. તેને અનાદિક શ્રુત કહેવાય છે. (પાંચ મહાવિદેહનું શ્રુતજ્ઞાન)

૯ **સપર્યવસિત શ્રુત**-જે શ્રુત જ્ઞાન અંત સહિત છે.

૧૦ **અપર્યવસિત શ્રુત**-જે શ્રુત જ્ઞાન અંત રહિત છે.

૧૧ **ગમિક શ્રુત**-દૃષ્ટિવાદ નામના બારમાં અંગનું જ્ઞાન ગમિક શ્રુત છે.

૧૨ **અગમિક શ્રુત**-આચારાંગાદિ ૧૧ અંગ આગમનું જ્ઞાન તે અગમિક શ્રુત કહેવાય છે.

૧૩ **અંગપ્રવિષ્ટ શ્રુત**-દ્વાદશાંગી (ગણિપિટક) બાર અંગ આગમ સૂત્રોનું જ્ઞાન અંગ પ્રવિષ્ટ શ્રુત કહેવાય છે.

૧૪ **અંગ બાહ્ય શ્રુત**-બાર અંગ સિવાયના બાકીના આવશ્યક વગેરે આગમ સૂત્રો અંગ બાહ્ય શ્રત કહેવાય છે.

આ શ્રત જ્ઞાનના ચૌદ ભેદ બતાવ્યા છે. તેમાં આગમ સૂત્રોના જ્ઞાનની વાત આવે છે. આવા આગમ-શ્રતની અનેક પ્રકારે ભક્તિ કરવી જોઈએ.

શ્રુત જ્ઞાનનો વિષય છે, જે જ્ઞાન સાંભળીને આપણી ભાષામાં ઉતારી તેના અર્થ, રહસ્ય, ભાવને સમજવાનો પ્રયત્ન છે. તે જ્ઞાન સાંભળ્યા વગર થઈ શકતું નથી. જેથી ભગવતીજી આગમમાં પણ કહ્યું છે કે શ્રવણથી જ્ઞાન થાય છે.

એકવાર પાટલી પુત્રના મહારાજા નંદ અને તેના પ્રધાન ચાણક્ય જેઓ બંને બુદ્ધિશાળી હતાં છતાં એક રાજ્યની સેનામાં તેઓ ઘેરાઈ ગયા. અંતે રાજ્ય છોડી જંગલમાં ચાલ્યા ગયા. તેઓ જંગલમાં જતાં હતાં રસ્તે ચાલતાં તેમને બહુ જ તરસ લાગી, ગળુ સુકાવા લાગ્યું. વ્યાકુળતા વધવા લાગી, હવે તરસને શાંત કરવા તેઓ ચારે બાજુ નજર ફેરવી રહ્યા છે. તેમાં દૂરથી એકાદ ઝુપડી દેખાણી. તેઓ બંને

ઝુંપડી તરફ આગળ વધ્યા. ઝુંપડી નજીક આવતાં તેઓને થયું કે જરૂર કોઈ માણુસ હશે અને માણુસ હશે તો પાણી પણ હશે.

તેઓ ઝુંપડી પાસે આવી અંદર નજર નાંખી બોલ્યા : "કોઈ છે અંદર ?" અંદર એક વૃધ્ધ માતા હતાં. તેણે કોઈનો અવાજ સાંભળી બહાર જોયું તો બે અતિથિ નજરે દેખાયા. માતાએ કહ્યું: "આવો ભાઈ!" એમ બોલી બહાર પડેલો પલંગ ઢાળી દીધો. બંને જણા તેની ઉપર બેઠા માતાએ કહ્યું "બેસો, પાણી લાવું છું."

હવે અંદર વૃધ્ધ માતાનો પુત્ર સાંજે ખેતરથી કામ કરી થાકીને જમવા આવ્યો હતો. માતાએ તેના માટે ગરમ ખીચડી બનાવી રાખી હતી. પુત્ર હાથ પગ ધોઈ જમવા માટે થાળી લઈને બેઠો. માતાએ તેની થાળીમાં ગરમ ખીચડી પીરસી. પુત્રે તુરત જ ગરમ ખીચડી ખાવા માટે વચ્ચેથી કોળીયો ભર્યો અને તુરતમાં મુખમાં મુકયો. જેવો કોળીયો મુખમાં ગયો કે રાડ પાડી. "માં, મારો હાથ અને મુખ દાઝયું." માતા બંનેને ઠંડુ પાણી પીવરાવી જેવી અંદર આવી તો તેને પુત્રની રાડ સાંભળી અને વાત જાણી. માતાએ કહ્યું : "બેટા ! તેં તો પેલા નંદ અને ચાણકય જેવી ભૂલ કરી. ગરમ ખીચડીને અંદરથી ન લેવાય. તેને બાજુમાં લઈ ધીરે ધીરે ઠારીને જમવી જોઈએ. શાંતિ અને વિવેકથી જમવું જોઈએ."

બહાર બેઠેલા નંદ અને ચાણકયે આ વૃધ્ધ માતા જે જંગલમાં રહે છે તેના મુખેથી પોતાના નામ સાંભળતાં ચકિત બની ગયા. નામ તો ઠીક તેની ભૂલ પણ થઈ છે તે પણ કહી દીધું. બંને જણાએ માતાને બોલાવી પુછયું. "માતા તમો અમોને ઓળખો છો ?" "ના, બેટા ! હું જંગલમાં રહેનારી તમોને શી રીતે ઓળખું ?" "માતા ! એ તો કહો કે નંદે અને ચાણકયે શું ભૂલ કરી હતી ?" "બેટા ! તેઓ બંનેએ એક રાજ્ય ઉપર ચડાઈ કરી. ચડાઈ કરવી હોય તો ગામની અંદર જઈને ઉતારો ન કરાય ? ત્યાં તો બહારથી લડતાં લડતાં ધીરે ધીરે અંદર પ્રવેશ કરાય. તેને બદલે એમણે તો એવડી મોટી ભૂલ કરી કે સીધા ગામમાં જઈને જ ઉતરી પડયા. પછી સલામતી કયાંથી રહે ? તેઓ બંને પકડાઈ ગયા. છેવટે જંગલમાં નાશી છુટયા મારા દીકરાએ પણ ખીચડી કોરેથી ન ખાધી તેણે સીધી વચમાંથી જ ઉપાડી, પછી તો દાઝે કે નહી !"

ગામડાંની જંગલમાં રહેનારી એક વૃધ્ધ માતાએ પણ રાજા નંદ અને બુધ્ધિમંત ચાણકયની ભૂલ શોધી કાઢી. બંને જણાને આ વૃધ્ધ માતાના શબ્દ સાંભળી ભાન થયું. તેને જ્ઞાન થઇ ગયું પોતાની ભૂલ સમજાઈ ગઈ. તેઓ માતાને પ્રણામ કરી રવાના થઈ ગયા. જુઓ ! સાંભળવાથી જ્ઞાન થાય છે કે નહિ ? તમો રોજ સાંભળવા આવો છો તો કેટલું જ્ઞાન થશે ? બરાબર ઉપયોગ પૂર્વક સાંભળજો.

આગમ જ્ઞાનની વાતો સાંભળવી તે પણ શ્રુત ભક્તિ છે. આજે સૌરાષ્ટ્ર ગુજરાતમાં આગમ મંદીરો છે. જેમાં શ્વેતાંબર આગમો પાલીતાણા–સુરત–અમદાવાદ વગેરે જગ્યાએ આરસના પત્થરોમાં ખોદાવી દિવાલ ઉપર મુકવામાં આવ્યા છે. કોઈ જગ્યાએ તાંબાના પતરામાં કોતરાવી કળાત્મક રીતે દીવાલ પર લગાડી કાચથી મઢવામાં પણ આવેલ છે. સોનગઢની અંદર આગમ મંદીરમાં સમયસાર ગ્રન્થને કોતરાવી દીવાલ ઉપર લગાડેલ છે. આ બધા કાર્યોની પાછળ એક જ હેતુ છે. આગમ વાણીનો પ્રચાર થાય છે.

મહાબળમુનિ તીર્થંકર નામ ગોત્રના શ્રુતભક્તિની આરાધના કરી રહ્યા છે. હવે વીસમાં બોલની આરાધના કેવી રીતે કરશે ? તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૫૯

# જિન પ્રવચન પ્રભાવના

(ભાદરવા વદ ૨ તા. ૧૦–૯–૭૬ શુક્રવાર)

વિશ્વના નાથે આગમ વાણીનો પ્રકાશ કરી પરમ ઉપકાર કર્યો છે. આ આગમ વાણી ભવ્ય જીવો માટે કલ્યાણનું કારણ બનેલી છે. જ્ઞાતાધર્મકથાંગ આગમની અંદર ભગવાન મલ્લીનાથ, તેના પૂર્વભવમાં તીર્થંકર નામ ગોત્રના બોલની આરાધના કરે છે. આજે વીસમો બોલ **पव्वयण पभावणया** પ્રવચન પ્રભાવના વિષે વિવેચન કરવાનું છે.

### પ્રવચન પ્રભાવના એટલે શું ?

પ્રવચન શબ્દમાં વાણીની વિશેષતાનો ભાવ સમાયેલો છે. તમોએ વચન તો ઘણાં સાંભળ્યા હશે. સામાન્ય માણસની વાણીને વચન કહેવાય છે પરંતુ પ્રવચન એટલે તીર્થંકર દેવની વાણી, નેતા પ્રધાનો, સમાજ સેવકો જે બોલે તે વચન પણ અરિહંત પ્રભુ ફરમાવે તેને પ્રવચન કહેવાય છે. સંતો અને સતીજીઓની વાણીને પ્રવચન શા માટે કહેવાય છે ? કારણ કે તેઓ પ્રભુ મહાવીરની વાણી ફરમાવે છે. જેથી તેને પ્રવચનકાર પણ કહેવાય છે.

પ્રભાવના એટલે માત્ર લાડુ–પેંડા–પતાસા કે પૈસા આપવા એ જ નહિ. આ ચીજો આપવી તેને આપણે ત્યાં પ્રભાવના કહેવાય છે. પરંતુ પ્રભાવનાનો અર્થ છે **પ્રભાવેન ભાવેન** ચારે બાજુ ભાવોનું વિસ્તૃતિકરણ કરાવવું. ધર્મનો પ્રચાર કરવો.

ધર્મની જાહોજલાલી વધારવી. ધર્મનો મહિમા વધારવો. લોકોનાં હૃદયમાં તેનો પ્રભાવ વધારવો. દેશ દેશાંતર સુધી તેને વિસ્તારવો. વ્યક્તિ વ્યક્તિની અંદર ધર્મ ભાવના જગાડવી તેનું નામ પ્રભાવના છે.

પ્રવચન પ્રભાવનાથી તીર્થંકર પદની પ્રાપ્તિ થાય છે. તીર્થંકર બનવાને યોગ્ય પુણ્ય સંચિત થાય છે. તીર્થંકર પદ એ કોઈ મહાપુરૂષની ભેટ નથી. તીર્થંકર કોઈના આશીર્વાદથી બનાતું નથી. તીર્થંકર નામ એ કોઈની કૃપા કે મહેરબાનીથી મળતું નથી. તીર્થંકર પદ માટે આત્માએ સ્વયં પુરૂષાર્થ કરવાનો હોય છે. પુણ્યની પરાકાષ્ઠા અને પુરૂષાર્થની પરાકાષ્ઠા જાગે છે ત્યારે જ કોઈ આત્મા તીર્થંકર બની શકે છે. આવા વીસ પ્રકારના પુરૂષાર્થ પ્રગટે ત્યારે જીનેન્દ્રદેવ અરિહંત બની શકાય છે.

પ્રવચન પ્રભાવના એટલે અનેક જીવોને પ્રવ્રજ્યા આપવી તે.

પ્રવચન પ્રભાવના એટલે સંસારના જીવોની રક્ષા કરવી તે.

પ્રવચન પ્રભાવના એટલે જીન શાસનનો મહિમા વધારવો તે.

પ્રવચન પ્રભાવના એટલે જીવોને જિન શાસન રસિક બનાવવા તે.

પ્રવચન પ્રભાવના એટલે મિથ્યાત્વ અંધકારનો નાશ કરવો તે.

પ્રવચન પ્રભાવના એટલે ચરણકરણ સીતરીનાં શરણમાં રહેવું તે.

પ્રવચન પ્રભાવના એટલે **સન્માર્ગ પ્રભાવના ભાવના** પણ કહેવાય છે. સન્માર્ગ એટલે રત્નત્રયરૂપ મોક્ષનો માર્ગ, તેનો પ્રભાવ પ્રગટ કરવો તે માર્ગ પ્રભાવના. રત્નત્રય આત્માનો સ્વભાવ છે. તેને મિથ્યાત્વ આદિ દોષોએ મલિન, વિપરીત કરી નાખ્યો છે. હવે સદ્‌ગુરૂની આજ્ઞા આદિના અવલંબને તે મિથ્યાત્વાદિ દોષો ટાળીને મારા રત્નમય સ્વભાવને ઉજ્વળ કરૂં તે ભાવના કરવી. મારા આત્માના પ્રભાવને પ્રગટ કરવાનો આ દુર્લભ યોગ મળ્યો છે. તેથી મારૂં શુધ્ધ વીતરાગ સ્વરૂપ અનુભવાય તેવા સ્વાધ્યાય ધ્યાનમાં મારે તત્પર થવું જોઈએ. મારા આત્મામાં રહેલ રત્નમયરૂપ ધર્મ તે પ્રગટ કરીને મારે માર્ગ પ્રભાવના કરવી જોઈએ.

શીલની દઢતા, પરિગ્રહની મર્યાદા અને પરમ સંતોષ ધારણ કરવાથી આત્મા પ્રભાવના અને માર્ગ પ્રભાવના પણ થાય છે. સર્વ ધન જતું હોય, પ્રાણ પણ જતાં હોય છતાં પણ ધર્મની નિંદા કે હાંસી કદાપિ કરાવે નહિ, તેને સન્માર્ગ પ્રભાવના કહેવાય છે. આ પ્રભાવનાનો મહિમા કરોડો જીભો વડે પણ કોઈ વર્ણવવા સમર્થ નથી. હે ભવ્યજનો! ત્રણે લોકમાં પૂજ્ય એવા પ્રભાવના અંગને ધારણ કરો. જે પ્રભાવનાને દઢતાથી ધારણ કરે છે. તે ઈન્દ્રાદિ દેવોને પૂજ્ય યોગ્ય તીર્થંકર થાય છે.

પ્રવચન પ્રભાવનાને **પ્રવચન વત્સલતા ભાવના** પણ કહેવાય છે. પ્રવચન

એટલે દેવ, ગુરૂ અને ધર્મ તેમાં વાત્સલ્ય એટલે પ્રીતિ ભાવ; તેનું નામ પ્રવચન વાત્સલ્યતા છે. દેવ ગુરૂ ધર્મનું સત્ય સ્વરૂપ જાણી દઢ શ્રધ્ધા સહિત ધર્મમાં રૂચિવાળા ધર્માત્માઓમાં વાત્સલ્ય ભાવ ધારણ કરો. ધન્ય છે તે પુરૂષને કે જે સમ્યક્જ્ઞાનથી મોહનો નાશ કરીને આત્માના ગુણોમાં વાત્સલ્યતા કરે છે.

હે આત્મહિતના ઇચ્છુક! ધન સંપદાને મહામદ ઉપજાવનારી જાણી, દેહને અસ્થિર દુઃખદાયી જાણી, કુટુંબને મહાબંધન જાણી, તે સર્વ પ્રત્યેથી પ્રીતિ ઉઠાવી લઈ પોતાના આત્મા પ્રત્યે વાત્સલ્ય ભાવ રાખો. ધર્મ કરનારાઓ, વ્રત પાળનારાઓ, સ્વાધ્યાયાદિ કરનારાઓ પ્રતિ વાત્સલ્ય ભાવ કરો. જે ધર્માત્માઓની સ્તુતિ કરે, પ્રશંસા કરે, મહાત્મ્ય વધારે તેને વાત્સલ્ય નામનો ગુણ હોય છે. વાત્સલ્ય ગુણના પ્રભાવથી જ સમસ્ત દ્વાદશાંગ વિદ્યા સિધ્ધ થાય છે. સિધ્ધાંતનો ઉપદેશ કરનાર ધર્માત્મા પ્રતિ સારી ભક્તિના પ્રભાવે શ્રુતજ્ઞાનાવરણ કર્મનો રસ સુકાઈ જાય છે, ત્યારે સકલ વિદ્યા સિધ્ધ થાય છે. વાત્સલ્ય ગુણના ધારકને દેવો નમસ્કાર કરે છે. વાત્સલ્ય વડે જ શુભ ધ્યાનની વૃધ્ધિ થાય છે. તેના વડે સમ્યગ્દર્શન નિર્દોષ બને છે. તેનાથી દીધેલું ધન કૃતાર્થ થાય છે. જેને અરિહંતદેવ, નિગ્રન્થ ગુરૂ, સ્યાદ્વાદરૂપ પરમાગમ તથા દયારૂપ ધર્મ પ્રતિ વાત્સલ્ય ભાવ થાય છે, તે સંસાર પરિભ્રમણનો નાશ કરી, નિર્વાણ પદને પ્રાપ્ત કરે છે.

जिण वयणे अणुरत्ता, जिणवयणं जे करेंति भावेणं ।
अमला असंकिलिट्ठा, ते हुंति परित्ते संसारी ।। ઉત્ત. ૩૬

જે જિન વચનમાં રાગ ધરાવે છે, જે જિનવચનોનું ભાવપૂર્વક પાલન કરે છે, તે નિર્મળ તથા ક્લેષ વિનાનો બની પરિત્ત સંસારી થાય છે. શાસ્ત્રમાં આઠ પ્રકારની પ્રભાવના બતાવી છે.

पावयणी धम्मकही वाइ नेमित्तिओ तवस्सी य ।
विज्जा सिध्धो य कवी, अट्ठेव प्रभावगा भणिया ।। સમણસુત્તં.

૧ પ્રવચન કુશળ ૨ ધર્મકથા કરનાર ૩ વાદી ૪ નિમિત્ત શાસ્ત્રનો જાણનાર ૫ તપસ્વી ૬ વિદ્યા સિધ્ધ ૭ ઋધ્ધિ સિધ્ધિનો સ્વામી ૮ કવિ. આ આઠ પુરૂષને ધર્મ પ્રભાવક કહેવાય છે.

**૧ પ્રવચન પ્રભાવના** : વર્તમાન કાળે શાસ્ત્ર જ ધર્મના સત્ય પ્રભાવક છે. ભૂતકાળમાં કેવળી તથા શ્રુત કેવળી મહાપુરૂષો દ્વારા જિનપ્રણીત ધર્મનો અદ્વીતિય પ્રભાવ જગતમાં પડી રહ્યો હતો તેવા મહાત્માઓનો અભાવ છે. છતાં ગણધરોની ગુંથેલી તેમની વાણી હજુ મોજુદ છે. જેને જિન પ્રવચન કહેવાય છે.

न हु जिणे अज्ज दिस्सइ, बहुमए दिस्सइ मग्गदेसिए ।
संपइ नेयाउए पहे, समयं गोयम! मा पमायए ॥ ઉત્ત. ૧૦/૩૧

ભગવાન મહાવીરે ફરમાવ્યું છે કે પાંચમાં આરામાં જિનનાં દર્શન થશે નહિ પરંતુ મુક્તિ માર્ગના દર્શક સૂત્રો તેના ઉપદેશક ઘણાં થશે. જેથી ન્યાયોચિત પથ મોક્ષ માર્ગ માટે સમય માત્રનો પણ પ્રમાદ કરવો ન જોઈએ.

પ્રવચન પ્રભાવનામાં પ્રવચનના ભાવોને વધારે સ્પષ્ટ કરતાં કહ્યું છે કે પ્રવચન એટલે જિનવાણી, અરિહંતના ભાવોનો પ્રકાશ, જીનેન્દ્ર પ્રભુનો શંખનાદ, તીર્થંકર દેવનો ઉપદેશ, ભગવાનના અંતર ઉદ્દગાર આવી રીતે અનેક વિધ ઉપમાઓ આપી શકાય છે.

૨ **ધર્મકથા પ્રભાવના**- ધર્મકથા દ્વારા સભા સોસાયટી કે પરિષદોમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ જોઈ જીન પ્રણિત તત્ત્વોને દાખલા, ન્યાય આપી સમજાવવા તેને ધર્મકથા પ્રભાવના કહેવાય છે.

પ્ર. धम्मकहाए णं भंते! जीवे किं जणयइ?

હે ભગવન્! ધર્મકથાથી જીવને શું ફળ મળે છે?

ઉ. धम्मकहाए णं पवयणं पभावेइ पवयण पभावेणं जीवे आगमिसस्स भद्दत्ताए कम्मं निबन्धइ । ઉત્ત. સૂત્ર ૨૯/૨૩

ધર્મકથા કરવાથી કર્મોની નિર્જરા અને પ્રવચનની પ્રભાવના થાય છે. પ્રવચન પ્રભાવનાથી જીવ ભવિષ્યમાં હિતકારી શુભ કર્મોનો બંધ કરે છે. કોઈપણ તાત્ત્વિક વાતોનું

કથન કરી સાધારણ માણસોને સમજાવવાનો પ્રયાસ કરતાં તેની સાથે દૃષ્ટાંત, કથા યા ન્યાય આપી કહેવામાં આવે તો જલ્દી સરલતાથી સમજી શકાય છે. આગળના જમાનામાં વૃધ્ધ માતાઓ નાના બાળકોને બેસાડી રાત્રિના સમયે સુંદર સંસ્કારવાળી કથાઓ કહેતાં, જેનાથી બાળકોને જ્ઞાન મળે અને તેઓ સંસ્કારી થાય, હજુ પણ બાલ-બાલિકાઓને કથા-વાર્તાઓ સાંભળવાની ઘણી રૂચી હોય છે. જ્યારે ઉપાશ્રયમાં બાળકો દર્શનાર્થે આવે ત્યારે તેઓ ધર્મકથા સાંભળવાનો હજુએ આગ્રહ રાખે છે.

## ધર્મકથાના ચાર ભેદ

૧ **આક્ષેપણી**-જેનાથી શ્રોતા તત્ત્વ પ્રત્યે આકર્ષાય તેવી કથા તે આક્ષેપણી કહેવાય છે. તેના પણ ચાર ભેદ છે.

૧ આચાર કથા-લોચ, અસ્નાન આદિ આચારની કથા કરવી.

૨ વ્યવહાર કથા– દોષ શુધ્ધિ અર્થે પ્રાયશ્ચિત વિષયક કથા કરવી.

૩ પ્રજ્ઞપ્તિ કથા–સંશયિત શ્રોતાને મધુર વચનથી પ્રતિપાદન કરવાથી.

૪ દૃષ્ટિવાદ કથા–શ્રોતાનુ કુલ નયવાદથી જીવાદિનું પ્રતિપાદન કરવાથી.

૨ **વિક્ષેપણી**-જેમાંથી શ્રોતા વિક્ષિપ્ત થઈ જાય અને સન્માર્ગમાંથી કુમાર્ગે કે કુમાર્ગમાંથી સન્માર્ગે ચડી જાય તે વિક્ષેપણી કથા કહેવાય છે. તેના ચાર ભેદ છે.

૧ સ્વસિધ્ધાંત બતાવીને પર સિધ્ધાંત બતાવે.

૨ પર સમય બતાવીને પોતાના સિધ્ધાંતનું સ્થાપન કરે.

૩ સમ્યગ્વાદ કહીને મિથ્યાવાદ બતાવે.

૪ મિથ્યાવાદ કહીને સમ્યગ્વાદનું સ્થાપન કરે.

૩ **સંવેદનની કથા**–શ્રોતાને સંસારનો ભય થાય તેવી કથા કરે. તેના ચાર ભેદ છે.

૧ ઈહલોક સંવેદની ૨ પરલોક સંવેદની ૩ સ્વ શરીર સંવેદનની ૪ પર શરીર સંવેદનની.

૪ **નિર્વેદનની કથા**-શ્રોતા સંસારથી વિરકત થાય તેવી કથા કરે. તેના ચાર ભેદ છે.

૧ આ લોકમાં કરેલાં માઠાં કર્મોનું માઠું ફળ અહીં જ મળે છે, એવી કથા કરવી.

૨ આ લોકમાં કરેલાં માઠાં કર્મોનું માઠું ફળ પરલોકમાં મળે છે, એવી કથા કરવી.

૩ પરલોકમાં કરેલાં માઠાં કર્મોનું માઠું ફળ આ લોકમાં મળે છે, એવી કથા કરવી.

૪ પરલોકમાં કરેલાં માઠાં કર્મોનું માઠું ફળ પરલોકમાં મળે છે, એવી કથા કરવી.

ઠાણાંગ સૂત્ર.

બૌધ્ધગ્રન્થ અંગુત્તરમાં જણાવ્યું છે કે ૧ અલ્પેચ્છકથા ૨ સંતુષ્ટિ કથા ૩ પ્રવિવેક ૪ અસંસર્ગકથા ૫ વીર્યારંભકથા ૬ શીલકથા ૭ સમાધિકથા ૮ પ્રજ્ઞાકથા ૯ વિમુક્તકથા ૧૦ વિમુક્તિજ્ઞાન દર્શનકથા એ દશ કથાઓ જ ભિક્ષુએ કરવી જોઈએ.

શાસ્ત્રમાં ધર્મપ્રભાવનાના કારણો ફરમાવતાં કહ્યું છે કે

धम्मकहाकहणेण य, बाहिर जोगेहिं चावि अणवज्जे ।
धम्मो पहाविदव्वो, जीवेसु दयाणुकंपाए ॥ સમણ સુત્ત ૨૪૩

ધર્મપ્રભાવનાના ત્રણ કારણો છે. ૧ ધર્મકથાના કથનથી ૨ નિર્દોષ બાહ્યયોગ (ગ્રીષ્મઋતુમાં પર્વત ઉપર ઉભા રહીને, વર્ષાઋતુમાં વૃક્ષની નીચે રહીને, શીતઋતુમાં નદીના કિનારે ધ્યાન કરે) વડે ૩ જીવો ઉપર દયા અથવા અનુકમ્પા દ્વારા ધર્મની પ્રભાવના કરવી જોઈએ.

૩ **નિરપવાદ પ્રભાવના**–શાસ્ત્ર વચન બહુ કઠિન સંક્ષિપ્ત અનેકાર્થ હોય છે. ગીતાર્થી સાધુ વગર સમજવામાં ન આવે. વિપરીત અર્થ કરી ધર્મની અવહેલના થાય તેવું અપવાદ યુક્ત કંઈ હોય તો સમકીતિનું કર્તવ્ય છે કે સત્યાર્થ પ્રકાશ દ્વારા તેનું નિરાકરણ કરી અપવાદને દૂર કરે. આગમ શબ્દોના અર્થનો અનર્થ કરનારા ઘણાં છે. તેનું નિરાકરણ કરી લોકોને સાચો માર્ગ બતાવવો તે પ્રભાવના છે.

૪ **ત્રિકાલજ્ઞ પ્રભાવના**– ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના જાણનાર જેને ત્રિકાળજ્ઞાની કહેવાય છે. આવા જ્ઞાની વ્યક્તિઓ લોકોને જ્ઞાન દ્વારા પૂર્વાપર સંબંધથી સમજાવે તેમજ નૂતન વાત કરી લોકોને વિસ્મય બનાવે તે ત્રિકાલજ્ઞ પ્રભાવના છે. ધોરાજી (સૌરાષ્ટ્ર)માં એક બ્રાહ્મણ પંડીત છે. તે ત્રિકાળી તરીકે પ્રસિધ્ધ છે. અમોને મળવા માટે આવ્યા હતાં. તેઓ અનેક વિદ્યાના જાણકાર છે. તેઓ ઘણાં હોશીયાર છે. નિશ્ચયમાં તો સર્વજ્ઞ પુરૂષને જ ત્રિકાળજ્ઞાની કહી શકાય.

૫ **દુષ્કર તપ પ્રભાવના**– આપણે ત્યાં તપનો મહિમા અનેરો છે. અમુક વર્ષોથી નાની નાની ઉમરના લોકો માસખમણ જેવી દીર્ઘ તપશ્ચર્યા કરે છે. બાકી ૫૦–૬૦–૭૦–૧૨૦ દિવસના ઉપવાસ થયાના સમાચારો આપણે જાણીએ જ છીએ. આવા તપસ્વીઓના સન્માન અર્થે શ્રી સંઘ સંયોજીત બહુમાન–વરઘોડો–પારણાં વગેરે થાય છે ત્યારે જૈનેત્તર લોકો પણ આશ્ચર્યમાં પડી જાય છે. ભલભલાના અરમાન પણ ઉતરી જાય છે. અકબરના સમયે તપસ્વી શ્રી ચંપાબેને કરેલી દીર્ઘ તપસ્યાનું દ્દષ્ટાંત સૌને સાંભળવા મળે છે. આ તો ઘણાં સમય પહેલાંની વાત છે. આજે તમો સૌ તમારે માટે તેમજ તમારા ઘર–કુટુમ્બના લોકો માટે વિચાર કરો છો કે આટલી મોટી તપસ્યા કેમ બને છે? ખરેખર તપસ્યાએ દુષ્કર તપ છે. તેનાથી શાસન પ્રભાવના થાય છે. ધર્મનો મહિમા વધે છે. ભગવાન મહાવીરના માર્ગનું સન્માન થાય છે. જૈન ધર્મની ખ્યાતિ થાય છે. આપણને સૌને આપણા પોતાના આત્માની અનંત શક્તિનું દર્શન થાય છે. મન કંટ્રોલ કેટલો થાય છે તે નજરે જોનાર ને ભાન થાય છે. તપ સૌએ અવશ્ય કરવું જોઈએ આપણે ત્યાં માસખમણના તપસ્વીઓમાં કુમારી રેખાબેન અને વૃધ્ધ ઉંમરના ભ્રજકુંવરબેનને જોઈ તમોને શું થતું હતું? કેટલી શક્તિ? કેટલું બળ? કેટલી ધીરજ? કેટલી શાંતિ? કેટલો લાભ? કેટલી નિર્જરા અને કેવું કલ્યાણ? ધન્ય છે તપશ્ચર્યાની ઉત્કૃષ્ટ આરાધના કરનાર સર્વે તપસ્વીઓને!

૬ **સર્વ વિદ્યાધારક પ્રભાવના**– અનેક પ્રકારની લિપિ જાણનાર, અનેક પ્રકારની ભાષા જાણનાર જ્યારે જુદી જુદી લિપિમાં લખે છે અને બોલે છે તે જાણી સૌના મન મયુર નાચી ઉઠે છે. વૈદિક વિદ્યા અને મંત્ર વિદ્યા જાણનાર જ્યારે તેના ફળની

લાભાલાભની વાત કરે છે અને જ્યારે તદનુસાર ઘટના બને છે ત્યારે લોકોને આશ્ચર્યમાં નાખી દે છે. આવા જાણનાર વ્યક્તિઓ પોતાની વિદ્યાનો પ્રયોગ કરી લોકોને સત્ય ધર્મની પ્રેરણા કરાવી જાય છે.

**૭ પ્રગટ વ્રતાચરણ પ્રભાવના–** કઠિન વ્રત અને તપના પચ્ચક્ખાણ જાહેર સભામાં, ચાલુ વ્યાખ્યાનમાં લેવામાં આવે છે ત્યારે લોકોને મન નવાઈ લાગે છે. બધાની વચ્ચે ઉભા થઇને વ્રત લેવામાં ઘણાં માણસો શરમાતાં હોય છે. ઘણાં ભાઈ બેનો ઘણી વાર કહેતા હોય છે મહારાજ સાહેબ! ઘેર પધારજોને! તમારા શ્રાવકને વ્રત લેવું છે. તેનો અર્થ એ છે કે સૌની વચ્ચે શરમાય છે. સાંભળો! શાસ્ત્ર શું કહે છે? જ્યારે વ્રત–તપ–ત્યાગના ભાવ જાગે ત્યારે ખાનગી ન લેજો સૌની સામે વ્રત–તપના નિયમ લેવાની ટેવ પાડો.

જૈન દીક્ષાના પ્રસંગે જાહેરમાં હજારો લોકોની વચ્ચે જ ગુરૂદેવો દીક્ષા મહોત્સવ ઉજવી સાધુતાના નિયમો અને પ્રતિજ્ઞાઓ આપે છે: જેનાથી જનતામાં શાસનની અને ધર્મની પ્રભાવના થાય છે. જુઓ! રાજકોટથી આવેલાં તપસ્વી શ્રી તારાબેન તમારા સૌની સામે પ્રતિદિન ઉભા થઈને જ ઉપવાસના પચ્ચક્ખાણ કરે છે ને-? આજે તેમણે ૭૦મો ઉપવાસ છે. બૃહદ મુંબઈના દરેક ઉપાશ્રયોમાં તેમની દીર્ઘ તપશ્ચર્યાના આનંદની વાતો ચાલે છે. કેટલા લોકો તેમને શાતા પુછવા આવે છે. ખરેખર તારાબેન તપસ્યા કરી શાસનની પરમ પ્રભાવના કરી રહ્યા છે.

ધન્ય છે તેમની સમતાને!
ધન્ય છે તેમની સમાધિને!
ધન્ય છે તેમની સુખશાતાને!

**૮ કવિત્વ ભક્તિ પ્રભાવના–** વિવિધ પ્રકારની કવિતાઓ, ભજનો પ્રાર્થનાઓની રચના કરવાથી અને તેને મધુર કંઠે ગાવાથી અનેક લોકોને ધર્મ મહિમાનો લાભ થાય છે: પૂજ્ય દિવાકર ચૌથમલજી મ. સાહેબ અને તેમના મધુર કંઠી શિષ્યો પ્રવચનના સમયે જ્યારે કવિતા અને ભજનો ફરમાવતાં ત્યારે હજારો લોકો સાંભળવા ભેગા થઈ જતાં. તેઓશ્રીએ અનેક ક્ષેત્રોમાં વિચરી શાસનની મહાપ્રભાવના કરેલી છે.

આજે પણ બા.બ્ર. વિદુષી સ્વર્ગીય શ્રી ઉજ્વળકુમારીજીના શિષ્યા શ્રી પ્રિતીસુધાજી તેમની શિષ્યા મંડલી સાથે પ્રવચન અને સંગીત ફરમાવે છે ત્યારે પણ હજારોની મેદની લાભ લેવા ઉભી રહી જાય છે. વકતૃત્વની સુંદરતા અને સંગીતની મધુરતા એ જનતા માટે આકર્ષણનું નિમિત્ત કારણ છે. આવા સમયે જનતા ત્યાગી જનોના મુખેથી સાંભળી વ્રત–ત્યાગ–નિયમને અંગીકાર કરે છે. ઘણાં ગ્રામજનો કુવ્યસનોમાંથી મુક્ત બને છે. ઘણાં જનોના હૃદય પરિવર્તન થાય છે. ઘણાં લોભી

મટી દાની બને છે. ઘણા ક્રોધી ક્ષમાશીલ બને છે. ઘણાં હિંસક મટી અહિંસક થાય છે. આ બધો પ્રતાપ આવી શક્તિવંતા ત્યાગી જનોનો છે.

આવી રીતે આઠે પ્રકારે પ્રવચનની પ્રભાવના કરતાં લોકોપકાર અને શાસનની પરમ સેવા ભક્તિ થાય છે.

મહાબળમુનિ મુનિજનોની સાથે સંયમ–તપની આરાધના કરતાં વીસ બોલની સાધના કરી રહ્યા છે. एएहिं कारणेहिं तित्थयरत्तं लहइ जीओ। આવા વીસ (બોલ) સ્થાનો બધા જીવોને માટે તીર્થંકર પદની પ્રાપ્તિમાં કારણભૂત હોય છે. આ કારણો દ્વારા જ જીવ તીર્થંકર પદ મેળવે છે. જિનાગમોમાં અનેક તપ પ્રસિધ્ધ છે પરંતુ આ વીસ સ્થાનક રૂપ તપસ્યા જેવી બીજી કોઈપણ તપસ્યા નથી. આ વીસ સ્થાનમાંથી ગમે તે એક સ્થાનની ઉત્કૃષ્ટ ભાવે આરાધના કરવામાં આવે તે જીવ અરિહંતોની મધ્યે ઉત્તમ જિનેન્દ્રના પદને મેળવે છે.

હવે મહાબળ પ્રમુખ મુનિરાજો સાધના કેવી રીતે કરશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૬૦

# સાધનાનું સૌભાગ્ય

(ભાદરવા વદ ૩ તા. ૧૧–૯–૭૬ શનિવાર)

અનંતના નાથે અનંત સુખના પિપાસુ માટે સિધ્ધાંતની પરૂપણા કરી છે. સાધનાના સૌભાગ્ય વિના અનંત સુખની પ્રાપ્તિ થઈ શકતી નથી.

**સાધના એ માનવ જીવનની મૂલ્યવાન સંપત્તિ છે.**

ભૌતિક સંપત્તિ તે નશ્વર સંપત્તિ છે છતાં માનવ શાશ્વત એવી આધ્યાંત્મિક સંપત્તિને બદલે ભૌતિક સંપત્તિ મેળવવા વધારે આતુર હોય છે. તેના માટે વધારે પરિશ્રમશીલ હોય છે. માનવ જીવનની સાચી સંપત્તિની શોધ છોડી દ્રવ્ય સંપત્તિની પાછળ જશે તો મળેલી ઉત્તમ ક્ષણ હાથમાંથી સરી જશે. પશ્ચાતાપના આંસુ વડે ફરી મળવી દુર્લભ બનશે.

### શાહુકાર કોણ?

તમે શાહુકાર એટલે શ્રીમાન, સંપત્તિવાન, પૈસાદાર કોને કહો છો? જેની પાસે લાખો રૂપિયાનું ધન હોય તેને જ તમો ધનવાન કે શાહુકાર ગણો છો પરંતુ

જ્ઞાની પુરૂષો તો સાચો ધનવાન જ્ઞાન, તપ, ત્યાગ અને ધ્યાનવાનને કહે છે. જ્ઞાન ધન, તપ ધન અને સંયમ ધન એ જ સાચું ધન છે. જેની પાસે આવું ધન છે, તેને જ સાચો ધની કે શાહુકાર કહી શકાય છે.

જો તમારે સાચા શ્રીમાન થવું હોય તો જ્ઞાન-ધ્યાન અને ધર્મને મેળવવાનો પ્રયત્ન કરો. આ ત્રણેને મેળવવાનો પ્રયાસ, તેનું નામ સાધના કહેવાય છે.

## સાધના એ માનવ જીવનનો પ્રાણ છે.

શરીરનો સંયમ તે માત્ર સાધના નથી. આત્માનો સંયમ તે સાધના છે. સાધના અનેક પ્રકારની ગણવામાં આવી છે. જો ભાવપૂર્વકની સાધના કરવામાં આવે તો જીવન ધન્ય ધન્ય થઈ જાય છે.

## મૌન સાધના

મૌન સાધના એટલે રત્નત્રયની આરાધના કરતાં મૌન રાખવું. વચનનો કંટ્રોલ કરવો. વચન શક્તિનો દૂરૂપયોગ ન કરવો અને સાધનારત રહેવું. કોઈપણ વ્યક્તિ ગમે તેવી વાત કરે, તમને સંભળાવે, તમોને ક્રોધનો ઉદય થઈ જાય તેવું નિમિત્ત આવે છતાં અંશ માત્ર મન ઉપર તેની અસર થવા ન દે અને પ્રસન્નચિત્તે મૌન ભાવે સાંભળી લે. વ્યક્તિનો દોષ ન જોતાં, તેનાં કર્મનો વાંક છે તેવી ધારણા કરી શાંતિ સમાધિમાં રમવું તેનુ નામ મૌન સાધના છે. જે ઓછું બોલે છે. વાણીનો સંયમ કરે છે. તેને વચન લબ્ધિનો યોગ મળે છે. શાસ્ત્રમાં કહ્યું છે बहुयं मा आलवे વધારે ન બોલો.

કોઈ એમ પણ કહેશે કે જીભ મળી છે. તો શા માટે ન બોલવું? બોલવું એ દોષ નથી પરંતુ એવું બોલો કે જેનાથી ક્લેષ ન વધે, દ્વેષ ન થાય અને વેષ ન વગોવાઈ!

એક માજી હતાં. એમનેએકનો એક દીકરો હતો. માએ દીકરાને ઘણાં દુઃખ સહીને મોટો કર્યો. માને મન દીકરાને પરણાવવાના ભાવ હતાં. મા ઇચ્છતા હતાં કે દીકરો પરણે, વહુ આવે એટલે આનંદપૂર્વક જીવીએ. માએ દીકરો પરણાવ્યો. તેમને ઘેર વહુ આવ્યા. પરંતુ વહુ બોલકણાં ઘણાં. સગાઈ કરી ત્યારે કશુંયે ન બોલતાં, જેવા લગ્ન થયા ઘેર આવ્યા અને જીભ બંધ જ નહિ. માજીને તો સુખ અને આનંદ લેવા જતાં, દુઃખ આવી પડ્યું. પોતે એક શબ્દ વહુને કહે તો વહુ બાને બાર શબ્દ કહે. માજીથી આ શબ્દો સહન ન થાય. તેઓ તો દુઃખી દુઃખી થઈ ગયા.

માને તો એક જ દીકરો હતો. જે કંઈ સમજે તે તેમાં જ હતું. હવે થાય શું? આગળના સમયમાં જે મર્યાદાઓ હતી તે આજે રહી નથી.

વહુ સાસુની આમાન્યા રાખતી હતી.
જનતા પ્રધાનોની મર્યાદા રાખતી હતી.
બાળકો વડીલોનો વિનય રાખતાં હતાં.
મુનિમ શેઠનો આદર રાખતાં હતાં.
શિષ્યો ગુરૂનો વિનય રાખતાં હતાં.

આજે દુનિયાએ નવો વળાંક લીધો છે. આવા આદર, માન, વિનય મર્યાદા જોવા મળતાં નથી. આજના સંતાનો તો માવતર સામે ન બોલવાનું બોલી નાખે! તે સાંભળી વડીલો કહી ઉઠે કે આ શબ્દ સાંભળવા કરતાં મરી જવું એ વધારે સારૂં! તમોને તમારા ઘરમાં માતા-પિતા કે વડીલ કંઈ કહે તો સહન ન થાય પરંતુ તમારા શ્રીમતિજી કંઈ કહી દે તો શું કરો? શું તમારૂં અહં ન ઘવાય? ચૂપચાપ બેઠા બેઠા સાંભળી લ્યો કે સામો જવાબ પણ આપી શકો? ગુરૂ મહારાજ! તેની સામે કંઈ ન કહેવાય! વાહ! તમારી સમતાને ધન્યવાદ છે. મૌનથી કલેષ શાંત થાય છે. મૌનથી નવા વેર-ઝેર ઉત્પન્ન થતાં નથી. મૌનથી મર્યાદાઓ જળવાઈ રહે છે! મૌનથી વ્યક્તિના માટે સદ્ભાવ બની રહે છે.

**મૌન એ મંગલતાની મૂલ્યવંતી ઔષધિ છે.**

સાધક આત્માએ સાધનાના સમયે બરાબર ઉપયોગવંત રહેવું જોઈએ. સાધનારત સાધક માટે ભગવાન મહાવીરે અનેક પ્રકારની શિક્ષાયુક્ત સાધનાસૂત્ર ફરમાવેલ છે.

**સાધના સૂત્ર**

आहारासण-निद्दाजयं, च काऊण जिणवरमएण ।
झायव्वो णियअप्पा,, णाऊणं गुरुपसाहण ।। સમણસૂત્ત-૨૮૮

જિન દેવની આજ્ઞા પ્રમાણે સાધકે આહાર, આસન તથા નિદ્રા પર વિજય પ્રાપ્ત કરી, ગુરૂકૃપા વડે જ્ઞાન મેળવી નિજાત્માનું ધ્યાન કરવું જોઈએ.

हियाहारा मियाहारा, अप्पाहारा य जे नरा ।
न ते विज्जा तिगिच्छंति, अप्पाणं ते तिगिच्छा ।। સમણસૂત્ત-૨૯૨

જે સાધક મનુષ્ય હિત, મિત તથા થોડો આહાર કરે છે, તેને કદિ પણ વૈદ્યની ચિકિત્સા કરાવવાની આવશ્યકતા પડતી નથી. એ તો પોતે જ પોતાનો ચિકિત્સક હોય છે. પોતાની આંતરિક શુધ્ધિમાં તે મગ્ન રહે છે.

रसा पगामं न निसेवियव्वा, पायं रसा दित्तिकरा नराणं ।
दित्तं च कामा समभिद्दवंति, दुमं जहा साउफलं व पक्खी ।।

સાધકાત્માએ રસોનું અત્યધિક સેવન ન કરવું જોઈએ. રસ સામાન્ય રીતે ઉન્માદ-વર્ધક અને પુષ્ટિ વર્ધક છે. મદથી વ્યાકુળ અને વિષયમાં રચ્યા પચ્યા રહેલા મનુષ્યને કામ એવી રીતે સતાવે છે કે જેવી રીતે સ્વાદિષ્ટ ફળવાળા વૃક્ષને પક્ષી સતાવે છે.

जरा जाव न पीडेइ, वाहि जाव न वड्ढइ ।
जाविंदिया न हायंति, ताव धम्मं समायरे ॥

જ્યાં સુધી ઘડપણ સતાવતું નથી, રોગાદિ વધતાં નથી અને ઇંદ્રિયો અશક્ત બની નથી ત્યાં સુધી યથાશક્તિ ધર્માચરણ કરી લેવું જોઈએ, કારણ કે પછી અશક્ત તથા અસમર્થ દેહ કે ઇન્દ્રિયો દ્વારા ધર્મ આચરી શકાતો નથી.

જુઓ! આ બધી સાધકાત્મા માટે કેવી હિતબોધ ભરી શીખામણ છે. જેઓ તેને અનુસરે છે. તેમની સાધના સફળ થાય છે. અને તેઓ મુક્તિના સુખ મેળવી શકે છે.

આપણે ત્યાં જ્ઞાતાધર્મકથાંગસૂત્ર ચાલી રહ્યું છે. तण्णं ते महब्बलपामोक्खा सत्त अणगारा मासियं भिक्खुपडिमं उवसंपज्जित्ताणं विहरंति णाव एगराइयं उवसंपजित्ताणं विहरंति

મહાબળ પ્રમુખ સાતે અણગારો ભિક્ષુની બારે પડિમાને ધારણ કરી વિચરી રહ્યા છે. તેનું વર્ણન સાંભળવા જેવું છે.

## ભિક્ષુની બાર પડિમા

૧ मासिया भिक्खु पडिमा-પહેલી એક માસની ભિક્ષુ પડિમા છે.

૨ दो मासिया भिक्खु पडिमा-બીજી બે માસની ભિક્ષુ પડિમા છે.

૩ तिमासिया भिक्खु पडिमा-ત્રીજી ત્રણ માસની ભિક્ષુ પડિમા છે.

૪ चउमासिया भिक्खु पडिमा-ચોથી ચાર માસની ભિક્ષુ પડિમા છે.

૫ पंचमासिया भिक्खुपडिमा-પાંચમી પાંચ માસની ભિક્ષુ પડિમા છે.

૬ छम्मासिया भिक्खु पडिमा- છઠ્ઠી છ માસની ભિક્ષુ પડિમા છે.

૭ सत्तमासिया भिक्खु पडिमा-સાતમી સાત માસની ભિક્ષુ પડિમા છે.

૮ पढमा सत्तराइंदिया भिक्खु पडिमा-આઠમી પ્રથમ સાત અહોરાત્રીની પડિમા છે.

૯ दोच्चा सत्तराइंदिया भिक्खु पडिमा-નવમી બીજી સાત અહોરાત્રીની પડિમા છે.

૧૦ तच्चा सत्तराइंदिया भिक्खु पडिमा-દશમી ત્રીજી સાત અહોરાત્રીની પડિમા છે.

૧૧ अहोराइंदिया भिक्खु पडिमा-અગીયારમી એક અહોરાત્રીની પડિમા છે.

૧૨ एगराइया भिक्खु पडिमा-બારમી એક રાત્રિની પડિમા છે.

શ્રાવકને અગિયાર પડિમા અને ભિક્ષુ–સાધુને બાર પડિમા હોય છે. શાસ્ત્રમાં સાધુને ભિક્ષુ અને સાધ્વીજીને ભિક્ષુણી કહેવાય છે ભિક્ષુ કોને કહેવાય ? જે તપ અને સંયમમાં વ્યવસ્થિત થઈને કૃત કારિત અને અનુમોદિત રૂપથી રહિત શુદ્ધ ભિક્ષા દ્વારા પોતાનો જીવન નિર્વાહ કરે છે. તેને ભિક્ષુ કહેવાય છે. તેની પડિમા એટલે પ્રતિજ્ઞા–અભિગ્રહ વિશેષ તેને ભિક્ષુ પડિમા કહેવાય છે. આ પડિમા સાધના કરતાં ભિક્ષુને આરાધનામાં સાત માસ ત્રેવીશ દિવસ લાગે છે. ત્યારબાદ બાકી રહેલા દિવસોમાં વિહાર કરીને ચોમાસું આવ્યા પહેલાં તે ક્ષેત્રમાં પહોંચી શકે છે. **પ્રથમ સાત પડિમા**–એક મહિના સુધી રોજ દિવસના ત્રણ ભાગમાંથી કોઈ એક ભાગના સમયે ગોચરી કરવા જતાં ભિક્ષુએ એક દાંત્તિ ભોજન અને એક દાત્તિ પાણી વહોરે છે. દાંત્તિ એટલે શું ? દાતા દ્વારા દર્વી એટલે ચમચો અથવા વાટકો આદિથી દેવાતા પદાર્થની ધારા ન તૂટે અખંડ ચાલુ રહે ત્યાં સુધી તે એક દત્તિ–દાંતિ કહેવાય છે. આવી રીતે પહેલે માસે એક, બીજે માસે બે, ત્રીજે માસે ત્રણ, ચોથે માસે ચાર, પાંચમે માસે પાંચ, છટ્ઠે માસે છ અને સાતમે માસે સાત દાંતિ આહારપાણી વહોરી શકે છે. આ સાત પડિમાની વાત થઈ.

**આઠમી પડિમા** ભિક્ષુ પડિમા સંપન્ન અણગાર સાત અહોરાત્રિ સુધી નિત્ય શરીરની મમતા ત્યાગી, સંપૂર્ણ પરિષહ અને ઉપસર્ગને સહન કરે છે. ચોવીહારા ઉપવાસ કરે છે. ગામની અથવા રાજધાનીની બહાર અભિગ્રહ વિશેષથી ત્રણ આસન કરે છે. **ઉત્તાન**–ચિત્તા સુવું **પાર્શ્વિકુ**–એક પડખે સુવું. **નૈષેધિકુ**–બેઠક જમીન પર લગાડીને બેસવું. આ ત્રણ આસનોથી કાર્યોત્સર્ગ રૂપમાં રહે. તે સમયે ત્યાં કોઈ દેવ, મનુષ્ય યા તિર્યંચ સંબંધી ઉપસર્ગ આવે અને કાઉસગ્ગથી ચલાયમાન કરે, પતિત કરે, તો તે પોતાના ધ્યાનથી ચલાયમાન યા પતિત ન થાય. કાઉસગ્ગમાં મલ–મૂત્રની બાધા થાય તો યથાવિધિ તેનો ત્યાગ કરી, ફરી, આવીને ત્યાં કાઉસગ્ગમાં સ્થિત રહે. આવી રીતે સૂત્રોક્ત વિધિથી આરાધન કરતાં અણગાર ભગવાનની આજ્ઞાના આરાધક થાય છે. આ પડિમા ચાર ઉપવાસ અને ત્રણ પારણાથી થાય છે.

**નવમી પડિમા**–આ નવમી પડિમા પણ સાત અહોરાત્રિ સુધીની છે. તેમાં પણ આઠમીની જેમ જ કરવાનું હોય છે. વિશેષતા એ છે કે સાધક બીજી રીતે ત્રણ આસન કરે છે. **દંડાયતિકા**–દંડના જેમ લાંબા થઈને સુવું અથવા **લંગડશાયી**–વાંકા લાકડાની જેમ કુબડા થઈને મસ્તક તથા પગની એડી દ્વારા પૃથ્વીનો સ્પર્શ કરતાં પીઠના ભાગને પૃથ્વીને અડાડયા વિના રહેવું તે અને **ઉત્કુટુકાસનિકુ**–ભૂમિ ઉપર બેઠક ન લગાડતાં, પગ ઉપર બેસવું તે બાકીની વિધિ તે મુજબની છે. આવી રીતે સુત્રોક્ત વિધિથી આરાધના કરવાવાળા મુનિ ભગવાનની આજ્ઞાના આરાધક થાય છે.

**દશમી પડિમા**–આ દશમી પડિમા પણ સાત અહોરાત્રિ સુધીની છે. તેની વિધિ પણ આઠમીની જેમ છે. વિશેષતા ત્રણ આસનની છે. **ગોદોહિકાસન**–જેવી રીતે ગાયને દોહવા બેસાય છે તેવી રીતે બેસવું. **વીરાસન**–જેમ કે કોઈ માણસ સિંહાસન ઉપર બેઠો હોય અને બીજો માણસ આવી તેની નીચેથી સિંહાસન હટાવી લે ત્યારે બેસનારો એમ જ બેઠો રહે તે આસન ઘણું કઠિન છે તેથી તેને વીરાસન કહેવાય છે. **આમ્રકુબ્જાસન**–જે પ્રકારે આંબાનું ફળ વાંકા આકારનું છે, તે પ્રકારે બેસવું તેને આમ્રકુબ્જાસન કહે છે. આ દશમી પ્રતિમાની અંદર પણ ચાર ઉપવાસ અને ત્રણ પારણાં થાય છે. સૂત્રોકત વિધિએ આરાધનાં કરનાર મુનિ ભગવાનની આજ્ઞાના આરાધક હોય છે.

**અગીયારમી પડિમા**–આ પડિમા એક અહોરાત્રીની છે. જેમાં ભિક્ષુ ચોવીયારો છઠ કરે છે. ગામ કે રાજધાનીની બહાર જઈ. બંને પગને સંકુચિત કરી, હાથને સાથળ સુધી લાંબા રાખી, કાઉસગ્ગ કરવામાં આવે છે. બાકી બધું ઉપર મુજબ જ હોય છે,

**બારમી પડિમા**–આ પડિમા એક રાત્રિની હોય છે. જેમાં અણગાર પોતાના શરીરનું મમત્વ ન રાખતાં પરિષહ અને ઉપસર્ગને સહન કરે છે. આમાં ચોવીહારો **અઠ્ઠમ** કરે છે. તે પણ ગામ કે રાજધાનીની બહાર જઈ શરીરને જરાક આગળના ભાગમાં નમાવીને એક પુદ્ગલ પર દૃષ્ટિ રાખતાં, અનિમેષ નેત્રો વડે, નિશ્ચલ અંગોથી સર્વ ઈન્દ્રિયોને કાબુમાં રાખી, બંને પગને સંકુચિત કરી, હાથ લંબાવીને કાઉસગ્ગ કરે છે. આ વખતે કોઈ દેવ, મનુષ્ય કે તિર્યંચ સંબંધી જેટલા ઉપસર્ગ થાય તે સહન કરે છે.

એક રાત્રિની ભિક્ષુ પ્રતિમાનું સમ્યક્ રીતે પાલન કરતાં મુનિને ઈન્દ્રિય તથા મનની અપેક્ષા ન રાખતાં રૂપી દ્રવ્ય માત્રને જાણવાવાળું **અવધિજ્ઞાન** ઉત્પન્ન થાય છે. અથવા મનુષ્ય લોકમાં રહેતા સંજ્ઞિ પંચેન્દ્રિયના મનોગત ભાવોનો બોધ કરવાવાળું **મનઃપર્યાયજ્ઞાન** ઉત્પન્ન થાય છે. અથવા તેને પૂર્વકાળમાં કદી ન થયેલું એવું યથાવસ્થિત સમસ્ત–ભૂત, વર્તમાન અને ભવિષ્યના ભાવોના સ્વભાવને પ્રકાશન કરવાવાળું **કેવળજ્ઞાન** થાય છે. આવી રીતે બારમી એક રાત્રિની પડિમાને સૂત્રોક્ત વિધિથી આરાધના કરવાવાળા ભગવાનની આજ્ઞાના આરાધક હોય છે.

સાધ્વીજીઓ અગીયાર પડિમા ધારી શકે છે. સાધુઓ બાર પડિમા ધારી શકે છે. સાધ્વીજીઓ બહારમાં રાત્રિ વાસ ન રહી શકે જેથી તેમને માટે અગીયાર બતાવી છે.

આવી પડિમાને ધારણ કરવી ઘણી કઠિન છે. પંચમ કાળમાં તો દુર્લભ ગણાય છે. પડિમા ધારી માટે ગજસુકુમાળની વાત સમજવા જેવી છે. એક રાત્રિમાં

મુનિપણાના પ્રથમ દિવસે બારમી પડિમા ધારણ કરતાં કેવો ઉપસર્ગ આવેલો અને કેટલી સમતા-સમાધિ રાખીને સિદ્ધિના સુખ વરી ગયા.

ગજસુકુમાર દ્વારિકા નગરીના નરેશ વાસુદેવ શ્રીકૃષ્ણ મહારાજના લઘુબંધુ હતાં અને માતા દેવકીના પ્રાણ પ્યારા લાડીલા પુત્ર હતાં. એક વાર શ્રીકૃષ્ણ વાસુદેવ ભગવાન શ્રી નેમનાથજીના પર્દાપણુના સમાચાર સાંભળી તેમને વાંદવા માટે ગજસુકુમારને સાથે લઈ હાથીની અંબાડીએ બેસી નગરની મધ્ય ભાગમાંથી નીકળતાં સહસ્રામ્રવન ઉદ્યાન તરફ પધારી રહ્યા છે. રસ્તામાં એક ધનવાન, વેદનો જાણકાર સોમિલ બ્રાહ્મણની સોમા નામની પુત્રીને સોનાના દડા સાથે રમતી જોઈ. સોમા, રૂપ, યૌવન અને લાવણ્યથી નિતરતી હતી. શ્રીકૃષ્ણજી તેને જોઈ વિસ્મય પામ્યા. તુરત જ રાજના માણસો બોલાવ્યા અને સોમિલ પાસે ગજસુકુમારની પત્ની માટે તે કન્યાની માંગણી કરાવી. સોમાને લઈ અંતઃપુરમાં રાખવાની આજ્ઞા ફરમાવી. શ્રીકૃષ્ણ ભગવાન નેમનાથજીના દર્શનાર્થે પહોંચ્યા. પેલા માણસો કૃષ્ણ વાસુદેવની આજ્ઞાનુસાર સોમા કન્યાને અંતઃપુરમાં પહોંચાડે છે.

ભગવાન નેમનાથજી શ્રીકૃષ્ણજી, ગજસુકુમાર તેમજ આવેલી જનતાને સંસારની અસારતાનો ધર્મોપદેશ ફરમાવ્યો. ભગવંતની દેશના સાંભળી ગજસુકુમારને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેણે ભગવાનને કહ્યું: "હે ભગવંત! હું પ્રવ્રજ્યા ગ્રહણ કરવા ઈચ્છું છું. માતા-પિતાને પૂછીને આપની સેવામાં આવીશ."

ગજસુકુમાર રાજ્યમાં ગયા. માતા-પિતા પાસે દીક્ષાની આજ્ઞા માંગી. માતા-પિતા તેને કહેવા લાગ્યા. "હે પુત્ર! તું અવિવાહિત છો. તેથી વિવાહિત થા. કુળની વૃદ્ધિ કરીને પછી દીક્ષા ગ્રહણ કરજે." ગજસુકુમાર દીક્ષાની વાત કરે છે. તે જાણી કૃષ્ણ વાસુદેવ તેમની પાસે આવે છે. ભાઈને પોતાની પાસે બેસાડી પ્રેમથી કહે છે.

**तुमं मम सहोदरे कणीयसे भाया, तं मा णं तुमं देवाणुप्पिया ! इयाणिं अरहतो.... मुंडे जाव पव्वयाहि, अहण्णं बारवतीए नयरीए महया रायाभिसेएणं अभिसिंचिस्सामि ।**

**અંતગડસૂત્ર**

તું મારો સહોદર નાનો ભાઈ છે તેથી હે દેવાનુપ્રિય! હમણાં અરિહંત નેમનાથ ભગવાન પાસે મુંડિત થઇને યાવત્ દીક્ષિત થવાનો વિચાર છોડી દે. હું તને મોટા સમારોહ સાથે દ્વારિકા નગરીનો રાજા બનાવીશ. આ વાત સાંભળી કુમાર મૌન રહે છે થોડો વિચાર કરીને કુમારે સૌને કહ્યું: "હે દેવાનુપ્રિયો! મનુષ્ય જીવન કામ-ભોગના આધાર રૂપ છે, કફ-મળ-મૂત્રનું ઘર છે. આ દેહની કશીયે પવિત્રતા નથી. તેની શું મમતા રાખી સંસારમાં રાચવું. તે તો એક દિવસ ધોખો

આપશે. તેનો શો ભરોસો છે. જેથી હું ઇચ્છું છું કે તમો મને દીક્ષાની આજ્ઞા આપો.'' માતા-પિતા વગેરે કુમારને ઘણી રીતે સમજાવવા લાગ્યા. તેઓ કોઈ રીતે સફળ ન થયા ત્યારે છેવટે નિરાશ થઈને બોલ્યા.

तं इच्छामो णं ते जाया ! एगदिवसमवि रज्जसिरिं पासित्तए । હે પુત્ર ! અમે તારી એક જ દિવસની રાજ્યશ્રીને જોવા ઈચ્છીએ છીએ. કુમારનો એક દિવસનો રાજ્યાભિષેક થયો. ગજસુકુમાર રાજા બની ગયા. તેમને પુછવામાં આવ્યું રાજન્ ! તમો શી આજ્ઞા આપો છો ? રાજા ગજસુકુમારે ત્યારે કહ્યું. મારા માટે સંયમના ઉપકરણો મંગાવો. છેલ્લે શ્રીકૃષ્ણવાસુદેવે ગજસુકુમારની ધામધુમપૂર્વક શાસન પ્રભાવનાને લાયક દીક્ષા માટે મહા મહોત્સવ કર્યો. ગજસુકુમાર ભગવાન નેમનાથજી પાસે દીક્ષિત થયા. સંયમ ધર્મનું પાલન કરવા લાગ્યા.

ગજસુકુમાર મુનિએ ભગવાન પાસે જઈ સવિધિ વંદના કરી કહ્યું : "ભગવંત ! આપશ્રીની આજ્ઞા વડે મહાકાળ સ્મશાનમાં એક રાત્રિની મહાપડિમા અંગીકાર કરવા ઈચ્છું છું" આ પડિમા તે ભિક્ષુની બારમી પડિમા છે. અઠમતપ કરી એક રાત સ્મશાનમાં કાઉસગ્ગ કરવાનો હોય છે. જે વાત તમો હવે સમજી શકયા હશો. ભગવંતે કહ્યું. अहासुहं देवाणुप्पिया । હે દેવાનુપ્રિય ! તમોને જેમ સુખ ઉપજે તેમ કરો.

ભગવાનની આજ્ઞા મેળવી ગજમુનિ ઉદ્યાનમાંથી નીકળી મહાકાળ સ્મશાનમાં પધાર્યા. તેમણે બારમી પડિમાને ધારણ કરી આરાધના કરવા લાગ્યા.

હવે સોમિલ બ્રાહ્મણ યજ્ઞ માટેની સામગ્રી લેવા નગરની બહાર ગયો હતો. ત્યાંથી પાછા ફરતાં તેણે સ્મશાનમાં ધ્યાનસ્થ થયેલા ગજમુનિને જોયા. જોતા વેત તેના હૃદયમાં વેર જાગૃત થયું. ક્રોધ પ્રગટયો અને વેરનો બદલો લેવાના ભાવ જાગ્યા. ત્યાંથી ભીની માટી લઈ ગજમુનિના શીર ઉપર પાર બાંધી તેમાં બાજુની ચિત્તામાંથી ધગધગતા અંગારાને લઇ મુકયાં. સોમિલ ભયભીત થતો ત્યાંથી ચાલ્યો ગયો. ગજમુનિના શરીરમાં તીવ્ર, અસહ્ય વેદના થવા લાગી. ભયંકર વેદનાને સહન કરનાર મહામુનિના શુભ પરિણામ અને પ્રશસ્ત અધ્યવસાય આત્મિક ચિંતન વડે કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કર્યું સાથે જ આયુષ્યની પૂર્ણતા થતાં તેઓ સિધ્ધ, બુધ્ધ થઇ મુક્તિના પરમ સુખોને વરી ગયા.

તમે સાંભળ્યું ને ! ભિક્ષુ પડિમા કેવી હોય છે ? તેમાં કેવો પરિષહ અને ઉપસર્ગ આવ્યો,

ધન્ય છે સમતાના સાગર ગજમુનિને !
ધન્ય છે પરમધ્યાનના પાત્ર ગજમુનિને !
ધન્ય છે ભેદ જ્ઞાનના પરમ જ્ઞાતા ગજમુનિને !

શાસ્ત્રકાર બીજી પણ અનેક પ્રકારની પડિમા ફરમાવી ગયા છે. ૧ **સમાધિ પ્રતિમા** ૨ **વિવેક પ્રતિમા** ૩ **ઉપધાન પ્રતિમા** ૪ **પ્રતિસલીનતા પ્રતિમા** ૫ **એકાકિવિહાર પ્રતિમા** ૬ **યવમધ્ય પ્રતિમા** ૭ **ચંદ્ર પ્રતિમા** ૮ **વજ્રમધ્ય પ્રતિમા** આદિ અનેક પ્રકારની છે. તે બધીનો અન્તભાવ **શ્રુતપ્રતિમા** અને **ચારિત્રપ્રતિમા**માં થઈ જાય છે.

આવા પ્રકારની બાર પડિમાને ધારણ કરી, સમ્યગ્ આરાધના વડે મહાલાભને મેળવતાં મહાબળ પ્રમુખ સાતે અણુગારો હવે વિશેષ પ્રકારની સાધના કરવાની ભાવના સેવે છે. તેઓ પોતાના ગુરૂદેવ પાસે આવી, વંદના નમસ્કાર કરી સુખ શાતા પુછે છે અને મહાતપ કરવા માટે અનુજ્ઞા માંગે છે. સાંભળો ! તેઓ હવે ક્યો તપ કરે છે. તે પણ જાણવા જેવો છે. તે કાળના મુનિઓ પરમ સાધક હતાં. ઘણી કઠિન કઠિન સાધના કરતાં હતા. શાસ્ત્રકાર તે મુનિઓની ભાવનાવાળો લઘુસિંહ નિષ્ક્રીડીત તપ કહે છે. લઘુસિંહ નિષ્ક્રીડીત તપ એટલે શું ? સિંહ જેમ પોતાના પાછળના ભાગની તરફ જોતા થકો આગળ ચાલે, તે પ્રમાણે પૂર્વે જે તપ કરેલા છે, તે તપોને સાથે લઈ આગળ કરવામાં આવે છે. તેને લઘુ સિંહ નિષ્ક્રીડીત તપ કહેવાય છે. મહાબળ પ્રમુખ સાતે અણુગારોએ આ તપ કેવી રીતે કર્યો. તેનું શાસ્ત્રકાર વર્ણન કરે છે.

**तएणं ते महब्बलपामोक्खा सत्त अणगारा खुड्डागं सीह निक्कीलीयं तवोकम्मं उवसंपज्जित्ताणं विहरंति, तंजहा—चउत्थं करेंति, करित्ता सव्वकाम गुणियं पारेंति, पारित्ता छट्ठं करेंति, त्ता चउत्थं, करेंति, त्ता अट्ठमं करेंति त्ता छट्ठं करेंति, त्ता दसमं करेंति, त्ता अट्ठं करेंति, त्ता छट्ठं करेंति, त्ता दसमं करेंति त्ता अट्ठं करेंति त्ता दुवालसमं करेंति, त्ता चाउद्दसमं करेंति, त्ता दुवालसमं करेंति ।**

તેઓએ સૌ પ્રથમ ચતુર્થભક્ત એટલે એક ઉપવાસ કર્યો. એક ઉપવાસ કરીને વિગય સહિત પારણાં કર્યા. પારણા બાદ ફરી છટ્ઠ કર્યો. બે ઉપવાસ કરીને પારણાં કર્યા. ત્યારબાદ ચતુર્થભકત કર્યા. પારણાં કરીને પછી ત્રણ ઉપવાસ કર્યા. પારણાં કરીને પછી બે ઉપવાસ કર્યા. પારણાં કરીને ચાર ઉપવાસ કર્યા. પારણાં કરીને ત્રણ ઉપવાસ કર્યા. પારણાં કરીને પાંચ ઉપવાસ કર્યા. પારણાં કરીને ચાર ઉપવાસ કર્યા. પારણાં કરીને છ ઉપવાસ કર્યા. પારણાં કરીને પાંચ ઉપવાસ કર્યા.

**करित्ता सोलसमं करेंति, करित्ता चौद्दसमं करेंति, करित्ता अट्ठारमं करेंति, करित्ता सोलसमं करेंति, करित्ता वीसइमं करेंति, करित्ता अट्ठारसमं करेंति, करित्ता वीसइमं करेंति, करित्ता, सोलसमं करेंति, करित्ता अट्ठारसमं करेंति, करित्ता चौदसमं करेंति, करित्ता सोलसमं करेंति करित्ता दुवालसमं करेंति, करित्ता चोद्दसमं**

करेंति, करित्ता दसम करेंति करित्ता छट्ठं करेंति, करित्ता अट्ठं करेंति, करित्ता चउत्थं करेंति करित्ता, छट्ठं करेंति, करित्ता चउत्थं करेंति, सव्वत्थ सव्वकाम गुणिएणं पारेंति, एवं खलु एसा खुड्डाग सीह निक्कीलियस्स तवो कम्मस्स पढमा परिवाडी छहिं मासेहिं सत्तहिं य अहोरत्तेहिय अहासुत्तं जाव आराहिया भवइ।

પાંચ ઉપવાસ કરીને પારણાં કર્યા. ફરી સોળ ભકત એટલે સાત ઉપવાસ કર્યા, પારણાં કરીને છ ઉપવાસ કર્યા, પારણાં કરીને આઠ ઉપવાસ કર્યા. પારણાં કરીને સાત ઉપવાસ કર્યા. પારણાં કરીને નવ ઉપવાસ કર્યા. પારણાં કરીને આઠ ઉપવાસ કર્યા. પારણાં કરીને નવ ઉપવાસ કર્યા. પારણાં કરીને સાત ઉપવાસ કર્યા. પારણાં કરીને આઠ ઉપવાસ કર્યા. પારણાં કરીને છ ઉપવાસ કર્યા. પારણાં કરીને સાત ઉપવાસ કર્યા. પારણાં કરીને પાંચ ઉપવાસ કર્યા. પારણાં કરીને છ ઉપવાસ કર્યા. પારણાં કરીને ચાર ઉપવાસ કર્યા. પારણાં કરીને પાંચ ઉપવાસ કર્યા. પારણાં કરીને ત્રણ ઉપવાસ કર્યા. પારણાં કરીને ચાર ઉપવાસ કર્યા. પારણાં કરીને બે ઉપવાસ કર્યા. પારણાં કરીને ત્રણ ઉપવાસ કર્યા. પારણાં કરીને એક ઉપવાસ કર્યો. પારણાં કરીને બે ઉપવાસ કર્યા. પારણાં કરીને એક ઉપવાસ કર્યો. તેઓએ બધા પારણાં વિગય સહિત કર્યા હતાં.

આ પ્રમાણે ક્ષુદ્રસિંહ નિષ્ક્રીડિત તપની આ પ્રથમ પરિપાટી છે. છ માસ અને સાત દિવસ રાત સુધી સૂત્રોકત વિધિ મુજબ તેની આરાધના હોય છે.

### -: તપશ્ચર્યાનું સ્પષ્ટીકરણ કોઠો :-

| | |
|---|---|
| ૧ સપ્તમીયા ભીક્ષુ પડિમા | ૨ અઠ્ઠમીયા ભિક્ષુ પડિમા |
| ૩ નવમીયા ભીક્ષુ પડિમા | ૪ દશમીયા ભિક્ષુ પડિમા |
| ૫ ભદ્રોત્તરા પડિમા | ૬ લઘુસર્વતો ભદ્ર પડિમા |
| ૭ મહાસર્વતો ભદ્ર પડિમા | ૮ મુક્તાવલી હાર |
| ૯ રત્નાવલી હાર | ૧૦ કનકાવલી હાર |
| ૧૧ લઘુસિંહ ક્રીડિત | ૧૨ મહાસિંહ ક્રીડિત |

આ બારે નંબરના તપને કોઠાઓમાંથી સમજવા પ્રયત્ન કરશો.

૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧

૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨ ૧૮

૩ ૩ ૩ ૩ ૩ ૩

૪ ૪ ૪ ૪ ૪ ૪ ૪ ૪ ૩૬

૫ ૫ ૫ ૫ ૫ ૫ ૫

૬ ૬ ૬ ૬ ૬ ૬ ૬ ૬

૭ ૭ ૭ ૭ ૭ ૭ ૭ ૭ ૭

૮ ૮ ૮ ૮ ૮ ૮ ૮ ૮ ૮

૯ ૯ ૯ ૯ ૯ ૯ ૯ ૯





# દશ દશમીયા ભીક્ષુપડિમા

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૦ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨૦ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩૦ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪૦ |
| ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫૦ |
| ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬૦ |
| ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭૦ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮૦ |
| ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯૦ |
| ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦૦ |

દિવસ-૧૦૦, ૫૫૦-દાતી

CARE ART

## લઘુ સર્વતોભદ્ર પડિમા

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |

તપદિન-૭૫, પારણા-૨૫

CARE ART

## ભદ્રોતરા પડિમા

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૭ | ૮ | ૯ | ૫ | ૬ |
| ૯ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૫ |
| ૮ | ૯ | ૫ | ૬ | ૭ |

તપદિન-૧૭૫, પારણા-૨૫

CARE ART



# મુક્તાવલી હાર

-: તપસ્યા કાળ :-

એક પરિપાટીનો સમય : ૧૧ મહિના, ૨૫ દિવસ

ચાર પરિપાટીનો સમય : ૩ વર્ષ, ૧૦ મહિના

-: તપના દિવસ :-

એક પરિપાટીના તપોદિન : ૨૮૫ દિવસ

ચાર પરિપાટીના તપોદિન : ૩ વર્ષ, ૨ મહિના

-: પારણા :

એક પરિપાટીના પારણા :- ૬૦

ચાર પરિપાટીના પારણા :- ૨૪૦








# મહા સર્વતોભદ્રપડિમા

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ |
| ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ | ૨ |
| ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૧ |
| ૫ | ૬ | ૭ | ૧ | ૨ | ૩ | ૪ |







## અઠ અઠમીયા ભીક્ષુ પડિમા

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૧૬ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૨૪ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૩૨ |
| ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૪૦ |
| ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૪૮ |
| ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૫૬ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૬૪ |

કુલ દવસ -૬૪,૨૮૮ દાત

## સપ્ત સપ્તમીયા ભીક્ષુ પડિમા

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૭ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૧૪ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૨૧ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૨૮ |
| ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૩૫ |
| ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૪૨ |
| ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૪૯ |

કુલ દિવસ-૪૯, ૧૯૬-દાતી

## મહા સિંહ ક્રિડિત

તપશ્ચા કાળ

* એક પરિપાટીનો સમય :- ૧ વર્ષ, ૬ મહિના, ૧૮ દિવસ
* ચાર પરિપાટીનો સમય :- ૬ વર્ષ, ૨ મહિના, ૧૨ દિવસ

તપના દિવસ

* એક પરિપાટીના તપોદિન :- ૧ વર્ષ, ૪ મહિલ, ૧૭ દિવસ
* ચાર પરિપાટીના તપોદિન ૫ વર્ષ, ૬ મહિલ, ૮ દિવસ

પારણા

એક પરિપાટીના પારણા-૬૧

ચાર પરિપાટીના પારણા :- ૨૪૪

CARE ART

## લઘુ સિંહ ક્રિડિત

-: તપસ્યા કાળ :-

એક પરિપાટીનો સમય - ૬ મહિના, ૭ દિવસ

ચાર પરિપાટીનો સમય.- ૨ વર્ષ, ૨૮ દિવસ

-: તપના દિવસ :-

એક પરિપાટીના તપોદિન :- ૫ માસ ૪ દિવસ

ચારે પરિપાટીના તપોદિન :- ૨ વર્ષ, ૮ મહિના, ૧૬ દિવસ

-: પારણા :-

એક પરિપાટીના પારણા.- ૩૩

ચાર પરિપાટીના પચરણા.-૧૩૨

CARE ART


રત્નાવલી હાર
તપસ્યા કાળ { એક પરિપાટીનો સમય : ૧ વર્ષ, ૩ મહિના, ૨૨ દિવસ.
ચાર પરિપાટીનો સમય : ૫ વર્ષ, ૨ મહિના, ૨૮ દિવસ.
તપના દિવસ { એક પરિપાટીના તપોદિન : ૧ વર્ષ, — ૨૪ દિવસ.
ચાર પરિપાટીના તપોદિન : ૪ વર્ષ, ૩ મહિના, ૬ દિવસ.
પારણા { એક પરિપાટીના પારણા : ૮૮.
ચાર પરિપાટીના પારણા : ૩૫૨.


કનકાવલી હાર
તપસ્યા કાળ { એક પરિપાટીનો સમય : ૧ વર્ષ, ૫ મહિના, ૧૨ દિવસ.
ચાર પરિપાટીનો સમય : ૫ વર્ષ, ૯ મહિના, ૧૮ દિવસ.
તપના દિવસ { એક પરિપાટીના તપોદિન : ૧ વર્ષ, ૨ મહિના, ૧૪ દિવસ.
ચાર પરિપાટીના તપોદિન : ૪ વર્ષ, ૯ મહિના, ૨૬ દિવસ.
પારણા { એક પરિપાટીના પારણા : ૮૮.
ચાર પરિપાટીના પારણા : ૩૫૨.

દેવાનુપ્રિયો ! મહાબળ પ્રમુખ સાતે મુનિઓએ કેવી સુંદર ઉગ્ર સાધના કરી છે. અણગાર જીવનમાં તેમણે પ્રમાદને સ્થાન જ આપ્યું નથી. પ્રમાદ ત્યાગ્યા વિના તપ કેમ થાય ? આ તો હજુ એક પરિપાટીની વાત થઈ. આ લઘુસિંહ નિષ્ક્રીડિત ક્ષુલ્લક અને મહત્‌ની દૃષ્ટિએ બે પ્રકારનું હોય છે. અનુલોમ ગતિથી પહેલાં ચતુર્થ ભક્તથી આરંભીને વીસ ભક્ત સુધી તપ કરવામાં આવે છે. અને પ્રતિલોમ ગતિથી પ્રથમ વીસ ભક્તથી આરંભીને ચતુર્થ ભક્ત સુધી પૂર્ણ કરવાનું હોય છે. આવી રીતે અનુલોમ અને પ્રતિલોમ વિધિથી કરવામાં આવેલું આ તપ ક્ષુલ્લક નિષ્ક્રીડિત તપ ગણાય છે. અનુલોમ વિધિની સમાપ્તિ બાદ પ્રતિલોમ વિધિથી આ તપ આરંભીને તેના પહેલાં વચ્ચે અઢાર ભક્ત થઈ જાય છે. આ ચતુર્થ, ષષ્ઠ, અષ્ટમ વગેરે એકએક ઉપવાસની વૃદ્ધિથી એક ઉપવાસ, બે ઉપવાસ અને ત્રણ ઉપવાસ વગેરેના હોય છે.

આમાં ચતુર્થ, ષષ્ઠ, અષ્ટમ દશમ, દ્વાદશ, ચતુર્દશ અને ષોડશ ભક્ત આ બધા અનુક્રમે ચાર ચાર ત્રણ ત્રણ થઈ જાય છે. તેમજ નવ ઉપવાસ બે હોય છે. તપસ્યાના દિવસો ૧૫૪ અને પારણાંના દિવસો ૩૩ આમ બંનેના ભેગાં મળી પ્રથમ પરિપાટીના ૧૮૭ દિવસો હોય છે. પારણાંના દિવસે વિગય સહિત આહાર કરવામાં આવે છે. આ પ્રમાણે ક્ષુદ્રસિંહ નિષ્ક્રીડિત તપની પ્રથમ પરિપાટી સૂત્રોક્ત વિધિ મુજબ છ માસ અને સાત દિવસ રાત્રી સુધીમાં આરાધના કરવામાં આવે છે.

**तयाणंतरं दोच्चंपि परिवाडीए चउत्थं करेंति, नवरं विगइवज्जं पारेंति, एवं तच्चापि परिवाडी नवरं पारणाए अलेवाडं पारेंति, एवं चउत्था वि परिवाडी नवरं पारणाए आयंबिलेणं पारेंति ॥**

આ પ્રથમ આરાધના પૂર્ણ થાય ત્યારે બીજી પરિપાટીમાં ચતુર્થ ભક્તની તપશ્ચર્યા કરનારા વિગય રહિત આહારનાં પારણાં કરે છે. આ પ્રમાણે ત્રીજી પરિપાટી પણ હોય છે. તેના પારણાં વિગય વગરનાં પણ લૂખા અન્નથી કરવાના હોય છે. આ પ્રમાણે ચોથી પરિપાટી પણ કરવાની હોય છે. તેનાં પારણાં ભાત વગેરેનાં ઓસામણમાં એટલે કે અચિત્ત પાણીમાં પલાળેલાં લૂખા અન્ન જેવા કે આયંબીલના જેવા હોય છે.

ધન્ય આવા ઉગ્ર તપસ્વી સંતોને ! જેઓએ દેહની મમતા છોડી આત્માને ઉજ્જવળ બનાવવા પરમપુરૂષાર્થ ઉપાડયો. હજુ પણ આત્મ શુદ્ધિની પરમ કામનાએ તેઓ પોતાના સ્થવિર ગુરૂદેવ પાસે જાય છે. **जेणेव थेरे भगवंते तेणेव उवागच्छंति त्ता थेरे भगवंते वंदंति नमंसंति, वंदित्ता, नमंसित्ता एवं वयासी ॥** મહાબળ પ્રમુખ સાતે અણગારો જ્યાં સ્થવિર ભગવંત હતાં ત્યાં ગયા. ત્યાં જઈને તેમણે ભગવંતને વંદના નમસ્કાર કર્યા. વંદન નમસ્કાર કરીને તેઓએ વિનંતિ કરતાં કહ્યું :

इच्छामो णं भंते ! महालयं सीहनिक्कीलियं तहेव जहा खुड्डागं नवरं चोत्ती सइमाओ निसाए एगाए परिवाडिए कालो एगेणं संवच्छरेणं छहिं मासेहिं अट्ठारसहिय अहोरत्तेहिं य समप्पेइ।

હે ભગવંત ! અમે મહાન સિંહ નિષ્ક્રીડિત તપ કર્મ કરવા ઇચ્છીએ છીએ. ત્યારબાદ સ્થવિર ભગવાનની આજ્ઞાથી મહાબળ પ્રમુખ સાતે અણુગારો મહાન સિંહ નિષ્ક્રીડિત તપ કર્મમાં પ્રવૃત થઈ ગયા.

મહાનિષ્ક્રીડિત તપની વિધિ પણ ક્ષુલ્લક સિંહ નિષ્ક્રીડિત તપની વિધિ અનુસાર જ હોય છે. તેમાં થોડી વિશેષતા છે કે આ તપને આચરનાર સંયમી સાધક એક ઉપવાસથી શરૂ કરે છે. ત્યારબાદ તે અનુલોમ ગતિથી પૂર્વે વર્ણવેલા ક્ષુલ્લક સિંહ નિષ્ક્રીડિત તપકર્મના આરાધના ક્રમથી સોળ ઉપવાસ રૂપ ચોત્રીસ ભક્ત સુધી આ તપ કરે છે. ત્યારબાદ તે ત્યાંથી પાછો ફરે છે. પાછા ફરવાનો ક્રમ આ પ્રમાણે છે.

જ્યારે તે સાધક સોળ ઉપવાસ કરી લે છે ત્યારે પ્રતિલોમ ગતિથી પ્રત્યાવૃત્તિ કાળમાં વચ્ચે પંદર ઉપવાસ રૂપ દ્વાત્રિંશત્ ભક્ત કરે છે. ફરી તે સોળ ઉપવાસ કરે છે. ત્યારબાદ ચૌદ ઉપવાસ કરે છે. પછી પંદર કરે છે. આ રીતે પૂર્વોક્ત ક્રમથી તે ચતુર્થ ભક્ત પર્યન્ત તપસ્યા કરે છે. મહાસિંહ નિષ્ક્રીડિત તપનું પ્રથમ પરિપાટી યંત્ર બનાવેલા કોઠામાંથી જોઈ લેવા અને તે પ્રમાણે જ સમજી લેવા કોઠાના અંકો તે ઉપવાસના છે તે પ્રમાણે દરેક બીજી, ત્રીજી અને ચોથી પરિપાટીઓના અંકો જાણવા જોઈએ. મહાસિંહ નિષ્ક્રીડિત તપમાં એક પરિપાટીમાં 'અનુલોમની પ્રતિલોમની અપેક્ષા ચતુર્થ, ષષ્ઠ, અષ્ટમ વગેરેથી' શરૂ કરી ચૌદ ઉપવાસ સુધી બધા ઉપવાસો ચાર ચાર હોય છે. એટલે કે પ્રથમ ભક્ત ૪, ચતુર્થ ભક્ત ૪, ષષ્ઠ ભક્ત ૪, અષ્ટમ ભક્ત ૪, વગેરે ચૌદ ઉપવાસો સુધી જાણવું જોઈએ. પંદર ઉપવાસ ૩ અને સોળ ઉપવાસ ૨ થઈ જાય છે.

આ પ્રમાણે અહીં દરેક દરેક પરિપાટીમાં અનુલોમ પ્રતિલોમ વિધિ મુજબ તપસ્યાના બધા દિવસોની ગણત્રી કરીએ તો ૪૯૭ દિવસો થાય છે. પારણાંના દિવસોની સંખ્યા ૬૧ હોય છે. આ બંનેના સરવાળાના જેટલા દિવસો થાય છે. તેને શાસ્ત્રકાર "एगाए परिवाडीए" વગેરે પદો દ્વારા સ્પષ્ટ કરે છે. એક પરિપાટીનો કાળ એક વર્ષ છ માસ અને અઢાર દિવસોમાં પૂરો થાય છે. सव्वं वि सीहनिक्कीलिए छहिं वासेहिं दोहि मासेहिं वारसहिय अहोरत्तेहिं य समप्पेइ આ સિંહ નિષ્ક્રીડિત તપને સંપૂર્ણપણે પૂર્ણ કરવામાં છ વર્ષ બે માસ અને બાર દિવસ રાત જેટલો વખત લાગે છે.

तएण ते महब्बल पामोक्खा सत्त अणगारा महालयं सिंहनिक्कीलियं अहासुत्तं जाव आराहेत्ता जेणेव थेरे भगवंते तेणेव उवागच्छंति । આ રીતે યથા સૂત્ર અને યાવત્ વિધિ મહાસિંહ નિષ્ક્રીડિત તપને આરાધીને મહાબળ પ્રમુખ સાતે અણગારો જ્યાં સ્થવિર ભગવંત હતાં ત્યાં આવ્યા.

उवागच्छित्ता थेरे भगवंते वंदंति नमंसंति, वंदित्ता नमंसित्ता, बहूणि चउत्थ जाव विहरंति । ત્યાં જઈને તેમણે સ્થવિર ભગવંતોને વંદન નમસ્કાર કરીને ચતુર્થ, ષષ્ઠ, અષ્ટમ વગેરે તપોને આરાધતાં વિહાર કરવા લાગ્યા.

જુઓ ! આ મુનિઓએ કેટલા આકરા તપ કર્યા. આવી તપસ્યા કરવાથી શરીરમાં બાકી શું રહે ? શાસ્ત્રકાર કહે છે કે तपणं महाब्बल पामोक्खा सत्त अणगारा तेण ओरालेणं सुका भुक्खा जहा खंदओ । તેઓ સાતે અણગારો સ્કંદક મુનિની જેમ આલોક અને પરલોકની ઈચ્છા રહિત હોવાથી પ્રધાન તપ દ્વારા શુષ્ક શરીર અને ભૂખ્યા સુક્કા થઈ ગયા. આટલી આકરી તપશ્ચર્યાથી શરીર સુકાઈને લાકડા જેવું થઈ ગયું. શરીર સત્ત્વરહિત બની ગયું.

नवरं थेरे आपुच्छित्ता चारु पव्वयं दुरुहंति, दुरुहित्ता जाव दो मासियाए संलेहणाए सवीसं भत्तसयं चउरासीइं वाससय सहस्साइं सामण्ग परियागं पाउणंति ।

મહાબળ પ્રમુખ સાતે અણગારો ભગવંત સ્થવિરની આજ્ઞા મેળવી ચારૂ નામના પર્વત ઉપર ચઢયા, ત્યાં જઈને તેઓએ પાદોપગમન સંથારો ધારણ કર્યો. આ પ્રમાણે પોતાનું ૮૪ લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી, અંતે દેહને છોડી, તેઓ પાંચ અનુત્તર વિમાનનાં જયંત નામના વિમાનમાં દેવની પર્યાયથી ઉત્પન્ન થયા.

સાતે અણગાર મુનિઓએ ચારૂ નામના પર્વત ઉપર સંથારા કર્યા એ તમોએ સાંભળ્યું. સંથારો કરવો તે કોઈ સાધારણ વાત નથી. સંથારો કોણ કરી શકે ? જેને શરીરની મમતા છુટી જાય તે જ કરી શકે તમોએ સાંભળ્યું હશે કે આજથી દશેક વર્ષ પૂર્વે પૂર્વ ભારત દેશમાં બિહારના પાટનગર પટણા પાસે રાજગૃહિ નગરીમાં તપસ્વી શ્રી જગજીવનજી મ. સાહેબે ૪૫ દિવસનો સંથારો કરેલો હતો. તમારામાંથી જરૂર કોઈ વ્યકિત ત્યાં તપસ્વીજીના દર્શનાર્થે ગયા હશે.

રાજગૃહિ એ જૈનોનું તીર્થ છે. ત્યાં પાંચ પહાડ છે. તે પહાડો ઉપર ગણધર તપસ્વી–ત્યાગી–મુનિ મહાત્માઓએ સાધના કરી છે. અનેક આત્માઓએ સંથારા કરી નિર્વાણ પ્રાપ્તિ કરેલી છે. ધન્ના–શાલીભદ્ર મુનિના સંથરાના સંસ્મરણો ત્યાં જોવા મળે છે. આવી પવિત્ર સાધના ભૂમિમાં આપણાં તપસ્વીજી જગજીવનજી મહારાજે ઉદયગિરિ નામના ત્રીજા પર્વતની તળેટીમાં અણસણ–સંથારો કર્યો હતો.

## ઉદયગિરિના તપસ્વી સંત પૂજ્ય શ્રી જગજીવનજી સ્વામી.

સૌરાષ્ટ્ર દેશના ગિર વિભાગમાં અમરેલી જીલ્લાનું ધારી પાસે દલખાણીયા નામે ગિરના દ્વાર સમું નાનું ગામ છે. ત્યાં ધર્મપ્રેમી મોનજીભાઈ અને ભગવતી માતા જકલબેનને ઘેર તેમનો સં. ૧૯૪૨ માગસર વદ સાતમને સોમવારે જન્મ થયો હતો. માતા-પિતાના સુસંસ્કારોથી ગ્રામ્ય જીવનના પ્રાથમિક અભ્યાસ વડે તૈયાર થયેલા જગજીવનભાઈના યૌવન વયે ધર્મસ્વરૂપા અમૃત રૂપા શ્રી અમૃતબેન સાથે લગ્ન થયાં હતાં. વડીલોના વ્યવહાર અને વ્યવસાયને અનુરૂપ ગૃહસ્થાશ્રમના આદર્શને દીપાવતાં તેઓ એક સત્ય નિષ્ઠ ગ્રામ શેઠ બની ગયા. ગ્રામ જનતાની મીઠી લાગણીએ તેઓ ગ્રામ પિતા કહેવાવા લાગ્યા. સૌના સુખ દુઃખમાં ભાગ લેનાર દુઃખીઓના બેલી, અસહાયના નાથ, ધર્મના પાલક થોડા વર્ષોમાં ચારે બાજુએ કીર્તિના કળશ સરીખા બની ગયા. ગૃહજીવનમાં માતા અમૃતબાઇને બે પુત્ર અને ચાર પુત્રીઓ હતાં. સૌને સુસંસ્કારીત બનાવી કર્તવ્ય-દક્ષતાએ એક મોટા પુત્ર બચુભાઈ (અમૃતલાલ) તેમજ પ્રેમકુંવરબેન અને ચંપાબેનના લગ્ન કર્યા. પુત્ર નાના હોવાં છતાં તેમના ઉપર ગૃહજીવનની ફરજો શીખવી. તેઓએ બાવન વર્ષે સૌરાષ્ટ્ર કેસરી પૂજ્ય ગુરૂદેવ પ્રાણુલાલજી મ. ના શરણુમાં સં. ૧૯૯૪ માગસર માસમાં બગસરા મુકામે પરમ વૈરાગ્યે ભાવે ભાગવતી જૈન દીક્ષા અંગીકાર કરી હતી. આ દીક્ષાના સાથી સ્વરૂપા તેમના ત્રીજા સુપુત્રી બા. બ્ર. શ્રી પ્રભાબાઈ મહાસતીજી હતાં.

તપસ્વીની દીક્ષા બાદ સંયમ તપની ઉત્કૃષ્ટ આરાધના કરતાં ગુરૂદેવની સેવા કરતાં જીવન ધન્યતા અનુભવી રહ્યા હતાં. સં. ૧૯૯૯ જેઠ સુદ ૨ વેરાવળ મુકામે તપસ્વીજીના બીજા નંબરના પુત્ર બા. બ્ર. પં. રત્ન શ્રી જયંતિલાલજી મ. ની દીક્ષા થઈ. પિતા-પુત્રની ત્યાગ વૈરાગ્યની જોડલી એ શ્રીસંઘમાં અને ગચ્છમાં અનોખી પ્રતિભા સંપન્ન કરેલી.

બા. બ્ર. શ્રી જયંતિલાલજી મ. ની ન્યાય દર્શનના અભ્યાસની તીવ્ર ભાવનાએ ગુરૂદેવની આજ્ઞાનુસાર તપસ્વીજી મ. સહયોગી બની, બનારસ (કાશી) તરફ પધારવાનો નિર્ણય થયો. સં. ૨૦૦૪ માં સાવરકુંડલા મુકામે તપસ્વીજીના સૌથી નાના સુપુત્રી બા. બ્ર. શ્રી જયાબાઈ મ. ની દીક્ષા કરવામાં આવી અને પૂજ્ય તપસ્વીજીએ ઉત્તર ભારતનો વિહાર કર્યો. રસ્તામાં અનેક સંકટોને સહન કરતાં ઉગ્ર વિહાર સાથે પ્રથમ ચાતુર્માસ આગરા શહેરમાં બિરાજ્યા. ત્યાંથી ત્રણ વર્ષ કાશીમાં બા. બ્ર. જયંતિલાલજી મ. ને અભ્યાસ કરાવી પરમ દાર્શનિક બનાવી પૂર્વભારત સંઘોની અનન્ય ભક્તિ ભાવપૂર્વકની વિનંતિનો સ્વીકાર કરી તપસ્વી સં. ૨૦૦૮ નું ચાતુર્માસ કલકત્તા બિરાજ્યા. ચાતુર્માસ બાદ સં. ૨૦૦૯ માગસર સુદ ૧૦ બુધવારના

કલકત્તા મુકામે મારી (ગિરીશમુનિજી) દીક્ષા કરવામાં આવી. તીર્થંકરોની પવિત્ર ભૂમિ એવા બિહાર બંગાલ-ઓરિસ્સાના અનેક સુદૂર ક્ષેત્રોમાં વિચરતાં, ચાતુર્માસ બિરાજતાં શ્રી સંઘોની સ્થાપનાઓ થઈ. થોડા વર્ષમાં અનેક ક્ષેત્રો તૈયાર થયા. સ્થા. જૈન સાધુ સાધ્વીજીઓનું આગમન થવા લાગ્યું.

તપસ્વીજી પ્રકૃતિના પુરૂષાર્થશીલ મહાત્મા હતાં. તેઓએ કાવ્યમાં અનેક ગ્રન્થોની રચના કરી છે. તપસ્વીજી ધ્યાન-સ્વાધ્યાયની સતત સાધનામાં મસ્ત રહેતા હતાં. કાઠિયાવાડી ભાષામાં માર્મિક હિત અને શ્રેયના ભાવોથી ઘણીવાર ઉપદેશ આપતાં હતાં. તેમની વાણીમાં એક અદ્‌ભૂત આકર્ષણ હતું. સાંભળ્યા પછી લોકો કંઈક ત્યાગ-નિયમને લઈને જતાં.

પૂર્વ ભારતના તીર્થોને જોયા પછી તેમને પણ ત્યાંજ સાધના કરી બેસી જવાના ભાવ થતાં હતાં. ઉંમરની દીર્ઘતા હોવા છતાં આંખનું તેજ અને કાનનું શ્રવણ બરાબર બની રહ્યું હતું. વિહાર વેળાએ આગળ ચાલી માર્ગદર્શક બનતાં હતાં. તપસ્વીજી તો ઘરના વડીલ પિતા સરીખા પૂજ્ય હતાં. તેમનો અમારા ઉપર અસીમ ઉપકાર છે. આજે તમો જે કંઈ જુઓ છો, સાંભળો છો, મેળવો છો તે મારૂં નથી તેમની જ કૃપાનું ફળ છે.

તપસ્વીજીએ સં. ૨૦૨૩ ના ધનવાદ ચાતુર્માસ કરેલું બા. બ્ર. જયંતિલાલજી મ. ની દેશના એ અપૂર્વ જાગૃતિ કરી. શ્રી સંઘમાં અનેરા આનંદમંગળ સાથે ધર્મધ્યાન અને તપ-ત્યાગના ઘેર ઘેર તોરણો બંધાયા. તપસ્વીજીએ કોઈ અંતર સંગ્રહીત ભાવનાના આધારે પંદર દિવસના ઉપવાસ કર્યા, છતાં પારણાંના ભાવ જ નહિ. પૂર્વ ભારતના શ્રી સંઘો દર્શનાર્થે આવ્યા. તપસ્વીજીને વિનંતિ કરી પારણું કરાવ્યું. ચાતુર્માસ સમાપ્તિ બાદ તપસ્વીજીએ રાજગૃહ તરફ પ્રયાણ કર્યું, અને સંથારાની ભૂમિનું અવલોકન કરી અણસણની જાહેરાત કરી. સૌ સાંભળીને વિચારમાં જ પડી ગયા. છેવટે તપસ્વીજીના વિચાર સામે સૌને ઝુકવું પડયું અને ઉદયગિરિ પર્વતની તળેટીમાં અણસણનો પ્રારંભ થયો. તે દિવસ હતો. **સં. ૨૦૨૪ માગસર વદ સાતમને શનિવાર.** આ સમયે બા. બ્ર વિદુષી શ્રી લલિતાબાઈ મ. ઠા. ૬ પણ કલકત્તાથી ઉગ્ર વિહાર કરીને પધારી ગયા હતાં પૂર્વભારત સ્થા. જૈન સંઘો તેમજ કલકત્તા શ્રી સંઘ ઉદયગિરિ પાસે તળેટીમાં ચતુર્વિધ શ્રીસંઘની અપૂર્વ સેવા બજાવી રહેલ હતાં. તપસ્વીજીતો એક પુવાલ (સુકુ ઘાસ) ની ઝુંપડીમાં ઘાસની પથારી કરી સાધનામાં બિરાજી ગયા. સ્વાધ્યાય અને શાસ્ત્રાર્થના પાઠો ચાલતાં હતાં. સ્તોત્રો અને જપ-જાપના પવિત્ર સ્વરોથી વાતાવરણ ગુંજી રહ્યું હતું.

તપસ્વીજી પ્રતિદિન પોતાના અંતરાત્મામાં અનુભવાતાં ભાવોને પ્રગટ કરતાં

હતાં. દેશદેશના લોકો ઉમટયા હતા. બિહાર રાજ્યના મંત્રીઓ, આનંદી મૈયા, બૌધ્ધમહંતો વિનોબાજી વગેરેએ આવી તપસ્વીજીના દર્શન કર્યા અને ચરણ સ્પર્શ કરી ધન્યતાનો અનુભવ કરવા લાગ્યા.

તપસ્વીજીએ તો ભેદ જ્ઞાનના પ્રાગટ્ય ભાવોથી કાયાની માયા મૂકી સમતા ભાવે કર્મબંધનો તોડવાના પરમ પુરૂષાર્થ એવા પંડીત મરણમાં લાગી ગયા હતાં.

इक्कं पंडियमरणं, छिंदइ जाई सयाणि बहुयाणि ।
तं मरणं मरियव्वं, जेण मओ सुम्मओ होइ ॥ સમણસુત્ર-૫૭૦

એક પંડિત મરણ સેંકડો જન્મોનો નાશ કરે છે. જેથી એવી રીતે મરવું જોઈએ કે મરણ સુમરણ બની જાય.

ધન્ય છે તેમની અદ્‌ભૂત શક્તિને !
ધન્ય છે તેમની સમતા રસ સાધનાને !

સંથારો ૪૫ દિવસે સીજ્યો. તપસ્વીજી સમાધિ ભાવે પંડીત મરણે આત્મ કલ્યાણની ઉત્તમ ભાવનાએ સં. ૨૦૨૪ મહાસુદ સાતમને સોમવારે કાળ ધર્મને પામ્યા. પૂજ્યશ્રીનું જીવન અને તેમના પ્રસંગો સાંભળવા જેવા છે. સમય ઘણો થઈ ગયો છે. સાધનાના સૌભાગ્યને પ્રાપ્ત કરવા આવા પુણ્ય શ્લોક મહાત્માના ગુણાનુવાદ કરવા જોઈએ.

સંલેખના ધર્મની વિશેષતા ફરમાવતાં જ્ઞાની જનો કહે છે કે

संलेहणा य दुविहा, अब्भिंतरिया य बाहिरा चेव
अब्भिंतरिया कसाए, बाहिरिया होइ य सरीरे સમણસુત્તં ૫૭૪

સંલેખના બે પ્રકારની છે. આભ્યંતર અને બાહ્ય. કષાયોને પાતળા પાડવા એ આભ્યંતર સલેખના અને શરીરને પાતળું પાડવું એ બાહ્ય સંલેખના છે.

न वि कारणं तणमओ संथारो, न वि य फासुया भूमी
अप्पा खलु संथारो, होइ विसुध्धो मणो जस्स ॥ સમણસુત્તં ૫૭૧

જેનું મન વિશુધ્ધ છે. તેની પથારી નથી ઘાસની કે નથી પ્રાસુક ભૂમિની, તેનો આત્મા જ તેની પથારી છે.

મહાબળ પ્રમુખ સાતે મુનિરાજો પણ સંથારાની પરમોત્તમ સાધના કરી આત્મ સૌભાગ્યને પામી ગયા.

तत्थणं अत्थेगइयाणं देवाणं बत्तीसं सागरोवमाई. ठिई तत्थणं महब्बल वज्जाणं छण्हं देवाणं देसूणाइं बत्तीसं सागरोवमाइं ठिई ।

જયંત નામના અનુત્તર વિમાનના કેટલાક દેવોની ૩૨ સાગર પ્રમાણુ સ્થિતિ છે. મહાબળ સિવાયના બાકીના છ એ દેવોની સ્થિતિ ૩૨ સાગર પ્રમાણુમાં થોડી ઓછી છે અને મહાબળ મુનિની ત્યાં દેવ સ્વરૂપે સ્થિતિ ૩૨ સાગર જેટલી છે. હવે ત્યાંની સ્થિતિ પૂર્ણ કરી કયાં જન્મ પામશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૬૧

# ૭૧ ઉપવાસી તારાબેન!

( ભાદરવા વદ ૪ તા. ૧૨-૯-૭૬ રવિવાર )

આજે તપ મહોત્સવનો મહામાંગલિક દિવસ છે. ઉગ્ર તપસ્વી શ્રી તારાબેન આજે ૭૧ દિવસના ઉપવાસની પરમ સાધના પૂર્ણ કરી રહ્યા છે.

ભગવાન મહાવીરની જીવની તપોપુત જીવની હતી. તેમની તપશ્ચર્યાની ગણુના આપણુને આશ્ચર્યમાં ડુબાડી દે છે. આવા પરમ તપસ્વી શાસન પતિ ભગવંતના ચતુર્વિધ શ્રી સંઘમાં અપૂર્વ તપશ્ચર્યાઓ થઈ રહી છે. પંચમ કાળ હોવા છતાં પણ એક એક ભવ્યાત્માઓની તપસ્યા સાંભળીએ છીએ ત્યારે તેની અનંત શક્તિના પ્રયોગનું આપણુને સૌને ગૌરવ થાય છે.

આ જીવે પૂર્વકાળમાં પાપ કરવામાં પાછુ વાળીને જોયું નથી તે સઘળા પાપ કર્મોને ધોવા માટે કોઈને કોઈ સાધનાની જરૂર તો રહે જ છે. તેનું નામ છે તપશ્ચર્યા.

આજનો માનવી પાપ કરીને સુખી બનવા ચાહે છે. સુખી થવા માટે જે જે સાધનો ઉભા કર્યા, તેની પાછળ કેટલી હિંસા અને કેવા આરંભ તેનો કોઈ દિવસ વિચાર કરો છો? તમો એમ કહેશો કે પાપ કરનારાઓ ઘણાં સુખી દેખાય છે. ભાઈઓ! તમો જરૂર વિચાર કરજો તેઓ સુખી દેખાય છે. તે પાપથી નથી પરંતુ ગત જન્મના સારા-શુભ પુરૂષાર્થનું ફળ જ ભોગવી રહ્યા છે. અત્યારના પાપ તેને સુખી નહિ બનવા દે. તેની જરૂર નોંધ કરી લેજો. માણુસને પાપ છોડવા નથી અને સુખી-સાધન સંપન્ન બની રહેવું છે તે કેમ બની શકાશે?

તમારા સુખનું સાધન ઉદય-અલંકાર કે શ્રેયસ ટોકિઝ? સીનેમા જોનારો કોણુ સુખી થયો તેની નોંધ કરતાં રહેજો. આજે મુંબઈમાં T. V. આવ્યું છે. તેનો કેટલો લાભ થયો; તે તમો પોતે જ કહો છો ને? રવિવારે સાંજે જૈનશાળામાં બાળકો જાય નહિ! પ્રતિક્રમણુ થાય નહિ! કોઈને ત્યાં મહેમાન બનીને જવાય નહિ! મહેમાન

તમારે ત્યાં આવે નહિ ! તે સિવાય તમારા ઘરમાં સૌને આંખના નંબર વધી રહ્યા છે. તે બધા ઉપર કોની પરમ કૃપા છે ? જવાબ તો આપો ! "રસિકભાઈ, કેમ બોલતાં નથી ? મહારાજ સાહેબ T. V. ની કૃપા છે."

મુંબઈમાં મીલો–કારખાનાં અને ફેક્ટરીઓમાં જૈનોની કેટલી છે ? આ બધી યોજનામાં કંઈ પાપ લાગે કે માત્ર પૈસા જ કમાઈ આપે ? એક ભાઈ કહેતાં હતાં કે ગુરૂમહારાજ ! પાપ કર્યા વિના મુંબઈમાં રહી શકાતું નથી. પાપની કબુલાત કરવી તે ઘણી સારી વાત છે. પાપને પાપ સમજનારો ક્યારેક પાપના ફળનો વિચાર કરશે. પાપના ફળ જાણશે તે પાપને દૂર કરવાનો પ્રયાસ અવશ્ય કરશે.

આજે મહાતપસ્વી શ્રી તારાબેનની દીર્ઘ તપશ્ચર્યાનો મહોત્સવ છે. તમો સૌ તેમને સન્માનવા આવ્યા છો. કેમ ! બરાબર વાત છે ને ? તેમને સન્માનવા છે કે તેમની તપસ્યાને સન્માનવી છે ? જુઓ તપશ્ચર્યા વિષે શાસ્ત્રકાર શું ફરમાવે છે ?

ગૌતમસ્વામી ભગવંત મહાવીરને પ્રશ્ન કરે છે.

પ્ર. तवेणं भंते ! जिवे किं जणयइ ? હે પ્રભુ ! તપ કરવાથી જીવને શું લાભ થાય છે ?

ઉ. तवेणं वोदाणं जणयइ । ઉત્ત. સૂત્ર. ૨૯/૭

તપ કરવાથી હે ગૌતમ ! પૂર્વના બાંધેલા કર્મોનો નાશ થાય છે. એટલે જે કર્મનો નાશ થાય તે કર્મ રહિત આ જીવ બને છે. જેથી તે કર્મના જવા પર (વોદાન) ખાલી થાય છે. જુઓ ! વોદાન વિષે ફરી પ્રશ્ન કરવામાં આવ્યો છે. જેથી આપણે વધારે સ્પષ્ટ સમજી શકીશું.

પ્ર. वोदाणेणं भंते ! जीवे किं जणयइ ? હે પ્રભુ ! વ્યવદાનથી જીવને શો લાભ થાય છે ?

ઉ. वोदाणेणं अकिरियं जणयइ, अकिरियाए भवित्ता तओ पच्छा सिज्झइ, बुज्झइ मुच्चइ, परिनिव्वायइ, सव्व दुक्खाणमंतं करेइ । ઉત્ત. સૂત્ર. ૨૯/૨૮

હે ગૌતમ વ્યવદાનથી જીવ અક્રિય થાય છે. અક્રિય થયા પછી આ જીવ સિધ્ધ, બુધ્ધ, મુક્ત થઈને સર્વ દુઃખોનો અંત કરે છે. તપથી આત્મા ખાલી થઇ જાય છે. કર્મ રહિત, પાપ રહિત બનવાનું મોટામાં મોટું સાધન તપ છે. તારાબેન તપ કરવાથી દુબળા તો પડી ગયા છે. પરંતુ તેમના કેટલા બધા પાપ કર્મોનો નાશ થઈ ગયો તેનો તમો જરૂર વિચાર કરશો.

આવી શાંતિ–સમાધિ પૂર્વકની તપસ્યા કરનારા કેટલા જોયા છે ? ઘણાં ઓછા લોકો જોવા મળે છે. તમોને એમ થતું હશે કે આટલા બધા દિવસની તપસ્યા કેમ

થાય ? અત્યાર સુધીમાં બ્રહદ્ મુંબઈના હજારો લોકો તારાબેનની તપસ્યાની શાતા પુછવા આવી ગયા હશે. સૌને એ વાતનું આશ્ચર્ય છે કે આવડો મોટો તપ કેવી રીતે કરતાં હશે. ચાલો ! આપણે તે બેનને જોવા તો જઈએ. આવા ભાવ થાય કે નહિ ? જરૂર થાય.

## તપ કોણ કરી શકે ?

આપણી સૌની શંકાનુ સમાધાન કે આવો તપ કોણ કરી શકે ? આવા તપ કરવા હોય તો શું કરવું જોઈએ ? તમોને પણ આવા વિચારો આવે છે ને ? શાસ્ત્રકાર શું ફરમાવે છે ?

પ્ર. आहार पच्चक्खाणेणं भंते ! जीवे किं जणयइ ?

આપણે જાણીએ છીએ કે આહારનો ત્યાગ કર્યા વિના ઉપવાસ ન બની શકે. તમો કહો છો ને કે ભૂખનાં મોઢાં ભાંગવા છે. એટલે આહાર છોડવાની વાત છે. સાંભળો ! ગૌતમ પ્રશ્ન કરે છે કે હે પ્રભુ ! આહારના પચ્ચક્ખાણ કરવાથી જીવને શું લાભ થાય છે ? ભગવંત સમાધાન કરે છે.

ઉ. आहार पच्चक्खाणेणं जीविया संसप्पओगं वुच्छिन्दइ, जीविया संसप्पओगं वुच्छिंदित्ता जीवे आहार मंतरेणं न संकिलिस्सइ । ઉત્ત. સૂત્ર. ૨૯/૩૫

આહારનો ત્યાગ કરવાથી જીવવાની આશા નષ્ટ થઈ જાય છે. અને તેથી આહારના અભાવમાં આત્માને કલેષ પણ થતો નથી. હવે આપણે સમજીએ છીએ કે અન્ન-પાણી-સુખડી-મુખવાસ આદિ ચાર પ્રકારના આહાર વગર જીવી શકાય નહિ. "તમારા આત્માની શું કામના છે ? જીવવાની કે મરવાની ? નહિ. અમારે તો જીવવું છે, મરવું નથી. હજુ તો અમારે સંસારના સુખ ભોગવવા છે. જો સંસાર ભોગવવો હોય તો તમો વધારે લાંબી તપસ્યા નહિ કરી શકો." ધન્ય છે તારાબેનને કે તેઓએ ઇચ્છાઓને કંટ્રોલમાં કરી મહા તપસ્યાની સાધનામાં લાગી ગયા. "તેમની ઉંમર કેવડી હશે ? જેટલા ઉપવાસ કર્યા છે તેટલા વર્ષના હશે ?" "ના, ના, તેઓ તો નાની ઉંમરના છે. તેમણે શી કામનાથી તપસ્યા કરી હશે, તેવા વિચાર તમોને આવે છે ને ? મુંબઈના બહુમાન કે સન્માન માટે તેમણે તપ નથી કર્યો. દબદબા ભર્યા સન્માન સાથે વરઘોડો નીકળે તે માટે તપ નથી કર્યો. હજારો લોકો સુખ શાતા પુછવા આવે તે માટે તપ નથી કર્યો. પારણાંને દિવસે હજારો માણસો ભેગાં થાય અને મારૂં ગૌરવ વધે તેટલા માટે તપ નથી કર્યો. તપ શા માટે કર્યો છે ?

नो इह लोगट्ठयाए तवमहिट्ठिज्ञा, नो पर लोगट्ठयाए तवमहिट्ठिज्ञा, नो कित्ति-वन्न-सद्द-सिलोगट्ठयाए तवमहिट्ठिज्ञा, नन्नत्थ निजरट्ठयाए तवमहिट्ठिज्ञा ।

દશ. ૯-૪-૪

દશવૈકાલિક સૂત્રના નવમાં અધ્યયનના ચોથા ઉદ્દેશામાં તપ શા માટે કરવો તેના ભાવ જણાવ્યા છે. તપ આ લોકની કોઈ કામના માટે નહિ, પરલોકની કોઈ કામના માટે નહિ, કીર્તિ, કે પ્રશંસા માટે તપ કરવાનો નહિ પરંતુ માત્ર પાપ કર્મોથી આત્માની નિર્જરા કરવા માટે તપ કરવો જોઈએ. જુઓ! શાસ્ત્રકારોનું કેવું સુંદર તપ માટે વિધાન છે. આ લક્ષને તમો પણ સૌ સંભાળી રાખજો.

આજના જમાનામાં ઘણાં લોકો તપની નિંદા કરનારા પણ મળે છે. અમોને પણ કહે છે કે મહારાજ! તપ ન કરાવો. તપ ક વાથી પેટના જીવડાં મરી જશે. હું તમોને પુછું છું કે "તમોએ પેટના જીવડાં જોયા છે? ના. ના, જોયા નથી. પરંતુ બોલતા સાંભળ્યા છે." ભાઈઓ! તે પેટમાં જે બોલે છે તે જીવડાંનો અવાજ નથી એ તો તમારા પેટનો વાયુ (ગેસ) બોલે છે. પેટમાં જીવડાં થવા એ તો એક પ્રકારની બિમારી (રોગ) છે. કીડા કે જીવડાં મારવા માટે તપ નથી જીવોના રક્ષક વિશ્વવાત્સલ્યના પ્રેરક ભગવાન મહાવીરે કેટલી તપશ્ચર્યા કરી હતી? તમોને યાદ છે? ૧૨॥ વર્ષ અને પંદર દિવસની આકરી ઉપવાસોની સાધના કરી હતી. તેમાં માત્ર ૩૪૯ દિવસનાં પારણાં હતાં. એક વર્ષ પુરૂં પણ આહાર કરેલ નથી. આહાર સંજ્ઞા ઉપર કેટલો કાબુ હતો.

આ જીવે આહાર સંજ્ઞાને વશ થઈ કેટલા પાપ કર્યા છે? તેનો કોઈ દિવસ વિચાર તો કરો. આ બધા પાપોનો આપણી અંદર સંગ્રહ થાય તો પછી આ જીવને ડૂબવાનું કે તરવાનું? આવા કોટી ભવના કર્મો આપણી અંદર સંગ્રહિત છે. તેને દૂર કઈ રીતે કરશું? તેના માટે ભગવાને કહ્યું છે.

भव कोडी संचियं कम्मं तवसा निज्जरिज्जइ।

સાભળો! ભગવંતે એક બહુ મોટા લાભની વાત કહી છે. તપનો અજબ ચમત્કાર કેવો બતાવ્યો છે? કરોડો ભવનાં એકઠાં કરેલા કર્મનો તપશ્ચર્યાથી નાશ થાય છે. હવે તો તમોને તપ કરવાના ભાવ થશે ને? જેને સવારમાં ઉઠીને ચા-ગાંઠીયા સેવ અને ખાખરા જોઈએ તે શું કરી શકે? તુલસીદાસે કહ્યું છે.

તુલસી યે મન મુરખ હૈ, સમજત નાહીં ગંવાર
રામ ભજન મેં આલસી, અરૂ ભોજન મેં હુશિયાર.

કવિએ કહ્યું છે કે આ મનતો મુર્ખ છે. તેને સમજાવે પણ જલ્દી સમજતું નથી. ભગવાનનું ભજન કરવું હોય તો આળસ થાય પરંતુ ક્યાંયેથી ભોજનનું નિમંત્રણ-કાર્ડ આવે તો જલ્દી તૈયાર થઈ જાવ કે નહિ? તારાઓને તો પ્રભુ ભજન પણ કર્યું અને ભોજન છોડી મોટી તપશ્ચર્યા પણ કરી છે. જેને રોજ ભોજન જ કરવું છે, પ્રભુ ભજન કે તપ નથી કરવું તેવા માણસ માટે પણ તુલસીદાસે કહ્યું છે.

રામ ભજન મેં આલસી, અરૂ ભોજન મેં હુશિયાર
તુલસી અસે મનુષ્યકો, વારંવાર ધિક્કાર.

આવા માણસનું કંઈ માન-સન્માન કરવાનું ન હોય, તેને તો સૌ ધિક્કાર જ આપે છે. તમારે શું જોઈએ છે? તારાબેન જેટલું સન્માન કે પછી ધિક્કાર!

મહાભારતમાં પણ કહેવામાં આવ્યું છે કે तपो न अनसनात् परम ઉપવાસથી બીજો કોઈ મોટો તપ નથી, અમેરિકન વિદ્વાને એક ગ્રન્થ લખ્યો છે તેનું નામ છે.

"ઉપવાસથી જીંદગીને બચાવો" આ ગ્રન્થની અંદર ઉપવાસથી કેટલા લાભ થયા છે. તેની નોંધ આપવામાં આવી છે. અમેરીકન ડૉકટરો પાસે આવેલા અસાધ્ય રોગોને ઉપવાસ વડે દૂર કરવામાં આવ્યા છે. ભારતમાં પણ પ્રાકૃતિક ચિકિત્સા ચાલે છે. ઉરૂલી કાંચનમાં રહી કેટલા રોગીઓ બિમારીથી મુક્ત બન્યા છે. અમોએ ત્યાં એક દિવસ રહીને ચિકિત્સાને જોયેલ છે. ભૂખ્યું રહેવાથી કે તપ કરવાથી કોઈ જલ્દી મરી જતું નથી. ભોજનથી-ખાવા પીવાથી જેટલા મરણ થયા છે તેટલા તેના ત્યાગથી નથી થયા. જુઓ! તમારી સામે તારાબેન કેટલા આનંદથી શાંતિ-સમાધિથી બેઠાં જ છે ને? ઉપવાસથી તો અનેક રોગો ચાલ્યા જાય છે. તેને દવા લેવાની જરૂર રહેતી નથી, એક વિદ્વાને લખ્યું છે કે **લોગ ઉપવાસ કે અભ્યાસી નહીં હૈ વે દવા કે અભ્યાસી હૈ।** ઉપવાસની સાધના માટે માત્ર મનને મજબૂત કરવાની જરૂર છે. આત્મબળ અને આત્મશ્રધ્ધા શું ન કરી શકે? આજે ચાર હજાર માણસોમાં તારાબેન જેટલી આત્મશ્રધ્ધા કોને છે? તમો પણ આવી શ્રધ્ધાને કેળવો જરૂર સફળ થશો.

અમેરીકન લોકો અને ત્યાંના ડૉકટરો તો હવે થોડા વર્ષોથી સમજતાં થયાં છે કે ઉપવાસ એ એક મોટી ઔષધિ છે. પરંતુ આપણે ત્યાં તો ઉપવાસની આરાધના પુરાતન કાળથી છે. ભગવાન ઋષભદેવે સંવત્સર તપ કરેલું બીજા અનેક મુનિરાજોએ પણ કેટકેટલી તપશ્ચર્યાઓ કરી છે. જેના વિષે તમોને અનેક વખત સમજાવેલ છે. તપશ્ચર્યાથી તેજ પ્રગટે છે. આત્મા તેજસ્વી બને છે મુખ ઉપર પણ તેજ આવે છે. તમો Light લાઈટ મેળવવા શું શું કરો છો? બહારના પદાર્થો લગાડવાથી તેજ અને રૂપ કયાં સુધી રહે? તપ એ જ તેજનું સાધન છે. તારાબેનના મુખ ઉપર કેટલું લાઈટ છે અને તમો ચાર હજાર માણસો બેઠા છો તો તમારા ઉપર કેટલું છે? શેમાં જોશો? અરિસો નથી. તો હવે ઘેર જઈને જ જોઈ લેશો. કહેવાનું તાત્પર્ય એ છે કે તપ સૌએ કરવું જોઈએ. શ્રાવક-શ્રાવિકાઓ તપ કરે છે તેવી રીતે સાધુ-સાધ્વીજીએ પણ મોટી માસખમણ તપની સાધના કરે છે.

બે દિવસ પહેલાં એક બહેન આવ્યા. તેમણે પૂછયું : "મહારાજ સાહેબ! તારાબેન કયાં છે?" અમે પૂછયું શું કામ છે?" તે બેને કહ્યું: "મારે તારાબેન

તપસ્વીને શાતા પુછવી છે." તારાબેનનું આટલુ બધું મહત્વ કેમ વધી ગયું. સૌ તારાબેન! તારાબેન! એમ જ કહે છે. તેમને જોવા લોકો સીધા ઉપર પણ ચાલ્યા જતાં હતાં. કારણ કે તેમણે ભગવાન મહાવીરે ચીંધેલો માર્ગ ગ્રહણ કર્યો છે.

આજથી આઠેક વર્ષ પહેલાં અમો રાજકોટ ચાતુર્માસ હતાં. ત્યારે આજ તપસ્વી તારાબેને સંવત્સરીનો ઉપવાસ કરેલો. તેમને પ્રેરણા મળતાં રોજ રોજ એક ઉપવાસ ભેળવતાં ગયા. તેમની આત્મશ્રધ્ધા વધી અને મનોબળના દૃઢ થયા. તેમણે વધીને ૬૧ ઉપવાસ કરેલા અને શ્રી સંઘના સાનિધ્યમાં શેઠશ્રી દુર્લભજીભાઈ વીરાણીના હાથે પારણું કરેલું.

આ વર્ષે તો તેમણે કમાલ કરી છે. તેઓ છઠ્ઠ છઠ્ઠનો બે બે દિવસનાં ઉપવાસનો વરસીતપ કરી રહ્યા છે. તેમાં આટલી મોટી દીર્ઘ તપશ્ચર્યા કરેલી છે. કેટલું સાહસ, કેટલી ધીરતા, કેટલી સ્થિરતા, કેટલી શાંતિ અને કેવી સમાધિ છે. ખરેખર તેઓ આ જન્મને શોભાવી જીવન ધન્ય બનાવી રહેલ છે.

આજે તેમના સન્માન માટે ઘાટકોપર મોટા ઉપાશ્રયેથી ઘણાં મહાસતીજીઓ પધાર્યા છે. તેઓએ પણ તપશ્ચર્યા અને તારાબેન માટે ઘણું જ સુંદર કહ્યું છે. તમો આવેલા સૌ તેમની ભૂરી ભૂરી અનુમોદના કરી રહ્યા છો તે જાણી જરૂર આનંદ થાય છે. સંઘના લોકોમાં હર્ષનો પાર નથી અને ખુશી તો ક્યાંયે સમાતી નથી. શ્રી સંઘે તારાબેન તપસ્વીનું સન્માન કર્યું. તારાબેને શ્રી સંઘને નમસ્કાર કર્યા.

હવે સૌ આવ્યા છો તો જરૂર કંઈક લઈને જજો. ૭૨ દિવસનો તપ છે, તો તમો એટલા દિવસ સુંધી શું શું કરશો? બ્રહ્મચર્ય પાળવું. સીનેમા ટી. વી. ન જોવું. કંદમૂળ ન ખાવું. રાત્રિ ભોજન ન કરવું. ક્રોધ ન કરવો. કંઇક તપ કરવો. તમારી શક્તિ પ્રમાણે પ્રતિજ્ઞા લઈ લેજો. તારાબેનના જીવનમાંથી કંઈક પ્રેરણા લેતા જજો. હવે છેલ્લે તારાબેને કરેલી તપશ્ચર્યાની ગણત્રી તમોને કરાવીને બંધ કરું છું તારાબેને તપનું મહત્વ વધાર્યું છે. તપ કરીને જૈન શાસનની મહાપ્રભાવના કરેલી છે. નાસ્તિકોના વિચારોમાં પરિવર્તન આવ્યું છે. જુઓ! તારાબેને રાજકોટમાં રહી ૩૦ ઉપવાસ, ૪૨ ઉપવાસ, ૬૨ ઉપવાસ, ૬૪ ઉપવાસ અને અહીં પાંચમે વર્ષે ૭૧ ઉપવાસની દીર્ઘ તપશ્ચર્યા કરેલી છે. તેઓ વર્ષો થયા અન્ન મીઠાઈ વગેરે લેતા નથી. તેમને ઘણો ઘણો ત્યાગ છે. તેમણે આવી દીર્ઘ તપસ્યા કરી કર્મ નિર્જરાનો મહા પુરૂષાર્થ સફળ કર્યો છે. તેમના આત્માને શાંતિ–સમાધિ અને આરોગ્યતા બની રહે. તેઓ તેમના આત્માની પરમ શુધ્ધિના લક્ષ્યને સિધ્ધ કરી પરમાનંદને પ્રાપ્ત કરી રહે એજ ભાવના.

★

# ૬૨

# મૃત્યુ પછી શું છે?

( ભાદરવા વદ ૫ તા. ૧૩-૯-૭૬ સોમવાર )

અનંત જ્ઞાની ભગવંતો એ સિધ્ધાંતની પરૂપણાં કરી છે. આવી આગમ વાણીનું શ્રવણ આત્માના પરમ શ્રેયનું કારણ છે. જ્ઞાતાધર્મકથાંગ આગમની મહાબળ પ્રમુખ સાતે અણગારોની વાત ચાલી રહી છે. તે અણગારો સાધુતાની મંગળ સાધનાના અંતે સંથારો કરી कालं मासे कालं किच्चा કાળ ધર્મને પામીને અનુત્તર વિમાનના જયંત વિમાને દેવ સ્વરૂપે ઉત્પન્ન થાય છે. આજના વૈજ્ઞાનિક યુગના યુવકોનો પ્રશ્ન છે કે મૃત્યુ પછી શું? "તમો કોઈને આવી શંકા નહિ થતી હોય? કે થાય છે. તમારે જાણવું છે કે મૃત્યુ પછીશું થાય છે?"

સંસારના જીવોનો યથાક્રમ છે કે જન્મવું, જીવવું અને મરી જવું. જન્મનો પ્રસંગ એ આનંદ અને ખુશાલીનો સમય છે. જીવનની ભૂમિકાએ તો તડકા અને છાયા જેવી છે. જીવનની લીલા તો દરિયાના મોજાની જેમ ભરતી અને ઓટ જેવી છે. તેમા કયારેક હસવું અને કયારેક રડવું? જીંદગીના દિવસો સદા સરખા રહેતા નથી. મૃત્યુ એટલે જીવનનો અંત. મૃત્યુ શબ્દ ભયંકર ગણાય છે. કોઈ પણ વ્યક્તિ જન્મના વધામણાં સાંભળવા તૈયાર છે. પરંતુ મૃત્યુના વિષાદને સાંભળવા તૈયાર નથી. મૃત્યુના સમાચાર દુઃખ, શોક, ખેદ, ગ્લાનિ, ગમગીની, નિરાશા. હતાશા, અધીરતાં, અસમાધિ અને નિશ્વાસને ઉત્પન્ન કરાવી જાય છે. મૃત્યુ એ કોઈને મન પસંદ નથી. મૃત્યુ માટે સૌને અભાવો છે. છતાં મૃત્યુ અનિવાર્ય છે. મૃત્યુ ચોકકસ છે. તેમાં મિનમેખ નથી. આવી આપણે સૌને શ્રધ્ધા છે.

તમારા સૌમાંથી ઘણાંએ મૃત્યુ જોયું હશે. મૃત્યુ એટલે આત્માથી દેહનો ત્યાગ, જુના વસ્ત્રોનો ત્યાગ, મૃત્યુનું દર્શન દુઃખદ હોય છે. મૃત્યુ વેળાએ આ આત્માને અનંતી વેદના દુઃખ થાય છે. આપણે એ વેદના અને દુઃખ અનંત વાર વેદી આવ્યા છીએ. આજે ભૂલી ગયા છીએ તેનું સ્મરણ કરવું એ પણ દુઃખનો વિષય બની જાય છે.

આજે આપણે જાણવા માંગીએ છીએ કે મૃત્યુ પછી શું થાય છે? સાધારણ તયા સૌ સમજે છે કે આત્માનું નિર્વાણ ન થાય ત્યાં સુધી મૃત્યુ પછી ફરી જન્મ લેવો પડે છે. પ્રશ્ન એ થશે કયાં જન્મ લેવો અને કેવી રીતે લેવો?

જૈન ધર્મની એક માન્યતા છે કે આ જીવ જે ગતિમાં શરીરને છોડીને બીજી ગતિમાં જાય છે. તેના પહેલાં તે જ ગતિમાં છ બોલનો નિર્ણય લઈને જ જાય છે,

જો તેનો કર્મજન્ય નિર્ણય એટલે બંધ ન પડયો હોય તો કયાં જઇને ઉભો રહે અને કેવી રીતે રહે આ પ્રશ્ન જરૂર થાય. જેથી છ બોલ બાંધીને જાય છે તે વિચારવા યોગ્ય છે.

## છ બોલ તે કયાં ?

૧ ગતિ ૨ જાતિ ૩ સ્થિતિ ૪ અનુભાગ ૫ પ્રદેશ અને ૬ અવઘેણા.

૧ **ગતિ**–ગતિના ચાર પ્રકાર છે. નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવ આ ચારમાંથી કોઇપણ એક ગતિને બાંધે છે.

૨ **જાતિ**–જાતિના પાંચ ભેદ છે. એકેન્દ્રિય, બેઈન્દ્રિય, તેઇન્દ્રિય–ચૌરિન્દ્રય અને પંચેન્દ્રિય જેને જેટલી ઇન્દ્રિય હોય તે તે જાતિનો કહેવાય છે. "આપણે કઈ જાતિના છીએ ? પંચેન્દ્રિય જાતિના છીએ" પાંચ ઇન્દ્રિય કંઈ કંઈ છે ? કાન, આંખ, નાક, જીભ અને ત્વચા આ પાંચમાંથી કોઈ જાતિને બાંધે છે.

૩ **સ્થિતિ**–સ્થિતિ એટલે આયુષ્ય જ્યાં જવું છે ત્યાં કેટલો સમય–વખત Time તે નૂતન શરીરમાં રહેવું તેનું નામ છે. સ્થિતિ–ચારે ગતિના જીવોની ભિન્ન ભિન્ન પ્રકારની સ્થિતિ છે. તે પ્રમાણે આયુષ્યનો બંધ પાડી. આ જીવ આ શરીર છોડે છે. તે પહેલાં આ શરીર છૂટતું નથી.

૪ **અનુભાગ**–અનુભાગ એટલે સુખ–દુઃખ પુત્ર–પરિવાર સાધન–સામગ્રી જન્મથી લઈ અંત સુધીની જે આવશ્યકતા વગેરે વસ્તુ અને તેના સારા–નરસાં ફળ અનુભાગ કહેવાય છે. આ બધુ કર્માનુસાર આત્મા સાથે તેનું બંધન કરી બીજી ગતિમાં જાય છે અને ત્યાં તદ્રૂપ મેળવે છે.

**પ્રદેશ**–આ જીવન જ્યારે જાય છે. ત્યારે પોતાની સાથે કર્મના દલિકો–પ્રદેશ લઈને જાય છે. જે સત્તામાં STOCK માં લઈને જાય છે તે અનુસાર ત્યાં ભોગવવાનું હોય છે.

૬ **અવઘેણા**–શરીરની ઊંચાઈ તેની યોગ્યતા વગેરે વિવિધોને લઈને બીજી ગતિમાં જાય છે.

આપણાં દેશમાં એક જુનો રીવાજ હતો કે બાળક જન્મે ત્યાર પછી છઠ્ઠે દિવસે તે સંતાનની છઠ્ઠી ઉજવવામાં આવતી હતી. મુંબઈમાં રીવાજ છે કે નહિ ? અરે ! અહીં તો બાળકોનો જન્મ હોસ્પીટલમાં થાય છે ત્યાં કોણ નર્સ તેની છઠ્ઠી ઉજવે ? છઠ્ઠી એટલે છઠ્ઠી રાત્રીએ એક પાટલા પર કોરો કાગળ શાહીની બોટલ અને કલમ પેન મુકવામાં આવે. રાત્રે તે સંતાન માટે વિધાતા આવીને તેના ભાગ્ય લખી જાય છે. સંતાનને તેના અનુસાર જીવવું પડે છે. આ માન્યતા હતી. કોઈ વૃદ્ધ માતાને પુછો તો ખરા કે માતા ! તે રાત્રિએ કોઈ જાગે તો તેને તે લખનારી વિધાતાના દર્શન

થાય કે નહિ ? ના. ના. અચ્છા, તો જે લખી જાય છે તે કાગળમાં લખાયેલું હોય કે નહિ ? તેને આપણે વાંચી શકીએ ? ના, મહારાજ ના. તો પછી આ બધું શું નાટક છે ? અરે ! આ તો ડોશીશાસ્ત્રની વાત છે. અહીં પ્રશ્ન થાય છે કે છઠ્ઠે દિવસે ઉજવવામાં આવે અને વિધાતા લખે તો પછી સંતાન ગર્ભમાં અને પછીના છ દિવસ વિધાતાના લેખ વગર કેવી રીતે જીવ્યું. તેનું શું ? જવાબ એ મળે છે કે ભાઈ ! જેવા જેના કર્મ તેવું તેને મળે છે. હાં. આપણે આ છઠ્ઠી તે જ છ બોલ બાંધવાનાં છે આ બધું ગત જન્મમાં આ જીવને સ્વયં થાય છે. પોતે કે પર તેને જાણી શકતાં નથી માત્ર એક જ્ઞાની પુરૂષો જ જાણી શકે છે.

આ જીવનનો ઘડવૈયો કે વિધાતા બીજું કોઈ નથી, પરંતુ પોતાનો પુરૂષાર્થ એટલે કર્મ જ છે જેવું કર્યું છે, તેવું જ મેળવવાનું છે. આ તો ન્યાયની અને સિધ્ધાંતની એકને એક બે જેવી વાત છે.

આ જીવને જવાની અને આવવાની ગતિ ચાર છે. તેની અંદર અનંતકાળ પસાર કર્યો છે. હજુયે નહિ સમજે તો અનંત કાળ ઉભો જ છે. જીવ જે જે ગતિમાં જાય છે. તેના કારણો શાસ્ત્રોમાં બતાવવામાં આવ્યા છે. આપણી ઈચ્છા પ્રમાણે આપણે કોઈ ગતિમાં જઈ શકતા નથી. તેના કારણોની જેવી યોગ્યતા જે જીવની હોય તેવી તેને ગતિ મળે છે. "તમારે કઈ ગતિમાં જવું છે. ? બોલો બાપા ?" "સ્વર્ગમાં જવું છે ને ?"

## નરકગતિમાં જવાના ચાર કારણો

૧ **મહારંભ**- ઘણાં જીવોની-પ્રાણીઓની હિંસા થાય તેવી રીતે તીવ્ર પરિણામોથી કષાય સહિત પ્રવૃત્તિ કરવી તેને મહારંભ કહેવાય છે.

૨ **મહાપરિગ્રહ**- વસ્તુઓ ઉપર અત્યંત મૂર્છા-મોહ-મમત્વ હોવું તે મહા પરિગ્રહ કહેવાય છે.

૩ **પંચેન્દ્રિય વધ**- પંચેન્દ્રિય જીવોની હિંસા કરવી તે પંચેન્દ્રિય વધ છે. ઘણાં ઘણાં કુટુંબોમાં પુત્રવધુને બાળી નાખવામાં કે મારી નાંખવામાં આવે છે. યા પુત્ર-પિતા-માતા-બેન-સગાં વ્હાલાં યા અન્ય કોઈ પશુ અને માનવોની ઘાત કરવામાં આવે છે. આ બધી વાત તમારા કોઈથી અજાણી નથી. યાદ કરજો આ બધાનું ફળ નરક છે.

૪ **માંસાહાર**- માંસભક્ષણ કરવું તે માંસાહાર છે. આજે મુંબઈમાં અને મોટા મોટા શહેરોમાં સભ્ય સમાજના સંતાનોને માંસાહાર કરવો તે એક ફેશન થઇ પડી છે. આજે કહેવાતા જૈનોના ઘરમાં ઇંડા-માંસ-દારૂએ પ્રવેશ કર્યો છે. અહીં બેઠેલા તમો સૌ કદાચ આવું ખાતા-પીતા ન હો પરંતુ તે ચીજોનો તમારે ત્યાગ

છે? જો ત્યાગ-પ્રતિજ્ઞા નથી તો તેનો દોષ તો જરૂર લાગવાનો, માટે સૌ તે વસ્તુઓ નહિ ખાવી તેની પ્રતિજ્ઞા લઈ લેજો.

નરકનાં દુઃખ મહાભયંકર છે. તેનું વર્ણન કરવાનો સમય નથી. પરંતુ તમારે તેવા ભયંકર દુઃખો ભોગવવા ન હોય તો આ ચાર પ્રકારના કારણોથી તમારી જાતને તમારા પરિવારને બચાવવાનો ખાસ પ્રયત્ન કરતાં રહેજો. મુંબઈની ફેશન અને મુંબઈના વ્યસનોમાં પડશો તો તે દુઃખથી નહિ બચી શકાય માટે સદા વિવેકી રહી પાપથી બચતાં રહેશો.

## તિર્યંચગતિમાં જવાના ચાર કારણો

અહીં તમોને એ સ્પષ્ટ થઈ જવું જોઈએ કે તિર્યંચ એટલે શું? શાસ્ત્રમાં તિર્યંચ પાંચ પ્રકારના છે. એકેન્દ્રિયથી લઈ પંચેન્દ્રિય સુધીના તિર્યંચો હોય છે. પંચેન્દ્રિય તિર્યંચોમાં જલચર, સ્થલચર. ઉરપર, ભૂજપર અને ખેચર રૂપ પશુ-પક્ષીઓને લેવામાં આવેલા છે. બાકી પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને અનેક પ્રકારના જીવ જંતુ અને નાના મોટા જીવાણુઓને તિર્યંચમાં ગણવામાં આવેલા છે. આ બધા જીવોનો વિસ્તાર સમજવા જેવો છે. જૈન ધર્મનું જીવવિજ્ઞાન ઘણું મોટું છે. તે કહેવાનો સમય નથી.

૧ **માયા**- માયા એટલે કુટિલ પરિણામ વાળો, જેના મનમાં એક વાત હોય, બહાર કહેવાની બીજી હોય. આવા વિષકુંભ-પયો-મુખની માફક મોઢેથી મીઠા અને દિલથી ઝેરી હોય, અન્યનું અનિષ્ટ ઈચ્છનાર હોય તે જન માયાવી કહેવાય છે.

૨ **નિકૃતિ**- ઢોંગ કરીને બીજાને ઠગવાની ચેષ્ટા કરવી તે.

૩ **જુઠું બોલવું**- જુઠું બોલીને પોતાનો સ્વાર્થ સાધવાનો હોય અને બીજાને દુઃખી બનાવવાનો હોય તે.

૪ **ખોટા તોલ માપ**- માલ ખરીદવા માટે એક અને વેંચવા માટે બીજા તોલ માપ રાખવા અને તેનાથી કામ કરવું તે.

તિર્યંચનું જીવન દુઃખી, પરાધીન, પરતંત્ર અને દયાને પાત્ર હોય છે. આવા જીવનથી બચવું હોય તો આ ચાર કારણોથી દૂર રહી તમારી જાતને બચાવી રાખજો.

## મનુષ્ય ગતિમાં જવાના ચાર કારણો

૧ **ભદ્રપ્રકૃતિ**-જે પ્રકૃતિનો ભદ્રિક છે, જેમાં માયાચાર પાપાચાર નથી તે.

૨ **વિનીત પ્રકૃતિ**-જેની પ્રકૃતિ વિનીત છે. કોઈમાં દોષ દૃષ્ટિ નથી. સદ્‌ગુણનો ઉપાસક છે તે.

૩ **દયાનુકમ્પી**-દુઃખીજીવને જોઈ જેને દયા-અનુકમ્પા આવે છે તે.

૪ **અમત્સર ભાવ**-જેને કોઈ જાતનો મત્છર-ઈર્ષા ભાવ થતો નથી તે તમારે ફરી વાર મનુષ્ય બનવું હોય તો આ ચાર કારણોને બનાવી રાખજો.

## દેવ ગતિમાં જવાના ચાર કારણો

૧ **સરાગસંજમ**-સાધુતાનું પાલન કરવું સર્વવિરતિમાં રમવું.

૨ **સંજમાસંજમ**-શ્રાવકપણાનું પાલન કરવું. દેશવિરતિમાં રહેવું.

૩ **અકામ નિર્જરા**-પરાધીન પણે આવા અનેક કારણો વડે કર્મની નિર્જરા કરવી તે.

૪ **બાળતપ કર્મ**-બાળ-અજ્ઞાન ભાવે, વિવેકરહિત અજ્ઞાનપૂર્વક કાયા-કલેશ જેવા તપ વગેરે કરવા તે.

આ ચાર કારણોથી જીવ ભવનપતિ, વાણુવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક જાતના ચાર પ્રકારના દેવરૂપે દેવગતિમાં જાય છે. સમકિતી જીવની ગતિ દેવની બતાવી છે. કોઈ પણ જાતનો ત્યાગ વ્રત-નિયમ વગેરે કરવાથી તેમજ ત્યાગ-વૈરાગ્ય બ્રહ્મચર્ય વગેરેના પાલનથી જીવ દેવગતિમાં જાય છે. સાચા શ્રાવક બનો. બાર વ્રતને મર્યાદાથી અંગીકાર કરી તેનું પાલન કરવું જોઈએ. સાધુતાનો સ્વીકાર કરી, સાધ્વાચારમાં જે રમણ કરે છે. તેઓ સ્વર્ગના દેવ થાય છે.

તમો સાંભળી ગયા છો કે મહાબળ પ્રમુખ આદિ સાતે અણગારોએ સંયમ-તપની કેવી રૂડી સાધના કરી હતી. તેઓ આ સાધનાના આધારે દેવગતિમાં ગયા છે. કોઈ દેવ થયા છે અને મૃત્યુ લોકમાં આવે તો આપણે તેને દેવ તરીકે કેવી રીતે ઓળખી શકીએ.

## દેવને ઓળખવાના ચાર કારણો.

"अमिलाय मल्लदामा, अणिमिस नयणाय नीरजसरीरा चउरंगुलेण भूमिं न विसंति सुरा जिणो कहिए'"

૧ દેવોના કંઠની પુષ્પમાળા કરમાતી નથી.

૨ દેવોની આંખો અનિમેષ (મટકું-પલક ન મારે) હોય છે.

૩ દેવોનું શરીર રજરહિત નિર્મળ હોય છે. તેની પ્રતિછાયા હોતી નથી.

૪ દેવો આ ભૂમિથી ચાર આંગળ ઉંચા રહે છે. તેનો સ્પર્શ કરતાં નથી.

આ ચાર કારણથી દેવને ઓળખી શકાય છે. તમોને કયારેય કોઈ વ્યક્તિને જોઈ દેવનો ભ્રમ થાય તો આ ચાર પ્રકારથી જાણવાનો પ્રયત્ન કરવો જોઈએ. જેથી સાચા-ખોટા દેવનું ભાન થાય.

શાસ્ત્રોમાં દેવોનું વર્ણન અપૂર્વ છે. તેનો ઘણો વિસ્તાર છે. દેવોની પણ એક સ્વતંત્ર દુનિયા છે. ત્યાં પણ અનેક જાતની લીલાઓ છે. તેમને ચાર કષાય-ચાર સંજ્ઞા-છલેશ્યા વિષય-ભોગ, રાજ્ય-સત્તા, મમતા, પરિગ્રહ વિમાન ભુવન દેવીઓ માન-સન્માન-અપમાન તિરસ્કાર વગેરે હોય છે. દેવો વૈક્રિય શરીરવાળા હોય છે. જેના શરીરમાં લોહી-માંસ હાડકા વગેરે હોતું નથી. જે નાના મોટા અનેક જાતના સ્વરૂપો કરી શકે છે. ઉંચકોટીના ઉપરના દેવો છે. તેઓ આ બધાથી દૂર પણ હોય છે. અત્યારે તેનું વર્ણન કરવાનો સમય નથી.

દેવોનું જઘન્ય (થોડામાં થોડું) આયુષ્ય દશ હજાર વર્ષનું હોય છે અને ઉત્કૃષ્ટ (વધારેમાં વધારે) ૩૩ સાગરોપમનું હોય છે. પેલા સાતે અણગારો જયંત વિમાનનાં ૩૨ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરી આ પૃથ્વી ઉપર જન્મને ધારણ કરે છે. હવે તમોને એમ થશે કે તે દેવો ત્યાં ગયા પછી ત્યાં વિશાળ વૈભવ-વિલાસ ભોગને મેળવી અહીં આપણી પાસે, તેના સગાંવહાલાંને કંઈપણ કહેવા કેમ નથી આવતાં? તેઓને ત્યાં ઉત્પન્ન થવા માટે દેવશય્યા હોય છે. માતા પિતા હોતા નથી. તેમ કોઈ સંતાન કે સગાં વહાલાં હોતા નથી. સૌ દેવ-દેવીઓ સ્વતંત્ર રીતે દેવ શય્યામાં ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થવાની સાથે દેવોને **અવધિજ્ઞાન** (ત્રણે લોકમાં જાણી અને જોઈ શકાય તેવું મર્યાદા વાળું જ્ઞાન તેને અવધિ જ્ઞાન કહેવાય છે.) હોય છે તે અવધિ જ્ઞાનથી જોઈ શકે છે દેવશય્યામાં બે ઘડીની અંદર તો ૩૨ વર્ષના જુવાન જેવો દેવ તૈયાર થઈ જાય છે. તે દેવ ચારે બાજુએ જોવા લાગે છે. તેની શય્યાને ફરતા દેવી વગેરે કહેવા લાગે છે કે હે નાથ! તમોએ કેવા દાન દીધાં કેવા તપ કીધાં, કેવા સંયમ પાળ્યા કે અહીં આવી અમારા સ્વામી બન્યા? તુરત જ દેવ વિચારમાં પડી જ્ઞાન વડે જુએ છે તો મૃત્યુલોકથી આવેલો છે. ઘેર સૌ રડે છે. શોકમાં પડયા છે. દેવને થાય છે કે ચાલ ત્યાં જઈને સૌને કહી આવું તમો રડો નહિ. હું તો અહીં સુખમાં આવ્યો છું પરંતુ જેવો જવા તૈયાર થાય છે કે તુરત જ દેવી વગેરે તેને ત્યાંના દિવ્ય નાટક જોવાનું કહે છે. "સ્વામી! એક નાટક જોઈને જાવ. ત્યાં જઈને શું કહેશો? માટે ચાલો!" દેવીઓ તેને બે ઘડીનું નાટક દેખાડે છે. ત્યાંની બે ઘડી તે આપણાં બે હજાર વર્ષ થાય છે. હવે તે નાટક જોયા પછી કોની પાસે આવે. તેઓ તો ત્યાંની મોહ-માયા, કામ ભોગમાં પડી જાય છે.

### ચાર કારણે દેવો મનુષ્ય લોકમાં આવી શકતા નથી.

૧ તત્કાળ ઉત્પન્ન થયેલા દેવો, દિવ્ય કામભોગમાં અત્યાધિક મોહિત અને ગૃદ્ધ થઈ જાય છે. તેથી મનુષ્ય સંબંધી કામભોગોથી તેનો મોહ છૂટી જાય છે અને તે કારણે તેઓ મનુષ્ય લોકમાં આવતાં નથી.

૨ તે દેવોનો મનુષ્ય સંબંધીનો પ્રેમ દેવતા સંબંધી પ્રેમમાં પરિણત થઈ જાય છે, તેથી તેઓ મનુષ્ય લોકમાં આવવા લલચાતાં નથી.

૩ તે તુરતઉત્પન્ન થયેલા દેવો વિચાર કરે છે કે હું હમણાં ત્યાં જાવ પણ તેના ધારી લીધેલા અલ્પકાળ દરમ્યાન તેના અલ્પ આયુષ્યવાળા સ્વજન પરિવાર પોતાનું આયુષ્ય પૂર્ણ કરી ગયા હોય છે.

૪ દેવોને મનુષ્યલોકની ગંધ પ્રતિકૂળ અને અત્યંત અમનોજ્ઞ હોય છે.

તે ગંધ આ ભૂમિથી પહેલા-બીજા આરામાં ચારસો જોજન અને બાકીના આરાઓમાં પાંચસો જોજન સુધી ઉપર જાય છે, આવા કારણોથી ઈચ્છા થવા છતાં તેઓ આ લોકમાં આવી શકતાં નથી.

હવે મહાબળ આદિ સાતે અણગારો સ્વર્ગના આયુષ્યને પૂર્ણ કરી ભારતની પુણ્ય ભૂમિમાં અવતરવાના છે એટલે સ્વર્ગમાંથી ચ્યવવાના છે. (મરીને આવવાના છે) આ ભારતની પુણ્યભૂમિમાં કોણ ભાગ્યશાળી માતા-પિતા છે કે તેને ત્યાં આવા દેવો સંતાનરૂપે જન્મ પામે! ઉંચકોટિના દેવો તો જ્યાં સુખ સમૃધ્ધિ, ઋધ્ધિ અને સિધ્ધિ હોય ત્યાં જ જન્મ પામે ને? શાસ્ત્રકાર શું કહે છે, તે સાંભળો.

अप्पिया देवकामाणं, कामरुव विउव्विणो ।
उड्ढं कप्पेसु चिट्ठंति, पुव्वा वाससया बहु ॥ ૧૫
तत्थ ठिच्चा जहाठाणं, जक्खा आउक्खए चुया ।
उवेन्ति माणुस्सं जोणिं, से दसंगेऽभिजायए ॥ ૧૬

દેવ સંબંધી કામોને પ્રાપ્ત થયેલ અને ઈચ્છાનુસાર રૂપ બનાવવાની શક્તિવાળો દેવ સેંકડો પૂર્વ વર્ષો સુધી વિમાનોમાં રહે છે. આ દેવ પોતાનું આયુષ્ય ક્ષય થયા પછી ત્યાંથી ચ્યવીને મનુષ્ય યોનિને પ્રાપ્ત કરે છે અને ત્યાં તેને દશ અંગોની પ્રાપ્તિ થાય છે.

**દશાંગી સુખસાધન કેવા હોય?**

खेत्तं वत्थुं हिरण्णं च, पसवो दास पोरुसं ।
चत्तारि कामखंधाणि, तत्थ से उववज्जइ ॥ ૧૭
मित्तवं नायवं होइ, उच्चागोए य वण्णवं ।
अप्पायंके महापन्ने, अभिजाए जसो बले ॥ ઉત્ત. સૂત્ર. ૩/૧૮

જ્યાં તેને ચાર કામ-સ્કંધો છે, જેવાં કે મહેલ, બગીચાં, સોનું-ચાંદી, પશુ (ઘોડા-હાથી વગેરે) દાસ-દાસી હોય ત્યાં તેની ઉત્પત્તિ થાય છે. મનુષ્ય જન્મમાં

તે મિત્ર, જ્ઞાતિ, ઉચ્ચ ગોત્ર સુંદર, નિરોગી શરીર, મહાબુધ્ધિ, યશસ્વી અને બલવાન થાય છે. આગમકાર તે સાતેની ઉત્પત્તિ માટે ફરમાવે છે. तपणं ते महब्वलवज्जा छप्पिय देवा ताओ देव लोगाओ आउक्खएणं भवक्खएणं ठिइक्खएणं अणंतरं चयं चइत्ता इहेव जंबूद्दीवे दीवे भारहे वासे विसुध्ध पिइमाइवंसेसु पत्तेयं पत्तेयं कुमारत्ताए पच्चायायासी तंजहा

ત્યારબાદ મહાબળ સિવાય તે છ દેવો, તે દેવલોકના જયંત વિમાનથી દેવલોક સંબંધી આયુ કર્મના દલિકોની નિર્જરા થઈ જવાથી એટલે કે દેવ પર્યાય સંબંધી આયુષ્ય ક્ષય થવાથી ભવના કારણભૂત ગતિ વગેરેની નિર્જરા થઈ જવાથી, સ્થિતિનો ક્ષય હોવાથી તે સમયે જ દેવ શરીરને છોડીને જંબૂદ્વીપ નામના એ જ દ્વીપમાં ભારત વર્ષમાં-ભરત ક્ષેત્રમાં વિશુધ્ધ માતા પિતાના વંશવાળા રાજકુળોમાં જુદા જુદા પુત્રરૂપે જન્મ પામ્યા.

पडिबुध्धि इक्खागराया चंदच्छाए अंगराया संखे कासिराया रुप्पी कुणालाहिवइ अदीणसत्तु कुरुराया, जितसत्तु पंचालाहिवई ।

કયો દેવ કયા દેશ, નગર અને કયા નામે ઉત્પન્ન થયો તે કહે છે. પહેલો અચલનો જીવ કોશલદેશના અયોધ્યા નગરીના રાજાને ત્યાં જન્મ પામ્યો. તે **પ્રતિબુધ્ધ** નામે પ્રસિધ્ધ થયો અને તે દેશનો અધિપતિ થયો. બીજો ધરણનો જીવ અંગદેશના રાજાને ત્યાં ઉત્પન્ન થયો તે **ચંદ્રચ્છાય** રાજાના નામે પ્રસિધ્ધ થયો અને તે દેશનો સ્વામી બન્યો. ત્રીજો અભિચંદ્રનો જીવ કાશી દેશના બનારસ (વારાણસી) નગરીના રાજાને ત્યાં **શંખ** નામે પ્રસિધ્ધ થયો અને તે દેશનો ધણી થયો. ચોથો પુરણનો જીવ કુણાલ નામે દેશની શ્રાવસ્તી નગરીના રાજાને ત્યાં ઉત્પન્ન થયો. તે **રૂક્મી** રાજાના નામે પ્રસિધ્ધ થયો અને તે દેશનો અધિપતિ થયો. પાંચમો વસુનો જીવ કુરૂદેશની હસ્તિનાપુર નગરીના રાજાને ત્યાં જન્મ પામી **અદીનશત્રુ** રાજાના નામે પ્રસિધ્ધ થઈ તે દેશનો સત્તાધિશ થયો. છઠ્ઠો વૈશ્રમણનો જીવ પાંચાલદેશની કપિલાનગરીના રાજાને ત્યાં ઉત્પન્ન થઈ **જિતશત્રુ** રાજાના નામે જગ પ્રસિધ્ધ થયો અને તે દેશનો સમ્રાટ થયો.

આ છએ જીવાત્માઓ ભાગ્યવંતી મહારાણીની કુક્ષીમાં ઉત્પન્ન થયા ત્યારે માતાને ધર્મધ્યાન ભાવનામાં વૃધ્ધિ થવા લાગી. ઉંચકોટિના આત્માઓ ગર્ભમાં આવે ત્યારે માતાનું હૃદય પ્રફૂલ્લિત બને છે. તેણી પ્રસન્નવદને રહી ગર્ભનું યોગ્ય રીતે પાલન કરી ઉત્તમ પુત્રને જન્મ આપે છે. આ છએ પુત્રો યૌવનકાળને પામી રાજ્યભોગને પ્રાપ્ત કરતાં, તે દેશના રાજવી બની પોતપોતાની પુણ્યવિભાથી પ્રસિધ્ધિને પામવા લાગ્યા. હવે મહાબળનો જીવ કયાં કોને ત્યાં કેવી રીતે ઉત્પન્ન થશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૬૩

# સંસાર એ સ્વપ્ન દર્શન છે.

(ભાદરવા વદ ૬ તા. ૧૪–૯–૭૬ મંગળવાર)

અનંત સુખના સ્વામી ભગવાન મહાવીરે ભવ્યાત્માના કલ્યાણ માટે સિધ્ધાંત ફરમાવેલ છે. આપણે ત્યાં જ્ઞાતાધર્મકથાંગસૂત્ર ચાલી રહ્યું છે. ભગવાન મલ્લીનાથનો જીવ પૂર્વ ભવમાં મહાબળના રૂપે છ એ મિત્રો સાથે અણગારપણાની અહર્નિશ સાધના કરી જયંત નામના અનુત્તર વિમાનમાં દેવ સ્વરૂપે ઉત્પન્ન થયા છે. છ એ મિત્ર દેવો ત્યાંથી ચ્યવીને અલગ અલગ દેશના રાજ્યમાં જન્મ પામી સંસ્કૃત બનીને રાજ્ય ધુરાને સંભાળતાં રાજવીના નામે પ્રસિધ્ધિને પામી ગયા છે. હવે મહાબળનો આત્મા કયાં ઉત્પન્ન થાય છે, તે જાણવું રહ્યું. શાસ્ત્રકાર ફરમાવે છે. तएणं से महब्बले देवे तीहिं णाणेहिं समग्गे अणंतरं जयंताओ विमाणाओ चइत्ता इहेव जंबूद्दीवे दीवे भारहे वासें मिहिलाए रायहाणीए कुंभगस्स रन्नो पभावइ देवीए कुच्छिंसि आहार वक्कंतीए, सरीर वक्कंतीए, भववक्कंतीए गब्भत्ताए वक्कंते ।

દેવ મહાબળનો જીવ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અને અવધિજ્ઞાન આ ત્રણે જ્ઞાનોને ધારણ કરનાર થઈને અને પોતાની સ્થિતિને પૂરી કરીને જયંત વિમાનથી ચ્યવીને, જંબુદ્વીપ નામના આ જ દ્વીપના ભરતક્ષેત્રમાં, મિથિલા નામની રાજધાનીમાં, કુંભક મહારાજાની પ્રભાવતી દેવીના ઉદરમાં, આહારનાં પરિવર્તનથી માનવોચિત આહારના ગ્રહણથી, શરીરની વ્યુત્ક્રાંતિથી એટલે કે દેવ શરીરના પરિવર્તન તેમ જ મનુષ્ય શરીરના ગ્રહણથી, ભવની વ્યુત્ક્રાંતિથી દેવ ભવને ત્યજીને મનુષ્ય ભવને ગ્રહણ કરવાની અપેક્ષાથી ગર્ભ રૂપે જન્મ પામ્યા–ઉત્પન્ન થયા.

જ્યારે તેઓ પ્રભાવતીના ઉદરનાં ગર્ભરૂપે અવતર્યા ત્યારે गहेसु उच्चट्ठाण ट्ठिएसु दिसासु सोमासु वितिमिरासु विसुध्धासु સૂર્ય વગેરે ગ્રહો ઉચ્ચ સ્થાને હતાં. ચારે દિશાઓ દિગ્દાહ વગેરે ઉપદ્રવો વગરની હતી. તીર્થંકરના ગર્ભવાસના પ્રભાવથી દિશાઓ પ્રકાશ યુક્ત તેમજ ઝંઝાનિલ રજકણ વગેરેથી રહિત થઈને સ્વચ્છ બની ગઈ.

सउणेसु जइएसु मारुयंसि पयाहिणाणुकूलंसि पवायंसि भूमिसप्पिंसि कालंसि निप्फन्नसस्स मेइणीयंसिं जणवएसु पमुइय पकीलीएसु अध्धरत्त काल समयंसि अस्सिणी णक्खत्तेणं जोगमुवागएणं जे से हेमंताणं चउत्थे मासे अट्ठमे पक्खे फग्गुण सुध्धे तस्स णं फग्गुण सुध्धस्स चाउत्थि पक्खेणं ।

## મલ્લીનાથનું ચ્યવન નામે પ્રથમ કલ્યાણક

તે વખતે કાગડા વગેરે પક્ષીઓ રાજા વગેરેના માટે વિજયને સૂચવનારા શબ્દો ઉચ્ચારી રહ્યા હતાં. પવન પણ પ્રદક્ષિણાવર્ત થઈને વાતો હતો, શીતળ મંદ અને સુગંધ યુક્ત પવન અનુકૂળ લાગતો હતો. તે પવન પૃથ્વીનો સ્પર્શ કરતાં વાતો હતો. આવો સુખદ સમય હતો કે જેમાં નિષ્પન્ન ધાનથી મેદિની–પૃથ્વી લીલાછમ આવરણથી ઢંકાઈ રહી હતી. જનપદ પણ હર્ષમાં તરબોળ થઈ રહ્યું હતું અને જાત જાતની ક્રીડાઓમાં મસ્ત હતું.

અર્ધી રાતનો વખત હતો. અશ્વિની નક્ષત્રનો ચંદ્રની સાથે યોગ થઈ રહ્યો હતો. તે વખતે ફાગણ મહિનાનો શુકલ પક્ષ ચાલતો હતો. આ મહિનો હેમંત ઋતુમાં ચોથો માસ તેમજ આઠમો પક્ષ ગણાય છે. આવા **ફાગણ માસના શુકલ પક્ષની ચોથના** અર્ધ રાત્રિના સમયે મહાબળ દેવ પોતાની બત્રીસ સાગરની સ્થિતિ પૂરી કરીને, તે જયંત નામના વિમાનમાંથી ચ્યવીને પ્રભાવતી દેવીના ગર્ભમાં સ્થિત થયા.

ભાઈઓ! તમે સમજી શકયા હશો કે તીર્થંકરનો આત્મા માતાના ગર્ભમાં જ્યારે આવે છે ત્યારે કેવો યોગ હોય છે. ચારે બાજુ શાંતિનું વાતાવરણ બની જાય છે. લોકોમાં પ્રેમ આનંદનું મોજું આવે છે. ધન્ય છે માતાને કે આવા ઉત્તમ આત્માને પોતાની કુક્ષીમાં ધારણ કરવાનું સૌભાગ્ય મળ્યું. અમારી આ માતાઓને એમ થતું હશે કે અમારે ત્યાં આવું ભાગ્યવાન સંતાન કેમ ઉત્પન્ન ન થાય? જરૂર થાય, પરંતુ માતાએ એવી યોગ્યતા અને પુણ્યતા મેળવવી જોઈએ.

હવે પ્રભાવતી દેવીના ગર્ભમાં મલ્લીનાથનો જીવ આવ્યો છે. ત્યારે માતા જે ભુવનમાં પલંગ પર સુતી હતી તેનું વર્ણન પણ જ્ઞાનીજનોએ ફરમાવેલ છે. તે પણ સાંભળવા જેવું છે. માતા પ્રભાવતી જે ભવ્ય ભવનમાં નિદ્રા લઈ રહેલ હતી. તે વાસગૃહનો અંદરનો ભાગ ચિત્રોથી સુશોભિત હતો. બહારનો ભાગ ચૂનાથી ધોળાયેલ હતો. તેને ઘસીને ચીકણો, સુવાળો તથા ચમકદાર બનાવેલ હતો. ઉપર છતનાં ભાગમાં વિવિધ પ્રકારનાં ચિત્રો ચિતરેલાં હતાં. મણિ–રત્નોની ઝગઝગાટ કરતી જ્યોતિથી ત્યાંનો અંધકાર નષ્ટ થઈ ગયો હતો. નીચે ફર્શનો ભાગ સમતલ અને સુરચિત હતો. તેના ઉપર પાંચ રંગનાં સરસ–સુગંધિત ફૂલો જ્યાં ત્યાં વિખરાયેલાં પડયાં હતાં. તે વાસગૃહ કાલાગુરુ, ઉત્તમ કુંદરુ, લોબાન વગેરે વિવિધ જાતના ધૂપથી મહેકી રહેલ હતો. અન્ય પણ સુગંધિત પદાર્થોની સુગંધથી તે સુગંધિત હતો. ગંધ દ્રવ્યની ગોળીની માફક તે સુગંધિત હતો. એવા શ્રેષ્ઠ વાસગૃહમાં તે એવી જાતના પલંગ ઉપર સુતી હતી. કે જેનાં ઉપર પ્રમાણ યુક્ત ઉપધાન (તકિયા) હતાં. માથા અને પગ બંને બાજુ પણ ઉપધાન હતાં. તે શય્યા બંને બાજુથી ઉન્નત અને મધ્યમાં

નીચી હતી. ગંગા નદીના તટની રેતી સમાન તે મુલાયમ અને કોમળ હતી. સ્વચ્છ અળસીના વસ્ત્રથી વીંટળાયેલ હતી અને ધૂળ ન પડે તે રીતે આચ્છાદિત હતી. તેના ઉપર લાલ વસ્ત્રની મચ્છરદાની નાખેલી હતી. તે મૃગચર્મ કિંમતી ઉંચા રૂ, બૂર નામની વનસ્પતિ, માખણ, આકડાનું રૂ વગેરે કોમળ વસ્તુઓની માફક મુલાયમ હતી. તથા શય્યા સજાવવાની કળા અનુસાર તેને સજાવવામાં આવી હતી. તેની આજુબાજુ સુગંધિત પુષ્પ અને સુગંધિત ચૂર્ણ વિખરાયેલ હતાં. તે શય્યા ઉપર અર્ધ નિદ્રાવસ્થામાં સૂતેલી પ્રભાવતી રાણીએ પાછલી રાત્રિએ **तं रयाणिं च णं चोद्दस महासुमिणा वन्नओ ।** ચૌદ મહા સ્વપ્નો જોયા તેનાં નામ આ પ્રમાણે છે.

**ચૌદ મહાસ્વપ્ન :**–૧ ગજ ૨ વૃષભ ૩ સિંહ ૪ લક્ષ્મી ૫ પુષ્પમાળા ૬ ચંદ્ર ૭ સૂર્ય ૮ ધ્વજા ૯ કુંભ ૧૦ પદ્મ સરોવર ૧૧ સમુદ્ર ૧૨ દેવ વિમાન ૧૩ રત્ન રાશિ ૧૪ નિર્ધૂમ અગ્નિ. આ જાતનાં શુભ, સૌમ્ય, પ્રિય છે દર્શન જેનું, એવા અને સુરૂપ સ્વપ્નાને જોઈને કમળ સમાન વિકસિત નયનવાળી માતાનાં શરીરનાં રોમે રોમ પ્રસન્નતાથી પુલકિત થઈ ગયા. તે પથારી ઉપરથી એકદમ જાગૃત થઈ ગઈ. જે રાત્રિએ મહાયશસ્વી તીર્થંકરો માતાના ઉદરમાં આવે છે. તે રાત્રિમાં પ્રત્યેક તીર્થંકરની માતા આવા ચૌદ સ્વપ્નોને જુએ છે.

માતા પ્રભાવતી ચૌદ સ્વપ્નોને જોઈ જેમ મેઘધારાથી સીંચાયેલ કદંબપુષ્પ પુલકિત થાય છે તેમ હર્ષિત અને સંતુષ્ટ થઈ. તેનાં રોમ રોમ પુલકિત થઈ ગયા તે સ્વપ્નોનું સ્મરણ કરે છે. શય્યામાંથી ઉઠી પાદપીઠ ઉપરથી ઉતરે છે. ધીમેધીમે અચપળ, ધૈર્યપૂર્વક, અવિલંબિત, રાજહંસની માફક મંદમંદ ગતિથી ચાલીને જ્યાં મહારાજા કુંભકનો શયન ખંડ છે ત્યાં આવે છે. જુઓ! કેવી મર્યાદા છે, રાજા અને રાણીના શયનખંડ જુદા બતાવ્યા છે. મુંબઈના જીવન અને તમારી સ્થિતિ કેવી છે? તે તો તમો સારી રીતે જાણો છો. રાજા પાસે આવીને તેને ઈષ્ટ, કાંત, પ્રિય, મનોજ્ઞ, મનોહર, ઉદાર, કલ્યાણરૂપ, શિવરૂપ, ધન્ય, મંગળકારી, શોભાયુક્ત, હૃદયને રૂચિકર, હૃદયને આહ્‌લાદકારી મિત, મધુર અને મંજુલ શબ્દોથી જગાડે છે.

મહારાજા જાગૃત થાય છે. રાજાની આજ્ઞા પ્રાપ્ત કરીને રાણી પ્રભાવતી વિવિધ મણિરત્નોથી રચિત ભદ્રાસન ઉપર બેસે છે. શ્રમને દૂર કરે છે. ક્ષોભરહિત થઇને રાજાને ઈષ્ટ વાણીથી સંબોધન કરતી બોલે છે. "હે સ્વામિન્! હું આજે તે રમણીય શયન ખંડમાં શય્યા પર સૂતેલી હતી ત્યારે મને ચૌદ સ્વપ્નો આવેલા. તે ચૌદ સ્વપ્નોના નામ કહે છે, હે દેવ! તે ચૌદ સ્વપ્નોનું કલ્યાણરૂપ ફળ શું હશે?"

કુંભકરાજા ચૌદસ્વપ્નોની વાત સાંભળી ખૂબ જ ખૂશ થયા. મનમાં પ્રીતિ ઉત્પન્ન થઈ. તેનું મન ઘણુ આહ્‌લાદિત થયું. રોમેરોમમાં આનંદ થઈ ગયો. સ્વપ્નોનો

વિચાર કરે છે. વિશેષ વિચાર કરીને મંગળરૂપ મધુર અને શોભાયુક્ત વાણીથી રાણીને કહે છે.

રાજા રાણીનો કેવો સુંદર વાર્તાલાપ છે. "તમોને એકબીજા સાથે ઘરમાં વાત કરતાં આવડે છે. હાં. તો શું? આવી રીતે કરી શકો છો? તમારા મુખમાં આવા શબ્દો નીકળે છે. સંસારને કે ઘરને સ્વર્ગ બનાવવું હોય તો પ્રથમ સારૂ બોલતાં શીખો. ભાષા મીઠી બોલો. આદર માન-સન્માન દેતાં શીખો. બીજાની વાત સાંભળવા તૈયાર રહો. આપસી સંબંધો રૂડાં અને મીઠાં ક્યારે બને? આજના કથનથી જરૂર તમોને વ્યવહાર શુધ્ધિનું જ્ઞાન મળી શકે તેમ છે.

## મહારાજા રાણી પ્રભાવતીને સ્વપ્નફળ કહે છે.

હે દેવાનુપ્રિયા! તમે જે સ્વપ્નાં જોયાં છે. તે ઉદાર કલ્યાણકારી, શિવરૂપ, મંગળરૂપ, શોભાયુક્ત, આરોગ્યપ્રદ, તુષ્ટિપ્રદ, દીર્ઘાયુપ્રદ, કલ્યાણપ્રદ સ્વપ્નાં છે. હે દેવાનુપ્રિયા! તમે જે સ્વપ્ન જોયાં છે. તેનાથી અર્થ લાભ, ભોગ લાભ, પુત્ર લાભ, સુખ લાભ અને રાજ્ય લાભ થશે. તમને પૂરેપૂરા નવમાસ અને સાડાસાત અહોરાત્રિ પસાર થતાં આપણાં कुलकेउं अम्हं कुलदीवं कुल पव्वयं कुलवडिंसयं कुलतिलयं कुलकित्तिकरं कुल वित्तकरं कुलदिणयरं कुलआहारं कुलनंदिकरं कुलजसकरं कुलपायवं कुलविवध्धणकरं.........दारयं पयाहिसि। આપણા કુળમાં કેતુ-ધ્વજારૂપ, કુળપ્રદીપ, કુળપર્વત, કુલાપતંસક-મુગુટ, કુળતિલક, કુળકીર્તિકર, કુળવૃતિકર, કુળદિનકર, કુલાધાર, કુળમાં આનંદ પ્રસરાવનાર, કુળને યશ અપાવનાર, કુળ પાદપ-વૃક્ષ સમાન, કુળ વિવર્ધક, સુકોમળ હાથ પગવાળા, સંપૂર્ણ પંચેન્દ્રિય શરીરવાળા, લક્ષણો, ચિહ્નો, વ્યંજનો અને ગુણોથી યુક્ત, માન, ઉન્માન, પ્રમાણથી પરિપૂર્ણ, શોભાયુક્ત, સર્વાંગ સુંદર શરીરવાળા ચંદ્રસમાન સૌમ્યાકાર, કાંત, પ્રિયદર્શી અને સુરૂપ બાળકને જન્મ આપશો.

તે બાળકપણાથી મોટો થઈ સમજદાર, કળામાં કુશળ બની યૌવન પ્રાપ્ત કરશે. દાનમાં શૂર અને સંગ્રામમાં વીર બનશે. તેની પાસે વિપુલ બળ-સેના હશે. તે રાજ્યનો મોટો અધિપતિ રાજા બનશે. હે દેવી! તમે જે સ્વપ્નો જોયા છે. તે ઘણા ઉત્તમ છે. એમ વારંવાર કહીને તેના ચિત્તને અધિક પ્રફુલ્લિત કરે છે.

પ્રભાવતીદેવી સ્વપ્નોના અર્થ રાજા પાસેથી સાંભળી ખૂબ જ હૃદયમાં ધારણ કરી, સંતુષ્ટ અને પ્રસન્ન ચિત્તવાળી થઈ બંને હાથ જોડી તેને મસ્તક ઉપર અંજલિ કરીને બોલી. હે સ્વામિન! આપે જે કહ્યું છે તે બરાબર છે. તે મારા માટે ઈષ્ટ છે, તે સત્ય છે. રાજાની વાતનો સ્વીકાર કરી વિવેકપૂર્વક રાજાનો વિનય કરતી ધીરે ધીરે પોતાના શયનખંડમાં ચાલી ગઈ. આવેલા ઉત્તમ સ્વપ્ન નિષ્ફળ ન જાય તે માટે

જાગૃત રહેવું જોઈએ. રાણી પણ પોતાના આ આવેલા આ મહા સ્વપ્નોની રક્ષા માટે સારી રીતે જાગૃત રહેવા લાગી.

આ બાજુ મહારાજાએ માણસોને બોલાવી સ્વપ્ન પાઠકોને આમંત્રણ આપવા માટે કહ્યું, સ્વપ્ન પાઠકો રાજાનું આમંત્રણ સ્વીકારી, સૌ સારી રીતે તૈયાર થઈ મહારાજા કુંભકના દરબારમાં જવા રવાના થયા. રાજ્યભવનના દ્વાર પાસે સૌ ભેગા થયા અને હાથ જોડી 'જય હો, વિજય હો' ના આશીર્વચનો બોલતાં રાજાની પાસે ઉપસ્થાન શાળામાં આવે છે. રાજાએ તેમનું વંદન સાથે યોગ્ય સન્માન કર્યું. સૌ પોતપોતાના ગોઠવેલા ભદ્રાસન ઉપર બેસી ગયા.

કુંભકરાજા અને મહારાણી પ્રભાવતી ત્યાં યોગ્ય અને ઉત્તમ આસન ઉપર બિરાજ્યા છે. રાજા સ્વપ્ન પાઠકોને વિનય પૂર્વક મહારાણીને આવેલા સ્વપ્નોની વાત કરે છે. પંડિતોએ ચૌદ સ્વપ્નો સાંભળ્યા. એકબીજા વિચાર કરીને સ્વપ્નફળનો નિર્ણય કરીને કહે છે.

સ્વપ્નનો પણ સંસાર છે. માનવ ક્યારેક સ્વપ્ન સંસારમાં રાજા-પ્રધાન બને છે. વિવિધ પ્રકારના વિલાસો ભોગવે છે. પરંતુ સ્વપ્ન પૂર્ણ થતા. જેવા હતાં તેવા જ બની રહે છે. જ્ઞાની પુરૂષોએ તો આ સંસારને જ સ્વપ્ન સરીખો કહ્યો છે. ક્યારે શું અને ઘડીકમાં શું થશે તેનો કોઈ ભરોસો નથી. પુણ્યશાળી પુરૂષનું આગમન હોય તો જ માતાને શુભ અને શ્રેષ્ઠ સ્વપ્ન આવે છે.

ભારતીય સાહિત્યમાં સ્વપ્ન સંબંધી ઉંડાણથી ચિંતન કરવામાં આવેલ છે. તેમાં સ્વપ્ન આવવાના નવ નિમિત્ત બતાવવામાં આવેલ છે.

૧ જે વસ્તુઓનો અનુભવ કરેલો હોય તેનું સ્વપ્ન આવે.

૨ જેના સંબંધમાં સાંભળેલું હોય તેનું સ્વપ્ન આવે.

૩ જે વસ્તુ જોયેલી હોય તેનું સ્વપ્ન આવે.

૪ વાત, પિત્ત અથવા કફ વિકૃતિના કારણે તેવા પ્રકારના સ્વપ્ન આવે.

૫ સ્વપ્નાં વાળી પ્રકૃતિના કારણે સ્વપ્ન આવે.

૬ ચિત્ત ચિંતા યુક્ત થવાના કારણે સ્વપ્ન આવે.

૭ દેવતા વગેરેનું સાનિધ્ય હોય તે કારણે સ્વપ્ન આવે.

૮ ધાર્મિક સ્વભાવને કારણે સ્વપ્ન આવે.

૯ અતિશય પાપનો ઉદય થવાને કારણે સ્વપ્ન આવે.

સ્વપ્ન આવવાના આ નવ પ્રકારોમાંથી પ્રથમ છ પ્રકારના સ્વપ્ન શુભ તેમજ

અશુભ બંને હોય છે પણ તેનું ફળ કંઈ હોતું નથી. ત્રણ જાતના અંતિમ સ્વપ્ન સત્ય હોય છે અને તેનું ફળ શુભ અને અશુભ બંને મિશ્રિત હોય છે.

## ચાર પહોરના સ્વપ્નના ફળ.

૧ રાત્રિના પ્રથમ પહોરમાં જોવામાં આવેલ સ્વપ્નનું ફળ બારેક માસમાં પ્રાપ્ત થાય છે.

૨ રાત્રિના બીજા પહોરમાં જોવામાં આવેલ સ્વપ્નનું ફળ છ માસમાં પ્રાપ્ત થાય છે.

૩ રાત્રિના ત્રીજા પહોરમાં જોવામાં આવેલ સ્વપ્ન ફળ ત્રણ માસમાં મળે છે.

૪ રાત્રિના ચોથા પહોરમાં જોવામાં આવેલ સ્વપ્નનું ફળ એક માસમાં પ્રાપ્ત થાય છે.

સૂર્યોદયથી બે ઘડી પૂર્વે, જે સ્વપ્ન જોવામાં આવે તેનું ફળ દશ દશ દિવસમાં મળે છે સૂર્યોદય સમયે જોવામાં આવેલ સ્વપ્નનું ફળ શીઘ્રમેવ થાય છે. સ્વપ્નના આવી રીતે જુદા જુદા ભાવ પણ બતાવ્યા છે.

અહીં નિમિત્ત શાસ્ત્રીઓ કુંભક મહારાજાને પ્રભાવતીને આવેલા ચૌદ સ્વપ્નોના ફળની વાત કરતાં કહે છે. સ્વપ્નોના પ્રકારનું વર્ણન સાંભળો !

एवं खलु देवाणुप्पिया ! अम्हं सुमिण सत्थे बायालीसं सुमिणा तीसं महासुमिणा बाहत्तरिं सव्वसुमिणा दिट्ठा, तत्थ णं देवाणुप्पिया ! अरहंतमातरो वा चक्कवट्टिमायरो वा अरहंतंसि वा चक्कहरंसि वा गब्भं वक्कममाणंसि एतेसिं तीसाए महासुमिणाणं इमे चउद्दस महासुमिणे पासित्ता णं पडिबुज्झंति, तं जहा, गय-वसह-सीह-अभिसेय; दाम-ससि दिणयरंझयं कुंभं ॥ पउमसर-सागर-विमाण-भवण-रयणुच्चय सिहिं च ॥

હે દેવાનુપ્રિય ! નિશ્ચિતથી અમારા સ્વપ્ન શાસ્ત્રમાં ૪૨ સ્વપ્ન (સામાન્ય ફળવાળા) કહેલાં છે અને ૩૦ મહાસ્વપ્નો (વિશેષ ફળવાળાં) બતાવેલ છે. એ રીતે ૪૨ અને ૩૦ કુલ મળી ૭૨ સ્વપ્ન બતાવવામાં આવેલ છે. તેમાંથી હે દેવાનુપ્રિય ! અરિહંતની અને ચક્રવર્તીની માતા જ્યારે અરિહંત કે ચક્રવર્તી ગર્ભમાં આવે છે ત્યારે તે ત્રીસ મહાસ્વપ્નોમાંથી આ ચૌદ મહાસ્વપ્નોને જોઈને જાગૃત થાય છે. જેવા કે હાથી-વૃષભ વગેરે. જેને તમો જાણો છો.

વાસુદેવની માતા ચૌદ સ્વપ્નમાંથી કોઈ સાતને જુએ છે. બળદેવની માતા તે ચૌદમાંથી ચાર સ્વપ્નને જુએ છે. માંડલિક રાજાની માતા ચૌદમાંથી કોઈ એકને જુએ છે.

હે દેવાનુપ્રિય ! પ્રભાવતી મહારાણીએ જે ચૌદ મહાસ્વપ્નો જોયા છે, તે મંગળકારી છે. તે અર્થ લાભ કરાવનારા છે વગેરે કહે છે. જે વાત મહારાજા કુંભકે કહી હતી તે સઘળી વાત તેઓ કહે છે. અને એક એક મહાસ્વપ્નોનું કથન

શાસ્ત્રાનુસાર વ્યાખ્યા સાથે કહે છે. જે હકીકત મહાવીરની માતા શ્રી ત્રિશલાના સ્વપ્ન કથનમાં કહેવાઈ ગઈ છે.

નિમિત્ત શાસ્ત્રીઓ જન્મ પામતા બાળકની યોગ્યતા માટે માસ–તિથિ–વાર અને નક્ષત્રના ફળ બતાવે છે.

## કયા માસનો જન્મેલો કેવો હોય છે?

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ કાર્તિક | માસનો | જન્મેલો | લુચ્ચો | હોય | છે. |
| ૨ માગસર | ,, | ,, | લોભી | ,, | ,, |
| ૩ પોષ | ,, | ,, | ઠંડો | ,, | ,, |
| ૪-મહા | ,, | ,, | પંડિત | ,, | ,, |
| ૫ ફાગણ | ,, | ,, | બોલકણો | ,, | ,, |
| ૬ ચૈત્ર | ,, | ,, | ચતુર | ,, | ,, |
| ૭ વૈશાખ | ,, | ,, | ભોગી | ,, | ,, |
| ૮ જેઠ | ,, | ,, | ક્રોધી | ,, | ,, |
| ૯ અષાઢ | ,, | ,, | આળસુ | ,, | ,, |
| ૧૦ શ્રાવણ | ,, | ,, | શૂરવીર | ,, | ,, |
| ૧૧ ભાદરવા | ,, | ,, | ગંભીર | ,, | ,, |
| ૧૨ આસો | ,, | ,, | રોગી | ,, | ,, |

## કઈ તિથિમાં જન્મેલો કેવો હોય છે?

| | | | | |
|---|---|---|---|---|
| એકમનો | જન્મેલો | મુર્ખ | હોય | છે. |
| બીજનો | ,, | બુધ્ધિમાન | ,, | ,, |
| ત્રીજનો | ,, | શૂરવીર | ,, | ,, |
| ચોથનો | ,, | રોગી | ,, | ,, |
| પાંચમનો | ,, | ગંભીર | ,, | ,, |
| છઠ્ઠનો | ,, | નિરોગી | ,, | ,, |
| સાતમનો | ,, | ધર્મિષ્ઠ | ,, | ,, |
| આઠમનો | ,, | ઉજ્જ્વળકીર્તિ | ,, | ,, |
| નોમનો | ,, | વાચલ | ,, | ,, |
| દશમનો | ,, | દાતાર | ,, | ,, |
| અગિયારસનો | ,, | તીક્ષ્ણદૃષ્ટિ | ,, | ,, |
| બારસનો | ,, | ભોજનવીર | ,, | ,, |
| તેરસનો | ,, | ચતુર | ,, | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ચૌદસનો | ,, | ક્રોધી | ,, | ,, |
| પુનમનો | ,, | ધનવાન | ,, | ,, |
| અમાસનો | ,, | આળસુ | ,, | ,, |

## ક્યા વારનો જન્મેલો કેવો હોય છે?

| | | | |
|---|---|---|---|
| ૧ રવિવારનો | જન્મેલો | ઉત્તમ | હોય છે. |
| ૨ સોમવારનો | ,, | શીતળ | ,, |
| ૩ મંગળવારનો | ,, | રોગી | ,, |
| ૪ બુધવારનો | ,, | ડાહ્યો | ,, |
| ૫ ગુરૂવારનો | ,, | ગંભીર | ,, |
| ૬ શુક્રવારનો | ,, | બહુકતરાતો | ,, |
| ૭ શનીવારનો | ,, | સ્થિર | ,, |

## ક્યા નક્ષત્રમાં જન્મેલો કેવો હોય છે?

| | | | |
|---|---|---|---|
| ૧ અશ્વિનીમાં | જન્મેલો | ચતુર | હોય છે. |
| ૨ ભરણીમાં | ,, | પંડિત | ,, |
| ૩ કૃત્તિકામાં | ,, | સૌભાગ્યવંત | ,, |
| ૪ મૃગશીર્ષમાં | ,, | ઉતાવળો | ,, |
| ૫ આદ્રામાં | ,, | શીતળ | ,, |
| ૬ પુનર્વસુમાં | ,, | વિદ્યાશીલ | ,, |
| ૭ પુષ્યમાં | ,, | વાચાળ | ,, |
| ૮ અશ્લેષામાં | ,, | જૂઠો | ,, |
| ૯ મઘામાં | ,, | નિરોગી | ,, |
| ૧૦ પૂર્વફાલ્ગુણીમાં | ,, | દાતાર | ,, |
| ૧૧ હસ્તમાં | ,, | માનીતો | ,, |
| ૧૨ પૂર્વ ભાદ્રપદમાં | ,, | ચોર | ,, |
| ૧૩ ઉત્તર ભાદ્રપદમાં | ,, | શૂરવીર | ,, |
| ૧૪ ચિત્રામાં | ,, | માયાવી | ,, |
| ૧૫ સ્વાતિમાં | ,, | લોભી | ,, |
| ૧૬ વિશાખામાં | ,, | ભાગ્યવાન | ,, |
| ૧૭ અનુરાધામાં | ,, | ભોગી | ,, |
| ૧૮ જયેષ્ઠામાં | ,, | રોગી | ,, |
| ૧૯ મૂળમાં | ,, | લબાડ | ,, |

| | | | |
|---|---|---|---|
| ૨૦ પૂર્વાષાઢામાં | ,, | આંખનો તામસી | ,, |
| ૨૧ ઉત્તરાષાઢામાં | ,, | સૌમ્ય પ્રકૃતિ | ,, |
| ૨૨ અભિજીતમાં | ,, | સંતોષી | ,, |
| ૨૩ શ્રવણમાં | ,, | દયાવાન | ,, |
| ૨૪ સનભિષામાં | ,, | પરિવારવાળો | ,, |
| ૨૫ રેવતિમાં | ,, | વલ્લભ | ,, |

## સ્વપ્ન દર્શન

મોહનીય કર્મના ઉપશાંત યા ક્ષય થવા પર સ્વપ્ન ન આવે. કેવળી ભગવંતોને સ્વપ્ન ન આવે કારણ કે તેઓને દર્શનાવરણીય કર્મનો ક્ષય હોય છે. સ્વપ્ન અર્ધ જાગૃતાવસ્થામાં આવે છે. સ્વપ્ન એ દર્શન મોહનીયના ક્ષયોપશમ જન્ય છે. સંયમી સત્ય સ્વપ્ન જુએ છે. અસંયમી કે દેશવિરતિ સત્ય અથવા અસત્ય સ્વપ્ન પણ જુએ છે.

## સ્વપ્ન દર્શન પાંચ પ્રકારનું છે

૧ **યથાતથ્ય સ્વપ્ન દર્શન**- જેને સત્ય સ્વપ્ન આવે તે.

૨ **પ્રતાન સ્વપ્ન દર્શન**- જેને વિસ્તારવાળું સ્વપ્ન આવે. તે સત્ય યા અસત્ય હોય છે.

૩ **ચિંતા સ્વપ્ન દર્શન**- જાગૃતાવસ્થામાં જેવું ચિંતન કર્યું હોય તેવું સ્વપ્નમાં જુએ.

૪ **તદ્‌વિપરીત દર્શન**- જેવું વિચાર્યું હોય તેનાથી વિપરીત સ્વપ્ન આવે.

૫ **અવ્યક્ત સ્વપ્ન દર્શન**- અસ્પષ્ટ અર્થવાળું-કશુંએ ન સમજાય તેવું.

## સ્વપ્ન દર્શનના બીજા ચાર પ્રકાર !

૧ **સ્વાભાવિક સ્વપ્ન**- આત્મ ભાવવાળું (કર્મના નિમિત્ત રહિત) સ્વતઃ સ્વપ્ન થાય તે. તેનું ફળ તેજ ભવે મોક્ષ હોય છે.

૨ **વૈભાવિક સ્વપ્ન**- કર્મના ઉદયથી (કર્મના નિમિત્તથી આવે) મન વચન કાયાના વિકારવાળા હોય તે નિષ્ફળ થાય છે.

૩ **પુણ્ય પ્રભાવવાળું સ્વપ્ન**- પુણ્યોદયનું સ્વપ્ન શુભ ફળ આપે છે.

૪ **પાપ પ્રભાવવાળું સ્વપ્ન**- પાપોદયનું સ્વપ્ન અશુભ ફળ આપે છે.

મહારાજા કુંભકે સ્વપ્ન શાસ્ત્રના ભાવોની તેમજ મહારાણી પ્રભાવતીને આવેલા ચૌદ મહાસ્વપ્નના ફળની વાત જાણી ખૂબ જ ખુશ થયા. તેણે આવેલા પંડીતોને પુષ્કળ ધન વગેરે આપીને વિદાય કર્યા.

જુઓ! તમો લોકોને કેવા સ્વપ્ન આવે છે? કોઈને સર્પ, વીંછી, ભૂત વગેરેના આવે છે. કોઈને કયારેય પણ આવા સ્વપ્ન આવ્યા? કયાંથી આવે? આવા સ્વપ્ન માટે યોગ્ય જીવન જોઈએ. હવે રાણી પ્રભાવતી ગર્ભનું પાલન કેવી રીતે કરે છે તેની વાત તેમજ ગર્ભનો જીવ છ પર્યાપ્તિઓ કેવી રીતે બાંધશે. તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.



# ૬૪

# ગર્ભધર્મ પરિપાલના!

(ભાદરવા વદ ૭ તા. ૧૫-૯-૭૬ બુધવાર)

તીર્થપતિ ભગવાન મહાવીરે આત્મ કલ્યાણાર્થે સિદ્ધાંત વાણીનું ફરમાન કરેલ છે. તમારી સામે જ્ઞાતાધર્મકથાંગ સૂત્ર ચાલે છે. ભગવાન મલ્લીનાથનો આત્મા મહામાતા પ્રભાવતીના ઉદરમાં ઉત્પન્ન થયો છે. માતા આવા પુણ્યાત્માને ગર્ભરૂપે ધારણ કરવામાં પોતાનું પરમ સૌભાગ્ય સમજે છે. ગર્ભધર્મની જ્ઞાતા પ્રભાવતી પોતાના ગર્ભનું વિવેકપૂર્વક પાલન કરી રહી છે.

જૈનધર્મના આગમોમાં આત્મધર્મ, શરીરધર્મ, વ્યવહારધર્મ અને નિશ્ચય ધર્મની અનેક વાતોનું કથન જોવા મળે છે. શરીર ધર્મ અને શરીરના અવાંતર ધર્મોની પણ વિવેચના કરવામાં આવેલી છે. ગર્ભધર્મ એ પણ શરીર સાથેનો ધર્મ છે. માતાઓને ગર્ભધાન પછી તેનું સુંદર સાત્વિક રીતે પાલન કરવું જોઈએ.

માતા પ્રભાવતી ગર્ભને કોઈ જાતનું કષ્ટ ન થાય તેના માટે બરાબર સાવધાન રહે છે. અને અધિક ઉષ્ણ, અધિક ઠંડું, અધિક તીખું, અને અધિક ખારૂં ભોજન કરતી નથી. તેણી હિત, મિત અને ગર્ભને પોષણ કરે તેવા પદાર્થોનું યથાવિધ ભોજન કરવા લાગી. બાળક ઉપર ગર્ભના સમયે સંસ્કારોનો અપૂર્વ પ્રભાવ પડે છે. માતાની જેવી ભાવના હોય તેની અસર વધારે થાય છે. બાળકના જીવનનું નિર્માણ ગર્ભમાંથી જ શરૂ થઈ જાય છે. જેથી માતાએ વધારે સાવધાન રહેવાની જરૂર રહે છે. માતાના સારા નરસા ભાવોની અસર બાળક ઉપર પડે છે.

ભારતીય સન્તાનોની દુર્બળતાનું એક એ પણ કારણ છે કે ગર્ભના પાલન પોષણ અને તેના ઉપર પડતાં સંસ્કારોના વિષયમાં ખાસ ધ્યાન રાખવામાં આવતું નથી. ગર્ભધારણ પછી પુરૂષનો સંસર્ગ કરવો નહિ, વાસના પોષક પ્રવૃત્તિઓથી દૂર

રહેવું. માનસને બધી રીતે સ્વચ્છ અને પવિત્ર બનાવી રાખવું એ સ્રીઓ માટે હિતાવહ ગણાય છે. આજે સ્રીઓ આ બધી વાતો ઉપર બેદરકાર છે જેથી અલ્પાયુષી અને ખરાબ સંસ્કારવાળા સંતાન ઉત્પન્ન થાય છે.

મહારાણી પ્રભાવતી આ બધી વાતોને સારી રીતે જાણે છે જેથી તે ગર્ભસ્થ પ્રાણીના જીવન નિર્માણ એવું કલ્યાણનું ધ્યાન રાખી પોતાના ચિત્તને પવિત્ર બનાવી રાખે છે. ચરકસંહિતા ગ્રન્થમાં કહ્યું છે. ગર્ભાધાનના સમયે રજ-વીર્યના મિશ્રણ કાળે મનમાં જેવા ભાવ થાય છે, તેવાં જ ભાવ પૂર્વકર્મના ફળના સમન્વય કરતાં થકાં ગર્ભસ્થ બાળક ઉપર પડે છે. જેવી રીતે ધાર્મિક, શૂર, વિદ્વાન, તેજસ્વી સંતાન જોઈએ તો તેવા જ ભાવ રાખવા જોઈએ. ઋતુ સ્નાન પછી રોજ તેવી જ વસ્તુઓ જોવી જોઈએ અને તેનો વિચાર કરવો જોઈએ.

## ભારતીય શાસ્ત્ર અને વિજ્ઞાન

ઋતુ સ્નાન પછી સ્રીઓ સૌથી પહેલા જેને જુએ છે તેના સંસ્કાર તેના ચિત્ત ઉપર પડે છે અને તેવું જ સંતાન થાય છે.

એક અમેરિકન સ્રીના કમરામાં એક હબ્શી પુરૂષની છબી ટાંગેલી હતી. ઋતુ સ્નાન પછી પહેલાં તે છબીને જોઈ અને પછી પણ તેને જ જોયા કરતી હતી. જેથી ગર્ભસ્થ બાળક ઉપર તેનો એવો પ્રભાવ પડયો કે તેના બાળકનો ચહેરો ઠીક હબ્શી જેવો જ હતો.

એક બ્રાહ્મણ સ્રીએ પ્રથમ સ્નાન પછી એક પઠાણને અચાનક જોઈ લીધો. જેથી તેનું સંતાન બ્રાહ્મણ આચાર ધર્મથી હીન બની પઠાણ-પ્રકૃતિનું થયું.

ગર્ભવતી સ્રીએ ગર્ભકાળમાં ઘણીજ સાવધાનીની સાથે સદ્‌વિચાર, સત્સંગ, સત્-આલોચન, સદ્‌ગ્રન્થોનું અધ્યયન તેમજ વાંચન, સત્ તથા શુભ દશ્યોને જોતા રહેવા જોઈએ. પ્રહલાદની માતા હંમેશા દેવર્ષિ નારદજીના આશ્રમમાં રહી હરિચર્ચા સાંભળતી હતી. તેથી તેનો પુત્ર પ્રહલાદ કેવો મહાન થયો. સુભદ્રાના ગર્ભમાં અભિમન્યુએ પોતાના પિતા અર્જુનની સાથે માતાની વાતચીતમાં જ ચક્રવ્યૂહ-ભેદ કરવાની કળા શીખી લીધી હતી.

## પુત્ર ત્રણ પ્રકારના હોય છે.

૧ શબ્દપુત્ર-શબ્દપુત્રથી પુત્રત્વ સિદ્ધ થતું નથી.

૨ અર્થપુત્ર-માતા-પિતાનો પુત્ર તે અર્થપુત્ર છે.

૩ જ્ઞાનપુત્ર-માતા-પિતાના હૃદયમાં પુત્રત્વનું પ્રતિબિંબ રહે છે તે જ્ઞાનપુત્ર કહેવાય છે.

## ગર્ભવતી માતાની આહાર, વિહાર અને ચર્યા કેવી હોવી જોઈએ?

આયુર્વેદ સાહિત્યમાં ગર્ભવતી માતા માટે હિતકર ઘણી વાતો છે. વાગ્ભટ્ટ કહે છે કે જો ગર્ભવતી માતા વાયુ પ્રધાન આહાર કરે છે તો ગર્ભમાં રહેલું બાળક કુબ્જ, અંધ, અને વામન થાય છે. જો પિત્ત પ્રધાન આહાર કરે છે તો ગર્ભનું બાળક મસ્તકમાં ટાલ અને પિત્ત વર્ણવાળા શરીરનું બને છે. જો કફ પ્રધાન આહાર કરે છે તો બાળક કોઢવાળું થાય છે. અત્યંત ઉષ્ણ આહાર કરવાથી ગર્ભના બાળકનું બળ નષ્ટ થાય છે. અત્યંત શીત આહારથી બાળકને વાયુ પ્રકોપ થાય છે. અત્યંત ખારો આહાર કરવાથી બાળકના નેત્રો નષ્ટ થાય છે. અત્યંત ચીકણો આહાર કરવાથી બાળકની પાચન ક્રિયા વિકૃત થાય છે.

**સુશ્રુતમાં** કહ્યું છે કે 'જો ગર્ભવતી માતા દિવસે સૂએ તો સંતાન આળસુ અને ઉંઘણશી થાય છે. જો નેત્રોમાં આંજણ આંજે તો સંતાન આંધળું થાય છે. જો તે રોતી હોય તો તેનું સંતાન દૃષ્ટિ વિકૃત થાય છે. જો તે અધિક સ્નાન અને વિલેપનને કરતી હોય તો સંતાન દુરાચારી થાય છે. શરીર ઉપર તેલનું મર્દન કરે તો સંતાન કુષ્ઠ રોગી થાય છે. વારંવાર નખ કાપે તો સંતાનના નખ વિકૃત થાય છે. દોડે તો સંતાનની પ્રકૃતિ ચંચળ બને છે. જોરથી અટ્ટહાસ્ય કરે તો સંતાનના દાંત, હોઠ, તાળવું અને જીભ શ્યામ બને છે, જો તે બહુ બોલે તો સંતાન પણ વધારે બકવાસ કરનાર થાય છે. અધિક ગાય કે વીણા વગેરે વાદ્ય અધિક વગાડે તો સંતાન બહેરૂં થાય છે. જો તે વધારે ભૂમિને ખોદે છે તો સંતાનના શિરમાં કેશ વિરલ બને છે. જો તે પંખા વગેરેથી હવા નાખે છે તો સંતાન ઉન્મત્ત પ્રકૃતિનું થાય છે.' ગર્ભવતી માતાનું ચિંતન, આચરણ, વ્યવહાર, વાતાવરણ વગેરેની સંતાન નિર્માણમાં તેના ચારિત્ર અને શરીર સંઘટન ઉપર ઘણી અસર થાય છે. આ તથ્ય પ્રાચીન આયુર્વેદથી સંમત જ નહિ પરંતુ આધુનિક શરીર–વિજ્ઞાન અને મનોવિજ્ઞાનના પરીક્ષણોથી પણ માન્ય થયેલું છે.

મહારાણી પ્રભાવતીને ગર્ભ માટે તેની વિચક્ષણ સાહેલીઓ તે વાતનું ધ્યાન દોરાવ્યા કરે છે. "આપ ધીમે ધીમે ચાલો, ધીમે બોલો, અધિક શ્રમ ન કરો, ચિંતા ન કરો, ચડવા ઉતરવાનો શ્રમ પણ ન કરો."

## સર્વશ્રેષ્ઠ સંતાન પ્રાપ્તિ માટેના નિયમો.

૧ કોઈપણ પ્રાણીની હિંસા ન કરે. ૨ કોઈને પણ શ્રાપ ન દે ૩ કયારેય જુઠું ન બોલે, ૪ નખ અને રોમનું છેદન ન કરે. ૫ અપવિત્ર અને અશુભ વસ્તુનો સ્પર્શ ન કરે. ૬ પાણીમાં ડૂબકી લગાડીને સ્નાન ન કરે. ૭ કોઈ સાથે યા એકલા પણ ક્રોધ ન કરે. ૮ દુષ્ટ જનોની સાથે વાતચીત ન કરે. ૯ ગંદા કપડા ગંદીમાળા ધારણ ન

કરે. ૧૦ પવિત્ર ભોજન કરે. આ નિયમાવલીનું પાલન કરનારી માતા શ્રેષ્ટ સંતાનને મેળવે છે. **ગર્ભવતી સ્ત્રીએ ઉપવાસ કરવો ન જોઈએ.** તેણે દુધ આદિ હલકું ભોજન કરવાનું હોય છે. દૂરની મુસાફરી કે ચાલવાં. ઉઠવાં. બેસવામાં પણ ઘણો ઉપયોગ રાખવાનો હોય છે.

## ગર્ભવિચાર !

પ્રશ્ન–હે ભગવંત ! ગર્ભસ્થાનમાં આવવાવાળો જીવ ત્યાં કેટલા દિવસ, રાત્રી, મુહૂર્ત રહે છે ? તે જીવ કેટલા શ્વાસોચ્છવાસ લે છે ?

ઉત્તર–હે ગૌતમ ! તે જીવ ૨૭૭ાા અહોરાત્રિ (નવ માસ અને સાડાસાત દિવસ) ગર્ભમાં રહે છે અથવા ૮૩૨૫ મુહૂર્ત ગર્ભમાં રહે છે. તે જીવ ૩૧૪૧૦૨૨૫ શ્વાસોશ્વાસ લે છે.

પ્રશ્ન–હે ભંતે ! ગર્ભસ્થાનમાં એક સાથે કેટલા જીવ ઉત્પન્ન થઈ શકે છે ?

ઉત્તર–હે ગૌતમ ! ગર્ભસ્થાનમાં ૧–૨–૩ એમ નવ લાખ જીવ ઉત્પન્ન થાય છે. તેનું આયુષ્ય જઘન્ય–અંતઃ મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમનું હોય છે.

ગર્ભમાં આવવાવાળો જીવ ત્યાં રહેલો શુક્ર–શોણિત જન્ય મિશ્ર પદાર્થનો આહાર કરે છે. તેનાથી સાત ધાતુ ઉત્પન્ન થાય છે. રસી, લોહી, માંસ, હાડકા, મજ્જા, ચામડી વીર્ય અને નસાજાળ આ સાતે મળીને શરીરની રચના થાય છે. તે સૂક્ષ્મ અને પાતળું હોય છે. ત્યાં ગર્ભનો જીવ આહાર–શરીર –ઈન્દ્રિય–શ્વાસોશ્વાસ ભાષા અને મન આ છ પ્રકારની પ્રયાપ્તિ બાંધે છે. તે બીજક સાત દિવસમાં ચાવલ ધોણ જેવું તોલધાર હોય છે.

ચૌદ દિવસે પાણીના પરપોટાના આકારવાળો, ૨૧ દિવસે નાકના શ્લેશ્મ પ્રમાણે ૨૮ દિવસે ૪૮ માસા બરાબર વજનવાળો, એક માસે બોરના બીજ સમાન, બે માસે કાચી કેરીના સમાન, ત્રણ માસે પાકી કેરીના જેવો થાય છે. તે સમયે ગર્ભ પ્રમાણે માતાને દોહદ ઉત્પન્ન થાય છે.

## દોહદ

ચંદ્ર ગુપ્તની માતાને ચંદ્ર પીવાનો દોહદ થયો હતો. કુરણીકની માતાને કલેજુ ખાવાનો દોહદ થયો હતો. મેઘકુમારની માતાને અકાળે મેઘવૃષ્ટિ થવાનો દોહદ થયો હતો. આજની માતાઓને માટી, કોલસા એવી ચીજ ખાવાના વિચિત્ર દોહદ થાય છે. દોહદ એટલે માતાને ત્રણ મહિના ગર્ભના કારણે ઈચ્છા થવી તેને દોહદ કહેવાય છે હવે રાણી પ્રભાવતીને ત્રણ માસે કેવો દોહદ થયો તે માટે શાસ્ત્રકાર કહે છે.

**तपणं तीसे प्रभावइए देवीए तिण्हं मासाणं वहुपडिपुन्नाणं इमेयारुवे दोहले पाउब्भ ए।**

धन्नाओ णं ताओ अम्मयाओ जाओणं जल थलय भासुरप्पभूएण दसध्ध वन्नेण मल्लेणं अत्थुय पच्चत्थुयंसि सयणिज्जंसि सन्निसन्नाओ सन्निवन्नाओ य विहरंति। પ્રભાવતીદેવીને જ્યારે ત્રણ માસ સારી રીતે પસાર થઈ ગયા ત્યારે તેને આવો દોહદ થયો તે માતાઓ ધન્ય છે. જેઓ જળ અને સ્થળમાં ઉદ્ભવેલાં અને વિકાસ પામેલા પાંચ રંગના પુષ્કળ પ્રમાણમાં એકઠા કરેલા પુષ્પોના થરથી ઢંકાયેલી એવી શય્યા (પથારી) ઉપર બેસે છે અને સુખેથી શયન કરે एगं च महं सिरीदामगंडं पाडल..........दोहलं विणेंति। જેમાં ગુલાબ, મલ્લિકા આદિ અનેક પ્રકારના પુષ્પો પુષ્કળ પ્રમાણમાં છે. સ્પર્શ જેનો અત્યંત સુખદ છે અને જે દૃષ્ટિને આનંદ આપનાર છે અને તૃપ્ત કરનાર મહાસુગંધ ગુણવાળા પુદ્ગલોને જે ફેલાવી રહ્યો છે એવા સર્વોત્તમ શ્રી દામકાંડ (સુંદરમાળાઓનો સમૂહ)ની સુવાસ અનુભવતી પોતાના ગર્ભ મનોરથની પૂર્તિ કરે છે. (ખરેખર તે માતાઓ ધન્ય છે.)

तीसे पभावतीए देवीए इमेया रुवे दोहलं पाउब्भूतं पासित्ता अहासन्निहिया वाणमंतरा देवा खिप्पामेव जलथलय. जाव दसध्धवन्नं मल्लं कुंभगसो य भारगसो य कुंभगस्स रन्नो भवणंसि साहरंति।

પ્રભાવતીદેવીના આ પ્રમાણેના દોહદને ઉત્પન્ન થયેલો જાણીને પાસે રહેનારા વાણવ્યંતર દેવોએ તુરત જ જળ અને સ્થળમાં ઉત્પન્ન થયેલા પાંચ રંગના પુષ્પોને કુંભ અને ભાર પરિમાણમાં કુંભક રાજાના ભવન ઉપર લાવીને મૂકયા.

एगं च महं सिरिदामगंडं जाव मुयंतं जाव उवणेंति।

રાણીની ઈચ્છાને યોગ્ય દેવોએ આનંદદાયક સુગંધીત એક મોટો ભારે શ્રીદામકાંડ પણ વાણવ્યંતરો ત્યાં લાવ્યા. तपणं सा पभावती देवी जलथलय जाव मल्लेणं जाव दोहलं विणेइ। પ્રભાવતીદેવીએ શય્યા ઉપર બેસીને, સુવાસિત શ્રીદામકાંડને સુંઘીને પોતાના દોહદને પૂર્ણ કર્યો. આ ઉપરથી સિધ્ધ થાય છે કે ગર્ભમાં જેવા આત્મા હોય તેવો માતાને દોહદ થાય છે. ગર્ભનો જીવ પુણ્યવંતો હોય તો આવા દોહદ થાય છે.

## ગર્ભ જીવનો વિકાસ

ગર્ભમાં રહેલો જીવ ચાર માસે કણકના પીંડ જેવો, પાંચ માસે તેમાં અંકુરા નીકળે છે. જેમાં બે હાથ, બે પગ, એક મસ્તક હોય છે. છ માસે રૂધિર, રોમ, નખ, કેસની વૃધ્ધિ થાય છે. તેને સાડા ત્રણ ક્રોડ રોમ હોય છે. બે ક્રોડ ૫૧ લાખ રોમ ગળા સુધીમાં હોય છે. ૯૯ લાખ ગળાથી નીચેના ભાગમાં હોય છે. સાત માસે રસ હરણી નાડી થાય છે. તે શરીરના પોષણ માટે અને ગર્ભને પુષ્ટ કરવા માટે હોય છે. સ્ત્રીઓને ૬૭૦, નપુંસકને ૬૮૦ અને પુરૂષને ૭૦૦ નાડીઓ હોય છે.

ત્યાર પછી ૫૦૦ માંસની પેશીઓ બંધાય છે. તે પેશીઓથી હાડ ઢાંકેલા રહે છે. હાડમાં ૩૬૦ સાંધા છે. એક એક સાંધા ઉપર આઠ આઠ મર્મસ્થાન છે. તે મર્મસ્થાન ઉપર ટકોર લાગવાથી મૃત્યુ થઈ જાય છે. આ શરીરમાં છ અંગ હોય છે.

**માતાથી મળતાં ત્રણ અંગ** :-૧ માંસ, ૨ લોહી, ૩ મસ્તક-મજ્જા.

**પિતાથી મળતાં ત્રણ અંગ** :-૧ હાડ, ૨ હાડની મજ્જા, ૩ નખ, કેશ, રોમ.

ગર્ભ આઠ માસે સર્વાંગપૂર્ણ થાય છે. ગર્ભને લઘુશંકા, મળ, શ્લેષ્મ, ખાંસી, છીંક, જંભાઈ, ડકાર કંઈ થતું નથી. જે આહાર ખેંચે છે, તેનાથી ઈન્દ્રિયોને પુષ્ટિ મળે છે. નવ માસ સુધીમાં સર્વ અવયવ સહિત શરીર મજબૂત થઈ જાય છે.

પ્રભાવતીદેવીનો દોહદ પૂર્ણ થયો. ગર્ભનું સુંદર રીતે તેણે પાલન કર્યું. સવા નવ માસ પૂર્ણ થતાં દેવી હવે સંતાનને કેવી રીતે જન્મ આપશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૬૫

# મલ્લીનું જન્મકલ્યાણક

(ભાદરવા વદ ૮ : તા. ૧૬-૯-૭૬ ગુરુવાર)

અનંતજ્ઞાની ભગવંત મહાવીરે ભવ્યજનોના ઉધ્ધાર માટે આગમ વાણીનું ફરમાન કરેલ છે. તમારી સામે ભગવાન મલ્લીનાથનું અધ્યયન ચાલે છે. મહામાતા પ્રભાવતી પોતાના ગર્ભનું પાલન કરતાં સવા નવ મહિના પૂર્ણ કરે છે. હવે મલ્લીનાથનો જન્મ થવાનો છે. માતા કેટલી પુણ્યભાગી છે કે પોતાની કુક્ષીથી તીર્થંકરને જન્મ આપશે. શું જગતની સર્વે માતાઓ તીર્થંકરને જન્મ આપી શકે ખરી? આ પ્રશ્નના જવાબમાં શ્રીમાનતુંગ સૂરીજી ભક્તામર સ્તોત્રમાં ફરમાવે છે કે.

स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान् ।<br>
नान्या सुतं त्वदुपमं जननी प्रसूता ।<br>
सर्वा-दिशो-दधति-भानि-सहस्र रश्मिं ।<br>
प्राच्येव-दिग्जनयति-स्फुरदंशुजालम् ॥ २२

જેમ વિશ્વની ચારે દિશાઓ અન્ય ગ્રહ-નક્ષત્ર અને તારાઓને જન્મ આપે છે, પરંતુ સૂર્યને જન્મ આપનારી તો એક પૂર્વ દિશા જ હોય છે; તેમ સંસારની લાખો માતાઓ લાખો પુત્રોને જન્મ આપે છે, પરંતુ હે જિનરાજ! (તીર્થંકરદેવ)

આપને જન્મ આપનારી માતા તો આ લોકમાં એક જ હોય છે. આવી રીતે માતા પ્રભાવતીને તીર્થંકર આત્માને જન્મ આપવાનું સૌભાગ્ય મળેલ છે.

तएणं सा पभावती देवी पसत्थ दोहला विहरइ, तएणं सा पभावई देवी नवण्हं मासाणं बहु पडिपुण्णाणं अध्धट्ठमाण य राइंदियाणं जे से हेमंताणं पढमे मासे दोच्चे पक्खे मग्गसिर सुध्धे तस्सणं एगारसीए पुव्वरत्तावरत्त. अस्सीणा नक्खत्तेणं जोगमुवागएणं उच्चट्ठाणट्ठिएसु गहेसु पमुइयपक्कीलिएसु जणवएसु आरोग्गारोग्गं एकूणवीसइमं तित्थयरं पयाया ।

## મલ્લી ભગવતીનું બીજુ જન્મકલ્યાણક !

પ્રભાવતી રાણીનો દોહદ પૂર્ણ થયો અને ગર્ભના નવ માસ અને સાડાસાત દિવસ, રાતનો સમય પણ પસાર થઈ ગયો ત્યારે હેમંત કાળના પ્રથમ મહિના–માગસરના શુક્લ પક્ષ, અગિયારસને દિવસે અડધી રાતના સમયે અશ્વિની નક્ષત્રમાં, જ્યારે તે નક્ષત્રનો યોગ ચંદ્રની સાથે થઈ રહ્યો હતો અને સૂર્ય વગેરે ગ્રહો ઉચ્ચસ્થાને સ્થિત હતા; આખા જનપદમાં આનંદનાં મોજાઓ પ્રસરી રહ્યા હતાં, બધા માણસો અનેક જાતની રમતો અને ક્રીડાઓમાં મસ્ત થઈ રહ્યા હતા ત્યારે પ્રભાવતીદેવીએ ક્લેશ અને દુઃખ રહિત થઈને ૧૯માં તીર્થંકરને જન્મ આપ્યો.

તીર્થંકરના જન્મ સમયે બધા ગ્રહ નક્ષત્રના યોગ ઊંચા હોય છે. દિશાઓ, પવન અને વાતાવરણ ઘણું જ અનુકૂળ બને છે. ત્યાં કોઈ જગ્યાએ અકાળ કે દુકાળનું નામ પણ સંભળાતું નથી. ત્રણ લોકમાં અજવાળાં થઈ જાય છે. બે ઘડી સુધી તો નારકીના જીવનું છેદનભેદન બંધ થઈ જાય છે. આવા મહા ઉત્તમ જીવોના આગમનથી ચારે કોર આનંદ મંગળ વરતી રહે છે.

હર્ષમગ્ન દાસીઓએ રાજાની પાસે જઈ મલ્લી જન્મના સમાચાર આપ્યા. સંસારી લોકોને માટે પુણ્યવંત સંતાનના જન્મ માટે અધિક હર્ષ થાય છે. રાજા કુંભક મહારાજે દાસીના સમાચાર સાંભળી ઘણો જ હર્ષ પ્રગટ કર્યો અને પ્રસન્નતાની સાથે પોતાના મુગટ સિવાય બાકીના સર્વે આભૂષણો ઉતારી દાસીઓને આપી તેમનું સન્માન કર્યું.

હવે આ બાજુ શાસ્ત્રકાર શું કહે છે તે સાંભળો ! तेणं कालेणं तेणं समयेणं अहोलोग वत्थवाओ अट्ठ दिसाकुमारीओ मह्यरीयाओ जहा जंवूद्दीव पन्नत्तीए जम्मणं सव्वं नवरं मिहिलाए कुंभयस्स पभावईए अभिलाओ जाव नंदीसरवरे दीवे महिमा तयाणं कुंभए राया वहूहिं भवणवइ ४ तित्थयर जायकम्मं जाव नाम करणं ।

તે સમયે અધોલોકમાં રહેનારી ભોગંકરા, ભોગવતી. સુભોગ, ભોગમાલિની,

પરિવર્તન થયું છે. વર્તમાન સમયે વધારે પૈસા વાપરવા એ પણ ગુન્હો ગણાય છે. દાન કરે કે મદદ કરે તો પણ છૂપાવવું પડે છે. જાહેર કરે તો કાયદા કાયદાનું કામ કરે, કયાંથી લાવ્યા તેનો જવાબ આપવો પડે. વાપરનારને લાખ વિચાર કરવા પડે છે. જુઓ તો ખરાં, તમોને ધન મળ્યું પણ કેવું મળ્યું છે કે તેનો લ્હાવો લઈ શકાતો નથી. છતાં લોકો વ્યવહારને સાચવી રાખવાં ખાનગી રીતે તો બધું જ કરે છે. આ વાત બરાબર છે ને ? કેમ કંઈ બોલતા નથી. અહીં કંઈ ઈંદિરાબેન બેઠા નથી કે તમારી વાત સાંભળી જશે !

તીર્થંકરના જન્મને કલ્યાણક કહેવાય છે. કારણ કે પ્રભુનો જન્મ લોકોને માટે કલ્યાણનું કારણ છે, જેથી તેને કલ્યાણક કહેવાય છે. આવા કલ્યાણકના દિવસોને યાદ કરી અમારી માતાઓ તપ કરે છે.

પ્રભુના જન્મ પછી બીજે દિવસે જાગરણ કરી મહોત્સવ ઉજવવામાં આવ્યો, ત્રીજે દિવસે સંતાન સાથે માતાને સૂર્ય અને ચંદ્રના દર્શન કરાવવામાં આવ્યા. આ સમયે માતાને કહેવામાં આવ્યું કે તમારૂં સંતાન સૂર્ય અને ચંદ્ર જેવું બને. આવી રીતે ૧૧-૧૧ દિવસ સુધી મહોત્સવ ઉજવાયા કર્યો. જનતા આ પ્રસંગે ભાવ વિભોર બની ગઈ છે. બારમે દિવસે રાજાએ મિત્રો, અન્ય રાજવીઓ, જ્ઞાતિજનો પુરજનો, કે પરિજનોને આમંત્રણ આપી સૌને પ્રેમથી મિષ્ટ ભોજન કરાવ્યું. રાજાએ બાળક સાથે મહારાણીને સિંહાસન ઉપર બેસાડયા. રાણીને કેટલું બધું માન આપ્યું. રાણીને ખૂબ જ હર્ષ થયો.

બાળ પ્રભુના મુખ ઉપર સૂર્ય-ચંદ્ર જેવું ઝળહળતું તેજ હતું. તેમનું ભગવાન સમુ વ્યક્તિત્વ દેખાતું હતું. હવે તેની નામ કરણ વિધિ કરવામાં આવે છે.

## મલ્લી નામકરણ વિધિ

जम्हाणं अम्हे इमीए दारियाए माउए मल्ल सयणिज्जंसि दोहले विणीए तं होउणं णामेण 'मल्ली ।'

તમારે ત્યાં પણ તમારા સંતાનોના સુંદર નામો પાડો છો ને ? "ચંપકભાઈ! તમારા બાબાનું શું નામ પાડયું છે ?" "રૂપિન" નામકરણવિધિ પુરાતન વિધિ છે. લોકોને ઓળખવા માટે તેના વિશેષ નામની જરૂર પડે છે. આજે મિથિલાનગરીમાં મહારાજા કુંભક પોતાના સંતાનની નામ વિધિ કરે છે. જ્યારે ભગવાન માતાના ગર્ભમાં હતા ત્યારે તેમની માતાને માલતીના પુષ્પોની માળાની શય્યાનું દોહદ થયું હતું. જેથી દેવોએ તેમના દોહદની પૂર્તિ કરી હતી. એથી મહારાજા કુંભકે તે પુત્રીનું નામ મલ્લી પાડયું હતું. "मालायै हित तत्र साधु वा माल्य" આ વ્યુત્પત્તિ મુજબ માલ્ય શબ્દનો અર્થ કુસુમ (પુષ્પ) થાય છે. જ્યારે મલ્લી માતાના ગર્ભમાં

હતાં ત્યારે તેમને માળાની અભિલાષા રૂપ દોહદ ઉત્પન્ન થયો હતો. તેથી માલ્યના દોહદથી જન્મેલી તે પુત્રીનું નામ રાજાએ મલ્લી પાડયું. જો કે આ સ્ત્રીરૂપે હતી છતાં એ जिनः तीर्थंकरः अर्हत् વગેરે શબ્દોની બહુલતાથી તે પુલ્લિંગના રૂપે જ સંબોધિત કરવામાં આવે છે. જેથી મલ્લીનો પુલ્લિંગ શબ્દના વ્યવહારથી જે પ્રયોગ થાય છે તે તેમની તીર્થંકરની અપેક્ષાથી કરવામાં આવેલ છે.

હવે મલ્લીનું બાળપણુ કેવી રીતે પસાર થાય છે અને રાજા-રાણીએ તેના માટે કેવી વ્યવસ્થા કરેલી છે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



૬૬

## પ્રતિભાનો પુંજ મલ્લી !

(ભાદરવા વદ ૯ તા. ૧૭-૯-૭૬ શુક્રવાર)

અનંત શક્તિના પુંજ ભગવાન મહાવીરે જગતજનોને આત્મીય શક્તિના અનુપમ પુંજની દેશના રૂપ શાસ્ત્ર ફરમાવેલ છે. તમારી સામે ભગવાન મલ્લીનાથનું કથન ચાલે છે.

પ્રતિભા સંપન્ન વ્યક્તિ સૌની સામે ચમકે છે. આવી પ્રતિભા મેળવવાનું મન સૌને થયા કરે છે. પ્રતિભા માંગી મળતી નથી. તેના માટે પુણ્ય પુંજીની આવશ્યકતા રહે છે. મલ્લીની પ્રતિભા કોઈ અનોખી હતી. તેમનું વ્યક્તિત્વ અસાધારણ હતું. આવા અનેક ગુણોની યોગ્યતાનું દર્શન તેમની બચપણની આકૃતિમાંથી ઝરતું હતું. आकृति गुंणान् कथयति ખરેખર આકૃતિ એ અંતર ગુણોને ઓળખવાની ઉત્તમ આરસી (અરીસો) છે.

### મલ્લીની માતાઓથી અનુપાલના !

આજે સુખી ઘરના સંતાનને પાલન પોષણના સારા સાધન મળવાથી શારીરિક દ્રષ્ટિએ યોગ્ય દેખાય છે. ભારતની દીનદયતાના દર્શનથી આજે આપણા દેશના લાખો બાળકો દૂધના પોષણ વગર જેમ તેમ, જેવું તેવું આપીને જ મોટા કરવામાં આવે છે. આવા સંતાનો પાસેથી દેશ કે ધર્મ કઈ મોટી આશા રાખી શકે ?

અહીં મલ્લીની અનુપાલના માટે મહારાજાએ પાંચ ધાય માતાઓ રાખેલી છે. શાસ્ત્રમાં પાંચ પ્રકારની ધાયમાતાઓના વર્ણન હોય છે.

૧ **ક્ષીર ધાત્રી**–જે માતા બાળકને માત્ર દૂધ પીવડાવવાનું જ કામ કરે છે તે ક્ષીર ધાત્રી કહેવાય છે.

૨ **મજ્જન ધાત્રી**–જે માતા બાળકને માત્ર સ્નાન કરાવવાનું જ કામ કરે છે તે મજ્જન ધાત્રી કહેવાય છે.

૩ **મંડનધાત્રી**–જે માતા બાળકને માત્ર આભૂષણો પહેરવાનું જ કામ કરે છે તે મંડન ધાત્રી કહેવાય છે.

૪ **ક્રીડાયન ધાત્રી**–જે માતા બાળકને માત્ર ક્રીડા કરાવવાનું જ કાર્ય કરે છે તે ક્રીડાયન ધાત્રી કહેવાય છે.

૫ **અંક ધાત્રી**–જે માતા બાળકને માત્ર ખોળામાં લે, બેસાડે, ફેરવે, રમાડવાનું કામ કરે છે તે અંક ધાત્રી કહેવાય છે. આ પાંચ માતાઓની દેખરેખ વડે તે સંતાન ગિરિકંદરાઓની લતા અને બીજના ચંદ્રમાંની જેમ વધે છે. તેમના સમીપ અનેક દેશની બહુ દાસીઓ રાખવામાં આવે છે. જેનાથી તે બાળક અનેક દેશની ભાષા શીખી જાય છે. ધીરે ધીરે તેમના અનેક સંસ્કારો પણ કરવામાં આવે છે.

આજે મલ્લીકુમારી પણ એ જ રીતે વૃધ્ધિ પામી રહ્યા છે, જેમ ચંદ્રમા રોજ એક એક કળામાં વૃધ્ધિ પામતાં પંદર દિવસે પૂર્ણ કળાએ ખિલી ઉઠે છે, તેમ રાજકુળમા મલ્લી પણ પૂર્ણકળાએ ખીલી ઉઠયા છે.

માતા-પિતાએ શુભ મુહૂર્ત કાઢી એક કલાચાર્ય પાસે આઠ વર્ષના થયેલા મલ્લીને શિક્ષણ જ્ઞાન આપવા બેસાડવામાં આવે છે. બાળક જ્યારે કળા અને જ્ઞાન માટે લાયક થાય ત્યારે તેને સારી સ્કુલમાં ભણાવવા માટે બેસાડવું જોઈએ. જ્ઞાન વગર એટલે ભણતર વગર બાળકનો વિકાસ થઈ શકતો નથી. ભારત જેવા દેશમાં ભણેલા કેટલા ? આજે સરકાર કરોડોના ખર્ચ કરી શિક્ષણ સંસ્થાઓ ચલાવે છે. ગામડે ગામડે જ્ઞાનના પરબ મંડાયા છે. છતાં ભારતમાં અનપઢ અજ્ઞાનીઓ લાખોની સંખ્યામાં છે. તમો તમારા સંતાનને સારી એવી સંસ્થામાં જરૂર ભણાવશો.

## આજનું સહપાઠી વિકૃત શિક્ષણ !

આજના ભણતરે નવો વળાંક લીધો છે. શિક્ષકોએ પગાર પૂરા લેવા છે અને ભણાવવું છે કમ. બાળકોએ સમય આપવો છે પુરો પણ ભણવું છે કમ. હાઈસ્કુલ અને કોલેજના સહપાઠી દીકરા-દીકરીઓના ભણતરે કેટલી વિકૃતિને જન્મ આપ્યો છે, તે તમારાથી અજાણ નથી. આજની ફેશનથી મઢેલાં તમારા સંતાન શું ભણવાનાં? તેઓ જાણે ફેશનની સ્પર્ધા માટે જતાં હોય તેવું લાગે છે ? પ્રત્યેક શિક્ષણ સંસ્થામાં દીકરા-દીકરીઓ માટે સ્કુલ-કોલેજો સ્વતંત્ર જોઈએ અને ભણનાર માટે એક સમાન સાદો વેષ જોઈએ જેથી બીજી કોઈ દેખાદેખીની વિકૃતિ જન્મ ન પામે.

મલ્લીએ વિવિધ કળાઓ અને વિદ્યાઓ પ્રાપ્ત કરવામાં અપૂર્વ વિજય મેળવ્યો છે.

મલ્લીનો આત્મા તો પૂર્વ જન્મનો સાધક તપસ્વી આત્મા છે. તેની તોલે કોઈ વિશારદ વ્યક્તિ ઉભો રહી શકે નહિ તેવી યોગ્યતાને પ્રાપ્ત કરેલી છે.

## મલ્લીની શ્રી સંપન્નતા!

મલ્લીકુમારી સમય પસાર થયે મોટા થયા છે. તેમના ઐશ્વર્ય વગેરે ગુણોમાં ખૂબ જ વૃદ્ધિ થઈ છે. તે અનુત્તર વિમાનથી ચ્યવીને આવ્યા છે. જેથી તેઓ અનુપમ શ્રી સંપન્ન બન્યા છે. તેઓ અનેક દાસીઓથી વિંટળાયેલા અને ઘણી સહચરીઓથી યુક્ત હતા.

તેમના વાળ ભ્રમર જેવા કાળા હતા. આ પુણ્યની નિશાની છે. આજના બાળકોને તો જન્મ થતાં જ વાળ સફેદ દેખાય છે. આવા સફેદ વાળને ઢાંકવા લોકો રંગ લગાડી કાળા બનાવે છે. પરંતુ તે ન તો કાળા રહે છે કે સફેદ, પરંતુ અંતે ભૂરા થઈ જાય છે. બેનોની પુણ્યાઈ પણ ઘટી છે. તેમના વાળમાં બનાવટી વાળને ભેળવી મોટા અંબોડા કે ચોટલા બનાવી મન મનાવી રાખે છે.

તેમના નેત્રો મનોહર હતાં. આજની બેનો નેત્રોને અને નેણને સજાવા કેટલો પુરૂષાર્થ કરે છે? છતાં તે મલ્લીના પ્રાકૃતિક નેત્રો સરિખા બનાવી શકતી નથી. બેનો! તમોને જે કુદરતથી મળ્યું છે તેમાં સંતોષ માની તેને સાચવી રાખો. બહારના પ્રયોગે તમારૂં છે તે પણ વિકૃત બનશે. આજની બેનો હોઠની લાલીમા બતાવવા Lipstick લીપસ્ટીક લગાડે છે. પરંતુ મલ્લિના હોઠ જ બિંબ ફળ જેવા લાલ હતાં, તેમની દંત પંક્તિ કુંદ તેમજ મોતી વગેરે જેવી એકદમ સ્વચ્છ હતી. તમો દાંતને સાફ રાખવા માટે રોજ Tooth Paste ને Brash બ્રશ વડે લગાવી મહેનત કરો છો પરંતુ તમારા મુખમાંથી દુર્ગંધ પણ કેટલી આવે છે. દાંતની ખરાબીમાં પેટનું કારણ છે. જેના ભોજન મર્યાદાવાળા અને સાત્વિક નથી. તેના પેટ ખરાબ બને છે. તેની અસર દાંત ઉપર પણ પડે છે. તે ખરાબી કંઈ બ્રશથી ન જાય. આજે તો ઉગતા તમારા બાબા બેબીને પણ તુરત જ બ્રશ કરાવતાં થઈ ગયા છો. કહેવાનો હેતુ એ નથી કે તમારા મુખ-દાંત-આંખ-કાન-શીર-વાળને ગંદા રાખો સાત્વિક અને આરોગ્ય પ્રદ સાધનોથી આ બધા અંગોને વિવેકપૂર્વક સ્વચ્છ રાખવાની જરૂર ગણાય. આજે અમોને ઘણાં પ્રશ્ન કરે છે, કે મહારાજ સાહેબ! બ્રશ કર્યા વગર મુખ વાસ મારે છે અણગમો થયા કરે છે. ઉપવાસનો આનંદ, મઝા અને શાંતિ સમાધિ ચાલ્યા જાય છે. તો અમો બ્રશ ન કરી શકીયે? બ્રશ કરવામાં દોષ કે ચારે બાજુએ વારંવાર થુકવાથી દોષ લાગે? આવા પ્રશ્નનો ઉત્તર એ છે કે ઉપવાસી સ્વચ્છ રાખથી દાંત સાફ કરી શકે છે. મુંબઈના લોકોના ભાગ્યમાં રાખ પણ નથી, શું કરવું? તેઓ

ખાલી બ્રશથી મુખ શુધ્ધ કરી શકે છે. આ બધાનો ઉત્તર એ છે કે વિવેકને સાચવી રાખો.

હવે મલ્લીના અંગની વાત કરે છે. તેમના અંગો તાજા કમળના પુષ્પ જેવા સુકોમળ હતાં. તેમનો નિશ્વાસ-પ્રફુલ્લિત નીલકમળ જેવો સુવાસિત હતો. તેમની પુણ્યની પ્રતિભા કેવી સુંદર છે. મલ્લી સર્વાંગે સુંદર હતા અને શ્રેષ્ઠ હતા. આવી અનેક જાતની પૂર્ણ યોગ્યતાને પામી તેઓ યૌવનને પ્રાપ્ત થઈ ચુકયા હતા.

**तएणं विदेहरायवरकन्ना सा मल्ली उम्मुक्क बाल भावा जाव रूवेण जोव्वणेण य लावन्नेण य अतीव २ उक्किट्ठसरीरा जाया यावि होत्था।**

તેઓ યૌવનને આંગણે પહોંચતા સૂર્ય જેવાં તેજસ્વી બન્યા છે, ચંદ્ર જેવા શીતળ લાગે છે, રૂપ રૂપના અંબાર છે, તેમનું રૂપ અને લાવણ્ય તો નીતરી રહ્યું છે, તેવા મલ્લીકુમારી સો વર્ષની ઉમંરે યૌવનને પસાર કરે છે.

મલ્લી તો માતાના ઉદરમાં આવ્યા ત્યારે તેમને મતિ-શ્રુત-અવધિ ત્રણ જ્ઞાન હતા. આજે આ અવધિજ્ઞાનનો ઉપયોગ કરે છે. તેમને જ્ઞાન દ્વારા વિચાર કરતાં એક ભાવ ઉત્પન્ન થાય છે કે મારા પૂર્વભવના છ એ મિત્રો કયાં ઉત્પન્ન થયા હશે?

**तएणं सा मल्लि देसूण वास सयजाया ते छप्पि रायाणो विपुलेण ओहिणो आभोएमाणी २ विहरइ।** જ્યારે તે મલ્લી એ પોતાના છએ મિત્રોને અવધિજ્ઞાન વડે રાજાના રૂપમાં જાણ્યા, ત્યારે તેને ખબર પડી કે **पडिबुध्धि जाव जियसत्तुं पंचालाहिवइं** અચલનો જીવ કોશલનો અધિપતિ થયો છે, તે ઈક્ષ્વાકુવંશીય છે અને તેનું નામ પ્રતિબુધ્ધ છે. ધરણનો જીવ અંગ દેશનો અધિપતિ થયો છે, તેનું નામ ચંદ્રચ્છાય છે. અભિચંદ્રનો જીવ કાશી દેશનો અધિપતિ થયો છે અને તેનું નામ શંખરાજા છે. પુરણનો જીવ કુણાલદેશનો અધિપતિ થયો છે, તેનું નામ રૂકમીરાજા છે. વસુનો જીવ કુરૂ દેશનો અધિપતિ થયો છે, તેનું નામ અદીનશત્રુ છે. વૈશ્રમણનો જીવ પંચાલદેશનો અધિપતિ થયો છે, તેનું નામ જિતશત્રુરાજા છે.

**तएणं सा मल्ली कोडुंबिय पुरिसे सद्दावेइ।**

આવી રીતે પોતાના પૂર્વભવના મિત્રોની પરિસ્થિતિ જાણીને મલ્લી ભગવતીએ કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા. "**सद्दावित्ता एवं वयासी**" આ સમયે ભગવતી મલ્લી જાણે છે કે આ છએ પૂર્વજન્મના મિત્રો અત્યારે અલગ અલગ દેશના રાજ્યાધિપતિ બન્યા છે. તેઓ મારા રૂપ લાવણ્યમાં મોહિત થઈ મારી સાથે લગ્ન કરવા તૈયાર થશે. જેથી તેમને ભોગ ભાવનામાંથી દૂર લઈ જઈ સંવર ભાવમાં લાવવા, શા શા પ્રયત્નો કરવા તે બધું તેણી સારી રીતે જાણે છે. ભાવીની ઉજવળતા માટે પ્રયત્ન

કરી રહ્યા છે. માણુસ વર્તમાનને જ જોયા કરે છે. જેમને ભવિષ્યની ચિંતા નથી હોતી તેઓ મુશ્કેલીમાં મુકાઈ જાય છે. વર્તમાનમાં ભવિષ્યનો વિચાર કરવો તે બુધ્ધિમતા છે.

તે વિચાર અનુસાર તેણી હવે કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહે છે. तुब्भेणं देवाणुप्पिया ! असोग वणियाए एगं महं मोहणघरं करेह-अणेगखंभ सयसन्निविट्ठं । હે દેવાનુપ્રિયો ! તમો અશોક વનિકામાં સેંકડો થાંભલાઓવાળું એક મોટું સંમોહન-ઘર બનાવો. તમો જાણો છો કે આ સંમોહન ઘર બનાવી પેલા છએ મોહિત થનારા રાજવીઓને પ્રતિબોધ કરવાના ભાવ મલ્લીના છે.

**સંમોહન ઘર એટલે શું ?** બીજાને સારી રીતે મોહિત કરી શકાય તેવું ઘર, તેનું નામ સંમોહન ઘર કહેવાય છે. બધાને મન આકર્ષણ કેન્દ્ર. સૌને જોઈને પ્રિય થઈ પડે તેવું ઘર. જેને જોતાં જ આશ્ચર્ય થાય તેવું ઘર. એક અજાયબી પમાડે તેવું ઘર, તેને સંમોહન ઘર કહે છે. આ ઘર કેવું બનાવવાનું છે કે જેમાં સેંકડો થાંભલાઓ હોય, વિવિધ પ્રકારની કારીગરીથી સુશોભિત હોય ! બુધ્ધિનું કેવું સુંદર ચાતુર્ય છે કે પેલા છએ રાજવીઓ મારા પિતાના રાજ્ય ઉપર હલ્લો કરશે. રાજાને મુશ્કેલીમાં ન મુકાવું પડે, તેને માટે ભવિષ્યનો પુરો plan પ્લાન તૈયાર કરાવે છે. તાજો જ દાખલો છે, થોડા દિવસ પૂર્વે ભારતના એક વિમાનને ચાંચીયાઓ પિસ્તોલની અણીએ કરાંચી લઈ જવા માંગતા હતા, પરંતુ પાયલોટે સાવચેતી રાખી અને તેઓને કહ્યું કે કરાંચી લઈ જવા જેટલું આમાં પેટ્રોલ નથી. છેવટે વિમાનને લાહોર લઈ જવામાં આવ્યું. પાકિસ્તાને ધીરે ધીરે ચાંચિયાઓને સમજાવ્યા. અગમચેતી વાપરીને તેઓને પકડી લીધા. ઉતારૂઓ પાછા આવ્યા. બે મિનિટમાં નવ કરોડનું પ્લેન બળી જાત. ૭૧ પેસેન્જરના જાન જોખમાત. આવી એક ઘટના ઘટ્યા પછી ભારતે નિયમ ઘડયો. કોઈપણ મુસાફરે જવું હોય તો માત્ર એક બેગ જ હાથમાં લઈ જવી, એક ઘટના બની તો ભવિષ્યનો વિચાર કરવો પડયો. તમારી પાસે પણ ભવિષ્ય માટે શું તૈયારી છે ? અહીં સંમોહન ઘર સાથે બીજુ શું કરવાનું છે તેની આજ્ઞા મલ્લી ફરમાવે છે. तस्सणं मोहणघरस्स बहुमज्झ देसभाए छ गब्भघरए करेह । तीसेणं गब्भघरगाणं बहुमज्झ देसभाए जालघरयं करेह तस्सणं जालघरयस्स बहु मज्झदेसभाए मणिपेढियं करेह जाव पच्चप्पिणंति ।

સંમોહન ઘરની વચ્ચે ગર્ભગૃહ બનાવો. તે ગર્ભગૃહોના મધ્ય ભાગે જાલઘર બનાવો. જે ઘરની અંદરની વસ્તુઓને બહારના માણસો ઘરની જાળીઓથી જોઈ શકે, તે ઘરને જાળઘર કહે છે. જાળીઓને ભીંતોમાં લાકડા વગેરેની બનાવીને મૂકવામાં આવે છે. જેવી રીતે તમારે ત્યાં ઘરમાં પ્રકાશ અને હવા આવવા માટે બારીઓ

મૂકવામાં આવે છે તેવી રીતે આ જાળઘરમાં પણ બરાબર બારીઓ મૂકવાની આજ્ઞા કરેલી છે.

આ જાળઘરની બરાબર અધ્ધવચ્ચે મણિ જડિત પીઠિકા બનાવો. આ બધું તૈયાર થઈ જાય ત્યારે મને સૂચિત કરો. આ રીતે મલ્લી ભગવતીની આજ્ઞા સાંભળીને તે પુરૂષોએ એક સંમોહન ઘર બનાવ્યું. તેની વચ્ચે છ ગર્ભગૃહ બનાવ્યા. તેની વચ્ચે એક જાળગૃહ બનાવ્યું અને તેની વચ્ચે એક મણિ જડિત પીઠિકા બનાવી. આ બધું બની ગયા પછી તેઓ ભગવતી મલ્લીની પાસે આવ્યા અને કહેવા લાગ્યા. હે દેવાનુપ્રિયે ! તમારી આજ્ઞાનુસાર અમે યથાવત્ બધું બનાવી તૈયાર કરાવી દીધું છે.

જુઓ ! મલ્લી ભગવતીના માણસો કેવા આજ્ઞાંકિત છે. તેમણે તેમના કહેવાનુસાર બધું બનાવી દીધું. આજે આ દુનિયામાં માણસો આટલા બધા પ્રમાણિક અને આજ્ઞાંકિત નથી કે તેઓ સૌના હુકમ મુજબ કામ કરી આપે.

હવે આ સંમોહન ઘરમાં વધારે શું રચના કરવામાં આવશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૬૭

# સંમોહન ઘરમાં કનક પુતળી

(ભાદરવા વદ ૧૦ તા. ૧૮-૯-૭૬ શનીવાર)

વીતરાગ વાણીના શ્રવણથી ભવ્યાત્મા નૂતન પ્રેરણાઓ મેળવે છે. શાસ્ત્રકાર ભગવતી મલ્લીનો અધિકાર ફરમાવે છે. મલ્લીએ પણ પોતાની બુધ્ધિની શ્રેષ્ઠ ચાતુર્યથી એક નૂતન આવિષ્કાર કરેલ છે. જે ખરેખર વિસ્મય જનક અને ચમત્કારીક ગણી શકાય તેવું છે.

માનવ મન પ્રતિપળ નૂતનતાની રચના કરવામાં ઇચ્છુક હોય છે. માનસિક કામનાઓને પૂર્ણ કરવા આજનો માનવ આકાશ અને પાતાળ એક કરે છે. માનવ ધ્યેયને સિધ્ધ કરવા પોતાની સર્વ શ્રેષ્ઠ શક્તિઓને પણ ખર્ચી નાખે છે. મન ધારણા જ્યારે પૂર્ણ બને છે અને પોતાની અંતર કામનાને સંતોષ મળે છે, ત્યારે તેના મનનો મયૂર નાચી ઉઠે છે.

મલ્લી ભગવતીની આજ્ઞાનું પાલન કરનાર કૌટુમ્બિક પુરૂષોએ એક અદ્ભૂત અપૂર્વતાના દર્શન સ્વરૂપ સંમોહન ઘરની રચના કરી છે. સંમોહનમાં સેંકડો કળા

યુકત કારીગરીથી શાભતા થાંભલાઓ છે. તેમાં છ ગર્ભગૃહો છે. તેની વચ્ચે ફરતાં છ જાળી ઘરો છે. તેની વચ્ચે એક મણિપીઠિકાની રચના કરવામાં આવી છે.

સંમોહન શબ્દ વિષે ગઈ કાલે કહેવાયું છે. જેને જોયા પછી મોહ ઉત્પન્ન થાય છે. જેને જોયા પછી પરને પોતાનું બનાવી લેવાનું મન થાય છે તેને સંમોહન કહેવાય છે સંમોહનએ એક વિદ્યાનું નામ પણ છે. સામી વ્યક્તિને પોતાની બનાવી રાખવા જે પ્રયોગ કરવો તે સંમોહન. વર્તમાન સમયમાં આવા અનેક પ્રયોગો થાય છે. જનતાને પોતાની તરફ ખેંચી રાખવા આ સંમોહનનો પણ ઉપયોગ થાય છે. પરને જ્ઞાન આપ્યા વગર પોતાના સ્વાર્થને સાધવા વ્યક્તિને ગુમસુમ બનાવી દે છે. સંમોહનમાં આવી જનાર વ્યક્તિ પોતે પોતાની જાતનું ભાન ભૂલી જાય છે અને નિર્વસ્ત્રી બની નાચવા લાગે છે તે વાતો તમારાથી કયાં અજાણી છે?

હવે તે સંમોહન ઘરની અંદર મણિપીઠિકા ઉપર મલ્લી શું બનાવરાવે છે તે શાસ્ત્રકાર ફરમાવે છે.

**तएणं मल्ली मणिपेढियाए उवरि अप्पणो सरिसिय सरित्तयं सरिव्वयं सरिस लावन्न जोव्वण गुणोववेयं कणगमइं मत्थयच्छिड्डं पउमुप्पलप्पिहाणं पडिमं करेइ।**

તે મણિપીઠિકા ઉપર શિલ્પ શાસ્ત્રીઓ પાસેથી પોતાના જેવી, પોતાના જેવા આયુષ્યની, પોતાના શરીર જેવા પ્રમાણની પોતાના જેવા લાવણ્ય વગેરે ગુણોવાળી એક સોનાની પૂતળી બનાવડાવી. તેના માથામાં એક મોટું કાણું રખાવ્યું. તે કાણું રક્તનીલ કમળના ઢાંકણાંથી ઢાંકેલું હતું.

જુઓ! તે સમયના કારીગરો કેવા કુશળ હશે કે તેઓ એ મલ્લીના જેવી જ આબેહુબ કનક પુતળી બનાવી! આજે ભારતમાં આવા કળા કુશળ વ્યકિતઓ જોવા દુર્લભ બની ગયા છે. હવે તે પુતળીમાં શું કરે છે તે જાણવું જોઈએ.

**करित्ता जं विउलं असणं पाणं खाइमं साइमं आहारेइ तओ मणुन्नाओ असण ४ कल्लाकल्लिं एगमेगं पिंडं गहाय तीसे कणगमईए मत्थयच्छिड्डाए जाव पडिमाए मत्थयंसि पक्खिवमाणी २ विहरइ।**

જ્યારે આ રીતે સોનાની પૂતળી તૈયાર થઈ ગઈ ત્યારે મલ્લીકુમારીએ અશન, પાન, ખાદ્ય, અને સ્વાદ્ય રૂપ ચાર જાતનો પુષ્કળ પ્રમાણમાં આહાર તૈયાર કરાવ્યો. તેણી હંમેશાં તે આહારમાંથી પોતે જમતી અને ત્યારબાદ તેમાંથી એક કોળીયો લઈને કાણાવાળી કનકપૂતળીના માથાના કાણામાં નાખતી હતી.

**तएणं तीसे कणगमत्तीए जाव मच्छय छिड्डाए पडिमाए एगेमगंसि पिंडे पक्खिप्पमाणे २ तओ गंधे पाउब्भवइ,** આવી રીતે સોનાની પૂતળીમાં દરરોજ એક એક કોળીયો

નાખવાથી તેમાંથી દુર્ગંધ નીકળવા લાગી. દુર્ગંધ શામાંથી ઉત્પન્ન થાય છે અને કેવી અસહ્ય હોય છે. તેના કારણો અને વર્ણન શાસ્ત્રકાર હવે ફરમાવે છે. તમે જોયેલી કે અનુભવેલી દુર્ગંધ તો સામાન્ય છે. પરંતુ આ બતાવવામાં આવતી દુર્ગંધ તો મગજ ફેઈલ કરી નાખે તેવી છે.

**से जहा नामए अहिमडेइ वा जाव एत्तो अणिट्ठतराए अमणामतराए।**

મરેલા અને સડેલા સર્પના જેવી તે દુર્ગંધ હતી. **गोमडेइवा, सुणगमडेइवा**- મરીને સડી ગયેલા ગાયના શરીર જેવી, મરીને સડવા માંડેલા કૂતરાના શરીરના જેવી, મરીને સડવા માંડેલા બિલાડાના શરીરના જેવી, મરીને સડતાં માણસના શરીરના જેવી, મરીને સડતાં પાડાના શરીરના જેવી, મરીને સડતાં ઉંદરના શરીર જેવી, મરીને સડતાં ઘોડાના શરીર જેવી, મરીને સડી ગયેલા હાથીના શરીર જેવી, મરીને સડી ગયેલા સિંહના શરીરના જેવી, મરીને સડી ગયેલા વાઘના શરીરના જેવી, મરીને સડી ગયેલા વરૂ અને દીપડાના શરીર જેવી, મરીને સડી ગયેલા સર્પ વગેરેના શરીરના જેવી અનિષ્ટકારી દુર્ગંધ હોય છે. તેવી જ અને તેઓના કરતાં પણ વધારે અનિષ્ટતર પૂતળીમાંથી નીકળતી દુર્ગંધ હતી. મનને એકદમ અણગમો થાય તેવી સર્વથા પ્રતિકૂળ તેમાંથી નીકળતી દુર્ગંધ હતી.

રાંધેલુ અનાજ જ્યારે સડે છે ત્યારે તે અસહ્ય દુર્ગંધવાળું બની જાય છે. સારૂં છે કે આપણું શરીર ચામડીથી મઢી રાખેલ છે. અંદર પાચન ક્રિયા ચાલુ છે. જેમાંથી રૂધિર, હાડ, માંસ વગેરે બની રહે છે. જો ખાદ્ય વસ્તુનું શરીરની અંદર પાચન ન થતું હોય તો તેમાંથી કેટલી દુર્ગંધ છૂટે? કોઈકવાર કોઈને ગુમડું થયું હોય અને સાથે ડાયાબિટિઝ D. B. પણ હોય, ગુમડું સારવાર કરવા છતાં પણ રૂઝાતું ન હોય, અને તેમાં પરૂ થતું હોય ત્યારે કેવી દુર્ગંધ નીકળે છે? જો તેને સાફ કરવામાં ન આવે તો દરદીના જીવનને જોખમમાં મૂકી દે છે. ઘણીવાર કોઈનું પેટ ખરાબ હોય ત્યારે બાજુમાં બેઠેલાના મુખમાંથી કેવી દુર્ગંધ આવે છે. "તમો બેઠા રહો કે ઉઠીને બીજે ચાલ્યા જાવ?"

આજનો મોટામાં મોટો રોગ કેન્સર છે. જ્યારે તેની ગાંઠ નીકળે છે અને તે ગાંઠ વધતાં વધતાં બહાર નીકળે છે. તેમાંથી સડતો ભાગ બહાર આવે છે ત્યારે તેને જોવું પણ અસહ્ય બની જાય છે. તેની દુર્ગંધ ઘણી ખરાબ હોય છે આ શરીરનો સ્વભાવ પણ સડવા-બગડવાનો જરૂર છે પરંતુ તેને વિવેકથી સંભાળી રાખવું જોઈએ. તેની સાથે અન્નનો સંબંધ છે. કહ્યું છે કે જેવું અન્ન તેવું મન

એકવાર એક રાજાએ સભા ભરી. હજારો લોકો હાજર હતા. સૌ સાંભળે અને સમજે તેવી રીતે રાજાએ પ્રશ્ન કર્યો,

"હે બુધ્ધિમાનો ! તમોએ દીપક જોયો હશે ?"

"હાં મહારાજ ! અમોએ દીપક તો જોયો છે." સૌએ જવાબ આપ્યો.

"જુઓ ? દીપકનું તેલ પીળું હોય છે, વાટ સફેદ હોય છે, તેની જાળ લાલ હોય છે છતાં દીપકની મેશ (કાજળ) કાળી કેમ હોય છે ?"

સૌ વિચારમાં પડી ગયા. મનોમન વિચારવા લાગ્યા. એક બીજાની સામે જોવા લાગ્યા. પરંતુ કોઈ જવાબ આપી ન શકયા ત્યારે રાજાએ પ્રધાનને ઉદ્દેશીને કહ્યું :

"બોલો પ્રધાનજી ! તમે શું વિચારો છો ?"

પ્રધાને જવાબ આપ્યો. "મહારાજ ! જેવું અન્ન તેવું મન" આ મારો ઉત્તર છે. રાજાને પ્રધાનનો ઉત્તર સમજાયો નહિ. પ્રધાને સ્પષ્ટ કરતાં કહ્યું : "જુઓ મહારાજ ! દીપકનું કામ અંધકારને ખાવાનું છે. જેવું ભોજન હોય તેવો લાભ થાય. અંધકારમાંથી તો કાજળ જ થાયને ? જેવો આહાર હોય તેવો ઓડકાર ગણાય છે."

સંમોહન ઘર કેટલું સુંદર છે, કનકપૂતળી કેટલી આકર્ષક છે પરંતુ અંદરની દુર્ગંધ કેવી અસહ્ય છે ? આજના સીનેમા ઘર એ સંમોહનઘર જેવા જ છે. લાખો રૂપિયા ખર્ચી બહાર દેખવા કેટલું આકર્ષક કરે છે. અંદર Air Condition એરકન્ડીશન-પંખા-લાઈટ-ખુરશીઓ કેટકેટલી સગવડો ? પરંતુ જે પિકચર ચાલે છે તેમાંથી કુસંસ્કારની કેવી ભયંકર બદબુ-દુર્ગંધ આવે છે. તેનાથી સમાજ અને દેશને કેવું ભયંકર પરિણામ સહન કરવું પડશે તે તો સામે આવશે ત્યારે ખબર પડશે. ભારત દેશના પતનનું મોટામાં મોટું કારણ જો આજે હોય તો આજનાવિકૃત સીનેમા અને તેનું ઝેરીલું વાતાવરણ છે. તમો આવા સીનેગૃહોનો ત્યાગ કરી શકો છો ! મુંબઈની તો ફેશન છે કે બાબો-બેબી ઘેર નોકર સાચવે અને તેના પપ્પા મમ્મી એક સાથે ફિલ્મ જોવા જાય. પાછળથી તમારા બાળકોને જોવાનું મન થાય કે નહિ ?" ફેશન અને વ્યસનની જન્મદાત્રી કોણ ?" કહો, સીનેમા. જેણે આપણી સંસ્કૃતિનો નાશ કર્યો છે. હવે સીનેમાનું સ્થાન ઘર ઘરના T. V. એ લીધેલ છે. આમાં ભવિષ્યની ઉજ્વળતાની આશા કેમ રાખી શકાય ? તમો પણ પેલા ચમારની જેમ સંસ્કારની ફિલ્મોની દુર્ગંધની ટેવાઈ ગયા હશો ?"

એક વખત એક રાજાને રસ્તામાં જતાં મહાત્મા મળી ગયા. રાજાએ મહાત્માને પ્રણામ કર્યા અને વિનંતિ કરેલી. "અરે પ્રભો ! કયારેક તો રાજમહેલમાં પધારો ! આપની ચરણરજથી રાજમહેલ પાવન થશે."

મહાત્મા બોલ્યા : "અરે રાજન્ ! તારો રાજમહેલતો દુર્ગંધથી ભરેલો છે. હું ત્યાં ન આવી શકું.મારાથી તે દુર્ગંધ સહન ન થાય ?"

રાજાને મહાત્માની આ વાત સાંભળી દુઃખ થયું. તેણે ફરી મહાત્માજીને કહ્યું: "અરે મહાત્માજી! આપ આ શું બોલ્યા? મારા રાજમહેલમાં દુર્ગંધ! પ્રભુ! મારો મહેલ તો રોજ અત્તરની સોરભથી મહેકે છે. એકવાર અવશ્ય પધારો! અમ ઉપર દયા કરો" મહાત્મા બોલ્યા: "રાજન્! તારા રાજ્યની બદબૂ મારાથી ન સહી શકાય, તારે શંકાનું સમાધાન કરવું હોય તો ચાલ મારી સાથે!"

મહાત્માજી રાજાને ચમારવાડમાં લઈ જાય છે. ત્યાં ચારે બાજુ ચામડાં ધેવાઈ રહ્યા છે. ક્યાંક ચામડાઓ સૂકાય છે, ક્યાંક ચામડાઓ કેળવાય છે. સૌ ચમારો આવા ચામડાંના કામમાં લાગી ગયા છે. રાજાએ ચામડાની દુર્ગંધથી નાકે રૂમાલ લગાવ્યો અને મહાત્માજીને કહ્યું:

"પ્રભુ! અહીં તો બહુ જ દુર્ગંધ આવે છે. મારાથી આ દુર્ગંધ સહન થઈ શકે તેમ નથી. હવે જલ્દી બહાર પધારો તો સારૂં!"

"અરે રાજન્!" મહાત્મા રમી રહેલા છોકરાઓ તરફ અંગુલી નિર્દેશ કરીને બોલ્યા. "આ બાળકોને તો જો, કેવા મસ્ત થઈને રમી રહ્યા છે. એમને ક્યાંયે બદબૂ નથી આવતી અને તને કેમ આવે છે?"

રાજાએ મહાત્માજીની વાતનો સ્વીકાર ન કરતાં કહ્યું. "પ્રભુ! એ લોકો તો દુર્ગંધથી રોજ ટેવાઈ ગયા છે. તેઓને હવે શું દુર્ગંધ આવે?"

"અરે રાજન્! તારા રાજ્યમાં અને મહેલમાં પાંચ ઈન્દ્રિયોના કામ-ભોગો (વાસના-વિકાર) નું સેવન થાય છે. શું તેની દુર્ગંધ તને નથી આવતી?"

"ના, પ્રભુ! ના! મને મારા મહેલમાં જરાયે બદબુ નથી આવતી."

"રાજન્! તું પણ આ ચમારોની જેમ ભોગ-વિલાસની બદબૂથી ટેવાઈ ગયો છો."

રાજાને દુર્ગંધનું ભાન થયું. મહાત્મા જંગલમાં ચાલ્યા ગયા અને પેલો રાજા રાજ્યમાં ચાલ્યો ગયો.

તમો જોઈ શક્યા કે દુર્ગંધ કેટલી ભયંકર અને અસહ્ય હોય છે. હવે મલ્લીકુમારીએ કનકપૂતળીમાં રોજ રોજ ભોજનના કવળને નાખતાં, તેનું અન્ન સડી રહ્યું છે અને તેમાંથી ભયંકર દુર્ગંધ તૈયાર થાય છે. તેનું પરિણામ શું આવશે તે આગળની વાત છે. પરંતુ જડની દુર્ગંધ આટલી ભયંકર હોય છે તો આ આત્માની અંદર વિષય-કષાયની દુર્ગંધ કેટલી ભયંકર હશે. તેને કેમ સહી શકાય છે? અંતરની દુર્ગંધ દૂર કરવા જીન વાણીનો આધાર લેવો જોઈએ. હવે શાસ્ત્રકાર શું ફરમાવે છે તેના ભાવભેદ અવસરે કહેવાશે.

# ૬૮

# જુઓ ! ઉત્સવોની ઉત્સુકતા

(ભાદરવા વદ ૧૨ તા. ૨૦-૯-૭૬ સોમવાર)

શાસ્ત્રકાર ભગવંતોએ જીન વાણીને ફરમાવી છે. જીનવાણી એ મનના રંગને આનંદમાં પ્રવેશ કરાવે છે. માનવ સ્વભાવે ઉત્સવ પ્રિય પ્રાણી છે. મહોત્સવના રંગ તેના મનને ભીંજવી દે છે. માનવને વિવિધ પ્રકારનું જાણવાનું, મેળવવાનું અને અનુભવવાનું ગમે છે. જેને ઉત્સુકતા કહેવાય છે. જ્યારે જ્યારે મહોત્સવો આવે છે ત્યારે તેના અંતરમાં એક પ્રકારની પ્રસન્નત્તા પ્રગટી જાય છે.

ભારત વર્ષ એ અનેક દેવ-દેવીઓની શ્રધ્ધાવાળો દેશ છે. આપણા દેશમાં ધર્મો કેટલા છે ? સૌના દેવી-દેવતા કેટલા છે ? આ બધા દેવ-દેવીઓને રાજી રાખવા કે પોતાના સ્વાર્થને પૂર્ણ કરવા લાખોના ખર્ચ થાય છે. હમણાં થોડા દિવસ પહેલાં જ મહારાષ્ટ્રમાં એક ઘણો મોટો મહોત્સવ ઉજવાઈ ગયો. તમોને યાદ છે કે ભૂલી ગયા ? તે હતો ગણપતિ મહોત્સવ.

લતે-લતે ગણપતિના માંડવા અને તેની અંદર ગણપતિની સ્થાપના થઈ હતી. તેની પૂજા-પાઠ-આરતિ-નિવેદ વગેરેમાં, તેના પ્રચારમાં, તેની સ્થાપના અને ઉત્થાપનમાં કેટલો ખર્ચ થયો હશે ? તેનો Total તો લગાડજો ! હવે આવશે માતાજીનો મહોત્સવ. તેમાં શક્તિના ઉપાસકો દેવીઓ ને આરાધશે. જુના જમાનામાં તો ઘેર ઘેર ગરબા પ્રગટાવી માતાજીની ગરબી લઈ આનંદ મનાવતાં હતાં હમણાં તેમાં પણ નૂતનતાએ પ્રવેશ કર્યો છે. તેના પણ માંડવા બંધાય છે. અલગ અલગ લતાના મંડળો તેમાં માતાજીની આરાધના કહો કે રાજી કરવા રાસ-ગરબા ગીતોનું સમુહ આયોજન કરે છે. જેમાં આજના યુવાનો અને યુવતિઓના પ્રોગ્રામો ભજવાઈ છે. જેનાથી ઘણી વિકૃતિ થવાની સંભાવના છે.

ગઈ કાલે જનશક્તિ પત્રમાં લેખ હતો કે આ દેશમાં શક્તિના કેટલાં કેન્દ્રો છે તે સંબંધી ઘણી હકીકતો હતી. તેમાં લખેલ હતું કે બલુચિસ્તાનથી બંગાળ સુધી અને નેપાળથી લંકા સુધીમાં ૫૧ શક્તિ માતાઓના પીઠ બતાવ્યા હતાં. આ બધા પીઠો એ લોકોની શ્રધ્ધાના કેન્દ્રો છે. કોઈ અહીં પ્રશ્ન કરે કે આ બધા કેન્દ્રોની શ્રધ્ધા અને આરાધના શા માટે ? સાધરણતયા સમાન્ય વર્ગ દુઃખી છે, સાધન સંપન્ન વર્ગ બીજી રીતે દુઃખી છે, સૌ પોત પોતાના દુઃખને રડે છે. તે દુઃખો દૂર કરવા આવી બધી ઉપાસનાઓ કરે છે. આજના કહેવાતા જૈનો પણ દેવ-દેવીઓની ઉપાસનાથી વંચિત

રહ્યા નથી. કોઈ મંત્ર કરાવે કોઈ તંત્ર કરાવે, કોઈ યંત્ર બનાવડાવે છે તમોને ક્યારેક કોઈ બુધ્ધિશાળી આવું કરાવીને તમારા પૈસા-વસ્તુને છુમંત્ર કરનાર પણ મળી રહે છે. માનવ મનના મનોરથ પૂર્ણ કરવા જેટલો જડની પૂજા પાછળ ગાંડો-ઘેલો થાય છે, તેટલી શ્રધ્ધા તેને ચૈતન્ય આત્માની નથી.

આપણે ત્યાં પ્રવચનમાં ભગવતી મલ્લીની વાત ચાલે છે. तेणं कालेणं तेणं समएणं कोसल नामं जणवए । तत्थणं सागेए नामं नयरे । तस्सणं-उत्तर पुरत्थिमे दिसीभाए एत्थणं मह एगे णागघरए होत्था । दिव्वे सच्चे सच्चोवाए संनिहिय पाडिहेरे ।

તે કાળ અને તે સમયમાં એક કોશલ નામનો દેશ હતો. ત્યાં શાકેત નામની નગરી હતી. આ શાકેત નગરનાં ઈશાન ખૂણામાં એક મોટું નાગઘર હતું. તે દિવ્ય અને ઈચ્છા પુરી કરનાર હોવાથી સત્ય હતું. વ્યક્તિ પોતાની કામના પુર્ણ રીતે સફળ કરવા ચાહતા હતાં તેથી તે સત્યાભિલાષ હતું. વ્યંતર દેવો તેના દ્વારે પ્રતિહારના રૂપમાં ઉભા રહેતા હતા. એથી જ તે સંનિહિત પ્રતિહાર્ય હતું.

માણસ સત્ય શું છે. તે પોતાની બુદ્ધિથી સમજે તો જરૂર સમજાય. હું કે બીજા તમને ના કહીએ કે સમજાવીએ છતાં તમો ન સમજો. વર્તમાન સમયમાં ભૌતિક સુખની જ કામના લોકોને મન હોય છે. લોકોને યશ જોઈએ છે; કીર્તિ જોઈએ છે. જગતના લોકો દેવ-દેવીઓ અને દેવતાઓના સ્થાનો બનાવતા જ જાય છે. આ શ્રદ્ધાનું બળ છે કે પછી ભૌતિક સુખની કામના છે?

तत्थ णं नयरे पडिवुध्धिनामं इक्खागुराया परिवसइ, पउमावई देवी सुबुद्धी अमच्चे सामदंडभेयकुसले ।

તે સાકેત નગરમાં ઈક્ષ્વાકુવંશમાં જન્મેલો પ્રતિબુદ્ધ નામે રાજા રહેતો હતો. તેની ભાર્યાનું નામ પદ્માવતી હતું. તેના મંત્રી (અમાત્ય) નું નામ સુબુદ્ધિ હતું. તે મંત્રી સામ, દંડ, ભેદ વગેરે નીતિમાં પૂર્ણ હતો. એટલે કુશળ હતો.

**સામનીતિ**-શત્રુને શાંતિથી વશ કરવો તેને સામનીતિ કહેવાય છે.

**દંડનીતિ**-શત્રુને હરાવવો અને પોતાને અધીન કરવો તે દંડનીતિ છે.

**ભેદનીતિ**-શત્રુની સેનામાં મંત્રી તેમજ સૈનિકોમાં વિરોધ ઉત્પન્ન કરવો તે ભેદ નીતિ છે.

આજે આપણાં સમાજમાં પણ ભેદ નીતિ ઘણું કામ કરે છે. ભાઈ-ભાઈ વચ્ચે, સાસુ-વહુ વચ્ચે બાપ-દીકરા વચ્ચે પતિ-પત્ની વચ્ચે, શેઠ-મુનિમ વચ્ચે, માલિક અને નોકર વચ્ચે, પ્રમુખ-મંત્રી વચ્ચે, સાધુ-સાધુ વચ્ચે, ભેદ કરાવનારા ઘણા છે. બુદ્ધિનો

સદુપયોગ કોઇના ભેદ પડાવવામાં ન કરશો. જો લાભ દેવો હોય તો ભેદને જોડવામાં બુદ્ધિ લગાડશો. આવી ભેદ નીતિથી જ આપણો સમાજ–શાસન અને દેશ કેવો છિન્ન ભિન્ન થતો જાય છે. માણસે વિવેક ન ભૂલવો જોઈએ કોઈની કહેલી જોયેલી કે વાંચેલી વાતને સત્ય જ ન સમજી જવી જોઈએ. કોઈના માટે વિના વિચારે ગાંઠ બાંધવી ન જોઈએ. સત્ય શું છે. તેને સમજવાનો પ્રયત્ન કરાવો જોઈએ.

આજના ભાઇઓ બહેનો સ્વભાવના ઘણા ઉતાવળા હોય છે. સંબંધો બાંધતા વાર નહિ અને તોડતા પણ વાર નથી લાગતી, પછી દુઃખ ભોગવે છે. આ બધા ભેદનીતિના પરિણામો છે. સજ્જન માણસોને ક્યારેય પણ ભેદ કરવો નહિ. કોઈનો ભેદ કરાવવો નહિ. તેને સારો પણ જાણવો નહિ.

## નાગ મહોત્સવ !

**तपणं पउमावईप देवीप अन्नया कयाई नागजन्नप यावि होत्था ।** એક સમયની વાત કરે છે કે પદ્મમાવતીદેવીને ત્યાં નાગયજ્ઞનો મહોત્સવ દિવસ આવ્યો. **तपणं सा पउमावई नागजन्नमुवट्ठियं जाणित्ता जेणेव पडिबुध्धि तेणेव उवागच्छइत्ता, करयल परिग्गहिंय सिरसावत्तं दसनहं मत्थप अंजलि कट्टु पवं वयासी। पवं खलु सामी! मम कल्लं नागजन्नप या वि भविस्सइ तं इच्छामि णं सामी! तुब्भेहिं अब्भणुन्नाया समाणी नागजन्नयं गमित्तप ।** સાકેતપુરની મહારાણી પદ્માવતીને નાગ મહોત્સવ ઉજવવાની ઈચ્છા થઈ છે. રાણીને મન મોટા આનંદની વાત છે. તેણી મહારાજા પ્રતિબુદ્ધની પાસે ગઇ. ત્યાં જઈ ને તેણીએ બંને હાથોની અંજલિ બનાવી, મસ્તકે મૂકી રાજાને નમસ્કાર કર્યા અને પછી કહ્યું.

હે સ્વામી! આવતી કાલે મારે ત્યાં નાગ મહોત્સવ થશે. હું કાલે મહોત્સવ ઉજવવાની છું. જેની ઉજવણી કરવા માટે આપની પાસે આજ્ઞા મેળવવા આવી છું જો આપની આજ્ઞા થાય તો હું આવતી કાલે નાગ મહોત્સવ માણવા નાગઘર જાઉં. હે સ્વામી! ઉત્સવમાં પધારવા આપને પણ હું આમંત્રણ આપુ છું.

વ્યવહારમાં એમ હોય છે કે કોઈની પાસે કામ કરાવવું હોય કંઈ મેળવવું હોય તો એમને વિવેકથી રીજવવા જોઈએ. માની લો, કે તમારે ત્યાં શ્રીફળ આવવાનું છે. તમારે બે ગાલીચાની જરૂર છે. પાડોશીને ત્યાંથી લેવા જાઓ તો તેમને વિવેક ખાતર પણ આમંત્રણ તો કરોને કે તમો આવજો. નહિ તો, બીજીવાર તમારૂં કામ કોણ કરે ?

तपणं पडिवुध्ध पउमावईप देवीप पयमट्ठं पडिसुणेइ । રાણી પદ્માવતીનું કથન સાંભળીને રાજાએ તેની વિનંતિ સ્વીકારી લીધી. દેવી ! ખુશીથી તમો નાગ મહોત્સવ ઉજવો. હું પણ એ મહોત્સવમાં આવીશ. ' तपणं पउमावई पडिवुद्धिणा रन्ना अब्भणु

ण्हाया हट्ठतुट्ठ जाव कोडुंबिय पुरिसे सद्दावेइ।" રાજાની આજ્ઞાંકિત થયેલી રાણી પદ્માવતી દેવી ખૂબ જ હર્ષિત તેમજ સંતુષ્ટ થઈ.

આજે રાણીને આનંદનો પાર નથી. એક તો રાજાએ મહોત્સવ ઉજવવા માટે મંજુરી આપી બીજુ એકે મહોત્સવમાં આવવાની હા પાડી. મોટા કાર્ય માટે મોટા માણસોની પણ જરૂર રહે !

તમોને કોઈ પ્રસંગે આવો અનુભવ થાય તો કેટલી ખુશી થાય. પછી આનંદની અવધિ રહે ખરી! લોકોએ સદા સૌની સાથે સારો વ્યવહાર રાખવો જોઈએ. ક્યારે કોની જરૂર પડે તે કહી શકાતું નથી. જેના વ્યવહાર ઉજળા તેના સંબંધો ઉજળા જેના સંબંધો મીઠા, તેના જીવન મધુરાં, જેના જીવન મધુરાં, તેના કાર્યો રૂડા, જેના કાર્યો રૂડા, તેના આત્માઓ ઉજળ્યા અને આત્માની ઉજ્જવળતા એ જ સાચી સિદ્ધિ છે. હવે રાણી પદ્માવતી કૌટુમ્બિક પુરુષોને બોલાવે છે. તેને બોલાવીને શું કરાવે છે તે જાણવું જોઈએ.

"सद्दाविता एवं वयासी, एवं खलु देवाणुप्पिया मम कल्लं नाग जण्णए भविस्सइ, तं तुब्भे मालागारे सद्दावेह त्ता, एवं वदह, एवं खलु पउमावईए देवीए कल्लं नागजण्णए भविस्सइ।"

મહારાણી કહે છે: હે દેવાનુપ્રિયો! મારે ત્યાં આવતી કાલે નાગમહોત્સવ થશે. જેથી તમે માળીઓને બોલાવો અને બોલાવીને તેમને એ પ્રમાણે કહો કે કાલે મહારાણી મહોત્સવ ઉજવે છે. तं तुब्भेणं देवाणुप्पिया! जलथल पय दसद्धवन्नं मल्लं णागघरयंसि साहरह। હે દેવાનુપ્રિયો! તમો બધા જળ-થળમાં ઉત્પન્ન થયેલા પાંચ રંગોના પુષ્પોને અને શ્રી દામકાંડને નાગઘરોમાં પહોંચાડો. तपणं जलथल...... पूप्फ मंडवं विरएह। ત્યારબાદ જળ-થળના વિકાસ થયેલા પંચવર્ણોના પુષ્પોથી તેમજ જાતજાતના ચિત્રોની રચનાથી શોભતો એક પુષ્પોનો માંડવો બનાવો. હંસ, મૃગ, મોર, ક્રૌંચ, સારસ, ચક્રવાક, મદનશાલ અને કોયલ આ બધા પશુ પક્ષીઓના ચિત્રોથી મંડપને શણગારો તથા ઈહામૃગ વગેરે પદ્મલતાના સુંદર ચિત્રો વડે તેને સુશોભિત કરો. પુષ્પ મંડપ ઘણો કીમતિ અને મહાપુરૂષોને યોગ્ય વિશાળ હોવો જોઈએ. તેની ઉપરના ચંદરવાની વચ્ચે નીચે ઠીક મધ્યભાગમાં નાકને પોતાની સુવાસથી નૃત્ય કરાવનાર એક બહુ મોટો શ્રીદામકાંડ લટકાવો અને બધું બની ગયા પછી મારી પ્રતીક્ષા કરતા ત્યાં રોકાઈ જજો. રાણીની આજ્ઞાનુસાર તેમના માણસો બધી આબેહુબ રચના કરી આપી. એક ભવ્ય મંડળ ફૂલોથી મઘમઘતો હતો, અનેક સુંદર ચિત્રોથી શોભતો હતો અને શ્રીદામકાંડ (ફુલોની માળાઓનો ગુચ્છગ) તો સૌને મન આકર્ષણનું કેન્દ્ર બની જવામા છે.

બીજે દિવસે પદ્માવતી દેવી ફરીવાર કૌટુમ્બિક પુરુષોને બોલાવે છે અને કહે છે. खिप्पामेव भो देवाणुप्पिया! सागेयं नगरं . सब्भिंतर बाहिरियं आसित्त सम्मज्जिओवलित्तं जाव पच्चप्पिणेंति । હે દેવાનુપ્રિયો! તમે લોકો સત્વરે સાકેત નગરીને અંદર અને બહાર સાફ કરાવો, સુવાસિત પાણી છંટાવો અને છાણ વગેરેથી લીંપો. રાણીની આજ્ઞાનુસાર લોકોએ કામ કર્યું અને રાણીને તેની જાણ કરી. રાણીએ તે લોકોને શીઘ્રગતિવાળો બળદ જોડીને રથ લાવવાની આજ્ઞા કરી. જેવો રથ આણ્યો કે तएणं सा पउमावई देवी अंता अंते उरसि ण्हाया जाव धम्मियं जाणं दुरुढा । તુરત જ રાણીએ રાણીવાસમાં સ્નાન કરી, સર્વ પ્રકારના ઘરેણાંઓથી શરીરને શણગાર્યું અને તે ધાર્મિક રથમાં બેસી ગઈ.

તે કાળની અંદર ધર્મના કાર્ય માટે જવાને એક ધર્મરથની વ્યવસ્થા રાખવામાં આવતી હતી. તે સમયમાં યંત્રોનો આવિષ્કાર નહતો કે વાહન ચલાવવા પેટ્રોલ જોઈએ. જે કાળમાં ઘીના જ દીવા બળતાં હોય ત્યાં પેટ્રોલની ગંધ જ ક્યાંથી આવે? ત્યારે તો હાથી-ઘોડા અને બળદોને જોડી વાહનનો ઉપયોગ કરવામાં આવતો હતો. રાણી પણ આવા તેજીલી ગતિવાળા બળદો જોડાયેલા છે અને જેની તીવ્રગતિ છે, એવા ધાર્મિક રથમાં બેસી મહોત્સવ ઉજવવા ચાલી નીકળી.

तएणं सा पउमावईदेवी नियग परिवाल संपरिवुडा सागेयं नयरं मज्झंमज्झेणं णिज्जाइ त्ता जेणेव पुक्खरणी तेणेव उवागच्छइ । त्ता पुक्खरणिं ओगाहइ त्ता जलमज्झेणं जाव परमसुइभुया उल्ल पडसाडिया जाइं तत्थ उप्पलाइं जाव गेण्हइ .........पिट्ठओ समणुगच्छंति ।

રાણી પોતાના સંપૂર્ણ પરિવારની સાથે સાકેત નગરીના બરાબર મધ્યમાર્ગમાં થઈને પસાર થઈ અને જ્યાં કમળોવાળી વાવ હતી ત્યા પહોંચી. તેણીએ વાવમાં ઉતરી સ્નાન કર્યું. પરમ પવિત્ર થઈને તેણે તે ભીનાં વસ્ત્રો સાથે જ વાવમાંથી કમળો ચૂંટયાં. અને જ્યાં. નાગઘર હતું તે તરફ ગઈ. તેની પાછળ તેના દાસદાસીઓ પુષ્પ કરંડકો તેમજ ધૂપદાનીઓ હાથમાં લઈ ચાલવા લાગી.

तएणं पउमावई सव्विड्ढिए जेणेव नागघरे तेणेव उवागच्छइ त्ता, नागघरयं अणुपविसइ अणुपविसित्ता लोमहत्थगं जाव धूवंडहइ त्ता, पडिवुद्धिं पडिवालेमाणा २ चिट्ठइ ॥ આવી રીતે પદ્માવતીદેવી તેની સખી, દાસી વગેરે પરિજન રૂપ પોતાની સંપૂર્ણ ઋધ્ધિની સાથે જ્યાં તે નાગઘર હતું ત્યાં પહોંચી ગઈ. તેણી તે નાગઘરની અંદર જઈ મોરપીંછી હાથમાં લઈ તે ઘરને સ્વચ્છ બનાવ્યું અને ધૂપ સળગાવ્યો. આ બધી વિધિ પૂરી કરી રાજા પ્રતિબુદ્ધિની પ્રતીક્ષા કરતી ત્યાં જ બેસી ગઈ.

રાણી પદ્માવતી નાગદેવની ઉપાસિકા હશે. તેને આ નાગઘર ઉપર શ્રધ્ધા હશે.

શ્રધ્ધાથી પોતાના હાથે જ નાગઘરને સાફ શા માટે કર્યું ? તેની સાથે દાસ–દાસીઓ તો હતાં. છતાં તેણે પોતાના જ હાથે ઘરને સાફ શા માટે કર્યું ? કોઈપણ કાર્ય બીજા પાસે કરાવવામાં અને જાતે પોતાને હાથે કરવામાં ફરક પડે છે. તે કેટલી શ્રધ્ધાવાન છે તેનું અનુમાન કરવું જોઈએ.

તમો તમારા ધર્મ અને ધર્મસ્થાન માટે કેટલા શ્રધ્ધાવાન છો? ધર્મસ્થાનકને વિવેકપૂર્વક સાફ કરે તો કહેવાય છે કે બે ઉપવાસનું ફળ મળે. તમોને કયાંયે ધૂળ કે રજ પડી રહી ગઈ હોય તો બારોટને કે માણસને અવાજ આપો છો. બે ઉપવાસનો લાભ કેમ જતો કરો છો ? આજે મુંબઈમાં લોકો પોતાના ઘરનાં કાર્યો પણ બીજાને હાથે કરાવે છે. મહેનતે તો મોટી વિદાઈ લીધી છે. કોઈને કામ કરવું જ ગમતું નથી.

એકવાર અમો બંગાલથી વિહાર કરી ઓરિસ્સાના પ્રદેશના ખરીયાર રોડ ગામમાં આવ્યા. ત્યાં થોડો સમય રોકાયા. એક ઘેર સાંજની ગોચરી કરવા ગયેલ. તેના ઘરમાં તો પથારી બિછાવાઈ ગઈ હતી. મેં પુછયું "બેન ! અત્યારમાં બિછાના કેમ ? ગુરૂમહારાજ ! આ નોકર વાસણ માંજીને ચાલ્યાં જશે તો ફરી પાછા સવારે આવશે, જેથી તેની પાસેથી બિછાનું કરાવી લીધું છે." જુઓ ! આ ગૌરવની વાત છે કે ગર્વની છે? શું આ પૈસા બોલે છે ? કે આળસ ઉભરાઈ છે ! આ સ્થિતિ તમારી પણ છે. જે લોકો શ્રમ કરતા નથી તે બિમાર થાય છે. પછી તપ–જપ કે ધર્મધ્યાન કયાંથી થાય ? રાણીને પોતાના દેવનું સ્થાન સાફ કરવામાં શ્રધ્ધા હતી અને સાથે ભક્તિરસ પણ હતો. દેવસ્થાનનું વાતાવરણ શુધ્ધ અને પવિત્ર રહે તે માટે રાણીએ ત્યાં પોતાના હાથે જ ધૂપ પ્રગટાવ્યો. અશુભ પુદ્ગલો દૂર થઈ ગયા. વાતાવરણ શુધ્ધ અને પવિત્ર બની ગયું. લોકો આવા નાગઘર જેવા સ્થાનને પવિત્ર બનાવવા કેટલો પુરૂષાર્થ કરે છે ! જો તેઓ પોતાના આત્માને શુધ્ધ અને પવિત્ર બનાવવા આટલો પુરૂષાર્થ કરે તો તેનું જલ્દી કલ્યાણ થાય. તમારે શું કરવું છે ?

આ બાજુ મંડપ તૈયાર છે. શ્રી દામકાંડથી સૌરભ ફેલાઈ રહી છે. ચારેબાજુનું વાતાવરણ સુંદર–મનોહર–રમણીય અને આકર્ષક બની ગયું છે. રાણી બધી તૈયારી કરી નાખે છે. હવે તો માત્ર મહારાજા પ્રતિબુધ્ધિ પધારે તેની પ્રતીક્ષા કરતી. રાણી બેઠી છે. રાજા કયારે પધારશે આ રંગમાં નવરંગ કેવો આવશે. અને રાણીને હર્ષ કેવો થશે તેના ભાવભેદ અવસરે કહેવાશે

★

# ૬૯

# નિમિત્તે રંગ બદલ્યો !

( ભાદરવા વદ ૧૩ તા. ૨૧-૯-૭૬ મંગળવાર )

અનંત જ્ઞાની તીર્થંકર ભગવંતે દેશના દ્વારા ભવ્યાત્માના હ્રદય દ્વારા ખોલી નાખ્યા છે. જિનવાણીના નિમિત્તે કેટલા જીવો શીવ સિદ્ધ થયા છે. ઉત્તમ પુરૂષોના નિમિત્તે આ જીવ તરવાનું મોંઘું સાથ તુરતમાં જ મેળવી શકે છે.

જ્ઞાની જનો બે પ્રકારના નિમિત્ત બતાવે છે. એક જડ અને બીજું ચેતન આ બંને નિમિત્તની એક ચૌભંગી થાય છે.

જડને જડનું નિમિત્ત-દુધને છાશનું નિમિત્ત મળવાથી દહી થાય.

જડને ચેતનનું નિમિત્ત-લાકડાને સુતારનું નિમિત્ત મળવાથી પાટ બને.

ચેતનને જડનું નિમિત્ત-ચેતનને શાસ્ત્રોનું નિમિત્ત મળવાથી જ્ઞાન થાય છે.

ચેતનને ચેતનનું નિમિત્ત ભવ્ય જીવને સંતનું નિમિત્ત મળતાં સંત બની જાય છે.

આજના યુવક-યુવતિઓ શ્રેયસ સિનેમા પાસેથી નીકળે છે. પોસ્ટર જુએ છે. અંદરના ચિત્રો જુએ છે. જેથી સીનેમા જોવાનું મન થઈ જાય છે. તમારે ત્યાં સૌરાષ્ટ્રથી વિહાર કરીને સંતો ચાતુર્માસ પધાર્યા છે. સંતો રોજ રોજ તમોને જીવન પ્રેરક વાણી સંભળાવે છે. આ વાણીથી કંઈ લાભ થાય કે નહિ ? અરે ! સુતેલા જીવો જ્ઞાન માર્ગે જાગૃત બની જાય છે.

એક ભાઈ પોતાના પાડોશીને વ્યાખ્યાન સાંભળવા માટે સાથે લાવ્યો. પેલોતો સાંભળીને સ્થિર થઇ ગયો. તેને લાગી આવ્યું કે આ સંસાર તો માયાનું ઘર છે. જો આમને આમ આ માયાને સંગ્રહ કરવામાં રહી જશું તો સંસારમાં ડૂબી જવાના ! તેને સાચું ભાન થયું. તે પાડોશી રોજરોજ સંસારની માયા ઓછી કરવા લાગ્યો. જુઓ ! તેને સંતનુ નિમિત્ત મળી ગયું અને તે તરી ગયો. "તમોને કેટલા વર્ષથી સંત-સતીજીઓનાં નિમિત્ત મળે છે ? ઘણા વર્ષોથી મળે છે. તમો કેમ તરતા નથી ? અમારે તરવું નથી." (હસાહસ) કયારેક કોઈને અવળા નિમિત્ત મળી જાય તો તેનાથી તે વ્યક્તિનું પતન પણ થાય છે.

એક ઘર હતું. આ ઘરમાં ચાર વ્યક્તિ રહેતાં હતાં. એક બા હતા. બીજો દીકરો ત્રીજી પુત્ર વધુ અને ચોથી દીકરી હતી. આ ચારમાં બા તો પ્રકૃતિના એકદમ

સરલ અને સીધા છે. ધર્મધ્યાન કરે, માળા ફેરવે, પ્રભુસ્મરણ કરે, સત્સંગ કરે અને ગરીબોને દાન કરે છે. ખરેખર, બા તો સીધી પ્રકૃતિવાળા હતા. બાનો સાચો અર્થ શું ? જેને જગતનો વા નહિ તે બા, સાવ ભગવાનના ઘરનું માણસ સમજો. દીકરો અને વહુ પણ આદર્શજીવન જીવે છે. યથાશક્તિ ધર્મધ્યાન કરે છે. તેનો સંસાર ઉજળો છે. વ્યવહારે રૂડા છે. મહેનત કરીને ખાય છે. કહેવાય છે કે "સંપ હોય ત્યાં જંપ હોય!" આવાં આદર્શ ઘરમાં ધર્મ–કર્મ સારા છે. પરંતુ પહેલા સીધી પ્રકૃતિવાળા બાને એક દીકરી પણ છે. તે પહેલાં કહેવાયું છે. દીકરી સોળ વર્ષની છે. સોળે કળાએ ખીલી રહી છે. તે ચતુર અને બુધ્ધિશાળી છે. તે ભણેલી છે પણ ગણેલી નથી. આ દીકરીને સોળે સાન આવી છે પરંતુ ભાન નથી આવા સમયે શું કરવું જોઈ, એ પ્રસંગે કેમ બોલવું તેની તેંન ખબર નથી.

નણંદ–ભોજાય ઘરમાં ભેગા થાય એટલે સંઘર્ષ થાય. બા તો સીધા છે. તે જોઈ. એ સૌની સાથે કેમ વર્તવું જોઈએ. ઘરમાં માથું મારતાં નથી. એટલે નણંદબા એમ સમજે છે કે ઘરમાં તો ભાભીનું રાજ્ય થઈ જશે. માટે ઘરમાં હું (નણંદ) કહું તેમ જ થવું જોઈએ. કોઈ પ્રસંગે કયારેક અવસરે તો કયારેક કોઈ વ્યક્તિના આગમને જ્યારે નિમિત્ત આવે છે ત્યારે બધી બાબતોમાં નણંદ માથું માર્યા વગર રહેતા નથી.

છે તો માત્ર સોળ વર્ષના પણ કયારેક તો ભાભીને રોવડાવે છે. સીધી પ્રકૃતિની ભાભી સમતા રાખે છે. કોઈ વખત એવી વાત આવે છે તો તેને પી જાય છે. ભાભી જેમજેમ સમતા રાખવા લાગ્યા, તેમ તેમ નણંદબેન પોતાનું વર્ચસ્વ જમાવવા લાગ્યા.

"જોયું ! જ્યારે ત્યારે પાડોશીઓને ત્યાં બેસવા જાય છે. જેની તેની સાથે વાતો કરે છે. હવે બંધ થયું કારણકે મેં (નણંદે) ફૂંફડો માર્યો એટલે!" ભાભી સમજે છે કે બેન તો વર્ષ બે વર્ષ છે. સમય આવશે એટલે ચાલ્યા જશે. હોય એ તો, એ નાના છે અને પાછા નણંદ છે. "જુઓ! કેટલી સરલતા છે." પરંતુ ભાભીની સરલતાનો લાભ નણદે ઉઠાવવા માંડયો. ટકોરાને બદલે હવે તો સેકેન્ડના ટકટક આવવા લાગ્યાં. તમો જાણો છો ને ટકોરા કયારે થાય ? કલાકે યા અર્ધી કલાકે પણ ટકટક તો ? સેકંડે સેકંડે થાય છે.

હવે તો ઘરમાં નણંદની ટકટક બહુ જ વધી ગઈ. એક દિવસ તો ભાભીનું મગજ ગયું ને બોલી ઉઠયા: "બહેન બા! તમારી સગાઈ થઈ ગઈ છે. હવે તો થોડા સમયના મહેમાન છો. માટે જશ લઈને જાવને! બા છે છતાં ઘરનો ભાર લઈને તમો શું કામ ફરો છો ? નાહક શા માટે કલેષને વધારો છો ? તમને આ

ઝરમરમાં શું મઝા આવે છે ? વરસવું જ છે તો એક દિવસ વરસી જાવને ! રોજને રોજ ટકટક સારી નહિ."

ભાભીને તો એમ કે હવે નણંદ બા સમજી જશે. તેને બદલે તો તેઓ વિફર્યા અને બોલી ઉઠયા : "તું પારકા ઘરની દીકરી અને મને શિખામણ દેવા આવી છો ?" અને મગજ ગયું....... શબ્દોથી વર્ષા કરતી ભાભી ઉપર જાણે તૂટી પડી. ક્યારેક વ્યક્તિ સમજ્યા વગર ભાવાવેષમાં આવીને ક્રોધ કરી બેસે છે. અને મોટો દોષ બાંધી લ્યે છે.

દિવસે દિવસે નણંદની ટકટક વધતી જાય છે. આખરે ભાભી કંટાળી જાય છે, પરંતુ ભાભીને ધર્મની સમજણ છે. સંતોના પ્રવચન સાંભળીને તેણે ઘણો લાભ મેળવેલ છે. આટલી અશાંતિ હોવા છતાં તેણે આત્મ હત્યા કરવાનો વિચાર ન કર્યો. તેનું કારણ એ હતું કે તેની પાસે માતાના સંસ્કાર અને ધર્મની સમજ હતી. જુઓ ! સુખ–દુઃખ તો સંસારમાં ચાલ્યા જ કરે છે. પરંતુ ધર્મની સમજ ન હોય તો માણસ કંઈક કરી બેસે છે.

રાત્રે પતિ ઘેર આવે છે. પત્નીએ વાત કરતાં કહ્યું : "તમારે તો ધંધો જ કરવો છે, તમારે બહાર જ રહેવું છે. પણ ક્યારેક ઘરની વાત પણ જાણવી જોઈએ. આ ઘરમાં હવે હું નહીં રહી શકું મારામાં જેટલી સમતા હતી એટલી રાખી. સહન શક્તિની પણ હવે હદ હોય ! હું તમારા બેનને હાથ જોડું છું. મારે હવે કલેષ કરવો નથી." પત્નીની વાત સાંભળી, ભાઈને આંખમાં પાણી આવી ગયાં.

ભાઈ મનોમન વિચારવા લાગ્યા, આ માણસોને ક્યાં સુખે રહેવું છે ? માણસો કરતાં તો આ પંખીઓ સારા, આ પ્રાણીઓ સારા કે સાંજ પડે ભેગા થઈને સંપથી રહે છે ! શું થાય ? બહેનને તો કહેવાય નહીં, નહીં તો વધુ કલેષ થાય. આવી પરિસ્થિતિને ભાઈએ મનમાં સમજી Let go લેટ ગો કરી નાખ્યું. ભાઈએ તેમના પત્નીને પણ સમજાવી દીધું કે સમતાના ફળ મીઠાં છે.

આ બાજુ ગામના પુણ્યોદયે સંતો પધાર્યા છે. ગામમાં સંતોની પધરામણીનો આનંદ વરતાઈ રહ્યો છે. લોકો દર્શન–પ્રવચન, ધર્મ–ધ્યાનનો લાભ મેળવી રહ્યા છે. ભાઈ પણ સંતના દર્શનાર્થે ગયા હતા. સંત ઘણા વિદ્વાન અને વ્યવહાર કુશળ હતા. ભાઈએ એક દિવસ મોકો મળતા સંતના કાને પોતાના ઘરની વાત કરી. સંતે સાંભળીને આશ્વાસન આપ્યું. ભાઈ કહે છે, "ગુરુદેવ ! અમારા કલેષે બહુ મોટું સ્વરૂપ લીધું છે. તેનું પરિણામ શું આવશે તે કહી શકાય નહિ" ભાઈ તો ચાલ્યા ગયા.

ત્યાં તો એક દિવસ એવું નિમિત્ત આવી ગયું કે નણંદ અને ભોજાઈ એક

સાથે ગુરૂદેવના પ્રવચનમાં આવ્યા. ગુરૂદેવને પણ આ વાતની ખબર હતી. બંનેના નિરાકરણ માટે કંઈક પણ વિચારતા હતા. પ્રવચનમાં સંપ અને સહકારની વાત સાંભળી બંને વિચારતા રહ્યા. સંપથી લાભ અને કલેષથી નુકસાન, તેના ભયંકર પરિણામો સંતે સારી રીતે કહ્યાં હતાં. બંનેને આ વાતમાં રસ પડયો. બપોરના બંને ફરી સંત પાસે આવ્યા. ગુરૂદેવે બનેને સમજાવ્યા. ઘરને સ્વર્ગ બનાવવું હોય તો તેનાં સાધન જોઈએ. જીવનની મંગળતા અને ધન્યતાનાં કારણો જોઇએ. સમતા, સહિષ્ણુતા, ઉદારતા તે તેના ઉત્તમ સાધનો છે. છેવટે ભોજાઈએ સમતા રાખી અને નણંદમાં પરિવર્તન આવ્યું.

પરિવર્તનમાં નિમિત્ત શું બન્યુ ? એક તો ગુરૂદેવની સચોટ વ્યાખ્યાન શૈલી અને બીજું બપોરનો સદ્‌બોધ આ બંનેએ એક જાદુઈનું કામ કર્યું. આવા નિમિત્તો મળતાં કોઈ આત્મા કયારે જાગૃત થાય અને સારે રસ્તે ચડી જાય છે તે કહી શકાતું નથી.

પછી તો નણંદજી સાસરે ગયા અને ત્યાં તેને ખબર પડી ગઈ કે ભાભી કેમ થવાય છે? નણંદને તો સાસરે જતાં બે નણંદ મળી અને તેના પર વીતવા માંડી. "ભાભી તમે કયાં જાવ છો ? તમે એકલા કેમ જમી લીધું ? તમે કોની સાથે વાતો કરતા હતા ? આ બધું નણંદ પાસેથી સાંભળતા પેલા નદંણજીને ખબર પડી ગઈ. નિમિત્ત આવે ત્યારે માણસને ખબર પડે છે. તેને હવે થયું કે "મેં તો ભાભીના હૃદય બાળ્યાં હતાં તો મારી નણંદ મારા ન બાળે" ? શું આ Tit for Teat જેવા સામે તેવા જેવું થયું ગણાય !

**નિમિત્ત કાં તો જીવન જગાડે છે અને કાં તો જીવન બગાડે છે.**

હવે મહારાણી પદ્માવતી ફૂલનો મંડપ બનાવી, તેમાં શ્રીદામકાંડ લટકાવીને મહારાજાની પ્રતીક્ષા કરી રહી.

**तएणं पडिवुद्धि ण्हाए हत्थिखंधवरगए सकोरंट जाव सेयवरचामराहिं. हयगय-रहजोहमहयाभडचडकरेंहि साकेयनयरं॰निग्गच्छइ। त्ता जेणेव नागधरे तेणेव-उवागच्छइ।**

મહારાજા પ્રતિબુદ્ધિ સ્નાનાદિ કરી, અલંકારો પહેરી, માથા ઉપર મુગટને ધારણ કરી, હાથી ઉપર સવાર થયા. ચામર ઢોળાવાં લાગ્યાં અને સેના લઇ સાકેત નગરના મધ્ય ભાગમાંથી પસાર થતા નાગદેવનાં મંદીર તરફ જઈ રહ્યા છે.

**उवागच्छित्ता हत्थिखंधाओ पच्चोरुहइ, त्ता आलोए पणामं करेइ, त्ता पुप्फमंडवं अणुपविसइ, त्ता पासइ, तं एगं महंसिरिदामगंडं। तएणं...निरिक्खइ...अमच्चं एवं वयासी।**

મહારાજા સવારી લઈને નાગદેવના મંદીરે આવી પહોંચ્યા. ત્યાં ઉતરીને જ્યારે નાગદેવની પ્રતિમાઓ જોઈ ત્યારે તરત જ તેણે નમન કર્યું રાણી પદ્માવતી દ્વારા બનવાએલા પુષ્પ મંડપમાં રાજાએ પ્રવેશ કર્યો. ત્યાં તેમણે મોટા શ્રીદામકાંડને લટકતો જોયો. તેનું સૂક્ષ્મ દૃષ્ટિથી બહુ વખત સુધી રાજાએ નિરીક્ષણ કર્યું.

રાણીએ રાજાનું સ્વાગત જરૂર કર્યું હશે. કારણ કે તેણી તેને આમંત્રણ આપીને આવેલી છે અને સાથે અત્યાર સુધી રાજાની પ્રતીક્ષા કરતી બેસી હતી. જેથી જરૂર સ્વાગત થયું હોય. રાજા–રાણી બંને આ પુષ્પમંડપમાં બેઠા થકી આ મઘમઘતા વાતાવરણનો લાભ મેળવે છે તેની પહેલાં શું થાય છે તે માટે- શાસ્ત્રકાર કહે છે. રાજાને આ મઘમઘતો શ્રીદામકાંડ જોઈને ઘણું જ આશ્ચર્ય થાય છે. તુરત જ તેણે પોતાના સુબુદ્ધિ મંત્રીને કહ્યું:

तुमन्नं देवाणुप्पिया ! मम दोच्चेणं......पउमावईएदेवीए सिरिदामगंडे ।

હે દેવાનુપ્રિય ! તમે મારા દૂત થઈને ઘણાં ગામો, નગરોમાં ફરો છો, ઘણાં રાજા, શ્રેષ્ઠિ, સેનાપતિ કે સાર્થવાહોને ત્યાં જતાં કે આવતાં રહો છો, તો તમે ત્યાં પદ્માવતીદેવીના જેવો શ્રીદામકાંડ કોઈ સ્થાને જોયો છે ? तपणं सुबुद्धि पडि बुद्धि रायं एवं वयासी પ્રધાને રાજાની આ વાત સાંભળીને જવાબ આપ્યો.

एवं खलु सामी ! अहं अन्नया...मिहिलं...कुंभगस्स
रन्ने...मल्लीए.. दिव्वे सिरिदामगंडे दिठ्ठपुव्वे...अग्घइ

હે સ્વામી ! એક વખત હું તમારો દૂત થઈને જ મિથિલા રાજધાનીમાં ગયો હતો. ત્યાં મેં કુંભક રાજાની પુત્રી મલ્લીકુમારીના જન્મોત્સવ પ્રસંગે ખૂબ જ નવાઈ પમાડે તેવો શ્રીદામકાંડ જોયો હતો. તેની સામે પદ્માવતીદેવીનો આ શ્રીદામકાંડ લક્ષાંશ પણ નથી. સુગંધ કે સૌંદર્ય બંનેની દૃષ્ટિએ તેની સામે આ કંઈ નથી.

જુઓ ! આ વાત ઉપરથી સ્પષ્ટ થાય છે કે ક્યારેક કોઈ વસ્તુ સાથે વસ્તુની તુલના થાય છે, ક્યારેક વ્યક્તિની સાથે વ્યક્તિની અને પ્રસંગ સાથે પ્રસંગની તુલના થાય છે.

આ સંઘાણી એસ્ટેટના સં. ૨૦૩૩ના ચોમાસામાં શ્રી સંઘે તારાબેન તપસ્વીના ૭૧ ઉપવાસનો મહોત્સવ ઉજવ્યો તેવો પ્રસંગ તમોએ ક્યારેય જોયો હતો ? "ના, ના, આવો તો ક્યારેય જોયો નથી. અમારી જીંદગીમાં પ્રથમ જ જોયો." રાજા તો મંત્રીની વાત સાંભળીને આશ્ચર્યમાં જ પડી ગયા. માનવનો સ્વભાવ છે કે એક વાત કરતાં બીજી ચડિયાતી હોય, એક વસ્તુ કરતાં બીજી વસ્તુ વધારે સારી હોય, એક પદાર્થ કરતાં બીજો સારો હોય તો તે લેવાનું મન થઈ જાય છે, તેને ભોગવવાના ભાવ જાગે છે. હવે રાજા મંત્રીને તે સંબંધમાં પુછે છે.

" जस्स णं संवच्छर पडिलेहणयंसि सिरिदामगंडस्स पउमावईए देवीए सिरिदामगंड सयसहस्सतमं पि कलं न अग्घइ "

**હે દેવાનુપ્રિય! વિદેહ રાજપુત્રી મલ્લીકુમારી એવી કેવી છે? કે જેમના જન્મોત્સવના શ્રીદામકાંડની સામે પદ્માવતીદેવીનો આ શ્રીદામકાંડ લક્ષાંશ પણ લાગતો નથી.**

આ વાત સાંભળીને મંત્રીએ રાજાને કહ્યું: હે સ્વામિન્! તે વિદેહ રાજાની ઉત્તમ કન્યા મલ્લીકુમારી સરસ આકારવાળા કાચબાની પીઠ જેવા સુંદર ઉન્નત ચરણવાળી છે. તેના લાવણ્ય-સૌન્દર્ય અને સૌભાગ્યની શ્રેષ્ઠતાની વાત જાણી રાજાનું મન ઘણું પ્રભાવિત થયું, ઘણા ખુશ થયા અને દૂતને બોલાવ્યો અને કહ્યું:

गच्छाहि णं तुमं देवाणुप्पिया मिहिलं रायहाणिं, तत्थणं कुंभगस्स रण्णो धुयं पमावईए अत्तयं मल्लिं विदेहवररायकण्णगं मम भारियत्ताए वरेहि...रज्जसुक्का।

**હે દેવાનુપ્રિય!** તમે મિથિલા રાજધાનીમાં જાઓ. ત્યાં કુંભક રાજાની પુત્રી મલ્લીકુમારીની મારી વધૂના (પત્ની) રૂપે યાચના કરો. રાજાને કહો તેની સ્વીકૃતિ આપે. મલ્લીકુમારી અત્યન્ત સૌન્દર્યવતી તેમજ રાજ્ય જેનું શુલ્ક (કિંમત) છે, આવી અદ્ભુત, સુશીલ વગેરે ગુણોવાળી કન્યા છે. એ વાત હું સારી રીતે જાણું છું એટલે અનુપમ ગુણવતી મલ્લીકુમારી પોતાના શુલ્ક રૂપે મારા રાજ્યને પણ માંગશે તો હું મારૂં આખું રાજ્ય તેને સમર્પિત કરવા તૈયાર છું.

तएणं से दूए पडिबुद्धिणा रन्ना...मिहिला ...गमणाए।

રાજાને એક શ્રીદામકાંડનું નિમિત્ત મળતાં, મલ્લીનાં રૂપસૌન્દર્યમાં મોહિત થયા. છેલ્લે મલ્લી માટે રાજ્ય આપવા પણ તૈયારી બતાવી છે. જુઓ રાગ અને મોહ શું કામ કરે છે. દૂત રાજાની આજ્ઞા સ્વીકારી ખુશી થતો પોતાને ઘેર ગયો. ચાર ઘંટવાળો રથ શણગાર્યો, હાથી ઘોડા મહાભટોના દળની સાથે સાકેત નગરથી બહાર નીકળ્યો. તે જે તરફ વિદેહ જનપદ અને મિથિલા રાજધાની હતી તે તરફ ગયો.

હવે તમો સમજી શકયા હશો કે નિમિત્ત જીવનમાં શું કામ કરે છે?

**સવળા નિમિત્તે જીવન ધન્ય બની જાય છે અને અવળા નિમિત્તે જીવન ધૂળધાણી થઈ જાય છે.**

મલ્લીકુમારીના પૂર્વજન્મના બીજા મિત્ર રાજાને કેવું નિમિત્ત મળે છે અને તે કેવી રીતે મોહિત થશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.

# શ્રમણોપાસક અરહન્નક !

( ભાદરવા વદ ૧૪ તા. ૨૨-૯-૭૬ બુધવાર )

ભગવાન મહાવીરે સિધ્ધાંત વાણીની પરુપણા કરી છે. સંસારના પરિતાપથી સંતપ્ત થયેલા જીવોને જીનવાણી પરમ શીતલ બનાવી જાય છે.

જ્ઞાતાધર્મ કથાંગસૂત્રમાં ભગવાન મલ્લીનાથનો અધિકાર છે, તે તમો બે માસથી સાંભળી રહ્યા છો. મલ્લીકુમારીએ સંમોહન ઘર અને કનકપૂતળી બનાવેલી છે. પૂતળીમાં રોજ એક એક કવલ ભોજનમાથી નાંખે છે. તેનો સડો અને દુર્ગંધની વાત કહેવાઈ ગઈ છે. હવે મલ્લી કોનું નિમિત્ત બને છે તે માટે શાસ્ત્રકાર આગળ વાત ફરમાવે છે.

## માનવ જીવન એ મોંઘેરી જિંદગી છે.

જીવનના મૂલ્યવાન સમયમાં કોઈવાર પ્રસંગ અને ઘટના પ્રેરણાનું નિમિત્ત કારણ બને છે. સૌ લોકોએ જીવનની અખંડતા માટે પ્રેરણા મેળવતી રહેવી જોઈએ. બુધ્ધિમાન પુરુષોની પ્રેરણા શું કામ કરે છે?

પિપાસુને પ્રેરણા પાણી સમાન છે.
ભૂખ્યાને પ્રેરણા ભોજન સમાન છે.
થાકેલાને પ્રેરણા વિશ્રામ સમાન છે.

**तेणं कालेणं तेणं समएणं अंगनामं जणवए होत्था। तत्थणं चंपा नामं णयरी होत्था। तत्थणं चंपाए नयरीए चंदच्छाए अंगराया होत्था तत्थणं चंपाए नयरीए अरहन्नग पामोक्खा बहवे संजत्ताणावावाणियगा परिवसंति ।**

તે કાળ અને તે સમયમાં, અંગનામે જનપદ (દેશ) હતો. તેમાં ચંપા નામની નગરી હતી તે ચંપાનગરીમાં ચંદ્રચ્છાય નામના અધિપતિ રહેતા હતા.

આજે આ અંગદેશને ઉત્તર બિહારનો ભાગ ગણવામાં આવે છે, જે આજનું ભાગલપુર શહેર છે. તેના એક વિભાગને ચંપા કહેવાય છે. સુભદ્રા સતીની કસોટી આ નગરીમાં થઈ હતી. ભગવાન વાસુપૂજ્ય સ્વામીનાં કલ્યાણકો આ નગરીમાં થયાં હતા. તેને કિનારેથી ગંગા નદી વહેતી હતી. આજે ગંગા થોડી દૂર ચાલી ગઈ છે. ચંપાનગરી ખરેખર ઐતિહાસિક નગરી હતી. રાજા અને પ્રજાના મીઠા સંબંધોનું દર્શન આ નગરીમાં થતું હતું.

તે ચંપાનગરીમાં અરહન્નક પ્રમુખ ઘણાં પોત વણિકો (જેઓ વેપારકરવા માટે દેશ પરદેશમાં આવ-જા કરતા હોય તે) નિવાસ કરતા હતા. જેઓ પોત એટલે નૌકાઓ વડે વેપાર કરે છે તેને પોત વણિક કહેવાય છે. વેપાર કરે તે વણિક કહેવાતા; આજે તો સૌ વેપાર કરે છે.

## અરહન્નક વેપારી

આ અરહન્નકને વહાણવટાનો બહુ મોટો ધંધો હતો. તે પોતાના દેશનો માલ વસ્તુઓ વગેરે વહાણમાં ભરી પરદેશ લઈ જતો. તે ત્યાં વ્યાપાર કરી ત્યાંથી નવો માલ ખરીદીને પાછો પોતાના દેશમાં વહાણ ભરીને લાવતો હતો. આજની પરિસ્થિતિમાં તો સરકાર જ વેપાર કરે. જેની સરકાર જ બધા વેપાર-ધંધા હાથમાં લઈ લે તેની જનતાનું શું થાય ? ભારતનું અર્થતંત્ર બગડી રહ્યું છે. અરહન્નક વગેરે કેવા હતા ? अड्ढा जाव अपरिभूया । તેઓ બધા ધન-ધાન્ય વગેરે સમસ્ત વૈભવોથી સંપન્ન હતા. તેઓ બધા કોઈથી પરાજીત થાય તેવા ન હતા. તેઓ સમર્થ અને અપરાજેય હતા. तपणं से अरहन्नगे समणोवासए यावि होत्था । તેઓમાં જે અરહન્નક હતો તે શ્રમણોપાસક હતો. તે માત્ર ધન-ધાન્યથી જ સમૃધ્ધ ન હતો પણ તે આર્હત આગમાનુરાગી અને શ્રમણજનોનો સેવક પણ હતો. अहिगय जीवाजीवे वन्नओ ।

## શ્રમણોપાસક કોને કહેવાય ?

જે મુહપત્તિ બાંધે તે શ્રાવક કહેવાય ? પર્યુષણમાં માત્ર બે જીવ છોડાવવાના પૈસાનું દાન કરે તે શ્રાવક કહેવાય ? " અઠ્ઠાઈ કરે તે શ્રાવક, અહિંસા ધર્મની વાતો કરે તે શ્રાવક, સંવત્સરી પ્રતિક્રમણ કરે તે શ્રાવક કહેવાય ? " ના," ના તો શ્રાવક કોને કહેવાય, તમો કહો ? " શું તમે શ્રાવક નથી ? " " મહારાજસાહેબ ! અમો તો કહેવાના શ્રાવક છીએ. "

## શ્રાવક શબ્દનો અર્થ શું ?

શ્ર એટલે શ્રધ્ધા, વ એટલે વિવેક અને ક એટલે કર્તવ્યનિષ્ઠા. આવી રીતે શ્રાવક શબ્દનો અર્થ તો ઘણો વિશાળ છે. જેમાં દેવ-ગુરુ અને ધર્મની શ્રધ્ધા હોય, જડ ચેતનનનો વિવેક હોય અને સાચી કર્તવ્યનિષ્ઠા હોય તેને શ્રાવક કહેવાય છે.

## શ્રાવકના લક્ષણો

જે જીવ-અજીવાદિ નવ તત્ત્વોનો જાણકાર હોય છે, જેને પરસ્ત્રી માતા-બેન સમાન છે, જેને પારકું ધન માટી-પથ્થર સમાન છે, જેનું હૃદય કરુણા અને અનુકમ્પાથી ભર્યું હોય, જેને દુઃખી જીવોને જોઈ દયા પ્રગટ થતી હોય, જે રાત્રિ ભોજનનો ત્યાગી હોય, જે અણુવ્રતોનું પાલન કરનાર હોય, જે રોજ સામાયિક-પ્રતિક્રમણાદિ

આવશ્યક ક્રિયાઓને કરતો હોય, જે નીતિ-ન્યાય-પ્રમાણિકતાનું પાલન કરવામાં કુશળ હોય, જે સદ્ગુણનો ગ્રાહક હોય, જે સંતો અને ધર્મનો ઉપાસક હોય તેને શ્રાવક કહેવાય છે.

## શ્રાવકના છ ગુણધર્મ

ધર્મપ્રકરણ રત્નમાં કહ્યું છે કે, દેશવિરતિ ચારિત્રનું પાલન કરનાર શ્રદ્ધાસંપન્ન વ્યક્તિ શ્રાવક કહેવાય છે. તેના છ ગુણો બતાવ્યા છે.

(૧) શ્રાવક વ્રતનું સારી રીતે અનુષ્ઠાન કરે છે.

૧ વિનય અને બહુમાનપૂર્વક વ્રત સાંભળવું. ૨ વ્રતના ભાંગા અને અતિચારોને સાંગોપાંગ યથાર્થ રીતે જાણવા. ૩ ગુરુ પાસેથી અલ્પકાળ કે જાવજીવ માટે વ્રત અંગીકાર કરવા. ૪ ગ્રહણ કરેલા વ્રતનું સમ્યક્ પ્રકારે પાલન કરવું.

(૨) શ્રાવક શીલવાન હોય છે.

૧ જ્યાં બહુ શીલવાન બહુશ્રુત સાધર્મિક બંધુ એકત્ર થતાં હોય તેને આયતન કહે છે. ત્યાં જવા આવવાનું રાખવું. ૨ વિના પ્રયોજન કોઈને ઘેર જવું નહિ. ૩ ચમકવાળો, ભપકાબંધ પોષાક ન પહેરતાં, સાદા વસ્ત્રોનો ઉપયોગ કરવો. ૪ વિકાર ઉત્પન્ન કરનાર ભાષા ન બોલવી. ૫ જુગાર આદિ કુવ્યસનોનો ત્યાગ કરવો. ૬ મધુર નીતિથી અર્થાત્ શાંતિમય મીઠાં વચનોથી અન્ય પાસેથી કામ લેવું. કઠોર વચન ન બોલવા.

(૩) શ્રાવક ગુણવાન હોય છે.

૧ વાચના, પુછણા, પરિયટ્ટના, અનુપ્રેક્ષા અને ધર્મકથા રૂપ પાંચ પ્રકારે સ્વાધ્યાય કરવો. ૨ તપ, નિયમ, વંદનાદિ અનુષ્ઠાનોમાં તત્પર રહેવું. ૩ વિનયવાન રહેવું. ૪ દુરાગ્રહ અર્થાત્ હઠ ન કરવી. ૫ જિન વચનોમાં રુચિ કરવી.

(૪) શ્રાવક ઋજુ વ્યવહારી હોય છે અર્થાત્ નિષ્કપટ બની સરળ ભાવથી વ્યવહાર કરે છે.

(૫) શ્રાવક ગુરુની શુશ્રુષા (સેવાભક્તિ) કરનાર હોય છે.

(૬) શ્રાવક જિન-પ્રવચન અર્થાત્ શાસ્ત્રોના જ્ઞાનમાં પ્રવીણ હોય છે. જે અરહિંત દેવ, નિર્ગ્રન્થ ગુરુ અને સર્વજ્ઞના ધર્મ માટે શ્રદ્ધાશીલ અને વફાદાર હોય તેને શ્રમણોપાસક કહેવાય છે. આજે તો જેની પાસેથી પોતાનો સ્વાર્થ સરે તે શ્રમણ અને તે ઉપાસક ! આ બધા તો સ્વાર્થનાં સંબંધો છે. તેને તો Temporary ટેમ્પરી સંબંધ કહેવાય છે. સાચા સંબંધ તો તેને કહેવાય કે જે જ્ઞાનના-સમજણના-શ્રદ્ધાના -વિવેકના અને ત્યાગના સંબંધ છે. અરહન્નક શ્રાવક આવા અનેક ગુણધર્મની યોગ્યતા વાળો હતો.

અરહન્નક શ્રાવક ચાર પ્રકારનો વેપાર કરતો હતો.

૧ ગણિમ-જેની ગણત્રી કરીને વેપાર થઈ શકે. નાળિયેર, સોપારી વગેરે.

૨ ધરિમ-જેને ત્રાજવામાં તોલીને વેપાર કરી શકાય તે. કઠોર, ધાન્ય વગેરે.

૩ મેય-જેનું માપ કરીને ભરીને વેપાર કરી શકાય તે. ઘી, તેલ વગેરે.

૪ પરિચ્છેદ્ય-જેના ગુણની પરીક્ષા કરીને વ્યવહાર કરી શકાય તે. વસ્ત્ર, રત્ન, સોનું.

અરહન્નક આવા ચાર પ્રકારના વેપાર કરીને આજીવિકા ચલાવતો સમૃધ્ધ બન્યો હતો. તેનો ધર્મ અને વ્યવહાર ઉજળો હતો. આવા વ્યવહારુ અને આદર્શ જીવન જીવનારને ત્યાં રિધ્ધિ, સિધ્ધિ અને સમૃધ્ધિ થાય તે સ્વભાવિક છે.

"તમારે આવા આદર્શ કેવી રીતે બનવું છે? મહારાષ્ટ્ર સરકારની લોટરી મેળવીને સમૃધ્ધિવાન બનવું છે કે જાતમહેનત કરીને સમૃધ્ધિવાન થવું છે?" અરહન્નકને ત્યાં ધન-ધાન્ય-વૈભવ-વિલાસ બધું હતું, છતાં તે ધર્મનો પરમ શ્રધ્ધાવંત હતો. સદા ધર્મનું પાલન કરવું અને રોજ નવા નવા નિયમો-વ્રતો અને પચ્ચક્ખાણને તે ગ્રહણ કરતો હતો. તે ચંપાનગરીના સર્વ વ્યાપારીઓમાં પ્રમુખ હતો.

तएणं तेसिं अरहन्नग पामोक्खाणं.....समुप्पज्जित्था

એક દિવસ અરહન્નક પ્રમુખ બધા સાંયાત્રિક પોતવણિક કોઈ સ્થળે એકઠા થયા અને તેઓએ પરસ્પર મળીને આ પ્રમાણે વિચાર કર્યો.

सेयं खलु अम्हं गणिमं, धरिमं, च मेज्जं च परिच्छेज्जं च भंडगं गहाय लवण समुद्दं पोत वहणेण ओगाहित्तए...भरेंति। त्ता सोहणंसि तिहिकरण नक्खत्त मुहुत्तंसि....उवक्खडावेंति।

તેઓ બધા ભેગા મળીને વિચાર કરે છે કે ગણિમ, ધરિમ, મેય અને પરિચ્છેદ્ય આદિ ચાર જાતની વસ્તુઓના વેપાર માટે એ નૌકાઓમાં લાદીને આપણે લોકો બહાર લવણસમુદ્રને પાર કરીએ તો આપણને ખૂબ લાભ થશે.

જુઓ! વેપારીને હંમેશા માલ સંઘરવાની ઇચ્છા રહે. બજારમાં જેવી તેજી આવે એટલે માલ વેચવા માંડે. આ આમદાની વધારવાની કળા હશે ને? તમો તો વેપાર-ધંધા વાળા છો કે નોકરી વાળા છો? તેઓને કેટલું મોટું સાહસ કરવાનું મન થાય છે કે લવણસમુદ્રમાં નૌકા ભરીને જવું. જ્યાં જતા ક્યારેક તોફાન આવે, નુકસાન થાય. પોતાની જાતનું પણ જોખમ ગણાય છતાં સાહસવીરોએ સાથે મળીને સર્વસંમતિથી વાતને સ્વીકારી માલના ગાડાઓ ભરવા લાગ્યા.

માણસ હંમેશાં પોતાના કાર્યમાં સફળ થાય તેવી સૌને મનઃકામના હોય છે. સફળતાના સુચિહ્નો રૂપે તમો લોકો પણ શુકન-મુહૂર્ત અને ચોઘડિયા જુઓ છે કે નહિ ? પરદેશગમન કરનારને જૂના જમાનામાં આવું બધું માનસિક સમાધાન માટે કરવું પડતું હતું.

તેઓએ માલના ગાડા ભર્યા. સારા શુભ તિથિ, વાર, કરણ અને નક્ષત્ર મુહૂર્તમાં અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય આમ ચારે જાતનાં આહારને પુષ્કળ પ્રમાણમાં બનાવડાવ્યો. मित्त णाइ. भोयणवेलाए भुंजावेंति जाव आपुच्छंति । તેઓએ પોતાના મિત્ર, જ્ઞાતિ, સગાંવહાલાં કુટુમ્બિજનો વગેરેને બોલાવ્યા. સૌને પ્રેમથી જમાડયા. સૌને પૂછે છે કે અમો વેપાર કરવા માટે પરદેશ જઈએ છીએ તો તમો બધા અમોને પરદેશ જવા માટે અનુમતિ આપો. તેઓને વિનંતી કરી અને જવા માટેની આજ્ઞા માંગી.

તેઓનો કેટલો સુંદર વ્યવહાર છે. પરદેશ જવું છે અને વેપાર કરવો છે તો કોઈનાથી ખાનગી નથી. આજે તો તમારે કેટલું Private પ્રાયવેટ ચાલે. દીકરો પરદેશ જાય તે કહેવાય નહિ. વેપાર કરવાની કે કમાણીની વાત કોઈને થાય નહિ. તમો વાત કરો ખરા ? આજની દુનિયા ઘણી નાની બની ગઈ છે. લોકો સવારે પ્લેનમાં બેસે, કલકત્તા જઈ કામ કરીને સાંજે પાછા ઘરે આવી જાય. અમેરિકા જવું હોય કે લંડન તે તો તમારે મન કલાકોનું કામ રહ્યું.

કુટુમ્બિજનો વગેરે એ અરહન્નક પ્રમુખાદિ સૌને પરદેશમાં વેપાર કરવા માટે પ્રેમથી રજા આપી અને આશીર્વાદ આપ્યા કે "તમો સૌ ખુશીથી પરદેશ જાઓ. અને તમારી મનઃકામના સફળ કરો ! ધન કમાણી કરી સકુશળ પાછા જલ્દી આવો ?" આવા આશીર્વાદ લઈ सगड सागडियं जोयंति...उवागच्छंति त्ता-चउव्विहस्स भंडगस्स भरेंति। तंदुलाण य संसियस्स......ओसहाण...कट्ठस्स य आवरणाण य, पहरणाण य अन्नेसिं च बहूणं पोयवहणपाउग्गाणं दव्वाणं पोयवहणं भरेंति । માલ સામાનથી ગાડા ભરી ચંપાનગરીની વચ્ચેના માર્ગથી પસાર થઈ જ્યાં ગંભીરક નામનું (વહાણ ઉપર બેસવા માટેનું સ્થાન) બંદર હતું ત્યાં પહોંચ્યા. માલસામાનના ગાડાઓ છોડી, વહાણ તૈયાર કરી તેમાં વેચાણની બધી ચીજવસ્તુઓ યથાસ્થાને ગોઠવી દીધી. વિશેષ તો એ પણ છે કે રસ્તામાં ખાવા-પીવા-રસોઈ બનાવવા વગેરેની સાધન-સામગ્રીઓ તેમજ દવા, ઔષધ, રક્ષણ માટે ખડગ, શસ્ત્રો વગેરે જે લઈ જવા જેવી વસ્તુઓ હતી તેને વહાણમાં લાદી અને પૂર્ણ તૈયારી કરી લીધી.

सोहणंसि तिहिकरणदिवसनक्खत्त....तेणेव उवागच्छंति ।

જ્યારે જહાજ તૈયાર થઈ ગયાં ત્યારે ચારે પ્રકારનો આહાર તૈયાર કરાવ્યો અને જ્ઞાતિજન, મિત્ર, પરિજન વગેરેને જમાડયા. તેઓની પાસેથી સમુદ્રયાત્રા કરવાની આ બીજીવાર આજ્ઞા માંગી. સૌએ ફરીવાર પ્રસન્નવદને આજ્ઞા આપી. આજ્ઞા મેળવી તેઓ સૌ વહાણમાં ચડી ગયા અને યથાસ્થાને બેસી ગયા. હવે જહાજ ઉપડવાની તૈયારી છે. કુટુમ્બિજનો–પરિજનો વગેરે સૌ વિદાય આપવા ઊભા છે.

तएणं अरहन्नग जाव वाणियगाण परियणा जाव तारिसेहिं वग्गूहिं अभिणंदंता य अभिसंथुणमाणा य एवं वयासी। अज्ज! ताय! माय! माउल! भाइणेज्ज भगवया समुद्देणं अभिरक्खिज्जमाणा २ चिरं जीवह भद्दं च ते....हव्वमागए पासामो...संचिट्ठंति।

વહાણ જ્યારે રવાના થવાનું છે ત્યારે સગાવહાલા જ્યાં ઊભા છે ત્યાંથી મંગળ શબ્દો વડે અભિનંદન અને સંસ્તવન કરતાં તેમને કહેવા લાગ્યા. "હે આર્ય! હે તાત! હે ભાઈ! હે મામા! હે ભાણેજ! તમે બધા આ મહાકાય વિશાળ સમુદ્ર વડે વારંવાર સુરક્ષિત થઈને ચિરકાળ સુધી જીવતા રહો! તમારું કલ્યાણ થાઓ! અમો બધા તમોને લાભાન્વિત થયેલ, કાર્યોને સર્વ રીતે પાર પાડનારા, કોઈ પણ જાતની શારીરિક મુશ્કેલી વગર સ્વસ્થ શરીરવાળા, ધન તેમ જ પરિપૂર્ણ પરિવારથી યુક્ત થઈને ઘેર પાછા આવેલા જોઈએ. तिकट्टु આમ કહીને તેઓ ત્યાં સૌમ્ય, સ્નિગ્ધ, બહુ વખત સુધી દર્શનની ઇચ્છા વાળા અને આંસુભીની દૃષ્ટિઓથી તેમને જોતાં એક મુહૂર્ત સુધી બેસી રહ્યા.

तओ समाणिएसु पुप्फवलिकम्मेसु......रायवरसासणेसु। ત્યાર બાદ પુષ્પ, અક્ષત, દાન વગેરેની વિધિ પૂરી થઈ ગઈ. પહેરેલા વસ્ત્રો ઉપર સરસ લાલ ચંદનના થાપાઓ લગાવી દીધા. ગૂગળ વગેરે ધૂપ અગ્નિમાં નાખીને ધૂપ કરી લીધો. ધૂપ વગેરે અર્પીને સમુદ્રના પવનોની અર્ચનાનું કામ પૂરું થઈ ગયું. બીજા સ્થાને દીર્ઘ કાષ્ઠ રૂપ વલય એટલે સુકાન વગેરે વહાણ ઉપર યથાસ્થાને મૂકાઈ ગયા. શુભ ધ્વજાના અગ્રભાગ જ્યારે ઉર્ધ્વમુખના રૂપે અવસ્થાપિત થઈ ગયા. કુશળ વાજાવાળાઓ વડે સરસ વાજાઓ વગાડવાનું કામ પતી ગયું. જય પમાડનારા કાગડા વગેરે પક્ષીઓના માંગલિક શબ્દો એટલે કે સારા શુકન થઈ ગયા. ચંપાનગરીના રાજા પાસેથી સમુદ્ર યાત્રા કરવાનો પરવાનો "આદેશપત્ર" તેઓની પાસે આવી ગયો, ત્યારે પવનથી ક્ષુબ્ધ, મહાસાગરના સર્વત્ર વ્યાપ્ત થયેલા ધ્વનિની જેમ સિંહનાદ, જય જય ધ્વનિથી પૃથ્વીને નાદવાળી કરતા તે સમયે માંગલિકોએ, ચારણોએ મંગળ ધ્વનિ કર્યો.

हंभो सव्वेसिमवि मे अत्थसिध्धिओ उवट्ठिताइं कल्लाणाइं पडिहयाइं सव्वपावाइं, जुत्तो पूसो विजओ मुहुत्तो अयंदेसकालाओ।

તે કાળના લોકો પણ જ્યોતિષ વિદ્યામાં શ્રદ્ધા રાખતા હતા. એ વાત અહીં સિદ્ધ થાય છે. તે ચારણો કહેવા લાગ્યા : હે પોતવણિકો ! તમો બધાને અર્થસિદ્ધિ થાય, તમારા સૌનું સદા કલ્યાણ થાઓ, મંગળયાત્રામાં તમારા બધા વિઘ્નો નાશ પામો. અત્યારે ચંદ્રની સાથે પુષ્યનક્ષત્રનો અનુકૂળ યોગ થઈ રહ્યો છે. ( યાત્રામાં પુષ્યનક્ષત્રનો યોગ પ્રશસ્ત ગણાય છે. કહ્યું પણ છે ' अपिद्वादशमे चन्द्रे पुष्य: सर्वार्थ साधनः ' ) અત્યારે વિજયના મુહૂર્તનો સમય ચાલી રહ્યો છે. પ્રસ્થાન માટે અત્યારનો વખત શુભાવહ છે.

લોકો પોતાના કાર્ય સફળ થવાની આશા સેવે છે. તેને સફળ કરવા માટે સારા મુહૂર્તો જોઈ કાર્યનો પ્રારંભ કરે છે. આવી સર્વ વિધિ થયા પછી પણ જ્યારે વ્યક્તિના કર્મનો ઉદય આવે છે ત્યારે તેના ફળ ભોગવવાના હોય છે.

**तओ पुस्समाण . णावा वाणियगा वावारिसु, तं नावं... मुचंति** બધી વિધિ પૂર્ણ થઈ ત્યારે હર્ષિત અને સંતુષ્ટ થયેલા **કુક્ષિધાર** એટલે નૌકાના સંચાલકો, **કર્ણધાર**–નૌકા ચલાવનારાઓ, **ગર્ભજ**–નૌકાના અવસરાનુકૂળ કામ કરનારાઓ, **સાયંત્રિકજનો**–વેપારીઓ વગેરે પોતપોતાના કામમાં વળગી ગયા. નૌકાના વચ્ચેના ભાગમાં અનેક જાતની વેચાણની વસ્તુઓ ભરેલી હતી. નૌકાના અગ્રભાગમાં યથોચિત જાતજાતની સંચાલન સામગ્રી ભરેલી હતી. એવા વહાણને કિનારા ઉપરના થાંભલાનું બંધન ખોલીને મુક્ત કરવામાં આવ્યું.

નૌકાઓ ગંગા નદીમાં વહેતી મુકાયેલી છે. ગતિનો બધો આધાર યોગ્ય દિશાને અનુકૂળ પવન ઉપર જ હોય છે. ચડાવેલા શઢ અને પવન બંને યોગ્ય હોય છતાં જો તોફાન ન આવે તો ધારણા પ્રમાણે પહોંચી શકાય, નહિ તો મહિનાઓ લાગી જાય છે.

હવે બંને વહાણો ગંગા નદીમાં વહેતા થકાં લવણસમુદ્રમાં ક્યારે પ્રવેશ કરશે. ત્યાં તેમની કઈ સ્થિતિ થશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.

★

## ૭૧

# રૌદ્રસ્વરૂપી તાલપિશાચ !

( ભાદરવા વદ ૦)) તા. ૨૩–૯–૭૬ ગુરૂવાર )

અનંતજ્ઞાની ભગવંતોએ શાસ્ત્રોમાં જીવ વિજ્ઞાનનું ઘણું વિસ્તૃત વર્ણન કરેલ છે. લોકમાં જીવો અનંતા છે, આ સંસાર એ અનંત જીવોનું નિવાસ સ્થાન છે,

અનંત જીવોને જાણવા અને સમજવા માટે જ્ઞાની ભગવંતોએ તેના ચાર ભાગ પાડયા છે. અનંતને ચાર પ્રકારે વિભાજિત કરવામાં આવ્યા છે. આ કોઈ સામાન્ય વાત નથી, તમોને આશ્ચર્ય થશે કે અનંતના ચાર ભાગ કેવી રીતે પડી શકે ?

નવતત્ત્વના જીવ તત્ત્વવિભાગમાં અનંત જીવોને ભિન્ન ભિન્ન રીતે ચૌદ પ્રકારે વિભાજિત કર્યા છે. તમોને જાણવાની કામના હોય તો આ બધું સુવિસ્તૃત જ્ઞાન મળી શકે.

## જીવ તત્ત્વ, તેના લક્ષણ અને ભેદ

**જીવ તત્ત્વ**–જે ચૈતન્ય, લક્ષણવંત, સદા, સઉપયોગી, અસંખ્યાત પ્રદેશી, સુખદુઃખનો જાણનાર, તેને વેદનાર અને અરૂપી છે. તેને જીવ કહેવાય છે. તેના ભેદાનુભેદનું જ્ઞાન તેને જીવ તત્ત્વ કહેવાય છે.

## જીવના ચૌદ પ્રકારે ભેદ

**એક પ્રકારે જીવ**–સકલ જીવોનું ચૈતન્ય લક્ષણ એક જ છે. અનંત જીવોમાં ચૈતન્ય એક સરખું જ છે. જેથી સંગ્રહનયે કરી એક ભેદે જીવ કહ્યા છે. **બે પ્રકારે જીવ** ૧ ત્રસ, ૨ સ્થાવર અથવા ૧ સિધ્ધ, ૨ સંસારી. **ત્રણ પ્રકારે જીવ** ૧ સ્ત્રીવેદ, ૨ પુરુષવેદ, ૩ નપુંસકવેદ અથવા ૧ ભવ્ય સિધ્ધિયા ૨ અભવ્ય સિધ્ધિયા ૩ નોભવ્ય સિધ્ધિયા નો અભવ્ય સિધ્ધિયા. **ચાર પ્રકારે જીવ**–૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવ અથવા ૧ ચક્ષુ દર્શની ૨ અચક્ષુ દર્શની ૩ અવધિ દર્શની ૪ કેવળ દર્શની. **પાંચ પ્રકારે જીવ** ૧ એકેન્દ્રિય, ૨ બેઇંદ્રિય, ૩ તેઇંદ્રિય, ૪ ચૌરિન્દ્રિય, ૫ પંચેન્દ્રિય અથવા ૧ સજોગી, ૨ મન જોગી, ૩ વચન જોગી, ૪ કાય જોગી, ૫ અજોગી. **છ પ્રકારે જીવ** ૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેઉકાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ ત્રસકાય અથવા ૧ સકષાયી, ૨ ક્રોધકષાયી, ૩ માનકષાયી, ૪ માયાકષાયી, ૫ લોભકષાયી, ૬ અકષાયી. **સાત પ્રકારે જીવ** ૧ નારકી, ૨ તિર્યંચ, ૩ તિર્યંચિણી, ૪ મનુષ્ય, ૫ મનુષ્યણી, ૬ દેવ, ૭ દેવી. **આઠ પ્રકારે જીવ** ૧ સલેશ્યી, ૨ કૃષ્ણલેશ્યી, ૩ નીલલેશ્યી, ૪ કાપોતલેશ્યી ૫ તેજુલેશ્યી, ૬ પદ્મલેશ્યી, ૭ શુકલલેશ્યી, ૮ અલેશી. **નવ પ્રકારે જીવ** ૧ પૃથ્વી, ૨ પાણી, ૩ અગ્નિ, ૪ વાયુ, ૫ વનસ્પતિ. ૬ બે ઈન્દ્રિય, ૭ તેઈન્દ્રિય, ૮ ચૌરિન્દ્રિય, ૯ પંચેન્દ્રિય. **દશ પ્રકારે જીવ** ૧ એકે, ૨ બેઈ, ૩ તેઈ, ૪ ચૌરિ, ૫ પંચેન્દ્રિય એ પાંચના પર્યાપ્ત અને અપર્યાપ્ત મળીને ૧૦ ભેદ થયા. **અગિયાર ભેદે જીવ** ૧ એ, ૨ બે, ૩ તે, ૪ ચૌ, ૫ નારકી, ૬ તિર્યંચ, ૭ મનુષ્ય, ૮ ભવનપતિ, ૯ વાણવ્યંતર, ૧૦ જ્યોતિષિ, ૧૧ વૈમાનિકદેવ. **બાર પ્રકારે જીવ** ૧ પૃથ્વી, ૨ પાણી, ૩ અગ્નિ, ૪ વાયુ, ૫ વનસ્પતિ, ૬ ત્રસકાય, આ છએના પર્યાપ્ત અને અપર્યાપ્ત જીવ

મળીને બાર થયા. **તેર પ્રકારે જીવ** ૧ કૃષ્ણલેશ્યી ૨ નીલ ૩ કાપોત ૪ તેજો ૫ પદ્મ ૬ શુકલલેશ્યી એ છએના પર્યાપ્ત અને અપર્યાપ્ત જીવ મળીને બાર ભેદ અને ૧૩ અલેશ્યી **ચૌદ પ્રકારે જીવ**–૧ સૂક્ષ્મ એકેન્દ્રિય ૨ બાદર એકેન્દ્રિય ૩ બે ઈન્દ્રિય ૪ તે ઈન્દ્રિય ૫ ચઉરીન્દ્રિય ૬ અસંજ્ઞી પચેન્દ્રિય ૭ સંજ્ઞી પંચેન્દ્રિય આ સાતેના પર્યાપ્ત અને અપર્યાપ્ત જીવ મળીને ચૌદ ભેદ થયા.

તમો આ ચૌદ પ્રકારના જીવોના ભેદ જાણીને સમજી શકયા હશો કે કોઈપણ ભેદમાં જોશો તો તેમાં અનંત જીવોનો સમાવેશ છે. કુલ જીવના **૫૬૩ ભેદ છે.** આ ભેદ ચાર ગતિની અપેક્ષાએ બતાવવામાં આવ્યા છે. આપણે અનંત જીવોને ચાર ગતિની અપેક્ષાએ ચાર ભાગમાં Divide વેચી લેવાના છે. ૧ **નારકીના ચૌદ** ભેદ. ૨ **તિર્યંચના ૪૮** ભેદ. ૩ **મનુષ્યના ૩૦૩** ભેદ ૪ **દેવના ૧૯૮** ભેદ કુલ મળીને ૫૬૩ થયા.

૧ નારકી નરક લોક (અધો લોક)માં વસે છે. જેને પાતાળ કહેવાય છે. તે સાત પાતાળ છે. જેમાં અસંખ્યાતા નારકી છે તેઓ અસહ્ય દુઃખ વેદના ભોગવી રહ્યા છે. ૨ તિર્યંચ ત્રિચ્છાલોકમાં વસે છે. તે સંખ્યાતા, અસંખ્યાતા અને અનંત સંખ્યામાં છે. (જેને એકે. બેઈ તેઈ. ચૌ. તિર્યંચ પંચેન્દ્રિય તરીકે ઓળખવામાં આવે છે.) ૩ મનુષ્ય તે ત્રિચ્છાલોકના માત્ર અઢી દ્વીપમાં જ (મનુષ્ય લોક)–મૃત્યુ લોકમાં વસે છે. તે ગણતરીમાં સંખ્યાતા છે. ૪ દેવ–તેના ચાર પ્રકાર છે. ૧ ભવનપતિ ૨ વાણવ્યંતર ૩ જ્યોતિષિ ૪ વૈમાનિક આ ચારે દેવોની ગણતરી અસંખ્યાતમાં છે. આ દેવોનો વાસ ત્રણે લોકમાં છે.

**ભવનપતિ દેવોના ૨૫ ભેદ છે.** ૧૦ અસુરકુમાર–તેઓ પૃથ્વીની નીચે પહેલી નરકની ૧,૭૮ હજાર જોજનની પોલાર છે. તેમાં બાર અંતરો છે. તેના નીચેના દશ અંતરોમાં આ દશ પ્રકારના દેવો ભવનોમાં રહે છે. ૧૫ પરમાધામી–તેઓ પણ પૃથ્વી નીચે પાથડાઓમાં રહે છે. તેઓ ત્રણ નરક સુધીના નારકી જીવોને અનેક પ્રકારનો ત્રાસ આપી દુઃખી કરે છે. તે ત્રાસ આપવો તેમની Duty ફરજ છે.

**વાણવ્યંતર દેવોના ૨૬ ભેદ છે.** ૧૬ જાતિના વ્યંતર તેના નામ જાણવા જેવા છે. જરૂર યાદ રાખજો. ૧ પિશાચ ૨ ભૂત ૩ યક્ષ ૪ રાક્ષસ ૫ કિન્નર ૬ કિંપુરુષ ૭ મહોરગ ૮ ગંધર્વ ૯ આણુપન્ની ૧૦ પાણુપન્ની ૧૧ ઈસીવાઈ ૧૨ ભૂઈવાઈ ૧૩ કંદીય ૧૪ મહાકંદીય ૧૫ કોહંડ ૧૬ પયંગદેવ. હવે ૧૦ જાતિના જાંભિકા દેવ છે. ૧ અન્ન ". ૨ પાણજાં. ૩ લયણજૃં. ૪ શયનજાં ૫ વસ્ત્ર ". ૬ ફૂલ ". ૭ ફલ ". ૮ ફૂલફળ ". ૯ વિદ્યુતજાં. ૧૦ અવિદ્યુત ".

**આ વાણવ્યંતર દેવો ક્યાં રહે છે.?** આપણી નીચેની પૃથ્વીનું દળ (જાડાઈ) એક હજાર જોજનનું છે. તેમાં સો જોજન ઉપર અને સો જોજન નીચે છોડીએ તો વચ્ચે ૮૦૦ની પોલાર છે. તે મધ્યે સોળ જાતિના વ્યંતર દેવોનાં નગર છે. તે નગર નાના ભરત ક્ષેત્ર જેવડાં છે, તેથી મોટાં, મહાવિદેહ જેવડાં છે. તેથી મોટાં જંબુદ્વીપ જેવડાં છે. તેમાં તેઓ વસે છે. દશ પ્રકારના જૃંભિકા દેવો તે પૃથ્વીનું જે સો જોજનનું દળ ઉપરનું છે. તેમાં દશ જોજન નીચે અને દશ જોજન ઉપર એમ છોડીને વચ્ચેના ૮૦ જોજનની પોલારમાં તેઓ રહે છે. આ જૃંભિકા દેવો સંધ્યા સમયે, મધ્ય રાત્રિએ, સવારે, બપોરેના સમયે અસ્તુ અસ્તુ કરતા ફરે છે. (જે હસતું હોય તે હસતું રહેજો, રોતું હોય તે રોતું રહેજો એમ કહેતાં કહેતાં ફરે છે) જેથી તે સમયે જેમ તેમ ન બોલવું. તમારા વડીલો એમ કહેતા કે સંધ્યા વગેરેના Time ટાઈમે જ્યાં ત્યાં ન જવું (નેવા નીચે ન બેસવું, લાંબા થઈને ન સુવું વગેરે) કારણ કે આ દેવો પહાડ, પર્વત, ઝાડ ઉપર તેમજ તેની નીચે તેના મનને ગમે તેવી જગ્યાએ આવે છે, તેમજ ત્યાં વસે પણ છે.

આ વ્યંતર દેવો અને વ્યંતરી દેવીઓની આવી રીતે આ પૃથ્વી ઉપર આવે છે. કોઇ ખાલી જગ્યા, સ્મશાન, ખાલી મકાન (ભૂતિયો મહેલ) ખંડેર, નિર્જન જગ્યા, ખીજડા, બાવળ કે પીપળા વગેરેના ઝાડોમાં કોઈ વસે છે. તેઓ તે બાજુ ફરે છે. કદાચ કોઈ જગ્યામાં તેનો વાસ હોય અને કોઈ વ્યક્તિએ તે જગ્યાને ગંદી કરી કે ત્યાં ઉપયોગ કર્યો હોય ત્યારે જો તે વ્યંતર દેવ નારાજ થાય કે તેનો કોપ થાય તો તે નુકશાન પણ કરે છે.

આજે વિશ્વની અંદર દેવ-દેવીઓની વિવિધ રીતે શ્રધ્ધા અને માન્યતાઓ ચાલી રહી છે. તેની પૂજા-શ્લાઘા-માનતા વગેરે ચાલે છે નવરાત્રિમાં લોકો દેવીઓની પૂજા કરે છે. ઘણાં કહે છે કે કોઇના શરીરમાં તે દેવીઓ પ્રગટ થાય છે. તે વિવિધ વાતો કરે છે. લોકોને તેનાથી આશ્ચર્ય થાય છે. ઘણી જગ્યાએ કોઈ ભાઈ-બેનોને વળગાડ જોવા મળે છે. તે વ્યક્તિઓ અનેક રીતે દુઃખી થાય છે. આવો સમય હમણાં સંભળાયા કરે છે. સંસારી લોકોને ત્યાં વહુ-દીકરાઓને વળગાડ હોય તેવું જાણવામાં હતું, હવે તો ત્યાગીઓના ઘરમાં પણ આવા પ્રસંગો બને છે.

આ બધા મિથ્યાત્વી દેવોના પરાક્રમ હોય છે. તે દેવો વ્યંતર જાતિના હોય છે. લોકો આ વળગાડને દૂર કરવા ઘણા પ્રયાસો કરે છે. પરંતુ અશાતા વેદનીય કર્મના ઉદયે શાંતિ ભોગવવા જેટલી સમર્થતા હોવી જોઈએ. ગમે તેવા યોગે પોતાના દેવ-ગુરૂ-ધર્મ પ્રતિની શ્રધ્ધા છોડવી ન જોઈએ.

જ્યોતિષિ દેવોના પાંચ પ્રકાર છે-૧ સૂર્ય ૨ ચંદ્ર ૩ ગ્રહ ૪ નક્ષત્ર ૫

તારા, આ પાંચેના દેવો અને દેવીઓ હોય છે. જે આપણે જોઈએ છીએ તે તો તેના વિમાન છે. તે વિમાનોમાં આ દેવો નિવાસ કરે છે.

આજના વિજ્ઞાનની સાથે આપણાં જ્યોતિષિ દેવોના વિમાનોની કડીઓ મળતી નથી. જેથી ભગવાને કહેલા આ અદ્ભૂત વર્ણનનો અવિશ્વાસ ન કરવો જોઈએ. વિજ્ઞાન તો ફરતું જાય છે. તેની માન્યતાઓ પણ બદલતી જાય છે.

**વૈમાનિક દેવોના ૩૮ પ્રકાર છે.** જે વિમાનમાં રહે છે તે દેવોને વૈમાનિક કહેવાય છે. બાર દેવલોક, નવ લોકાંતિક, ત્રણ કિલ્વિષી દેવો, નવ ગ્રૈવેયક દેવો, પાંચ અનુત્તર વિમાનના દેવો છે. આ દેવો ઉર્ધ્વલોક (સ્વર્ગલોક) માં વસે છે. ચારે જાતિના દેવોને દેવીઓ પણ હોય છે. ત્યાંનું વર્ણન ઘણી વખત કહેવાઈ ગયું છે.

આપણે ત્યાં જ્ઞાતાધર્મકથાંગ સૂત્ર ચાલે છે. ભગવાન મલ્લીનાથના વર્ણનમાં અરહન્નક શ્રમણોપાસકની વાત ચાલી રહી છે. અરહન્નક વગેરે વેપારીઓ ચંપાનગરીથી બે જહાજો સામાનના ભરી ગંગા નદીના મહા પ્રવાહમાં રવાના થયા છે. હવે આગળમાં શાસ્ત્રકાર શું કહે છે, તે સાંભળો!

**तएणं सा नावा विमुक्क बंधणा....गंगासलिलतिक्खसोयवेगेहिं संखुब्भमाणी.. उम्मीतरंगमालासहस्साइं...ओगाढा, तएणं तेसिं...लवण समुद्दं अणेगाइं पाउब्भूयाइं।**

ચંપા નગરીથી રવાના થયેલું તે વહાણ બંધન મુક્ત થયા પછી પવનના આઘાતોથી પ્રેરિત થઈને ગંગાના તીવ્ર પ્રવાહથી ક્ષુભિત થતું, પવન ભરાઈને તેને ગતિ મળે એવા પોતાના સ્વચ્છ સઢની, પાંખો પ્રસારેલી અને આકાશમાં ઉડતી ગરૂડ યુવાતની જેમ લાગતું હતું. વહાણની ગતિને અનુકૂળ પવન હોઈ તેઓ આગળ વધી રહ્યા છે.

તે જહાજ ખૂબજ તીવ્ર વેગે નાના મોટા સેંકડો મોજાઓને વટાવીને કેટલાક દિવસો બાદ લવણ સમુદ્રમાં ઘણા યોજનો સુધી પહોંચી ગયું. અરહન્નક પ્રમુખ તે વેપારીઓની સામે અનેક આફતો ઝઝુમવા લાગી.

**अकाले गज्जिए अकाले विज्जुए अकाले थणियसद्दे, अभिक्खणं २ आगासे देवयाओ नच्चंति, एगंच णं महं पिसायरूवं पासंति। तालजंधं दिवंगयाहिं मसि मूसगमहिसकालगं। भरिय...खज्जोय...पणच्चमाणं...पासंति।**

અકાલે મેઘગર્જનાઓ થવા માંડી, વિજળીઓ ઝબૂકવા લાગી, મેઘનો ગંભીર ધ્વનિ થવા લાગ્યો, આકાશમાં વારંવાર દેવતાઓ નાચતા જોવામાં આવવા લાગ્યા,

## તાલપિશાચનું રૌદ્ર સ્વરૂપ

એક વિશાળ શરીરવાળા પિશાચનું રૂપ પણ દેખાયું. તે પિશાચના બંને સાથળો તાલવૃક્ષની જેમ લાંબા હતા. બંને હાથ જાણે આકાશને સ્પર્શતા હોય તેવા લાગતા હતાં. તેનો રંગ-રૂપ મેશ, ઉંદર અને પાડાના જેવો કાળો હતો. પાણીથી ભરેલી સાન્દ્ર મેઘ ઘટાઓની જેમ તેનું શરીર ઘણું કાળું હતું હોઠ ઘણા લાંબા અને નીચે લબડતા હતા. આગળના દાંત બહાર નીકળી ગયેલા હતા. તેની જીભના આગળના બંને ટેરવાં એકી સાથે મુખમાંથી બહાર નીકળી રહ્યાં હતાં. તેના બંને ગાલ મોઢામાં બેસી ગયેલા હતા.

તેનું નાક નાનું અને ચપટું હતું. તેની બંને ભમ્મરો વિકૃત ખડબચડી અને ભગ્ન અને વક્ર-ત્રાંસી હતી. તેની આંખની રતાશ આગિયા જેવી ચળકતી હતી તેનું વક્ષસ્થળ ભયંકર હતું. પેટ વિશાળ અને લાંબુ, તેનું શરીર પ્રહસિત, પ્રચલિત અને શ્લથી ભૂત એટલે કે લબડી ગયેલું હતું ત્યારે તે નાચી રહ્યો હતો. પોતાની બંને ભૂજાઓને તે અફળાવી રહ્યો હતો. તેને જોઈને એમ જ લાગતું હતું. કે તે જાણે ગર્જના કરતો. સામે આવી રહ્યો હોય, તે વારંવાર અટ્ટહાસ (ખડખડાટ કરીને હસવું) કરતો હતો. નીલકમળ, ગવલ, કપડાંનાં ગુલિકા, અળસીના પુષ્પની જેમ તેનું શરીર ઘણું કાળું હતું. તેના હાથમાં છરાનીધાર જેવી તીક્ષ્ણ ધારવાળી તલવાર હતી અરહન્નક પ્રમુખ સાંયત્રિકોને એમ થયું કે તે પિશાચ હાથમાં તલવાર લઈને તેમની તરફ જ ધસી આવી રહ્યો છે.

**तएणं अरहन्नगवज्जा संजताणावावाणियगामहं तालपिसायं पासंति भरिय मेहवन्नं, सुप्पणहं...विकासिय..अवयच्छिय..आऊसिय अक्ख..उध्धमुह... पलिबकन्नं, पिंगल कन्नपूरं मलसिरं मलिणपोच्चडतणुं..जुयलं..पासइ। तंतालंपिसायरूवं एज्जमाणं पासंतिओवाइयमाणा २ चिट्ठंति।**

પિશાચને જોઈને અરહન્નક શ્રાવક સિવાયના બાકીના બીજા બધા સાંયત્રિકોની શું સ્થિતિ થઈ અને તે વિકરાળ પિશાચનું રૌદ્રસ્વરૂપ જોઈને તેઓએ શું શું કર્યું, તેનું વર્ણન કરતાં પહેલાં તે પિશાચના સ્વરૂપનું વિશેષ રૂપથી વર્ણન કરવામાં આવે છે.

## તાલપિશાચની રૌદ્રતાનું સવિશેષ વર્ણન

અરહન્નક સિવાય બાકીના બીજા બધા સાંયાત્રિક પોતવણિકજનોએ એક મોટા તાલવૃક્ષ જેવો અને તાલવૃક્ષ જેવા મોટા સાથળોવાળો પિશાચ જોયો. તેના બંને હાથ આકાશને સ્પર્શતા હતા. છૂટા પડેલા તેના માથાના વાળ આમતેમ વિખરાઈ ગયા હતા. તેનો રંગ ભમરાઓના ટોળા, અડદનો ઢગલો અને પાડાના શિંગડાં જેવો કાળો હતો. પાણીથી ભરેલી મેઘની ઘટાઓની જેમ ખૂબ જ કાળો હતો.

તેના નખો સૂપડા જેવા હતા, તેની જીભ અગ્નિમાં લાલચોળ થઈ ગયેલી હળની કોસ જેવી હતી, તેના હોઠ લાંબા હતા, તેનું મુખ સફેદ ગોળ મટોળ અણિયાળી, મજબૂત મોટી તેમજ કુટિલ ત્રાંસી દાઢો વાળું હતું. તેની જીભના બંને આગળનાં ટેરવાં મ્યાનમાંથી બહાર કાઢેલી તલવારની જેમ તીક્ષ્ણ હતાં; પાતળાં હતાં, ચંચળ હતાં, અને વિષયના રસોને ગ્રહણ કરવા માટે અત્યંત લોલુપ તેમજ આતુર હોવા બદલ તેમાંથી સતત લાળ ટપકયા જ કરતી હતી. તેઓ રસાસ્વાદમાં અનુરક્ત હતા. ચંચળ હોવાને લીધે તેઓ ધ્રુજી રહ્યા હતા અને મુખમાંથી બહાર નીકળી રહ્યા હતાં કારણ કે તેની જીભ ખૂબ લાંબી હતી. મુખ પહોળું કરતી વખતે તેનું તાળવું દેખાતું હતું. તે બીભત્સ હતું. લાળથી ભીનું થઈ ગયું હતું અને લાલચોળ હતું. તેનું મુખ અંજનગિરિ (કાળો પર્વત) ના હિંગળોથી ભરેલી કંદરાના દર જેવું હતું. તે બહુ વિશાળ અને અતિશય કાળા રંગનું હતું. તેની જીભ અને તાળવું બંને ખૂબ જ લાલ હતાં. તેથી તેઓ હિંગળોક જેવા લાલ હતાં. તેના બંને ગાલ કોસની જેમ કરચલીચોવાળા અને અંદર બેસી ગયેલા હતા. તેનું નાક ચપટું અને નાનું હતું. ત્રાંસા નાકના છિદ્રોથી શ્વાસોચ્છવાસ નીકળતો હતો. જાણે ક્રોધમાં ભરાઈને સામે ધસી આવતો હોય તેમ લાગતો હતો. તેના શ્વાસમાંથી તીવ્ર, કર્કશ–કઠોર અને દુઃસહ એવો 'ધમ' 'ધમ' શબ્દ થતો હતો. તેના મુખનાં કદરૂપા અવયવોથી તે દુર્દર્શ અને મહાભયંકર લાગતો હતો.

તેની બંને તરફની કાનપટી ઉંચે ઉપસેલી હતી. બંને કાન પરના રૂવાંટાં મહાવિકરાળ હતા. આંખના ખૂણાઓ સુધી તેના બંને કાન ફેલાયેલા હતા. એટલા માટે જ તે લાંબા અને ચંચળ હતાં. તેની બંને આંખો બિલાડાની જેમ પીળી અને ચમકતી હતી. ભમ્મરરૂપ વીજળીથી તેનુ કપાળ યુક્ત હતું. પિશાચપણાના પ્રમાણરૂપે તેણે નરમુંડની માળા પહેરેલી હતી. તેણે ઘણા રંગના સાપો તેના શરીર ઉપર ધારણ કરેલા હતા. ખભા ઉપર આમતેમ હિલચાલ કરતા કે સરકતા તેમજ ફૂત્કાર કરતા સર્પો, વીંછીઓ, ઘો, ઉંદરો, નોળિયાઓ અને સરટોની અનેક રંગોવાળી માળા તેણે પહેરેલી હતી. કુંડળોના સ્થાને તેણે ફણાઓથી ભયંકર તેમજ ફુત્કાર કરતા બે કાળા સર્પો પહેરેલા હતા. પોતાના બંને ખભા ઉપર તેણે બિલાડા અને શિયાળને બેસાડેલા હતા. મોટા સાદે 'ઘૂ' 'ઘૂ' કરનાર ઘૂવડોને તેણે પોતાના માથાના આભૂષણ એટલે મુકુટ બનાવ્યા હતા.

ઘંટના ભીમ ધ્વનિથી તે ભયંકર લાગતો હતો. કાતર જનોને હૃદયોના ભયથી વિદીર્ણ કરનાર હોવાથી તે 'વિદારક' હતો. વારંવાર તે મહા ભયંકર ઉગ્ર અટ્ટહાસ કરતો હતો. તેનું શરીર વસા–ચરબી, લોહી, પીપ–પરુ, માંસ અને મળથી ખરડાયેલું

હતું અને જોરથી દબાવવાથી (ફસકી જવાથી) તેમાં 'પચ' પચ શબ્દ થતો હતો. તેને જોવાની સાથે જ લોકો ધ્રુજવા લાગ્યા હતા. તેનું વક્ષસ્થળ ખૂબ જ પહોળું હતું. અનેક જાતના રંગોના પહેલા વાઘના ચામડાના વસ્ત્રમાં વાઘના આખા નખો, રૂંવાંટા, મુખ, આંખ અને કાન સ્પષ્ટ રીતે દેખાઈ રહ્યાં હતાં. ઉંચા કરેલા બંને હાથમાં તેણે લોહીથી ખરડાયેલું લાંબુ હાથીનું ચામડું પહેરેલું હતું.

તાલ પિશાચને તે લોકોએ પોતાની ભયંકર, અત્યંત કર્કશ, સ્નેહરહિત, અનિષ્ટ ઉપતાપ જનક અમંગળરૂપ, અપ્રિય, અમનોજ્ઞ અને એકાન્ત (બીભત્સ) વાણીથી બીજાઓને ત્રાસ આપતો જોયો.

આવો તાલ પિશાચ પોતાની તરફ જ આવતો હોય તેવી રીતે જોયો. તેઓ બધા તેને જોઈને ભયત્રસ્ત થઈ ગયા, બી ગયા, ઉદ્વિગ્ન થઈ ગયા, તેમના આત્માના પ્રતિ પ્રદેશમાં ભયનું સંચરણ થઈ ગયું. તેઓ ભયભીત થઈને એક બીજાને ચોંટી પડયા. તેઓમાંથી ઘણા ઇન્દ્રોની, સ્કંદની, કાર્તિકેયની, રૂદ્રની, શિવની, વૈશ્રમણની, નાગની, ભૂતની, યક્ષની, પ્રશાંત સ્વભાવવાળી દેવીઓની તેમજ ચંડિકારૂપ દેવીઓની સેંકડો પ્રકારની વારંવાર માનતા માનવા લાગ્યા.

તમોએ આ પિશાચનું ભયંકર સ્વરૂપ સાંભળ્યું, સાંભળતાં જ ડર લાગી જાય તેમ છે. જો તે રૂપ અહીં પ્રગટ થાય તો તમારા સૌના કેવા હાલ થાય? લોકો આવા ભયંકર સ્વરૂપને જોઈ, તેના દુઃખમાંથી બચવા માટે અનેક દેવ-દેવતાઓને યાદ કરે કે માનતા માને તે સ્વાભાવિક છે.

પ્રવચનના પ્રારંભમાં જીવ-વિજ્ઞાનનું વર્ણન કરી દેવોના પ્રકાર અને વ્યંતર દેવોની ચંચળતા સાથે તેના કુતુહળની ઘણી વાતો કહેવામાં આવી છે. સોળ પ્રકારના વ્યંતર દેવોમાં પહેલું જ નામ "પિશાચ" બતાવવામાં આવેલ છે. વ્યંતર દેવ આવી ભયંકર લીલા કરીને લોકોને દુઃખી કરી શકે છે.

અરહન્નક શ્રાવક વગેરે વહાણમાં મુસાફરી કરતાં આગળ વધે છે અને લવણ સમુદ્રમાં પહોંચતા આ પિશાચની ભયંકર રૌદ્રતા જોવા મળેલી છે. કોઈપણ ભોગે માણુસ પોતાના પ્રાણ બચાવવાનો પ્રયત્ન કરે છે. અંદર બેઠા બધાતો ભયંકર મુશ્કલીમાં આવી ગયા છે. પરંતુ હવે અરહન્નક શ્રાવકનું શું થાય છે તે જાણવું જોઈએ. શાસ્ત્રકારે આવા ધર્મપ્રિય શ્રાવકની સ્થિતિ કેવી બતાવેલી છે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.

*

## ૭૨

# ધર્મની કસોટીએ સમતા દર્શન

( આસો સુદ ૧ તા. ૨૪–૯–૭૬ શુક્રવાર )

ભગવાન મહાવીરની અમૃત વાણી સ્વરૂપ શાસ્ત્રો આપણાં સૌના માટે સમતા અને સહિષ્ણુતાના માર્ગદર્શન રૂપ છે. જગતના સર્વે જીવોને પોતાના સ્વતંત્ર ઉદય કાળ હોય છે. કોઈને સુખનો તો કોઈને દુઃખનો ઉદયકાળ હોય છે. કોઈને શુભનો કે અશુભનો તો કોઇને સાતાનો કે અસાતા વેદનીયનો ઉદય કાળ હોય છે.

સુખ દુઃખ આવવા એ કર્મ પર આધારિત છે. ઉદય કાળને રોકવો તે સામાન્ય વાત નથી પરંતુ ઉદયમાં સમતા રાખવી અને નવા કર્મ ન બાંધવાં તે આપણા હાથની વાત છે.

ભગવાન મહાવીરે ફરમાવેલ છે કે હે દેવાનુપ્રિયા! તારા જે કંઈ સારા-નરસાં કર્મો છે. તે કોઈના શોધેલા અને દીધેલા આવતા નથી. તારા જ ઉપાર્જન કરેલા કર્મો તારા જ છે. અને એ તારે જ ભોગવવાના હોય છે.

માણસ જ્યારે બહુ દુઃખી થઇ જાય છે. ત્યારે દીનવાણીએ કહે છે. હે પ્રભુ! મેં શું ગુન્હો કર્યો હતો કે તે મારા પર આટલા દુઃખોનો ઢગલો કરી દીધો છે?

દુઃખ કોણ મોકલે છે? ભગવાન કે ભાગ્ય?

ઈશ્વર કોઈના સુખ–દુઃખનો કર્તા નથી. પોતાના જ કર્મો પોતાના માટે જ કારણ છે.

**कडाण कम्माण न मोक्ख अत्थि।** કરેલા કર્મોની મુક્તિ નથી. આપણા આત્માએ જ કર્મોનો સ્ટોક ખાલી કરવાનો રહે છે. કર્મની લીલા તેનું સર્જન, આ ચેતન સ્વરૂપી આત્માનું જ છે.

આપણા કર્મોદયે આપણી સામે કોઈને કોઈ નિમિત્ત જ્યારે આવે છે ત્યારે આપણી ખરેખર કસોટી થાય છે, કસોટીની વેળાએ કર્મબંધની યોગ્યતા રહે છે પરંતુ સમતાનું સાધન આત્માને કર્મબંધનથી દૂર રાખે છે.

સમતાની સાધના એ સાધક જીવનની સૌરભ છે. અરહન્નક શ્રમણોપાસક વગેરે સાંયત્રિકો વહાણને લઈ લવણ સમુદ્રમાં આગળ જઈ રહ્યા છે. તેમની સામે એક ભયંકર કસોટી આવેલી છે. તાલ પિશાચની ભયંકર રૌદ્રતાને કારણે સૌ ભયભીત

થયેલા છે. પોતાની જાતને બચાવવા દેવ-દેવીઓની પ્રાર્થના, માનતાઓ કરી રહ્યા છે. આવી ભયાનક સ્થિતિમાં અરહન્નક શ્રાવક વિષે શાસ્ત્રકાર ફરમાવે છે.

तएणं समणोवासए अरहन्नए तं दिव्वं पिसाय रूवं पासित्ता एज्जमाणं पासइ त्ता, अभीए, अतत्थे, अचलिए, असंभंते, अणाउले, अणुव्विग्गे, अभिन्नमुहरागणयणवन्ने उ.दीणविमणमाणसे पोरवहणरस एगदेसंसि वत्थंतेणं भूमिं पमज्जइ त्ता ठाणं ठाइ, त्ता, करयलओ एवंवयासी

## શ્રાવક અરહન્નકની સમતા અને સમાધિસાધના !

"જ્યારે સાંયત્રિકોની આવી હાલત થઈ ત્યારે શ્રમણોપાસક અરહન્નકે તે દિવ્ય અપૂર્વદૃષ્ટ-અદ્ભુત-પિશાચના રૂપને પોતાના વહાણ તરફ આવતું જોયું. તે જોઈને તે ભય પામ્યો નહિ, ત્રસ્ત થયો નહિ, ધૈર્યથી વિચલિત થયો નહિ, ગભરાયો નહિ, વ્યાકુળ થયો નહિ, ઉદ્વિગ્ન થયો નહિ. તેના મુખનો રંગ અને આંખોના વર્ણમાં જરાએ વિકૃત થયો નહિ. તેનું મન દીન બન્યું નહિ તેમજ વિકૃત થયું નહિ.

## અરહન્નક શ્રાવકની સાગારી સંલેખના !

ધર્મનો જ્ઞાતા વ્યક્તિ આવી કસોટીના સમયે હિંમત રાખી પોતાના આત્માનું જેમાં શ્રેય હોય છે, તેને સાધવા પ્રયત્ન કરે છે. આવેલા પિશાચના ઉપસર્ગ સામે તેણે આત્મ સમાધિની તૈયારી કરી.

અરહન્નક તે વહાણના એક તરફની ભૂમિને વસ્ત્રના છેડાથી પ્રમાર્જિત કરવા લાગ્યો. સ્થાનને શુધ્ધ કરી જીવ રહિત જગ્યાએ તે બેસી ગયો. તેણે બંને હાથની અંજલિ બનાવી, તેને મસ્તક ઉપર મૂકીને ફેરવતાં તે આ પ્રમાણે કહેવા લાગ્યો.

"णमोत्थुणं अरहंताणं जाव संपत्ताणं" સિધ્ધગતિને પામેલા અહંત પ્રભુઓને મારા નમસ્કાર છે. जइणं अहं पत्तो उवसग्गाओ मंचामि तो कप्पइ पारितए। જો હું આ પિશાચના ઉપસર્ગોથી બચી જઈશ તો જ આહાર વગેરે ગ્રહણ કરીશ. अहं णं पत्तो उवसग्गाओ ण मुंचामि तो मे तहा पच्चक्खापयव्वे । આ ઉપસર્ગથી મારી રક્ષા નહિ થાય તો તાવત્પર્યંત ચાર જાતના આહારનો હું ત્યાગ કરૂં છું. तिकट्टु આમ વિચારીને सागारं भत्तं पच्चक्खाइ તેણે સાગાર ચતુર્વિધ આહારનું પ્રત્યાખ્યાન કર્યું, એટલે તેણે સાગારી સંથારો કર્યો.

આવા સાગારી અણસણથી પંડિત મરણનો લાભ થાય છે. કોઈ નિમિત્તે મૃત્યુ આવે ત્યારે આહાર-ઉપકરણ અને દેહની મમતા છૂટી જાય તો સમાધિમરણ થાય છે. શ્રાવકે પ્રતિદિન પ્રાતઃકાળે ત્રણ મનોરથની ચિંતવના કરવી જોઈએ.

૧. હું આરંભ સમારંભથી મુક્ત ક્યારે બનીશ ?

૨. હું આ સંસારનો ત્યાગ કરી અણગાર–મુનિ ક્યારે બનીશ?

૩. હું ક્યારે પંડિત મરણને પ્રાપ્ત કરીશ?

અરહન્નક શ્રાવક ઉપસર્ગના સમયે આવા અણુસણ વ્રતને ધારણ કરીને આત્મ સમાધિમાં બેસી ગયા. તમો પણ શ્રાવક છો ને? તમારા મનોરથ શું છે?

૧. હું ક્યારે કરોડપતિ બનીશ?

૨. હું ક્યારે કફ પેરેડ રહેવા જઈશ?

૩. હું ક્યારે ઇન્દિરા ને મારા બનાવી લઈશ?

જુઓ! જેમની પાસે દેવ–ગુરૂ–ધર્મની શ્રધ્ધા છે. જે તેના લોકોત્તમ શરણનો સ્વીકાર કરીને બેસે છે, તેને ધર્મ સહાયતા કરે છે. તમો ધર્મની શ્રધ્ધાને મજબૂત બનાવો.

तएणं से तालपिसायरुवे जेणेव अरहन्नए समणोवासए तणेव उवागच्छइ त्ता, अरहन्नगं एवं वयासी "हं भो! अरहन्नगा! अपत्थिय पत्थिया जाव परिवज्जिया" णो खलुकप्पइ, तव......परिच्चइत्तएवा

**અરહન્નક શ્રાવકની તાલ પિશાચથી કસોટી!**

તે પિશાચરૂપધારી દેવ જ્યાં શ્રમણોપાસક બેઠા હતાં ત્યાં આવ્યો. તેણે કહ્યું. "હે અરહન્નક! હે અપ્રાર્થિત પ્રાર્થિત! મૃત્યુને ભેટવાની ઈચ્છા રાખનાર! હે દૂરંત પ્રાંત લક્ષણ! હે દીન પુણ્ય ચાતુર્દશિક! હે શ્રી હ્રી ધી કીર્તિ પરિવર્જિત! હે કુલકલંકિત! તમારા વડે આચરિત શીલોને, વ્રતોને, ગુણવ્રતોને, મિથ્યાત્વની વિનિવૃત્તિને, પર્વના દિવસોમાં હરિતકાય વગેરેના પરિત્યાગને, ચૌદશ, આઠમ, અમાસ, પૂનમ વગેરે પર્વના દિવસોમાં અનુષ્ઠેય વ્રતવિશેષરૂપ પૌષધને, અન્યથા કરણયોગ રૂપથી પરિવર્તિત કરવાની, તમે આ વ્રતો આ રીતે આચરો કે આનો પરિત્યાગ કરો, આ પ્રમાણે તેમને ક્ષુભિત કરવાની, તેમને એકદેશ અથવા સર્વદેશથી ખંડિત કરવાની ત્યાગ અથવા સમ્યકત્વના પરિત્યાગથી તેમને પરિત્યકત કરાવડાવવાની મારામાં તાકાત નથી.

जइणं तुमं सीलव्वय जाव ण परिच्चयसि तो ते अहं पोयवहणंदोहिं अंगुलियाहिं गेण्हामि........चेव एवं वयासी

તમે પોતાની મેળે જ આ શીલવ્રત વગેરેનો ત્યાગ કરો. જો તમે આ પ્રમાણે કરશો નહિ તો હું તમારા વહાણને બે આંગળીઓથી પકડી પાડીશ અને સાત આઠ તાલ પ્રમાણ તેને ઉપર આકાશમાં લઇ જઈશ. ત્યાંથી પાણીમાં ડૂબાડી દઇશ.

જેથી તમે આર્ત્ત અને દુર્ઘટ-રૌદ્ર-ધ્યાનથી પીડિત થતા અસમાધિને મેળવશો અને મૃત્યુકાળના પહેલાં જ જીવન વગરના થઈ જશો. આ રીતે પિશાચ રૂપવાળા દેવની વાત સાંભળીને શ્રમણોપાસક અરહન્નકે દેવને પોતાના મનમાં જ આ પ્રમાણે કહ્યું.

अह णं देवाणुपिया! अरहन्नए णामं.......अहं सक्के केणइ देवेण........जा सध्धा तं करेहि.......विहरइ।

**અરહન્નક શ્રાવક પિશાચને પોતાનો પરિચય કરાવે છે.**

હે દેવાનુપ્રિય દેવ! હું અરહન્નક નામે શ્રમણોપાસક શ્રાવક છું. જીવ અને અજીવ વગેરેના તત્ત્વોના સ્વરૂપને જાણનાર છું. કોઈપણ દેવમાં તાકાત નથી કે જે મને પોતાના નિર્ગ્રન્થ-પ્રવચનથી વિચલિત કરી શકે, તેમાં અન્યથા ભાવ રૂપથી પરિણમાવી શકે, ક્ષુભિત કરી શકે. સંશય ઉત્પન્ન કરીને મને તેમાં શંકાશીલ બનાવી શકે કે વિપરિણામી બનાવી શકે, વિપરીત અધ્યવસાયના ઉત્પાદનથી નિર્ગ્રન્થ પ્રવચન પ્રત્યે મને વિપરીત બુધ્ધિવાળો કરી શકે. મતલબ એ છે કે કોઈપણ દેવમાં આટલી તાકાત નથી. કે તે મને પોતાના શ્રાવક ધર્મથી ડગાવી શકે.

એથી દેવ! તમારી જેવી શ્રધ્ધા હોય તેમ કરો. મનમાં દેવને સંબોધીને અરહન્નક શ્રમણોપાસકે પોતાના મનમાં જ આમ કહ્યું. તે અભીત અત્રસ્ત, અચલિત, અસંભ્રાંત અનાકૂળ, અનુદ્વિગ્ન, ચિત્તથી શાંત થઈને બેસી રહ્યો. તે નિર્ભય હતો તેથી તેના મુખ અને આંખોની કાંતિમાં જરાયે પરિવર્તન થયું નહિ. ભય તેમજ સંશય રહિત હોવાથી તેનું ચિત્ત વિષાદ અને વૈમનસ્ય રહિત હતું. એથી જ તે પોતાના ધર્મ પ્રત્યે દૃઢભાવ રાખતો તે જરાએ વિચલિત થયો નહિ પણ ચુપચાપ મૌન ધારણ કરીને ફક્ત ધર્મ ધ્યાનને જ આ સ્થિતિમાં શરણ માનીને તેમાં તે તલ્લીન થઈ ગયો.

તમોએ આ વાત સાંભળીને? મરવાનો સમય આવે ત્યારે માણસ કેવો ભયભીત બની જાય છે? પરંતુ આ અરહન્નક સામાન્ય માણસ ન હતો. તે તો ધર્મી હતો. તે તો શ્રમણોપાસક હતો! તમોને કોઈ આવો ભય બતાવે તો તમો વ્રત નિયમ કયાં સુધી પાળો? ધર્મને કયાં સુધી જાળવો?

**"ધર્મીને કસોટી આવે કર્મીને ન આવે"** લોકોમાં આવી એક ધારણા છે. પરંતુ કર્મને ધર્મ અને અધર્મની સાથે શું સંબંધ છે, તેવું કહેનારા પણ ઘણાં છે. કરેલા કર્મો જ ઉદયમાં આવે છે. પછી તે ઉદય ધર્મી કે અધર્મીને જોતો નથી. ગત જન્મોનાં કરેલાં કર્મોનો Stock સ્ટોક આપણી અંદર જ છે. તે કર્મોનો ઉદય આવે, ધર્મીને માટે આ કર્મોદય પ્રશ્ન બની જાય છે.

### કસોટી એ જ ધર્મીજીવની પરીક્ષા

જેને જેને કસોટીમાંથી પસાર થવું પડયું છે. તે જીવની કિંમત તેની સમતા સમાધિ વડે વધી જાય છે. કહ્યું છે કે...

तप्तं तप्तं पुनरपि पुनश्च कंचनं कांतवर्णम् ।
छिन्नं छिन्नं पुनरपि पुनश्च स्वादु चैवेक्षु दंडम् ।
घृष्टं घृष्टं पुनरपि पुनश्च चंदनं चारु गंधम् ।
न प्राणान्ते प्रकृति विंकृतिं जायते ह्रुत्तमानाम् ॥

સોનાને જેમ જેમ અગ્નિમાં તપાવવામાં આવે છે, તેમ તેમ શુદ્ધ થતું જાય છે. શેરડીને જેમ જેમ વધારે ચૂસવામાં આવે તેમ તેમ તે વધારે સ્વાદિષ્ટ લાગે છે. ચંદન કાષ્ઠ જેમ જેમ ઘસવામાં આવે તેમ તેમ તે વધારે સુગંધી દેખાય છે. ઉત્તમ પુરુષોનો સ્વભાવ પ્રાણાન્તે પણ વિકૃતિને પ્રાપ્ત થતો નથી.

### કસોટી એ જીવનની પરખ છે.

અનેક ઝંઝાવાતોની અંદર સમાધિ જાળવી રાખવી તેનું નામ ધર્મ. તે પિશાચરૂપધારી દેવે શ્રમણોપાસક અરહન્નકને બીજીવાર, એમ ત્રીજીવાર સમજાવવાનો પ્રયત્ન કર્યો. હે અરહન્નક! અપ્રાર્થિત પ્રાર્થિત તમારા શીલ વગેરે શ્રાવક ધર્મને બદલવાની કે તેમાં કોઈપણ જાતનો ફેરફાર કરવાની મારામાં તાકાત નથી, જો તમે પોતાની મેળે જ એમનો ત્યાગ કરો તો ઠીક! નહિ તો તમારા વહાણને હું પાણીમાં ડુબાડી દઈશ. તેથી તમો આર્ત્તરૌદ્ર ધ્યાનના વશવર્તી થઈને અસમાધિને પ્રાપ્ત કરશો, તેમજ મૃત્યુના સમય પહેલાં જ મૃત્યુને ભેટશો. આવી રીતે પહેલાં જેમ કહ્યું તેમ તેણે બીજી ત્રીજીવાર પણ કહ્યું. દેવના કહેવા છતાં પણ અરહન્નક પોતાની સમાધિમાં નિશ્ચલ અને દૃઢ રહ્યા.

હવે તાલપિશાચરૂપધારી દેવ અરહન્નકની શ્રદ્ધાને ડગાવવા–અસ્થિર કરવા શું કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.

## ૭૩

## પ્રિયધર્મીની ધર્મદૃઢતા!

(આસો સુદ ૨ તા. ૨૫–૯–૭૬ શનિવાર)

રાગ–દ્વેષના વિજેતા શાસનપતિ ભગવાન મહાવીરે જગતજીવોને ધર્મદેશના દ્વારા સ્થિર કર્યા છે. જ્ઞાતાધર્મકથાંગ સૂત્રની વાત ચાલે છે. અરહન્નક શ્રાવક પેલા

તાલપિશાચની ભયંકર લીલાની સામે નિશ્ચલ અને અડગ રહ્યા છે. તેણે પોતાનો ધર્મ છોડવાની અંશમાત્ર પણ તૈયારી ન બતાવતાં, ધર્મની પ્રિયતા અને ધર્મની દૃઢતાને જ જાળવી રાખી છે.

## શ્રદ્ધાના બળ વગર ધર્મની સ્થિરતા ટકી શકતી નથી

આગમોમાં શ્રદ્ધાના નમુનેદાર પાત્રોનું દર્શન કરાવવામાં આવેલ છે. શ્રદ્ધા માણસનું મોટામાં મોટું બળ છે. તેના વિના માનવ વિકાસ સાધી શકતો નથી. વ્યક્તિ પાસે અનેક સામગ્રીઓ હોય છે, જેના વડે તે વિકાસ સાધવા મથે છે. જેમકે, સત્તા હોય, સંપત્તિ હોય, અધિકાર હોય, સામ્રાજ્ય હોય; પરંતુ જીવનમાં ખૂટતી, શ્રદ્ધા ન હોય તો, જીવનનો વિકાસ કેવી રીતે સંભવી શકે !

બધું મેળવવું સરલ છે પરંતુ શ્રદ્ધા મેળવવી સુલભ નથી.

माणुसं विग्गहं लध्धुं, सुइ धम्मस्स दुल्लहा ।
जं सोच्चा पडिवज्जन्ति, तवं खन्तिमहिंसयं ॥
आहच्च सवणं लध्धुं, सध्धा परम दुल्लहा ।
सोच्चा नेआउयं मग्गं, बहवे परिभस्सइ ॥

મનુષ્ય જન્મ પ્રાપ્ત કરીને ધર્મની શ્રુતિ દુર્લભ છે. ધર્મને સાંભળીને જીવ ક્ષમા અને અહિંસા ધર્મ અંગીકાર કરે છે. કદાચિત ધર્મનું શ્રવણ થાય તો તેના ઉપર શ્રદ્ધા થવી અત્યંત દુર્લભ છે. ન્યાય માર્ગને સાંભળીને પણ ઘણા મનુષ્યો ભ્રષ્ટ થઈ જાય છે. તત્ત્વોને જાણવા, સમજવા ઘણા તૈયાર થઈ જાય છે. પરંતુ તેની શ્રદ્ધા કરવી, શ્રદ્ધા જાળવવી અને શ્રદ્ધાનું બળ કેળવવું એ સામાન્ય વાત નથી.

પંચમ કાળના આ જીવે વ્યવહારમાં શ્રદ્ધા કેળવી છે, વેપારમાં શ્રદ્ધા કેળવી છે, વ્યવસાયમાં શ્રદ્ધા કેળવી છે, જગતના વિભાવમાં શ્રદ્ધા કેળવી છે, આવી રીતે, સંસારના અનેક ભૌતિક સુખો મેળવવામાં શ્રદ્ધા કેળવી છે, પરંતુ ધર્મમાં કેટલી શ્રદ્ધા કેળવી છે ? આત્મશાંતિ અને કલ્યાણ માટે શ્રદ્ધા રાખવી અનિવાર્ય છે.

## શ્રદ્ધા એ મુક્તિનું બીજ છે.

સાચો ધર્મી હોય તે મેરુની જેમ શ્રદ્ધામાં નિશ્ચલ, અડગ અને અકંપ હોય છે. શ્રદ્ધાના પગલે કસોટીના ચાર કારણો આવે છે.

૧. **ભય**–ચિત્ર-વિચિત્ર રૌદ્ર સ્વરૂપી ભયંકર દાનવ આવીને ભયભીત કરી દે છે. જો તમે તમારી શ્રદ્ધા છોડશો નહીં તો સુરકેલીમાં મૂકી દેશું. આવા ભયભર્યા અને કસોટી ભર્યા વાતાવરણમાં આવવા છતા ડગે નહિ !

૨. **લોભ અને લાલચ**–તમારો ધર્મ છોડી દો. અમારે ત્યાં આવો તો તમને પૈસા મળશે. અમારો ધર્મ સ્વીકારશો તો લખપતિ બની જશો. તમારા દીકરા-દીકરીને સારા શ્રીમંત માણસોને ત્યાં વરાવી દેશું. તમારા સંતાનોને સારી નોકરી મેળવી આપશું. આવા આકર્ષક લોભ અને લાભ દેખાડે ! જો વ્યક્તિ ઢીલી હોય તો પોતાના ધર્મનું પરિવર્તન થઈ જાય.

૩. **સ્વાર્થ**–સ્વાર્થ દેખાડે, તમે અમારે ત્યાં આવશો તો લાભ મળશે. સારા પગાર આપશું. તમારા લેણા રૂપિયા જતા કરીશું વિના વ્યાજે વેપાર કરવા નાણાં આપશું. તમારી સામે આવી વાતો આવે તો તેમાં ભળી જાવ કે સ્વાર્થ છોડી દેવા તૈયાર થઈ જાવ ?

૪. **મૃત્યુ**–સામે મૃત્યુને દેખાડે. જો તમે વ્રત, તપ, નિયમ નહિ છોડો તો આ જોયું છે ? બંદૂક, છરો, પિસ્તોલ દેખાડી મૃત્યુને સામે દેખાડે. જો સાધારણ કાચો પાકો હોય તો તે ડગી જ જાય ને ? પરંતુ દૃઢ શ્રદ્ધાવાન કોઈ કારણે ડગવા તૈયાર થાય નહિ.

દૃઢધર્મી અને પ્રિયધર્મી શ્રદ્ધાવાન અરહન્નક શ્રમણોપાસક વહાણમાં માલ ભરીને વેપાર માટે પરદેશ જઈ રહ્યો છે. તે રસ્તામાં લવણ સમુદ્રમાં પહોચતાં તેને તાલ પિશાચ દેવે રૌદ્ર સ્વરૂપમાં આવી કહ્યું, " તું તારા વ્રત-નિયમ છોડી દે, નહિ તો આ તારૂં વહાણ આકાશમાં લઈ જઈ હમણાં ડૂબાડી દઈશ. " અરહન્નક પોતાના ધર્મમાં દૃઢ રહ્યો. તેને વારંવાર સમજાવવા છતાં ડગ્યો નહિ ત્યારે તે પિશાચ કુપિત થયો.

तएणं से दिव्वे पिसायरूवे अरहन्नगं धम्मज्झाणोवगयं पासइ, त्ता, बलियतरागं आसुरुत्त तं पोयवहणं दोहिं अंगुलियाहिं गिण्हइ ।

તે પિશાચરૂપધારી દેવે અરહન્નક શ્રાવકને વિષાદ અને વૈમનસ્ય રહિત ચિત્તવાળો થઈને નિશ્ચળરૂપથી, ભય વગર થઈને, મૌન ધારણ કરીને ધર્મધ્યાનમાં જ તલ્લીન જોયો ત્યારે તે તેના ઉપર ક્રોધમાં ભરાઈ લાલપીળો થઈ ગયો અને તેણે વહાણને પોતાની બે આંગળીઓ ( મધ્યમાં અને તર્જની) વડે પકડી લીધું. गिण्हित्ता सत्तट्ठतालाइं जाव अरहन्नगं एवं वयासी તે વહાણને પકડી સાત આઠ તાલ પ્રમાણ જેટલું આકાશમાં લઈ ગયો અને લઈ જઈને તેણે અરહન્નક શ્રાવકને આ પ્રમાણે કહ્યું.

हं भो! अरहन्नगा! अपत्थियपत्थिया ! णो खलु कप्पइ तवं सीलव्वय तहेव धम्मज्झाणोवगए विहरइ ।

હે અરહન્નક ! હે અપ્રાર્થિત પ્રાર્થિત ! હું તમને પોતાના શીલવ્રત વગેરેથી વિચલિત કરૂં તે યોગ્ય ન લેખાય. એથી તમે રાજીખુશીથી પોતાની મેળે જ તેમને ત્યજી દો નહિ તો તમારા વહાણને હું અહીંથી પટકીને ડૂબાડી દઈશ. અરહન્નકે તેની કોઈ વાત ઉપર ધ્યાન આપ્યું નહિ. તેણે પોતાના મનમાં જ વિચાર કરીને કહ્યું. " આ નિર્ગ્રન્થ પ્રવચનથી મને કોઇ પણ દેવ હટાવી શકશે નહિ." આમ વિચારી નિશ્ચળ અને નિર્ભય થઈને તે મૌન પાળતો પોતાના ધર્મધ્યાનમાં જ તલ્લીન રહ્યો.

तएणं से......ठवेइ, पडिसाहरित्ता.......एवं वयासी, हं मो अभिसमन्नागया। एवं खलु......आइक्खइ ४ विपरिणामेत्तए वा। तएणं अहं......समुपज्जेत्था, गच्छामि........परिच्चयइ........करेमि णो चेव......एसमट्ठे, तं दिट्ठेणं...... अभिसमन्नागए ।

જ્યારે અરહન્નક શ્રાવક પોતાના ધર્મથી ચલિત ન થયા ત્યારે છેવટે તે પિશાચ થાકી, ભગ્નમનથી ખિન્ન થઈને નિવૃત્ત થઈ ગયો. આકાશમાંથી ધીમે ધીમે ઉતરીને તેણે વહાણને પાણી ઉપર મૂકી દીધું. ત્યાર પછી તેણે પોતાનું દિવ્ય પિશાચરૂપ સંકેલી લીધું અને દિવ્ય રૂપને ફરી ધારણ કરી લીધું. તેના વસ્ત્રો નાની નાની ઘૂઘરીઓ વાળાં ખૂબ જ સુંદર હતાં. તે દેવે આકાશમાં જ સ્થિર રહીને અરહન્નકને કહ્યું. " હે અરહન્નક તમે ધન્ય છો ! હે દેવાનુપ્રિય ! તમે સંપૂર્ણપણે જન્મ અને જીવનનું ફળ મેળવી લીધું છે, કારણ કે આ નિર્ગ્રન્થ પ્રવચનમાં આ રીતે તમે સમ્યક્ શ્રદ્ધા મેળવી છે અને તેને સ્વાધીન બનાવ્યું છે અત્યાર સુધી પણ તમે શ્રદ્ધાને જ સારી રીતે અચળરૂપે વળગી રહ્યા છો. મેં જે કંઈ તમારી સાથે વર્તન કર્યું છે, તેની પાછળનું કારણ એ હતું કે એક દિવસ અમારા ઇંદ્રમહારાજે દેવોની વચ્ચે બેસીને મોટા સાદે અમોને સમજાવતાં કહ્યું.

જુઓ ! આ જંબુદ્વીપના દક્ષિણ ભારતની ચંપાનગરીમાં જીવાજીવ તત્ત્વોને જાણનાર અરહન્નક નામે શ્રમણોપાસક શેઠ રહે છે. તે સમકિતી છે, દેશવિરતિરૂપ ધર્મમાં એટલો બધો સ્થિર ચિત્ત છે કે ગમે તે દેવ, દાનવ, કિન્નર, કિંપુરુષ, મહોરગ, ગંધર્વ વડે પણ પોતાના નિર્ગ્રન્થ પ્રવચન રૂપ ધર્મથી તે વિચલિત થતો નથી.

શકેન્દ્રમહારાજની આ વાત સાંભળી મને વિશ્વાસ બેઠો નહિ. મને તેમનાં વચન ગમ્યાં પણ નહિ. એથી મારા મનમાં સંકલ્પ થયો કે ચાલો અરહન્નકની પાસે જઈએ અને તેની તપાસ કરીએ કે તેને ધર્મ પ્રિય છે કે કેમ? તે પોતાના શીલોને, વ્રતોને અને ગુણોને ત્યજે છે કે કેમ ? તેમને ક્ષુભિત કરે છે કે નહિ ?

તેમજ તેમનું ખંડન કરે છે કે કેમ? તેને અંશથી પણ તેના વ્રતમાં અતિચાર લાગે છે કે કેમ? હે અરહન્નક! મેં આ પ્રમાણે વિચાર કર્યો. મેં મારા અવધિજ્ઞાનથી તમને જોયા. હું ઈશાન ખુણામાં ગયો, ત્યાં જઈ મેં ઉત્તર વૈક્રિયની રચના કરી અને ઉત્કૃષ્ટ ગતિથી સમુદ્ર તરફ ગયો અને તમો જ્યાં હતા ત્યાં આવ્યો. उवागच्छित्ता देवाणुपियस्स उवसग्ग करेमि। આવીને હે દેવાનુપ્રિય! તમારા ઉપર ઉપસર્ગ કર્યો. તમે તેનાથી ડર્યા નહિ, તમોને ભય ઉત્પન્ન થયો નહિ. જેથી તમારા વિષે મને જે શંકા થઈ હતી, તેનું નિવારણ થયું અને દેવેન્દ્રની વાત બરાબર લાગી. तं दिट्ठेणं देवाणुपियाणं इडढी, जुई जसे.........लध्धे पत्ते अभिसमन्नागए

હવે મેં તમારા ગુણોની સમૃધ્ધિ જોઈ લીધી છે. તમારી દ્યુતિ આંતર તેજ, તમારી પ્રસિધ્ધિ વગેરે મેં જોઈ લીધા છે. તમોએ બધા ગુણોને મેળવ્યા છે, સ્વાધીન બનાવ્યા છે, તેનું સેવન સારી રીતે કર્યું છે.

तं खामेमि णं देवाणुपिया! णाइ भुज्जो २ एवं करणयाए त्तिकटटु पंजलिउडे पायवडिए एयमटठं विणएणं भुज्जो २ खामेमि।

### તાલપિશાચે અરહન્નક સાથે કરેલી ક્ષમાપના

હે દેવાનુપિય! હું તમને ખમાવું છું. તમે મને ક્ષમા કરો. મેં જે કંઈ પણ તમારા અપરાધ કર્યા છે, તેની હું તમારાથી ક્ષમા ચાહું છું, તમે મારા અપરાધો ક્ષમા કરવા યોગ્ય છો, હવેથી ભવિષ્યમાં કોઈ પણ વખત મારાથી આવું અયોગ્ય વર્તન થશે નહિ. આ રીતે કહીને, તે દેવે પોતાના બંને હાથ જોડયા અને ત્યારબાદ તેણે અરહન્નક શ્રાવકના પગમાં પંચાંગ નમનપૂર્વક નમસ્કાર કર્યા. પોતાના અપરાધોની બહુજ વિનય સાથે વારંવાર ક્ષમા કરાવી. તેણે અરહન્નક શ્રાવકને બે કુંડળોની જોડ આપી. તે જે દિશામાંથી આવ્યો હતો, તે જ દિશા તરફ દેવલોકમાં જતો રહ્યો.

આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે ધર્મની ઉપાસના કરતાં જ્યારે કસોટી આવે અને તેમાં શ્રધ્ધાનું બળ વાપરી સ્થિરતા કરવામાં આવે તો ધર્મીનો વિજય થાય છે. અહીં અરહન્નકનો વિજય થયો અને સાથે પેલા દેવને અરહન્નકની શ્રધ્ધા જોઈ તેનું સન્માન કરવાનું મન થયું. તે દેવ અરહન્નકની દૃઢતા અને પોતાના ધર્મની પ્રિયતા ઉપર ખૂશ થયો. છેવટે જતાં જતાં તેણે અરહન્નક શ્રાવકને સુંદર દિવ્ય એવા બે કુંડળની જોડ આપી. દેવને દેવેન્દ્રના વચનો ઉપર વિશ્વાસ થયો અને ચાલ્યો ગયો.

દેવના ગયા પછી અરહન્નક શ્રાવકે જાણ્યું કે ઉપસર્ગ પૂરો થયો છે તેથી તેણે પોતાનો સાગારી સંથારો પારી લીધો.

तएणं ते अरहन्नगपामोक्खा......पोयपट्टणे तेणेव उवागच्छंति। जेणेव मिहिला ......अणुपविसंति......कुंडल जुयलं उवणेंति।

અરહન્નક પ્રમુખ સાંયાત્રિક પોત વણિકો દક્ષિણાનુકૂળ પવનથી જ્યાં ગંભીર નામે બંદર હતું ત્યાં પહોંચ્યા, તેઓએ ત્યાં નાવને ઉભી રાખી, કિનારાના ખૂંટો સાથે દોરીથી બાંધી દીધી. નાની ગાડીઓ અને મોટા ગાડાઓ તૈયાર કરી વેચાણની બધી વસ્તુઓને તેમાં ભરી લીધી અને ગાડાઓને તૈયાર કરી મિથિલા નગરી તરફ રવાના થયા. મિથિલા આવી એટલે ગાડાઓ ઉભા રાખ્યા. બળદોને છોડયા. રાજધાનીમાં જવા માટે મહાપ્રયોજનની સિધ્ધિ માટે બહુ કિંમતી મહાપુરૂષોને ભાવક એવા રત્નો વગેરેની ભેટ તથા દેવે આપેલા બંને કુંડળોને (જે રાજાને યોગ્ય હતાં તે) લીધા અને મિથિલા રાજધાનીમાં ગયા, જ્યાં કુંભક રાજા હતા ત્યાં પહોંચ્યા, રાજાને હાથ જોડી અંજલિ બનાવી નમન કર્યા અને સાથે લાવેલાં રત્નો વગેરેના ઉપહાર તેમજ કુંડળો તેમણે ભેટ કર્યા.

तएणं कुंभए...पिणद्धइ...वियरइ...पोयवहणं सज्जति सज्जित्ता भंडं संकामेंति दक्खिणानुकूलेणं तेणेव उवागच्छन्ति।

કુંભક રાજાએ તે સાંયાત્રિકોની રત્નો વગેરે તેમજ કુંડળોને સ્વીકાર્યા. રાજાએ વિદેહવર રાજકન્યા મલ્લિકુમારીને બોલાવી અને તેને બંને દિવ્ય કુંડળો પહેરાવ્યા. મલ્લિકુમારી કુંડળોને પહેરી અંતઃપૂરમાં પહોંચી ગયા.

રાજાએ અરહન્નક પ્રમુખ સૌનું વિપુલ વસ્ત્ર, ગંધ, માળા, અલંકારો વડે સન્માન કર્યું. તેમની વસ્તુઓનો (Tax) કર માફ કર્યો અને એક આજ્ઞાપત્ર લખી આપ્યું અને ભલામણ કરેલી કે તમોને અમારા રાજ કર્મચારીઓ પણ કોઈ જાતનો કર નહિ લે.

કર માફીનું આજ્ઞાપત્ર લઈ રાજ્ય વ્યવસ્થા પ્રમાણે રાજમાર્ગ ઉપર રાજાનો અતિથિ મહેલ હતો ત્યાં તેઓએ નિવાસ કરવા વિદાય લીધી. તેઓએ ત્યાં જઈ નિવાસ કર્યો. લાવેલી ચીજ વસ્તુઓનો વેપાર શરૂ કર્યો. નવો માલ ખરીદતા ગયા અને લાવેલો વેચતા ગયા. ચીજ વસ્તુઓના ગાડાઓ ભરી બંદર કિનારે જઈ વહાણ તૈયાર કર્યું, માલ સામગ્રી ચડાવી યોગ્ય સ્થાને સૌ બેસી ગયા દક્ષિણાનુકૂળ પવન વહેવા લાગ્યો. વહાણ ચાલતું થકું ચંપાનગરીને કિનારે વહેતી ગંગાને બંદરે લંગર નાખ્યું અને વહાણ ઉભું રાખ્યું. બેલગાડીઓમાં લાવેલી ચીજ વસ્તુઓ માલ સામાન ભરી લીધો અને ચંપાનગરી તરફ રવાના થઈ ગયા.

અહીં અંગ દેશાધિપતિ ચંદ્રચ્છાય મહારાજા રાજ્ય કરતા હતા. તેઓ મહાર્થ

સાધક ભેટ તેમજ દિવ્ય કુંડળની જોડ લઈ તેમની પાસે ગયા. મહારાજાના ચરણે ભેટ ધરી, રાજાએ તેનો સ્વીકાર કર્યો. હવે ચંદ્રચ્છાય રાજા આ કુંડળોને જોઇ અરહન્નક વગેરેને શું કહેશે અને કેવી ઘટના ઘટશે તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.



# ૭૪

# મોટાઈના માપદંડ

( આસો સુદ ૩ તા. ૨૬–૯–૭૬ રવિવાર )

અનેકાન્ત દેશનાના પ્રરુપક ભગવાન મહાવીરે સિધ્ધાંત ફરમાવેલ છે. તે સિધ્ધાંતના રહસ્યો સમજવાથી આજનો માનવ અનેક ગુણોથી સુશોભિત બને છે.

પ્રત્યેક માનવ મોટાઈના મનોરથ સેવે છે. બાળક જેમ જેમ સમજણના ઘરમાં આવે છે ત્યાંથી જ તેમની અંતર કામના જાગી ઉઠે છે, કે મને મોટાઈ મળે! આવી વિચાર ધારા સેવી લેવા માત્રથી જ કોઈને મોટાઈ મળી જતી નથી. જેમની પાસે પૈસો છે, સુખના સાધનો છે, સગા–વહાલા વગેરે છે, આ બધી તો વ્યવહારની વાત છે. તેનાથી કોઈ જીવનના આદર્શ કે મોટાઈ આવી જતી નથી.

આર્ય મહર્ષિઓ કહી ગયા છે કે જેનું મન મોટું તેને મોટાઈ વરે છે. જેની પાસે જે જે શક્તિઓ છે તે શક્તિઓને યોગ્ય માર્ગે ખર્ચવા તૈયાર થાય છે, તેને વણમાગી મોટાઈ મળે છે. એમ તો જગતમાં મોટા તરીકે જોવા જઈએ તો, પશુઓ મનુષ્ય કરતાં ઘણા મોટા ( ઉંચા–વજનદાર–સ્થૂલ ) છે. જેવા કે હાથી, ઉંટ, વાઘ, સિંહ ગેંડા, ભેંસ વગેરે આ બધા જાનવરો તો શરીરથી–દેહથી મોટા છે. આપણે તો સદ્ગુણથી મોટા જોવા છે. ક્યારેક આવા સ્થૂલ દેહધારી પ્રાણીઓમાં પણ મોટાઈ જોવા મળે છે, જે બુધ્ધિશાળી માનવમાં ક્યારેક જોવા નથી મળતી.

## મોટાઈનો માપ દંડ શું?

મોટો પરિવાર! મોટી પદવી! મોટા મકાન! મોટા ફ્લેટો! મોટા કારખાના મોટા વાળ! મોટી ડીગ્રી! મોટી ફેશન કે મોટા વ્યસન! સત્તા–અધિકાર કે સાહેલી! કંઈક જવાબ તો આપો? મોટાઈનો માપદંડ શું છે?

જંગલમાં દાવાનળ લાગ્યો. પશુઓ દાઝવા લાગ્યા. વનરાઈ સળગવા લાગી, જીવ જંતુઓ મરવા માંડયા ત્યારે હાથી દળના વડા હસ્તિરાજને થયું કે હું મોટો

છું. આ બધો મારો પરિવાર છે. મારી જવાબદારી છે કે આ બધાના પ્રાણોની તેમજ તેના જીવનની રક્ષા કરવી જોઈએ. જેથી તે હસ્તિરાજે નાના મોટા સૌ હાથીઓની સહાયતા મેળવી એક મોટું Round. જગ્યાને સાફ કરાવી, જેમાં એક ઘાસનુ તણખલું રહેવા ન પામ્યું. ગરમીના દિવસો આવ્યા અને જંગલમાં આગ લાગી. પશુ-પ્રાણીઓ સૌ પોતપોતાના પ્રાણ લઈ બચવા માટે પેલી ખુલ્લી શુધ્ધ જગ્યાએ જવા લાગ્યા કે જ્યાં અગ્નિ પ્રવેશ કરી શકે તેમ ન હતું. પશુઓથી જગ્યા ભરાઈ ગઈ. હસ્તિરાજ પણ પોતાની રક્ષા માટે એક ખૂણા પર તે ઉભા છે. એટલામાં અગ્નિથી દાઝતું પ્રાણને હાથમાં લઈને ઉછળતું એક સસલું આવી ઉભું રહી ગયું. તેણે જોયું કે મારે માટે હવે જગ્યા રહી નથી. તેટલામાં તો હસ્તિરાજને શરીરે ખજવાળ આવી અને ખજવાળવા એક પગ ઉંચો કર્યો. જેવો તેમનો એક પગ ઉંચો થયો કે સસલાએ પોતાની જાતને બચાવવા seat સીટ મેળવી લીધી.

હસ્તિરાજ જ્યારે પગ નીચે મુકવા જાય છે તો તેના પગને સસલાના સુવાળા શરીરનો સ્પર્શ થયો. તેણે નીચે જોયું તો એક સુકુમાળ દેહધારી નાના પ્રાણીને પોતાને શરણે બેઠેલું જોયું. હવે શું કરવું? જો પગ નીચે મૂકે તો સસલું મરી જાય અને પગ ઉંચો રાખે તો દર્દ થાય. તમો સાંભળો છો ને? હાથીએ શું કરવું જોઈએ? "ગુરૂ મહારાજ! હાથીએ પગ ઉંચો રાખી, સસલાને બચાવવું જોઈએ." અચ્છા! તમો તે જગ્યાએ હો તો શું કરો? પગ ઉંચો રાખો કે સીધા બેસી જ જાવ? (હસાહસ) હાથીએ પોતાના જાનના ભોગે સસલાને બચાવ્યું. છેવટે હસ્તિરાજ દયા અને અનુકમ્પાના મહાપુણ્યે, મગધ દેશના અધિપતિ મહારાજા શ્રેણિકને ત્યાં રાણી ધારિણીના પુત્રરૂપે જન્મ પામ્યો.

આનું નામ જાનવરોની મોટાઈ. શું તમો જાનવર કરતાં વધારે બુધ્ધિશાળી, વિવેકી અને વિનયી નથી? આજે પ્રશ્ન એ જ છે કે મોટાઈનો માપદંડ શું? આ હસ્તિરાજના દૃષ્ટાંતથી સહજ રીતે સમજી શકાય છે કે **મોટો કોણ?** પરના પ્રાણને પોતાના પ્રાણ સમ ગણનારો મોટો ગણાય છે. સ્વ-સુખનો ત્યાગ કરી, પર દુઃખને દૂર કરનારો મોટો ગણાય છે. સ્વાર્થને જતો કરી પરમાર્થ માટે પ્રાણ દેનારો મોટો ગણાય છે. સત્તાની ખુમારી છોડી સૌના સુખની ચિંતા કરનારો મોટો ગણાય છે.

એક ગામમાં એક શેઠ હતા. તેને પૈસો ઘણો હતો. કામ, ધંધો વેપાર વધવા લાગ્યો. કમાણીમાં વૃદ્ધિ થવા માંડી. જોત જોતામાં તે તો દશેક લાખનો આસામી બની ગયો. પોતાને (શેઠને) પૈસો થઇ ગયો. અનેક જાતના સુખ સાધનો વસાવી લીધા. વૈભવ-વિલાસમાં વધારો થવા લાગ્યો. આટલા બધા મોટાઇના સાધનો મળી

ગયા પરંતુ તેને કોઇ મોટો ન કહે જેથી શેઠનું મન ઉદાસ રહ્યા કરે, જેથી તેના ચિંતામાં અને દુઃખમાં વધારો થતો રહે.

તેને મનમાં પણ થયા કરે કે આ ગામમાં મારા કરતાં કોઈ મોટો નથી. અરે! બજારમાં નીકળું છું તો કોઇ હાથ જોડતું નથી. આવો ! પધારો એવા મોટાઇના વધામણાંના શબ્દો પણ ક્યાંયે સાંભળવા મળતા નથી, જેથી ચિંતામાં વધારો થતો હતો. તેનું કોઇ સન્માન-સ્વાગત નથી કરતું, તેનું કારણ હશે ને ? તમો તો સમજુ અને શાણા છો. તુરત જ અંદાજ લગાવી લ્યો તેવા છો. તેને તો પોતાની મોટાઇ માત્ર પૈસામાં જ દેખાતી હતી. તેને એમ પણ થયા કરતું હતું કે "મારે ઘેર સૌ આવે, વાતે વાતમાં તેઓ મારી સલાહ માગે, મારી સૂચના સાંભળે આવા વિચારો કરતાં મનમાં ઉંડોઉંડો હરખ થાય છે. કારણ કે શેઠ તો મોટાઇનું અહં લઇને જીવે છે, અહંનું ભોજન કરે છે. અને જીંદગી પ્રસાર કરે છે.

મોટાઇનો રોગ વધવા લાગ્યો પરંતુ કોઈ એમને બજારમાં નીકળતાં જોઈને પુછતું પણ નથી કે શેઠ ! મઝામાં છો ? શેઠ આ માનસિક પીડાથી દુઃખી થઈ ગયા. શેઠને જ્યારથી પૈસો વધ્યો છે ત્યારથી તેને ગામની બધી વ્યક્તિઓના દોષ જોવાની આદત પડી ગઈ છે. પરંતુ એને અંતરમાં જોવું નથી.

એટલામાં એક મહાત્મા આવી ચડયા. શેઠ દુઃખી મને મહાત્માને મળવા ગયા. મહાત્મા પૂછી બેઠા :

"શેઠ તમારા મુખ ઉપર તેજ કેમ નથી ? ક્યાંયે આનંદની રેખા પણ દેખાતી નથી."

શેઠ : "મહાત્માજી ! આનંદ અને તે જ બધું લૂંટાઇ ગયું છે."

મહાત્મા : "શેઠ ! એમ કેમ બોલો છો ? શું થયું છે ?"

શેઠ : "હવે તો વાત પૂછોમાં પ્રભુ ! હું આટલો શ્રીમંત માણસ છું પરંતુ આ ગામના માણસો નગુણા છે. છે કોઇને મારી કિંમત ?"

મહાત્મા : "શેઠ ! વાત કાંઇ સમજાતી નથી. તમો શું કહેવા માંગો છો ?"

શેઠ : "આ લોકોને મારી શ્રીમંતાઇની કદર નથી !"

મહાત્મા : "શેઠ ! તમને એક વાત પૂછું ? ખોટું ન લગાડશો."

શેઠ : 'પૂછોને પ્રભુ ! જે પૂછવું હોય તે પૂછી લ્યોને ?"

મહાત્મા : "શેઠ ! આજ સુધીમાં તમે કમાણી કેટલી કરી ?"

શેઠ : "ઘણી કરી બાપજી ! દશેક લાખ સમજોને ?"

મહાત્મા : "વાહ વાહ ! બહુ ભાગ્યશાળી છો, શેઠ તમે તો ! પણ તમારા ઘરમાં કુટુમ્બ કેવડું છે ?"

શેઠ : પ્રભુ ! લગભગ ૫૦ માણુસો થાય, જો ગણવા બેસીએ તો.

મહાત્મા : "દેવાનુપ્રિય ! દશેક લાખ રૂપિયા કમાણા ખરાં, પણ તેમાંથી વાપર્યા કેટલા ?"

શેઠ : વાપરનારાઓમાં અક્કલ નથી. શું કમાણા છીએ એ વાપરવા માટે થોડા કમાણા છીએ ?

તમે જોયું ને ! પૈસો છે, પરોપકાર કરવો નથી. દુનિયાને કંઈ આપવું નથી અને દુનિયા પાસેથી મોટાઈ મેળવી લેવી છે.

મહાત્મા : શેઠ ! ગામ પાસેથી મોટાઈ મેળવવી હોય અને ગામ તમને વખાણે એવી ઈચ્છા હોય તો એક વાત સ્વીકારવી પડશે ? તમારી પાસે જે છે, એમાંથી થોડું કાઢીને, લોકો માટે કંઈક વાપરવું પડશે !

શેઠથી આ વાત ન ખમાણી. એ તુરત જ બોલી ઉઠયા : "મહારાજ ! વાપરવાની વાત કયાં કરો છો ? આ ગામમાં તો ઘણાં વાપરી ગયા પણ અમારા ગામને કદર નથી."

મહાત્મા : શેઠ ! તમને કોઈ સલામ નહિ ભરે. તમને તો લક્ષ્મીનો અહમ્ આવી ગયો છે. પૈસો વાપરવો નથી અને વાહ વાહ ! કરાવવી છે ? માન–સન્માન પૈસાને નથી મળતાં શેઠ ! મોટાઈ અને દિલની દિલાવરીને મળે છે. તમારે ઉદાર બનવું નથી. પરોપકારના કાર્ય કરવા નથી અને ગામ આખાના "મોટા ભા" થઈ જવું છે એ તે કેમ બને ?" શેઠ ! ગામમાં લોકોને ખપ પડે એવું કંઈક કામ તો કરવું પડે ને ? જોઈ લેજો આ વાત, શેઠને મોટાઇ જોઈએ છે, પણ એના બદલામાં કાંઈ આપવાની વાત નથી. છેવટે શેઠને ઘણું જ લાગી આવ્યું. મહાત્માની સત્ય વાત તેને હવે સમજાણી, સંતના વચનને વધાવી લીધા. શેઠે થોડી સંપત્તિ કાઢી. ગામના લોકો માટે એક દાન શાળા, ગામમાં બે કૂવા, એક સ્કૂલ School એકાદ ધર્મશાળા બંધાવી આપી. શેઠે તો દશ લાખમાંથી બે લાખ વાપરી કાઢયા. સપંત્તિનો થોડો પણ સદ્વ્યય કરી, જે કાંઈ બનાવ્યું હતું એ સર્વ શેઠે ગામને ચરણે ધરી દીધું.

ગામના લોકોએ મળીને શેઠનું સન્માન કર્યું. તેના માટે એક મોટોસ મારંભ યોજ્યો. શેઠને Stage સ્ટેઈજની ઉપર ઉંચે આસને બેસાડવામાં આવ્યા. ગામના સારા માણુસોએ શેઠના દાનની કદર કરી. શેઠની વાહ વાહ કરી દીધી. ફૂલહાર

પહેરાવી શેઠને મોટાઈ આપવામાં આવી. શેઠ તો રાજી રાજી થઈ ગયા. એને જે મોટાઈ જોઈતી હતી તે મળી ગઈ. શેઠે તો મોટાઈ મેળવી હવે પહોંચ્યા પેલા મહાત્માજી પાસે.

શેઠ : "મહાત્માજી ! ગામના લોકો હવે સુધરી ગયા લાગે છે ?"

મહાત્મા : "કેમ શેઠ આવી વાત કરો છો ?"

શેઠ : "ગામના લોકોએ ભેગા થઈને મારું સન્માન કર્યું મને મોટાઈ આપી."

મહાત્મા : "ચાલો, તમારી ઈચ્છા પૂરી તો થઈ ગઈને ?"

શેઠ જેવા જવા ઉભા થયા એટલે મહાત્માજીએ કહ્યું. "ભાઈ ! ગામના માણુસ નથી સુધરી ગયા તે તો એના એ જ છે. પણ તમે સુધરી ગયા છો શેઠ !"

શેઠ : "મહાત્માજી ! કેમ આવી વાત કરો છો ?"

મહાત્માજીના સાચા શબ્દો શેઠને ખૂચ્યાં હોય એમ આશ્ચર્ય ચકિત થઈને બોલ્યા :

મહાત્માજી એને વધુ સત્ય સમજાવતા કહે છે: "ભાઈ ! તું આ ગામનો માણુસ છો. આ ગામમાં ધંધો કર્યો. ગામમાંથી જ કમાણી કરી. ગામના મજૂરો પાસેથી મજૂરી કરાવી કરાવીને કમાણી કરી પણ એના બદલામાં ગામનું ભલુ થાય તેવું કાંઈ કર્યું હતું તમે ? હવે તમો જ કહો શેઠ ! ગામ સુધરી ગયું કે તમે સુધરી ગયા છો ?"

કહેવાનો ઉદ્દેશ એ છે કે દાન કર્યા વગર કે શક્તિ અને સંપત્તિ ખરચ્યા વગર મોટાઈ મળતી નથી.

## જગતમાં એવું કોણ છે ? જેને મોટાઈ નથી ગમતી ?

ગોંડલમાં એક વકીલ છે. તેમને બે પૌત્રો છે. વકીલ બંને પૌત્રોને લઈ સવારે પ્રાર્થનામાં રોજ આવે. આ વાત લગભગ પંદર વર્ષની છે. તેઓ પ્રવચનમાં પણ ઘણીવાર આવે. એક દિવસ વકીલ સાહેબે કહેલું "ગુરૂ મહારાજ ! આ બંને મારા પૌત્રોએ એક નિયમ રાખ્યો છે. સવારે ઉઠતાંની સાથે અમો બંનેને હાથ જોડી વંદન કરે છે." પરંતુ એક દિવસ આ બંને બાળકોએ અમોને પ્રણામ ન કર્યા. બધાને આશ્ચર્ય થયું કે આજે આ લોકોને શું થઈ ગયું ? અમે પૂછયું.

"કેમ, તમો બંનેએ આજે અમોને પ્રણામ ન કર્યા ?"

બાળકો શું કહે છે તે સાંભળો ? "અમે તમને રોજ પ્રણામ કરીએ છીએ પણ તમને કોઈ દિવસ થાય છે કે ચાલો, આજે બાળકોને પ્રણામ કરીએ ? દાદા,

દાદીમા, પપ્પા, મમ્મી કોઈને કોઈ દિવસ એમ નથી થતું કે આ બંને બાબાઓ આપણુને રોજ પ્રણામ કરે છે તો એક દિવસ તેને કરીએ ?"

આ જગતમાં એવો કોણુ માનવી છે કે જેને માન-સન્માનની કામના ન હોય ? અરે તમો અમારે ત્યાં દર્શનાર્થે આવો છોને ? તમો દર્શન કરતાં હો અને અમો એ તમારા સામે ન જોયું હોય તો ? શું કહો ? આપણે તો રોજ રોજ દર્શન કરીને થાકી જઈએ છીએ અને મહારાજ તો સામું યે જોતા નથી.

માન-સન્માન સૌને મીઠાં લાગે છે. તેનાથી અંતરમાં આનંદ આનંદ થઈ જાય છે. મોટાઈ માત્ર મોટાને જ નહિ પરંતુ બાળકોને પણુ મોટાઈ જોઈએ છે. આજે ઈદનો દિવસ છે. એક મહિનાથી મુસ્લિમ ભાઈઓ રોજો રાખે છે. આજે તેઓએ રોજાના પારણાં કર્યા હશે. સવારે સૌએ નમાજ પઢયા હશે. હવે સૌને સલામ કરવા, મળવા ફરવા નીકળી પડશે.

## ઈદ કોને કહેવાય ? સાચી ઈદ કોણુ મનાવે છે ?

રાજસ્થાનમાં નાથ દ્વારા નામનું શહેર છે. ત્યાં મુસ્લિમોમાં વ્હોરાના ઘરો ઘણાં છે. તેમાં તૈયબઅલી નામના એક વ્હોરા વસે. ઈદનો દિવસ હતો. તેણે સ્નાન કરી, સારા કપડાં પહેરી નમાજ પઢી સૌને મળવા ચાલી નીકળ્યા. સૌને ઈદમુબારક કરતાં જાય છે. ત્યા રસ્તામાં એક ફકીર બેઠો હતો. તેને એક જુનો ફાટેલો લીલા રંગનો ઝભ્ભો પહેર્યો હતો. કાયામાં વૃધ્ધત્વને કારણે કરચલીઓ દેખાતી હતી. શક્તિ તેની ક્ષીણુ થઈ ગઈ હતી છતાં આનંદ મનાવતો હતો.

તૈયબઅલીએ મોઢામાં પાન ચડાવ્યું છે. બે એક પાન બંધાવીને ખીસ્સામાં મૂકયા છે. સૌને ઈદ મુબારક કરતાં કરતાં તેણે આ વૃધ્ધ ફકીરને જોયો. તુરત જ ખિસ્સામાંથી વીસ નયા પૈસા કાઢીને તેને આપતાં ઈદ મુબારક કર્યા. ફકીર બોલ્યો : "ભાઇ ! માત્ર વીસ પૈસામાં ઈદમુબારક ન થઈ શકે ?" તૈયબઅલી તો થંભી ગયો અને બોલ્યો : "તો તમારી શું ઈચ્છા છે ?" ફકીર : "તારે ખરેખર ઈદમુબારક કરવા હોય તો તેં પહેરેલાં કપડાં મને આપી દે અને મારો આ ફાટેલો ઝભ્ભો તું પહેરી લે તો હું માનું તેં સાચી ઈદ કરી છે !"

ફકીરના આ શબ્દો તૈયબના અંતરમાં ઉતરી ગયા. વાતનું મહત્ત્વ સમજી લીધું આવડો મોટો દિવસ, ઈદનો પ્રસંગ છે અને તેણે માંગી માંગીને શું માંગ્યું ? એક જોડી કપડાં ? તૈયબ તુરત એક એક કપડા ઉતારવા માંડયો અને ફકીરને આપવા લાગ્યો. બધા કપડાં ફકીરને આપી તેનો ફાટેલો લીલો ઝભ્ભો તેણે પહેરી લીધો અને ફકીર સાથે ઈદમુબારક કર્યા.

તૈયબઅલી તો ફાટેલો ઝભ્ભો પહેરી ભરબજારમાં ચાલ્યો જાય છે. લોકો જોતાં

રહી ગયા. બધા લોકો તેને ઉભો રાખીને પૂછે છે ત્યારે, તે સૌને કહેતો જાય છે કે મેં આજે સાચી ઈદ મનાવી છે!

તૈયબઅલી જેવો ઘેર ગયો અને ઘરનાં સૌએ તેને આ લીલા ઝભ્ભામાં જોયો કે સૌના મોં જ ફાટી ગયા. એકે પૂછયું: "કાં તૈયબ! ફકીર બની ગયો કે શું?" તૈયબે હસતા હસતા સઘળી વાત કરીને કહ્યું "આજે મેં સાચી ઈદ મનાવી છે." બધા કહેવા લાગ્યા: "ધન્ય છે તારા ત્યાગને, ધન્ય છે તારી ઈદને અને ધન્ય છે તારી સમજને!" આપણાં સંઘમાં અને તમારા પાડોશમાં એવી વ્યક્તિઓ નહિ હોય કે જેને એક જોડી પહેરવા કપડાં પણ પૂરા નહિ હોય! એ લોકો સુખીયા લોકો પાસે ઇચ્છા નહિ રાખતાં હોય?

મોટાઈ મેળવવા સૌ તૈયાર છે, પરંતુ ઉદારતા કયાં છે? A Great man shows his greatness by the way he treats little man. એક સામાન્ય માણસ પ્રત્યેના માયાળુ આચરણથી મોટા માણસની મોટાઈ માલુમ પડી આવે છે. પર્વના મોટા દિવસો હોય તો દાન આપી ધન્ય બની જવું જોઈએ. તમો પણ નૂતન વર્ષના દિવસે સાલમુબારક કરવા જતાં આવો પ્રસંગ આવે તો કપડાં આપી દો ખરાંને! અમો તમારા કપડાં નહિ માંગીએ! અમારે નથી જોઈતાં તમો યાદ રાખજો હો!

મોટાઈ મેળવવી હોય તો આવા ઉત્તમ દાન કરો!

તમારી સામે જ્ઞાતાસૂત્રનો ભગવાન મલ્લિનાથનો અધિકાર ચાલે છે. હવે પેલા વેપારીઓ, જેઓ વહાણ ભરીને આવ્યા છે. અંગદેશના રાજા ચંદ્રચ્છાયને ભેટ આપી. હવે મહારાજા અરહન્નક વગેરેને શું કહે છે તે સાંભળો.

तुब्भेणं देवाणुप्पिया बहूणि गामागार जाव आहिंडह लवणसमुद्दं च अभिक्खणं २ पोयवहणेहिं ओगाहेह ॥ तं अत्थियाइ भे केइ कहिंचि अच्छेरए दिट्ठपुव्वे........ वयासी एवं खलुसामी........उवणेमो, तएणं........पिणध्वेइ। तं एसणं सामी अम्हे ........मल्लीविदेह। तएणं चंदच्छाए.......गमणाए।

હે દેવાનુપ્રિયો! તમે ઘણા ગામ નગર વગેરેમાં પરિભ્રમણ કરતાં જ રહો છો, તેમજ લવણસમુદ્રને પણ વહાણ વડે વારંવાર પાર કરતા રહો છો.

**તમે કોઈ નવાઈની વાત જોઈ હોય તો બતાવો?**

રાજાની જિજ્ઞાસા જાણીને અરહન્નક પ્રમુખોએ મિથિલા નગરીની બધી વાત કરીને છેલ્લે મલ્લીને કુંડળો પહેરાવી અંતઃપુરમાં મોકલી દીધી, તે સઘળી વાત કરી. હે સ્વામી! અમે કુંભકરાજાના મહેલમાં સર્વગુણ સંપન્ન વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીના રૂપમાં આશ્ચર્ય જોયું છે. અમારી સામે બીજી કોઈ પણ દેવકન્યા,

અસુરકન્યા, નાગકન્યા, યક્ષકન્યા, ગંધર્વકન્યા, કે કોઈ રાજકન્યા નથી જે વિદેહ રાજવર કન્યા મલ્લિકુમારી જેવી આશ્ચર્યરૂપા હોય !

મલ્લીકુમારીના રૂપ આશ્ચર્યને સાંભળી ચંદચ્છાય રાજાએ તેમને વસ્ત્ર વગેરે આપી સત્કાર કર્યા અને મધુર વચનો વડે તેમના ખૂબજ વખાણ કર્યા. રાજાએ તેમનો કર માફ કર્યો અને આજ્ઞાપત્ર લખી આપીને તેઓને વિદાઈ કર્યા.

રાજાને મલ્લીકુમારી ઉપર ખૂબ જ પ્રેમ થયો છે. તેણે દૂતને બોલાવીને કહ્યું: હે દેવાનુપ્રિય ! તમે મિથિલા નગરીમાં જઈને કુંભકરાજાને કહો કે તમારી પુત્રી મલ્લીકુમારીને ચંદચ્છાય રાજા ચાહે છે. જો તે પુત્રી મારા આખા રાજ્યને પણ ઇચ્છશે, તો હું તેને પોતાનું રાજ્ય સમર્પણ કરવા તૈયાર છું. દૂત તૈયાર થઈ સવારી લઈને મિથિલાનગરી તરફ રવાના થયો.

ચંદ્રચ્છાય રાજાનુ મન મલ્લીકુમારીમાં મોહિત થયું છે. મલ્લીના અનેક ગુણ અને યૌગ્યતાવાળી મારા રાજમાં આવે તો, મારા રાજમાં શોભાની અભિવૃધ્ધિ થશે. રાજાની શોભા શામાં છે સારીને ગુણવાન રાણીઓ રાજમાં હોય, સારા અને સંસ્કારી રાજકુમારો હોય, કુશળ બુધ્ધિમાન વેપારી હોય સારા અને સજ્જન લોકો હોય તો તેમાં રાજાની અને રાજ્યની મોટાઈ ગણાય.

આજના વિષયનું નામ છે. મોટાઈનો માપદંડ ! મોટાઈનો માપદંડ વસ્ત્રોની સ્પર્ધામાં નથી. ફેશન કે વ્યસનોમાં નથી. જીંદગી મળી છે માનવની તો મોટાઈ અવશ્ય મેળવી લ્યો. જે વ્યક્તિમાં રાષ્ટ્રપ્રેમ, શાસનપ્રેમ, ધર્મપ્રેમ, કુટુમ્બપ્રેમ પ્રગટે છે, તે જરૂર મોટાઈની મિનાર મેળવી શકે છે.

ભગવાન મહાવીર ફરમાવે છે કે આત્મગુણોમાં જેણે વિકાસ સાધ્યો તે મોટો ગણાય છે. જૈન દર્શનમાં મોટાઈનું માપદંડ છે ગુણસ્થાનકમારોહ. જે આત્મા ૧૪ ગુણસ્થાનની શ્રેણી ઉપર પ્રગતિ કરે છે. તે મોટો ગણાય છે. આ ગુણસ્થાન શ્રેણી ચડવા માટે વિષય અને કષાયનો કંટ્રોલ કરવાનો રહે છે જેઓ આ બંનેથી મુક્ત બન્યા તેઓ મહા મોટાઈ એટલે સિધ્ધત્વને વરી ગયા. તમો સૌ પણ આવો પુરૂષાર્થ કરવા સફળ બનો.

⁂

# ૭૫

# વાત્સલ્યના અમીઝરણાં

( આસો સુદ ૪ તા. ૨૭–૯–૭૬ સોમવાર )

વાત્સલ્ય સાગર પ્રભુ મહાવીરે આગમ વાણીની પરુપણા કરી ભવ્યજનોને મુક્તિ માર્ગની પ્રેરણા કરેલી છે.

**વાત્સલ્ય એ એક અંતરની અજાયબી છે.**

ગૃહ સંસારના અનેક વ્યક્તિઓની વચ્ચે ફરજો બજાવતાં ઘણા લોકો નાશીપાસ થાય છે. ઘણાંનો સંસાર દુઃખદ બની જાય છે. ઘણાંને ત્યાં કલેષનો જન્મ થાય છે. ઘણાં સંસારને સંકેલવા માટે આત્મહત્યાનો પ્રયોગ કરે છે. આવી અશાંત આબોહવાનું કારણ શું છે ?

જ્ઞાની પુરૂષો ફરમાવે છે કે ગૃહ સરિતાના તટ પર વસતાં માનવીઓના સમુદાયમાં વાત્સલ્યનું પાણી ખૂટે છે ત્યારે આવી અનેકવિધ ઝંઝાવાતો ઉદયમાં આવે છે અને સંસાર એ રૌરવ નરક જેવો ભાસે છે. જેથી પ્રત્યેક લોકોને જીવન સફળતાની ચાવી સ્વરૂપ વાત્સલ્ય અનેક રીતે બહુ ઉપયોગી સંજીવની જેવું તત્ત્વ છે.

**શત્રુને મિત્ર બનાવવાનું અમૂલ્ય સાધન વાત્સલ્ય છે.**
**સંતાનને સદાકાળ સ્વગૃહના સભ્યો બનાવતું વાત્સલ્યછે.**

વાત્સલ્યના તોલે બીજો ગુણ ઉભો રહી શકે તેમ નથી. સૌથી મોંઘું અને સૌથી સુંદર વાત્સલ્ય તો માતા–પિતાનું ગણાય છે. માતા–પિતાને પણ પોતાના સંતાન કરતાં બીજા કોઈપર વધારે વાત્સલ્ય પ્રગટી શકતું નથી.

બાળકના જન્મથી જ માતા પોતાના સંતાન માટે ચિંતા કરતી જ હોય છે. માતાને પ્રતિપળ પોતાના બાળક માટે વાત્સલ્ય ઝરતું જ રહે છે. બાળકનું અશુભ ન થાય, રોગી ન બને સદા નિરોગી રહે સુંદર, સંસ્કારી અને શ્રેષ્ઠ પ્રકૃતિવાળું બને તેની હિત ચિંતવના માતા કરતી જ રહેતી હોય છે.

પર્વ અને તહેવારોમાં લગ્ન અને પ્રસંગોમાં માતા સૌથી પહેલાં પોતાના બાળકો માટે ભોજન જમાડવા તૈયાર થાય છે. ઘરની સારી વસ્તુ પ્રથમ બાળકોને જ આપે છે. આટલી બધી ઉદારતાનું કારણ માતા–પિતાનું અંતરથી ઝરતું સંતાનો માટેનું વાત્સલ્ય છે. જેને આપણે વાત્સલ્યની અમી વર્ષા કહી શકીએ છીએ.

## માતા-પિતા એ વાત્સલ્યના અમી ઝરણાં છે.

તમારી સામે ત્રણ માસ થયા ભગવાન મલ્લીનાથનું અધ્યયન ચાલી રહ્યું છે. મલ્લીકુમારીને મેળવવા માટે ત્રણ રાજવીઓએ પોતાના દૂતોને રવાના કરી દીધા છે.

तेणं कालेणं तेणं समयेणं कुणाल नाम जणवए होत्था। तत्थणं सावत्थी नाम नयरी होत्था। तत्थणं रुप्पी कुणालहिवई नामं राया होत्था तस्सणं एप्पिस्स धुया धारिणीए देवीए अत्तया सुबाहु नामं दारिया होत्था। सुकुमाल......जाया यावि होत्था। तीसेणं सुबाहु......जाणइ......एवं खलु......भविस्सइ....त....साहरेह......
......ओलंति।

શાસ્ત્રકાર ફરમાવે છે કે તે કાળ અને તે સમયમાં કુણાલ નામે દેશ હતો. તેમાં શ્રાવસ્તી નામની નગરી હતી. તેના અધિપતિ મહારાજા રુકમી તેમાં રહેતા હતા. તેને એક પુત્રી હતી. તેનું નામ સુબાહુ હતું. તેની માતાનું નામ ધારિણી હતું. તે સુબાહુ પુત્રીના હાથપગ ખૂબજ સુકોમળ હતા. તે રૂપે, આકૃતિએ, યૌવન તેમજ લાવણ્ય આદિ બધામાં સુંદર ગણાતી હતી. તે સુંદર અંગોવાળી પુત્રી સ્ત્રીઓનાં બધા ગુણોથી યુકત હતી.

તે સુબાહુ કન્યા માતા-પિતાને વલ્લભ હતી. માતા-પિતાના વાત્સલ્યનું પ્રતિક હતી. માતા-પિતા માટે તે ઉત્તમ સંતાન હતી. એક વખત તે કન્યાને ચાતુર્માસિક સ્નાન કરાવવાનો મહોત્સવ નજીક આવ્યો, ત્યારે મહારાજા રૂકમીએ કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા અને કહ્યું: હે દેવાનુપ્રિયો! આવતી કાલે સવારે સુબાહુ દારિકાનું ચાતુર્માસિક સ્નાન થશે. જેથી રાજમાર્ગની પાસેના મુખ્ય મંડપમાં જળ-સ્થળમાંના રંગબેરંગી ફુલો લાવો. અને એક સુગંધી ફૂલોવાળો મંડપ બનાવો. તે મંડપ ઉપર સુંદર ચંરદવો નાખો, મંડપની મધ્ય ભાગમાં ગુલાબ આદિ ફૂલોનો શ્રી દામકાંડ લાવી તેમાં લટકાવો. લોકોએ રાજાની આજ્ઞાનુસાર બધુ બનાવી આપ્યું. तएणं से रुप्पी......तंदुलेहि णगरं आलिहइ

મહારાજા કુણાલે સોનીઓને બોલાવ્યા. તેમને હુકમ કર્યો કે સુબાહુ કુમારીકાનો આવતી કાલે સ્નાન મહોત્સવ છે જેથી તે પુષ્પ મંડપમાં રંગબેરંગી ચોખાથી નગરીની રચના કરો. તેની વચ્ચે સોનાનો સુંદર પટ્ટક (પાટલો-બાજોઠ) બનાવો. તેઓએ આ બધી રચના કરી રાજાને ખબર આપ્યાં.

तएणं से रुप्पी...... पुप्फमंडवे तेणेव उवागच्छइ......सन्निसन्ने तएणं ताओ...... उवर्णेति, सुबाहु......सद्दावेइ, मज्जणए.....अग्घेइ तएणं से रुप्पीराया वरिसधरस्स ......तेणेव पहारेत्थ गमणाए

આપણે ત્યાં દિવાળીના દિવસોમાં અને નૂતનવર્ષના પ્રસંગે ઘરઘરનાં આંગણે કેવો ચૌક પૂરાય છે. તમારાથી કંઈ અજાણ્યું છે? તેમાં સુંદર કલાત્મક ચિત્રો બનાવી નૂતન વર્ષનું સ્વાગત કરવામાં આવે છે. કેમ ચંપકભાઈ! હવે તો પ્લાસ્ટિકના રંગેબેરંગી તૈયાર કરેલા જ રંગોળીના ચિત્રો આવ્યા છે. હવે રંગવાની જરૂર નહિ રહે!

રાજાને પુત્રી માટે કેટલું વાત્સલ્ય છે કે બધા કાર્યની જવાબદારી પોતે જાતે લઈને બેઠા છે. શું આવું કામ મંત્રી-પ્રધાનને સોંપી ન શકાય? આજે તમારા પ્રસંગોમાં તમો જાતે જ કામ કરો છો કે સંબંધીઓને કામ સોંપી દો છો? ગુરૂદેવ! મુંબઈમાં તો બધા કાર્યો માટે Order ઓર્ડર જ દેવાના હોય! તેના માણસો આવીને બનાવી જાય. અમારે કશીયે ચિંતા કરવાની ન હોય!

જાતે કરાવવાની મઝા એ છે કે પૈસો ખરચતાં કામ સારૂં થાય, બીજાની જવાબદારીએ ખર્ચાઈ ઘણું પણ લેખે ન લાગે?

એક શેઠ હતા. તેઓ પ્રકૃતિના ભારે મુંજી-લોભી હતા. શેઠને એકની એક દીકરી હતી. તેના લગ્નના દિવસો આવ્યા. શેઠે માણસો બોલાવીને બધી જાતની સામગ્રી માટે Order આપી દીધા.

મંડપ બંધાયો, જાન આવી, સામૈયું થયું, સૌનું સ્વાગત કરી ઉતારવામાં આવ્યા, સરભરા થઈ ગઈ, આ બધું થઈ ગયું પણ શેઠે જાતે કંઈ ચિંતા ન કરી. જાન જમવા બેઠી જમણવાર શરૂ થયો. રસોઈ પીરસાવા લાગી ત્યારે શેઠ હાજર થયા. શેઠે જાનૈયાઓની થાળીમાં પીરસાતા લાડુ અને મોહનથાળ પર નજર નાખી. લાડવા ઠીક હતાં પરંતુ મોહનથાળ ઠીક ન લાગ્યો. હાથમાં લઈને એક ટુકડો ચાખ્યો. ચાસણી થોડી કાચી રહી ગઈ હતી, પણ હવે શું થાય? જાનૈયા જમતા હતા. તેમાં અંદરોઅંદર ટીકા થવા લાગી. જમણવાર પૂરો થઈ ગયો. જાન રવાના થઈ ગઈ, પૈસા ખરચાઇ ગયા અને લોકોને મોઢે વાત રહી ગઇ કે "શેઠે બધું સારૂં કર્યું પણ જમણવારમાં મોહનથાળ કાચો હતો." શું આ શેઠે કર્યું હતું! નહિ, શેઠનો દોષ નથી. પરંતુ શેઠે જાતે જોયું નહિ એટલે આવું થયું ને! તો સાંભળવાનો વખત આવ્યો! કહેવાનું એ છે કે પ્રસંગ સારો દીપાવવો હોય તો ભાડૂતી માણસો ઉપર વિશ્વાસ ન મૂકાય. જાતે દેખરેખ રખાય તો પ્રસંગ દીપી જાય છે. દીક્ષાના પણ આપણે ત્યાં પ્રસંગો આવે છે. સંઘ-સમાજ હજારો રૂપીયા ખરચી માણસો સામે ભવ્ય રૂપે ઉજવી રહ્યા છે. જો આવા પ્રસંગોની વ્યવસ્થાઓમાં થોડી કચાશ રહે તો લોકોને બોલવાની તક મળે છે. જેથી જવાબદાર વ્યક્તિઓએ પોતાની જાતે ફરજ સમજી કાર્ય કરવામાં આવે તો તેમની શક્તિનો સદ્વ્યય થયો ગણાય.

કુણાલાધિપતિ રૂકમી રાજા હાથી ઉપર સવાર થઇને ચતુરંગિણી સેના સાથે મહાભટોના સમુહની વચ્ચે તેમજ અંતઃપુરના સમુહ સહિત પોતાની પુત્રી સુબાહુ કુમારીને આગળ રાખીને પેલો પુષ્પમંડપ હતો ત્યાં પહોંચ્યા.

નગરજનોને સ્વાભાવિક વિચાર આવે કે મહારાજાને પોતાની પુત્રી માટે કેટલું વાત્સલ્ય છે. તેના માટે કેવી સુંદર સવારી લઈને જઈ રહ્યા છે.

રાજા રાણી કુમારી વગેરે સૌ મંડપમાં પ્રવેશી ગયા અને પૂર્વ દિશા તરફ મુખ કરીને એક ઉત્તમ આસન ઉપર બેસી ગયા. રણવાસની સ્ત્રીઓએ સુબાહુકુમારીને બાજોઠ ઉપર ચઢાવીને બેસાડી દીધી. તેઓએ કુમારીને ચાંદી, સોનાના સફેદ અને પીળા કળશોથી સ્નાન કરાવ્યું. અને ઘરેણાંઓથી તેને શણગારી રાજાના (પિતાના) ચરણોમાં વંદન માટે લઈ ગયા. કુમારીએ રાજાને વંદન કર્યા. રાજાએ પુત્રીને વાત્સલ્યથી પોતાની પાસે બેસાડી. તેના રૂપ, યૌવન અને લાવણ્યથી વિસ્મય પામેલા રાજાએ વર્ષધર રણવાસના કંચુકીને બોલાવ્યા. તેની સાથે વાતચિત કરી કે તમો તો દેશ-પરદેશ જાઓ છો. તમોએ ત્યાં અનેક ઉત્સવો જોયા હશે પરંતુ ત્યાં આવો ઉત્સવ, આવો મંડપ અને આવો શ્રીદામકાંડ કોઈના રાજ્યમાં જોયો છે ખરો?

વર્ષધરે રાજાને હાથ જોડીને કહ્યું: "હે સ્વામી હું કોઈ વખત દૂત બની મિથિલા નગરીમાં ગયો હતો. ત્યાં કુંભકરાજાની પુત્રી મલ્લીકુમારીનો સ્નાન મહોત્સવ જોયો હતો. તેની સામે આ સુબાહુ દારિકાનો સ્નાન મહોત્સવ લક્ષાંશ પણ નથી." રાજાએ દૂતની આ વાત સાંભળી, વિચાર કરીને કહ્યું: "તે મલ્લીકુમારી કેવી છે? કેવડી છે? તેના વિષે બધી વાત કરો."

લોકોને જે વાતમાં રસ પડે તે પુછવાનું મન જરૂર થાય. રસ ન હોય તો કંટાળો આવે અને બીજી વાત સાંભળવાનું મન થાય. અહીં રાજાને તીવ્ર અભિલાષા જાગી છે. કુમારી મલ્લી માટે પ્રેમ જાગ્યો છે.

રાજાએ એક ખાસ દૂત તૈયાર કરી મલ્લીકુમારી માટે સંબંધ કરવા રવાના કર્યો.

વડીલોનું વાત્સલ્ય યોગ્ય પાત્ર હોય તો હેતથી ભરી દે છે. એક વખત એક માતાને એકનો એક પુત્ર હતો. માતાએ નાનપણથી તેને કેળવણી આપી હતી. તેના માટે અંતરથી શક્તિ ખરચી નાખે છે. માતાને પોતાના આ પુત્રમાં અત્યંત મમતા હતી. અનહદ તેને પ્રેમ હતો. માતા થોડી બિમાર હતી. તે બિછાનામાં સુતી છે. પુત્ર બહારથી આવે છે. રાત્રીના નવનો સમય થયો છે. માતાએ પુત્રને આજ્ઞા કરી બેટા! મારે પાણી પીવું છે! એક લોટો પાણી ભરી લાવ.

પુત્ર તો આજ્ઞાંકિત છે. રોજ માતાની સેવા કરે છે. પાણીનો લોટો લઈ માતા પાસે જાય છે. જ્યાં માતા પાસે પહોંચ્યો કે માતાને ઉંઘ આવી ગઈ. તેઓ તો ઘસઘસાટ ઉંઘવા લાગ્યા. સવાર પડવા આવી અને મા જાગ્યા. પુત્ર પાણીનો લોટો લઈને હજુએ એની પાસે ઉભો છે.

બા સૂઈ ગયા હતા. દીકરો તો આખી રાત જાગ્યો હતો. એને એમ થતું હતું. કે એક કલાકે હમણાં બા જાગશે. પણ બે કલાક થઈ ગયા એમ કરતાં તો અધી રાત વીતી ગઈ અને છેલ્લે તો દિવસ ઉગ્યો.

સવાર પડી ગઈ હતી. દીકરો થાકી ગયો હતો. સવારે બા જાગ્યા. જોયું તો દીકરો પાણીનો લોટો લઈને ઉભો હતો. બાએ પુછયું : બેટા! શું કરે છે? બા તમે પાણી માંગ્યું હતું ને? તમે તો માંગીને સૂઈ ગયા. પણ બેટા મેં તો રાતે માગ્યું હતું? પછી તો તારે સૂઈ જવું હતું ને? બાએ દુઃખી હૃદયે કહ્યું: અરે બેટા! મારે માટે નવ-નવ કલાક જાગ્યો? બા! તમારી આજ્ઞા પુર્ણ થયા વિના કેમ સૂઈ શકું?

જોઈ લેજો આ માતાના શબ્દો છે. કેવો પ્રેમ છે? બા, મેં તો નવ કલાક સુધી લોટો પકડયો છે પણ તમે તો મને નવ મહિના પેટમાં રાખ્યો હતો! તમે મને મોટો કર્યો. ભણાવ્યો, ગણાવ્યો આ તમારો ઉપકાર ઓછો છે?

તમોએ માતાના લાડીલા પુત્રના શબ્દો સાંભળ્યા? તમારે છે આવા દીકરા? માતાની આંખમાં તો આંસુ આવી ગયા. આનું નામ સાચું વાત્સલ્ય ગણાય! સૌના ઘરમાં માતા અને સંતાનો વચ્ચે આવું નિર્મળ વાત્સલ્ય હોય તો સ્વર્ગના દેવતાઓ વંદન કરવા આવે!

ખરેખર, માતા-પુત્રનું આ અનોખુ વાત્સલ્ય ગણાય. પરંતુ આજના સમાજમાં તો ઘર ઘરમાં કલેશ છે. કોઈને કોઈની વાત સાંભળવી ગમતી નથી. વાત કરશે તો પાડોશી સાથે વાત કરશે પણ ઘરના માણસો સાથે વાતેય ન કરે.

આજના યુગમાં એકને બીજા માટે પ્રેમ નથી. એકને બીજા માટે વાત્સલ્ય નથી. પેલો પુત્ર હતો, જે માને માટે આખી રાત જાગ્યો હતો. આવું વાત્સલ્ય આજે કયાં જોવા મળશે? તમારે તમારા સંતાનો ને તમારા બનાવી રાખવા હોય તો અંતરના વાત્સલ્યને પ્રગટાવો. આ જવાબદારી માતાની છે. સંતાનોમાં આવા નિર્મળ સંસ્કાર તો એક માતા જ સીંચી શકે છે.

બંગાળની કલકત્તા નગરીની એક વાત છે. ત્યાં આશુતોષ મુખરજી નામના એક ન્યાયાધીશ હતા. એ ઉપરાંત યુનિવર્સીટીના ચાન્સેલર પણ હતા. આવો

ઉત્તમ વિદ્વાન માણસ, આવડી પોસ્ટ ઉપર હોવા છતાં એક દિવસ એણે માતાને કહ્યું: મા! મારે રાજ્યના એક અંગત કામ માટે વિદેશ જવું પડે તેમ છે. બોલો! તમો કહો તેમ કરૂં?

માતાએ વાત સાંભળીને કહ્યું: "મારૂં સંતાન દરિયાપાર જાય એ હું જોઈ શકતી નથી." પુત્રે આ વાત વધાવી લીધી. માએ ના પાડી એટલે દરિયાપાર ન જવાય એવો મનોમન નિર્ણય કરી લીધો. ભારતના ગવર્નરને મુખરજીને મળવાનું થયું. તેમણે આજ્ઞા કરી કે તમારે વિદેશ જવાનું જ છે. ગવર્નરે કહ્યું અને મુખરજી વિચારમાં પડી ગયા. એને થયું કે માતાની આજ્ઞા પહેલી કે ગવર્નરની આજ્ઞા પહેલી? માતાની જ આજ્ઞા પ્રથમ ગણાય. તમોને કોઈ પૂછે કે સંઘની આજ્ઞા પહેલી કે મહારાજની આજ્ઞા પહેલી? તો તમે શું જવાબ આપો? માતાની આજ્ઞા પહેલી કે બેટાની? મમ્મીની આજ્ઞા પહેલી કે તમારી?

ગવર્નરે મુખરજીના મુખ ઉપરના ભાવ જોઈને પૂછયું: તમે કેમ કાંઈ જવાબ આપતા નથી? મુખરજી! મુખરજી કહે: છે હું વિદેશ નહિ જઈ શકુ સાહેબ! આવડો મોટો ગવર્નર અને તેને ના પડાય? ગવર્નર તો મુખરજીના મુખ સામું જોતાં જ રહ્યા.

પણ તમે વિદેશ જવાની ના કેમ પાડો છો? મુખરજી! ગવર્નરે પૂછયું. સાહેબ, મારા માતા મને વિદેશ જવાની આજ્ઞા આપતા નથી. ગવર્નરને આશ્ચર્ય તો થયું જ. પણ સાથે સાથે મુખરજી માટે માન પણ પ્રગટ્યું. મા પ્રત્યેની લાગણી, મા પ્રત્યેની ભાવના અને એની આજ્ઞાનો સ્વીકાર એ કેટલી મોટી વાત હતી? માતાનું જે હૃદયમાં સન્માન છે તે ઘણું મોટું મહત્ત્વ ધરાવે છે.

આજે વાત્સલ્યના ભાવો તેના ઉદાહરણો સાંભળીને તમો ઘણી રીતે જ્ઞાન મેળવી શકયા છો. તમો તમારા સંતાનના વડીલો છો. તમો જરૂર આવા વાત્સલ્યની અમી વર્ષા પ્રગટાવતાં રહેજો.

હવે પેલા દૂતો મિથિલા નગરી તરફ ગયા છે. ત્યાં શું થશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.

## ૭૬

# વિજયની વરમાળા પ્રેમ!

( આસો શુદ ૫ તા. ૨૮-૯-૭૬ મંગળવાર )

અનંતજ્ઞાની પરમાત્મા ભગવાન મહાવીરની દિવ્ય દેશના ભવ્યાત્માઓ માટે વિજય સ્વરૂપ ગણાય છે. માનવ વિજયની આશા વડે જીવી રહ્યો છે. વિજયની

વરમાળા સૌને પહેરવાનું મન થાય છે. પરંતુ તેનું સદ્ભાગ્ય તો પુણ્યશાળી ને જ પ્રાપ્ત થાય છે.

**વિજયનું સર્વોત્તમ સાધન પ્રેમ છે મોહ નહિ !**
**વિજય સાફલ્યની કળા પ્રેમ છે મોહ નહિ !**

આજનો માનવ જીવન સફળતાનું સાધન મોહને ગણી તેને સંજીવની સમ સાથે લઈને ફરી રહ્યો છે પરંતુ સફળતાની ચાવી મોહ નથી પ્રેમ જ છે. પ્રત્યેક માનવ પાસે જીવન ધન્યતાની કળા હોવી જ જોઈએ. જેની પાસે પ્રેમની કળા નથી તે સફળ થઈ શકતો નથી.

**જીવન મંગળતાનું ઉત્તમ સાધન પ્રેમ છે મોહ નહિ !**
**જીવન મધુરતાની ઉત્તમ કળા પ્રેમ છે મોહ નહિ !**

જગત જીવે સર્વજીવોની સાથે મોહનો સંબંધ જોડયો છે. મોહનો સંબંધ શાશ્વત નથી હોતો ! તે ક્ષણિક ગણાય છે. પ્રેમના સંબંધો શાશ્વત ગણાય છે. તે સંબંધ અમર ગણાય છે. પ્રેમસ્વરૂપા સંબંધો પ્રતિકુળતામાં પણ ટકી રહે છે અને મોહ સ્વરૂપા સંબંધો અનુકૂળતામાં પણ તૂટી પડે છે. આજના ગૃહસંસારમાં પ્રેમે વિદાય લીધી છે અને મોહે વાસ કર્યો છે.

વ્યક્તિના જીવનનો શો ભરોસો ? આજે શાહુકાર છે કાલે ભિખારી પણ બની જાય ! આજનો ભિખારી આવતી કાલનો શ્રીમાન પણ બની શકે છે. જેથી પ્રેમના સંબંધો જીવનની કોઈ પણ સ્થિતિમાં પણ બની રહે છે અને મોહના સંબંધો છૂટી જતાં વાર લાગતી નથી.

એક શેઠના પુત્રનો સંબંધ તે જ ગામની શ્રીમંત કન્યાની સાથે થયો. બંને વેવાઈઓ વેવાણોની સાથે પુત્ર-પુત્રીને લઈ દર્શનાર્થે આવ્યા. હર્ષ અને આનંદનો ઉભરો સમાતો નથી. સંતાનોના સંબંધથી હજારોના દાન પણ કરી લીધા. સંતના દર્શન કરી માંગલિક સાંભળી ગયા. સંતાનો રાત્રે સીનેમા જોવા ગયા. ત્યાં બંને વચ્ચે મનદુઃખ થયું. બંને સૌ સૌને ઘેર ગયા. પુત્રે પિતાને સવારના પહોરમાં કહી દીધું “ પિતાજી ! મારે નરોત્તમ શેઠની નલિની નથી જોઈતી.” શેઠે કહ્યું: “ બેટા ! શું કારણ છે ? ” હું એનું મોઢું જોવા નથી જ માંગતો. તેમને ના કહેવડાવી દો. અમારે સગાઈનો સંબંધ નથી રાખવો.” શેઠે પુત્રને ઘણો સમજાવ્યો પરંતુ પુત્ર ન સમજયો એટલે નહિ જ. છેવટે શેઠે નરોત્તમ શેઠને સંબંધ વિચ્છેદના ખબર મોકલાવી દીધા.

તમોએ સાંભળ્યુંને ? સંબંધ વિચ્છેદ કેમ થયા ? આ સંબંધો મોહના હતા.

આ સંબંધો શરીરના હતા. ત્યાં બંનેની વચ્ચે સાચો પ્રેમ કે આત્મભાવનાની પ્રિયતા ન હતી. બંને પક્ષમાં સંબંધના સમયે કેટલો હર્ષ અને આનંદ હતો. હવે શું થયું ? માટે તમો સૌ પ્રેમ અને મોહને જાણતાં શીખો. તે બંનેને સમજતાં શીખો.

જ્ઞાનીજનો ફરમાવી ગયા છે કે જેઓ હૃદયના પ્રેમ સરોવરમાં સ્નાન કરે છે તેનો આત્મા દુઃખી થતો નથી. જેઓ મોહના ખારા સાગરમાં સ્નાન કરે છે તેના જીવનમાં ખારાશ વ્યાપી જાય છે.

એકજણ નદીમાં સ્નાન કરે છે બીજો સાગરમાં કરે છે તો બંને વચ્ચે તફાવત શું ? કહો ? જવાબ આપો ? જુઓ, સાગરમાં સ્નાન કરનારને વારંવાર સ્નાન કરવું પડે છે. પરંતુ નદીમાં સ્નાન કરનારને એક વખતમાં જ સ્ફૂર્તિ આવી જાય છે. આવી રીતે મોહ ઘેલા પ્રાણીઓ મોહરૂપી સાગરમાં સ્નાન કરે છે પણ અંતરનો આનંદ મળતો નથી.

### મોહ અને પ્રેમ બંને પ્રતિ સ્પર્ધિ સ્વરૂપો છે.

જ્યાં મોહ હોય ત્યાં પ્રેમ ન હોય, જ્યાં પ્રેમ હોય ત્યાં મોહ ન હોય ! મોહ શરીરને જુએ છે, રૂપ રંગને જુએ છે પરંતુ પ્રેમ આત્માને જુએ છે, તેના ગુણોને જુએ છે. અત્યાર સુધીનો કાળ જીવે મોહમાં જ પસાર કર્યો છે. હવે સાચા પ્રેમના સંબંધોને બાંધી લ્યો કે જેનાથી તમારો સંસાર તો મીઠો બની જાય ! જો પ્રેમ સંબંધ બાંધ્યા હોત તો કદી પણ તૂટયા ન હોત !

આજની સાસુઓ ફરિયાદ કરતાં કહે છે : હું ત્રણ ત્રણ દીકરાની વહુઓની સાસુ થઈ પરંતુ મારે કોઈ વહુનું નામ લેવા જેવું નથી. તો બીજા સાસુ કહે છે: શું કરીએ ત્રણેને પરણાવ્યા છે. પણ આ કરતાં તો વાંઝણી હોત તો સારૂં હતું. આ બનેને ઘેર સંબંધો છે તે મોહના છે. ત્યાં પ્રેમ નથી !

### જયાં પ્રેમ છે. ત્યાં ફરિયાદ નથી મોહ છે. ત્યાં અનેક પ્રશ્નો છે.

જીંદગીનો આનંદ અને મઝા તો સાચા પ્રેમમાં છે. મોહની મસ્તિમાં તો કલેષ અને વિષાદ હોય છે. જેણે પોતાના જીવનમાં પ્રેમની કળા શીખેલી છે તેને ત્યાં કોઠે કોઠે સુખના દીવડાઓ પ્રગટે છે અને જેની પાસે મોહની ગુલામી છે ત્યાં નિમિત્તે નિમિત્તે અશાંતિ, દુઃખ અને શોક છવાયેલો રહે છે.

આપણે ત્યાં ભગવાન મલ્લીનાથનો અધિકાર વંચાય છે. હવે શાસ્ત્રકાર ફરમાવે છે તે સાંભળો !

तेणं कालेणं तेणं समयेणं काशी नाम जणवए होत्था। तत्थणं वाराणसी नयरी होत्था। तत्थणं संखे नामं कासीराया होत्था।

તે કાળ અને તે સમયમાં કાશી નામનો દેશ હતો. ત્યાં વારાણસી ( બનારસ) નામની નગરી હતી. ત્યાં શંખ નામે રાજા રહેતો હતો.

तएणं तीसे मल्लीए····· कुंडल······यावि होत्था। तएणं सेकुंभए····· संघाडेह, तएणं सा······ ···संधित्तए। नो चेवणं····· उवागच्छइ, एवं खलुसामी····· पच्चप्पिणह तएणं अम्हे तं दिव्वं····· घटेमो, तएणं से······एवं वयासी, से के णं····· संघाडेत्तए? तएणं से सुवण्णगारा·· ···निवखमंति, विदेहस्स····· उवागच्छंति, त्ता अग्गुज्जाणंसि······ उवागच्छंति, त्ता····· इव्वमागया, तं इच्छामोणं सामी!······परिवसिउं।

કુંભક રાજાની પુત્રી કુમારી મલ્લિ ભગવતી સો વર્ષની ઉંમરના થયા છે. એમનામાં રૂપ-યૌવન અને લાવણ્ય નીતરી રહ્યું છે. કુંભક મહારાજાને દેવે આપેલા દીવ્ય જ્યોતિવાળા અરહન્નક શ્રાવકના દીધેલા કુંડળ મલ્લિકુમારી ઘણાં વખતથી પહેરે છે. એકવાર આ દીવ્ય કુંડળના સાંધામાં તડ પડી ગઈ. જે વસ્તુ રોજ વપરાતી હોય તેમાં ક્યારેક કોઈ ખામી આવી જાય તે સ્વાભાવિક છે. તમારા T. V. રેડીયો, ફ્રીઝ વગેરેમાં કંઈ ખામી નથી આવતી? શું તમો તેને સમરાવવા નથી લઈ જતાં? અને પહેરેલા કપડા કે બેસવાની CAR કારમાં કે રહો છો તે બ્લોકમાં પણ નૂકસાન તો થઈ જાય છે. તેને સુધારવાની મહેનત તો તમો જરૂર કરો છો. અરે! આ કંચનવરણી કાયામાં પણ ક્યારેક બિમારીની કે Fracture ફ્રેક્ચરની (તડ) ઘડી આવી નથી જતી? જરૂર આવે છે, તો તેના માટે ઈલાજ થાય છે.

અહીં મલ્લીકુમારીકાના કુંડળોના સાંધા ખુલ્લા પડી ગયા છે. મહારાજા કુંભકે નગરમાંથી સોનીઓને બોલાવી મલ્લીકુમારીના કુંડળો સાંધવા માટે આજ્ઞા કરી. આ કુંડળ લઈ જાઓ, તેના સાંધા બરાબર ઠીક કરી ફરી મારી પાસે લાવો. તે સોનીઓએ યોગ્ય સ્થાને બેસી કુંડળો જોડવાની ઘણી મહેનત કરી. પરંતુ સફળ ન થયા ત્યારે તેમને દુઃખ થયું. કામ ન બની શક્યું તેનો ખેદ થયો.

તમો લોકોને કોઈવાર સંતો આજ્ઞા કરે કે આ કામ કરવાનું છે. જો તે કામ ન બને તો દુઃખ થાય કે આનંદ થાય? બીજાના કામ થઈ શકે સંઘ, શાસન કે સંતોના ન બની શકે એ પણ ખેદની વાત છે.

સોનીઓ કુંડળો લઈ રાજા પાસે આવ્યા અને કહેવા લાગ્યા? "હે સ્વામી! આ કુંડળો સાંધવામાં અમો સફળ થયા નથી. જો આપની આજ્ઞા હોય તો આ કુંડળ જેવા બીજા કુંડળ નવા બનાવી આપીએ. રાજા સોનીઓની આ વાત સાંભળી ગુસ્સે થઈ ગયા. ક્રોધથી લાલ, પીળા થઈ જઈ ભમ્મરો ઉંચી ચઢાવી કહેવા લાગ્યા! જો તમો આ કુંડળોને સાંધી શકવામાં અસમર્થ છો તો તમો સોની કઈ રીતે કહેવાઓ.

છો ? જેઓ સોની હોય તે તો સોનામાંથી ઘણી જાતના કલાત્મક ઘાટ કરી શકે છે. રાજાઓના મન પણ પ્રસન્ન કરી દે છે. તમે જ્યારે આ કુંડળના તુટેલા સાંધાને જ જોડી નથી શકતા તો તમોને સોનીના કુળમાં જન્મેલા કયા આધારે માનીએ ?

આ તો રાજા છે. ગામના ધણી છે, તેનું ધાર્યું ન થાય તો ગુસ્સામાં આવી કાઢી પણ મૂકે ! તમો પણ તમારા ઘરનાં રાજા જ છોને ? કયારેક ધાર્યું ન થાય તો છોકરાને મારી લ્યો, બાને વઢી લ્યો અને ઘરવાળાને ? તે ન બોલાય, જવા દો. તમો પણ ગુસ્સામાં હો તો કોઈને છોડો તેવા નથી.

**कोहो य माणो य अणिग्गहिया** ભગવાને કહ્યું છે કે ક્રોધ અને માન અનિગ્રહિત છે. સોનીઓ તો રાજાને સત્ય વાત કહી દીધેલી કે આ કોઈ દિવ્ય કુંડળો લાગે છે. તેને સાંધી શકાય તેમ નથી. પરંતુ રાજાનુ મગજ ગયુ અને ગુસ્સામાં ને ગુસ્સામાં બોલી ઉઠયા : **"તમે બધા સોનીઓ મારી મિથિલાનગરી છોડી ચાલ્યા જાઓ !"** ક્રોધના કારણે માણસોમાં ત્રણ પ્રકારની અસ્થિરતા પ્રગટે છે. ૧. મનની ૨. વચનની અને ૩. કાયાની. ત્રણે યોગ અસ્થિર બને છે. માણસ કાબુ બેકાબુ બની જાય છે.

જ્ઞાની પુરૂષોએ ત્રણ જાતની ગરમી બતાવી છે.

૧. **માનસિક ગરમી**–ન કલ્પી શકાય તેવા વિચારો આવે. જેનાથી માણસનું મન અપવિત્ર બની જાય. કયારેક વિચારોના વમળોની ગરમીએ માણસ પાગલ બની જાય છે. જો વિચારોનો આવેગ વધી જાય (Tension ટેનશન વધી જાય) તો ધોરી નસ પણ ટૂટી જાય છે. જેને હેમરેઇજ કહેવાય છે. ઘાટકોપરના મહારથી વાડીલાલભાઈને શું થયું હતું ? શા માટે થયું હતું ?

૨. **વાચિક ગરમી**–વચનની ગરમી ઘણી ભયંકર છે. માણસ બોલવામાં વિવેક ચૂકી જાય છે. ઘણીવાર કલેષનુ કારણ પણ બની જાય છે. જેનું મોઢું વશ નથી તે બે બાજુથી માર ખાય છે. એક તો બોલવાથી બગડે છે. અને બીજુ ન ખાવાનું ખાઈ લેવાથી શરીર બગડે છે. વચનની ગરમીએ અપશબ્દો પણ નીકળી જાય છે. ન બોલવાનું બોલાઈ જાય છે.

મુંબઈમાં એક ઘટના બની ગઈ હતી. એકવાર એક છોકરો ઘરમાં ધમાલ કરતો હતો. તેની માતાને ગુસ્સો ચડયો. આવેશમાં આવીને બોલી ગઇ. "તું મર અહીંથી."

આ સાંભળી છોકરાને ગુસ્સો ચડયો. જઇને બાજુના કૂવામાં પડયો અને મરી ગયો. કેટલીક ચીજ એવી છે કે એકવાર નીકળી ગયા પછી પાછી જઈ શકતી નથી. તમો જાણો છો ? આવી ત્રણ વાત છે. ૧. ધનુષ્યમાંથી છૂટેલું તીર. ૨. મુખમાંથી

નીકળેલો શબ્દ. ૩. શરીરમાંથી ગયેલો આત્મા. આ ત્રણે એકવાર નીકળ્યા પછી પાછા આવતાં નથી. જેથી બોલતી વેળાએ બહુ જ વિવેક રાખવો જોઈએ. વચનની ગરમીએ કેવા કેવા કેટલા અનર્થો ઉભા કરી દીધા છે. વર્ષોના મીઠા સંબંધો ક્ષણવારમાં નાશ કરી દેનાર પણ શબ્દ જ છે.

૩ કાયિક **ગરમી**–શરીરમાં ગરમી આવે એટલે માણસ કાંપવા માંડે છે. ગુસ્સામાં આવી હાથમાં જે હોય તેને ફેંકવા લાગે છે. પછી પથ્થર હોય કે છરી !

સોનીઓ તો રાજાની આજ્ઞા માન્ય કરીને ઘેર જઈ સર–સામાનના ગાડાઓ ભરી મિથિલા રાજધાનીના રાજમાર્ગે થઈને નીકળી ગયા. તેઓ વિદેહ દેશને છોડી કાશી દેશની વારાણસી નગરીમાં પહોંચ્યા. તેઓએ ત્યાંના એક ઉદ્યાનમાં પોતાના સામાનની બેલગાડીઓ ઉભી રાખી વિચારવા લાગ્યા કે રાજા–મહારાજાનો કોપ ખરેખર ભયંકર છે. તેઓ બિચારા ઘરબાર વગરનાં થઈને આજે કયાં પહોંચ્યા છે ? કોઈનો કોપ સારો નથી.

**રાજાનો કોપ જનતાને સહન કરવો પડે છે.**
**ધનવાનોનો કોપ ગરીબોને સહન કરવો પડે છે.**
**ધણીનો કોપ ગૃહિણીને સહન કરવો પડે છે.**
**પુત્રનો કોપ માતાને સહન કરવો પડે છે.**
**વિભાવનો કોપ આત્માને સહન કરવો પડે છે.**

ક્રોધનું ઔષધ શું ? કોપની દવા એક જ છે શાંતિ અને ક્ષમા. તે સોનીઓ શાંતિ રાખી રાજ્યને છોડી ચાલી નીકળ્યા. આજે વારાણસી નગરીના ઉદ્યાન પાસે ઉતારો કર્યો છે. તેઓએ પોતાની પાસે રહેલી કિંમતી વસ્તુ વગેરે રાજાને યોગ્ય ભેટ લઈને કાશી નરેશ શંખ રાજા પાસે ગયા. શંખરાજાને હાથ જોડી વિનયપૂર્વક તેમના ચરણે ભેટ ધરીને વાત કરી.

હે સ્વામિન્ ! મિથિલા નગરીના કુંભક મહારાજાએ અમોને નગરી છોડીને જતાં રહેવાની આજ્ઞા ફરમાવેલ છે. જેથી અમો નિર્વાસિત થઈને અહીં આવ્યા છીએ. तं इच्छामो णं सामी ! तुब्भं बाहुच्छाया परिग्गहिया निब्भया निरुव्विग्गा सुहं सुहेणं परिवसिउं । જેથી અમો તમારી છત્રછાયામાં તમારે આશ્રયે નિર્ભય અને નિરુદ્વેગ થઈને સુખ શાંતિ પૂર્વક અહીં રહેવાની ઈચ્છા રાખીએ છીએ. तपणं संखे कासीराया ते सुवन्नागारे एवं वयासी કાશી નરેશ શંખ રાજાએ તેઓને પુછયું : किन्नं तुब्भे देवाणुप्पिया । कुंभएणं रन्ना निव्विसया आणत्ता । હે દેવાનુપ્રિયો ! કુંભકરાજાએ તમોને શા કારણથી મિથિલા નગરીની બહાર જતા રહેવાની આજ્ઞા આપી છે ?

तएणं ते.....एवं वयासी, एवं खलुसामी !......आणत्ता

શંખરાજાની શંકાનું સમાધાન કરતાં સોનીઓને મિથિલા નગરીના કુંભક રાજાની મલ્લિકુમારીકાના દિવ્ય કુંડળની સાંધને જોડવાની અને તે ન જોડાઈ શકી તે વગેરેની જે ઘટના બની તે સઘળી કહી બતાવી. અમારી અસમર્થતા એ જ અમારો ગુન્હો !

રાજા શંખને થયું કે આવા દીવ્ય કુંડળ છે તો તેને પહેરનારી કુમારી મલ્લી કેવી હશે ? રાજાએ સોનીઓને મલ્લીકુમારીના વિષે જાણવા જીજ્ઞાસા બતાવી, ત્યારે સોનીઓએ રાજાને કહ્યું : હે સ્વામિન્ ! વિદેહવર રાજકન્યા મલ્લીકુમારી છે તેવી તો દેવકન્યા, ગંધર્વકન્યા, અસુરકન્યા, નાગ કે યક્ષ કન્યા પણ નથી. તેના જેવી આ ત્રણે લોકમાં કોઈ નથી.

શંખરાજાને મલ્લીની વાત સાંભળી, તેના ઉપર મોહ થયો અને દૂતને બોલાવ્યો. દૂતને કહ્યું તમો સત્વરે મિથિલા પહોંચો અને કુંભકરાજાને કહો કે તમારી કન્યાને અમારા શંખરાજા ચાહે છે. દૂત બધી રીતે તૈયાર થઈ મિથિલા તરફ રવાના થયો.

મિથિલા નરેશે ગુસ્સામાં આવી સોનીઓને રવાના કરી દીધાં છે પરંતુ તેનું ફળ કેવું ભયંકર આવશે ? તે તેમને ખબર નથી, કહ્યું છે ને !

One angry moment often does what we repent for years, it works the wrong, we never make right by sorrow or tears.

એક ક્રોધની ક્ષણ ઘણી વખત એવું કરે છે કે જેને માટે વર્ષો સુધી આપણે પશ્ચાતાપ કરવો પડે છે, અને એ ક્રોધી ક્ષણ એવું મોટું કામ કરે છે કે આપણી દિલગીરી કરવાથી અગર તો આંસુ સારવાથી તેને સુધારી શકતા નથી, માટે ક્રોધથી સદંતર દૂર રહેવું જોઈએ.

મલ્લીકુમારીના રૂપ, યૌવનની વાતો સાંભળી આ રાજવીઓ મોહિત થયા છે. મોહ શું છે અને પ્રેમ શું છે ? તે તમો સારી રીતે સમજી શકયા છો. જેઓ મોહમાં અનુરક્ત બને છે તેના અને શુધ્ધ પ્રેમમાં લીન થાય છે તેના, કેવા પરિણામ આવે છે તે બધું અવસરે કહેવાશે.

## ૭૭

# ચિત્રની વિચિત્રતા

(આસો શુદ ૬ તા. ૨૯–૯–૭૬ બુધવાર)

અનંત જ્ઞાની સર્વજ્ઞ ભગવંત મહાવીર સ્વામીએ જગતજનોને આત્માના કર્મ ચિત્રની વિચિત્રતાઓનું જ્ઞાન કરાવેલ છે. સંસાર એ ચિત્ર વિચિત્રતાનું ઘર છે. અનંતાજીવોની અનંત કર્મ વર્ગણાઓની પર્યાયો એ જ આ સંસારની સૌથી મોટી વિચિત્રતા છે.

### ચિત્ર એટલે આત્મા, વિચિત્રતા એટલે તેના કર્મો

સંસારના ચિત્રો–જીવો ત્રણ ભાગમાં વેંચવામાં આવ્યા છે. સ્વર્ગના દેવ–દેવીઓ વિવિધ પ્રકારનાં પાંચે ઈન્દ્રિય જન્ય સુખોને ભોગવી રહ્યા છે. તે સ્વર્ગીય ચિત્રનું દર્શન છે. પાતાળલોક નરક લોકના નારકીઓ ઘણી જ વિચિત્ર રીતે પૂર્વે કરેલા કર્મોને અશાતા વેદનીયની સાથે ભોગવી રહ્યા છે. જેનું વર્ણન સાંભળવું પણ તમારા માટે અસહ્ય બની જશે. મૃત્યુલોક–ત્રિચ્છા લોકના પશુઓ અને માનવો રંગ બેરંગી ચિત્ર જેવી જીવનીને પસાર કરી રહ્યા છે.

આ ત્રણે લોકના જે જે ચિત્રો–આત્માઓ છે તેની જે જે ચિત્રાવલી છે. તે તેના પાઠ રૂપે તેમના કર્મોની જ વિચિત્રતા છે.

### જીવન ચિત્રને પાત્ર છે. કર્મ વિચિત્રતાનું પાત્ર છે.

કયારેક કોઈ ચિત્રને જોયા પછી વ્યક્તિ અધીરી બની જાય છે. ઘણાં એવા પણ ચિત્રો હોય છે કે જેમાં લોકો આફરીન બની જાય છે. કોઈ ચિત્રને સાચવી લેવાનું મન થઈ જાય છે તો લોકોને કયારેક ચિત્રને જોઈ તેને ફાડી નાખવાનું મન પણ થઈ જાય છે.

જગતના અનેક ચિત્રોમાં માનવીએ સૌથી મોટું ચિત્ર વિચિત્ર પાત્ર છે. જેની ત્રણ અવસ્થાઓ છે. જન્મ, જીવન અને મૃત્યુ.

બાળકની અવસ્થા તે નિર્દોષતાનું દર્શન છે. જેમ જેમ તેના અંગોપાંગની શક્તિ વધે છે, તે વિકસિત થતું દેખાય છે ત્યારે તે બાળ ચિત્ર સૌના માટે મનોહર, મનમોહક બની રહે છે.

બાળપણ પુરૂ થાય, કિશોરપણું આવે અને તે યુવાવસ્થામાં જ્યારે પ્રવેશ કરે છે ત્યારે તેની મદઝરતી યૌવનતા વધારે આકર્ષણ કરે છે. તે સૌના દિલમાં વસી

જાય એવું ચિત્ર બને છે. તે યૌવનને આંગણે પ્રવેશી તેની શક્તિ પાંગરવા લાગે છે. તે અવસ્થાએ તેના ઋણાનુયોગના કારણે સંસાર જીવનની સાંયોગિક અવસ્થા-લગ્ન પ્રાપ્ત કરે છે. તે બે પગો હતો. હવે ચો પગો બની જાય છે. કાળક્રમે સંસાર વધતાં છ પગો આઠ પગો યા દશ-બાર પગો બની રહે છે.

તમો વિચારમાં પડી ગયા હશો કે ગુરુમહારાજ આ તે કેવા પ્રાણીની વાત કરે છે. ચો પગા કે બાર પગા એટલે શું ? પતિ પત્નિના સંબંધે ચોપગો થવાય છે. સંતાનના પિતા થવાથી છપગા ગણાય છે. જેમ જેમ સંસાર વધે તેમ તેમ બે બે પગો વધે, બરાબર છે વાત ? તમો કેમ હસો છો ? કંઈક સમજી ગયા લાગો છો ! પશુને ચાર પગ હોય, કરોળિયાને છ હોય, આઠ-દશ તો કાનખજુરાને હોય કે કેમ ? અરે ! આ તો જગતના જીવોનું વિચિત્ર દર્શન છે માનવ.

**આ જગતના ચિત્રોમાં મુખ્ય બે પાત્રો છે એક માનવ બીજો પશુ !**

આ જીવની વિચિત્રતાના સંયોગી ઈન્દ્રિયોના વિષયો છે. આ વિશ્વમાં જીવને સાંભળવા ગમે એવા સાધનો છે, આંખને જોવા ગમે તેવા ચિત્રો છે, કાનને તરબત્તર થાય એવા અત્તરો છે, જીભને સ્વાદ આવે એવા પદાર્થો છે, કાયાને સુવાળા લાગે તેવા સ્પર્શો છે.

આ વિષયોના ઉદયે યૌવનનું કૌવત વેડફાઈ જાય છે. શરીર શક્તિ ક્ષીણ થાય છે. માનસિક ચિંતાનો વધારો થાય છે. વાચિક શક્તિમાં મર્યાદા આવે છે. આર્થિક સંયોગો ઘસાઈ જાય છે. આધ્યાત્મિક રીતે જીવન અસ્થિર બને છે. ધર્મ શ્રધ્ધાથી પતિત થાય છે. આવી ચિત્રતાના કારણે સંધ્યાકાળ પહેલાં જ આ જીવાત્માને વૃધ્ધાવસ્થાની વિચિત્રતાનો જન્મ થાય છે. જેથી જીવન એ એક શોકનું ઘર બની જાય છે. વ્યાધિ અને ચિંતાનું કારણ બની રહે છે. અકાળે મૃત્યુ પામી કુટુમ્બને વિચિત્રતાનું દર્શન કરાવે છે.

સંસારની વિચિત્રતાના કારણો વ્યક્તિઓના આપસી મનભેદ, મતભેદ, ઈર્ષા, ક્લેષ અને ઝઘડાંઓ છે. ક્યારેક આ બધા કારણો અણુસમજના પણ હોય છે. ખરેખર વાત હોય કંઈ અને વાત ગવાઈ બીજી રીતે !

આપણે જ્ઞાતાધર્મકથાંગ સૂત્રનો અધિકાર ચાલે છે. શાસ્ત્રકાર હવે શું ફરમાવે છે તે સાંભળો !

तेणं कालेणं तेणं समयेणं कुरु जणवए होत्था तत्थणं हत्थिणाउरे नयरे अदीण-सत्तु नामं राया होत्था जाव विहरइ। तत्थणं महिलाए कुंभगस्स..... होत्था, तएणं मल्ल दिन्ने......जाव पच्चप्पिणंति, तएणं से ·····वयासी, तुम्मे णं......पच्चप्पिणह,

तएणं सा......अणुपविसइ, त्ता भूमिमागे......होत्था, तएण एगस्स......रुवं निव्वत्तइ, तएणं से.....एवं संपेहेइ, भूमिमार्ग........पच्चप्पिणइ, मल्ल दिन्ने कुमारे......पडिविसज्जेइ, तएणं मल्ल दिन्ने......उवागच्छइ, त्ता चितसभं..... गमणाए, तएणं से...... समुपज्जित्था,

તે કાળને તે સમયમાં કુરૂ નામે દેશ હતો. ત્યાં હસ્તિનાપુર નામે નગરીમાં અદીનશત્રુ રાજા ન્યાય અને નીતિને અનુસરી રાજ્ય-શાસન ચલાવતો હતો. શાસ્ત્રકાર રાજાનો પરિચય કરાવ્યા પછી આગળ વાત કરશે. તેની પહેલાં મિથિલાની વાત ફરમાવે છે. મિથિલાના રાજા કુંભકના મહારાણી પ્રભાવતીને એક પુત્રનો જન્મ થયો હતો. તેનું નામ મલ્લદત્તકુમાર હતું. આ કુમાર તે મલ્લીકુમારીનો નાનો ભાઇ હતો. તે રાજનીતિમાં ખૂબ જ નિષ્ણાત હતો. જેથી રાજાએ તેને યુવરાજ નિયુક્ત કર્યો હતો.

એક દિવસે મલ્લદિન્ન કુમારે પોતાના માણસોને બોલાવીને કહ્યું : હે દેવાનુપ્રિયો ! તમે પ્રમદોદ્યાનમાં જાઓ અને ત્યાં રણવાસના ઉધાનમાં એક મોટું ચિત્રગૃહ તૈયાર કરો. તેમાં સેંકડો સોનાના થાંભલા હોવા જોઈએ. તે થાંભલાઓમાં ચમકતા ઘણા મણિઓ જડેલા જોઈએ. તે પ્રકાશથી જોનારાની આંખોને આંજી દે તેવું તેમજ ચિત્તને આહ્‌લાદ આપનારું હોવું જોઈએ. મણિઓ વડે તે થાંભલાઓમાં જાતજાતના શિલ્પની રચના હોવી જોઈએ. આવી રીતે મલ્લદત્ત કુમારની આજ્ઞા મેળવીને તે પુરૂષોએ ચિત્રગૃહનું નિર્માણ કરીને રાજકુમારને ખબર આપવામાં આવ્યા.

કુમારે ચિત્રકારોને બોલાવી આજ્ઞા આપી કે તમો ચિત્રગૃહને હાવ, ભાવ, વિલાસ અને બિબ્બોકવાળા ચિત્રોથી ચિત્રિત કરો.

**હાવ**-સ્ત્રીઓની શૃંગાર અને મનોવિકાર જન્ય ચેષ્ટાઓને હાવ કહેવાય છે.

**ભાવ**-માનસિક વિકૃતિનું નામ ભાવ કહેવાય છે.

**વિલાસ**-નેત્રથી જે ભાવ ઉત્પન્ન થાય છે તે વિલાસ કહેવાય છે.

**વિભ્રમ**-ભવાંથી જે ઉત્પન્ન થાય છે તે વિભ્રમ કહેવાય છે.

**બિબ્બોક**-ઈચ્છિતની પ્રાપ્તિ હોવા છતાં પણ ગર્વથી જે તે અનાદર હોય છે. તેનું નામ બિબ્બોક કહેવાય છે.

તે ચિત્રકારોએ કુમારની આજ્ઞાનુસાર પોતાને ઘેર જઈ રંગ પીંછીઓ વગેરે દ્રવ્યોને સાથે લઈ જ્યાં ચિત્રગૃહ હતું ત્યાં પ્રવેશ કર્યો. ચિત્રની જગ્યા ઉપર રેખાઓ તૈયાર કરી, તેને સ્વચ્છ બનાવી હાવ ભાવ પૂર્વક ચિત્રો બનાવવા લાગ્યા.

આ બધામાં એક ચિત્રકાર એવો હતો કે તેની પાસે ચિત્રની વિશેષ કળા

હતી. તે અસાધારણુ શક્તિવાળા હતા. તે ચિત્રકળામાં પ્રવીણુ હતા તેમજ તેના અભ્યાસી હતા. તે ચિત્રકાર માણુસના, ગાય વગેરે ચોપગાંઓના, સાપ વગેરે અપદોના અથવા તો વૃક્ષ વગેરેનો કોઈપણુ એક ભાગ જોઈ લેતો તે પ્રમાણે જ આબેહૂબ તેમનાં ચિત્ર દોરતો હતો.

એક દિવસ તે ચિત્રકારે પડદાની પાછળ બેઠેલી મલ્લીકુમારીના પગનો અંગૂઠો ગવાક્ષના કાણામાંથી જોઈ લીધો ત્યારે તેના મનમાં એમ થયું કે હું મલ્લિકુમારીના પગના અંગૂઠાના જેવું જ સુંદર ચિત્ર તૈયાર કરૂં.

મલ્લીકુમારીના અંગમાં જ્યાં જ્યાં જે જે સૌન્દર્યના ગુણો છે. તે બધા ગુણોને તે મલ્લીકુમારીના ચિત્રમાં અંકિત કરૂં. આ પ્રમાણે જ્યારે તેણે વિચાર કર્યો, તેના અનુસાર જ તેણે તે જગ્યાને સ્વચ્છ બનાવી, માર્જન લેપન વગેરેથી તે સ્થાનને સાફ કર્યું. ત્યારબાદ તેણે મલ્લીકુમારીના પહેલા જોયેલા પગના અંગૂઠાના જેવું જ આબેહૂબ ગુણોપેત રૂપ ચિત્ર અંકિત કર્યું. બધા ચિત્રકારોનું યથારૂપ ચિત્રોથી ચિત્રગૃહ તૈયાર થઈ ગયું ત્યારે તેઓ બધા મલ્લદત્તકુમાર બેઠા હતા ત્યાં આવ્યા અને વાત કરી. હે સ્વામિન્! તમારી આજ્ઞા મુજબ અમોએ ચિત્રગૃહ તૈયાર કરી દીધું છે. ત્યારે કુમારે આ ચિત્રકારોનું સત્કાર તેમજ સન્માન કર્યું. તેમને પુષ્કળ પ્રમાણુમાં જીવિકા યોગ્ય પ્રીતિદાન આપ્યું. અને વિદાય કર્યા. ચિત્રકારની અસાધારણુ ચિત્રકળા વડે મલ્લીકુમારીના માત્ર એક અંગુઠાને જોયેલા છતાં પણુ તેના અંગોઅંગના ભાવોને મનોમન વિચારીને ચિત્ર તૈયાર કર્યું છે. ચિત્ર તો એવું જ બન્યું છે કે જાણે સાક્ષાત્ મલ્લીકુમારી જ કેમ ન બેઠા હોય! ખરેખર ચિત્રકારોમાં કોઈ કોઈ અજબ શક્તિના ધારક હોય છે.

એક રાજ્યના રાજાની ચિત્રકળા પ્રત્યેની કદર જાણી બે કલાકારો પોતાના દેશમાંથી રવાના થઈ તે રાજાની પાસે આવ્યા. રાજાએ બંને કલાકારનું યોગ્ય સ્વાગત કર્યું. રાજાએ બંનેનો પરિચય માંગ્યો. તેઓએ પોતાનો પરિચય જણાવતાં એકે શુભ નામ ચિત્રકાર બતાવ્યું બીજાએ તેનું નામ વિચિત્રકાર કહ્યું.

રાજાને વિચિત્રકારનું નામ જાણી આશ્ચર્ય થયું. તેની ચિત્રકળા પ્રત્યે વધારે ઉત્કંઠા જાગી. બંને જણાને પોતપોતાની ચિત્રકળા પ્રગટ કરવા ચિત્રશાળાનો એક Room રૂમ આપ્યો. રૂમમાં વચ્ચે એક પડદો બાંધવામાં આવ્યો. બંનેને એક એક Side સાઈડ ચિત્ર માટે આપવામાં આવી. રાજાએ બંનેને કહ્યું તમારે ચિત્રકળા માટે જે જે સાધન જોઈએ તે માંગી લો! ચિત્રકારે તો વિવિધ રંગો અને Brush બ્રશ વગેરે મંગાવવા કહ્યું. ત્યારે વિચિત્રકારે તો માત્ર એક પાણી ભરેલી બાલટી અને એક પથ્થર સિવાય બીજું કશુંયે ન માંગ્યું. રાજા તો વિચારમાં પડી ગયો કે આ

વિચિત્રકાર પાણી અને પથ્થરથી ચિત્ર કેવી રીતે બનાવશે ? છતાં બંનેને તેમની ઈચ્છાનુસાર સાધનો આપવામાં આવ્યા અને કાર્ય શરૂ થયું.

ચિત્રકારે પોતાની સાઈડમાં ચિત્રની મર્યાદા કરી તેમાં અનેકવિધ કલરો સાથે ડીઝાઈન બનાવી રાજાનો રાજ્ય મહેલ અને ચિત્રશાળામાં રાજા-રાણી અને મંત્રી વગેરે ચિત્રકળા જોઈ રહ્યા છે. તેનું અપૂર્વ ચિત્ર ઉપસાવ્યું. જાણે સજીવ પાત્રો જ હોય તેવું આબેહુબ તૈયાર કર્યું.

હવે વિચિત્રકાર દીવાલના ભાગમાં દોરી ખેંચી મર્યાદા બાંધીને તે જગ્યાએ પાણી છાંટી તેને ભીની કરી, સાથેના પથ્થર વડે તે જગ્યાને ઘસવા લાગ્યો, ઘસતાં ઘસતાં કલાકોની મહેનત પછી તે જગ્યા જાણે અરિસો કેમ ન હોય તેવી સરસ સુંદર અને સ્વચ્છ બની ગઈ.

અહીં રાજાને મન તો વિચિત્રકારની કળા માટે સંશય જ છે કે તે શું કરશે ? બંનેની કાર્યકળા પૂર્ણ થતાં રાજા પાસે આવ્યા અને ચિત્રકળાનું દર્શન કરવા આમંત્રણ કર્યું. રાજા-રાણી અને પ્રધાન ત્રણે જણા ચિત્રશાળામાં ચિત્ર દર્શન માટે પધાર્યા. ચિત્રશાળાના ખંડને ખોલવામાં આવ્યો. પ્રથમ ચિત્રકારે રાજાને પોતાની સાઈડમાં દોરેલા ચિત્રને દેખાડવા માંડયું. રાજા વગેરે આ ચિત્રકારની ચિત્રકળા કુશળતા જોઈ ખૂબ જ પ્રભાવિત થયા. પરંતુ તેના મનમાં તો હજુ વિચિત્રકારની વિચિત્રતા જ ઉભી છે.

રાજા ચિત્ર જોઈને આગળ વધ્યા પહેલાં વિચિત્રકારને કહે છે "ભલા ! તેં શું કર્યું છે ? તેણે કહ્યું પધારો મહારાજ !" રાજા વગેરેને ખંડના વચ્ચેના પડદા પાછળ લઈ જવામાં આવ્યા. રાજા પૂછે છે, "ભલા ! તેં તો કશું યે નથી કર્યું ?" પેલાએ કહ્યું: જુઓ મહારાજ ! એમ કહી વચ્ચેથી પડદો દૂર કર્યો એટલે તે સાઈડમાં પેલું ચિત્ર આબેહુબ દેખાવા લાગ્યું. રાજા વગેરે આ કળા જોઈ ઘણાં આશ્ચર્યચકિત થઈ ગયા. ખરેખર વિચિત્રકારનું જે નામ છે તેવાજ તેના લક્ષણ છે. બંને જણાની કળાની કદર કરી રાજાએ તેમને સારૂ એવું ઈનામ આપી વિદાય કર્યા.

જુઓ ! ચિત્રકારો શું કરી શકે છે ? આ તો જગતના જડ પાત્રોને ઉપસાવી લોકોને નવીનતાનું દર્શન કરાવે છે. પરંતુ ભગવાન મહાવીરે તો ચૈતન્યના અનેક ભાવવાહી ચિત્રોનું દર્શન કરાવેલ છે. હવે મલ્લીકુમારીના ચિત્રનું શું થશે ? તેના ભાવભેદ અવસરે કહેવાશે.

# મર્યાદાનું અલૌકિક ચિત્ર !

(આસો શુદ ૭ તા. ૩૦-૯-૭૬ ગુરૂવાર)

અનંત ગુણ નિધાન પુરૂષોત્તમ ભગવાન મહાવીરે માનવ જગતના ઉધ્ધાર માટે મર્યાદાઓની મંગળતા ફરમાવેલી છે.

## માનવ જીવન એ મર્યાદાઓનું અલૌકિક ચિત્ર છે !

માનવ ભવની દુર્લભતાના યશોગાન સૌ ધર્મોએ કર્યા છે. તે યશનામીની વિશેષતાઓમાં મર્યાદા એ અતિ સૌન્દર્યવાન ગણાય છે. માનવ જીવનની અહોભાગ્યતાનું કારણ તેની કર્તવ્ય મર્યાદાઓ છે. જે વ્યક્તિ મર્યાદાઓનો ભંગ કરે છે તે કર્તવ્યભ્રષ્ટ યા ધર્મવિહોણો ગણાય છે. જે જે લોકો મર્યાદાના અવરોધી થયા તેઓ પતનને માર્ગે ગયા છે. તેની સામે જેણે મર્યાદા ધર્મનું પાલન કર્યું તેઓ ધન્ય બની ગયા છે.

એક જમાનો એવો હતો કે જેણે જે જે યોગ્ય મર્યાદાઓનો ભંગ કર્યો તે તે તેનો ગુનેગાર યા દંડને પાત્ર ગણાતો હતો. સત્યયુગનો માનવી સૌથી પ્રથમ પોતાના આચાર-વિચારની મર્યાદાઓનું સુંદર પાલન કરતો હતો. પરંતુ જ્યારથી તેના જીવનમાં બીજા તત્ત્વો ભળ્યા, અને પોતે સેળભેળિયો થયો ત્યારથી મર્યાદા ભંગના કિસ્સાઓ બનવા લાગ્યા.

આજના જમાનામાં મર્યાદાનું પાલન દુર્લભ બન્યું છે, કારણ કે કોઈ પણ વ્યક્તિ રાષ્ટ્ર, દેશ, શાસન, સંઘ, જાતિ, કુટુમ્બ પરિવાર કે ધર્મની આણ નીચે રહેવા માંગતી નથી. જો કોઈની નીચે રહેવું પસંદ કરે તો સહેજે મર્યાદા પાલનની વાત આવી ચડે જેથી લોકો સૌ સ્વતંત્રતાના અને લોકશાહીના બાના નીચે સ્વચ્છંદતાનો લાભ ઉઠાવવા સ્વતંત્ર રીતે જીવવા માગે છે.

આવી સ્વતંત્ર જીંદગી મર્યાદા વિહિન બની જાય છે. તેના જીવનમાં વાસ્તવિક રસ-કસ ઓછો થતો જાય છે. છેલ્લે તે સૌમાંથી ફેંકાઈ જાય છે. તેને દ્રોહી ગણવામાં આવે છે.

રામચંદ્રજીના વનવાસ સમયે લક્ષ્મણજી તેમના સાથે રહેતા હતા. તેઓ મોટા ભાઈની મર્યાદાઓનું પાલન કરતા હતા. જ્યારે રાવણે સતી સીતાનું અપહરણ કર્યું ત્યારે સીતાની શોધ થવા માંડી. રસ્તામાંથી અને વનવગડામાથી તપાસ કર્યા બાદ સીતાના ઘરેણા પ્રાપ્ત થયા અને તે ઘરેણાઓ રામચંદ્રજી પાસે લાવવામાં આવ્યા.

આ ઘરેણાંઓમાં કોઈ ગળાનું હતું, કોઈ કાનનું હતું તો કોઈ પગનું હતું. સીતાજીને રાવણ જ્યારે લઈ જતો હતો ત્યારે સીતાજી પોતાના શરીરના ઘરેણાં રસ્તે ફેંકતાં જતાં હતાં, કારણ કે પાછળથી સીતાજીની શોધ કરવી સુગમ બને.

આવેલાં ઘરેણાંને જોઈ રામે લક્ષ્મણને બોલાવ્યા અને કહ્યું "જુઓ! લક્ષ્મણ આ ઘરેણાં સીતાજીનાં છે કે નહિ?" લક્ષ્મણે દરેક જોયા અને પછી રામને કહ્યું: "ભાઈ! આ બધા ઘરેણાઓને હું ઓળખતો નથી માત્ર આ પગના ઝાંઝરને ઓળખું છું કે તે સીતાના જ છે. કારણ કે હું પ્રતિદિન માતા સીતાજી પાસે પ્રભાતે પાય વંદન કરવા જતો હતો, ત્યારે આ ઝાંઝરને જોતો હતો!"

જોઈ લેજો વિભુતિ લક્ષ્મણની મર્યાદા! રામ અને સીતાજીની સાથે વર્ષો સુધી રહેવા છતાં, તેણે સીતાજીના દેહ ઉપર દષ્ટિ કરી નથી. આજે ભાભી અને દેવરની વાત તો જુદી રહી પણ સસરો અને પુત્રવધુ વચ્ચેની મર્યાદા પણ રહી નથી. જેમ એક એક કાળે કોઈ નિમિત્તે અને કારણે શતાબ્દિ વર્ષ ઉજવાઈ છે. તેમ આ આખી શતાબ્દિ કાળ જ એવો આવ્યો છે કે જાણે **મર્યાદા ભંગ શતાબ્દિનો** સમય જ ઉજવવાનો કેમ ન હોય?

એકવાર એક ઘરમાં ગોચરીએ જવાનું થયું. ખુરસી ઉપર બેસી ટેબલ પર સસરાજી ભોજન કરી રહ્યા હતા. તેમને પુત્રવધુ પીરસી રહ્યા હતાં અને દીકરી રોટલી બનાવી રહી હતી. પુત્રવધુ ખુલ્લે માથે અને મુંગે મોઢે જ પીરસતા હતાં. આ સમયે શંકા થાય કે આ દીકરી હશે કે વહુ! રખેને આજની હવાએ લાજ ન કાઢે પરંતુ માથા ઉપર ઓઢે તો પણ પુત્રી કે વહુની મર્યાદા જાણવા મળે. આજે લાજ કે ઘૂંઘટ તો ન રહ્યા પરંતુ શરમ કે મર્યાદા પણ ન રહી.

આજે કંઈ મર્યાદા જોવા મળે છે? ખાવામાં, પીવામાં, બોલવામાં, બેસવામાં ઉઠવામાં, મળવામાં કે સુવા બેસવામાં! મર્યાદાઓનું દર્શન તો માત્ર રામયણમાં જ રહી ગયું છે, મુંબઇ જેવી મોહિની નગરીની શું શું વાતો કરવી? તમારા સંતાનોના જીવન દિન પ્રતિદિન મર્યાદા વિહીન બનતા જાય છે. યુવકોને ગર્લફ્રેન્ડ Girl Friend અને યુવતિઓને બોયફ્રેન્ડ Boy Friend આ કેવો જમાનો? આ તો કેવા સંબંધો? અરે! આ તો કેવા સંયોગો? આ બધું શું થવા બેઠું છે. આ દૃશ્યો આજના ચેતનવંતા, જોમવંતા સંતાનોને કયા લઈ જશે? આ બધું કેવડું મોટું પતન લાવશે, તેનો કોઈ અંદાજ નીકળે તેમ નથી. **સદ્બુદ્ધિ સૌને બચાવે!**

તમોને તમારા ઘરમાં જોઈને કંઈ વિચાર નથી આવતો? અરે! આજના માતા પિતાઓ પણ આ વાતનું ગૌરવ લ્યે છે. તેઓ કહે છે. "આ મારી દીકરીનો મિત્ર છે, આ મારા દીકરાની મિત્ર છે." હવે તો ઘરઘરમાં આવું દૃશ્ય સર્જાવા

માંડયું છે. ચાર પાંચ મહિના સહશિક્ષણના નામે મિત્રાચારી રહી પછી મોકો મળતાં બંને પંખીડા ભાગી નીકળે છે. સંબંધ જોડી સંસાર માંડે છે.

આ છે આજના જમાનાની મિત્રતા!

આ બધુ મા-બાપની બેદરકારીનું જ ફળ છે. આ કંઈ સંતાનો માટેની ઉદારતા નથી. આ તો છડે ચોક મર્યાદાઓનું ઉલ્લંઘન છે. પોતાની દીકરી સાથે પારકા ઘરનો દીકરો બેસે એ તમારા જેવા મા-બાપ કેમ ચલાવી લ્યે છે? હજુ જાગો! સમય છે પછી પસ્તાવું પડશે. ધર્મના આદેશો અને તેની મર્યાદાઓનું દર્શન કરો. જીવન ધન્ય બનાવવું હોય તો હવે મર્યાદાના ઘરમાં આવી જાઓ!

આદર્શ ગૃહ અને આદર્શ સંસાર

જે ઘરમાં મર્યાદા છે, નાના-મોટાનો ખ્યાલ છે. વડીલોનું માન છે, તેની આજ્ઞાનું પાલન છે, સંતોનો સત્કાર છે, જ્યાં સાત્વિકતા, સજ્જનતા, સરલતા, સ્નેહ, સદાચાર, સદ્‌વિચાર, સંપ, સંતોષ અને સમાધિ છે ત્યાં આદર્શતાના દર્શન છે. આવું ઘર તે આદર્શગૃહ ગણાય છે અને આવી સદ્‌ગુણ સાથેની આદર્શ જીવની જ્યાં જીવાતી હોય તેને આદર્શ સંસાર કહેવાય છે.

લજ્જા, શરમ, માન, મર્યાદા વગરનું જીવન એક નાટકીય યા આલબમના પ્રદર્શન જેવું ગણાશે.

શાસ્ત્રકાર ભગવતી મલ્લીના અધ્યયનનું કથન કરે છે. રાજકુમાર મલ્લદત્તની આજ્ઞાનુસાર ચિત્રશાળામાં ચિત્ર તૈયાર થઈ જતાં, કુમારે સૌને દાન આપી સન્માન કરી વિદાય આપી.

तएणं मल्लदिन्ने अन्नया ण्हाए अंतेउर परियाल संपरिवुडे अम्म धाईए सध्दिं जेणेव चित्तसभा तेणेव उवागच्छइ। त्ता चित्तसभं अणुपविसइ.....गमणाए, से मल्लदिन्ने कुमारे.....समुपज्जित्था, एसणं मल्लदिन्नं अम्मधाई... .पच्चोसक्कइ?

એક દિવસ મલ્લદત્તકુમાર સ્નાન કરીને રણુવાસના પરિવારને સાથે લઈને પોતાની અમ્બાધાત્રી સાથે ચિત્રગૃહે પહોંચ્યો. ત્યાં જઈ હાવ, ભાવ, વિલાસ અને બિમ્બોકવાળા તે ચિત્રોને જોતાં તે જ્યાં વિદેહ રાજવર કન્યા જેવું જ ચિત્ર દોરેલું હતું તે તરફ ગયો. તે મલ્લદત્તકુમારે જ્યારે પોતાની મોટીબહેન વિદેહવર રાજકન્યા મલ્લીકુમારીનું આબેહૂબ ચિત્ર જોયું. ત્યારે તે જોતાં જ તેના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે આતો મલ્લીકુમારી છે. તેમ વિચારીને પહેલાં તો તે લજ્જિત થયો ત્યારબાદ ફરી તે વધારે લજ્જિત થયો, આ રીતે તે દુઃખી અવસ્થામાં ત્યાંથી ધીમે ધીમે જતો રહ્યો. આ રીતે મલ્લદત્તકુમારને ત્યાંથી જતો જોઈને તેની અંબાધાત્રીએ કહ્યું, તમે લજ્જિત થઈને કેમ અહીંથી જઈ રહ્યા છો?

## ધન્ય છે કુમારની મર્યાદાને !

અંબા ધાત્રીને કુમાર કહે છે કે ચિત્રકારોએ ચિત્ર કરેલા આ ચિત્રગૃહમાં પ્રવેશવું મારા માટે ઉચિત નથી કેમ કે णो जुत्तं णं अम्मो ! मम जेट्ठाए भगिणीए गुरुदेवभूयाए लज्जणिज्जाए मम चित्तगरणिव्वत्तियं सभं अणुपविसत्तए । ગુરુદેવ જેવી પૂજનીય તેમજ જેમની સામે જતાં પણ હું લજ્જિત થાઉં છું. એવા મારા મોટા બહેન અહીં બેઠા છે. કહેવાનો ભાવાર્થ એ છે કે જ્યાં મારા મોટા બહેન બેઠાં તેની પાસે મારે ન જવાય, તેની સામે જતાં મને લજ્જા આવે છે.

तएणं अम्माधाई.....चित्ते णिव्वत्तिए, तएणं मल्लदिन्ने.....एवं वयासी.

કુમારની વાત સાંભળી અંબધાત્રી (ઉપમાતા) એ મલ્લદત્તકુમારને કહ્યું કે હે પુત્ર! આ જાતે મલ્લીકુમારી નથી પણ આ તો વિદેહરાજની ઉત્તમ કન્યા મલ્લીકુમારીનું આબેહૂબ દોરાયેલું ચિત્ર છે. એથી અહીં લજ્જા તમારા માટે યોગ્ય નથી. અંબાધાયના મુખથી આ વાત સાંભળીને મલ્લદત્તકુમારે તે પોતાની અંબાધાયને ક્રોધમાં આવીને કહ્યું.

## મલ્લદત્તકુમારનો પ્રકોપ !

केसणं भो ! चित्तयरए अपत्थिय पत्थिए जाव परिवज्जिए जेणं मम जेट्ठाए भगिणीए गुरुदेवभूयाए जाव निव्वत्तिए त्तिकट्टु तं चित्तयरं वज्झं आणवेइ ।

અરે ! એવો કોણ મૃત્યુને ચાહનાર શ્રી. હ્રી, ધૃતિ અને કીર્તિ રહિત ચિત્રકાર છે કે જેણે ગુરુદેવ જેવા પૂજ્ય મારા મોટા બહેનનું અહીં આબેહૂબ ચિત્ર દોર્યું છે. આ પ્રમાણે કહીને તેણે તે ચિત્રકારને વધ્ય (મારવા યોગ્ય) ઘોષિત કર્યો.

तएणं सा चित्तगरसेणी......एवं खलु सामी ......णिव्वत्तेइ

જ્યારે ચિત્રકારોએ કુમારના પ્રકોપની વાત જાણી ત્યારે તેઓ બધા મલ્લદત્ત કુમારને ત્યાં પહોંચ્યા. અંજલિ કરી સવિનય જય-વિજયના શબ્દો કરતાં કહેવા લાગ્યા. હે સ્વામિન્ ! તે ચિત્રકાર વિશેષ શક્તિવાળો છે. તેણે ચિત્રકળા ઉપર પૂરેપૂરો અધિકાર મેળવી લીધો છે. તે તેનો સારો એવો અભ્યાસી થઈ ગયો છે. જેથી તે કોઈપણ માણસ, પશુ, સર્પ વગેરેના કોઈપણ એક દેશને (ભાગને) જોઈ તે મુજબ તેના જેવું જ ચિત્ર દોરી શકે છે. તેથી त माणं सामी ! तुब्भे तं चित्तगरं वज्झं आणवेह હે સ્વામિન્ ! તમે તે ચિત્રકારને મારવાની આજ્ઞા માંડીવાળો. હે નાથ ! તમે તે ચિત્રકારને બીજી ગમે તે સજા કરો.

तं तुब्भेणं सामी.......निव्विसयं आणवेह,

આ પ્રમાણે ચિત્રકારોનાં વચન સાંભળીને મલ્લદત્તકુમારે મલ્લીકુમારીનું ચિત્ર બનાવનાર ચિત્રકારના ઉરુઓ-જાંઘાઓના સાંધાઓને કપાવી દીધા અને તેને દેશવટો આપ્યો.

તમોને એમ થશે કે રાજકુમારે આવા કુશળ કલાકારને શા માટે સજા કરી હશે ? આપણે વિચારીએ કે ચિત્રકાર તો નિર્દોષ હતો. તેણે તો માત્ર પગનો અંગૂઠો જોઈ લીધેલો હતો. છતાં આવડી મોટી સજા ? માનીલો કે તેણે આજે અંગૂઠો જોયો કાલે બીજા અંગો જોઈ ન લે તેની શું ખાત્રી ? એટલે યુવરાજે ચિત્રકારને આવી સજા કરી છે. આ બધી વાત ઉપરથી આપણે જાણવાનો પ્રયત્ન કરવો જોઈએ કે તે સમયમાં કેવી કેવી મર્યાદાઓના પાલન થતાં હતાં. સગા ભાઇબેન હોવા છતાં પણ મોટા બહેનનું ચિત્ર જોઈ લેતાં તેને લજ્જા અને શરમ આવી. આજના મુંબઈના મોઝીલા લોકોની શું વાત કરવી ? આજે ભાઈ અને બહેનની કેટલી મર્યાદા છે ? તમોએ એવા કિસ્સા નથી સાંભળ્યા કે જૈન સમાજના સગાં ભાઈ બેનોએ લગ્ન કર્યા !

ક્યારેક એવી ઘટના બને છે કે એ ખરેખર વિચિત્ર હોય છે. બહુ મોટા પાપમાંથી બચવા નાનું પાપ કરવું પડે છે.

## એકનું નુકશાન અને નવસોનો નફો !

એકવાર રાજસ્થાનમાં એક ઘટના ઘટી હતી તે સાંભળવા જેવી છે. ધારાનગરીના રાજા યદુરાયને ભયંકર બિમારી થઈ. બિમારી ખરેખર અસહ્ય હતી. કોઈથી જોઈ ન શકાય તેમ કોઇથી દૂર ન કરી શકાય તેવી ભયંકર બિમારીમાં રાજા મૂકાઈ ગયો હતો. રાજ્ય તરફથી રાજાની બિમારી દૂર કરવા માટે અનેક વૈદ્યો, હાકીમો વગેરે નિષ્ણાત ચિકિત્સકોને બોલાવી રાજાનું નિદાન કરવામાં આવ્યું પરંતુ કશોએ ફેરફાર ન થયો. બિમારી અને વેદના વધતી જ ગઈ, છેવટે એક બુધ્ધિશાળી વૈદ્યરાજ આવ્યો અને તેણે જાહેરાત કરી કે મારી પાસે એક ઈલાજ છે કે જેનાથી મહારાજાની બિમારી દૂર થઈ શકશે અને રાજા નિરોગી બની જશે.

આ વાત સાંભળી પ્રધાનો વગેરે ખૂબજ ખુશ થઈ ગયા અને તે વધરાજને કહ્યું, "તમો તમારો ઈલાજ બતાવો અને તે મુજબ શરૂ કરો. અમો રાજ્ય તરફથી જે ખર્ચ થશે તે બધું આપીશું."

વૈદ્યરાજે કહ્યું : જુઓ ! પ્રધાનજી ઇલાજ ઘણો મોંઘો છે. આ ઈલાજ માટે "નવપરણીત નવસો નવા જોડલાં લાવો ! તેને પીલીને જે ખૂન નીકળે તેમાં યદુરાયને નવરાવવામાં આવે તો એમની બિમારી સંપૂર્ણ દૂર થાય."

કેવી ભયંકર વાત છે. આ ઇલાજ છે કે નવી બિમારી? મંત્રિઓએ આ વાત જાણી રાજાને કહી સંભળાવી. રાજા તો દુઃખથી જ ઘેરાયેલો હતો તે કોઈપણ ઈલાજે બિમારીથી છુટવા માંગતો હતો. તેને તો પોતાના જ પ્રાણ વ્હાલા હતા. જેથી વૈદ્યરાજની વાતને મંજુર કરી વ્યવસ્થા કરવાનું ફરમાન કરી દીધું.

જાહેરાત મુજબ રાજ્યમાં જ્યાં જ્યાં નવા લગ્નો થયા છે તેવા નવદંપતિને મેળવવાનો પ્રયાસ થવા લાગ્યો. ઘણાં બિચારા જોડલાઓમાં કોઈ હોંશથી, કોઈ પ્રેમથી, કોઈ લાડથી, કોઈ શોખથી, કોઈ વડીલોને રાજી કરવા માટે પરણેલાં હતાં. હજુ તો જાન ઘેર આવી છે. માતા–પિતાના આશીર્વાદ મેળવી નવદંપતિઓ ભોજન કરવા બેઠા છે. સૌ પોત પોતાના કોડ પૂરા કરવા ખૂશ મિજાજમાં છે. તેવામાં તો નવસો દંપતિઓને કેદ (બંદી) કરવામાં આવ્યા. ઘેરઘેર પુત્ર લગ્નની વધાઈ હજુ પૂર્ણ નથી થઈ ત્યાં કાળા રુદન શરૂ થઈ ગયા. કેવો ભયંકર જુલમ? કેવો કૂરતા ભર્યો ત્રાસ! ગામે ગામ અરેરાટી ફેલાઈ ગઇ. આ તે રાજાની બિમારીનો ઇલાજ કે જનતા ઉપરનો અભિશ્રાપ?

રાજ્યની સત્તા સામે કોનું ચાલે? સૌ રડી રડીને બેસી રહ્યા. અંતે ઈશ્વર પ્રાર્થના સિવાય કોઈ ઉપાય ન રહ્યો. સૌ ઘેર ઘેર પ્રભુ ભજન અને પ્રાર્થના કરવા લાગ્યા. પોતાના વ્હાલસોયા સંતાનો ને ઉગારવા કરુણા ભરી ઈશ્વર સ્તુતિ કરવા માંડયા.

આ બાજુ રાજ્યમાં તૈયારી થવા માંડી કે સવાર પડતાંની સાથે જ એકએક દંપતિને પીલી નાખવામાં આવશે અને તેનું જે લોહી નીકળશે તેમાં યદુરાજાને સ્નાન કરાવવામાં આવશે.

**કેટલી ભયંકરતા છે? એકનો સ્વાર્થ અને અઢારસોના ખૂન!**

રાજાની બંદીખાનાના અઢારસો ભાઈ બેનોની ચોકીદારી કરનારો મજબૂત મનનો એક માનવી હતો. જેનું નામ હતું શેરસિંહ! આ શેરસિંહને કોડ ભર્યા નવસો જોડલાની નિર્દોષતાને જોઇ તેનું હૃદય પીગળી ગયું. તેઓનું દુભાતું દિલડું જોઈ શેરસિંહનું કઠણ મન ઓગળી ગયું. તેના મનમાં એક અભયની ભાવના જાગી પરંતુ તેની સામે પોતાના મૃત્યુદંડની સ્વીકૃતિનો પ્રશ્ન ઉભો થયો! શેરસિંહ પોતાની Duty ડયુટીમાંથી ભોજન કરવા ઘેર આવે છે. તેણે પોતાની માતા સાથે વાર્તાલાપ કર્યો. જે સાંભળવા જેવો છે.

શેરસિંહ: "મા, મારે વેપાર કરવો છે, પણ જો તું આજ્ઞા કરે તો!"

માતા: "પણ બેટા! તારે શેનો વેપાર કરવો છે? વાત તો કર!"

શેરસિંહ : "મા, વેપાર તો બહુ મોટો છે. જેમાં એકનું તો નુકશાન છે અને નવસોનો નફો છે."

માતા : "બેટા ! જો એકની જ નુકશાની છે તો કરી નાખ વેપાર !" શેરસિંહને માતાએ આજ્ઞા કરી કે બેટા ! તારી વાતની સમજણ તો કરાવ શું છે ?

શેરસિંહ : માં ! મારા એકનાં પ્રાણના ભોગે, નવસો નવદંપતિના જાન બચે તેમ છે.

મા આશ્ચર્યથી દીકરા સામું જોઈને કહે છે. "તું આ કેવી વાત કરે છે, મારા વીર !"

શેરસિંહ : મા, સાચી વાત કરૂં છું ! મહારાજાને એક ભયંકર રોગ લાગુ પડયો છે. એક બુદ્ધિશાળીએ આ માર્ગ બતાવ્યો છે કે જો નવસો નવા પરણેલા સ્ત્રી–પુરૂષોનાં જોડલાનું લોહી કાઢી રાજાને સ્નાન કરાવવામાં આવે તો તેની તબીયત સુધરી જાય ! હું તારો એકનો એક દીકરો છું તે વાત સાચી છે. પરંતુ પેલા નવસો પુરુષ અને નવસો સ્ત્રીઓની માતાઓની શી દુર્દશા હશે, મા ? તેઓને બચાવનાર હવે બીજો કોઈ નથી. તેઓને બચાવવાનું સૌભાગ્ય મને આપ ! માતા ! જો રાત્રીના બાર વાગે બંદીખાનાનો પાછલો દરવાજો ખોલી નાખું તો બધા બચી જશે. પરંતુ હું જીવતો ન રહું ! રાજા મને દેહાંત દંડ કરે ! બોલ મા ! તારી આજ્ઞા હોય તો ક્ષત્રિય ધર્મને બજાવી લઉં !

માતા : "બેટા ! જો નવસો જોડલા બચી જતાં હોય તો તારી જાતનું બલિદાન દઇ દે ! ક્ષત્રિયત્વને શોભાવી દે !"

શેરસિંહે માતાની આજ્ઞા મેળવી ! માતાના વાત્સલ્યની અંતિમ મમતા લઈને તે તો રવાના થઈ ગયો.

શેરસિંહે પોતાની ફરજ ઉપર ચડીને રાત્રીના બાર વાગે બંદીખાનાનું પાછલું દ્વાર ખોલી અઢારસો જણાને રવાના કરી દીધા. સૌના ચહેરાઓ પ્રસન્ન બની ગયા અને પોતાનો જીવ લઈને ભાગ્યા ! સવાર થયું અને રાજમાં વાત પહોંચી ગઈ શેરસિંહ તો રાહ જોઈને જ ઉભો હતો. એટલામાં સૈનિકની એક ટૂકડી આવી. શેરસિંહે તે ટૂકડીને વીરતાથી પતાવી દીધી. બીજી ટૂકડી આવી, તે તેની સાથે વીરતાથી લડયો અને છેલ્લે તે ઘવાયો છે.

જુઓ ! એક બાજુ રાજાને બચાવવા અઢારસોના પ્રાણ લેવાના છે. બીજી બાજુ એક વ્યક્તિ પોતાના પ્રાણના ભોગે અઢારસોને બચાવવાના પ્રયત્નમાં સફળતા મેળવવા તૈયાર છે છેલ્લે શેરસિંહને મોત ભેટયું તેના દેહના બે ટુકડા થઈ ગયા. એક બાજુ માથુ પડયું અને બીજી બાજુ ધડ રહી ગયું.

શેરસિંહે જેને બચાવ્યા હતા. તેમાં હિન્દુઓ પણ હતા અને મુસલમાનો પણ હતા. શેરસિંહનું માથું જ્યાં પડયું ત્યાં હિન્દુઓએ દેવળ બનાવ્યું અને ધડ પડયું ત્યાં મુસલમાનોએ મસ્જિદ બનાવી. શેરસિંહ નવસો જોડલાના પ્રાણને બચાવી લોકોની શ્રધ્ધાનું પાત્ર બની અમર થઈ ગયો.

યુવરાજ મલ્લદત્તકુમારના કોપથી પેલો કલાધર ચિત્રકાર મિથિલા નગરીમાંથી રવાના થઈ હસ્તિનાપુર તરફ ગયો. ત્યાં જઈને તેણે મલ્લીકુમારીકાનું આબેહુબ ચિત્ર બનાવ્યું. તે ચિત્ર લઈ અદીનશત્રુ રાજાની પાસે ગયો. રાજાનો યથાવિધ વિનય કરી તેણે તુરત જ ચરણમાં મલ્લીનું ચિત્ર મૂકી દીધું અને મિથિલાથી દેશ નિકાલ થઈ તમારે શરણે આવ્યો છું તે સઘળી વાત કરી દીધી. **तं इच्छामि णं सामी! तुब्भं बाहुच्छाया परिग्गहिए जाव परिवसित्तए** હે સ્વામી! હું તમારી છાયામાં રહેવા ચાહુ છું. રાજાએ ચિત્રકારને દેશનિકાલની સઘળી વાત પૂછી. રાજાએ મલ્લીકુમારીની રૂપયૌવન સૌન્દર્યતાને જાણી તેના ઉપર અનુરાગ થયો. તેની પ્રાપ્તિ માટે રાજદૂતને તૈયાર કરી મિથિલા નગર તરફ રવાના કર્યો. હવે તે દૂત મિથિલા જઈને શું કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.

# ૭૯

# વિશુધ્ધિકરણનું અહં!

(આસો સુદ ૯ તા. ૧-૧૦-૭૬ શુક્રવાર)

અનેકાન્ત માર્ગના પ્રણેતા ભગવાન મહાવીરે આગમવાણીનો પ્રકાશ કર્યો છે. જિનાગમ આત્મ વિશુધ્ધિનું પરમ સાધન છે.

આજનો માનવ શુધ્ધિનો ચાહક છે. તેને કોઈપણ પ્રકારની ગંદકી મંજુર નથી. ગંદકીને ટાળવા અનેક પ્રયાસો કરે છે. ખરેખર અશુધ્ધિ એ રોગને જન્મ આપે છે. બિમારીનું મોટું કારણ પણ અશુચિ જ છે.

માનવે જેટલી બહારની શુધ્ધિ માટે લક્ષ્ય કર્યું છે. તેટલું અંતર શુધ્ધિ માટે નથી કર્યું. શુધ્ધિ બે પ્રકારની છે. એક જડની શુધ્ધિ અને બીજી આત્માની શુધ્ધિ.

આજના સભ્ય સમાજમાં શરીરશુધ્ધિ, વસ્ત્રશુધ્ધિ, સાધનશુધ્ધિ અને ગૃહશુધ્ધિ માટેનો ઘણો પરિશ્રમ થાય છે. બહારની ભૌતિક શુધ્ધિ જેટલી જરૂરની છે તેના કરતાં અનેકગુણી આત્મશુધ્ધિની આવશ્યક્તા છે.

માનવ જીવનના વિકાસ માટે ત્રણ ઉત્તમ સાધન છે. જેને મન, વચન અને કાયા કહેવાય છે. આપણો આત્મા આ ત્રણ સાધન વડે સાધના કરે છે. જો ત્રણે સાધન શુદ્ધ હોય તો સાધનામાં વધારે પવિત્રતા પ્રગટે.

જેનું મન અશુદ્ધ છે, હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ કે રાગ-દ્વેષની વૃત્તિથી મન ખરડાયેલું છે તેવા સાધક આત્મા માટે સાધના પવિત્ર નહિ બને!

જેના વચન-ભાષા પુદ્ગલોની મધુરતા-પ્રિયતા-શુદ્ધતા નથી તે વ્યક્તિ પણ આત્મ વિકાસની શ્રેણિએ ચડતાં બરાબર સફળ થઈ શકતો નથી. તને જેવું સાંભળવું ગમે છે તેવું પ્રિય તું બીજાને સંભળાવ! જીવનમાં એકવાર આવો મધુરતાનો પ્રયોગ કરી લે. જો તારા જીવનનો બાગ મહેંકી ઉઠશે!

જેટલી કાયાની પવિત્રતા આવશ્યક ગણવામાં આવી છે. તેનાથી વધારે કાયયોગની વિશુદ્ધિ જરૂરની ગણાય છે. કાયાને સરલ, સાત્વિક, શ્રમશીલ બનાવી રાખવાથી અનેક દૂષણો દૂર થાય છે. આવી રીતે ત્રિયોગના વિશુદ્ધિકરણને મેળવી અનેક આત્માઓ પરમ સિદ્ધિને પ્રાપ્ત થયા છે.

**ત્રિયોગ સાધન શુદ્ધિએ આત્મદેવ પરિવિશુદ્ધ બનશે.**

તમારી સામે જ્ઞાતાધર્મકથાંગસૂત્ર ચાલી રહ્યું છે. એક એક રાજવી મલ્લીકુમારીના રૂપ-યૌવનને સાંભળી તેના પ્રત્યે અનુરાગી બની રહ્યા છે. કુમારી સાથે સંબંધ જોડવા પોતપોતાના રાજદૂતને તૈયાર કરીને રાજવીઓ તેને મિથિલા નગરી તરફ રવાના કરેલ છે.

**तेणं कालेणं तेणं समयेणं पंचाले जणवए कम्पिल्ले पुरे नयरे, तस्सणं जियसत्तुस्स धारिणी पामोक्खं देविसहस्सं ओरेहे होत्था।** તે કાળ અને તે સમયમાં પાંચાલ (પંજાબ) નામે દેશ હતો. તે દેશમાં કાંપિલ્યપુર નામે નગર હતું. તેમાં પાંચાલાધિપતિ મહારાજા જિતશત્રુ રાજ્ય કરતાં હતાં. તે રાજાને રણવાસમાં ધારિણી પ્રમુખ એકહજાર રાણીઓ હતી.

શાસ્ત્રકાર આટલી વાત કરીને હવે મલ્લીકુમારી પાસે લઈ જાય છે કારણ કે મિથિલા નગરીમાં કુમારી મલ્લી મન, વચન, કાયા રૂપ ત્રિયોગોથી મંગળ કાર્યો કરી રહ્યા છે.

**तत्थणं मिहिलाए चोक्खानामं परिव्वाइया रिउव्वेय जाव परिणिट्ठिया यावि होत्था। तएणं सा चोक्खा.........दाणधम्मं....विहरइ। तएणं सा चोक्खा....... उवागच्छइ॥ त्ता उदय......निसियइ, त्ता मल्लीए... विहरइ। तएणं सा चोक्खा एवं वयासी, अम्हंणं देवाणुप्पिए......वयासी**

તે કાળ અને તે સમયમાં મિથિલા નગરીમાં ઋગ્વેદાદિ ચારે વેદો, શ્રુતિ-સ્મૃતિ વગેરે અનેક શાસ્ત્રોને જાણનારી ચોક્ષા નામે એક પરિવ્રાજિકા (સન્યાસિની-યોગિની) રહેતી હતી. મિથિલાની આ ચોક્ષા પરિવ્રાજિકા ઘણાં રાજેશ્વર, તલવર સાર્થવાહ વગેરેની સામે દાનધર્મ, શૌચધર્મ અને તીર્થસ્થાન વિષે ધર્મ ચર્ચા કરતી હતી. તેમને તે સારી રીતે શૌચ વગેરે ધર્મો તેમજ શાસ્ત્રાનુસાર વિધિ નિયમ વગેરેના ભેદોની બાબતમાં સમજાવતી હતી. પોતે જાતે બધા શૌચ વગેરે આચરણોને આચરીને પ્રત્યક્ષ રૂપમાં તેનો દેખાવ કરતી હતી.

એક વખત ચોક્ષા પરિવ્રાજિકા પોતાના ત્રિદંડ, કમંડલુ ,તેમજ ગેરૂથી રંગેલા વસ્ત્રોને લઈને મઠથી બહાર નીકળી અને કેટલીક પરિવ્રાજિકાઓની સાથે મિથિલા રાજધાની વચ્ચે થઈને કુંભકરાજાના મહેલમાં કન્યાન્તઃપુરે વિદેહ રાજકન્યા મલ્લીકુમારી હતાં ત્યાં પહોંચી. પાણી છાંટેલા દર્ભના ઉપર પાથરવામાં આવેલા આસન ઉપર તેણી બેસી ગઈ. તેણે મલ્લીકુમારી સામે દાન ધર્મ શૌચ ધર્મ વગેરેની વ્યાખ્યા કરી. કુમારી મલ્લીએ તેને પુછ્યું: तुमेणं चोक्खे किं मूलए धम्मे पण्णत्ते? હે ચોક્ષે! તમારામાં ધર્મ કિં મૂલક પ્રરૂપિત કરવામાં આવ્યો છે? ચોક્ષાએ કહ્યું: હે દેવાનુપ્રિયે! અમારો ધર્મ શૌચ મૂલક પ્રજ્ઞપ્ત થયો છે. એટલા માટે અમારી ગમે તે વસ્તુ જ્યારે અશુચિ થઈ જાય છે ત્યારે અમે તેને પાણી અને માટીથી પવિત્ર કરીએ છીએ. આ રીતે અમે પાણીમાં સ્નાન કરીને પવિત્રાત્મા થઈ જઈએ છીએ. આથી નિર્વિઘ્ન રૂપે જલ્દી સ્વર્ગમાં પહોંચી જઈએ છીએ.

કુમારી મલ્લીએ કહ્યું: चोक्खा! से जहा नामए केई पुरिसे...वत्थस्स रुहिरेणं चेव धोव्वमाणस्स। હે ચોક્ષે! જેમ કોઈ માણુસ લોહીથી ખરડાએલા વસ્ત્રો લોહીથી જ ધોવે તો શું લોહીથી ખરડાએલા વસ્ત્રો લોહીથી જ ધોવડાવવામાં આવે તો તેની શુધ્ધિ થઈ ગઈ કહેવાય? આ વાત તો ગમે તે વ્યક્તિ પણ સમજી શકે તેમ છે. આ પ્રમાણે હે ચોક્ષે! પ્રાણાતિપાત યાવત્ મિથ્યાદર્શન શલ્યના સેવનથી તમારા જેવા લોકોની શુધ્ધિ કોઈપણ રીતે સંભવી શકે તેમ નથી. જેમ પેલા લોહીથી ખરડાએલા વસ્ત્રની શુધ્ધિ લોહીથી થઈ શકતી જ નથી તેમજ મિથ્યાદર્શનશલ્યના સેવનથી પણ શુધ્ધિ થતી નથી.

तएणं सा चोक्खा......यावि होत्था। मल्लीए णो......गरहंति। अप्पेगइया निच्छुभंति, तएणं सा......पडिनिक्खमइ

મલ્લીકુમારીની વાત સાંભળી ચોક્ષા પરિવ્રાજિકા શંકાથી યુક્ત થઈ ગઈ, કાંક્ષાથી યુક્ત થઈ ગઈ, વિચિકિત્સા અને ભેદ સમાપન્ન થઈ ગઈ. કહેવાનું તાત્પર્ય એ છે કે ચોક્ષાને એમ થઈ ગયું કે, "મલ્લીને હું જવાબમાં કંઈપણ કહીશ તો તે સાચું

હશે કે કેમ? તેવી શંકાવાળું તેનું મન થઈ ગયું. જો મારો જવાબ બરાબર નહિ હોય તો હું બીજો જવાબ શું આપીશ? તેને હું કહીશ તે જવાબ ઉપર તેને વિશ્વાસ બેસશે કે કેમ? હવે મારે આ સ્થિતિમાં શું કરવું જોઈએ?" આ જાતના વિવેકની શક્તિ પણ તેની નાશ પામી હતી જેથી વ્યાકુળ થઈને ખેદ સમાપન્ન બની ગઈ હતી. તેણી આ કારણોથી મલ્લીને જવાબમાં કંઈ કહી શકી નહિ. તે સાવ મૂંગી થઈને બેસી જ રહી. મલ્લીકુમારીની દાસીઓએ ચોક્ષાની આ સ્થિતિ જોઈ ત્યારે તેઓ તેની હિલના, નિંદા, ઉપહાસ, ગર્હણા કરવા લાગી. તેઓમાંથી કોઈકે તેને ક્રોધિત કરી, કોઈએ તેની સામેથી મુખ ફેરવી લીધું. કોઈએ તેની મશ્કરીના શબ્દો કહ્યા, કોઈએ તેનો તિરસ્કાર કર્યો, કોઈએ તેને "મારા સવાલનો જવાબ આપ નહિ તો તારી ખબર લઈ લેશું." આ રીતે બીક બતાવી અને ત્યાંથી બહાર કાઢી મૂકી.

આવી રીતે મલ્લીકુમારીની દાસીઓથી અપમાનિત ધૃણિત અને નિંદિત થતી ચોક્ષા પરિવ્રાજિકા ક્રોધમાં લાલચોળ થઈ ગઈ અને ક્રોધમાં સળગતી ને વિદેહરાજવર કન્યા મલ્લીકુમારી પ્રત્યે ખૂબ જ ઈર્ષાળુ-દ્વેષ કરનારી થઈ ગઈ. તેણે તુરત જ પોતાનુ આસન ત્યાંથી ઉપાડી લીધું અને મહેલમાંથી નીકળીને રવાના થઇ ગઈ.

મલ્લીકુમારી અને ચોક્ષાના સંવાદમાંથી એ જાણવાનું છે કે તેણી શુધ્ધિનો આગ્રહ રાખવા વાળી હતી અને આવી બહિરંગ શુધ્ધિથી સ્વર્ગાદિમાં જઈ શકાય છે. આજે વૈષ્ણવ સમાજમાં ઘણાં લોકો મર્જાદી (મર્યાદાવાળા) કહેવાય છે. તેઓ કોઇના ઘરનું કે કોઈના હાથનું પાણી પણ પીતા નથી તેની કોઈપણ વસ્તુને કોઈ સ્પર્શ કરી લે તો તેને અશુધ્ધ ગણી પાણીથી તેને સાફ કરે છે.

દિગમ્બર જૈનોમાં પણ શુધ્ધાશુધ્ધિની પરિપાટી છે. તેઓને ઘેર રસોઈ ઘરમાં એક ચોકો (ચોકડી) અલગ હોય છે. ત્યાં બધી રસોઈ બનાવીને એક વ્યક્તિ (જે સ્નાન કરીને શુધ્ધ થયેલ હોય તે) ત્યાં રસોઈ સંભાળે છે. કોઇપણ વ્યક્તિ જમવા આવે કે રસોઈ લેવા આવે તો તેને ચોકાથી બહાર રાખીને દૂરથી ભોજનની વસ્તુઓ આપવામાં આવે. કદાચ કોઈ ભૂલથી ચોકામાં ચાલ્યો જાય તો તે બધી બનાવેલી વસ્તુઓ અશુધ્ધ બની જાય છે.

જુના જમાનામાં લોકો હરિજનોનો સ્પર્શ કરતાં ન હતાં. તેઓને અશુધ્ધ ગણવામાં આવતાં હતાં. તેની પાસેથી કોઈ લાકડા વગેરે લેવાના હોય તો તેની ઉપર પાણી છાંટીને તેને શુધ્ધ કરવામાં આવતી. મહાત્મા ગાંધીની ક્રાંતિના કારણે હરિજનો સાથેનો અછૂત વ્યવહાર દૂર થયો અને હવે કાયદાથી પણ સંબંધ

રાખવાની ફરજ પડી છે. કદાચ કોઈ તેની સાથે અછૂતપણાનો જાહેર સ્થાનોમાં વ્યવહાર કરે તો તે શિક્ષાને પાત્ર પણ ગણાય છે.

આજે પણ શુધ્ધાશુધ્ધ અને છૂતાછૂતની રીતભાતો જોવા મળે છે. પરંતુ તે કોઈ સ્વર્ગાદિનું કારણ છે. તેવું કશું ય નથી.

ચોક્ષા ક્રોધિત થઈ ગઈ. એમને મન પોતાની હાર થઈ ગઈ તેવું માનીને નીકળી ગઈ. ભણેલા અને ત્યાગ પથ પર ગયેલા લોકોએ સમતા અને સહિષ્ણુતાનો પ્રયોગ કરવો જોઈએ ક્યારેક કોઈ નિમિત્તે સાંભળવા જેવું હોય તે સાંભળી લેવું જોઈએ. જ્યાં કાન બંધ કરવા જેવું લાગે ત્યાં બંધ કરી દેવા પરંતુ ક્રોધ કે ક્લેષ ન કરવો જોઈએ.

मिहिलाओ निग्गच्छइ......विहरइ। तएणं से......वध्धावेइ। तएणं से जियसत्तू उवणिमंतेइ, तएणं .....निसीयइ,

ચોક્ષા પોતાની પરિવ્રાજિકાઓની સાથે તે ચાલતી ચાલતી જ્યાં પાંચાલ દેશ હતો અને કાંપિલ્યનગર હતું ત્યાં આવી. નગરમાં રહીને પોતાના ધર્મની ઘણા રાજેશ્વર વગેરેની સામે આખ્યાપના, પ્રજ્ઞાપના અને પ્રરૂપણા કરતાં રહેવા લાગી. જુઓ! અગાઉના સમયમાં જૈન સાધુઓની જેમ અન્ય ધર્મના ત્યાગીઓ પણ પગે ચાલીને જતાં હતાં. વાહનનો ઉપયોગ કરવા સન્યાસી ધર્મમાં વર્જ્ય જ ગણાતો હતો. તે વાત આ ઉપરથી સિધ્ધ થાય છે. આજે વિશ્વમાં જૈન સાધુ સિવાય બીજા કોઈ ત્યાગીઓ પગે ચાલીને જનારા ખાસ જોવા મળતાં નથી.

કોઈ એકવાર જિતશત્રુ રાજા પોતાના રણવાસની રાણી સાથે બેઠાં હતાં ત્યારે પેલી ચોક્ષા પોતાના પરિવારને લઈને રાજાના મહેલમાં જય-વિજયના ધ્વનિ કરતી પહોંચી ગઈ. જ્યારે રાજાએ ચોક્ષાને આવતી જોઈ એટલે તેઓ પોતાના સિંહાસન ઉપરથી ઉભા થયા અને ચોક્ષા પરિવ્રાજિકાનો સત્કાર કર્યો. તેને બેસવા માટે ઘાસનું આસન આપ્યું. તેણી તે આસન ઉપર પાણી છાંટીને બેસી ગઈ.

આગળના જમાનામાં રાજાઓ પણ ત્યાગીજનોના આદર અને સન્માન સાચવતાં હતાં. આજના જમાનામાં સ્વાર્થ હોય તો પૂજ્ય ભાવ દેખાડવામાં આવે! સમય આવ્યે તે જ લોકો પૂજ્યની અશાતના કરવામાં પાછું વાળીને પણ ન જુએ! આજે તો એક બાજુ વંદન અને બીજી બાજુ નિંદા! મુંબઈની આ વિશેષતા છે કે નહિ?

### મહારાજા જિતશત્રુ અને ચોક્ષા પરિવ્રાજિકાનો વાર્તાલાપ!

जियसत्तूरायं रज्जे......विहरइ, तएणं से......वयासी,

तुमंणं देवाणुप्पिया !......अणुपविससि, तं.....अवरोहे,
तएणं सा.......अवहासियं करेइ, एवं करित्ता वयासी,

ચોક્ષાએ રાજાને રાજ્ય અને રણવાસની કુશળતા પૂછી અને તેને દાનધર્મ, શૌચધર્મ વગેરેનું કથન કર્યું, પ્રરૂપણ કર્યું અને પ્રજ્ઞાપન કર્યું. જિતશત્રુ રાજાએ વિસ્મયતાની સાથે ચોક્ષાને પુછયું : હે દેવાનુપ્રિયે ! તમે ઘણા ગામ, નગર વગેરે સ્થાનોમાં અવર-જવર કરતાં રહો છો, તેમજ ઘણાં રાજા વગેરેના મહેલોમાં પણ જાઓ છો, તો તમે ત્યાં મારા રણવાસ જેવો કોઈપણ રાજાનો રણવાસ જોયો છે ? આ વાત સાંભળી ચોક્ષાએ પહેલાં તો રાજાને થોડો હસાવ્યો અને પછી કહ્યું : एवं च सरिसेए णं तुमं देवाणुप्पिया ! तस्स अगडद्दुरस्स, હે દેવાનુપ્રિય ! તમે તો પેલા કૂવાના દેડકાં જેવા છો ! ચોક્ષાની આ વાત સાંભળી રાજાએ વચ્ચેથી જ તેને કહ્યું : के णं देवाणुप्पिए से अगडददुरे ? હે દેવાનુપ્રિયે ! કૂવાનો દેડકો કેવો હોય છે ? जियसत्तू ! से जहानामए......सागरे वा, ચોક્ષાએ રાજાને કહ્યું : સાંભળો રાજન્ ! હું તમને બધી વાત સમજાવું છું. જેમ કોઈ એક કૂવાનો દેડકો કે જે કૂવામાં તે જન્મ્યો છે, ત્યાં જ તે ઉછર્યો છે, તે જેમ પોતાના કૂવા સિવાય બીજા કોઈપણ કૂવા, તડાગ (કમળોવાળું અગાધ સરોવર) દ્રહજળાશય અને સમુદ્રને કોઈ પણ વખત ન જોવાથી એમ જ માને છે કે આ મારો કૂવો જ બીજો કૂવો છે. યાવત્ સાગર છે. એટલે કે મારા કૂવા સિવાય બીજુ કોઈ મોટું સરોવર કે જળસ્થાન જગતમાં નથી. तएणं तं कूवं अण्णे सामुद्दए दद्दुरे हव्वमागए આ પ્રમાણે સંકુચિત વિચાર ધરાવતા કૂવાના દેડકાની પાસે બીજો કોઈ સમુદ્રમાં રહેનારો દેડકો આવ્યો. તેને આવેલો જોઈને કૂવાના દેડકાએ સમુદ્રના દેડકાંને કહ્યું : से केसणं तुमं देवाणुप्पिया ! कत्तो वा इह हव्वमागए ? હે દેવાનુપ્રિય ! તમે કોણ છો ? અત્યારે તમે કયાંથી આવો છો ? ત્યારે સમુદ્રના દેડકાએ જવાબ આપ્યો કે હે દેવાનુપ્રિય ! હું સમુદ્રમાં રહેનારો દેડકો છું. કૂવાના દેડકાએ તેને ફરી પૂછયું : के महालए णं देवाणुप्पिया ! से समुद्दे ? હે દેવાનુપ્રિય ! તે સમુદ્ર કેટલો મોટો છે ? કૂવાના દેડકાને તેણે જવાબ આપ્યો કે एव खलु देवाणुप्पिया !...से समुद्दे, હે દેવાનુપ્રિય ! સમુદ્ર તો બહુ વિશાળ છે. ત્યારે પેલા કૂવાના દેડકાએ પોતાના પગથી એક Line લીટી દોરી અને તેને કહ્યું કે તે સમુદ્ર આટલો વિશાળ છે ? અરે ! ભલા સમુદ્ર તે કંઈ લીટી દોરીને માપી શકાતો હશે ? તેનો વિસ્તાર તો ખૂબ જ વિશાળ છે.

तएणं से...समद्दे સમુદ્રના દેડકાની વાત સાંભળીને તે કૂવાનો દેડકો પોતે જ્યાં બેઠો હતો તે કૂવાના કિનારા ઉપરથી સામે કિનારે કૂદી ગયો અને ત્યાં જઈને કહેવા લાગ્યો કે હે દેવાનુપ્રિય ! તમે જે સમુદ્રની વાત કરો છો તે શું આટલો

મોટો છે ? ત્યારે સમુદ્રના દેડકાએ કહ્યું કે ભાઈ ! શું કહીએ ? જો સમુદ્રને જોયા વગર તેનું માપ નીકળતું હશે ? તેનું જ્ઞાન તેમ કંઈ થઈ જતું હશે ?

तहेव एवामेव तुमंपि.........तारिसए णो अण्णस्स,

આ પ્રમાણે જ હે જિતશત્રો ! તમે પણ કોઈ દિવસ બીજા કોઈ રાજેશ્વર વગેરે તેમજ સાર્થવાહ વગેરેની સ્ત્રીઓને, બહેનને, દુહિતાને, સ્નુષા (પુત્રની વહુ)ને જોઈ નથી. એટલે જ તમે આમ માનો છો કે મારા જેવો રણવાસ બીજે કયાંય હોય જ નહિ. तं एवं खलु...मल्ली...दूयं सद्दावेइ त्ता, जाव पहारेत्थ गमणाए હે રાજન્ ! એટલા માટે તમે સાંભળો, મિથિલા નગરીમાં પ્રભાવતીના ગર્ભથી જન્મેલી કુંભક રાજાની પુત્રી મલ્લીકુમારી પોતાના રૂપ અને યૌવનથી એટલી બધી સુંદર છે કે તેની સામે તો દેવકન્યા પણ કંઈ જ નથી. વિદેહ રાજાની ઉત્તમ કન્યા મલ્લીકુમારીના કપાયેલા અંગૂઠાના એક લાખમાં ભાગ બરાબર પણ આ તમારો અવરોધજન (રણવાસ) નથી. આ બધી વાત કરીને ચોક્ષા પરિવ્રાજિકા જ્યાંથી આવી હતી ત્યાં ચાલી ગઈ.

હવે અહીં મહારાજા જિતશત્રુને મલ્લીકુમારીના રૂપ યૌવનની વાત સાંભળી તેના માટે અનુરાગ ઉત્પન્ન થયો અને તેણે પોતાના દૂતને બોલાવી મલ્લીકુમારીના માટે મિથિલા તરફ રવાના કર્યો. તે દૂત ત્યાં જઈને શું કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.

★

## ૮૦

# વિજયાદશમી પર્વ

(આસો શુદ ૧૦ તા. ૨-૧૦-૭૬ શનીવાર)

રાગ-દ્વેષના વિજેતા વીતરાગ દેવ ભગવાન મહાવીરે આગમો દ્વારા વિજય ધર્મનું પ્રરૂપણ કર્યું છે.

### માનવ સ્વભાવે વિજયનો મહત્વાકાંક્ષી હોય છે

માનવીય જીવન એક લડાયક જીવન છે. તેના પ્રતિક્ષણ ભાવોમાં હાર અને જીત બન્યા જ કરે છે. ભગવાન મહાવીરે આત્માના પરિણામોનું યથા તથ્ય ફરમાન કર્યું છે આ જીવ કયારેક પરિણામોના વિશુધ્ધિકરણમાં ચડે છે તો કયારેક અશુધ્ધ પરિણામોથી પતનને માર્ગે પણ જાય છે.

વિજયના બે માર્ગ છે. એક ભૌતિક વિજય અને બીજો આધ્યાત્મ વિજય. ભૌતિક વિજયમાં સત્તા, અધિકાર, સામ્રાજ્ય, પદ, ધન, પ્રતિષ્ઠાનો વિષય હોય છે. કદાચ સામી વ્યક્તિની અસમર્થતાના લાભે કોઈ પુણ્યશાળી પોતાનો વિજય મનાવી લે તો તે કંઈ સાચો વિજય નથી.

### જેણે કોઈવાર પરાજીત ન થવું પડે તેજ વિજય છે.

આજના તમારા વ્યવસાય અને વ્યાપારિક આયોજનોમાં ઘણીવાર તમારો વિજય દેખાય તો તે વિજય નથી. ભારતીય લોક તંત્રમાં અનેક પક્ષવાળા પોતાના વિજય માટે કેટલી દોડધામ, પરિશ્રમ, પૈસાનો ઉપયોગ કરે છે. કદાચ તેમાં વિજય મેળવી લે. ચુનાવમાં પોતે પક્ષ રીતે સફળ બની જાય, પરંતુ આ વિજય કેટલા સમય સુધીનો ? ઘરમાં, કુટુમ્બમાં, પરિવારમાં, સંઘમાં, મંડળોમાં વિજય મેળવનારા આ સંસારમાં ઘણાં છે. આ વિજયી આત્માઓ કયારે પરાજીત બની ફેંકાઈ જશે તેની કોઈ કલ્પના થઈ શકતી નથી. જેથી એવા વિજયને વરો કે વિજય તમારો સાથી બની રહે ! તે વિજયનું નામ છે આધ્યાત્મિક વિજય.

હિમાલયના ઉત્તુંગ શિખરને સર કરવું કે ચંદ્ર ઉપર ચડાઈ કરી લેવી તેનું નામ આધ્યાત્મિક વિજય નથી. જે મન, વચન, કાયા, ઇન્દ્રિયો અને આત્મા ઉપર વિજય મેળવે છે તે જ સાચો કે પરમ વિજયી ગણાય છે.

આજે વિજ્ઞાનના આધારે જે જે નવનવા આવિષ્કારો થાય છે અને દુનિયા જેનું આશ્ચર્ય અનુભવે છે. તે પણ બુધ્ધિનો જ પ્રયોગ છે. ચેતનની તાકાત વગર જડ તત્ત્વ એકલું શું વિકાસ કરી શકે છે. જે કંઈ વિશેષતાઓ જોવા મળે છે. તે આત્માની અપૂર્વ શક્તિનો જ ચમત્કાર છે. માનવે જડ તત્ત્વના અવનવા સંશોધન કરી તેની ઉપર વિજય મેળવ્યો છે પરંતુ પોતાના દુરાત્મા અને પ્રકૃતિ ઉપર વિજય મેળવે ત્યારે જ તે વિજયી ગણી શકાય છે.

આત્માવાદી સાધકોએ ધર્મસાધના વડે અલૌકિક વિજય મેળવ્યા છે. બહારના શત્રુઓને જીતવા સહેલાં છે પરંતુ અંતર શત્રુ જેવા કે ક્રોધ-માન-માયા લોભ-રાગ અને દ્વેષાદિ ઉપર વિજય કરવો કઠિન છે. ભારતીય ધર્મ સાધકોએ આત્માના વિજયની વરમાળ પહેરી માનવીય શક્તિનો ચમત્કાર સર્જ્યો છે.

આજે વિજયાદશમીનો દિવસ છે આ લૌકિક પર્વમાં રામ-રાવણની સ્મૃતિ કરાવવામાં આવે છે. લોકો રાવણાદિના મહાકાય પુતળાંને બળતાં જોઇ વિજયાદશમીનું ગૌરવ મનાવે છે. શ્રીસંપન્ન લોકો સાટા જલેબી જેવી મીઠાઇઓ ખરીદીને આનંદ મનાવે છે ? આ પર્વ તો ક્ષત્રિયોનું પર્વ છે. જેમાં ક્ષાત્રતેજનું દર્શન થવું જોઈએ.

આત્મા અનંત શક્તિનો સ્વામી છે. તે સ્વયં પોતાની વીરતાનો પ્રયોગ પોતાના માટે કરી મહા પાપકારી, મહાહિંસક વ્યસનો ઉપર કંટ્રોલ કરીને વિજય મેળવે તો તે સાચી ક્ષત્રિયતા ગણાય છે.

આજના પર્વનું બીજુ નામ છે દશેરા. દશેરાનો અર્થ છે દશ હરા. દશને હરાવ્યા તે દિન દશહરા. રામચંદ્રજીએ શ્રીલંકા પર ચડાઈ કરી. દશમાથાના ધણી એવા રાવણને હરાવ્યો જેથી તે દિવસનું નામ દશેરા પડી ગયું એવી લોકોમાં શ્રધ્ધા છે. આપણી બુધ્ધિથી વિચાર કરીએ કે દશમાથાવાળો માણસ કેવો લાગે? તાત્પર્ય એ છે કે રાવણ દશમાથાવાળા માણસની જેટલી બુધ્ધિ રાખતો હતો.

ધર્મપ્રિય મહારાજા અશોકે કલિંગ દેશ ઉપર ચડાઈ કરીને વિજય મેળવ્યો હતો. અશોકના આ વિજય પાછળ કેટલો સંહાર અને કેટલી હિંસા થઈ હતી, તેનો કોણે વિચાર કર્યો? અશોકે એક મોટું સૈન્ય તૈયાર કરી કલિંગ પરની ચડાઈ વખતે ભયંકર યુધ્ધ ખેલ્યું હતું. તેના સૈન્યે કલિંગના હાથી અને સવારો, ઘોડા અને રથના સારથીઓને કચડી નાખ્યા હતા. રસ્તે રસ્તે અનેક માણસોના ધડ, મડદાના માથા, હાથ, પગ વગેરે કપાઈને પડેલા હતા.

રાજા અશોક કલિંગના નગરમાં જવા રવાના થયો. તેણે આ બધો નર સંહાર જોયો અને સારથિને પુછવા લાગ્યો "સારથિ! આટલા બધા મડદાઓ, કપાઈ ગયેલા માણસોની લાશો કેમ પડી છે?" સારથિએ જવાબ આપ્યો. "મહારાજ! કલિંગ દેશ પરના આપના વિજયનું આ દર્શન છે." આ વાત સાંભળી અશોકનું દિલ દ્રવી ઉઠયું, અને કરૂણાથી હૃદય ભરાઈ ગયું. અરે! આ લાખો માણસોનો મારા હાથે સંહાર? અરે! આ તો સંહાર છે કે વિજય? આ વિજય નથી! આ તો મારો ભયંકર પરાજય છે. માનવીઓના લોહીથી રંગાયેલી આ રક્તવર્ણી ધરતી ઉપર મારો વિજય શી રીતે હોઈ શકે?

જાણે અશોકમાં આમૂલ પરિવર્તન આવી ગયું હોય તેમ જણાયું.

**હિંસામાંથી અહિંસાએ જન્મ લીધો!**
**કઠોરતામાંથી કરૂણતાનો ઉદય થયો!**
**દ્વેષની અગ્નિમાંથી પ્રેમનું પ્રાગટય થયું!**

ખરેખર અશોકના આત્માનું પરિવર્તન થયું. તેને પોતાની ભયંકરતાનું ભાન થયું. લાખો વિધવાઓનાં આંસુ અને અનાથ લોકોની દિલ-દર્દતા નિહાળી તેને પશ્ચાતાપ પ્રગટ થયો. તેના અંતરથી અવાજ આવ્યો કે મેં તો આવી ભયંકર હિંસા કરી પરંતુ હવે બીજો કોઈ રાજવી આવી પાપ લીલા ન કરે તો સારૂં! આવી

અહિંસક ભાવના વડે અશોકે કોઈપણ આવી હિંસા ન કરે તેને માટે ઠેરઠેર શિલાલેખો કોતરાવીને જાહેરમાં મુકાવ્યા. જેનાથી અશોક પ્રિયદર્શી ગણાયો.

આજનો વિજયાદશમીનો દિવસ શત્રુ વધારવા માટે નથી પરંતુ શત્રુતાને દૂર કરી અંતર શત્રુનો વિજય મેળવવા માટે છે. દેશમાં અત્યારે કટોકટીનો સમય ચાલી રહ્યો છે. જેમાં મિસાના હેઠળ કોણે કેટલા શત્રુ બનાવ્યા તેનો વિચાર કરી લેજો. અંતરના વેરભાવને આ ભવમાં ક્ષમાપના કરીને દૂર નહિ કરો તો આવતા ભવમાં વેરના ભાવો જશે અને તમોને ચિંતામાં મૂકી દેશે. ખરો વિજય તો પોતાના ઉપરનો છે.

## આત્મ વિજય તે જ સાચો વિજય છે.

### ચાર મહા દુશ્મનો

कोहं माणं च मायं च, लोभं च पाववड्ढणं ।
वमे चत्तारि दोसे उ, इच्छंतो हियमप्पणो ॥ દશ. ૮-૩૭

પાપની વૃદ્ધિ કરનારા ક્રોધ, માન, માયા અને લોભ આ ચાર દોષ શત્રુ સમાન છે. જે પોતાનું હિત ઇચ્છતો હોય તેને આચ.ર દોષનું વમન કરવું જોઇએ.

### આ ચાર દુશ્મનો શું કરે છે ?

कोहो पीइं पणासेइ, माणो विणय-नासणो ।
माया मित्ताणि नासेइ, लोहो सव्व-विणासणो ॥ દશ. ૮-૩૮

ક્રોધ પ્રીતિનો નાશ કરે છે. માન વિનયનો નાશ કરે છે. માયા મિત્રતાનો નાશ કરે છે. લોભ સર્વનો વિનાશ કરે છે.

### આ ચાર દુશ્મન ઉપર કેવી રીતે વિજય મેળવવો ?

उवसमेण हणे कोहं, माणं मद्दवया जिणे ।
माय मज्जव भावेण, लोहं संतोसओ जिणे ॥ દશ. ૮-૩૯

ઉપશમ વડે (ક્રોધને શાંત કરવા વડે) ક્રોધને હણવો જોઈએ. માનને વિનય વડે જીતવો જોઈએ. માયાને સરલતા વડે અને લોભને સંતોષ વડે જીતવો જોઈએ.

જ્ઞાની પુરૂષોએ અંતર શત્રુઓ ઉપર વિજય મેળવવા માટે કેટલી સુંદર વાત કરી છે. તમારે જો શત્રુ ઉપર વિજય કરવાની ઇચ્છા હોય તો આવો મંગળ પ્રયાસ કરજો. કોઈના રાજ્યને કે કોઈની લક્ષ્મીને ઝુંટવી લેવા માત્રથી વિજય ગણાતો નથી. તે ભલે દુનિયામાં સર્વજીતના નામે વિજયનો ડંકો વગાડતો હોય છતાં તે સાચા વિજયી નથી.

એક રાજા હતો. તેને દુનિયા ઉપર વિજય મેળવવાની ઈચ્છા થઈ. તેણે એક મોટું સૈન્ય તૈયાર કર્યું. એક પછી એક દેશ ઉપર તે ચડાઈ કરવા લાગ્યો. અનેકના સંહાર કર્યા, અનેકને લૂંટી લીધા, અનેકના અધિકારો છીનવી લીધા. સૌને પોતાની આજ્ઞામાં રાખવા અત્યાચારો કર્યા. દુનિયાના એક છેડેથી બીજા છેડા સુધી તેણે વિજય મેળવી લીધો! છેવટે તે રાજા સર્વજીત બની ગયો. લોકોએ તેનો સર્વજીત મહારાજા કહીને જય જયકાર બોલાવ્યો.

રાજા સર્વજીત બનીને પોતાના નગરમાં પ્રવેશ કરે છે. નગરના લોકોએ તેનું ભવ્ય રીતે સ્વાગત કર્યું. અનેક જાતનાં ફુલહારોથી રાજાને વધાવવા લાગ્યા. લત્તેલત્તે અક્ષતના ચૌક પુરાયા, દરવાજે દરવાજે લીલા તોરણ બંધાયા, જનતાએ નગરને શણગારી રાજાના ધામધૂમ પૂર્વક વધામણા કર્યા.

સર્વજીતે રાજ્યમાં પ્રવેશ કરી મહામાતા રાજમાતાને પ્રણામ કરવા અને આશીર્વાદ મેળવવા તેની પાસે ગયો. માતાને ચરણે પડી પ્રણામ કર્યા અને આશીર્વાદ માંગ્યા. માતાને મન પુત્રને જોઈને આનંદ ન થયો. તેણે પોતાનું મુખ ફેરવી લીધું. પુત્રને લાગ્યું કે આ તો મારૂં અપમાન! પરંતુ આ તો માતા છે તેને શું કહેવાય? પુત્રને દુઃખ થયું અને આંખમાં આંસુ આવી ગયા.

માતા બોલી, બેટા! એવી કઈ મા હોય જે તારા જેવા શૂરવીર પુત્રનું ગૌરવ ન લે? પણ બેટા! તેં ભલે, જગત ઉપર વિજય મેળવ્યો છે પરંતુ હજુ તેં તારી જાત ઉપર વિજય મેળવ્યો નથી! જ્યાં સુધી તું તારા અંતર શત્રુ-કામ, ક્રોધ, માન, માયા, લોભ વગેરે ઉપર વિજય ન મેળવે ત્યાં સુધી તું સર્વજીત તરીકે વિશ્વ વિજેતા ન બની શકે!

પુત્રે માતાના યોગ્ય વચન સાંભળી, પોતાનો કાન પકડી લીધો અને માતાને કહ્યું: "માતા! તારા વચનને વધાવી લઉ છું. જ્યાં સુધી હું અંતર શત્રુની ઉપર વિજય નહિ મેળવું ત્યાં સુધી આ નગરમાં પ્રવેશ નહિ કરૂ!" આવો સંકલ્પ કરી રાજાએ રાજ્યમાંથી વિદાય લીધી. માતાની સાચી હિત શીક્ષા વડે રાજાએ પુરૂષાર્થ વડે પોતાના અંતર શત્રુ ઉપર વિજય મેળવવાનો પ્રયત્ન કર્યો.

ઉત્તરાધ્યયન સૂત્રના ત્રેવીશમાં અધ્યયનની અંદર કેશી-ગૌતમના સંવાદમાં વિજય વિષે ચર્ચા કરવામાં આવી છે. તે સાંભળવા જેવી છે.

**શત્રુ અને તેના વિજયની ચર્ચા!**

अनेगाणं सहस्साणं मज्झे चिट्ठसि गोयमा ।
ते य ते अहिगच्छन्ति, कहं ते निज्जिया तुमे ॥ २३-३५

કેશી સ્વામી પુછે છે હે ગૌતમ! આપ હજારો શત્રુઓની વચ્ચે છો. આ શત્રુઓ તમને જીતવાને તમારી પાસે આવ્યા છે. આપે એ શત્રુઓને કેવી રીતે પરાસ્ત કર્યા?

एगे जिए जिया पंच, पंच जिए जिया दस ।
दसहा उ जिणित्ताणं, सव्वसत्तू जिणामहं ॥ २३-३६

ગૌતમ સ્વામીએ કહ્યું કે એકને જિત્યો એટલે પાંચને જિત્યા, પાંચને જિત્યા એટલે દશને જિત્યા અને દશ પ્રકારના શત્રુઓને જિત્યાથી બધા શત્રુઓને જીતી લીધા.

सत्तु य इइ के वुत्ते, केसी गोयम मब्बवी ।
तओ केसिं बुवन्तं तु, गोयमो इण मब्बवी ॥ २३-३७

હે ગૌતમ! એ શત્રુ કોણ છે? કેશીશ્રમણના આ પ્રશ્નનો ગૌતમ ઉત્તર આપે છે.

एगप्पा अजिए सत्तु, कसाया इन्दियाणि य ।
ते जिणित्ता जहानायं, विहरामि अहं मुणी ॥ २३-३८

હે મુનિ! એક નિરકુંશ આત્મા જ શત્રુ છે અને ઈન્દ્રિયો તથા કષાયો શત્રુ છે. તેને ન્યાયપૂર્વક જીતીને હું સંયમ અને તપથી આત્માને ભાવતાં વિહાર કરૂં છું.

આ શાસ્ત્રોક્ત વાણીથી તમો હવે સમજી શકયા હશો કે શત્રુ કોણ છે અને તેનો વિજય કેમ થાય?

મહારાષ્ટ્રમાં દશેરા એ મોટું પર્વ ગણાય છે. લોકો ઘેર ઘેર તોરણો બાંધે છે. આપ્ટાના પાંદડાઓ લઈ તેને સોના પતા કહી એકબીજાને આપી હર્ષ મનાવે છે. આ સોના પતા આપવાની પાછળનો ઈતિહાસ છે.

એકવાર આ ભારત ભૂમિમાં પૈઠણ નામનું શહેર હતું. ત્યાં દેવદત્ત નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેને કૌત્સ નામનો પુત્ર હતો. તે ઘણો સુશીલ, ચકોર અને બુધ્ધિવંત હતો. તે જ્ઞાન પીપાસુ હતો જેથી તેના પિતાએ તેને જનોઈ આપીને ભરૂચમાં ભણવા મોકલ્યો હતો.

એક સમય ભરૂચ મોટું વિદ્યાધામ હતું. નર્મદા નદીના કિનારે ઋષિઓના આશ્રમો હતાં ત્યાં દૂરદૂરથી વિદ્યાધ્યયન કરવા વિદ્યાર્થીઓ આવતાં હતા. કૌત્સ પણ વરતંતુ ઋષિના આશ્રમમાં રહી ઘણી વિદ્યા શીખી ગયો. તે ભણીને ઘેર જવા તૈયાર થયો ત્યારે ગુરૂ પાસે જઈ ગુરૂ દક્ષિણા આપવાની ઈચ્છા દર્શાવી. ગુરૂએ કહ્યું? હે વત્સ! તેં મારી પાસેથી જે વિદ્યા ગ્રહણ કરી છે, તે વિદ્યાનો સદ્વ્યય કર એ જ મારી ગુરૂ દક્ષિણા છે. પરંતુ શિષ્યને આ ઠીક ન લાગ્યું. તેણે તો ગુરૂને આગ્રહ કર્યો

કે ગુરૂદેવ ! કાંઈક માંગો ! જરૂર કંઈક ભાવ પ્રગટ કરો ! જો તમે કંઈ નહિ માંગો તો મારા આત્માને દુઃખ થશે.

ગુરૂને થયું કે શિષ્ય ખોટું મમત્વ લઈને બેઠો છે એટલે તેણે શિષ્યની શક્તિ બહારની જે વાત હતી તેવી ગુરૂદક્ષિણા માંગી. ગુરૂએ કહ્યું : "તારી ઈચ્છા જ છે ગુરૂ દક્ષિણા આપવાની તો હે શિષ્ય ! એક એક વિદ્યાના બદલામાં એકએક કરોડ સોનામહોર મને આપ !" ગુરૂએ શિષ્યને ચૌદ વિદ્યાઓ શીખવાડી હતી. એટલે શિષ્યે ગુરૂને ચૌદ કરોડ સોના મહોર આપવાની રહે ! શિષ્ય આટલી બધી સોના મહોર ક્યાંથી લાવે ?

તે કાળે રઘુ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે મહા દાનેશ્વરી હતો. મોઢે માંગ્યા દાન આપતો હતો. શિષ્યને થયું. કે હું રઘુ રાજા પાસે જાઉં કારણ કે તેના વગર આટલી સોનામહોર કોણ આપી શકશે ? શિષ્ય તો રઘુ રાજા પાસે જઈ ચડયો. પણ તેને ખબર મળ્યા કે રઘુ રાજાએ તો તેની પાસે જે હતું તે સર્વ દાનમાં આપી દીધું હતું.

શિષ્યે રઘુરાજાને વાત કરી, "સાંભળો, રાજન્ ! મારા ગુરૂએ મને ચૌદ વિદ્યા શીખવી છે. તેના બદલામાં મારે મારા ગુરૂજીને ગુરૂ દક્ષિણારૂપે ચૌદ કરોડ સોના મહોરો આપવાની છે. જેથી આપની પાસે આવ્યો છું." તેની વાત સાંભળી રાજાએ ત્રણ દિવસની મુદત માંગી.

રઘુ રાજાએ સ્વર્ગમાં ઈન્દ્ર રાજાને વિનંતિ કરી કે "મને ચૌદ કરોડ સોના મહોરો આપો. મારે આંગણે બ્રહ્મપુત્ર દાન લેવા આવ્યો છે. મારાથી તેને ના નહિ કહેવાય ! તેને પાછો ન મોકલાય ! કુબેરના ભંડાર ખુલ્લા મૂકો. તમારે પણ સોના મહોરો જોઈએ છે ને ? હવે આવી વાણીની સોના મહોરો લેવી હોય તો લઈ લેજો. માત્ર પાંત્રીશ દિવસ જ બાકી છે. નહિ મેળવો તો પાછળથી તમોને પશ્ચાતાપ થશે.

ધર્મપુત્ર રઘુરાજાની વિનંતિથી ઈન્દ્રદેવે જ્યાં બ્રાહ્મણ પુત્ર કૌત્સ હતો ત્યાં સોનામહોરોની વૃષ્ટિ કરી. તેના ચરણોમાં સોનામહોરોનો ઢગલો થઈ ગયો. શિષ્યે ગુરૂને ચૌદ કરોડ સોનામહોરો આપી, પણ તે વખતનાં ગુરૂઓ એવા ન હતા કે જેટલું દ્રવ્ય આપે તેટલું બધુ લઈ લે ! તેઓ દ્રવ્યોપાસક ન હતા પરંતુ વિદ્યા ઉપાસક હતા. ખરેખર તેઓ તો દેવો સરીખા હતા. કૌત્સ ત્યાંની વધેલી સોનામહોર રાજા પાસે લઈ ગયો. રાજાએ ના કહી મારે ન જોઈએ. જેથી, તેણે તે જ ઝાડ ઉપર ઢગલો કરી દીધો અને લોકોને લઇ જવાનું કહ્યું : લોકોને તો અનાયાસ શ્રીમંત થવાનું સૌભાગ્ય મળ્યુ. શહેર સીમાડેના આપટા અને શમીના વૃક્ષોની લોકોએ પૂજા કરી અને જેટલું જોઈએ તેટલું સોનું લૂંટ્યું. એકબીજાને આપી આનંદ કર્યો.

તે દિવસ વિજયાદશમીનો હતો.

જે ગામની બહાર સોનામહોરોની વૃષ્ટિ થઈ હતી. ત્યાં આપટાના અને શમીના ઝાડ હતા. જેના ઉપરથી સોનામહોરો નીચે પડી હતી ત્યારે તે સોનામહોરો એના પાંદડાઓમાં પણ ભરાઈ ગયેલી હતી એટલે તે સમયથી તે ઝાડના પાંદડાઓને "સોના પતા" કહેવાય છે.

આજે વિજયાદશમીનો દિવસ મરાઠી લોકો સૌ હર્ષથી ઉજવે છે અને તે સમયના વૃક્ષની પૂજા કરી સોનામહોરના બદલે દાનના પ્રતિક રૂપે "સોના પતા" એકબીજાને ખુશાલીમાં આપે છે અને પાંદડાંની લૂટાલૂટ કરે છે.

**પૈસા લેવા કરતાં પૈસા આપીને રાજી થવું જોઈએ**
**સેવા લેવા કરતાં સેવા આપીને રાજી થવું જોઈએ**
**પ્રશંસા સાંભળવા કરતાં પ્રશંસા કરીને રાજી થવું જોઈએ!**

આવી ઉત્તમ ભાવના તો ત્યારેજ પ્રગટે કે અંતરના કષાય-શત્રુઓ ઉપર વિજય મેળવ્યો હોય તો! કહ્યું છે કે न विरुज्जेज्ज केणइ કોઈની સાથે વેર ન રાખો:

**આત્મ વિજય તે જ વિજય છે!**

जो सहस्सं सहस्साणं संगामे दुज्जए जिणे ।
एगं जिणेज्ज अप्पाणं, एस से परमो जओ ॥ ઉત્ત. ૯-૩૪

જે પુરૂષ દુર્જય સંગ્રામમાં દશ લાખ શત્રુઓને જિતે, તે કરતાં એક પોતાના આત્માને જિતે તે શ્રેષ્ઠ વિજય છે.

पंचिन्दियाणि कोहं, माणं मायं तहेव लोहं च ।
दुज्जयं चेव अप्पाणं, सव्वमप्पे जिए जियं ॥ ૯-૩૫

જેણે પાંચઈદ્રિયો, ચાર કષાય અને દુર્જય એવા આત્માને આમ દશ ઉપર વિજય મેળવ્યો છે. તેણે સર્વ જિત્યું ગણાય છે. દશેરા એટલે આ દશ હરાવી જે આત્મ વિજય મેળવે છે, તેની ઉજવણીનું પર્વ તે વિજયાદશમી કહેવાય છે.

## ૮૧

## સંપ અને સહયોગિતા!

(આસો શુદ ૧૧ તા. ૩-૧૦-૭૬ રવિવાર)

અનંત ગુણનિધિ ભગવંત મહાવીરે આગમ વાણીનો પ્રકાશ કર્યો છે. જે પ્રકાશ

રશ્મિમાં અધ્યાત્માનું કલ્યાણુ સમાયેલું છે. આજનો સંસાર દુઃખિયો સંસાર છે. સંપ અને સહયોગિતા સુખના સાધન છે.

માનવ જંગલના પ્રાણીની જેમ એકાકી જીવનારૂં પ્રાણી નથી. માનવ તો સૌ સાથે સમુદાયમાં રહી ઉદાર મન અને વિશાળ હૃદયથી જીવવાને યોગ્ય ચેતનવંતુ પ્રાણી છે, માનવ કદિ એકાંત પ્રિય રહ્યો નથી. તેને સગાંવ્હાલાં અને મિત્રોના સમુદાયમાં જીવન જીવવું ગમે છે. આદિકાળના માનવોની વાતોથી સ્પષ્ટ થાય છે કે તે કાળમાં જુગલિયા માનવો પણુ જોડલે જન્મે છે, જોડલે જીવે છે અને જોડલે જ મૃત્યુ પામે છે. એકલો પડેલો માનવ મુંઝાય છે. એકલો પડેલો માનવ ચિંતામાં અને ચિંતામાં દુબળો પડતો જાય છે.

માનવ હંમેશા સંગાથીની શોધ કરતો હોય છે. તેને પોતાનું દિલ ખોલવા માટે કોઈ સહયોગીની જરૂર રહે છે. તેને પોતાના જીવનનો કોઈ સાથી મળે તો તે ઘણો ખુશ રહે છે આ ઉપરથી સિધ્ધ થાય છે કે માનવ જ્યાં જીવન જીવી રહ્યો છે ત્યાં તેને અનેકના સહકારની જરૂર રહે છે. કદાચ કોઈ વ્યક્તિ અહંના આવેશમાં આવી એમ બોલી નાખે કે "મારે કોઈના બાપની પરવાહ નથી." આવા પુરૂષને સજ્જન કહેવામાં નહિ આવે.

ભલે, માણુસ પાસે બાગ-બગીચા, બંગલા કે બ્લોક હોય, કદાચ શરીરે નિરોગી હોય પરંતુ કુટુમ્બમાં એકલો જ હોય તો તેનું મન ઉદાસ અને ચિંતાતુર રહ્યા કરે છે કારણુ કે તેને કોઈ સાથી જોઈએ છે. સાથી વિના તેનો સંસાર સુનો દેખાય છે.

અમેરિકામાં આજે પૈસો છે. સુખના સાધનો છે, નવી નવી સગવડો મળ્યા કરે છે. જે ભારતના લોકો માટે એકદમ સુલભ નથી. અમેરિકા ભલે સમૃધ્ધિની દૃષ્ટિએ વિશ્વ પ્રસિધ્ધ દેશ ગણુાય પરંતુ ત્યાંના લોકો કૌટુમ્બિક જીવને દુઃખી છે. ત્યાંના માતા-પિતા મોટી ઉંમરે સંતાનોની સેવા પામી શકતાં નથી. ત્યારે ભારત દેશ કુટુમ્બ પ્રેમ અને વડીલો પ્રતિના કર્તવ્ય ભાવનાથી અવશ્ય સુખી જણાય છે. જડ સાધનો મેળવી કદાચ કોઈ અહંકાર કરી ઉઠે તો તે સાધનો માત્ર સુખ આપી શકતા નથી. જ્ઞાની પુરૂષો કહી ગયા છે કે "તું ગમે તેવો શક્તિશાળી કેમ ન હો પરંતુ તું તારી શક્તિનો અહંકાર કયારેય પણુ ન કરીશ! જો તું તારી એકલતાનો કે સાધનોનો અહંકાર કરીશ તો જીંદગીના સુખમાં સરળતા નહિ રહે! ભાગ્યના દિવસો અને ચક્રને બદલાતા વાર લાગતી નથી. જ્યારે દુઃખ આવશે ત્યારે તારી આજુબાજુ કોઈ નહિ હોય? તો તું તારૂં દુઃખ એકલો નહિ સહી શકે!"

**તારે જેની જરૂર છે તેને પ્રેમથી તારા બનાવી લે!**
**તું તારા જીવનનો સહકાર સૌને દેજે અને સૌનો સહકાર લેજે!**

સહકાર સૌને આપવો અને સહકાર સૌનો લેવો એ તો માનવ જીવનનો વિકાસ પણ છે. સહકાર વિના જીવવું સહજ નથી. તમારી સૌની શું ઇચ્છા છે? તમારે તો સહકાર લેવા-દેવાની જરૂર છે કે નહિ? પરંતુ આટલું તો નોંધી લેજો કે દુનિયા એટલી ગાંડી નથી કે તમારો સહકાર લ્યે નહિ અને તમને સહકાર આપ્યા જ કરે!

ઉદાર મનથી, સંગઠનની નીતિ મજબૂત બનાવવા તમારે બીજાનો સહકાર લેવો અને બીજાને સહકાર આપવો જરૂરી છે. આજે સમાજના ઘર ઘરમાં પંચમ કાળનો પવન વ્યાપી ગયો છે અને વાતાવરણ વિપરીત બની ગયું છે. જ્ઞાની જનો ફરમાવે છે કે **સંગઠન જ કળિયુગનું કલ્પવૃક્ષ છે.** United we stand and Divided we fall.

સંગઠન વિનાના સમાજનો કે દેશનો વિનાશ થતાં વાર લાગતી નથી.

## સંગઠન એટલે શું?

સંગઠન એટલે પરસ્પરનો પ્રેમ. સૌનો એક જ વિચાર, સૌનો એક જ આચાર, સૌની એક જ નીતિ, સૌના એક જ ભાવ, ભાષા અને ભક્તિ.

જો આવી ઐક્યતા સાથે સંગઠન નીતિ હોય તો સમાજ, સંઘશાસન અને દેશ-રાષ્ટ્ર પ્રગતિના શીખરે પહોંચી જાય. ભારતની આ તપોભૂમિ ઉપર વિદેશીઓ શા માટે આવ્યા? મોગલો અને અંગ્રેજોએ વર્ષો સુધી અહીં શા માટે રાજ્ય કર્યું? તેનો જવાબ એક જ છે કે ભારતના લોકોમાં સંપ-સંગઠન અને ઐક્યતા ન હતી. પરસ્પરમાં મતભેદ, કલેષ અને ઝઘડાના કારણે વિદેશીઓ રાજ્ય તો કરી ગયા પરંતુ ભારતીય સમૃધ્ધિને લૂંટી ગયા. એ સમૃધ્ધિને ફરી મેળવવી ઘણી કઠિન છે. મહાનુભાવો! હવે જાગો! સંગઠનને સાધો! સંપની છાયામાં આવી ઐક્યતાને બનાવી રાખો. જુઓ તમારા માટે સુખના દહાડા દૂર નથી. લોકોની ભેદનીતિ અને વેર રીતિએ ભારતને ઘણું ઘણું સહન કરવું પડયું છે. એક કવિએ સંપની છાયાનું દર્શન કરાવ્યું છે સાંભળો!

રાગ-રે તૃષ્ણા તેરા તો!

આ જાઓ ઈક વાર સમ્પકી છાયા મેં! (૨)
જિન મેં સંપ સદા રહતા હે. ઉનકે નિત્ય પડા રહતા હૈ
ચરણોં મેં સંસાર, સમ્પકી છાયામેં, ૦ આ જાઓ ૧

ફુટ પુજારી જો હોતે હૈ, વે નિજ ગૌરવ સબ ખોતે હૈ
પાતે હૈ ધિક્કાર, સમ્પકી છાયામેં ૦ આ જાઓ ૨

દુર્બળ જન મિલ સંપ સહારે, બન જાતે હૈં વીર કરારે
સમ્પ સદા જયકાર, સમ્પકી છાયામેં ૦ આ જાઓ ૩

દીન પતંગે યદિ સબ મિલતે, કુદ પડે દીપકમેં ઉછલકે
કરે છીનકમેં છાર, સમ્પકી છાયા મેં ૦ આ જાઓ ૪

નિર્બલ તાર પરસ્પર મિલતે, મહાબલી ગજરાજ પકડતે
નિજ બન્ધન મેં ડાર, સમ્પકી છાયામેં ૦ આ જાઓ ૫

બૂન્દર મિલ દરિયા બહતા, નહિં કિસી કેરોકે રહતા
હોતા અતિ વિસ્તાર, સમ્પકી છાયામેં ૦ આ જાઓ ૬

કૈંચીકી બદ આદત કો છોડો, અમર-સૂઈસે નાતા જોડો
સુખી બનો નરનાર, સમ્પકી છાયામેં ૦ આ જાઓ ૭

સંપની સુંદરતા કેવી રૂડી છે. જેને ત્યાં સદા સંપ હોય છે તેને ત્યાં લોકોનો પ્રેમ આદર અને માનનું દર્શન થાય છે. જે લોકો સદાને માટે વેર-ઝેર ને કલેષમાં જીવન પસાર કરે છે તેઓ તો ધિક્કારને પાત્ર બની જાય છે. દુર્બળ લોકો જ્યારે ભેગા મળે છે ત્યારે તેની વીરતા તેઓને સફળ બનાવે છે. "તમોએ દીપક જોયો છે કે નહિ? હા. અચ્છા! ત્યારે પતંગિયા જોયા છે? જી હા મહારાજ" જુઓ! પતંગિયા કેવા દુબળા અને પાતળા હોય છે? અરે! તેની ચંચળતા તો જુઓ. ફરફર ઉડતાં જ હોય છે. આવું એકાદ પતંગિયુ દીપકને જોઈ તેની જ્યોતિમાં મૌઝ કરવા જાય તો શું બને? તે બળી જ જાય. પરંતુ અનેક પતંગિયાં એક સાથે મળીને દીપક ઉપર ઉતરી પડે તો? તો શું? દીપક બુઝાઈ જાય! સંપમાં કેટલું બળ છે. કાચા સુતરના તાંતણા એકદમ નરમ અને ઢીલા હોય છે તેને તૂટી જતાં વાર લાગતી નથી પરંતુ આ સુતરના તારને સાથે જોડી તેનું દોરડું બનાવ્યું હોય તો તેનાથી મહાબલવાન ગજરાજ (હાથી)ને બાંધી રખાય છે. જ્યારે પાણીના ટીપાં એકઠાં મળે તો તેના સહકારથી દરિયો બની જાય છે અને પાણીનો વિસ્તાર કેટલો બધો બની જાય છે. "તમે કાતર તો જોઈ હશે? તે શું કામ આવે છે?" "કાતર તો કાપવાનું કામ કરે છે." ત્યારે સોય શું કામ કરે છે? ગુરૂ મહારાજ! "સોય તો સાંધવાનું કામ કરે છે." તમારે શું બનવું છે? "કાતર કે સોય?" અમારે તો સોય બનવું છે. સમાજ અને સંઘમાં કાતર જેવા કેટલા અને સોય જેવા માણસો કેટલા છે? ખરેખર આ જીવે કાતરની પ્રવૃતિ છોડી સોયની પ્રવૃત્તિ કરવી જોઈએ. જેનાથી સંઘ-સમાજનું ઉત્થાન થાય!

So long as you stand side by side
shoulder to shoulder and arm to arm,
no one can hurt you, no one harm.
Together you are safe
you are safe and sound
But once stand apart
And you will fall to the ground.

જ્યાં સુધી તમો એક બીજાના ખભેખભા, હાથેહાથ અને પડખું પકડીને ઉભા રહેશો ત્યાં સુધી તમોને કોઈપણ ઈજા અગર નુકશાન કરી શકશે નહિ. ભેગા છો ત્યાં સુધી જ શાંતિ અને સલામતી છે; પણ એક વખત જો જુદા પડો તો જરૂર તમો જમીનદોસ્ત થઈ જશો.

સંપ અને સહકાર વગર જીવન જીવવાની મઝા નથી. સંસારને સારો બનાવવો હોય તો પ્રેમ, લાગણી અને ઐકયતાનું વાતાવરણ તૈયાર કરવું પડે છે. પછી ભલે ગરીબ ઘ હોય કે શ્રીમંતનો નિવાસ હોય પરંતુ આવા સદ્‌ગુણો વગર સંસાર શોભતો નથી.

એક સમજુબેન નામના બા હતા. બાને એકનો એક દીકરો હતો. દીકરાને ભણાવી–ગણાવી મોટો કર્યો. દીકરો બાબુ તો સમય જતાં ૨૫ વર્ષનો થઈ ગયો. માતા પુત્ર માટે તેની સગાઈની ચિંતા કરતી નથી. પાડોશી દીવાળીબેનની સાથે પેલા બા વાતવાતમાં કહ્યા કરે કે "મારે બાબુને ઘેર વહુ આવશે ત્યારે તમારી જેમ બધે જઈશ અને ખાટલો ઢાળીને બેસીશ "

એક વખત દીવાળીબેને કહ્યું: સમજુબેન! વહુ લાવવાની વાત તો વરસો થયાં કરો છો, બાબુ તો ૨૫ વર્ષનો થઈ ગયો છે, હવે તો વહુ લાવો!"

સમજુબેન: "હું કાંઈ અણસમજુ નથી. મને ૬૦ વર્ષ થયા છે. સમજ્યાને!"

દિવાળીબેન: પણ બેન! "ક્રોધ ન કરો, હું તો કહું છું કે દીકરો મોટો થયો, હવે તમારીએ અવસ્થા થઈ. વહુ લાવો હવે!"

સમજુબેન: "તારે મારા ઘરની ચિંતા ન કરવી, સમજીને!"

દીવાળીબેન: "કેમ ચિંતા ન કરૂં? તમારી પાડોશી છું અને સાહેલી છું. આમ રાહ જોઈને બેસી રહેશો તો ઘરનાં આંગણાંમાં કોઈ વહુ નહિ મૂકી જાય!"

સમજુબેન ને સાન આવી. એને થયું કે વાતોથી વહુ નહિ આવે. કન્યાઓ જરૂર જોવી પડશે. સમજુબેન તો કન્યાઓ જોવા લાગ્યા. અનેકનો સહકાર લેવા મંડયા, તોય દીકરો ૩૦ વર્ષનો થયો ત્યારે લગ્ન કર્યા.

વહુ આવ્યા પછી તો સમજુબેનનો હરખ સમાતો નથી. ઘરે કોઈ આવે ત્યારે

કહે "જુઓ ! અમારા વહુ કેવા રૂપાળા છે ?" આવા વહુ તો કોઈને ઘેર નહિ હોય ? આવો હર્ષ મનાવવો હોય તો સૌનો સહકાર જોઈએ. સહકાર લેવો અને સૌને સહકાર આપવો તે જ સફળતાની ચાવી છે.

એકલવાયું જીવન તે જીવન નથી. વેદના ઋષિઓએ કહ્યું છે.

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम्

એક સાથે ચાલો, એક સાથે બોલો અને એક સાથે વિચાર કરો.

તમોને બોલતા, ચાલતા કે વિચારતા શીખવાડવું કે આત્મજ્ઞાનની આરાધના કરાવવી ? સમાજ અને શાસનની ઐક્યતા ન બને ત્યાં સુધી સંગઠન કેવી રીતે આવે ? આપણા સમાજની મોટામાં મોટી ખામી હોય તો એ છે કે એક મત નથી. મતભેદો ઘણા છે પણ મન ભેદ ન હોવા જોઈએ. જે વિચાર ધારા સારી હોય પછી ભલે તે સામા પક્ષની કેમ ન હોય ? સારી હોય તેને અપનાવવી જોઈએ.

આ જમાનો સંગઠનનો છે. જેનામાં સંગઠન હોય તે આગળ આવી શકે છે. અન્ય જાતિ અને મંડળોમાં કેટલા સારા સંગઠન છે. તેઓ સમાજનું કેટલું હિત સાધી રહ્યા છે. ધારાનગરીના જૈનોમાં સંગઠન હતું. ત્યાં બહારનો કોઈ પણ વ્યક્તિ પોતાના ગુજરાન માટે આવતો ત્યારે દરેક જૈન ઘરમાંથી તેમને એકએક સોનામહોર અને એક એક ઇંટ આપવામાં આવતી હતી. નગરીના લોકોના સહકારથી આવેલો સાધારણ માણસ લખપતી બની જતો હતો. પોતાના ધર્મીભાઈ સાથે તો સહકાર હોવો જ જોઈએ.

**જ્યાં સુધી જાતિનું સંગઠન નહિ ત્યાં સુધી સમાજનું સંગઠન નહિ થાય !**
**જ્યાં સુધી સમાજનું સંગઠન નહિ કરો ત્યાં સુધી સંઘનું સંગઠન નહિ થાય !**
**જ્યાં સુધી સંઘ સંગઠન નહિ કરો ત્યાં સુધી શાસનનું સંગઠન નહિ થાય !**
**જ્યાં સુધી શાસનનું સંગઠન નહિ કરો ત્યાં સુધી ધર્મનું સંગઠન નહિ થાય !**

સંગઠનના વિષે એક સુંદર કવિએ કહ્યું છે :

### સંગઠન કી બિણા

સંગઠન કી બિણા બજને દો, મોહે મધુર મધુર ધુન સુનને દો (૨)

અબ નયા જમાના આયા હૈ, સંદેશ પ્રેમકા લાયા હૈ !
યહ તૂટે હુએ દિલકો મિલને દો, સંગઠન........ ૧

બિણા યે તાન સુનાતિ હૈ, સંગઠનકા પાઠ પઢાતિ હૈ !
મુરઝી હુઈ કલિયાં ખિલને દો, સંગઠન........ ૨

અભિનવ ક્રાંતિ ઐસી લાવે, જાગે માનવ હી ચઢ જાવે !
ઈતિહાસ કે પન્ને લિખને દો, સંગઠન....... ૩

સબકો એક રાહ દિખાના હૈ, બાધાએ દૂર હટાના હૈ !
આશા કે દીપક જલને દો, સંગઠન....... ૪

આવો આનંદ કે આંગનમેં, બંધ જાયે પ્રેમ કે બંધન મેં !
ગંગા યમુના કો મિલને દો, સંગઠન....... ૫

બિણા કે તાર મધુર બોલે, અંદર ઘર પટકે ઝટ ખોલે !
યહ માધવ પ્રેમરસ જરને દો, સંગઠન........ ૬

સંગઠનના વિષયમાં કેવી સુંદર ભાવના વ્યક્ત કરી છે.

સંગઠન વગરનું જીવન સૂનું છે.

સંગઠન વગરનું જીવન પાંગળુ છે.

સંગઠન વગરનું જીવન અપૂર્ણ છે.

સંગઠન વગરનું જીવન બિહામણું છે.

સંગઠનમાં તેજ છે, પ્રકાશ છે, રોશની છે બળ છે ચમક છે અને પ્રગતિ છે.

સંગઠન કેવું હોવું જોઈએ ? જ્યારે શાસનનો પ્રશ્ન આવે કે ધર્મ ઉપર કોઈ આફત આવી ચડે યા જૈન સંસ્કૃતિનો પ્રાણ પ્રશ્ન ઉદ્ભવે ત્યારે જૈન લોકોએ સૌએ પોતપોતાના ગચ્છ, પક્ષ, સંપ્રદાયના ભેદ ભૂલી જઈ ઐક્યતા સાધી શાસનરક્ષા અને સંસ્કૃતિના ઉદ્યોત માટે કરી છુટવું જોઈએ.

આપણે ત્યાં ભગવાન મલ્લીનાથનો અધિકાર ચાલે છે. છએ રાજવીઓએ પોતપોતાના દૂતોને મિથિલાનગરી મોકલ્યા છે.

તમો જાણો છો ને ? દૂત શા માટે ગયા છે ? હા મહારાજ !

તેઓ મલ્લીકુમારી સાથે લગ્નનું માગું લઈને ગયા છે.

तएणं तेसिं जियसत्तु पामोक्खाणं छण्हं राईणं दूया जेणेव .. उवागच्छंति....
अणुपविसंति....... निवेदेंति....... वयासी........णिच्छुभावेइ !

હવે શાસ્ત્રકાર ફરમાવે છે કે જિતશત્રુ પ્રમુખ છએ રાજાઓના દૂતો જ્યાં મિથિલા નગરી હતી તે તરફ પોતપોતાના સ્થાનેથી રવાના થઈ ગયા. તે છએ દૂતો આગળ વધતા વધતા જ્યાં મિથિલા નગરી હતી ત્યાં એકી સાથે આવી પહોંચ્યા. બધાએ મિથિલા નગરીના પ્રધાન ઉદ્યાનમાં પોતપોતાનો પડાવ નાખ્યો. તેઓ સૌ

મળીને મિથિલા નગરીમાં ગયા. ત્યાં કુંભકરાજાની પાસે પહોંચ્યા. તેઓ બધાએ જુદા જુદા રૂપમાં કુંભકરાજાને બંને હાથની અંજલિ કરીને નમસ્કાર કર્યા. તેઓએ વારાફરતી પોતપોતાના રાજાનો સંદેશો તેમને કહી સંભળાવ્યો.

જીતશત્રુ પ્રમુખ છ એ છ રાજાઓ મારી પુત્રી મલ્લીકુમારીને ચાહે છે. આ જાતનો સંદેશ દૂતોના મુખેથી સાંભળીને કુંભક રાજા એકદમ ગુસ્સે થઈ ગયા અને ત્રણે રેખાઓ વાળી તેમની ભ્રકુટી ભમરો વક્ર થઈ ગઈ.

## મહારાજા કુંભકનો કોપ અને કથન !

ક્રોધના આવેશમાં આવી રાજાએ તે દૂતોને કહી સંભળાવ્યું કે "હે દૂતો ! મારી પુત્રી વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારી તમારા રાજાઓને આપીશ નહી." આ પ્રમાણે કહીને રાજાએ દૂતોનો કોઈ પણ રૂપમાં સત્કાર અને સન્માન ન કરતાં તેઓને પોતાના મહેલના પાછળના નાના બારણેથી બહાર કાઢી મૂકયા.

तएणं जियसत्तु पामोक्खाणं........उवागच्छंति

જિત શત્રુ પ્રમુખ રાજાઓના દૂતો અપમાનિત બની ત્યાંથી રવાના થઈ ગયા અને જ્યાં તેમનો દેશ હતો ત્યાં પોતાના નગરના રાજા પાસે પહોંચ્યા. ત્યાં આવી વિનય પૂર્વક પોતાના રાજાને કહેવા લાગ્યા.

एवं खलु सामी! अम्हे जियसत्तु....... निच्छुभावेइ ।

તેઓએ પોતાના રાજવીઓને ઘટેલી ઘટનાની સઘળી વાત કહી બતાવી. तं ण देइ णं सामी! कुंभए मल्लिं विदेह रायवर कन्नं साणं २ राईणं एयमट्ठं निवेदेंति...करेंति।

હે સ્વામિન્ ! તમે ચોક્કસ પણે આ જાણી લો કે કુંભકરાજા પોતાની રાજકન્યા મલ્લીકુમારી આપશે નહિ. આ રીતે છ એ દૂતોએ પોતપોતાના રાજાઓની સામે પોતાના મતની પુષ્ટી કરી. ત્યારબાદ જીતશત્રુ વગેરે રાજાઓ દૂતોની વાત સાંભળી અને સમજીને ગુસ્સે થયા અને પોતપોતાના દૂતોને એક બીજાની પાસે મોકલ્યા. તેઓએ તે દૂતોની સાથે આ જાતનો સંદેશો મોકલ્યો કે હે દેવાનુપ્રિયો ! આપણા છ એ રાજાઓના દૂતો એકી વખતે કુંભકરાજાની પાસે ગયા. ત્યાં જેણે આપણા દૂતોનો સત્કાર અને સન્માન કંઈ જ ન કર્યું અને તેમને અપમાનિત કરીને બહાર કાઢી મુકાવ્યા છે એથી से यं खलु......निग्गच्छंति। હવે અમારા માટે એક જ કર્તવ્ય શ્રેયસ્કર લાગે છે કે અમે કુંભકરાજાને હરાવવા માટે તેમના ઉપર આક્રમણ કરીએ.

જ્યારે આ પ્રમાણે બધાએ વિચાર કર્યો ત્યારે સૌએ એકમત થઈને આ નિર્ણય સ્વીકારી લીધો. જીતશત્રુ પ્રમુખ બધા રાજાઓ સ્નાન કરી યુદ્ધ માટે બધા

સાધનોથી સુસજ્જ થઈ ગયા. તેઓ બધા હાથીઓ ઉપર સવાર થઈ ચતુરંગી સેના લઈ પોતપોતાના નગરની બહાર નીકળ્યા.

निग्गच्छित्ता एगयाओ मिलायंति,' त्ता जेणेव........गमणाए

તેઓ બધા એક સ્થાને એકઠા થયા અને મિથિલા તરફ રવાના થયા. જુઓ! છ એ રાજાઓ મિથિલાના રાજા કુંભક ઉપર વિજય મેળવવા ચાહે છે. વિજયની મનોકામનાએ, તેઓ છ એ રાજાઓ સંગઠિત થયા સૌ સાથે રવાના થયા છે. સહકાર વગર સફળતા ન મળે.

હવે છ એ રાજવીઓ મિથિલા કેવી રીતે પહોંચશે અને સંગઠિત રહીને શું કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૮૨

# તૃષ્ણાનું સામ્રાજ્ય

(આસો સુદ ૧૨ તા. ૪-૧૦-૭૬ સોમવાર)

મોહ વિજેતા અનંતજ્ઞાની ભગવાન મહાવીર સ્વામીએ સિધ્ધાંતની પરૂપણા કરી છે. આપણે જાણીએ છીએ કે આ વિશ્વના વિરાટ આંગણે અનેકના સામ્રાજ્ય થઈ ગયા છે.

એક સમયે ભારતની ભૂમિ ઉપર બાદશાહોનું સામ્રાજ્ય હતું. ત્યારબાદ વર્ષો સુધી બ્રિટીશ સામ્રાજ્ય આવ્યું. આમ તો જર, જમીન અને જોરૂં માટે જગતમાં સામ્રાજ્ય માટે અનેક યુધ્ધો ખેલાયા છે. જેનાથી લાખો, કરોડો માનવીઓનો વિનાશ થયો છે. છતાં માનવ મનની તૃષ્ણા પૂર્ણ થતી નથી.

અન્યને હરાવી, તેના ઉપર વિજય મેળવી, પારકાઓનું પોતાનું બનાવી વ્યક્તિ કાયમ માટે પોતાનો અધિકાર જમાવે છે. પરન્તુ યાદ રાખવું જોઈએ કે પારકુ કદીએ પોતાનું થતું નથી.

પરસ્ત્રી ઉપર જે દાનત ખરાબ કરે છે તેઓ લંપટ છે. રૂપમાં મોહિત બની રૂપના પિપાસુઓએ યુધ્ધ ખેલી લાખો લોકોનો કયાં સંહાર નથી થયો?

આવી રીતે પૈસો, જમીન અને સ્ત્રીઓના કારણે આ વિશ્વમાં અનેક યુધ્ધ ખેલાયા અને રંગ બદલાયા. આ વિરાટ વિશ્વના રંગને બદલનાર હોય તો એક તૃષ્ણા છે.

જ્ઞાનીજનો ફરમાવે છે કે તૃષ્ણાતુર વ્યક્તિ આ જગતમાં સુખી થઈ શકતી નથી. તેમજ બીજાને સુખી કરી શકતી નથી.

## તૃષ્ણા પણ એક પ્રકારનો વળગાડ છે.

તૃષ્ણાના વળગાડે કેટલાને દુઃખી કર્યા છે તેમજ પાયમલ કર્યા છે તે શું તમો નથી જાણતા?

લોકો વ્યંતરના વળગાડને તો દોરા ધાગા કે મંત્રાદિથી દૂર કરે છે પરન્તુ તૃષ્ણાનો વળગાડ દૂર કરવા મંત્રાદિ કામ કરતા નથી. તૃષ્ણા તો ખરેખર ભયંકર છે. તૃષ્ણાએ કઈક નરને માટીમાં મેળવી દીધા છે. તૃષ્ણાએ કઈકના અભિમાન ઉતારી દીધા છે.

### રે તૃષ્ણા તેરા તો કભિ પાર નહીં પાયા રે...(૨)

જે તૃષ્ણાના તારે બંધાયો છે તેને ઉગરવાનો કોઈ આરો નથી. શરીરને તો ઘડપણ આવે છે. શરીરમાં કરચલીઓ પડે છે. વાળ સફેદ થઈ જાય છે. દેહ ક્ષીણ થતો જાય છે, પણ એક તૃષ્ણાને ઘડપણ કે જીર્ણતા આવતી નથી. તે તો સદાને માટે યુવાન જ બની રહે છે.

**तृष्णा न जीर्णा वयमेव जीर्णा** તૃષ્ણા જીર્ણ થતી નથી પરંતુ તૃષ્ણા કરનારો જીર્ણ થઈ જાય છે. તૃષ્ણાનો ચમત્કાર તો અજબ ગજબનો છે. જેને તે વળગે છે તેની પાયમાલી થઈ જાય છે. જેથી કહ્યું છે કે.

तृष्णादेवि ! नमस्तुभ्यं, सिध्धोऽहं त्वत्प्रसादतः ।
पश्याम्यहं जगत्सर्वं, न मे पश्यति कश्चन ॥

હે તૃષ્ણા દેવી ! અમે તને નમસ્કાર કરીએ છીએ તારી કૃપાથી હું સિધ્ધ છું. આખા જગતને હું જોઉં છું. મને કોઈ જોઈ શકતું નથી.

આપણે કોઈ પણ વ્યક્તિને જોઈ શકીએ છીએ પરંતુ તેની અંદર રહેલી તૃષ્ણાને કોઈ જોઈ શકતું નથી. આ તૃષ્ણા આપણા સૌને માટે ભયંકરમાં ભયંકર છે. જેમ કે કોઈ વસ્તુ કે કોઈ વ્યક્તિ ઉપર રાગ જન્મે છે તે રાગ એવો ચોંટી જાય છે કે તેને ઉખેડી શકાતો નથી ઢાલ કાચબો તમોએ જોયો હશે? તેના શરીર ઉપર ઢાલ હોય છે. તેને ચાર પગ હોય છે. વૃધ્ધ પુરૂષની જેમ તે ધીરે ધીરે ચાલે છે. આ પ્રાણી સામે કોઈ જાતનો ભય આવે કે કાઈજાતનું જોખમ આવે ત્યારે પોતાનું મુખ અને ચારે પગો અંદરમાં સંકોરી લે છે અને શરીર સાથે ચોંટી જાય છે. અનેક પ્રયાસ કરવા છતાં પણ તે જમીનથી ઉખડી શકતો નથી. તેવી રીતે તૃષ્ણા

પણ માનવને ચોટીને રહી છે. માનવ આ તૃષ્ણાને દૂર કરવા ખૂબજ મહેનત કરે છે. પરંતુ તે જલ્દી દૂર થઈ શકતી નથી.

આ જગતનો માનવી પણ આવી ઢાલ સરીખી તૃષ્ણા લઈને ફરતો હોય છે. તે તૃષ્ણા મમતાના રૂપને ધારણ કરે છે. તેમાંથી મોહ ઉત્પન્ન થાય છે અને આ મોહ આપણા સૌના માટે ભયંકર ગણાય છે. જ્ઞાનીજનો કહે છે કે હે દેવાનુપ્રિયો ! તું આ તૃષ્ણા અને મમતાને છોડી દે. તેનાથી તને શાંતિ નહિ મળે.

## તૃષ્ણાએ સુખનું સાધન નથી.

તૃષ્ણા તો મધલાળ જેવી છે. તેના સ્વાદે માણસ મૃત્યુને શરણ થાય છે પરન્તુ તેને છોડી શકતો નથી. એક વાર એક મુસાફર જંગલ પસાર કરી રહ્યો હતો. તેણે સામેથી એક વિકરાળ સિંહ આવતો જોયો. મુસાફરે દિશા બદલી. તે બીજી બાજુ ચાલ્યો ત્યાં તો એક મોટી નદી આવી. મુસાફર ત્યાંથી પણ પાછો ફર્યો, તે ત્રીજી દિશા તરફ વળ્યો તેને સામેથી આવતો એક કાળો સર્પ દેખાયો. વળી પાછળ જોતો તે આગળ ચાલતો થયો ત્યાં તો એક કદાવર હાથી માર માર કરતો આવી રહ્યો હતો. મુસાફર તેનાથી બચવા એક વટ વૃક્ષ ઉપર ચડી ગયો.

હાથી જાણે મુસાફરનો પૂર્વ જન્મગત વેરી કેમ ન હોય તેમ પાછળ જ પડયો છેવટે જે વૃક્ષ ઉપર મુસાફર ચડયો તે વૃક્ષની પાસે આવી તેને મૂળમાંથી ઉખેડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પેલો થાકેલો મુસાફર કંટાળી તે વૃક્ષ ઉપર શાંતિથી બેસી ગયો. તેને ઝોલુ આવી જાય છે. તે ઉપરથી પડયો અને પડતાં તેના હાથમાં બે વડવાઈ આવી ગઈ તેને પકડીને તે ઉંચે લટકતો રહી ગયો.

હવે હાથી તો વૃક્ષને સૂંઢ દ્વારા હલાવા માંડયો. તેણે પકડેલી શાખા ઉપર એક મધપુડો હતો તેમાંથી માખીઓ ઉડવા લાગી અને મુસાફરને શરીરે ડંખ મારવા લાગી. ભયંકર સ્થિતિ બનવા લાગી. ઉપર જુએ તો બંને પકડેલી વડવાઈઓને એક સફેદ અને બીજો કાળો ઉંદર કાપી રહ્યા છે. નીચે જુએ છે તો અંધારીયો કુવો છે. તેમાં ચાર ભયંકર અજગર કુફાડાં મારી રહ્યા છે. મધપુડામાંથી એક એક બિંદુ તેના નાક પર પડે છે. મુસાફર તે બિંદુને જીભ લાંબી કરી ચાટી રહ્યો છે. તેને તેમાં સ્વાદ આવે છે. બીજી બાજુ માખીઓ કરડે છે. તેને દૂર કરવા હાથ છોડે તો નીચે પડે તેમ છે. નીચે ચાર અજગર છે. ઉપરથી વડવાઇઓ કપાઈ રહી છે. આવી વિષમ પરિસ્થિતિમાં તેને મધુબિંદુનો સ્વાદ લલચાવે છે. આ સ્વાદની તૃષ્ણામાં તે મુસાફર સઘળાંએ દુઃખને વિસરી જાય છે.

એવામાં એક દેવ વિમાન નીકળે છે. તેનો દેવ વિમાનને અંતરિક્ષમાં ઉભું રાખી પેલા તૃષ્ણાતુર મુસાફરને કહે છે કે હે દેવાનુપ્રિય ! હું તને બચાવવા માટે આવ્યો

છું. જો તારે દુઃખથી મુક્ત થવું હોય તો ચાલ ! મારા આ વિમાનમાં બેસી જા. તને તારા સ્થાને સલામત રીતે પહોંચાડી દઈશ.

દેવને દયા આવી, તેને બચાવવા ઘણી રીતે સમજાવ્યો પરંતુ પેલો તો મધુ બિંદુના સ્વાદની તૃષ્ણામાં લાગી ગયો છે. દેવને કહે છે. થોડીવાર ઉભા રહો, એક બિંદુને ચાખી લઉં. એક ચાખ્યું તો બીજાને ચાખવા મન લલચાયું, બીજામાંથી ત્રીજું, એમ તેની તૃષ્ણાની લાળ ચાલી. છેવટે તે સ્વાદ છોડી શક્યો નહિ અને દેવ વિમાન લઈ ચાલ્યો ગયો.

બંને ઉંદરોએ વડવાઈ કાપી નાખી તે મુસાફરના હાથમાં વડવાઈ રહી ગઈ અને દુઃખી થતો કુવામાં જઈ પડયો. ત્યાં તો તેને અજગર હજમ કરી ગયા.

જ્ઞાનીજનો ફરમાવે છે કે આ સંસાર એ વૃક્ષ છે. માનવ એ આ જગતનો મુસાફર છે. હાથી એ માનવની પાછળ પડેલો કાળ છે. માનવ ગૃહસ્થાશ્રમરૂપી વડવાઈ પકડીને જીવી રહ્યો છે. કાળરૂપ હાથી સંસારરૂપ વૃક્ષને ઉખેડવા મથી રહ્યો છે. દિવસ અને રાત્રીરૂપ કાળો અને ધોળો ઉંદર સમયરૂપી આયુષ્યને કાપી રહ્યા છે. ચાર ગતિરૂપ ચાર અજગરો એ પરલોકનું દર્શન છે. આધિ-વ્યાધિ અને ઉપાધિરૂપ મધમાખીઓ કરડી રહી છે. સંસારના કામ ભોગ સમ મધુ બિંદુ છે. સંસારના માનવની આ કરુણ સ્થિતિ છે તેના પુણ્યોદયે સદ્‌ગુરુ સમ દેવ વિમાન લઈને બચાવવા તેમજ યોગ્ય સ્થાને લઈ જવા પ્રેરણા કરે છે, પેલો મુસાફર સમજતો નથી તેમજ મધુ બિંદુ સમ કામ ભોગોની તૃષ્ણા છોડતો નથી જેથી કાળ દેવતાએ તેની જીવન લીલા સંકેલાવી અને તે અજગરના મુખ રૂપ દુર્ગતિએ પહોંચી ગયો.

જુઓ ! ભાઈઓ, તૃષ્ણા શું કામ કરે છે ? અમોને શ્રી સંઘ અહીં લાવ્યો છે. અમો પણ ધર્મરૂપ વિમાન લઈને આવ્યા છીએ. તમોને પ્રતિદિન સમજાવીએ છીએ. સંસાર સ્વરૂપની સ્થિતિના દર્શન પછી પણ તમારૂં મન હજુ તૃષ્ણા છોડવા તૈયાર નથી. તમો તો પેલા મુસાફર જેવું નહિ કરો ને ! વિમાનમાં હવે ક્યારે બેસવું છે ? વિમાન રવાના થઈ જશે પછી કંઈ નહિ કરી શકો જેથી જાગો અને તૈયારી કરો !

શાસ્ત્રમાં તૃષ્ણાને વેલડીની ઉપમા આપવામાં આવી છે કેશી-ગૌતમના સંવાદમાં તેની ચર્ચા કરવામાં આવેલી છે.

लया य इइ का वुत्ता, केसी गोयम मव्ववी ।
केसिमेवं वुवन्तं तु, गोयमो इण मव्ववी ॥ ઉત્ત. ૨૩-૪૭

કેશી સ્વામીએ ગૌતમ સ્વામીને પ્રશ્ન કર્યો છે કે તમે વિષ વેલીને જડમૂળમાંથી

સર્વથા છેદીને ફેંકી દીધી છે. તે લતા કઈ જાતની છે ? હવે ગૌતમ સ્વામી કેશી સ્વામીને ઉત્તર આપે છે.

भव तण्हा लया वुत्ता, भीमा भीम फलोदया ।
तमुच्छित्तु जहानायं, विहरामि जहासुयं ॥ २३-४८

હે મહામુનિ ! સંસારની તૃષ્ણા રૂપ એક ભયંકર વેલડી છે અને તે વેલ (લતા) નું ફળ પણ ભયંકર છે હું તે વિષ-લતાનો ઉચ્છેદ કરીને વિચરૂં છું.

સંસાર જીવો દુઃખી થાય છે, તેનું કારણ આવી ભયંકર લતાના ફળ જ છે. જેથી આવી તૃષ્ણાને ઉત્પન્ન કરનાર મોહથી દૂર રહેવું જોઈએ. મોહ એ તૃષ્ણાને જન્મ આપનાર છે. શાસ્ત્રકાર ફરમાવે છે.

दुक्खं हयं जस्स न होइ मोहो, मोहो हओ जस्स न होइ तण्हा ।
तण्हा हया जस्स न होइ लोहो, लोहो हओ जस्स न किंयणाइं ॥
ઉત્ત. ૩૨-૮

જેને મોહ નથી તેને દુઃખ નથી, જેને તૃષ્ણા નથી તેને મોહ નથી; જેને લોભ નથી તેને તૃષ્ણા નથી. જે અકિંચન છે તેને લોભ નથી.

जहा य अंडप्पभवा बलागा, अंडं बलागप्पभवं जहा य ।
अेमेव मोहाययणं खु तण्हा, मोहं च तण्हाययणं वयंति ॥ ઉત્ત. ૩૨-૬

જેવી રીતે ઇંડાની ઉત્પત્તિ પક્ષીથી થાય છે અને પક્ષીની ઉત્પત્તિ ઇંડાથી થાય છે, તેવી રીતે મોહથી તૃષ્ણા અને તૃષ્ણાથી મોહ ઉત્પન્ન થાય છે.

રાગ અને દ્વેષ એ બે કર્મ બીજ છે. કર્મ મોહથી ઉત્પન્ન થાય છે. કર્મ જ જન્મ મરણનું મૂળ છે અને જન્મ-મરણ એ દુઃખ છે. જેથી મુમુક્ષુ આત્માએ કેવી રીતે વિચરવું જોઈએ તેના માટે ભગવંતે કહ્યું છે. विणीय तण्हो विहरे મુમુક્ષુએ તૃષ્ણા રહિત થઈ વિચરવું જોઈએ. मेहावी अप्पणो गिध्धिमुध्धरे બુધ્ધિમાને ગૃધ્ધિ ભાવ દૂર કરવો જોઇએ. સાધુ કોને કહેવાય ? जो कम्हि वि न मुच्छए स भिक्खू જે કોઈ વસ્તુમાં મૂર્ચ્છિંત થાય નહિ તે સાધુ છે. अवि अप्पणो वि देहंमि, नायरंति ममाइयं જ્ઞાની પુરૂષ પોતાના શરીરના પ્રતિ પણ મમત્વ ભાવ કરતા નથી. पुव्व कम्म खयट्ठाए इमं देहं समुध्धरे પૂર્વ કર્મ ક્ષય કરવા માટે આ દેહની સંભાળ કરવી જોઈએ.

तण्हाय जायती सोको, तण्हाय जायती भयं ( ધમ્મપદ )

તૃષ્ણાથી શોક અને ભય ઉત્પન્ન થાય છે. તૃષ્ણાનો ખેલ કેવો છે ? કાશ્મીરના ચુનાવમાં ૧૬૦-૧૨૫-૧૧૧ વર્ષની ઉંમરના ત્રણ ઉમેદવાર ચુટણીમાં ઉભા હતા.

શંકર પ્રશ્નોત્તરીમાં કહ્યું છે કે किं दुःख मूल ? દુઃખનું મૂળ કયાં છે? ममताभिधानं દુઃખનું મૂળ મમતા છે.

## સાધક અને સંસારીની તુલના !

ममाइ लुप्पइ बाले, अन्नमन्नेहिं मुच्छिए सूय. १-१-४

અજ્ઞાનીજનો ધનધાન્યાદિ વસ્તુઓમાં તથા પરસ્પર મૂચ્છિત બની (મમત્વ ભાવથી) દુઃખી થાય છે. ममत्तं छिन्दए ताए, महानागोव्व कंचुयं સાધક મમત્ત્વના બંધન સર્પ જેમ કાંચળી છોડી ફેંકી દે છે તેમ તોડી નાખે છે. કારણ કે ममत्त बंधं च महब्भयावहं મમત્વનું બંધન મહાભય કરવાવાળું છે. કહેવાનો ઉદ્દેશ એ છે કે જેને મોક્ષ મેળવવો છે તેને અવશ્ય તૃષ્ણાનો ત્યાગ કરવો જોઈએ. હવે શાસ્ત્રકાર જિતશત્રુ પ્રમુખ છએ રાજવીની તૃષ્ણાનું કથન કરે છે. તેઓ છએ મહાનુભાવો મલ્લીના રૂપ સૌન્દર્યમાં ઘેલા બની, મોહને આધીન થઈ, તૃષ્ણાને વશ બની મિથિલા નગરી તરફ જઈ રહ્યા છે.

तएणं से कुंभए राया इमीसे कहाए लध्धट्ठे समाणे बलवाउयं सद्दावेइ, त्ता एवं वयासी....खिप्पामेव. हय जाव सेण्णं सन्नाहेह जाव पच्चप्पिणइ....पडिचिट्ठइ।

કુંભક રાજાને જ્યારે આ વાતની ખબર પડી કે જિતશત્રુ પ્રમુખ છ રાજવીઓ યુધ્ધ કરવા આવી રહ્યા છે એટલે તેણે પોતાના સેનાપતિને બોલાવ્યો અને કહ્યું : હે દેવાનુપ્રિયો ! તમે સત્વરે ઘોડા, હાથી, રથ અને બહાદૂર યોધ્ધાઓવાળી ચતુરંગિણી સેના તૈયાર કરો અને મને ખબર આપો. સેનાપતિએ રાજાની સૂચના અનુસાર પોતાનું કામ પુર્ણ કર્યું અને ખબર આપ્યા કે સ્વામિન્ ! અમે સેના તૈયાર કરી દીધી છે.

ત્યારબાદ કુંભકરાજા સ્નાન કરી, યુધ્ધના સાધનોથી સુસજ્જ થઈ, હાથી ઉપર સવાર થયા, છત્ર-ચામર વીંઝાવા લાગ્યા. ચતુરંગિણી સેના સાથે મિથિલા નગરીની વચ્ચે રાજમાર્ગ ઉપરથી બહાર નીકળ્યા. વિદેહ જનપદની વચ્ચે થઈને તેઓ પોતાના દેશની Boundry સીમા (હદ) હતી ત્યાં પહોંચ્યા. તેઓએ ત્યાં જ સેનાની છાવણી નાખી. મહારાજા કુંભક જિતશત્રુ પ્રમુખ છએ રાજાઓની પ્રતિક્ષા કરતા ત્યાં જ યુધ્ધને માટે કમ્મર કસીને રોકાયા. तएणं से जियसत्तु पामोक्खा... .. उवागच्छंति, त्ता कुंभएणं रन्ना सद्धिं संपलग्गा यावि होत्था એટલામાં તેઓ છએ જીતશત્રુ પ્રમુખ રાજાઓ જ્યાં કુંભક રાજા હતા ત્યાં પહોંચ્યા અને તેઓએ તુરત જ યુધ્ધ શરૂ કરી દીધું.

Enemity and Jealousy are the roots of misery.

વેર વિરોધ અને ઈર્ષા એ દુઃખના મૂળ છે.

**મહારાજા કુંભક અને જિતશત્રુ પ્રમુખ છ એ રાજાઓનું યુદ્ધ!**

જુઓ! રૂપ પિપાસુ રાજવીઓએ પોતાની તૃષ્ણાને પૂર્ણ કરવા કેવું ભયંકર યુદ્ધ કરે છે? तपणं ते जियसत्तु ..पडिसेहिंति યુદ્ધમાં તેઓ જિતશત્રુ પ્રમુખ છએ રાજાઓએ કુંભક રાજાના કેટલાક વીરોને જાનથી મારી નાખ્યા, કેટલાક વીરોને ભયંકર રીતે ટીપી નાખ્યા અને કેટલાક વીરોને જખમી બનાવી દીધા તેમજ રાજ ચિહ્નરૂપ ધ્વજ, પતાકા–છત્રને જમીન ઉપર ફેંકી દીધાં. આવી રીતે તેના પ્રાણ આફતમાં ફસાઈ ગયા. તે બીજી તરફથી નાશી જવાની તૈયારી કરતા હતા ત્યારે તે રાજવીઓએ તેને નાશી જવા દીધા નહિ.

**કુંભક રાજાનો પરાજય અને મિથિલા તરફ પલાયન**

જુઓ! છએ રાજવીઓ સંગઠન કરીને આવ્યા છે. સંગઠનના બળે તેઓએ મિથિલા નરેશને કમ્પાવી દીધા. હવે કુંભક રાજા જ્યારે નાશી જવાની પણ તક ગુમાવી બેઠા ત્યારે तपणं से कुंभप...जेणेव मिहिला तेणेव उवागच्छइ આત્મબળ અને સૈન્યબળ રહિત બનેલા તેઓ સાવ નિરુત્સાહી થઈ ગયા. આખરે તેઓએ શત્રુપક્ષને અજેય સમજીને એકદમ જલ્દી વેગયુક્ત ઝડપભેર ચાલથી જ્યાં મિથિલા નગરી હતી તે તરફ રવાના થયા અને તુરત જ નગરમાં પ્રવેશી ગયા. अणुपविसित्ता......रोहसज्जे चिट्ठइ।

તેમણે મિથિલાના દરવાજાઓને બંધ કરાવી દીધા અને શત્રુની બીકથી આવવા જવાના માર્ગોને પણ રોકીને પોતાની રક્ષા માટે તેઓ તત્પર થઈ ગયા.

સૌ લોકો પોતાની રક્ષા માટે ચિંતિત હોય છે. તેમાં રાજા જેવી જવાબદાર વ્યક્તિને તો પોતાની અને રાજ્યની સંરક્ષણની મોટી જવાબદારી ગણાય છે. હવે મહારાજા કુંભક શું કરશે અને કેવાં પગલાં ભરશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.



# ૮૩

# બુદ્ધિ ચાતુર્યતાનો ચમત્કાર

(આસો સુદ ૧૩ તા. ૫–૧૦–૭૬ મંગળવાર)

અનંત જ્ઞાનનિધિ શ્રમણ ભગવાન મહાવીરે આગમજ્ઞાનની વિવિધ વાનગીઓનું દાન કર્યું છે. તમો કુમારી મલ્લીની પુણ્ય પ્રબળતાનું વિવેચન સાંભળી રહ્યા છો.

જગતના સર્વ પ્રાણીઓમાં માનવ બુદ્ધિમાન પ્રાણી છે. તેની બુદ્ધિ ચતુરતા સામે અન્ય પ્રાણી ટકી શકે નહિ. માનવ વિવેક દ્વારા બુદ્ધિનો સદુપયોગ કરે તો જીવનનાં કોયડાઓ અને મુશ્કેલીઓનું સમાધાન થઈ શકે તેમ છે. વિશ્વના નિત્ય નૂતન અટપટા કોયડાઓનું સમાધાન બુદ્ધિમાન માનવ જ કરતો આવ્યો છે: બુદ્ધિધન સૌમાં સરખું હોતું નથી કોઈમાં અલ્પ તો વળી કોઈમાં અધિક દેખાય છે.

આપણા ૩૨ આગમ સૂત્રોમાં એક નંદી નામનું આગમ સૂત્ર છે. તેમાં બુદ્ધિ વિષે સારૂં વિવેચન છે. પાંચ પ્રકારના જ્ઞાનમાંથી મતિજ્ઞાનના વિષયમાં પ્રશ્ન કરવામાં આવેલ છે. से कि तं आभिणिबोहिय नाणं ? હે પ્રભુ ! આભિનિબોધિકજ્ઞાન(મતિજ્ઞાન) શું છે ? आ. नाण दुविहं पण्णत्तं, तंजहा-सुयनिस्सियं च, अस्सुय-निस्सियंच। મતિજ્ઞાન બે પ્રકારનું કહ્યું છે. ૧ શ્રુત નિશ્રિત અને ૨ અશ્રુતનિશ્રિત से किं तं अस्सुय निस्सियं? હે ભંતે ! અશ્રુત નિશ્રિત શું છે? अस्सुय निस्सियं चउव्विहं पण्णत्तं तंजहा અશ્રુતનિશ્રિત ચાર પ્રકારનું કહ્યું છે.

उप्पत्तिया, वेणइया, कम्मया, परिणामिया ।
बुध्धि चउव्विहा वुत्ता, पंचमा नोवलब्भइ ॥

બુદ્ધિ ચાર પ્રકારની બતાવી છે.

**૧ ઔત્પાતિકા બુદ્ધિ**-જે પૂર્વે નહિ જોયેલું, નહિ સાંભળેલું, નહિ જાણેલું તેમાં એકદમ વિશુદ્ધ અર્થગ્રાહી બુદ્ધિ ઉપજે અને તે બુદ્ધિ ફળને ઉત્પન્ન કરે તેને ઔત્પાતિકા બુદ્ધિ કહેવાય છે.

**૨ વૈનયિકા બુદ્ધિ**-જે ગુરૂ તેમજ વડીલોનો વિનય કરવાથી બુદ્ધિની ઉત્પત્તિ થાય અને શાસ્ત્રના અર્થ રહસ્ય સમજે તેને વૈનયિકા બુદ્ધિ કહીએ.

**૩ કાર્મિકા બુદ્ધિ**-જે જોતાં, લખતાં, ચીતરતાં, ભણતાં, સાંભળતાં, દેખતાં, વણતાં, વાવતાં, સીવતાં, આવી અનેક શિલ્પ કળા વગેરેનો અભ્યાસ કરતાં તેમાં કુશળ થાય તેને કાર્મિકા બુદ્ધિ કહેવાય છે.

**૪ પારિણામિકા બુદ્ધિ**-જે જેમ જેમ વય વધે તેમ તેમ બુદ્ધિ પરિણમે તથા બહુસૂત્રી, સ્થવિર, પ્રત્યેક બુદ્ધાદિ પ્રમુખને આલોચન કરતાં બુદ્ધિમાં વૃદ્ધિ થઈ, જાતિ સ્મરણાદિ જ્ઞાન થાય તેને પારિણામિકા બુદ્ધિ કહેવાય છે.

ઔત્પાતિકા બુદ્ધિને આપણી ભાષામાં હાજર જવાબી બુદ્ધિ કહેવાય છે. કોઈને પુછયા વગર, કયારે જોયા વગર જે પ્રસંગે કે અવસરે કોઇ પુછે કે તુરત જ તેનું સમાધાન કરી આપી તે તાત્કાલિક બુદ્ધિનો પ્રયોગ ગણાય છે.

આપણે ત્યાં ભગવાન મહાવીરના શાસન કાળમાં મગધાધિપતિ મહારાજા શ્રેણીકના

પુત્ર અભયકુમાર આ ચારે બુદ્ધિના નિધાન હતા અકબરના રાજ્યમાં બીરબલની બુધ્ધિની ચતુરતા કંઈ ઓછી ગણાતી ન હતી. તેમના પણ અનેક દૃષ્ટાંતો જોવા મળે છે.

એક વખત અકબરને બીરબલ સાથે વાર્તાલાપ થયો. દિલ્હીના એક જમાઇ રાજે કંઈક ગુન્હો કર્યો હતો. બાદશાહે હુકમ કર્યો કે દિલ્હીમાં જેટલા જમાઈરાજો છે. તેને શૂળી ઉપર ચઢાવી દ્યો. બાદશાહે આવો હુકમ તો કર્યો પરંતુ આગળ પાછળનો કોઈ વિચાર ન કર્યો. બીરબલ તો તીવ્ર બુધ્ધિશાળી હતો. બાદશાહ કહે તેવું કરવામાં આવે તો બધા પુરૂષોને શૂળી ઉપર ચઢવાનો અવસર આવે.

એજ વખતે બીરબલે પોતાની બુધ્ધિ વાપરી. તેણે અનેક સંખ્યામાં શૂળી તૈયાર કરવાનો અને સાથે એક સોનાની તેમજ બીજી ચાંદીની પણ શૂળી ઉભી કરવાનો હુકમ આપી દીધો. હવે શૂળીઓ યાર થઇ ગઇ.

બીરબલે બાદશાહને કહેવરાવ્યું કે નામદાર તમો જોવા પધારો. સાથે દિલ્હીના સઘળા જમાઇરાજોને પણ ખબર આપી દીધા હતા. જેથી સૌ લોકો આવવા લાગ્યા. બાદશાહ શૂળીઓને જોવા લાગ્યા તેમાં બે શૂળી જુદી લાગી એક સોનાની અને બીજી ચાંદીની! તુરત જ બાદશાહે પૂછયુઃ અરે બીરબલ! આ તો ઠીક પણ આ બંને કોના માટે છે?" હાં હજુર! આ બે શૂળીમાં એક સોનાની છે. એ તમારે માટે છે અને ચાંદીની છે તે મારે માટે'

"કેમ બીરબલ! હું અને તું પણ શૂળીએ! હાં હજુર. કેમ નહિ? શું આપણે બંને કોઇના જમાઈ નથી?

બાદશાહે ભૂલ કબૂલ કરીને કાન પકડયો. હુકમ દેતા તો સૌને આવડે પણ હુકમ કરવામાં અને હુકમ બજાવવામાં બુધ્ધિ જોઈએ. બુધ્ધિ વગર માનવનો જોઇએ તેટલો વિકાસ થઈ શકતો નથી. પ્રત્યેક કાર્ય માટે બુધ્ધિની જરૂર પડે છે.

એક વાર એક ગામ તરફ બે મુસાફરો ચાલ્યા જતા હતા. બંને રસ્તામાં મળ્યા અને સામે દેખાતી નદીમાં ન્હાવાનો વિચાર કર્યો. એકની પાસે ઓઢવા માટે ગરમ કંબલ હતી. તે કંબલ નદીને કિનારે મૂકી ન્હાવા લાગ્યો. બીજો પણ પોતાના કપડાં ઉતારી ન્હાવા માટે નદીમાં ઉતર્યો. તેની પાસે સુતરાઉ કંબલ હતી.

બીજાને થયું કે હું જલ્દી ન્હાઈને પેલાની ગરમ કંબલ લઈને રવાના થઈ જાઉં. તેણે પોતાના વિચાર મુજબ જલ્દી ન્હાઈ પેલાની ગરમ કંબલ ઓઢીને ઉતાવળે રવાના થયો. પેલો જોતો રહ્યો. અરે! આ તો મારી કંબલ ઉપાડીને ભાગ્યો છે. તેને તુરત જ બહાર નીકળી કપડાં પહેરી પેલાની સુતરાઉ કંબલ લઈને પેલાની પાછળ દોડતો થયો. અવાજ દેતો પેલાને ઉભો રાખી કહેવા લાગ્યો. અરે ભાઈ! આ કંબલ તારી છે અને તેં ઓઢી છે તે મારી છે માટે મારી કંબલ મને આપી દે.

બીજાએ કહ્યું અરે! "શરમાતો નથી આ તો મારી કંબલ છે તારી તો તારી પાસે છે." બંનેની વાતોમાં ને વાતોમાં ઝઘડો થયો. લોકો ભેગા થવા લાગ્યા. અને બંનેને સમજાવવા લાગ્યા પરંતુ આ કંઈ સમજે તેવા થોડા હતા. છેવટે આ વાત તો એટલી વધી ગઈ કે બંનેને કોર્ટમાં જવું પડ્યું. ત્યાં ન્યાયાધીશે બંનેની વાત સાંભળી. ન્યાય તો ત્યારે જ થાય કે બંને પક્ષની હકીકત જાણી પોતાની બુધ્ધિથી તેનો ઉકેલ લાવે. ન્યાયાધીશ માટે પણ આ ઘટના એક કોયડા સ્વરૂપ બની ગઈ. તેણે બંનેની પાસે પોત પોતાની કંબલનો પુરાવો માંગ્યો પરંતુ તેઓ બંનેમાંથી એક પણ ન આપી શકયા. ત્યારે ન્યાયાધીશને તે જ સમયે બુધ્ધિ સુઝી અને એક દાંતિયો મંગાવ્યો. બંનેના માથાના વાળ ઓળવામાં આવ્યા. એકના માથામાંથી કાળા વાળ જ દાંતિયામાં આવ્યા ત્યારે બીજાના માથાને ઓળતા તેમાંથી વાળની સાથે ઊનના રેસા પણ આવ્યા.

ન્યાયાધીશે તુરત ન્યાય દીધો અને પેલાને તેની કંબલ આપી દીધી કારણ કે તે ગરમ કંબલ ઓઢતો હતો જેથી તેના વાળમાં ગરમ કંબલના રેસા ભરાઈ જાય તે સ્વાભાવિક હતું. બીજો ખોટો પડયો અને શરમાઈને ઘર ભેગો થઈ ગયો.

જુઓ! બુધ્ધિથી પ્રશ્નનું નિવારણ થાય છે. તમો તો સંસારીજન છો. તમારે ત્યાં વ્યવહારમાં કે વ્યવસાયમાં શું કોઈ પ્રશ્ન કે કોયડા ઉભા નહિ થતા હોય? જરૂર થાય, ત્યારે શું કરો છો? કોર્ટમાં જાવ છો કે કેઈ બુધ્ધિશાળીની સલાહ લઈ સમાધાન મેળવો છો?

હવે અહીં મિથિલા નગરીમાં શું ચાલે છે તેને જોઈએ. શાસ્ત્રકાર ફરમાવે છે.

**तपणं ते जियसत्तू पामोक्खा...उवागच्छंति...चिट्ठंति...सिंहासणवरगए...अलभमाणे बहूहिं...परिणामेमाणे २**

જ્યારે મિથિલાનરેશ યુધ્ધ મેદાનમાંથી નાશી છુટયા અને નગરીના દ્વાર બંધ કરી પોતાના સંરક્ષણની ચિંતા કરતા હતા ત્યારે જિતશત્રુ પ્રમુખ છએ રાજાઓ મિથિલાનગરી તરફ આગળ વધ્યા. તેઓ એ નગરીની ચોમેર ઘેરો નાખ્યો. આ રીતે માણસોની અવર જવર સદંતર બંધ થઈ ગઈ.

જ્યારે કુંભક રાજાએ પોતાની રાજધાની મિથિલાનગરીને શત્રુઓ વડે ઘેરાયેલી જોઈ ત્યારે તેઓ કિલ્લાની અંદર સભા મંડપમાં સિંહાસન ઉપર બેસીને છ એ રાજાઓના અવસરોને, દૂષણોને, વિવરોને અને ગુહ્ય દોષોને જોવા માટે લાગ જોતા બેસી રહ્યા.

જ્યારે આ કામમાં પણ તેઓ સફળ થઈ શકયા નહિ એટલે કે શત્રુપક્ષના દૂષણો વગેરે તે જાણી શકયા નહિ ત્યારે તેમણે જાત જાતના ઈષ્ટ સિધ્ધિ કરનારા

ઉપાયોથી તેઓને હરાવવાની વાત ઉપર વિચાર કર્યો. તેમજ ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી અને પરિણામિકી બુધ્ધિઓથી મંત્રીઓની સાથે બેસીને વારંવાર આ સમસ્યા ઉપર મંત્રણાઓ પણ કરી પરંતુ એવી ગંભીર હાલતમાં તેઓને किं चि आयं वा उवायं वा अलभमाणे ओहयमण संकप्पे जाव झियायइ ઇષ્ટ સિધ્ધિ માટેનો કોઇપણ ઉપાય સૂઝયો નહિ ત્યારે દુઃખી થઇને તેઓ આર્તધ્યાન કરવા લાગ્યા.

Utter not a word of despair, but work with zeal and fruit you are sure to attain. નિરાશાનો એક શબ્દ પણ નહિ બોલો, પણ ઉત્સાહથી કામ કરો અને તેનું ફળ તમોને જરૂર મળશે.

કુંભક જેવા રાજવી રાજ્ય બચાવવા માટે ઘણાં ઘણાં બુધ્ધિમાનોને એકઠા કરી રાજ્ય સંરક્ષણની યોજના કરતાં સફળ ન બની શકયા તે કોઇ નાની સૂની વાત ન ગણાય. આવા સમયે તો બુધ્ધિ નિધાનની ચતુરતા જ કામ લાગે છે.

## રાજા અને મલ્લીનું મિલન

इमं च णं मल्ली विदेह रायवर कन्ना ण्हाया....उवागच्छइ....करेइ....तएणं कुंभए....संचिट्ठइ...एवं वयासी

આ સમયે વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીએ સ્નાન કર્યું. વસ્રો, આભરણો તેમજ અલંકારોથી અલંકૃત થઇને ઘણી વક્ર સંસ્થાનવાળી દાસીઓની સાથે કુંભક મહારાજા પાસે ગઈ. મલ્લીએ પોતાના પિતાના ચરણોમાં નમન કર્યું. વ્યાકુળ ચિત્તવાળા કુંભક રાજાએ મલ્લીકુમારીનો આદર કર્યો નહિ, સત્કાર કર્યો નહિ. રાજાને તો માત્ર એટલું જ ભાન થયું કે મલ્લીકુમારી આવી છે.

રાજા તો સાવ મૂંગા થઈને બેસી જ રહ્યા. પિતાની આવી હાલત જોઈને વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીએ તેમને પૂછયું. तुब्मे णं ताओ......संकप्पे जाव झियायह હે પિતા! પહેલાં ગમે ત્યારે મને આવતી જોતા ત્યારે મારો તમે આદર કરતા હતા, મને જાણી લેતા હતા, મને પોતાની પાસે બેસાડતા હતા, પણ આજે શું કારણ છે કે તમે ઉદાસ થઈને આર્તધ્યાનમાં બેઠા છો. तपणं कुंभप मल्लि विदेह रायवर कन्नं पवं वयासी ત્યારે રાજાએ મલ્લીકુમારીને આ પ્રમાણે કહ્યું :

एवं खलु पुत्ता तव कज्जे . निस्संचारं जाव चिट्ठंति

હે પુત્રી! જિતશત્રુ પ્રમુખ છએ રાજાઓએ તમારી સાથે લગ્ન કરવાના વિચારથી મારી પાસે દૂતો મોકલ્યા હતા. મેં તેમના પ્રસ્તાવને સ્વીકાર્યો નહિ. તેમના દૂતોનો અનાદર અને અસન્માન કરીને મહેલના પાછળના નાના બારણેથી તેઓને બહાર કઢાવી મૂકયા. પોતાના દૂતોની પાસેથી આ બધી વિગત જાણીને

જિતશત્રુ પ્રમુખ છએ રાજાઓ ખૂબ જ ગુસ્સે થયા, હવે તેઓએ મિથિલા નગરીને ચારે બાજુથી ઘેરી લીધી છે. તેના પરિણામે લોકોની અવર જવર બંધ થઇ ગઈ છે. કોઇપણ કારણસર લોકો બહાર જઇ શકતા નથી. એવી ભયંકર પરિસ્થિતિ ઉભી થઇ છે.

तएणं अहं पुत्ता........अलभमाणे जाव झियायामि

એટલા માટે હે પુત્રી! હજી સુધી પણ હું જીતશત્રુ પ્રમુખ છએ રાજાઓના અન્તર વગેરેને એટલે કે અવસર (ખબર) વગેરેની રાહમાં (લાગમાં) રહ્યો પણ મને અત્યાર સુધી તેમના એક પણ છિદ્રની જાણ થઈ શકી નથી. ઘણા ઉપાયોથી તેમને હરાવવાના વિચારો પણ મેં કર્યા છે, ઓત્પાત્તિકી વગેરે બુદ્ધિઓથી મંત્રીઓની સાથે વિચારણા પણ કરી છે પરંતુ મને તેઓને સ્વાધીન બનાવવા કે હરાવવા માટેનો કોઈ એક પણ ઉપાય જણાતો નથી. એથી અપહતમનઃ સંકલ્પવાળો હું આર્તધ્યાનમાં તલ્લીન થઇને બેઠો છું. तएणं सा मल्ली विदेह रायवर कन्ना कुंभयं रायं एवं वयासी આ રીતે પોતાના પિતા કુંભક રાજાની વાત સાંભળીને વિદેહરાજવર કન્યાએ તેમને કહ્યું: मा णं तुब्भे ताओ ओहयमण संकप्पा जाव झियायह હે તાત! અત્યારે તમે ચિંતા મગ્ન છો એટલે તેને દૂર કરવા માટે હું એક ઉપાય બતાવું છું.

## બુદ્ધિનો ચમત્કાર

तुब्भेणं ताओ तेसिं जियसत्तु पामोक्खाणं छण्हं रायाणं पत्तेयं रहस्सियं दूयसंपेसे करेह હે પિતા! તમે જીતશત્રુ પ્રમુખ રાજાઓમાંથી દરેક રાજાની પાસે એકાંતમાં પોતાનો દૂત મોકલો. एगमेगं एवं वदह......रायहाणिं अणुप्पवेसेह તે દૂત તેમની પાસે જઈને દરેકને આ પ્રમાણે કહે કે અમારી કન્યા મલ્લીકુમારી તમને આપશું. આ પ્રમાણે દૂત વડે દરેકને સંદેશ મોકલી તે રાજાઓમાંથી દરેકને તમે સંધ્યા કાળના સમયે જ્યારે સૂર્ય બરાબર અસ્ત થઈ ગયો હોય, રાત્રિનો વખત થઈ રહ્યો હોય, માર્ગમાં બહુ જ થોડા માણસોની અવર જવર થતી હોય, માણસોના ઘોંઘાટથી ઘરો પણ જ્યારે શાંત થઈ ગયા હોય ત્યારે મિથિલા નગરીમાં બોલાવો.

अणुप्पवेसित्ता गब्भघरएसु........रोहसज्जे चिट्ठइ

તેઓને બોલાવીને તમે તેને ગર્ભગૃહમાં રોકો. ત્યારપછી મિથિલા રાજધાનીના દરવાજાઓ બંધ કરાવડાવી દો, આ રીતે તેઓને અહીં બંધ કરીને તમે આત્મ રક્ષા કરો. વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીના વચનો સાંભળીને કુંભક રાજાએ તેણીએ કહ્યું તે મુજબ જ કર્યું. એટલે કે દૂતો વડે તેઓ બધાને પોતાને ત્યાં બોલાવી લીધા અને ગર્ભગૃહમાં તેઓને રોકી દીધા.

જુઓ! મલ્લીકુમારીનું બુદ્ધિચાતુર્ય કેવું છે? એક તો પોતાના પિતાની

ચિંતા ટાળી, તેમને રસ્તો કાઢી આપ્યો. કોઇ વખત કોઈ કાર્યમાં મોટાની બુધ્ધિ ચાલે તો કયારેક નાનાની બુધ્ધિ પણ ઘણું મોટું કામ કરી જાય છે. કુમારી મલ્લીએ છએ રાજવીને એવી રીતે બોલાવ્યા છે કે કોઇને કોઈની ખબર ન પડે! સૌને અલગ અલગ બોલાવ્યા અને અલગ અલગ ઘરમાં બેસાડયા છે.

જે કુળવાન સંતાનો હોય છે તેઓ પોતાના વડીલોના કાર્યમાં પૂર્ણ સહકાર આપે છે અને આવી પડેલી આફતમાંથી સૌને ઉગારી લે છે. મલ્લીની બુધ્ધિ ચાતુર્યનો પ્રયોગ તો છએ શત્રુ રાજાઓને મિત્ર બનાવી લેવાનો છે. ભગવાન મહાવીરે કહ્યું છે કે તમો કોઇને દુશ્મન બનાવશો નહિ. મલ્લીકુમારીએ આજે એક નવો જ ચમત્કાર કર્યો છે. હવે આ ચમત્કારને વધારે બલવાન બનાવી છએ રાજવીઓ સાથે શું વ્યવહાર કરશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૮૪

# વિષયોની માદકતા!

(આસો શુદ ૧૪ તા. ૬-૧૦-૭૬ બુધવાર)

વિષયોના વિજેતા સર્વજ્ઞ ભગવંત મહાવીર સ્વામીએ સિધ્ધાંત વાણીની પરૂપણા કરી છે. વીર વાણીએ અનેક આત્માઓની વિષય માદકતાના ઝેરનું વમન કરાવ્યું છે.

**માનવ એ સંસારનું પુણ્યવાન પ્રાણી છે.**

માનવ પૂર્વ જન્મના પુણ્યના ઉદયથી વિવિધ પ્રકારની શક્તિઓ મેળવે છે. જેનાથી સંસારના અનેક વિષયોને ભોગવવા તૈયાર થાય છે. માનવ આવી પાંચ પ્રકારની શક્તિઓનો સ્વામી છે. જેને પાંચ ઇન્દ્રિયો તરીકે આપણે ઓળખીએ છે. આ પાંચ ઈન્દ્રિયોના ૨૩ વિષય છે. તેના ઉપર જે વિજય મેળવે છે અને તેમાં અનુરક્ત બનતો નથી તે આત્મા સંસાર તરી જાય છે ઈન્દ્રિયોના વિષયો તેના પ્રકાર, ભોગ અને ફળનું વર્ણન ઉત્તરાધ્યયન સૂત્રમાં મહાવીર સ્વામીએ ફરમાવેલ છે.

सद्दस्स सोयं गहणं वयंति,, सोयस्स सद्दं गहणं वयंति ।
रागस्स हेउं समणुन्नमाहु, दोसस्स हेउं अमणुन्नमाहु ॥

(ઉત્ત. ૩૨-૩૬)

૧. પ્રથમ ઈન્દ્રિય શ્રોતેન્દ્રિય છે. જેને કાન કહેવાય છે. તેનો વિષય શબ્દ છે. તેના સચિત, અચિત અને મિશ્ર ત્રણ ભેદ છે.

શબ્દને ગ્રહણ કરનારી શ્રોતેન્દ્રિય કહેવાય છે. શ્રોતેન્દ્રિયનો ગ્રાહ્ય વિષય શબ્દ છે. મનોજ્ઞ (પ્રિય) શબ્દ રાગનું કારણ બને છે, અમનોજ્ઞ (અપ્રિય) શબ્દ દ્વેષનું કારણ બને છે.

જે અપ્રિય શબ્દ સાંભળીને તીવ્ર ઈર્ષ્યા કરે છે એ પોતાના જ કરેલા ભયંકર દોષથી એ જ સમયે દુઃખ પામે છે. પરંતુ શબ્દ કોઈને દુઃખી કરતો નથી.

જે અજ્ઞાની બાલ જીવ મનોહર–સુંદર શબ્દમાં એકાંત અનુરક્ત થાય છે અને અપ્રિય શબ્દમાં દ્વેષ કરે છે, તે દુઃખને પ્રાપ્ત કરે છે પરંતુ વીતરાગી મનુષ્ય તેનાથી લેપાતો નથી.

શબ્દની આશાને વશ થયેલ ભારે કર્મી જીવ અજ્ઞાની થઈને ત્રસ સ્થાવર જીવોની અનેક જાતની હિંસા કરે છે અને તેને પીડા આપે છે શબ્દમાં મૂર્ચ્છિત જીવ અતૃપ્ત જ રહે છે. તેને સુખ ક્યાંથી હોય? પ્રિયશબ્દના ગ્રહણમાં ગૃધ્ધ થયેલો જીવ અસત્ય, ચોરી આદી અનેક દોષોનો સ્વામી બને છે. તેનાથી હંમેશા દૂર રહેવું જોઈએ.

ઈન્દ્રિયોની પ્રાપ્તિ ભોગ માટે નથી, તેનો સદુપયોગ કરી સંસારનો છેદ કરવો જોઈએ પરંતુ જીવાત્મા શબ્દના વિષયમાં રક્ત બની દુઃખી થાય છે. તેના માટે શાસ્ત્રકાર કહે છે.

सद्देसु जो गिध्धि मुवेइ तिव्वं अकालियं पावइ से विणासं।
रागाउरे हरिणमिएव्व मुध्धे, सद्दे अतित्ते समुवेइ मच्चुं ॥

ઉત્ત. ૩૨–૩૭

શબ્દાદિ વિષયોમાં જે તીવ્ર ગૃધ્ધિ–આસક્તિ સેવે છે તે અકાલે વિનાશને પામે છે. તે રાગાતુર પુરુષ હરણની માફક મુગ્ધ થઈને શબ્દથી અતૃપ્ત રહેતા મૃત્યુને પામે છે.

જેમ જેમ વય વધે છે તેમ તેમ ઈન્દ્રિયોની શક્તિ ક્ષીણ થતી જાય છે. જો આ શક્તિઓને ટકાવવી હોય તો તેનો દુરુપયોગ ન કરવો જોઈએ.

તમોએ જંગલના મૃગલાને જોયો હશે. તે છલાંગ મારતો, કુદતો ફરતો હોય છે. તે થોડીવારમાં તો ક્યાંનો ક્યાં નીકળી જાય છે. આવા મૃગલાઓના શિકાર કેવી રીતે થાય છે? એમને એમ એ હાથમાં નથી આવતાં. મૃગલાઓ સ્વર–સંગીતના ખૂબ રસિયા હોય છે. તે સંગીત બહુ સાંભળે છે. તેને સંગીતની પ્રિયતા બહુ હોય છે. તેનાથી તેની માદકતાથી એ સંગીત પ્રતિ ખેંચાઈ આવે છે. જ્યાંથી સંગીતના સુરો આવતા હોય તે તરફ મૃગલાઓ આવવા લલચાય છે. સંગીત સાંભળ્યા પછી મૃગલાઓની ગતિ ઓછી થઈ જાય છે.

શિકારીઓ મૃગલાની આ અવસ્થાનો લાભ લે છે. તેઓ બંસરીના મીઠા-મધુરા સ્વર લહેરાવે છે. મૃગલાઓ આ મધુર સ્વર સાંભળીને પોતાની જાતનું ભાન પણ ભૂલી જાય છે. સાંભળવામાં મૃગલુ લીન થઈ જાય છે. તેમાં તેની આસક્તિ વધે છે અને જ્યારે મદ ચડે છે ત્યારે તે વખતે શિકારી હાથમાંથી તીર છોડે છે, અને મૃગલો અકાળે મૃત્યુને શરણ થાય છે.

આજે મુંબઈ જેવા શહેરમાં રેડીયો અને સંગીતના પ્રોગ્રામો થતાં જ હોય છે. તેનાથી આકર્ષાઈ લોકો પોતાની શક્તિનો ઘણીવાર દુરુપયોગ કરી લે છે, પરંતુ સમજદાર પુરૂષે તેનાથી વિરક્ત રહેવું જોઇએ જેથી દુઃખી થવું ન પડે।

सद्दे विरत्तो मणुओ विसोगो, एएण दुक्खोह परंपरेण ।
न लिप्पइ भव मज्झे वि संतो, जलेण वा पुक्खरिणी पलासं ॥

ઉત્ત. ૩૨-૪૭

શબ્દથી વિરક્ત માણસ શોક રહિત થાય છે. જેમ જળમાં કમળપત્ર અલિપ્ત રહે છે તેમ સંસારમાં રહેતો વિરક્ત પુરૂષ શ્રોતેન્દ્રિયના વિષય અને એનાથી થતાં દુઃખોથી અલિપ્ત રહે છે.

૨ બીજી ઇન્દ્રિય ચક્ષુરીન્દ્રિય છે. જેને આંખ કહેવાય છે. તેનો વિષય રૂપ છે. તેના કાળો, લીલો, રાતો, પીળો, સફેદ પાંચ ભેદ છે.

रुवस्स चक्खुं गहणं वयंति, चक्खुस्स रुवं गहणं वयंति ।
रागस्स हेउं समणुन्न माहु, दोसस्स हेउं अमणुन्न माहु ॥ ઉત્ત. ૩૨-૨૩

રૂપને ગ્રહણ કરનાર ચક્ષુ ઇન્દ્રિય છે. રૂપ ચક્ષુ ઇન્દ્રિયને ગ્રહણ કરવા યોગ્ય છે. પ્રિયરૂપ રાગનું અને અપ્રિયરૂપ ઈર્ષાનું કારણ છે.

જે જીવ અરુચિકર રૂપ દેખીને હંમેશાં ઈર્ષા કરે છે. તે તત્ક્ષણ દુઃખનો અનુભવ કરે છે. એ પોતાના દોષથી દુઃખી થાય છે. તેમાં રૂપનો કોઈ દોષ નથી.

જે જીવ મનોહર રૂપમાં એકાંત રાગ કરે અને અરુચિકર રૂપમાં દ્વેષ કરે, એ અજ્ઞાની દુઃખ સમૂહને પ્રાપ્ત કરે છે, પરંતુ વીતરાગી મુનિ રાગ-દ્વેષમાં લુપ્ત નહિ થવાથી તેનાથી તે દુઃખી પણ થતો નથી.

રૂપની આશાને વશ પડેલ ભારે કર્મી, અજ્ઞાની જીવ, ત્રસ અને સ્થાવર જીવોની અનેક પ્રકારે હિંસા કરે છે, પરિતાપ ઉત્પન્ન કરે છે અને પીડિત કરે છે.

રૂપમાં મૂર્ચ્છિત જીવ એ પદાર્થના ઉત્પન્ન, રક્ષણ અને વિયોગની ચિંતામાં લાગ્યો રહે છે. તેને સુખ ક્યાં છે? તે સંભોગકાળમાં પણ અતૃપ્ત રહે છે.

મનોજ્ઞ રૂપના ગ્રહણમાં ગૃધ્ધ થયેલો જીવ અતૃપ્ત જ રહે છે. એની આસક્તિ વધી જાય છે, બીજાની સુંદર વસ્તુઓનો લોભી થઈને અસત્ય-ચોરી-હિંસાનો અધિકારી બને છે.

रुवेसु गिध्धिमुवेइ तिव्वं, अकालियं पावइ से विणासं।
रागाउरे से जह वा पयंगे, आलोयलोले समुवेइ मच्चुं ॥ ઉત્ત. ૩૨-૨૪

જેવી રીતે દષ્ટિના રાગમાં આતુર થઈને પતંગ મરે છે. તેવી રીતે રૂપમાં અત્યંત આસક્ત થઈને જીવ અકાલ મરણ પામે છે.

આ દુનિયા રૂપમાં ગાંડી બની છે. એમાંય T. V. આવ્યું અને મોહ વધ્યો છે. જેના ઘરમાં T. V. છે એ લોકો એક પણ કાર્યક્રમ છોડતાં નથી. T. V. ની Plate (પ્લેટ) ઉપર ભિન્ન ભિન્ન પ્રકારના દશ્યો, વિવિધ રૂપ બનાવી વ્યક્તિને તેના તરફ આકર્ષે છે. તેના પ્રસંગો જોતાં લોકો મુગ્ધ બની જાય છે. સૌને રસ આવે છે. તેની માદકતા ચડી જાય છે. રૂપમાં મોહિત થયેલી વ્યક્તિ અકાલે મૃત્યુ પામે છે. તમને યાદ હશે કે દીપકને જોઈ પતંગિયા આકર્ષાય છે. તેઓ દીપકને બુજવવા પ્રયત્ન કરતાં હોય છે. એક કવિએ કહ્યું છે.

**દીપક બુઝાવા ન જા પતંગીયા, દીપક બુઝાવા ન જા.**
**તું તો તિમિરની પ્રજા પતંગીયા, દીપક બુઝાવા ન જા.**

દીપકનાં રંગમાં ઓતપ્રોત થવા પતંગીયા તેની આજુબાજુ ફરવા માંડે છે. પતંગીયા દીપક જોઈને કહે છે:

"હું તો દીપકની શીખા જોઈને મુગ્ધ બની જાઉં છું, મને તેના પ્રત્યે રાગ થાય છે." પરંતુ પતંગીયાને એટલી ખબર નથી કે દીપકની ઝાળ એ તેનું મૃત્યુ છે. છતાં દીપકને જોઈ પતંગીયાં મોહીત બને છે અને તેમાં આશક્ત બની, તેમાં પડી બળી મરે છે. પતંગીયાં તો અજ્ઞાની જીવ છે પરંતુ આજના બુધ્ધિમાનો રૂપ પાછળ કેટલા મુગ્ધ બની જાય છે? જ્યારે જ્યારે નટ-નટીઓનો જાહેર કાર્યક્રમ હોય છે ત્યારે લોકો ખાનપાન અને રોજ કામ છોડીને તેના રૂપ દર્શન માટે ગાંડા ઘેલા બને છે. તેના માટે પોતાનો સમય અને શક્તિનો નાશ કરે છે. ફળમાં કશુંયે મળતું નથી.

ઈન્દ્રિયોના વિષયોની એ ખૂબી છે કે જે વિષયને તમો ભોગવવા ચાહો તે પૂર્ણ ભોગવી શકાતો નથી પરંતુ ભોગ ભાવનાનો વધારો થતો જ જાય છે. જેને આસક્તિ કહેવાય છે. ઘણાને વાચન કરવાનો ઘણો શોખ હોય છે. ઘણાને ઝીણી નકશી, કળા, ચિત્રો વગેરે બનાવવાનો શોખ હોય છે. તેઓ તેની પાછળ આંખની શક્તિનો નાશ કરી બેસે છે અને નાની ઉંમરમાં પણ મોટા ચશ્મા આવે છે. મોહનભાઈ ચીત્તલીયાનો

પૌત્ર કેટલો નાનો છે છતાં તેને ચશ્મા આવી ગયા છે. તેવી રીતે આપણા પ્રેમીલાબેનની પુત્રી માયાને પણ નાની ઉંમરમાં જ ચશ્મા આવ્યા છે, આંખનો દુરૂપયોગ કોઈપણ કારણે હિતાવહ નથી. રૂપમાં દ્વેષ કરનાર દુઃખની પરંપરાને વધારે છે. ચિત્તના દુષ્ટ કર્મોને પ્રાપ્ત કરે છે. એ કર્મ વિપાકો ભોગવતી વખતે દુઃખદાયક થાય છે.

रुवे विरत्तो मणुओ विसोगो, एएण दुक्खोह परंपरेण।
न लिप्पइ भवमज्झे वि संतो, जलो णवा पोक्खरिणी पलासं ॥ ઉત્ત.૩૨-૩૪

રૂપથી વિરક્ત માણસ શોક રહિત થાય છે. જેમ જલમાં રહેલ કમળ પત્ર તેમાં લેપાતું નથી. તેમ સંસારમાં રહેલો સાધુ પુરુષ દુઃખના સમુહથી લેપાતો નથી.

૩ ત્રીજી ઇન્દ્રિય ઘ્રાણેન્દ્રિય છે. જેને નાક કહેવાય છે. તેનો વિષય ગંધ છે. તેના સુંગંધ અને દુર્ગંધ એ ભેદ છે.

गंधस्स घाणं गहणं वयंति, घाणस्स गंधं गहणं वयंति।
रागस्स हेउं समणुन्नमाहु, दोसस्स हेउं अमणुन्नमाहु ॥ ઉત્ત. ૩૨-૪૯

ગંધને ગ્રહણ કરનારી ઘ્રાણેન્દ્રિય કહેવાય છે. ઘ્રાણેન્દ્રિનો ગ્રાહ્ય વિષય ગંધ છે. મનોજ્ઞ ગંધ રાગનું કારણ બને છે, અમનોજ્ઞ ગંધ દ્વેષનું કારણ બને છે.

જે દુર્ગંધમાં તિવ્ર દ્વેષ કરે છે, એ તે જ ક્ષણે દુઃખ અનુભવે છે એ પોતાના જ દોષથી દુઃખી થાય છે. આમાં ગંધનો કોઈ દોષ નથી.

જે અજ્ઞાની સુગંધમાં સર્વથા આસક્ત થાય છે અને દુર્ગંધમાં ઘૃણા કરે છે એ દુઃખી થાય છે. પરંતુ વીતરાગી મુનિ લેપાતો નથી. સુંગધમાં વશીભૂત થઇને બાલ અજ્ઞાની જીવ અનેક પ્રકારના ચરાચર જીવોને પરિતાપ ઉપજાવે છે. ઘાત કરે છે અનેક દુઃખો દે છે. સુગંધાસક્ત જીવ સુગંધની પ્રાપ્તિ, રક્ષણ અને વિયોગમાં ચિંતા સેવે છે. એ સંભોગ કાળમાં અતૃપ્ત રહે છે. પછી તેને સુખ ક્યાંથી હોય ?

गंधेसु जो गिध्धि मुवेइ तिव्वं, अकालियं पावइ से विणासं।
रागाउरे ओसह गंध गिध्धे, सव्व बिलाओ विव निक्खमंते॥ ઉત્ત. ૩૨-૫૦

જેમ ઔષધિની સુંગંધમાં મૂર્ચ્છિત સર્પ દરની બહાર નીકળતાં જ મરાય છે. તેમ ગંધમાં અત્યંત આસક્ત જીવો અકાલ મૃત્યુ પામે છે.

માનવ ભૌતિક સુગંધથી ટેવાયેલો છે. તેને પોતાની ચારે બાજુ સુગંધી-ખુશબૂ વાતાવરણ જોઈએ છે. ખુશબૂ માટે સુગંધી પદાર્થોનો ધૂપ કરે છે. સુગંધિત અગરબત્તી પ્રગટાવે છે. શીરમાં અનેક જાતના સુગંધી તેલ નાખે છે. કાનમાં કિંમતી સેંટ અને અત્તરના પુંમડા મુકે છે. શરીરે સુગંધી સાબુથી સ્નાન કરે છે. જ્ઞાની પુરૂષોએ

સારા પરફ્યુમરી સુગંધ તો સદાચાર અને શીલની બતાવી છે. જેનાથી તેનો આત્મા જ પવિત્ર બની રહે છે. તેને બીજી કોઈ સુગંધની જરૂર રહેતી નથી. પરંતુ જે આત્મા સુગંધના વિષયમાં રસ લેતા મુગ્ધ અને કામાતુર બની જાય છે તે ભ્રમરની જેમ અકાળે મરણુને શરણુ થાય છે.

ભમરો સુગંધ પ્રિય જીવ છે. તેને ફૂલોમાં વસવું, તેની સુંગંધ માણુવી, નવા નવા ફૂલ મેળવવા તે તેનો સ્વભાવ છે. સાંજ પડી જાય અને ફૂલની પાંખડીઓ બિડાવા માંડે છતાં સુગંધનો લોલુપી ભ્રમર ફુલને છોડી શકતો નથી. છેવટે પાંખડીઓમાં બિડાઈ જાય છે. ભ્રમરની સુગંધ પ્રિયતા એટલી બધી છે કે તે લાકડાને કોરી તેમાં માર્ગ કરી શકે છે પરંતુ કોમળ એવી કમળ ફુલની પાંખડીને વીંધી યા છેદીને તે નીકળી શકતો નથી. તે ભ્રમર તેમાં રહેવાનું પસંદ કરે છે, ભલે પછી મૃત્યુ આવી ચડે ! અને છેવટે હાથી જેવું પ્રાણી તળાવમાં જળક્રીડા કરતાં આવા કમલ પુષ્પને ચૂંટી સૂંઢ વડે બહાર ફેંકે છે. રસ્તે નીકળતા કોઈ જાનવરના પગ તળે તે પુષ્પમાં બીડાયેલો ભ્રમર અકાળે મૃત્યુ પામી જાય છે છતાં તે સુગંધની માદકતા છોડી શકતો નથી.

જ્ઞાની પુરૂષો ફરમાવે છે કે ગંધમાં આસકત થયેલો જીવ દુઃખની પરંપરા વધારે છે અને કર્મોદયે દુઃખી થાય છે. જેથી આત્માએ ગંધની લોલુપતાથી વિરક્ત થવું જોઈએ.

गंधे विरत्तो मणुओ विसोगो, एएण दुक्खोह परंपरेण
न लिप्पइ भव मज्झे वि संतो, जलेण वा पुक्खरिणि पलासं ઉત્ત. ૩૨-૬૦

ગંધથી વિરકત મનુષ્ય શોક રહિત થાય છે. જેવી રીતે કમલ પત્ર જળથી અલિપ્ત રહે છે, તેવી રીતે સંસારમાં રહેતો વિરકત પુરૂષ ઘ્રાણુના વિષય અને તેની દુઃખ પરંપરાની અલિપ્ત રહે છે.

૪ ચોથી ઇન્દ્રિય રસેન્દ્રિય છે. જેને જીભ કહેવાય છે. તેનો વિષય રસ છે,

रसस्स जिब्भं गहणं वयंति, जिब्भाए रसं गहणं वयंति
रागस्स हेउं समणुन्नमाहु, दोसस्स हेउं अमणुन्नमाहु ॥ ઉત્ત. ૩૨-૬૨

જીભ રસને ગ્રહણુ કરે છે અને રસ જીભને ગ્રાહ્ય છે. મન પસંદ રસ રાગનું કારણુ અને મનને પ્રતિકૂળ રસ દ્વેષનું કારણુ કહેવાય છે.

જીભનો વિષય રસ છે. રસપાંચ પ્રકારના કહ્યા છે. ખાટો, મીઠો, કડવો, કષાયેલો અને તુરો. સૌની જીભ કેવા કેવા રસથી ટેવાયેલી છે, તે તો તમો સૌ સારી રીતે સમજી શકો છો. સૌને એક એક રસની અધિક પ્રિયતા હોય છે. પછી ભલે તે

રસ પ્રિયતા પોતાના શરીરને અનુકૂળ ન પણ હોય ! છતાં રસ લોલુપી આત્મા તે સ્વાદ રસને છોડી શકતો નથી.

રસ કોઈને દુઃખી કરતો નથી પરંતુ જીવ સ્વયં અમનોજ્ઞ રસનાં દ્વેષ કરવાથી પોતાના જ કરેલા ભયંકર દ્વેષથી દુઃખી થાય છે. મનગમતા રસમાં એકાંત રક્ત અને અમનોજ્ઞ રસમાં એકાંત દ્વેષી બાલ-અજ્ઞાની જીવ દુઃખમાં પુરેપુરો પીડાય છે. વીતરાગી મુનિ વિષયો અને દુઃખોથી લેપાતો નથી.

रसेसु जो गिध्धिमुवेइ तिव्वं, अकालियं पावइ से विणासं
रागाउरे बडिस विभिन्नकाए, मच्छे जहा आमिस भोगगिध्धे ॥ ઉત્ત. ૩૨-૬૩

જેમ માંસ લુબ્ધ માંછલું કાંટામાં ફસાઇને મરી જાય છે. તેમ રસમાં અતિગૃધ્ધ જીવ અકાળે મૃત્યુને શરણ થાય છે.

પાણીમાં ફરતાં નિર્દોષ માછલાને ખબર નથી કે આ લોટની ગોળીમાં કાંટો છે. તે તો લોટની ગોળી ખાવાની લુબ્ધતાથી દોડતું ગોળીને ખાવા જતાં તેની અંદરનો કાંટો તેના મુખમાં ફસાઈ જાય છે. અને તે અકાળે મૃત્યુ પામે છે. જેથી જ્ઞાનીજનો ફરમાવે છે કે ઇન્દ્રિયોનો ભોગ એ વિનાશનું કારણ છે જેથી પ્રિય અને અપ્રિય એવા રસ નિમિત્ત રાગ-દ્વેષથી દૂર રહી જેઓ સમભાવવર્તી છે, તેઓ વીતરાગી કહેવાય છે. રસાસક્ત પુરુષને કંઈપણ સુખ થતું નથી. તે તો રસ ભોગવતી વખતે પણ દુઃખ અને કલેષને પામે છે. જેથી શાસ્ત્રકાર કહે છે. કે રસ લોલુપતાથી જીવે દૂર રહેવું જોઇએ.

रसे विरत्तो मणुओ विसोगो, एएण दुक्खोह परंपरेण
न लिप्पइ भव मज्झे विसंतो, जलेण वा पुक्खरिणि पलासं ॥ ઉત્ત. ૩૨-૭૩

રસથી વિરક્ત મનુષ્ય શોક રહિત થાય છે. અને જેમ કમળપત્ર પાણીમાં લેપાતું નથી તેમ વીતરાગી પુરૂષ સંસારમાં રહેતા થકાં રસેન્દ્રિયના વિષય અને તેના કડવા ફળથી વિરક્ત રહે છે.

૫ પાંચમી ઇન્દ્રિય સ્પર્શેન્દ્રિય છે. જેને ત્વચા કહેવાય છે. તેનો વિષય સ્પર્શ છે.

फासस्स कायं गहणं वयंति, कायस्स फासं गहणं वयंति
रागस्स हेउं समणुन्नमाहु, दोसस्स हेउं अमणुन्नमाहु ॥ ઉત્ત. ૩૨-૭૫

શરીર સ્પર્શને ગ્રહણ કરે છે અને સ્પર્શ શરીરને ગ્રહણ કરે છે. સુખદ સ્પર્શ રાગનું અને દુઃખદ સ્પર્શ દ્વેષનું કારણ છે. ત્વચાના આઠ વિષયો છે. હલકો-ભારે, ઠંડો-ગરમ, કર્કશ-સુંવાળો, લુખો-ચોપડયો.

૪ માનવ સીઝન (Season) ઋતુ ઋતુમાં અલગ સ્પર્શને ઇચ્છે છે. ગરમીમાં ઠંડા અને શરદીમાં ગરમ સ્પર્શની રૂચી થાય છે. બાકી લોકોને આઠે સ્પર્શમાંથી કોઈ કોઈ સ્પર્શની વધારે પ્રિયતા હોય છે, તે તેવા સ્પર્શથી ટેવાયેલો પણ હોય છે. ઘણાંને તે તે સ્પર્શની આસક્તિ પણ વધારે હોય છે.

## સુંવાળો સ્પર્શ જીવને વધારે મુગ્ધ બનાવે છે.

સ્પર્શમાં આસક્ત જીવોને જરાપણ સુખ થતું નથી. જે વસ્તુની પ્રાપ્તિ ક્લેશ અને દુઃખથી થાય છે તેને ભોગવતી વખતે દુઃખ જ મળે છે. દુઃખદ સ્પર્શમાં દ્વેષ કરનાર આમ તો દુઃખની પરંપરા વધારે છે. અને તે મલિન ભાવનાથી કર્મોને ઉપાર્જે છે. જે ભોગવતી વખતે દુઃખદાયક થાય છે.

फासेसु जो गिध्धि मुवेइ तिव्वं, अकालियं पावइ से विणासं
रागाउरे सीयजलावसन्ने, गाहग्गहीए महिसे विवरण्णे ॥ ઉત્ત. ૩૨-૭૬

જીવ સુખદ સ્પર્શમાં તીવ્ર ગૃધ્ધિપણું ભોગવે છે, તે જીવ જંગલના તળાવના ઠંડા પાણીમાં ડૂબેલાં અને મગર દ્વારા પકડાયેલા પાડાંની જેમ અકાલે મરણને શરણ થાય છે.

જે અજ્ઞાની સુખદ સ્પર્શમાં એકાંત આસક્ત રહે છે અને દુઃખદ સ્પર્શનો દ્વેષ કરે છે તે દુઃખને પ્રાપ્ત કરે છે. વીતરાગી પુરુષ સુખદ કે દુઃખદ સ્પર્શથી અલિપ્ત રહે છે.

मणेण जो गिध्धि मुवेइ तिंव्वं, अकालियं पावइ से विणासं
रागाउरे कामगुणेसु गिध्धे, करेणु मग्गा वहिए व नागे ॥ ઉત્ત. ૩૨-૮૯

જે પુરૂષ મન વડે તીવ્ર અતિગૃધ્ધપણું સેવે છે તે અકાલે વિનાશ પામે છે. જેમ રાગાતુર અને કામનો લોલુપી હાથી હાથિણીને જોઈને માર્ગભ્રષ્ટ થાય છે.

માનવને હાથી દાંતની વસ્તુઓ પ્રિય હોય છે. તેને ખરીદી લોકો પોતાના Show case શોકેસમાં સજાવીને રાખે છે. આ પણ એક શોખ છે. તમોને ખબર છે કે હાથી દાંત કેવી રીતે મળે છે? હાથી દાંત મેળવવા માટે જંગલોમાં શિકારી લોકો હાથીઓને ક્રૂર રીતે મારે છે. પછી તેના દંતશુળ અને હાડકાં મેળવી તેને વેચે છે. તેનો વેપાર કરી તેમાંથી કારીગરો વિવિધ કળાઓ દ્વારા તેની આકર્ષક વસ્તુઓ બનાવે છે.

હાથીને કઇ રીતે પકડવામાં આવે છે તેને સાંભળો તો તમોને હાથી દાંત વગેરેની વસ્તુઓ વસાવવાનું મન ન થાય! જમીનમાં એક મોટો ખાડો કરવામાં આવે છે. એ ખાડા પર લાકડાના પાતળા ટુકડાઓ ગોઠવવામાં આવે છે. તેના ઉપર માટી નાખીને

ઘાસ પાથરવામાં આવે છે. ત્યારપછી એક બનાવટી કાગળની હાથણી તેના પર ઉભી કરવામાં આવે છે. જંગલના હાથી આ આકર્ષક જુવાન હાથણીને જોઇ મુગ્ધ બને છે. ભોગાતુર હાથી હાથણીનો સ્પર્શ કરવા જેવો નજીક આવી તે ખાડા ઉપર આવે છે કે તુરત જ હાથીના ભારથી બધું તૂટી પડે છે અને હાથી ખાડામાં જઇ પડે છે. છેવટે ખાડામાં પડેલો ભૂખ્યો દુખ્યો હાથી મરી જાય છે. આસક્તિનો મોહ છોડી ન શકનાર, તેની મુગ્ધતા અને માદકતા ત્યજી ન શકનાર હાથી રિબાઈ રિબાઇને મરી જાય છે. આ મરેલા હાથીના દંતશુળ અને હાડકાંઓથી બનેલી મનપસંદ વસ્તુઓને લોકો ખરીદે છે. આ વસ્તુઓ વાપરનાર અને વસાવનારને પણ મહા પાપ લાગે છે.

જુઓ ! સ્પર્શેન્દ્રિયના વિષયને આધીન જીવોના કેવા હાલ થાય છે. જેથી વિષયની આસક્તિનો ત્યાગ કરવો જોઇએ.

फासे विरत्तो मणुओ विसोगो, एएण दुक्खोह परंपराओ
न लिप्पइ भव मज्झे वि संतो, जलेण वा पुक्खरिणी पलासं ॥ ઉત્ત. ૩૨-૮૬

સ્પર્શથી વિરક્ત જીવ શોક રહિત થાય છે. જેવી રીતે જળમાં રહેલ કમળપત્ર અલિપ્ત રહે છે. તેવી રીતે સંસારમાં રહેલો વિરક્ત પુરુષ અલિપ્ત રહે છે.

પાંચ ઇન્દ્રિયોના ૨૩ વિષયો છે. તે કેવા કેવા પરિણામો લાવે છે. તેની તમોએ વિવેચના સાંભળી. મિથિલાનગરીને ઘેરોઘાલી મલ્લીકુમારીના રૂપમાં આસક્ત બનેલા છ એ રાજવીઓ પણ વિષયાનુરાગી છે. તેઓને પણ વિષયની માદકતાએ યુધ્ધે ચડાવ્યા.

હવે તેઓ છએ રાજવીઓને મલ્લીકુમારીની બુધ્ધિના પ્રયોગે ગર્ભગૃહમાં પ્રવેશ કરાવી ચુકયા છે. શાસ્ત્રકાર હવે આગળ શું ફરમાવે છે તે સાંભળો !

तएणं ते जियसत्तू पामोक्खा........पेहमाणा २ चिट्ठंति।

તે જીતશત્રુ પ્રમુખ છએ રાજાઓએ બીજે દિવસે જ્યારે રાત પૂરી થઈ ગઈ અને સૂર્યોદય થયો ત્યારે બારીઓના કાણાઓમાંથી પેલી સોનાની પ્રતિકૃતિ–કનકપુતળીને જોઇ કે જેના માથામાં કાણું હતું. તે કનકપુતળીને જોઇને તેઓ કહેવા લાગ્યા.

"અરે ! આ તો વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારી જ છે." આમ જાણીને તેઓ બધા તેના રૂપ યૌવન અને લાવણ્યના પ્રભાવથી મૂર્છિત થઇ ગયા, મોહિત થઈ ગયા, લોલુપ થઇ ગયા, તેમાં તેમનું ચિત્ત ચોંટી ગયું. આ રીતે ખૂબ જ આસક્ત થઇને તેઓ બધા વારંવાર તેની તરફ જોતા રહ્યા.

તે રાજવીઓને કયાં ખબર છે કે આ મલ્લીકુમારી નથી પરંતુ કનકપુતળી છે. તેનું રૂપ, યૌવન અને લાવણ્ય જોઇ તેઓ છએ રાજવીઓ મુગ્ધ બની ગયા.

"ઓહ! આ કેવું રૂપ છે? આહા! આ યૌવન કેવું સુંદર છે? અરે! લાવણ્ય કેવું નિતરી રહ્યું છે." આવા વિષયાસક્ત ભાવો સાથે છએ રાજવીઓ વિષયની માદકતાવાળા બન્યા છે.

તેઓ મનોમન ચિંતવે છે કે "આ રૂપવતી, યૌવનવતી અને લાવણ્યવતી મલ્લીકુમારીને મેળવી આપણી જિંદગી સફળ થઇ જશે."

હવે મલ્લીકુમારીના મોહમાં આસક્ત બનેલા કામાંધ-વિષયાંધ છએ રાજાઓના રંગમાં, તેની મુગ્ધતામાં, તેની માદકતામાં નવો વળાંક કેવો આવશે. તેમજ તેના ઉપર આવેલ આફતમાંથી મલ્લીકુમારી છએ રાજવીઓનું સમાધાન કેમ કરશે તેના પિતા ભાવભેદ અવસરે કહેવાશે.



# ૮૫

# સત્યમ્ શિવમ્ સુન્દરમ્

(આસો શુદ ૧૫ તા. ૭-૧૦-૭૬ ગુરૂવાર)

સત્યં, શિવં અને સુન્દરં સ્વરૂપ શ્રમણ ભગવંત મહાવીરે સિધ્ધાંત વાણીનું ફરમાન કરેલ છે.

માનવ જીવન સત્યં, શીવં અને સુન્દરંની ઉપાસનાનું જીવન છે. ભારતીય સંસ્કૃતિની ઉચ્ચતાના જો કોઈ આદર્શ હોય તો તે સત્યં શિવં અને સુન્દરં છે. જ્ઞાની પુરૂષો ફરમાવે છે કે હે માનવ! તું સત્ય સ્વરૂપ છો. તું તારા સ્વરૂપને ઓળખતો થા! તારા સત્ય સ્વરૂપમાં અને પરમાત્મ સ્વરૂપમાં કોઇ અંતર નથી. જેથી હવે તું તારા સત્ય સ્વરૂપનું સંરક્ષણ કરજે!

આજનો માનવ સત્યથી દૂર જઇ રહ્યો છે. તેને મન અસત્ય જ સર્વસ્વ છે, સત્ય તો સાધારણ બની ગયું છે. સત્યના સાધક આત્માને સત્યની અનુપાલના કરતાં કસોટી અવશ્ય થાય છે. જો કસોટીના સમયે સ્થિરતા, અને ધીરતા સાચવી શકાય તો અંતે સત્યવાદીનો જ વિજય થાય છે.

શિવત્વ એ માનવ જીવનનું લક્ષ્ય છે. તેને પ્રાપ્ત કરવા અનેક પ્રકારની કષ્ટદાયી

સાધના કરે છે. મુક્તિનો ઉપાસક સાધક શિવત્વની ભજના કરે છે. જેણે વિષય અને કષાયો ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે તેને શિવત્વ વરે છે.

### સંયમ એ શિવત્વનું પ્રતીક છે.

તમોએ કામ વિજેતા શિવ (શંકર)ની આકૃતિને કોઇવાર નિહાળી હશે. તેમના ગળામાં સર્પની માળા હોય છે. તેમણે ક્રોધરૂપ સર્પ પર વિજય મેળવ્યો છે. શિવને બીલીપત્ર ચડે છે. જેના ત્રણ પત્ર હોય છે. તે શું સુચવે છે? શિવત્વની પ્રાપ્તિ માટે જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ત્રણ પત્રની સાધના જરૂરી છે. શિવનું વાહન વૃષભ (પોઠીયો) છે. વૃષભ એ માલિકનું સેવા પ્રિય પ્રાણી છે. શિવત્વની સાધના સત્યની સેવા વગર ન મળે. શંકર મંદિરમાં પ્રવેશકને પ્રથમ કાચબાનું દર્શન થાય છે. તમો ક્યારેય પણ વિચાર કરો છો કે શિવ મંદીરમાં કાચબો શા માટે હોય છે?

### કાચબો એ સંયમનું પ્રતીક છે.
### સંયમ એ શિવત્વનું પ્રતીક છે.

કાચબો પોતાના રક્ષણ માટે પોતાની ઇન્દ્રિયોને ગોપવી લે છે. ઢાલ તે તેની રક્ષાનું સાધન છે. તમો હવે સમજી શક્યા હશો કે શિવત્વની સાધના માટે કેટલી આવશ્યકતા છે.

જેણે સત્યને ઓળખ્યું છે. તે શિવત્વની સાધના કરી શકે છે. જે શિવત્વને મેળવે છે તે સુંદર બની જાય છે.

માનવ જીવનની સત્યતા એ જ તેની સુન્દરતા છે. જગતના લોકો સૌન્દર્ય પ્રિય છે. દેહની અને ગેહની (ઘરની) સુંદરતા કરતાં આત્માની સુંદરતા વધારે આવશ્યક છે.

માણસ અંદર ભલે ગમે તેવો હોય પરંતુ તે બહારથી સારો અને સુંદર દેખાવાનો પ્રયત્ન કરે છે. બહારની સુંદરતા ત્યારે જ સારી લાગે છે, જો અંદર સુંદરતા ભરી હોય તો! જેમ કે કોઇ વસ્તુનું પેકીંગ ઘણું જ સુંદર હોય પરંતુ અંદર બોટલ Bottle ખાલી જ હોય તો તેની શી કિંમત?

તમો તમારા નિવાસ માટે એક એક Block બ્લોક ખરીદો છો અને તેમાં કેટલું ફરનીચર વસાવો છો. તે ફરનીચરની જરૂર તો માત્ર સારૂં દેખાવા માટે જ છે કે? માટે ભૌતિક સૌન્દર્યને છોડી આત્મ સૌન્દર્ય તરફ વળો!

એક ગામમાં એક સંત પધાર્યા. તેમના દર્શનાર્થે અનેક લોકો આવવા લાગ્યા. સંતે આવેલા લોકોને પ્રવચન સંભળાવ્યું. લોકો ધર્મશ્રવણ કરીને ચાલ્યા ગયા પરંતુ એક મહાનુભાવ ત્યાં જ બેઠા રહ્યા.

સંતે પૂછયું : કેમ દેવાનુપ્રિયા ! તમે હજુ સુધી કેમ બેઠા છો ? પેલા મહાનુભાવે હાથ જોડીને કહ્યું : "પ્રભુ ! મને એવો માર્ગ બતાવો કે સુંદરતા મળ્યા પછી આ સુંદરતાનો નાશ ન થાય !"

માનવની ઘણી એવી ચીજો છે. જેમાં મકાન, સંતાનો, કુટુંબ પરિવાર વગેરેના ભૌતિક સુખો આ બધું પુણ્યના યોગે મળે છે. તેના પ્રત્યેની તૃષ્ણા, લાગણી, મમતા કે મોહકતા એ કંઈ ચિરંજીવ રહેતી નથી.

મને એવી સુંદર ચીજ આપો કે જેને જોવાથી કોઈ જાતની કામના ન જાગે પરંતુ મારૂં મન મસ્ત રહ્યા કરે ! માનવનો એવો સ્વભાવ છે કે તે હંમેશા નવું નવું ઝંખી રહ્યો છે. જે મળે છે તેનાથી સવાયું ફરી મળે તો ય સંતોષ નથી. સંતે પેલા દેવાનુપ્રિયાને એક તત્ત્વ પ્રાપ્ત કરવા કહ્યું : તે છે સત્યમ્, શિવમ્ અને સુન્દરમ્.

આ ત્રણ ભાવનો સ્વીકાર કરી લેવા માટે સંતે ઉપદેશ આપ્યો. પરંતુ સૌન્દર્ય સુખ અને ભૌતિક સુખમાં મગ્ન એવા આજના માણસને આ ત્રણ કલ્યાણ ભાવો કયાંથી ગમે ? આ ત્રણથી પ્રત્યેક માનવે પોતાનું કલ્યાણ સાધી લેવું જોઈએ.

જીવન સુખી બનાવવાના આ ત્રણ સર્વોત્તમ સાધન છે. જે તેનો સ્વીકાર કરે છે તે પરમ સુખી બને છે.

આજે શરદપૂર્ણીમાનો દિવસ છે. આજના દિવસની ધન્યતા શું છે ! પવઈ કે તુલસી Lake તળાવ ફરવા જવું, ચોપાટીના દરિયે મોઝ કરવી કે રાત્રે દુધપૌંઆ જમવા ?

શરદ ઋતુ એ સાત્વિક ઋતુ ગણાય છે. આજની પૂર્ણીમાએ ખેતરોમાં મોલ લહેરાતા ઉભા હશે. નદીઓ ખળખળ વહેતી હશે. તળાવ બે કાંઠે પાણીથી છલકાતા હશે. જ્યાં જ્યાં પૂર્ણીમાં ત્યાં ત્યાં આવી સમૃધ્ધિની પૂર્ણતાના દર્શન થાય છે !

## ચંદ્રમાની પૂર્ણ કળાનો વિકાસ તેનું નામ પૂર્ણીમા

એકવાર એક પિતા-પુત્ર જમવા બેઠા હતા. પુત્ર નાનો છે અને પિતા મોટા છે, એમ સમજીને બનાવેલ વાનગીઓ પિરસવા માંડી. બધું પીરસાયું અને આવ્યો લાડવાનો વારો. પિતાની થાળીમાં આખો લાડુ મુકાયો અને પુત્રની થાળીમાં અર્ધો લાડુ મુકાયો. અર્ધો લાડુ જોઇને પુત્ર નારાજ થઈ ગયો. તેણે પોતાની માને કહ્યું : "મારા પિતાને આખો લાડુ અને મને અર્ધો શા માટે ?" માએ કહ્યું : "તારા પિતા મોટા છે અને તું નાનો છે તેથી તને અર્ધો આપ્યો છે."

પરંતુ પુત્ર તો રડવા માંડયો, મારે તો આખો જ લાડુ જોઇએ છે. બુધ્ધિશાળી માતાએ પુત્રની થાળીમાંથી અર્ધો લાડુ લઈ લીધો અને એ અર્ધા લાડુને ભાંગીને, તેને આખો બનાવીને પાછો પુત્રની થાળીમાં મૂકયો,

બાળક આખો લાડુ જોઇને પ્રસન્ન થઈ ગયો. ત્યાં એક બાબો આવ્યો અને કહેવા લાગ્યો. અરે ! તારો લાડુ તો નાનો છે અને પિતાજીનો મોટો છે ? પેલા પુત્રને તો પૂર્ણ (આખ) લાડુનું ગૌરવ હતું. જેથી તે બોલી ઉઠયો કે પિતાજી મોટા છે તેથી તેનો લાડુ મોટો હોય અને હું નાનો છું જેથી મારો લાડુ નાનો છે.

આ વાતનો સાર એ છે કે પુત્રને પૂર્ણ મેળવવાની ઈચ્છા હતી અધુરો નહિ. સાધક આત્માઓનું લક્ષ્ય છે કે આપણે સિધ્ધત્વને મેળવીએ.

## સિધ્ધત્વ એટલે પુર્ણતાની પ્રાપ્તિ

સત્યં, શિવં અને સુંદરંની સાથે કરવામાં આવતી સાધના સિધ્ધત્વ સુધી પહોંચાડે છે. ભારતીય સંસ્કૃતિનો નિનાદ છે. सत्यं वद् સત્ય બોલ ! सच्चं खु भगवं સત્ય જ ભગવાન છે. આર્ય મહર્ષિઓએ પણ કહ્યું છે.

गंधेन हीनं कुसुमं न भाति, दंतेन हीनं वदनं न भाति
सत्येन हीनं वचनं न भाति, पुण्येन हीनं पुरुषो न भाति।।

જેમ સુગંધ વગરનું ફુલ શોભતું નથી, દાંત વગરનું મુખ શોભતું નથી. પુણ્ય વગર માણસ શોભતો નથી તેમ સત્યથી સૂનું વચન પણ શોભતું નથી. સત્યને પરમાત્મા (નારાયણ)નું નામ આપવામાં આવેલ છે. સત્યની ઉપાસના એટલે પરમાત્માની ઉપાસના છે.

## સત્યવાદી સકલ સંસારમાં શોભે છે.
## સત્યનું આચરણ એટલે આત્માનો સાક્ષાત્કાર

શિવ એટલે કલ્યાણ. માનવજીવનનું લક્ષ્ય કલ્યાણનું છે. કલ્યાણનો માર્ગ એ જ સત્યનો માર્ગ છે. શિવત્વને વરીને જીવ પોતાનું જ નહિ પરંતુ જગતના જીવોનું પણ કલ્યાણ કરી શકે છે. જીવનું શુધ્ધ સ્વરૂપ તે જ શિવસ્વરૂપ છે. આચાર્ય શ્રી ફરમાવે છે કે.

स एव सर्व कल्याणं, स एव सुख भाजनं
स एव शुध्ध चिद्रूपं, स एव परमं शिवम् ।।

આત્મા જ સર્વ કલ્યાણ રૂપ છે, આત્મા જ સુખનું ભાજન છે, આત્મા એ જ શુધ્ધ સ્વરૂપ છે અને આત્મા જ પરમ શિવ છે.

## દેહ ગેહનો નિવાસી શિવ

पाषाणेषु यथा हेम, दुग्धमध्ये यथा घृतं
तिल मध्ये यथा तैलं, देहमध्ये तथा शिवः ।।

જેવી રીતે પથ્થરમાં સોનું, દુધમાં ઘી, તલમાં તેલ તેવી રીતે શરીરમાં શિવ રહે છે.

આજે પૂર્ણિમાના દિવસે ચંદ્રમાના પૂર્ણ પ્રકાશના દર્શન થશે. ચંદ્રમાના ત્રણ ગુણ છે.

૧ ચંદ્રમા ઉજ્જવળતા (પ્રકાશ) આપે છે.

૨ ચંદ્રમા શીતળતાનું દાન કરે છે.

૩ ચંદ્રમા સૌમ્યતા (સાત્વિકતા) નું દર્શન કરાવે છે.

ચંદ્ર દર્શન એટલે ચંદ્રના આકારનું દર્શન નહિ પરંતુ તેના ગુણોનું દર્શન કરવાનું છે.

આપણે ત્યાં જ્ઞાતાધર્મકથાંગ સૂત્રનો ભગવાન મલ્લીનાથનો અધિકાર ચાલે છે. કુમારી મલ્લી ચંદ્રમાના ગુણોથી ભરેલા હતાં.

છએ રાજવીઓ ગર્ભગૃહમા બેઠા છે. બારીઓના છેદથી કનકપૂતળીને જુએ છે. તેને સાક્ષાત્ મલ્લીકુમારી સમજી તેમાં મોહિત થાય છે. મોહને આંધળો કહ્યો છે. તેઓ છએ રાજવીઓના ચિત્તમાં કુમારી મલ્લીનું રૂપ, યૌવન અને લાવણ્ય જ રમે છે. હવે મલ્લી શું કરે છે તે સાંભળો.

तएणं सा मल्ली विदेह रायवर कन्ना......तेणेव उवागच्छइ

મલ્લીકુમારી સ્નાન કરી, અલંકારોથી સજ્જ બની, દાસીઓની સાથે જ્યાં જાલગૃહ હતું અને કનકપૂતળી હતી ત્યાં આવે છે. તેણીએ ત્યાં આવીને સોનાની પ્રતિમા પર રહેલું ઢાંકણું ઉઘાડયું. જેવું ઢાંકણું ખૂલ્યું કે તેમાંથી અત્યંત ખરાબ દુર્ગંધ નીકળવા લાગી. તે દુર્ગંધ કેવી ખરાબ હતી તેનું વિવેચન આગળ કહેવાઈ ગયું છે. तपणं ते जियसत्तू ..... ...पिहेति.........पवं वयासी

તે કનકપુતળીમાંથી જેવી દુર્ગંધ બહાર આવવા લાગી કે તુરત જ જીતશત્રુ પ્રમુખ છએ રાજાઓએ પોતાના ઉત્તરીય વસ્ત્રના છેડાથી પોતપોતાનું નાક ઢાંકી દીધું. તેઓ બધા મુખ ફેરવીને બેસી ગયા. જ્યારે મલ્લીકુમારીએ તેઓને આમ કરતાં જોયા ત્યારે તેણીએ કહ્યું: किण्णं तुब्भं देवाणुप्पिया!... .. ..पवं वयंति . ... पवं खलु.........जाव चिट्ठामो

## મલ્લીકુમારીકા અને છ એ રાજવીઓનો વાર્તાલાપ

હે દેવાનુપ્રિયો ! તમે લોકો શા કારણથી પોતાનું નાક ઉત્તરીય વસ્ત્રના છેડાથી દબાવી પ્રતિમાના તરફથી મુખ ફેરવી બેસી ગયા છો ? "

જીતશત્રુ પ્રમુખ રાજાઓએ કહ્યું: "હે દેવાનુપ્રિયે! આ ખરાબ ગંધ અમારા માટે અસહ્ય થઈ પડી છે. તેથી અમો નાક દબાવી મુખ ફેરવીને બેસી ગયા છીએ.

જો છએ રાજવીઓએ કુમારી મલ્લીની અંદર મોહ ન કર્યો હોત અને તેમાં સત્યં શિવં સુંદરંનું દર્શન કર્યું હોત તો આ યુધ્ધ અને કનકપૂતળીની દુર્ગંધ સહન કરવાનો સમય ન આવત!

હવે કુમારી મલ્લી તે છએ રાજવીઓને કનકપૂતળીમાંથી આવતી દુર્ગંધનું કારણુ વગેરે શું બતાવશે, તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૮૬

# દેહ પાત્રની અનિત્યતા!

(આસો વદ ૧ તા. ૮-૧૦-૭૬ શુક્રવાર)

અનંત ગુણુ નિધિ ભગવાન મહાવીરે નિત્યાનિત્ય ધર્મ સિધ્ધાંતની પ્રરૂપણા કરી છે.

માનવ વિવેકશીલ પ્રાણી છે. તે વિવેક દ્વારા નિત્યાનિત્ય ધર્મને સમજી શકે છે. જગત જીવોને જગતના પદાર્થોના નિત્યાનિત્ય ધર્મનું જ્ઞાન થઈ જાય છે તો તેનો અંતર કલેષ શાંત થાય છે. આવા ઉત્તમ જ્ઞાનથી તે વૈરાગ્ય તરફ વળે છે. અને વીતરાગતાની સાધના સાધી સિધ્ધત્વને વરી જાય છે. માનવનો દેહ (શરીર) અનિત્ય ધર્મવાળો ગણાય છે. માનવના દેહનું નામ છે ઔદારિક શરીર. શાસ્ત્રમાં શરીર વિજ્ઞાનનું ઘણું વિવેચન કરવામાં આવેલ છે.

શરીર પાંચ પ્રકારનાં છે. ૧ ઔદારિક ૨ વૈક્રિય ૩ આહારક ૪ તૈજસ ૫ કાર્મણ.

૧ **ઔદારિક શરીર**-ઉદાર તે સર્વ શરીરથી પ્રધાન, તીર્થંકર, ગણધર આદિ પુરુષોને મુક્તિપદ મેળવવામાં સહાય કરે છે. ઉદાર એટલે સહસ્ર યોજનમાન શરીર તેથી તેને ઔદારિક શરીર કહેવાય છે. જે શરીરમાં નાશ થવાની સંભાવના છે. જેમાં સડવાની, બગડવાની યોગ્યતા છે તેને ઔદારિક કહેવાય છે. આ મનુષ્ય અને તિર્યંચોને હોય છે. ઔદારિક શરીરની અવગાહના (ઉંચાઈ) જઘન્ય આંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ એક હજાર જોજનની હોય છે.

૨ **વૈક્રિય શરીર**-જેમાં રૂપ પરાવર્તન કરવાની શક્તિ તથા અનેકાનેક નાના મોટા ખેચર, ભૂચર, દૃશ્ય અદૃશ્ય આદિ વિવિધ રૂપ, વિવિધ ક્રિયાથી બનાવે તેને

વૈક્રિય શરીર કહેવાય છે. આ વૈક્રિય શરીરના બે પ્રકાર છે **ભવ પ્રત્યયિક**-તે દેવ અને નારકી જીવોને સ્વાભાવિક હોય છે. ૨ **લબ્ધિ પ્રત્યયિક**-તે મનુષ્ય અને તિર્યંચને વિશેષ પ્રયત્નથી હોય છે વૈક્રિય શરીરના સ્વામી ચારે ગતિના જીવો હોઈ શકે છે. તેની અવગાહના જઘન્ય આંગુલનો અસંખ્યાતમો ભાગ, ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ્ય ગણાય છે. ઉત્તર વૈક્રિય કરે તો જ. આં. અસં. ભાગ, ઉ. એક લાખ જોજન અધિક હોય છે.

**૩ આહારક શરીર**-તે ચૌદ પૂર્વધર મહાત્માઓને તપશ્ચર્યાદિક યોગ વડે લબ્ધિ ઉત્પન્ન થાય છે. તે તીર્થંકર દેવાધિદેવની ઋદ્ધિ દેખવા મનની અંદર ઉત્પન્ન થયેલ સંશયને ટાળવા, ઉત્તમ પુદ્ગલનો આહાર લઈ જ. પોણા હાથનું અને ઉ. એક હાથનું સ્ફટિક સમાન સફેદ કોઈ ન દેખે તેવું શરીર બનાવે છે. તેને આહારિક શરીર કહેવાય છે. આ શરીરના સ્વામી ચૌદપૂર્વના જ્ઞાની સાધુ હોય છે.

**૪ તૈજસ શરીર**-તે તેજના પુદ્ગલોથી અદૃશ્ય ભુક્ત આહારને પચાવે તથા લબ્ધિવંત તેજો લેશ્યા મૂકે તેને તૈજસ શરીર કહેવાય છે. આ તૈજસ શરીર સર્વે સંસારી જીવોને હોય છે. આપણે જે ભોજન કરીએ છીએ તેને પચાવવા માટે તૈજસ શરીર કામ કરે છે.

**૫ કાર્મણ શરીર**-તે કર્મના પુદ્ગલથી બનેલું હોય છે જેના ઉદયથી જીવ પુદ્ગલને ગ્રહણ કરી, તેને કર્માદિ રૂપપણે પરિણમાવે તથા આહારને ખેંચે (ઉત્પન્ન થતો જીવ માતાના ગર્ભમાં મિશ્ર પદાર્થને આહાર પર્યાપ્તિ દ્વારા ગ્રહણ કરે) તેને કાર્મણ શરીર કહેવાય છે. આ કાર્મણ શરીર પણ સર્વે સંસારી (કર્મવાન) જીવોને હોય છે. તૈજસ-કાર્મણ શરીરની અવગાહના જ. આ. અસં. ભાગ અને ઉ. ચૌદ રાજલોક પ્રમાણે હોય છે. પ્રથમના ત્રણ શરીર સ્થૂલ શરીર ગણાય છે. બાકીના બે સૂક્ષ્મ શરીર કહેવાય છે.

માનવ જન્મતાની સાથે ત્રણે શરીર લઈને આવે છે. જન્મતા બાળકનું શરીર સુકોમળ હોય છે. તે જેમ જેમ મોટું થાય છે. તેમ તેમ કઠોર અને મજબૂત થતું જાય છે. તેના વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શમાં પરિવર્તન થતું જાય છે. મૂર્ત અને અમૂર્ત દ્રવ્યને સમજવા જોઈએ.

नो इन्दियग्गेज्झ अमूत्तभावा,
अमुत्तभावा वि य होइ निच्चो
अज्झत्थ हेउं निययस्स बंधो,
संसार हेउं च वयंति बंधं ॥ ઉત્ત. ૧૪-૧૯

આત્મા અમૂર્ત છે, તેથી ઇન્દ્રિય ગ્રાહ્ય નથી. અમૂર્ત હોવાનાં કારણે જ આત્મા નિત્ય છે. મિથ્યાત્વ આદિ કારણોથી આત્માને કર્મબંધન છે અને કર્મબંધન જ સંસારનું કારણ કહેવાય છે.

જેમાં વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ હોય તે જ વસ્તુ મૂર્ત હોઈ શકે છે; પરંતુ આત્મામાં વર્ણ, ગંધ, રસ, કે સ્પર્શ નથી. જેથી તે અમૂર્ત છે અને તે ઇન્દ્રિયો વડે ગ્રાહ્ય નથી. અમૂર્ત વસ્તુ નિત્ય હોય છે. જેમ કે આકાશ. આ રીતે આત્મા નિત્ય છે. આવા અમૂર્ત અને નિત્ય આત્માને કર્મબંધન થવાનું કારણ મિથ્યાત્વ અવિરતિ પ્રમાદ, કષાય અને યોગ દોષ છે. આવા બાંધેલા કર્મોનું ફળ ભોગવવા માટે આત્માને સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે.

### કર્મ બંધન એ જ સંસાર વૃદ્ધિનું કારણ છે.

સંશય અને સમાધાન

આત્મા પ્રથમ કર્મરહિત હતો અને પછી તેને કર્મનું બંધન થયું, તેમ નથી. જો શુધ્ધ આત્માને કર્મનો બંધ માનીએ તો સિધ્ધના જીવોને પણ કર્મબંધનનો પ્રસંગ આવે, તેથી તે વાત ઉચિત નથી. આત્મા પ્રથમથી જ કર્મયુક્ત હતો અને કર્મબંધનના કારણો વિદ્યમાન હોવાથી તે કર્મ બાંધતો રહ્યો છે. તેનું ફળ પણ ભોગવતો રહ્યો છે. એમ માનવું એ ઉચિત છે. માટી મિશ્રિત સોનાને પ્રયોગવશાત માટીને દૂર કરી શુધ્ધ સોનું જુદું તૈયાર થાય છે. તેને ફરી માટીમાં ભળવાનો અવસર આવતો નથી તે શુધ્ધ જ રહે છે.

सव्व जीवा ण कम्मं तु, संगहे छदिसागयं
सव्वेसु वि पएसेसु, सव्वं सव्वेण बज्झगं॥ ઉત્ત. ૩૩-૧૮

સર્વ જીવો પોતાની આસપાસ છ એ દિશાઓમાં રહેલા કર્મ પુદ્‌ગલોને ગ્રહણ કરે છે અને આત્માના સર્વપ્રદેશોની સાથે સર્વ કર્મોનો સર્વ પ્રકારથી બંધ પડે છે.

કર્મ રૂપે પરિણમવા યોગ્ય પુદ્‌ગલની એક પ્રકારની વર્ણગાને કાર્મણ વર્ગણા કે કર્મપુદ્‌ગલ કહેવામાં આવે છે. પુદ્‌ગલની વર્ણગાઓ અનેક પ્રકારની હોય છે. તેમાં ઔદારિક, વૈક્રિય, આહારક તૈજસ, ભાષા, શ્વાસોચ્છવાસ, મન અને કાર્મણ એ નામોવાળી સોળ વર્ગણાઓ સમજવા જેવી છે.

૧ ઔદારિક શરીર માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૨ ઔદારિક શરીર માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૩ ઔદારિક-વૈક્રિય શરીર માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૪ વૈક્રિય શરીર માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૫ વૈક્રિય-આહારક શરીર માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૬ આહારક શરીર માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા

૭ આહારક-તૈજસ શરીર માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૮ તૈજસ શરીર અને ભાષા ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૯ તૈજસ શરીર અને ભાષા માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૦ ભાષા માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૧ ભાષા અને શ્વાસોચ્છવાસ માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૨ શ્વાસોચ્છ્વાસ માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૩ શ્વાસોચ્છ્વાસ અને મન માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૪ મન માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૫ મન અને કર્મ માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

૧૬ કર્મ માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

આ સોળમી મહાવર્ગણાને જ કાર્મણ વર્ગણા કહેવામાં આવે છે. આ કાર્મણ વર્ગણાઓ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉર્ધ્વ અને અધો એ છએ દિશામાં સર્વત્ર ભરેલી હોય છે. તેમાંથી જ આત્મા એ વર્ગણાઓને ગ્રહણ કરી લે છે. તેનો આત્માના સર્વ પ્રદેશો સાથે સર્વ પ્રકારે એટલે પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશથી એમ ચાર પ્રકારે બંધ પડે છે.

**આત્મ પ્રદેશોના કેન્દ્રમાં જે આઠ રૂચક પ્રદેશો હોય છે. તે સદા ખુલ્લા હોય છે. તેને કર્મનો બંધ થતો નથી.**

જૈન દર્શનની અંદર દ્રવ્ય ગુણ અને પર્યાયનું વિવેચન સારી રીતે કરવામાં આવ્યું છે તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું કે.

गुणपर्यायवद् द्रव्यम् દ્રવ્ય ગુણ-પર્યાયવાળું હોય છે.

દ્રવ્ય કોને કહેવાય છે?

गुणाणमासओ दव्वं ગુણોના આશ્રયને દ્રવ્ય કહે છે.

ગુણ કોને કહેવાય છે?

एगदव्वस्सिया गुणा એક દ્રવ્યને આશ્રિત જ્ઞાનાદિ તથા વર્ણાદિ રહે છે તેને ગુણ કહે છે.

પર્યાય કોને કહેવાય છે?

लक्खणं पज्जवाणं तु उभओ अस्सिया भवे દ્રવ્ય અને ગુણુના આશ્રયે પર્યાય રહે છે.

પ્રત્યેક દ્રવ્ય પોતાના પરિણામી સ્વભાવના કારણે સમય સમયમાં નિમિત્તાનુસાર ભિન્ન ભિન્ન રૂપમાં પરિણત થતા રહે છે અર્થાત વિવિધ પરિણામોને પ્રાપ્ત કરતા રહે છે. દ્રવ્યમાં પરિણામ ઉત્પન્ન થવાની જે શક્તિ છે તે જ તેના ગુણુ કહેવાય છે, અને ગુણજન્ય પરિણામ પર્યાય કહેવાય છે. ગુણુ કારણુ છે અને પર્યાય કાર્ય છે. એક દ્રવ્યમાં શક્તિરૂપ અનંત ગુણુ છે. પ્રત્યેક ગુણુ શક્તિના ભિન્ન ભિન્ન સમયોમાં થવાવાળી ત્રૈકાલિક પર્યાય અનંત છે.

અનંત ગુણોનો અખંડ સમુદાય જ દ્રવ્ય છે છતાં પણુ આત્માની ચેતના આનંદ, ચારિત્ર, વીર્ય આદિ પરિમિત ગુણુ જ સાધારણુ બુદ્ધિ વાળા છદ્મસ્થની કલ્પનામાં આવે છે, સર્વ ગુણો આવતાં નથી, તેવી રીતે પુદ્ગલના પણુ રૂપ, રસ, ગંધ, સ્પર્શ આદિ થોડા જ ગુણુ કલ્પનામાં આવે છે, સર્વ ગુણો આવતાં નથી. આ બધાનો સાર એ છે કે જગતમાં જેટલા પદાર્થો છે તેના દ્રવ્ય સ્વતંત્ર હોય છે. તેના ગુણુ સ્વતંત્ર હોય છે અને પર્યાય પણુ સ્વતંત્ર હોય છે. જેમ કે એક સોનાનો ટુકડો છે. તેનું દ્રવ્ય પુદ્ગલાસ્તિકાય કહેવાય છે. તે સોનાનો ગુણુ સુવર્ણ-સુશોભિત લાગવું તે છે. સોનું પણુ એક દ્રવ્ય ગણીએ તો તેની પર્યાયો એટલે અવસ્થા ભિન્ન ભિન્ન થાય છે. માની લ્યો કે સોનાનો એક ટુકડો સોનીને આપ્યો. તેણે તેમાંથી હાર, અંગુઠી, બંગડી, ચેન, એરીંગ વગેરે બનાવ્યા. તો તે સઘળી ચીજો તે તે સોના દ્રવ્યની પર્યાયો છે. દ્રવ્યનો નાશ થતો નથી પર્યાયો બદલાતી રહી છે. આ બધી બનાવેલી ચીજોને ભાંગીને ફરી કોઇ નવીન ઘરેણાંઓ ઘડાવો એટલે તેની પર્યાય ફરી જાય છે. તેના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ બદલતાં રહે છે. આવી જડ-ચેતનની પર્યાયો બદલાતી જ રહે છે. જેથી કોઈપણુ પર્યાયોમાં રાગ-દ્વેષ ન કરતાં તેના દ્રવ્ય-ગુણુ-પર્યાયના જ્ઞાનોપયોગને સામે રાખી સમધારણા કેળવી રાખવી જોઈએ.

## ભગવતી મલ્લી અને રાજવીઓની ચર્ચા

જ્યારે ગર્ભગૃહમાં બેઠેલા છ એ રાજવીઓને કનકપુતળીમાંથી આવતી અસહ્ય દુર્ગંધ સહન ન થઈ શકવાથી તેઓ નાકે કપડું લગાવી અને મુખ ફેરવી બેસી ગયા છે ત્યારે મલ્લીકુમારી તેમને આ દુર્ગંધનો ખુલાસો કરે છે.

तएणं, मल्ली विदेह राजवर कन्ना ते जियसत्तू पामोक्खे एवं वयासी, जइत्ता देवाणुप्पिया! इमीसे......असुभे पोग्गल परिणामे

મલ્લીકુમારી છ એ રાજવીઓને કહે છે, હે દેવાનુપ્રિયો! આ સોનાની પૂતળીમાં મનોજ્ઞ અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્યરૂપ ચાર જાતના આહારનો નંખાએલો

એક એક કોળીયો જ્યારે આ પ્રમાણે મનોવિકૃતિજનક અશુભતર પુદ્‌ગલ પરિણામરૂપ દુર્ગંધવાળો થઈ ગયો છે જે પુદ્‌ગલો શુભ હતા તે અશુભ બની ગયા છે. જેનામાં સુગંધ હતી, તેનામાં દુર્ગંધ વ્યાપી ગઈ છે. જેના રસ મીઠા અને મનોજ્ઞ હતા તે બધા બગડી ગયા છે.

इमस्स पुण ओरालिय........परिणामे भविस्सइ।

**મલ્લીકુમારી ઔદારિક શરીરના ગુણધર્મોનું કથન કરે છે.**

આ ઔદારિક શરીરનું પુદ્‌ગલ પરિણમન તેના કરતાં પણ વધુ અનિષ્ટ દુર્ગંધવાળુ થશે નહિ? અરે! ચોક્કસ થશે કેમ કે આ કફનું આશ્રય છે. આમાંથી વારંવાર વમનનું નિસ્સરણ થતુ રહે છે. પિત્ત પણ આમાંથી નીકળતુ રહે છે. શુક્ર, શોણિત (લોહી) અને પરૂ આમાંથી બહાર વહેતું રહે છે. આમાંથી એના શ્વાસોચ્છ્વાસ મહા દુરૂપ અનિષ્ટતર છે. આ શરીર શટન, પતન તેમજ વિધ્વંસન ધર્મવાળું છે.

**આ ઔદારિક શરીરના ત્રણ ગુણ છે.**

**૧ શટન (સડણુ)** કોઢ વગેરે રોગ વડે જે શરીરની આંગળીઓ વગેરે અવયવો ખરી પડે છે તેનું નામ શટન છે.

**૨ પતન (પડણુ)** ઘડપણને લીધે શરીરમાં જે શિથિલતા આવે છે તેને પતન કહેવાય છે.

**૩ વિધ્વંસન (વિધ્વંસણુ)** નાશ થવું તેનું નામ વિધ્વંસન કહેવાય છે.

તમે કંઈપણ સમજ્યા કે નહિ? એક એક કરીને જે જે કોળિયો દરરોજ આ કનકપૂતળીમાં નાખવામાં આવ્યો છે. તે જ્યારે આવા તીવ્ર અનિષ્ટતર દુર્ગંધરૂપ પુદ્‌ગલ પરિણામવાળુ થાય ત્યારે આ ઔદારિક શરીર, કે જે શ્લેષ્મ વગેરે ઘણા મળોથી ભરાએલુ છે અને શટન, પતન, અને વિધ્વંસન જેનો સ્વાભાવિક ધર્મ છે, તેનું પુદ્‌ગલ પરિણામ એના કરતાં પણ વધુ અનિષ્ટ દુર્ગંધવાળું હશે જ. શાસ્ત્રકારોએ ફરમાવેલ છે કે!

इमं सरीरं अणिच्चं, असुइ असुइ संभवं ।
असासया वासमिणं, दुक्ख केसाण भायणं ॥ ઉત્ત. ૧૯-૧૩

આ શરીર અનિત્ય છે, અપવિત્ર છે, અશુચિથી ઉત્પન્ન થયું છે, આ શરીરમાં જીવનું રહેવાનું અશાશ્વત છે અને આ દુઃખો તથા કલેશોનું ભાજન (પાત્ર) છે.

असासए सरीरम्मि, रइं नोवलभामहं ।
पच्छा पुरा व चइयव्वे, फेण बुब्बुय सन्निभे ॥ ઉત્ત. ૧૯-૧૪

પાણીના બુદબુદ સમાન આ અશાશ્વત શરીરમાં મને પ્રેમ નથી, કારણ કે વહેલું મોડું તેને છોડવું જ પડશે.

माणुस्सं च अणिच्चं, वाहि–जरा–मरण वेयाणा उरं

મનુષ્ય દેહ ક્ષણભંગુર છે. તે વ્યાધિ, જરા, મરણ, અને વેદનાથી ભરપુર છે.

**જે શુભ પુદ્ગલ હોય તે અશુભ બની જાય છે.**
**જે અશુભ પુદ્ગલ હોય તે શુભ બની જાય છે.**

આ પુદ્ગલનો સ્વભાવ છે.

એક રાજા હતો. તે પ્રધાનને સાથે લઈ નગર બહાર ફરવા જઈ રહ્યો હતો. રસ્તાથી કિનારે બાજુમાં એક પાણીનો ભરેલો ખાડો હતો. તેમાં પાણી ઘણાં દિવસથી ભરેલુ હતું તે સડી જવાથી ગંધ મારતું હતું. રાજાને દુર્ગંધ આવતાં નાકે કપડું લગાવી દીધું. રાજાએ પ્રધાનને પુછયું : "પ્રધાનજી ! આ દુર્ગંધ શાની છે?" પ્રધાને કહ્યું : "મહારાજ ! આ બાજુના ખાડાનું સડેલુ પાણી ગંધાય છે. તેની બદબુ આવે છે."

રાજા કલાક બે કલાક ફરીને રાજ્યમાં આવી ગયા. પ્રધાને માણસ દ્વારા તે ગંદા પાણીના ખાડામાંથી બે ઘડા પાણી મંગાવ્યું. પ્રધાને તે ગંદા પાણીને ફીલ્ટર થીયરી Filter Theory થી શુધ્ધ કરાવ્યું. પ્રધાને માટીના ત્રણ ઘડા મંગાવ્યા અને સાથે બારીક રેતી મંગાવી લીધી. નીચે કાણાં કરી બે ઘડાને અર્ધી અર્ધી રેતીથી ભરી, ઉપરા ઉપર રાખી દીધા. ત્રીજા ખાલી ઘડાને નીચે રખાવ્યો. પછી ઉપરના ઘડામાં પેલુ લાવેલું ગંદુ પાણી ભરવામાં આવ્યું. ધીરે ધીરે તે ગંદુ પાણી રેતીમાંથી પસાર થયું અને શુધ્ધ થતાં બીજા ઘડાની રેતીમાંથી પણ પસાર થતાં એકદમ શુધ્ધ અને સ્વચ્છ બની ગયું. તે સ્વચ્છ પાણી ત્રીજા ઘડામાં ભરાઈ ગયું.

આવું શુધ્ધ થયેલું પાણી ત્રીજા ઘડામાં હતું. તેમાંથી પ્રધાને એક લોટો પાણી મંગાવી લીધું. રાજા જ્યારે ભોજન કરીને ભવનમાં પધાર્યા ત્યારે પ્રધાને પેલા પાણીનો ઠંડો લોટો રાજાને પીવા માટે આપ્યો. રાજા પાણી પીને ઘણા ખૂશ થયા. "અરે પ્રધાનજી ! આવું મીઠું સ્વચ્છ ઠંડું પાણી કયાંથી લાવ્યા ? આવું મીઠું પાણી તો કયારેય પણ પીધું નથી ?"

પ્રધાને રાજાને આ પુદ્ગલ પરિવર્તનની વાત કરી. "રાજન્ ! આ પાણી તો પેલા ગંદા ખાડાનું સડેલું છે." "અરે પ્રધાનજી ! તમો શું કહો છો ? હોય નહિ ?" "હા મહારાજ ! આ તે જ ગંદુ પાણી છે. પરંતુ તેને સારી રીતે ફીલ્ટર પ્રયોગ કરવામાં આવેલ હતો." રાજા પ્રધાનની પુદ્ગલ પરિણતીની આ વાત જાણી ખૂબ જ પ્રસન્ન થયા અને પ્રધાનને ધન્યવાદ આપ્યા.

તમો પણ સમજી શકયા હશો કે પુદ્ગલનું આવું પરિણામ થાય છે.

સનતકુમાર ચક્રવર્તીના રૂપ સૌંદર્યની વાત સાંભળી બે દેવો રૂપ પરિવર્તન કરી રાજાના રાજમહેલમાં રાજાનાં દર્શને આવ્યા. રાજાનું સ્નાન ચાલી રહ્યું હતું. તેઓ બંને દેવોએ તુરત જ દર્શન કરવાની ઉત્કંઠા બતાવી, છેલ્લે બંનેએ સ્નાન ઘરમાં જઈ રાજાનું રૂપ નીહાળ્યું. તેઓ બંને રૂપ દર્શન કરી ઘણા ખૂશ થયા. રાજાએ તેઓને થોડીવાર રોકાઈ શુધ્ધ સ્વચ્છ થયેલા દેહરૂપને જોવા માટે કહ્યું. તેઓએ રાજાને રાજ્ય સિંહાસન પર નીરખ્યા ત્યારે તેમનું મુખ બગડી ગયું. રાજાએ પુછયું. "કેમ ભાઈઓ! મુખ બગાડયું ?" બંનેએ કહ્યું. "મહારાજ! આ રૂપ તે રૂપ જેવું નથી? રાજાના સમાધાન માટે સોનાની થાળીમાં પાન ખવરાવી થુકાવ્યું : તે થુંકમાંથી જંતુઓ ઉડવા લાગ્યા. રાજાને પોતાના રૂપનો અને શરીર સુંદરતાનો ગર્વ ઉતરી ગયો. વૈરાગ્ય આવ્યો અને સંસારથી વિરકત બની કલ્યાણ કરી ગયા.

આપણે જાણવાનું એ છે કે જે શરીરના પુદ્ગલો શુભ હતા, સુંદર દેખાતા હતા. તે અશુભ બની ગયા. પુદ્ગલ-પરિવર્તન થયા જ કરે છે. જડ અને ચેતનની પર્યાયો બદલાતી જ રહે છે.

કુમારી મલ્લી છએ રાજવીઓને સમજાવે છે કે આ દેહની રચના સુંદર છે, છતાં તેની નશ્વરતા જતી કરી શકાય તેમ નથી. હવે મલ્લીકુમારી તે રાજવીઓને કામભોગ વિષે કેવી રીતે સમજાવશે. તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.



# ૮૭

# કામભોગની અસીમતા

(આસો વદ ૨ તા. ૯-૧૦-૭૬ શનિવાર)

અનંત સમૃધ્ધિના સ્વામી ભગવાન મહાવીર સ્વામીએ સિધ્ધાંતની પરૂપણા કરતાં મન શક્તિનું દર્શન કરાવ્યું છે.

માનવ મનવાળું પ્રાણી છે. તે પ્રત્યેક સમયે વિચાર કરતો રહે છે. માનવને પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન મળેલ છે તે આ છએ શક્તિના સ્વામી છે. પાંચે ઇન્દ્રિયો જગતના ભિન્ન ભિન્ન વિષયોને અંગીકાર કરે છે. આ ઇન્દ્રિયોની સાથે મનનો નિકટનો સંબંધ છે. વિષય તે ઇન્દ્રિયોનો ધર્મ છે પરંતુ મન દ્વારા તેને ગ્રહણ કરાય છે.

## મન શું છે?

મન એ ઇચ્છાઓનો સાગર છે. મન ખાલી રહેતું નથી. મનને નિમિત્ત મળે યા ન મળે છતાં તેની વિચારધારા તો ચાલુ જ રહે છે. જેમ સાગરમાં સદા ભરતી અને ઓટ ચાલુ જ રહે છે. તેવી રીતે મનમાં પણ વિચારોની ભરતી અને ઓટ રહ્યા કરે છે.

એક વિદ્વાને કહ્યું છે કે શરીર તે એક Office ઓફિસ છે. તેનો માલિક આત્મા છે. મન તેનો મેનેજર Manager છે. અને ઇન્દ્રિયો તેના કારકુનો છે. જીવન ઓફિસનું સંચાલન મન કરનાર છે. ઓફિસનો માલિક આત્મા હોવા છતાં મેનેજર ન સાચવે તો ઘણું નુકશાન થાય છે. તેની મોટી જવાબદારી ગણાય છે. માલિકની ચિંતા કરતાં મેનેજરની ચિંતા વધારે રહે છે. તે રીતે મન વધારે જવાબદાર છે. મન ઉપર control કન્ટ્રોલ કરનાર હોય તો એક આત્મા છે.

માનવ જીવનની મહત્તા અને પ્રિયતાનું કોઈ કારણ હોય તો તેને મળેલો Controlling power કંટ્રોલીંગ પાવર છે. જેનાથી સંયમિત બની પરમ સાધના કરી શકે છે.

જેનું મન જ સ્થિર ન હોય, જેને જીવન વ્યવસ્થાની ખબર જ ન હોય તેને સ્વાભાવિક રીતે પાગલ કહેવાય છે. તમો પાગલની પરિભાષા જાણો છો?

જેને શરીરનું ભાન ન રહે તે પાગલ!
જેને કપડાની ખબર ન રહે તે પાગલ!
જેને ખાનપાનની ખબર ન રહે તે પાગલ!
જેને કાયદાની ખબર ન રહે તે પાગલ!
જેને પાપની ખબર ન રહે તે પાગલ!

એક પાગલ માણસ હતો. ઘરમાં તેને કોઈ પુછે નહિ. તેની કોઈ દરકાર કે પરવાહ કરે નહિ. વ્યવહારમાં પણ ગણના કોઈ કરે નહિ. તેને આ વાતનું ખૂબ જ લાગી આવતું હતું. "હું આ ઘરનો સભ્ય છું અને ઘરના કોઈ મારા નથી, જાણે પારકા હોય એવો વ્યવહાર કરે છે."

છેવટે તેણે ઘરનો તિરસ્કાર કર્યો. તે ઘર છોડીને ચાલ્યો ગયો. તેના મનમાં એક જ વિચાર ચાલ્યા કરે, "ઘરમાં મારી કોઈ કદર નથી અને કિંમત નથી." આ વિચારણાથી તેનું મન બળ્યા કરે, પરિણામ એ આવ્યું કે તેના જીવનની શાંતિ જ ખોવાઈ ગઈ. તેને સૌથી મમતા મરી ગઈ અને શરીરનો મોહ પણ ઉતરી ગયો. તેનો જીવન વ્યવહાર ખોરવાઈ ગયો. આડોઅવળો, જ્યાં ત્યાં રખડયા કરે, કોઈ ખાવાનું આપે તો ખાઈ લે, નહિ તો દિવસો સુધી ભૂખ્યો બેઠો રહે.

આવો પાગલ એક ગામમાં જઈ ચડયો. ગામની એક શેરીને ખુણે પડયો રહ્યો. તેના મુખ ઉપર માખીઓ બણબણે, શરીર ગંધાય, કોઈ તેની પાસે ઉભા રહેવા ચાહે નહિ. છોકરાઓ તેની મશ્કરી કરે અને ગામ માટે એક ગમ્મતનું નિમિત્ત બની ગયું.

તેના જીવનની ઉત્તમતા અને પવિત્રતા વિસરાઈ ગઈ. તે બિચારો અનાથ, હીન, ગરીબ અને બાપડો બની ગયો હતો. તેમાં દિવાળી જેવા પર્વનો દિવસ આવ્યો. ગામના લોકો સ્નાન કરી, સારા કપડાં પહેરી હરતા ફરતા હતા. એ સમયે એક શંકરભાઈને વિચાર આવ્યો, અહા! આ માણસની કેવી સ્થિતિ છે? તેને કેવું સુંદર શરીર મળ્યું છે, પાંચે ઇન્દ્રિયો છે, વિચારવાનું સાધન મન મળેલ છે, ભારત જેવો દેશ છે. કોઈ સુખી ઘરનો હોય તેવું લાગે છે પરંતુ આટલી દરિદ્રતા શા માટે? તેનું કંઈક નિવારણ કરવું જોઇએ?

પાગલ છે તેને ડાહ્યા બનતા વાર કેટલી? ડાહ્યાઓને ડાહ્યા તરીકે રાખવામાં જેટલી મહેનત પડે છે એટલી ગાંડાઓને ડાહ્યા બનાવવામાં મહેનત પડતી નથી. ડાહ્યાઓ બગડી ન જાય એટલે તેને ઉપદેશ આપવો પડે છે, તેના માટે કાયદાઓ ઘડવા પડે છે, તેના માટે સાહિત્યોની રચના કરવી પડે છે.

## પાગલને ડાહ્યો બનાવવા તમારી પાસે શું સાહિત્ય છે?

પેલા શંકરભાઈને વિચાર આવ્યો છે કે આને ડાહ્યો બનાવવા માટે અવશ્ય પ્રયોગ કરવો જોઇએ.

## પાગલ પર પ્રયોગ!

તે શંકરભાઈએ પોતાના હાથે પાગલને ઉભો કર્યો, સામે રહેલા કુવાને કિનારે લઈ ગયો, બે ચાર ઠોલ પાણી તેના ઉપર નાંખ્યું, સારા એવા સાબુથી તેને નવરાવ્યો. તેના માથામાંથી તેમજ શરીરમાંથી મેલ નીકળી ગયો. પરંતુ તેના મનમાં ભરેલો કચરો ન નીકળ્યો.

પાગલ સદાને માટે પાગલ નથી રહેતો. સ્વચ્છ બનેલા પાગલને તે શંકરભાઈ પોતાને ઘેર લઈ ગયા. તેને પ્રેમથી જમાડયો, તેના ખબર અંતર પૂછયા, મારાપણું દેખાડયું અંતે તો તે પણ માણસ જ છે ને? તેનું મગજ ઠેકાણે આવી ગયું. તેને શંકરભાઈ પોતાની પેઢીમાં લઈ ગયા. તે બેઠાબેઠા બધું કામ નિહાળતો હતો. તેણે એક દિવસ શંકરભાઈને કહ્યું: "ભાઈ! મને કંઈક કામ આપોને!" જુઓ! તેના જીવનમાં નવો વળાંક આવ્યો. તેને સૌના તરફથી પ્રેમ મળવા લાગ્યો. એક દિવસ તે વિચાર કરવા લાગ્યો કે–

આ મારું ઘર કે તે મારૂં ઘર ?
આ મારા પિતા કે તે મારા પિતા ?
આ મારી માતા કે તે મારી માતા ?
આ મારા ભાઈ કે તે મારા ભાઈ ?

જ્યાં પ્રેમ નથી, માન નથી, મારાપણું નથી, મમતા નથી ત્યાં મનનું સમાધાન નથી. તેને પોતાના ઘરમાં જે ન મળ્યું એ અહીં મળી ગયું એટલે જીવન આનંદ મંગળરૂપ બની ગયું. મનની કેટલી શક્તિ છે ? તેને અનુકૂળ બનાવવું જોઇએ. ઇચ્છાઓનો સંયમ ન રહે તો ડાહ્યો માણસ પણ ગાંડો બની જાય ! શાસ્ત્રમાં દશ પ્રકારની ઇચ્છાઓ બતાવી છે.

૧ ઇહ લોકી ઈચ્છા : આ લોકની મને વધુ ને વધુ ઇચ્છિત વસ્તુઓ મળ્યા કરે. આ લોકથી મારે જવું નથી. આ લોકમાં જ મારે જીવવું છે.

૨ પર લોકી ઇચ્છા :– આ સંસારમાં મારું કોઈ નથી. આ ધણી મારો નથી. આ પત્ની મારી નથી. આ જગતમાં મારુ કોઈ નથી. પરલોક સ્વર્ગના સુખની ઇચ્છાઓ થયા કરે.

૩ ઉભયલોક ઈચ્છા : ઉભયલોકની ઇચ્છા એટલે બંને લોકની ઈચ્છાઓ. આ લોકની ઈચ્છાઓ માણવી છે. તેમ પરલોકની ઈચ્છાઓ પણ માણવી છે. આલોક અને પરલોક બંનેના જીવનની ઈચ્છા છે.

૪ જીવવાની ઈચ્છા : ગમે તે ભોગે જીવવું જ છે પછી ભલે વૃધ્ધત્વ આવે, શરીર કૃશ બની જાય પણ મરવું જ નથી. જગતના જીવોને મરવાની ઈચ્છા નથી. સૌને જીવવું જ છે !

ઈચ્છાઓ થાય છે તે બધી શુભ હોતી નથી. તેમાં પણ ઘણા ઘણા દોષોની સંભાવના રહે છે.

૫ મરવાની ઈચ્છા : ઘણાને એમ થયા કરે છે કે આ સંસારમાં હવે સાર નથી, આધિ આવે, વ્યાધિ આવે, ઉપાધિ આવે, કોઈ જાતનું નુકશાન આવે, મનનું ધાર્યું ન બને અને મરવાની ઈચ્છા થયા કરે છે.

૬ કામ ઈચ્છા : આ સંસારના વિષયોને ભોગવવાની ઈચ્છા થયા કરે છે. સંસારમાં આવ્યા છીએ એટલે મળેલા વિષયોને ભોગવી લઇએ.

૭ ભોગ ઈચ્છા : પાંચે ઈન્દ્રિયોના વિષયો મેળવી તેને ખૂબ જ ભોગવવાની ઈચ્છા રહ્યા કરે. સારૂં ખાવાનું, સારૂં પીવાનું, સારૂં જોવાનું અને સારા સ્પર્શ ભોગવવાની ઈચ્છા થાય છે.

૮ લાભ ઈચ્છા : લાભ થાય તો સારૂં, વ્યાપાર વધે તો સારૂં, કમાણી વધારે

થાય તો સારું, બ્લોક મળી જાય તો સારું, આવા ભૌતિક પ્રકારના અનેક લાભની ઇચ્છા થાય.

૯ **પૂજાની ઇચ્છા:** મારી પૂજા થાય, હું બધામાં મોટો ગણાવ! મને બધા પૂછે, મારી વાહ વાહ થાય, આવી ઇચ્છા થાય.

૧૦ **સત્કાર ઇચ્છા:** મને સૌ સારી રીતે બોલાવે, મારો બધે સત્કાર થાય, મારું સૌ સન્માન કરે, મને સૌ પધારો! પધારો! કહીને બોલાવે.

ભગવાન મહાવીરે ફરમાવેલ છે કે ગૃધ્ધ માણસની ઇચ્છાઓ પૂર્ણ થતી નથી.

सुवण्ण रुवस्स उ पव्वया भवे, सिया हु केलास समा असंखया
नरस्स लुद्धस्स न तेहिं किंचि, इच्छा हु आगाससमा अणन्तिया ઉત્ત. ૯-૪૮

સોના અને ચાંદીના કૈલાસપર્વત જેવડા અસંખ્ય પર્વતો કોઈ લુબ્ધ માણસને આપવામાં આવે તો પણ તેને મન આ કંઈ નથી. કારણ કે ઇચ્છા તો આકાશ સમાન અનંત છે. માનવની ઇચ્છા કામ ભોગ માટે પણ અસીમ છે. ચારે ગતિના જીવોમાં કામભોગની ઇચ્છાઓ રહ્યા કરે છે તેને માટે તત્ત્વાર્થ સૂત્રમાં પણ કહ્યું છે.

काय प्रविचारा आ एशानात् । ८ ।
शेषाःस्पर्श रुप शब्द मनः प्रविचारा द्वयोर्द्वयोः । ९ ।
परेऽप्रविचाराः । १० ।
चउव्विहा कामा पण्णत्ता तंजहा–सिंगारा, कलुणा, बीभच्छा रोद्दा.
"सिंगारा कामादेवाणं ॥"

**કાયપ્રવિચાર**–ચાર પ્રકારના દેવોની અંદર ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક દેવોમાં પહેલા–બીજા દેવલોક સુધીના દેવો શરીરથી વિષય સુખ ભોગવવા વાળા હોય છે અર્થાત તે દેવો મનુષ્યની જેમ શરીરથી કામભોગનો અનુભવ કરી પ્રસન્નતા મેળવે છે. બાકીના દેવો અન્ય રીતે વિષય સુખને મેળવે છે.

**સ્પર્શ**–ત્રીજા–ચોથા દેવલોકના દેવો દેવિઓ સાથે માત્ર સ્પર્શ કરી કામતૃષ્ણાની શાન્તિ કરી સુખ મેળવી લે છે.

**રૂપ**–પાંચમા છઠ્ઠા દેવલોકના દેવો દેવિઓના સુસજ્જિત રૂપ જોઈને જ વિષયસુખ જન્ય સંતોષ કરી લે છે.

**શબ્દ**–સાતમા–આઠમાં દેવલોકના દેવો દેવીઓના વિવિધ શબ્દ માત્રને સાંભળી પોતાની કામવાસના શાંત કરી લે છે. તેઓને શબ્દ શ્રવણથી જ વિષય સુખનો આનંદ મળી જાય છે.

**સંકલ્પ**-નવમાં, દશમાં, અગીયારમાં અને બારમાં દેવલોકના દેવો દેવીઓના ચિંતન માત્રથી જ તેની વિષય કામના સંતોષી લે છે. તેઓને ન તો દેવીઓને સ્પર્શ કરવો પડે, ન રૂપ જોવું પડે, ન તેના ગીત સાંભળવા પડે! કારણ કે બીજા દેવલોકથી આગળ દેવીઓ નથી. બીજા દેવલોકથી આગળ દેવીઓને બોલાવવાથી આઠમા દેવલોક સુધી જાય છે. આગળ જઈ શકતી નથી. જેથી તે દેવો માત્ર સંકલ્પથી પોતાની કામના પૂર્ણ કરી શકે છે.

**અપ્રવિચાર**-બારમાં દેવલોકથી આગળ નવ ગ્રૈવેયિક અને પાંચ અનુત્તર વિમાનના દેવો કામ લાલસા રહિત હોય છે. તેઓ બીજા દેવો કરતાં વધારે સંતુષ્ટ અને અધિક સુખી હોય છે.

સાંભળો સ્વર્ગના દેવોમાં પણ કામલાલસા હોય છે. ઉપરના ઉચ્ચ દેવો જ આ વિષય લાલસાથી રહિત હોય છે.

**કુલુણુ**-મનુષ્યના કામ-ભોગ કરૂણુ અને દયા ઉપજાવે તેવા હોય છે, આ કામ ભોગ ક્ષણુ ભરના હોય છે. "बीभच्छा कामा ति रियाणं"

**બિભત્સ**-તિર્યંચોના કામ-ભોગ બિભત્સ હોય છે. "रोद्दा कामा णेरइयाणं"

**રૌદ્ર**-નારકીઓના કામ-ભોગ રૌદ્ર સ્વરૂપના હોય છે.

ત્રણે લોકમાં કામ-ભોગ, વિષય ઈચ્છાઓ વ્યાપી છે. સંસારમાં વિરલ જીવો એવા છે કે જેઓ આ વિષય-ઇચ્છાઓથી અલિપ્ત રહી આત્મભાવમાં રમણુ કરતા હોય છે.

न कामभोगा समयं उवेन्ति
न यावि भोगा विगइं उवेन्ति
जे तप्पओसी य परिग्गही य
सो तेसु मोहा विगइं उवेइ । ઉત્ત. ૩૨-૧૦૧

કામભોગની સામગ્રી પોતે સમતા કે વિકાર પ્રત્યે જતી નથી, પરંતુ તેમને ગ્રહણુ કરતી વખને મનની જે સ્થિતિ હોય છે, તે પ્રમાણે સમતા કે વિકાર પ્રાપ્ત થાય છે. જે તેને અનાસક્ત ભાવે ભોગવે તેને સમતા પ્રાપ્ત થાય છે અને આસક્તિ પૂર્વક ગ્રહણુ કરે છે અથવા ન મળે તો તેના તરફ દ્વષ કરે છે. તેનો મોહ વૃદ્ધિ પામતાં વિકાર પ્રાપ્ત થાય છે. खणमित्त सुखा, बहुकाल दुक्खा વિષયો ક્ષણુમાત્રનું સુખ અને બહુકાળનું દુઃખ આપનારા હોય છે.

One ounce of pleasares brings its pound of pains.

એક સરસવ માત્ર વિષયનો ભોગવટો મેરૂપર્વત જેટલું દુઃખ આપે છે. એમ

સમજી સુખ આપી અનેકવિધ દુઃખોની ગહરી ખાઈમાં ફેંકનારા વિષયોથી દૂર રહેવા પ્રયત્ન કરો.

માનવ સમાજ કામ-ભોગમાં આસક્ત થઈ, સંસારનું વર્ધન કરે છે. કામ જેવો કોઈ રોગ નથી. શરીરના રોગને તો કોઈ Tablet ટેબ્લેટ, દવા કે Injection ઈન્જેકશન દ્વારા મટાડી શકાય છે પરંતુ આ કામ-ભોગને મટાડવા માટે કોઈ દવા નથી. તેને માટે તો માત્ર જ્ઞાન જ કામ આવે છે.

આપણે ત્યાં જ્ઞાતાસૂત્રનો અધિકાર ચાલે છે મલ્લીકુમારીના રૂપમાં ઘેલા બનેલા છએ રાજવીઓને રાજકુમારી સમજાવે છે. છએ રાજવીઓમાં કામ-ભોગનો સાગર ઉછળે છે. તેને મલ્લીકુમારી કહે છે.

तं मा णं तुब्भे देवाणुप्पिया! माणस्सएसु कामभोगेसु
सज्जह; रज्जह, गिज्झह, मुज्झह, अज्झोववज्जह।

હે દેવાનુપ્રિયો! તમે મનુષ્યભવના કામભોગોમાં ફસાસો નહિ, તેમાં રાગ ઉત્પન્ન કરો નહિ, તેના પ્રતિ તૃષ્ણાનું વર્ધન કરો નહિ, તેમાં મુગ્ધ થાઓ નહિ અને તેનો કોઈ દિવસ પણ વિચાર કરો જ નહિ. હવે મલ્લીકુમારીની વાત સાંભળી રાજવીઓના જીવનમાં કેવો નવો વળાંક આવશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.

## કામભોગ સંબંધી સુક્તિઓ :-

विसएसु मणन्नेसु, पेमं नाभिनिवेसए-મનોજ્ઞ શબ્દાદિ વિષયોમાં પ્રેમ ન કરો.

कामे कमाहि! कमियं खु दुक्खं-કામ લાલસાને દૂર કરો. દુઃખ દૂર થશે.

सव्वेसु काम जाएसु, पासमाणो न लिप्पइ ताइ-આત્મરક્ષક, સર્વકામ વિષયોને દેખતા થકા પણ લેપાતા નથી.

कामे ससार वड्ढणे-કામ સંસાર વર્ધન કરે છે.

उवलेवो होइ भोगेसु, अभोगी नोव लिप्पई-ભોગી સંસારમાં લેપાય છે, અભોગી લેપાતા નથી.

भोगी भमइ संसारे, अभोगी विप्पमुच्चइ-ભોગી સંસાર ભ્રમણ કરે છે. અભોગી સંસારથી મુક્ત થાય છે.

वुध्धो भोगे परिच्चयइ-જ્ઞાની પુરુષ જ ભોગને છોડી જાય છે.

भोगा इमे संगकराहवंति-આ ભોગો કર્મોનો બંધ કરે છે.

भुत्ताण भोगाणं परिणामो न सुंदरो-ભોગવેલા ભોગનું ફળ સારૂં નથી.

अणिहे से पुट्ठे अहियासए-મુમુક્ષોએ નિસ્પૃહ થઈ કષ્ટ સહવું.

समिध्धि कि सारा? विमुत्ति सारा-સમૃધ્ધિનો સાર વિમુક્તિ છે.

नास्ति काम समो व्याधिः-કામ સમાન કોઈ રોગ નથી.



## ૮૮

# પૂર્વ જન્મ અને પુનર્જન્મ

(આસો વદ ૩ તા. ૧૦-૧૦-૭૬ રવિવાર)

અનંત ગુણ નિધિ શ્રમણ ભગવંત મહાવીર સ્વામીએ સિધ્ધાન્તની પ્રરૂપણા કરેલી છે. જૈન દર્શન તે આત્મવાદી દર્શન છે. તેમાં આત્મદ્રવ્યના અસ્તિત્વનું ઘણું સુંદર કથન છે.

### આ આત્મા ક્યારથી છે?

આપણો આત્મા ક્યારથી છે એવો પ્રશ્ન થવો સ્વાભાવિક છે. આપણા આત્માને કોઈએ બનાવ્યો નથી. તેમ તેનો નાશ પણ નથી. આત્મા તો અનાદિ અનંત છે. તે હંમેશને માટે શાશ્વતો રહેનારો છે.

यः कर्ता कर्म भेदानां भोक्ता कर्म फलस्य च<br>
संसर्ता परिनिर्वाता, सह्यात्मा नान्यः लक्षणः ॥

જે કર્મના પ્રકારોને કરનારો છે, જે કર્મના ફળને ભોગવનારો છે, જે સંસારમાં પરિભ્રમણ કરે છે અને જે સંસારથી મુક્ત બને છે તે જ આત્માનું લક્ષણ છે.

नैनं छिंदन्ति शस्त्राणि, नैनं दहति पावकः<br>
नैनं क्लेदत्यापो, नैनं शोषयति मारुत ॥

શ્રીમદ્ ભાગવત ગીતામાં પણ આત્માના અસ્તિત્વને બતાવતા કહ્યું છે. આત્માને શસ્ત્રો છેદી શકતા નથી. અગ્નિ તેને બાળી શકતી નથી. પાણી તેને ભીંજવી શકતું નથી અને પવન તેને સુકવી શકતો નથી.

આત્મા તો અખંડ અવિનાશ સ્વરૂપી શાશ્વત તત્ત્વ છે<br>
આત્મા છે તે નિત્ય છે, છે કર્તા નિજ કર્મ<br>
છે ભોક્તા વળી મોક્ષ છે, મોક્ષ ઉપાય સુધર્મ ૪૩

આત્મા વિષે શંકા થાય છે.

નથી દૃષ્ટિમાં આવતો, નથી જણાતું રૂપ
બીજો પણ અનુભવ નહિ, તેથી ન જીવ સ્વરૂપ ૪૫

આત્માની સિદ્ધિ કરે છે.

જે દૃષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવ સ્વરૂપ ૫૧

છે ઈન્દ્રિય પ્રત્યેકને, નિજ નિજ વિષયનું જ્ઞાન
પાંચ ઈન્દ્રિયના વિષયનું, પણ છે આત્માને ભાન ૫૨

દેહ ન જાણે તેહને, જાણે ન ઈન્દ્રિય પ્રાણ
આત્માની સત્તા વડે, તેહ પ્રવર્તે જાણ ૫૩

આત્માની શંકા કરે, આત્મા પોતે આપ
શંકાનો કરનાર તે અચરજ એહ અમાપ ૫૮

આ જગતમાં અજીવ અને જીવ યા જડ અને ચેતન બે મુખ્ય પદાર્થ છે. એક રૂપી છે, બીજો અરૂપી છે. જે વસ્તુ દેખી ન શકાય માટે નથી તે પણ એક મોટી ભૂલ ગણાય છે. જેમ કોઈ બહેરો માણસ શબ્દ સાંભળી શકતો નથી તેમ આંધળો માણસ કોઈપણ પદાર્થને દેખી શકતો નથી. તેથી કોઈ પદાર્થ નથી એમ ન માની શકાય. ચક્ષુવાળા પદાર્થોને જોઈ શકે છે, જાણી શકે છે તે રીતે આત્માને ચર્મચક્ષુવાળા જોઈ શકતા નથી પરંતુ સર્વજ્ઞ ભગવંતો જોઈ શકે છે. આપણે તો આત્માને અનુમાનથી જાણી શકીએ છીએ.

તમોને કોઈ પ્રશ્ન કરે કે તમોએ તમારા પર દાદાને જોયા છે? તમો કહેશો નહિ, તો શું તેઓ ન હતા? તમારા પિતાજી કહે છે કે હતા, તેઓએ જોયા છે. તો શું તમારે ન માનવું? જો દાદા ન હોય તો પિતા ન હોય, તે તો સરલ વાત છે. જેથી આપણે આ બધાને અનુમાનથી માનીએ છીએ, તેનો સ્વીકાર કરીએ છીએ. આપણે પોતે જ આત્મા છીએ, છતાં આપણી પોતાની જ શંકા જ્યારે આપણે કરીએ ત્યારે આશ્ચર્ય વિના બીજુ શું થાય?

જન્મેલું બાળક કે જાનવરનું બચ્ચું વિના પ્રેરણાએ પોતાની માતાનું દુધપાન કરવા લાગી જાય છે. તેમ રુદન પણ કરે છે. કેટલાકને જાતિ સ્મરણ જ્ઞાન દ્વારા

પોતાનો પાછલો ભવ પણ દેખાય છે. આ વસ્તુ સ્થિતિ એ જ સુચવે છે કે આત્મા પરલોકમાંથી અહિં આવ્યો છે અને અહીંથી પોતાનું આયુષ્ય પૂર્ણ કરી કર્માનુસાર કોઈ અન્ય ગતિમાં જરૂર જશે. આથી પુનર્જન્મ Rebirth પણ સિધ્ધ થાય છે.

જમીનમાં રહેલા માટી અને સોનાનો સંબંધ અનાદિ હોવા છતાં અગ્નિ પ્રયોગે જેમ માટી દૂર થાય છે અને સોનું સો ટચનું બને છે. તે જ મુજબ આત્મા અને કર્મનો સંબંધી અનાદિ હોવા છતાં અહિંસા, સંયમ અને તપના તાપમાં તપાવી સુદેવ, સુગુરૂ અને સુધર્મને આરાધવાથી આત્મા પણ કર્મથી રહિત બની કુંદન જેવો નિર્મળ બની શકે છે. દેહ (શરીર) ક્ષણભંગુર છે. આત્મા એક અવિનાશી તત્વ છે. એમ સમજી આત્માને પરમાત્મા બનાવવા બનતી કોશીષ કરવાની જરૂર છે.

આત્માના પરિભ્રમણનું કારણ તેના કર્મ છે.

**कोहो य माणो य अणिग्गहिया, माया य लोहो य पवड्ढमाणो।**
**चत्तारि एए कसिणा कसाया, सिंचन्ति मुलाइ पुणभवस्स॥**

જેને જન્મવું ન હોય, મૃત્યુ પામવું ન હોય તો કર્મ ખપાવી દેવા જોઈએ. જેણે ક્રોધ-માન-માયા અને લોભ રૂપ ચાર કષાયને દૂર નથી કર્યા ત્યાં સુધી પુનર્જન્મ થયા જ કરે છે. પુનર્જન્મનું કારણ કષાય છે. તે તેના મૂળનું સિંચન કરે છે.

**कषाय मुक्तिः किल मुक्तिरेव**

જ્યાં સુધી આપણો આત્મા કષાયથી મુકત નહિ બને ત્યાં સુધી તેને મુકિત નહિ મળે. કારણ કે કષાયની મુકિત તેજ મુકિત છે. જે જે આત્માઓ સિધ્ધ થયા છે, નિરંજન, નિરાકાર બન્યા છે તેઓના વિષય કષાય સંપૂર્ણ નષ્ટ થઈ ગયા હોય છે.

સંસાર એટલે ચાર ગતિનું ભ્રમણ જેને પુનર્જન્મ કહેવાય છે. ચાર ગતિનું કારણ કષાય છે અને કષાયનું કારણ કર્મ છે.

આપણા શુભાશુભ કર્મ એ જ પૂર્વભવની સિધ્ધિ છે. જો પૂર્વજન્મ ન હોય તો કર્મ કયાંથી આવ્યા. કર્મની પરંપરા એ જ પૂર્વજન્મની મહા સિધ્ધિ છે. આ જીવ જેવા જેવા કર્મો કરતો આવ્યો છે તેવા તેવા કર્મો ભોગવવા માટે તે તે કર્મ યોગ્ય ગતિ મળે છે.

**જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ**
**તેમ નિવૃત્તિ સફળતા, મોક્ષ પદ સુજાણ. ૮૯**

**વિત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ**
**તેહ શુભાશુભ છેદતાં, ઉપજે મોક્ષ સ્વભાવ. ૯૦**

દેહાદિક સંયોગનો, આત્યંતિક વિયોગ
સિદ્ધ મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખ ભોગ. ૯૧

આપણે પુરૂષાર્થવાદી છીએ. આપણા સ્ટોકમાં પડેલા કર્મોને જ્યાં સુધી ખાલી ન કરીએ તો જેમ અનંતો કાળ અનંતા જન્મ-મરણમાં ગયો તેમ અનંતો કાળ ફરી જન્મ-મરણમાં જ જવાનો જેથી કર્મ બાંધતા પહેલા સાવધાન થજો. તમારે જ તમારા કર્મો ભોગવવાના છે.

કરમનો કોયડો અલબેલો (૨)
એજી એને પામવો નથી સહેલો. કરમનો.
એક માતાના પુત્ર બે એમાં, એક ચતુર એક ઘેલો
એકને પાણી માંગે ન મળતું, બીજાને દૂધનો રેલો. કરમનો.
૧ કરમને નહિ શરમ આવે, ભલે હોય તું ભણેલો.
૨ પિતાનું કર્યું, પિતાજી ભોગવે, બેટાનું ભોગવે બેટો. કરમનો.

જેનો જેવો પુરુષાર્થ હોય તેને તેવું ભોગવવાનું હોય છે. કર્મ કોઈની શરમ રાખતાં નથી. ભલે કર્મ કરનાર કદાચ ભણેલો કેમ ન હોય ? છતાં તેને ભોગવવાનું રહે છે. પિતા પુત્રને માટે અને પુત્ર પિતા માટે કે ઘર સંસારના માટે કર્મ કરતાં હશે. પરંતુ સૌએ પોતાના કર્મ ભોગવવા પડશે.

તમો આટલું સનાતન સત્ય કર્મનું સ્વરૂપ જાણો છો અને સમજો છો છતાં કર્મ કરવાનો મોહ છુટતો કેમ નથી ?

એક શેઠ હતાં. તેમને ચાર પુત્રો હતા. ચારે પુત્રોને શેઠે ભણાવી ગણાવી કામ ધંધે લગાડયા. ત્રણ પુત્રો તો પરણી ગયા હતા. માતા પિતાના મનમાં ઉંડે ઉંડે એમ થયા કરે કે હજુ નાનાનું ઘર બંધાયું નથી ! બસ, તેને પરણાવી દઈએ એટલે નિરાંત થાય. બંનેના અંતરમાં આ એક જ ચિંતા રહ્યા કરે. બા દીકરાને અનેકવાર કહ્યા કરે, "બેટા ! હવે માની જા, તારું આપણે સગપણ કરીએ. દીકરો કહે. બા ! તું ચિંતા ન કર. બધું થઈ રહેશે." છતાં પણ માતાની ચિંતા તો દૂર કયાંથી થાય ? નાનો છે જેથી તેના ઉપર લાગણી પણ ઘણી. પરંતુ દીકરો, દીકરો કહેનાર માબાપને કયાં ખબર છે કે આજનો સમય કેવો પલટાયો છે ?

આજની રીતભાત તો અનોખી છે. વાતાવરણ સાવ બદલાઈ જ ગયું છે. દીકરાઓ વડીલોની વાત સાંભળ્યા કરે અને ખોટા આશ્વાસનો દીધા કરે. એક જમાનામાં પુત્રો મા-બાપનું વચન ઉથાપતા ન હતાં. ત્યારે આજે ? સંતાનોનું કહ્યું માબાપે કરવું પડે છે ! ગમે તેવું સત્ય મા-બાપ કહે પણ સંતાનો સાચું બોલે જ નહિ.

**સત્ય સદા કડવું હોય છે. તે હંમેશા કઠોર લાગે છે.**

છેવટે નાનો મુંબઈ ગયો. ત્યાં તેણે એક સારી રૂપાળી છોકરી જોઈ સગાઈ કરી લીધી. દેશમાં સગાઈ કર્યાના ખબર મોકલ્યા તેના બા ઝબકબેન તો કાળો કકળાટ કરે, અરે! કન્યા કેવી હશે? કોઈએ જોઈ નથી અને સગાઇ કરી લીધી? લગ્નના દિવસો આવે છે, મા-બાપ મુંબઇ કહેવડાવે છે કે તું અહીં દેશમાં આવ. આપણે જાન જોડીને મુંબઇ જઈશું. દીકરો કહે છે. ના બા એવું કરીને લગ્નના હજારો રૂપિયા શા માટે ખરચવા જોઈએ? અમો તો આર્યસમાજની વિધિએ જ લગ્ન કરી લેવા માંગીએ છીએ.

મા-બાપને તો નાનો દીકરો છે. લગ્નનો લ્હાવો લેવાનું મન તો હોય ને? ઝબકમાની તો મનની મનમાં રહી ગઈ અને આ બાજુ નાનાના લગ્ન મુંબઈમાં થઈ ગયા. નાનો તો વહુ લઈને મુંબઈથી રવાના થયો અને દેશમાં ઘેર આવી આંગણામાં ઉભો રહી ગયો. "લો બા! હવે તમારે અમોને વધાવવા હોય તો વધાવી લો!" ઝબકમાને થયું હવે શું વધાવું? મા-બાપે જતું કર્યા વિના જીવાય તેમ નથી. નલિની વહુ થઈને ઘરમાં આવી છે. બા તેને ઘરના રીતરીવાજની અને સંસ્કારની વાતો કરે છે. નલિનીને બાની આવી ડહાપણ ભરી વાતો ન ગમે! તે બાની વાત સાંભળે નહિ અને મનનું ધાર્યું કર્યા કરે. છેવટે ઘરમાં ઝઘડા થવા લાગ્યા.

નલિની રોજ રોજ બાના વિરૂધ્ધની વાતો નાનુના કાનમાં રહ્યા કરે. નાનુનું એક દિવસ મગજ ગયું અને બા સામે તડફડ કરી નાખી અને બોલી ઉઠયો: અમો તમારી સાથે રહી શકીએ તેમ નથી."

બાને કેટલી મમતા હતી કે ચોથા પુત્ર નાનુના હોંશેથી લગ્ન કરીશું. જીંદગીનો છેલ્લો લ્હાવો લેશું. અરે! ભગવાન અમારી હોંશ તો કાંઈ પુરી ન થઈ એમ કહેતા ઝબકબા તો રડવા લાગ્યા. નાનુ હવે કાંઈ બાના આંસુ જોઈ પલળે એવો નથી. શામળશેઠે નાનુ માટે ગામમાં એક નાની રૂમ લઈ લીધી. તેમાં તેના અનુસાર ઘરવખરી વસાવી દીધી. પરંતુ નલિની કહે: હું આવી રૂમમાં ન રહુ! મને તો અહીં ન ગમે! મારે અહીં નથી રહેવું. અરે! મારે તો મુંબઈ જવું છે. નલિની તો નાનુને છોડી આઠમે દિવસે મુંબઇ ભેગી થઈ ગઈ. નાનુ તો જોતો જ રહી ગયો. જુઓ! આ છે સંસારનું ચિત્ર! નાનુ તો ન રહ્યો ઘરનો કે ન રહ્યો ઘાટનો!

નાનુની આંખમાંથી આંસુ પડવા મંડયા! અંતે મા-બાપ છે. તેના અંતરમાં મારાપણું છે. નાનુને સમજાવીને દુકાને બેસાડયો અને આશ્વાસન આપ્યું કે બેટા! સમય આવશે ત્યારે સારા વાના થઈ જશે. દીકરા! આમાં તારો દોષ નથી. દોષ તો છે કર્મનો,

## માણસ ધારે છે શું અને કુદરત કરે છે શું ?

આપણે પૂર્વજન્મ અને પુનર્જન્મની વાત કરવી છે. પૂર્વજન્મ એટલે આપણો અનંત ભૂતકાળ! જેને ભવભવાંતરનો ઈતિહાસ કહેવાય છે. પૂર્વજન્મ એટલે કરેલા કર્મોને ભોગવવા માટેનો જન્મકાળ. આ જીવ જ્યાં સુધી કર્મો કરશે ત્યાં સુધી તેને નવા જન્મો ધારણ કરવા જ પડશે. તેનો નવો ઈતિહાસ બની જશે.

કોઈ પ્રશ્ન કરે કે મારો આવતો જન્મ કેવો થશે ? તેનો ઉત્તર એ છે કે તારા વર્તમાનમાં જેવા કર્મો છે તેવો તારો પુનર્જન્મ થશે. પૂર્વજન્મમાં જે કર્યું છે તે આ જન્મમાં મળે છે. આ જન્મમાં જેવું કરવામાં આવશે તેવું પુનર્જન્મમાં મળશે.

મલ્લીકુમારી છએ રાજવીઓની સાથે વાત કરે છે.

एवं खलु देवाणुप्पिया ! तुम्हे....... रायाणो होत्था ।

હે દેવાનુપ્રિયો ! હું અને તમે આજથી ત્રીજા ભવમાં પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમાં સલિલાવતી નામની વિજયમાં વિદ્યમાન વીતશોકા નામની રાજધાનીમાં 'બાલવયસ્ય' સાત રાજપુત્રો હતા તે સમયે આપણા મહાબલ વગેરે નામો હતાં. सहजाया जाव पव्वइया આપણે બધા સાથે જ જન્મ્યા હતા અને સાથે જ મોટા થયા હતા, માટીમાં પણ સાથે જ રમ્યા હતા અને સમય આવતા આપણે સાતે જણાએ દીક્ષાને ધારણ કરી હતી.

મલ્લીકુમારી અવધિજ્ઞાનના આધારે પૂર્વજન્મની વાત છએ રાજવીઓને કરે છે. तपणं अहं देवाणुप्पिया ! ......तहेवसव्वं તે ભવમાં મેં સ્ત્રી નામકર્મનો બંધ કર્યો હતો કારણ કે આપણે મુનિપણામાં સાતે જણા ઉપવાસની સાધના વડે તપ કરતા હતા. જ્યારે તમો ચતુર્થભક્ત (એક ઉપવાસ) કરતા હતા ત્યારે હું પણ તમારી સાથે ઉપવાસ કરતી હતી. પરંતુ પારણાને દિવસે તમોને કહ્યા વગર હું ઉપવાસને આગળ વધારતી હતી તમો લોકો પારણું કરી લેતા હતા. આવી રીતે કપટ યુક્ત તપસ્યા કરતા અને તમારાથી વધારે તપ કરવાની કામનાથી મારે સ્ત્રી નામ કર્મ બંધાયું. तपणं तुब्भे देवाणुप्पिया ! कालमासे . ... विहरइ હે દેવાનુપ્રિયો ! તમે સાધુ પર્યાયનું પાલન કરી કાળ સમયે મૃત્યુ પામી જયંત નામના અનુત્તર વિમાનમાં દેવપર્યાયથી ઉત્પન્ન થયા. ત્યાં તમારા બધાની ૩૨ સાગરની સ્થિતિ કરતાં કંઈક ઓછી હતી. જ્યારે આ સ્થિતિ (આયુષ્ય) પૂરી થઈ ત્યારે ત્યાંથી ચ્યવીને આ જંબુદ્વીપમાં ઉત્પન્ન થયા છો અને પોતપોતાના રાજ્યોનું શાસન ચલાવવા લાગ્યા છો.

तपणं अहं देवाणुप्पिया !.........पच्चायाया

ત્યારબાદ હે દેવાનુપ્રિયો ! હું પણ દેવલોકમાંથી આયુક્ષય થવાથી અહીં મિથિલા રાજધાનીમાં કુંભક મહારાજાના રાજ્યમાં પુત્રીના રૂપમાં જન્મ પામી છું.

किं थ तयं पम्हुट्ठं जं थ तया भो जयंत पवरंमि।
वुत्था समयं निबद्धं देवा! तं संभरह जाइ॥

મલ્લીકુમારી કહે છે, હે રાજાઓ ! શું તમે લોકો પૂર્વભવને ભૂલી ગયા છો કે જ્યારે આપણે બધા જયન્ત નામના અનુત્તર વિમાનમાં દેવ થઈને રહ્યા હતા તો "આપણે એક બીજાને પ્રતિબોધિત કરીશું." આ પ્રમાણે પ્રતિજ્ઞાબધ્ધ થઈને મેળવેલા તે દેવભવના જન્મને તમે યાદ કરો.

હવે છએ રાજાઓએ જ્યારે મલ્લીકુમારીની આ પૂર્વજન્મગત પ્રતિજ્ઞાની વાત કહી સંભળાવી ત્યારે તે વાતને જાણી તેઓ છએ રાજાઓમાં શું પરિવર્તન આવશે તેનો ભાવ ભેદ અવસરે કહેવાશે.

*

## ૮૯

## જાતિ સ્મરણનું પ્રાગટય

(આસો વદ ૪ તા. ૧૧-૧૦-૭૬ સોમવાર)

અનંતજ્ઞાની અનંતદર્શની વીર જીનેશ્વર ભગવંતે શાસ્ત્રની પ્રરૂપણા કરી છે. શાસ્ત્ર વાણીએ અનેક ભવ્યાત્માઓના જીવન પરિવર્તન કર્યા છે. આપણી સામે જ્ઞાતા ધર્માકથાંગ સૂત્ર ચાલે છે, મલ્લીકુમારી છએ રાજાઓને સમજાવી રહી છે. આપણે સાતે કયાં હતા ? અહીં કેવી કેવી સાધના કરીને આવ્યા છીએ. તે સઘળી વાત તેઓ છએ રાજપુરુષોએ ધ્યાનપૂર્વક સાંભળેલી છે. તેના ફળ સ્વરૂપ તેમનું અંતર હવે કેવું પરિવર્તન લાવે છે. તે જોવાનું રહે છે.

જગતના જીવોને વર્તમાન કરતાં ભવિષ્યની ચિંતા વધારે રહે છે. તેને વર્તમાન જોવા જાણવા કરતાં ભવિષ્યને જોવા જાણવાનું મન વધારે થાય છે.

આપણે કયાં હતા, કેવી રીતે હતા. અહીં શા માટે આવ્યા ? આ વધુ જાણવા જોવાની ખૂબ જ જીજ્ઞાસા રહે છે. જ્યારે કોઈ વ્યક્તિ તેમના જીવનની આવી વાતો કરે છે ત્યારે સૌને તેમાં વધારે રસ આવે છે, અને ઉત્કંઠાપૂર્વક સાંભળવાનો પ્રયત્ન કરે છે.

મારો ભૂતકાળ કેવો હતો તે બતાવનારૂં જ્ઞાન જાતિસ્મરણ જ્ઞાન કહેવાય છે. પૂર્વજાતિ–પૂર્વજન્મનું જ્ઞાન પ્રગટવું તેને શાસ્ત્રકારો જાતિ સ્મરણ જ્ઞાન કહેવાય છે.

જાતિ સ્મરણ જ્ઞાનથી પૂર્વમાં પોતે ક્યાં હતો, શું કર્યું હતું, કેવા કેવા સુખ–દુઃખ ભોગવ્યા હતાં તેનું સ્પષ્ટ દર્શન થઈ આવે છે.

ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯માં અધ્યયનમાં મૃગા પુત્રની વાત ચાલે છે. તેમાં મૃગા પુત્રને સંત દર્શનનું નિમિત્ત મળતા જાતિ સ્મરણ જ્ઞાન થાય છે.

साहुस्स दरिसणे तस्स, अज्झवसाणम्मि सोहणे।
मोहंगयस्स सन्तस्स, जाइसरणं समुपन्नं॥ ઉત્ત. ૧૯/૭

તે સાધુના દર્શનથી મોહનીય કર્મનો ક્ષયોપશમ થવાથી તથા આંતરિક ભાવોની શુદ્ધિથી મૃગા પુત્રને જાતિ સ્મરણ જ્ઞાન થયું.

देवलोग चुओ संतो, माणुस्सं भव मागओ।
सण्णि णाण समुप्पण्णे, जाइं सरइ पुराणयं॥ ઉત્ત. ૧૯/૮

સંજ્ઞી જ્ઞાન ઉત્પન્ન થવાથી પૂર્વ જન્મનું સ્મરણ થયું. હું દેવલોકમાંથી ચ્યવીને મનુષ્ય ભવમાં આવ્યો છું.

આજે આવા જાતિ સ્મરણ જ્ઞાન થયાના ઘણાં કિસ્સાઓ પેપરમાં આવે છે. તેમના કુટુમ્બીજનો તેને કહેલી બધી કડીઓને મેળવી જ્ઞાનની અદ્ભુતતાનું આશ્ચર્ય પણ કરે છે.

जाइ सरणे समुप्पने, मियापुत्ते महिड्ढिअे।
सरइ पोराणियं जाइं, सामण्णं च पुरा कयं॥ ઉત્ત. ૧૯/૯

જાતિ સ્મરણ જ્ઞાન ઉત્પન્ન થવાથી મહાઋધ્ધિવાળો મૃગાપુત્ર પોતાના પૂર્વ જન્મને અને એમાં પાળેલા શ્રમણપણાને યાદ કરવા લાગ્યો.

પાંચ જ્ઞાનના વર્ણનની અંદર મતિજ્ઞાનના અશ્રત નિશ્રિતના ચાર ભેદ (ચાર પ્રકારની બુધ્ધિ)માં પારિણામિકા બુધ્ધિના વિવેચનમાં કહેવાય છે કે વિશિષ્ટ પ્રકારના પરિણામથી જાતિસ્મરણાદિ જ્ઞાન થાય છે તેને પારિણામિકા બુધ્ધિ કહેવાય છે. વર્તમાન જગતમાં લોકોને નિમિત્તો તો ઘણાં આવે છે પરંતુ તે નિમિત્ત વેળાએ બુધ્ધિ નિર્મળ અને પરિણામ શુભ રહે તો જાતિસ્મરણ જ્ઞાનની સંભાવના છે. પરિણામોની સ્થિરતા વિના જ્ઞાન પ્રગટી શકે નહિ.

આત્માની શુભ પરિણતિ અને વિચારોમાં સ્થિરતા આવે તે વેળાએ લેશ્યા પણ શુભ હોય શકે છે.

## લેશ્યા એટલે શું ?

ક્રોધ, માન, માયા અને લોભરૂપ કષાયજન્ય તીવ્રમંદ અધ્યવસાય (પરિણામ) તેને લેશ્યા કહેવાય છે. તેના છ પ્રકાર છે. ૧ કૃષ્ણ, ૨ નીલ, ૩ કપોત, ૪ તેજો, ૫ પદ્મ, ૬ શુકલ. આ છ પ્રકારની લેશ્યાને જાણવા માટે જંબુ વૃક્ષનું દૃષ્ટાંત સાંભળવા જેવું છે.

એક ગામની બહાર એક સુંદર મઝાનું જાંબુથી ભરેલું જાંબુ વૃક્ષ છે. ગામના માણસો તે વૃક્ષના જાંબુને જોઈ ખાવા લલચાય છે. એટલામાં ગામના છ પુરુષો જાંબુ ફળ ખાવાની ઈચ્છાથી સાધન સાથે નીકળ્યા. સૌએ દૂરથી જાંબુ વૃક્ષને જોયું અને તેના ફળ ખાવા માટે શું પ્રયત્ન કરવો તેની વાતો કરતા કરતા આગળ વધ્યા. જાંબુ વૃક્ષની પાસે આવી છએ પુરુષો જોવા લાગ્યા. અરે ! જાબું ફળ તો ઘણાં છે. ચાલો, ચાલો ! મેળવવા લાગો ! જાંબુ પણ વરસાદની ઋતુથી ખૂબ જ થયા હતા અને જાણે પાંદડે પાંદડે લટકતા હોય તેવા ગુચ્છાઓ જોવામાં આવી રહ્યા હતા.

છ પુરુષમાંથી એક પુરુષને એવો વિચાર આવ્યો કે આ કુહાડી લગાવી થડને જ કાપી, વૃક્ષને નીચે ઢાળી દઉં એટલે પછી પેટ ભરીને ખાશું ! આ પુરુષને જાંબુ ખાવા માટે વૃક્ષને કાપી નાખવાના ભાવ (પરિણામ) થયા અને થડને કાપવા લાગ્યો.

બીજાને પણ જાંબુ ખાવા છે, તેને એવો વિચાર આવ્યો કે થડને શા માટે કાપવું. આ સામે દેખાતી મોટી શાખાને જ કાપી નાખું તેવું વિચારી તે પુરુષ શાખાને કાપવા લાગ્યો.

ત્રીજાને પણ જાંબુ ખાવા છે, તેને વિચાર થયો કે જાંબુ માટે આવડી મોટી શાખા શા માટે કાપવી જોઈએ ? એક મોટી ડાળને કાપી લઉં તો ઘણાં જાંબુ મળી રહેશે. તે પુરુષ તેને યોગ્ય ડાળ કાપવા લાગ્યો.

ચોથાને પણ જાંબુ ખાવા છે, તેને એવો વિચાર આવ્યો કે જાંબુ જ ખાવા છે, તો ડાળીને શા માટે કાપવી ? આ જાંબુના ગુચ્છાઓ છે તેને જ લઈ લઉં, તે પુરુષ તેને યોગ્ય ગુચ્છા લેવા માંડયા.

પાંચમાને પણ જાંબુ જ ખાવા હતા. જેથી તે ઉપર તો ચડયો પરંતુ વિચારવા લાગ્યો કે જાંબુ ખાવા છે તો આ ગુચ્છાને શા માટે તોડવા ? તેમાં તો કાચા અને પાકા બંને છે. તે પુરુષ તો પાકા પાકા જાંબુ તોડીને લેવા માંડયો.

છઠ્ઠાને પણ જાંબુ તો ખાવા જ હતાં. તેણે સરસ વિચાર કર્યો. અરે ! જાંબુ જ ખાવા છે તો ઝાડને કાપવાની કે શાખાને છેદવાની કે ડાળી તોડવાની કે ગુચ્છા લેવાની કે ઉપર ચડવાની પણ શી જરૂર છે ?

જાંબુ તો આ નીચે પડયા છે તે પણ પાકેલા અને સુંદર સ્વચ્છ મઝાના છે. તેને જ ન લઈ લઉં. એવો વિચાર કરી તેણે ઉપર ચડયા વગર નીચેથી જ જાંબુ વીણવા શરૂ કર્યા અને ખાવા લાગ્યો.

હવે તમે પણ વિચારો કે છ પુરુષોને જાંબુ તો ખાવા હતા. તેમાં તેના કેવા કેવા વિચારો હતા, તે તમો જાણી શકયા. એક એક પુરુષના વિચારો (પરિણામો) એક એકથી ભિન્ન ભિન્ન તો હતા પરંતુ તે પરિણામોમાં ખાવાની ઈચ્છા તો સૌની સમાન છે છતાં મેળવવાનો જે જે પ્રયત્ન થયો તે તેના અંતર અધ્યવસાયોનું કારણ છે આ અધ્યવસાયોને લેશ્યા કહેવાય છે.

પ્રથમ પુરુષના અધ્યવસાય વૃક્ષનો મૂળમાંથી નાશ કરીને જાંબુ મેળવવાનો હતો. તે વિચાર ઘણો જ અશુભ, અનિષ્ટ ગણાય. તેણે વૃક્ષના અસ્તિત્વનો વિચાર ન કર્યો માત્ર વર્તમાનને જોઈ ઝાડનો નાશ કરી મેળવવાની કામના તે અધ્યવસાયને કૃષ્ણ લેશ્યા કહેવાય છે,

પહેલા કરતાં બીજાના કંઈક ઠીક અધ્યવસાય હતા કે એક મોટી શાખાનો નાશ કરવા પ્રયત્ન કર્યો તેના અધ્યવસાયને નીલ લેશ્યા કહેવાય છે. ત્રીજાના અધ્યવસાયને કાપુત લેશ્યા, ચોથાનાને તેજો લેશ્યા, પાંચમાને પદ્મ લેશ્યા અને છઠ્ઠાના શુધ્ધ પરિણામ અધ્યવસાયને શુકલ લેશ્યા કહેવાય છે.

આ છ લેશ્યા ઉપરથી જગતના માનવોની વૈચારિક પરિણામોની સ્થિતિને અને તેના અધ્યવસાયોને આપણે સારી રીતે સમજી શકીએ છીએ.

પ્રથમની કૃષ્ણાદિ ત્રણ લેશ્યા અશુભ ગણાય છે અને બાકીની ત્રણ તેજો આદિ શુભ લેશ્યા કહેવાય છે. ચારે ગતિના જીવોને આ લેશ્યાઓમાંથી અમુક અમુક લેશ્યાઓ હોય છે. તેનું ગણિત સમજવા જેવું છે.

જ્યારે કૃષ્ણ લેશ્યાના અધ્યવસાયો પ્રગટે છે ત્યારે માનવ મહા પાપ કરવા તૈયાર થઈ જાય છે. પંચેન્દ્રિયની ઘાત આવી લેશ્યા વડે થાય છે. જેથી તેની ગતિ નરકની થાય છે.

જે વ્યક્તિ ધર્મ–ત્યાગ–તપની સાધનામાં અનુરક્ત રહે છે તેના પરિણામો સારા હોય છે. જેથી તે વ્યક્તિ તેજુ–પદ્મ–શુકલ લેશ્યાના કારણે દેવ બને છે.

કોઈનું અહિત, કોઈનું ખરાબ, કોઈનો નાશ કરવાના પરિણામો મહા ભયંકર છે. તેનું ફળ પણ ભયંકર રીતે ભોગવવાનું રહે છે. આયુષ્ય બંધની વેળાએ જે અધ્યવસાયો હોય તેવી લેશ્યા મૃત્યુ સમયે આવે છે. અને માનવ તે લેશ્યારૂપ બંધના

અનુસાર તે તે ગતિમાં જાય છે. પરલોક અને જાતિ સ્મરણ માટે આજે વિજ્ઞાનના આધારે ઘણી નોંધ થાય છે. તે સાંભળવા જેવી છે.

## પૂર્વજન્મ-જાતિ સ્મરણના વૈજ્ઞાનિક પ્રયોગ

પરલોક (પુનર્જન્મ)ની સિદ્ધિ કરતાં આજે અનેક પ્રયોગો જાણવા મળે છે. પરામનોવિજ્ઞાનના ક્ષેત્રે થતા 'એજ-રીગ્રેશન' Age Regression દ્વારા પૂર્વજીવનની સ્મૃતિ જાગૃત કરવાના અખતરાઓમાં આ પૃથ્વી સિવાય અન્યત્ર જીવન વિતાવ્યાની બાતમી ઘણી વ્યક્તિઓ પાસેથી મળી છે. આવા ૧૩૮૨ અખતરા કરનાર ડો. એલેકઝાંડર કેનન Alexander Cannon વગેરેના સંશોધનોના અહેવાલો જોઈશું તો આપણને ખાતરી થઇ જશે કે આ પૃથ્વી સિવાય અન્યત્ર જીવ સૃષ્ટિ છે, એટલું જ નહિ પણ શાસ્ત્રોએ વર્ણવેલ દેવલોક જેવી જીવન પરિસ્થિતિવાળા સ્થાનો પણ વિશ્વમાં છે.

આ સંશોધન દરમ્યાન એલેકઝાંડર કેનને 'ટ્રાન્સ' Transમાં રહેલ એક વ્યક્તિને એના જન્મના પાંચ વર્ષ પૂર્વની સ્મૃતિઓ જાગૃત કરવાનું કહ્યું. એ પછી એ વ્યક્તિએ કહ્યું કે હું શુક્ર ઉપર છું. તમે સમયનું જે માપ દર્શાવો છો એથી ગૂંચવાડો ઉભો થાય છે. કારણ કે તમારી પૃથ્વી ઉપર છે એવો સમય અહીં નથી. શુક્ર ઉપરની જીવનની અન્ય પરિસ્થિતિ વિષે તેને પૂછવામાં આવેલ પ્રશ્નોના જવાબમાં જાણવા મળ્યું કે જીવનની કળા શીખવી એ જ ત્યાંની મુખ્ય પ્રવૃત્તિ છે. તેણે એ પણ સૂચવ્યું કે પૃથ્વી ઉપર આપણે સમજીએ છીએ એ અર્થમાં કોઈ કામધંધો ત્યાં નથી. ત્યાં રાત-દિવસ નથી, પણ હંમેશા અત્યંત તેજસ્વી પ્રકાશ રહે છે, તે એટલો બધો તેજસ્વી કે વધુમાં વધુ પ્રકાશવાળા દિવસે પણ આપણી પૃથ્વીને 'અંધારિયા ગ્રહ' તરીકે ઓળખાવવામાં આવી.

## 'એસ્ટ્રલ વર્લ્ડ'

અમેરિકા (Paello Colorado)ની એક ગૃહિણી રથસીમોન્સે Rathsimonse 'એજ-રીગ્રેશન'ના પ્રયોગ દરમ્યાન, પોતાના પૂર્વભવની વાતો આપતાં કહ્યું કે "હું 'એસ્ટ્રલ વર્લ્ડ'માં છું. અહીં અમારે ખાવાની કે ઉંઘવાની જરૂર પડતી નથી કે નથી થાક લાગતો.

"ત્યાં તમે તમારો સમય શી રીતે પસાર કરતાં ?"

"બસ....જોયા કરવાનું."

"કશુંએ કરવાનું નહિ, તો તમને સમય (દિવસ) લાંબો નહોતો લાગતો ?"

"સમય પસાર થઈ જાય છે એવું અમને લાગતું નથી. તમારી જેમ દિવસ અને રાત્રિ જેવું અહીં કંઈ નથી."

"તમે ત્યાં હતા ત્યારે પૃથ્વી ઉપર બીઆનના ઘેર શું બની રહ્યું છે એ તમે જાણતા હતા ?"

"મારું એ તરફ લક્ષ નહોતું. અમે ધારીએ તો જાણી શકીએ."

"તમે જાણી શકો ?"

"હા ! ઈચ્છીએ તો...તમે (ત્યાં હો તો) ઈચ્છો તે જોઈ શકો...ઈચ્છો તે બધું જ."

"ઈચ્છા માત્રથી તમે ધારો તે જોઈ શકો ?" "સંકલ્પ માત્રથી...(ત્યાં) તમે માત્ર વિચાર કરો....ને બધું જ દેખાય."

"તમે બીજાના મનના ભાવો જાણી શકો ?"

"જો હું એ તરફ લક્ષ આપું તો જાણી શકું. તે શું ઈચ્છે છે કે શું વિચારે છે તે જાણી શકું."

"ત્યાં 'એસ્ટ્રલ વર્લ્ડ'માં વૃદ્ધાવસ્થા, મૃત્યુ જેવું કંઈ ખરું ?"

"ત્યાં મૃત્યુ નથી. તમે (ત્યાં હો તો) માત્ર ત્યાંથી અલોપ થઈ જાઓ. બીજા જીવનમાં ચાલ્યા જાઓ, બસ...ત્યાં મૃત્યુ નથી."

"અને કોઈ રોગ ?"

"ના."

'એસ્ટ્રલ વર્લ્ડ'માં તમે હતા ત્યારે પૃથ્વી પરના માણસોનું ભાવિ જોઈ શકતા ? પૃથ્વી પર રહેલ લોકોને ત્યાંથી તમે જોઈ શકતા ખરા ? તેમનું ભવિષ્યમાં શું થવાનું છે તેની તમને ખબર પડતી ?

"હા."

"તમે એ શા ઉપરથી કહો છો ? એકાદ દાખલો આપો."

"દાખલા તરીકે ત્યાં રહેવાનો બીજે જન્મ થવાનો હોય એની પહેલાં તેને ખબર પડી જાય છે કે પોતાને ત્યાંથી જવાનું છે. તેઓ જોઈ શકે છે. શું થવાનું છે તે એ લોકો, ત્યાં રહેલાઓ જોઈ શકે છે."

આ કથન કોઈ શાસ્ત્રોએ કહેલા વર્ણનો નથી, આ છે આધુનિક પરામનો વિજ્ઞાનના અખતરાઓના અહેવાલો.

## શાસ્ત્રોક્ત દેવલોક વર્ણન

દેવલોકમાં રાત્રિ–દિવસ નથી. ત્યાં તો નિત્ય અત્યંત તેજસ્વી પ્રકાશ છે. દરેક દેવને અમુક મર્યાદામાં અતીન્દ્રિય જ્ઞાન હોય છે. જેથી તે ભૂત–ભાવિમાં નજર નાંખી શકે છે. દેવોને આહાર કે ઉંઘની જરૂર નથી હોતી. આહારની ઈચ્છા થતાં જ આહાર લીધા વિના જ તૃપ્તિ થઈ જાય છે. આયુષ્ય પૂર્ણ થાય એ અગાઉ એમને એની ખબર પડે છે. દેવોને નવ માસ ગર્ભવાસ અને તે પછી બાળ અવસ્થાએ યુવાવસ્થાએ કે વૃધ્ધાવસ્થાએ પહોંચવાનું હોતું નથી. દેવો તો ઉત્પન્ન થતા જ પુખ્ત યુવાન શરીર પ્રાપ્ત કરે છે.

આ બધા પ્રયોગો અને તેની નોંધ શાસ્ત્રોક્ત દેવલોકના જેવું જીવન વિશ્વમાં ક્યાંક છે એની ખાતરી આ વાતોથી થાય છે. પરલોક (પૂર્વજન્મ)ની સિધ્ધિ આ નોંધથી અવશ્ય થઈ જાય છે.

હવે આપણે મલ્લીકુમારીને યાદ કરીએ. છએ રાજવીઓ ગર્ભગૃહમાં બેસી દુર્ગંધના કારણોને સમજતાં, કુમારી મલ્લીના પ્રતિ મોહમાયા અને કામભોગના વિષયની તૃષ્ણાને વશ બનેલા પોતાના આત્માને તેણીના પ્રતિબોધથી અને પૂર્વજન્મની વાતો દ્વારા વિચારની શ્રેણીએ ચડી ગયા છે.

હવે મલ્લીકુમારી તેઓને શું કહે છે?

**तपणं तेसिं जियसत्तू.. सण्णि जाइस्सरणे समुप्पन्ने** જીતશત્રુ પ્રમુખ છએ રાજાઓએ જ્યારે વિદેહ રાજવર કન્યા મલ્લીકુમારીના મુખથી આ બધી પૂર્વભવની વિગત સાંભળી અને મનમાં તેના ઉપર સારી પેઠે વિચાર કર્યો ત્યારે શુભ પરિણામથી, પ્રશસ્ત અધ્યવસાયથી લેશ્યાઓની વિશુધ્ધિથી તેમજ તદાવરણીય કર્મોના ક્ષયોપશમથી ઈહા, અપોહ, માર્ગણ અને ગવેષણ કરવાથી તેમને સંજ્ઞી જાતિ સ્મરણ જ્ઞાન થયું.

· જાતિ સ્મરણ જ્ઞાન સંજ્ઞી જીવોને જ થાય છે અને સંજ્ઞી જીવોના પૂર્વભવનું સ્મરણ થાય છે. પૂર્વભવમાં જોઈ કોઈ અસંજ્ઞીનો ભવ ન હોય તો સંજ્ઞીના ૯૦૦ ભવ સુધીનું જાતિ સ્મરણ જ્ઞાન થઇ શકે છે.

છએ રાજવીઓને હવે ભાન થયું. તેઓ છએ રાજવીઓ જાતિ સ્મરણ જ્ઞાનથી પોતાના પૂર્વજન્મને નિહાળવા લાગ્યા. "અહો! આપણે ક્યાં રાજકુમારના ભવમાં હતાં. આપણે સૌએ એક સાથે દીક્ષા લીધી હતી. તપસ્યાઓ કરતાં ઘણાં દિવસો પસાર કર્યા હતા. છેવટે સંયમ અને તપના ફળસ્વરૂપ જયંત નામના અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયા હતા. ત્યાં એકબીજાને પ્રતિબોધવા માટે વચન આપ્યા હતા. ત્યાંથી ચ્યવીને આ ભવમાં રાજાઓના રૂપે પ્રગટ થયા અને મલ્લીકુમારીના મોહને આધીન બની યુધ્ધ ખેલ્યું. છેવટે મલ્લીના આ ગર્ભગૃહમાં બેઠા છીએ.

આપણું મન છે તે શું કામ કરે છે? વિચાર ભૂમિકાએ ચડી અંતરના અધ્યવસાયોને નિર્મળ બનાવી જાતિ સ્મરણ જ્ઞાન પ્રગટાવે છે.

હવે આપણે વિચારીએ કે ગર્ભગૃહમાં બંદી થયેલા છએ રાજવીઓ કઈ ભાવનાથી આવ્યા હતા? અને કેવો યોગ મળ્યો. છએને મલ્લીકુમારીને મળવાની લગની લાગી છે. તેના મિલનની મમતા જાગી છે. તેના અંતરમાં તેના માટેની ભાવના જાગી છે. જુઓ કવિ શું કહે છે.

**મિલનની ઝંખના**

**લગની લાગી છે કે અગની જાગી છે, તારા મિલનની બંધુ**
**પલ પલ ઝંખ્યા કરૂં તને કે અગની જાગી છે......**

**હળવા હળવા, હૈયાના ધબકારા,**
**ઘડીએ ઘડીએ દિલના તારા ભણકારા,**
**અંતરના ગોળમાં, કલ્પ્યા કરૂં તને. કે લગની.**
**જાય ભલે જન્મારો, પણ ધીરજ ના ટાળું,**
**મરવાની વેળાએ, તારૂં નામ હું પુકારૂં.**
**જીવું હું જ્યાં સુધી, ત્યાં સુધી સ્મર્યા કરૂં. કે લગની.**

કેવા અધ્યવસાયમાં છએ રાજવીઓ આવી ગયા છે? મલ્લીકુમારીની વાતો સાંભળી તેઓમાં કેવું પરિવર્તન આવ્યું છે?

અનંતી માયા, અનંતી વાસના, અનંતો રાગ હતો ત્યાં નવો કેવો નવો વળાંક આવ્યો?

કેવા આત્માઓ અને કેવી તેની લેશ્યા? ગતજન્મમાં કેવી રીતે હતા. તેનું જાતિ સ્મરણ જ્ઞાન થયું કે જેનાથી પોતના પૂર્વભવનું સ્પષ્ટ ચિત્ર તેને જોવા મળી ગયું. આ છએ રાજવીઓને મલ્લીકુમારી માટે અર્પણતાના કેવા ભાવ જાગશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.

*

## ૯૦

# જીવન સામર્થ્યનું દર્શન

(આસો વદ ૫ તા. ૧૨-૧૦-૭૬ મંગળવાર)

અનંત શક્તિના સ્વામી ભગવાન મહાવીરે સિધ્ધાંતની વાણીનો પ્રકાશ કર્યો છે. તે વાણીના શ્રવણથી આપણો આત્મા અનંત સામર્થ્યનો સમ્રાટ છે, તેનું ભાન થાય છે.

**૧ ભવિય દ્રવ્યદેવ**-મનુષ્ય તથા તિર્યંચ પંચેન્દ્રિય જેને મરીને દેવના રૂપે ઉત્પન્ન થવું છે તેને ભ. દ્રવ્યદેવ કહેવાય છે. તેમાં જેને વૈક્રિય લબ્ધિ ઉત્પન્ન થઈ હોય તે.

**૨ નર દેવ**-નવનિધાન, ચૌદ રત્ન, ૮૪ લાખ હાથી-ઘોડા-રથ ૯૩ ક્રોડ પાયદળ, ૩૨ હજાર મુકુટબંધ રાજા, ૩૨ હજાર સામાન્ય રાજા, ૧૬ હજાર દેવો સેવામાં હોય, ૬૪ હજાર સ્ત્રીઓ, ૩૬૦ રસોઈઆ ૨૦ હજાર સોનાના આગાર, આદિ અનેક ઋધ્ધિના ધણી અને છ ખંડના સ્વામી ચક્રવર્તીને નર દેવ કહેવાય છે તેને તો વૈક્રિય લબ્ધિ હોય છે.

**૩ ધર્મદેવ**-આઠ પ્રવચન માતાના સેવક, નવવાડ વિશુધ્ધ બ્રહ્મચર્યના પાલક, દશવિધ યતિધર્મના પાલક, બાર ભેદના તપસ્વી, ૧૭ ભેદના સંયમી, ૨૨ પરિષહના વિજેતા, ૨૭ ગુણધારક, ૩૩ અશાતનાના ત્યાગી, ૯૬ દોષરહિત ભિક્ષાગ્રાહી એવા અનેક ગુણના ધારક સંતો મુનિઓને ધર્મ દેવ કહેવાય છે. આવા ધર્મદેવ મુનિઓમાં જેને વૈક્રિય લબ્ધિ હોય તેને.

**૪ ભાવદેવ**-૧ ભવનપતિ ૨ વાણવ્યંતર, ૩ જ્યોતિષી ૪ વૈમાનિક આ ચાર જાતના દેવો ભાવે પ્રવર્તે છે જેથી તેને ભાવદેવ કહેવાય છે. ભાવ દેવને તો વૈક્રિય લબ્ધિ હોય જ છે. આ ચારે પ્રકારના ઉપરોકત દેવો વૈક્રિયરૂપ કરે તો જઘન્ય ૧-૨-૩ ઉત્કૃષ્ટ સંખ્યાતા રૂપ કરે. સામર્થ્ય તો અસંખ્યાતા રૂપ કરવાનું છે, પણ રૂપ કરે નહિ.

**૫ દેવાધિદેવ**-૩૪ અતિશય ૩૫ વાણીના અતિશયવાળા હોય છે. ૬૪ ઇંદ્રોના પૂજનીક, ૧૦૦૮ ઉત્તમ લક્ષણના સ્વામી, ૧૮ દોષ (૧ અજ્ઞાન, ૨ ક્રોધ, ૩ મદ, ૪ માન, ૫ માયા, ૬ લોભ, ૭ રતિ, ૮ અરિત, ૯ નિદ્રા, ૧૦ શોક, ૧૧ અસત્ય, ૧૨ ચોરી, ૧૩ મત્સર, ૧૪ ભય, ૧૫ પ્રાણિવધ, ૧૬ પ્રેમ, ૧૭ ક્રીડા, ૧૮ હાસ્ય) રહિત હોય છે. બાર ગુણ સહિત હોય છે. તેને દેવાધિદેવ-અરિહંત- તીર્થંકર દેવ કહેવાય છે. આ દેવને પણ વૈક્રિય લબ્ધિ હોય છે પરંતુ તેનો પ્રયોગ કરે નહિ.

આ બધી વાત તો ઋધ્ધિ-સમૃધ્ધિ-સામર્થ્યની કહી છે. દેવો ભૌતિક ઋધ્ધિ સામર્થ્યમાં માનવ કરતાં વધારે બલવાન હોય છે. પરંતુ ત્યાગમાર્ગ સંયમ કે તપ સાધના માટે તેઓ અસમર્થ હોય છે. તમોને દેવ અને માનવના સામર્થ્યની વાત કરૂં છું. તમો સવારે સાધુવંદના બોલો છો ને? તેની ૨૧મી કડી બોલો! કેમ નથી આવડતી કે ભૂલી ગયા? જુઓ, હું બોલું છું. મારી સાથે તો બોલશો કે નહિ?

દશાર્ણ ભદ્ર રાજા, વીર વાંદ્યા ધરી માન
પછી ઈંદ્ર હઠાયો, દીયો છકાય અભયદાન. ૨૧

આપણો આત્મા શક્તિનો સ્વામી છે. તેની શ્રધ્ધા કેળવો અને તેના આધારે ઉન્નત્તિના શિખરને સર કરો !

**સામર્થ્ય એટલે શું ?**

**સામર્થ્ય એટલે જીવનની સમર્થતા !**
**સામર્થ્ય એટલે પુરુષાર્થની પાત્રતા !**
**સામર્થ્ય એટલે સ્વ શકિતનું દર્શન !**
**સામર્થ્ય એટલે સ્વરૂપનો વિશ્વાસ !**

માનવ ક્યારેક નિમિત્તને આધીન બની કાયર બની જાય છે. તે પોતાની શક્તિનો કે સામર્થ્યનો વિશ્વાસ ગુમાવી દે છે. સંસારી આત્માઓને ઉપાધિઓનો પાર હોતો નથી.

કોઈપણ પ્રતિકૂળ તો કોઈ વખત અનુકૂળ સંજોગો ઊભા થયા કરે છે. તેથી જ માનવોને સંજોગોનો કીડો કહેવામાં આવે છે. પરંતુ પોતાના કર્તવ્યને બજાવવાની ધગશવાળો માણસ સંજોગોને વશ બની જતો નથી. એક કવિએ કહ્યું છે કે :

A man is a creature of circumstances but a religious man is the Lord of himself and master of circumstances.

**મનુષ્ય સંજોગોનો કીડો છે પણ ધર્મી મનુષ્ય પોતાનો માલિક છે અને સંજોગોનો શેઠ છે.** માટે તમો સંજોગોને આધીન ન બનતા સંજોગોને તમારા આધીન બનાવી, ઉદયમાં નથી એમ બોલનારાએ ઉધમ કરી, અને ફુરસદ નથી એમ બોલનારાએ થોડો સમય કાઢી નિષ્ફળ જતાં પોતાના જીવનને સફળ બનાવવા સામર્થ્ય પ્રગટાવવું જરૂરી છે.

ભગવાન મહાવીરે કહ્યું છે : अप्पाणं नो आसायेज्जा હે આત્મદેવ ! તું તારી જાતની અશાતના ન કરીશ. કારણ કે તું અનંત સામર્થ્યથી ભરેલો છે. તારી સામે સ્વર્ગના દેવ પણ કાયર અને પરાજીત બની જાય છે.

સ્વયં દેવ અનેક શક્તિનું સામર્થ્ય રાખે છે. નાના કુન્થુવા જેવા રૂપ ને કે મહાકાય જોજનોના રૂપને બનાવવા હોય તો તે દેવ બનાવી શકે છે. જગતની કોઈ પણ શકિતને પરાજિત કરવી હોય તો દેવતાઓ કરી શકે છે.

કોઈ વિસ્મયજનક વાતાવરણ દેવતાઓ સર્જી શકે છે. વાયુ, ભૂકંપ, પાણીનો કે અગ્નિનો પ્રકોપ દેવો પોતાના સામર્થ્યથી કરી શકે છે પણ મનુષ્ય આ બધી સમર્થતાઓને સામે અદ્ભુત સામર્થ્ય રાખે છે કે તેની સામે સ્વર્ગ દેવતાઓને ઝુકી જવું પડે છે. જગતના જીવોની ઋધ્ધિ ( સામર્થ્ય ) નું વર્ણન કરતાં પાંચ પ્રકારના દેવની ઋધ્ધિ બતાવતા કહ્યું છે :

**૧ ભવિય દ્રવ્યદેવ**-મનુષ્ય તથા તિર્યંચ પંચેન્દ્રિય જેને મરીને દેવના રૂપે ઉત્પન્ન થવું છે તેને ભ. દ્રવ્યદેવ કહેવાય છે. તેમાં જેને વૈક્રિય લબ્ધિ ઉત્પન્ન થઈ હોય તે.

**૨ નર દેવ**-નવનિધાન, ચૌદ રત્ન, ૮૪ લાખ હાથી-ઘોડા-રથ ૯૩ ક્રોડ પાયદળ, ૩૨ હજાર મુકુટબંધ રાજા, ૩૨ હજાર સામાન્ય રાજા, ૧૬ હજાર દેવો સેવામાં હોય, ૬૪ હજાર સ્ત્રીઓ, ૩૬૦ રસોઈઆ ૨૦ હજાર સોનાના આગાર, આદિ અનેક ઋધ્ધિના ધણી અને ૭ ખંડના સ્વામી ચક્રવર્તીને નર દેવ કહેવાય છે તેને તો વૈક્રિય લબ્ધિ હોય છે.

**૩ ધર્મદેવ**-આઠ પ્રવચન માતાના સેવક, નવવાડ વિશુધ્ધ બ્રહ્મચર્યના પાલક, દશવિધ યતિધર્મના પાલક, બાર ભેદના તપસ્વી, ૧૭ ભેદના સંયમી, ૨૨ પરિષહના વિજેતા, ૨૭ ગુણધારક, ૩૩ અશાતનાના ત્યાગી, ૯૬ દોષરહિત ભિક્ષાગ્રાહી એવા અનેક ગુણના ધારક સંતો મુનિઓને ધર્મ દેવ કહેવાય છે. આવા ધર્મદેવ મુનિઓમાં જેને વૈક્રિય લબ્ધિ હોય તેને.

**૪ ભાવદેવ**-૧ ભવનપતિ ૨ વાણવ્યંતર, ૩ જ્યોતિષી ૪ વૈમાનિક આ ચાર જાતના દેવો ભાવે પ્રવર્તે છે જેથી તેને ભાવદેવ કહેવાય છે. ભાવ દેવને તો વૈક્રિય લબ્ધિ હોય જ છે. આ ચારે પ્રકારના ઉપરોક્ત દેવો વૈક્રિયરૂપ કરે તો જઘન્ય ૧-૨-૩ ઉત્કૃષ્ટ સંખ્યાતા રૂપ કરે. સામર્થ્ય તો અસંખ્યાતા રૂપ કરવાનું છે, પણ રૂપ કરે નહિ.

**૫ દેવાધિદેવ**-૩૪ અતિશય ૩૫ વાણીના અતિશયવાળા હોય છે. ૬૪ ઇંદ્રોના પૂજનીક, ૧૦૦૮ ઉત્તમ લક્ષણના સ્વામી, ૧૮ દોષ (૧ અજ્ઞાન, ૨ ક્રોધ, ૩ મદ, ૪ માન, ૫ માયા, ૬ લોભ, ૭ રતિ, ૮ અરિત, ૯ નિદ્રા, ૧૦ શોક, ૧૧ અસત્ય, ૧૨ ચોરી, ૧૩ મત્સર, ૧૪ ભય, ૧૫ પ્રાણિવધ, ૧૬ પ્રેમ, ૧૭ ક્રીડા, ૧૮ હાસ્ય) રહિત હોય છે. બાર ગુણ સહિત હોય છે. તેને દેવાધિદેવ-અરિહંત- તીર્થંકર દેવ કહેવાય છે. આ દેવને પણ વૈક્રિય લબ્ધિ હોય છે પરંતુ તેનો પ્રયોગ કરે નહિ.

આ બધી વાત તો ઋધ્ધિ-સમૃધ્ધિ-સામર્થ્યની કહી છે. દેવો ભૌતિક ઋધ્ધિ સામર્થ્યમાં માનવ કરતાં વધારે બલવાન હોય છે. પરંતુ ત્યાગમાર્ગ સંયમ કે તપ સાધના માટે તેઓ અસમર્થ હોય છે. તમોને દેવ અને માનવના સામર્થ્યની વાત કરું છું. તમો સવારે સાધુવંદના બોલો છો ને? તેની ૨૧મી કડી બોલો! કેમ નથી આવડતી કે ભૂલી ગયા? જુઓ, હું બોલું છું. મારી સાથે તો બોલશો કે નહિ?

**દશાર્ણ ભદ્ર રાજા, વીર વાંદ્યા ધરી માન**
**પછી ઈંદ્રે હઠાયો, દીયો છકાય અભયદાન. ૨૧**

દશાર્ણપુર નગરના મહારાજા દશાર્ણભદ્ર એકવાર ભગવાન મહાવીરના દર્શનાર્થ તૈયાર થયા ત્યારે તેઓએ પોતાની ચતુરંગી સેના અને રાજ્યના પૂર્ણ આડંબર અને રાજકીય અધિકાર સાથે જાહોજલાલીના અપૂર્વ સાજવાજ પૂર્વક નીકળ્યા. રાજાને મનમાં થયું કે મારી જેમ આટલા મોટા વૈભવ અને આડંબર સાથે ભગવાનના દર્શન કરવા કોઈ નહિ ગયું હોય! એવો એમને પોતાના સામર્થ્યનો એક અહં પ્રગટ થયો.

તે સમયે સ્વર્ગના ઇંદ્રમહારાજે અવધિજ્ઞાનથી જાણ્યું કે દશાર્ણભદ્ર રાજવીને દર્શનાર્થે જતાં પોતાના સામર્થ્યનો અહં પ્રગટયો છે. તો તેનો અહં ઉતારવો જોઈએ. આવું જાણીને ઇંદ્રમહારાજે પોતાની વૈક્રિય લબ્ધિના સામર્થ્ય વડે અનેક રૂપની વિકુર્વા કરી અને એક મોટી સવારી તૈયાર કરી જેમાં અનેક દંતુસરવાળા હાથીઓ છે. દંતુશળમાં વાવડીઓ છે, તેમાં કમળો છે, કમળોના પત્ર ઉપર રૂપ અપ્સરાઓ નૃત્ય કરે છે. આવું અપૂર્વ વર્ણનીય યુકત દબદબા ભરી સવારીની સાથે આકાશમાંથી વાજતે ગાજતે, દશાર્ણ ભદ્રની આવતી સવારીના સામા ભાગેથી જઈ રહ્યા છે. દશાર્ણભદ્ર રાજાને થયું કે અહો! આ તે કોણ મોટો સામર્થ્યવાળો રાજવી છે કે અદ્દભુત સવારી સાથે જઈ રહ્યો છે આ સવારી જોઇ ઘડીકવાર તો પોતાનો અહં ઉતરી ગયો. રાજન્ તો ભગવાન મહાવીરના ચરણમાં પહોંચ્યા ભગવંતની સામે પોતાના સંશયના સમાધાન માટે પ્રશ્ન કર્યો. "તે સામર્થ્યવંતો રાજવી કોણ હતો પ્રભુ! જેણે મારો અહં ઉતારી દીધો? રાજા બોલ્યો."

પ્રભુએ કહ્યું: "રાજન તે તો ઇંદ્ર મહારાજ હતા." ઠીક છે ભલે તેણે મારો અહં ઉતાર્યો પણ પ્રભુ આપની દેશના સાંભળી હું તેમનો અહં ઉતારી દઈશ! ખરેખર વીર વાણીનું અમૃતપાન કરી દશાર્ણભદ્ર રાજવીએ દીક્ષાને અંગીકાર કરી લીધી. હવે ઇંદ્ર મહારાજની એ તાકાત કે સામર્થ્ય નથી કે તેઓ દીક્ષા ધારીને મહાસંયમ તપની આરાધના કરી શકે!

રાજા તો છકાય જીવોને અભયદાન આપી મુનિ પ્રવ્રજ્યામાં વિચરવા લાગ્યા! ઇન્દ્ર આવા પરમ ત્યાગી દશાર્ણભદ્રમુનિના ચરણોમાં વંદન નમસ્કાર કરી ક્ષમાપના સાથે પોતાના સામર્થ્યની લઘુતા બતાવતા રવાના થઈ ગયા. કહેવાનું તાત્પર્ય એ છે કે દેવો ગમે તેવા ભૌતિક સામર્થ્યને રાખતાં હોય પરંતુ માનવના આધ્યાત્મિક સામર્થ્ય પાસે તે સામાન્ય ગણાય છે હંમેશા ભૌતિક સામર્થ્ય ઉપર આધ્યાત્મિક સામર્થ્યનો વિજય થાય છે. હવે તમો જ કહો કે.

## જગતમાં દેવ મોટો કે માનવ?

સમજીને જવાબ આપજો. "ગુરુદેવ! મોટો માનવ છે" તો તમો દેવને શા માટે

પૂજો છો ? તેની પાસેથી તમારે શું મેળવવું છે ? જે તમારી પાસે છે તે તેની પાસે નથી. માટે તમો તમારી મોટાઈના સાધનો અહિંસા-સત્ય-સંયમ-બ્રહ્મચર્ય-ત્યાગ-તપ વાત્સલ્ય વગેરેને સાચવી રાખો વિજય તમારો જ થવાનો છે.

માનવે ક્યારેય પણ પોતાના સામર્થ્યનો વિચાર કર્યો નથી કદાચ કર્યો હશે તો તેની શ્રધ્ધા થઈ નથી. કદાચ શ્રધ્ધા હશે તો તેને સામર્થ્યની અજમાઈશ કરી નથી. જેથી આજનો માનવ પાંગળો દેખાય છે. માનવે પોતની મોટાઈ જાણવી જોઈએ. માનવ મોટો છે, તો શાથી મોટો છે ? તમો જાણો છો !

**જે શકિત બીજાસાં ન હોય તે પોતાનામાં હોય તો તે મોટો છે.**
**જે કાર્ય બીજો ન કરી શકતો હોય અને પોતે કરી શકે તેથી મોટો છે.**
**જે સામર્થ્ય બીજામાં ન હોય તે પોતાનામાં હોય તો તે મોટો છે.**
**જે બુદ્ધિ બીજામાં ન હોય તે પોતાનામાં હોય તો તે મોટો છે.**

માનવની મોટાઈના અનેક કારણો છે. ત્યાગ, વૈરાગ્ય એ માનવની અનંત સામર્થ્યની શક્તિનું દર્શન છે પરંતુ આજનો માનવ આવું સામર્થ્ય ધરાવતા હોવા છતાં કાયર બની ગયો છે.

ક્યારેક બુધ્ધિ પાસે પૈસાદાર કાયર બની જાય છે તો ક્યારેક પૈસાદાર પાસે બુધ્ધિ નકામી થઈ પડે છે આજની દુનિયામાં તો બધુ થાય છે. બુધ્ધિની કોઈ કિંમત નથી. આજે ભણેલા બુધ્ધિશાળી સર્વિસ કરીને હજારો કમાય છે ત્યારે અભણ વેપાર કરીને લાખો કમાય જાય છે.

## ક્યારેક ધન કામ કરી જાય છે તો ક્યારેક બુધ્ધિ !

જુના કાળની એક વાત છે. એક બુધ્ધિશાળી ધીમંત હતો પરંતુ તેની પાસે ધન ન હતું. જ્યારે બીજો પૈસાદાર શ્રીમંત હતો પરંતુ તેની પાસે તીવ્ર બુધ્ધિ ન હતી. બંને પાસે પોત પોતાની શકિતનું સામર્થ્ય હતું. બંનેએ મળીને એક ધંધો-વેપાર શરૂ કર્યો. બંને પોતાના મનમાં સવાશેર હતા. શ્રીમાન કહે હું મોટો અને ધીમાન કહે હું મોટો બંને પોતપોતાની યોગ્યતા આંકે તેની મોટાઇ માપવા માટે કોઇને ચાન્સ આપે. અંતે બંનેમાં કલેશ જાગી ગયો.

જગતમાં કોઇ ઉંમરે મોટા હોય છે, કોઇ શરીરમાં મોટા હોય છે, કોઇ ઘરના સાધન વ્યવહારમાં મોટા હોય છે. તેઓ બધા મોટા ગણાતાં નથી. છેવટે તો બુધ્ધિમાં મોટા તે જ મોટા ગણાય છે ને ? ઘણાં કહે છે ને આ કરતાં બેન મોટા છે. તો કેવી રીતે ? આ અભણ છે અને બેન B. A. બી.એ. થયા છે. બરાબર છે ને વાત ! છેવટે બંને મિત્રોનો ન્યાય કરાવવા ત્યાંનાં રાજાએ રોમના બાદશાહ પાસે પત્ર

લખીને મોકલી દીધા, તેઓએ બાદશાહને પત્ર આપ્યો. અને એક બાજુ ઉભા રહી ગયા.

બાદશાહે પત્ર ખોલ્યો અને વાંચીને વિચારમાં પડી ગયા. તુરત પ્રધાનને બોલાવ્યા અને કહ્યું : આ બંનેને શૂળી ઉપર ચડાવી દ્યો !

બાદશાહનો હુકમ સાંભળી બંનેના ગાત્ર ઢીલા થઈ ગયા. અરે ! આ શું ? અહીં રોમમાં તો આપણે ન્યાય માંગવા આવ્યા હતા કે શૂળી ઉપર ચડાવવાની વાત સાંભળવા ? જો શૂળીએ જ ચડાવવા હતા તો ત્યાં જ કેમ ન ચડાવી દીધા !

ધીમાને શ્રીમાનને કહ્યું : લે બોલ હવે, કોણ મોટું છે ? તું કે હું ? શ્રીમાને કહ્યું : અરે મારા ભાઈ ! હવે મોટાઈની અને અહમ્‌ની વાત છોડ. હવે તો બચવું કેવી રીતે એની વાત કર ? ધીમાન કહે છે : તને તારા ધનનું અહં છે તો તું પૈસાનો ઉપયોગ કરીને બચવાનો પ્રયાસ કર !

પેલા શ્રીમાને પૈસા આપી છુટવાનો પ્રયત્ન કર્યો પરન્તુ કશુંયે ચાલ્યું નહિ અને તે હારી ગયો.

તેણે ધીમાનને કહ્યું કે ભાઈ ! હું તો હારી ગયો છું જો તારી પાસે બુધ્ધિ છે તો બચવાનો પ્રયાસ કર ! મારો પૈસો તો નકામો ગયો.

ધીમાન કહે છે : જો હવે બચવું હોય તો હું કહુ તેમ કરવું પડશે ! બોલ કરીશને ?

શ્રીમાન કહે છે : હા ભાઈ હા. જો તું શૂળીએથી બચાવતો હોતો તું કહે તેમ કરીએ !

ધીમાન કહે છે : "જો આપણે શૂળીએ જઈએ ત્યારે ત્યાં બંને એ અંદરો-અંદર ઝગડવાનું છે કે પહેલા હું ચડું અને હું કહીશ કે પહેલાં હું ચડું સમજ્યોને !"

બંનેને શૂળી ઉપર લઇ જવામાં આવ્યા, ત્યાં ગયા પછી બંને લડવાં લાગ્યા. બંનેને લડતાં જોઇ પેલા માણસો વિચારમાં પડી ગયા કે આ લોકો મરવા માટે કેમ હોડ કરે છે ? આ વાત તો ઠેઠ બાદશાહ સુધી પહોંચી ગઇ. માણસોએ બાદશાહને વાત કરી. છેવટે બાદશાહ ત્યાં આવ્યો. બંનેની વાત સાંભળે છે બંને કહે છે પેલા મને ચડાવો ! બાદશાહ સમજી ગયો કે આમાં કાંઈક રહસ્ય છે. તેને પૂછવું જોઈએ અને રહસ્ય ન હોય તો, પેલો ત્યાંનો રાજા એને અહીં રોમ શૂળી ચડાવવા માટે કેમ મોકલે ?

બાદશાહ શૂળી પાસે ગયો અને પેલાને પૂછ્યુ : "તમે બંને પહેલા શૂળી ઉપર ચડવા માટે કેમ ઝગડો છો ?"

ધીમાન બોલી ઉઠયો : જહાંપનાહ ! બાબત એમ છે કે આ શ્રીમાન જ્યાં શૂળી ઉપર ચડે અને મરે ત્યાં બાર વર્ષનો દુષ્કાળ પડે ! અને જો હું જ્યાં મરૂં ત્યાં બાર વર્ષ ભૂખમરો આવે. જો એ પહેલાં મરે તો મારે ભૂખે મરવું પડે અને જો હું પહેલા મરૂં તો એને ભૂખે મરવું પડે !

"અરર ! બાર વર્ષનો દુષ્કાળ !" બાદશાહથી બોલાઈ જવાયું. હા હવે સમજણ પડી કે બાદશાહે તેને અહીં શા માટે મોકલ્યા !

બાદશાહે કંટાળીને બંનેને છોડી મુકયા. બંને જણ શૂળીમાંથી બચી ગયા બંને જણામાંથી કોણ ચડિયાતો થયો ? બોલો ! શ્રીમાન કે ધીમાન ?

પૈસા કરતાં બુધ્ધિ બલવાન છે. બંને જણ પોતાને દેશ આવ્યા. ત્યાંના રાજાને મળ્યા. રાજાએ તેઓ પાસેથી બધી વાત જાણી. છેવટે ધીમાનને રાજાએ પોતાના રાજ્યના મોટા હોદ્દા ઉપર રાખી દીધો. બંને પાસે પોત પોતાના સામર્થ્યનું અહં હતું અહં તજી માનવે પોતાના સામર્થ્યનો સદુપયોગ કરવો જોઈએ.

જ્ઞાતા ધર્મકથાંગ સૂત્રની વાત ચાલે છે. છ એ રાજવીઓને જાતિ સ્મરણ જ્ઞાન થયું છે. તેનાથી પોતાના પૂર્વ ભવમાં ભોગવેલું, માણેલું અને કરેલું સર્વ જાતનું સામર્થ્ય જોવામાં આવ્યું.

મલ્લીકુમારી છએ રાજવીઓને કહે છે : હે રાજવીઓ ! તમે અત્યારે જાતિ સ્મરણ જ્ઞાનમાં સ્થિર થયા છો. હવે તમોને તમારી શકિતનું ભાન થયુ છે કે તમો કેવા સામર્થ્યવંત હતા, કેવા કઠોર તપસ્વી હતા. તમારો ત્યાગ અને વૈરાગ્ય કેવો ઉત્તમ હતો ? તેઓ જેવા જ્ઞાનમાં સ્થિર થયા કે તુરત જ तपणं मल्ली अरहा जियसत्तू पामोकखे......गभघराइं, दुवाराइं विहाडावेई મલ્લી અરિહંતે છએ જીતશત્રુ પ્રમુખ રાજાઓને જાતિ સ્મરણ જ્ઞાનથી યુકત થયેલા જાણીને ગર્ભગૃહોના બારણાઓ ઉઘડાવી દીધા. तपणं ते जियसत्त .....अरहा तेणेव उवागच्छंति બારણાઓ ઉઘડતાં જ જીતશત્રુ પ્રમુખ છ એ રાજાઓ મલ્લીકુમારી પાસે આવી ગયા. त्ता तपणं...यावि होत्था જુઓ, બંધન ક્યાં રાખવાનું હાય ? જેની દષ્ટિમાં નિર્મળતા હોય છે ત્યાં બંધન કે આડની જરૂર રહેતી નથી. બંધન મુકત થયેલા રાજવીઓની દષ્ટિ નિર્મળ બની ગઈ છે. જેમકે એક ઘરમાં મા, બહેન, દીકરી, ભાઈ. પિતા વગેરે સાથે રહેતા હોય છે. ત્યારે ! ત્યાં શાનું બંધન હોય છે. કંઈ નથી હોતું કારણકે સૌની દષ્ટિમાં નિર્મળતા છે, શુધ્ધ પ્રેમ છે અને મારાપણું છે ત્યાં કોઈ બંધન રહેતું નથી.

જ્યાં ભોગના ભિખારીઓ રખડતા હોય ત્યાં આડ અને બંધનની જરૂર પડે છે.

મલ્લીકુમારીની સાથે છએ રાજવીઓ મલ્યા. ત્યા સૌ ભેગા થયા. સાતે જણા હવે શું વાર્તાલાપ કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



★

# ૯૧
# લોકોત્તમ મંગલ શરણ

(આસો વદ ૬ તા. ૧૩-૧૦-૭૬ બુધવાર)

વીરજીનેશ્વર ભગવાન મહાવીરે જગત જીવોને તારવા લોકોત્તમ મંગળ શરણનું દર્શન કરાવ્યું છે.

સંસાર અનંત જીવોનું નિવાસસ્થાન છે. સંસારના જીવો કર્મોદયના કારણ તરવા જતા પણ ડૂબી જાય છે. સર્વે જીવો તરવા માગે છે કોઈ ડૂબવાની કામના કરતો નથી. જીવમાત્રનો સ્વભાવ તરવાનો છે. કદાચ ડૂબવાના સમયે પણ બચવા માટે પ્રયત્ન કરતો જ હોય છે.

આપણે એવી અનેક ઘટનાઓ સાંભળીએ છીએ કે અમુક વ્યક્તિ ન્હાવા ગયેલી અને વધારે ઉંડા પાણીમાં જઈ ચડતા ડૂબવા લાગી કોઈ આધાર અને બચાવનાર ન મળ્યું જેથી તે મરી ગઈ. આવા મૃત્યુ જેનાથી જીવનલીલા સંકેલાઈ જાય છે. તેને જાણીને લોકો દુઃખી થાય છે. તેનો શોક અને અફસોસ કરે છે પરન્તુ આ આત્મા સ્વભાવ છોડી વિભાવમાં પરિણત થાય છે ત્યારે તેનું પણ મૃત્યુ જ ગણાય છે. તે મરણ ભાવ મરણ ગણાય છે.

બહુ પુણ્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો,
તોએ અરે ભવચક્રનો, આંટો નહિ એકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહે,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે, કાં અહો રાચિ રહો.

શ્રીમદે પણ કહ્યું છે કે અનેક વિધ પુણ્ય સામગ્રીના સમુહ વડે માનવજીવનની પ્રાપ્તિ થાય છે. આ પુણ્ય પ્રાપ્તિનો લાભ શું? ભવચક્ર વધવા માટે કે ચક્રમાંથી નીકળવા માટે? માનવજીવનમાં સુખ ભોગવવાની કામનાથી સુખ સાધન મેળવતો જાય છે પરન્તુ આ સાધનોથી સુખ વધે છે કે સુખ ટળે છે તેનો નિર્ણય આ જીવને અવશ્ય કરવો જોઈએ. ભૌતિક સુખમાં રાચતો આ જીવ વિભાવના સહારે ક્ષણ ક્ષણ ભાવમરણને પ્રાપ્ત થતો રહે છે. જેથી હે જીવાત્મા! તું હવે આ પ્રવૃત્તિ ક્યાં સુધી કરીશ?

વિભાવ ભાવમાં પ્રવેશ કરવો તેનું નામ સંસાર સાગરમાં ડૂબી જવું. જેને ન ન ડૂબવું હોય તેને આધાર મેળવવો જોઈએ. કેશી ગૌતમની ચર્ચામાં પણ આ વિષે પ્રશ્ન કરવામાં આવ્યો છે, શરણ વગર કે આધાર વિના કેમ તરી શકાય?

**આચાર્યશ્રી કેશીકુમાર શ્રમણના પ્રશ્ન અને ગણધર ઇન્દ્રભૂતિ ગૌતમ સ્વામીના શરણ-આધાર વિષે ઉત્તર**

કેશીકુમાર શ્રમણ :

महाउदगवेगेण बुज्झमाणाण पाणिणं।
सरणं गइ पईट्ठाय, दीवं कं मन्नसी मुणी ॥ ઉ. ન. ૨૯/૬૫

પાણીના મહા પ્રવાહમાં ઘણા ઘણા પ્રાણીઓને શરણ આપનાર સ્થિર રાખનાર દ્વીપ આપ કોને માનો છો?

ગણધર ગૌતમ:

अत्थि अेगो महादीवो, वारिमज्झे महालयो।
महाउदवेगस्स, गइ तत्थ न विज्जइ ॥ ૨૯/૬૬

સમુદ્રના મધ્યભાગમાં એક મોટો બેટ છે. આ બેટ ઉપર પાણીના મોટા પ્રવાહની ગતિ નથી.

કેશીકુમાર શ્રમણ :

दीवेयइइ के वुत्ते, केसी गोयममब्बवी।
केसिमेवं वुवन्तं तु, गोयमो इणमब्बवी ॥ ૨૯/૬૭

એ દ્વીપ-બેટ કયો છે એવું કેશીએ ગૌતમને પૂછ્યું.

ગણધર ગૌતમ:

जरामरणवेगेणं, वुज्झमाणाणं पाणिणं।
धम्मोदीवो पइहठाय, गइ सरणमुत्तमं ॥ ૨૯/૬૮

જરા અને મૃત્યુરૂપ વેગથી ડૂબતા પ્રાણીઓને ધર્મદ્વીપ ઉત્તમ સ્થાન શરણરૂપ છે.

કેશીકુમાર શ્રમણ :

अण्णवंसि महोहंसि, नावा विपरिधावइ।
जंसि गोयम आरुढो, कहं पारं गमिस्ससि ॥ ૨૯/૭૦

હે ગૌતમ! મહાપ્રવાહવાળા સમુદ્રમાં વિપરીત જતી નૌકામાં આપ સવાર થયા છો. એનાથી આપ સામે પાર કેવી રીતે જઈ શકશો?

ગણધર ગૌતમ :

जा उ अस्सावणी नावा, न सा पारस्स गामिणी।
जा निरस्साविणो नावा, साउ पारस्स गामिणी ॥ ૨૯/૭૧

છિદ્રવાળી નાવ પાર પહોંચી શકતી નથી પરન્તુ જે છિદ્ર રહિત નાવ હોય છે તે પાર જઈ શકે છે.

કેશીકુમાર શ્રમણ:

नावा य इइका वुत्ता, केसी गोय ममव्ववी।
केसिमेवं व्रुवन्तं तु, गोयमो इणमव्ववी ॥ ૨૯/૭૨

એ નૌકા કઈ છે એવું કેશીએ ગૌતમને પૂછ્યું.

ગણધર ગૌતમ:

सरीरमाहु नावत्ति, जीवो वुच्चइ नाविओ।
संसारो अण्णवो वुत्तो, जं तरन्ति महेसिणो ॥ ૨૯/૭૩

આ શરીર નાવ છે, જીવ તેનો નાવિક છે, સંસાર સમુદ્ર છે અને જે મહર્ષિ છે તે સંસાર સમુદ્ર તરી જાય છે.

સંસારરૂપ સાગરને પાર કરવા માટે આધારની જરૂર છે. તેવા લોકોમય આધારને મંગળ શરણુ કહ્યા છે. તેના ત્રણુ પ્રકાર છે. ૧ દેવનો આધાર. ૨ ગુરૂનો આધાર અને ૩ ધર્મનો આધાર છે.

આ ત્રણે આધારને શાસ્ત્રમાં લોકોત્તર મંગળ શરણુ કહ્યા છે. જે ત્રણુ આધારને ચારમાં વિભાજીત કરી બતાવ્યા છે. જેને તમો સૌ **ચત્તારિ મંગલં** તરીકે ઓળખો છો.

**ચત્તારિ મંગલં**

**૧ અરિહંતા મંગલં, ૨ સિધ્ધા મંગલં, ૩ સાહૂ મંગલં ૪ કેવલી પન્નત્તો ધમ્મો મંગલં. ચત્તારિ લોગુત્તમા,**

**૧ અરિહંતા લોગુત્તમા, ૨ સિધ્ધા લોગુત્તમા, ૩ સાહૂ લોગુત્તમા, ૪ કેવલી પન્નત્તો ધમ્મો લોગુત્તમો. ચત્તારિ સરણું પવ્વજ્જામિ,**

१ अरिंहता सरणं पव्वज्जामि, २ सिध्धा सरणं पव्वज्जामि,
३ साहू सरणं पव्वज्जाणि, ४ केवली पन्नत्त धम्मं शरणं पव्वज्जामि.

ચત્તારિ મંગલ

અરિહંત મંગલ, સિધ્ધ પ્રભુ મંગલ,
સાધુ જન મંગલ, જૈન ધર્મ મંગલ.
અરિહંત ઉત્તમ, સિધ્ધ પ્રભુ ઉત્તમ,

સાધુજન ઉત્તમ, જૈન ધર્મ ઉત્તમ,
અરિહંત શરણુ, સિધ્ધ પ્રભુ શરણુ,
સાધુજન શરણુ, જૈન ધર્મ શરણુ.

આ ચાર મંગળ, ચાર ઉત્તમ, ચાર શરણુનો જે સ્વીકાર કરે છે તે ભવસાગર ડૂબતા નથી. આ સંસારમાં જીવો માટે ચાર શરણુ છે, બીજુ કોઈ શરણુ નથી. જે નર-નારી આ લોગુત્તમ મંગલ શરણુનો સ્વીકાર કરે છે તેને અક્ષય અવિચળ પદની પ્રાપ્તિ થાય છે.

**આ માંગલિક શું છે?**

માંગલિકમાં દેવ-ગુરુ-ધર્મનું દર્શન છે. અરિહંત અને સિધ્ધ પ્રભુ બંને દેવ છે. સાધુંજી તે ગુરુ પદે છે અને કેવલી ભગવંતે ફરમાવેલો ધર્મ તે ધર્મ છે. જેને આપણે જૈન ધર્મ તરીકે ઓળખીએ છીએ.

**માંગલિક શ્રવણના યાત્રી કોણ કોણ છે?**

માંગલિક શ્રવણનો અધિકાર જીવમાત્રનો છે. તેમાં કોઈ વર્ણ-રૂપ-કુળ-અવસ્થા કે લિંગનો ભેદ નથી. સૌના જીવન માટે લોકોત્તમ મંગળ શરણુની જરૂર ગણાય છે. માની લો કે કોઈ ચોર ચોરી કરવા જાય છે, કોઈ અસીલ કેસ લડવા જાય છે, કોઈ વર કન્યાને પરણવા જાય છે તો આવા વ્યક્તિઓને માંગલિક શ્રવણ કરાવી શકાય કે નહિ?

જેઓ માંગલિકના હાર્દને જાણે છે, તેના તાત્પર્યને સમજે છે તેઓને માંગલિકના માટે કોઈ ભેદ હોઈ શકે નહિ.

**માંગલિક તો જીવનનું માર્ગ દર્શન છે.**
**માંગલિક તો પાપીને પરમાત્મા કરે છે.**
**માંગલિક તો જીવનને ધન્યતા અર્પે છે.**
**માંગલિક તો મોક્ષનો મંગળ માર્ગ છે.**

તમારી સામે મલ્લીકુમારીનો સૂત્રગત અધિકાર ચાલે છે. કુમારીમલ્લી લોકોત્તમ મંગલ સ્વરૂપ મહામાર્ગ માટે તૈયાર થયા છે. અત્યારે મલ્લી પોતે સાક્ષાત છએ રાજાઓ માટે દેવ સ્વરૂપ છે, ગુરુ પદે છે અને ધર્મની સાક્ષાત્ વિભૂતિ છે. તેઓ માંગલકિના લોકોત્તમ મંગળ શરણુ સ્વરૂપે ઉભા છે.

**ભગવતી મલ્લીની ભવ્ય ભાવનાનું પ્રાગટ્ય!**

तएणं मल्ली अरहा ते......वयासी...एवं खलु देवाणुपिया।
जाव पव्वयामि संसार भय उव्विग्गा

મલ્લીકુમારી અરિહંતે જીતશત્રુ પ્રમુખ છએ રાજાઓને આ પ્રમાણે કહ્યું કે હે દેવાનુપ્રિયો હું તો સંસારના ત્રાસથી કંટાળીને હવે દીક્ષા ગ્રહણ કરું છું. હવે મલ્લીકુમારી રાજાઓની અંતર કામના જાણવા માટે પૂછે છે!

तुब्भेणं किं करेह किं च ववसह जाव किं मे हियसामत्थे

મલ્લીકુમારીએ છએ રાજવીઓને કહ્યું : હવે તમે બધા શું કરશો? શો ઉદ્યમ કરશો? ઘરમાં રહેશો, કામ સુખો ભોગવશો કે સંયમ ગ્રહણ કરશો? બતાવો તમારૂં સામર્થ્ય કેવું છે?

મલ્લીકુમારી સદ્બોધ આપે છે અને ત્યાગ માર્ગનું મહત્ત્વ બતાવે છે.

વાગે ના ઠોકર આંખો ઉઘાડો
ઉંઘે છે આત્મા એને ઉઠાડો.

હે રાજવીઓ! આ સંસારના વિષયો અને કામ ભોગોથી કંટાળી હજુએ તૈયાર નહિ થાઓ તો ઠોકર વાગશે. હવે ઉંઘવાનો સમય નથી, જાગી જાઓ કારણ કે સંસારની મમતા છોડવાનો સમય આવી ગયો છે.

જીવનનો મારગ જોખમ ભરેલો
જોઈ વિચારી પગને ઉપાડો. વાગે...

જીવન ધર્મનું ભાન કરાવતાં મલ્લીકુમારી કહે છે. જીવનનો માર્ગ જોખમથી ભરેલો છે માટે હવે જોઈ વિચારીને પગ ઉપાડજો!

જીવન કેટલું જોખમી છે. તે તો તમો મુંબઈવાસી સારી રીતે સમજો છો. તમોને ખબર છે ને કે રાત્રે ચાર વાગે પ્લેઈન ઉપડયું. કુટુમ્બીજનો સૌ પોતપોતાના સગાં વહાલાઓને મળી વિદાઈ આપી, હજુ તો ઘેર પણ નથી પહોંચ્યા, એરોડ્રામ ઉપર જ ઊભા છે, સૌએ આવજો અવજો કહીને હાથ લંબાવ્યા છે. પ્લેઈન હજુ તો દરીયા કિનારે પણ નથી પહોંચ્યું ત્યાં તો તેમાં આગ લાગી અને સળગી ઉઠયું. કેવી કરુણ હોનારત થઈ! જોવા જાય તે તો ચક્કર ખાઇને પડી જાય! આપણને તો સાંભળતાએ તમ્મર ચડી જાય છે તો તેઓનું શું થયું હશે? ઘડીની વાતમાં ૯૫ વિમાનયાત્રીઓ બળીને ભડથા થઈ ગયા. સૌનો વિદાય આનંદ શોકમાં છવાઈ ગયો.

કેવી કરુણ ઘટના?
કેવી ગોઝારી યાત્રા?
કેવું કરુણ દશ્ય?

જીવનનો માર્ગ કેટલો જોખમથી ભરેલો છે. એમાંયે મુંબઈ નગરી તો વધુ જોખમવાળી છે. સવારે ઘેરથી નીકળેલા લોકો રાત્રે ઘેર આવશે કે નહિ તેની કલ્પના

થઈ શકે તેમ નથી. અમારા બેનોને આગરા રોડના Trafic ટ્રાફીકને પાર કરી અહીં સુધી ઉપાશ્રયે આવવું તે પણ એક જોખમ છે. છતાં તમો સૌ દેવ-ગુરુ અને ધર્મના મંગલોતમ શરણના સ્મરણ સાથે સલામત રીતે પહોંચી જાઓ છો.

મલ્લી ભગવતી કહે છે.

**યૌવનનો છે રસ્તો સુંવાળો, પોચા મનને લાગે હુંફાળો**
**જો જે ના ખૂંચે પગને સંભાળી, મનના**

જગતના મુલાયમ અને સુકુમાળ યૌવનના સ્વામીઓ તમારા જીવનની કેડી તો સુવાળી છે. સંભાળી સંભાળીને ચાલજો. પોચું મન ન રાખશો, ડગ ભરતા, પગ ઉપાડવા પહેલાં, મનના વિકારને રોકી લેજો.

જીવનના માર્ગમાં મોહ, માયા અને લોભ રૂપી કંટકો પડયા જ છે. જો ત્યાગ માર્ગે વળો તો ફૂલ શય્યા લાગે, શ્રધ્ધા રાખી આત્માનું કલ્યાણ કરો.

**લક્ષ્મીના પંથે દારૂની પ્યાલી, હોઠે અડાડી તો પાયમાલી નશો ન આવે**
**વાગે ના ઠોકર આંખો ઉઘાડો, ઉંઘે છે આત્મા એને ઉઠાડો.**

જ્યાં પૈસો છે, સુખની સમૃધ્ધિ છે. ત્યાં વૈભવ અને વિલાસની મહેફીલ ભોગવ-વાના ભાવ જાગે છે. મદીરા-દારૂની પ્યાલી જો જો મુખે ન અડી જાય, તેના નશામાં વિવેક શૂન્ય બની ભાન ભૂલી જશો અને ઠોકર ખાશો માટે આંખો ઉઘાડો અને તમારા આત્માને જગાડો.

મલ્લીકુમારીના ઉપદેશથી છએ રાજવીઓના આત્મા જાગી જાય છે. અને છએ રાજવીઓ કુમારી મલ્લીને પોતાના અંતર ભાવ કહે છે.

तएणं जियसत्तु पामोक्खा मल्लि अरहं एवं बयासी
जइणं तुब्भे देवाणु पिए संसार ..जाव धम्म धुरा होत्था

હે દેવાનુપ્રિય ! સંસાર ભયથી વ્યાકુળ થઈને જ્યારે તમે પોતે દીક્ષા સંયમ સ્વીકારવા ઇચ્છો છો ત્યારે હે દેવાનુપ્રિયે ! બતાવો તમારા વગર અમારો સહાયક બીજો કોણ હશે ?

**તમારા વગર અમારો આલંબન કોણ હશે ?**
**તમારા વગર અમારો આધાર કોણ હશે ?**
**તમારા વગર ધર્મના ઉપદેશક કોણ હશે ?**

જેમ આજથી પહેલાના ત્રીજા ભવમા અમારા માટે ઘણા કામોમાં તમે મેઢિની જેમ આલંબન રૂપ થયા, આધાર ભૂત થયા, પ્રમાણ ભૂત થયા, સમવિષમ માર્ગને

બતાવનાર હોવા બદલ ચક્ષુ ભૂત થયા, ધર્મની ધુરારૂપ થયા, ધર્મના માર્ગમાં પ્રવૃત્તિ કરાવનાર થયા. तहा चेवणं देवाणु पिये ! इण्डिहपि जाव मविस्सह તે પ્રમાણે આ ભવમાં પણ તમે જે અમને ધર્મમાં પ્રવૃત્તિ કરાવનાર થાઓ.

શાસ્ત્રકારની મૂળ વાત ઉપરથી આપણે સમજી શકયા છીએ કે તેઓ છ એ રાજવીઓ મલ્લી ભગવતીના સદ્દબોધથી અત્યંત પ્રભાવિત થયા હોય તેમ લાગે છે. તેઓ શું કહે છે તે સાંભળો ! હે મલ્લી ! તમોએ અમને સંસારની અસારતાનો સાચો ધર્મ ઉપદેશ આપ્યો છે. તમો અમોને ધર્મ માર્ગે પ્રવૃત્ત કરાવનાર હોવાથી તમે અમારા માટે મંગળ–સ્વરૂપ છો. તમો અમારા માટે દેવ સ્વરૂપ છો.

આવી શુભ ભાવના કેળવ્યા પછી સાચામિત્રને ઓળખે નહિ, વિશ્વાસ રાખે નહિ તો માણુસ મુશ્કેલીમાં મુકાઈ જાય. વાત તો એવી હોવી જોઈએ કે સમયે સમયે યાદ રહી જાય.

કચ્છમા પોપટભાઈ નામના વ્યક્તિ હતા. તેને અબ્બાસઅલી નામનો એક મિત્ર હતો. બંને વચ્ચે ગાઢ મિત્રાચારી હતી. તેમની મિત્રાચારી ઘણા વર્ષો સુધી ચાલી. દિવસમાં બેત્રણ વખત ન મળે ત્યાં સુધીં બંનેને ચેન ન પડે. તમોને પણ એવું જ થઈ ગયું છે કે નહિ ? "કેમ ચંપકભાઈ ! મહારાજ સાહેબના દર્શન થયા ન હોય તો ચેન પડે !" ના ના.

પોપટલાલ ધીરે ધીરે પાને રમતા રમતા જુગાર રમવાની ટેવ પડી ગઈ. અબ્બાસને આ ન ગમ્યું. એણે મનોમન વિચાર્યું. "પોપટ મારો મિત્ર છે. અરે ! તેને જુગાર રમવાની ટેવ પડી ગઈ છે." તે મને મળે કે હું તેને મળું ત્યારે લોકો શું કહેશે ? છેવટે અબ્બાસે પોપટલાલને મળવાનું છોડી દીધું. બે ચાર દિવસ થયાને પોપટલાલે અબ્બાસને ન જોયો. તેને એમ વિચાર થયો કે, "કોઈએ મારા માટે અબ્બાસની કાન ભંભેરણી તો નહિ કરી હોય ને ?"

ઘણી વખત માણુસ, કયારેક ઉતાવળ કરીને, કલ્પના કરી બીજા ઉપર આક્ષેપ લગાડી દે છે. ચારેક દિવસ પછી પોપટલાલ અબ્બાસને મળવા ઉપડયો. અબ્બાસની દુકાને જઈને તેણે પૂછયું. અબ્બાસ કયાં છે ?

દુકાન પર બેઠેલા માણુસે કહ્યું કે, અબ્બાસ તો દુકાનની અંદર કબાટની પાછળ બેઠો છે ! પોપટલાલ તો અંદર ગયો જુએ છે તો અબ્બાસ કબાટ પાછળ બે પગમાં માથુ રાખીને રડે છે. તેણે પૂછયું. "અરે અબ્બાસ ! તું રડે છે શા માટે ? તને શું થયું છે ?" અબ્બાસ રડતાં રડતાં બોલ્યો. "પોપટ ! હવે તો મારા નસીબમાં રડવાના જ દિવસો છે. પોપટ ! યાદ કર કે આપણે કેવા મિત્રો હતા ? બંને જણા કેવા આનંદ કરતા હતા ? લોકો વચ્ચે આપણી કેવી છાપ હતી ? પણ તું જુગારે ચડયો અને હું

તને મળવા આવું તો ? તો મારી છાપ કેવી ઉપસે ? અને પણ લોકો જુગારિયો માની લ્યેને ? વિચાર તો કર પોપટ ! તને આ શું સૂઝયું ?

જોયું ! અબ્બાસને પોપટ માટે કેવી મમતા છે ? કેવો મિત્ર પ્રેમ છે ? પોપટ તો શરમાઈ જ ગયો. એણે અબ્બાસને છાના રાખતાં કહ્યું. "અબ્બાસ, હું આજથી પાણી મુકું છું કે આ જિંદગીમાં કદિ પણ જુગાર નહિ રમું !"

ફરી તેઓ બંને હતા તેવા નિર્મળભાવવાળા મિત્રો બની ગયા.

મલ્લીકુમારીએ છ એ રાજવીઓને સમજાવ્યા છે. તેઓને લોકોત્તમ મંગળ શરણનું માર્ગદર્શન કરાવેલ છે. હવે તેઓ જ એ રાજપુરુષો સાથે મળીને પોતાના ભાવીનો શું વિચાર કરે છે. તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.



## ૯૨

# માનવ જન્મ ચિંતામણીરત્ન

( આસો વદ ૭ તા. ૧૪-૧૦-૭૬ ગુરૂવાર )

જ્ઞાની પુરુષોએ માનવ જન્મને રત્ન ચિંતામણિ સરીખો કહ્યો છે. નર જન્મને શાસ્ત્રોમાં પારશમણિ સદૃશ બતાવ્યો છે. આવા જન્મને ઉત્તમ ગણવામાં આવ્યો છે.

**માનવ જન્મ શાથી મળ્યો છે ?**

**માનવ જન્મ એ કોઈની સપ્રેમ ભેટ નથી.**
**માનવ જન્મ એ કોઈનો આશીર્વાદ નથી.**
**માનવ જન્મ એ કોઈની પ્રાર્થનાનું ફળ નથી.**
**માનવ જન્મ એ ઈશ્વરની બક્ષીસ નથી.**
**માનવ જન્મ એ પ્રબળ પુરુષાર્થનું ફળ છે.**
**માનવ જન્મ એ પુરુષાર્થનું પ્રતીક છે.**

માનવ જીવન માટે અનેક મહાત્માઓએ કવિઓએ, લેખકોએ વિવિધ રીતે મહત્ત્વ બતાવેલ છે. આગમોમાં કહ્યું છે કે माणुस्सं खलु सुदुल्लहं મનુષ્ય જીવન ખરેખર દુર્લભ છે.

આજના મોજીલા અને મોહીલા લોકો આ દુર્લભ જીવન માટે શું કહે છે.

हत्था गया इमे कामा कालिया जो अणागया
को जाणइ परे लोए, अत्थि वा नत्थि वा पुणो ॥ ઉત્ત. ૫-૬

હાથમાં આવ્યા છે એવા આ કામ ભોગોને ભોગવી લેવા જોઈએ, કાલની કોને ખબર છે, પરલોક કોને જોયો છે? આ જન્મ ફરી મળશે કે નહિ માટે દુલર્ભનો ઉપયોગ કરી લઈએ.

આ જીદંગી માત્ર ખાવા પીવા કે મઝા કરવા મળી નથી. તેની દુલર્ભતાનો વિચાર કરે તો કોઈ વ્યકિત તેનો દુરૂપયોગ કરે નહિ શ્રીમદ્ કહે છે.

બહુપુણ્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો
તોએ અરે ભવચક્રનો, આંટો નહિ એકે ટળ્યો

મહાન પુણ્યથી આ ભવ મળેલો છે. આ જન્મનો સદ્દુપયોગ કરવામાં આવે તો ભવચક્રના ફેરા ટળી જાય છે. બાકી કરેલા કર્મો ભોગવવાના હોય છે. कत्तारमेव अणुजाइ कम्मं કર્મના કર્તાની સાથે જ કર્મ જાય છે. માટે આ જીંદગીમાં એવી મંગળ પ્રવૃત્તિઓ કરી લેવી જોઈએ. કે જેનાથી આ જન્મ સફળ બની જાય,

આ ભવ રત્ન ચિંતામણિ સરિખો
વારંવાર ન મળશે રે. આ ભવ.

આ મનુષ્ય જન્મ તો ખરેખર રત્ન ચિંતામણિ જેવો છે. તે વારવાર મળતો નથી. તેનો સદ્દુપયોગ કરી જીવન ધન્ય બનાવી લેવું જોઈએ.

इमं च मे अत्थि इमं च नत्थि, इमं च मे किच्चमिमं अकिच्चं।
तमेव मेवं लालपमाणं, हराहरंतित्ति कहं पमाओ ॥ ઉત્ત. ૧૪-૧૫

મારો જન્મ શા માટે થયો છે? હું શું કરી રહ્યો છું? આહાર સંજ્ઞાનું પોષણ તો તિર્યંચ પણ કરે છે. શું આ આહારના પોષણ માટે માનવ ભવ મળ્યો છે? મૈથુન સંજ્ઞા તો પશુઓમાં પણ હોય છે તો પછી માનવ અને પશુમાં ફરક શું? હાડ, ચામ, માસ, મજ્જા અને રૂધિરના સિવાય બીજુ શું છે? છતાં જ્ઞાનીઓ ફરમાવે છે.

दुल्लहे खलु माणुस्से भवे, चिर कालेण सव्वपाणिणं।
गाढा य विवाग कम्मुणो, समयं गोयम मा पमायए ॥ ઉત્ત. ૧૦-૪

મનુષ્ય જન્મ દુર્લભ છે. તેના ઉમેદવાર અનેક જીવો છે. પરન્તુ ચુનાવતો ઘણાં જ ઓછા જીવોનો જ થાય છે. પન્નાપના સૂત્રમાં કહ્યું છે કે ગર્ભ જ મનુષ્ય સૌથી થોડા હોય છે. મનુષ્ય જન્મની મહત્તા કેટલી બધી છે તેનો વિચાર કરીએ. ભગવાન મહાવીરે જ્યારે સર્વજ્ઞ થયા પછી પ્રથમ દેશના ફરમાવી ત્યારે ત્યાં એક પણ મનુષ્ય હાજર ન હતો તેથી તે પણ એક આશ્ચર્યકારી ઘટના ગણવામાં આવી છે. બાકી તો

દેવ-દેવીઓ તો ઘણા હતા. પરન્તુ ત્યાગ માર્ગ અને વ્રત ધારણની યોગ્યતા તો માત્ર એક માનવની જ છે. જેથી આ માનવજીવન એમને એમ ખાલી ન જવા દો !

लभन्ति विमला भोए लभन्ति सुर संपया ।
लभन्ति पुत्त-मित्तं च एगो धम्मो न लभइ ॥

આ જીવે અનંતવાર ભોગ ભોગવ્યા છે. દેવ યોગીમાં પણ અનેક પ્રકારની સંપદા સાથે ઘણા વિષયો ભોગવ્યા છે. પુત્ર અને મિત્ર મળે છે પરંતુ એક ધર્મ મળતો નથી.

**મનુષ્ય જ મોક્ષનો અધિકારી છે**

મોક્ષ એટલે બંધન મુક્તિનું સાધન માત્ર એક મનુષ્ય જન્મ જ છે. આ માનવ જીવનમાં સંયમ માર્ગે પુરુષાર્થ થઈ શકે છે. સંયમ વડે આવતા કર્મોને રોકી શકાય છે અને તપ વડે જુના કર્મોનો ક્ષય થઈ શકે છે. આ દેહનો સદુપયોગ કર્મો ક્ષય કરવા માટે છે.

**આ શરીર ભોગનું ઘર નથી પરંતુ સાધનાનું સદન છે**
**આ શરીર માયાની કોઠી નથી પરંતુ મોક્ષનું દ્વાર છે**
**આ શરીર મોહનું ગૃહ નથી પરંતુ વૈરાગ્યનું ઘર છે**

**મનુષ્ય જીવન આત્માની ઉજ્વળતાનું પ્રતીક છે;**
**મનુષ્ય જીવન કર્મ નિર્જરાનું સર્વોત્તમ સાધન છે.**

માવન જીવન કામભોગ અને વિષયોની વૃધ્ધિ માટે નથી. આ જીવન તો વિભાવના વૈભવને દૂર કરી સ્વભાવના સ્વાંગ સજવા માટે છે. આ દેહ સાધનથી રખેને પાપ-કર્મો ન થઈ જાય તેની સાવધાની કરવાની છે. હે આત્મદેવ ! એ વાતને જરા પણ ભૂલી જઈશ નહિ. આ જીવન કર્મોનો ભાર ભરવા માટે નથી પરંતુ કર્મબોજને ઉતારવા માટે છે.

**માનવ જિન્દગી તો કામધેનુ સમાન છે.**
**માનવ જિવની તો પારશમણિ સમાન છે.**
**માનવ જિન્દગી તો રત્નચિંતામણિ સમ છે.**

મલ્લીકુમારી છએ રાજવીઓને મનુષ્ય જીવનની સાર્થકતા અને તેનું સામર્થ્ય શામાં છે તે સમજાવે છે.

**મળ્યો છે જનમ આ મોંઘો, નકામો તું ગુમાવે છે.**
**સરોવર હંસને પ્યારૂં, કિચડમાં તું ઘુમાવે છે.**
**બચાવી જે ભવોભવથી, મળી છે આ ભવે મૂડી,**
**વિચારીને કરે ધંધો, કમાણી થાય તો રૂડી,**
**પરન્તુ મોજ કરવામાં, મૂડીને તું ઉડાવે છે. મળ્યો.**

પૂરવના પુન્યના યોગે, મળી છે આ ભૂમિ પાવન,
વધુમાં પુન્ય કરવાના, મળ્યા છે દોહ્યલા સાધન,
પરન્તુ પાપનું પલ્લુ, પ્રતિદિન તુમ નમાવે છે. મળ્યો.
શિખર પર પહોંચવા માટે, પગથિયું આ મળ્યું અંતિમ,
ચડી જાવો સંભાળીને, મળે પદવી તને ઉત્તમ.
પરન્તુ જોઈ જાણીને, કદમ તું ડગમગાવે છે. મળ્યો.

આપણો આત્મા હંસ સમાન છે. સંસાર એ કિચડ છે. હંસને આ કિચડમાં ફસાવવો ન જોઇએ કારણ કે સંસારના વિષયો તો લોભાવણાં છે. મનુષ્ય જીવનને તો કમળ જેવું બનાવી લેવું જોઈએ. ભલે સંસારમાં મનુષ્ય બન્યા, પુણ્ય યોગે સાધનો મલ્યા છતાં ધર્મના સથવારે આ આત્માને સંસારના વિષય-કષાયથી કમળની જેમ અલિપ્ત રાખવો જોઈએ. મોક્ષની મંઝિલે પહોંચવા માટે માનવ જીવનના સાધનો મળ્યા છે. તે સાધનો મંઝિલે ચડવા માટે છે. હે આત્મ રાજ! જો જે ચડતાં થકા લડથડિયા ખાતો નહિ.

આ આત્મા અનંત સંસારમાં રખડયો છે. તે સંસારનો પ્રવાસી બની લોકાન્ત સુધી જઈ આવ્યો છે પરન્તુ પાછો ફરીને એ જ ભવચક્રમાં ચડી ગયો છે. હવે હિતબુદ્ધિએ વિચાર કરીને પંથ બદલાવવો જોઈએ.

ભટકવું કયાં લગી તારે? પ્રવાસી! પંથ બદલી લે
પહોચવા મુક્તિના દ્વારે, પ્રવાસી! પંથ બદલી લે
ઘડીભર તું વિચારી જો મઝલ તેં કેટલી કાપી?
કયાંયે દેખાય છે મંઝીલ? નજરથી આજ લે માપી.
નયનનાં તેજ પોકારે પ્રવાસી! પંથ બદલી લે.
ફૂલો પથરાયેલા દેખી, તારું મન દોડે લલચાતું
એ કાગળના બનેલા છે, તને ના કેમ સમજાતું?
ભરમ આ ભાંગશે કયારે? પ્રવાસી! પંથ બદલી લે.
એ મારગ છે સુંવાળો પણ, ખીણો આવે છે અંધારી,
લપસવાનું સહેલું છે, ઉગરવું થઈ જશે ભારી.
હજી પણ ચેત અત્યારે પ્રવાસી! પંથ બદલી લે.

માનવ જીવન એ પરમ પુણ્યોદયનું ફળ છે. આ જીવનનું લક્ષ્ય મુક્તિસર કરવાનું બનાવવું જોઈએ. આવા ઉત્તમ લક્ષ્યની સિદ્ધિ માટે સંસારના પંથને બદલી મુક્તિના પ્રવાસી બનવું જોઈએ. સંસારનો માર્ગ જરૂર સુંવાળો છે પરન્તુ રસ્તે

અંધારી ખીણો છે. લપસતા વાર નહિ લાગે. જો આવા દુઃખોથી ઉગરવું હોય તો ચેતી જવું પડશે.

છ એ રાજવીઓ સંસારના પંથનો વિચાર કરી રહ્યા છે.

સોચ જરા........સોચ, જરા........સોચ, જરા........
તું સોચ જરા એકવાર કે તારો પંથ નિરાળો રે
શાને આવ્યો તું આ સંસાર? કે તારો પંથ નિરાળો છે. તું સોચ.
આ રે વૈભવના ભંડાર પાછળ, દુઃખડાનો સાગર છલકે,
સોનાના પીંજરમાં કેદ પૂરીને તને, દુનિયા જોને કેવી મલકે,
જા! છોડીને આ જંજાળ, કે તારો પંથ નિરાળો છે. તું સોચ.

જ્ઞાની પુરુષો ફરમાવે છે કે હે આત્મદેવ! તું જરા વિચાર! કે અહીં તું શા માટે આવ્યો છો? તારો પંથ તો નિરાળો છે. તું શું આ વૈભવના ભંડારમાં મોહી ગયો? આ મોહના ફળ તો સાગર જેટલા છલકતાં દુઃખ આપશે, જેથી આ સોનાના પીંજરસમા મોહઘરની કેદમાંથી મુક્ત બનવા આ જંજાળને છોડી દે. કારણ કે તારો પંથ ખરેખર નિરાળો છે.

મલ્લીકુમારીના સદ્બોધથી છએ રાજવીઓ વિચાર મગ્ન બની જતાં મૌન થઈ ગયા છે. જ્યારે કોઈ વખત વ્યક્તિ કંઈ પણ પામી જાય છે ત્યારે તે મૌન થઈ જાય છે.

એક વિદ્વાન પુરુષ હતા. તેને ત્રણ પુત્રો હતા. તેણે એકવાર પોતાના ત્રણે પુત્રોને બોલાવ્યા. તેઓ એ જાણવા માંગતા હતા કે આ ત્રણેમાં કેટલી બુધ્ધિ છે? કોણ તેજસ્વી છે, કોણ વિદ્યામાં પારંગત છે?

પિતાએ મોટા પુત્રને બોલાવ્યો અને પૂછયું: "બોલ બેટા! તું શું ભણ્યો?" પુત્રે જવાબ આપ્યો: "પિતાજી! હું વેદ, વેદાંત, ઉપનિષદ શ્રુતિ અને શ્રુતિ વગેરે ભણ્યો છું." પિતાએ બીજા પુત્રને પૂછયું: બેટા! તું શું ભણ્યો? બીજા પુત્રે જવાબ આપ્યો: પિતાજી! મેં તો કથાઓ ઘણી યાદ કરી છે. જ્યાં જ્યાં આમંત્રણ મળે છે ત્યાં ત્યાં કથાઓ કરવા પણ જાવ છું. તેણે એક કથાનો સાર પણ કહી સંભળાવ્યો. પિતાએ ત્રીજા પુત્રને પૂછયું: "બેટા! તું શું શીખ્યો? ત્રીજાએ કંઈ જવાબ ન આપ્યો અને મૌન બની ઉભો રહ્યો પિતા પુત્રનુ મૌન જોઇને આશ્ચર્ય પામ્યા! એણે ત્રીજા પુત્રને ફરી પૂછયું: "કેમ બેટા! તું મૌન છે? તું કંઈ ભણ્યો નથી?" પુત્રે કહ્યું: પિતાજી! આપના પ્રશ્ન સામે મારી પાસે મૌન સિવાય બીજું કંઇ નથી. ભણ્યા છીએ તે બોલવા માટે નથી, તે કંઈ વાત કરવા માટે નથી, તે તો જીવનમાં ઉતારવા માટે છે.

લોકોને એવી ટેવ હોય છે કે પોતાની વાત બીજાને જલ્દી કરીએ. ડાહ્યા અને સજ્જન માણસો ક્યારેય પણ પોતાની કે પોતાના ઘરની વાતો ચાલતાં ફરતાં કરતાં હોતા નથી. ઘરની વાત બહાર જાય એ કોઈને ગમે ખરૂં ? જેથી માનવે જ્ઞાન ને અને વાત પચાવતા શીખવું જોઈએ જ્ઞાન પચાવવાનું કાર્ય મનુષ્ય ભવમાં થાય છે. આ જન્મ ફરી ક્યારે મળશે ? જેથી સદ્ગુરુના ચરણનો સ્વીકાર કરી જીવન સફળ કરી લેવું જોઈએ

અવતાર માનવીનો ફરીને નહિં મળે !
અવસર તરી જવાનો ફરીને નહિ મળે !

સુર લોકમાં યે ના મળે, ભગવાન કોઈને
અહિંયા મળ્યા પ્રભુ તે ફરીને નહિ મળે. અવતાર
લઈ જાય પ્રેમથી તને કલ્યાણ મારગે
સંગાથ આ ગુરુનો ફરીને નહિ મળે. અવતાર
જે ધર્મ આચરીને કરોડો તરી ગયા
આવો ધરમ અમૂલો ફરીને નહિ મળે. અવતાર
કરશું ધરમ નિરાંતે, કહે તું ગુમાનમાં
જે જાય છે ઘડી તે ફરીને નહિ મળે. અવતાર

છએ રાજવીઓના મનમાં શું ભાવ છે તે આપણે આ ઉપરના ભજનમાં જાણી શકીએ છીએ. તેઓ કલ્યાણ માર્ગની ચાહનામાં છે. મલ્લી જેવા ગુરુ મળે તો ભવ તરી જવાય. તેમના સંગાથે રહી નિરાતે ધર્મ કરી શકાય. જીદગીનો શો ભરોશો છે ?

एतद् धर्म समाचारो भवेच्चेत् प्रसृतो जने ।
तदाऽयमेव लोकः स्यात् परमानन्द मन्दिरम् ॥

આ ધર્મનું સમ્યગ્ આચરણ મનુષ્યોમાં જો પ્રચાર પામે તો ખરેખર આ મનુષ્યલોક પરમાનંદનુ ધામ બની જાય.

If the observence of this Dharma is diffused in man kind, than this haman world is sure to be an abode of great joy and happiness

હવે છ એ રાજવીઓની સાથે મલ્લીનો સત્સંગ શું લાભ આપશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.

માનવ જન્મ એટલે મુક્તિપુરીનું મંગલ પ્રવેશ દ્વાર !
માનવ જન્મ એટલે જન્મમરણનું મારક દિવ્ય ઔષધાલય !

માનવ જન્મ એટલે ધર્મ વ્યાપારનું એક ભવ્ય બંદર !
માનવ જન્મ એટલે તાત્ત્વિક શિક્ષાની સર્વશ્રેષ્ઠ કોલેજ !
માનવ જન્મ એટલે આત્મસંપત્તિના સંગ્રહ માટેની તિજોરી !
માનવ જન્મ એટલે સંસારસમુદ્રને તરવાની મજબુત સ્ટીમર !
માનવ જન્મ એટલે શાંતિનિકેતનમાં લઈ જનારો ભોમિયો !
માનવ જન્મ એટલે શીવપુરીમાં પ્રવેશ કરવાનાર એરોપ્લેન !
માનવ જન્મ એટલે અંધકારનાશક પરમ પ્રકાશક ગ્લોબ !
માનવ જન્મ એટલે આત્માને કુંદન સમબનાવનાર કીમીયાગર !
માનવ જન્મ એટલે ત્યાગ જીવનને સફળ કરવાની સોનેરી તક !



## ૯૩

# સત્કાર પૂર્વકનું સન્માન

(આસો વદ ૮ તા. ૧૫-૧૦-૭૬ શુક્રવાર)

અનંત જ્ઞાની વીર જીનેશ્વર ભગવાન મહાવીરની વાણીના અમૃત પાનથી જીવન પરિવર્તન થાય છે. વ્યક્તિના જીવનમાં એક નવો વળાંક આવે છે. તેમના અંતરમાંથી સદ્‌ગુણની સુવાસ ફેલાવા માંડે છે. સૌ કોઈને તેના માટે માન જાગે છે. લોકો તેને મમતાથી જુએ છે. આવી હૃદય પરિવર્તન શીલ વ્યક્તિના પ્રગટેલા સદ્‌ગુણો પ્રતિ અહો ભાવ જાગે છે અને તેનું સત્કાર પૂર્વકનું સન્માન કરવાનું મન થાય છે.

વ્યવહારમાં લોકો પોતાના ઉપર કોઈએ કરેલા ઉપકારના બદલામાં તેનું સન્માન કરવા ઇચ્છે છે. જ્યારે કોઈ વ્યક્તિ દેશ, સમાજ, સંઘ કે શાસન ઉપર પોતાની તન-મન-ધન શક્તિ દ્વારા ઉપકાર કરે છે ત્યારે લોકોને તેની સેવા અને દાન માટે સત્કારપૂર્વકનું સન્માન જાગે છે.

ઉપકારી વ્યક્તિ સન્માનને અધિકારી છે.
પરોપકારી પુરુષ સત્કારને યોગ્ય ગણાય છે.
સદ્‌ગુણી વ્યક્તિ બહુમાનને અધિકારી છે.

જે વ્યક્તિના હાથ લોહીથી ખરડાયેલા છે, જેણે જગતના લોકોને કંપાવી દીધા છે, લોકોએ જેનો તિરસ્કાર કરેલો છે તેવી વ્યક્તિના અંતરનું પરિવર્તન થયા પછી તેના સદ્‌ગુણ પ્રતિ સૌને સન્માન જાગે છે તે ખરેખર સૌનો મિત્ર પણ બની જાય છે.

નિમિત્ત મેળવી લોકો જેની સાથે વેર બાંધે છે પરન્તુ જ્યારે વેરનું જ્ઞાન વેરનું વમન કરાવે છે ત્યારે તેના વેર ભૂલાઈ જાય છે અને તેના પ્રતિ અંતર ઝુકી જાય છે. તેનું સત્કાર પૂર્વકનું સન્માન કરવા દિલડું તૈયાર થઈ જાય છે.

નગરમાં એક ડાકુ હતો. તેના ભયંકર જુલ્મોથી લોકો ત્રાંસી ગયા હતા. તેણે નગરી ઉપર અત્યાચારો કર્યા હતા. આ અત્યાચારી જુલ્મીને માત્ર લૂંટફાટમાં જ સંતોષ ન હતો પરન્તુ તે તો નિર્દોષ લોકોની આંગળીઓ કાપીને હાર બનાવી પહેરવા લાગ્યો. તેની આ ક્રૂરતાના કારણે લોકો તેને અંગુલિમાળ તરીકે ઓળખવા લાગ્યા. તેના ત્રાસથી લોકો ત્રાસી ગયા હતા. તેનું નામ સાંભળતાં જ લોકો ફફડી ઉઠતા.

તેનાથી ત્રાસી લોકોએ તેના જુલ્મોની વાત રાજાના કાન સુધી પહોચાડી. લોકો હાથ જોડીને રાજા પાસે કરગરવા લાગ્યા: "હે અન્ન દાતા! અંગુલિમાળ નામનો એક જુલ્મી અમારા ઉપર ભયંકર ત્રાસ ગુજારે છે. અમારા જેવા નિર્દોષ માણસોના હાથની આંગળીઓ કાપી તેનો હાર બનાવી પહેરે છે. અમારા ઉપર દયા લાવો અને અમને એના ત્રાસમાંથી ઉગારો!"

રાજા પ્રસેનજીત આ લોકોની વાત સાંભળી ગદ્‌ગદિત થઈ ગયા. એણે પોતાના સૈનિકોને હુકમ કર્યો. "ગમે તેમ થાય પણ થોડા જ સમયમાં તમે આ જુલ્મીને પકડી પાડો!"

રાજાના સૈનિકો અંગુલિમાળની પાછળ પડયા પરન્તુ તે પકડાતો નથી આ લોકો જ્યાં-જ્યાં જાય છે ત્યાંથી તે હાથ તાળી દઈને છટકી જાય છે. સૈનિકો થાકી ગયા. સુભટો અને મોટા મોટા સેનાપતિઓ પણ અંગુલિમાળને પકડવામાં નિષ્ફળ ગયા.

અંગુલિમાળ તો રોજ કોઈને કોઈ ગામમાં લૂંટફાટ તો કરે જ છે. લોકોની આંગળીઓ કાપે છે અને ત્રાસ ગુજારે છે. સુભટો અને સૈનિકો રખડી રખડીને થાકી ગયા. રાજાને કાને તો અંગુલિમાળના અત્યાચારની જ વાતો આવ્યા કરે છે.

આખરે રાજા પોતે જ અંગુલિમાળને પકડવાની હામ ભીડે છે. રાજા પોતાના સૈનિકોને લઈ, તેને શોધવા અને તેના અત્યાચારોને ટાળવા રાજ્યમાંથી બહાર જાય છે.

આવો ભયંકર જુલ્મી અને અત્યાચારી માણસ અંગુલિમાળ એક રસ્તેથી ચાલ્યો જાય છે....સામેથી એક મહાત્મા ચાલ્યા આવે છે. આ મહાત્મા તે ભગવાન બુધ્ધ છે. ડાકુ અને મહાત્માની દૃષ્ટિ એક થાય છે.

અંગુલિમાળે મહાત્માને કહ્યું: "અરે બાબાજી! જ્યાં છો ત્યાં જ ઉભા રહો!"

મહાત્મા ચાલતા ચાલતા જવાબ આપે છે: "અરે! હું તો ઉભો જ છું પરંતુ તું ઉભો રહે!"

અંગુલિમાળને આશ્ચર્ય થાય છે. પોતે ચાલે છે છતાં કહે છે કે હું ઉભો છું અને હું ઉભો છું છતાં કહે છે કે તું ઉભો રહે? અંગુલિમાળ ફરીથી કહે છે: કેમ મહાત્મા! હું તો ઉભો છું છતા કહો છો કે તું ઉભો રહે? અને તમે ચાલો છો છતાં ઉભા છો એમ કેમ કહો છો? ગાંડા તો નથી થઈ ગયાને?"

મહાત્મા પ્રસન્ન ચિત્તે, પ્રસન્ન વદને, પ્રસન્ન ભાવે અંગુલિમાળને કહે છે: "ભાઈ! તું દ્રવ્યથી ઉભો છું, પણ ભાવથી તો તું ઉતાવળે ચાલી રહ્યો છે. જ્યારે હું દ્રવ્યથી ચાલુ છું પરન્તુ ભાવથી તો ઉભો જ છું."

અંગુલિમાળ કહે છે: "મહાત્મા! મને તમારી આ ગોટાળાવાળી જ્ઞાનની વાત નહિ સમજાય! કંઈક સમજણ પડે તેવી રીતે વાત કરોને?"

ભલામાણસ! "મહાત્મા બુધ્ધે કહ્યું: "તારા પરિણામોમાં, તારા વિચારોમાં તું હિંસા આચરી રહ્યો છે, અને બીજાઓને લૂંટી લેવાની, દુઃખી કરી, અત્યાચાર ગુજારી, આંગળીઓ કાપે છે. આ બધા પરિણામોમાં તું ઉભો છે છતાં તું પાપના માર્ગે દોડી રહ્યો છે!"

મહાત્મા બુધ્ધની સ્પષ્ટ અને અંતર સ્પર્શી જાય તેવી વાત હતી. તે સાંભળી અંગુલિ તો વિચારમાં પડી ગયો. ત્યાં તો મહાત્મા બુધ્ધ બોલ્યા:

"....ત્યારે હું ચાલતો આવું છું. પણ મારા પરિણામોમાં કોઈને મારવાની ઈચ્છા નથી, સર્વે મારા મિત્રો છે. સર્વ સાથે હું પ્રેમથી વાતો કરૂં છું. કોઈ મરતું હોય તો તેને જીવાડવા અને તેના દુઃખ ટાળવાની મારી ઈચ્છા છે, હું કોઈ માટે આફત સમાન નથી, મારે કોઈના પર અત્યાચાર કરવાના નથી, મારે લૂંટફાટ કરી દ્રવ્ય એકઠું કરવું નથી. એટલે હું મારા સ્વભાવમાં સ્થિર છું."

મહાત્મા બુધ્ધે જે કહ્યું છે. તે સઘળું એ અત્યાચારી અંગુલિમાળના અંતરમાં ઘોળાવા માંડયું છે. મહાત્મા બુધ્ધ ફરી બોલી ઉઠયા: "અરે ભલા માણુસ!" મહાત્મા બુધ્ધના શબ્દો જાણે અંગુલિમાળને તીરની જેમ લાગ્યા કારણ કે આજ સુધી તેને કોઈએ ભલો માણુસ કહ્યો ન હતો.

ફરી મહાત્મા બુધ્ધ બોલ્યા: "અંગુલિમાળ! તું તારા સ્વભાવમાં સ્થિર નથી. તું ચાલી રહ્યો છે....ઉભો નથી. પાપના માર્ગે તું જઈ રહ્યો છે....કયાં સુધી ચાલીશ?...એક દિવસ તું થાકી જઈશ!....અને હું? ઉભો છું, છતાં ઘણાં લાંબા સમય સુધી ચાલતો રહીશ!"

મહાત્મા બુધ્ધની વાત સાંભળીને અંગુલિમાળ જડ જેવો થઈને ઉભો રહી ગયો. મહાત્મા બુધ્ધ બોલ્યા: કયાં સુધી તું ચાલીશ, ભાઈ?....તું આ અનંત

સંસારમાં ક્યાં સુધી ગતિ કરીશ ?...ક્યાં સુધી ?....ક્યાં સુધી ?...." ને અંગુલિમાળનું આમૂલ પરિવર્તન થઈ ગયું. એ મહાત્મા બુધ્ધના ચરણોમાં પડી ગયો અને બોલ્યો.

"મહાત્મા! મારો ઉધ્ધાર કરો. મને તારો પ્રભુ! હું તો આપની પાસે સાધુતાનો સ્વીકાર કરી પાપનું પ્રક્ષાલન કરવા માંગુ છુ"

મહાત્મા બુધ્ધ તો આટલું જ ઇચ્છતા હતા કે, જો આ અત્યાચારી માણસના હૃદયનું પરિવર્તન થઈ જાય તો ઘણા નિર્દોષ માણસોના જીવ બચી જાય!

અંગુલિમાળ તો બુધ્ધના ચરણોમાં બેસી ગયો અને જીવન અર્પણ કરી દીધું.

અંગુલિમાળ ચોર, અત્યાચારી અને લૂંટારૂ મટીને ત્યાગી બની ગયો. તે સર્વ પાપ ત્યજીને મહાત્મા બુધ્ધના શરણે સાધુતાની સમાધિમાં લીન થઈ ગયો.

સંતોના આદેશો ક્યારેક આવા અત્યાચારી માણસના અંતરનું પણ પરિવર્તન કરી નાખે છે.

આ બાજુ રાજા પ્રસેનજીત સૈનિકો સાથે અંગુલિમાળને શોધતા થકા ત્યાં આવી પહોંચ્યા. રાજાએ દૂરથી મહાત્મા બુધ્ધને એક વૃક્ષની શીતળ છાયમાં બેઠેલા જોયા. તેઓ તુરત ઘોડા ઉપરથી ઉતરી નતમસ્તક બની વંદન કરી બોલ્યા: "મહાત્માજી! હું આપને વંદન કરૂં છું." આમ કહી તે ત્યાં બેસી ગયો. મહાત્માનું ધ્યાન પૂર્ણ થયું. રાજાને સામે બેઠેલા જોયા, તેના હાથમાં ખુલ્લી તલવાર જોઈને મહાત્માએ પૂછયું. "રાજન! આવડું મોટું લાવલશ્કર લઈને તમે કોઈ રાજા ઉપર શું ચઢાઈ કરવા જઈ રહ્યા છે?"

રાજા બોલ્યા: "ના મહાત્માજી" મારા રાજ્યમાં એક અત્યાચારી અંગુલિમાળ નામના માણસે હાહાકાર મચાવી દીધો છે. તેને પકડવા નીકળ્યો છું."

મહાત્મા બુધ્ધે રાજાને પૂછયું: "રાજન્, તું જેને પકડવા નીકળ્યો છે જેને તું મારવા નીકળ્યો છે. તે અત્યાચારી અંગુલિમાળના હૃદયનું પરિવર્તન થઈ ગયું હોય તો? તેણે આ સર્વ પાપોનો માર્ગ ત્યજી દીધો હોય તો?"

"ભંતે! તમે કહો છો, એ અશક્ય છે. એ મહાન અત્યાચારી છે.' "રાજન્! જેને તું શોધી રહ્યો છે, તે અહીં જ છે...મારી પાસે છે. ને તુરત જ રાજા ઉઘાડી તલવારે ઉભો થઈ ગયો. સૈનિકો તલવાર લઈ ધસી આવ્યા."

તુરત જ મહાત્મા બુધ્ધ બોલ્યા: "હે...હં રાજન! હવે તે અંગુલિમાળ માટે તારે તલવારની જરૂર નહિ પડે! જેને પકડવા માટે તું આવડું મોટું લાવલશ્કર લઇને નીકળ્યો છે, તે જ અંગુલિમાળ આ બેઠો!...બોલ, હવે તને કોણ લાગે છે? ડાકુ કે સંત?"

રાજા બોલી ઉઠયો :...કોણ આ અંગુલિમાળ ?...આ અત્યાચારી અંગુલિમાળ છે ?"

હે રાજન ! આ અંગુલિમાળ તે જ સંત છે ! જેને તું પકડવા નીકળ્યો છે, એ સંત છે આજે !"

રાજાના મનમાંથી અંગુલિમાળ પ્રત્યેની શત્રુતા મરી પરવારી. એને બદલે તે અંગુલિમાળ સંતને તેણે નમસ્કાર કર્યા ! અને ચરણરજ માથે ચઢાવી.

ને એ અંગુલિમાળ ચોર મટીને સંત બની ગયો ! વ્યક્તિ કાયમ એક જ ભાવમાં રહેતો નથી. તેના જીવનમાં કોઈ એવું નિમિત્ત આવી જાય છે કે તેનાથી તેનું પરિવર્તન થઈ જાય છે.

એ વેરને ભૂલી જાય છે. તેની સાથે મીઠું અને પ્રેમ ભર્યું વર્તન કરે છે. તેના દુર્ગુણ ભૂલી એના સદ્ગુણનું સ્વાગત કરે છે ! રાજાએ સંતની ભાવનામાં બેઠેલા ડાકુનું સ્વાગત કર્યું. તેના જીવનના ત્યાગના ગુણગાન કર્યા. અંતરથી સદ્ગુણ પ્રતિ તેને ગુણાંજલિ એ અર્પી ! છેલ્લે રાજાએ **બુદ્ધં શરણં ગચ્છામિ, સંઘં શરણં ગચ્છામિ અને ધમ્મં શરણં ગચ્છામિ** કહી મહાત્મા બુધ્ધના ચરણનો સ્પર્શ કર્યો અને નગર પ્રતિ પ્રયાણ કર્યું.

આજનો માણસ તો આદતથી લાચાર બન્યો છે. તેને જે વ્યક્તિ પ્રત્યે અણગમો થાય કે તેના દિલ-દિમાગમાં જે વાત ભરાઈ ગઈ હોય તે દૂર કરે જ નહિ. ઘટેલી ઘટનાને ઉલ્ટા પાસાથી જોયા કરે. આ આદતને બદલવાનો પ્રયત્ન કરે તો દુશ્મન મટી લોકો મિત્ર બને !

આપણે ત્યાં પ્રવચનમાં જ્ઞાતા ધર્મકથાંગ સૂત્રનો મલ્લી ભગવતીનો અધિકાર ચાલી રહ્યો છે. મલ્લીકુમારીએ જિતશત્રુ આદિ છએ રાજવીઓને પ્રતિબોધ કરીને પોતાના દીક્ષા લેવાના ભાવ પ્રગટ કર્યા છે. છએ રાજવીઓએ પણ આ સંસારનું સ્વરૂપ જાણી અંતરને મોહભાવથી દૂર કરી વૈરાગ્ય ભાવ તરફ તૈયાર કરેલ છે.

છએ રાજવીઓને મલ્લીકુમારીએ પ્રશ્ન કરેલ છે કે તમો શું કરવા માંગો છો ? તેના જવાબમાં તેઓ શું કહે છે તે સાંભળો !

**अम्हे वियणं देवाणु० संसारमय उव्विग्गा जाव भीया जम्मरणाणं देवाणुप्पियाणं सद्धिं मुंडाभविता जाव पव्वयामो**

હે દેવાનુપ્રિયે ! સંસાર ભયથી વ્યાકુળ તેમજ જન્મ મરણના ભયથી ત્રસ્ત થયેલા અમે પણ હે દેવાનુપ્રિય તમારી સાથે જ મુંડિત થઇને જિન દીક્ષા સ્વીકારીશું.

છએ રાજવીઓ મલ્લીકુમારીના ઉપદેશથી અને તેમની ત્યાગ વૈરાગ્યની ઉત્કૃષ્ટ ભાવનાથી દીક્ષા લેવા તૈયાર થયા છે. પરન્તુ તેઓને હજુ તેમના દેશ જઈ રાજ્ય

વ્યવસ્થા કરવાની બાકી છે. તેઓ મિથિલામાં તો યુદ્ધ કરી કુંભકરાજાને પરાજિત બનાવી મલ્લીકુમારીને મેળવવા માટે આવ્યા હતા, ત્યાં તો તેઓ જ મલ્લીના ઉપદેશથી રંગાઈ ગયા અને તેને ચરણે ચાલવા તૈયાર થઈ ગયા!

**વાહ વિધિના ખેલ! માણસ ઈચ્છે છે શું અને કુદરત આપે છે શું!**

છએ રાજવીઓના દીક્ષિત થવાના નિર્ણયને જાણી મલ્લીકુમારી તેઓને કહે છે.

**तएणं मल्ली अरहा·······जणं तुब्भेसंसार····पव्वयह, तं गच्छह····रज्जेहि···· ठावेह,·······दुरुहइ।**

જો તમો બધા સંસાર ભયથી વ્યાકુળ થઈને મારી સાથે જિનદીક્ષા ગ્રહણ કરવા ઈચ્છતા હો તો હે દેવાનુપ્રિયે! તમો પોતપોતાના રાજ્યમાં જાઓ અને ત્યાં પહેલાં રાજગાદીએ પોતપોતાના મોટા પુત્રને બેસાડો અને પછી હજાર પુરુષ ઉપાડે એવી (સહસ્રવાહિની) પાલખીઓમાં બેસો અને તે રીતે તૈયાર થઈને મારી પાસે આવો.

**तएणं ते जियसत्तु पामोक्खा मल्लिस्स अरहओ एयमट्ठं पडिसुणेंति**

મલ્લી અરિહંતની આ વાતને બધા જીતશત્રુ પ્રમુખ રાજાઓએ સ્વીકારી લીધી.

આ સમયે મલ્લી ભગવતીને એક વ્યવહારૂ વિચાર આવ્યો. આ બધા રાજાઓ હજુ તો પિતાની દૃષ્ટિએ શત્રુઓ જ છે. મારાપિતા પણ આ રાજવીઓના હૃદય-પરિવર્તનથી અજાણ છે. એટલે મારા પિતા મિથિલા નગરીના રાજા કુંભકે આ રાજાઓના પરિવર્તનની ભાવનાઓની કદર કરી સત્કાર સાથે સન્માન કરવું જોઈએ.

આવો વિચાર કરી મલ્લી ભગવતી છએ રાજવીઓને સાથે લઈ જવા તૈયાર થઈ.

**तएणं मल्ली अरहा ते जियसत्तु० गहाय जेणेव कुंभए तेणेव उवागच्छइ······· पाएसु, पाडेइ, तएणं···· सक्कारेइ**

મલ્લી અરિહંતે જીત શત્રુ પ્રમુખ છએ રાજાઓને પોતાની સાથે લીધા અને લઈને તેઓ કુંભક મહારાજા હતા ત્યાં ગયા. ત્યાં જઈને કુંભક રાજાના ચરણોમાં વંદન કરાવ્યાં.

મહારાજા કુંભકને પોતાની પુત્રી મલ્લી ઉપર અત્યંત શ્રદ્ધા હતી. તેમની બુદ્ધિની કુશળના પ્રતિ બહુમાન હતું. આજે જ્યારે મલ્લીએ છએ રાજવીઓને લઈને ત્યાં આવી ત્યારે મહારાજાને મને ઘણો હર્ષ થયો કારણ કે મલ્લીએ પોતાની આત્મીય શક્તિથી શત્રુ બનીને આવેલા તેઓ છએના હૃદય પલટાવી નાખી મિત્ર બનાવી લીધા

છે. રાજા પણ મલ્લીની આ યોગ્ય વ્યવહાર ઘટના અને બુધ્ધિ ચાતુર્ય વડે છએ રાજાવીઓને પ્રણામ કરાવતાં જોઈ ખૂબ જ આશ્ચર્યનો અનુભવ કર્યો.

મલ્લી ભગવતીએ પિતાજીને કહ્યું : "હે તાત ! હવે આ છએ રાજવીઓ આપના શત્રુ નથી પણ મિત્ર છે. એમનામાં હવે મોહ નથી તેમ તૃષ્ણા પણ નથી. તેઓ છએ આપના પણ મિત્ર બની ગયા છે. તેઓના અંતઃકરણ હવે નિર્મળ બન્યા છે. હું એકાદ વર્ષ પછી જિન પ્રવજ્યા અંગીકાર કરવાની છું. આ છએ રાજવીઓ પણ મારી સાથે રાજવૈભવનો ત્યાગ કરી દીક્ષા અંગીકાર કરવાને તૈયાર થયા છે, તેઓ તમારા પણ મિત્રો છે. હવે તો આ લોકો તમારા સારામાં સારા સન્માનના અધિકારી છે.

મલ્લી અરિહંતની વાત સાંભળી મિથિલાના નરેશ મહારાજા કુંભક સિંહાસન પરથી ઉભા થઈ, સર્વે રાજાઓને ભેટી પડયા. રાજાને તેઓ પ્રતિ અંતરમાં માન ઉત્પન્ન થયું અને તેઓનું સન્માન કરવાના ભાવ જાગ્યા. કુંભક રાજાએ તેઓને ચારે પ્રકારના આહારની સુંદર વાનીઓ બનાવડાવી પ્રેમથી પોતાના માનીને ભોજન કરાવ્યું. તેમનો સત્કાર કરવા યોગ્ય વસ્તુઓ મંગાવી,

"અરે ! આતો છએ રાજવીઓ સંસાર છોડી મુનિ (અણગાર) બનવાના છે. તેઓનું તો સારી રીતે સન્માન કરવું જોઈએ.

"ભાઈઓ ! તમારે ત્યાં દીક્ષાર્થીઓ આવે છે તો તમો તેમનું ભક્તિ પૂર્વક સન્માન કરો છો કે નહિ ? કેવી રીતે કરો છો ?" "ગુરુદેવ ! તે વૈરાગીઓને કુમકુમનું તિલક કરી અક્ષત લગાડી બેનો તેમને સત્કારે છે. તેમના ગળામાં સુખડનો હાર પહેરાવીએ છીએ રૂપિયાને કવરમાં બીડી ભેટ આપીએ છીએ. સૌ લોકો પસ ભરાવે છે. તેઓના કુમકુમના પગલા કપડામાં લઈએ છીએ અને મીઠું ભોજન કરાવીએ છીએ !"

કુંભક રાજાએ પણ મીઠું ભોજન જમાડી વસ્ત્રો, પુષ્પો અને સુગંધી પદાર્થો વડે છએ રાજાઓનું સન્માન કરી તેમની ત્યાગ ભાવનાનું સ્વાગત કર્યું અને ભાવભરી ભક્તિ દ્વારા વિદાઈ આપી.

### तएणं ते जियसत्तु पामोक्खा......त्ति मणं पहारेइ

છએ રાજવીઓ ત્યાંથી રવાના થઈ પોતપોતાના રાજ્યોમાં ગયા. ત્યાં હવે પોતાના મહેલમાં પહોંચી રાજકાજમાં પરોવાઈને-ત્યાગ માર્ગે જવા માટે રાજ્યની વ્યવસ્થા કેવી રીતે કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.

*

૯૪

# વૈરાગ્ય રંગ ભાવના

(આસો વદ ૯ તા. ૧૬-૧૦-૭૬ શનીવાર)

મોહ વિજેતા ભગવાન મહાવીરે સંસારના જીવોને વૈરાગ્યભરી રંગભાવનાવાળી વાણીનું પાન કરાવ્યું છે.

સમુદ્ર દર્શન લોક વ્યવહારમાં શુભ ગણાય છે. સમુદ્ર દર્શનથી તેની વિશાળતા, ગંભીરતા અને અગાધતાનું ભાન થાય છે. સમુદ્રમાં સદાકાળ ભરતી અને ઓટ ચાલ્યા જ કરે છે. ક્યારેક ક્યારેક તો તેના ઉછળતા મોઝાઓ માણુસના મનને આકર્ષી લે છે. તે ઉછળતા સફેદ દૂધ જેવા મોઝાઓ સમુદ્રની શક્તિનું જ્ઞાન પણ કરાવે છે.

સમુદ્ર ગમે તેવો સારો અને સુંદર હોવા છતાં તેનું એક પણ બુંદ (ટીપું) પીવા કોઈ તૈયાર થતું નથી. સમુદ્રને કિનારે વસતા લોકો દુષ્કાળના સમયમાં પોતાના પ્રાણુને બચાવવા પાણીને શોધતા ફરતા હોય છે. પરંતુ અગાધ પાણીથી ભરેલો તે સાગર જળ વિહોણુા મરતાં માનવીઓના પ્રાણુને બચાવી શકે ખરો!

જેમ સાગર ખારો છે, તેમ સંસાર સાગર પણ ખારો છે. કુટુંબ, સગાવહાલા, સંતાનો વગેરેની આળપંપાળ તેના વ્યવહારો વગેરે માનવ જીવનને ખારૂં પણ બનાવી દે છે. માનવો આ સંસાર મીઠો બનાવવા અને પોતાની તૃષ્ણાને પૂર્ણ કરવા લાખ પ્રયાસ કરે છે. વેપાર, ધંધો, પૈસો, મીલ, કારખાના વગેરેની પાછળ જે મહેનત કરવામાં આવે છે તેનું પ્રયોજન શું છે? એક જ કામના છે કે પૈસો મેળવી સુખી બની જઈએ. સંસારના ભૌતિક સાધનોને વસાવી તેનો ભોગવટો કરવાથી કોઈ સુખી થઈ શકતું નથી.

## સંસાર તો ખારો સમુદ્ર છે.

સંસાર તો જંજાળનું ઘર છે. લોકો તો આધિ-વ્યાધિ-ઉપાધિ, જન્મ-જરા અને મૃત્યુને આધીન બની દુઃખી બની જાય છે. જેણે આવા ખારા સંસારના ભાવોને જાણ્યા છે, સમજવા પ્રયત્ન કર્યો છે તેવા લોકો પુરુષાર્થ કરે તો આ દુઃખી સંસારથી મુક્ત બની શકે છે.

તમો એમ કહ્યા કરો છો કે અમે સંસારને જાણીએ છીએ. ભલા! એવો કોણ ડાહ્યો સજ્જન હોય કે જે આવા ખારા સંસારને જાણવા છતાં તેના પાણીને છોડવા તૈયાર ન થાય?

એક નાનું બાળક છે, તેને ખબર નથી કે અગ્નિનો સ્પર્શ કરવાથી દાઝી જવાય છે. પરંતુ જ્યારે તે અગ્નિનો સ્પર્શ કરીને તેને જાણતો થઈ જાય છે ત્યારે તે ભૂલથી પણ તેનો સ્પર્શ કરવા જતો નથી કારણ કે તેને અગ્નિનું જ્ઞાન થઈ ગયું છે તેના ફળને તે જાણતો થઈ ગયો છે. તેમ જેણે આ ખાર સંસારના ભાવો જાણી લીધા છે તે ફરી આ સંસારને માણવા માટે ઉભો રહે ખરો? "કેમ રસીકભાઈ! તમો કંઈ ઉત્તર આપતા નથી? "શું તમે સંસારને હજુ નથી જાણ્યો? જાણવામાં હવે કેટલું બાકી છે? વાતને હસીને કાઢી ન નાખશો? તેમાંથી કંઈક સાર મેળવવાનો પ્રયત્ન કરો!"

તમો રોજ રોજ કહ્યા કરો છો કે આ મારા પુત્રો, આ મારું ઘર, આ મારું શરીર, આ મારા ભોગ, આ મારો વિલાસ, આ મારી કામના, આ મારા સુખ! જ્યાં હોય ત્યાં "મારું" લેબલ લગાડીને કહેતા ફરતા રહો છો. તો આમાં તમારું શું છે? જ્ઞાનીજનો સામે તો તમારી અજ્ઞાનતાનું જ દર્શન થાય છે. "મારું મારું" કરનારને ખરેખર જ્ઞાન થઈ જાય કે આમાં મારું શું છે? તો તેને પોતાનું બનાવી રાખવા પ્રયત્ન કરે ખરો? આ ભૌતિક અલ્પ સુખો ભોગવવા જતા માનવ ભવિષ્યના મહાન સુખોનો નાશ કરે છે.

Unwise persons destroy the unbroken series of happiness to be attained in their future eives for the sake of the worldly scanty happiness of this life, while the wise forsake the worldly pleasures of this life for the purpose of the future infinite bliss.

અણસમજુ માણસો ઐહિક અલ્પ સુખને માટે ભવિષ્યના મહાન સુખનો નાશ કરે છે, જ્યારે સુજ્ઞ મનુષ્યો ભવિષ્યના અનંત સુખને માટે ઐહિક વૈષયિક ભોગવિલાસનો ત્યાગ કરે છે.

જ્ઞાનીજનો ફરમાવે છે કે તું કોઈને માટે કશીએ કામના ન રાખ! તું તારા સ્વાર્થને પણ છોડી દે. જો તારે કલ્યાણ કરવું હોય તો!

## વૈરાગી કોને કહેવાય?

**જેને જડ પદાર્થોની નશ્વરતાનું ભાન થાય તે વૈરાગી.**
**જે જડ અને ચૈતન્યની મમતા છોડવા તૈયાર થાય તે વૈરાગી.**
**જે સંસારમાં રહેવા છતાં કમલની જેમ અલિપ્ત રહે તે વૈરાગી.**
**સંસારના ભાવોને યથાતથ્ય સમજી તેના ત્યાગની તૈયારી તે વૈરાગી.**
**જે રાગ-દ્વેષના બંધનોથી મુક્ત થવાનો પ્રયત્ન કરે તે વૈરાગી.**

## સંસાર તો સ્વાર્થનો સગો છે.

મગધનો અધિપતિ મહારાજા શ્રેણિક એકવાર વિહાર યાત્રાએ નીકળ્યો હતો. તેણે રાજગૃહી નગરીના મંડિકુક્ષિ નામે ઉદ્યાનમાં થાક ઉતારવા પ્રવેશ કર્યો. ત્યાં તેણે વૃક્ષની શીતલ છાંયડીમાં બેઠેલા એક સંતને જોયા. સંત ધ્યાન મુદ્રામાં હતા. શ્રેણિક રાજા આ સંયમશીલ, સમાધિશીલ સુકુમાર–પ્રસન્ન ચિત્ત સંતને નિહાળે છે. મુનિના રૂપ, યૌવન, તેજ અને સૌમ્યતાને જોઈ તેને આશ્ચર્ય થયું.

अहो वण्णो अहो रुवं, अहो अज्जस्स सोमया।
अहो खन्ति अहो मुत्ति, अहो भोगे असंगया॥ ઉત્ત. ૨૦- ६

રાજાના આશ્ચર્યને બતાવવા શાસ્ત્રકાર ફરમાવે છે. અદ્ભુત રૂપ, અદ્ભુત આકૃતિ, અદ્ભુત આર્યકાંતિ, અદ્ભુત ક્ષમા, અદ્ભુત નિસ્પૃહતા અને અદ્ભુત ભોગમાં અનાસક્તિ!

રાજા મુનિને પ્રદક્ષિણા પૂર્વક વંદન કરી તેની પાસે બેસી ગયો. અને હાથ જોડી પૂછવા લાગ્યો. "અરે મુનિરાજ! તમે કોણ છો? હું તમારો પરિચય કરવા ચાહુ છું. યૌવનને આગણે આવી કઠોર તપશ્ચર્યા!"

अणाहो मि महाराया, नाहो मज्झ न विज्जइ।
अणुकम्पगं सुहिं वावि, कंचि नाहि तुमे महं॥ ૨૦- ९

રાજાની શંકાનું સમાધાન કરતાં સંત કહે છે. "મહારાજ! હું અનાથ છું મારો કોઈ નાથ નથી. મારા ઉપર અનુકમ્પા કરનાર કોઈ મિત્ર નથી."

આ વાત સાંભળી રાજા તો હસવા લાગ્યો, તેને થયું કે આવડી મોટી ઋધ્ધિવાળા સંતને પણ કોઈ નાથ નથી શું? અરે! આવા સૌમ્ય અને સત્ત્વશીલ વ્યક્તિના નાથ બનવું એ પણ મોટું સૌભાગ્ય છે. એમ વિચારી રાજાએ સંતને કહ્યું:

હે સંયતિ! હું તમારો નાથ થાઉ છું, કારણ કે આ જગતમાં તમારું કોઈ નથી. તમો અનાથ છો. આ તમારું શરીર ત્યાગ માટે નથી. તમે તો હજુ યુવાન છો. તમારું રૂપ તો જુઓ, કેવું ચમકી રહ્યું છે? ચાલો, મારા રાજમાં ત્યાં આપ મિત્ર જ્ઞાતિયુક્ત ભોગોને ભોગવો, ખાઓ, પીઓ અને મઝા કરો. આ માનવ જન્મ ખરેખર દુર્લભ છે.

રાજાએ મુનિને ભોગ ભોગવવાનું આમંત્રણ આપ્યું. ભોગી અને સંસારી બીજું શું આપી શકે?

अप्पणा वि अणाहो सि, सेणिया मगहाहिवा।
अप्पणा अणाहो सन्तो, कस्स नाहो भविस्ससि॥ ૨૦-૧૨

રાજા શ્રેણિકનું આમંત્રણ સાંભળી મુનિ કહે છે." અરે મગધના અધિપતિ

શ્રેણિક! તું પોતે જ અનાથ છો. ત્યાં બીજાનો નાથ થવાની વાત જ ક્યાં રહી?" મુનિરાજના શબ્દો સાંભળીને રાજાની તો છાતી જ વીંધાઈ ગઈ. અરે! આને ખબર છે કે નથી, હું કોણ છું? ખરેખર રાજા વિસ્મિત થયો. વ્યાકુળ થયો અને અત્યંત આશ્ચર્ય થયું. તેનાથી આ વાત સહેવાઈ નહિ એટલે બોલી ઊઠયો.

"હે મુનિ! મારી પાસે અશ્વો, હાથી, મનુષ્યો, નગર અને અન્તઃપુર છે. ચારે બાજુ મારી આજ્ઞા વરતાઈ રહી છે. હું તો માનવોચિત યોગ્ય ભોગોને ભોગવું છું." આવી જાતની પ્રધાન સમૃદ્ધિ અને બધા પ્રકારના કામભોગ હોવા છતાં હું અનાથ કેવી રીતે છું? હે પ્રભુ! આપ મૃષા–અસત્ય તો નથી બોલતા ને?"

આ અનાથતા અને સનાથતા શું છે? તે સમજવા માટે એક ચોમાસાની જરૂર છે. ચાર માસ વગર આ અનાથતાને સમજી ન શકાય! આ બધી વાતમાં રાજાને તીવ્ર તમન્ના જાગી કે હું જેને સનાથ બનાવવા માગું છું એ મને અનાથ શા માટે કહે છે?

રાજાના સમાધાન માટે મુનિરાજ હવે અંતર ખોલીને વાત કરે છે.

कोसम्बीनाम नयरी, पुराण पुरभेयणी ।
तत्थ आसी पिया मज्झ, पभूय धणसंचओ ॥ २०-१८

पढमे वओ महाराया, अउला मे अच्छिवेयणा ।
अहोत्था विउलो दाहो, सव्वंगेसु य पत्थिवा ॥ २०-१९

જુઓ રાજન સાંભળો! પ્રાચીન નગરીઓમાં શ્રેષ્ઠ એવી કૌશાંબીક નામે નગરી છે. ત્યાં પ્રભૂત ધન સંચય એવા મારા પિતા છે. મારે માતા છે, ભાઈઓ છે અરે રાજન! હું તો પરણિત છું. મારા પિતા તો મોટા ધનવાન છે. તેને તો લખલૂંટ આવક છે. એવા અમીરનો હું પુત્ર છું! મારા પૂર્વજન્મના કર્મોદયે કરી, મારી પ્રથમની આ નાની ઉંમરમાં જ મને આંખોમાં અતુલ પીડા ઉત્પન્ન થયેલી. તેના કારણે મારા આખાએ શરીરમાં બળતરા થવા લાગી. જેવી રીતે કોઈ ક્રોધી દુશ્મન શરીરના મર્મ ભાગમાં પરમ તીક્ષ્ણ શસ્ત્ર ભોંકી દે એવી વેદના મારી આંખોમાં થતી હતી. ઈન્દ્રનું વજ્ર વાગવાથી જેવી વેદના થાય. તેવી ઘોર અને મહા ભયંકર દુઃખદાયી વેદના મારી કમર, હૃદય અને માથામાં થતી હતી. મારા પિતાએ મારી ચિકિત્સા કરવા માટે વિદ્યા, મંત્ર, મૂલ અને શસ્ત્ર ચિકિત્સામાં કુશળ અને વિશારદ એવા આચાર્યોને બોલાવ્યા. તેઓ મારા હિતાર્થે ચતુર્વિધ ચિકિત્સા કરતા હતા. અનેક દિવસો સુધી વિવિધ પ્રયોગો કર્યા, ઘણી સંપત્તિ ખર્ચ્યા, છતાં તેઓ મને દુઃખથી અંશમાત્ર મુક્ત ન કરી શક્યા. મને જરાએ શાતા ન ઉપજાવી શક્યા. આવી મારી અનાથતા હતી.

આપણે ત્યાં આ વિષયની એક જુની વાત ચાલે છે કે જ્યારે અનાથિને અસહ્ય વેદના અને પીડા રહી ત્યારે એક બુધ્ધિશાળી વૈદ્ય આવ્યો. તેણે મારા પિતાને કહ્યું: "જુઓ શેઠ! તમારા પુત્રને સાજો કરવો હોય તો મારી પાસે એક ઈલાજ છે. તમારે હું કહું તે મુજબ કરવું પડશે." મારા પિતાએ હા પાડી. અને વૈદ્યરાજે ઈલાજ શરૂ કર્યો. એક દિવસ સીધો સુવડાવ્યો. મારી ઉપર એક સફેદ નવું કપડું ઓઢાડયું. મને એક ઔષધિવાળું મિશ્રણ પીવડાવ્યું. જેવું મેં તેને ગળાથી નીચે ઉતાર્યું કે મારા શરીરની બધી ગરમી શોષાવા લાગી અને કપડું રોગના પાણીથી ભીંજાઈ ગયું. વૈદ્યરાજે તે કપડાને મારા શરીર ઉપરથી ઉતારી તેને એક ગ્લાસમાં નીચોવી લીધું. મારા શરીરની ગરમીના સઘળા ઝેરથી તે ગ્લાસ ભરાઈ ગયું. મને ખૂબ જ ઠંડક મળી અને શાંતિથી ઉંઘ આવવા લાગી. ત્યાં તો વૈદ્યરાજે એક વાત બહાર પાડી કે "શેઠ જુઓ! આ તમારો પુત્ર એકદમ સારો થઈ ગયો છે. તેની બિમારીનું સઘળું ઝેર આ ગ્લાસમાં" છે. હવે તમો કે તમારા કુટુમ્બમાંથી કોઈ વ્યક્તિ આ ગ્લાસને પી જશે તો આ તમારો રાજકુમાર જેવો પુત્ર નિરોગી રહેશે. નહિ તો આ ઝેર ફરી તેના શરીર ઉપર છાંટી દેવામાં આવશે અને તેની ભયંકર બિમારી ચાલુ થશે. જેવી તમારા સૌની ઈચ્છા.

વૈદ્યરાજે પ્રથમ જ મારા પિતાને કહ્યું: "લો આ ગ્લાસ પી જાઓ." તેઓ બોલ્યા: મારી તો ઉંમર થઈ છે, મારે હજુ ધર્મ ધ્યાન કરવું બાકી છે હું કેવી રીતે પી શકું?" આની માતાને આપો, તે બહુ જ રડે છે તે જરૂર પી જશે. માતાએ પણ ના કહી. ઘરના સૌ વ્યક્તિને કહેવામાં આવ્યું. સૌએ ના કહી ત્યારે મારી પત્નીને પણ ગ્લાસ દેવામાં આવ્યો જે મારા માટે અત્યંત પ્રેમ રાખતી હતી, જે પતિવ્રતા પત્ની મારી પાસે બેસીને અશ્રુભરી આંખોથી મારા હૃદયને ભીંજવતી હતી, એ મારાથી જાણ્યે-અજાણે પણ અન્ન-પાણી, સ્નાન, સુગંધ, વિલેપન, માલા આદિનું સેવન પણ કરતી ન હતી. રાજન્! એ પત્ની મારાથી એક ક્ષણવાર પણ વિખૂટી પડતી ન હતી. તેણે પણ ના પાડી દીધી. અને મને કોઈ બચાવવા તૈયાર થયું નહિ. જેથી તે ગ્લાસનું ઝેર વૈદ્યરાજે મારા શરીર ઉપર છાંટી દીધું અને હું ભયંકર વેદના ભોગવવા લાગ્યો. વૈદ્યરાજ ચાલ્યો ગયો. જુઓ! આ મારી અનાથતા છે.

મેં વિચાર્યું કે આ અનંત સંસારમાં આવી દુઃસહ વેદના વારંવાર સહન કરી છે. હવે આનાથી બચવા મેં એક સંકલ્પ કર્યો.

सयं च जइ मुच्चेजा, वेयणा विउला इओ ।
खन्तो दन्तो निरारम्भो, पव्वए अणगारियं ॥ २०-३२

હવે જો એકવાર હું આ વિપુલ વેદનાથી મુક્ત બનું તો ક્ષાંત, દાંત નિરારંભ

પ્રવ્રજ્યાને ધારણ કરી અણગાર બનું. આમ ચિંતવીને હું સૂઈ ગયો, રાત્રિ પસાર થવા લાગી અને મારી વેદના પણ શાંત બની ગઈ. સંસારના સ્વાર્થને નિહાળી મને પૂર્ણ વૈરાગ્ય પ્રગટ્યો મેં જોઈ લીધું કે આ સંસારમાં મારું કોઈ નથી. સૌ સ્વાર્થના જ સગાં છે. મેં સવારે ઊઠી દીક્ષાને ધારણ કરી છે.

રાજન્! આ મારી અનાથતા છે. બોલો આ સંસારમાં આપણું કોઈ બની શકે તેમ છે? શું તમે પણ મારા નાથ બની શકો તેમ છો? રાજાએ મુનિના ચરણોમાં નમસ્કાર કર્યા અને ધર્મવાદ સાંભળી વિદાય લીધી.

મલ્લીકુમારીના સત્પ્રયાસે છએ રાજાઓને પણ સસાર ઉપરથી વૈરાગ્ય પ્રગટ્યો છે. કુંભકરાજાએ તે છએ રાજવીઓના વૈરાગ્ય ભાવનું સન્માન કરેલ છે. તેઓ એક વર્ષ પછી મલ્લીના કહેવા મુજબ રાજ્યની વ્યવસ્થા કરી દીક્ષા લેવા માટે આવશે. તેઓએ પાકો નિર્ણય કરેલો છે. પોતપોતાના રાજ્યમાં પહોંચી ગયા છે.

રાજ્ય પ્રવેશ વેળાએ તેઓના હૃદય પરિણામો નિર્મળ બન્યા છે. તેમના જીવનનું ચિત્ર ખરેખર વૈરાગ્ય ભાવથી ચમકી રહ્યું છે. તેમના રોમેરોમમાં વૈરાગ્ય ભરેલો છે. રાજવીઓ રાજ્યસભામાં પોતાના મંત્રીઓ, પ્રધાનો, શ્રેષ્ઠિઓ, રાજ્ય અંતઃપુરના કુટુંબી વગેરે જનોને બોલાવે છે અને પોતાનો અંતર અવાજ પ્રગટ કરે છે. રાજાના અંતર નાદમાં ત્યાગ છે, શૂરવીરતા છે. વૈરાગ્યનું દર્શન છે. આત્મકલ્યાણની તમન્ના છે. સર્વજનો રાજાઓના અંતર નાદને વિવેકપૂર્વક સાંભળે છે. રાજાએ દીક્ષા ગ્રહણની ભાવના જાહેર કરી. જનતા તો કંઈક નવી વાત સાંભળવા એકઠી થઈ છે. એ તો સમજે છે કે રાજા મલ્લીકુમારીનું પાણી ગ્રહણ કરીને આવ્યા હશે. કંઈક નવી નવી વાતો સાંભળવા મળશે! પરંતુ મહારાજાનું અંતર નિવેદન પ્રગટ થતાં જનતા તો ચોંકી ગઈ! અરે! મહારાજ શું કાર્ય માટે ગયા હતા અને શું લઈને આવ્યા? એના તો અંતરમાં વૈરાગ્ય આવ્યો છે.

## ધન્ય ધન્ય મલ્લીકુમારી!

રાજા સૌની સામે ઘટેલો ઘટના કહી બતાવે છે. સૌ પરિજનો શાંતિથી સાંભળે છે. મલ્લીકુમારીના નિમિત્ત કારણે અમોને મહા વૈરાગ્ય ઉત્પન્ન થયો છે. અમોને સંસારની નશ્વરતાનું ભાન થઈ ગયું છે. રાજાને કેવો વૈરાગ્ય જાગ્યો છે, તે તેના દિલની ભાવના પ્રગટ કરી રહી છે. પવિત્ર વ્યક્તિના પરિચયમાં આવી રાજવી વૈરાગી બની ગયા, તે જાણી સૌને આનંદ થાય છે. પાત્રની પવિત્રતા વગર તેમાં સ્વસ્તિક સાથિયા કેમ પૂરી શકાય? અંતરની પવિત્રતાથી સંસારની આ કુરૂપતા, કઠોરતા અને કર્કશતા ત્યજી શકાય છે. રાજાના વૈરાગ્યની વાતો સાંભળી લોકોને મનમાં વિચાર થાય છે. અરે! આવું રાજસુખ, આવો વૈભવ આવી કામનાઓ છોડી રાજા આવો કઠોર માર્ગ

ગ્રહણ કરશે ? આ શરીરની સુંવાળપ, આ સુખ અને આ ભાત-ભાતના ભોજન ત્યાગી ઘેર ઘેર ગોચરીએ નીકળશે ?

સૌના હૈયા ગદગદિત થઈ ગયા અને આંખમાં આંસુ આવી જાય છે.

**વાહ ! વૈરાગ્યથી ભરેલા રાજવીને અમ અંતરના અભિનંદન !**

રાજા રાજ્ય વહીવટીઓનો સહકાર અને સહયોગ માગે છે. રાજા ત્યાગના સહામાર્ગે જવા તૈયાર થયા છે. પરંતુ રાજનું હિત કરીને, રાજની વ્યવસ્થા કરીને અને રાજ્યનું મંગળ કરીને જવા માગે છે. રાજા કર્તવ્યશીલ બની સૌના સહકારની માંગણી કરી છે. અંતે રાજવીનો ત્યાગ માર્ગ નિશ્ચિત છે. એમ સમજીને જનતા તો રડી પડી છે. કેવો રાજા પ્રત્યે આદર ભાવ છે ? હવે રાજવીની વાત સાંભળી લોકો કેવો સહકાર આપે છે અને રાજ્યની વ્યવસ્થા માટે શું કરશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૯૫

# સંસારને સ્વર્ગ બનાવો !

(આસો વદ ૧૦ તા. ૧૭-૧૦-૭૬ રવિવાર)

અનંતજ્ઞાની ભગવંતોએ સંસારની વિવિધતાઓની પરૂપણા કરી છે. આપણે સંસારના પ્રાણીઓ છીએ. અન્ય પ્રાણીઓ કરતાં આપણા સૌમાં એક વિશેષતા તરવરી રહી છે, જેનું નામ છે વિવેક અને સમજણ. આ સમજણનો ઉપયોગ માનવને શામાં કરવાનો છે ?

**વિવેક અને સમજણ સંસારને સ્વર્ગ બનાવે છે.**

પ્રત્યેક માનવ પોતાના સંસારને મીઠો અને સુંદર બનાવવા ઇચ્છે પરન્તુ સંસારને મીઠો બનાવવો એટલે તેને સ્વર્ગ સમો સુખદાયી બનાવવો ! " કેમ તુરખીયા આ વાત બરાબર છે ને ? " તો સંસારને સ્વર્ગ સમ બનાવતાં પૂર્વે સંસારના ભાવને તો સમજવા પડશે કે કેમ ?

જ્યાં આપણો અનંત કાળનો વાસ છે, તેનું નામ સંસાર !
જ્યાં જન્મ, જરા અને મૃત્યુ થાય છે, તેનું નામ સંસાર !
જ્યાં આધિ, વ્યાધિ અને ઉપાધિ રહે છે, તેનું નામ સંસાર !
જ્યાં અનેક પ્રકારના કષ્ટો પડે છે, તેનું નામ સંસાર !

**જ્યાં અનંતા દુઃખ અને પીડાઓ છે, તેનું નામ સંસાર !**
**જ્યાં સુખ નથી પરન્તુ સુખાભાસ છે, તેનું નામ સંસાર !**

હવે તમે સમજી શકયા કે સંસાર શું છે? આપણો આવો સંસાર છે ? માનવ આવા વેર-ઝેર-ક્લેષ-દુઃખ-દરિદ્રતાભર્યા સંસારને બદલવા માગે છે. સંસારનું આ અશાંત ચિત્ર તમોને બિહામણું અને ભયંકર લાગે છે. તેની બદલવાની ઇચ્છા કરો છો તે વાત સત્ય છે પરન્તુ પ્રથમ એ વાતને સમજવી પડશે કે આ સંસારનું આવું બેહુદું, અણગમ, નઠારું ચિત્ર કોણે બનાવ્યું ?

## સંસાર ચિત્રનો સર્જક કોણ ?

તમોએ ક્યારેય પણ એવો વિચાર કર્યો છે કે આ સંસારનું આવું વિચિત્ર ચિત્ર બનાવનાર કોણ છે? "શું તમોને એમ લાગે છે કે આ ચિત્ર બનાવનાર ભગવાન છે ?" તમારું મગજ શું જવાબ આપે છે? "ના' ના, ભગવાન કાંઈ આવું ચિત્ર ન બનાવે !" તો પછી આ સંસારની વિચિત્રતાનો સર્જક કોણ છે ?"

જુઓ, સાંભળો ! આ સંસારના આપણે પાત્રો છીએ. આપણા સૌની અંદર એક સંસાર છે. જેને માયા-પ્રકૃતિ-કર્મ-વાસના એવા નામ આપવામાં આવ્યા છે. જેની અંદર જેવો સંસાર છે તેને બહારમાં તેવા સંસારનું દર્શન થાય છે. ભગવાન મહાવીરે ફરમાવેલ છે કે जहा अन्तो तहा बाहिं જેવું અંદર છે તેવું બહાર આવશે. કુવામાં હોય તેવું અવેડામાં આવે આ કહેવત પણ એ જ કહી જાય છે.

## સંસાર બદલવા કરતાં તમો બદલો !

આ સંસાર તમોને નરક સમાન ભયંકર લાગતો હોય અને તેને તમારે સ્વર્ગ જેવો બનાવવો હોય તો એક વાતનું ધ્યાન રાખવું પડશે. તે વાત એ છે કે સંસારને બદલવા કરતાં તમો બદલાઈ જાઓ. તમારું જીવન સુધારો ! જીંદગીમાં કંઈક પણ પરિવર્તન લાવો.

**પ્રકૃતિમાં પરિવર્તન લાવ્યા વગર સંસાર ન બદલે !**
**સ્વભાવમાં પરિવર્તન આવ્યા વિના સંસાર ન બદલે !**
**આદતમાં ફેરફાર કર્યા વિના સંસાર ન બદલે !**
**કુટેવને છોડયા વિના તમારો સંસાર ન બદલે !**
**વ્યસનને છોડયા વગર તમારો સંસાર ન બદલે !**
**ફેશનને મૂકયા વિના તમારું સ્વરૂપ ન બદલે !**

આજના સંસારને ઝેર ભર્યો સંસાર ગણવામાં આવે છે. માનવનું મન ઘણું અશાંત છે. તે અશાંતિના કારણોમાં આ એક ભયંકર છે તે ઝેરના વમન વિના

આરામ અને શાંતિ ક્યાંથી હોય ? આ ઝેરનું નામ છે ઈર્ષા–દ્વેષ–તિરસ્કાર–અણગમો આવા અનેક તત્ત્વો છે. આ બધા તત્ત્વોને અંતર દૂષણોને દૂર કર્યા સિવાય સંસારને સ્વર્ગ કેવી રીતે બનાવી શકાય ?

માની લો કે કોઈ એક ઘરમાં વીજળીનો ચારે તરફથી પ્રકાશ આવે છે. આ પ્રકાશ તેને જોઇતો નથી એને તો સૂઈ જવું છે. તો પછી આ પ્રકાશને દૂર કરવા તેને શું કરવું જોઈએ ? પ્રથમ તો એ કે સ્વીચ બંધ કરી દેવી જાઈએ. બીજી વાત એ કે તેની સ્વીચ ત્યાં ન હોય તો ગ્લોબ ઉતારી નાખવો જોઈએ, કદાચ ગ્લોબ ઊંચે હોય અને પોતે પહોંચી શકે તેમ ન હોય તો ? તો એને ગ્લોબને ફોડી પણ નાખવો પડે ! ગ્લોબને દૂર કર્યા વિના બીજો કોઈ ઉપાય નથી. અથવા વાયરને કાપી નાખવું યા fitting ને ખોલી નાખવું પડે, કેમ ભાઈઓ ! બોલો ને શું કરવું જોઈએ. હા આવું જ કંઈક કરવું જ પડે છે. તેના વગર અનુકૂળતા ન આવે.

તમોને આ સંસાર ગમતો નથી તેને સ્વર્ગ બનાવવું છે તો કંઈક પણ પરિવર્તન લાવ્યા વિના કેમ બની શકશે ? શું માણસોને કાઢી મૂકવા, પશુઓનો સંહાર કરવો, સમુદ્રને ઉલેચી નાખવો. આકાશને તોડી નાખવું, નદીઓને સુકવી નાખવી કે જંગલોને કાપી નાખવા ? શું કરવું ? આ રીતે તો સંસાર સ્વર્ગ બની શકશે નહિ !

ના. તારા જીવનના પાવર–હાઉસની મેઈન સ્વીચ છે. જેને સંસારની key કહેવાય છે. સારા–માઠા પ્રસંગો કે અટપટા સંયોગો આવે તો મનરૂપી switch સ્વીચને દબાવી દે. જેનાથી આ સંસારનું વાતાવરણ બદલી જશે.

જો તારું મન સુધર્યું તો તારો સંસાર સુધરી જશે.
જો તારું ઘર સુધર્યું તો તારો સંસાર સુધરી જશે.
જો તારું કુટુંબ સુધર્યું તો તારો સંસાર સુધરી જશે.

માણસ હંમેશા સંસારને દુનિયાને સુધારવાની વાતો કરે છે, પરન્તુ તેના મનમાં પડેલા દ્વેષ રૂપ સંસારને જતો કરી શકતો નથી. પોતાને સુધરવું નથી. જો વાતો કરનાર જ સુધરવા લાગે તો સંસાર પણ સુધરતો થઈ જાય. સૌથી અગત્યની વાત તો એ જ છે કે પોતાએ સુધરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

એક વિદ્વાને સંસારને સ્વર્ગ બનાવવા માટેના ત્રણ સાધનો બતાવ્યા છે. પ્રથમ સાધન છે ભક્તિ, બીજું સાધન છે પ્રેમ અને ત્રીજું સાધન છે વાત્સલ્ય. "તમારા સૌના ઘરમાં આ ત્રણ સાધન તો હશે ?" "ના, ના, ત્રણમાંથી એકે નથી." તો પછી તમો તમારા સંસારને સ્વર્ગ કઈ રીતે બનાવશો ?

દિવાળીના નવા દિવસો આવી રહ્યા છે. ઘરને શુધ્ધ કરવા માટે કેટલી મહેનત કરો છો ? નવા-નવા સાધનો, વસ્તુઓ ખરીદીને વસાવવા માટે વિચારણા કરી રહ્યા છો. તો આ ત્રણ સાધન માટે શું ? જરા પોતા તરફ દષ્ટિ કરો કે કોના ઘરમાં કેટલો પ્રેમ છે ? કોના કોના હૃદયમાં ભક્તિ ભરી છે ? કોના કોના ઘરમાં વાત્સલ્ય ભર્યું છે ? જેના ઘર-ઘરમાં આ ત્રણ સાધન વસી ગયા તેનું ઘર સ્વર્ગ સરીખું બની જશે.

## સંસાર વિકૃતિના ત્રણ સાધનો !

કોઈને બદલવાની વાતો ન કરો. માત્ર તમારા મનની સ્વીચ બદલો Out આઉટ છે તેને in ઈન કરો. up અપ છે તેને Down ડાઉન કરો. જે પોતાની જાતને બદલવાની વાત નથી કરતો તેનું મન ઈર્ષ્યાથી, ક્લેષથી અને દ્વેષથી ભર્યું છે. તેને સુખ અને શાંતિ કેવી રીતે મળી શકે ? માણસ શાંતિ અને સમાધિ માટે ઘણી શોધખોળ કરે છે. તેને જે જોઈએ છે તેને માટે તે બહારમાં દોડધૂપ કરે છે પરંતુ તેણે પોતાના ઘરમાં જ એવા ત્રણ સાધનો વસાવી દીધા છે કે જેનાથી શાંતિ સમાધિ આવી શકે નહિ. તે ત્રણ સાધનો તમો જાણો છો ? તેનાથી તમારો સંસાર વિકૃત બન્યો છે. તેના નામ છે. ઈર્ષા, દ્વેષ અને ક્લેશ. આ ત્રણ સાધનો કોના કોના ઘરમાં નથી ? તમો કોઇ એમ કહી શકો તેમ છો કે

**અમારા ઘરમા દ્વેષ નથી !**
**અમારા ઘરમાં ઈર્ષા નથી !**
**અમારા ઘરમાં કલેશ નથી !**

છે આવું કોઇ ઘર કે જેને ત્યાં આવા ત્રણ અવગુણો ન હોય ? છે ને ? આનું નામ છે બળતો સંસાર. આવો આ સંસાર જોયા, જાણ્યા અને માણ્યા પછી પરિવર્તન લાવવું જોઈએ. તેના વગર શાંતિ નથી.

## શું કરવાથી સંસાર બદલે ?

રુદન કરવાથી સંસાર બદલી શકવાનો નથી.

ભાગી જવાથી સંસાર બદલી શકતો નથી.

કોઈના મૃત્યુથી સંસાર બદલી જતો નથી.

અસત્યના પ્રયોગથી સંસાર બદલી શકતો નથી.

જો આ સંસાર બદલવો હોય તો ભક્તિ કરો, પ્રેમ કરો અને વાત્સલ્યથી સૌને નવરાવી દો. તમો આ ત્રણ સાધનને વસાવો અને પેલા ત્રણ સાધનને દૂર કરી લો,

જુઓ! તમારું ઘર સ્વર્ગ બની જશે. તમે પોતે મનુષ્ય મટીને દેવ બની જશો. તમારો સંસાર સ્વર્ગ બની જશે.

લોકો દીવાળીના નવા દિવસોમાં જુની જુની વસ્તુઓ કાઢી નાખીને નવી નવી વસાવો જ છો ને? તો જેણે આટલા દુઃખો ઉભા કર્યા છે, આટલી પરેશાની ભોગવવી પડે છે તેને દૂર કરવાનું તમોને મન કેમ થતું નથી? હવે એ ત્રણને જલ્દી દૂર કરો અને આ ત્રણને ખરીદી જ લો. "શું રસીકભાઈ? કયા ત્રણ વાના? T. V, Freeze કે Radio નહિ. તમો તો આ જ સમજી ગયા હશો કેમ? ના, મહારાજ સાહેબ ના, તો હવે જલ્દી નામ આપો." ભક્તિ, પ્રેમ અને વાત્સલ્ય આ ત્રણને વસાવવા છે એકવાર ઇંદ્રદેવ પાસે જઈને રાત્રિએ ફરિયાદ કરી કે હે મહારાજ! આ સૂર્યનારાયણ મને સુખે કયાંયે ટકવા દેતા નથી. જ્યાં થોડા કલાકો રહું છું ત્યાં તો તે આવીને મને કાઢી મૂકે છે! અરે! નારાયણ તો ઘણીવાર એવો મને ત્રાસ આપે છે કે મારે જીવવાનું પણ મુશ્કેલ બની જાય છે. દેવ! હવે તમે આનો કાંઇક રસ્તો કાઢો. શું અમારું કયાંયે સ્થાન નહિ? અમારો કયાંયે આશરો નહિ? આપની હાજરીમાં આમ કેમ ચાલે!

ઇન્દ્રમહારાજ બોલ્યા: "બેન! તમારી વાત તો સાચી છે, પરંતુ આનું નિરાકરણ મારી પાસે નથી. તમે બ્રહ્મા પાસે જાવ અને ત્યાં જઈ તેમની પાસે જ ન્યાયની માગણી કરો! રાત્રિ તો બ્રહ્મા પાસે પહોંચી બ્રહ્માજીએ પૂછયું: "કેમ રાત્રિબેન! કેમ પધાર્યા છો? તમારે શું મુંજવણ છે?

પ્રભુ! હું સૂર્યનારાયણ માટે ફરિયાદ લઈને આવી છું. હું તો હજારો લોકોને શાંતિની મીઠી નિંદર-ઉંઘ આપું છું. સૌને ચેન પડવા દઉં છું. સૌને મારાથી નિરાંત થાય છે ચારે બાજુએ શાંતિ પસરી જાય છે છતાં નારાયણ આવીને મને કેમ કાઢી મૂકે છે? તેઓ મને કયાંય ચેનથી જીવવા દેતા નથી, તો તમો એનો ન્યાય કરો!"

બ્રહ્માજીએ કહ્યું: "તમો કહો છો તે મેં સાંભળ્યું પરંતુ મારે તો સૂર્યનારાયણની વાત પણ સાંભળવી પડશે. એટલે તમો ઉભા રહો. હું હમણાં જ સૂર્યનારાયણને બોલાવું છું. "જ્યારે નારાયણને બોલાવવાની વાત આવી એટલે બેન તો ગભરાયા અને બોલી ઉઠયા. દેવ! જો તમે સૂર્યનારાયણને બોલાવશો તો હું અહીં એક પળ પણ ઉભી નહિ રહું! "પરંતુ એને ન બોલાવું ત્યાં સુધી મારે ન્યાય કેમ તોળવો? બ્રહ્માએ કહ્યું: "એને બોલાવવા દો!" પરંતુ રાત્રિ માની નહિ, કારણ કે નારાયણનો પ્રતાપ કોઇ અલૌકિક છે. તેનો આ તાપ અજબ-ગજબનો છે. તેની સામે કોઈ ઉભો રહી શકે નહિ તો રાત્રિનું શું ગજું? જેવા નારાયણ આવ્યા કે રાત્રિ રવાના થઈ ગઈ. નારાયણને જોવા હવે ઉભી રહે ખરી? રાત્રિને દૂર કરવાનો પ્રયત્ન કરવો પડતો

નથી. નારાયણને જ લાવવાની જરૂર છે. જ્યાં પ્રકાશ વસે ત્યાં અંધકાર આપોઆપ જ દૂર થઈ જાય છે.

તમો પણ આ ત્રણ સદ્‌ગુણ સાધનને વસાવો એટલે પેલા ત્રણે રવાના થઈ જશે. દીવાળી આવી રહી છે. ઘર-ઘરને સજાવાઈ રહ્યા છે. સાફસૂફી થઈ ગઈ છે, તો સાથે સાથે ઈર્ષા, દ્વેષ અને કલેશને પણ સાફ કરી નાખજો.

હમણાં નવા નવા સેલના પાટિયા લગાડવામાં આવ્યા છે. ભાવ પણ સસ્તા થઈ ગયા છે. અમોએ પણ દિવાળીના સમયે સેલ કરવા માંડ્યું છે. અમારી પાસે પણ ત્રણ વસ્તુઓ છે. તમોને Free વિના મૂલ્યે આપશું. લઈ જાવ જેને જોઈએ તે, જલ્દી ઉભા થઈ જાઓ. અમારી પાસે છે ભક્તિ, પ્રેમ અને વાત્સલ્ય.

**જીંદગીને અમર બનાવવાના આ ત્રણ સાધન છે.**
**જીંદગીને ધન્ય બનાવી લેવાના આ ત્રણ સાધન છે.**
**જીંદગીને માણી લેવાના પણ આ ત્રણ સાધન છે.**

દિવાળીના દિવસોમાં ખાવા-પીવાની મીઠાઈઓ અને સૌન્દર્યના સાધનો કરતાં આ ત્રણ સાધનને જરૂર વસાવજો. તમારા સૌના મન અસ્થિર છે. ભૌતિક સુખમાં તમો રમી રહ્યા છો. દિવાળી આવી છે જેથી સારા-નવા કપડા પહેરશો અને શરીરને શણગારશો કે કેમ ? શરીરનો શણગાર તો ત્યારે જ શોભે કે જો આત્માને શણગાર્યો હોય તો અને તેમ કરવાથી સંસાર સ્વર્ગ બની જાય છે.

**આત્માના અલંકાર વગર દેહના અલંકાર બોજરૂપ લાગે છે.**

સંસારને સ્વર્ગ બનાવવા માટે આ ત્રણ ગુણોનો સ્વીકાર કરજો. ભ. મલ્લીકુમારી હવે દીક્ષા લઈ પ્રેમ, ભક્તિ અને વાત્સલ્યની મૂર્તિ બની પોતાના સંસારને સ્વર્ગ બનાવવા ચાહે છે. ભ. મલ્લી માત્ર પોતાનો જ સંસાર નહિ પરંતુ છએ રાજવીઓના સંસારનું પરિવર્તન કરી તેને પણ સ્વર્ગસમ બનાવવા પ્રયત્નશીલ છે.

હવે છએ રાજવીઓ ભ. મલ્લીની ભક્તિ, પ્રેમ અને વાત્સલ્યના રંગે રંગાઈને પોતાના રાજ્યસુખ અને વૈભવનો કેવી રીતે ત્યાગ કરશે, રાજ્યની વ્યવસ્થા કેવી રીતે કરશે, જનતાને શું સંદેશ આપશે અને પોતાના સંસારને સ્વર્ગસમ કેવી રીતે બનાવશે ? તેના ભાવભેદ અવસરે કહેવાશે.



૯૬

# મુક્તિનું માંગલ્ય કેવું ?

(આસો વદ ૧૧ તા. ૧૮-૧૦-૭૬ સોમવાર)

જિનેશ્વર ભગવંતોએ ભવ્યાત્માઓને મુક્તિ માર્ગનું દર્શન કરાવ્યું છે. માનવ મુક્તિનો ચાહક છે. તેના મનમાં મુક્તિની માળા ફરે છે. પ્રત્યેક સાધકો મુક્તિ મેળવવા માટે વિવિધ સાધનાઓ કરે છે. મુક્તિની મંગલ સાધના આજકાલની નથી તે તો અનાદિની સાધના છે. આ લોકમાં અનંત કાળ સુધી મુક્તિની સાધના ચાલુ રહેશે.

મુક્તિની સાધનાની મંગલ ભૂમિ અઢી દ્વીપ ગણાય છે. કારણ કે આ અઢી દ્વીપમાં જ માનવોનો નિવાસ છે અને માનવ મુક્તિની સાધનાનો પુરુષાર્થ કરી શકે છે. અઢી દ્વીપમાં પણ અકર્મ ભૂમિમાં સાધના થતી નથી. માત્ર કર્મભૂમિમાં જ મંગલ સાધના હોય છે. કર્મભૂમિના ક્ષેત્રો જેવા કે પાંચ ભરત અને પાંચ ઈરવત ક્ષેત્રમાં અવસર્પિણી કાળના ત્રીજા આરાના છેડે પ્રથમ તીર્થંકર પ્રભુના શાસનથી મુક્તિની મંગળ સાધનાનો પ્રારંભ થાય છે. તે સાધના ચોથા આરાથી લઈ પાંચમાં આરા સુધીના અંત સુધી ચાલે છે. જેમાં પાંચ આરાના જન્મેલા સાધકો પાંચમાં આરામાં મુક્તિ મેળવી શકતા નથી. છઠ્ઠા આરામાં ધર્મ જ વિચ્છેદ હોય છે. જેથી સાધનાની વાત જ નથી. પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં તો તીર્થંકરોની પરંપરા ચાલુ હોય છે. ત્યાં સદાકાળ સાધના ચાલુ જ હોય છે અને મુક્તિના મંગળ ચાહક ભવ્ય આત્માઓ મુક્તિમાં પ્રવેશ કરતા જ રહે છે.

"તમોને ખબર છે કે મુક્તિની મંગળ સાધના કરનાર સાધકો કેટકેટલા હોય છે ?"

## તીર્થંકર ભગવંતો

અઢી દ્વીપમાં તીર્થંકર ભગવંતો જઘન્ય ૨૦ હોય છે અને ઉત્કૃષ્ટા ૧૬૦ અથવા ૧૭૦ પણ હોય છે. જ્યારે પાંચ ભરત અને પાંચ ઈરવત ક્ષેત્રમાં પાંચમો આરો હોય છે, ત્યારે એક એક મહાવિદેહ ક્ષેત્રમાં સાધારણતયા ચાર ચાર તીર્થંકરો તો હોય છે પરન્તુ જ્યારે પાંચે મહાવિદેહ ક્ષેત્રની ૩૨-૩૨ વિજયોમાં તીર્થંકર દેવ હોય છે તે વખતે ૧૬૦ ગણાય છે. જ્યારે પાંચ ભરત અને પાંચ ઇરવત ક્ષેત્રમાં ચોથો આરો હોય છે ત્યારે એક એક તીર્થંકર દેવ ગણાય છે. આથી ૧૬૦ અને ૧૦ મળી ૧૭૦ વધારેમાં વધારે થાય છે.

## કેવળજ્ઞાની (કેવળી) ભગવંતો

અઢી દ્વીપમાં ૧૫ કર્મભૂમિના ક્ષેત્રોમાં કેવળજ્ઞાની ભગવંતોના સ્વરૂપે સાધકાત્માઓ જઘન્ય બે ક્રોડ અને ઉત્કૃષ્ટા નવ ક્રોડની સંખ્યામાં હોય છે.

## ગણધર ભગવંતો

આપણા ભરત ક્ષેત્રની અવસ.ની ચોવીશીમાં ૧૪૫૨ ગણધર ભગવંતો મુક્તિની મંગળ સાધના કરી તે જ ભવમાં મોક્ષ પધાર્યા છે.

## આચાર્ય ભગવંતો અને ઉપાધ્યાય ભગવંતો

તીર્થંકર ભગવંતોના શાસન કાળ દરમ્યાન આચાર્ય ભગવંતો અને ઉપાધ્યાય ભગવંતો જઘન્ય સંખ્યાતા અને ઉત્કૃષ્ટા અસંખ્યાતા હોય છે.

## સાધુ ભગવંતો (સાધુ-સાધ્વીઓ)

અઢી દ્વીપ ક્ષેત્રમાં વર્તમાન એક સમયમાં જઘન્ય બે હજાર ક્રોડ અને ઉત્કૃષ્ટા નવ હજાર ક્રોડ સાધુ ભગવંતો સાધના કરતાં હોય છે. જેઓ આઠે કર્મનો ક્ષય કરે તો તે જ ભવમાં મુક્તિમાં જાય છે નહિ તો ત્રીજે ભવે યા પંદરમે ભવે તો અવશ્ય મુક્તિ મેળવે છે.

## શ્રાવક-શ્રાવિકાઓ

અઢી દ્વીપમાં સંખ્યાતા શ્રા. શ્રા. ઓ અને અઢી દ્વીપની બહાર જ્યાં માત્ર તિર્યંચો જ છે. તેઓમાંથી જેને જાતિ સ્મરણ જ્ઞાન પ્રગટ થયું હોય તે વ્રતને ધારણ કરી શકે છે તેવા શ્રા. શ્રા.ઓ અસંખ્યાતા હોય છે. કારણ કે ત્રિચ્છા લોકમાં (મૃત્યુ લોક) અસખ્યાતા દ્વીપો છે જેથી દરેકમાં હોય તો અસં. થઈ શકે.

મુક્તિની મંગળ સાધના સમ્યક્ત્વના ચોથા ગુણસ્થાનનો સ્પર્શ કરી આત્મા પાંચમા ગુણસ્થાને પહોંચે ત્યારે જ તે વ્રત, નિયમ પચ્ચક્ખાણ મેળવી દેશવિરતિ (શ્રા. શ્રા.) બની શકે છે. શ્રા. શ્રા સાધના કરીને તે જ ભવમાં મુક્તિ મેળવી શકતા નથી કારણ કે તેમને તે ગુણસ્થાને કર્મક્ષય થવાની શકયતા નથી. પરન્તુ તેમની દેવલોકની ગતિ થાય છે, અને બીજા ભવોમાં સાધના કરી મુક્તિની મંગળતાને વરી જાય છે,

તે શ્રા. શ્રાવિકા અન્ય ત્રીજે ભવે યા પંદરમે ભવે મુક્તિને મેળવી શકે છે.

આવી રીતે તીર્થંકર ભગવંતોના શાસનમાં મુક્તિની મંગળ સાધના કરનાર તીર્થંકર દેવો, કેવળી ભગવંતો, ગણધર મહારાજો, આચાર્ય મહારાજો, ઉપાધ્યાય મહારાજો, સાધુ મહારાજો અને શ્રાવક-શ્રાવિકાઓ સાધક સ્વરૂપે ગણવામાં આવે છે. આવા સાધકો પાંચમા ગુણસ્થાનેથી ચઢી બારમે ગુણસ્થાને ચાર ઘાતિ કર્મોનો ક્ષય કરી સર્વજ્ઞતા વીતરાગતા ને પ્રાપ્ત કરે છે અને બાકીના ચારે અઘાતી કર્મોનો નાશ

થતાં ચૌદમાં ગુણસ્થાનનો સ્પર્શ કરતાં જ તે સાધકાત્મા સિધ્ધ સ્વરૂપને પ્રગટ કરી મુક્તિમાં (મોક્ષ) પ્રવેશ કરી જાય છે.

આવી મુક્તિની સાધના અનંત જીવોએ કરી છે. જેઓ સિદ્ધિને મેળવી ચૂકયા છે. અસંખ્યાતા સાધકો સાધના કરી રહ્યા છે. જેઓ ક્રમશઃ સિદ્ધિને મેળવશે અને અનંતા જીવો સાધના કરી ભવિષ્યમાં સિદ્ધિને વરતા રહેશે.

## મુક્તિ શું છે ?

આપણો વિષય ચાલે છે મુક્તિની મંગળ સાધના. પરંતુ મુક્તિ શું છે તેનો તમોએ કયારેય વિચાર કર્યો છે ? દેવાનુપ્રિયો ! સાંભળો.

**મુક્તિ એ માનવ જીવનનું મંગલ કેન્દ્ર છે.**
**મુક્તિ એ માનવ જીવનનું ઉત્તમ લક્ષ્ય છે.**
**મુક્તિ એ માનવ જીવનની શ્રેષ્ઠ સાધના છે.**

મુક્તિ માટે શું કરવું જોઈએ ? આ પ્રશ્નના ઉત્તરમાં તમો સાધના કરનાર સાધકોના પરિચયથી જાણી શકયા હશો કે તેના વિવિધ સાધનો છે. ભગવાન મહાવીરે તો મુક્તિના મંગળ માર્ગના ચાર સાધનો ફરમાવ્યા છે. જેના નામ તો તમોને કંઠસ્થ થઈ ગયા છે.

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
एस मग्गोत्ति पन्नत्तो, जिणेहिं वरदंसिहिं ॥ ઉત્ત. ૨૮ -૨

સર્વજ્ઞ સર્વદર્શી જિન ભગવાને જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપને મોક્ષ માર્ગ કહ્યો છે. કારણ કે આ ચાર પ્રકારના ઉત્તમોત્તમ સાધન દ્વારા સુગતિને જીવો પ્રાપ્ત કરી શકે છે.

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
एयं मग्गमणुप्पत्ता, जीवा गच्छन्ति सोग्गइं ॥ ઉત્ત. ૨૮ -૩

જ્ઞાન, દર્શન ચારિત્ર અને તપને પામેલા જીવો સુગતિમાં (મોક્ષ) જાય છે. મુક્તિની સાધના એમને એમ થઈ જતી નથી. તેની એક ચાવી key હોય છે. જેનું નામ છે ત્યાગ ! ત્યાગ વિના મુક્તિ સંભવી ન શકે. જેમ તિજોરી ખોલવી હોય તો ચાવી જોઈએ, carને start સ્ટાર્ટ કરવી હોય તો પણ ચાવી જોઈએ, ઓફીસ ખોલવી હોય તો ચાવી જોઈએ. અરે, તમારે ઘેર જવું હોય તો પણ block બ્લોકની ચાવી જોઈએ. બહેનોને ઘરેણા લાવવા હોય તો Safe deposit સેફ ડીપોઝીટના ખાનાની ચાવી જોઈએ. સ્કુટર કે સાયકલ ચલાવવી હોય તો પણ ચાવી જોઈએ.

અરે ! આ જગતમાં જે સમય Time બતાવે છે. તે ઘડિયાળ છે તેને પણ

ચાવી ન આપો તો તે પણ વખત બતાવવા માટે તૈયાર થતી નથી. કોઈ બુધ્ધિમાન પાસેથી કામ કરાવવું હોય તો તેને પણ ચાવી લગાવી પોતાનો કરવો પડે છે ને!

જ્ઞાની ભગવંતો ફરમાવી ગયા છે કે જેને આધ્યાત્મિક મુક્તિ જોઈતી હોય તેમણે ત્યાગની ચાવી અવશ્ય રાખવી જોઈએ. જો ત્યાગ હશે તો મુક્તિનો દરવાજો ખુલશે નહિ તો પ્રવેશ નહિ થઈ શકે! ત્યાગના ભંગ જાણો છો?

**સ્વનો સ્વ માટે ત્યાગ, પરનો પર માટે ત્યાગ,**
**પરનો સ્વ માટે ત્યાગ, સ્વનો પર માટે ત્યાગ.**

કોઇ જીવ દુઃખી થતો હોય કે મરી જતો હોય તો પોતાનું સર્વ કાર્ય છોડી તેને બચાવવા માટે સ્વનો ત્યાગ કરી છુટવો જોઈએ. સ્વનો સ્વ માટેનો ત્યાગ તો પોતાના કુટુંબ પરિવાર, સમાજ માટે યા તૃષ્ણા, કામના પૂર્ણ કરવા પોતે જાતે પોતાનું છે માટે ત્યાગ કરે છે પરનો સ્વ માટેનો ત્યાગ પોતાના લાભ માટે પરનો ત્યાગ કરે છે. જે પોતાનું નથી તેને પોતાનું માની બેઠો છે એવું અજ્ઞાન છે તે પરનો ત્યાગ પરનો ત્યાગ પર માટે અમારે કાંઇ જોઈતું નથી. જેનું છે તેને દેવું છે. જશ મળે તોય શું અને ન મળે તોય શું? એક બાપના જ દીકરા છો. સાથે રહો અને પ્રેમ રાખો. એકબીજાના થઈને રહેશો તો તમારું છે તે જળવાઈ રહેશે એમ શીખામણ આપતા કહો છો ને?

આમ આ 'સ્વ' અને 'પર' ના ત્યાગની વાતો થઈ. આપણે ત્યાં ભગવાન મલ્લિનાથનો અધિકાર ચાલે છે. મલ્લીકુમારીનો ત્યાગ અને વૈરાગ્ય અદ્વિતીય છે. છએ રાજવીઓએ પણ આ મલ્લીકુમારીનો કલ્યાણકારી મુક્તિની મંગળતાનો જ માર્ગ લીધો છે.

જિતશત્રુ પ્રમુખ છએ રાજવીઓને મલ્લીકુમારીએ કહ્યું છે કે બરાબર એક વર્ષ પછી હું ત્યાગના માર્ગે પ્રયાણ કરવાની છું. તમો એ સમયે એક હજાર માણસો ઉપાડી શકે એવી શિબિકામાં બેસીને અહીં આવી પહોંચજો.

મુક્તિની આ ચાવી મલ્લીકુમારીએ છએ રાજાઓને આપી દીધી છે. છએ રાજવીઓ પોતપોતાના રાજ્યમાં પહોંચી ગયા છે. રાજાઓએ પોતાની જનતાને, પ્રધાનોને, શ્રેષ્ઠિ પુરુષોને, રાજ્ય અંતઃપુર સાથે રાજકુમારોને બોલાવી પોતાના અંતઃકરણનું નિવેદન સંભળાવે છે કે...

હે દેવાનુપ્રિયો! હું એક વર્ષ પછી, ભગવતી મલ્લીકુમારી સાથે ભાગવતી જૈન દીક્ષા અંગીકાર કરવાનો છું. હું આ અસાર સંસારનો ત્યાગ કરવાની ભાવના સેવું છું.

રાજાની આવા મહાત્યાગની વાતો સાંભળી સૌના દિલ રડી પડયા. સૌના રુદન જોઈ રાજાનો નિર્ણય ફરે તેમ નથી. તેઓ તો પોતાનો માર્ગ નિશ્ચિત કરીને જ બેઠા છે. કારણ કે તેમને તો મુક્તિની મંગળ સાધના માટે ત્યાગ કરવાનો છે.

મહારાજા કહે છે તમો જેને માટે રડો છો એ દુનિયા કેવી છે? આ શરીર કેવું છે? આ મમતા કેવી છે? હું તો આ બધા વિષયોને સારી રીતે સમજી શક્યો છું. હવે મારે આ સંસારને છોડવો છે.

તમારો મારા પ્રત્યેનો પ્રેમ છે તે બહારનો પ્રેમ છે! જ્યારે મારો તો મુક્તિ માર્ગનો પ્રેમ છે, તે અંતર આત્માનો પ્રેમ છે. તમોને મારા માટેનો મોહ છે. જે મોહને કારણે તમોને રડવું આવે છે. સાંભળો! જ્ઞાની, પુરુષોએ મોહ અને પ્રેમ માટે કહ્યું છે.

**પ્રેમ આત્મ ધર્મ છે અને મોહ દેહ ધર્મ છે.**
**પ્રેમ દિલમાં વસે છે, મોહ આંખમાં વસે છે.**
**પ્રેમ વિચારશીલ છે, મોહ વિકારશીલ છે.**
**પ્રેમ ત્યાગ ચાહે છે, મોહ રાગ-મમતા ચાહે છે.**
**પ્રેમ એ નિત્ય ધર્મ છે, મોહ એ અનિત્ય ધર્મ છે.**
**પ્રેમ એ અસલીરૂપ છે, મોહ એ નકલી રૂપ છે.**

જુઓ, તમો પ્રેમના સત્યને સમજતા શીખો. મોહને વશ થઈ આ જીવે અનંતો સંસાર વધાર્યો છે. મોહના ત્યાગ વગર સાચો આત્મગુણો પ્રતિ પ્રેમ પ્રગટી શકતો નથી. આ સંસારમાં હવે ક્યાં સુધી પ્યાર કરવો?

## તેરી દુનિયાસે દૂર

આજે મીઠો આ સંસાર, કાલે દુઃખ પારાવાર; એનો પ્યાર શું કરું?
જેનો આજે છે સંગાથ, કાલે છોડી દેશે સાથ; એનો પ્યાર શું કરું?

મન બહેલાવું હું આજે, મારા સુખના મધુર સંગમાં;
રૂઠે જો વિધાતા, બિછાવે કાલે કાંટા સુંવાળા પંથમાં;
સુંવાળા પંથમાં, વાગે અંગે અંગમાં......
આજે કાયા સુકુમાર, કાલે પીડાનો નહિ પાર. એનો પ્યાર શું કરું?

નાનો એવો આજે કરું જો, સીસકારો તો દુનિયા રડે;
કાલે કરમાઈશ તો મારું, કોઈ જગમાં સાથી ના જડે;
સાથી ના સાંપડે, ત્યારે આંસુડા પડે.........
કાલે થઈ જાવું અનાથ, સપના જેવો સૌનો સાથ. એનો પ્યાર શું કરું?

ગાઈશ ક્યાં ઉમંગે હું, મનના તરંગે રંગીલા ગીતડા ?
થોડું સુખ પામું તો, હજારો વેઠવા ગોઝારા દુઃખડા ?
ગોઝારા દુઃખડા, લાગે કોને મીઠડા ?......
કોઈને કાંટાનો સહવાસ, મારે ફૂલોની સુવાસ. એનો પ્યાર શું કરું ?

જેના પારાવાર દુઃખો ભોગવવાના હોય તેવા આ સંસારના મોહ કે મીઠાપણું શું રાખવું ? આ સંસાર તો ઝેર સમાન છે ! તેનો પ્યાર કે લાડ શું કરવો ? મળેલા સાધનોના સાથ ક્યાં સુધીના ગણાય છે. આ ભૌતિક સુખો અને શરીરની સુકુમાળતા ક્યારે પલટાશે તેનો કોઈ ભરોસો નથી. જ્યાં સુધી પુણ્યોદય છે ત્યાં સુધી સૌ મારી તહેનાતમાં છો. કાલે શું થશે તે કહી શકાય તેમ નથી. આ બધા વૈભવ વિલાસના રંગ મનના તરંગોને જરૂર નચાવે, તેનો ભોગવટો થોડા સમયનો કરવાનો રહેશે તો તેના આકરા પરિણામ ઘણાં લાંબા સમય સુધી ભોગવવાના રહેશે.

**સંસાર એ તો કાંટાનો તાજ છે.**

ત્યાગ માર્ગ મારા માટે ફૂલોની સુગંધી શૈયા જેવો છે. હવે તમો બધા મારા મુક્તિના મંગળ માર્ગ માટે સહાયક બનો. મારે આ રાજ્યનો સઘળો ભાર અને જવાબદારી રાજકુમારને સોંપી દેવી છે. હવે છએ રાજવીઓ મુક્તિ માર્ગ માટે બંધનથી કેવી રીતે નિવૃત થશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૯૭

# બંધન અને મુક્ત દશા !

(આસો વદ ૧૨ તા. ૧૯–૧૦–૭૬ મંગળવાર)

અનંત ગુણ નિધિ જિનેશ્વર ભગવંતે સંસારના જીવોને પ્રતિબોધ કરતાં ફરમાવે છે કે દુઃખનું કારણ બંધન છે. જ્યાં સુધી બંધન ન છુટે ત્યાં સુધી આત્મા મુક્ત ન બની શકે.

સંસાર એ મોહનું બંધન છે. માનવના મન ઉપર મોહનું આવરણ છે. તે આવરણ દૂર ન થાય ત્યાં સુધી સુખ ક્યાંથી મળે ? મોહને તોડવા માટે જ્ઞાનની આવશ્યકતા છે જ્ઞાની પુરુષો મોહને જાણે છે. મોહના બે નિમિત્ત કારણો છે. એક જડ અને બીજું ચેતન.

તમો વિચાર કરો કે તમોને જડ પદાર્થોનો કેટલો મોહ છે ? કોઈ જીંદગીની

જરૂરિયાત સમજીને જડ પદાર્થો રાખે તે વાત જુદી છે અને મોહને કારણે વસાવે તે વાત ન્યારી છે. જેના પ્રત્યે મોહ હોય છે તે વસ્તુના વિયોગમાં નાશમાં કે ચોરીમાં લોકોને દુઃખ થાય છે. ચેતનના મોહ માટે લોકો ઘરઘરમાં કિંમતી કૂતરાઓ, સસલાઓ બીલાડીઓ, પોપટ-મેનાઓ, માછલીઓ વગેરે જાનવરોને પાળે છે. આ કોઈ જીવદયા અને અનુકમ્પાના કારણે જીવોની સેવા થતી નથી પરંતુ તેને આ બધાનો મોહ છે. મોહના કારણે તે જીવો માટે હજારો રૂપિયાનું ખર્ચ ભોગવે છે.

## જ્યાં જ્યાં મોહ છે ત્યાં ત્યાં બંધન છે.

આ મોહનું બંધન અનંત કાળથી ચાલ્યું આવે છે. શાસ્ત્રકારોએ આ મોહના સ્વરૂપને વિશેષ સ્પષ્ટ કરવા માટે બંધનના પ્રકાર જણાવે છે. दोहि बंधणेहिं-राग बंधणेणं, दोस बंधणेणं બંધન બે પ્રકારના છે. એક રાગનું બંધન અને બીજું દ્વેષનું બંધન છે. હવે આપણને જડ અને ચેતન પ્રતિ રાગ-દ્વેષ થયા કરે છે. આ બંને મોહનીય કર્મના જ સંતાન છે. જ્ઞાનીઓની વાણી વગર મોહના સ્વરૂપને કેવી રીતે સમજી શકશો ?

જડ તે જડ છે અને ચેતન તે ચેતન છે. આવું સમજી લીધા પછી જીવમાં જડ અને ચેતનનું ભેદજ્ઞાન પ્રગટે છે. આવા ભેદજ્ઞાન વડે મોહને દૂર કરી શકાય છે.

માનો કે એક ભાઈને સુંદર બંગલો છે. તેને આ બંગલા ઉપર અતિ રાગ છે. તે રાગના કારણે જગ્યા નાની પડવા છતાં પણ છોડી શકાતી નથી. કોઇ સ્નેહીજન તેને કહે છે પણ ખરું કે "તમારા પરિવાર માટે હવે આ બંગલો નાનો પડે છે. તમો આ બંગલો છોડીને નવો બંધાવો!" તે બંગલાનો સ્વામી શું કહે છે: "ના ભાઈ! જેમ તેમ કરીને અમો તો સમાસ કરી લઈશું. પરંતુ મારે આ બંગલો તો છોડવો જ નથી." જુઓ! તેને આ બંગલાનો કેટલો મોહ છે. તેને કેમ છોડાવવો ? તે કહે છે "આ આખો ભવ આમાં જ કાઢયો છે તો મરવું પણ આમાં જ છે. "શું મરી ગયા પછી મોહના રાગના ભાવ ચાલ્યા જવાના છે ? તે ભાવ તો સાથે જવાના છે જેને તમો કર્મ સમજો છો તે !

આ કથન પાછળ સાર શું છે ? જડનો મોહ અને તેનાથી ઉત્પન્ન થતાં રાગ દ્વેષ આ જીવના માટે બંધનનું કારણ છે. શાસ્ત્રમાં આવા બંધન માટે કેશી-ગૌતમની ચર્ચા છે તે સાંભળવા જેવી છે.

કેશી સ્વામી અને ગૌતમ સ્વામી શ્રાવસ્તી નગરીના અલગ અલગ ઉદ્યાનમાં પોતાના પરિવાર સાથે બિરાજ્યા છે. તેમના સંતો નગરીમાં ભિક્ષાચરી (ગૌચરી) માટે ગયા છે. બંનેની વેશભૂષા વગેરેના કારણે તેઓને શંકા થઇ છે. તેઓ પોતાના

વડીલોને વાત કરે છે. છેવટે બંનેનું મિલન થાય છે. જેની વાત આગળ કહેવાઇ ગઈ છે. બંને સૂર્ય-ચંદ્રની જેમ રહ્યા છે. બંનેના પ્રશ્નોત્તર થાય છે.

કેશી કુમાર શ્રમણ પૂછે છે.

दीसन्ति बहवे लोए, पासबध्धा सरीरिणो ।
मुक्कपासो लहुब्भूओ, कहं तं विहरसी मुणी? ઉત્ત. ૨૩-૪૦

જગતના જીવો બંધનોથી બંધાયેલા છે. તમે ક્યાં બંધાયેલા છો? આવ-જા કરો છો છતાં બંધાયેલા કેમ છો? જ્ઞાની કહે છે કે જગતના જીવો કર્મબંધનોથી બંધાયેલા છે. તેમાં તમે કેવી રીતે મુકત થઇને (હળવા બનીને) વિચરો છો?

ગણધર ગૌતમ જવાબ આપે છે.

ते पासे सव्वसो छित्ता, निहन्तुण उवायओ ।
मुक्कपासो लहुब्भूओ, विहरामि अहं मुणी ॥ ઉત્ત. ૨૩-૪૧

હું તો બંધનોથી મુક્ત થવા માટે ભગવાનના બતાવ્યા માર્ગ ઉપર ચાલુ છું. મે સર્વ પાશોને (બંધનોને) પૂર્ણ પ્રયત્નોથી નાશ કર્યા છે. તેથી હું બંધન મુક્ત અને હળવો થઈને વિચરું છું કેશીકુમાર કહે છે કે આપણે તો સમજી ગયા પરન્તુ અમારા ૫૦૦ સાધુ અને તમારા ૫૦૦ સાધુઓ, તેઓ કેવી રીતે સમજશે. તેઓને પણ સમજાવો. જુઓ! આ એક હજાર સાધુઓનું સંમેલન કેવું અપૂર્વ લાગતું હશે? આજે સ્થાનકવાસી સાધુ-સાધ્વીજીઓની સંખ્યા કેટલી? બૃહદ ગુજરાત-રાજસ્થાન-મહારાષ્ટ્ર અને પંજાબ બધા ભેગા ગણીએ તો માત્ર બે હજાર લગભગ ગણી શકાય તેમ છે તે વખતે સાધુઓનો કેટલો મોટો પરિવાર હતો. કેવી રીતે ભેગા મળીને સમાધાન કરતા હતા. આજે તો મતભેદનો પાર નથી. કોઈ કોઈની સાથે બેસવા કે મળવા કેટલા તયાર છે? આ બધા પંચમ કાળના જ લક્ષણ સમજીને સંતોષ માનવા જેવું છે. ત્યાર પછી કેશીકુમાર શ્રમણ પૂછે છે:

पासा य इइ के वुत्ता, केसी गोयम मब्बवी।
केसिमेवं बुवन्तं तु, गोयमो इण मब्बवी ॥ ઉત્ત. ૨૩-૪૨

તે પાશ (બંધન) કયા છે? આ પ્રશ્નને જાણી તે સમયે ગૌતમ ગણધર બધા શિષ્ય પરિવાર વગેરેના સમુદાય સામે જવાબ આપે છે.

रागद्दोसादओ तिव्वा, नेहपासा भयंकरा ।
ते छिन्दित्ता जहानायं, विहरामि जह कम्मं ॥ ઉત્ત. ૨૩-૪૩

રાગ-દ્વેષાદિ તીવ્ર સ્નેહરૂપ પાશ ભયંકર છે. તેને હું ન્યાય પૂર્વક કાપીને

અનુક્રમથી વિચરું છું. તમો પણ સમજી શક્યા હશો. રાગ અને દ્વેષ એ બંને બંધન છે. તેમાં પણ રાગનું બંધન તો ભયંકર છે. દ્વેષ તો સામેથી આવવા વાળી ગોળી છે. તે દેખાઈ જાય છે પરન્તુ રાગ તો છૂપેલો બારૂદ (દારૂ)નો ગોળો છે. તે દેખાતો નથી છતાં પ્રિય લાગે છે એટલે મહા ભયંકર છે. રાગમાંને રાગમાં જીવ મરી જાય છે, તેમાં બેભાન થઈ જાય છે. દ્વેષને છોડવો તો સરલ છે પરન્તુ રાગને નષ્ટ કરવો ઘણો કઠણુ છે. કહ્યું છે કે....

સુંવાળી દોરીના બંધન આજે સૌ પ્રેમ થકી બાંધે
પણ તૂટે તંતુ આયુષ્યનો ત્યારે, અંતે કોઈના સાંધે. અંતે
ભીડ પડે ત્યારે તડતડ તૂટે, એવા બંધન શા માટે?
જે ના આવે સંગાથે એની માયા શા માટે?

સુંવાળી દોરી જેવા રાગના બંધનો છે. તે બાંધવા સારા લાગે છે પરન્તુ તેને તોડવા ઘણાં આકરા છે. જેથી મોહના વિજેતા બની જવાથી આ બંધનો છોડી શકાય છે.

તમારી સામે કુમારી મલ્લીની વાત ચાલે છે. મલ્લીકુમારી મોહનો વિજય મેળવી રાગ-દ્વેષના બંધનોને તોડવા સમર્થ બનેલ છે. તેઓ વૈરાગ્ય દશામાં રમણ કરે છે. છએ રાજવીઓને પ્રતિબોધ કરી તેઓને વૈરાગ્ય ભાવમાં પલટાવી રાજ્યમાં રવાના કરેલ છે.

તે જિતશત્રુ પ્રમુખ છએ રાજાઓ પોતપોતાના રાજ્યમાં પરિવાર વગેરેની સામે પોતાના વૈરાગ્ય ભાવોનું દર્શન કરાવતા કહે છે કે આ સંસાર તો બંધન છે. આ બંધનમાં રહી મારા જીવે ઘણાં દુઃખો ભોગવ્યા છે.

સંયમ જીવન પરમ સુખી જીવન છે.
ત્યાગ જીવન પરમ સુખી જીવન છે.

રાજા અને રાજ્ય પરિવાર વચ્ચે કેવી સુંદર સંયમ-ત્યાગ વિષે પ્રશ્નોત્તર ચર્ચા ચાલે છે તે સાંભળવા જેવી છે.

### રાગ-વિરાગ

બતાવો કોઈ શાને સંયમ ધરે છે? આ સઘળો શાને ત્યાગ કરે છે?
અનંતા દુઃખો આતમા જ્યાં જુએ છે, મુક્ત થવાને સંયમ ધરે છે. બતાવો
લક્ષ્મી સુખોની લહેરો ઉછાળે, નિશદિન ફૂલડાં ફોરમ પ્રસારે
દુઃખ શું નિહાળ્યા આ સંસારે? આ સાહ્યબી ત્યાં કશી સાંપડે છે? આ
લક્ષ્મી તણી તો પ્રીત ઠગારી, આજ પધારીને કાલે સિધાવી
ફૂલડાંની ફોરમ બે ઘડી પ્યારી, અંતે બધુ નાશ થઈને રહે છે. મુક્ત

માતા પિતા કેવું હેત વહાવે? સ્વજનોની મમતા ઝુલા ઝુલાવે
દિલડાની વાતો સખીઓ સુણાવે, મમતા ભર્યા સ્નેહીઓ ક્યાં મળે છે? આ.

રાજ્ય દરબારમાં ભેગા મળેલા લોકો સંયમ શા માટે લેવા જોઈએ તેની વાતો કરે છે. ત્યારે રાજા અનંતા દુઃખોથી મુક્ત થવા પોતાના ભાવ રજુ કરે છે. સંસાર સુખની સાહ્યબી, લક્ષ્મીના સુખોની લહેરો ત્યાગ જીવનમાં નથી મળી શકતી માટે આ રાજ્ય શું ખોટું છે? લોકોની આ વાત સાંભળી, રાજા કહે છે કે લક્ષ્મીની પ્રીતતો નઠારી છે કારણ કે આજે આવી અને કાલે ચાલી જાય? ફૂલડાની ફોરમ તો ઘડી બે ઘડીની છે, અંતે તો બધું નાશવંત છે. જીંદગીનો શો ભરોષો છે? જેથી પ્રમાદને છોડી સંયમ માર્ગે પ્રયાણ કરવું તે જ સજ્જન પુરુષોનું કર્તવ્ય છે. ભગવાન મહાવીરે પણ શાસ્ત્રમાં ફરમાવ્યું છે.

दुम पत्तए-पंडुयए जहा, निवडइ राइ-गणाण अच्चए ।
एवं मणुयाण जीवियं, समयं गोयम! मा पमायए ॥
कुसग्गे जह-ओस-बिन्दुए, थोवं चिट्ठइ लम्बमाणए ।
एवं मणुयाण जीवियं, समयं गोयम! मा पमायए ॥

જેવી રીતે રાત્રિઓ વીત્યા પછી વૃક્ષના પાંદડાં પીળા થઈને ખરી જાય છે. એવું મનુષ્યનું જીવન છે. જેવી રીતે ઘાસના અગ્રભાગ ઉપર રહેલું ઝાકળનું બિંદુ થોડો વખત જ રહે છે. એવું મનુષ્યનું જીવન છે. તેથી હે ગૌતમ! તું સમય માત્રનો પ્રમાદ ન કર.

જીવન વિજળીના ચમકારા સમાન ચંચળ છે.
જીવન પાણીના પરપોટા સમાન અનિત્ય છે.
જીવન કુશાગ્ર જળબિંદુ સમાન અસ્થિર છે.
જીવન સંધ્યાના રંગ સમાન ક્ષણિક છે.

રાજા કહે છે જીવનની આ સ્થિતિ છે. જેથી પ્રમાદ છોડી સંયમ માર્ગમાં જવું એ જ ઉત્તમ છે. બંધનના પિંજરામાં ઘણો કાળ પસાર કર્યો. હવે તો મુક્તિના મંગળ માર્ગે પ્રયાણ કરવુ છે. છએ રાજાઓએ મલ્લીકુમારીનો મોહ ઉતારી, રાજ્યની મમતા છોડી, જીવનને ક્ષણભંગુર સમજી દીક્ષા લેવા તૈયાર થયા છે. રાજ્યની વ્યવસ્થા માટે પોતાના રાજ્યપુત્રોને રાજ્યતિલક કેવી રીતે કરશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.

# ૯૮

# સૂર્ય પ્રકાશી વીર વર્ધમાન !

(આસો વદ ૧૩ તા. ૨૦–૧૦–૭૬ બુધવાર)

વૈશાલિય ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણ કલ્યાણક નિમિત્તે આજથી નિર્વાણ મહોત્સવનો પ્રારંભ થાય છે. આપણે આ માંગલિક ત્રણ દિવસ દરમ્યાન સંયમ અને તપની આરાધના સાથે મહોત્સવ ઉજવવાનો છે.

વર્ષ ભરમાં આપણે ભગવાન મહાવીરનો ઉત્સવ ત્રણવાર ઉજવીએ છીએ. એક તો ચૈત્ર સુદ ત્રયોદશીએ મહાવીર જયંતિ ઉજવીએ છીએ. બીજુ પર્યુષણપર્વમાં મહાવીર જન્મ વાંચન અને ત્રીજી વખત દીવાળીના પ્રસંગે મહાવીર નિર્વાણ કલ્યાણક મહોત્સવ મનાવવાનો હોય છે.

પર્યુષણ પર્વ દરમ્યાન ભગવાન મહાવીરના ૨૭ ભવનું વિવેચન સાંભળી જન્મ મહોત્સવ ઉજવાઈ ગયો તે તમોએ જાણ્યું. દશ દિવસ સુધી રાજ્યમાં અને નગરમાં વિવિધ રીતે લોકોએ ઉત્સવ ઉજવવાનો લ્હાવો લીધો. કેદીઓ પણ મુકત બનીને સારા કાર્યમાં લાગી ગયા છે. સૌના મન હર્યાભર્યા છે. સૌને મન ઉમંગ અને આનંદ છે.

સિધ્ધાર્થ મહારાજાના રાજ્ય અંતઃપુરમાં મહાવીર જન્મ પછી તેઓ કુળ પરંપરા અનુસાર પુત્ર જન્મ નિમિત્તે યોગ્ય અનુષ્ઠાન કરે છે. ત્રીજે દિવસે ચંદ્ર અને સૂર્યના દર્શન કરાવે છે. છઠે દિવસે રાત્રિ જાગરણ કરે છે. અગીયારમાં દિવસે અશુચિનું નિવારણ કરી બારમે દિવસે કુટુમ્બીજનોને તથા જ્ઞાતવંશના ક્ષત્રિયોને આમંત્રણ આપે છે. સૌને સારા ભોજન જમાડવામાં આવે છે. સૌને વિવિધ રીતે સ્વાગત કરી સન્માને છે.

## નામકરણ મહોત્સવ

રાજા–રાણી સૌને ઉદ્દેશીને કહે છે. હે દેવાનુપ્રિયો ! આ પુત્ર જ્યારે ગર્ભમાં આવ્યો ત્યારથી સોનું, ચાંદી, ધન, ધાન્યની વૃધ્ધિ થવા લાગી છે તેમજ સૌની સાથે પ્રીતિ અને સત્કારમાં પણ અભિવૃધ્ધિ થઈ રહી છે. જેથી આપણા આ રાજપુત્રનું ગુણનિષ્પન્ન અને યથાર્થ નામ 'વર્ધમાન' રાખશું. હવેથી કુમાર વર્ધમાન નામથી પ્રસિધ્ધ થાય છે. સૌએ હર્ષનાદ સાથે વધાવી લીધું.

## બાલ્યકાળ અને યૌવન

કુમારનું લાલન પાલન ઉચ્ચ રીતે થઈ રહ્યું છે. તેમના શરીરનું બંધારણ

સુગઠિત, બલિષ્ઠ અને સોના સરખું કાંતિમાન હતું, મુખમંડળ તો સૂર્ય જેવું તેજસ્વી હતું. તેમનું હૃદય મખમલ જેવું કોમળ અને ભાવનાઓ સમુદ્ર જેવી વિરાટ હતી. બાળક હોવા છતાં તેઓ વીર, સાહસી અને ધૈર્યવંત હતા. તેઓ તો શુક્લ પક્ષના ચંદ્રમાના જેમ વૃધ્ધિ પામી રહ્યા હતા. તેમના મનમાં સહજ શૌર્ય અને પરાક્રમની લહેરો ઉઠી રહી હતી. તેઓ એકવાર પોતાના સરીખા સાથીઓને લઈ નગરની બહાર ક્રીડા કરતા હતા. તેવા સમયે સ્વર્ગનો એક દેવ સર્પરૂપ ધારણ કરી વૃક્ષને વીંટળાઇ ગયો અને ફૂંફાડા મારવા લાગ્યો. બધા બાળકો ડરી જઇ ભાગવા લાગ્યા. પરન્તુ કિશોર વર્ધમાને તો ડર્યા વગર તે સર્પને પકડીને એકબાજુ ફેંકી દીધો તે દેવ બાળકના રૂપે સૌની સાથે ભળી ગયો અને વર્ધમાન તેના ઉપર આરુઢ થયા એટલે તેણે મોટું રૂપ કર્યું. કુમારે તેની પીઠ ઉપર એક મૂઠી મારી જેથી તે દેવ રાડ પાડી ગયો. દેવે રૂપ નાનું કર્યું અને વર્ધમાન કુમારને પીઠથી ઉતારી તેને વંદન કર્યા. તેના પરાક્રમની પ્રશંસા કરી ચાલ્યો ગયો.

વર્ધમાન બાલ્ય કાળથી જ વિશિષ્ટ પ્રતિભાના ધણી હતા. તેમની વીરતા, ધીરતા, યોગ્યતા અને જ્ઞાન-ગરિમા અપૂર્વ તેમજ અનોખી હતી. તેમની કુશાગ્રબુદ્ધિ અને ચમત્કારીક પ્રતિભાથી માતા-પિતા ખૂબ જ ધન્યતા અનુભવતા હતા. આઠ વર્ષે કુમારને ભણુવા માટે વિદ્યાગુરૂ પાસે મોકલ્યા. તેઓ તો સકળ શાસ્ત્રમાં પારંગત થઈ ગયા. જીવનના ઉષાકાળથી જ વર્ધમાન ચિંતનશીલ હતા. તેમનું ફળદ્રુપ ભેજું સદા-સર્વદા અધ્યાત્મ સાગરના ઊંડાણમાં ડૂબકીઓ મારતું રહ્યું. તેઓ સંસારમાં હતા પરન્તુ જળ-કમળની માફક તેનાથી સદા નિર્લેપ રહેતા હતા. પોતાને બહારમાં બધુંએ હતું પરન્તુ અંતરમાં તે સદા પોતાને એકાકી આત્મરૂપે જોતા હતા. બચપણથી જ્યારે યૌવનના મધુ ઉદ્યાનમાં તેઓ પ્રવેશ્યા છતાં અનાસકત અને ઉદાસીન હતા. તેમની ઉદાસીનતા જોઈને ક્યાંય સાધુ ન થઇ જાય, એવા વિચારથી માતા-પિતાએ સંસારની મોહમાયા બાંધવાના હેતુથી તેમની સામે વિવાહ-લગ્નનો પ્રસ્તાવ મૂક્યો. તેઓ તે વાત માટે મંજુર ન હતા.

## યશોદા સાથે લગ્ન

માતા-પિતાની પ્રેમભરી મીઠી મમતાના અતિ આગ્રહે વર્ધમાન કુમારના લગ્ન વંસતપુરના મહાસામંત સમરવીરની રૂપ અને લાવણ્યમાં અદ્રિતીય સુંદરી પુત્રી યશોદા સાથે કરવામાં આવ્યા. તેઓ લગ્ન પછી પણ વિષય-વાસનાના કાદવથી કમળની માફક સદા ઉપર તરતા રહ્યા હતા. યશોદાની કુક્ષિથી તેમને એક પુત્રી પણ થઈ. જેનું નામ **પ્રિયદર્શના** રાખવામાં આવ્યું. તેના લગ્ન (ભગવાનના) પોતાના મોટા બહેન **સુદર્શનાના** પુત્ર **જમાલિ** સાથે કરવામાં આવ્યા હતા.

## કુટુમ્બ પરિવાર

શ્રમણ ભગવાન મહાવીરના પિતા કાશ્યપ ગોત્રના હતા. તેમના ત્રણ નામ હતા. **સિદ્ધાર્થ, શ્રેયાંસ અને યશસ્વી.** ભગવાનના માતા વાસિષ્ઠ ગોત્રના હતા. તેમના પણ ત્રણ નામ હતા. **ત્રિશલા, વિદેહદિન્ન અને પ્રિયકારિણી.** તેમના કાકાનું નામ **સુપાર્શ્વ** હતું. તેમના મોટા ભાઈનું નામ **નંદિવર્ધન** હતું બહેનનું નામ **સુદર્શના** હતું. પત્નિનું નામ **યશોદા** હતું અને તેઓ કૌડિન્ય ગૌત્રના હતા. ભગવાનની પુત્રી કાશ્યપ ગૌત્રની હતી. તેના બે નામ હતા. **અનવદ્યા** અને **પ્રિયદર્શના.** તેમની દોહિત્રી કાશ્યપ ગૌત્રી હતા તેના બે નામ હતા. **શેષવતી અને યશસ્વતી.** આ બધા નામો અને પરિચય મહાવીરના કુટુમ્બજનોને કહેવામાં આવ્યો છે.

## અભિનિષ્ક્રમણ

શ્રમણ ભગવાન મહાવીર કુશળ અને દક્ષ હતા. તેઓ અત્યંત સ્વરૂપવાન હતા. કાચબાની જેમ સંયમી, ભદ્ર, વિનીત અને સુપ્રસિધ્ધ પુરુષ હતા. ખરેખર તેઓ **વિદેહ સુકુમાર** હતા એટલે અત્યંત સુકમાળ હતાં. અઠાવીસ વરસની ઉમરે માતા-પિતાના સ્વર્ગવાસ પછી ભગવાનને પરિજન અને પ્રજાનો પ્રેમભર્યો આગ્રહ હતો કે તેઓશ્રી રાજ્ય સિંહાસનને સુશોભિત કરે. પરન્તુ તેઓએ રાજ્યની સ્પષ્ટ પણે ના કહી અને સંયમ ગ્રહણની અતિ ઉત્કૃષ્ટ ભાવના જાહેર કરી. મોટા ભાઈ નંદવર્ધને સ્નેહવિહ્‌વળ થઈને કહ્યું: બંધુવર! આ વખતે આપનું ગૃહત્યાગનું કથન ઘા ઉપર મીઠું નાખવા જેવું છે. થોડા વખત સુધી વધારે રહો. મોટા ભાઈના આગ્રહથી બે વર્ષ સુધી ગૃહસ્થાશ્રમમાં વધારે રહ્યા. પરન્તુ તે સમય દરમ્યાન તેમણે સચેત પાણીનો ત્યાગ કરેલો રાત્રિ ભોજન છોડી દીધેલું અને પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરતા હતા. આવી રીતે ૨૯મું વર્ષ પસાર થતા. પ્રવ્રજ્યાનો સંકલ્પ કરતા લોકાંતિક દેવો ત્યાં આવ્યા અને ભગવાનના નિશ્ચયની અનુમોદના કરતા કહ્યુ: હે પ્રભુ! આપનો જય થાઓ, હવે શીઘ્ર ધર્મતીર્થનું પ્રવર્તન કરો કે જેથી સૌ જીવોનું કલ્યાણ થાય. ઉદાર મનવાળા મહાવીરે ૩૦મું વર્ષ દીન-દુઃખીઓના ઉધ્ધાર માટે ગાળ્યુ. તેઓ પ્રતિદિન સવારે એક પહોર દિવસ ચડતાં સુધી એક કરોડ આઠ લાખ સોનામહોર (તે વખતના સિક્કા) દાન કરતા હતા. તેઓશ્રીએ એક વર્ષમાં ત્રણ અબજ, અઠાસી કરોડ, એંસી લાખ સુવર્ણ મુદ્રાઓનું દાન કરેલું. જેને વરસી દાન કહેવાય છે.

ભગવાનને અવધિજ્ઞાન અને અવધિદર્શન તો હતા, તેનાથી પોતાના અભિનિષ્ક્રમણનો સમય જાણતાં સોના, ચાંદી, ધન, ધાન્ય, રાજ્ય, રાષ્ટ્ર નગર રાજપાટ કુટુંબ પરિવારનો ત્યાગ કરી પ્રવ્રજ્યા માર્ગે પ્રયાણ કર્યું.

## (૨) દીક્ષા કલ્યાણક માગસર વદ ૧૦

માગશર વદ ૧૦ના સુવ્રત નામના દિવસે, વિજય નામના મુહૂર્તે ભગવાન **ચંદ્રપ્રભા** નામની પાલખીમાં પૂર્વ દિશા તરફ મુખ રાખીને બિરાજ્યા. હજાર માણસોએ પાલખીને ધારણ કરી છે. દેવ, દાનવ અને માનવોનો સમુહ ચાલી રહ્યો છે અનેક જાતની શોભા અને અનેકવિધ વાજીંત્રોનું ભવ્ય દર્શન થઇ રહ્યું છે. પ્રભુ ક્ષત્રિય કુંડ વૈશાલી નગરના મધ્ય ભાગમાંથી નીકળી જ્ઞાત ખંડવન ઉદ્યાનમાં ઉત્તમ અશોક વૃક્ષની નીચે પાલખીમાંથી ઉતરે છે. પોતાના હાથે આભૂષણો, અલંકારો વસ્ત્રો વગેરે ઉતારે છે. પોતાના હાથ વડે જ પંચમુષ્ઠિ કેશ-લોચ કરે છે. બે દિવસના (છઠ) ઉપવાસ ધારી હસ્તોતરા નક્ષત્રનો યોગ (ઉત્તરા ફાલ્ગુની નક્ષત્ર) આવતાં જ એક દેવદુષ્ય વસ્ત્ર ધારણ કરી એકલા જ મુંડિત થઈ આગાર વાસનો ત્યાગ કરી અણગાર ધર્મનો સ્વીકાર કરે છે.

તમો સમજી શકયાને તેઓ ૩૦ વર્ષની ખીલેલા ફૂલ જેવી ભર યુવાનીમાં વૈભવ અને ભોગ વિલાસને ઠોકર મારી આત્મજ્યોતિ પ્રજવલિત કરવા માટે મોટાભાઇ નંદિવર્ધનની અનુમતિ મેળવી સર્વત્યાગ કરી અનંત સિધ્ધોને નમસ્કાર કરી સર્વ સાવદ્ય યોગનો નવ કોટીએ યાવદ્જીવન ત્યાગ કરી ગયા અને ચારિત્ર ધર્મનો સ્વીકાર કરી ધન્ય ધન્ય બની ગયા.

ભગવાનને ચારિત્રનો સ્વીકાર કરતાં જ મનઃપર્યવ જ્ઞાનની પ્રાપ્તિ થઈ. તે સમયે ભગવાને એવો દૃઢ નિશ્ચય કર્યો કે "જ્યાં સુધી મને કેવળ જ્ઞાન પ્રાપ્ત થશે નહિ ત્યાં સુધી આ શરીરની સેવા કરીશ નહિ. દેવ, માનવ, તિર્યંચ સબંધી જે કોઇ ઉપસર્ગ આવશે તેને સમભાવથી સહન કરીશ અને મનમાં કોઈ પણ જાતનો કિંચિત્ પણ ઉદ્વેગ થવા દઈશ નહિ. ભગવાન મહાવીરે જ્યારે દીક્ષા ગ્રહણ કરી તે વખતે તેમની સાથે બીજું કોઈ દીક્ષિત થયું ન હતું. જ્યારે બીજા તીર્થંકરોની સાથે અનેક પુરુષોએ દીક્ષા લીધી હતી.

ભગવાન ઋષભદેવ સાથે હજાર પુરુષોએ દીક્ષા લીધી હતી.

ભગવાન મલ્લીનાથ અને પાર્શ્વનાથ સાથે ત્રણસોએ દીક્ષા લીધી હતી

ભગવાન વાસુપૂજ્ય સાથે છસો અને બાકીના ૧૯ તીર્થંકરોની સાથે હજાર-હજાર પુરુષોએ દીક્ષા ગ્રહણ કરી હતી.

ભગવાન મહાવીર દીક્ષા અંગીકાર કરીને વિહાર કરવા લાગ્યા.

યોગી થઈને જાય મહાવીર, યોગી થઈને જાય (૨)
આ જગની માયા છોડી, વૈભવને તરછોડી યોગી....
તનડાના એ સગપણ છોડી, મનડાંના એ મોહ છોડી યોગી....

રાજપાટને પરહરી એણે, વાટ લીધી જંગલની
અંગે અંગે ભરી ભાવના, દુનિયાના મંગલની
નારીને વિસારી એણે, તજીયા સૌ સંસારી. યોગી....

વનવગડાનાં ઘોર ભયંકર એણે મારગ વીંધ્યા
હસતે મુખડે કષ્ટ સહીને, વિખડાં એણે પીધા
અન્ન અને જળ ત્યાગી એ તો, મુક્તિનો અનુરાગી. યોગી....

ભગવાન મહાવીરનો હવે સાધના કાળ શરૂ થાય છે. પ્રભુએ કેવા કેવા ક્ષેત્રોમાં વિહાર કર્યો, કેવા કેવા કષ્ટો, દુઃખો પરિષહો અને ઉપસર્ગો આવ્યા તે બધું વિવેચન સાંભળવા જેવું છે. દીવાળીના દિવસોમાં ભૌતિક આનંદની મમતા છોડી નિર્વાણ કલ્યાણની મહત્તા સાંભળવા રુચિ કરશો તો તમારા સૌના અંતઃકરણમાં એક અનેરી ભાવના, ભાવભરી ભક્તિ, પરમપુરુષાર્થની કામના પ્રગટ થશે.

વર્ધમાન જેવા રાજકુમાર સર્વજાતની સુકુમારતાનો ત્યાગ કરી કંટકના સંકટ ભર્યા માર્ગે પ્રયાણ કર્યું. તેમના પરિણામોમાં કેટલી સ્થિરતા કેટલી સમતા ભરી છે.

ધન્ય છે પરમ વૈરાગ્યના મહાપાત્ર મહાવીરને !

ધન્ય છે સંસારના નિર્મોહી મંગળ મહાવીરને !

ધન્ય છે લોક કલ્યાણના સન્માર્ગી મહાવીરને !

હવે ભગવાન મહાવીર સાધનાકાળમાં જીવનની તેજસ્વીતા કેવી રીતે પ્રગટ કરશે. તેના ભાવભેદ અવસરે.



## ૯૯

# ક્ષમા મૂર્તિ મહાવીરની સાધના

(આસો વદ ૧૪ તા. ૨૧-૧૦-૭૬ ગુરૂવાર)

આપણા સૌનું પરમ સૌભાગ્ય છે કે આપણે નિર્વાણ મહોત્સવનો બીજો દિવસ ઉજવી રહ્યા છીએ. આજના દિવસને રૂપચૌદશ કહેવાય છે, તો તમારા વ્યવહારમાં તેને કાળીચૌદશ પણ કહે છે. દીવાળીના દિવસોમાં લોકો ભૌતિક સુખોના અનુભવ માટે અનેક પ્રકારની સામુગ્રીઓ મેળવે છે. વિવિધ પ્રકારની શુદ્ધિ પણ કરે છે. કોઈ આંગણાને શુધ્ધ બનાવી રંગોળીઓ પુરશે, કોઈ પોતાના બ્લોકને અનેક ચીજોથી શણગારશે, કોઈ વળી રંગબેરંગી લાઇટો લગાડીને રોશની કરશે, કોઈ કડાકા-ભડાકા

સાથે ફટાકડા ફોડી આનંદ કરશે, કોઈ રસવતી મીઠાઈઓને ખરીદી સારા ભોજન તરીકે જમશે. આવી બધી પ્રયોજના કરી લેવાથી નિર્વાણ કલ્યાણકનો આનંદ મેળવી શકાતો નથી. નિર્વાણના ગ્રાહક વ્યક્તિએ તો ભગવાન મહાવીરના મંગલોત્તમ જીવનને સાંભળી આધ્યાત્મિક ક્ષેત્રમાં વિકાસ કરવો જોઈએ.

ગઈ કાલે આપણે ભગવાનના જન્મથી લઈ દીક્ષા કલ્યાણક સુધીની વાત કરી ગયા છીએ. હવે પ્રભુના સાધના કાળની તેમજ તેઓશ્રીના જીવન ઘટનાના પ્રસંગોને યાદ કરવાના છે.

## પ્રભુનો સાધના કાળ

ભગવંતે જ્યારે દીક્ષા અંગીકાર કરી ત્યારે ઇંદ્રમહારાજે પ્રભુના શરીર ઉપર એક દેવ દૂષ્ય વસ્ત્ર નાખેલું હતું. આ વાત આચારાંગ સૂત્રના મૂળમાં નથી પરંતુ ઘણી વાતો તો ચૂર્ણિ, નિર્યુક્તિ, વૃત્તિ અને ટીકાઓમાં બતાવવામાં આવેલી છે. જેથી સાંભળનારાઓને શંકા ન થવી જોઈએ.

**समणे भगवं महावीरे संवच्छरं साहियं मासं जाव चीवरधारी होत्था, तेण परं अचेले पाणि पडिग्गहए।**

શ્રમણ ભગવાન મહાવીર એક વર્ષને એક મહિના સુધી વસ્ત્રધારી રહ્યા હતા. ત્યાર પછી તેઓ અચેલ-વસ્ત્રરહિત થયા હતા અને કરપાત્રમાં (હાથમાં) ભોજન કરનારા હતા.

પ્રવ્રજ્યા ગ્રહણ કર્યા પછી ભગવાન તે ઉદ્યાનથી પ્રસ્થાન કરે છે. લોકોના નેત્રો તે પરમ તારકને એકી નજરે નિહાળતાં જ રહ્યા કે જ્યાં સુધી ભગવાન નજરે દેખાતા બંધ ન થયા ત્યાં સુધી. દૃષ્ટિથી ઓજલ થતાં જ તેમના નેત્રોમાંથી આંસુઓ, મોતીની જેમ વરસી પડયા. અને તેમના હૃદયના સુકોમળ તાર ઝણઝણી ઉઠયા.

## દરિદ્ર બ્રાહ્મણનો ઉદ્ધાર

સમભાવમાં તલ્લીન બની મહાવીર અકિંચન ભિક્ષુ બની આગળ વધી રહ્યા હતા. તેમને રસ્તામાં સિદ્ધાર્થ રાજાના પરિચિત મિત્ર સોમ નામના વૃદ્ધ બ્રાહ્મણ મળ્યા. તેઓ મહાવીરને નમ્ર નિવેદન સાથે કહેવા લાગ્યા: ભગવાન! હું દીન અને દરિદ્ર છું. ખાવા માટે મારી પાસે અન્ન નથી. પહેરવા માટે પૂરા વસ્ત્ર નથી કે રહેવા માટે સારું ઝુંપડુંએ નથી. પ્રભુ! આપે જે વખતે વરસીદાન કર્યું તે વખતે હું મારા ટળવળતા પરિવાર માટે દૂર પ્રદેશમાં ભીખ માગવા ગયો હતો. મને ખબર પડી કે આપ ધનનો વરસાદ કરી રહ્યા છો. મારા ઉપર આપ કૃપા કરો, આ દીન બ્રાહ્મણનો ઉધ્ધાર કરો.

મહાવીરે કહ્યું: ભદ્ર, અત્યારે તો હું એક અકિંચન ભિક્ષુ છું.

બ્રાહ્મણ–ભગવન્ ! શું કલ્પવૃક્ષની પાસે આવતા પણ મારી કામના પૂરી નહિ થાય ? આટલું બોલતાં જ તે ગળગળો થઈ ગયો. આંખોમાં આંસુ છલકાઈ આવ્યા અને ચરણોમાં પડી ગયો.

બ્રાહ્મણની આ સ્થિતિ જોઈ મહાવીરનું હૃદય દ્રવી ઉઠ્યું. તેમણે તે જ ક્ષણે ઈન્દ્રે આપેલ દેવદૂષ્ય વસ્ત્રનો અર્ધભાગ ફાડીને તેને આપી દીધો. બ્રાહ્મણ પોતાના ભાગ્યની પ્રશંસા કરતો ચાલ્યો ગયો. છેવટે તે બ્રાહ્મણે મહાવીરના શરીર ઉપરથી એક વરસને એક માસ પછી તે વસ્ત્ર પડી જતાં, તેને મેળવીને ઠીક કરી લીધું. તે બ્રાહ્મણે આ દેવદૂષ્ય વસ્ત્ર નંદીવર્ધનને આપી એક લાખ સોના મહોર મેળવી લીધી, અને જીવનભરને માટે સુખી બની ગયો.

## ક્ષમા મૂર્તિ મહાવીર

ક્ષમા મૂર્તિ મહાવીર તે દિવસે એક મુહૂર્ત દિવસ બાકી રહેતા કુમાર ગામમાં (અત્યારે તેને 'કામન છપરા' કહે છે) પધાર્યા. ગામ બહાર વૃક્ષની નીચે તેઓ દૃષ્ટિને નીચે સ્થિર કરીને ઠુંઠાની જેમ ધ્યાનમાં ઉભા રહી ગયા. તે વખતે એક ગોવાળ પોતાના બળદો ભગવાન પાસે છોડી ગામમાં ગાયોને દોહવા ચાલ્યો ગયો. બળદો ભૂખ અને તરસના કારણે ચરતા ચરતા જંગલમાં દૂર નીકળી ગયા. જ્યારે ગોવાળ પાછો ફર્યો ત્યારે તેણે બળદો ન જોતાં, મહાવીરને પૂછ્યું: "બતાવો મારા બળદો ક્યાં ગયા ?" પ્રભુ તો ધ્યાનમાં હતાં, કોણ જવાબ આપે ? તે બળદ શોધવા આગળ વધ્યો, રાતભર જંગલમાં ફરીને શોધવા છતાં બળદ ન મળતાં થાકીને ઘેર આવતાં ફરી પ્રભુ પાસે આવ્યો. બળદો તો જંગલમાં ફરી ચરીને પ્રભુ પાસે આવીને બેસી ગયા છે. બળદોને જોતાં જ ગોવાળને ગુસ્સો આવ્યો અને પ્રભુને દોરડાથી મારવા લાગ્યો. તે સમયે ઈન્દ્રમહારાજને વિચાર આવ્યો કે લેને જરા જોઉં તો ખરો, ભગવાન મહાવીર શું કરી રહ્યા છે ? અવધિજ્ઞાનથી ઇન્દ્રે જ્યારે જોયું તો પેલો ગોવાળ પ્રભુને મારી રહ્યો છે. ઈંદ્રે તે ગોવાળને ત્યાં જ સ્થંભિત કરી સાક્ષાત્ પ્રગટ થઈને કહ્યું: "અરે દુષ્ટ ! તું આ શું કરી રહેલ છો ! તને ખબર નથી કે આ સિધ્ધાર્થ રાજાના નંદન વર્ધમાન છે !" ગોવાળ તો ગભરાઈ ગયો. તેણે પ્રભુને તેમજ ઈંદ્રને વંદન કર્યા અને ક્ષમા માગી.

### સ્વાવલંબી મહાવીર

મહાવીરની સાધના પૂર્ણ સ્વાવલંબી હતી. પોતાની સહાયતા માટે બીજાની સામે હાથ ફેલાવવો તો દૂર રહ્યો પરંતુ ભકિતભાવનાથી તરબોળ થઈને પ્રાર્થના કરનારાનો સહયોગ પણ તેમણે કદી ન ઈચ્છયો. ગોવાળની મૂઢતા જોઈ દેવરાજના

મનમાં આવ્યું અને પ્રભુને પ્રાર્થના કરી. "પ્રભુ! માનવો ક્યારેક અજ્ઞાનતામાં કે મૂઢતામાં આવી, આપ જેવા ઘોર તપસ્વીઓને પણ મારવા માટે તૈયાર થઈ જાય છે. આપને તો બાર વર્ષ સુધી વિવિધ કષ્ટોનો સામનો કરવો પડશે. તેથી આપ મને આજ્ઞા આપો તો આપની સેવામાં રહી ત્યાં સુધી આપના કષ્ટનું નિવારણ કર્યા કરૂં."

પ્રભુએ કહ્યું: "દેવરાજ! અતીતમાં કદી એમ બન્યું નથી, વર્તમાનમાં એવું બનતું નથી અને ભવિષ્યમાં એવું કદી બનશે નહિ કે દેવેન્દ્રો અથવા અસુરેન્દ્રોની સહાયતાથી અરિહંતો કેવળજ્ઞાન અને સિધ્ધિ પ્રાપ્ત કરે. અર્હન્તો તો પોતાના જ બળ અને પુરુષાર્થથી કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે."

### પ્રથમ પારણું

વીર વર્ધમાન વિહાર કરતાં થકા બીજે દિવસે કોલ્લાગ સન્નિવેશમાં પહોંચ્યા. ત્યાં બહુલ નામના બ્રાહ્મણને ઘેર ઘીખાંડનું મિશ્રિત પરમ અન્ન એટલે ખીરને ભિક્ષામાં મેળવી કરપાત્રમાં જ છટ્ઠ ઉપવાસનું પારણું કર્યું.

સમવાયાંગ સૂત્રમાં કહ્યું છે કે ચૌવીસ તીર્થંકરોમાં ભગવાન ઋષભદેવે એક વર્ષે ઈક્ષુરસથી અને બાકીના ત્રેવીસ તીર્થંકરોએ બીજે દિવસે અમૃત જેવી મધુરખીરથી પારણાં કર્યાં હતાં. પ્રભુ વિહાર કરતાં મોરાક સન્નિવેશમાં દુઈજ્જન્તક જાતિના તાપસોના આશ્રમમાં પધાર્યા. આશ્રમના કુલપતિ તે ભગવાનના પિતા સિધ્ધાર્થ રાજાના પરમ મિત્ર હતા. પ્રભુને આવતા જોઈ તેઓ ત્યાં સ્વાગત માટે ઉભા રહી ગયા. પ્રભુનું સ્વાગત કર્યું. તેના આગ્રહને વશ થઈ વર્ધમાન એક દિવસ ત્યાં બિરાજ્યા. કુલપતિએ કહ્યું: કુમારવર! આ આશ્રમ આપનો જ છે. અહીં એકાંત સ્થાન છે. આપ ખૂશીથી બિરાજો. મને ચાતુર્માસ સુધીની સેવનો લાભ આપો. પ્રભુ ત્યાંથી વિહાર કરી આજુબાજુના ક્ષેત્રોમાં પરિભ્રમણ કરી વર્ષાવાસના પ્રથમ ચતુર્માસના હેતુથી ત્યાં પધાર્યા. કુલપતિએ આશ્રમની એક પર્ણકુટિ નિવાસ માટે અર્પણ કરી. ભગવાન તો ત્યાં હિમાલયની જેમ અચળ, નિષ્કંપ ધ્યાનયોગમાં સ્થિર થઇ ગયા.

વરસાદ મોડો પડવાને કારણે ભૂખથી પીડાતી ગાયો વગેરે પશુઓ આશ્રમની પર્ણકુટિઓનું ઘાસ ખાવા મોઢાં નાખતી હતી. બીજા તાપસો તો તેને ભગાડી પર્ણકુટિઓનું રક્ષણ કરતા હતા પરન્તુ મહાવીર તો ધ્યાનમાં તલ્લિન હતા. જેથી તેઓ આ કુટિનું રક્ષણ ન કરી શકયા. એકવાર કુલપતિએ કહ્યું: કુમારવર! પક્ષીગણ પણ પોતાના માળાનું રક્ષણ કરે છે પણ આપ કેમ તેની ઉપેક્ષા કરો છો?

મહાવીરે વિચાર કર્યો કે મારા કારણે કોઇને દુઃખ થાય તેવા સ્થાનમાં રહેવું મારા માટે ઉચિત નથી. વર્ષાવાસના પંદર દિવસ પસાર થયા હતા ત્યારે તેમણે ત્યાંથી વિહાર કર્યો. અને પાંચ પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી.

## મહાવીરની પાંચપ્રતિજ્ઞાઓ

૧. અપ્રીતિકારક સ્થાનમાં રહીશ નહિ. ૨. સદા ધ્યાનમાં રહીશ. ૩. મૌન પાળીશ. ૪. કરપાત્રમાં ભોજન કરીશ. ૫. ગૃહસ્થોનો વિનય કરીશ નહિ.

## શૂલપાણિ યક્ષનો ઉપદ્રવ

ભગવાન મહાવીર આશ્રમથી વિહાર કરીને અસ્થિક ગામ તરફ પધાર્યા. સંધ્યાના સમયે પહોંચતા ગામમાં એકાંત સ્થાનની યાચના કરતાં, ગામબહાર યક્ષાયતનમાં રહેવાની આજ્ઞા લીધી ત્યારે ગ્રામજનોએ કહ્યું: ભગવન્! ત્યાં એક યક્ષ રહે છે, તેનો સ્વભાવ ઘણો જ ક્રૂર છે, તે રાત્રિમાં કોઈને ત્યાં રહેવા દેતો નથી, તેથી આપ ત્યાં ન રહેતા બીજે પધારો તો સારું! પરંતુ ભગવાને યક્ષને પ્રતિબોધવાના હેતુથી ત્યાં રહેવાની ફરી આજ્ઞા માંગી. લોકોએ આજ્ઞા આપી અને તેઓ ત્યાં રહ્યા. પ્રભુ તો એક ખૂણામાં ધ્યાનસ્થ થઈ ગયા. સાંજના સમયની પૂજા માટે એક ઇન્દ્રશર્મા નામનો પૂજારી આવ્યો. અર્ચના-પૂજા થઈ ગયા પછી બધા લોકોને યક્ષાયતનમાંથી બહાર કાઢયા. ભગવાનને પણ તેણે કહ્યું: પરન્તુ તે મૌન હતા. ધ્યાનસ્થ હતા, ઇન્દ્રશર્માએ ફરીને યક્ષના ભયંકર ઉત્પાતનું રોમાંચક વર્ણન કર્યું છતાં પણ પ્રભુ તો ત્યાંથી વિચલિત ન થયા અને ત્યાં જ રહ્યા, પેલો પુજારી ઇન્દ્રશર્મા તો ચાલ્યો ગયો.

સંધ્યાની સોહામણી વેળા પૂરી થઈ ગઈ. થોડું અંધારું થતાં તે શૂલપાણિ યક્ષ પ્રગટ થયો. પ્રભુને ધ્યાનસ્થ જોઈ તે બોલ્યો: અરે, તું કોણ છો? આ ગ્રામજનોનું કે પૂજારીનું પણ તે માન્યું નહિ અને મારા પરાક્રમનો પરિચય કરવા રોકાયો છે? એટલામાં તે યક્ષે ભયંકર અટ્ટહાસ્ય કર્યું. જેથી આખો વનપ્રાન્ત કંપી ઉઠયો પરન્તુ પ્રભુ તો મેરૂની જેમ અચલ અને અકંપ ઉભા રહ્યા. તેણે હાથીનું રૂપ બનાવ્યું. દાંતવડે પ્રહાર કર્યા, પગથી રગડવા લાગ્યો છતાં પ્રભુ અડગ રહ્યા. યક્ષે પિશાચનું રૂપ બનાવીને તીક્ષ્ણ નખ અને દાંત પ્રભુના અંગોમાં ભરાવ્યા છતાં પણ તેમના મનમાં તેના માટે રોષ ન આવ્યો. મોઢામાંથી સીસકારો પણ ન કાઢયો, તેણે સર્પ બનીને જોરથી ડંસ દીધો છતાં પ્રભુ ધ્યાનભંગ ન થયા. અંતે તેણે પોતાની દિવ્ય દેવશક્તિથી તેમનાં આંખ, કાન, નાક, શિર, દાંત, નખ અને પીઠમાં ભયંકર વેદના ઉત્પન્ન કરી. આ વેદના એવી હતી કે જો કોઇ સાધારણ પ્રાણી હોય તો તત્ક્ષણ મૃત્યુ જ પામી જાય. મહાવીર તો બધી જાતની વેદનાઓને શાંત ભાવથી સહન કરતા રહ્યા. રાક્ષસીબળ મહાવીરના આત્મબળ સામે પરાજિત બની ગયું. તેની ધીરજ ખૂટી ગઈ. પ્રભુની અદ્દભુત તિતિક્ષા જોઈને તે ચકિત અને સ્થંભિત થઈ ગયો. અંતે હારીને પ્રભુના ચરણોમાં ઢળી પડયો. "ભગવાન! મારો અપરાધ ક્ષમા

કરો ! મેં આપને ઓળખ્યા નહિ” આવી રીતે તે વિનમ્રભાવે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો.

ભગવાનના દશસ્વપ્નો.

એક મુહૂર્તરાત્રિ બાકી રહેતાં ભગવાનને તે રાત્રિએ નિદ્રા આવી ગઈ ત્યારે તેમણે દશ સ્વપ્નો જોયાં.

૧. હું ભયંકર તાડ જેવા પિશાચને મારી રહ્યો છું.

૨. મારી સામે એક સફેદ (પુરુષ) કોયલ ઉપસ્થિત છે.

૩. મારી સામે એક રંગબેરંગી કોયલ ઉપસ્થિત છે.

૪. બે રત્નમાળાઓ મારી સન્મુખ છે.

૫. એક શ્વેત ગોકુળ મારી સન્મુખ છે.

૬. એક વિકસિત પદ્મ સરોવર મારી સામે છે.

૭. હું મહાસમુદ્રને હાથ વડે તરી ગયો છું.

૮. જાજ્વલ્યમાન સૂર્ય આખા વિશ્વને પ્રકાશિત કરી રહેલ છે.

૯ હું મારા આંતરડાઓ વડે માનુષોત્તર પર્વતને વીંટી રહ્યો છું.

૧૦. હું મેરૂ પર્વત ઉપર ચડી રહ્યો છું.

આ સ્વપ્નો પુરા થતાં પ્રભુની નિદ્રા ઉડી ગઈ. સાધના કાળમાં તેમને તે રાત્રે થોડી નિદ્રા આવી હતી તે પણ સૂતાં સૂતાં નહિ પરન્તુ ઉભાં ઉભાંજ આવી હતી. રાત્રે શૂલપાણિના ભયંકર અટ્ટહાસ્યને સાંભળીને ગ્રામજનોએ તે સમયે અનુમાન કરેલું કે મંદિરમાં રોકાયેલા તે સાધુ સદાને માટે પોઢી ગયા હશે. પરંતુ તેના બદલામાં તે સવારે જ્યારે સંગીતનો સુમધુર સ્વર લહેરીઓ સાંભળી ત્યારે તેમને થયું કે પ્રભુએ યક્ષને વશ કરી લીધો લાગે છે.

આ અસ્થિક ગ્રામમાં ઉત્પલ નામનો એક નિમિત્તિઓ રહેતો હતો. તે પહેલાં પાર્શ્વનાથ ભગવાનની પરંપરામાં શ્રમણ બન્યો હતો. પરંતુ પાછળથી તે ચલિત થઈ ગયો હતો. જ્યારે તેણે મહાવીરના યક્ષાયતનમાં રોકાવાના સમાચાર સાંભળ્યા ત્યારે તેનું હૃદય ધડકી ઉઠયું. સવારે તે ઈન્દ્રશર્મા પૂજારીની સાથે યક્ષાયતનમાં પહોંચ્યો. તેણે તો ત્યાં મહાવીરની અર્ચન કરાતી જોઈને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે બંનેએ પ્રભુના ચરણોમાં નમસ્કાર કરવા લાગ્યા. પ્રભુ, આપનું આત્મતેજ અપૂર્વ છે. આપે યક્ષ પ્રકોપ શાંત કરી દીધો છે.

નિમિત્તિઆએ નિવેદન કર્યું "પ્રભો ! આપે રાત્રિના પાછલા પહોરમાં દશ સ્વપ્ન જોયા છે તેનું ફળ આ પ્રમાણે મળશે.

૧. આપ મોહનીય કર્મનો નાશ કરશો. ૨. સદા–સર્વદા આપ શુક્લ ધ્યાનમાં રહેશો. ૩. વિવિધ જ્ઞાનમય દ્વાદશાંગશ્રુતની પ્રરૂપણા કરશો. ૪.... ? ૫. ચતુર્વિધ સંઘની સ્થાપના કરશો. ૬. ચતુર્વિધ દેવ આપની સેવામાં રહેશે. ૭. સંસાર સાગરને આપ પાર કરશો. ૮. આપ કેવળ જ્ઞાન અને કેવળ દર્શનને પ્રાપ્ત કરશો. ૯. સર્વત્ર આપની કીર્તિ ફેલાશે. ૧૦. સમવસરણમાં સિંહાસન ઉપર બિરાજી આપ ધર્મની સ્થાપના કરશો.

આ પ્રમાણે તે નવ સ્વપ્નના ફળ મારા જાણવામાં આવ્યા, પણ ચોથા સ્વપ્નનાં ફળ મારી સમજમાં આવતું નથી. પ્રભુએ ચોથા સ્વપ્નનાં ફળ માટે કહ્યું : ઉત્પલ : હું સર્વ વિરતિ અને દેશવિરતિરૂપ બે પ્રકારના ધર્મની પરૂપણા કરીશ. આ ચોમાસામાં ભગવાને પંદર પંદર દિવસના આઠ અર્ધમાસના ઉપવાસ કર્યા હતા. પ્રભુ ત્યાંથી વિહાર કરી મોરાકસન્નિવેશમાં પધાર્યા હતા. ત્યાં તેમની તપસ્વી જીવનની તેજસ્વીતાથી જનતાના મનમાં શ્રધ્ધાનો દીપ ઝગમગી ઉઠયો.

દક્ષિણ વાચાલાથી ઉત્તર વાચાલા જવાના બે માર્ગ હતા. એક કનખલ આશ્રમથી અને બીજો બહારથી જંગલમાં થઈને જતો હતો. તે રસ્તો નિર્જન, વિકટ અને ભયાનક હતો. પ્રભુ તો ગજરાજની જેમ સીધા જઇ રહ્યા હતા. ત્યાંના ગ્રામજનોએ વીરને જંગલ તરફ જતા અટકાવ્યા અને ત્યાંના જંગલમાં પડેલા દષ્ટિ વિષધર ચંડકૌશિક સર્પની વાત કરી પરંતુ પ્રભુ તો નિર્ભય હતા, કંટકના સંકટને સહેવા માટે અને કંઈક જીવોના ઉધ્ધારને માટે તેઓ તો જંગલમાં પ્રવેશી ગયા.

**વિષભરીને વિષધર સુતો ચંડકૌશિયોનામી**
**મહાભયંકર એ મારગમાં, વિચરે મહાવીર સ્વામી**

ત્યાં ચંડકૌશિકનો યોગ થાય છે. સર્પ પ્રભુને ડંખ મારે છે. પ્રભુ તેને સમજાવે છે. સર્પને જાતિ સ્મરણજ્ઞાન થાય છે. તે વેરથી વિરામ પામવા પોતાનું મુખ રાફડામાં રાખી સમાધિ સાથે મૃત્યુ પામી સ્વર્ગમાં જાય છે. આ ઘટના એકવાર કહેવાઈ ગઈ છે.

પ્રભુ ત્યાંથી ઉત્તર વાચાળ પધાર્યા. નાગસેનને ત્યાં પંદર ઉપવાસનું પારણું કરી શ્વેતાંબીકા પધાર્યા. સમ્રાટ પરદેશીએ ભાવલીનું પ્રભુનું સ્વાગત કર્યું. ત્યાંથી સુરભિપુર પધારતા હતા ત્યારે રસ્તામાં પાંચ નૈયિક રાજાઓ મલ્યા. તેઓ સમ્રાટ પરદેશી પાસે જતા હતા. તે રાજવીઓએ ભગવાનને વંદના કરી.

## નાવ કિનારે લાગી ગઈ

સુરભિપુર પધારતી વખતે ગંગાપાર કરવાના હેતુથી પ્રભુ સિધ્ધદત્તની નૌકામાં આરુઢ થયા. બીજા યાત્રીઓ પણ તેમાં હતા. નૌકા આગળ વધી ત્યાં તો આંધી અને તોફાન આવ્યું. સુદૃષ્ટ નામનો દેવ વેર લેવા આવેલો. પ્રભુ તો નિષ્કંપ હતા. અંતે મહાવીરના પ્રભાવથી નૌકા કિનારે લાગી ગઈ.

પ્રભુ જૂણાક સન્નિવેશમાં ધ્યાન કરીને જતા હતા ત્યારે ત્યાં એક પુષ્યક નામના નિમિત્તયાને પ્રભુના ચરણ ચિન્હ જોઈ શંકા આવી કે આ કોઈ ચક્રવર્તી સમ્રાટના હોવા જોઈએ. તે પ્રભુની પાછળ ગયો અને ભિક્ષુના રૂપમાં જોતા શંકાશીલ વધારે થયો કે આ શું ? ચક્રવર્તી ભિક્ષુના રૂપમાં કેમ ? દેવેન્દ્ર ત્યાં પ્રકટ થઈ તેનું સમાધાન કર્યું અને તે પ્રભુને વંદન કરી ચાલ્યો ગયો.

## ગોશાલકનો ભેટો

ભગવાન મહાવીરે **બીજું ચાતુર્માસ** રાજગૃહના ઉપનગર નાલંદાની તંતુવાય શાળા (વણુકરની ઉદ્યોગશાળા) માં કર્યું. ત્યાં મંખલિપુત્ર ગૌશાલક પણ આવ્યો હતો. તે ભગવાનના તપ અને ત્યાગથી આકર્ષિત થયો હતો કારણ કે તેણે ભગવાનના માસખમણુના પારણે પાંચ દિવ્યરત્નની વર્ષા અને આકાશમાં દેવ દુદુંભી સાંભળી હતી. તે ચમત્કારિક તપથી આકર્ષિત બની ભગવાનને પોતાનો શિષ્ય બનાવવા પ્રાર્થના કરવા લાગ્યો. પ્રભુ મૌન રહ્યા. તે વર્ષાવાસમાં પ્રભુએ એક એક માસની તપશ્ચર્યા કરી હતી. ચોમાસુ પૂર્ણ થતાં ગૌશાળો ભિક્ષા માટે નીકળ્યો અને પ્રભુને પૂછયું : "હે તપસ્વી ! મને ભિક્ષામાં શું મળશે ? "પ્રભુએ કહ્યું : "ભલા, તને કોદરાના વાસી તાંદુલ, ખાટી છાશ અને ખોટો રૂપિયો મળશે." પ્રભુના વચનને ખોટા પાડવાના હેતુથી તે ગગનચુંબી ભવ્ય ભવનોમાં પહોંચ્યો. ત્યાંથી હતાશ અને નિરાશ થઇ પાછો ફર્યો અને ગરીબોની ઝુંપડીઓ તરફ ગયો. ત્યાં તેને આ ત્રણે ચીજ મળી ગઈ. બસ, આ ઘટનાએ તેને નિયતિવાદ તરફ આકર્ષિત કર્યો. જે વિચારવા લાગ્યો કે જે બનવાનું હોય છે તે બનીને જ રહે છે અને તે બધુંએ પહેલાંથી જ નિશ્ચિત હોય છે.

ભગવાન મહાવીર નાલંદાથી વિહાર કરી કોલ્લાગ 'સિન્નવેશમાં પધાર્યા. ત્યાં એક બ્રાહ્મણુના ઘેર ચાતુર્માસ ક્ષપણુનું (ચાર માસનો તપ) પારણું કર્યું. ત્યાંથી બ્રાહ્મણગ્રામ થઈ અંગદેશની રાજધાની ચંપાનગરીમાં પધાર્યા. ગોશાલક પણ સાથે હતો. ભગવાને **ત્રીજું ચોમાસું** ત્યાં કર્યું. પ્રભુએ બે બે માસના ઉપવાસના તપ કર્યા. વિવિધ આસન અને ધ્યાન-યોગની સાધના કરી પ્રથમ પારણું ચંપામાં કર્યું અને બીજું ચંપાની બહાર કરેલું હતું. પ્રભુ ત્યાંથી કાલાય સન્નિવેશ અને પત્તકાલાય

પધાર્યા. ત્યાં બંને ખંડેરોમાં ઉભા રહી ધ્યાન કર્યું. ગોશાલકે પોતાના અવિવેકના કારણે માર ખાધો. ભગવાન તો ઘણો વખત ધ્યાનમાં રહ્યા. કુમારક સન્નિવેશમાં ચંપક રમણીય ઉદ્યાનમાં પ્રભુ કાઉસગ્ગ પડિમા ધારણ કરીને રહ્યા.

પ્રભુ જ્યારે ત્યાંથી વિહાર કરીને ચોરાક સન્નિવેશમાં પધાર્યા ત્યારે ત્યાં ચોર લોકોનો ઘણો ભય હતો. તેથી ચોકીદારો સતત સાવધાન રહેતા હતા. ચોકીદારે પરિચય માટે પ્રશ્ન કર્યો. પરંતુ પ્રભુ તો મૌન રહ્યા. તે લોકોએ ગુપ્તચર જાણી અનેક દુઃખ દીધા. સોમા અને જયંતિ નામની બે પરિવ્રાજિકાઓ જે ઉત્પલ નિમિત્તઆની બેનો હતી તેમને ખબર પડી કે તુરત જ ત્યાં પહોંચી અને ચોકીદારોને કહ્યું કે આતો "સિદ્ધાર્થ નંદન મહાવીર છે." તેઓએ પ્રભુને મુક્ત કર્યા.

ભગવાન **ચોથું ચાતુર્માસ** પૃષ્ટચંપા પધાર્યા. ચારમાસ સુધી આહાર પાણીનો ત્યાગ કરી પ્રભુ આત્મચિંતન અને ધ્યાન મુદ્રામાં ઉભા રહ્યા. ત્યાંથી કયંગલા નગરી પધાર્યા. દરિદ્રથેરના દેવળમાં ધ્યાન કરી શ્રાવસ્તી નગરીની બહાર ધ્યાનમાં રહ્યા. ત્યારે કડકડતી ઠંડી પડતી હતી. પ્રભુ તો દેહની પરવા કર્યા વિના ધ્યાનમાં રહેતા. છતાં ગોશાલક તો ઠંડીમાં ઘણો હેરાન થયો. મંદિરમાં ઉત્સવ ચાલતો હતો. ગોશાલકને તે લોકોની મશ્કરી કરતા માર ખાવો પડયો હતો. પ્રભુ શ્રાવસ્તી પધાર્યા છે. હવે ત્યાંથી કયાં કયાં પધારશે અને કેવા કેવા પરિષહો ઉપસર્ગો સહન કરીને કેવલજ્ઞાનની પ્રાપ્તિ કઈ રીતે કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે. આવતીકાલે ભગવાન મહાવીર પરિનિર્વાણનો મહામાંગલિક દિવસ છે તપ-ત્યાગ અને જ્ઞાન-ધ્યાનપૂર્વકની આરાધના કરી અંતર આત્માં જ્યોત પ્રકટાવશો.



## ૧૦૦

# પરિનિર્વાણના પંથે મહાવીર

(આસો વદ ૦)) તા. ૨૨-૧૦-૭૬ શુક્રવાર)

આજે આપણે સૌ જીવનની ધન્યતાનો અનુભવ કરી રહ્યા છીએ કારણ કે દીપાવલીનો મંગળ મહોત્સવ ઉજવાઈ રહ્યો છે. માનવજીવન એ મંગલ જીવન છે. મંગલજીવનની પાત્રતા ધર્મથી પ્રગટે છે. ધર્મએ આત્માનો સ્વભાવ છે-આવા ધર્મમાં સ્થિર બની સર્વથા કર્મ જંજીરને તોડી નાખવી તેનું નામ નિર્વાણ.

ભગવાન મહાવીરનું નિર્વાણ કલ્યાણક આપણી આત્મ જાગૃતિનું સર્વોત્તમ નિમિત્ત કારણ છે. પ્રભુએ સાધના કાળમાં સંયમ અને તપની ઉત્કૃષ્ટ આરાધના કરી હતી.

ગઈ કાલે તમોએ જાણ્યું કે ભગવાને સાધનામાં કેટલા પરિષહો ઉપર વિજય મેળવ્યો હતો. પ્રભુ તો સમતા અને સહિષ્ણુતાનું પાત્ર હતા.

પ્રભુએ શ્રાવસ્તી નગરીથી વિહાર કરતાં હલિદ્દુગ, નંગલા, આવર્ત્ત, ચોરાક સન્નિવેશ, કલંબુકા પધારતાં રસ્તામાં અનેક કષ્ટોને સમભાવે સહન કર્યાં હતાં.

## મહાવીરનો લાટપ્રદેશમાં પ્રવેશ

ગંભીર વિચાર મંથન પછી પ્રભુ કર્મોની વિશેષ નિર્જરા કરવા માટે લાટ પ્રદેશ (બંગાળ પ્રદેશમાં ગંગાનો પશ્ચિમ ભાગ) તરફ પધાર્યા. તે સમયમાં લાટપ્રદેશ અનાર્ય ગણાતો હતો. ત્યાં વિચરવું અત્યંત દુષ્કર હતું. તે પ્રદેશના બે ભાગ હતા. એક વજ્રભૂમિ અને બીજી શુભ્રભૂમિ ગણાતી હતી. તેને ઉત્તર રાઢ અને દક્ષિણ રાઢ પણ કહેતા હતા. તે બંનેની મધ્યમાં અજય નદી વહેતી હતી. ભગવાને બંને સ્થળોમાં વિચરણ કર્યું હતું. તે ક્ષેત્રમાં પ્રભુને જે ઉગ્ર ઉપસર્ગો થયા તેનું રોમાંચક વર્ણન આર્ય સુધર્મા સ્વામીએ આચારાંગ સૂત્રમાં કરેલ છે.

તે પ્રદેશમાં પ્રભુને રહેવા માટે અનુકૂળ આવાસ મળતા ન હતા. લૂખુંસૂકું વાસી ભોજન મળતું હતું. કૂતરાઓ કરડવા દોડતા હતા. લોકો પણ તે કૂતરાઓને ઉશ્કેરતા હતા. છતાં પ્રભુ તો આત્મવિકાસનો હેતુ સમજી પ્રસન્નવદને કષ્ટને સહન કરતા હતા. ક્યારેક ભયંકર અરણ્યમાં રહેવું પડતું. ક્યારેક ગ્રામજનો પ્રભુને દંડ મુષ્ઠિ, ભાલા કે ઢેફાંથી પ્રહાર કરતા હતા. સૌન્દર્યની મૂર્તિસમા મહાવીરના શરીર ઉપર અનેક પ્રહારો થતા, છતાં તે બધુ શાંતિથી સહન કરતા હતા. ત્યાંથી પ્રભુ ફરી આર્ય દેશ તરફ પધારતા હતા ત્યારે રસ્તામાં પૂર્ણા કલશ સીમા પ્રાન્તમાં બે ચોર મળ્યા. તેઓ અનાર્ય દેશમાં ચોરી કરવા જતા હતા. પ્રભુને જોઈ અપશુકન ગણ્યા અને મારવા દોડયા. તે વખતે સ્વયં ઈન્દ્રદેવ પ્રગટ થઈ ચોરોને દૂર કર્યા. પ્રભુ મલપ્રદેશની રાજધાની ભદ્રિલા નગરીમાં **પાંચમું ચાતુર્માસ** બિરાજ્યા. ત્યાં ચૌમાસીતપ અને વિવિધ આસનો, સાથે ધ્યાન સાધના કરતા હતા. ત્યાંથી પારણું કરી કદલી સમાગમ, જંબુસંડ થઈ તંબાય સન્નિવેશ પધાર્યા, ત્યાં પાર્શ્વનાથના સ્થવિર નંદિષેણ બિરાજતા હતા. ગોશાલકે તેમની સાથે વાદ-વિવાદ કર્યો હતો. પ્રભુ કૂપિય સન્નિવેશ પધાર્યા. લોકોએ પ્રભુને ગુપ્તચર સમજી પકડી લીધા. અનેક દુઃખો આપી કેદ કર્યા વિજ્યા અને પ્રગલ્ભા નામની પ્રરિવ્રાજિકાઓએ પ્રભુનો પરિચય કરાવી મુકત કરાવ્યા હતા.

મહાવીર વૈશાલી તરફ પધાર્યા. ગૌશાલક કષ્ટને ન સહી શકવાથી રાજગૃહી તરફ ગયો. વૈશાલીથી ગ્રામક-સન્નિવેશ પધાર્યા ત્યાં પ્રભુએ વિભેલક યક્ષના મંદીરમાં ધ્યાન કર્યું. તપના પ્રભાવથી યક્ષે પ્રભુના ગુણકીર્તન કર્યા.

## કટપૂતના વ્યંતરીનો ઉપદ્રવ

મહાવીર પ્રભુ શાલીશીર્ષના રમણીય ઉદ્યાનમાં પધાર્યા. મહામાહનાનો સણુસણુતો સમીર વાતો હતો. પ્રભુતો રાત્રિના સમયે પણ વૃક્ષની નીચે ધ્યાન ધરીને ઉભા હતા. તે સમયે કટપૂતના વ્યંતરી ત્યાં આવી. પ્રભુને ધ્યાનસ્થ જોઈ તેનું વેર જાગૃત થયું. તેણે રૂપપરિવર્તન કરી મેઘધારા વરસાવી. ઠંડો પવન, પાણીની ધારા આ બધું અસહ્ય હોવા છતાં પ્રભુ તો ધ્યાનમાં સ્થિર રહ્યા. સમશ્રેણિની ઉચ્ચતાનો સ્પર્શ કરતાં. પ્રભુને પરમ અવધિજ્ઞાન પ્રગટ થયું. પ્રભુનું સંકટ સહેવાનું અસીમ બળ જોઇ તે વ્યંતરી વિસ્મીત બની ગઇ અને વીરને ચરણે ઝૂકી ક્ષમાયાચના કરવા લાગી. ગોશાલક છ મહિને પ્રભુ પાસે પાછો આવ્યો.

ભગવાને ભદ્રિયા નગરીમાં છઠ્ઠું **ચોમાસું** કર્યું. ચાતુર્માસિક તપ, ધ્યાન આસન કરી સમય પૂર્ણ થતાં પારણું કરી પ્રભુ મગધદેશ તરફ પધારતાં આલંભિયા **સાતમું ચોમાસું** રહ્યા. સાધના અને ચોમાસી પારણું કરી કુંડાગ–સન્નિવેશ, બોહાર્ગલા, પુરિમતાલ, ઉન્નાગ થઈ રાજગૃહી પધાર્યા. ત્યાં ચોમાસી તપ, આસન, ધ્યાન કરી **આઠમું ચોમાસું** રહ્યા. પારણું કરીને પ્રભુ ફરીવાર કર્મનિર્જરાના હેતુથી અનાર્ય ભૂમિ રાઢ દેશમાં પધાર્યા. ત્યાં વૃક્ષો નીચે ક્યારેક ખંડેરોમાં આવી.રીતે અનિયત વાસમાં **નવમું ચોમાસું** પૂર્ણ કરી, છ માસ અનાર્ય દેશમાં વિચરી પ્રભુ ફરીવાર આર્યદેશમાં પધાર્યા.

### ગોશાલકનો તલપ્રશ્ન અને વૈશ્યાયન તાપસ

પ્રભુ આર્યભૂમિમાં પ્રવેશ કરી સિધ્ધાર્થપુરથી કૂર્મગ્રામ તરફ પધારી રહ્યા હતા. ગોશાલક પણ સાથે જ હતો. રસ્તામાં સાત પુષ્પવાળા એક તલના લહેરાતા છોડને જોઈને ગોશાલકે જિજ્ઞાસા કરીને પુછ્યું : " ભગવાન ! શું આ છોડ ફળવાળો થશે ?"

સમાધાન કરતાં પ્રભુએ કહ્યું : આ છોડ જરૂર ફળ દેશે અને સાતેય ફૂલોના જીવ એક ફળીમાં ઉત્પન થશે." ભગવાનના કથનને મિથ્યા કરવાની દષ્ટિથી ગોશાલકે પાછળ રહીને તે ઉખેડી એક કિનારે ફેંકી દીધો. સંયોગવશ તે જ વખતે થોડો વરસાદ આવ્યો અને તે તલનો છોડ ફરી જડ લગાવી સ્થિર થઈ ગયો. તે સાત ફૂલ પણ તેજ પ્રમાણે તે તલની ફળીમાં સાત તલના રૂપમાં ઉત્પન્ન થયા.

ભગવાન કૂર્મગ્રામ પધાર્યા છે. તે ગામની બહાર વૈશ્યાયન નામનો તાપસ પ્રાણાયામ–પ્રવ્રજ્યા સ્વીકાર કરી સૂર્યમંડળની સન્મુખ દષ્ટિ કરી બંને હાથ ઉપર ઉંચા કરીને આતાપના લઈ રહ્યો હતો. તડકાના તાપને લીધે જટામાંથી જુઓ પૃથ્વી ઉપર ટપોટપ પડી રહી હતી અને તે પાછો તેમને ઉપાડી ઉપાડીને ફરી જટામાં

મૂકી રહ્યો હતો. ગોશાલકે આ દશ્ય જોયું તો કુતુહલવશ ભગવાનની પાસેથી ઉઠીને તે તપસ્વી પાસે આવીને બોલ્યો. "તું કોઈ તપસ્વી છો કે જુંઓનું ઘર છો ?" તપસ્વી શાંત રહ્યા. આજ વાત ગોશાલક વારંવાર બોલતો રહ્યો. તપસ્વી ક્રોધમાં આવી ગયા અને જોશમાં આવી તેણે પોતાના તપથી મળેલ તેજોલબ્ધિ ગોશાલકને ભસ્મ કરવા માટે છોડી. ગોશાલક ડરનો માર્યો ભાગ્યો અને પ્રભુના ચરણોમાં છુપાઈ ગયો. દયાળુ મહાવીરે તેને શીતળ લેશ્યાથી શાંત કરી દીધો. ગોશાલકને સુરક્ષિત ઉભેલો જોઈ તાપસ બધું રહસ્ય સમજી ગયો. તેણે પોતાની તેજોલેશ્યાને પાછી ખેંચી લીધી અને વિનમ્રભાવે બોલ્યો: "ભગવાન ! મેં આપને જાણ્યા. આપને ઓળખ્યા. " પ્રભુને ગોશાલકે આવી ચમત્કારી શક્તિ પ્રાપ્ત કરવાની વિધિ પૂછી, તેમણે તેની વિધિ બતાવી.

ભગવાને કેટલાક સમય પછી ફરીને ત્યાંથી સિધ્ધાર્થપુર તરફ પ્રયાણ કર્યું. તલનો છોડ ઉગ્યો હતો તે જગ્યાએ આવતાં જ ગોશાલકને પેલી ઘટના યાદ આવી ગઈ. તેણે કહ્યું: "ભગવાન ! આપની તે ભવિષ્યવાણી મિથ્યા થઈ ગઈ છે. "પ્રભુએ કહ્યું: આ છોડ તે જ છે કે જેને તેં ઉખેડીને ફેંકી દીધો હતો. ગોશાલકને શ્રધ્ધા થઈ નહિ જેથી તે તલના છોડ તરફ ગયો અને તે ફળીને તોડી તેમાં જોયું તો સાત જ તલ નીકળ્યા. આ ઘટનાથી પણ ગોશાલક નિયતિવાદ તરફ વધારે આકર્ષાયો તેનો વિશ્વાસ વધારે દ્રઢ બની ગયો કે "બધા જીવો મરી મરીને ફરી પોતાની જ યોનિમાં ઉત્પન્ન થાય છે.

ત્યાંથી ગોશાલકે ભગવાનનો સાથ છોડી દીધો. તે શ્રાવસ્તી ગયો. ત્યાં 'હાલાહલા' નામની કુંભારણની ભંડશાળામાં રોકાઇને પ્રભુએ બતાવેલી વિધિ અનુસાર તેજોલબ્ધિની સાધના કરવા લાગ્યો. યથા સમયે તેને સિધ્ધિ પ્રાપ્ત થઈ. તેની પ્રથમ પરીક્ષા કરવા તે કૂવા ઉપર ગયો. ત્યાં પાણી ભરતી એક મહિલાના ઘડા ઉપર કાંકરો માર્યો. ઘડો ફૂટી ગયો અને પાણી વહી ગયું. મહિલાએ ક્રોધમાં આવીને તેને ગાળો આપી, ત્યારે ગોશાલકે તેજોલેશ્યાથી તેને ત્યાંજ ભસ્મ કરી નાખી. પેલી ઢગલો થઈ ગઈ.

પછી અષ્ટાંગ નિમિત્તના જ્ઞાતા શોણ, કલિંદ, કર્ણિકાર, અછિદ્ર, અગ્નિ વેશાયન અને અર્જુન વગેરે પાસે ગોશાલકે નિમિત શાસ્ત્રોનું અધ્યયન કર્યું જેનાથી તે સુખ-દુખ, લાભ-હાનિ, જીવન-મરણ વગેરે બતાવવા લાગ્યો અને લોકોમાં વચન સિધ્ધ નિમિત્તિઓ બની ગયો. તે સિધ્ધિઓના ચમત્કારથી પ્રસિધ્ધિ મેળવી પોતે પોતાને આજીવક સંપ્રદાયનો તીર્થંકર ઓળખાવીને પ્રખ્યાત થયો.

ભગવાન વૈશાલી પધાર્યા. ત્યાંથી વાણિજ્યગ્રામ જતા વચ્ચે ગંડકીનદી આવતી હતી. તેને પાર કરવા નૌકામાં બેસી સામે કિનારે પહોંચ્યા. નાવિકે ભાડું માગ્યું

પણ પ્રભુ તો મૌન હતા. તેણે ક્રોધિત થઈ ભગવાનને ગરમ રેતી ઉપર ઉભા કરી દીધા. પ્રભુએ આવા અનેક સંકટોને સહ્યા. પ્રભુ શ્રાવસ્તી નગરીમાં સાધના કરતાં **દશમું ચોમાસું** બિરાજ્યા હતા. ત્યાંથી 'સાનુલદ્ધિય સન્નિવેશ' પધાર્યા. પ્રભુએ સોળ ઉપવાસ કર્યા. વિવિધ ધ્યાનમાં મગ્ન થઈને ભદ્ર, મહાભદ્ર અને સર્વતોભદ્ર પડિમાની આરાધના કરતા રહ્યા. પારણા માટે આનંદને ત્યાં પધાર્યા. તેની દાસી બહુલાએ ભગવાનને વાસી અન્ન આપી પારણું કરાવ્યું

**સંગમના ઉપસર્ગો**

તમો સંગમના ઉપસર્ગની વાત તો જાણો છો. પ્રભુ દ્રઢભૂમિ તરફથી પેઢાલ ગામના પેઢાલ ઉદ્યાનમાં અઠ્ઠમતપ કરી એક અચિત્ત પુદ્ગલ ઉપર દૃષ્ટિ સ્થિર કરીને ધ્યાનમાં રહ્યા હતા. શક્રેન્દ્રે પ્રભુની એકાગ્રતા અને અચળધૈર્યને જોઈ દેવસભામાં પ્રભુને ગદ્ગદ્ સ્વરથી વંદન કરતાં કહ્યું: "પ્રભો! આપનું ધૈર્ય, સાહસ અને ધ્યાન અનોખું છે. માનવ તો શું પણ શક્તિશાળી દેવો કે દાનવો પણ આપને આ સાધનાથી ડગાવી શકે તેમ નથી. શક્રેન્દ્રની ભાવનાનું આખી દેવસભાએ બુલંદ જય ઘોષ સાથે અનુમોદન કર્યું, પરન્તુ સંગમને પોતાની દિવ્ય શક્તિનો ગર્વ હતો. તેથી તેણે તે વાતનો વિરોધ કર્યો અને ઉપસર્ગો પહોંચાડવા પ્રભુ સામે ગયો. તેણે પ્રભુને શરીર પીડા થાય તેવા પ્રતિકૂળ અને રૂપસુંદરીઓ વડે કામ-યાચના જેવા અનુકૂળ વીસ ભયંકર ઉપસર્ગો આપવા શરૂ કર્યા, છતાં પ્રભુનું મુખ કુંદનની જેમ ચમકતું જ હતું.જાણે મધ્યાહ્નનો સૂર્ય હોય નહિ!

આવી રીતે પ્રભુને વાલુકા-સુભોગ-સુચ્છેતા-મલય-હસ્તશીર્ષ વગેરે નગરોમાં જઇને તેણે કષ્ટો આપ્યા. પછી તોસલિગામે, મોસલિગામે, સિધ્ધપુરગામે, વજગામે અનેક રીતે રૂપ પરિવર્તન કરી ભગવાનને માર ખવરાવ્યો, દુઃખિત કર્યા અને ભિક્ષાનો યોગ થવા ન દીધો. છ માસ સુધી અગણિત કષ્ટો આપ્યા પછી પણ મહાવીર સાધનાથી ડગ્યા નહિ ત્યારે સંગમનું ધૈર્ય ખૂટી ગયું. તે હતાશ અને નિરાશ થઇ ગયો. તેનું મુખ મલિન થઈ ગયું. તે હારીને પ્રભુ પાસે આવી કહેવા લાગ્યો, 'ભગવાન, દેવરાજે કહેલ તે વાત પૂર્ણ સત્ય છે, હું ભગ્ન પ્રતિજ્ઞ છું. આપ સત્ય પ્રતિજ્ઞ છો. હવે આપ પ્રસન્નતાથી ભિક્ષા માટે પધારો. મેં છ માસ દુઃખ અને કષ્ટો આપ્યા છે. હવે હું આપને કષ્ટ નહીં આપું અને બીજા દેવોને પણ રોકી દઈશ પ્રભુ હવે હું જાવ છું.

પ્રભુએ સંગમને કહ્યું: "સંગમ! હું કોઈની પ્રેરણાથી પ્રેરિત થઈ તપ કરતો નથી. મને કોઈના આશ્વાસન વચનની પણ અપેક્ષા નથી. સંગમના ગયા પછી, બીજે દિવસે પ્રભુએ છ માસની કઠિન તપસ્યા પૂર્ણ કરી વ્રજગ્રામમાં વત્સપાલિકા નામની વૃધ્ધાના હાથે ખીરની ભિક્ષા લીધી હતી.

વ્રજગામ, આલંભિયા, શ્વેતાંબિકા, શ્રાવસ્તી, કૌશાંબી, વારાણસી, રાજગૃહ મિથિલા વગેરેને પાવન કરતાં પ્રભુ વૈશાલી પધાર્યા. નગરની બહાર સમરોદ્યાનમાં બલદેવના મંદિરમા **૧૧મું ચાતુર્માસ** તપ સાથે પૂર્ણ કર્યું.

## જીર્ણ શેઠની ભાવના અને પૂર્ણ શેઠનું દાન

વૈશાલીમાં એક ભાવિક જીનદત્ત શ્રાવક રહેતા હતા સંપત્તિક્ષીણ થઈ જવાથી લોકો તેને જીર્ણ શેઠ કહેતા હતા. તે સામુદ્રિક શાસ્ત્રના જાણકાર હતા. પ્રભુની પદરેખાને જોઈ તે ઉદ્યાનમાં ગયા. પ્રભુને ધ્યાનસ્થ જોઈ અત્યંત પ્રસન્ન થયા. તેઓ પ્રતિદિન પ્રભુના દર્શનાર્થે અને આહારની ભાવના ભાવવા જતા હતા. ચાતકની જેમ ચાર માસની ભવ્ય ભાવના ભાવતા થકાં તે પૂર્ણ ન થઇ. પ્રભુ ચોમાસા પછી પોતાના સંકલ્પાનુસાર નવા ધનવાન શેઠ 'પૂર્ણ'ને ત્યાં પધાર્યા. શેઠે બેપરવાહથી દાસીને એક ચમચો બાકળાનો આપવા હુકમ કર્યો. દાસીએ પ્રભુને ભિક્ષા આપી અને પારણું થયું. દેવદુંદુભિ વાગી. પાંચ દિવ્ય વૃષ્ટિ થઈ પરંતુ પેલા જીર્ણ શેઠ તો વાટ જોતા જ રહી ગયા. તેની ભાવના ઘણી વિશુધ્ધ હતી. જો તેણે દેવદુંદુભિ ન સાંભળી હોત તો તેમને કેવળજ્ઞાન થઈ જાત. પ્રભુ ત્યાંથી સુંસુમાર પધાર્યા. શક્રેન્દ્રના વજ્રથી ભયભીત થયેલા ચમરેન્દ્ર પ્રભુના ચરણે આવી શરણગ્રહી મુકત થયા. ભોગપુર, નંદીગ્રામ થઈ મેઢિયગ્રામ પધાર્યા ત્યારે પ્રભુને ગોવાળોએ ઉપસર્ગ કર્યો.

## ઘોર અભિગ્રહ

ભગવાને મેઢિયગ્રામથી પોષ વદ એકમના ચૌદ બોલનો ઘણો આકરો અભિગ્રહ રાખ્યો. જે પાંચ મહિના અને પચ્ચીસ દિવસે કૌશાંબી નગરીની ધન્ના શ્રેષ્ઠિના દ્વારે રાજકુમારી ચંદનાએ ત્રણ દિવસની ભૂખી-તરસી, સુપડાના ખૂણામાં અડદના બાકળા લઈ પ્રભુની જાણે રાહ જોતી હોય તેમ માથે મુંડન, હાથપગમાં બેડી, એક પગ ઉંબરમાં અને એક બહારમાં તેવી સ્થિતિમાં પોતાના ભોજનમાંથી દાનની ભાવનાથી ઉભી હતી. પ્રભુ પધાર્યા અને હર્ષિત બની દાન દેવા તૈયાર થઈ પરન્તુ પ્રભુ તો તુરત પાછા વળ્યા. ચંદનાને ઘણું જ દુઃખ થયું અને કહેવા લાગી.

**હે પભુ ! શું ઓછું આવ્યું દડદડ આંસુ પડીયા. મારા આંગણાં સૂના૦**
**આંસુડા જોયા કે તુરત જ બાકુળા વહોર્યા. મારા અંગણાં સૂના૦**
**એ જ ક્ષણે ચમકાર થયો ને પગની બેડી તુટી**
**માથે સુંદર વાળ થયાને વરસી સુખની હેલી. મારા આંગણાં સૂના૦**

ચંદનબાળાના દાનથી પ્રભુનું પારણું થયું. દેવદુંદુભિ વાગી, પાંચ દિવ્ય વૃષ્ટિ થઈ. ચંદના બંધનોથી મુકત બની. ચંદનાનો જયજયકાર થયો અને પ્રભુ પધારી ગયા. સુમંગળ, સુચ્છેતા, પાલક, પ્રભુતિ ક્ષેત્રોને પાવન કરતા ભગવાન ચંપાનગરી

પધાર્યા અને ત્યાં **બારમું ચાતુર્માસ** તપ સાધના સાથે સ્વાતિદત્ત બ્રાહ્મણની યજ્ઞશાળામાં બિરાજ્યા.

ચોમાસા પછી જંભિયગ્રામ, મિંઢિયગ્રામ થઈ છમ્માણિ પધાર્યા. ત્યાં ગામની બહાર પ્રભુ ધ્યાન મુદ્રામાં ઉભા હતા. સાંજના એક ગોવાળે પોતાના બળદોને કારણે પ્રભુને કાનમાં ખીલ્લા માર્યા હતા. જે દુઃખ પ્રભુને પૂર્વજન્મના કર્માનુસાર ભોગવવું પડયું હતું પ્રભુનો પહેલો ઉપસર્ગ ગોવાળથી શરૂ થયો હતો અને અંતિમ પણ ગોવાળનો હતો. પ્રભુ બાર વર્ષ સુધી શરીરની મમતા છોડી સાધના કરતાં નિર્ભય રીતે ઉપસર્ગો સહવા મનને મજબૂત અને સ્થિર બનાવી વિચરતા હતા.

બીજા તીર્થંકર કરતાં મહાવીરનું તપકર્મ અધિક ઉગ્ર હતું. જેમ સમુદ્રોમાં સ્વયંભૂરમણ શ્રેષ્ઠ છે તેમ તપશ્ચર્યામાં મુનિ વર્ધમાન જયવંત શ્રેષ્ઠ છે.

## મહાવીરનો તપ અને પારણાં

ભગવાને બાર વર્ષ અને તેર પખવાડીયાની સાધના કાળની લાંબી સમય પર્યાયમાં માત્ર ૩૪૯ દિવસ જ આહાર કર્યો હતો, બાકીના દિવસોમાં નિર્જળ અને નિરાહાર રહ્યા હતા. એટલે ચૌવિહારા ઉપવાસ કર્યા હતા. પ્રભુના છદ્મસ્થકાળમાં સંક્ષિપ્ત તપ આ પ્રકારે હતું.

| તપનું નામ | કેટલીવાર | તપદિન | પારણા |
|---|---|---|---|
| છ માસીતપ | ૧ | ૧૮૦ | ૧ |
| પાંચ માસ ૨૫ દિન | ૧ | ૧૭૫ | ૧ |
| ચૌમાસીતપ | ૯ | ૧૦૮૦ | ૯ |
| ત્રણમાસીતપ | ૨ | ૧૮૦ | ૨ |
| અઢીમાસતપ | ૨ | ૧૫૦ | ૨ |
| બેમાસીતપ | ૬ | ૩૬૦ | ૬ |
| દોઢમાસીતપ | ૨ | ૯૦ | ૨ |
| માસખમણતપ | ૧૨ | ૩૬૦ | ૧૨ |
| અર્ધમાસખમણતપ | ૭૨ | ૧૦૮૦ | ૭૨ |
| અઠ્ઠમતપ | ૧૨ | ૩૬ | ૧૨ |
| છઠ્ઠતપ | ૨૨૯ | ૪૫૮ | ૨૨૯ |
| ભદ્ર પ્રતિમા | ૧ | ૨ | ૧ |
| મહાભદ્ર પ્રતિમા | ૧ | ૪ | ૧ |
| સર્વતોભદ્ર પ્રતિમા | ૧ | ૧૦ | ૧ |
| | | ૪૧૬૫ | ૩૪૯ |

## કેવળજ્ઞાન કલ્યાણક

ભગવાન સર્વ સદ્‌ગુણોથી અલંકૃત બની બાર વર્ષ સુધી રત્નત્રયની આરાધના કરતા વિચરી રહ્યા હતા. તેરમાં વર્ષના મધ્યભાગે વૈશાખ માસના શુકલપક્ષની દશમના દિવસે પાછલા પહોરે, સુવ્રત નામના દિવસે, વિજય મુહૂર્તે, જૃંભિકા ગ્રામની બહાર ઋજુવાલિકા નદીને કિનારે શ્યામા ગાથાપતિના ખેતરમાં, શાલવૃક્ષની નીચે, ગોદોહિકા આસને આતાપના કરી રહ્યા હતા. છઠ્ઠ તપ ચાલતો હતો અને ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રનો યોગ હતો. પ્રભુ ધ્યાનમાં મગ્ન હતા તે સમયે તેમને અંતરહિત, ઉત્તમોત્તમ, વ્યાઘાતરહિત, આવરણરહિત, સમગ્ર અને પરિપૂર્ણ એવું કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું હતું. પ્રભુ હવે જિન અને અરિહંત બની ગયા. સર્વજ્ઞ અને સર્વદર્શી થઈ ગયા.

## પ્રભુની પ્રથમ દેશના

એક શાશ્વત નિયમ છે કે જે સ્થાન ઉપર કેવળજ્ઞાન પ્રગટ થાય ત્યાં તીર્થંકર એક મુહૂર્ત સુધી રોકાય છે. તે પ્રમાણે પ્રભુ પણ એક મુહૂર્ત સુધી રોકાયા.

પ્રભુને કેવળજ્ઞાન થતાં જ દેવો આવ્યા, સમવસરણની રચના કરી પરન્તુ દેવો અવિરતિ હોવાને કારણે ભગવાને એક ક્ષણમાત્ર ઉપદેશ આપ્યો ત્યારે કોઈપણ માનવ ઉપસ્થિત ન હતો. જેથી કોઈએ પણ વિરતિરૂપ ધર્મ–ચારિત્ર ધર્મનો સ્વીકાર ન કર્યો. આ ઘટનાને આગમો પ્રમાણે એક આશ્ચર્યકારી ગણના કરવામાં આવી છે.

## તીર્થ સ્થાપના

મધ્યમ પાવાપુરીના એક જ પ્રવચનમાં ૧. **ઈંદ્રભૂતિ** ૨. **અગ્નિભૂતિ** ૩. **વાયુભૂતિ** ૪. **આર્ય વ્યક્ત** ૫. **સુધર્મા** ૬. **મંડિત** ૭. **મૌર્યપુત્ર** ૮. **અકંપિત** ૯. **અચલ ભ્રાતા** ૧૦. **મેતાર્ય** અને ૧૧. **પ્રભાસ** વગેરે વેદવિજ્ઞ પંડિતોની શંકાનું સમાધાન થતાં તેઓ પોતાના શિષ્ય પરિવાર સાથે પ્રવ્રજિત થઈ ગયા હતા. આવી રીતે ૪૪૧૧ બ્રાહ્મણોએ ભગવાન મહાવીર પાસે શ્રમણ (મુનિ) ધર્મનો સ્વીકાર કર્યો હતો. તેઓ અગીયાર વિદ્વાન પંડિતો પ્રભુના પ્રમુખ શિષ્યો થયા અને ગણધર તરીકે પ્રસિદ્ધ થયા. ચંદનબાળા પણ આવ્યા અને તેમણે પણ દીક્ષા લઈ પ્રભુના પ્રથમ સાધ્વી તરીકે આર્યા ચંદનબાળા પ્રસિદ્ધ થયા.

હજારો નર–નારીઓએ ભગવાનના ત્યાગ–વૈરાગ્યથી તરબોળ પ્રવચનને સાંભળી સંયમ–ધર્મનો સ્વીકાર કર્યો. જેઓ તે કંટકાકીર્ણ પથ પર ચાલવા અસમર્થ હતા, તેમણે શ્રમણોપાસક અને શ્રમણોપાસિકાના વ્રતો ધારણ કર્યા. આવી રીતે શ્રમણ ભગવાન મહાવીરે વૈશાખ શુકલા એકાદશીએ મધ્યમ પાવાપુરીના મહાસેન ઉદ્યાનમાં

સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકા રૂપ ચતુર્વિધ શ્રી સંઘ (તીર્થ)ની સંસ્થાપના કરી. **तीर्थं करोति इति तीर्थंकरः** તીર્થની સ્થાપના કરવાથી તેઓ તીર્થંકર રૂપે પ્રસિદ્ધ થયા.

ભગવાને '**उप्पन्नेइ वा विगमेइवा धुवेइवा**' ની ત્રિપદી એટલે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યના માધ્યમથી દ્વાદશાંગીના ગૂઢજ્ઞાનની ચાવી ઈન્દ્રભૂતિ વગેરે ગણધરોને સોંપી, તેઓએ આ રીતે દ્વાદશાંગીની રચના કરી.

ભગવાન ત્યાંથી વિહાર કરી ફરી રાજગૃહ તરફ પધાર્યા. શ્રેણિક, અભય, મેઘ, નંદી એ મંગળ ભાવના ભાવી અને પ્રભુ **તેરમું ચોમાસું** રાજગૃહી બિરાજ્યા, ભગવાને વિહાર કરીને માહણ કુંડમાં માતા દેવાનંદા અને પિતા ઋષભદત્ત બ્રાહ્મણને દીક્ષા આપી. રાજપુત્ર જમાલી અને પ્રિયદર્શના પુત્રીએ પણ દીક્ષા લીધી. પ્રભુ **ચૌદમું ચોમાસું** વૈશાલીમાં બિરાજ્યા. કૌશાંબી પધારતાં જયંતિ શ્રાવિકાએ પ્રશ્નોત્તર કર્યા. મનભ્રાન્તિ ભાંગી ચારિત્ર પાળી શીવપુર ગયા. પ્રભુ શ્રાવસ્તિ નગરે પધાર્યા ત્યારે બે શ્રાવકોએ આ ચારિત્ર અંગીકાર કર્યું. **પંદરમું ચોમાસુ** વાણિજગ્રામ બિરાજ્યા. આણંદ ગાથાપતિએ શ્રાવકના વ્રત ધારણ કર્યા. ભગવાન વિહાર કરતા થકાં મગધદેશની રાજગૃહી નગરીએ પધાર્યા, ત્યાં ધન્ના શાલીભદ્ર કુમારે પ્રભુનો ઉપદેશ સાંભળી ચારિત્ર ગ્રહણ કર્યું. **સોળમું ચોમાસુ** પ્રભુ રાજગૃહી બિરાજ્યા હતા. ચંપાપુરી પધારતાં રાજકુમારને દીક્ષા આપી અને કામદેવ શ્રાવકે પડિમાને ધારણ કરી હતી. **સત્તરમું ચોમાસું** વાણિજગ્રામ બિરાજ્યા. પ્રભુ વારાણસી પધારતાં સુખદેવ, ચુલણી પિતા, ચુલસતક ત્રણેએ શ્રાવકના વ્રત અંગીકાર કર્યા પ્રભુ **અઢારમું ચોમાસું** રાજગૃહી પધાર્યા. શ્રેણિકને પ્રભુનો પરિચય થાય છે. પોતાની ગતિ સુધારવા પ્રશ્ન કરે છે. પ્રભુએ તેનું સમાધાન કરતાં ફરમાવેલ કે તું પણ મારા જેવો અરિહંત–તીર્થંકર બનીશ અને મોક્ષમાં જઈશ. શ્રેણિકે ધર્મ દલાલી કરી હતી. રાજા પ્રવ્રજ્યા માટે પડહ વગડાવે છે શ્રણિકના ૨૧ રાજકુમારો ચારિત્ર લે છે. અન્ય આત્માઓ પણ ચારિત્ર ગ્રહણ કરે છે. પ્રભુ **૧૯મું ચોમાસુ** પણ રાજગૃહી બિરાજે છે. કૌશાંબીનગરી પધારી ચંડપ્રદ્યોત રાજાને પ્રબોધ કરે છે. મૃગાપુત્રને ગાદીએ બેસાડી રાણી મૃગાવતી દીક્ષા લે છે. મહાવીર **વીસમું ચોમાસુ** વૈશાલી બિરાજે છે. પ્રભુ ગણધર સાથે કાકંદીનગરી પધારતાં ધન્નો દીક્ષા લઈ અણગાર બને છે અને છઠ્ઠને પારણે આયંબીલ તપ કરે છે. કામ્પિલ્યપુરમાં શ્રાવક કુડકૌલિક વ્રત ધારે છે. પોલાસપુરમાં સકડાલ શ્રાવક વ્રત લે છે. વાણિજ્યગ્રામ પધારી પ્રભુ **એકવીસમું ચોમાસુ** બિરાજે છે. ત્યાં મહાશતક નામના આઠમા શ્રાવક બને છે. **૨૨મું ચોમાસુ** રાજગૃહિ પધારે છે. ત્યાંથી કૃતગલાનગરે પધારતાં સ્કંધક મુનિ ચારિત્ર લે છે. તેઓ એકાવતારી બની પ્રથમ દેવલોકમાં જાય છે. પ્રભુ **૨૩મું ચોમાસુ** વાણિજગ્રામ બિરાજે છે.

બ્રાહ્મણકુંડ પધારતાં, જમાલિમુનિ પોતાના સિધ્ધાન્તથી સ્વતંત્ર બની એકલ વિહારી બની વિરાધક થયા. પ્રભુ કૌશાંબીનગરે પધાર્યા ત્યાં ચંદ્ર અને સૂર્યદેવો પોતાના મુળ સ્વરૂપે ભગવાનના દર્શનાર્થે આવ્યા સમય વિસ્મૃત બની મૃગાવતીજી સતીને પશ્ચાતાપ થાય છે. તેઓ કેવળજ્ઞાન પામી ક્ષમાપના કરે છે. મહાવીર મગધદેશની રાજગૃહીમાં **૨૪મું ચોમાસું** બિરાજે છે. ચંપાનગરી પધારતાં, શ્રેણિકના પુત્રો દીક્ષા લે છે. **મિથિલામાં ૨૫મું ચોમાસું** પધારે છે.

## ચેટક મહારાજા સાથે યુધ્ધ

મહાવીર ચંપાનગરી પધારતાં વિહારમાં જનતા શ્રધ્ધાને મજબૂત કરે છે. તે કાળે વૈશાલીનગરીમાં કુણીક રાજા અને ચેટક મહારાજનું યુધ્ધ થાય છે. હાર અને હાથીના નિમિત્તે ભાઈ-ભાઈના કલેષ કારણે લડાઈ કરતાં એક કરોડ અને એંસી લાખ માનવોનો સંહાર થઈ જાય છે. પ્રભુ **મિથિલામાં ૨૬મું ચોમાસું** બીરાજે છે. પ્રભુ વિહાર કરીને પધારતાં હલ અને વિહલકુમાર દીક્ષા લે છે. શ્રાવસ્તી પધારતાં, ગૌશાલક પોતાની તેજોલેશ્યા વડે પ્રભુના સર્વાનુભૂતિ અને સુનક્ષત્ર બે મુનિઓને બાળી નાંખે છે. ભગવાન ઉપર તેજોલેશ્યા ફેંકતા, તે પાછી ફરી અને ગૌશાલકના જ શરીરમાં પ્રવેશી ગઈ. ગૌશાળો દુઃખી થઈ કાળધર્મ પામી ગયો. તેને છેલ્લે પશ્ચાતાપ થયો અને બારમાં દેવલોકમાં ઉત્પન્ન થયો. પરંતુ પ્રભુની અશાતના કરવા બદલ અનેક ભવ સુધી આ સંસારમાં તેને રખડવું પડશે અંતે મોક્ષમાં જશે.

પ્રભુને પેલી તેજોલેશ્યાના સ્પર્શમાત્રથી છ મહિના સુધી લોહીના ઝાડા રહ્યા. સિંહા અણગારની ચિંતા દૂર કરવા, પ્રભુએ તેને રેવતી શ્રાવિકાને ઘેર દવા નિમિત્તે બીજોરાનો પાક વહોરવા માટે મોકલેલ હતા. ભગવાનને છ માસે આરામ થયો. **૨૭મું ચોમાસું** મિથિલાનગરીએ પધાર્યા. શ્રાવસ્તીનગરે પધારતાં કેશીકુમાર શ્રમણ અને ગૌતમ ગણધરનું મિલન થયું. બંનેના મુનિઓની શંકાનું સમાધાન થતાં, કેશીકુમાર, મહાવીરના સંઘમાં ભળી ગયા. પ્રભુ હસ્તિનાપુર પધારતાં, શીવરાજઋષિએ દીક્ષા લીધી. **૨૮મું ચોમાસુ વાણિજગ્રામ** બીરાજે છે. **૨૯મું** મગધદેશની **રાજગૃહીમાં ચોમાસુ** કરીને દશાર્ણ દેશમાં દશાર્ણભદ્ર રાજાનું માન ઇંદ્રે ઉતાર્યું અને રાજાએ દીક્ષા લીધી. પ્રભુ દેશ-વિદેશ ફરીને **૩૦મું ચોમાસુ વાણિજગ્રામ** પધાર્યા. કૌશલ દેશ, પાંચાલ દેશ, કામ્પિલ્યપુર, કાશીદેશ થઈને મહાવીર પ્રભુએ **૩૧મું અને ૩૨મું ચોમાસુ** વૈશાલીનગરીમાં કર્યું. ત્યાંથી વાણિજ્યગ્રામ પધારતાં પાર્શ્વ સંતાનીક ગાંગેય અણગારે પ્રશ્નોત્તર કર્યા. જેની વિગત ભગવતી સૂત્ર શતક નવમાં છે. મગધદેશમાં ચંપાપુર પધારતાં શાળા મહાશાળા, ગાંગલી માત-પિતા-સુત વગેરે દીક્ષા લઈ પ્રભુને વાંદવા આવ્યા. કેવળજ્ઞાન પામી કલ્યાણ કરી ગયા.

## ગૌતમનો પ્રશ્ન

ગૌતમ ગણધરે પ્રભુને પ્રશ્ન કર્યો છે: "પ્રભુ! મને કેવળજ્ઞાન ક્યારે થશે?" પ્રભુ કહે છે: ગૌતમ! તુમ રાગ મુજ પર ઘણો, જબ છુટે તબ તુમ કેવળ પાશો." ૩૩-૩૪મું ચોમાસુ રાજગૃહી બીરાજી, અનેક ભવ્યાત્માને પ્રભુએ ધર્મોપદેશ દ્વારા તાર્યા.

ભગવાન વાણિજ્યગ્રામ પધાર્યા. શેઠ સુદર્શન ચારિત્ર લે છે. જીવન ધન્ય બનાવી આત્મકલ્યાણ કરે છે. પ્રભુ **૩૫-૩૬મું ચોમાસું** વૈશાલીમાં બીરાજે છે. ત્યાંથી અંગ દેશમાં ચંપાપુરીથી રાજગૃહી પધારતાં પ્રભાસ ગણધર મોક્ષમાં જાય છે. **૩૭મું ચોમાસું** રાજગૃહીમાં કરી મગધમાં વિચરતાં, મેતાર્ય અને અચલ ભ્રાતાનો મોક્ષ થાય છે. **૩૮મું ચોમાસું** નાલંદામાં કરી પ્રભુ મિથિલા પધાર્યા અને સૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્ર ફરમાવે છે. ગૌતમ ગણધરાદિને સમજાવે છે **૩૯-૪૦મું ચોમાસું** મિથિલામાં કરી મગધદેશમાં પધારતાં, અગ્નિભૂતિ અને વાયુભૂતિ મોક્ષમાં સિધાવ્યા. **૪૧મું ચોમાસું** રાજગૃહી કર્યું. અવ્યક્ત અને મંડીત નો મોક્ષ થયો અંકપિત અને મૌર્યપુત્ર પણ મોક્ષ સિધાવે છે. પ્રભુ પાવાપુરી નગરીમાં પધારે છે અને મહારાજા હસ્તિપાલની રજ્જુક સભામાં બીરાજે છે.

આ બધા ચાતુર્માસ દરમ્યાન ઘણી ઘણી વિગતો જાણ્યા પછી થોડી ઘટનાઓ વધારે જાણી લેવા જેવી છે સાંભળો: સ્થવીરોએ કાલસ્યવેષિને પ્રભુના દર્શનનો પરિચય આપ્યો. તેઓ મહાવીરના શાસનમાં મલી ગયા. ભગવાનની પરિષદમાં અન્ય તીર્થિંક સન્યાસીઓ પણ હાજર રહેતા હતા. આર્યસ્કંધક, અંબડ, પુદગલ અને શિવ વગેરે પરિવ્રાજકોએ ભગવાનને અનેક પ્રશ્નો પૂછયા અને તેનું સમાધાન મળતાં પ્રભુના શિષ્ય બની ગયા.

મહાવીર સૂક્ષ્માતિસૂક્ષ્મ અને ઊંડા ગહન પ્રશ્નો પણ અનેકાન્ત દૃષ્ટિએ શીઘ્ર ઉકેલ લાવી દેતા હતા. સોમિલ બ્રાહ્મણ, તુંગિયાનગરીના શ્રાવકો, રાજકુમારી જયંતિ, માકન્દી, રોહ, પિંગલ વગેરેના પ્રશ્નોના ઉત્તર આ બધુ સમજવા જેવું છે.

ભગવાનના ઉપદેશથી રાજ્ય શ્રી છોડી **૧. વીરાંગક, ૨. વીરયશ, ૩. સંજય, ૪. એણેકય, ૫. સેય, ૬. શિવ, ૭. ઉદયન, ૮. શંખ કાશીવર્ધન** આઠે રાજવીઓએ દીક્ષા અંગીકાર કરી હતી. મગધાધિપતિ સમ્રાટ શ્રેણિકના રાજપુત્રો કાલિ, મહાકાલી, કૃષ્ણા આદિ દશ રાણીઓએ પણ પ્રવ્રજ્યા લીધી હતી.

ધન્ના-શાલીભદ્ર જેવા ધનકુબેરોએ, આર્દ્રકુમાર જેવા આર્યેતર યુવકોએ, હરિકેશી જેવા ચાંડાલ જાતિના મુમુક્ષુઓએ, અર્જુન માળી જેવા હત્યારાઓએ પોતાની

વૃત્તિઓમાં ઉત્ક્રાંતિ કરી, પ્રભુએ તેઓને શ્રમણસંઘમાં દીક્ષા આપીને સ્થાન આપ્યું હતું.

વૈશાલી ગણુરાજ્યના પ્રમુખ મહારાજા ચેટક મહાવીર પ્રભુના મુખ્ય શ્રાવક હતા. તેમના છએ જમાઈ ઉદાયન, દધિવાહન, શતાનીક, ચંડપ્રદ્યોત, નન્દિવર્ધન તથા શ્રેણિક અને નવ મલ્લી, નવ લિચ્છવી આ અઢારે નરેશો પણ ભગવાનના પરમ ભક્ત હતા. ભગવાને સ્ત્રી–પુરુષ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, આર્ય–અનાર્ય વગેરે બધાને કોઈ પણ જાતના ભેદભાવ વગર પોતાના ધર્મતીર્થમાં સ્થાન આપ્યું અને અખિલ વિશ્વના બધા મુમુક્ષુઓ માટે ધર્મ સાધનાનું મંગળ દ્વાર ખોલી દીધું.

## પરિનિર્વાણ

શ્રમણ ભગવાન મહાવીરે ૩૦ વર્ષે સર્વવિરતિ રૂપ શ્રમણ ધર્મની દીક્ષા લીધી હતી. ૧૨ા વર્ષ સુધી સંયમ–તપની સાધના કરી કેવળજ્ઞાન પ્રાપ્તિ સાથે ધર્મચક્ર પ્રવર્તન કરી ૩૦ વર્ષ સુધી ધર્મદેશના કરતાં થકા અનેક જીવોનો ઉધ્ધાર કર્યો. ૭૨માં વર્ષે પાવાનગરીમાં અંતિમ **૪૨મું ચોમાસું** બીરાજ્યા છે. ત્યારે ૧૮ દેશના રાજવીઓ પ્રભુનું નિર્વાણ નજીક જાણતાં છઠ્ઠ પૌષધને અંગીકાર કરી બેસી ગયા છે.

## અંતિમ દેશના

પ્રભુએ સોળ પહોર (બે દિન–રાત) અખંડ દેશનામાં જે ફરમાવેલું તેને આપણે ઉત્તરાધ્યયન સૂત્ર તરીકે માનીએ છીએ. જેમાં ૩૬ અધ્યયનો છે તેની પ્રથમ ગાથા અને છેલ્લી ગાથા સાંભળીને ધન્ય બની જાઓ.

संजोगा विप्पमुक्कस्स, अणगारस्स भिक्खुणो ।
विणयं पाउकरिस्सामि, आणुपुव्विं सुणेह मे ॥ ઉત્ત. સૂત્ર ૧–૧

આ પ્રથમ વિનય અધ્યયનનો પ્રારંભ કરતા થકા પ્રભુ ફરમાવે છે કે હે શિષ્ય! એ સાધુઓના વિનય ધર્મને પ્રગટ કરૂં છું જે બાહ્ય અને આભ્યંતર સંયોગથી રહિત, ઘરબાર તથા આરંભ–પરિગ્રહનો ત્યાગ કરીને ભિક્ષાથી જ નિર્વાહ કરવાવાળા છે. તેના વિનયધર્મને અનુક્રમે સાંભળો.

इइ पाउकरे बुध्धे, नायए परिनिव्वुए ।
छत्तीसं उत्तरज्झाए, भवसिध्धियसंमए ॥ ઉત્ત. સૂત્ર. ૩૬–૨૬૯

આ છત્રીસમાં જીવાજીવ વિભક્તિ નામના અધ્યયનને પૂર્ણ કરતાં શાસ્ત્રકાર કહે છે કે ભવ સિધ્ધક જીવોને સમ્મત એવા ઉત્તરાધ્યયન સૂત્રના છત્રીશ અધ્યયન પ્રગટ કરીને ભગવાન શ્રી મહાવીર પ્રભુ નિર્વાણ પામ્યા.

## દશ સ્વપ્નો

હવે ભગવાનનો નિર્વાણકાળ નજીક છે ત્યારે પ્રભુએ દીવાળીના સાંજના સમયે ગૌતમસ્વામીને બાજુના ગામનાં દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધવા માટે મોકલ્યા છે. ગૌતમ ત્યાં પધારી ગયા છે. પાવાપુરીના પુણ્યપાળ મંડલેશ મહારાજને આઠ સ્વપ્નો આવ્યા છે. જે શાસનના ભાવીના સૂચક છે. પ્રભુએ તેના ફળ ફરમાવેલ છે. (આ સ્વપ્નો ભિન્ન ભિન્ન હાલતમાં અને સૂચક જોયા છે.)

૧. **હાથી**–શ્રાવકો કેવા થશે ? હાથીના ગુણ જેવા. સુખશીલયા અને પ્રમાદી તેઓ જલ્દી દીક્ષા નહિ લે. ૨. **કપિ**–શ્રાવકો ચંચળબુધ્ધિવાળા અને અસ્થિર મનવાળા થશે. ૩, **ક્ષીરવૃક્ષ**–સાધુઓ ઉપર આપત્તિઓ આવ્યા જ કરશે. સારા ક્ષેત્રોમાં વંચકો સારા લોકોને ઠગશે. ૪. **કાગડો**–શાસનના લોકો ગચ્છમાં કે શાસનમાં રમશે નહિ. સાચું પારખવાની બુધ્ધિ નહિ રહે. ૫. **સિંહ**–શાસનમાં મરેલા કલેવર જેવા થશે. દેખાવ સારો હશે પણ શાસનને કીડાઓની જેમ કોરી ખાશે. અશુધ્ધ બુધ્ધિવાળા થશે. ૬. **કમળ**–ઉત્તમ કુળમાં સંસ્કારનો અભાવ થશે. વડીલોની આજ્ઞાથી વંચિત રહેશે. (ઉત્તમ આચાર–વિચાર ટકાવવા માટે પુરુષાર્થ કરવો જોઈએ. સાચા જૈનત્વને પામવાની ભાવના વધે તો જ જૈનત્વનો ઉદય ગણાય. આત્મચિંતન કરવું જોઈએ. કુસંગતથી બચવું જોઈએ. ધર્મરાગ કેળવવો જોઈએ.) ૭. **બીજ**–વિધિપૂર્વક સુપાત્રદાન એ કલ્યાણરૂપ વૃક્ષના બીજ સમાન છે. સાધુઓ માટે સંયમ એ જ યાત્રા છે. ૮ **કુંભ**–સારો કુંભ ખરાબની સાથે રાખવામાં આવે તો તેની કિંમત ઘટે તેવી રીતે સારા મનુષ્યનો ખરાબ મનુષ્ય સાથેના સંગથી લોકમાં બંનેનો એક (ખરાબ) અભિપ્રાય થાય.

तत्थणं जेसे पावाए मज्झिमाए हत्थिवालस्स रन्नो... ....तस्स णं अंतरावासस्स जे से वासाणं चउत्थे मासे सत्तमे पक्खे कत्तिय वहुले तस्स णं......पन्नरसी पक्खेणं जा सा चरिमा रयणी तं रयणिं च णं समणे भगवं महावीरे कालगए विइक्कंते समुज्जाए छिन्नजाइ जरामरण बंधणे सिध्धे बुध्धे मुत्ते अंतगडे परिनिव्वुडे सव्व-दुक्खपहीणे

શ્રમણ ભગવાન મહાવીર જે સમયે કાળ ધર્મને પ્રાપ્ત થયા તે વખતે ચંદ્ર નામનો બીજો સંવત્સર ચાલતો હતો. પ્રીતિવર્ધન નામનો માસ હતો. ચાતુર્માસનો ચોથો માસ હતો. વર્ષાઋતુનો સાતમો પક્ષ એટલે નંદિવર્ધન નામનું પખવાડિયું હતું. આસો માસનો (કારતક માસ) છેલ્લો અમાસનો દિવસ હતો. જેને અગ્નિવેશ્ય કહેવાય છે. દેવાનંદા નામની રાત્રિ હતી. તે રાત્રિએ અર્ચ નામનો લવ હતો. મુહૂર્ત નામે પ્રાણ હતો, સિધ્ધનામે સ્તોક હતો. નાગ નામે કરણ, સર્વાર્થ સિધ્ધ નામે મુહૂર્ત,

બરાબર સ્વાતિ નક્ષત્રનો યોગ હતો. આવા સમયમાં શ્રમણ ભગવાન મહાવીર કાળ-ધર્મ (નિર્વાણ)ને પામ્યા. તેમના જન્મ, જરા અને મરણનાં બધા બંધનો નષ્ટ થઈ ગયા. પ્રભુ સિદ્ધ થયા, બુદ્ધ થયા, મુક્ત થયા, બધા દુઃખોનો અંત કરી પરિનિર્વાણને પ્રાપ્ત થયા.

આસો માસની અમાવસ્યાની રાત્રિએ ભગવાન મહાવીર મોક્ષે પધાર્યા. તે રાત્રિ દેવોના આવાગમનથી પ્રકાશિત થઈ ગઈ. અઢાર દેશના ગણ રાજાઓએ તે સમયે પૌષધોપવાસ કર્યો હતો. તેઓએ જોયું કે જ્ઞાનરૂપી દિવ્ય પ્રકાશ ચાલ્યો ગયો છે, સમસ્ત સંસાર અંધકારથી છવાઈ ગયેલ છે તે કારણે દેવોએ દ્રવ્યોદ્યોત કરેલ છે. હવે આપણે ભગવાન મહાવીરના જ્ઞાનના પ્રતિકરૂપે દર વર્ષે આ દિવસે દીપ જલાવીને પ્રકાશ કરીશું. તે દિવસે પ્રકાશ કરવાથી દીપાવલી વર્ષનો પ્રારંભ થયો. આજની રાત્રિએ તમો સૌ જપ-જાપ અને ધર્મ ધ્યાનની આરાધનાનો લાભ મેળવી આત્માને શુદ્ધ બનાવજો. હવે ગૌતમસ્વામીને પ્રભુ મહાવીરના નિર્વાણના ખબર જાણી શું થશે. તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.

*

## ૧૦૧

# મોહ વિજેતા ગૌતમસ્વામી

(કારતક સુદ ૧ તા. ૨૩-૧૦-૭૯ શનિવાર)

આજનો પ્રેરણાદાયી પાવન દિવસ આપણા સૌના માટે આનંદકારી છે. મહાવીર નિર્વાણ એ ગૌતમસ્વામી માટે મોહ વિજયનું દર્શન છે. ભગવાનનું નિર્વાણ ગૌતમ માટે સર્વજ્ઞતાનું નિમિત્ત કારણ છે.

**મહાવીર સ્વામી પહોંચ્યા નિર્વાણ, ગૌતમ સ્વામી કેવળજ્ઞાન.**

કેવળજ્ઞાન એ આત્માની ઉત્કૃષ્ટ પ્રકારની જ્ઞાન-પર્યાયનું નામ છે.

કેવળજ્ઞાનની પ્રાપ્તિ વિના આત્મા સિદ્ધત્વને વરી શકતો નથી.

કેવળજ્ઞાનની લબ્ધતા પરમ પુરુષાર્થની સિદ્ધિ ગણાય છે.

કેવળજ્ઞાનની યોગ્યતા એમને મળે છે જેણે મોહ ઉપર વિજય કર્યો હોય!

મોહ વિજેતા ગૌતમ કોણ હતા? તેમણે મોહ ઉપર વિજય કેવી રીતે કર્યો? તે બધી વાતો સાંભળવા જેવી છે.

મગધ દેશની રાજધાની રાજગૃહીની પાસે ગોબર નામનું ગામ હતું. જે આજે નાલંદાનો એક ભાગ માનવામાં આવે છે. તેમાં વસુભૂતિ નામે એક બ્રાહ્મણ રહેતા. તેઓ વેદ, પુરાણાદિ અનેક શાસ્ત્રોમાં પારંગત હતા ઘણા વિદ્વાન હોવા છતાં, તેઓ સ્વભાવે નિખાલસ અને સરળ હતા. તેમના ગોત્રનું નામ ગૌતમ હતું. વસુભૂતિના ધર્મપત્ની પૃથ્વી પણ ધૈર્યવાન, ગંભીર અને શાંત પ્રકૃતિના હતાં. યજ્ઞયાગાદિ કર્મ કરીને તેઓ પોતાનો જીવન નિર્વાહ સુખેથી ચલાવતા હતા. આ બ્રાહ્મણ દંપતિનું જીવન અતિ સાદું સાત્ત્વિક અને સરલ હતું.

તેમને ત્રણ પુત્રો હતા. તેમાં સૌથી મોટાનું નામ ઈન્દ્રભૂતિ હતું. તેઓ ઘણા સ્વરૂપવાન, તેજસ્વી અને લોખંડી હતા. તેમના વજ્ર શરીરનો રંગ કસોટી પર કસેલા સુવર્ણ રેખા સમાન ચમકદાર હતો. **कणग पुलग निघस पउम गोरे** તેથી માતા-પિતાએ તેમનું નામ ઈન્દ્રભૂતિ પાડ્યું હતું. તેનાથી બે નાના પુત્રો વાયુભૂતિ અને અગ્નિભૂતિ હતા. ત્રણે ભાઈઓને ઘણો પ્રેમ હતો. તેમની ગ્રહણશક્તિ તેમજ સ્મરણશક્તિ ઘણી તેજ હતી. તેમના માતા-પિતાએ ત્રણે પુત્રોને ચાર વેદ અને ચૌદે વિદ્યામાં પારંગત બનાવ્યા હતા. તેઓ વાદ-વિવાદ તેમજ બ્રાહ્મણ ધર્મના દરેક કર્મકાંડ વગેરેમાં નિપુણ બની ઉપાધ્યાય તરીકે સ્વતંત્ર ગુરુકુળો ચલાવતા હતા અને યજ્ઞો કરવા પણ જતા હતા.

ઈન્દ્રભૂતિનું ગુરુકુળ ખૂબજ વખણાતું હતું. વિદ્યાર્થીઓ ત્યાં રહીને જ ભણતા હતા. ઈન્દ્રભૂતિને પોતાના જ્ઞાન અને પંડિતાઈ માટે ઘણું જ અભિમાન હતું. "ત્રણેય લોકમાં મારા સમાન કોઈ પંડિત નથી." એમ તેઓ માનતા હતા! પંડિતાઈનો જાણે તેમને એક નશો ચડયો હોય તેમ લાગતું હતું. છતાં તેમનું પ્રતિભાશાળી વ્યક્તિત્વ, વાણીની મીઠાશ, જીભમાં સરસ્વતી અને કર્મકાંડની કુશળતા જોઈ, લોકો તેમનો ઘણો આદર કરતા હતા. ચોમેર તેમની સારી પ્રતિષ્ઠા હતી. તેના બંને નાના ભાઈઓ પણ લક્ષ્યમાં લેતા હતા.

તે સમયમાં અપાપાનામની નગરી (પાવાપુરી)ના સોમિલ બ્રાહ્મણે એક મોટો યજ્ઞ આરંભ્યો. એક વિશાળ યજ્ઞમંડપ કરાવ્યો. યજ્ઞવિધિ માટે મોટા મોટા અનેક બ્રાહ્મણોને નિમંત્ર્યા. આ યજ્ઞમાં ઈન્દ્રભૂતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ તેમજ બીજા આઠ બ્રાહ્મણો પોતાના ચાર હજાર અને ચારસો શિષ્યો સાથે આવ્યા હતા. આ સિવાય બીજા પણ અનેક બ્રાહ્મણો યજ્ઞમાં ભાગ લેવા માટે આવેલા હતા.

અપાપાનગરીને આંગણે જાણે બ્રાહ્મણોનો મેળો ભરાણો હતો! વેદમંત્રોના સ્વરોથી અપાપાનગરી ગૂંજી ઉઠી હતી. રસ્તાઓ, શેરીઓ, ગલીઓ તો બ્રાહ્મણોની

ભીડથી ઉભરાઈ ગઈ હતી. યજ્ઞમંડપતો હોમના ધુમાડાથી ઘેરાઈ ગયો હતો. 'સ્વાહા 'ના અવાજોથી જાણે ગગન ગાજી ઉઠયું હતું!

આવી રીતે સોમિલ બ્રાહ્મણના યજ્ઞવિધિનું કાર્ય ઈન્દ્રભૂતિની આગેવાની નીચે પૂર વેગથી ચાલી રહ્યું હતું.

હવે તે સમયે સર્વજ્ઞ પ્રભુ શ્રમણ ભગવાન મહાવીર વિચરતા વિચરતા આ અપાપાનગરીના મહાસેન ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં દેવોએ સમવસરણની રચના કરી, ત્રિગઢ અને કાંગરા રત્નોથી શોભી રહ્યા હતા. આઠ પ્રાતિહાર્યથી પ્રભુ અતિશયપૂર્વક બીરાજી રહ્યા હતા. આવા સમયે દેવો અને માનવોને તે વાત તો સાધારણ હતી પરંતુ તિર્યંચ પ્રાણીઓ પણ પોતાના વેરભાવ છોડીને એક સાથે બેસી ગયા હતા. સમવસરણ વગેરે વાતો આગળના પ્રવચનોમાં કહેવાઈ ગઈ છે. સ્વર્ગના દેવી-દેવતાઓ આકાશમાર્ગે વિમાનો લઈ આવી રહ્યા હતા. બ્રાહ્મણ પંડિતો એમ સમજી રહ્યા હતા કે આ વિમાનોના દેવ-દેવીઓ યજ્ઞના પ્રભાવથી આનંદ લેવા અહીં આવી રહ્યા છે. પરંતુ આશ્ચર્યની વાત તો તે બની ગઈ કે આ વિમાનો યજ્ઞમંડપમાં નહિ ઉતરતા મહાસેન ઉદ્યાન તરફ જવા લાગ્યા હતા. સૌ બ્રાહ્મણોને નવાઈ લાગી! 'આ શું?'

અંદરોઅંદરની ચર્ચાને અંતે તેઓએ જાણ્યું કે મહાસેન ઉદ્યાનમાં પ્રભુ મહાવીર પધાર્યા છે તેમની વાણી સાંભળવામાં દેવ-પ્રવાહ જઈ રહ્યો છે. ઈન્દ્રભૂતિને તો સાંભળતા જ તેમના મગજનો પારો આસમાને ચડી ગયો!

અરે! એ કોણ છે કે જે પોતાને સર્વજ્ઞ અને સર્વદર્શી માની રહ્યો છે? તેમણે પોતાના અહંની ઘણી વરાળ કાઢી. છેવટે પોતે જાતે જ પોતાના પાંચસો શિષ્ય પરિવાર સાથે પ્રભુ પાસે જવા તૈયાર થયા.

## સમવસરણને આંગણે ગૌતમ ઈન્દ્રભૂતિ

ગળામાં જનોઈ અને શરીરે પીતામ્બર પહેરેલા ઈન્દ્રભૂતિ ગુરુની સાથે તેનો પરિવાર જય જયકાર કરતાં સમવસરણને આંગણે આવી પહોંચ્યો. સમવસરણની રચના અને શોભા જોતાં જ ઈન્દ્રભૂતિનો અર્ધો ગર્વ તો ગળી ગયો. આગળ વધતા તેમની નજર મહાવીર પ્રભુ ઉપર પડી કે તેમનું અભિમાન કયાંયે ઓસરી ગયું! તેમની લડાઈ તો ભાગી ગઈ અને વિદ્વતા તો કયાંયે વિસરાઈ ગઈ! 'અરે, આ હું શું જોઉ છું?' આનંદનો આંતર્ઘોષ તેમના હૃદયમાંથી ઉઠયો અને મુખના હોઠ પર ફરકી રહ્યો!

અરે! આ તો ચંદ્રથી યે વધારે નિર્મળ છે!
અરે! આ તો સૂર્યથી યે વધારે તેજસ્વી છે!

## અરે ! આ તો આકાશથી યે વધારે વિશાળ છે !
## અરે ! આ તો સાગરથી યે વધારે ગંભીર છે !

પ્રભુ મહાવીરના તપના તેજથી ઝળાંહળાં થતી દિવ્ય મુખમુદ્રા જ્ઞાનના પ્રકાશથી દીપી ભવ્ય લલાટ, પ્રેમ અને કરુણાથી નિતરતી આંખો અને ચારિત્ર્યના પ્રભાવથી દેદીપ્યમાન સ્વરૂપ જોઇને ઇન્દ્રભૂતિ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા ! પ્રભુના મુખકમલમાંથી વાણીનો પ્રવાહ અસ્ખલિતપણે વહી રહ્યો હતો !

ઇન્દ્રભૂતિ મનોમન વિચારી રહ્યા હતા. 'ઓહ ! જેમની સન્મુખ ઉભા રહેવાનું સામર્થ્ય પણ મારામાંથી ઓસરી રહ્યું છે, ત્યાં તેમની સાથે વાદવિવાદ કરવાનું બળ હું ક્યાંથી લાવીશ ?' તેમના અભિમાનનો પારો એકદમ ઉતરી ગયો, તેઓ સ્વસ્થ બની રહીસહી હિંમત એકઠી કરી પ્રભુ તરફ આગળ વધ્યા, ત્યારે તેમના મનમાં એક જ વાત હતી, કે પ્રભુ મહાવીર મારા મનમાં રહેલી શંકાનું સમાધાન કરી આપે, તો હું એમને સર્વજ્ઞ માનું !

આમ વિચાર કરતા હજુ તો માંડ બે પગલાં આગળ વધ્યા ત્યાં તો પ્રેમમૂર્તિ પ્રભુ મહાવીરે તેમને મીઠી મધુર વાણીથી આવકાર્યા. 'અહો ! ઇન્દ્રભૂતિ ! તમે ભલે આવ્યા.' ઇન્દ્રભૂતિને થયું. 'અરે ! આ તો મારું નામ પણ જાણે છે ? ના, ના, પણ તેથી શું ? મારી તો ત્રણેય લોકમાં નામના છે. મારા નામને કોણ નથી જાણતું ? નામ જાણ્યા માત્રથી તેમને સર્વજ્ઞ કેમ માની લેવા ? જો તેઓ મારા મનનો સંશય દૂર કરી દે તો હું તેમને ખરા સર્વજ્ઞ માનું ?'

ઇન્દ્રભૂતિ નમનમાં આમ વિચાર કરી રહ્યા હતા ત્યાં ભગવાની મધુર વાણીના શબ્દો સંભળાયા. 'ગૌતમ ! તને સંશય છે કે જીવ અને શરીર એક છે કે નહિ ? પણ સાંભળ ! દેહક્ષણભંગુર છે અને જીવ અમર છે.' એમ કહી પ્રભુએ ખૂબ વિસ્તૃત ચર્ચા કરી, વેદપદોનો સાચો અર્થ કરી બતાવ્યો અને તેનો સંશય દૂર થયો.

ઇન્દ્રભૂતિનો સંશય તો દૂર થયો હવે તેને હરાવવાની વાત તો એક બાજુ રહી, ઉલટાનું તેમનાથી એટલા પ્રભાવિત થઈ ગયા કે તુરત જ તેમના પગમાં પડી ગયા, અને તેમને પોતાના ગુરુ માની લીધા. તેમના શિષ્યો ૫૦૦ જણાએ પણ પ્રભુના ચરણ શરણનો સ્વીકાર કરી લીધો અને મહાવીર પાસે સૌએ મુનિ દીક્ષા ધારણ કરી લીધી.

## ઈંદ્રિભૂતિ હવે ગૌતમસ્વામી બન્યા !

હવે તેઓ ગૌતમ સ્વામી બની ગયા. આવી રીતે વાયુભૂતિ અગ્નિભૂતિ વગેરે બીજા બ્રાહ્મણો પંડિતો આદિ સૌનું સમાધાન થયું અને તેઓ સૌ પ્રભુ મહાવીરના શિષ્યો બની ગયા.

તે યુગના પ્રકાંડ પંડિત અને મહાવિદ્વાન એવા ઇન્દ્રભૂતિ પ્રભુના ચરણોમાં બેસી ગયા અને તેઓ પ્રભુના પ્રથમ શિષ્ય અને ગણધર બની ગયા. તેમણે પ્રભુ પાસેથી ત્રિપદીનું જ્ઞાન મેળવ્યું હતું. તેઓ ચૌદ પૂર્વના જ્ઞાનના જાણકાર હતા. તેમણે દ્વાદશાંગીની રચના કરી.

ગૌતમને આટલું વિશાળ જ્ઞાન હોવા છતાં જરાપણ અભિમાન ન હતું. તેઓ મહાતપસ્વી, ઉદાર, ઘોર ગુણવાન અને ઘોર બ્રહ્મચારી હતા. જેના કારણે તેમને અનેક પ્રકારની સિધ્ધિઓ થઈ હતી. આવી લબ્ધિ અને સિધ્ધિઓના કારણે આપણે તેમને 'લબ્ધિના ભંડાર' કહીએ છીએ.

ગૌતમે ભગવાનને છત્રીશ હજાર પ્રશ્નો પૂછેલા છે અને તેના જવાબો પ્રભુ પાસેથી મેળવ્યા છે. શ્રી ભગવતીસૂત્ર પ્રશ્નોતરથી ભરેલું છે. તે તો ગૌતમસ્વામીની વિનમ્રતાનું જીવંત પ્રતીક છે.

પ્રભુ મહાવીર અને ગૌતમસ્વામીના આત્માનું મિલન પૂર્વ જન્મોથી ચાલ્યું આવતું હતું. તેમને પ્રભુ પ્રત્યે અનન્ય અનુરાગ હતો. મહાવીર ગૌતમને ઉદ્દેશી વારંવાર ફરમાવ્યા કરતા હતા. समयं गोयम! मा पमायए ગૌતમ! એક સમયનો પણ પ્રમાદ ન કર! ગૌતમ સદા કર્તવ્યશીલ બની શ્રમણ સંઘના અધિષ્ઠાન પદે શોભી રહ્યા હતાં.

ગૌતમસ્વામીના જીવન પ્રસંગો સમજવા જેવા છે પરન્તુ તે બધું અવસરે કહીશું. પ્રભુ મહાવીરે ગૌતમસ્વામીને બાજુના ગામમાં દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધવા માટે મોકલ્યા છે. ગૌતમ પ્રભુની આજ્ઞાને શીરોધાર્ય કરી પ્રસન્નતાપૂર્વક પધારી ગયા છે.

આ બાજુ પ્રભુ મહાવીર દીવાળીની રાત્રિએ નિર્વાણ પધાર્યા છે. તે નિર્વાણના ખબર હજુ ગૌતમને મળ્યા નથી. તેઓ પ્રતિબોધ કરી પ્રભુ પાસે આવી રહ્યા છે. ત્યાં રસ્તામાં જ ભગવાનના નિર્વાણના ખબર જાણ્યા. સમાચાર સાંભળતા જ જાણે તેમના પર વીજળી તૂટી પડી હોય તેમ બેહોશ બની ગયા! જાણે તેમની બધી શક્તિ હણાઇ ગઈ! તેમનો આનંદ ખોવાઈ ગયો! તેઓ મોહવશ થઈ વિલાપ કરવા લાગ્યા.

## ગૌતમનો વિલાપ

ભગવાન તમે આ શું કર્યું? તમારા ગૌતમને એકલો મૂકીને તમે કેમ ચાલ્યા ગયા? હવે હું પ્રભુ! પ્રભુ! કહીને કોને બોલાવીશ? મને 'ગોયમા' 'ગોયમા' કહીને કોણ સંબોધશે? હવે હું કોના ચરણોમાં બેસીને પ્રશ્નો કરીશ? ઓ વીર! તમારા દર્શન વિના હું એકપળ પણ જીવી શકું તેમ નથી હવે હું તમને ક્યાં શોધું, મારા નાથ? હે વીર! તમે ક્યાં છો?

ગૌતમસ્વામી રડતા જાય છે અને આક્રંદ કરતા જાય છે. તેમના વિલાપે જાણે પથ્થરોને હલાવી નાખ્યા! તેમના શોકે ઝાડપાન, જળ સરોવર સૂકવી નાખ્યાં! તેમનાં આંસુઓએ ધરતીને ભીંજવી નાખી!

જેમ ભયંકર ઝંઝાવાત પછી વાતાવરણમાં સુમસામ શાંતિ છવાઈ જાય છે, તેમ 'વીર'....'....'વીર' નો પુકાર કરતા ગૌતમનો શોક પણ એકાએક શમાઈ ગયો!

## ગૌતમે મોહ જીત્યો!

તેઓ સમ્યગ્ વિચારણામાં ચડયા: 'મારો શોક વ્યર્થ છે. અરે, ભગવાન તો વીતરાગ હતા! એ વીતરાગમાં રાગની કલ્પના કરી હું તેમને દોષ દઉં છું, તે મારી કેટલી અજ્ઞાનતા છે? ખરેખર, હું એકલો જ છું. કોઈ મારું નથી, હું કોઈનો નથી. આત્મા એકલો જાય છે ને એકલો આવે છે. તેની સાથે કોઈ જતું પણ નથી અને આવતું પણ નથી. જીવે તો આત્મલક્ષી બની, પોતાનું શ્રેય સાધવું, એ જ તેનો એકમાત્ર અધિકાર છે!' હવે તેઓ પહેલાના ગૌતમ ન રહ્યા! તેમનું આત્મવીર્ય પ્રગટી ઉઠયું! મહાવીર સ્વામી પ્રત્યેનો તેમના દિલમાં રહેલો અનુરાગ ઓસરી ગયો! તેમણે ક્ષપક શ્રેણીએ પગલા માંડયા. એક અંતર મુહૂર્તમાં તો તેમણે ક્ષપક શ્રેણી પૂરી કરી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એમ ચારેય ઘનઘાતી કર્મોનો ક્ષય કરી. તેઓ એંસી વર્ષની ઉંમરે કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કરી સર્વજ્ઞ બની ગયા.

**ગૌતમના મોહનો સર્વથા નાશ થયો,**
**ગૌતમ અનુરાગ ટાળી વીતરાગ થયા.**

તેઓ સર્વજ્ઞ થયા પછી સંઘ શાસન સુધર્માને સોંપી, બાર વર્ષ સુધી આ પૃથ્વી પર વિચરીને જગતના જીવોને સદ્બોધી, છેવટે રાજગૃહી નગરીના 'ગુણશીલ' ઉદ્યાનમાં એક માસનો સંથારો કરી ૯૨ વર્ષની ઉંમરે નિર્વાણ પામ્યા, દેવો અને માનવોએ મળી ગૌતમનો કેવળજ્ઞાન મહોત્સવ ઉજવ્યો. આજે આપણે પણ ગૌતમનો કેવળજ્ઞાન મહોત્સવ ઉજવી રહ્યા છીએ. નૂતન વર્ષનો આનંદ એ જ છે કે આ આત્મા મોહ ત્યાગી સર્વજ્ઞ બનવાની યોગ્યતા મેળવે! આવી યોગ્યતા ભગવાન મહાવીર પાસેથી ગૌતમે મેળવી હતી. હવે તમો જાણી શકયા હશો કે ગૌતમના હૃદયમાં મહાવીર પ્રત્યે કેવા ભાવ હતા-કેવું સ્થાન હતું? ગૌતમ શું કહેતા હતા?

**"ભગવાન મહાવીર મારા પ્રકાશ દાતા હતા.**
**ભગવાન મહાવીર મારા ઘડવૈયા હતા.**
**ભગવાન મહાવીર મારા માટે દ્વીપ હતા,**

ભગવાન મહાવીર મારા અંતર ચક્ષુ હતા.
ભગવાન મહાવીર મારા જીવન નિધિ હતા."

ગૌતમના અંતર પરિણામો જાણીને તમો સૌ તમારી જાતને પ્રશ્ન કરી લો કે તમારા અંતરમાં કોઈનું સ્થાન છે ?

કોઈ સાસુના હૃદયમાં પુત્રવધૂનું સ્થાન છે ?
કોઈ પુત્રવધૂના હૃદયમાં સાસુનું સ્થાન છે ?
કોઈ પિતાના હૃદયમાં પુત્રનું સ્થાન છે ?
કોઈ પુત્રના હૃદયમાં પિતાનું સ્થાન છે ?

તમો શું જવાબ આપો છો ? બધા ના જ પાડે છે. આજનું લોકજીવન કોઈને પણ વિશ્વાસ પાત્ર રહ્યું નથી. તમો સૌને વિશ્વાસપાત્ર બની દેવગુરુ અને ધર્મના સાચા વિશ્વાસુ બની જાઓ. ગૌતમે જ્યારે પ્રભુના પ્રથમ દર્શન કર્યા ત્યારથી ભગવાનના નિર્વાણ સુધી તેના અંતરમાં જિનેન્દ્રદેવનો વાસ હતો.

ભગવાન વીરની દિવ્યતા ગૌતમે પ્રાપ્ત કરી હતી.
ભગવાન વીરની પ્રિયતા ગૌતમે પ્રાપ્ત કરી હતી.
ભગવાન વીરની પ્રભુતા ગૌતમે પ્રાપ્ત કરી હતી.

માનવજીવન મોહને વશ છે. મોહના ત્યાગ વડે સર્વજ્ઞતા પ્રગટે છે. આપણે ગૌતમની જેમ મોહ વિજેતા બનીશું ત્યારે જીવન કલ્યાણ સ્વરૂપ બનાવી ધન્ય ધન્ય થઈ જશું.



## ૧૦૨

# ભાઈબીજનો મહિમા

(કારતક સુદ ૩ તા. ૨૫-૧૦-૭૬ સોમવાર)

અનંતજ્ઞાની જિનેન્દ્ર પ્રભુની દેશનાથી જીવન માંગલ્યની વૃદ્ધિ થાય છે. માનવે જીવન વ્યવહારમાં પરસ્પરના સંબંધોને મંગળ બનાવી રાખવા જોઈએ. માનવ ધારે તો તે સંબંધોમાં એક વિશિષ્ટ પ્રકારની સૌરભ પ્રગટાવી શકે છે. જો તે વિચારે તો સંબંધોને પળવારમાં વિચ્છેદ પણ કરી શકે છે.

માનવ જીવની અપેક્ષાકૃત જીંદગી છે.
માનવ જીંદગી સહકારની જીવની છે.

## માનવ સહાનુભૂતિનું મંગલ પાત્ર છે.
## માનવ જીવન મંગલતાનું સૌભાગ્ય છે.

માનવને પ્રતિપળ કોઈને કોઈના સહકારની અપેક્ષા રહે જ છે. તેને પૂર્ણ કરવા શ્રેષ્ઠ સંબંધો જાળવી રાખવા જોઈએ. આજના વિકૃત ગૃહજીવનમાં સંબંધો માત્ર પ્રદર્શન જેવા લાગે છે. તેમાં કોઇજાતની મંગળતા કે સૌરભતાનું દર્શન થતું નથી.

માનવ તો જગતનું શ્રેષ્ઠ પ્રાણી છે. તેની વિરાટ-વિચાર શક્તિ દ્વારા આ વિશ્વની અનોખી રચના થઈ શકે તેમ છે. પરન્તુ માનવ ઉદારતા અને વિશાળતાને છોડી સંકુચિત મનોવૃત્તિવાળો બની જાય છે ત્યારે તેનું જીવન તિરસ્કારને પાત્ર ગણાય છે.

માનવીય જીવનના સંબંધોની મીઠાશ તો ત્યારે પ્રગટે છે કે જ્યારે તે કંઈક છોડતા શીખે અને કંઈક લેતા શીખે! જ્યાં લેવા-દેવાની વાત નથી હોતી ત્યાં સંબંધોની ઉજ્વળતા પણ નથી હોતી. પરંતુ ત્યાં તો માત્ર સ્વાર્થની દુર્ગન્ધ જ હોય છે.

કોઈપણ દુર્ગુણી વ્યક્તિને તેના પાપકાર્યની વાત કરીએ તો તેના વિચારમાં સંઘર્ષ જાગશે. તેનો સંબંધ તુરત જ તુટી જશે. પરંતુ તેને પ્રિય અને સૌને પ્રિય વાત કરશો તો તમારી લાગણી વધશે. સામાની સાથે પ્રથમ દિલનો પ્રેમ સબંધ જોડી રહો. તેને પોતાનો બનાવી લીધા પછી તેના અમંગળ ભાવોને દૂર કરવાનો પ્રયત્ન કરશો, તો તેમાં સફળતા મળશે.

આ ભારતની ભવ્ય ભૂમિમાં સદગુણની સુવાસ પસરાવી દે તેવા અનેક લોકો થયા છે. લોકો તેને સમય અને પ્રસંગે અવશ્ય યાદ કરે છે. તેના બે મોઢે વખાણ કરે છે. "અરે! પેલા ધર્મચંદ ભાઈ કેવા હતા? તેની જોડી આ દુનિયામાં ન મળે હો! અરે, તેના સદગુણની સુવાસ આજ સુધી મહેકયા જ કરે છે. અરે, તેની લોકો માટે કેવી મમતા હતી? ખરેખર, તે તો ખુશબુદાર જીવડો હતો." આવી વાતો તમોએ સાંભળી છે કે નહિ? હવે આજે એ પણ એક વિચાર કરી લો કે તમારામાંથી કોઈને કોઇ વ્યક્તિ તો જરૂર એવી હશે કે જેને પાછળથી પણ લોકો યાદ કરતા રહેશે. આજે ભાઈબીજનું પર્વ છે. ભાઈ-બેનના ઉજ્જવળ સંબધો તો સ્વર્ગના દેવોને પણ ઈર્ષા કરાવે છે. બંનેના સંબંધો કાયમને માટે ટકાવી રાખવા સહેલા નથી. તેની પાછળ પોતાની જાતનો ભોગ પણ દેવો પડે છે. ભાઈ-બેનની મમતા સદા જાળવી રાખવા આજના વિચારશીલ માનવોએ કંઈક કરી છુટવાની કામના રાખવી જ જોઈએ.

એક ગામમાં દેવચંદભાઈ નામના સુખી ગૃહસ્થ રહેતા હતા. તેમને પુત્ર અને પુત્રી એમ બે સંતાન હતા. તેઓ વ્યાપાર ધંધે સુખી હતા એમ જ નહિ પરન્તુ

તેમણે પોતાની જીવન સુવાસ પણ ફેલાવી હતી. ગામમાં કે આજુબાજુમાં કોઈ વ્યક્તિ દુઃખિયો હોય તો તેની સાર સંભાળ લેવી અને તેને મદદ કરવી તેવા પરોપકારી હતા. તેઓએ વર્ષો સુધી ગૃહજીવનના આદર્શોને સંભાળતા પોતાના સંતાનોને સુસંસ્કારી બનાવી રાખ્યા હતા. આ બાજુ ભાઈ-બેન પણ વાત્સલ્યના પાત્રો બની ગયા છે. આજે દુનિયામાં પાત્રો ઘણા છે પરન્તુ તેમાં સુપાત્રો કેટલા?

પિતાએ પોતાના પુત્ર બાબુના લગ્ન નજીકના ગામના સંસ્કારી ઘરની શોભા નામની કન્યા સાથે કર્યા હતા. બાબુ પણ પિતાના આદર્શોનું બરાબર પાલન કરી રહ્યો છે. આ બાજુ શેઠની પુત્રી દેવીકાના લગ્ન પણ આઠ નવ માઈલને અંતરે સારા ઘરમાં કર્યા છે. તેઓ પણ સાત્વિક જીવન પસાર કરી રહ્યા છે. મા-બાપ તો વૃધ્ધ થતાં ધર્મ ધ્યાન કરીને પરલોક વાસી થયા છે. ભાઈ-બેન પોત પોતાના પરિવાર સાથે આનંદથી જીવી રહ્યા છે. પરંતુ તેમને માતા-પિતાની મમતા તો યાદ આવે જ છે. તેની ઉણપ કોઈ રીતે પૂરી શકાતી નથી.

આજની મુંબઈની દુનિયાને તો માતા-પિતાની ખોટ ક્યાંયે જણાતી નથી. સૌ પોત-પોતાના સ્વાર્થમાં રમી રહ્યા છે. પેલી દેવીકાને એક બાબો અને બેબી એમ બે સંતાન છે. બંને પાંચ-સાત વર્ષ થયા છે. તેવામાં તેના પિતા એક નાની બિમારીમાં ગુજરી ગયા. દેવીકાની ઉપર મોટું દુઃખ આવી પડયું. બાળકો પણ પિતા વગર નિરાધાર જેવા બની ગયા છે. આ બાજુ ભાઈ પણ હવે પરિવારવાળો થયો છે તેને પોતાની બેનના દુઃખમાં ભાગ લઈને સમયે-સમયે ધ્યાન રાખતાં તેનો જીવન-નિર્વાહ સારી રીતે કરાવે છે.

પર્વના દિવસો હોય ત્યારે ભાઈને બેન યાદ આવે તે મમતાની વાત છે. ભાઈબાબુ આ પર્વના દિવસોમાં બેનને ત્યાં મીઠાઈ વગેરે મોકલી આપે છે ક્યારેક બેનને પોતાના ઘેર તેડાવે છે. આવી રીતે બેનના બાળકો મોટા થાય છે અને દિવસો પસાર થતા જાય છે.

દિવાળી જેવું મોટું પર્વ નજીક આવી રહ્યું છે. બાબુ દિવાળી ઉજવવા પોતાની બેનને પત્ર લખીને તેડાવે છે. "એક આટો આવી જા; બંને બાળકો પણ રાજી થશે અને તને પણ મન મોકળું થશે. હું નીકળી શકું તેમ નથી જેથી જરૂર આવજે." અહીંથી બેન લખે છે કે "હું હમણાં નહી આવું. બાળકોને ઉનાળામાં રજા પડશે એટલે આવીશ. ભાઈ! તું અમારી ચિંતા કરીશ નહિ. અમો તારે પ્રતાપે આનંદમાં છીએ."

બાબુને ઘરમાં ધર્મપત્ની પણ સારા સ્વભાવના છે. દરેક કાર્યમાં સહકાર આપે છે. તેના વ્યવહારને ઉજળો રાખવા તેણી બરાબર સાથ આપતી રહે છે. દિવાળી

ગઈ, નૂતન વર્ષ ગયું. શારદાપૂજન અને નવાં વર્ષના પ્રારંભ થઈ ગયા. ઘરમાં પર્વ નિમિત્તે ખાવા-પીવાની ચીજો બનાવી છે. નવા કપડાં-લતાં, ચીજવસ્તુઓ ખરીદીને વસાવી છે.

આવતી કાલે ભાઈ-બીજનું પર્વ આવે છે. બેનને મન ભાઈની યાદ આવે છે. દેવીકાને પણ થાય છે કે મારો ભાઈ આવે તો સારૂં. આ બાજુ બાબુના પત્નીએ કહ્યું કે આ વખતે બેન દીવાળી કરવા નથી આવ્યા તો આપણે ત્યાં ભાઈ-બીજ કરવા જઈએ બાબુને પણ વાત યોગ્ય લાગી અને કોઈ સંગાથ સાથે ખબર મોકલી આપ્યા કે અમો ભાઈબીજને દિવસે સવારે આવશું. બેનને સમાચાર જાણી હર્ષનો પાર ન રહ્યો. તેણે વહેલાઉઠી ઘર અને આંગણાને સાફસૂફ કરી ભાઈના સ્વાગત માટે તૈયાર થઈ ગઈ છે. બંને બાળકોને પણ સારા કપડા પહેરાવી મામા આવે છે તેવી વાત તેને પણ કરી દીધી છે. બંને બાળકો પણ મામા આપે છે એવી આશામાં આનંદ કરી રહ્યા છે.

અહીં ભાઈ-ભાભી બાળકો વહેલા ઉઠી તૈયાર થઈ સાધન સામગ્રી લઈ સગ્રામને બળદ જોડાવી ઘેરથી રવાના થયા. તેનો સગ્રામ ચાલ્યો આવે છે દેવીકાતો ભગવાનની માળા કરી હવે ભાઇના આગમનની રાહ જોતી તેના નામની માળા ફેરવી રહી છે અને વારંવાર ડેલીએ (દરવાજે જોવા જાય છે કે ભાઈ આવ્યો !

**રાગ-કુંતા અભિમન્યુને બાંધે રાખડી**

ઉભી ઉભી દ્વારે જુએ બહેની વાટડી રે
કયારે આવે મારો માડી જાયો વીર....
વીરની જુએ વાટડું, મીટ માંડીને બેનડી રે
ના'વ્યો કેમ હજીએ માડી જાયો વીર...ઉભી૦૧

જાયે અંદર ઘડિમાં, ઘડિમાં બારણિયે જુવે રે
વીરની વાટડિયું જોતાં ના વીતે કાળ...
મંગળ અમંગળની શંકા મનમાં ઉદ્ભવે રે
કયારે આવશે મારો માડી જાયો ભ્રાત,
સુખદુઃખની વાતો કરશું, બંને સાથે મળી રે,
થાશે હૈયુ હળવું કરતાં, મનની વાત...ઉભી૦૨

જોતા વીરને બહેની હરખાતી સામે ગઈ રે,
આવ્યો ખમ્મા મારો માડી જાયો વીર
ભાવે પ્રેમે પીરસે બેની ભોજન વીરને રે,
થાજે શતાયું મારા માડી જાયા વીર...ઉભી૦૩

ભાઈબીજના પર્વનું ચિત્ર ઉપશાવી કવિએ પણ ગાયું છે. જેમાં બેનની ભાઇ પ્રત્યેની મમતા અને લાગણીનું વર્ણન કર્યું છે.

બેન દ્વારે ઉભી ઉભી રાહ જોતી થાકી ગઈ, તેની ધીરજ ખૂટવા લાગી. અરે, હજુ પણ ભાઈ કેમ ન આવ્યો ? શું કઈ રસ્તામાં થયું તો નહિ હોય ને ? આવી મંગળ-અમંગળની શંકા કરતી માડીના જાયાની રાહ જોઈ રહી છે.

તેનાથી ન રહેવાયું જેથી દેવીકા ઘેર છોકરાઓને બેસાડી પોતે બહાર નીકળી ગામની બહાર જઈ દૂર દૂર સુધી નજર નાખતી જોવા લાગી. ક્યાંયે નતો સગ્રામના બળદોની ઉડતી ધૂળ દેખાય છે કે નતો ક્યાંય બળદોની ઘંટડીના ઘુઘરાનો રણકાર કે અવાજ સંભળાતો નથી. તેણી પાછી વળી ઘેર આવી રસોઈના કામમાં લાગી જાય છે. પાડોશી પૂછી રહ્યા છે, "કેમ દેવીકાબેન ! આજે તો વહેલા ઉઠીને શું કામમાં લાગી ગયા છો ?" હા, 'આજે તો મારો ભાઈ આવે છે, ત્યાં તો છોકરા બોલવા લાગ્યા; માશી, અમારા મામા આવવાના છે. જુઓ, ભાઈ અને મામાના આગમન માટે કેટલો આનંદ છે. ? તમોએ કોઈ આવો આનંદ અનુભવ્યો છે ?

બાળકો કહે છે "બા ! અમો બહાર જઈને જોઇ આવીએ. મામા આવતાં જ હશે" ત્યાં તો દેવીકાબેને ઉડતી ધૂળ જોઈ અને બળદની ઘંટડીનો અવાજ સાંભળ્યો. બેન તો હરખાતા હરખાતા બંને બાળકોને લઇ ડેલી બહાર ગયા. સંગ્રામ બહાર ઉભો છે અને ભાઇ-ભાભી તેમાંથી છોકરા સાથે નીચે ઉતરી રહ્યા છે. બેને સામાન લઈ લીધો અને સૌ અંદર આવ્યા દેવીકાએ ભાઈ-ભાભી અને બાળકોને પાથરેલી શેત્રંજી ઉપર બેસાડયા અને ઠંડુ પાણી પાયું.

સૌ સાથે બેઠા અને એક-બીજાના ખબર અંતર પૂછયા. બેન ભાઈને પૂછે છે. "કેમ ભાઈ ! આ વખતે દીવાળી કેવી ગઈ ? બેન આ વર્ષે દીવાળી સારી ઉજવાણી. લોકોમાં પણ વર્ષ સારું છે તેથી આનંદ હતો. તમો બધા કેમ છો ? ભાઈ, આનંદ છે." ભાભી તો અંદર ઓરડામાં ગયા અને બેનને કહે છે એક ખૂમચો (થાળી) આપજો એમ કહી પેટી અને ડબો ખોલ્યા, બંને બાળકો મામાની બાજુમાં બેઠા છે. મામાએ તેઓને વ્હાલ કર્યા. ભાભીએ પેટીમાંથી બેનનાં માટે અને ભાણેજો માટે કપડાની જોડો કાઢી. બીજી થાળીમાં મીઠાઈ અને ફરસાણ કાઢયા. એક નાની ડબીમાંથી સોનાની વીંટી કાઢી બેનને આપી. બેને ઉભા થઇ ભાઇ ભાભીને પ્રણામ કર્યા અને તેમના વ્હાલભર્યા સ્નેહભર્યા ભાવો જોઈ આંખમાં હર્ષના આંસુઓ આવી ગયા.

તમો સાંભળો છો ને ? ભાઈને તો માજણી બેન ઉપર પ્રેમ રહે અને બધું કરે પરંતુ પારકા ઘરની દીકરી-ભાભી આટલો પ્રેમ બતાવે તે તો આશ્ચર્યની વાત છે. શું

તમો પણ આજે ભાઇબીજની ઉજવણી કરવા બેનને ત્યાં આવું બધું લઇને મુંબઇ જશો ? ના, ના.

ભોજનનો સમય થયો. સૌએ સાથે બેસીને ભોજન કર્યાં મામાએ ભાણેજોને સાથે બેસાડી પોતાના હાથે લાપસીના કોળીયા દીધા છે. આજે તમોને પ્રેમ છે ? આજે ઘરઘરમાંથી આવો સાત્વિક પ્રેમ અને સ્નેહ વિદાય લઈ રહ્યા છે.

સાંજના સમયે ભાઇ બેનના ઘેરથી વિદાય લે છે. બેનને રૂા. ૧૦૧ અને ભાણેજોના હાથમાં રૂા. ૧૧-૧૧ આપી. હિતચિંતા કરતા રવાના થાય છે.

ભગવાન મહાવીરના નિર્વાણથી મોટાભાઇ નંદીવર્ધન શોકાતુર બન્યા છે. જેથી બેન સુદર્શનાએ ભાઇને પોતાને ત્યાં નિમંત્રિત કરી સારી રીતે જમાડે છે. જ્ઞાનભરી વાતો કહી તેનો શોક દૂર કરે છે. ઘરઘરમાં આવા સ્નેહ અને પ્રેમના સંબંધો સાચવી તમો સૌ ધર્મ આદર્શના પાત્રો બની રહો !



## ૧૦૩

# વરસીદાનનું મહત્ત્વ

(કારતક સુદ ૪ તા. ૨૬-૧૦-૭૬ મંગળવાર)

જિનવાણીના શ્રવણથી જીવાત્મા જાગૃતિનો સંદેશ મેળવી શકે છે. જેણે આવા મંગળ સંદેશ પ્રાપ્ત કર્યા છે. તેઓ વૈરાગ્યશીલ પણ બની શકે છે. વૈરાગ્યવંત આત્મા ચારિત્ર્યની ઉપાસના માટે જ્યારે પ્રવેશ કરે છે ત્યારે તેમના હાથથી વરસી-દાન થાય છે.

વરસીદાન શબ્દ આપણે ત્યાં પ્રચલિત છે. વરસીદાન અને વરસીતપ એ મુક્તિ માર્ગના સાધનો છે. તે બંનેને સમજવા પ્રયત્ન કરવો જોઈએ. જે લોકો બાર મહિના (એક વર્ષ) સુધી તપ કરે છે તેને આપણે ત્યાં વ્યવહારમાં વરસીતપ કહેવાય છે, મુંબઈમાં તો આજે ઘર-ઘરમાં વરસીતપ થઈ રહ્યા છે. જૈનોમાં ભાગ્યે જ કોઈ એવા હશે કે જેને વરસીતપ શું છે તેની ખબર ન હોય !

એક વર્ષ સુધી દાન કરે તેને વરસીદાન કહી શકાય છે. આવું વરસીદાનનું સૌભાગ્ય કોને મળે છે ? જેણે પરમપુણ્ય રાશિ મેળવી હોય તેને જ મળે છે. જેના અંતરંગમાં પરજીવો પ્રતિ અનુકમ્પા અને કરુણા હોય તે વ્યક્તિ લોભ વૃત્તિનો

ત્યાગ કરી ઉદારમના બની વસુધાને પોતાનું કુટુમ્બ वसुधैव कुटुम्बकम् બનાવી વરસીદાનનું સૌભાગ્ય પ્રાપ્ત કરી જાય છે.

## ધનવાન બની જવાથી દાનવીર બની શકાતું નથી

જે અમીરોએ-ધનવાનોએ દાનાંતરાય કર્મનો ક્ષય કર્યો હોય તેને દાન કરવાનું સૌભાગ્ય મળે છે. દુનિયામાં ધનવાનો તો ઘણાં છે. સૌ ધનવાન જો દાન કરતા બની જાય તો સંસારમાં કોઈ દુઃખી જ ન રહે!

ભારત દેશ ધનવાન દેશ નથી. ધન-સમૃધ્ધિનો સ્વામી તો અમેરિકા દેશ છે. ત્યાં કેટલા ધનકુબેરો છે. જેને પોતાના ધનની ગણતરી થઈ શકતી નથી તેવા કુબેરો પણ ત્યાં વસે છે. તેઓ સૌ પોતાના દેશના ગરીબો કે દુઃખીઓ માટે દયા લાવી દાન કરે તો ? કોઈ દુઃખીઓ રહેવા ન પામે! આજના ધનવાનો સૌ દાનેશ્વરી નથી હોતા પરંતુ ઘણા ભાગના તો ભૌતિક સુખના વાંચ્છુ હોય છે. તેનો ઉપયોગ ભોગ-વિલાસ અને વૈભવની બુધ્ધિ માટે જ કરતાં હોય છે. આજના ધનવાન દેશો પોતાની સમ્પત્તિનો વધારે ખર્ચ ખગોળના સંશોધનમાં કરી રહ્યા છે. ચંદ્ર ઉપર એપોલો અને મંગળ ઉપર વાયકીંગ મોકલવામાં કેટલા અરબ ડોલરનું ખર્ચ થયું હશે ? વિશ્વશાંતિના ચાહક દેશોએ વિશ્વના લોકોના દુઃખ દૂર કરવા માટે આ ધન રાશિનો સદુપયોગ કર્યો હોય તો ખરેખર વિશ્વમાં શાંતિની સ્થાપના થઈ જાય ધનનો ત્યાગ કરવો એ સહેલી વાત નથી. પૂર્વજન્મમાં અંતરાયો તોડી હોય તો આ જિંદગીમાં તેના ફળ મળી શકે છે.

આજે વાત ચાલે છે વરસીદાનની. વરસીદાનની ક્રિયા તો માત્ર તીર્થંકર પદને લાયક આત્મા જ કરી શકે છે. જ્યારે તીર્થંકરનો જીવ સંસાર છોડી ચારિત્ર્ય -પ્રવજ્યાને માર્ગે પ્રયાણ કરવા તૈયાર થાય છે ત્યારે તેઓ વરસીદાન કરે છે. આજે વ્યવહારમાં કોઇપણ ભાઈ કે બેન સંસારનો ત્યાગ કરી દીક્ષા અંગીકાર કરવા તૈયાર થાય છે ત્યારે તેઓ દીક્ષા લેવા જતાં એક દિવસ બે ત્રણ કલાક સુધી ચાવલ-બદામ પૈસા વગેરેનું ચાલુ વરઘોડામાં હાથેથી ઉછાળતા દાન કરે છે. તેને વરસીદાન કહેવાય છે.

હમણાં આપણે ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણ કલ્યાણ નિમિત્તે પ્રભુના જીવનપ્રસંગોને યાદ કરવામાં રહ્યા હતા. હવે જ્ઞાતા ધર્મકથાંગ સૂત્રની મલ્લીનાથ ભગવંતની વાત યાદ કરવાની છે. મલ્લીકુમારીએ છએ રાજવીઓને પોત-પોતાના દેશમાં મોકલ્યા છે. તેઓ ત્યાં રહી એક વર્ષ સુધીમાં રાજ્યની વ્યવસ્થા કરવામાં રોકાયા છે. અહીં મલ્લી પોતે પોતાના પિતાજીના રાજ્યમાં ત્યાગ ઉત્કૃષ્ટ આરાધના માટે તૈયાર થઈ રહ્યા છે.

तेणं कालेणं तेणं समएणं सक्कस्स आसणं चलइ, तएणं...ओहिणा आमोएइ... मल्ली अरहा निक्खमिस्सामित्ति मणं पहारेइ।

તે કાળ અને તે સમયમાં ઇંદ્રનું આસન ડોલી ઉઠયું. બધા દેવોમાં પરમ ઐશ્વર્યવાન દેવરાજ ઈંદ્રે જ્યારે પોતાનું આસન ડોલતું જોયું ત્યારે તેઓએ અવધિ જ્ઞાનના ઉપયોગથી મલ્લી અરહંતને જોયા કે જંબુદ્વીપના ભરતક્ષેત્રની મિથિલાનગરીના કુંભક રાજાના ભવનમાં મલ્લી નામના અરિહંત પ્રભુ "હું દીક્ષા ધારણ કરીશ" આ પ્રમાણે વિચાર કરી રહ્યા છે.

तं जीयमेयं तीयपच्चुपन्नमणा... अत्थसंपयाणं दलित्तए।

ત્રિકાળવર્તી દેવેન્દ્રોનો પરંપરાથી ચાલતો આવેલો આ પ્રમાણેનો આચાર છે કે તેઓ દીક્ષા લેવા માટે તૈયાર થયેલા તીર્થંકર પ્રભુઓના માતા-પિતાઓને અર્થ સંપત્તિ અર્પણ કરે તે પ્રમાણે ઈન્દ્ર અર્થ સમ્પત્તિ અર્પે છે. तंजहा-

तिण्णेव य कोडिसया अट्ठासीति च होंति कोडिओ।
असीति च सयसहस्सा इंदा दलयंति अरहाणं॥

તેનું પ્રમાણ આ પ્રમાણે છે. ત્રણસો કરોડ ઈકિયાસી કરોડ અને એંશી લાખ સ્વર્ણમુદ્રાઓ, વરસીદાન (વાર્ષિકદાન)માં તીર્થંકરોના નિષ્ક્રમણના સમયે આટલું દ્રવ્ય ઈન્દ્ર તેમને ઘેર પહોંચાડે છે. શકેન્દ્ર મહારાજે વૈશ્રમણ દેવ કુબેરને બોલાવ્યો અને તેને કહ્યું:

एवं खलु देवाणुप्पिया!.........सयसहस्साइं दलइत्तए।

મિથિલાનગરીના કુંભક રાજાના પુત્રી મલ્લી દીક્ષા અંગીકાર કરવાનો વિચાર કરી રહ્યા છે. આપણો પરંપરાગત વ્યવહાર છે કે તેઓના નિષ્ક્રમણ મહોત્સવ પ્રસંગે ૩,૮૮,૮૦,૦૦૦૦૦ સોનામહોરો વરસીદાન માટે પહોંચાડવી જોઈએ. જાઓ અને પહોંચાડો.

જુઓ! મલ્લીના પુણ્યની પરાકાષ્ઠા કેટલી છે. દેવો અને દેવેન્દ્રો તેમના માટે કેટલી તૈયારી કરી રહ્યા છે: તેમના માતા-પિતાને કશીયે ચિંતા ન હોય.

तं गच्छह णं....तहणं...पडिसुणेह...अत्थसंपयाणं साहरेइ।

શકેન્દ્ર આજ્ઞાથી કુંભક દેવો આવ્યા આજ્ઞા શીરોધાર્ય કરી દેવેન્દ્રની ઇચ્છા પ્રમાણે કાર્ય સંપૂર્ણ કરી લીધું અને કુંભક રાજાના ભંડારમાં સોનામહોરો મૂકી દીધી.

तएणं मल्ली अरहा!...अत्थ संपदाणं दलयइ। तएणं सेकुंभए...आगच्छइ। पंथिया...गिहित्थावा...विहरंति...तएणं मिहिलाए...परिवेसिज्जेइ। वरवरिया... निक्खमणे ...तहेणं मल्ली अरहा ..निक्खमामित्ति मणं पहारेइ।

આ કેવી કર્તવ્યની પરંપરા છે? કેવા આજ્ઞા દાતા અને તેના પાલક કેવા આજ્ઞાંકિત દેખાય છે? આજના વિષમ કાળમાં કર્તવ્ય ભૂલાઈ ગયું છે. ઘણા લોકો કોઈને દાન-પુણ્યની વાત યાદ દેવડાવે છે. શેઠ! "તમે ગયા પર્યુષણમાં તો પાંચ હજાર રૂ. નું દાન કર્યું હતું. હવે આ પર્વમાં શું ઈચ્છા છે?" ઘણા લોકોને આ વાતથી દુઃખ લાગી જાય છે. તેઓ બોલી ઉઠે છે: "તમારે કહેવાની અને પૂછવાની શું જરૂર છે? મારી ઇચ્છા તો આ વખતે દશહજાર વાપરવાની હતી. તમે કીધું કેમ? હવે મારે કાંઈ વાપરવું નથી!" આવા માણસોને આપણે શું કહેવાનું હોય? દાન કરવું છે કે નથી કરવું એ યાદ કરાવવું તે પણ ખરાબ! દાન કોના કોના ભાગ્યમાં હોય? તમારો આત્મા રૂડો છે કે કોઈ તમોને દાનની પ્રેરણા કે યાદ આપે! નહીં તો આવો અવસર ક્યારે મળે? કોઈ યાદ કરાવે તો સદ્ભાગ્ય સમજવું કે દુર્ભાગ્ય ગણવું!

અહીં શક્રેન્દ્ર મહારાજની આજ્ઞાથી કુંભક રાજાના ખજાનામાં અઢળક ધન આવી ગયું છે. હવે મલ્લી અરહંત પ્રભુએ દરરોજ સવારથી લઈને બપોર સુધી ઘણા સનાથોને, અનાથોને, પાંથોને અને પથિકોને, ખપ્પર ધારીઓને, કન્યાધારીઓને એકવર્ષ સુધી એક કરોડ એંશી લાખ સોનામહોરો આપી. કુંભક રાજાએ મિથિલા નગરીમાં બધે અવાનીરપુર વગેરેમાં તે પ્રદેશોમાં રાજમાર્ગ વગેરે રસ્તાઓમાં ઘણા રસોઈ ઘરો બનાવી. ત્યાં ઘણા રસોઈયાઓ દ્વારા ચારે પ્રકારના ભોજનો વગેરે તૈયાર કરાવવામાં આવ્યા હતા. રસોઈયાઓને તેના માણસો વગેરેને ત્યાંથી ભોજન અને પગાર પણ મળતો હતો. ગમે તેવા માણસો આવે તેને ત્યાંથી અવશ્ય ભોજન મળતું હતું.

સોનામહોરોનું દાન અને ભોજન પામેલા નાગરિકોના ટોળે ટોળા એકઠા થઈને આશ્ચર્ય પામતાં અને એકબીજાને વાત કરતા હતા કે હે દેવાનુપ્રિયો! કુંભક રાજાના મહેલમાં સર્વેન્દ્રિય સુખજનક અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય રૂપ ચાર જાતનો આહાર ઘણા શ્રમણો, બ્રાહ્મણો, સમાગતો, સનાથો, અનાથો અને પાંથિકો વગેરેને માટે ઇચ્છા મુજબ આપવામાં આવે છે.

સુર, અસુર, દેવ, દાનવ અને નરેન્દ્રોવડે પૂજ્ય તીર્થંકરોના નિષ્ક્રમણના સમયે "માંગો, માંગો" આ જાતની ઘોષણા કરવામાં આવી છે, અને ઘણી જાતનું 'किमिच्छक' (તમારી શું ઈચ્છા છે?) દાન પણ આપવામાં આવે છે.

આવી રીતે હવે મલ્લી અરહંતે એક વર્ષમાં આટલી સોનામહોરો, તીર્થંકરોના નિષ્ક્રમણની પરંપરાનુસાર, દાનકરીને દીક્ષાગ્રહણ કરીશ આવો ચોક્કસપણે મનમાં વિચાર કર્યો.

તીર્થંકરોના વરસીદાનમાં સૌ કોઈ દાન મેળવી પોતાના જીવનશ્રેયનો ગૌરવ અનુભવે છે. આજની પરંપરામાં પણ દીક્ષાર્થીના હાથે કરાતું વરસીદાન પણ સર્વે લોકો મેળવવા પુરુષાર્થ કરે છે. મેળવેલું દાન લોકો સમજદારીથી પોતાના ઘેર સાચવીને રાખી મુકે છે અને સમયે દાનની વસ્તુને જોઈ દીક્ષાર્થીના ત્યાગનું સ્મરણ કરે છે.

વરસીદાન અને ભોજન ક્રિયા ઉપરથી જાણી શકાય છે કે દેવેન્દ્રે અને દેવોએ તેની ફરજ બજાવી રાજાના ઘરમાં ધન મુકયું. મલ્લીએ પોતાનું કર્તવ્ય સંભાળી વરસીદાન કર્યું. રાજા કુંભકે સૌને ભોજન જમાડી પોતાની ઉદારતા અને લોકો પ્રતિની મમતા–વત્સલતાનું દર્શન કરાવ્યું, હવે લોકાંતિક દેવો મલ્લીને શું પ્રેરણા કરશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૧૦૪

# જ્ઞાન પંચમીનો મહિમા

(કારતક સુદ ૫ તા. ૨૭–૧૦–૭૬ બુધવાર)

અનંત જ્ઞાની વીર જીનેશ્વર પ્રભુએ જ્ઞાન–પ્રકાશની જ્યોત પ્રગટાવી જગત જીવોના અજ્ઞાન–અંધકારને દૂર કરી પરમ ઉપકાર કર્યો છે.

આજે જ્ઞાન પંચમીનો માંગલિક પર્વ દિવસ છે. આ આત્માએ અનંત કાળ થયા આવા જ્ઞાન મંગલ તત્ત્વની વિરાધના કરી અનંત અજ્ઞાનનો સંગ્રહ કરેલો છે. જેનાથી પોતાનું મહાન અહિત થયું છે. મોટામાં મોટી કોઈ વિરાધના હોય તો જ્ઞાન વિરાધના ગણાય છે. જ્ઞાન વગર જીવનનો વિકાસ નથી. જ્ઞાન એ જીવન પ્રગતિનું ઉત્તમોત્તમ મંગળ સાધન છે. તેના અભાવમાં આ આત્માને અનંત કાળ સુધી સંસારમાં રખડવું પડે છે.

જ્ઞાનનો પુરુષાર્થ માનવ જિંદગીમાં થઈ શકે છે.
જ્ઞાનની સમ્યકતા આ જિંદગીમાં મેળવી શકાય છે.
જ્ઞાનની સમૃદ્ધિ મનુષ્ય લોકમાં પ્રાપ્ત થાય છે.
જ્ઞાનની આરાધના માનવ ભવમાં બની શકે છે.
જ્ઞાનની સર્વજ્ઞતાનું મંગળ પાત્ર માનવ ગણાય છે.

માનવ અનંત શક્તિનો નિધિ છે. પરન્તુ તેણે પોતાની શક્તિનો યોગ્ય પ્રયોગ કર્યો નથી. તમો મુંબઈના નિવાસી છો. અહીં જૈનોના હજારો કુટુમ્બો વસે છે.

પ્રતિ વર્ષ પર્યુષણ પર્વ આવે છે. કેટકેટલી તપશ્ચર્યાઓ થાય છે. તમોએ આ વર્ષે પણ જોયું કે નહિ નાના-નાના આઠ-દશ વર્ષના સંતાનો અઠ્ઠાઈ આદિની તપશ્ચર્યા કરી શકયા અને મોટી ઉમંરના ઘણાંઓ રહી પણ ગયા. આ શું છે ? શક્તિનો વિશ્વાસ અને પોતાની શક્તિનો પ્રયોગ ! ! !

તમો તમારી શક્તિને ખર્ચી મુંબઈ જઈ લાખો રૂપિયાની સંપત્તિ મેળવો જ છો ને ? વ્યવહારમાં ભૌતિક સંપત્તિ માટે કેટલો પુરુષાર્થ કરો છો ? પરન્તુ આધ્યાત્મ માર્ગ જ્ઞાન-ધન માટે શું કર્યું ? જ્ઞાન-સંપત્તિ માટે કેટલી ઉદાસીનતા છે ? જ્ઞાન વિના મુકિતની સાધના સફળ થઈ શકતી નથી. અભયકુમાર શાલીભદ્રકુમાર અને ધન્યકુમાર જેવા વૈભવશીલ વ્યકિતઓએ નિતરતા યૌવનમાં મુકિતની સાધના કરી હતી. તેઓ કેવા હતા ? કોણ હતા ? તમારા જેવા જ માનવ હતા. શું આ લોકોમાં શકિત હતી તો તમારામાં નથી ?

**અરે ! માનવ તો અનંત શકિતનું વિરાટ પ્રાણી છે.**

જ્ઞાનએ આત્માનો ગુણ છે. જ્ઞાન બહારથી આવતું નથી. જ્ઞાન આત્માની અંદર જ છે. તેને પ્રગટ કરવા માટે સમ્યક્ પુરુષાર્થની જ જરૂર છે. જ્ઞાન વિના ધર્મનું પાલન કઈ રીતે કરી શકશો ? પ્રભુએ કહ્યુ છે : **पढम नाण तओ दया** પ્રથમ જ્ઞાન મેળવો, જેથી જીવ-અજીવનું ભાન થશે. જીવનું જ્ઞાન થશે તો જીવની દયા પાળવાનું મન થશે. આપણો આત્મા જ્ઞાનનો સમ્રાટ છે. પરન્તુ તેને પોતાની શકિતનો પરિચય મેળવ્યો નથી. અરે, આજના બુધ્ધિમાનો વ્યાપાર માટે જયારે બજારમાં જાય છે ત્યારે બજારોને પણ ધ્રુજાવી દે છે.

કલકત્તામાં સોહનલાલ દુગ્ગડ નામના એક શ્રીસંત, ધર્મ પ્રેમી વેપારી હતા. તેઓ જ્યારે બજારમાં જાય ત્યારે વેપારી બજાર તો ધ્રુજવા લાગે તેઓ ઘણા સાહસી હતા. તેઓ સટો કરતા હતા. તેઓ લાખો રૂપિયા કમાઈ જાણતા હતા સાથે લાખો રૂપિયા સન્માર્ગે વાપરી પણ શકતા હતા. તમો સૌમાં શકિત ભરી પડી છે. તેનો પરિચય મેળવો, વિશ્વાસ કેળવો અને તેનો સન્માર્ગે પ્રયોગ કરો. જુઓ ! તમો જીવન જીવી ધન્ય બની જશો.

આજે જ્ઞાન પંચમીનો દિવસ છે. આપણે જ્ઞાનની વાત કરવી છે. જ્ઞાન એટલે શું ? જ્ઞાનનો સીધો અર્થ છે જાણવું. કોઈ તમોને કોઈ ચીજ-વસ્તુ માટે પૂછે કે આ શું છે ? તમો તુરત બોલી ઉઠશો કે મને ખબર નથી ! જુઓ, આ સામેની દિવાલમાં સૂર્યના કિરણો ચિત્રીને બતાવ્યા છે. તેમાં દશ શબ્દો પણ લખ્યા છે. તે શું છે ? તમારામાંથી કોઈ કહી શકે તેમ છે કે આ દશ શબ્દો શું છે ? સાંભળો, જો હું કહું છું : આ શબ્દો દશ પ્રકારના યતિ ધર્મનુ દર્શન કરાવે છે. ૧. ક્ષમા,

૨. સંતોષ, ૩. સરલતા, ૪. વિનય, ૫ લઘુતા, ૬. સત્ય, ૭. સંયમ, ૮. તપ, ૯. ત્યાગ, ૧૦. બ્રહ્મચર્ય. જે સાધક આ દશ પ્રકારના ધર્મમાં રમણ કરે તેને સાધુ (યતિ) કહેવાય છે. આ દશ ધર્મોથી મુકિતની સાધના થાય છે. તમો આ બધા જ્ઞાનથી અજાણ જ છોને? નંદી સૂત્રમાં પાંચ પ્રકારના જ્ઞાનનું વર્ણન છે. આજે જ્ઞાન પચંમીના દિવસે જ્ઞાન સાધના કરવી છે. જેથી જ્ઞાન સંબંધી વિવેચન સાંભળવું જોઈએ.

**જ્ઞેય**-જાણવા યોગ્ય જે સાચા પદાર્થ છે તેને જ્ઞેય કહેવાય છે. **જ્ઞાન**-તે જીવનો ઉપયોગ, જીવનું લક્ષણ, જીવના ગુણનું જાણપણું તેને જ્ઞાન કહેવાય છે. **જ્ઞાની**-જાણે ને, જાણવાવાળો જીવ-અસંખ્યાત પ્રદેશી આત્મા તે જ્ઞાની કહેવાય છે.

**જ્ઞાન એટલે શું ?** જેણે કરી વસ્તુને જાણીએ તે જ્ઞાન, જે થકી વસ્તુને જાણીએ તે જ્ઞાન, જેને વિષે વસ્તુને જાણીએ તે જ્ઞાન કહેવાય છે.

**જ્ઞાનના કેટલા ભેદ છે ?** **मतिश्रुताऽवधिमन : पर्याय केवलानिज्ञानम्** ૧. મતિજ્ઞાન, ૨. શ્રુતજ્ઞાન, ૩. અવધિજ્ઞાન, ૪. મનઃપર્યવ જ્ઞાન, ૫. કેવળજ્ઞાન, જ્ઞાનના આ પાંચ ભેદ છે.

૧. **મતિજ્ઞાન**-પાંચ ઈન્દ્રિય અને છઠ્ઠા મનથી થવાવાળું જ્ઞાન તેને મતિ જ્ઞાન કહેવાય છે. તેના બે પ્રકાર છે. ૧. **શ્રુતનિશ્રીત**-જે સાંભળેલું હોય તે વચનના અનુસાર મતિનો વિસ્તાર થાય. તેના પણ ચાર ભેદ છે. ૧. **અવગ્રહ**, ૨. **ઈહા**, ૩. **અવાય** અને ૪. **ધારણા**. અવગ્રહના બે ભેદ છે. એક અર્થાવગ્રહ અને બીજા વ્યંજનાવગ્રહ. વ્યંજનાવગ્રહના ચાર ભેદ છે.

૧. **શ્રોતેન્દ્રિય વ્યંજનાવગ્રહ**-કાન વડે શબ્દના પુદ્ગલને ગ્રહણ કરવા તે.

૨. **ઘ્રાણેન્દ્રિય વ્યંજનાવગ્રહ**-નાક વડે ગંધના પુદ્ગલને ગ્રહણ કરવા તે.

૩. **રસેન્દ્રિય વ્યંજનાવગ્રહ**-જીભ વડે રસના પુદ્ગલને ગ્રહણ કરવા તે.

૪. **સ્પર્શેન્દ્રિય વ્યંજનાવગ્રહ**-શરીર વડે સ્પર્શના પુદ્ગલને ગ્રહણ કરવા તે.

ચક્ષુઓ અને મન તે રૂપાદિ પુદ્ગલને સામે જઈ તેને ગ્રહણ કરે છે. જેથી તે બંનેનો વ્યંજનાવગ્રહ થતો નથી.

અર્થાવગ્રહના છ ભેદ છે.

૧. **શ્રોતેન્દ્રિય અર્થાવગ્રહ**-જે કાન વડે શબ્દના અર્થને ગ્રહણ કરે તે.

૨. **ચક્ષુરીન્દ્રિય અર્થાવગ્રહ**-જે આંખ વડે રૂપના અર્થને ગ્રહણ કરે તે.

૩. **ઘ્રાણેન્દ્રિય અર્થાવગ્રહ**-જે નાક વડે ગંધના અર્થને ગ્રહણ કરે તે.

૪. **રસેન્દ્રિય અર્થાવગ્રહ**-જે જીભ વડે રસના અર્થને ગ્રહણ કરે તે.

૫. **સ્પર્શેન્દ્રિય અર્થાવગ્રહ**-જે શરીર વડે સ્પર્શના અર્થને ગ્રહણ કરે તે.

૬. **નોઈન્દ્રિય અર્થાવગ્રહ**-જે મન વડે દરેક પદાર્થના અર્થને ગ્રહણ કરે તે.

આવી રીતે વ્યંજનાવગ્રહના ચાર ભેદ અને અર્થાવગ્રહના છ ભેદ મળી **અવગ્રહના** દશ ભેદ થાય છે. અવગ્રહ વડે સામાન્ય પ્રકારે અર્થને ગ્રહણ કરવામાં આવે છે. પરન્તુ તે જાણી શકે નહિ કે એ કોનો શબ્દ યા ગંધ વગેરે છે. ત્યાર પછી ઈહા મતિજ્ઞાનમાં પ્રવેશ થાય છે. **ઈહા**-ઈહામાં એવો વિચાર થાય કે આ અમુકનો શબ્દ યા ગંધ હોવી જોઈએ. તેનો નિશ્ચય થાય નહીં. ત્યાર પછી અવાય મતિજ્ઞાનમાં પ્રવેશ થાય છે. **અવાય**-અવાયમાં નિશ્ચય થાય છે કે આ અમુકનો જ શબ્દ યા ગંધ છે. ત્યાર પછી ધારણા મતિજ્ઞાનમાં પ્રવેશ થાય છે. **ધારણા**-ધારણામાં એવો વિચાર થાય કે આ શબ્દ યા ગંધ અમુક પ્રકારની હતી.

આ વાતને સમજી લીધા પછી આવી રીતે ઈહાના છ ભેદ થાય છે. અવાયના છ ભેદ થાય છે. અને ધારણાના છ ભેદ થાય છે. આ અઢાર અને ઉપર કહ્યા તે દશ મળીને મતિજ્ઞાનમાં કુલ ભેદ ૨૮ ગણવામાં આવ્યા છે. **અશ્રુત નિશ્રીત** જે સાંભળ્યું નહિ હોય કે જોયું પણ નહોય છતાં તેમાં મતિ વિસ્તારને પામે છે. જેને આપણે બુધ્ધિ કહીએ છીએ.

બુધ્ધિ ચાર પ્રકારની હોય છે. ૧. **ઔત્પાતિકા બુધ્ધિ**, ૨. **વૈનયિકા બુધ્ધિ**, ૩. **કાર્મિકા બુધ્ધિ**, ૪. **પારિણામિકા બુધ્ધિ.** આ ચાર પ્રકારની બુધ્ધિનું વર્ણન થઈ ગયું છે. સમ્યગ્દૃષ્ટિની મતિને મતિજ્ઞાન કહેવાય છે અને મિથ્યાદૃષ્ટિની મતિને મતિઅજ્ઞાન કહેવાય છે.

૨. **શ્રુતજ્ઞાન**-પાંચ ઈન્દ્રિય અને છઠ્ઠા મનથી થનારા જ્ઞાનની સાથે શબ્દોલ્લેખ દ્વારા જે વિશેષ જ્ઞાન થાય છે તે.

શ્રુત જ્ઞાનના ૧. **અક્ષરશ્રુત**, ૨. **અનક્ષરશ્રુત**, ૩. **સંજ્ઞીશ્રુત**, ૪. **અસંજ્ઞીશ્રુત**, ૫. **સમ્યક્શ્રુત**, ૬. **મિથ્યાશ્રુત**, ૭. **સાદિકશ્રુત**, ૮. **અનાદિકશ્રુત**, ૯. **સપર્યવસિતશ્રુત**, ૧૦. **અપર્યવસિતશ્રુત**, ૧૧. **ગમિકશ્રુત**, ૧૨. **અગમિકશ્રુત**, ૧૩. **અંગ પ્રવિષ્ટશ્રુત**, ૧૪. **અનંગ પ્રવિષ્ટશ્રુત**. આ ચૌદ ભેદનું વર્ણન આગળમાં કહેવાય ગયું છે.

મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પરસ્પર ક્ષીરનીરની જેમ મળેલા છે. મતિજ્ઞાનના જેવો અર્થ બીજા શબ્દોથી પણ થાય છે જેમ કે :-**મતિ, સ્મૃતિ, સંજ્ઞા, ચિંતા** અને **અભિનિબોધ** આ પાંચે મતિજ્ઞાનના પર્યાયવાચી શબ્દો છે. મતિજ્ઞાન કારણ છે અને શ્રુત જ્ઞાન કાર્ય છે. શા માટે ? તો કહે છે કે મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ

કારણને બહિરંગ કારણ કહેવાય છે. અંતરંગ કારણ તો શ્રુતજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ હોય તો જ શ્રુતજ્ઞાન થાય છે.

૩. **અવધિજ્ઞાન**–જે જ્ઞાનરૂપી પદાર્થોને મર્યાદિત રીતે જાણે અને દેખે તેને અવધિજ્ઞાન કહેવાય છે. તેના બે ભેદ બતાવ્યા છે.

૧. **ભવપ્રત્યયિક**–જે જ્ઞાન ઉત્પન્ન થવાના ભવથી અંત સુધી રહે તે જ્ઞાન નારકી અને દેવને હોય છે.

૨. **ક્ષાયોપશમિક**–જે જ્ઞાન ક્ષમાદિક ગુણવંત અણગારને ઉત્પન્ન થાય અથવા સંજ્ઞી મનુષ્ય અને સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિયને ક્ષયોપશમ ભાવથી ઉત્પન્ન થાય છે. તેના ૧. **અનુગામિક**, ૨. **અનાનુગામિક**, ૩. **વર્ધમાનક**, ૪. **હાયમાન**, ૫. **પ્રતિપાતિ**, ૬. **અપ્રતિપાતિ**. છ પ્રકાર બતાવ્યા છે. જેનું વર્ણન આગળ કહેવાઈ ગયું છે.

૪. **મનઃપર્યવજ્ઞાન**–સંજ્ઞી જીવોનું ચિંતવેલ મનોવર્ગણારૂપ દ્રવ્યને પ્રત્યક્ષ રૂપે જાણનારૂં જ્ઞાન તે મનઃ પર્યવજ્ઞાન કહેવાય છે. તેના બે ભેદ છે. ૧. **ઋજુમતિ**, ૨. **વિપુલમતિ**.

મનના ચાર પ્રકાર છે.

૧. **લબ્ધિમન** :–તે અનુત્તરવાસી દેવોને હોય છે

૨. **સંજ્ઞામન** :–તે સંજ્ઞી મનુષ્ય અને તિર્યંચને હોય છે.

૩. **વર્ગણામન** :–તે નારકી અને અનુત્તર વિમાનવાસી દેવો સિવાય બીજાને હોય છે,

૪. **પર્યાયમન** :–તે મનઃપર્યવ જ્ઞાનીને હોય છે.

માનસિક ભાવોને સામાન્ય રીતે જાણનારા જ્ઞાનને ઋજુમતિ કહેવાય છે અને વિશેષ પ્રકારે ભેદ, પ્રભેદથી જાણે તેને વિપુલમતિ કહેવાય છે.

મનઃપર્યવ જ્ઞાની અઢી દ્વીપમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિયના મનોગત ભાવનેજાણે છે. અનુમાનથી જેમ ધૂમાડો દેખી અગ્નિનો નિશ્ચય થાય તેમ મનોગત ભાવને દેખે છે.

૫. **કેવળજ્ઞાન**–લોકાલોકના સર્વ ભાવોને એક સાથે જાણે અને દેખે તેને કેવળજ્ઞાન, કેવળદર્શન કહેવાય છે.

કેવળજ્ઞાનના બે ભેદ છે. ૧. **ભવસ્થ કેવળજ્ઞાન**, **સિદ્ધ કેવળ જ્ઞાન**. ભવસ્થ કેવળજ્ઞાનના પણ બે ભેદ છે. ૧. **સયોગી ભવસ્થ કેવળજ્ઞાન** અને ૨. **અયોગી ભવસ્થ કેવળજ્ઞાન**. સિદ્ધ કેવળજ્ઞાનના બે ભેદ છે. ૧. **અનંતર સિદ્ધ કેવળજ્ઞાન**

૨. પરંપર સિદ્ધ કેવળજ્ઞાન. કેવળજ્ઞાનના ચાર પ્રકાર પણ છે. ૧. દ્રવ્યથી કેવળજ્ઞાની સર્વ રૂપી અને અરૂપી દ્રવ્ય જાણે દેખે. ૨. ક્ષેત્રથી કેવળજ્ઞાની સર્વક્ષેત્ર (લોકાલોક) ની વાત જાણે દેખે. ૩. કાળથી કેવળજ્ઞાની ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળની વાત જાણે દેખે. ૪. ભાવથી કેવળજ્ઞાની સર્વરૂપી અરૂપી દ્રવ્યના સર્વ ભાવોને સર્વ પ્રકારે જાણે દેખે. કેવળજ્ઞાન આવરણ રહિત વિશુદ્ધ લોકાલોક પ્રકાશક એક જ પ્રકારે સર્વ કેવળીને હોય છે.

મતિજ્ઞાનના ૨૮, શ્રુતજ્ઞાનના ૧૪, અવધિજ્ઞાનના ૬, મનઃપર્યવ જ્ઞાનના ૨, અને કેવળજ્ઞાનનો એક એમ પાંચેના મળીને કુલ જ્ઞાનના ૫૧ ભેદ ગણાય છે.

આજે જ્ઞાન પંચમીનો દિવસ છે. नमो नाणस्स પદની આરાધના કરવી જોઈએ. આ જીવે सुयस्स, सुयदेवयाए અને वायणायरियस्स आसायणाए શ્રુતની, શ્રુત દેવતાની અને વાચનાચાર્યની આશાતના કરી છે. આ આશાતનાઓ દૂર કરવા જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાન સાધનોનો વિનય, ભક્તિ, બહુમાન અને આદર કરવો જોઈએ. કારણ કે કહ્યું છે :

**જ્ઞાન એ કામ કુંભ સમ છે, જ્ઞાન એ કલ્પવૃક્ષ છે.**
**જ્ઞાન એ કામદુઘા ધેનુ છે, જ્ઞાન એ ચિંતામણિ છે.**

અજ્ઞાનને ટાળવા માટે જ્ઞાનની ઉપાસના અને ભક્તિ કરવી જોઈએ. જુઓ, આજે ઉપરની ગેલેરીમાં જ્ઞાન પંચમી નિમિત્તે એક જ્ઞાન પ્રદર્શનનું આયોજન કરવામાં આવ્યું છે. તેમાં આપણા જૈન આગમ–સૂત્રો છે. તેમાં જૈન ગ્રંથો અને સાહિત્ય છે. જેમાં જ્ઞાન નિધિ સમાયો છે. અનેક સુવાક્યોના પડદા, બોર્ડ, બુકના તોરણ નાની નાની બુકલેટ, ચૌદ સ્વપ્ન, અષ્ટમંગળ, મહાવીર જીવન પરિચાયક ચિત્રાવલી, જીવદયા ચિત્રાવલી વગેરે અનેક ચીજો જ્ઞાન બોધક છે. તમારા ધર્મમાં જ્ઞાન માટે કેટલા સાધનો છે. તમોએ કોઈ દિવસ તમારા જ્ઞાનના સાધનોના ખજાનાને જોયો છે. જૈનો પાસે તો અપૂર્વ જ્ઞાન ભંડારો છે. જેમાં વર્ષો જુની હસ્તલિખિત નમુનેદાર પ્રતો છે. ઘણી જગ્યાએ તાડપત્રો ઉપર લખાયેલી પ્રતોના નમુનાઓ પણ છે. તમોને પૈસા કમાવામાંથી નવરાશ મળે તો તમો આ બધું જોઈ શકો, જાણી શકો અને જીવનમાં ઉતારી શકો. ખરેખર જ્ઞાન વિના જીવન આંધળું છે.

લોર્ડ ચેસ્ટર ફીલ્ડે કહ્યું છે કે જ્ઞાન આપણા માટે મોટી ઉંમર થયે સુખદ અને જરૂરી સહારો આપે છે, આપણે જો તેને બચપણથી વાવીએ નહિ તો જ્યારે વૃદ્ધ થઈએ ત્યારે તે છાયડો આપશે નહિ.

જ્ઞાન આશાતનાનું ફળ–જ્ઞાનની આશાતના કરવાથી બુદ્ધિ મળતી નથી. સ્મરણ શક્તિ જતી રહે છે. ઈન્દ્રિયોની તેજસ્વીતા મળતી નથી. શરીરમાં ઘણી ખોડ રહી

જાય છે. દક્ષતા, કુશળતા, ચતુરતા આ બધા સદ્‌ગુણો તો દેવ-ગુરુ-ધર્મની ભક્તિ અને વિનય કરવાથી મળે છે.

તમો ક્યારેય પણ જૈન ધર્મની અવહેલના ન કરશો. તમારા ધર્મગુરુનો ક્યારેય પણ અવિનય ન કરશો. શાસનદેવના પરમોપકારને ક્યારેય પણ ભૂલશો નહિ. જ્ઞાન અને જ્ઞાની જનોની આશાતના ઘણી ભયંકર બતાવવામાં આવી છે. જેથી સર્વ પ્રકારે આશાતનાઓ ટાળી આરાધના કરતા શીખવું જોઈએ.

આપણી પાસે કેટલા કર્મોનો સ્ટોક (સત્તા) છે. તેને દૂર કરવા માટે જ્ઞાનની જરૂર છે. જો કશુંયે જાણવામાં નહિ આવે તો પુરુષાર્થ શાનો કરશો? કહ્યું છે : ज्ञानाग्नि: सर्व कर्माणि भस्मसात् कुरुते જ્ઞાન અગ્નિ આપણા સર્વ કર્મોને બાળીને ભષ્મ કરે છે. જેથી જ્ઞાનમાર્ગે પુરુષાર્થ કરવામાં આવે તો આ જીવ સ્ફટિક સમાન ઉજ્જવળ અને નિર્મળ બની જાય છે.

જ્ઞાનપંચમીનું બીજું નામ સૌભાગ્ય પંચમી પણ છે. આ જીવનું પરમ સૌભાગ્ય ત્યારે જ ગણાય છે કે જ્યારે આ આત્મા પંચમમ્ જ્ઞાન કેવળ જ્ઞાનની પ્રાપ્તિ કરે ! ! ! ! !

આજના દિવસે જ્ઞાન પંચમીની સાધના કરતાં ચૌવિહારો ઉપવાસ કરવો જોઈએ. બંને વખત પ્રતિક્રમણ કરવું જોઈએ. આ જ્ઞાન પંચમીની ઘણા લોકો સાડા પાંચ વર્ષ સુધી સુદ પાંચમના પૌષધોપવાસ સાથે આરાધના કરી ધન્ય બને છે.

તમો સૌ આજે જ્ઞાનગુણની ભક્તિ કરજો. જ્ઞાનીજનોનો વિનય કરજો. જ્ઞાન સાધનોને વસાવી પુણ્યશાળી બનશો. ખાસ વાત તો એ છે કે આજે અલ્પાંશે પણ આત્મ પરિણામી નવું જ્ઞાન શીખવાનો પુરુષાર્થ અવશ્ય કરશો.



## ૧૦૫

# મલ્લીનો દીક્ષા અભિષેક

(કારતક સુદ ૬ તા. ૨૮-૧૦-૭૬ ગુરુવાર)

તીર્થંકર પ્રભુએ સંયમ ધર્મની મંગળ પ્રેરણા કરી છે. આપણે ત્યાં સંજમને દીક્ષા-પ્રવ્રજ્યા કહેવાય છે. દીક્ષા એ જીવન ઉત્કર્ષનો ધોરી માર્ગ છે.

સ્વર્ગના દેવો અરિહંત પ્રભુની દેશના સાંભળી શકે છે. પ્રભુની ભક્તિ પણ

કરી શકે છે પરન્તુ સંસારનો ત્યાગ કરી સંયમ જીવનની સાધના કરી શકતા નથી. આવા ચારિત્ર્યની પરમ સાધના કરવાનું સૌભાગ્ય તો માત્ર માનવને જ મળેલું છે.

ક્યારેક નાના-નાના સંતાનો ત્યાગ-વૈરાગ્યને પામી દીક્ષાને માર્ગે પ્રયાણ કરતા આપણે જોઈએ છીએ ત્યારે એમ જ થાય કે આ જીવોનો પુરુષાર્થ કેટલો ?

તમોને તો ૫૦-૬૦ વર્ષ સુધી પહોંચવા આવ્યા છતાં હજુ સુધી સંસારની અરૂચી જાગતી નથી. તમોએ સંસાર જોયો છે. જાણ્યો છે અને તેને માણ્યો પણ છે છતાં કેમ મોહ છુટતો નથી ?

મનને માર્યા વિના મોહ છુટતો નથી.
મનને સાધ્યા વિના મોહ છુટતો નથી.
મનને દૃઢ કર્યા વિના મોહ છુટતો નથી.

ક્યારેક તમારા જેવા બોલી ઉઠે છે કે ગુરુ મહારાજ ! અવસર આવશે એટલે દીક્ષા લઈ લેશું ? અવસરની કોને ખબર છે, ક્યારે આવશે ?

## દીક્ષા કોણ લઈ શકે ?

જેને ચારિત્રમોહને દૂર કર્યો હોય તેને દીક્ષા ઉદયમાં આવે છે. જેઓ સંસારના મોહ-માયા છોડી શકે છે તેઓ દીક્ષાની વાત કરી શકે ! દીક્ષા એ કોઈ સામાન્ય વાત નથી.

દીક્ષા એ નાટક કે તમાશો નથી !
દીક્ષા એ બાળકોનો ખેલ નથી !
દીક્ષા એ સીનેમાનો શો નથી !
દીક્ષા એ સર્કસનું દશ્ય નથી !
દીક્ષા એ ટી. વી. ની પ્લેટ નથી !
દીક્ષા એ તો પરમ પુરુષાર્થ છે.

જ્યારે આ આત્માની તૃષ્ણા, મોહ, માયા, મમતા અને રાગની કામના છુટે ત્યારે જ શ્રમણત્વની ભૂમિકામાં પ્રવેશ કરી શકાય છે.

મલ્લીકુમારી સાથે તેના છએ મિત્ર રાજવીઓએ આ બધાનો ત્યાગ કરવા મનને કેટલું મજબૂત બનાવેલું છે તે તો તમો સાંભળી ગયા છો. તેઓ છએ રાજાઓ પોતાના રાજ્યમાંથી મુક્ત થવાની પૂર્ણ તૈયારી કરી રહ્યા છે. દીક્ષાના દિવસો તેમને માટે નજીક આવી રહ્યા છે. તેમનું રાજ-કુટુમ્બ, પરિવાર, પ્રધાનો, રાણીઓ અને અન્ય પરિજનો વગેરે આ રાજવીઓની દીક્ષા માટેના ત્યાગને જોઈ અને તેની વિયોગની કલ્પનાથી ગદ્‌ગદ્‌ બની જાય છે.

રાજવીઓ મનના દૃઢ ભાવો દ્વારા વૈરાગ્ય કેળવી સંસાર ઉપર વિજય મેળવી તૈયાર બની ગયા છે. તેઓએ સંસારના સ્વરૂપને જોયું ખરૂં અને જાણીને માણ્યું ખરૂં પરન્તુ મલ્લીના સત્સંગમાં આવી તેને છોડવાનું પણ કબૂલ્યું છે. તેઓને હવે ખરેખર આ સંસારની જુઠી માયાનું ભાન થઈ ગયું છે.

ચાર દિવસના ચાંદરડા પર, જુઠી મમતા શા માટે ?
જે ના આવે સંગાથે, એની માયા શા માટે ?
આ વૈભવ સાથે ના આવે, પ્યારા સ્નેહી પણ ના આવે,
તુ ખૂબ મથે જાળવવા, એ જોબન પણ ના આવે,
અહીંનું અહીંજ રહેવાનું, એની દોસ્તી શા માટે ?
તે બાંધેલ મહેલ-મહેલાતો, દોલતનું કાલે શું થાશે ?
જવું પડશે જો અણધાર્યું, પરિવારનું ત્યાં શું થાશે ?
સૌનું ભાવી સૌની સાથે, એની ચિંતા શા માટે ?
અહીંનું અહીંજ રહેવાનું, એની દોસ્તી શા માટે ?
સુંવાળી દોરીના બંધન, આજે પ્રેમ થકી બાંધી,
પણ તૂટે તેનું આયુષ્ય, ત્યારે ના શકે કોઈ સાંધી,
ભીડ પડે ત્યાં તડતડ તૂટે, એવા બંધન શા માટે ?

તમે તમારા હૃદયને પૂછો કે તમારી આ ભવની યાત્રા પૂર્ણ થશે ત્યારે તમારી સાથે કોણ આવશે ? પુત્ર-પરિવાર કે વેપાર ધંધો-રોજગાર સંપત્તિ કે ઘરબાર ? શું સાથે ચાલશે ? કેમ, કોઈ જવાબ દેતા નથી ? શું મુંઝાઈ ગયા ? આજે ક્યાં છોડવું છે ? હિંમત રાખો અને આ બધી માયા-મમતાનો વિચાર કરો. આ સંસાર તો ચાર દિવસના ચાંદરડા જેવો છે. તેની માયા શું રાખવી ? જે સંગાથે ન આવે તેની વળી દોસ્તી રાખવી ? તમો જેને અહીં જાળવવા માટે મથો છો તે અહીંનું અહીં જ રહેવાનું છે અને આપણે આ સર્વ છોડી રવાના થઈ જવાનું છે. આ બાંધેલું, બનાવેલું, વસાવેલું, મેળવેલું, જમા કરેલું સંગ્રહી રાખેલું કે પ્રદર્શન માટે રાખેલું પછી ભલે તે જડ હોય કે ચેતન સ્વરૂપ હોય ! પરન્તુ તેને મને કમને છોડયા વગર છુટકો નથી.

તમે સાંભળ્યું હશે કે બે બસો ટકરાઈ ગઈ. કેટલા માણસો મરી ગયા ? આમ માણસને મરતા જોઈ જીવતાને મોહ છુટતો નથી. તેને એવો પણ વિચાર આવતો નથી કે "મારું પણ મૃત્યુ આવી રીતે થશે તો ?"

આ જગતમાં કોને કોની ચિંતા છે ? જે જે પૂર્વ ભવમાં તમે હતા ત્યાં

ત્યાં પણ કુટુંબ પરિવાર હતા કે નહીં ? હા, હતા જ ને ? તો પછી એ ભવથી છુટયા પછી એ સૌ પાછળનાનું શું થયું હશે ? પૂર્વ ભવના જીવન-સંબંધીઓને તમે તેના ભાગ્ય પર છોડીને આવ્યા છો તો આ જન્મના વર્તમાન સગા-સ્નેહીઓ પાછળ આટલી મમતા-મોહ શા માટે ? જે જે લોકો આ ભવમાં આવે છે ને તે પોત પોતાના ભાવી-ભાગ્યને લઈને જ આવે છે. તમો સૌની ચિંતા ન કરો અને સમજી લ્યો કે **સૌનુ ભાવી સૌની સાથે, એની ચિંતા શા માટે ?**

માની લો કે સંતાનોના ભાગ્યમાં કંઈ નહિ હોય તો તમે લાખો મૂકીને જશો તો પણ નહિ રહે અને તમો કઈ ન મૂકી જાવ છતાં તેના ભાગ્યમાં હશે તો તેઓ લાખો કમાઈ લેશે જેથી જ્ઞાનીજનોની વાત પર વિચાર કરો કે બીજાની ચિંતા કરવા કરતાં તમો તમારી પોતાની જ ચિંતા કરો !

સંસારના બંધન તો સુવાળી દોરી જેવા છે. તે જલ્દી તૂટે તેવા નથી. તેને તો ત્યાગ વૈરાગ્યની કાતરથી જ કાપવા પડે ! તમારે આ બંધનમાંથી કયારે મુક્ત થવું છે ? પેલા છએ રાજવીઓ આવા સુવાળા-બંધન તોડીને વૈરાગ્યશીલ બની પ્રવ્રજ્યાને માર્ગે નીકળી રહ્યા છે.

છએ રાજવીઓએ રાજપરિવારમાં તેમના સુપુત્રોને રાજ્ય-તિલક કરાવી સઘળો રાજ્ય વહીવટ અને જવાબદારી તેને સોંપી દીધી છે. રાણીઓતો રાજવીઓના ત્યાગ વૈરાગ્યને જોઈ દુઃખી થઈ રહી છે. તેઓને રાજવીઓના વિયોગનું સ્મરણ અત્યંત ગભરાવી રહ્યું છે. તેમની આંખો સુકાતી જ નથી. સગા-સંબંધીઓ વગેરે આવી ગયા છે. સૌને મન એકજ પ્રશ્ન છે કે આ રાજ્ય વૈભવી પુરુષો સંયમ અને તપ કેવી રીતે સહન કરી શકશે ? અત્યારે તો છ એ રાજવીઓના જીવન જ બોલી રહ્યા છે કે તેઓ કેટલા દૃઢ મનવાળા અને સંયમશીલ બની ગયા છે.

છએ રાજવીઓએ પોતાના માણસો દ્વારા દીક્ષા અભિષેક માટે પાલખી તૈયાર કરાવડાવી છે. જેની અંદર અનેક પ્રકારની કલાકૃતિઓ દોરવામાં આવી છે. સુંદર અને કિંમતી વસ્ત્રો અને ચીજો વડે તેને સુશોભિન બનાવવામાં આવી છે. આવી મન મોહક, રમણીય પાલખીની ભવ્યતા એ છે કે તેને હજાર માણસ ઉઠાવી શકે તેવી છે.

આજે પણ પૂર્વ-ભારતમાં મંગળ કાર્યો જેવા કે લગ્નાદિના પ્રસંગોમાં માણસો ઉપાડે તેવી પાલખીઓનો પ્રયોગ કરવામા આવે છે. ત્યારે મુંબઈમાં તો આમૂલ પરિવર્તન બની ગયું છે.

રાજવીઓએ સુગંધી દ્રવ્યોવાળા પાણીથી સ્નાન કર્યું. અભિષેક થયેલા છએ

રાજપુરુષોએ મહામૂલા વસ્ત્રા-લંકાર પહેર્યા. માથે મુકુટ અને ગળામાં કિંમતી હાર ને ધારણ કરી મંગળ ભાવપૂર્વક શીબીકા પર આરુઢ થયા. તેમાં કુટુમ્બીજનો ત્યાગ ઉપકરણ સાથે યોગ્ય જગ્યાએ બેસી ગયા.

નગરજનોએ આ રાજવીઓને અનેક વાદ્યો અને મગળ શબ્દોના ઉદ્દઘોષ સાથે વિદાય આપી. રાજવીઓ સૌની અંતર મમતા સાથેની વાત્સલ્ય ભરી વિદાય લઈ શીબીકા સાથે ભગવતી મલ્લીની આજ્ઞાનુસાર મિથિલાનગરી તરફ રવાના થઈ ગયા.

આ બાજુ મલ્લી અરિહંતને પ્રવ્રજ્યાની પ્રેરણા આપવા માટે લોકાંતિક દેવો આવે છે. તેના વિષે શાસ્ત્રકાર શું ફરમાવે છે, તે જોઈએ.

**तेणं कालेणं तेणं समयेणं लोगंतिया देवा बंमलोए कप्पे रिट्ठे विमाणे पत्थडे सएहिं२ विमाणेहिं सएहिं२ पासायवडिंसएहिं पत्तेयं२.....विहरंति, तंजहा सारस्सय माइच्चा......रिट्ठाय ।**

બ્રહ્મલોક નામના કલ્પમાં સ્થિત રિષ્ટ વિમાનના પાથડામાં રહેલા લોકાંતિક દેવો પોતપોતાના વિમાનોમાંના ઉત્તમ પ્રસાદોમાં જુદા જુદા ચાર હજાર સામાનિક દેવોની સાથે, ત્રણ ત્રણ પરિષદાઓની સાથે, સાત સાત અનીકોની સાથે, સાત સાત અનીકાપતિઓની સાથે, સોળ સોળ આત્મરક્ષક દેવોની સાથે તેમજ બીજા પણ લોકાંતિક દેવોની સાથે રહે છે. તેઓ નૃત્ય, ગીત તેમજ વાજાઓનો અપ્રતિહ ધ્વનિપૂર્વક દિવ્ય ભોગોનો ઉપભોગ કરતા રહે છે. તે દેવોના આઠ ભેદ છે, ૧. સારસ્વત, ૨. આદિત્ય, ૩. વન્હિ, ૪. અરુણ, ૫. ગર્દતોય, ૬. તુષિત, ૭. અવ્યાબાધ, ૮. મરુત, આ આઠે લોકાંતિક દેવ કૃષ્ણરાજી...જુદા જુદા આઠ વિમાનોમાં રહે છે. तएण तेसिं लोयंतियाण देवाणं पत्तेयं २ आसणाइ चलंति આ બધા લોકાંતિક દેવોમાંથી દરેકના આસનો ડોલવા લાગ્યા. तहेव जाव अरहंताणं ......एवं संपेहेंति આ સમયે બધા દેવોએ પોતપોતાના અવધિજ્ઞાન વડે વિચાર કર્યો અને તેનું કારણ જાણી લીધું કે મલ્લી અરહંત ઘેરથી નીકળી દીક્ષા સ્વીકારવાની ઈચ્છા કરી રહ્યા છે. તો આ સમયે બધા લોકાંતિક દેવોની એવી મર્યાદા છે કે જ્યારે તીર્થંકરોના મનમાં વૈરાગ્યની ભાવના પ્રગટે કે તુરત જ તેમને સંબોધન કરવું. વિનંતિ કરવી કે હે ભગવાન! દીક્ષા ગ્રહણ કરવાનો આ ઉચિત અવસર છે. उत्तर पुरत्थिमं उवागच्छ ति... निस्सेयसकरं भविस्सइ

હવે તેઓ બધા લોકાતિક દેવો ઈશાન કોણમાં જઈને વૈક્રિય સમુદ્દઘાતથી ઉત્તર વૈક્રિયની વિકુર્વણા કરી ઉત્કૃષ્ટ ગતિથી મિથિલા રાજધાનીમાં

કુંભક રાજાના મહેલમાં મલ્લી અરહંત પાસે પહોંચ્યા. તેઓ આકાશમાં અધ્ધર રહી બંને હાથોની અંજલિ મસ્તકે મૂકીને મલ્લીને નમસ્કાર કર્યા. તેઓ મીઠા અને મનોહર વચનો દ્વારા તેમને વિનંતિ કરવા લાગ્યા : હે ભગવન્ ! હે લોકનાથ ! તમે ભવ્યજીવોને જ્ઞાન આપો. ચતુર્વિધ સંઘ રૂપ ધર્મતીર્થની તમે પ્રવૃત્તિ કરો. તે ધર્મતીર્થ લોકોના માટે અતીવ આનંદ આપનાર હોવાથી સુખકર થશે. તેમજ મુક્તિ મેળવવાનું કારણ હોવાથી તે નિઃશ્રેયસ્કર થશે. આવી રીતે તે દેવો બે-ત્રણવાર વિનંતિ કરીને ફરી વંદન નમસ્કાર કરી ચાલ્યા ગયા.

तँएणं मल्ली अरहा......मा पडिबंधं करेहि આ પ્રમાણે લોકાંતિક દેવો વડે સંબોધિત થતાં મલ્લી અરહંત પોતાના માતા-પિતા પાસે આવ્યા. તેઓએ સૌ પહેલાં માતા-પિતાના ચરણોમાં નમસ્કાર કર્યો. તેઓ કહેવા લાગ્યા કે હે માત-પિતા ! "હું તમારી આજ્ઞા મેળવીને મુંડિત થઈ દીક્ષા ગ્રહણ કરવા ચાહું છું." મલ્લીના મુખે પોતાના પ્રવ્રજ્યા ગ્રહણના ભાવ જાણી મહારાજા કુંભક અને પ્રભાવતી રાણી બોલ્યા : યથા સુખં દેવાનુપ્રિય ! તમને જેમ સુખ પ્રાપ્ત થાય તેમ કરો અને મોડું કરો નહિ.

तएणं कुंभए......उवट्ठवेंति કુંભક રાજાએ પોતાના કૌટુંબિક પુરુષોને બોલાવ્યા અને તેને કહ્યું: હે દેવાનુપ્રિયો ! તમે લોકો સત્વરે એક હજાર આઠ સોનાના કળશો, ચાંદીના કળશો, મણિમય કળશો, સોના અને ચાંદીથી બનાવેલા કળશો, સોના અને મણિઓથી બનાવવામાં આવેલા કળશો, સોના ચાંદી અને મણિઓથી બનાવેલા કળશો, માટીના કળશો (આવા ૭૦૫૬ કળશો) તેમજ બીજા પણ મહાર્થ-મહાપ્રયોજન સાધકભૂત તીર્થંકર નિષ્ક્રમણાભિષેકના સાધનો લાવો. તેઓ રાજાની આજ્ઞાનુસાર બધા સાધનો લઈને આવ્યા. तेणं कालेणं तेणं समएणं चमरे असुरिंदे जाव. ...वयासी......उवट्ठवेंति.. निवेसेह તે કાળ અને તે સમયે ચમરેન્દ્રથી લઈ અચ્યુતેન્દ્ર સુધીના ચોસઠે ઈન્દ્રો આવી પહોંચ્યા. શક્રેન્દ્ર મહારાજાએ આભિયોગિક દેવોને બોલાવીને કહ્યું : તમે લોકો સત્વરે ૧૦૦૮ સોના વગેરેથી બનાવેલા કળશો તેમજ અભિષેકના બીજા પુષ્કળ સાધનો લાવો. તે દેવો આ બધુ લાવ્યા અને કુંભક રાજાના કળશો વગેરે સાથે તે દિવ્ય કળશોને ગોઠવી દીધા. તેનાથી કુંભક રાજાના કળશોની શોભા ખૂબજ વધી ગઈ. અહીં ઇંદ્રમહારાજ પણ કુંભક રાજાના પૂર્ણ સહકારમાં છે.

### મલ્લીનો દીક્ષા અભિષેક

શક્રેન્દ્ર દેવરાજ અને કુંભકરાજાએ મલ્લી અરહંતને પૂર્વાભિમુખ કરી સિંહાસન

ઉપર બેસાડી દીધા. अट्ठ......परिधावंति તેઓએ આ હજારો કળશોથી મલ્લી અરહંતનો અભિષેક કર્યો. આ બાજુ મિથિલાનગરીની બહાર અને અંદર ચોમેર હર્ષાતિરેકથી કેટલાક દેવતાઓ આમતેમ કૂદી રહ્યા હતા.

तएणं कुंमए राया.........वयासी.........अणुपविट्ठा

માતા-પિતાને પોતાના સંતાનો પ્રતિ કેટલી બધી પ્રિયતા હોય છે. જુઓ, શાસ્ત્રકાર ફરમાવે છે કે જ્યારે અભિષેકની વિધિ પૂરી થઇ ત્યારે કુંભકરાજાએ બીજી વખત મલ્લી અરહંતને પૂર્વાભિમુખ બેસાડયા. અનેક જાતના કિંમતી ઘરેણાંઓ પહેરાવી તેમને શણગાર્યા અને પોતાની મમતા પૂર્ણ કરી. રાજાએ પોતાના કૌટુંબિક પુરુષોને બોલાવીને કહ્યું. "તમે લોકો સેંકડો થાંભલાવાળી એક શીબીકા તુરત લાવો." શીબીકાને ભવ્ય રીતે અનેકવિધ કળાકૃતિથી તૈયાર કરી તેઓ લાવ્યા. આ બાજુ શક્રેન્દ્ર દેવરાજે પણ આભિયોગિક દેવોને બોલાવી દિવ્યતાથી દેદીપ્યમાન પાલખી લાવવાનો હુકમ કરેલો. તે દેવો શીબીકા લાવ્યા અને દીવ્ય પ્રભાથી તે પાલખી રાજા કુંભકની પાલખી સાથે ભળી ગઈ.

तएणं मल्ली अरहा सीहासणाओ अब्भुट्ठेइ... ....पुरत्थाभिमुहे सन्निसन्ने

એક હજાર માણસો ઉચકે તેવી શીબીકા રાજ્યના આંગણમાં તૈયાર ઉભી છે. મલ્લી અરહંત સિંહાસન ઉપરથી ઉભા થયા અને મનોરમ શીબીકા પાસે આવ્યા.

### મલ્લી ભગવતીનો શણગાર

મલ્લીકુમારીએ સુંદર હળવા, બારીક, કિંમતી વસ્ત્રોને પહેર્યા છે, કાનમાં દીવ્ય કુંડળ ચમકી રહ્યા છે. માથે સાચા મોતીનો ઝળહળતો મુગટ છે. પગમાં કિમતી ઝાંઝર છે. કેડે સોનાની ઘુઘરીઓથી રણકતો કંદોરો છે. નાકે ચમકતી હીરાની નથની છે. ભાલ ઉપર સુગંધી વિલેપન છે. તેના બરાબર વચ્ચે કુમકુમનું તિલક છે. આંખોમાં કાજળ ભર્યા છે. કાળા ભ્રમર જેવા માથાના વાળમાં મઘમઘતા તેલ નાખ્યા છે. આંગળીએ આંગળીએ હીરા અને મોતીની અંગુઠીઓ પહેરી છે. હાથમાં રત્નજડિત સોનાના કંકણો પહેર્યા છે. ગળામાં અનેકસરા હાર છે. આકાશમાં જાણે પ્રકાશનો પુંજ હોય તેવો આજે મલ્લીના શરીરનો શણગાર વૈભવ હતો. આ તો શરીર શૃંગારની વાત કરી જેને સુશોભિત કરવા તેમજ અંતર કોડ પૂરવા રાજા-રાણીએ તેમજ સ્વજન લોકોએ તૈયાર કર્યા છે. પરન્તુ મલ્લી અરહંતના આત્મ તેજ અને અંતર વૈભવનો તો પાર નથી. જેઓ અનેક સદ્‌ગુણોથી અલંકૃત બની આત્મશ્રેયના માર્ગે પ્રયાણ કરી રહ્યા છે.

### મલ્લીકુમારીનો શોભાયાત્રાનો પ્રારંભ

હવે મલ્લીકુમારી આત્મશ્રેયની ઇચ્છાથી મનોરમ શીબીકાને પોતાની જમણી બાજુએ રાખી તેઓ તેના ઉપર આરૂઢ થયા અને પૂર્વાભિમુખ કરીને તેમાં રાખેલા સિંહાસન ઉપર બેસી ગયા.

तएणं कुंभए......वयासी........तुब्भे........परिहंति........तएणं......
परिवहंति........पूव्विं........नागिंदा........चलचवल........जिणिंदस्स

કુંભક રાજાની આજ્ઞાનુસાર અઢાર શ્રેણી પ્રશ્રેણી જનો તેમજ શીબીકા ઉચકનારા અઢાર પ્રકારના અવાંતર જાતિના પુરુષોએ સ્નાન કરી અલંકારોથી અલંકૃત બની મલ્લી અરહંતની પાલખી પોત પોતાના ખભા ઉપર ઉચકી લીધી. શક્રદેવરાજે મનોરમ શીબીકાના દક્ષિણ બાજુના દંડાને, ઈશાનેન્દ્રે ઉત્તર દિશાના દંડાને, ચમરેન્દ્રે દક્ષિણ ભાગના નીચેના દંડાને અને બલીન્દ્રે ઉત્તર ભાગના નીચેના દંડાને પકડયો. બાકીના બધા ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક ઈન્દ્રોએ પોતપોતાની યોગ્યતાનુસાર પાલખીનું પરિવહન કર્યું. પુલકિત અને હર્ષઘેલા થયેલા માણસોએ સૌથી પ્રથમ પાલખીને ઉચકી અને પછી અસુરેન્દ્રો, સુરેન્દ્રો અને નાગેન્દ્રોએ ઉચકી. તે વખતે દેવેન્દ્ર વગેરેના કુંડળો આમતેમ ખૂબ હાલી રહ્યા હતા. આ સમયે દેવોએ દેવેન્દ્રો અને દાનવેન્દ્રોએ પોતાની ઇચ્છાનુસાર વૈક્રિય શક્તિ વડે આભરણોને ઉત્પન્ન કર્યા હતા. આ સમયની શોભા અને દૃશ્ય કેવું અપૂર્વ હશે. તેની કલ્પના શું કરવી.

જિનેન્દ્ર ભગવાનના પુણ્યનો ઠાઠ તો સાંભળો. તેમની દીક્ષા અભિષેક માટે દેવ-દેવેન્દ્રોને કેટલો ઉમંગ-હર્ષ અને ભક્તિ છે.

હવે મલ્લી ભગવાનના આ અભિનિષ્ક્રમણમાં શું શું રાખવામાં આવેલ છે અને તેની કેવી તૈયારી સાથે મલ્લી કેવી રીતે પ્રવ્રજ્યા માટે આગળ વધી રહ્યા છે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૧૦૬

# મલ્લીનું મહાભિનિષ્ક્રમણ !

(કારતક સુદ ૭ તા. ૨૯-૧૦-૭૬ શુક્રવાર)

અનંતજ્ઞાની ભગવંતોએ ચારિત્ર્ય ધર્મનું દર્શન કરાવી માનવીય જીંદગીની સાર્થકતા ફરમાવેલી છે. આપણે ત્યાં જ્ઞાતાધર્મકથાંગ સૂત્રનો કુમારી મલ્લી ભગવતીનો

અધિકાર ચાલી રહ્યો છે. ગઈકાલે તમો તેમની ભવ્ય શીબીકા અને દેવ માનવોની ભક્તિભાવપૂર્વક તૈયારીને જાણી શકયા.

હવે મલ્લીભગવતીનું અભિનિષ્ક્રમણ થાય છે. અભિનિષ્ક્રમણ એટલે શું? આત્મશ્રેયાર્થે સંસારનો સદાને માટે પરિત્યાગ કરવા ઘેરથી નીકળવું તેને અભિનિષ્ક્રમણ કહેવાય છે.

મલ્લીકુમારી વૈરાગ્યની વરમાળા ધારણ કરી, સંસારના પરિત્યાગ સાથે આત્માને કૃતકૃત્ય બનાવવા અભિનિષ્ક્રમણ કરી રહ્યા છે. આવી ઉત્તમોત્તમ ઘડી-અવસર કયારે આવે છે? આત્માના ઉત્કૃષ્ટ ત્યાગના પરિણામો જ્યારે જાગૃત થાય છે ત્યારે આવો સર્વશ્રેષ્ઠ પ્રસંગ પ્રાપ્ત થાય છે.

સંસારમાં જેટલું જોવા, જાણવા મળ્યું છે, તે સઘળું ભોગવવા માટે નથી. તેના રાગને તોડી મોહને મારવામાં આવે ત્યારે જ ત્યાગ પ્રગટે છે. જગતની સઘળી વસ્તુ છોડવી સહેલી નથી. તેના ઉપર લોકોને કેટલો મોહ-રાગ છે, કેટલી મમતા-તૃષ્ણા અને આસક્તિ છે. આ બધા ભાવોમાંથી આત્માને સદંતર અલિપ્ત બનાવવાનો શ્રેષ્ઠ પુરુષાર્થ તેને ચારિત્ર કહેવાય છે.

એક અંગ્રેજે ત્રિસુત્રનું દર્શન કરાવ્યું છે.

1 If wealth is lost nothing is lost
2 If health is lost something is lost
3 If character is lost everything is lost

આનો અર્થ શું થાય છે તે આપણે સમજી લેવું જોઈએ. તે અંગ્રેજ શું કહી જાય છે? જેણે સંપત્તિ ગુમાવી છે તેણે કશું એ ગુમાવ્યું નથી. જેણે સ્વાસ્થ્ય (તબીયત) ગુમાવી છે તેણે કંઈક ગુમાવ્યું છે પરંતુ જેણે ચારિત્ર (સદાચાર) ગુમાવ્યું છે તેણે સર્વસ્વ ગુમાવ્યું છે.

જૈન ધર્મમાં ચારિત્રને સંવરનો ઉત્તમ માર્ગ કહેવામાં આવે છે. આ જીવાત્મા પાંચ ઈન્દ્રિયો અને મનના સાધન વડે પાપરૂપ પ્રવાહને રોકવા પુરુષાર્થશીલ બને છે. તેને સંવર-ચારિત્ર યા દીક્ષા કહેવાય છે.

હવે કુમારી મલ્લીભગવતી દીક્ષા અંગીકાર કરી રહ્યા છે. એટલે યાવત્જીવન આશ્રવ માર્ગનો ત્યાગ કરી સર્વથા ચારિત્રનો સ્વીકાર કરી રહ્યા છે.

## દીક્ષા એટલે શું?

**આશ્રવનો સર્વથા પરિત્યાગ તેનું નામ દીક્ષા!**
**સંવર વાટિકામાં સદાવાસ તેનું નામ દીક્ષા!**

આત્મધર્મમાં સદા રમવું તેનું નામ દીક્ષા!
વિભાવના વૈભવનો ત્યાગ તેનું નામ દીક્ષા!
ત્યાગના નંદનવનમાં પ્રવેશ તેનું નામ દીક્ષા!
મંગળ જીવનનો પ્રારંભ તેનું નામ દીક્ષા!

મલ્લીકુમારીને માતા-પિતાની દીક્ષા માટે અનુમતિ મળી ગઈ છે. તેમની દીક્ષા અંગીકાર કરવાની મંગળ ઘડીઓ એકદમ નજીક આવી ગઈ છે. રાજા કુંભકે પોતાનો ખજાનો ખુલ્લો મૂકી મલ્લીનો દીક્ષા મહોત્સવ ઉજવવાનો પ્રારંભ કરી દીધો છે. ઈન્દ્રો અને દેવ ગણ પણ પોતાની દિવ્યતા સાથે આ મહોત્સવને શાસન પ્રભાવક બનાવવા માટે પૂર્ણ સહયોગ આપી રહ્યા છે.

## મલ્લીનો મહાત્યાગ

મિથિલા નગરીને આ પ્રસંગે અનેરી રીતે શણગારવામાં આવી છે. રસ્તે રસ્તે શોભાઓ કરવામાં આવી છે. નગરીના લોકોમાં દીક્ષા કલ્યાણકના મહામંગલકારી પ્રસંગે અનેરો આનંદ વરતાઈ રહ્યો છે. આકાશમાં દેવદુંદુભી વાગે છે. ચારેબાજુ અચેત ફૂલોની વૃષ્ટિ થઈ રહી છે તો નગરીમાં શરણાઈઓના સુર સાંભળી જન-મેદની ટોળેટોળામાં ઉભરાઈ રહી છે. મહોત્સવની મંગલતામાં અભિવૃદ્ધિ કરવા માટે અનેક જાતના વાદ્યો, ઢોલ, ત્રાસા, વાજા, બેન્ડ, પડઘમના નાદો સંભળાઈ રહ્યા છે. નગરના નરનારીઓ આજે મલ્લીના આ અપૂર્વત્યાગનું દર્શન કરવા હર્ષ-ઘેલા બની રહ્યા છે. સૌ આ પ્રસંગમાં હાજર રહી પોતાની ધન્યતાનો અનુભવ કરી રહ્યા છે.

## મલ્લીકુમારીનો અભિનિષ્ક્રમણ મહોત્સવ

મલ્લીકુમારી શીબીકામાં સિંહાસન ઉપર બિરાજી ગયા છે. તેના ઉપર સુંદર છત્ર રાખેલું છે. ચામર વીંઝાઈ રહ્યા છે. માતાઓ અને પરિજનો તેની સેવામાં બેઠા છે. હવે શાસ્ત્રકાર અભિનિષ્ક્રિમણનું સવિશેષ વર્ણન કરે છે.

तएणं मल्लिस्स अरहाओ मनोरमं......संपट्ठिया..........परिधावंति

મનોરમ પાલખીમાં બેઠેલા મલ્લી અરહંતની સામે સૌ પ્રથમ અનુક્રમે આઠ આઠ મંગળ દ્રવ્યો રાખવામાં આવ્યા છે. શાસ્ત્રમાં આ અષ્ટમંગલનો મહિમા છે. દીક્ષા જેવા ભવ્ય પ્રસંગે આ આઠ મંગળ શું સૂચવે છે તે પણ જાણવા અને સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ.

૧. सोवात्थिय-સ્વસ્તિક ગૃહજીવનનું આ એક શ્રેષ્ઠ મંગળ છે. જેને તમો સાથિયા 卐 તરીકે ઓળખો છો. ભારતીય સંસ્કૃતિમાં સ્વસ્તિકની પૂજ્યતા છે. સ્વસ્તિકના ચાર પાંખડા છે. જે ગૃહજીવનની અને ત્યાગ જીવનની પ્રેરણા આપે છે.

જીવન ધન્યતાના આ ચાર માર્ગો છે. જેને સંસારી જનો દાન-શીલ-તપ-ભાવ તરીકે અપનાવે છે અને ત્યાગ માર્ગે જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપના સુચક છે.

૨. **सिरिवच्छा-શ્રીવત્સ** માનવ સૌભાગ્યનો ગ્રાહક હોય છે. લક્ષ્મીના પતિને વિષ્ણુ કહેવાય છે. શ્રીવત્સ એ પણ વિષ્ણુનું એક ચિન્હ ગણાય છે. ગૃહજીવનમાં લક્ષ્મી અને તેનું સંરક્ષણ બંને જોઇએ તેની કામના સંસારી જનો કરતાં રહે છે. ત્યાગજીવનમાં આત્મલક્ષ્મી અને તેનું સંરક્ષણ એ મહા મંગળ બતાવવામાં આવે છે.

૩. **णंदियावत्त-નંદિકાવર્ત્ત** જેને તમો ઘવરી કહો છો. સંસાર ખરેખર અટપટો છે. તેમાં વસનારે વિવેકબુધ્ધિ રાખવી જોઈએ નહિ તો, તેનો સંસાર વધી જાય છે. ત્યાગીજનોએ સંવર-ચારિત્રમાં રમવું જોઈએ, રખેને આશ્રવરૂપ સંસારમાં પ્રવેશ ન થઈ જાય તેનો સતત ઉપયોગ રાખવાનું સૂચન આ મંગળમાં છે.

૪. **वध्धमाणग-વર્ધમાન** આ મંગળ જીવન અભિવૃધ્ધિનું સૂચક છે. ગૃહજીવનમાં લક્ષ્મી-સૌભાગ્ય-આયુષ્ય-સ્વાસ્થ્ય-સુંદરતાની વૃધ્ધિ લોકોને મન મોટી વાત ગણાય છે. ત્યાગજીવનમાં આરોગ્ય-બોધિલાભ અને સમાધિની અભિવૃધ્ધિ આવશ્યક ગણાય છે.

૫. **भद्दासण-ભદ્રાસન** આસનમાં સિંહાસનને મંગળ ગણવામાં આવ્યું છે. આસનની સુંદરતા અને સ્થિરતા તે ઉત્તમ પ્રયોગ માનવામાં આવે છે. પછી સાધક ગૃહજીવી હોય યા ત્યાગજીવી હોય બંનેને માટે સ્વભાવની ભદ્રતા અને ગુણોની સ્થિરતા અતિ આવશ્યક છે.

૬. **कलस-કળશ** આ મંગળનું સૂચન એવું છે કે પ્રત્યેક વ્યક્તિએ પૂર્ણ બનવાનો સતત પ્રયાસ કરતા રહેવું જોઈએ. મંદીરનું મહામાંગલ્ય તેનું દર્શન તેનો કળશ કરાવે છે. એવી રીતે કવિની રચનાઓમાં કાવ્ય ઉપર કળશ ચઢાવવામાં આવે છે. કળશ એ પૂર્ણતાનું મંગળ પ્રતીક છે.

૭. **मच्छ મત્સ્યયુગ્મ** મત્સ્યની જોડી તેને મંગળ ગણવામાં આવેલ છે. માછલું જળને પવિત્ર બનાવી રાખે છે. આ માછલાની જોડી વ્યવહાર માર્ગે મંગળ જોવાય છે. પૂર્વ ભારતમાં મત્સ્ય ભોજન કરી લોકો હિંસાના ભાગીદાર થાય છે. જીવોને અભયદાન આપવા માટે આ મંગળ એક ઉત્તમ કાર્યનું પ્રતીક ગણાય છે. કોઈપણ જોડીને ખંડિત કરવી તે પણ દોષ કહેવાય છે. તેનું પાલન કરવું શ્રેય મનાય છે.

૮. **दप्पण-દર્પણ** આ મંગળ પવિત્રતાનું સૂચક છે. પ્રત્યેક લોકોએ જીવનને અરિસા જેવું નિર્મળ રાખવું જોઇએ. અરિસો એ જીવન શુધ્ધતાનું પ્રતીક છે.

તમો સંસાર વ્યવહારમાં સાસરે જતી પુત્રીને આ અષ્ટમંગળની વસ્તુઓની ભેટ આપો છો. પરન્તુ તેના રહસ્યને કોઈ ભાગ્યેજ સમજતું હશે. આ બતાવવામાં

આવેલા ભાવોને સમજી તમો તેનો સદુપયોગ કરતા રહો તો ગૃહજીવનની મધુરતા પ્રગટે છે.

અહીં મલ્લીકુમારીના મહોત્સવ પ્રસંગે આ અષ્ટમંગળોને રાખવામાં આવ્યા છે. તે તેમના સર્વોત્તમ જીવનના સૂચક છે. तएणं मल्लिस्स अरहओ...जाव परिघावंति મલ્લી ભગવંતના નિષ્ક્રમણની વિધિ ચાલતી હતી ત્યારે કેટલાક દેવોએ પોતાની વૈક્રિય શક્તિ વડે મિથિલા રાજધાનીની અંદર અને બહાર બધે જળ સિંચન કર્યું હતું. સાફસૂફ કરી વાતાવરણને ચોકખું કરી ચૂના વગેરેથી ધોળી નાખ્યું હતું. તેઓ હર્ષઘેલા થઈને ખૂબ ઉછળ્યા અને કૂદ્યા હતા.

મિથિલાના નગરીના રાજમાર્ગ ઉપર મલ્લીની ભવ્ય ત્યાગસવારી જઈ રહી છે, નગરજનો આ અપૂર્વ પુણ્યલીલા અને ભવ્ય ત્યાગને જોઈ તેને હર્ષાશ્રુઓના તોરણો બંધાઈ રહ્યા છે. મનમાં હર્ષ અને ખુશી કંઈ સમાતી નથી. લોકો બોલી રહ્યા છે. ધન્ય છે માતા પ્રભાવતીને! ધન્ય છે પિતા કુંભરાજાને! અહો હો! તેમને ત્યાં આવું રત્ન જન્મ્યું! આવી પ્રતિભાવંતી દીકરીએ ત્યાગ માર્ગે જઈને શાસનને શોભાવ્યું.

મલ્લીકુમારીને નગરનીબહેનો અક્ષત (ચાવલ)થી વધાવે છે. કોઈ સોના ચાંદીના ફૂલોથી વધાવે છે. કોઈ શુભ દ્રવ્યોથી વધાવે છે. અરે! આપણે સૌ મલ્લીને ભાવથી વધાવીએ.

तएणं मल्ली अरहा........पडिच्छई.......तएणं........पक्खिवइ

અભિનિષ્ક્રમણની સવારી મિથિલા નગરીની બહાર સહસ્રામ્રવન ઉદ્યાનમાં પહોંચી ત્યાં અશોકવૃક્ષની નીચે મલ્લી અરહંત શીબીકામાંથી ઉતર્યા. આ સમયે રાજા, રાણી દેવેન્દ્ર વગેરે ઉભા છે. મલ્લીએ આભરણો અને ઘરેણાંઓ ઉતાર્યા. માતા પ્રભાવતી રાણીએ તેને પોતાના વસ્ત્રના છેડામાં લઈ લીધાં. तएणं मल्ली अरहा सयमेव पंचमुट्ठियं लोयं करेइ ત્યાર પછી મલ્લી અરહંતે પોતાના કેશ (વાળો)નું પંચમુષ્ટિ લૂંચન કર્યું.

तएणं सक्के... समुद्दे पक्खिवइ... લુંચિત થયેલા મલ્લીપ્રભુના વાળને શક્રેન્દ્ર દેવરાજે પોતાના વસ્ત્રમાં લઈ લીધા અને તેને લઇને ક્ષીર સાગરમાં પધરાવી દીધા. જુઓ, કેવા કાળા ભ્રમર જેવા દીર્ઘવાળનો પણ મલ્લીકુમારીએ ત્યાગ કર્યો. ધન્ય છે મલ્લીની નિરાસક્તિને! આજના લોકોને વાળની કેટલી મમતા છે. વાળ એ જીવનનું સર્વસ્વ નથી. ઘણી દીકરીઓ કહે છે કે અમોને ચોટલો રાખવા દો તો અમે દીક્ષા લઈએ! જેને આખો સંસાર છોડવો છે તેને વાળની શી મમતા?

આપણે ત્યાં દીક્ષાર્થીના વાળ માટે લોકોમાં ઘણીઘણી અંધશ્રદ્ધા ચાલી રહી છે. દીક્ષાર્થીના વાળ મેળવી ઘણાં ભાઈઓ પોતાની સોના-ચાંદીની ડબીમાં બંધ કરી સારી રીતે મૂકી રાખે છે.

## સામાયિક ચારિત્ર-સર્વવિરતિમાં પ્રવેશ

હવે મલ્લી અરહંત દ્રવ્યથી સર્વ ત્યાગ સાથે ભાવપૂર્વક સામાયિક ચારિત્ર ગ્રહણ કરી રહ્યા છે. મલ્લી અરિહંતના રૂપે પ્રગટ થવાના છે. તીર્થંકરને કોઈ ગુરુ હોતા નથી. તેઓ સ્વયં સ્વયંબુધ્ધ થઈ જગદ્ગુરુ બને છે જેથી તેઓ માત્ર સિધ્ધ ભગવંત સિવાય કોઈને નમસ્કાર કરતાં નથી. શાસ્ત્રકાર કહે છે :

तपणं मल्ली अरहा ' णमोत्थुणं सिध्धाणं त्ति कट्टु सामाइय चरित्तं पडिवज्जइ મલ્લી ભગવતીએ સિધ્ધ ભગવાનને નમસ્કાર કરી સર્વ વિરતિરૂપ સર્વ સાવદ્યયોગ પરિત્યાગ સ્વરૂપ નવકોટીના પ્રત્યાખ્યાન સાથે સામાયિકચારિત્ર અંગીકાર કર્યું.

માતા પ્રભાવતી અને પિતા કુંભક આ સમયે ગદગદ બની ગયા છે. તેમની આંખોમાંથી મોતીની માળાના મણકાની જેમ આંસુઓ પડી રહ્યા છે. માતાપિતાના વાત્સલ્યનું વિશ્વમાં કંઈ મૂલ્ય થઈ શકતું નથી.

जं समयं च णं मल्ली अरहा..................णिलुक्केयाविहोत्था

જ્યારે મલ્લી અરહંતે ચારિત્રનો સ્વીકાર કર્યો ત્યારે દેવો અને માણસોના થયેલા હર્ષ નિર્ઘોષને તેમજ વાજાઓ અને ગીતોના ધ્વનિને શક્રેન્દ્ર દેવરાજે પોતાના હુકમથી બંધ કરાવી દીધો.

સૌએ મલ્લી ભગવતીના મહાત્યાગને નીહાળી પોતાની જાતને ધન્ય ભાગી મનાવી. સૌ પોતપોતના સ્થાને રવાના થઈ ગયા. સૌના અંતરમાં મલ્લીના ત્યાગની મંગળતાનું દર્શન સુવર્ણાક્ષરે અંકિત બની ગયું. હવે શક્રાદિ ઈંદ્રો અને દેવ સમુદાય શું કરશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૧૦૭

# સંસારને સંકેલતા શીખો !

(કારતક સુદ ૮ તા. ૩૦-૧૦-૭૬ શનિવાર)

અનંતજ્ઞાની ભગવંતોએ ભવ્યાત્માના ભવ નિસ્તારનું વિસ્તાર પૂર્વકનું કથન ફરમાવેલ છે.

આપણો આત્મા અનંત ભવનો મુસાફર છે. એ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેના વસવાટના કારણે એમણે ઘણો મોટો પથારો કર્યો છે. એટલે પથારો પાથર્યો છે. માનવને પથારો પાથરતા સારો આવડે છે પરંતુ જો તે આ પથારાને સંકેલતા કે ઉપાડતા શીખી જાય તો તે તેની ભવ જંજાળની પરંપરાનો બોજ હળવો બની જાય.

સંસારી જનોને જીવન જરૂરીયાત સમયે અનેક સામગ્રીઓની જરૂર પડે છે. કયારેક આવશ્યક વસ્તુઓનો તો સંગ્રહ કરે છે પરન્તુ કયારેક અનાવશ્યાક ચીજ–વસ્તુઓને માત્ર શોખ અને વૈભવ માટે સંગ્રહીત કરી પોતાના બ્લોકમાં સારી રીતે સજાવી રાખે છે. જેને આપણે ત્યાં પરિગ્રહ કહેવાય છે.

ઘણાં લોકોને ઘરમાંડીને રહેતા કે બધુ સંભાળીને વ્યવસ્થિત રીતે સાચવતાં પણ નથી આવડતું. અમો તો સંતો છીએ. અમારે તો અનેક ઘરોમાં ગૌચરી અર્થે જવાનું હોય છે. ઘણાંના ઘરમાં તો વસ્તુઓ વગેરે વેરવિખેર પડી હોય છે. તેને ત્યાં વ્યવસ્થાની કળાનો અભાવ હોય છે. ઘરને કેમ રાખવું કેવું બનાવવું તેની કળાનો નમુનો એક પક્ષી પાસેથી પણ જોવા મળે છે. તમોએ સુગ્રહી–સુઘરીનો માળો જોયો હશે? તે માત્ર ઘાસના સુકા તણખલાનો બનાવેલો હોય છે. ઝાડની ડાળીઓ સાથે લટકતો કેવો સુંદર હોય છે. તેમાં પણ બે ત્રણ માળ જેવી રચના હોય છે. જો પક્ષીઓ આવી કળા કરીને જીવી શકતું હોય તો બુધ્ધિમાન માનવ શું ન કરી શકે?

**ગૃહજીવનમાં વ્યવસ્થા એ પણ એક કળા ગણાય છે.** જેને ત્યાં વ્યવસ્થા ધર્મ છે તેને ત્યાં જીવોત્પત્તિ કે હિંસાની સંભાવના થોડી રહે છે. જૈનોને ત્યાં એક **પ્રતિલેખન–પડિલેહણ** શબ્દ છે. તે શું બતાવે છે? દરેક આવશ્યક વસ્તુ–પદાર્થને વ્યવસ્થિત રીતે ઉપયોગ પૂર્વક જોઈને રાખો. લેતા, મુકતાં બરાબર વિવેકને રાખો. જેથી દોષ ન લાગે? અરે! જ્ઞાની પુરુષો તો કહે છે. તમારા શરીરને પણ વ્યવસ્થિત સંભાળીને રાખો નહિ તો પસીના વગેરેના કારણે જીવોત્પત્તિ થશે અને દોષના ભાગીદાર બની જશો. આપણે કહેવાનું તાત્પર્ય એ છે કે જો ફેલાવતા આવડે છે તો સંકેલતા પણ શીખવું જોઈએ.

## સંસારનો પથારો!

આપણો આત્મા અનંત કાળથી ફરતો આવ્યો છે. તેણે અનન્તવાર અનંત સ્થાનોમાં નિવાસ કર્યો છે. જ્યાં જ્યાં ગયો છે ત્યાં ત્યાં જીવ અને જડ સાથે નવનવા–અવનવા સંબંધો બાંધ્યા છે. આ યોગમાં તૃષ્ણા અને આસક્તિએ મોટો ભાવ ભજવ્યો છે. આ બંને તત્ત્વોએ જ આ જીવને અનંતો કાળ રખડાવેલ છે જ્યાં ગયો અને જ્યાં વસ્યો ત્યાં તૃષ્ણા, મમતા, મોહાસકિતના કારણે પથારા પાથર્યા. જન્મથી લઈ મૃત્યુ સુધીના કાળમાં અનેક વસ્તુ વ્યક્તિઓનો ઉપભોગ કર્યો. તેને પૂર્ણ પણ ન ભોગવી શકયો. ત્યાં તો તે બધાનો પથારો પાથરીને રવાના થઈ ગયો. બીજી ગતિમાં ચાલ્યો ગયો. આવી કેટલી ગતિ? ચાર ગતિ ૨૪ દંડક ૮૪ લાખ જીવાયોનીમાં જઈને

આવ્યો પરન્તુ પથારો તો વધતો જ રહ્યો. તેને ત્યાંથી ઉપાડવાનો–સંકેલવાનો પ્રયાસ ન કર્યો. તેનું ફળ એ આવ્યું કે સંસાર વધી ગયો.

એક ભવની ભૂખ ન ભાંગી ત્યાં તો બીજો ભવ બાંધી લીધો. એમ ભવની પરંપરા વધતી ચાલી! હજુ એકનું પૂરૂ ન થયું ત્યાં બીજુ ઉભું થઈ ગયું. જેમ જ્ઞાની પુરુષો ફરમાવે છે કે બીછાવવું તે સહજ અને સરલ છે પરન્તુ તેને સંકેલવું અને ઉપાડવું ઘણું કઠિન છે.

તમો તમારા સંસાર તરફ દૃષ્ટિ કરો! આ એક જીંદગીમાં તમારો કેટલો વિસ્તાર? કેટલા સગા, વ્હાલા, કુટુમ્બીજનો વેવાઈવેલા, સ્વજન–પરિજનોનો સમુદાય! તેની સંખ્યા ગણો તો કેટલા બધા થઈ જાય. આ સંસારી લોકોના સંબંધમાં એક એકને કેટકેટલા સંબંધો? તેમાં વ્યવહાર–પાડોશીઓ, સંબંધીઓ અને મિત્રજનો! આ બધામાં આ જીવે પોતાની આસક્તિ અને મોહ પરોવીને રાખ્યો છે. તે આ બધામાં પરોવાઈ ગયો છે. તેનામાં આ જીવ તૃષ્ણાના કારણે પથારાઈ ગયો છે. હવે, હે બુધ્ધિમાન! તું જાગ! અને આ બધામાંથી તારી તૃષ્ણા છોડી, તું એકદમ નિરાળો નિર્મોહી બની જા! જો તારે આ જીંદગીને પાવનકારી અને કલ્યાણકારી બનાવવી હોય તો આ બધાનો ત્યાગકર યા તેને ઉપાડી લે. સંકેલીને દૂર કરી દે! તુ હવે ત્યાગ–વૈરાગ્યને માર્ગે નીકળી પડ! તો તારા ભવનો અંત થશે. તારા દુઃખ દરિદ્રતાનો નાશ થશે. તું બોજરહિત બની હળવો થઇ જઇશ. ત્યાં મોક્ષ માર્ગની લાયકાતવાળો બની જઈશ. આજની સરકારે વીસ મુદ્દાનો કાયદો કર્યો છે. જેઓ તેનો અમલ નથી કરતાં તેઓ દંડ અને શિક્ષાને પાત્ર બને છે. તેઓને "મીસા"ની હેઠળ ધકેલી દેવામાં આવે છે. આ બધુ શા માટે થઈ રહ્યું છે તે તમો સારી રીતે સમજો છો. આજે સરકારને ચોપડે ધનવાનોના નામ લખાયા છે. તેના પથારાને તેઓ હવે નજરમાં લઈ રહ્યા છે. એકએકની વિગતો વાંચો છો તેથી તમે જાણી શકતા હશો કે તેનો પથારો કેટલો?

એક વિધવા બાઈની હકીકત પેપરમાં આવી હતી. તે એકલી છે. પરંતુ તેનો પથારો કેટલો? આ જીવે આવા પથારા તો કેટલા પાથરી પાથરીને મુક્યા છે પરન્તુ તેને સંકેલવાની કળા મેળવી નથી.

## માનવ જીંદગી સંસાર પાથરવા માટે નથી, તે તો સંકેલવા માટે છે.

આજે આઠમનો દિવસ છે. ધર્મોપદેશ સાંભળ્યો છે તો હવે આ સંસારના પથારાને સંકેલવાની વાત કરો. લલિતભાઈ! અરે ચંપકભાઈ! તમારે શું કરવું છે? હજુ પાથરતું જ રહેવું છે કે સંકેલવું પણ છે? આ ચાતુર્માસ પૂર્ણ થવામાં હવે સાત દિવસ બાકી છે. જેથી હવે સંકેલવાની કળા મેળવી લ્યો. જેની પાસે આ

સંસારને સંકેલવાની કળા છે. તેનો વિજય થાય છે. આ બધી તો દ્રવ્ય સંસારની વાત કરી. હવે ભાવ સંસાર તરફ જોઇએ !

આપણી અંદર પણ એક સંસાર છે. જેને ભાવ સંસાર કહેવાય છે. આ ભાવ સંસારના પાત્રો ક્રોધ, માન, માયા, લોભ, રાગ દ્વેષ, મોહ, હિંસા, અસત્ય, ચોરી, ભોગ, પરિગ્રહ, ક્લેષ છે.

આ જીવે આત્માની અંદર આ બધા વિભાવ ભાવનો વૈભવ ભેગો કરી તેને પણ પાથરી રાખ્યો છે. જેનાથી આ આત્મા દુઃખી છે.

જેને આ ભાવ સંસાર સંકેલતા આવડી ગયું તેને દ્રવ્ય સંસાર સંકેલવામાં વાર નથી લાગતી. આ ભાવ સંસાર અનાદિનો છે. તે પથારો ઘણાં સમયનો છે. આ પથારાને સંકેલવા માટે શક્તિવંત અને પુરુષાર્થશીલ પ્રાણી હોય તો આ એક મનુષ્ય જ છે.

તમો હવે ચેતી જજો. રખેને આ જીવનમાં સંસાર વધી ન જાય તેનો ઉપયોગ રાખજો. માનવજીવન તો તેને સંકેલવા માટે છે. જે વ્યક્તિ માનવશક્તિનો ઉપયોગ આ સંસાર સંકેલવામાં કરે છે તે ખરેખર ધન્ય બને છે.

અહીં શાસ્ત્રકાર ફરમાવે છે કે કુમારી મલ્લીએ અનંત સંસારનો પથારો પોતાના પરિબળ વડે ત્યાગ અને વૈરાગ્યના સહારે ઉપાડી લીધો છે.

ક્રોધ, માન, માયા, લોભ, રાગ દ્વેષ અને મોહના પડદાઓ ઉપાડી લીધા છે. તેઓ સમ્યક્ત્વ ગુણની સૌરભ સાથે સર્વ વિરતિ ભાવથી અપ્રમત ગુણ સ્થાન સુધી ચડી ગયા છે. આવા મંગલોત્તમ પરિણામોનો સ્પર્શ કરી આત્માને ધન્ય બનાવી શક્યા છે.

મલ્લી ભગવતી વિષય અને કષાયના વિજેતા બની અણગાર પર્યાયમાં રમણ કરતાં મુક્તિમાર્ગની મંઝીલે ચડવા પ્રયત્નશીલ બની રહ્યા છે.

મલ્લી તો અરિહંત-તીર્થંકર પદના સૌભાગ્યવંતો પુરુષાર્થી આત્મા છે. તેઓનો ગૃહ-સંસાર પણ જળકમળવત જ રહ્યો છે. મલ્લી દ્રવ્યે અને ભાવે સંસાર સંકેલી લઈ પ્રગતિને પંથે ચડી રહ્યા છે. સર્પની જેમ કાંચળી ઉતારીને પાછુ જોવાપણું નથી.

આજે સાધકોમાં દ્રવ્યનો ત્યાગ સરલ બની રહ્યો છે પરંતુ ભાવ સંસારનો ત્યાગ કઠિન થઈ રહ્યો છે. એક ઘર છોડીને જતાં અનેક ઘરના મોહમાં રંગાઈ જવાય તેનો વિવેક જરૂર રાખવો જોઇએ. એક કુટુંબ કે એક પરિવારના ત્યાગ પછી અનેક કુટુંબ પરિવારના રાગ-મોહમાં ઘેરાઈ જતાં ફરી સંસાર ઉભો થઇ જાય છે. ભાવ સંસારનો પરિત્યાગ એ જ મહત્ત્વનો ત્યાગ ગણાય છે.

जं समयं च णं मल्ली अरहा चरित्तं पडिवज्जइ तं समयं च णं मल्लिस्स .........मणपज्जवनाणे समुपन्ने।

કુમારી મલ્લી આવા ભાવ સંસારને સંકેલી આત્મભાવમાં રમી રહ્યા છે. તેઓ દીક્ષાની પર્યાયમાં રમણ કરતાં ચોથું **મનઃપર્યવ જ્ઞાન** પ્રાપ્ત કરે છે.

મતિ, શ્રુત અને અવધિ આ ત્રણ જ્ઞાનતો માતાના ગર્ભમાં મેળવ્યા હતા. આ મનઃપર્યવ જ્ઞાન ચારિત્રના સ્વીકાર સાથે પ્રગટ થયું છે.

માનસિક ભાવોને જાણવાવાળું જ્ઞાન તે મનઃપર્યવ જ્ઞાન કહેવાય છે. મલ્લી અરિહંતના દીક્ષા કલ્યાણનો સમય પણ શાસ્ત્રકારે ફરમાવેલ છે.

## મલ્લી દીક્ષા કલ્યાણક

જૈનાગમોમાં તીર્થંકરોના કલ્યાણકોનું મહત્ત્વ બતાવવામાં આવેલ છે. ભગવતી મલ્લીની દીક્ષા અનેક ભવ્યાત્માઓ માટે કલ્યાણનું નિમિત્ત છે.

मल्ली णं अरहा जे से हेमंताणं दोच्चे मासे चउत्थे पक्खे
पोससुद्धे तस्स णं..........परिसाए सद्धिं मुंडे भवित्ता पव्वइए।

મલ્લી અરિહંતે જ્યારે સર્વ વિરતિરૂપ ચારિત્ર સ્વીકાર્યું, ત્યારે હેમંત કાળનો બીજો મહીનો હતો, ચોથું પખવાડીયું હતું. તે પોષ મહિનો હતો, તેનો શુક્લપક્ષ હતો, અગિયારસનો દિવસ હતો, પૂર્વાહ્ન કાળનો વખત હતો, અચાનક અષ્ટમ ભક્ત તેમણે ધારણ કરેલું હતું. એટલે ચૌવિહારો અઠ્ઠમ હતો. અશ્વિની નક્ષત્રનો ચંદ્રની સાથે શુભ યોગ થઈ રહ્યો હતો.

## મલ્લી અરિહંતનો પરિવાર

શાસ્ત્રકાર ફરમાવે છે કે ભગવાન મલ્લીનાથે જ્યારે દીક્ષા લીધી ત્યારે ૩૦૦ પુરુષો અને ૩૦૦ સ્ત્રીઓએ તેમજ અન્ય રાજકુમારોએ પણ દીક્ષા લીધેલી હતી. તીર્થંકરોની આભ્યંતર અને બાહ્ય એમ બે પ્રકારની પરિષદા કહેવાય છે. અહીં મલ્લીઅરિહંતની આભ્યંતર પરિષદામાં ૩૦૦ આર્યાઓ (સાધ્વીજીઓ) હતી અને બાહ્ય પરિષદામાં ૩૦૦ સંતો (સાધુઓ) હતાં.

અહીં આપણે એ સમજવું જોઈએ કે મલ્લી ભગવાન સ્ત્રી વેદે છે. જેથી તેમની આભ્યંતર પરિષદામાં સાધ્વીજીઓ છે. અન્ય તીર્થંકરોની પરિષદામાં માત્ર સંતો–સાધુઓ જ રહ્યા છે. મલ્લી પ્રભુના સંતપરિવારમાં તેઓ રાત્રે સાથે રહેતા નથી. તે વ્યવહારોચિત મર્યાદા ગણાય છે.

मल्लि अरहं इमे अट्ठरायकुमारा.........महसेणे चेव अट्ठमए।

મલ્લીપ્રભુની સાથે ૧ નન્દકુમાર, ૨ નંદિમિત્રકુમાર, ૩ સુમિત્રકુમાર, ૪ બાલમિત્રકુમાર, ૫ ભાનુમિત્રકુમાર, ૬ અમરપતિ, ૭ અમરસેનકુમાર, ૮ મહાસેનકુમાર આ આઠ રાજકુમારોએ પણ દીક્ષા ધારણ કરી હતી.

तएणं से भवणइ........अट्ठाहियं करेंति त्ता जाव पडिगया

ભવનપતિ વગેરે ચાર જાતના દેવોએ મલ્લી અરિહંતના અભિનિષ્ક્રમણ મહોત્સવનો ખૂબ જ મહિમા ગાયો અને ત્યારપછી તેઓ આઠમા નંદીશ્વર દ્વીપમાં ગયા. ત્યાં તેમણે અષ્ટાહ્નિક મહોત્સવ ઉજવ્યો. આ મહોત્સવ આઠ દિવસ સુધી સતત ઉજવાય છે. ત્યારપછી તેઓ સ્વસ્થાને જતા રહે છે.

મલ્લી ભગવાનના સંસાર સંકેલવાનો યોગ નિમિત્તે કેટકેટલા પુરુષ, સ્ત્રીઓ તૈયાર થઈ ગયા. તે તેઓએ સાંભળ્યું પ્રભુના સંસાર ત્યાગની કળા કેટલી મહાન છે કે જેના આધારે અનેક આત્મા જાગૃત થયા. મલ્લીના અલૌકિક સંયમ ભાવની વાત જાણી કેવા કેવા નર-નારીઓએ પ્રેરણા મેળવી પ્રવ્રજ્યાને માર્ગે ચાલી નીકળ્યા.

મલ્લીના રૂપ-લાવણ્ય અને વ્યક્તિત્વનો કેવો પ્રભાવ હશે કે લોકો પોતાનો સંસાર સંકેલી પ્રભુના ચરણે જીવન સમર્પણ કરી શકયા.

તમો પણ આ મહાત્યાગને સાંભળી તમારા સંસારને સંકેલવાની કળા શીખો. મલ્લી ભગવાન પોતાના પરિવાર સાથે સાધનાનો સમય સફળ કરી રહ્યા છે. હવે તેઓ પરમજ્ઞાનને પ્રાપ્ત કરી વિશ્વકલ્યાણક ધર્મ દેશના કેવી રીતે ફરમાવશે, તેના ભાવ ભેદ અવસરે કહેવાશે.



# ૧૦૮

# કરાવો સત્ય માર્ગનું દર્શન!

(કારતક સુદ ૯ તા. ૩૧-૧૦-૭૬ રવિવાર)

જિનેશ્વર ભગવંતે સત્યને સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ ફરમાવેલ છે. આવી સત્ય સ્વરૂપી દેશના આપણા આત્માને સદ્દગુણ રમણતાનું માર્ગદર્શન કરાવે છે.

માનવ જીંદગી એ મૂલ્યવાન જીંદગી છે. માનવજીવનનું મૂલ્ય સદ્દગુણ રમણતાથી અંકાઈ છે. સદ્દગુણની ગ્રહણતા અને રમણતા એ જ માનવજીવનની સફળતા છે. અન્ય જીવો માટે આ સદ્દગુણ રમણતાની ઉપાસના કઠિન છે પરંતુ માનવ માટે સહજ અને સરલ છે. છતાં આ યુગનો માનવી સદ્દગુણ કરતાં દુર્ગુણ પ્રતિ વધારે ખેંચાઈ ગયો છે.

સંસારના જીવોને સારા કામ શીખવવા ઘણી મહેનત કરવી પડે છે. તેના માટે કેટલી શિક્ષણ સંસ્થાઓ છે, કેટલી ધાર્મિક શાળાઓ છે. વ્યવહારિકતા અને ધાર્મિકતા માટે કેટલો ખર્ચો કરીને લોકોને તૈયાર કરવા પડે છે. પરંતુ કોઈને ખરાબ બનવું હોય તો તેની કોઈ સંસ્થા નથી હોતી. તેને માટે કંઈ જ્ઞાન આપવામાં નથી આવતું તે તો સંગ દોષ અને કુસંસ્કારથી જ માણસ તે માર્ગે વળે છે.

માતા-પિતા અને વડીલોનું કર્તવ્ય છે કે તેમણે પોતાના સંતાનો અને પરિવારને સુસંસ્કારનું દાન-જ્ઞાન આપતું જ રહેવું જોઈએ. જેથી તેઓ પોતાના જીવનનો સુંદર વિકાસ સાધી શકે અને માનવ જીંદગીને સફળ બનાવી શકે. પરન્તુ જેઓ આ જ્ઞાન તરફ બેદરકાર રહે છે. તેઓ અને તેના વડીલોને ઘણી મુશ્કેલી સહન કરવાની રહે છે.

એક ગામમાં શ્રીધર અને લક્ષ્મીધર નામના બે સગાભાઈઓ રહેતા. બંને ભાઈઓ બધી રીતે સુખી હતા. પરન્તુ તેમને ત્યાં સંતાન ન હતું. જેથી તેઓ થોડા અંશે ઉદાસ રહેતા હતા. આ ઉદાસીનતા ટાળવા ઘણા પંડિતો, વિદ્વાનો અને જ્યોતિષિઓ ને બોલાવી સમાધાન મેળવવા પ્રયત્ન પણ કરતાં હતા. ભાગ્યની બલિહારી અને અંતરાય નિવારણ માટે દાન ધર્મની યોગ્યતા જાણી સંતોની શીખ મેળવી તેઓ સત્કાર્યમાં લાગી ગયા.

આ બાજુ કામધંધો-વેપારાદિ વ્યવસાય ઘણો સારો ચાલે છે. લક્ષ્મીની તેમને ત્યાં કૃપા છે. બંને ભાઈઓ ઘણાં જ બાહોશ અને સમજદાર છે. શેઠ પોતાનું સમાધાન મેળવવા ઘણાં સાધુ-સંતોને પણ મળે છે. કોઈને ઘેર બોલાવે છે, તો કોઈને પોતાના ઘેર જમાડે છે. તેમની ઘણી રીતે સેવા કરી સારૂં દાન આપે છે.

સૌ એક જ વાતની પ્રેરણા કરે છે કે શેઠ દાન-પુણ્ય કરો તો તમારી અંતરાય તૂટી જશે. બંને ભાઈઓ આવી ઉત્તમ પ્રેરણા મેળવી ઘણું- મોટું દાન અને પરોપકાર કરવા લાગ્યા. તેમની ઉદારતાથી ગામમાં કોઈ ભૂખ્યું રહેતું નથી. તેમજ ગામને કિનારેથી કોઈ ભૂખ્યું જતું નથી. ગરીબો અને દુઃખી લોકોના માટે બંને શેઠ પ્રભુસમ બની ગયા. આવા દયા-દાનના શુભ-મંગળ ભાવોથી નાના લક્ષ્મીધર શેઠના પત્નીને પુત્રજન્મની પ્રાપ્તિ થઈ. જાણે આખા ઘરમાં પુત્રજન્મના આનંદે જ કેમ અવતાર લીધો હોય, તેવું વાતાવરણ બની ગયું. બંને ભાઈઓના અંતર તો આનંદથી છલકાઈ ગયા. બંને શેઠાણીના હૈયા તો ખુશીથી ઉભરાઇ ગયા. ગામમાં પણ ઘેર ઘેર આનંદના દીપકો પ્રગટી ગયા.

ગામમાં સૌને મન સંતોષ થયો કે "આ લાખોની આવક આ હવેલીઓ, આ

બાગ-બગીચાઓ, જમીન-ખેતરો અને ધન-સંપત્તિને ભોગવનાર અને કુળની પરંપરાને સાચવી રાખનાર પુત્ર શેઠને ત્યાં ભલે આવ્યો.

બંને ભાઈઓનો દૂર સુધી લોક પ્રેમ, ભલીલાગણી અને ઉદારતા માટે કીર્તિનો યશ-ધ્વજ ફરકતો હતો. શેઠે તો પુત્રજન્મની ખુશાલીમાં દાનશાળા અને ભોજનશાળાને ખુલ્લા મુકયા. લોકોને હવે વ્યવસ્થિત રીતે ભોજન અને સહાયતા મળવા લાગ્યા. બંને ભાઈઓ લોકોના રૂડા આશીર્વાદથી વધારે સંપન્ન બનાવવા લાગ્યા.

વર્ષો પછી સંતાનની પ્રાપ્તિ થઈ છે. જેથી બાળકને લાડકોડથી ઉછેરવા માંડયા. પુત્રનું શ્રીકાન્ત નામ આપ્યું. સૌ તેને બોલાવે, રમાડે અને હેત કરે. માતાના લાડ અને હેત તો કોઈ મોટી વાત ગણાય છે. કુમારના આંખમાં આંસુ ન આવવું જોઈએ તેની ઘણી મોટી સાવધાની રાખવામાં આવતી હતી. ઘર નોકરો વગેરે તેની રાત-દિવસ ચિંતા કરતા હતા.

આ બાજુ બંને ભાઈઓ તો વેપાર-ધંધામાં રોકાઈ જતા હતા. ઘરમાં શ્રીકાન્તના એક પક્ષે જ લાડકોડ ઘણા વધી રહ્યા હતા. બંને ભાઈઓ સમજતા હતા કે સંતાનને વધારે લાડ કરાવવા સારા નથી. તેનું પરિણામ મોટા થતા સારૂં આવતું નથી.

કયારેક શ્રીધર શેઠ કહી ઉઠતાં કે હવે પુત્ર તો સમજણો થવા લાગ્યો છે. તેને વધારે લાડ લડાવવા સારા નહિ.

શેઠાણી કહે : કેમ, મારા દીકરા માટે આવું કહો છો ? એ તો હજુ બાળક છે લાડકોડ અમારી પાસે ન કરે તો, કોની પાસે કરવા જાય ?

શેઠ કહે : તમે તેને લાડ કરો તેની ના નથી પરન્તુ તેની સરખી રીતે દેખ-ભાળ કરો. હવે તે સમજતો થયો છે. સ્કૂલે જાય છે તો ભણતો નથી. ત્યાં કલાસ ભરતો નથી. બીજા કુસંગી છોકરા સાથે રખડયા કરે તે સારુ ન ગણાય ! તમો તેને સારી અને સત્યની વાત કરો. સારા સંસ્કારની શીખ આપો ! આ તો સારા ઘરનું સંતાન છે.

શેઠાણી કહે : પણ હજુ એની જીંદગી કયાં ચાલી ગઈ છે. ભણશે એ તો જ્યારે ભાન આવશે ત્યારે ! તમો છોકરા માટે માથાકુટ ન કરો.

બંને ભાઈઓ કહી કહીને થાકયા પણ પુત્ર આવા લડયો અને સત્ય સમજણના અભાવે બગડવા લાગ્યો. શેઠને થયું કે શેઠાણીને કહીએ છીએ તો તેનું મન નંદવાઈ જતા વાર લાગતી નથી.

ચશ્માના કાચ તૂટી જાય કે મુહપત્તિનો દોરો તૂટી જાય તો તેને બદલાવી શકાય છે પરન્તુ નંદવાઇ ગયેલા મનને ઠેકાણે લાવવું ઘણું કઠિન બને છે.

આ બાજુ શ્રીકાન્તકુમારની ફરિયાદો દુકાને આવવા લાગી શિક્ષકો પુત્ર માટે સત્યવાત કહી જાય છે. શેઠ પણ મનમાં સત્યને સમજે છે પરન્તુ શેઠ શેઠાણીને સત્ય માર્ગનું દર્શન કરાવે છે તો તેને રૂચતું નથી. હવે શો ઉપાય ?

ગામમાંથી પણ શેઠપુત્રની સ્વચ્છંદતા અને રંજાડની વાતો આવે. બંને ભાઈઓ ઘણી શાંતિથી બૈરાઓને વાત કરે પણ તેઓ શ્રીકાન્તની મમતા-મોહને કારણે તેને ગણકારે નહિ.

એકવાર તો શેઠાણીએ એટલે હદ સુધી ઉપરાણું લીધું કે તેઓ બંને ભાઇઓને થઈ ગયું કે આ આપણા કુળદીપકનું ભાવી ઉજળું નથી ! શેઠ ઘણી ચિંતા કરતા હતા. તેના મનમાં ઘણું દુઃખ રહ્યા કરતું હતું તેનું પરિણામ એ આવ્યું કે શ્રીધરશેઠ મોટી બિમારીમાં પડી ગયા. તેઓ તો હવે પથારીવશ થયા. ઘર અને દુકાનનું કશુંયે હવે કરી શકતા નથી. ઘણાં ઉપચારો કરવા છતાં દરદ ઘટતું જ નથી દિનોદિન શરીર ઘસાવા લાગ્યું અને સૌને મન ચિંતા વધવા લાગી.

હવે આ બાજુ લક્ષ્મીધર શેઠ વેપાર-ધંધે એકલા પહોંચી શકતા નથી. પુત્રની સ્વચ્છંદતાથી પણ થાકી ગયા છે. શ્રીકાન્ત તો નથી દુકાને કામ કરતો, નથી સારી રીતે ભણવા જતો કે નથી મોટા ભાઈજીની સેવા કરતો. તે તો આખો દિવસ રખડતો ફરે છે.

નગર શેઠનો દીકરો શ્રીકાન્ત છે તો દેખાવડો અને રૂપાળો શરીર પણ મઝાનું સારૂં છે. સારા અને મોટા ઘરનું સંતાન છે શું ખામી હોય ! પુણ્ય લઈને આવ્યો છે. મઝા કરવા જ જાણે અવતાર ધર્યો છે. ઘણે ઠેકાણેથી પુત્ર માટે પૂછપરછ થાય છે પરન્તુ શેઠને થાય છે કે આ રૂપિયો જ ખોટો છે તેને કેમ વટાવવો ?

આ બાજુ શ્રીધર શેઠ લાંબી બિમારીએ ચિંતા કરીને સ્વર્ગવાસી બની ગયા. મોટાભાઈના અવસાનથી નાનાભાઈએ એકલા પડી જવાથી અર્ધો ધંધો સંપેટી લીધો. શું કરે, બધે પહોંચી શકાતું નથી. દીકરાને જોઈ લક્ષ્મીધર શેઠ પણ ઘણીવાર ચિંતા કરતાં રડી પડે છે. "અરે ! અમારી જીંદગી તો હવે જવા આવશે. પરન્તુ આ સંતાનનું શું થશે ?"

બંને ભાઈઓએ કેવી આબરૂ જમાવી છે. વેપાર-ધંધાની કેવી મઝાની શાખ ઉભી કરી છે. આ બધું કેટલી મહેનને મેળવ્યું છે પરન્તુ તેના ઉપર પાણી ફરી વળશે ?

દીકરો દી વાળે તેવો ન હતો. શેઠની ચિંતા વધવા લાગી. છેવટે તેને ઝીણો ઝીણો તાવ આવવો શરૂ થઈ ગયો. શેઠે પણ પલંગ ઢાળ્યો. ધંધો કરી શકતા નથી.

દુકાને જઈ શકતા નથી. માણુસોને મન ખુલ્લો દોર મળી ગયો. જેના હાથમાં તેના મુખમાં લેવા માંડયા. લાખો રૂપિયાની પેઢી હવે સુમસામ થવા લાગી.

શ્રીકાન્ત તો શેઠાણીની કૃપાથી સિગરેટ, દારૂ વગેરે વ્યસનોમાં પ્રવીણ બની ગયો છે. વાણિયાના અને સારા ઘરના સંસ્કારનો નાશ થઈ ગયો છે. સત્યમાર્ગના દર્શન વગર કેવી સ્થિતિ સર્જાણી છે. છેવટે દીકરો જ હાથમાંથી ગયોને?

બંને શેઠાણીઓએ જ્યારે પુત્રની આ કુટેવોને જોઈ અને એકાણુ જીવનનો ખ્યાલ આવતાં દુઃખ મનાવવા લાગ્યા. હવે વિચાર કરવા માંડયા કે અરે! આ બંને ભાઈઓ કહેતા હતા તે સત્યમાર્ગનું સાચુ ભાન આપણે કર્યું નહિ અને આ છોકરાને પણ કરાવ્યું નહિ. ખરેખર, આપણા લાડકોડે જ છોકરો બગડયો છે? હવે શું થાય? બંને મળીને શ્રીકાન્તને સમજાવે છે પણ હવે ઘણું મોડું થઈ ગયું છે. પુત્ર સમજે કેવી રીતે?

શેઠે કહ્યું: "જોયું ને શેઠાણી! આ તમારા લાડકોડનું પરિણામ? છોકરો હવે હાથમાંથી ગયો!"

શેઠે શ્રીકાન્તના એક સાધારણ ઘરની કન્યા સાથે લગ્ન કરાવી ફરજમાંથી મુક્ત બન્યા. પુત્રને હજુ પણ પોતાની ફરજ સમજાતી નથી. લક્ષ્મીધર શેઠના અંતિમ દિવસો આવ્યા. તેમણે જતાજતાં દીકરાને બોલાવીને કહ્યું: "બેટા! આપણે ખાનદાન ઘરના કહેવાઈએ. આપણી બધી જગ્યાએ આબરૂ પણ મોટી ગણાય. હવે તું સમજી જા અને આપણા કુળની આબરૂ વધારવી તે તારા હાથમાં છે. હવે, હું તો જાવું છું અને આ બધું તને સોંપતો જાવ છું."

શે પરલોક વાસી થયા. જુઓ, બંને ભાઈઓ તો ગયા, મોટા શેઠાણી પણ અવસાન પામ્યા. હવે ઘરમાં માતા, પુત્ર અને વધુ એમ ત્રણ જણા રહ્યા. શેઠાણી પુત્રને કહે છે, બેટા! હવે તું કંઈક કામ કર તારા પિતા તારા માટે ઘણું કહેતા ગયા છે.

પુત્ર કહે છે: માતા! મને કશુંએ કામ આવડઉં નથી. હું શું કરૂં? છેવટે ઘરમાં જે કંઈ હતું તે બધું દીકરાએ ખલાસ કર્યું.

આજે તેને ઘેર ખાવાના દાણા ખૂટ્યા. શેઠાણીને ઘણું જ લાગી આવે છે. અરે! એક દિવસ લોકો હજારોનો માલ લઈ જતાં હતા. તે હવેલીના આંગણાંમાં આજે લેનારા પાછા વળે છે. સુખ સાહેબીથી ધમધમતી ઇમારત આજે એકદમ સુનકાર બની ગઇ છે. બંને શેઠ ઘરની આબરૂ-પ્રતિષ્ઠા સાથે લઈ ગયા છે, પાછળથી દીકરાએ જ્યાં સુધી પૈસા વપરાય ત્યાં સુધી વાપર્યા અને દારૂની પ્યાલીઓ પીધે રાખી. કુસંગે શ્રીકાન્તનો એક દિવસે ભોગ લીધો.

તમો સાંભળી શકયા કે સંસ્કાર વગર જીવનના શા હાલ થાય છે. સત્યમાર્ગના દર્શન વિના લોકો અધઃપતનના માર્ગે જ જાય છે. સંતાનો માટે અતિ લાડકોડ સારા નથી.

જ્ઞાની જનો ફરમાવી ગયા છે કે સંતાનોને વારસામાં ધન અને વૈભવ આપીને ન જશો પરન્તુ તેને જ્ઞાન અને સંસ્કાર આપીને જજો!

ઘણા વડીલો પોતાના સંતાનો માટે જ કમાણી કરીને મુકતા જાય છે. તેનું ફળ એ આવે છે કે સંતાનો પુરુષાર્થ કરતા નથી અને પાંગળા બની પતનને માર્ગે જાય છે. જેથી તમો સૌ હવે ચેતી જજો. સંતાનો સત્યમાર્ગની સમજ સાથે સંસ્કાર આપશો તો તમે અને તમારો પરિવાર સુખી થશે.

## સંતાનો અને ધાર્મિક શિબિર

આજના સંતાનો એ બુદ્ધિશાળી વર્ગ છે. તેઓ માત્ર જડ નથી. તેઓમાં સમજણ છે. જો તેઓને સંસ્કાર અને સમજ આપી હોઈ તો તેઓ સમાજ સંઘ અને શાસનના રત્નો બની શકે તેમ છે. તેમને સત્યમાર્ગના જ્ઞાનની જરૂર છે. હમણાં આપણે ત્યાં જૈન ધાર્મિક શિબિરનું આયોજન ચાલુ છે. બપોરના ૨ા થી ૪ વાગ્યા સુધી કલાસ ચાલી રહ્યા છે. તેમાં હાઈસ્કૂલ અને કોલજના ૧૩૫ યુવક-યુવતિઓ ભાગ લઈ રહ્યા છે. આજે પાંચમો દિવસ છે. કેટલી શાંતિ અને શ્રધ્ધા-પૂર્વક લાભ મેળવી રહ્યા છે. વકતૃત્વ સ્પર્ધા, નિબંધ સ્પર્ધા અને પ્રશ્ન પેપર માટે તેમનો પુરુષાર્થ અતિ પ્રશંસનીય છે.

તેઓ સાત દિવસ સુધી આ આયોજનમાં જૈન ધર્મના વિવિધ વિષયોના પ્રશ્નોત્તર સમજે છે અને લખે છે. બોર્ડ ઉપર અમો તેમને આત્મા—કર્મ, કાળચક્ર-પ્રલય, ઈશ્વર-સૃષ્ટિ, છ દ્રવ્ય અને નવ તત્ત્વ, આવશ્યક ક્રિયાઓ, અહિંસા-અનેકાન્તવાદ વિષે પોઈન્ટ દોરીને સમજાવીએ છીએ.

સત્ય સમજ માટે તેઓની ઘણી જિજ્ઞાસા છે. તમો આવીને જુઓ તો તમારા સંતાનોના સવળા પુરુષાર્થનું પણ તમોને દર્શન થશે. ખરેખર તમોને ગૌરવ થશે.

ખાણમાંથી નીકળેલો પથ્થર ખરબચડો હોય છે. તેમાંથી કોઈ પ્રતિમાને તૈયાર કરવી હોય તો કોઈ કારીગરના હાથે તેને સોંપી કંડારવી પડે છે. તેમાંથી ઘાટ ઘડવો પડે છે. તે કલાકારના હસ્તે સુંદર મૂર્તિ બની જાય છે. લોકો તેને મંદિરની અંદર પ્રતિષ્ઠિત કરે છે.

## જો પથ્થર દેવ બની શકતો હોય તો સંતાન સંત ન બની શકે?

મનુષ્ય જન્મથી જ માનવ બનીને નથી આવતો. તેને બનાવવો પડે છે. તમારા

સંતાનો જ્ઞાન-સંસ્કારથી ધાર્મિક બનશે. સત્યમાર્ગનું જ્ઞાન મેળવી જીવન ધન્ય બનાવી શકશે.

પેલા શેઠનો પુત્ર શ્રીકાન્ત માનવ જીંદગીની મૂલ્યતા સમજ્યો નહિ અને મોઝ-મઝામાં તેને નષ્ટ કરી દુઃખી થઈ ચાલ્યો ગયો. કહેવાનું તાત્પર્ય એ છે કે સત્ય-માર્ગના દર્શનથી જીવનનો જયકાર બની જાય છે.

ભગવતી મલ્લી અરિહંત દીક્ષા અંગીકાર કરી સત્યમાર્ગના પ્રેરક બનવા માટે સાધનાના સૌભાગ્યશીલ બની રહ્યા છે.

## મલ્લી ભગવાનનું કેવળ જ્ઞાન કલ્યાણક !

મલ્લી અરિહંત પોતાના સાધુ-સાધ્વીજીઓના પરિવાર સાથે સાધનામાં બિરાજી રહ્યા છે. હવે શાસ્ત્રકાર શું ફરમાવે છે. તે સાંભળો!! तएणं मल्ली अरहा जं चेव... केवलवर नाणदंसणे समुप्पन्ने। જે દિવસે મલ્લી ભગવંતે દીક્ષા ધારણ કરી તે જ દિવસે છેલ્લા પહોરમાં અશોકવૃક્ષની નીચે પૃથ્વી શિલાપટ્ટક ઉપર સુખાસને બિરાજી, શુભ પરિણામ પ્રશસ્ત અધ્યવસાય આત્મ પરિણામ અને વિશુધ્ધ પ્રશસ્ત લેશ્યાઓના પ્રભાવથી સમસ્ત જ્ઞાનાવરણીય દર્શનાવરણીય મોહનીય અને અંતરાય રૂપ ચારે ઘનઘાતી કર્મનો નાશ કરી (કર્મરૂપ રજનું વિક્ષેપ કરી) અનંત કેવળજ્ઞાન અને કેવળદર્શન તેઓને ઉત્પન્ન થયું.

ક્ષપક શ્રેણી ઉપર આરૂઢ થયેલા આત્માઓને જ આ કેવળજ્ઞાન અને કેવળદર્શન મળે છે. તેનો પ્રારંભ આઠમા અપૂર્વકરણ ગુણસ્થાનથી જ થાય છે. મલ્લી પ્રભુએ પણ આ ક્ષપક શ્રેણીએ ચઢીને ચાર કર્મોનું વિદારણ કરી અનુત્તર, નિર્વ્યાઘાત, નિરાવરણ, કૃત્સન, અને પ્રતિપૂર્ણ કેવળજ્ઞાન-કેવળદર્શનને પ્રાપ્ત કર્યું.

तेणं कालेणं तेणं समएणं सव्व देवाणं आसणाइं चलंति...परिसा णिग्गया कुंभए वि निग्गच्छइ। તે કાળ અને તે સમયે બધા દેવતાઓના, શક્રદેવેન્દ્રના તેમજ બીજા બધા ઈન્દ્રોના આસનો ડોલવાં માંડયાં. તેનું કારણ જાણવા સૌએ પોતાના અવધિજ્ઞાનથી જાણ્યું કે મલ્લી અરિહંતને કેવળજ્ઞાનની ઉત્પત્તિ થઈ છે. તેઓ બધા મલ્લી પ્રભુ પાસે આવ્યા અને કેવળજ્ઞાનના મહિમા માટે ઉત્સવ ઉજવ્યો. તેઓ નંદીશ્વર દ્વીપમાં જઈને ત્યાં આઠ દિવસ સુધી પણ ઉત્સવો ઉજવ્યા. મહોત્સવની પૂર્ણતા પછી તેઓ સૌ સ્વસ્થાને ચાલ્યા ગયા.

મિથિલા રાજધાનીના સ્વામી મહારાજા કુંભક મલ્લી પ્રભુની સર્વજ્ઞતા-કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટ થવાના ખબર જાણી જનસમુદાય સાથે તેઓ પણ ભગવાનને વંદન કરવા માટે નીકળ્યા. મલ્લીપ્રભુ આવેલા રાજા-રાણી અને જનસમુદાયને આત્માના સત્યમાર્ગનું દર્શન કરાવનારી ધર્માચરણ સ્વરૂપી, નિજ આત્માના કલ્યાણ

સ્વરૂપ, આદર્શ ગૃહોચિત સદ્ગુણાલંકૃત બનવાની ધર્મદેશના ફરમાવે છે, કારણકે સત્યમાર્ગના જ્ઞાન વિના માનવજીવન પશુ સમાન છે. માનવ ખરેખર વિવેકશીલ પ્રાણી છે. તે પ્રભુ દેશનાથી પ્રેરણા મેળવી સત્યમાર્ગનો સાચો ઉપાસક બની શકે છે. હવે તેઓ બધા દેશના સાંભળી કેવી તૈયારી કરશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.

❀

## ૧૦૯

# વિરતિ સ્વરૂપા જિન દેશના !

(કારતક સુદ ૧૦ તા. ૧-૧૧-૭૬ સોમવાર)

જૈન ધર્મની અંદર તીર્થંકર પ્રભુની વાણીને જિન-દેશના કહેવાય છે. આ દેશના વડે અનંતા આત્માઓ પરમ પુરુષાર્થ કરી કર્મરહિત બની પરમ સિદ્ધિને મેળવી ગયા છે.

જિન દેશના સત્યસ્વરૂપનું ભાન કરાવે છે.
જિન દેશના ભોગીજનોને યોગ માર્ગી બનાવે છે.
જિન દેશના અંતરના અંધકારનો નાશ કરે છે.
જિન દેશના સર્વજ્ઞતાના સાજ સજાવી જાય છે.
જિન દેશના પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે.

આજે તમો સાધુ-સાધ્વીજીઓ પાસે ઉપદેશ સાંભળો છો. તેમાં જિન દેશનાનો જ આધાર હોય છે. જેને સિધ્ધાંત-સૂત્ર-આગમ કહેવાય છે. આવી વાણીનું શ્રવણ તે માત્ર કાનનો શોખ ન બનાવવો જોઈએ. સંતવાણીને મનોરંજનનું રૂપ ન આપવું જોઈએ. મહાપુરુષોની પ્રેરણા સમય પસાર કરવાનું સાધન ન ગણાવું જોઈએ.

જીંદગીનું સૌભાગ્ય સમજો કે આપણે માનવજીવન મેળવીને જિન દેશના સાંભળી આત્મશાંતિના માર્ગને પ્રાપ્ત કરી શકીએ. આવી વાણી દ્વારા અંતર આત્માની જાગૃતિ અને વિવેક પ્રગટ કરી શકાય છે. અનંતકાળના વિષય-કષાયની રમણતાથી મુક્ત બનાવી શકે એવી આ વાણી છે. આપણું અજ્ઞાન ટળશે અને જ્ઞાન પ્રગટશે.

જ્ઞાનથી બીજુ કોઈ ઉચ્ચ સ્વરૂપ નથી,
વૈરાગ્યથી ઉચ્ચ કોઈ ભાગ્ય નથી,
ત્યાગથી બીજુ કોઈ ઉચ્ચ સુખ નથી,
મુક્તિથી બીજી કોઈ ઉચ્ચ ગતિ નથી.

તીર્થંકર પ્રભુ છદ્મસ્થ અવસ્થામાં ધર્મદેશના ફરમાવતાં નથી. જ્યારે તેઓને કેવળજ્ઞાન પ્રગટ થાય છે ત્યારે તેઓ ભવ્ય જીવોના ઉપકાર માટે દેશના ફરમાવે છે.

આપણે ત્યાં જ્ઞાતાધર્મકથાંગ સૂત્ર ચાલી રહ્યું છે. જેમાં ભગવાન મલ્લીનાથ સ્વામી ધર્મદેશના ફરમાવે છે. મિથિલાનગરીના નાગરિકો વિશાળ સંખ્યામાં પરમ જિજ્ઞાસા સાથે આવ્યા છે. કારણકે તેઓ મલ્લી અરિહંતની અસાધારણ શક્તિથી પરિચિત છે. તેમના ભવ્ય ત્યાગને તેઓ સમજી શક્યા છે. તેમની અનંત પુરુષાર્થી શક્તિનો સૌને ખ્યાલ છે. પોતાના જ રાજ્યની રાજકુમારી ઋધ્ધિ-સિધ્ધિ-સમૃધ્ધિને છોડી સંયમ પંથે જાય તેનું ચિત્ર હજુ વિસરાયું નથી. તેઓની સ્મૃતિમાં જ છે. તેઓ સ્ત્રી તેમની ત્યાગની પરાકાષ્ઠા ને વારંવાર નિરખી લેવા આતુર બન્યા છે. કુંભક રાજા અને મહારાણી પ્રભાવતી તો મહાબુધ્ધિશાલી, મહાપ્રભાવક, તેજોમૂર્તિ, મંગલ સ્વરૂપા, ત્યાગના ગૃહ સમા પોતાના કુમારી મલ્લી ભગવતીના ફરીફરી દર્શન કરી પવિત્ર બની જવાની ઉત્કંઠાથી અને પ્રભુની દેશના સાંભળી ભવ તરી જવાની ભાવના સાથે રાજધાનીમાંથી નીકળી મલ્લીના ચરણશરણમાં પહોંચી ગયા છે.

तएणं ते जियसत्तुपा. छप्पिजेट्ठे पुत्ते ठावेत्ता पुरिससहस्सवाहिणीओ सीयाओ दुरूढा सव्विड्ढीए जेणेव मल्ली........पज्जुवासंति

તમોને યાદ હશે કે મલ્લીકુમારીએ પેલા જિતશત્રુ આદિ છએ રાજવીઓને ત્યાગમાર્ગની ભાવનાનું ભાન કરાવી દીક્ષા માટે તૈયાર કરેલા અને તેઓને તેમના રાજ્યમાં મોકલી એક વર્ષ પછી પોતાના રાજકુમારને રાજ્યભાર સોંપીને આવવાનું કહ્યું હતું.

હવે તેઓ જિતશત્રુ પ્રમુખ છએ રાજવીઓ પોતાના મોટા પુત્રને રાજગાદીએ બેસાડી પુરુષ સહસ્રવાહિની પાલખીઓમાં બેસીને સર્વ ઋધ્ધિ અને સકળ બળની સાથે મલ્લી અરિહંતના ચરણોમાં પહોંચ્યા અને પ્રભુને સવિધિએ વંદન નમસ્કાર કરી પર્યુપાસના કરવા લાગ્યા.

तएणं मल्ली अ. तीसे महइ महालयाए. कुंभगस्स तेसिं च
जियसत्तू पामुक्खाणं धम्मं कहेइ। परिसा जामेव........पडिगया।

મિથિલાનગરીનો વિશાળ જનસમુદાય, તેમજ મહાઋધ્ધિવંત મહારાજા કુંભક, મહારાણી પ્રભાવતી અને જિતશત્રુ પ્રમુખ તે છએ રાજાઓને આવેલા જોઇ મલ્લી અરિહંતે શ્રુત ચારિત્રરૂપ ધર્મનો ઉપદેશ આપ્યો.

હે ભવ્યાત્માઓ! આ સંસાર દુઃખનું ઘર છે. જેને સુખી થવાની કામના છે. તેઓએ સુખના નિવાસ સમા ધર્મગૃહનું શરણ સ્વીકારવું જોઇએ. ધર્મના બે પ્રકાર

છે. એક આગાર ધર્મ જેને દેશ વિરતિ ચારિત્ર કહેવાય છે. જેમાં ઉપાસક પોતાની શક્તિ પ્રમાણે વ્રત-નિયમને અંગીકાર કરી ગૃહોચિત આદર્શ મર્યાદાઓનું પાલન કરતા શ્રાવક ધર્મનું પાલન કરી શકે છે. જેના માટે પાંચ અણુવ્રત, ત્રણ ગુણ વ્રત અને ચાર શિક્ષા વ્રત ગ્રહણ કરવાના હોય છે. સંતોનો ત્યાગ અને વ્રત જીવન પર્યન્તના હોય છે. જેમાં થોડો પણ આગાર હોતો નથી. તેને સર્વવિરતિ ચારિત્ર ધર્મ કહેવાય છે. તેને માટે પાંચ મહાવ્રતો, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિનું પાલન કરવાનું હોય છે. આવા બંને પ્રકારના ત્યાગધર્મનું સ્વરૂપ સમજાવતા શ્રોતાજનો મુગ્ધ બની રહ્યા છે.

જિનદેશના તો પથ્થર જેવા હૃદય હોય તો તેને પીગાળી આપે છે. રંગરાગથી મોહિત થયેલા વ્યક્તિઓને વૈરાગ્યના વિવિધ રંગોથી રંગી ત્યાગના પંથે લઇ જાય છે. ભલભલા મદમાતા વિષય કષાયથી છલકાતા રાજવીઓનો પણ ગર્વ ઉતારી, તેમને પણ વિરતિના ઘરમાં લઇ જાય છે. આવો છે તીર્થંકરની વાણીનો મહિમા !

આ બાજુ મિથિલાનરેશ મહારાજા કુંભક અને મહારાણી પ્રભાવતીએ વિચાર કર્યો કે અહો ! આ સંસારના વિચિત્ર સ્વરૂપને જાણી લીધા પછી હવે આપણે આ સાવદ્ય સંસારની મર્યાદા કરવી જોઇએ. તેઓ બંનેને શ્રમણોપાસક બનવાની ભાવના જાગૃત થઇ. **कुंभए समणोवासए जाए पभावईय** । પ્રભુ પાસે તેઓ બંનેએ શ્રાવકોચિત ગૃહજીવનની મર્યાદાવાળા દેશ વિરતિ ધર્મનો સ્વીકાર કર્યો. તેઓ વ્રતો અંગીકાર કરી શ્રમણોપાસક બની ગયા.

## શ્રમણોપાસક ધર્મ

તીર્થંકર પ્રભુ સર્વજ્ઞ બનીને દેશના ફરમાવે છે. મહામૂલી વાણીનો સ્વીકાર કરી ભવ્યાત્માઓ વિરતિનો સ્વીકાર કરે છે. તેને શ્રાવક-શ્રાવિકા કહેવાય છે. જેઓ સર્વ વિરતિ ત્યાગનો સ્વીકાર કરે છે. તેને સાધુ-સાધ્વીજી કહેવાય છે. આવી ચતુર્વિધ સંઘ સ્વરૂપ તીર્થની જેઓ સ્થાપના કરે છે. તેને આપણે ત્યાં તીર્થંકર દેવ દેવાધિદેવ, અરિહંત પ્રભુ કહેવાય છે.

## શ્રાવક એટલે શું ?

સાગારી ધર્મનું પાલન કરે તેને શ્રાવક કહે છે. શ્રાવકએ 'શ્રુ' ધાતુ ઉપરથી બનેલો શબ્દ છે. શ્રુ એટલે સાંભળવું, જે શાસ્ત્રનું શ્રવણ કરે છે તેને શ્રાવક કહેવાય છે. વ્યવહારમાં શ્રાવકનો અર્થ શ્ર-શ્રધ્ધાવંત, વ-વિવેકવંત, ક-ક્રિયાવંત અર્થાત્ જે શ્રધ્ધાયુક્ત વિવેકપૂર્વક ક્રિયા કરે તે **શ્રાવક** કહેવાય છે. જેઓ શ્રમણ-સાધુની ઉપાસના એટલે સેવાભક્તિ કરે છે તેને **શ્રમણોપાસક** કહેવાય છે.

શ્રી ઠાણાંગજી સૂત્રમાં ચાર પ્રકારના શ્રમણોપાસક કહ્યા છે-

**चत्तारि समणोवासगा, पण्णत्ता तंजहा–१ अम्मापिए समाणा, २ भायसमाणा, ३ मित्तसमाणा, ४ सवइसमाणा.**

ભગવંતે ચાર પ્રકારના શ્રમણોપાસક કહ્યા છે—૧ **અમ્માપિયા**-માતા પિતા સમાન. જેવી રીતે માતા-પિતા પોતાના સંતાનનું સંરક્ષણ અને સાર સંભાળ કરે છે. તેવી જ રીતે કેટલાક શ્રાવકો સાધુઓ તરફથી કોઈ જાતનો પોતા ઉપર ઉપકાર થયો ન હોય છતા પણ સંતને નિર્ગ્રન્થ મુનિ સમજી સ્વભાવથી જ તેઓની સાર સંભાળ રૂપ સેવા કરે છે. તેઓની હિતચિંતા કરે છે. ૨ **ભાય**-ભાઈ સમાન. જેવી રીતે ભાઈઓ પરસ્પર વિશેષ પ્રેમ રાખે છે. કયારેય પણ પોતાના ભાઈ ઉપર કઈ પણ આફત આવી પડે છે ત્યારે ભાઇ પોતાનું સર્વસ્વ અર્પણ કરીને પણ તેની સહાયતા કરે છે. તેવી રીતે કેટલાક શ્રાવક-શ્રાવિકા સાધુ-સાધ્વીજી પ્રત્યે વિશેષ પ્રેમભાવ તો રાખતા હોય કદાચ ઓછો પણ રાખે છતા સાધુઓ ઉપર કઇ આપત્તિ આવી પડે ત્યારે પોતાનું સર્વસ્વ અર્પણ કરીને પણ તેમને સહાયતા કરે છે. તેઓ હૃદયના સાચા પ્રેમથી અને વાત્સલ્ય બુધ્ધિથી ભક્તિ કરે છે. ૩ **મિત્ત**-મિત્રસમાન. જેવી રીતે મિત્રો પરસ્પર એકબીજાનો ઉપકાર કરે છે. એક મિત્ર કંઇ ઉપકાર કરે તો બીજો સામો ઉપકાર કરે અને આપત્તિ આવી પડે ત્યારે યથાશક્તિ સહાયતા કરે, તેવી રીતે કેટલાક શ્રાવકો સાધુ-સાધ્વીજીઓ પાસેથી જ્ઞાનાદિ ગુણ ગ્રહણ કરે છે. સંતોને પોતાના ઉપકારી ગણે છે. એવું જાણી તેમની આહાર, વસ્ત્ર, ઔષધોપચાર આદિથી યથોચિત સુખ શાતા ઉપજાવે છે. કદાચ કોઈ કારણસર ત્યાગીજનો પર આપત્તિ આવી પડે ત્યારે તેની સેવા કરી મિત્રની જેમ શાતા ઉપજાવે છે. ૪ **સવઈ**-શોકય સમાન. જેવી રીતે શોકયો પરસ્પર ઈર્ષા નિંદા કરે છે, શાપ આપે છે, પતિ પાસે એકબીજાની ચાડી ચુગલી કરે છે, ખોટા આળ ચઢાવે છે. માન ભંગ કરવાનો પ્રયત્ન કરે છે. તેવી રીતે કેટલાક શ્રાવક જનો પણ સાધુ-સાધ્વીજીઓની ઈર્ષા કરે છે, તેઓનું ખરાબ બોલે છે, તેઓનું બુરૂં ચિંતવે છે, બીજા પાસે તેમના અવર્ણવાદ બોલે છે, ખોટા ખોટા આળ ચઢાવે, જેનાથી ધર્મની અને શાસનની અવહેલણા થાય છે. આવા કામ કરનાર મહાપાપના ભાગીદાર થાય છે. તમારાથી થાય તો કોઈ સાધુ-સાધ્વીજીઓની માતા-પિતા, ભાઇ, મિત્ર બની સેવા કરજો. કદાચ સેવા ન થાય તો શોકયની જેમ વર્તાવ કરીને ત્યાગીજનોની અશાતના ન કરશો. શાસ્ત્રમાં કહ્યું છે કે **न या वि मोक्खो गुरुहिलणाए** ગુરુજનોની હિલણા-નિંદા-અવર્ણવાદ કરનારનો મોક્ષ થતો નથી.

શ્રાવકના બીજા પણ ચાર પ્રકાર બતાવ્યા છે. **चत्तारि समणोवासगा पण्णत्ता तंजहा अध्धासमाणे, पडागसमाणे, खाणुसमाणे, खरकंटसमाणे.**

૧ અદ્દંધાગ-અરિસા સમાન જેવી રીતે અરિસામાં પોતાનું જેવું રૂપ-વર્ણ હોય તેવું જ દેખાય છે. તેવી રીતે કેટલાક શ્રાવકો સાધુજીના વ્યાખ્યાનાદિ શ્રવણ કરતાં ઉત્સર્ગ અપવાદ જેવો માર્ગ પ્રરૂપે તેને સત્યમેવ સમજી તેમના વચનોનો સ્વીકાર કરે છે. ૨ પડાગ-પતાકાસમાન. જેવી રીતે ધ્વજા જે બાજુનો પવન હોય તે બાજુ ફરતી જાય છે, તેવી રીતે કેટલાક શ્રાવકો જેમનો ઉપદેશ સાંભળે તેમના મતમાં ચાલ્યા જાય છે. આ સાચું? કે તે? આ ગ્રહણ કરૂં કે તે? સારઅસાર સમજે નહિ અને ચિત્ત હંમેશા ડોળાયેલું રહે. ૩ ખાણુ-ખીલાસમાન. જેમ ખીલો ઉંડો નાંખ્યા પછી તે હલે નહિ તેવી રીતે કેટલાક શ્રાવક પોતાના કદાગ્રહને છોડે નહિ. ચર્ચા-વાર્તામાં પોતાનો જ કક્કો સાચો કરવા માટે ઝઘડા કરે. હું કહું છું તે જ સાચું છે એવો હઠાગ્રહ છોડે નહિ. ૪ ખરકંટ-તીક્ષ્ણ કંટક સમાન. જેમ કાંટો લાગવાથી તે ખટક્યા કરે છે, દુઃખ થયા કરે છે, ઝેરી કાંટા હોય તો અંદર સડો ઉત્પન્ન કરે છે, તેવી રીતે કેટલાક શ્રાવક ધનના ગર્વથી કે જ્ઞાનના અભિમાનથી ગવિંષ્ટ થઈ, કાંટા સમાન તીક્ષ્ણ વચન બોલી સાધુઓનાં મન-દિલ-આત્માને દુભાવે છે, તેમના પર રૂષ્ટ થઈ સાધુઓનો સમુળગો નાશ કરવાની પણ ભયંકર પ્રવૃત્તિ કરે છે. જેના અનર્થકારી પરિણામ ધર્મ અને શાસનને ભોગવવા પડે છે. જેનાથી નાસ્તિકતાનો પસાર થાય છે. ઘણાં આત્માઓ આવી અશાંતિના કારણે ધર્મવિમુખ બને છે. તમોને જ્ઞાન અને ધન મળ્યું હોય તો તેનો સદુપયોગ કરજો. પરન્તુ દેવ-ગુરુ-ધર્મની અશાતના કરવા માટે કંટક સમાન બની દુરૂપયોગ ન કરજો!

તમોએ આઠ પ્રકારના શ્રમણોપાસક-શ્રાવકના સ્વરૂપને સાંભળ્યા તેમાંથી માતાપિતા, ભાઈ, મિત્ર અને અરિસા સમાન બનવું તે સારું છે પરન્તુ શોક્ય, પતાકા, ખીલા અને કંટક સમાન ન બનશો. તેનાથી તમારું મહાઅહિત થશે.

## શ્રાવકપદની પ્રાપ્તિ કેવી રીતે?

શ્રાવકપદની પ્રાપ્તિ બે પ્રકારે થાય છે. નિશ્ચયમાં દર્શન મોહનીય કર્મની સમ્યક્ત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય અને સમ મિથ્યાત્વ મોહનીય આ ત્રણ અને અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ તેમજ અપ્રત્યાખ્યાનીના ચાર ભેદ એમ ૧૧ પ્રકૃતિઓનો ક્ષયોપશમ થવાથી શ્રમણોપાસક સ્વરૂપ પંચમ ગુણસ્થાનક પ્રગટે છે. વ્યવહારથી ૨૧ ગુણ, ૨૧ લક્ષણ, ૧૨ વ્રત અને ૧૧ પ્રતિમા-પડિમા ઈત્યાદિ ગુણોનો સ્વીકાર કરવાથી શ્રમણોપાસક અથવા શ્રાવક બની શકાય છે.

## શ્રાવકના ૨૧ ગુણ

કુંભક મહારાજા અને પ્રભાવતી મહારાણીએ વ્યવહાર અને નિશ્ચય સ્વરૂપા

દેશવિરતિ ધર્મનો સ્વીકાર કર્યો છે અને શ્રાવકના ૨૧ ગુણમાં રમણતાની યોગ્યતા કેળવે છે. તે ૨૧ ગુણો જાણવા જેવા છે.

अखुद्दो रूववं पग्गइसोमो लोगपियाओ –।
अक्कुरो भीरु असढो दक्खिणे लज्जालु दयालु॥ १
मज्झत्थो सुदिट्ठी गुणानुरागी सुपक्खजुत्तो सुदीही–।
विसेसन्नु वध्धानुग विनीत कयन्नु परहितकत्ता लध्धलक्खी॥ २

તમો પણ શ્રાવક જ કહેવાઓ છો તો આ ૨૧ ગુણો સાંભળીને જરૂર સ્વીકારી લેજો, ૧ અક્ષુદ્ર પરિણામી–કોઇનો દુઃખ દાતા ન બને, ૨ રૂપવંત–વિવેકરૂપ ઉપયોગવંત, ૩ પ્રકૃતિનો સૌમ્ય, ૪ લોકપ્રિય, ૫ અક્રૂર, ૬ ભીરૂ–પાપનોડર, ૭ અશઠ–અવિવેકી ન હોય, ૮ દક્ષ–ચતુર, ૯ લજ્જાવંત, ૧૦ દયાવંત, ૧૧ મધ્યસ્થ, ૧૨ સુદૃષ્ટિવંત, ૧૩ ગુણાનુરાગી, ૧૪ સુપક્ષયુકત, ૧૫ દીર્ઘદૃષ્ટિ, ૧૬ વિશેષજ્ઞ, ૧૭ વૃધ્ધાનુગામી, ૧૮ વિનીત. ૧૯ કૃતજ્ઞ, ૨૦ પરહિત કર્તા, ૨૧ લબ્ધલક્ષી જ્ઞાન ગુણની પ્રાપ્તિ માટે ઉદ્યમવંત.

આવા ૨૧ ગુણોમાં જે રમણ કરે છે તે સંસારનો પારગામી બને છે. મિથિલાના નરેશ મહારાણી અને વિશાળ જનસમુદાય ભગવતી મલ્લી અરિહંતની આત્મોધ્ધારક દેશના સાંભળી વ્રત–નિયમનો સ્વીકાર કરી ભગવંતને વંદન નમસ્કાર કરી નગરીમાં પધારી ગયા.

હવે પેલા છ એ રાજવીઓનું શું થયું તે જોઇએ. શાસ્ત્રકાર ફરમાવે છે. तपणं जियसत्तूप्पा छप्पियाराया धम्मं सोच्चा एवं वयासी ત્યારપછી જિતશત્રુ પ્રમુખ છએ રાજવીઓએ ધર્મના ઉપદેશને સાંભળી પ્રતિબુધ્ધ થયા એટલે તેઓને પ્રભુ દેશના સ્પર્શી ગઈ છે. તેઓ મલ્લી ભગવંતના ગુણો પ્રતિ ખૂબજ આકર્ષાયા છે. તે તો તમો જાણો છો. તેઓ હવે નિવૃત્ત બનીને આવી ગયા છે. ફરીફરીને પ્રભુપદે મલ્લી અરિહંતની દેશના સાંભળી તેઓ ધન્ય ધન્ય બની ગયા છે. તેઓ હવે સંસારનો પરિત્યાગ કરી દીક્ષા અંગીકાર કરવા માટે શું કહે છે અને પ્રવ્રજ્યા કેવી રીતે લેશે તેના ભાવભેદ અવસરે કહેવાશે.



# ૧૧૦

# સંયમ જીવનની સૌરભ

(કારતક સુદ ૧૧ તા. ૨-૧૧-૭૬ મંગળવાર)

માનવ સૌરભપ્રિય પ્રાણિ છે. સૌરભના આનંદની અનુભૂતિ કોઈ વિશિષ્ટ પ્રકારની જ હોય છે. આજે સંસારના પ્રાણિઓને વિવિધ પ્રકારની સૌરભના અનુભવ થાય છે. જેને જગતના નાશવાન પદાર્થોની સૌરભ પ્રતિ મોહકતા મેળવી જે આનંદ અનુભવ્યો તે તો માત્ર ક્ષણિક જ હોય છે.

જ્ઞાનીજનોના જગતમાં એક અનોખી સૌરભનું દર્શન છે. જેનું નામ છે સંયમની સૌરભ આ સૌરભથી આત્મા સુવાસિત બને છે.

**સંયમની સૌરભ આત્માને તેજસ્વી બનાવે છે.**
**સંયમની સૌરભ આત્માને યશસ્વી બનાવે છે.**
**સંયમની સૌરભ આત્માને વર્ચસ્વી બનાવે છે.**

ભૌતિક પદાર્થો મેળવી કોઈ વ્યક્તિ પોતાની જાતને વધારે યશસ્વી મનાવે તે જ્ઞાનીઓની સામે હાસ્યાસ્પદ જેવી વાત છે. તમો બહારના પદાર્થોથી ગમે તેવા તેજસ્વી દેખાવો છતાં પણ આત્માની સૌરભ નથી મેળવી ત્યાં સુધી તો ખરા તેજ પાત્ર ગણી નહી શકાઓ.

આજનો માનવ તો સ્પર્ધાનો માનવ ગણાય છે. તેને મન દરેક ચીજવસ્તુ કે પદાર્થમાં સ્પર્ધા રહેલી છે. તે સ્પર્ધાથી જ પોતાનો વિકાસ કરવા માગે છે. કદાચ આજની લૌકિક સ્પર્ધાઓમાં કોઈનો નંબર પણ લાગી જાય, તેથી કંઈ તે જીવનની સૌરભતાને મેળવી શકતો નથી.

આવી અક્ષર, અવિનાશ સૌરભને મહેંકાવા માટે સૌએ ત્યાગ, વૈરાગ્ય અને સંયમનો સાથ મેળવવો પડશે. તમો એકવાર તો પ્રયોગ કરો. જુઓ, તેનો કેવો આનંદ આવે છે? તેની કેવી મઝા આવે છે?

તીર્થંકર પ્રભુની દેશનામાંથી નીતરતી ત્યાગ-વૈરાગ્ય અને સંયમની સૌરભ આત્માને પરમકલ્યાણકની પ્રેરણા આપી જાય છે. બળતા આ સંસારનું સાક્ષાત્ દર્શન કરાવી જાય છે. જ્ઞાતાસૂત્રનો અધિકાર ચાલી રહ્યો છે. છએ રાજવીઓ પ્રભુ મલ્લીના ધર્મ દરબારમાં પહોંચી ગયા છે.

**तएणं जियसत्तूप्पा छप्पिराया धम्मं सोच्चा एवं वयासी**

જિતશત્રુ પ્રમુખ છએ રાજાઓ મલ્લી ભગવાનનો ધર્મોપદેશ સાંભળે છે. ધર્મ શ્રવણ કરીને તેઓ ભગવાન મલ્લી અરિહંતને આ પ્રમાણે કહ્યું : आलित्तेण भंते ! लोए पलित्तेणं भंते ! लोए जाव पव्वइया, चोद्दस पुव्विणो अणंते केवले० सिध्धा રાજવીઓ પોતાના અનુભવેલા અને સમજણથી ઓળખેલા આ લોકના સ્વરૂપને કહી પોતાની અંતરકામના રજુ કરે છે.

## સળગતો સંસાર અને સંયમ સૌરભ

હે ભદન્ત ! ચોમેર આ ચતુર્ગતિરૂપ લોક સળગી રહ્યો છે. હે ભદન્ત ! આ લોક અત્યંત જ્વલિત થઈ રહ્યો છે. રૂ અને લાકડાની અગ્નિ જ્વાળાઓની જેમ તીવ્ર જ્વાળાઓથી આ લોક વ્યાપ્ત થઈ રહ્યો છે. અગ્નિની તીવ્ર જ્વાળાઓની જેમ હંમેશા જન્મ, જરા (વૃધ્ધત્વ–ઘડપણ–બુઢાપો) મરણ વગેરેના દુઃખો આ લોકને સળગાવતા રહે છે. હે ભગવન્ ! જેમ કોઈ માણસના ઘરમાં અગ્નિ સળગી ઉઠે ત્યારે સૂતેલા માણસને બીજો કોઈ જાગ્રત કરે છે, તે પ્રમાણે જ પ્રજ્વલિત થતા આ લોકમાં મોહ નિદ્રાવશ થયેલા અમારા જેવા લોકોને બોધ આપીને તમે શ્રેયસ્કર મોક્ષમાર્ગ બતાવ્યો છે. તેથી અમે હવે તમારી પાસે દીક્ષા ધારણ કરીશું.

આ પ્રમાણે વિનંતિ કરીને જીતશત્રુ પ્રમુખ છએ રાજાઓએ મલ્લી અરિહંતની પાસે દીક્ષાને સ્વીકારી લીધી અને મુનિપણાને ધારણ કર્યું. તેઓ છએ મુનિરાજો પ્રભુ પાસે संयमेण तवसा अप्पाणं भावेमाणे विहरइ સંયમ અને તપશ્ચર્યા કરતાં થકા આત્મભાવે વિચરવા લાગ્યા. ચૌદ પૂર્વના જ્ઞાની થઈને તેઓ છએ મુનિરાજો નિરતિચાર ચારિત્રનું પાલન કરવા લાગ્યા.

ચારિત્રની સૌરભ અને તપશ્ચર્યાની સાધના વડે છએ મુનિવરો અપ્રમત્ત ભાવની રમણતા કરતાં થકા ક્ષપક શ્રેણી ઉપર આરોહણ કરવા લાગ્યા. તેઓનો પરમ પુરુષાર્થ કષાય અને નોકષાયના પરિણામોનો ક્ષય કરવાને સમર્થ બન્યો. સંજ્વલન કષાયનો ક્ષય કરી તેઓ કેવળજ્ઞાન અને કેવળદર્શનના અધિકારી થઈ ગયા. સર્વજ્ઞ પર્યાયમાં રમણ કરી અયોગી અવસ્થાને સ્પર્શ કરતાં તેઓ છએ સર્વજ્ઞ ભગવંતો પરમ સમુદાયની અક્ષય સ્થિતિ સ્વરૂપ પરમ સિધ્ધિને પ્રાપ્ત કરી મોક્ષ લક્ષ્મી સ્વરૂપા શીવરમણીને વરી ગયા. તેઓ સિધ્ધ–બુધ્ધ થઈ ગયા.

હવે તમો સમજી શકયા હશો કે વિષય કષાયરૂપ સંસાર સમાપ્ત કર્યા વિના સિધ્ધિ મળતી નથી. સંયમની સૌરભ અને ચારિત્રની સુવાસ વિના કર્મક્ષય થતા નથી. પ્રભુ મલ્લીએ આ છએ રાજવીઓને ગૃહત્યાગ, વિષય ત્યાગ, કષાય ત્યાગ કરાવી સાચા સુખના સ્વામી બનાવી દીધા.

તમો એમ સમજતા હશો કે શું દીક્ષા લીધા વિના મોક્ષ ન થાય? શું સંસારમાં રહીને કલ્યાણ ન થાય? શું સંયમને પાળ્યા વિના સુખી ન થવાય? આવા પ્રશ્નો થાય તે સ્વાભાવિક છે. સંસારમાં રહીને કલ્યાણ કરનારને સંયમ તો રાખવો જ પડે અને કષાયનો ક્ષય તો કરવા જ પડે. કષાયની મુક્તિ વિના પરમમુક્તિ ત્રણકાળમાં નથી તે લખી લેજો!

એકવાર એક સજ્જન પ્રશ્ન કરી બેઠો કે સંસારમાં રહીને કલ્યાણ કેમ ન થાય? તેમને કહેવામાં આવ્યું કે તમારૂં ઘર કબીરના પત્ની જેવું છે? તમોને પણ જીજ્ઞાસા થતી હશે કે કબીરની પત્ની કેવી હશે અને વળી તેનું ઘર કેવું સુંદર હશે? સાંભળવું છે? 'હાં. ગુરુદેવ! સંભળાવો "

કબીરસાહેબ ગૃહસ્થ મહાત્મા હતા. તેઓ ભિક્ષા કરીને આજીવિકા ચલાવતા ન હતા. તેઓ ગૃહસ્થાશ્રમી રહી મહેનત કરી પેટ ભરતા હતા. તેઓ પોતાને ઘેર કપડા વણતા હતા. એકવાર તેઓ કપડા વણતા હતા ત્યારે કોઈ ચીજની જરૂર પડી એટલે તેમણે પોતાની પત્નીને કહ્યું: "દેવી! કંથાને લાવો?" એ જ વખતે બહારથી કોઈ ભાઈ ત્યાં આવ્યા અને તેણે પણ સાંભળ્યું કે કબીરે તેની પત્ની પાસે કોઈ ચીજ માંગી. કબીરે કહ્યું હતું કે "કામ ચાલી રહ્યું છે. કંથો લાવો!"

કબીરના પત્ની ગોતવા લાગ્યા પણ અંધારામાં કયાંયે તે દેખાયો નહીં, કબીરે ફરીથી કહ્યું: "દેવી! કંથો લાવો!" પરન્તુ કંથો શોધવા છતાં ન મલ્યો. કેવી રીતે કંથો આપે? સાહેબે ફરી ત્રીજીવાર કહ્યું "દેવી કંથો લાવો!" તેમની પત્ની પણ શોધતા છતાં ન મળ્યો છતાં તેણી ગુસ્સે ન થઈ અને કબીર પાસે આવીને ઉભી રહી ગઈ. તેણીએ કહ્યું: "મહાત્માજી! કંથો ઘણો ગોત્યો પરન્તુ મળતો નથી." સાહેબ પણ આ વાત સાંભળી શાંત રહ્યા પરન્તુ ગુસ્સો ન કર્યો.

માની લ્યો કે કબીરની જગ્યાએ તમો હો તો શું કરો? ગુસ્સો ચડે કે ન આવે? ગુરુદેવ! અમોને જરૂર ગુસ્સો આવે. કેમ લલિતભાઈ! તમોને આવે કે ન આવે? "શું કરીએ. ઉપાય શું?" એનો આ જગ્યાએ તમો હો તો શું કરો? કબીર પત્નીની જેમ શાંતિ રાખીને ઉભા રહો કે તમારા કબીરને કાન પકડી શોધવા મોકલો? પેલા કબીર પત્નીએ કબીરની બાજુમાં પડેલા કંથાને લાવી તેમની પાસે મુકયો. કબીર સાહેબે પોતાનું કાર્ય પુરૂં કર્યું. પેલો આવનાર પુરૂષ જોતો જ રહી ગયો. વાહ સાહેબ! વાહ પત્ની! બંનેમાં કોણ ચડે?

ગૃહસંસારમાં રહીને જેણે કષાયોને જીત્યા નથી તેને કલ્યાણનું નામ લેવાનો શું અધિકાર છે. સમતા, સહિષ્ણુતાને કેળવ્યા વિના સંયમ કેવી રીતે આવે? છએ

રાજવીઓએ મલ્લી પ્રભુ પાસેથી આવા સંયમ જીવનની સૌરભ મેળવી હતી. જેથી તેઓ કલ્યાણ સાધી ગયા.

હવે ભગવતી મલ્લી ત્યાંથી વિહાર કરી ક્યાં પધારશે અને તેનો પરિવાર કેટલો બનશે. તેના ભાવભેદ અવસરે કહેવાશે.



## ૧૧૧

# નિર્વાણનું નિર્માણ કરો!

(કારતક સુદ ૧૨ તા. ૩-૧૧-૭૯ બુધવાર)

અનંતજ્ઞાની ભગવંતોએ નિર્વાણ માર્ગનું દર્શન કરાવતાં ફરમાવેલ છે કે જેમણે જ્ઞાન, દર્શન અને ચારિત્રથી પોતાના સંયમ જીવનનું નિર્માણ નથી કર્યું. તેઓ નિર્વાણને મેળવી શકતા નથી.

આજના વિષયમાં તમારી સામે બે શબ્દો રમે છે. એક છે નિર્વાણ શબ્દ. જે તમોને ઘણો જ મનપસંદ છે. તમો સૌ નિર્વાણ માટે ઝંખના કરો છો. તેની પ્રાપ્તિ માટે ઘણાં ઘણાં નહિ પરન્તુ લાખ લાખ પુરુષાર્થ કરો છો.

### નિર્વાણ એટલે શું?

**વિષય કષાયના પરિણામોથી સર્વથા મુક્તિ તેનું નામ નિર્વાણ!**
**અનાદિનો આત્મા સાથેનો કર્મ યોગ સમાપ્ત કરવો તેનું નામ નિર્વાણ!**
**આત્માના સકળ પ્રદેશથી કર્મનું સર્વથા મુક્ત થવું તેનું નામ નિર્વાણ!**
**સર્વ કર્મનો ક્ષય કરી આત્માને પરિશુદ્ધ કરવો તેનું નામ નિર્વાણ!**
**શુદ્ધ, બુદ્ધ, નિરંજન નિરાકારની પર્યાય તેનું નામ નિર્વાણ!**

હવે તમો સમજી શકયા હશો કે નિર્વાણ એટલે શું? નિર્વાણ એટલે સ્વર્ગગમન નહિ. એક દેહનો ત્યાગ કરી નવા દેહને ધારણ કરવો તે નિર્વાણ નથી. પરલોકગમન કે મૃત્યુ તેનુ નામ નિર્વાણ નથી. પરન્તુ જ્યારે મૃત્યુને જ મૃત્યુ આવે તેનું નામ નિર્વાણ છે. આવું નિર્વાણ કર્મક્ષય વિના મળે નહિ. કર્મક્ષય તપ વગર થાય નહિ. તપ સયમ વિના આવે નહિ. સંયમ એ પ્રત્યાખ્યાન વગર મળે નહિ. પ્રત્યાખ્યાન એ વિજ્ઞાન વિના સંભવે નહિ. વિજ્ઞાન એ જ્ઞાન વગર ભેટે નહિ.

આ બધા ભાવો એકબીજાથી જોડાયેલા છે. આ વિષયની વાતો આગળ કહેવાઈ ગઇ છે. જેથી સૌએ જ્ઞાનસાધના કરી શ્રદ્ધાને મજબૂત બનાવવી જોઈએ. શ્રદ્ધાયુક્ત

જ્ઞાનને સમ્યક્જ્ઞાન કહેવાય છે. આવા જ્ઞાન સાથે ચારિત્રની અનુપાલના થાય એટલે આશ્રવથી આત્મા રહિત બને. તપશ્ચર્યાથી આત્મા પરિશુધ્ધ બને અને આપણે નિર્વાણને મેળવી શકીએ.

આ ઉપરથી સિધ્ધ થાય છે. આપણા જીવનમાં સૌથી પ્રથમ જીનવાણીની શ્રધ્ધા કરી જ્ઞાનનું નિર્માણ કરો. જ્ઞાન સાથે ચારિત્રનું ઘડતર થાય એટલે નિર્વાણનું નિર્માણ થઈ ચૂકયું. ગઈ કાલે તમોએ છએ રાજવીઓની સાધુતા, સર્વજ્ઞતાની સાથે નિર્વાણ પ્રાપ્તિની વાત સાંભળી છે.

હવે ભગવાન મલ્લી અરિહંતને યાદ કરીએ. શાસ્ત્રકાર શું કહે છે ?

**तएणं मल्ली अरहा सहसंब वणाओ निक्खमइ त्ता. बहिया जणवय विहारं विहरइ।**

ભગવાન મલ્લીની દીક્ષા, કેવળજ્ઞાન, ધર્મદેશના, ચતુર્વિધ શ્રી સંઘની સ્થાપના તીર્થપ્રવર્તન વગેરેની વાતો તમો જાણી શકયા છો. હવે પ્રભુ મલ્લી મિથિલા નગરીના સહસ્રામવનથી સપરિવાર નીકળી બહારના જનપદોમાં તીર્થંકર પરંપરા મુજબ વિહાર કરે છે.

## ભગવાન મલ્લી પ્રભુનો ચતુર્વિધ સંઘ

૧૯માં જિનરાજ અરિહંત પ્રભુએ ધર્મદેશના દ્વારા અનેક ભવ્યાત્માઓને સંસારની અસારતા અને જીવનની ક્ષણ ભંગુરતાનુ ભાન કરાવી ચારિત્રના માર્ગે લઈ જઈ મુક્તિ ધર્મની સાધનામાં તલ્લીન બનાવ્યા છે. તીર્થંકર પ્રભુ મલ્લીનો સાધક સમુદાય વિશાળ સંખ્યામાં હતો. આગમકાર હવે તે સંબંધી વિવેચન કરે છે.

**मल्लिस्स णं भिसगपामोक्खा अट्ठावीसं गणा, अट्ठावीसं गणहरा होत्था, मल्लिस्सणं अरइओ चत्तालीसं सपणसाहस्सीओ, उक्कोसेणं बंधुमइ पामोक्खाओ पण-पण्ण अज्जियासाहस्सीओ उक्कोसेणं सावयाणं एगा साय साहस्सी, चुलसीइं सहस्सा सावियाणं एगा साहस्सी चुलसीइं सहस्सा सावियाणं तिन्निसय सायसीओ पण्णट्ठं च सहस्सा।**

મલ્લી અરિહંત ભગવાનને ભિષગ પ્રમુખ ૨૮ ગણ હતા. ૨૮ ગણધર હતા. ઉત્કૃષ્ટથી મલ્લી અરિહંત પ્રભુની શ્રમણ સંપત્તિ ૪૦ હજારની હતી. તેમજ ઉત્કૃષ્ટની અપેક્ષાએ લઘુમતી પ્રમુખ ૫૫ હજાર શ્રમણી (આર્યિકા)ઓ હતી. તેમને શ્રાવકગણ એક લાખ ૮૪ હજાર હતા. ૩ લાખ ૬૫ હજાર તેમની શ્રાવિકાઓ હતી.

**छसया चोद्दस पुव्वीणं वीससया ओहिनाणीणं बत्तीसं सया केवलणाणीणं**

पणतीसं सया वेउव्वियाणं अट्ठसया मण पज्जवणाणीणं, चोद्दस सया वाई णं वीसं सया अणुत्तरोववाइयाणं

છસો ચૌદ પૂર્વધારી મુનિગણો હતા. બે હજાર અવધિજ્ઞાની હતા. ૩૨૦૦ કેવળજ્ઞાની હતા. ૩૫૦૦ વૈક્રિય લબ્ધિધારી હતા. ૮૦૦ મનઃપર્યવજ્ઞાની હતા. ૧૪૦૦ વાદી હતા. બે હજાર અનુત્તરો પપાતિક હતા.

मल्लिस्स अरहओ दुविहा अंतगडमूमी य जाव वीसइमाओ पुरिसजुगाओ जुयंतकरभूमी મલ્લી અરિહંતથી **અંતઃકૃતભૂમિ**- તે ભવમાં જ મોક્ષ મેળવનારાઓનો કાળ. તેના બે પ્રકાર છે. ૧ **યુગાન્તર ભૂમિ**, ૨ **પર્યાન્તર ભૂમિ**. ભૂમિ શબ્દથી કાળ અને યુગ શબ્દથી ગુરુ-શિષ્ય, પ્રશિષ્ય વગેરે પુરુષોનું ગ્રહણ થયું છે. એથી આ બધા ગુરુ શિષ્ય પ્રશિષ્ય વગેરે પુરુષોને આરંભિને જેમાં તે ભવથી જ મોક્ષ મેળવનારાઓનું પ્રમાણ પ્રમિત (કેટલું છે તેની ગણત્રી) કરવામાં આવે તે યુગાંતકર ભૂમિ શબ્દનો વાચ્યાર્થ થાય છે. મલ્લી જીનથી લઇને એમના તીર્થમાં પાટ્ટાનુપાટ્ટ ક્રમથી વિંશતિ તમ પટ્ટ પુરુષ સુધી સાધુઓ સિધ્ધપદ પામી ચૂકયા છે. ત્યારપછી સિધ્ધિમાં જવા માટે વ્યવચ્છેદ થઈ ગયો. दुवास परियाए अंतमकासी આ વાકયથી આગમકારે પર્યાયાન્તકર ભૂમિ પ્રકટ કરી છે.

તીર્થંકરની કેવળી અવસ્થાના પર્યાયરૂપ સમયથી લઈને જે અન્તકર ભૂમિ હોય છે, તેનું નામ પર્યાયાન્તર ભૂમિ છે. આ શબ્દનો વાચ્યાર્થ આ પ્રમાણે જ થાય છે. મલ્લી અરિહંતને કેવળજ્ઞાન ઉદ્ભવ્યું. તેના બે વર્ષ પછી જ તેમના તીર્થમાં પોતાના ભવમાં અંતકર સાધુજનોએ મુક્તિ લાભ મેળવ્યો. તેના પહેલા કોઇ સાધુએ મુક્તિ મેળવી નથી. એ જ પર્યાયાન્તકર ભૂમિ છે.

मल्लीणं अरहा पणुवीसं धणूइमुंड्ढ उच्चत्तेणं મલ્લી પ્રભુના શરીરની ઉંચાઈ ૨૫ ધનુષ્યની હતી. वण्णेणं पियंगु समे, समचउरंस सठाणे, वज्जरिसभणाराच संघयणे શરીરનો રંગ (વર્ણ) પ્રિયંગુના જેવો નીલો હતો. તેમના શરીરનુ સંસ્થાન સમચતુરસ્ત્ર હતું. તેમનું સંઘયણ વજ્રઋષભનારાચ હતું.

## સમેત શૈલ શિખર ઉપર મલ્લી પ્રભુનો સંથારો !

મલ્લીઅરિહંતે ભારતની પાવન ભૂમિ ઉપર વર્ષો સુધી વિચરણ કરી અનેક ભવ્યાત્માઓને ત્યાગ અને સંયમના પથે ચડાવી પરોપકાર કરેલ છે તેમના વિશાળ સમુદાયને તમો સાંભળી ગયા છો. હવે ભગવાન મલ્લી સુખશાંતિપૂર્વક વિચરતા ધર્મદેશનાના નાદે ભવ્યાત્માઓમાં વૈરાગ્યના રંગો પૂરતા દેશોદેશમા પધારી રહ્યા છે.

मज्झ देसे सुहं सुहेण विहरित्ता जेणेव सम्मेए पव्वए तेणेव उवागच्छइ उवा-

गच्छिता संमेयसेलसिहरे पादोवगमणुववण्णे સુખશાંતિપૂર્વક મધ્યદેશમાં વિહાર કરીને મલ્લી પ્રભુ સમેત પર્વત (પારશનાથ પહાડ) ઉપર પહોંચ્યા તેઓશ્રીએ આ સમેત શૈલના શિખર ઉપર આત્માના અંતિમ શ્રેયને સાધવા માટે પ્રાદોપગમન સંથારો (અણુસણુ) ધારણ કર્યો.

આપણે ઘણીવાર સાંભળીએ છીએ તેવી રીતે વાંચીએ પણ છીએ કે કોઇ સાધુ-સાધ્વીજીએ અને શ્રાવક-શ્રાવિકાઓએ સંથારો કર્યો. અમારા પૂજ્ય તપસ્વી શ્રી માણેકચંદ્રજી સ્વામીજીએ ૧૮ દિવસનો સંથારો કર્યો હતો. તપોનિધિ પૂજ્ય શ્રી જગજીવનજી મ. સા. એ રાજગૃહીના ઉદયગિરિ શૈલની તળેટીમાં ૪૫ દિવસનો સંથારો કર્યો હતો.

સંથારો કરવો કોઇ સુલભ નથી. જેણે કાયાની મમતાને છોડી હોય દેહભાવ પરની મોહિની છુટી હોય તે જ વ્યક્તિ અણુસણુ કરી શકે છે. આ કળિયુગ-પંચમકાળમાં સંથારાની સાધના અતિ કઠિન છે.

## પ્રભુ મલ્લીના જીવન કાળની ગણના!

ભગવાન મલ્લી જિનેશ્વરના આયુષ્યની ગણના કરી, તેમની સાધના અને સર્વજ્ઞતાના વર્ષોની સૂત્રકાર ગણના બતાવે છે.

मल्लीणं अरहा एगं वाससयं अगारवास मज्झे वसित्ता पण पण्णं वास सहस्साइं वाससय ऊणाई केवलि परियागं पाउणित्ता पण पण्ण वास सहस्साई सव्वाउयं पालइत्ता

મલ્લી અરિહંત પ્રભુ એકસો વર્ષ ઘરમાં રહ્યા હતા. ત્યારબાદ ૫૪૯૦૦ વર્ષનું આયુષ્ય ભોગવી કેવળી પર્યાયમા રહ્યા. આવી રીતે ૫૫ હજાર વર્ષનું આયુષ્ય ભોગવીને તેઓ સંથારો કરી સિધ્ધ થયા છે.

## ભગવાન મલ્લી અરહિંતનું નિર્વાણ કલ્યાણક

ભગવાન મલ્લીનો પુણ્ય સ્ટોક કટલો મોટો હતો અને તેઓ દીર્ઘકાલીન આયુષ્યને ભોગવી શકયા. દીર્ઘજીવન મળવું સામાન્ય વાત નથી. પૂર્વ જન્મની સાધનાનું ફળ આવા મોટા આયુષ્યને આપે છે. મલ્લી પ્રભુએ વર્ષોની સાધના દ્વારા નિર્વાણનું નિર્માણ કર્યું છે, હવે શાસ્ત્રકાર મલ્લીજિનના નિર્વાણની વાત ફરમાવે છે.

जे से गिम्हाणं पढमे मासे दोच्चे पक्खे चेत्त सुध्धे, तस्स णं चेत्त सुध्धस्स चउत्थीए भरणीए णक्खत्ते णं अध्धरत्त काल समयंसि पंचहिं अज्जिया सएहिं अब्भिंतरियाए परिसाए पंचहिं अणगारसयेहिं बाहिरियाए परिसाए मासिएणं भत्तेणं अपाणएणं वग्घारि य पाणी खेणे वेयणिज्जे आउए नामे गोए सिध्धे

પ્રભુએ ગ્રીષ્મકાળના પહેલા મહિનાના બીજા પક્ષમાં એટલે કે ચૈત્ર શુકલપક્ષમાં ચોથના દિવસે જ્યારે ભરણી નક્ષત્રનો ચંદ્રની સાથે યોગ થઈ રહ્યો હતો. અર્ધ રાત્રિના વખતે આભ્યંતર પરિષદ હતી ત્યારે ૫૦૦ સાધ્વીઓની સાથે એક મહિનાનું ચૌવિહાર સહિત ભક્ત પ્રત્યાખ્યાન (૩૦ દિવસના ચોવિહારા ઉપવાસ) કરીને બંને હાથો ફેલાવતા અવશિષ્ટ (બાકી) એવા વેદનીય કર્મ, આયુષ્ય કર્મ, નામ કર્મ અને ગોત્ર કર્મનો નાશ થતાં જ તેઓએ સિધ્ધ ગતિને પ્રાપ્ત કરી.

**બોલો મલ્લીનાથ ભગવાનનો જય હો, વિજય હો !**

નિર્વાણનો મહિમા જાણવા જેવો હોય છે. જંબુદ્વીપ સૂત્રમાં તેનું વર્ણન કરવામાં આવેલ છે. તમો દીવાળીને દિવસે ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણને સાંભળી ગયા છો. ઋષભદેવ ભગવાનના નિર્વાણની જેમ અહીં एवं परिनिव्वाण महिमा भाणियव्वा जहा जंबुद्दीव पण्णत्तीए મલ્લી ભગવાનના નિર્વાણના મહિમાને જાણવો જોઈએ. नदीसरे अट्ठाहिया महिमा जावपडिगया મલ્લી પ્રભુના આ નિર્વાણના કલ્યાણકારક મહિમાનો ઉત્સવ દેવતાઓએ નંદીશ્વર દ્વીપમાં સતત આઠ દિવસ સુધી ઉજવ્યો. ત્યાર પછી તેઓ ત્યાંથી જે દિશામાંથી પ્રગટ થયા હતા તે દિશા તરફ પાછા જતા રહ્યા. હવે સુધર્માસ્વામી જંબુસ્વામીને કહે છે.

**एवं खलु जंबू ! समणेणं भगवया महावीरेणं अट्ठमस्स नायज्झयणस्स अयमट्ठे पण्णत्ते तिबेमि**

હે જંબુ ! શ્રમણ ભગવાન મહાવીરે આ જ્ઞાતાધર્મકથાંગ સૂત્રના આઠમા અધ્યયનનો જે અર્થ નિરૂપિત કર્યો છે અને તેઓશ્રીના મુખારવિંદથી જે પ્રમાણે મને કહ્યો છે અને મેં સાંભળ્યો છે તે પ્રમાણે જ મેં તમોને કહ્યો છે.

અહીં શાસ્ત્રકાર ભગવાન મલ્લીનાથનો અધિકાર પૂર્ણ કરે છે. ચાતુર્માસ દરમ્યાન શાસ્ત્રનું કથન કરતાં કંઈપણ ભાવને ઓછા, અધિકા અથવા વિપરીત કહેવાયા હોય તો અનંતા સિધ્ધ ભગવંત અને શ્રી સંઘની સાક્ષીએ મિચ્છામિદુક્કડં કરીએ છીએ.

તમો સૌએ ચાર ચાર માસ સુધી નિરંતર ઉપસ્થિત રહીને જીજ્ઞાસા સાથે પ્રભુ મલ્લીજિનના અધિકારને શ્રવણ કરવાનું જે સૌભાગ્ય મેળવ્યું, તેનાથી સૌ ભાગ્યશાળી બની ગયા છો. આજે શાસ્ત્રનો અધિકાર પૂર્ણ કરી શકયા તેમાં દેવ-ગુરુ અને ધર્મનો જ પ્રતાપ છે.

**બોલો ભગવાન મહાવીરનો જય હો ! ! !**

❀

# ૧૧૨

# ધર્મપ્રાણ ક્રાંતિવીર લોકાશાહ

(કારતક સુદ ૧૫ તા. ૬-૧૧-૭૧ શનિવાર)

ભારતીય સંસ્કૃતિની તેજસ્વીતા ધર્મથી ગણાય છે. માનવ તેના માટેનું સુયોગ્ય પાત્ર છે. માનવે ભૌતિક શક્તિના ભંડારો ભલે ખોલી મૂક્યા છતાં પણ તેના પરમ વિકાસ માટેનો આધ્યાત્મિક ક્ષેત્રમાં પ્રવેશ કરવો જ રહ્યો! ભૌતિક શક્તિથી સંસ્કૃત બનેલો માનવ જ્યાં સુધી આત્મગુણોથી બલવાન બનતો નથી ત્યાં સુધી તેની સાચી સમર્થતા ગણી શકાતી નથી.

સત્યની સમજ વિના જડના રંગથી રંગાયેલો માનવ કદાચ પોતાની જાતનું ગર્વ અનુભવે તો તેને પંડિત કહી શકાતો નથી. આત્મતત્ત્વને છોડી જડવાદમાં ફસાયેલો માનવ ચૈતન્યના મૂલ્યને સમજી શકયો નથી.

**ચૈતન્યની સમજ વિના વિકાસ સંભવીત નથી.**
**ચૈતન્યની સાધના વિના માનવનું મૂલ્ય નથી.**
**ચૈતન્યની શ્રદ્ધા વિના સાચું બલ મળતું નથી.**
**ચૈતન્યની શુદ્ધિ વિના આત્માનો ઉદ્ધાર નથી.**
**ચૈતન્યની રમણતા વિના આપણી સિદ્ધિ નથી.**

જડ અને ચૈતન્યનું સંઘર્ષ અનાદિનું ગણાય છે. આ સંઘર્ષ એ જ સંસાર છે. માનવ આ સંઘર્ષનો અંત લાવવા માટેનું ઉત્તમોત્તમ પ્રાણી છે. માનવનો પરમ પુરુષાર્થ જડનો સર્વાંશે ત્યાગ કરી આત્મીય શક્તિના અનંત ગુણને સમૃદ્ધ બનાવી પરમ સિદ્ધિને પ્રાપ્ત કરી શકે છે.

### જગતના બે પાત્રો જડ અને ચેતન

આ જગતના મુખ્ય બે પાત્ર છે. જડ અને ચેતન. બંનેના દ્રવ્ય-ગુણ અને પર્યાય અલગ અલગ છે અને સ્વતંત્ર છે. જડ ક્યારેય પણ ચેતન બની શકતું નથી. અને ચેતન ક્યારેય પણ જડ બની જતું નથી. આવી આગમોક્ત સમજ વગર જીવને જડનો મોહ છુટી શકતો નથી. ઘણીવાર માનવ અજ્ઞાનતા વ્હેમ અને અંધશ્રદ્ધાને કારણે જડ તરફ પ્રેરાય આત્મીય શક્તિને વિસરી જાય છે.

જગતમાં જ્યારે જડવાદનો મહિમા વધે છે અને લોકો તેની અંધશ્રદ્ધામાં ડૂબી જાય છે ત્યારે તેને યોગ્ય માર્ગદર્શન આપવા ધર્મના પ્રાણ સમા ક્રાંતિવીરની

જરૂર પડે છે. જ્યારે ધર્મના નામે જડવાદનું પોષણ થતું હોય ત્યારે આવા ધર્મક્રાંતિના વીર પુરુષ જગત જીવોને આત્મધર્મની સત્યતાનું જ્ઞાન કરાવે છે.

આજનો દિવસ આપણા સૌના માટે ધન્યતાનો અનુભવ કરાવી જાય છે. તે ધન્યતાનું કારણ છે વીર લોકાશાહની જન્મજયંતિ. વીર લોકાશાહે કારતક સુદી પૂર્ણિમાના પાવન દિવસે જન્મ ધારણ કરી ધર્મક્ષેત્રે મહાક્રાંતિ કરી હતી.

આવા ધર્મપ્રાણ પુરુષની જીવન ગાથાઓનું શ્રવણ કરવું એ પણ જીવનનું સૌભાગ્ય છે. ગુજરાત એ મહાપુરુષોની કર્મભૂમિ રહી છે. ભૂલેલા પુરુષોએ આવા નરવીર પાસેથી સત્યનો રાહ મેળવ્યો હતો. જડમાં ફસાયેલાઓએ ચૈતન્યની મહા ઉપાસના કરી ધર્મના મર્મને પ્રાપ્ત કર્યું હતું. વીર લોકાશાહને ધર્મપ્રાણ કહેવામાં આવ્યા છે કારણ કે તેણે ધર્મને માટે પોતાના પ્રાણ ખર્ચ્યા હતા. સર્વશક્તિના સદુપયોગે તેઓ વીર બન્યા હતા.

## ૫૦૦ વર્ષ પૂર્વ

પાંચસો વર્ષપૂર્વ વિશ્વની પ્રત્યેક ભૂમિ પર અજ્ઞાનતા છવાઈ ગઈ હતી. લોકો ધર્મના નામે હિંસા કરતાં થયા હતા. પ્રત્યેક ધર્મમાં તેનું શુધ્ધ સનાતન સત્ય ઢંકાઈ ગયુ હતું. ત્યાગ અને સંયમમાં મંદતા અને શીથીલતા આવી ગઈ હતી. ધર્મની આચારશીલતા સાધકો માટે કઠિન બની રહી હતી. ત્યાગ વૈરાગ્યની પ્રતિકુળતા અસહ્ય બનવા લાગી હતી. તે કાળના સાધકોએ સંયમ અને આચારની કઠોરતામાં મૃદુતા લાવવા આચારની અનુકુળતા બનાવી શૈથીલ્ય ગ્રહણ કર્યું હતું.

લોકો પોતાની અનુકુળતાની પ્રાપ્તિ માટે મંત્ર-તંત્ર-દોરા, ધૂપ-નિવેદ-પૂજા તરફ આકર્ષાયા હતા. તે કાળના સાધકો શુધ્ધ સાધુતાને વિસરી આવા મિથ્યા તત્ત્વના માર્ગદર્શક બન્યા હતા. ધર્મનું શુધ્ધ સનાતન તત્ત્વ ક્યાંયે દષ્ટિ ગોચર થતું ન હતું.

વીર લોકાશાહે આજના દિવસે જન્મ પામી ધર્મ ક્ષેત્રે ક્રાંતિનો શંખનાદ કર્યો. લોકોને અંધશ્રધ્ધામાંથી જાગૃત કર્યા. સત્યની સમજ આપી અને સનાતન જૈનધર્મનું મૂલ્ય કરાવ્યું.

આ સમયે પ્રત્યેક દેશમાં ક્રાંતિવીર પુરુષ પ્રગટ્યા અને સૌએ જડવાદની મેલી હવામાંથી લોકોને મુક્ત કરી ધર્મની શુધ્ધ આબોહવાનું દર્શન કરાવ્યું હતું.

## વીર લોકાશાહ

ગુજરાતની સીમા પર અરહટવાળા નામનું એક ગામ હતું. જ્યાં અનેક જૈન કુટુંબોમાં એક ચૌધરી કુટુમ્બ પણ વસતું હતુ. આ ચૌધરી ઓસવાલ પરિવારમાં હેમાભાઇ શેઠ અને ધર્મરત્ના ગંગાબાઈ નિવાસ કરતાં હતા, તેઓ આદર્શ દંપતિ હતા.

વિ સં. ૧૪૭૨ કારતક સુદી પૂર્ણિમાને તા. ૧૮-૧૦-૧૪૧૫ શુક્રવારે માતા ગંગાબાઈએ એક આદર્શ અને ધર્મ પ્રિય સંતાનને જન્મ આપ્યો. ઘરઘરમાં આનંદ છવાયો.

## પુત્રનું મુખ દર્શન જાણે પુનમનો ચંદ્રમા!!!

આજની પુર્ણિમાએ કૌમુદી પર્વની પુનમ છે. આવા પાવનકારી દિવસે પુત્ર જન્મ એ તો જીવનનું સૌભાગ્ય ગણાય! માતા-પિતાના સુસંસ્કારથી યોગ્ય પુત્રનું નામ લોકાશાહ પાડવામાં આવ્યું. વ્યવહારના પ્રાથમિક જ્ઞાન સાથે વડીલોએ તેને ધર્મની પણ સમજ આપી હતી. દેવ-ગુરુ અને ધર્મનું જ્ઞાન કરાવ્યુ હતું.

સં. ૧૪૮૭માં લોકાશાહના પંદર વર્ષની ઉંમરે શિરોહી રાજ્યની ઓધવજી શાહની સુપુત્રી સુદર્શના સાથે લગ્ન થયા. લગ્નબાદ ત્રણ વર્ષના ગાળામાં સમજણ, સંસ્કાર, કુશળતાએ માતા-પિતાની પરંપરાગત ઉદાર ચરિતની યોગ્યતા લોકાશાહે પ્રાપ્ત કરી લીધી. યથા નામા તથા ગુણા પુનમચંદ નામનો એક પુત્ર થયો. ૨૩ વર્ષે માતા અને ૨૪ વર્ષે પિતા પરલોકવાસી થતા. તેના ઉપર કુટુમ્બની જવાબદારી આવી પડી. સંસ્કારી સુપુત્ર કાર્યદક્ષ બની પોતાની ફરજ બજાવવા લાગ્યો. પિતાનો વારસાગત ધંધો કરતાં જીવન પસાર કરી રહ્યા હતા. તે સમયમાં શિરોહી અને ચંદ્રાવતી રાજ્ય વચ્ચે સંઘર્ષ ઉભો થતા વેપારી લોકોને ઘણું સહવાનો સમય આવ્યો. લોકાશાહે આવા અશાંતિના કારણે પોતાના કુટુમ્બ સાથે અમદાવાદમાં વાસ કર્યો. શાહે ત્યાં ઝવેરાતનું કામ શરૂ કર્યું. તેઓ તો હીરા-મોતીને પારખવા લાગ્યા અને તેના પાણીને માપવા માંડયા. ઝવેરાતને પારખવું અને તેના પાણીને માપવું તે કોઈ સામાન્ય માણસનું કામ નથી આ તો બુધ્ધિશાળીઓનું કામ છે.

## ઝવેરીને બનાવ્યો ખજાનચી

લોકાશાહ ઝવેરાતનો ધંધો કરતા હતા પરન્તુ તેને કયાં ખબર હતી કે તેઓ આત્માને પારખી ધર્મના ક્રાંતિકાર બની સાચા ઝવેરી થશે. એ વખતે અમદાવાદમાં મહમદશાહ નામનો બાદશાહ રાજ્ય કરતો હતો. તેના પરિચયમાં શાહને આવવાનું થયું. શાહની બુધ્ધિ ચાતુર્ય જોઈ બાદશાહે તેને રાજ્યના ખજાનચી બનાવ્યા. ખજાનચી બનવું તે સામાન્ય માણસનું કામ નથી. જેનામાં બુધ્ધિ અને વ્યવહાર કુશળતા હોય તે જ વ્યક્તિ આ પદને સંભાળી શકે છે.

## બાદશાહની તૃષ્ણા અને મૃત્યુ

બાદશાહ રાજ્ય સત્તાનો લોલુપી હતો અને તેનો પુત્ર કુતુબ રાજ્યનો અભિલાષી હતો. જિંદગીને આરે બેઠા પછી પણ માનવની તૃષ્ણા શાંત ન બને તો પછી પતન કે મૃત્યુ જ આવે! કુતુબ ચાહતો હતો કે આ ઉંમરે બાદશાહ સત્તા ન

છોડે અને હું રાજ્ય ન ભોગવું તો પછી જિંદગી શા કામની? પિતા-પુત્ર વચ્ચે સંઘર્ષ ચાલતો જ રહ્યો. બાદશાહ સત્તા છોડવાને તૈયાર ન હતો. તેનું પરિણામ એ આવ્યું કે આખરે પુત્ર કુતુબે તેના પિતાને ઝેર આપી મરાવી નાખ્યો.

## લોકાશાહનું પરિવર્તન

રાજ્યમાં બાદશાહની આ એક અઘટિત ઘટના સર્જાઈ ગઇ, પિતા મૃત્યુ પામ્યો અને પુત્રે રાજ્ય મેળવ્યું. સ્વાર્થ શું નથી કરતો? રાજ્યની લોલુપતા કેવી છે?

આ ઘટના પછી લોકાશાહના દિલમાં ઘણું દુઃખ થયું. સત્તા અને સ્વાર્થના પ્રત્યક્ષ ઉદાહરણે તેના અંતરઆત્માએ એક નવો વળાંગ લીધો. રાજ્યકાર્યમાંથી તેઓ વિરક્ત બની ગયા. રાજ્યના ખજાનચી પદની નિવૃત્તિએ તેને ધર્મ અને સાત્વિક પ્રવૃત્તિમાં જોડી દીધા.

## તત્ત્વશોધક શાહ

શાહે એક લેખક મંડળની રચના કરી. લહિયા(હસ્તલેખક)ઓ રાખી શાહે પ્રાચીન ગ્રન્થો શાસ્ત્રો વગેરેની નકલો કરાવવાની પ્રવૃત્તિ સાથે ધાર્મિક જીવન જીવવા લાગ્યા. સાત્વિક પુરુષાર્થ વડે સમયને પસાર કરતાં ગૌરવ મનાવવા લાગ્યા. લેખન પ્રવૃત્તિની સાથે સંશોધન બુધ્ધિએ શાહને આગળ એવા તત્ત્વોનું દર્શન થવા લાગ્યું. તેઓ જ્ઞાન પ્રતિ વિશેષ આકર્ષાયા.

એકવાર લોકાશાહને ત્યાં **જ્ઞાન સુંદરજી યતિ** ગોચરી (આહારભિક્ષા) માટે પધાર્યા. તેઓએ શાહને લેખન પ્રવૃત્તિમાં જોડાયેલા જોઈ તેમના હસ્તાક્ષર તરફ દૃષ્ટિ ફરી. મોતીના દાણા જેવા સુંદર અક્ષરોને જોઈ યતિશ્રીએ લોકાશાહને પોતાના શાસ્ત્રોની નકલ કરી આપવા વિનંતિ કરેલી. તેણે સહર્ષ શાસ્ત્રની સેવા સ્વીકારી લીધી. શાહે શાસ્ત્રોની નકલ સાથે અક્કલ લગાડી. શાસ્ત્રોના અર્થોને સમજવાનો પ્રયત્ન કરતાં શાહ તેના ગૂઢાર્થને મેળવવા માટે પ્રયત્નશીલ બન્યા તેઓ એકાંત સ્થાને શાસ્ત્રોના કથનની વિચારણા કરતાં તેમનો આત્મા સ્થિર થઈ જતો હતો.

આ સમયે યતિવર્ગ સાધુતાની આચાર સંહિતાથી કંઈક વધારે નીચે ઉતરી ગયેલો હતો. ભગવાન મહાવીરના પરમત્યાગના પરંપરાગત આચારમાં ઘણો મોટો ફેરફાર થઈ ગયો હતો. મંદિર, મૂર્તિ, પૂજા, ધૂપ, દીવા, મંત્ર, દોરા, વૈદકવૃત્તિ, પાલખી, છત્ર, પૈસા વગેરેને કારણે ઘણી ઘણી શીથીલતા તે કાળના યતિઓમાં (સાધુવર્ગ) દેખાતી હતી.

લોકાશાહના શાસ્ત્ર સંશોધને તેમને વિચારમાં મૂકી દીધેલા કે જીવનનું ધ્યેય, જીવનનો હેતુ, જીવનની પરાકાષ્ઠા અને જીવનનો ઉદ્દેશ શું? કલાકો સુધી વિચાર

ગ્રસ્ત બનેલા શાહને કોઈ ઉંડા રહસ્ય સુધી પહોંચવાની આ તક કોઈ વિશાળ ક્ષેત્રની આગાહી કરી રહી હતી.

## ધર્મપ્રાણ લોકાશાહની વ્યવહારકતા અને ધાર્મિકતા!

ધર્મપ્રાણ લોકાશાહના જીવનમાં એક ખાસ વિશેષતા હતી. તેઓ ધર્મ અને પ્રાણ એ બંનેને સહચારી ગણતા. "જ્યાં પ્રાણ છે ત્યાં ધર્મ હોવો જ જોઇએ." એ તેમનું જીવન સૂત્ર હતું. ધર્મ એ પદાર્થનો સ્વભાવ છે. આ સૂત્ર તેમના જીવનમાંથી નિહાળી શકાતું હતું. તેમનું વ્યવહારિક જીવન પણ સ્ફટિક સમાન સ્વચ્છ અને નિર્દોષ હતું.

સંયમ અને સાદાઈ તેના જીવનમાં વણાઈ ગયા હતા. તે સંયમ માત્ર દેહ ક્ષેત્રમાં જ નહિ પરન્તુ વાણી અને મન સુધી વ્યાપક થઈ ગયો હતો. તેઓ મિતભોજી હતા. તેનું શરીર સ્વસ્થ અને સાદુ હતું. છતાં તેનામાં અપાર આકર્ષણ દેખાતું. લોકોના ટોળેટોળાં તેની પાસે ઉભરાતાં હતા. ખરેખર લોકાશાહ લોકોના કલ્પવૃક્ષ સમા સૌ કોઇને આશ્વાસનદાયક હતા.

તેઓ કોઇને દાનથી, કોઇને દ્રવ્યથી તો કોઇને આશ્વાસનથી સંતોષતા હતા. આ રીતે ધર્મ અને વ્યવહારની તેણે એકવાક્યતા સાધી હતી. જૈનો તેમને **ધર્મપ્રાણના** નામથી સંબોધતા હતા.

## શાહને દિવ્ય સંદેશ!

લોકાશાહનું જીવન જેમ જેમ વિકાસ પામતું હતું, તેમ તેમ કાળ પણ આગેકૂચ કર્યે જતો હતો. લોકાશાહ દીર્ઘ વયે પહોંચી ચૂકયા હતા. ચતુર્વિધ સંઘના આચાર શૈથીલ્યના કારણે અને શાસ્ત્રોક્ત શુધ્ધ શીલતાના સંશોધને તેને એક ઉંડા ચિંતનમાં ગરકાવ કરી દીધા હતા.

શાહની ઢુંઢકવૃત્તિ (સંશોધકવૃત્તિ) એ તેના પોતાના આંતર્ચક્ષુ ઉઘાડી દીધા અને ક્રાન્તિ...ક્રાન્તિ....ક્રાન્તિ શબ્દો નજરે પડયા. અરે જૈન ધર્મના ક્રાન્તિકાર! ઉઠ ઉઠ, એવા ઉત્સાહની પ્રેરણાનો ધ્વનિ લોકાશાહના કાને સંભળાતો હતો. ભગવાન મહાવીરના નિર્વાણની વીસ વીસ સદીઓ પસાર થઈ ગઈ હતી. જૈન ધર્મની ક્રાન્તિ માટે તેના અંતરાત્મામાં નવચેતના પ્રગટી રહી હતી. તેમના જીવનમાં નવયૌવન અને નવોત્સાહ વ્યાપી ગયા.

## સમાજની પરિસ્થિતિ

સમાજમાં અવ્યવસ્થા, રૂઢિઓનાં બંધન, સ્વાર્થ અને વિલાસની અતિમાત્રાએ

જૈન સમાજને પણ છોડયો ન હતો. આચારની મંદતા અને વિલાસીતાથી સાધુ સમાજ પણ બચી શકયો ન હતો. ધર્મના નામે ઘણાં ધતિંગ ચાલી રહ્યા હતા.

સામાજિક, રાષ્ટ્રિય અને ધાર્મિક ત્રણે ક્ષેત્રની અવનતિના થર જામી ગયા હતા. ધર્મના નામે ગરીબ અને નિર્દોષ પ્રજા ચગદાઈ રહી હતી.

શાહ કહેતા હતા કે ધર્મતત્ત્વ તો વ્યક્તિને વિકાસના પંથે લઇ જનારું તત્ત્વ છે. જે અવનતિને આમંત્રણ કરે તે તો અધર્મ જ હોઇ શકે. ધર્મ અને વ્યવહાર, ધર્મ અને રાષ્ટ્ર, ધર્મ અને સમાજ એ બધા ભિન્નભિન્ન છે, એ વાત તેને ગળે ઉતરતી ન હતી. આથી જ તેણે ધર્મ ક્રાન્તિનો ઝંડો ઉઠાવ્યો. ધર્માન્ધતાને દૂર કરવા તેણે ધર્મ પ્રકાશની મશાલ ઉપાડી છેવટે ઝંપલાવ્યું.

## લોકાશાહનો ઉપદેશ

લોકાશાહે શાસ્ત્રોના સંશોધને ધર્મનું શુધ્ધ સ્વરૂપ જાણ્યું કે धम्मो मंगल... नमंसंति ભગવાન મહાવીરે અહિંસા, સંયમ અને તપ રૂપ ધર્મને ઉત્કૃષ્ટ મંગળ કહ્યું છે. આવો ધર્મ જેના મનમાં વસે છે તેઓ તો દેવોને વંદનીય બની જાય છે. આવી ઉત્તમ સામગ્રીને લઇ શાહ લોકો સામે ઉપદેશમાં પીરસવા લાગ્યા.

મૂર્તિપૂજા એ શાસ્ત્ર સંમત નથી. અહિંસામાં ધર્મ છે. ઐહિક લાલસાથી દેવદેવીઓની પૂજા કરવી તે મિથ્યાત્વ છે. વ્હેમ અને રૂઢિઓને દૂર કરે તે જૈન. જે બહારના યુધ્ધથી વિરમે અને આત્મવેરીઓ ઉપર વિજય મેળવે તેનું નામ જૈન. જૈન જન્મતો નથી પરન્તુ જૈન બને છે. જૈન કોઇ જાતિઓનો કોન્ટ્રાકટ નથી. જૈન દર્શન જાતિવાદ વગેરેથી પર અભેદ દર્શન છે. જૈન ધર્મ તો સમદૃષ્ટિનો ધર્મ છે. ધર્મ એ આત્માના વિકાસ માટેનું ઉત્તમ સાધન છે.

## નિર્ભય શાહની દૃઢતા

લોકાશાહના શાસ્ત્રોક્ત સીધા અને સરલ ઉપદેશથી લોકોના મનમાં ભરેલી અંધતા દૂર થવા લાગી. લોકો સત્યને સમજવા લાગ્યા અને અધર્મથી દૂર થવા માંડયા. ખરેખર શાહ તો આત્મ વિશ્વાસી દૃઢ મનોભૂમિના સમ્રાટ હતા. તેઓ સત્યની કસોટી સામે અડીખમ ઉભા રહેતા હતા.

શાહની ધર્મપ્રેરિત પ્રવૃત્તિના પ્રચારથી મોટા મોટા શ્રી પૂજ્યો, આચાર્યો, ગચ્છાધિપતિઓના આસનો ડોલવા લાગ્યા. તેઓએ લોકાશાહના પ્રચારના બારણાં બંધ કરવા ઘણી મહેનત કરેલી. પોતાના ભક્તજનોને શાહ પાસે જવાની મનાઈ કરવા છતાં લોકાશાહની સિંહગર્જના સામે કોઇની તાકાત ચાલતી ન હતી.

એ વખતમાં સં. ૧૫૨૮ના સમયે પાટણથી એક લખમશી શેઠ લોકાશાહની

બહુશ્રતતા, ક્રાન્તિ, ઉદારતા અને ઉત્તમ ચારિત્રની પ્રશંસા સાંભળી ખાસ અમદાવાદ આવ્યા. તેનું પ્રયોજન તો શાહને ચકાસવાનું અને તેને સુધારવાનું હતું પરંતુ તેઓ તો શાહનું તેજ જોતાં જ ઠરી ગયા. તેની પ્રતિભા તેમને અપ્રતિમ દેખાણી. શાંતભાવે તેમણે ધર્મચર્ચા શરૂ કરી.

## લખમશી શેઠ અને લોકાશાહ

શેઠ–શાહ! અમોએ સાંભળ્યું છે કે તમો લોકોને ભરમાવી એક નવો પંથ ઉભો કરવાનો પ્રયત્ન કરો છો તે શું સત્ય છે?

શાહ–શેઠ! હું ઉપદેશક નથી. હું તો માત્ર સાધારણ શોધક છું. કોઈ ધૂળધોયા ધૂળમાંથી સોનું શોધે છે. કોઈ મરજીવા રત્નાકરમાંથી રત્ન શોધે છે. તેમ મને પણ શોધવાનો સ્વભાવ પડી ગયો છે. મારી પાસે શાસ્ત્રોનું કામ ચાલુ છે. તેમાંથી થોડું થોડું એકઠું કરતો જાવ છું અને ગ્રાહકો આવે છે. તેને માલ દેખાડતો જાવ છું. લોકો મને ઢુંઢક (ઢુંઢિયો) તરીકે ઓળખે છે. હું માનું છું કે ધર્મમાં ભેદ અને ઝઘડા ન હોય.

શેઠ–એ બધા ઝઘડા શાથી થયા હશે?

શાહ–અરે શેઠ! એ તો તમો જ સ્પષ્ટ કરી શકો તેવા છો.

શેઠ–તમો મૂર્તિપૂજાનો વિરોધ કેમ કરો છો?

શાહ–શેઠ! મૂર્તિપૂજા શાસ્ત્રોક્ત નથી.

અત્યારે સમય થોડો છે તમો લોકોને આ બંનેની ચર્ચા પ્રશ્નોત્તરી ઘણી બુકોમાં જોવા મળે છે. આ બધાનું વિવેચન થઈ શકે તેટલો સમય નથી. પરંતુ આ ચર્ચાથી લખમશી શેઠનું સમાધાન થયું. સત્યનો સ્વીકાર કરી શેઠ પાટણ ગયા અને ત્યાં ધર્મના સત્ય સ્વરૂપની જાહેરાત કરી લોકોની સામે શાહની સમજણનો પ્રચાર શરૂ કર્યો.

એકવાર અહંટવાડાથી શંભુજી શેઠ, પાટણથી દલીચંદ શેઠ, સુરતથી નાગજી શેઠ અને શિરોહીથી મોતીચંદ શેઠ વિશાળ સમુદાયની સાથે સંઘ નીકાળી અમદાવાદ આવી પહોંચ્યા. વરસાદ થઇ જવાથી તેઓને ત્યાં વધારે રોકાવું પડ્યું. તેઓએ પણ લોકાશાહને જોવાના અને સાંભળવાના ભાવ તો હતા જ, સાથે સમય મળી ગયો. તેઓ ચારે સંઘપતિ શ્રીમાન શાહ પાસે કુતુહલવૃત્તિથી ગયા હતા. પરંતુ ચર્ચાના પ્રશ્ને તેઓએ સાધુવર્ગની શિથિલતા, ચૈત્યવાદ અને અધિકારવાદના વિષયની લાંબી ચર્ચાઓ પછી સમાધાન થતાં તેમનું લોકાશાહ પ્રતિ સન્માન વધવા લાગ્યું.

લોકાશાહ તો ગુણીયલ પુરુષ હતા. ગમે તેવી ચર્ચાઓ થાય છતાં પણ આવેશ

કે ક્રોધ ન કરતાં, બરાબર શાંતિપૂર્વક જ સમાધાન કરતા હતા. જ્યારે સંઘમાં આવેલા સૂરી સમ્રાટોને ખબર પડી કે આ ચારે શેઠ લોકાશાહની પાસે જાય છે. શ્રીપૂજ્યોએ તેમને ત્યાં જતા રોકયા પરંતુ અંતે શેઠ લોકોની ચર્ચાથી તીર્થયાત્રાનો સંઘ વીખરાયો યાત્રા યાત્રાને ઠેકાણે રહી અને તે બધા શ્રાવકો સૂત્રના પ્રચારક થઈ ગયા. તેઓના અંધશ્રધ્ધાનો દીપક બુઝાઇ ગયો.

## સત્ય પ્રચારક સંઘ

આવી રીતે જૈનધર્મની આ ક્રાન્તિએ સારાએ સમાજમાં ખળભળાટ મચાવી દીધો. આ પ્રસંગે લોકાશાહના વિચારોને અનુસરનારો એક મોટો વર્ગ તૈયાર થઈ ગયો. તેમાંથી ૪૫ જણા તો દીક્ષા લેવા તત્પર બન્યા. તેઓ લોકાશાહના ચરણે ઢળી પડયા અને ગદ્દગદ્દ બની કહેવા લાગ્યા. ઓ પરમ પિતા! જૈન ધર્મના પ્રાણ! ધર્મક્રાંતિના સર્જક! શાસનના રક્ષક! તમોએ અમોને સત્યનો રાહ બતાવ્યો છે. અમો આપણા ચરણે જીવન સમર્પણ કરીએ છીએ.

## પંચમહાવ્રતના પાલનહાર પૂજ્યશ્રી જ્ઞાનજી મુનિજી પધાર્યા!!!

એ સમયે લોકાશાહે જૈન ધર્મના શુધ્ધ આચારનાં પાલક પંચમહાવ્રત ધારી મુનિઓ કયાંય વિચરે છે કે નહિ, તેની તપાસ કરાવી. હૈદ્રાબાદની આસપાસ વિચરતાં પૂજ્યશ્રી જ્ઞાનજી મુનિજી વગેરે સંતો શુધ્ધાચારના પાલક હતા. તેઓ ભગવાન મહાવીરની સ્થવીર કલ્પી અમૂર્તિપૂજક શ્વેતામ્બર સાધુવાદની પરંપરાના સંત હતા. શાહની વિનયપૂર્વકની શાસનોધ્ધારક ભાવના સાથેની વિનંતિથી તેઓશ્રી અમદાવાદ પધાર્યા. તેઓશ્રીની સાથે વાર્તાલાપ કરીને દીક્ષિત થવાના ભાવ પ્રગટ કર્યા. ૬૪ વર્ષે શ્રી લોકાશાહ આદિ ૪૫ જણાએ પૂ. જ્ઞાનજી મુનિના શિષ્ય પૂજ્યશ્રી સોહનજી મુનિ પાસે વિ.સં. ૧૫૩૬ માગશર સુદી ૫ના ભાગવતી જૈન દીક્ષા અંગીકાર કરી હતી. બીજો મત એવો છે કે વિ. સં. ૧૫૨૭ના વૈશાખ સુદ ૩ના ૪૫ જણાને દીક્ષા આપી પોતે ક્રિયા ઉધ્ધારક માટે ચારિત્ર ગ્રહણ કર્યું અને તે ગચ્છનું નામ લોકાગચ્છ રાખવામાં આવ્યું. એક બીજી ધારણા એવી છે કે લોકાશાહે દીક્ષા લીધી નથી પરંતુ તેમણે ૪૫ જણાને દીક્ષા આપેલી છે. સંસારી વ્યક્તિના નામે ગચ્છ ચલાવવો તે યોગ્ય ગણાતું નથી. જેથી લોકાશાહે ચારિત્ર ગ્રહણ કર્યું હોય તેમ પણ યોગ્ય લાગે છે. વિ.સં. ૧૫૩૧માં ૪૫ જણાની દીક્ષા થઈ એવી પણ એક માન્યતામાં મુનિ સર્વાજી, મુનિભાણજી મુનિનુન્નાજી અને મુનિ જગમાલજી મહાન ઉપદેશકો હતા. ધીરે ધીરે ૪૦૦ મુનિઓનો વિશાળ પરિવાર લોકાગચ્છમાં થયો.

## સંતોની સાધના અને ધર્મ પ્રચાર

હવે તો આ ગચ્છના સંતોમાં સત્યની સાધના, સ્વાધ્યાય, ધ્યાન, આત્મચિંતન વિચારમંથન આદી પ્રવૃત્તિઓનું દર્શન થતું હતું. લોંકાશાહના દૃઢ વૈરાગ્ય ભાવે મુનિગણમાં ત્યાગ અને તપશ્ચર્યાનું ઉત્કૃષ્ટ પાલન થવા લાગ્યું. સંયમ ધર્મની રૂડી રીતે અનુપાલના થવા લાગી. સંતોના પ્રચારમાં અહિંસા સંયમ અને તપ ધર્મની પ્રધાનતા હતી. જૈન સમાજમાં લોંકાશાહની ધર્મક્રાન્તિએ માર્ટિન લ્યુથર જેવી પ્રસિદ્ધિને મેળવી હતી. આ ધર્મક્રાંતિ વડે લોકો ધર્મના સત્ય સ્વરૂપને સમજી નિરવદ્ય સાધનામાં જોડાઈ ગયા. જોતજોતામાં સેંકડો સાધુઓ અને લાખો શ્રાવક શ્રાવિકાનો વિશાળ સમુદાય શ્રી લોંકાશાહના મતાનુયાયી બની ગયો.

પૂજ્ય શ્રી જ્ઞાનજી મુનિ અને શ્રી સોહનજી મુનિ વગેરે સંતો તે ભગવાન મહાવીરની સ્થવીર કલ્પની શ્વેતાંબર પરંપરાના સાધુમાર્ગી અમૂર્તિપૂજક સંતો હતા. આવા સંતો ઘણી જ અલ્પ સંખ્યામાં હતા. લોંકાશાહે તેમની પાસે દીક્ષા લઈ કોઈ નવી પરંપરા ચલાવી ન હતી પરન્તુ સાધુમાર્ગી પરમ્પરાને વધારે તેજસ્વી બનાવી તેનો ઉધ્ધાર કર્યો.

તે મુનિરાજો મુહપત્તિ બાંધતા રજોહરણ રાખતા, નિર્દોષ આહાર પાણીની ગવેષણા કરનાર પંચમહાવ્રત ધારી, રાત્રિ ભોજનની ત્યાગી, પાંચ સમિતિ અને ત્રિગુપ્તિના ધારક હતા. આ પરંપરામાં ૧૦ વર્ષનો પ્રચાર કરતા લોંકાશાહના મુનિરાજો ચારે તરફ ધર્મપ્રચાર કરતાં વિચરી રહ્યા હતા. લોંકાશાહ પોતાના શિષ્ય પરિવાર સાથે અમદાવાદથી વિચરતાં વિચરતાં દિલ્હી તરફ ધર્મનો જયઘોષ કરતાં પધારી રહ્યા હતા. લોંકાશાહની ધર્મક્રાન્તિના કારણે તેજોદ્વેષી અને ચૈત્યવાસીઓએ તેમના વિરોધ માટે ઠેરઠેર જાળ બિછાવી રાખી હતી. ઘણી જગ્યાએ તો લોંકાશાહના વિહાર માર્ગે ષડયંત્રો પણ રચાઇ ગયા હતા.

## અંતે દ્વેષીઓએ ઝેર દીધું

લોંકાશાહ દિલ્હી તરફ પધારતાં રસ્તામાં અલવર ગામે પધાર્યા. ત્યાં તેમને અઠ્ઠમતપની સાધનાનું પારણું હતું. તેઓને પારણાં માટેના આહારમાં પ્રતિપક્ષીઓ તરફથી ઝેર ભેળવી દેવામાં આવેલ હતું. લોંકાશાહ આ ઝેરી આહાર કરતાં તેના વિષના કારણે ખૂબ જ કષ્ટ ભોગવવા લાગ્યા. તેઓ સમજી ગયા અને અંતિમ સાધનાની તૈયારીમાં લાગી ગયા. તેઓ અણસણ કરી અંતિમ શ્રેયને સાધતા ૭૪ વર્ષની દીર્ઘ વયે **વિ. સં. ૧૫૪૬ ચૈત્ર સુદ ૧૧ તા. ૧૩-૩-૧૪૮૯માં કાળધર્મ પામ્યા.**

ભારતમાં જ્યારે જ્યારે આવા ક્રાંતિકાર પુરૂષો થયા ત્યારે પ્રતિપક્ષોએ તેઓને શાંતિથી જીવવા દીધા નથી. તેઓને અનેક રીતે દુઃખી કરી વિષ પ્રયોગે મારી નાખવામાં આવ્યા છે. તેનો ઈતિહાસ સાક્ષી છે. જૈન ધર્મના મહાપ્રાણ ધર્મક્રાન્તિના મહાસમર્થ વીર લોંકાશાહની પણ એ જ સ્થિતિ આવી.

લોંકાશાહ સત્યની ગવેષણા કરી ધન્ય ધન્ય બની ગયા !
લોંકાશાહ જૈનધર્મની સનાતન પરંપરાને તેજસ્વી કરી ગયા !
લોંકાશાહ મહાવીર શાસનના ધર્મક્રાંતિ કાર વીર બની ગયા !
લોંકાશાહ નિરવદ્યધર્મની શૃંખલાને મજબુત બનાવી ગયા !
લોંકાશાહ મુક્તિ માર્ગના સાધક માટે સત્યની શોધ કરી ગયા !

લોંકાશાહની પાસે પાટણના પ્રતિષ્ઠિત ૧૫૨ શેઠિયાઓએ પણ દીક્ષા લીધી હતી. તેમાં રૂપચંદ શાહ એક મહાન પ્રતિભાશાળી વ્યક્તિ હતી. દીક્ષા લીધા પછી દયાધર્મના પ્રચારમાં તેમનો ઘણો મોટો ફાળો હતો. લોંકાશાહના નિર્વાણ પછી તેમના સ્થાને તેમના અનુયાયી વર્ગ શ્રીરૂપઋષિને સન્માનતો હતો. લોંકાશાહે **જડમાં પ્રાણ પ્રતિષ્ઠાને બદલે પ્રાણવાનમાં ગુણની પ્રતિષ્ઠાનો શંખનાદ વગાડયો હતો.** તેમના અનુયાયીઓની પરંપરામાં લોંકાગચ્છ સો વર્ષમાં એક **ગુજરાતી લોંકાગચ્છ બીજી નાગોરી લોંકાગચ્છ ત્રીજી ઉત્તરાર્ધ લોંકાગચ્છની** શાખાઓ ઉદયમાં આવી. પાછળથી વડોદરા, જેતારણ અને બાલુપુરમાં ત્રણે સ્થાને ગાદીની સ્થાપનાના મુખ્ય કેન્દ્રો ગણવામાં આવ્યા.

વર્ષો પછી આ લોંકાગચ્છમાં પણ ઘણી શિથિલતા પ્રવેશી ગઈ. તેમાં પણ કોઇ શાખામાં મૂર્તિપૂજા અને ગાદીપૂજાએ સ્થાન મેળવ્યું. લોંકાશાહના મૂલ્યવાન સિધ્ધાંતોની અવગણના થવા લાગી. લોંકાશાહના વારસદારો પણ સાવદ્ય પ્રવૃત્તિમાં પડી ધર્મના ગૌરવને હણી રહ્યા હતા.

## સમર્થ જ્યોતિર્ધરો

લોંકાશાહની ધર્મ ક્રાન્તિની અસરને એકદમ નિર્મૂળ કરે તે પહેલાં સદ્ભાગ્યે તેમના ત્રણ અનુયાયીઓ ચમકી ઉઠયા. વિ. સં. ૧૬૮૫માં પૂજ્ય શ્રી **ધર્મસિંહજી** મહારાજ થયા. જેમણે દરિયાપુરી ગચ્છની સ્થાપના કરી. વિ. સં. ૧૬૯૨માં પૂજ્ય શ્રી **લવજીઋષિજી** મહારાજ થયા. જેમની પરંપરા અત્યારે ઋષિ સંપ્રદાય, ખંભાત સંપ્રદાય અને પંજાબ સંપ્રદાય તરીકે ઓળખાય છે. વિ.સં. ૧૭૧૬માં પૂજ્ય શ્રી **ધર્મદાસજી** મહારાજ થયા. તેમનો ૯૯ શિષ્યોનો પરિવાર થયો. તેમાંથી ૯૮નો

પરિવાર બાવીસ ટોળા તરીકે રાજસ્થાનમાં અને માળવામાં વિચરતો હતો. તેઓશ્રીના એક પ્રથમ શિષ્ય પૂજ્ય શ્રી **મૂળચંદજી** મ. અમદાવાદમાં થયા. તેના શિષ્ય–પ્રશિષ્યોએ સૌરાષ્ટ્રમાં ગોંડલ ગચ્છ, લીંબડી ગચ્છ, સાયલા ગચ્છ, બોટાદ ગચ્છ, બરવાળા ગચ્છ, ધ્રાંગધ્રા અને ચૂડા ગચ્છની સ્થાપના કરેલી અને કચ્છમાં નાની પક્ષ અને મોટી પક્ષ આઠકોટીના નામે પ્રસિદ્ધ થઇ.

## સ્થાનકવાસી ધર્મ એ સનાતન પરમ્પરા છે !

જ્યારે આ બધા ગચ્છોની અંદર ઉપાશ્રયો, પૌષધશાળા અને સ્થાનકોની રચના ધર્મધ્યાન માટે કરવામાં આવી ત્યારે તે કાળના સંત સતીજીઓ તેમાં વાસ કરવા લાગ્યા અને વીસ સ્થાનકના તીર્થંકર ગોત્ર બોલની આરાધના કરતાં સ્થાનકવાસી તરીકે કહેવડાવવા લાગ્યા.

આજે ભગવાન્ મહાવીરની પરંપરામાં અમૂર્તિપૂજક સંપ્રદાયને સ્થાનકવાસી તરીકે ઓળખાવવામાં આવે છે. તેમાંથી વિ.સં. ૧૮૧૫માં ચૈત્રવદી ૯ શુક્રવારે ધર્મદાસજી મહારાજની પરંપરાના પૂજ્ય શ્રી **રૂગનાથજી** મ. ના શિષ્ય શ્રી **ભીખમજી** મહારાજે તેમના ગુરુ સાથે વિચાર ભેદથી જુદા થઈ, તેર સાધુના ગણુથી તેરાપંથ સંપ્રદાયની રચના કરી. તેઓ પણુ અમૂર્તિપૂજક ગણાય છે.

આ બધી ઐતિહાસિક હકીકતો ઘણાં ઘણાં ગ્રન્થોથી જાણી શકાય તેમ છે. આજે ઘણો સમય થઈ જતાં હવે પૂર્ણ કરીએ છીએ. આજની પૂર્ણિમાએ ઘણાં નરવીરોને જન્મ આપી પુણ્યતાનું સૌભાગ્ય પ્રાપ્ત કર્યું છે. શ્રીમદ રાજચંદ્રજી અને શ્રી હેમચંદ્રાચાર્યજી પણુ આજે જ જન્મ પામ્યા હતા.

## સમકાલીન પુરુષો

લોકાશાહના સમકાલીન ગુરૂનાનક, કબીર, આર્ય દયાનંદ સરસ્વતી અને જર્મનના માર્ટિન લ્યૂથરે પણુ ધર્મોમાં આવેલી શિથિલતા અને જડવાદને દૂર કરી લોકોને સત્યના માર્ગે લઈ જવાનો પ્રયત્ન કર્યો હતો.

આજના સમન્વય યુગમાં ધર્મના નામે ક્લેષ અને રાગ–દ્વેષનો ત્યાગ કરી વીતરાગ સ્વરૂપ શુદ્ધ અહિંસા, સંયમ અને તપધર્મનું પાલન કરવામાં આવશે તો આપણે સૌ મુક્તિ પથના સાચા માર્ગી બની, પરમ સિદ્ધિની યોગ્યતા મેળવી શકશું.

## ક્ષમાપન

આજના દિવસે ચોમાસુ પૂર્ણ થઈ રહ્યું છે. શ્રી સંઘની સાથે પ્રવચનાદિના સંબંધમાં અમો બંને મુનિઓ તરફથી કોઇપણુ નાના કે મોટાં ભાઈબેનોને મન–

વચન અને કાયા વડે દુઃખ થયું હોય તો સંઘ સમક્ષ મિચ્છામિદુક્કડં કરી ખમાવીએ છીએ.

લોકાશાહના જીવન પ્રસંગો ચર્ચાત્મક છે. તેની હકીકતો વિવિધ રીતે ધારવામાં આવેલી છે. જેથી તમો વિવેકપૂર્વક તેની ધારણા કરજો. આ બધું કથન પરંપરાગત છે. સત્ય તો કેવળી ગમ્ય છે.

લોકાશાહની ધર્મક્રાન્તિ આપણી અંદર વિભાવનો ત્યાગ કરાવી સ્વભાવમાં સ્થિર કરે તેવી ભાવના સાથે પૂર્ણ કરવામાં આવે છે.

બોલો ભગવાન મહાવીર સ્વામીનો જય હો!

બોલો ધર્મપ્રાણ લોકાશાહનો જય હો!

સમાપ્ત



ગોંડલ સંપ્રદાયના મહારથી સૌરાષ્ટ્ર કેસરી, શાસન રત્ન પૂજ્યશ્રી પ્રાણલાલજી મહારાજના પરમ તત્વજ્ઞ, મહાજ્ઞાની અને ધ્યાની, શાસ્ત્ર વિશારદ, સુશિષ્ય પંડિત રત્ન પૂજ્યશ્રી જયંતિલાલજી મહારાજના પ્રખર વિવેચક, વ્યાખ્યાન વાચસ્પતિ, શાસન નિયામક સુશિષ્ય પૂજ્યશ્રી ગિરીશચંદ્રજી મહારાજનું જીવન દર્શન.

આલેખક-કવિશ્રી જમનાદાસ પી. મહેતા

## સ્વર-દોહરા

પૂજ્ય ગિરીશમુનિ માહરા, વાંદુ છું ધરી પ્યાર.
ધન્ય જીવન છે આપનું, સંસારે આવાર. ૧
તાત મણીલાલ ભાઈના, સપુત હે જયકાર,
વર્ણવતા ગુણ આપના, પામે ન બુદ્ધિ પાર. ૨
ઝમકુબાઈના નંદ હે, શાસનના શણગાર,
કુળ ખરે પાવન કર્યું, જન્મ ધરી સંસાર. ૩
સૌરાષ્ટ્રમાં ગોમટા વિષે, અવતર્યા સુખકાર,
ગોંડલ તાલુકા વિષે, જેનો છે વિસ્તાર. ૪
નામ ભૂપત અર્પણ થયું, હે ગુરૂવર તવાર,
સાર્થક જે આખર થયું, જીવન તારણ હાર. ૫
બાળ વયે વૈરાગ્યમાં, ઝુલ્યા અપરંપાર,
શાળા તણા શિક્ષણ વિષે, લાગ્યું ન દિલ લગાર. ૬
રટણ સંત સંયોગનું કરતાં નિત્ય અપાર,
મળ્યા મુનિ પ્રાણલાલજી, ગુણ ગુણના ભંડાર. ૭
સેવામાં જીવન ખરે, કર્યું સમર્પણ સાર,
વળી વેરાવળમાં દીઠી, દિક્ષા તારણ હાર. ૮
દિક્ષા જયંતિલાલની, એ હતી વિસ્મયકાર,
ગુરૂવર થયા જે આપના, અંતરના આધાર. ૯
ગોંડલ જૈનશાળા વિષે, કર્યો અભ્યાસ તૈયાર,
તત્વ જ્ઞાનના ગ્રંથનો, બાળ વયે સાકાર. ૧૦
વળી ભણ્યા સિદ્ધાંત પણ, હરવા ભવના ભાર,
પ્રાણલાલજી ગુરૂની આગળે, શાશ્વત સુખ દાતાર. ૧૧
ભાવ દીક્ષાના તુર્તત્યાં, પ્રગટયા અંતર દ્વાર,
આજ્ઞા મા બાપે દીધી, જાણી સાર વિચાર. ૧૨
કલકતામાં જઈ લીધી, દિક્ષા ભવ હરનાર,
મુનિ જયંતિલાલજી, ગુરૂ ધારી શ્રીકાર. ૧૩
માગશર સુદી દશમી દિને, હતો વાર બુધવાર,
બે હજાર નવ સાલમા, દિક્ષા દિપાવણહાર. ૧૪
જન્મતિથી ચૈત્ર વદી, હતી દશમ દળદાર.
ઓગણીસો અઠયાવીસમાં, જમનાદાસ ઉદાર. ૧૫

## સ્વરે પ્લવંગમ

ઢબ–અપૂર્વ અવસર

સુણીજો ચોમાસા મુનિવરના ઉજળા
ગિરીશ મુનિના એ હતા ઉપકાર જો.
વર્ણવતા ને સુણતાં હર્ષે દિલડા
એવા અનુપમ એના હતા સંસ્કાર જો. ૧
કીધાં ચોમાસા સાતપુરા બિહારમાં
ઝરીયામાં બે હજાર નવ અને ચૌદજો
જમશેદપુરમાં બે હજાર દશનું હતું
વર્ત્યો જ્યાં સહુને મન ખુબ પ્રમોદ જો. સુણજો ૨
બેરમોમા બે હજાર અગીયાર ઓપતું
રાખીયા બે હજાર બાર વિખ્યાત જો
બે હજાર પંદરનું ભોજુડી થયું
છઠું હતું એ બિહારમાં સાક્ષાત જો–સુણજો ૩
કલકતામાં એક હતું રળીયામણું
હતી સંવત બે હજાર તેર તેવાર જો
મધ્ય પ્રદેશે એક વળી રૂડું નીપજ્યું
બે હજાર ત્રેવીશ વિષે જયકાર જો–સુણજો ૪
બેવાર નીપજ્યાં આકોલામાં ઉમદા
બે હજાર બાવીશ અને વળી સોળ જો
વળી થયું એક અમરાવતીમાં ઉજળું
બે હજાર સતર વિષે અજોડ જો–સુણજો ૫
મણ વળી મુંબઈમાં દીઠા ખીલતાં
બે હજાર વીશ માટુંગાને દ્વાર જો
બે હજાર એકવીસ ઘાટ કોપર થયું
બે હજાર બત્રીસમાં આગ્રારોડ જો–સુણજો ૬
બે વળી ગોંડલમાં કીધાં ઉરે ધરી
બે હજાર અઢાર ને સાલ ચોવીશ જો
બે વળી જુનાગઢમાં કીધા છે રૂડા
બે હજાર ઓગણીશ ને ઓગણત્રીશ જો–સુણજો ૭
બે વળી અર્પ્યાં જેતપુરને ઉમંગથી
બે હજાર સત્યાવીશ ને એકત્રીસ જો
એક વળી અર્પ્યું રાજકોટને ભાવથી
એ હતું બે હજાર પચ્ચીશ કેરું વર્ષ જો–સુણજો ૮
એક એક છવીશ અઠયાવીશ ને ત્રીશમાં
ધારી જામનગર ને કુંડલા દ્વાર જો
સૌરાષ્ટ્ર કેરા દશેય એતો છે ખરે
કર્યો જ્યાં જમનાદાસ ઉતા ઉપકાર જો–સુણજો ૯

## અંતરોદ્ગાર

### દોહરા

જીવન મુનિવર આપનું, અદ્ભૂત છે સંસાર
આલેખન કરતાં અહીં, આવે ન જેનો પાર. ૧
જન મન રંજન આપથી, થાય છે આવાર
અપૂર્વ એ છે આપના, જ્ઞાન તણા સંસ્કાર. ૨
પ્રભાવિત જનતા થતી, સુણતાં વાણી સાર
મીઠા મધુરા કંઠથી, નીકળતી જે વાર ૩
સિદ્ધાંતને વળી શાસ્ત્રના, જ્ઞાતા હે જયકાર
ખરે જીવન આ આપનું ઉપકારક છે અપાર ૪
તાર્યા કંઈક જીવન તમે, અરવીસાર વિચાર
પ્રભુતા એ નહિ વિસરે, વિશ્વ કદિ તલભાર ૫
આલેખનમાં દોષ જો, હોય કયાંય લગાર
ક્ષમા હૃદયથી આપજો, જમનાદાસ ઉદાર ૬

ઘાટકોપર
તા. ૨૬–૪–૭૭

રચયિતા
કવિશ્રી જમનાદાસ પી. મહેતા

# "ગિરિધ્વનિ"ના સહયોગી પ્રકાશનાનુરાગી

| રૂ. | નામ | ગામ |
|---|---|---|
| ૧૧૦૮૧ | શ્રી મનસુખલાલ છગનલાલ દેસાઈ | ઘાટકોપર |
| ૧૦૦૧ | શ્રી ટી. જશવંતલાલ એન્ડ કું. હસ્તે ચંદ્રકાન્તભાઈ ટી. | – |
| ૧૦૦૧ | શ્રી એમ. પ્રાણજીવનદાસ એન્ડ કું. હસ્તે મોહનભાઈ કે. કોઠારી | માટુંગા |
| ૧૦૦૧ | શ્રીમતી સમરતબેન શીવલાલ સાકરચંદ શાહ | ઘાટકોપર |
| ,, | ગં. સ્વ. છબલબેન અમૃતલાલ દડીયા | ,, |
| ,, | શ્રી ન્યાલચંદ હેમચંદ દોમડીયા | ,, |
| ,, | શ્રી નરભેરામ દેવચંદ દેશાઈ | ,, |
| ,, | ગં. સ્વ. ચંપાબેન પોપટલાલ માવાણી | ,, |
| ,, | અ. સૌ. શાન્તાબેન હીરાલાલ મોદી | ,, |
| ,, | શ્રી મણીબેન પ્રેમજીભાઈ બાવીસી | ,, |
| ,, | શ્રી ગુલાબચંદ ડી. દડીયા | ,, |
| ,, | શ્રી મોહનલાલ ત્રીભોવન કોઠારી | ,, |
| ,, | શ્રી મોહનલાલ મોતીચંદ શાહ | ,, |
| ,, | શ્રી કાશીબેન શીવલાલ મહેતા | ,, |
| ,, | અ. સૌ. સવીતાબેન પોપટલાલ કામદાર | ,, |
| ,, | શ્રી તારાબેન ગુલાબચંદ મણીયાર | રાજકોટ |
| ,, | શ્રી પ્રાણલાલ છગનલાલ ગોડા | માટુંગા |
| ,, | શ્રી શીવલાલ ગુલાબચંદ શેઠ | ,, |
| ,, | શ્રી જીવણલાલ ઓધવજી બાખડા | ,, |
| ,, | શ્રી વલ્લભજી નરભેરામ ઘેલાણી | ,, |
| ,, | શ્રી આણંદજી નાનચંદ લાખાણી | ,, |
| ,, | શ્રી ધીરજલાલ તારાચંદ બદાણી | ,, |
| ,, | શ્રી વાડીલાલ કપુરચંદ દલાલ | ,, |
| ,, | શ્રી હરગોવીંદ સુંદરજી દોશી | મુંબઈ |
| ,, | શ્રી લાભકુંવર દલીચંદ દોશી | ,, |
| ,, | શ્રી રમણીકલાલ છગનલાલ દેસાઈ | ઘાટકોપર |
| ,, | શ્રી વસંતબેન રવીચંદ શાહ | દાદર |
| ,, | શ્રી મણીશંકર રણછોડભાઈ પારેખ | શાન્તાક્રુઝ |
| ,, | શ્રી મનહરલાલ કલ્યાણજી લાખાણી | બોરીવલી |
| ,, | શ્રી નરભેરામ કેશવજી | કલકત્તા |
| ,, | શ્રી અમૃતલાલ માનસંગ દોશી | મુંબઈ |
| ૧૦૦૧ | શ્રી છબલબેન ખુશાલચંદ ( ખીલોસવાળા ) | રાજકોટ |
| ૫૦૧ | શ્રી ભાઈચંદ ગુલાબચંદ ગોડા | ઘાટકોપર |
| ,, | શ્રી ગંભીરદાસ મુલજી પારેખ | ,, |
| ,, | શ્રી બચુભાઈ ગુલાબચંદ દોશી | ,, |

| | | |
|---|---|---|
| ,, | શ્રી રમણીકલાલ માધવજી રૈયાણી | ,, |
| ,, | ગં. સ્વ. સુંદરબેન ગુલાબચંદ ગોડા | ,, |
| ,, | શ્રી કિશોરચન્દ્ર પ્રાણજીવન મહેતા | ,, |
| ,, | શ્રી બીપીનચન્દ્ર પ્રાણજીવન મહેતા | ,, |
| ,, | શ્રી જયાબેન નાનાલાલ દોશી | ,, |
| ,, | શ્રી નાથાલાલ માણેકચંદ રૂપાણી | ,, |
| ,, | અ. સૌ. રમાલક્ષ્મી મણીલાલ જે. દેશાઈ | ,, |
| ,, | શ્રી દલપતરાય વસનજી લાઠીયા | ,, |
| ,, | શ્રી પ્રભાબેન કેશવલાલ મોહનલાલ | ,, |
| ૨૫૧ | શ્રી હીરાબેન સુખલાલ ડૉકટર | ,, |
| ,, | શ્રી નરભેરામ મોરારજી ઝાટકીઆ | ,, |
| ,, | શ્રી અમૃતબેન માણેકચંદ લાખાણી | ,, |
| ,, | શ્રી નાનાલાલ દેવચંદ પોપટાણી | માટુંગા |
| ,, | શ્રી કેશવલાલ મોહનલાલ | ,, |
| ,, | શ્રી પુષ્પાબેન ચંદ્રકાન્ત દોશી | ,, |
| ,, | શ્રી પ્રાણકુંવરબેન હેમાણી | ,, |
| ,, | શ્રી જગન્નાથ હીરાચંદ જસાણી | ઘાટકોપર |
| ,, | શ્રી વનમાલીદાસ વલ્લભજી લાખાણી | ,, |
| ,, | શ્રી પુરુષોત્તમ હંસરાજ શેઠ ધારીવાલા | ,, |
| ૨૦૧ | શ્રી રજનીકાન્ત કેશવલાલ સંઘરાજકા | ,, |
| ૧૫૧ | શેઠ તારાચંદ દીપચંદ અવલાણી | માટુંગા |
| ,, | શ્રી પ્રેમચંદ ફુલચંદ અદાણી | ઘાટકોપર |
| ,, | શ્રી રમણીકલાલ કેશવલાલ ભાયાણી | ,, |
| ,, | શ્રી પ્રાણલાલ કપુરચંદ સંઘરાજકા | ,, |
| ૧૦૧ | શ્રી ઓત્તમચંદ અંદરજી ઝાટકીઆ | ,, |
| ,, | શ્રી રંભાબેન ભાયચંદ દોશી | ,, |
| ,, | શ્રી ધરમચંદ મોહનલાલ ઝાટકીઆ | ,, |
| ,, | શ્રી કીરીટકુમાર કાન્તીલાલ તલસાણીઆ | ,, |
| ,, | શ્રી રસીકલાલ સુખલાલ તુરખીઆ | ,, |
| ,, | શ્રી દલીચંદ મોહનલાલ ઝાટકીઆ | ,, |
| ,, | શ્રી કાન્તીલાલ ગોપાલજી દોશી | ,, |
| ,, | શ્રી જયંતીલાલ હરજીવનદાસ ઘેલાણી | ,, |
| ,, | શ્રી લીલાબેન શાન્તીલાલ ગાંધી | ,, |
| ,, | શ્રી ભાયચંદ નાગજી દોશી | ,, |
| ,, | શ્રી ધારશીભાઈ મોહનલાલ ઝાટકીઆ | ,, |

卐

## શ્રી ઘાટકોપર આગ્રારોડ સ્થા. જૈન શ્રાવક સંઘ ઘાટકોપર (વેસ્ટ)

# સન ૧૯૭૫-૧૯૭૮ની કારોબારી કમીટી

| | |
|---|---|
| શ્રી રસીકલાલ શિવલાલ શાહ | પ્રમુખ તથા ટ્રસ્ટી |
| શ્રી જયંતિલાલ ગંભીરભાઈ પારેખ | ઉપ-પ્રમુખ તથા ટ્રસ્ટી |
| શ્રી પ્રાણજીવન દામોદર મહેતા | ટ્રસ્ટી |
| શ્રી નવનિતલાલ ન્યાલચંદ શેઠ | ,, |
| શ્રી હસમુખલાલ અમૃતલાલ દોશી | ,, |

| | | | |
|---|---|---|---|
| શ્રી રસીકલાલ સુખલાલ તુરખીઆ | મંત્રી | શ્રી પ્રવિણચંદ્ર મોહનલાલ શાહ | ખજાનચી |
| શ્રી વાડીલાલ મગનલાલ ખારા | ,, | શ્રી ભોગીલાલ ગોરધનદાસ ઘાટલીયા | ,, |
| શ્રી ચંદ્રકાંત શિવલાલ શાહ | ,, | શ્રી નટવરલાલ પુરસોત્તમ સંઘવી | સહ-ખજાનચી |

| | |
|---|---|
| શ્રી ચીમનલાલ ચંપકલાલ કપાસી | સભ્યો |
| શ્રી બાબુભાઈ અમીચંદ શેઠ | ,, |
| શ્રી કિશોરભાઈ પ્રાણજીવન મહેતા | ,, |
| શ્રી હીંમતલાલ ગુલાબચંદ ગાંધી | ,, |
| શ્રી અનોપચંદ ઓત્તમચંદ ઝાટકીયા | ,, |
| શ્રી નટવરલાલ સોમજીભાઈ દોસી | ,, |
| શ્રી ચંપકલાલ છોટાલાલ તુરખીયા | ,, |
| શ્રી લલીતભાઈ દ્વારકાદાસ શાહ | ,, |
| શ્રી જસવંતલાલ ન્યાલચંદ દોમડીયા | ,, |
| શ્રી છોટાલાલ રતિલાલ સંઘાણી | ,, |
| શ્રી રવીચંદ ચુનીલાલ વોરા | ,, |
| શ્રી ચંદુલાલ જેચંદભાઈ કામદાર | ,, |
| શ્રી રમણીકલાલ માણેકચંદ દોશી | ,, |
| શ્રી વસંતરાય મોહનલાલ સાઠીયા | ,, |